# श्रीभगवान.



यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

भगवद्गीता अ. ४, श्लोक ७-८

सस्तु साहित्य वर्धक कार्यालय, कालबादेवीरोड, मुंबई नं. २.

શ્રી વેદાન્ત ગ્રન્થમાલાઃ ગ્રન્થ ૧ લો.




# શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા

અથવા

શ્રીજ્ઞાનેશ્વર વિરચિત 'ભાવાર્થ દીપિકા' નો ગુર્જરાનુવાદ.
ચરિત્ર તથા સાર્થ ભગવદ્ગીતા સહિત.

રા. રત્નસિંહ દીપસિંહ પરમાર મુ. ડભોલી (સુરત)
એઓ પાસે અનુવાદ કરાવી પ્રસિદ્ધ કર્ત્તા:

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, કાલબાદેવી—મુંબઈ
તરફથી મંત્રી, ભિક્ષુ—અખંડાનંદ.

પ્રથમાવૃત્તિઃ પ્રત ૨૬૦૦. સંવત ૧૯૬૮.

મૂલ્ય: (કાર્યાલયમાં) રૂ. ૧॥ ઉંચા કાગળ રૂ. ૨, પોષ્ટેજ જુદું.
(અન્યસ્થળે) રૂ. ૧॥। ઉંચા કાગળ રૂ. ૨॥.

गेयं गीता नाम सहस्रं ध्येयं श्रीपतिरूपमजस्रम् ।
नेयं सज्जनसङ्गे चित्तं देयं दीनजनाय च वित्तम् ।
भज गोविंदं भज गोविंदं गोविंदं भज मूढमते ॥

ગીતા અને સહસ્ર નામનું ગાન કર, લક્ષ્મીપતિના રૂપનું નિરંતર ધ્યાન ધર, સજ્જનોના સંગમાં ચિત્ત પરોવ અને દીન મનુષ્યોને વિત્ત આપ. હે મૂઢ મતિ! ગોવિંદને ભજ. ગોવિંદને ભજ. ગોવિંદને ભજ.

શ્રી શંકરાચાર્ય કૃત 'ચર્પટ પંજરિકા' સ્તોત્રમાંથી.



આ પુસ્તક અમદાવાદમાં ધી "ડાયમંડ જ્યુબિલી", પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# આ પુસ્તક મળવાનાં સ્થળ.



આ પુસ્તક નીચલાં સ્થળોએથી રૂ. ૧-૧૦-૦ થી અને ઉંચા કાગળ વાળું રૂ. ૨) ની કિંમતે મળશે. પોષ્ટેજ તથા વી. પી. ખર્ચ જુદું સમજવું.

મુંબઈ............સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય.
ઠે. કાલબાદેવી રોડ, હાથીબિલ્ડીંગ, ત્રીજે દાદરે.

અમદાવાદ........સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયની શાખા.
ઠે. ખમાસાનો ચકલો, જમાલપુર રોડ ઘર નં. ૫૫૭૫

અમદાવાદ...........ધી ગુજરાત સ્વદેશી સ્ટોર કંપની લિમિટેડ. ઠે. જુમા મસીદ સામે.

અમદાવાદ...........બુકસેલર ઝવેરભાઈ ઉમેદભાઈ ઠે. બાલા હનુમાન પાસે.



## અન્ય સ્થળ.



નીચેનાં સ્થળોએથી આ પુસ્તક ટપાલ ખર્ચ જોગી વધુ કિંમતે યાને રૂ. ૧-૧૪-૦ થી તથા ઉંચા કાગળ વાળું રૂ. ૨-૬-૦ ની કિંમતે મળશે.

ભરૂચ...........બુકસેલર ઠાકોરલાલ ચુનીલાલ ઠે. લલ્લુભાઇનો ચકલો.

સુરત...........મનુ અને નાનુ, સ્વદેશી વસ્તુના વેપારી ઠે. કણપીઠ.

વડોદરા.........બુકસેલર મોહનલાલ મનસુખરામ ઠે. લ્હેરીપુરા.

નડિયાદ.........ન્યૂ ગુજરાત બુક ડેપો. ઠે. બજારમાં.

ભાવનગર.......બુકસેલર અબદુલહુસેન આદમજી.

,, .......રા. રા. કરૂણાશંકર ભવાનીશંકર ભટ્ટ ઠે. કણબીવાડ.

રાજકોટ........બુકસેલર બહેચર મેઘજી ઠે. પરાબજાર.

ડાકોર...........બુકસેલર જેઠાલાલ મનસુખરામ ઠે. બજારમાં.

# समर्पण.





नमोऽस्त्वनन्ताय सहस्रमूर्त्तये सहस्रपादाक्षिशिरोरुबाहवे ॥
सहस्रनाम्ने पुरुषाय शाश्वते सहस्रकोटीयुगधारिणे नमः ॥

અંત વિનાના, હજારો સ્વરૂપવાળા, અને હજારો ચરણ, નેત્ર, મસ્તક, સાથળ તથા બાહુવાળા પરમાત્માને નમસ્કાર હો. હજાર નામવાળા અને સહસ્ર કોટી યુગોને ધારણ કરનારા શાશ્વત પરમાત્માને નમસ્કાર હો.

असितगिरिसमं स्यात् कज्जलं सिन्धुपात्रे सुरतरुवरशाखा लेखिनी पत्रमुर्वी ॥
लिखति यदि ग्रहीत्वा शारदा सर्वकालम् तदपि तव गुणानामीश पारं न याति ॥

મહાસાગરરૂપી ખડીઆમાં નીલગિરિ પર્વત જેટલું કાજળ હોય, કલ્પવૃક્ષની ડાળીની કલમ હોય અને તે વડે પૃથ્વીરૂપી કાગળ પર સાક્ષાત્ સરસ્વતી દેવી કદાપિ સર્વકાળ સુધી લખ્યા કરે તોપણ હે નાથ! ત્હારા ગુણનો પાર આવે તેમ નથી.

त्वमेव माता च पिता त्वमेव त्वमेव बंधुश्च सखा त्वमेव ।
त्वमेव विद्या द्रविणं त्वमेव त्वमेव सर्वं मम देव देव ॥

તમેજ મારી માતા છો, તમેજ મારા પિતા છો, તમેજ મારા બંધુ છો, તમેજ મારા મિત્ર છો, તમેજ મારી વિદ્યા છો, અને તમેજ મારૂં દ્રવ્ય છો, હે દેવના દેવ! તમેજ મારૂં સર્વસ્વ છો!

कायेन वाचा मनसेन्द्रियैर्वा बुद्ध्यात्मना वा प्रकृतेः स्वभावात् ॥
करोमि यद्यत्सकलं परस्मै नारायणायेति समर्पयामि ॥

કાયા, વાણી અને મનથી, ઇન્દ્રિયોથી, બુદ્ધિથી, અહંભાવથી કે પ્રકૃતિના સ્વભાવથી જે જે કંઇ હું કરૂં છું; તે સર્વ પરબ્રહ્મ નારાયણને સમર્પણ કરૂં છું.

# અનુક્રમણિકા.

## પ્રકીર્ણ વિષયો. ( વધારાનાં પૃષ્ઠોમાં. )



## શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા.

# मंगल.



ॐ पार्थाय प्रतिबोधितां भगवता नारायणेन स्वयम् । व्यासेन ग्रथितां पुराणमुनिना मध्येमहाभारतम् ॥अद्वैतामृतवर्षिणीं भगवती मष्टादशाध्यायिनीमम्ब त्वामनुसन्दधामि भगवद्गीते भवद्वेषिणीम्॥

ॐ ભગવાન નારાયણે પોતે અર્જુનને ઉપદેશેલી, પ્રાચીન મહામુનિ શ્રી વેદ વ્યાસજીએ મહાભારત વચ્ચે ગુંથેલી (જોડેલી), અદ્વૈત સિદ્ધાન્તરૂપી અમૃતને વર્ષાવનારી, ભગવતી–એટલે ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્યના આધારરૂપ–અષ્ટાદશ અધ્યાયવાળી અને જન્મ, મરણ, અહંતા, મમતારૂપ સંસારને ટાળનારી હે માતા! હે ભગવદ્ગીતા! હું તારૂં ધ્યાન ધરૂં છું.

प्रपन्नपारिजाताय तोत्रवेत्रैकपाणये । ज्ञानमुद्राय कृष्णाय गीतामृतदुहे नमः ॥

શરણ થનારને કલ્પવૃક્ષની પેઠે ઈચ્છિત ફળને આપનારા, એક હાથમાં ચાબુક ધારણ કરનારા, જ્ઞાન મુદ્રાયુક્ત અને ગીતારૂપી અમૃતનું દોહન કરનારા એવા હે શ્રીકૃષ્ણ! આપને નમસ્કાર હો.

सर्वोपनिषदो गावो दोग्धा गोपालनन्दनः ।
पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥

સર્વ ઉપનિષદોરૂપી ગાયો છે, તેના દોહનાર ગોપાલનંદન શ્રીકૃષ્ણ ભગવાન છે, અર્જુનરૂપ વત્સ (વાછરડો) છે, બુદ્ધિશાળી પુરૂષો તે દૂધના ભોક્તા (પીનારા) છે, અને ગીતામૃત રૂપી ઉત્તમ દૂધ છે.




# વિરાટ સ્વરૂપ દર્શન.




पश्यामि देवांस्तव देव देहे सर्वांस्तथा भूतविशेषसंघान्। ब्रह्माणमीशं कमलासनस्थमृषींश्च सर्वानुरगांश्च दिव्यान्॥

હે દેવ! આપના દેહમાં સર્વે દેવોને, સ્થાવરજંગમરૂપ ભૂતોના સમૂહને, કમળના આસનપર બેઠેલા સર્વના નિયંતા બ્રહ્માને, અને સર્વ ઋષિઓને, તથા દિવ્ય સર્પોને હું જોઉં છું.

अनेकबाहूदरवक्त्रनेत्रं पश्यामि त्वां सर्वतोऽनन्तरूपम्। नान्तं न मध्यं न पुनस्तवादिं पश्यामि विश्वेश्वर विश्वरूप॥

હે વિશ્વેશ્વર! હે વિશ્વરૂપ! અનેક બાહુ, પેટ, મુખ અને નેત્રવાળા, તથા સર્વ બાજુએ અનંત રૂપવાળા આપને હું જોઉં છું, આપના અંતને, મધ્યને અને આદિને હું દેખતો નથી.

अनादिमध्यान्तमनन्तवीर्यमनन्तबाहुं शशिसूर्यनेत्रम्। पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं स्वतेजसा विश्वमिदं तपन्तम्॥

આપને આદિ, મધ્ય અને અંતથી રહિત, અનંતવીર્ય (બળ) વાળા, અનંત બાહુવાળા, ચંદ્ર અને સૂર્યરૂપી નેત્રવાળા, મુખોમાં પ્રજ્વલિત અગ્નિવાળા અને પોતાના તેજવડે આ વિશ્વને તપાવનારા હું જોઉં છું.

શ્રીયુત્ ટેંભુકરવાળા ગ્રંથમાં જ્ઞાનેશ્વરી વિષે કેરલ કોકિલના સંપાદક મહાશયે લખેલી એક વિસ્તૃત અને ઉપયોગી ભૂમિકા આપવામાં આવેલી છે. જેમાંના મુખ્ય અંશોનો ભાવાર્થ ઉપોદ્ઘાત તરિકે આ પુસ્તક સાથે જુદો આપેલો હોવાથી અને જ્ઞાનેશ્વરીનો ઇતિહાસ ઈ૦ વિષયો તેમાં આવેલા હોવાથી અત્ર તે વિષે લખવા જરૂર ધારી નથી.

કેટલાંક પ્રાચીન પુસ્તકોની પેઠે છસો વર્ષ પર રચાયલા જ્ઞાનેશ્વરીના મૂળ ગ્રંથમાં પણ કેટલીક ક્ષેપક ઓવીઓ વધેલી છે. પરન્તુ તે વિષય હજી વિવાદગ્રસ્ત હોવાથી મરાઠીમાં સર્વથી છેલ્લી પ્રસિદ્ધ થયેલી સાખરે મહારાજવાળી સાર્થ જ્ઞાનેશ્વરી કે જેમાં ઓવીની સંખ્યા ૯૦૩૩ ની છે. તેજ સંખ્યા આમાં પણ કાયમ રાખી છે.

આ ગ્રંથ પ્રસિદ્ધ કરવાનો વિચાર ત્રણેક વર્ષપર થતાં આ સંસ્થા તરફથી તે વિષેની જાહેર ખબર, તે પછીનાં હેન્ડબીલો ૪૦ માં આપવામાં આવી હતી; પરંતુ દ્રવ્ય, ભાષાન્તર, પ્રેસ, કાગળો. ઈ૦ બાબતોની ગોઠવણ ખાતે અધિક સમય નીકળી જવાથી તે છેક હાલમાંજ પ્રસિદ્ધ થઈ શકે છે.

આ પુસ્તકમાં શરૂનાં કેટલાંક પૃષ્ઠોમાં વિરામચિન્હોની કેટલીક ભૂલો રહી ગઈ છે. ન્યૂન સાધનવડે વિસ્તૃત કાર્ય લેવું પડતાં, યોગ્ય ખર્ચ અને મનુષ્યોની સગવડના અભાવે ભાષાન્તર, પ્રૂફ તપાસણી, ઈ. બાબતોમાં પણ ન્યૂનતા રહી હોય તો તે ક્ષન્તવ્ય સમજી, તેવી ન્યૂતાઓ લખી જણાવી આ કાર્યમાં સહાયક થવા સુજ્ઞજનોને ખાસ પ્રાર્થના છે; જેથી પુનરાવૃત્તિ પ્રસંગે તે પરથી યોગ્ય સુધારણા કરવાનું બની શકે.

આ ગ્રંથ સાથે થોડાંક ચિત્રો તૈયાર કરાવીને આપી શકાયાં હોત તો તેથી કિંમતમાં એકાદ બે આનાથી વધુ ફેર પડે તેમ નહોતું; પરન્તુ તેની યોજના કરવાનો અને તે પર અમલ કરવાનો સમય અન્ય વ્યવસ્થા આડે ન મળી શકવાથી; ગ્રંથની શરૂમાં ભગવાનની છબી, બીજાં થોડાં સાદાં ચિત્રો, અને જ્ઞાન-પટ તથા સોપાનપટનાં છૂટાં ચિત્રો આપીનેજ સંતોષ માનવો પડયો છે.

જ્ઞાનેશ્વરીનું એક ભાષાન્તર આ ગ્રન્થ પ્રસિદ્ધ થવાની વર્ષેક દિવસ અગાઉ સાધારણ કાગળોપર છપાઇ રૂ. ૪ ની કિંમતે મુંબઇમાં પ્રસિદ્ધ થયેલું છેજ. પરંતુ તેની અગાઉ આ સંસ્થા તરફથી કાર્યની શરૂઆત થઇ ચૂકેલી હોવાથી, તેમજ આ સંસ્થાના સસ્તાપણાના હેતુ તરફ જોતાં માત્ર એટલાજ કારણથી આ કાર્યને પડતું મૂકવું વ્યાજબી ધારવામાં આવ્યું નહોતું.

મનુષ્યોને જ્ઞાનની સાથે ગમ્મત મળે એવા ઉદ્દેશથી જ્ઞાનેશ્વર મહારાજે તથા તેમના કનિષ્ઠ બંધુ સોપાનદેવે ‘ જ્ઞાનપટ ’ અને ‘ સોપાનપટ ’ એવી બે રમતો ઉપજાવી કહાડી છે. આ બંને રમતોનાં ચિત્ર-રમવાની સંક્ષિપ્ત સમજુત સાથે આ સંસ્થા તરફથી છપાવવામાં આવ્યાં છે, જે સગવડ હશે ત્યાં સુધી જ્ઞાનેશ્વરીના ગ્રાહકોને ભેટ દાખલ આપવામાં આવશે. આ રમતો વિષે વધુ વિવેચન આ ગ્રંથમાંના જ્ઞાનેશ્વર મહારાજના ચરિત્રમાં ૫૪ મા પૃષ્ટે આપેલું છે ત્યાં જોવું.

બંને રમતોનાં ચિત્રો જો કે જાડા અને ચીકણા કાગળપરજ છપાવેલાં છે; છતાં એથી એ વધુ ટકાઉપણાની ઇચ્છા હોય તેમને તેની નીચે ગુંદર કે લાહીથી કપડું ચહોડી લેવાની ભલામણ છે.

આ ગ્રંથ મરાઠીપરથી ગુજરાતીમાં તૈયાર કરવાનું કાર્ય ડભોલી જીલ્લે સુરતનિવાસી રા. રા. રત્નસિંહ દીપસિંહ પરમારે જે ત્વરાથી કરી આપ્યું છે, તે બદલ તેમને ખાસ ધન્યવાદ આપવામાં આવે છે.

અમદાવાદના સુપ્રસિદ્ધ ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસના માલીક રા. રા. દેવીદાસ છગનલાલે તેમજ તેમના પ્રેસના ચાલાક માણસોએ આ ગ્રંથ ખાસ ત્વરાથી છાપી આપીને ચાતુર્માસના ધાર્મિક દિવસોમાં તે પ્રસિદ્ધ કરવાનો જે સુયોગ આપ્યો છે; તે બદલ તેઓ પણ ધન્યવાદને પાત્ર છે.

આ ગ્રંથ માટેની નાણાંની સગવડ કંઇક આ સંસ્થાના સ્વતંત્ર ફંડથી, અને કંઇક અન્ય પુસ્તકોનાં નાણાં ભરી દેવાનું તેના ધણીઓની સમ્મતિથી થોડો સમય મુલતવી રાખીને મેળવવામાં આવી છે.

સર્વ જીજ્ઞાસુ બંધુઓના પરમકલ્યાણનિમિત્ત શ્રી જ્ઞાનેશ્વર મહારાજે પૂર્ણ કૃપા કરીને રચેલો આ ગ્રંથ તેજ હેતુથી પ્રસિદ્ધ થાય છે તે સંસ્કારી જનોનો પ્રીતિપાત્ર થાઓ. ॐ તત્સત્.

અધિક આષાઢ કૃષ્ણ એકાદશી. સંવત ૧૯૬૮. ભિક્ષુ–અખંડાનંદ (મંત્રી.)

# ઉપોદ્ઘાત.

( કેરલ કોકિલના સંપાદક અને શ્રીયુત્ કૃષ્ણાજી નારાયણ આઠલ્યે ટેંભૂકર એમણે કરેલા મહારાષ્ટ્રીય અનુવાદવાળી જે જ્ઞાનેશ્વરી પ્રસિદ્ધ થયેલી છે; તેમાં 'મનોગત' એવા મથાળા નીચે એક વિસ્તૃત નિબંધ તેમણે આપેલો છે. જે ઉપયોગી જણાયાથી તે મહાશયોનો ખાસ ઉપકાર માનીને ઉપોદ્ઘાત તરીકે તેમાંના વધુ અગત્યના ભાગોનો ભાવાર્થ ગુર્જર વાંચક વર્ગ માટે નીચે આપવામાં આવ્યો છે.)

મનુષ્ય આ જગત્માં જન્મ્યો એનુંજ નામ તે ભવસાગરમાં અર્થાત્ સંસારસમુદ્રમાં પડયો એમ કહેવાય છે; પરન્તુ તેમ કહેવા કરતાં તે સંશયસાગરમાં પડયો એમ કહેવું વિશેષ શોભે તેમ છે. સંસારનો અર્થજ 'સંશય' એવો ગ્રહણ કરવામાં આવે તો તે અર્થ મનુષ્યને આત્મજ્ઞાનના માર્ગમાં ઉત્તમ સહાયક થઈ પડે તેમ છે. કેમકે જન્મ પર્યંત તે સંશયમાંજ ગુંચવાયલો રહે છે. અને સત્ય તથા અસત્ય, સન્માર્ગ અને કુમાર્ગ, અનુકૂળ અને પ્રતિકૂળ, સુખ અને દુઃખ ઇત્યાદિ દ્વંદ્વોના યથાર્થ જ્ઞાનના અભાવે, ચક્ષુરહિત યા ત્રિદોષ જ્વરના ભોગ થઇ પડેલા એકાદ નૌકાપતિની નૌકાની પેઠે તેની જીવનનૌકા, સંસારસમુદ્રની યાત્રામાં વિવિધ દુઃખ અને વિઘ્નરૂપી ખડકોની સાથે વારંવાર અથડાયાજ કરે છે.

બાળકનો જન્મ થયા પછીથી તેની જ્ઞાનેંદ્રિયો પોતાનાં કાર્ય શરૂ કરે એટલે પ્રથમ તો તેને માતાનો બોધ થાય છે. ભૂખ લાગે તો મા! અને તરસ લાગે તો મા! દુઃખ થાય તો મા! ઠંડી લાગે તો મા! જે કાંઈ થાય તે સર્વના નિવારણને માટે મા, મા અને માનેજ તે ઓળખે છે. તેના પ્રેમનું સ્થાન મા, સર્વસમર્થ મા અને કર્તાધર્તા માજ હોય છે. મા શિવાય જગતમાંની બીજી કોઈ વસ્તુનું મહત્વ તેના ધ્યાનપર હોતુંજ નથી. કોઇ મારવાને આવે, કોઈ ડોળા કાઢે, કિંવા કોઇની ભીતિ લાગે તો તે માતાનીજ સોડમાં ભરાઇ જાય છે. જાણે માતાના જેવો બલિષ્ઠ વીર ત્રિભુવનમાં કોઇ છેજ નહિ એમ તેને લાગે છે; પરંતુ જેમ જેમ જ્ઞાનનો અધિક વિકાસ થવા લાગે છે તેમ તેમ તેની પ્રથમની માન્યતા તેને ભૂલભરેલી લાગે છે. તેના જોવામાં આવે છે કે તેની માતા તેના પિતાની આજ્ઞાનુસાર વર્તે છે અને તેની સેવા કરે છે, એટલુંજ નહિ પરંતુ તેને તે શિક્ષાવચન કહે તે પણ તે મૌન રહીને સહન કરે છે. હવે તે જુએ છે કે જે માતા પ્રત્યેક સંકટમાં તેને છાતી સરસું દાબીને ધીરજ આપે છે, અને તેનું સંરક્ષણ કરે છે તેના કરતાં પિતાજ સર્વોત્તમ છે. પણ આ પછી થોડો વખત વ્યતીત થાય એટલે તેને એ માન્યતા પણ ભૂલભરેલી લાગે છે. કારણ કે સરકારનો એકાદ પટાવાળો આવ્યો એટલે ઘરમાં છૈયાં છોકરાંપર અને સર્વપર અંકુશ રાખનાર પિતા પણ ગભરાઇ જાય છે. આથી પિતાના કરતાં સરકાર બળવાન છે એવી તેના મનની માન્યતા થાય છે. પણ વળી પાછું તેના જોવામાં આવે છે કે એવી બલાઢય સરકારના પંજામાંથી બિનગુનેહગાર ઠરીને છૂટવાને માટે, કિંવા કોઈ મહાવ્યાધિ લાગુ પડયો હોય ત્યારે તેના પંજામાંથી મુક્ત થવાને માટે તે માતાપિતા પ્રભુ આગળ પ્રાર્થના કરે છે; જેથી તે બાળકને જ્ઞાન થાય છે કે સર્વથી સમર્થ તો પરમેશ્વરજ છે.

પછી તે જેમ જેમ ઉમરમાં આવતો જઇને જગતમાં ચાલતી વિવિધ ચર્ચાઓ શ્રવણ કરે છે, તેમ તેમ ઇશ્વરના સંબંધમાં તેમજ બીજા સૂક્ષ્મ વિષયોના સંબંધમાં અનેક સંશય અને તર્કવિતર્ક તેના હૃદયમાં ઉઠવા લાગે છે. પરમેશ્વર નિરાકાર છે કે સાકાર? જો તે નિર્વિકાર, નિરાકાર અને અદૃશ્યજ છે, તો પછી તે છે એમ શાથી કહી શકાય? ગત જન્મોનું જને આપણને સ્મરણ રહેતું નથી તો પછી ગત જન્મો ધરાવનાર પ્રાણી પુનર્જન્મ પામે તોયે શું અને નવું પ્રાણી નિર્માણ થાય તોયે શું? ઉભયનો અર્થ તો એકજ થાય છે. પૂર્વસંચિત અનુસારજ જો પ્રાણીઓને બુદ્ધિ તથા સુખ દુઃખો પ્રાપ્ત થતાં હોય તો જે પ્રાણીનો જન્મ પહેલવહેલોજ હોય તેને પૂર્વ સંચિત શું હોય? તેને બુદ્ધિ ક્યાંથી પ્રાપ્ત થાય અને તેને સુખ દુઃખ શાથી પ્રાપ્ત થાય? આવા સંશયના હજારો તરંગો અંતઃકરણપર એક પછી એક આવીને અથડાય છે અને સંશય રૂપ સમુદ્રમાં તેને ગોથાં ખવરાવ્યાં કરે છે. તેનું જ્ઞાન વારંવાર બદલાતું રહે છે અને તેથી તેને પ્રથમનો સિદ્ધાંત અસત્ય અને પાછળનો સત્ય ભાસે છે. આ પ્રમાણે જ્ઞાન અને

સિદ્ધાંતો બદલાયા કરવાનો ક્રમ ચાલ્યાજ કરે છે. એકાદ કાચનું લોલક બાલ્યદશામાં પ્રાણ સમાન પ્રિય લાગે છે; પણ મોટા થયા પછી જ્યારે આપણે હીરા માણેકનું મૂલ્ય સમજવા લાગીએ છીએ ત્યારે આપણી પ્રથમની સમજણ ભૂલભરેલી લાગે છે; અને સુવર્ણ, રત્નો ઈત્યાદિ ખરી સંપત્તિ છે એમ લાગવા માંડે છે. (પછી પ્રસંગવશાત્ મનને ઉપરતિ થાય અને પૂર્વ પુણ્યના યોગે કોઈ યોગ્ય સદ્‌ગુરુનો કિંવા ચિંતામણિ રૂપ પ્રત્યક્ષ ઈશ્વરનોજ પ્રસાદ પ્રાપ્ત થાય; તો વળી જગતની સર્વે વસ્તુઓ પણ તુચ્છ લાગે, અને ખરા સુખનું સાધન તથા ખરી સંપત્તિ કોઈ નિરાળીજ વસ્તુ થઈ પડે; તો તે વાત જૂદી છે.)

'ચક્ષુથી દેખાય તેજ સત્ય' એ સિદ્ધાંત જો સત્ય માનીએ તો તેની દશા પણ ઉપર નિર્દિષ્ટ સિદ્ધાંતોના જેવીજ થાય છે. સૂર્ય પ્રત્યેક દિવસે પૂર્વમાંથી નીકળી પશ્ચિમમાં જતો પ્રત્યક્ષ આપણી આંખોથી દેખાય છે; પરંતુ આપણે શાળામાં થોડા દિવસ ભણીએ છીએ એટલે ત્યાંનો શિક્ષક આ વાતને સર્વથા અસત્ય ઠેરવે છે. તે કહે છે કે "સૂર્ય લેશ પણ ફરતો નથી; પરંતુ આ પૃથ્વીની સાથે તમે અને અમેજ પ્રતિ કલાકે એક હજાર માઈલની પૂર્વ તરફ મુસાફરી કરીએ છીએ" અને સબળ પ્રમાણો આપીને તે આ વાત એવી રીતે સિદ્ધ કરે છે કે આપણે તેને અસત્ય ઠેરવી શકતા નથી. પાશ્ચાત્ય પ્રજાના જેવા વ્યવહાર-શાસ્ત્રમાં પારંગત થયેલા લોકોની દશા પણ આવીજ છે. જે યુક્તિને અપૂર્વ કહીને તે આજે તેની પ્રશંસા કરે છે; તેનુંજ થોડાં વર્ષો વ્યતીત થયા પછી તેઓ ઉપહાસ્ય કરે છે. અર્થાત્ તે ભૂલભરેલી છે એમ કબુલ કરે છે. આ સંબંધે તારયંત્રનું ઉદાહરણ પુરતું થઇ પડશે. જ્યારે તારયંત્રનું કામ પ્રથમ શરૂ થયું, ત્યારે એમ માનવામાં આવતું હતું કે જ્યાં આગગાડીના પાટા હોય ત્યાં આગળજ તારનાં દોરડાં નાંખી શકાય છે; કારણ કે તેમાં વિદ્યુદ્વાહક શક્તિ રહેલી છે. પરંતુ પાછળથી એક માણસે એવી શોધ કરી કે જમીનમાંજ વિદ્યુદ્વાહક શક્તિ છે; માટે ગમે ત્યાં તારનાં દોરડાં નાંખી શકાય છે. આથી આજે આપણે જોઇએ છીએ તે પ્રમાણે જ્યાં ત્યાં તાર શરૂ થઈ ગયા છે. આ પ્રમાણે પ્રથમની શોધનું ઉપહાસ્ય થયું. અને પાછલી શોધની પ્રશંસા થવા લાગી.

તાત્પર્ય એ છે કે ભૂતકાળમાં થયેલી શોધો આપણને અપક્વ લાગે છે. અને વર્તમાન સમયની શોધો ઉત્તમ અને પક્વ લાગે છે. પાછી વળી તેથી પણ આગળ વધેલી શોધો થાય છે કે, હાલની શોધોનો દરજ્જો ઘટી જાય છે. નિશ્ચયોની ફેરફારીની પરંપરા પણ સર્વ મનુષ્યોની પાછળ આ પ્રમાણેજ લાગી રહી છે.

જો કોઈ મનુષ્ય [1]મૃત્તિકાને લઇને મ્હોમાં નાખે તો તે સ્વાદરહિત લાગે છે. આથી તેમાં કોઈ પણ પ્રકારનો સ્વાદ નથી એમ કહેવામાં આવે છે; પરંતુ ખરૂં જોતાં જગતમાં જેટલા રસ છે તે સર્વે તેમાંજ ભરેલા છે. એક ચિચુડો લઇને મ્હોંમાં નાખવામાં આવે તો તે ખાટો લાગતો નથી, પરંતુ તેનેજ જમીનમાં રોપવામાં આવે તો તે પૃથ્વીમાં રહેલા સર્વે રસોનું પૃથક્કરણ કરીને તેમાંથી કેવળ ખાટા રસનુંજ શોષણ કરે છે. આ ખાટો રસ કેવળ ચિચુડાના ફળ (આમલી) માં આવે છે; એટલુંજ નહિ પરંતુ પાંદડાંમાં સુદ્ધાં તે ઓતપ્રોત ભરાઈ જાય છે. આ પ્રમાણે પ્રત્યેક વનસ્પતિના સંબંધમાં સમજી લેવું. શેરડીનો સાંઠો ફક્ત મીઠોજ રસ શોષીને ઉપર લઈ જાય છે; મરચાંનું બી તીખો રસ શોષીને મરચાંનું પોષણ કરે છે; કાચકો (કચ્ચું) કટુરસ શોષીને વૃદ્ધિંગત થાય છે; આ પરથી સિદ્ધ થાય છે કે પ્રત્યેક બીજના અંગમાં પૃથ્વીના સર્વ રસોનું પૃથક્કરણ કરીને એક એક વિવક્ષિત રસ ગ્રહણ કરવાની શક્તિ છે. પૃથ્વીને જમીન કહો કે માટી કહો કિંવા તેને સ્વાદરહિત જડ વસ્તુ કહો, પરંતુ સર્વે રસો તેમાં ભરેલા છે. અને એથીજ સંસ્કૃતમાં એને 'રસા' એવું અન્વર્થક, ગુણવિશિષ્ટ અને વ્યાપક નામ પ્રાપ્ત થયું છે.

બીજું ઉદાહરણ રંગનું લ્યો. વાદળી અને પીળો રંગ મળીને લીલો રંગ થાય છે; કિરમજી અને શુભ્ર રંગ મળીને ગુલાબી રંગ થાય છે; પીળો અને લાલ મળીને નારંગી રંગ થાય છે; આ પ્રમાણે રંગોની ઉત્પત્તિ કહી શકાય છે. પરંતુ શુક્લવર્ણ અન્ય કોઈ પણ રંગના મિશ્રણથી થાય છે એવી કલ્પના સુદ્ધાં મનમાં આવી શકતી નથી. જ્યારે વાસ્તવમાં સર્વે રંગોનું મિશ્રણ એજ શુભ્ર રંગ છે.

---

૧ મૃત શબ્દમાંથી મૃત્તિકાની ઉત્પત્તિ છે. મૃત શરીરોના રાશિનેજ મૃત્તિકા કહેવામાં આવે છે. માટે પૃથ્વી એ પ્રાણીઓનાં અનંત કોટિ કલેવરોનુંજ સ્હેજ રૂપાંતર છે. વિવિધ ખનિજ પદાર્થોપરથી આવીજ પ્રતીતિ થાય છે.

સર્વ રંગોના યોગ્ય પ્રમાણસરના મિશ્રણથી શુભ્ર રંગ તૈયાર થાય છે. એ વાત સર્વાંશે સત્ય છે. તડકાનો રંગ સફેદ દેખાય છે; પરંતુ તેમાં પાસાદાર કાચનું લોલક મુકવામાં આવે તો સૂર્યકિરણોનું પૃથક્કરણ થઈ તેમાંથી લાલ, પિળો, જાંબુડી ઈત્યાદિ સાત રંગો બહાર નીકળે છે; એ વાત તો હાલના સાધારણ વિદ્યાર્થીઓ પણ જાણે છે. આપરથી તડકાનો શુભ્ર વર્ણ પણ ભિન્ન ભિન્ન અનેક રંગો મળીનેજ થયો છે એ વાત લક્ષમાં આવે છે. આજ વિચારને જો આગળ વધારવામાં આવે તો આકાશ એટલે કાંઈ નહિ એમ જે આપણે સમજીએ છીએ. તે સમજ પણ ભૂલભરેલી છે એમ જણાય છે; અને આકાશ એટલે સર્વ વસ્તુ એવી આપણને પ્રતીતિ થાય છે.

હવે પ્રકાશ અને અંધારૂં એટલે શું ? એક મનુષ્ય ભરમધ્યાન્હકાળે એક ઓરડીમાં બેસીને પુસ્તક વાંચે છે અને બીજો બહારથી આવે છે તે તેની સાથે અથડાઈ પડે છે. જે પ્રકાશ એકની દ્રષ્ટિને લેશ પણ દેખાતો નથી, તે અન્યને પુસ્તક વાંચવાને પુરતો થઈ પડે છે. અંધારી રાત્રિમાં આપણને લેશ પણ દેખાતું નથી; અને ઘુવડાદિ પક્ષીઓ તે સમયે આનંદથી વિહાર કરે છે. એટલુંજ નહિ પરંતુ તેજ તેનો દિવસ હોય છે અને આપણો દિવસ તે તેની રાત્રિ છે. આથી સિદ્ધ થાય છે કે આપણે જ્યાં પ્રકાશ નથી એમ કહીએ છીએ ત્યાં પ્રકાશ હોવોજ જોઇએ. આપણી જોવાની શક્તિના પ્રમાણ કરતાં જો અધિક પ્રકાશ હોય તો તે પણ આપણને દેખાતો નથી; અને કમી હોય તો તે પણ આપણને દેખાતો નથી. અધિક પ્રકાશને જોતાં આપણે ‘ આંખો ઝાંખ મારી જાય છે ’ એમ કહીએ છીએ એટલુંજ માત્ર અંતર છે. શીતળતા અને ઉષ્ણતાની વાત પણ આવીજ છે. ત્રણ પાત્રો લઇ એકમાં ખૂબ ગરમ હાથ દાઝી જાય એવું પાણી ભરવું, બીજામાં ખૂબ શીતળ હાથ અકડી જાય એવું પાણી ભરવું, અને એકમાં સમશીતોષ્ણ પાણી ભરવું. પછી એક મનુષ્યને ગરમ પાણીના પાત્રમાં હાથ નાખવાનું કહેવું, અને બીજાને અતિશય શીતળ પાણીમાં હાથ નાખવાનું કહેવું. પછી જ્યારે પાણીમાં હાથ રાખવા દુઃસહ થઇ પડે ત્યારે બન્નેને પેલા સાધારણ પાણીના પાત્રમાં પોતાના હાથ બોળવાને કહેવું. આથી એક કહેશે કે “ આ પાણી અતિ ઠંડું છે ” અને બીજો કહેશે કે “ આ પાણી ગરમ છે ” તે પાત્રમાં પાણી એકજ પ્રકારનું હોવા છતાં એકને તે શીતલ અને બીજાને ઉષ્ણ લાગે છે. જેથી શીતલતા અને ઉષ્ણતા વચ્ચેનો ભેદ પણ ક્યાં સુધી સત્ય છે તે સહજ ધ્યાનમાં આવશે.

મોટા મોટા વિજ્ઞાનવેત્તાઓએ ગહન વિચાર કર્યા પછી જે વ્યાખ્યાઓ ઠરાવી છે તે પણ કેટલે અંશે સત્ય છે ? ‘ જેને સ્થિતિ માત્ર છે પરંતુ પરિમાણ નથી તેને બિંદુ કહેવામાં આવે છે ’ આનો અર્થ શું ? અને આવી કોટિનું બિંદુ અસ્તિત્વમાંજ ક્યાંથી હોઈ શકે ? બિંદુ ગમે તેટલું સૂક્ષ્મ હોય તો પણ તેને પરિમાણ તો હોવુંજ જોઇએ. બિંદુ સૂક્ષ્મ હશે તો સૂક્ષ્મદર્શક યંત્રવતી તેનું પરિમાણ કાઢી શકાશે. માટે પરિમાણ તો હોવુંજ જોઇએ. પરિમાણ જો ન હોય તો બિંદુનું અસ્તિત્વજ શી રીતે માની શકાય ? આજ સ્થિતિ રેષાની વ્યાખ્યાની પણ છે. ‘ જેને માત્ર લંબાઈ છે પણ પહોળાઇ નથી ’ આ લક્ષણ લક્ષમાં રાખી રેષા શી રીતે કાઢવી ? ગમે તેવી પાતળી રેષા હોય તોપણ તેને ગર્ભ તો હોવાનોજ, અને તેની બન્ને બાજુએ હદ તો હોવાનીજ. જ્યાં ત્યાં આવોજ ગુંચવણ ભરેલો પ્રકાર ચાલી રહ્યો છે. પ્રત્યેક દિવસે આપણે સૂર્યને આપણી આંખોવતી જોઇએ છીએ, પરંતુ આપણે જ્યાં તેને જોઈએ છીએ ત્યાં તે હોય છે કે ? જો એકાદ હુશીઆર ગોલંદાજ સૂર્ય તરફ નિશાન તાકીને એક તોપનો ગોળો છોડે તો તે સૂર્યને છોડીને કોટયાવધિ યોજનો દૂર ક્યાંનો ક્યાંય ચાલ્યો જશે ! કારણ કે સૂર્યનું ખરૂં સ્થાન અને આપણને જે કિરણો દ્રશ્ય થાય છે તેની વચ્ચે—વાતાવરણમાં કિરણોનું વક્રીભવન થાય છે તેથી કરીને—અષ્ટાદશ અંશનો ફરક છે.

હવે જન્મની પૂર્વેના બીજનું—શૂન્યનું દ્રષ્ટાંત લ્યો. શૂન્યમાંથી બાલ્ય, બાલ્યમાંથી તારુણ્ય, પછી વૃદ્ધાવસ્થા અને તે પછી પુનઃ શૂન્ય કિંવા બીજ, આ પ્રમાણે સૃષ્ટિનો ક્રમ ચાલે છે. અહિંઆં એક વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે શૂન્ય એટલે વસ્તુનો સર્વથા અભાવ નહિ, પરંતુ શૂન્ય એટલે વસ્તુની મૂળ (બીજ) અવસ્થા. માટે આકાશ એટલે કાંઈ નહિ એમ નથી, પરંતુ આકાશ પ્રત્યેક વસ્તુનું બીજ છે—અનેક બીજોનો સંગ્રહ એ આકાશ છે. ધાન્યના બીજનો ભંડાર જે પ્રમાણે કણમાં છે તે

પ્રમાણે પ્રાણીઓના બીજનો ભંડાર આકાશમાં છે. કોઈ પણ વસ્તુનો કદી પણ આત્યંતિક નાશ હોતો નથી. બ્રહ્માંડ એ સર્વ રૂપાંતરોનો બજાર છે. છતાં કોઇ પણ વસ્તુ આપણી દ્રષ્ટિમર્યાદાથી અતીત થાય છે, એટલે અજ્ઞાનને લીધે આપણે તેને નાશ પામેલી માનીએ છીએ.

બરફનું પાણી થાય છે; પાણીની વરાળ બને છે; વરાળમાંથી મેઘ–વૃષ્ટિ થાય છે; તેમાંથી પાછી નદી બને છે; નદીઓથી સમુદ્ર બને છે; અને સમુદ્રમાંથી પુનઃ બરફની ઉત્પત્તિ થાય છે. આ પ્રમાણે સૃષ્ટિચક્ર ફર્યા જ કરે છે. બરફનો નાશ એટલે પાણીની ઉત્પત્તિ. પાણીનો નાશ એટલે વરાળનો જન્મ- વરાળ આપણી દ્રષ્ટિ મર્યાદાથી બહાર જાય છે, એટલે આપણે પાણીનો નાશ થયો એમ કહીએ છીએ; પરંતુ નાશ કોઇ પણ વસ્તુનો થતોજ નથી.

આપણી ચારે બાજુએ આવેલા સંશયસાગરનો વિસ્તાર કેટલો અગાધ છે, તેની થોડીક કલ્પના આપણા મનમાં આવે એટલા માટે આટલા વિસ્તાર સાથે તેનું વિવેચન કરવામાં આવ્યું છે. આ પ્રમાણે જો કોઈ પણ વ્યાખ્યા સત્ય ન હોય તો પછી સત્ય શી વસ્તુ છે? અને આપણે કયાં સત્ય વસ્તુમાંથી સુખની પ્રાપ્તિ કરવી? એવો પ્રશ્ન સહજજ ઉદ્ભવે છે.

જીવની સર્વ ખટપટ અને દોડાદોડ એક માત્ર સુખને અર્થેજ હોય છે. છતાં 'સુખ' એ શી વસ્તુ છે, કયે ઠેકાણે છે, અને શું કરવાથી તે મેળવી શકાય છે; તેની તેને ખબર હોતી નથી તેથી, તેમ તેવી ખબર મેળવવાની જરૂર છે કે કેમ તેનો વિચાર પણ તેના મનમાં આવતો નથી, તેથી તે બિચારો પૂર્વમાં જવું હોય અને પશ્ચિમનો રસ્તો પકડે છે. અને ઉપર જણાવ્યું તેમ એકથી બીજા અને બીજાથી ત્રીજા વિચાર અને નિશ્ચયને આધીન થતો જઇને વખતો વખત અનેકવિધ પ્રવૃત્તિઓ કર્યા કરે છે; પણ મૂળ ધારણા–કે જે ધારણાની ખબર પણ તેને બરાબર હોતી નથી–તે સ્થિર સુખની ધારણાની સફળતા કશાથી તે મેળવી શકતો નથી. જગતના થોડા યા ઘણા પદાર્થો દુઃખે પાપે કદાચ તે મેળવી શકે છે તોપણ, બહુમાં બહુ તો માત્ર પ્રાપ્તિકાળે જ ક્ષણ માત્ર આનંદ આપ્યા પછી વિશેષની કામનાજન્ય વિક્ષેપને લીધે તે પણ નીરસ થઈ પડે છે. એટલું જ નહીં પરંતુ પ્રાપ્ત પદાર્થોના સદુપયોગ વા દુરૂપયોગના જ્ઞાનના અભાવે ઘણી વખત તો તે ઉલટા દુઃખદાયક થઈ પડે છે.

આ પ્રકારે તાપથી તપ્ત થયેલો મૃગ જેમ મરુભૂમિના ઉજ્જડ વેરાનમાં પાણીને માટે ભટકે છે; અને દોડી દોડીને ઉલટો પોતાની તૃષા અધિક વધારી મૂકે છે; તેના જેવીજ મનુષ્યની સ્થિતિ રહ્યા કરે છે. જે પ્રમાણે એકાદ જન્માંધ રાજમાર્ગની શોધમાં દોડતો દોડતો જાય છે, અને ઉંડા ખાડામાં તુટી પડે છે; તે પ્રમાણે સર્વ મનુષ્યો સુખની શોધમાં જઇ દુઃખજ મેળવે છે.

આ પ્રમાણે સુખને માટે જે જે પ્રયત્નો કરવામાં આવે છે તે સઘળા શાખા તોડી પલ્લવ કરવા, ઘર તોડીને દેવળ બાંધવા, લોકને લૂંટીને સદાવ્રત કાઢવા, મસ્તકપર વસ્ત્ર ઓઢી નીચેનું અંગ ખુલ્લું રાખવા, મહેલ તોડીને મંડપ કરવા, ઘર બાળીને તાપણું કરવા, બળદ વેચીને ગર્ધવ ખરીદ કરવા, તથા પોપટને વેચી પાંજરૂં ખરીદ કરવા જેવાજ છે. સાધારણ લોકો જે સ્થળે સુખ છે એવી કલ્પના કરે છે તે સ્થળે સુખનો ગંધ પણ હોતો નથી એટલુંજ નહિં; પરંતુ ત્યાં ભયંકર દુઃખજ હોય છે. આપણે મનુષ્ય પ્રાણીઓ સર્વ કરતાં શ્રેષ્ઠ, જ્ઞાની, પરિપૂર્ણ અને વિચારવંત છીએ એવી ગમે તેટલી વડાઇ હાંકીએ તોપણ ગળાને પકડી પોતાનો પ્રાણ ખોનાર મત્સ્યના કરતાં આપણી સ્થિતિ વિશેષ સારી નથી. ઉલટી તેથી પણ વધુ ખરાબ છે. કારણકે મત્સ્ય તો જ્ઞાનશૂન્ય છે અને આપણે તો જ્ઞાની હોવાનો દાવો કરીએ છીએ. તે મત્સ્ય તો ગળનો સ્વભાવ જાણતું નથી, અને આપણે તો સંસાર મૃગજળ માત્ર છે એમ જાણીએ છીએ; અને તે છતાં પણ સંસારરૂપી ગળને પકડવા જઇએ છીએ! તો શું આપણે સર્વ પ્રાણીઓમાં સૌથી વિશેષ અજ્ઞાની નથી? સંસાર એક ગળજ છે અને વિષયસુખ તે ગળની સાથે લગાડેલું માંસ છે. તેની લાલચથી આપણે સમસ્ત સંસારને એકદમ આપણા મુખમાં લઇએ છીએ અને તેનો પ્રાણહારક કાંટો આપણને લાગે છે ત્યારે આપણે વેદનાથી વ્યથિત થઇને ખેંચતાણ કરવા મંડી પડીએ છીએ. પરંતુ તેથી આપણે અધિકજ વ્યાકુળ બની જઇએ છીએ? આ અનુભવ કયા મનુષ્યને

નહિ મળ્યો હોય? આથીજ શ્રી સમર્થ રામદાસ સ્વામી કહે છે કે–"**મૂર્ખા આજી પરમ મૂર્ખ, જો સંસારી માની સુખ, સંસાર દુઃખા ચેવઢેં દુઃખ, આણ્ી કનાહીં.**" વળી જ્ઞાનદેવ અને તુકારામ જેવા સાધુઓ પણ કહે છે કે "કોણુ જાણે ખરેં ખોટેં, જગ ચાલલેં ઉફરાટેં! (ખરૂં ખોટું કોણુ જાણે છે? જગત્ તો ઊંધું જ ચાલે છે!)"

આ પ્રમાણે હરઘડી ઠોકરો વાગવા લાગે છે; વારંવાર રસ્તો ચૂકી જઇ આડ માર્ગે અથડાવું પડે છે; માર્ગદર્શક ચિન્હોનો વિલય થઈ દિશા ભૂલી જવાય છે; સંશયસાગરના તરંગો એક પછી એક આવવા લાગે છે અને તે જીવને અકળાવી નાંખે છે; આવી સ્થિતિ થતાં આ કરૂં કે તે કરૂં? આ કાર્ય ઉત્તમ કે પેલું કાર્ય ઉત્તમ? આ વસ્તુમાં સુખ છે કે પેલી વસ્તુમાં? આ માર્ગ અનુકૂળ છે કે પેલો? આ માર્ગમાં જય છે કે પેલામાં? અહિંઆં જઇશું તો યશ પ્રાપ્ત થશે કે ત્યાં જઇશું તો યશ મળશે! આવાજ જપ મનુષ્ય પ્રતિદિન કર્યા કરે છે. સોમલમાંના કીડાને સોમલજ ષડ્રસ ભોજન લાગે છે, નરકમાંના કીડાને નરકજ વિલાસમંદિર લાગે છે, અને મદ્યપાન કરનારને મદ્યજ અમૃત સમાન લાગે છે! પરંતુ જેને થોડી પણ બુદ્ધિ છે, જેને લેશ પણ સારાસાર વિવેક છે; જેના અંતઃકરણમાં જરા પણ વિચારની સ્ફૂર્તિ જાગૃત છે, તેના મનમાં નીચેની પ્રશ્નપરંપરા આવ્યા વિના રહેશે નહિ. અને તેને પરિણામે તે મનુષ્ય, બન્ને છેડાની સ્થિતિ સમાન છે એ તત્ત્વપર–અતિ શાંત અથવા અતિ ઉદ્વિગ્ન સ્થિતિમાં–તે આવશેજ આવશે.

પૃથ્વી કેવડી છે? ચંદ્ર સૂર્યની પેલી તરફ શું છે? આપણી સૂર્યમાળા જેવી સૂર્યમાળાઓ અને આપણા સૂર્ય જેવા સૂર્યો અસ્તિત્વ ધરાવે છે એમ કહેવાય છે; તો કેટલી સૂર્યમાળાઓ અને કેટલા સૂર્યો આ વિશ્વમાં વિદ્યમાન હશે? તેની પેલી તરફ શું હશે? આ વિશ્વની મર્યાદા ક્યાં સુધી હશે? અને આ વિશ્વ આ પ્રમાણે ક્યાં સુધી ચાલશે? સર્વનો લય થઇને કલ્પાંત થાય છે; પરંતુ કલ્પાંતની પાછળ શું હશે? ઈશ્વર નામની કોઇ વ્યક્તિ છે કે નહિ? જો હોય તો તે દ્રષ્ટિગોચર શા માટે થતો નથી. મરણ પછી આપણી શી ગતિ થાય છે? કોઇ પણ વસ્તુનો નાશ નથી એમ કહેવાય છે તો મૃત્યુ પછી આપણું શું થતું હશે? જો યમદંડ ભોગવવાનો હોય તો દેહાવસાન થયા પછી શી રીતે ભોગવવો પડે છે? જો યમદંડ ભોગવવાનો ન હોય તો ઈશ્વરને ઘેર બધો અંધેર કારભાર ચાલે છે એમજ કહેવું જોઇએ! પુનર્જન્મનો સંભવ છે કે નહિ? ગત જન્મોનું આપણને સ્મરણ રહેતું નથી તેથી પુનર્જન્મ પ્રાપ્ત થાય અથવા નવા જીવનું નિર્માણ થાય એ બન્નેનો અર્થ એકજ થાય ને? સર્વ બ્રહ્માંડ જો દ્વૈતમય અદ્વૈત હોય તો પછી પાપ પુણ્યમાં ભેદ શા માટે માનવો? ભેદાભેદ કાલ્પનિક હોય એમ સિદ્ધ થાય છે તો પાપ પુણ્ય, નીતિ અનીતિ વગેરેને સત્ય શા માટે માનવાં? અને આપણી પાસેની વસ્તુ અન્યને આપીને પરોપકાર પણ શા માટે કરવો? લોકોનાં ગળાં રેંસી આપણો ખજાનો તર શા માટે ન કરવો? "શ્રીમંતનો પ્રાણ લેવો એ જો પાપ હોય તો તેનું સર્વસ્વ આપણા હસ્તમાં આવે એ શું પુણ્ય નથી? બળવાન નિર્બળને ખાઇ જાય છે એ જો પાપ હોય તો મત્સ્ય નિઃસંતાન શા માટે થતાં નથી? પ્રત્યેક લગ્ન શુભ મુહૂર્ત જોઇને કરવામાં આવે છે તોપણ આ જગતમાં આટલી બધી વિધવાઓ શા માટે છે? પ્રજોત્પત્તિને માટે આપણે વિધિપૂર્વક લગ્ન કરવાની ખટપટ કરીએ છીએ; પરંતુ પશુપક્ષ્યાદિ જાતી કે જેની સંતતિનો પાર નથી તેનાં લગ્નો કોણે વિધિપૂર્વક કર્યાં હતાં? ચોરીનું દ્રવ્ય વિષરૂપ કોને થઈ પડયું છે? વ્યભિચાર કરવાથી કોને કોડ નિકળ્યો છે? આપણે જાતેજ મરી જઇએ છીએ તો પછી ફળ ભોગવવાને કોણ અવશિષ્ટ રહે છે? દેવ દેખાતા નથી માટે તે છે એમ બોલવું વ્યર્થ છે!" ઈત્યાદિ ચાર્વાક મતો અને આસુરી વિચારો પણ મનમાં ઉપસ્થિત થયા વિના રહેતા નથી.

ત્યારે હવે એ સર્વ પ્રશ્નોનું સમાધાન ક્યાંથી પ્રાપ્ત કરવું? એ પ્રશ્ન ઉદ્ભવે છે. આ સમાધાન **અધ્યાત્મ શાસ્ત્રના–બ્રહ્મવિદ્યાના અભ્યાસથી પ્રાપ્ત થાય છે. યંત્રશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર કે ભૂગર્ભશાસ્ત્ર ઇત્યાદિ લૌકિક વિદ્યાઓ એ યથાર્થ જ્ઞાન યાને બ્રહ્મવિદ્યાનાં પરંપરાએ સાધન છે; પરંતુ તેઓ સાક્ષાત્ બ્રહ્મવિદ્યાનો–આત્મવિદ્યાનો બોધ આપી શકવાને સમર્થ નથી. આત્મબોધ એજ સત્ય જ્ઞાન છે. આ સર્વ બ્રહ્માંડનું મૂળ તત્ત્વ જે છે તેનું નામ બ્રહ્મ છે. એ બ્રહ્મનું યથાર્થ જ્ઞાન થયું એટલે સર્વ જ્ઞાન થયું સમજવું. સર્વ સુખોનો ખરો ભંડાર માત્ર એ જ્ઞાનજ છે. એને આત્મજ્ઞાન કહો કે બ્રહ્મજ્ઞાન કહો એ સર્વ એકજ છે.**

આ બ્રહ્મજ્ઞાન મેળવવાને માટે ચંદ્ર સૂર્ય સમાન દૂર દૂરના પદાર્થોના પ્રશ્નોનો નિર્ણય કરવાની જરૂર નથી; પરંતુ "હું કોણ?" એનોજ વિચાર અને એનોજ નિર્ણય સર્વેથી પ્રથમ કરવાની જરૂર છે. એના નિર્ણયમાંજ સર્વ પ્રશ્નો અને તેના ઉત્તરો સમાઈ જઇ તેનો નીકાલ થઇ જાય છે.

આપણી પાસેમાં પાસે આપણા આત્મા શિવાય–આપણા "હું" પણા શિવાય–અન્ય કોઇ પણ વસ્તુ નથી; છતાં ચમત્કાર તો જુઓ કે આપણે આપણુનેજ જાણતા નથી! હું તે હાડ છું, કે ચર્મ છું, કે માંસ છું, કે મસ્તક છું, કે પાય છું? હું છું કોણ? એ વિષે વિચાર કરવા લાગતાં આખરે શૂન્યનીજ નિષ્પત્તિ થાય છે કે હું એટલે કાંઇજ નહિ. એટલા માટેજ શ્રીમચ્છંકરાચાર્યાદિકોએ **"બ્રહ્મસત્યં જગન્મિથ્યા"** એવા સિદ્ધાંતો બોધ્યા છે. એટલા માટેજ પૂર્વે કહેલા "દ્વૈતમય અદ્વૈત" સિદ્ધાંતાનુસાર હું એટલે કાંઈ નહિ અને કાંઇ નહિ એટલે સર્વ વસ્તુ તે હુંજ છું. ત્યારે આ સર્વેનું મૂળ શું? એવી સહજ જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે. જે એક તત્ત્વને આ બ્રહ્માંડની સાથે સંબંધ છે તે તત્ત્વનેજ 'પરબ્રહ્મ' કહેવામાં આવે છે. પરબ્રહ્મને એક અનાદ્યનંત અતિ વિસ્તૃત વૃક્ષ ધારીયે તો જીવસૃષ્ટિ એ તેની શાખાઓ છે. વેદ તેનાં પાંદડાં છે. અને રામકૃષ્ણાદિ અવતારો એ તેને આવેલાં સુંદર ફળો છે. કિંવા 'બ્રહ્મ' એ પરમાત્માનો અપરંપાર ખજાનો છે અને જીવસૃષ્ટિ એ નાની મોટી નળીઓમાંથી આવેલું તેમાંનું યત્કિંચિત્ જીવન છે. આ પરથી આત્મા અને પરમાત્મા વચ્ચે શો સંબંધ છે તે થોડે અંશે પણ ધ્યાનમાં આવ્યા શિવાય રહેનાર નથી. બ્રહ્મનું જે જ્ઞાન તેનેજ 'અધ્યાત્મજ્ઞાન' કહેવામાં આવે છે. અધ્યાત્મ જ્ઞાનની આગળ ઇતર સર્વ જ્ઞાનો તુચ્છ છે. માટે અધ્યાત્મ શાસ્ત્રનો અભ્યાસ કરવામાં આવે અને બ્રહ્મજ્ઞાન અંતઃકરણમાં અંકિત થાય એટલે ઉપલા પ્રશ્નોનો ઉત્તર તેમાં આવ્યા વિના રહેશે નહિ. એટલુંજ નહિ, પરંતુ એવી બીજી કોટયવધિ પ્રશ્નમાલિકાઓ ઉપસ્થિત થાય તો તેની પણ નિવૃત્તિ તે વડેજ થઇ જશે. જગતના લોકો વ્યવહાર-શાસ્ત્રમાં ભલે જોઇએ તેટલી કુશળતા પ્રાપ્ત કરે, પરંતુ જ્યાં સમર્થ વિદ્વાનોને પણ મસ્તક હલાવવું પડે છે; જ્યાં સંસારતાપથી તપ્ત થયેલા મનુષ્યોને વિશ્રાંતિ મળે છે; જ્યાં વિપત્તિથી બદ્ધ થયેલાઓ મોક્ષ-સુખનો અનુભવ મેળવે છે; એવું સ્થાન તો માત્ર એક અધ્યાત્મશાસ્ત્રજ છે; કે જે અધ્યાત્મશાસ્ત્ર આપણા પૂર્વજોએ સાધ્ય કરી રાખ્યું છે.

પૂર્વે જણાવવામાં આવ્યું છે કે મનુષ્ય કોઈ પણ પ્રકારની વ્યાખ્યા બરાબર કરી શકતો નથી. તો પછી અચિંત્ય, નિરાકાર, નિર્વિકાર, અભેદ્ય, અનંત, અગોચર, એવું જે બ્રહ્મ તેની યથાર્થ વ્યાખ્યા તે શી રીતે કરી શકશે? તથાપિ આપણા પૂર્વજો તત્ત્વજ્ઞાનના વિષયમાં એટલા નિષ્ણાત થયા હતા અને તેમની તે વિષય સમજાવી દેવાની શૈલી એવી અપૂર્વ હતી કે તેનું શબ્દદ્વારા વર્ણન કરવું કેવળ અશક્ય છે. બ્રહ્મની ઓળખાણ કરવાને માટે વેદોએ તેને 'ૐ' એવું ગુણવિશિષ્ટ નામ આપીને તે ૐની આકૃતિ પણ નિશ્ચિત કરી છે. 'ૐ'ની આકૃતિમાં અને ઉચ્ચારમાં બ્રહ્મવિષયનાં જે રહસ્યો ભરેલાં છે તેનું વર્ણન કરવાને માટે એક સ્વતંત્ર ગ્રંથ લખાવો જોઇએ. અને એજ કારણથી વેદોનો તેમજ આધ્યાત્મિક ગ્રંથનો આરંભ પ્રાચીનકાળના લોકો ૐકારથી કરતા હતા. આ જ્ઞાનેશ્વરીના ૧૭ મા અધ્યાયમાં ૐકારના માહાત્મ્યનું વર્ણન અતિ માર્મિક રીતે કરવામાં આવ્યું છે.

જેને આ સંસારસાગરને તરીને પાર જવું હોય; જેને સંસારતાપમાંથી મુક્ત થવું હોય; જેને પરમાનંદ સુખના ઉદ્યાનમાં યથેચ્છ વિહાર કરવો હોય; જેને અપરિહાર્ય સંકટોનો પરિહાર કરવો હોય; જેને સર્વ શાસ્ત્રોનું રહસ્ય એકદમ ગ્રહણ કરવું હોય; જેને 'હું કોણ?' એ આત્મસ્વરૂપની ઓળખાણ કરી લેવી હોય, તેણે બ્રહ્મજ્ઞાનપ્રાપ્તિનો માર્ગ પકડવો જોઇએ. અને તે માર્ગ અધ્યાત્મ શાસ્ત્રજ છે. આપણા વેદો, ઉપનિષદો, શાસ્ત્રો ઈત્યાદિમાં અધ્યાત્મવિચાર નિર્દિષ્ટ કરેલો છે. પરંતુ તે ગ્રંથો અત્યંત ગહન અને વિસ્તૃત હોવાથી સર્વેને જોઇએ તેવો લાભ થવો પરમ દુર્ઘટ છે. જ્ઞાનેશ્વરે તો સ્પષ્ટ કહ્યું છે કે "વેદ કૃપણ છે." કારણ કે વેદોએ શૂદ્રાદિકોને અનધિકારી ઠરાવ્યા છે. પરંતુ તે સર્વ ન્યૂનતાઓ દૂર કરવાને માટે વ્યાસે તે સર્વેનો સાર મંથન કરીને ૭૦૦ શ્લોકની ભગવદ્ગીતામાં આણ્યો છે. ભગવદ્ગીતાનું વર્ણન કોણ કરી શકે એમ છે? આજ દેશના નહિ, પરંતુ સર્વ દેશના સુશિક્ષિત લોકો તેના પરિમલનો ઉપભોગ લેવાને માટે ભમરની પેઠે તેની આસપાસ

ફરી વળ્યા છે. તેનાપર ભાષણ કર્યાં ન હોય; ટીકા લખી ન હોય; ભાષાંતર કર્યું ન હોય એવા વિદ્વાન વિરલજ પ્રાપ્ત થશે. શ્રીમચ્છંકરાચાર્ય, શંકરાનંદ, મધુસૂદન, આનંદગિરિ, શ્રીધર, ઈત્યાદિ પ્રાચીન મહાત્માઓ અને સંસ્કૃતજ્ઞ કવિઓની ટીકા પ્રસિદ્ધજ છે. મહારાષ્ટ્રીય કવિ મંડળમાંના ઘણાઓએ પણ ગીતાપર ટીકા કરી છે. શ્રી જ્ઞાનેશ્વર, તથા મુક્તેશ્વરની ઓવીઓ, તુકારામના અભંગ, વામનપંડિતની સમશ્લોકી અને યથાર્થ દીપિકા, મોરો પંતની આર્યા, ઉદ્ધવચિદ્‌ઘનના સવૈયા, કબીરના દોહરા, અને તે શિવાય અનેક અર્વાચીન ભાષાંતરકારો તથા કવિઓના ગ્રંથો છે. અંગ્રેજી ભાષા જેવી પરકીય ભાષામાં પણ તેનાં અનેક ભાષાંતરો થયાં છે અને તેથી તદ્‌ભાષાભિજ્ઞ તત્ત્વવેત્તાઓ આનંદાવેશમાં ડોલી રહ્યા છે! આ પરથી ગીતાની મહત્તા કેટલી છે તે સમજાશે. શ્રી જ્ઞાનેશ્વરે તો "ગીતા એ એક નાની સરખી સુંદર શ્રુતિજ છે" એમ કહી અઢારમા અધ્યાયની ટીકામાં તે વિષે અતિ માર્મિક વર્ણન કર્યું છે. જેથી અહીંઆં તો માત્ર "અધ્યાત્મશાસ્ત્ર એટલે શું? તે જો જોવું હોય તો ગીતાજ જોવી" એટલુંજ કહેવું પૂરતુ થઈ પડશે.

શ્રીમચ્છંકરાચાર્ય જેવા મહાત્માએ ગીતાપર જે ટીકા કરી છે તે અતિ સમર્પક, ગહન વિચાર અને અગાધ જ્ઞાનથી પરિપૂર્ણ અને ઈશ્વરી પ્રસાદથી ભરેલી છે એમાં તિલમાત્ર શંકા નથી. પરંતુ તે સર્વમાં શ્રી જ્ઞાનેશ્વર મહારાજે "ભાવાર્થ દીપિકા" અથવા "જ્ઞાનેશ્વરી" નામક જે પ્રસિદ્ધ ટીકા લખી છે તે કેવળ અપ્રતિમ છે, એમ અમે સ્પષ્ટ કહી શકીએ છીએ. શંકરાચાર્યની ટીકા જ્ઞાનમાં, વિચારમાં, સિદ્ધાંતમાં અને ઈશ્વિરી પ્રસાદમાં ન્યૂન છે એમ અમે કહેતા નથી; પરંતુ પ્રાકૃત જનોને માટે-નિદાન સાંપ્રત સ્થિતિમાં આપણા સરખા લોકોને માટે-શ્રી જ્ઞાનેશ્વર મહારાજની "જ્ઞાનેશ્વરી" અતીવ અનુકૂળ છે. "જ્ઞાનેશ્વરી" એટલી સુલભ અને રમણીય છે કે, શ્રી જ્ઞાનેશ્વરે જેમ કહ્યું છે કે "જ્ઞાનને ઉપમા જ્ઞાનનીજ છે" તેમ "જ્ઞાનેશ્વરીને ઉપમા જ્ઞાનેશ્વરીનીજ છે" એમ અમારે કહેવું પડે છે. અધ્યાત્મશાસ્ત્રના જેવો ગહન વિષય એકાદ કાદંબરી (નવલકથા)ની પેઠે સુલભ અને મનોરંજક કરવાનું કૌશલ્ય, નાના પ્રકારનાં સમર્પક અને યથોચિત વ્યાવહારિક દ્રષ્ટાંત આપવાનું ચાતુર્ય, પ્રધાન તત્ત્વને મનમાં બિંબિંત કરી દેવાનો અનુપમ ગુણ, પોતાના વર્ણનમાં લીન કરી દેવાની સાધુત્વભરેલી શૈલી, સ્થળે સ્થળે વ્યક્ત કરેલી નિસ્સીમ ભક્તિ, ગુરુ પ્રસાદથી વ્યક્ત કરેલું ઉજ્વલ જ્ઞાન, આ સર્વ જોઇને જેની વૃત્તિ ઈશ્વર પ્રતિ નહિ વળે, જેના મનનું સમાધાન ન થાય, જેની વૃત્તિ સમ્યગ્‌જ્ઞાન પ્રતિ નહિ ઢળે, અને જે સંતચરણમાં લીન નહિ થાય એવો અરસિક જન આ જગતમાં કોણ હશે!

'જ્ઞાનેશ્વરી' એ ગીતાની ટીકા છે, તોપણ ઈતિર ભાષ્યોમાં, ટીકાઓમાં અને એમાં મહદ્ અંતર છે. એમાંનું વર્ણન અત્યંત ખુલાસાભરેલું છે. અને સર્વાંશે પ્રાકૃત જનોને પણ તેમાંના સિદ્ધાંતના ગૂઢાર્થનો બોધ થાય એવા હેતુથી તેમાં અનેક દ્રષ્ટાંતોથી પ્રત્યેક મુદ્દા વિષે અતિ રસભરિત વર્ણન કરવામાં આવ્યું છે. આથી ગીતાના આધારે 'જ્ઞાનેશ્વરી' એ અધ્યાત્મશાસ્ત્રનો સ્વતંત્રજ ગ્રંથ રચવામાં આવ્યો છે એમ કહીશું તોપણ ચાલશે. આવો વિસ્તાર કરવામાં આવવાથીજ ગીતાના મૂળ ૭૦૦ શ્લોકપર જ્ઞાનેશ્વરીની ૯૦૩૩ ઓવીઓ થઇ છે. તેમાંના પ્રતિપાદનનું ધોરણ અલ્પાંશે સમજાય એટલા માટે અમે કેટલુંક ટાંચણ અત્રે આપીએ છીએઃ-

૧. પ્રથમાધ્યાયના આરંભમાં અતિ વિસ્તૃત અને મંગળ સંપ્રદાયાનુસાર પ્રસ્તાવના આપવામાં આવી છે. પ્રથમ ૐકાર રૂપ પરમેશ્વરને (આદિ પુરુષને) નમસ્કાર કરી, ગણેશ પણ ઓંકાર રૂપજ છે. એવું સુંદર રૂપક આપવામાં આવ્યું છે. પછી શારદાને નમસ્કાર કરી તેના માહાત્મ્ય આદિ વિષે વર્ણન કરી તથા શ્રી સદ્‌ગુરુ ચરણને વંદન કરી પોતાની નમ્રતા દર્શાવી છે. પછી શ્રી ગુરુ દ્રોણાચાર્યનો સ્વભાવ સુંદર રીતે વર્ણવી તથા વિષય આગળ લંબાવી 'અર્જુન વિષાદ યોગ' નામક પ્રથમ અધ્યાય સમાપ્ત કરવામાં આવ્યો છે.

૨. દ્વિતીયાધ્યાય અર્જુનના મનમાં ઉત્પન્ન થયેલી દયા તથા તે પર ભગવંતનો માર્મિક ઉત્તર, અને આત્માનાત્મવિચાર ઇત્યાદિ સાંખ્યયોગ પ્રતિપાદન કરી સમાપ્ત કરવામાં આવ્યો છે.

૩. તૃતીયાધ્યાયથી કર્મયોગના પ્રતિપાદનનો પ્રારંભ કરવામાં આવ્યો છે. અને તેમાં મનુષ્યોએ પોતપોતાનાં કર્મો કેવી રીતે કરવાં તેનું વર્ણન છે. તેમાં ઇંદ્રિયોનો સંયમ કરવો ઇત્યાદિ શિક્ષા આપી સ્વધર્માચરણનું માહાત્મ્ય ઘણું વર્ણવ્યું છે. પછી કામ ક્રોધનાં ભયંકર સ્વરૂપનું ઉત્કૃષ્ટ વર્ણન કરી આ અધ્યાય સમાપ્ત કરવામાં આવ્યો છે.

૪ કર્માકર્મનાં લક્ષણો અને ભેદ, જુદા જુદા યજ્ઞોની વિધિ, તેમાં સર્વશ્રેષ્ઠ જ્ઞાનયજ્ઞની પદ્ધતિનું સ્વરૂપ, જ્ઞાનનું મહત્વ, સંશયગ્રસ્ત મનુષ્યની સ્થિતિ, ઈત્યાદિ વિષયો ચતુર્થ અધ્યાયમાં છે.

૫. ૐકારનું સ્વરૂપ, મનની સમતા, વિષયસુખમાંજ મગ્ન થનાર મનની સ્થિતિ, ઇંદ્રિયનિગ્રહ કરવાનું ફળ, અને યોગમાર્ગથી બ્રહ્મસ્વરૂપ કેવી રીતે થઈ શકાય છે તે પ્રકાર ઇત્યાદિ બાબતો પંચમ અધ્યાયમાં છે.

૬. પ્રથમાધ્યાયથી પંચમાધ્યાય પર્યંત પ્રસ્તાવના નથી. પરંતુ ષષ્ઠ અધ્યાયને પ્રસ્તાવના છે. તેમાં આ અધ્યાયથીજ ગીતાવલ્લીને અંકુર ફુટયો છે, એમ કહેવામાં આવ્યું છે આ અધ્યાયમાં રાજયોગનો અભ્યાસ કેવી રીતે કરવામાં આવે છે તેની વિધિ બતાવવામાં આવી છે. યોગાભ્યાસને માટે સ્થળ કેવું પસંદ કરવું જોઇએ, તે અતિ મનોહર રીતે વર્ણવી યોગાભ્યાસની જુદી જુદી મુદ્રા વર્ણવવામાં આવી છે. અને નાભિકમળમાં રહેલી "કુંડલિની" નામક દેદીપ્યમાન આદિ શક્તિનું સ્વરૂપ સ્પષ્ટ કરવામાં આવ્યું છે. પછી સર્પ જે પ્રમાણે કાંચળીને નાંખી દે છે તે પ્રમાણે યોગીઓનાં અંગપરની ત્વચા નીકળી જાય છે; તેને નવા દંત આવે છે; નવા કેશ ફુટે છે; અંગની કાંતિ વૃદ્ધિ પામે છે: અદ્દભૂત શક્તિ પ્રાપ્ત થાય છે; પાણીપરથી ચાલી શકાય છે; રિદ્ધિ સિદ્ધિઓ અંકિત થાય છે; ઈત્યાદિ અપૂર્વ ચમત્કાર યોગીઓને સહજ પ્રાપ્ત થાય છે. આ વિષય છઠ્ઠા અધ્યાયમાં છે.

૭. સાતમા અધ્યાયમાં પ્રસ્તાવના નથી. પ્રથમ માયાનાં સ્વરૂપો, નામ રૂપની ઉત્પત્તિ, પછી માયારૂપ નદીનું અતિ સુંદર અને વિસ્તૃત રૂપક આપી ઈશ્વરના ચાર પ્રકારના ભકતો અને તેની ભક્તિનું કથન કરવામાં આવ્યું છે. અને ત્યાર પછી 'અધિયજ્ઞ' ઈત્યાદિ નવીન આઠ શબ્દોનું વર્ણન કરી આ અધ્યાય સમાપ્ત કરવામાં આવ્યો છે.

૮. આઠમા અધ્યાયમાં પણ પ્રસ્તાવના નથી. તેમાં પ્રથમ ગત અધ્યાયમાં વર્ણવેલા 'અધિયજ્ઞ' આદિ આઠ શબ્દોનો અર્થ વિશેષ સ્પષ્ટ કરી, મનુષ્યને મરણ સમયે જે કલ્પના મનમાં આવે છે તે ગતિને તે પ્રાપ્ત થાય છે માટે અંતકાળે મારૂં સ્મરણ થાય તોજ તે મત્સ્વરૂપને પ્રાપ્ત થાય છે તેથી તેનો અભ્યાસ કરવો; એ બાબતો વિષે વર્ણન કરવામાં આવ્યું છે. તતપશ્ચાત્ બ્રહ્મદેવનાં રાત્રિ દિવસ અને પ્રયાણના બે માર્ગ ઉત્કૃષ્ટ રીતે વર્ણવી આ અધ્યાય સમાપ્ત કરવામાં આવ્યો છે. એમાંજ નરદેહપર અતિ સુંદર અને સમર્પક રૂપક કરવામાં આવ્યું છે તે અવશ્ય જોવા યોગ્ય છે.

૯. નવમા અધ્યાયમાં વિસ્તૃત પ્રસ્તાવના છે તે અતિ સુંદર છે. અને તેમાં શ્રી જ્ઞાનેશ્વરે પોતાની જે નમ્રતા દર્શાવી છે તે હૃદયને અત્યંત દ્રવીભૂત કરનારી છે. આ અધ્યાયના માહાત્મ્યનું વર્ણન જ્ઞાનેશ્વરે અત્યુત્તમ રીતે કર્યું છે. પછી ગુપ્ત વાત કોને કહેવી એ વિષે જે વિચાર પ્રદર્શિત કરવામાં આવ્યો છે, તે સારી રીતે લક્ષમાં રાખવા યોગ્ય છે. જ્ઞાનનું મહાત્મ્ય, આ વિષયમાં વિશ્વાત્મક અર્થાત્ સર્વવ્યાપક પરમેશ્વરની કલ્પના અતિ વિસ્તૃત રીતે વર્ણવવામાં આવી છે. વળી એમાં ભક્તિના પ્રકાર સ્પષ્ટ કરી લોકો ગૌણી ભક્તિમાં કેવી રીતે ફસાઈ પડે છે અને દેવભોળા બની જાય છે; તેનું નિરૂપણ કરવામાં આવ્યું છે. પછી ખરી ભક્તિ એટલે શું? અને તે પરમેશ્વરને કેટલી પ્રિય હોય છે, તે જણાવવામાં આવ્યું છે. વળી જ્ઞાનયજ્ઞ શી રીતે કરી શકાય છે? તે પણ સમજાવવામાં આવ્યું છે. પછી જ્ઞાન એ કર્મની આંખ છે માટે તે નિર્મળ હોવી જોઇએ, એ સિદ્ધાંત પ્રતિપાદિત કરવામાં આવ્યો છે. તે પછી "મૃત્યુલોકમાં સર્વજ વિપરીત" એ ભાગ અત્યંત મનોરંજક રીતે વર્ણવી એ અધ્યાયની પરિસમાપ્તિ કરવામાં આવી છે.

૧૦. દશમા અધ્યાયના પ્રારંભમાં અતિ વિસ્તૃત પ્રસ્તાવના છે, અને નવ અધ્યાયમાં પૂર્વાર્દ્ધ કેવી રીતે સમાપ્ત થયો તેનું સિંહાવલોકન કરવામાં આવ્યું છે તથા નવમો અધ્યાય કે જે અત્યંત ગહન છે તે પોતાના મુખદ્વારા સ્પષ્ટ કરાવવા માટે શ્રી જ્ઞાનેશ્વરે શ્રી ગુરુ તથા શ્રોતાઓને ધન્યવાદ આપ્યો છે. આ અધ્યાયમાં પરમેશ્વરની મુખ્ય મુખ્ય વિભૂતિઓજ વર્ણવવામાં આવી છે તોપણ તેમાં મનોરમતાની ન્યૂનતા નથી.

૧૧. અગીઆરમા અધ્યાયમાં પણ વિસ્તૃત પ્રસ્તાવના છે. આ અધ્યાયમાં વિશ્વરૂપનું તથા દિવ્ય દ્રષ્ટિનું વર્ણન એટલી સુરમ્ય રીતે કરવામાં આવ્યું છે કે તે વાંચતાં મન ધરાતું નથી. ભગવંતનો અર્જુનપર કેટલો નિસ્સીમ પ્રેમ હતો તે આ અધ્યાયપરથી વ્યક્ત થાય છે.

૧૨. બારમા અધ્યાયને પણ નાનીશી પ્રસ્તાવના છે અને તેમાં ગુરુકૃપાદ્રષ્ટિને ગદ્‌ગદિત અંતઃકરણથી નમન કરવામાં આવ્યું છે. આ અધ્યાયમાં ભક્તિનો મહિમા વર્ણવવામાં આવ્યો છે. સમચિત્ત કેવી રીતે કરવું તે વિષે જે ઓવીઓ છે તેના જેવી રસભરિત ઓવીઓ સમગ્ર જ્ઞાનેશ્વરીમાં બહુજ થોડી ઉપલબ્ધ થશે.

૧૩. તેરમા અધ્યાયમાં પ્રસ્તાવના મૂળેજ નથી, તોપણ તે સમસ્ત અધ્યાય અતિશય વિસ્તૃત અને રસિક મનુષ્યનું તનમન લેશ પણ અન્ય વિષય પ્રતિ ઢળે નહિ એટલો મનોલ્હાદક છે. તેમાં ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞ અર્થાત્ દેહ અને આત્મા વિષે વિવરણ છે. પછી હિંસાનો નિષેધ કરવામાં આવ્યો છે, અને હિંસા કરનારની વિપરીત કૃતિની અજ્ઞાનતા અનેક ચમત્કારિક દ્રષ્ટાંતો આપીને વ્યક્ત કરવામાં આવી છે. ત્યાર પછી ખરી અહિંસા એટલે શું તેનું સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે. "**आचार्योपासनं**" એ મૂળ પદપર ગુરુભક્તિનું ખરૂં સ્વરૂપ ૯૩ ઓવીઓથી વ્યક્ત કરવામાં આવ્યું છે. જરાનું ચિત્ર આબેહુબ છે. અજ્ઞાનનાં લક્ષણો વાંચવા યોગ્ય છે. દીપકનું જે દ્રષ્ટાંત આપવામાં આવ્યું છે તે આજ અધ્યાયમાં છે. અભક્તનાં લક્ષણો સાંભળીને મનને અતિ આનંદ થાય છે. આવા આવા વિષયોથી આ અધ્યાય પરિપૂર્ણ છે.

૧૪. ચતુર્દશ અધ્યાયમાં પ્રસ્તાવના છે. સત્ત્વ, રજ અને તમ આ ત્રણ ગુણોનું વર્ણન આ અધ્યાયમાં છે. એમાંના ૨૯મા શ્લોકની ટીકામાં "અવ્યભિચાર ભક્તિનું સ્વરૂપ" અતિ ઉત્કૃષ્ટ રીતે વ્યક્ત કરવામાં આવ્યું છે.

૧૫. પંદરમા અધ્યાયને વિસ્તૃત પ્રસ્તાવના છે. પછી સંસારરૂપી વૃક્ષનું મનોહર વર્ણન કરી તેનું છેદન કરવાને માટે વૈરાગ્યનું સાધન આવશ્યક છે, એ સિદ્ધાંત પ્રતિપાદન કરવામાં આવ્યો છે.

૧૬. સોળમા અધ્યાયમાં પણ વિસ્તૃત પ્રસ્તાવના છે. પછી દૈવી સંપત્તિનું વર્ણન કરવામાં આવ્યું છે. ચાર્વાકમતો અર્થાત્ પાખંડીઓનાં ભાષણોની નકલ એમાં અત્યંત વિનોદાત્મક કરવામાં આવી છે.

૧૭. સત્તરમા અધ્યાયને પણ વિસ્તૃત પ્રસ્તાવના છે. એમાં ત્રણ પ્રકારની શ્રદ્ધાનું વર્ણન છે, તથા તામસાદિક આહાર અને યજ્ઞાદિકનું પ્રતિપાદન છે. અંતે ૐકારનું સ્વરૂપ તથા નામમાહાત્મ્ય અને તેનો વિનિયોગ શી રીતે કરવો એ મુખ્ય વિષયનું વર્ણન કરી એ અધ્યાય સમાપ્ત કરવામાં આવ્યો છે.

૧૮ અષ્ટાદશ અધ્યાય સર્વથી મોટો છે. એની પ્રસ્તાવના પણ અતિ વિસ્તૃત છે અને તેમાં પાછલા સર્વ અધ્યાયોનું સિંહાવલોકન કરવામાં આવ્યું છે. આ અધ્યાયને "એકાધ્યાયી ગીતા" એવું નામ આપવામાં આવ્યું છે. પાછળના સત્તર અધ્યાયને 'સત્તર મજલા'નું રૂપ આપી અષ્ટાદશ અધ્યાયને કલશાધ્યાય કહેવામાં આવ્યો છે. જે પ્રમાણે જ્ઞાનેશ્વરે નવમા અધ્યાયમાં પોતાનું સર્વ ચાતુર્ય ખરચી નાખ્યું છે તે પ્રમાણે આ અધ્યાયમાં પણ તેમણે કર્યું છે. આ એકજ અધ્યાયમાં ગીતાના સર્વ અધ્યાયો સંક્ષેપમાં આવ્યા છે તેથી તેમાં મનોરમતા વિશેષ છે. એમાંનો મુખ્ય વિષય ત્યાગ અને સંન્યાસ છે. એમાંના અંતિમ શ્લોકનું માહાત્મ્ય અતિ વિસ્તૃત રીતે વર્ણવવામાં આવ્યું છે. ઉપસંહાર પણ વાંચવા જેવો છે. સર્વ વેદો અને ઉપનિષદોનો સાર એકત્રિત કરી શ્રી વ્યાસે ગીતા રૂપે જે પ્રમાણે ઉપકાર કર્યો તેજ પ્રમાણે જ્ઞાનેશ્વરે આવી અઢાર મજલાની ઇમારત બાંધી જનસમાજપર ચિરસ્મરણીય ઉપકાર કર્યો છે.

આ ઇમારત શાકે ૧૨૧૨ માં બાંધવામાં આવી હતી. તે વખત તે તરફ લોકોનું જેટલું ધ્યાન ખેંચાવું જોઈતું હતું તેટલું ખેંચાયું નહોતું. ૩૦૦ વર્ષ પર્યંત તે તેવીજ અવસ્થામાં પડી રહી પછી શાકે **૧૫૧૨** માં શ્રી એકનાથ મહારાજે તેનો જીર્ણોદ્ધાર કર્યો; અર્થાત્ પાઠાંતરથી શબ્દો અશુદ્ધ થઇ ગયા હતા તેનું શુદ્ધીકરણ કર્યું અને નવી પ્રત તૈયાર કરી. તે સંબંધે તેમણે જાતે જે ઓવીઓ રચી છે તે અંતિમ ભાગમાં આપવામાં આવી છે. ત્યાર પછી પુનઃ તે ૩૦૦ વર્ષ પર્યંત તેવીજ અવસ્થામાં રહી. પરંતુ સૃષ્ટિનો વ્યવહાર ક્યાં બંધ હોય છે? તેના રુપાંતરનો ક્રમ ચાલ્યાજ કરે છે. તે પ્રમાણે અમારી મરાઠી ભાષામાં 'પરિવર્તન થતાં થતાં મુગ્ધ વધૂને તારુણ્ય પ્રાપ્ત થાય છે', તદ્વત્ તેનું સ્વરૂપ બદલાયું. તે એટલે સુધી કે જ્ઞાનેશ્વરીમાંનો એક એક શબ્દ પ્રચારમાંથી નીકળી જતાં જતાં આખરે પુષ્કળ શબ્દો દુર્બોધ થયા. આથી નવ શિક્ષિતોને માટે તેનો આસ્વાદ લેવાનું કાર્ય ઉત્તરોત્તર દુર્ઘટ થતું ચાલ્યું. એટલામાં મુંબઇમાં "ગણપત કૃષ્ણાજી"નું છાપખાનું ઉન્નતિમાં આવ્યું. તેમણે સાવંતવાડીના વે. શા.

સં. રા. રા. શંકર ગણેશ શાસ્ત્રી દેવસ્થલીદ્વારા જ્ઞાનેશ્વરીમાંના દુર્બોધ શબ્દોનો કોષ મહા પરિશ્રમે તૈયાર કરાવ્યો. આજ જ્ઞાનેશ્વરીનો પ્રથમ કોષ છે. ત્યાર પછી પુનાના પ્રસિદ્ધ જગદ્ધિતેચ્છુ છાપખાનાના માલિક રા. રા. રાવજી શ્રીધર ગોંધળેકરે તેજ કોશના આધારે પરિભાષા સહિત જ્ઞાનેશ્વરી છાપીને બહાર પાડી. ત્યાર પછી જગદીશ્વર છાપખાનાના માલિક રા. રા. નારાયણ રામચંદ્ર સોહનીએ મૂળ જ્ઞાનેશ્વરી બુકસાઇઝ-માં છાપી તેની પાછળ કઠિન શબ્દોનો કોશ જોડયો. પરંતુ જ્ઞાનેશ્વરીમાં વિભક્તિરૂપો જુની પદ્ધતિનાં હતાં. પ્રથમા અને દ્વિતીયા વિભક્તિ એક સરખીજ હતી. તૃતીયા અને સપ્તમી એક રૂપજ હતી. વાક્યો પણ સૂત્ર સરખાં ત્રોટક હતાં! જેથી એમાં પણ થોડેઘણે અંશે દુર્બોધત્વ કાયમજ રહ્યું હતું. ત્યાર પછી નિર્ણય-સાગર પ્રેસના માલિક રા. રા. જાવજી દાદાજીએ ડૉ. અણ્ણા મોરેશ્વર કુંટેદ્વારા ટીપ્પણો અપાવી સટીપ જ્ઞાનેશ્વરી છપાવી પ્રસિદ્ધ કરી. આ જ્ઞાનેશ્વરી બુકસાઈઝની હતી, અને તેમાં ગીતાના પદોના પ્રત્યાહિકો, કઠિન શબ્દોપર પૃષ્ટની નીચે ટિપ્પણ, એવી ઘણી સારી વ્યવસ્થા હતી. પછી કોલ્હાપુરનિવાસી વકીલ રા. રા. ભાવેએ પ્રાયઃ ત્રણ વર્ષ પૂર્વે "ભાવાર્થ ચંદ્રિકા" નામની સાર્થ જ્ઞાનેશ્વરી તૈયાર કરી તે છપાવી પ્રસિદ્ધ કરી. તેમાં કઠિન શબ્દોના અર્થ કિંવા કોશ પણ આપવામાં આવ્યો નથી અને પોથીના આકારમાં હોવાથી વાંચકને ઘણી અગવડ પડે છે. ત્યાર પછી આજ ગ્રંથાધારે રા. રા. નારાયણ હરિ ભાગવતે "ગીતા જ્ઞાનેશ્વરી રહસ્ય" નામનું નાનું પુસ્તક છપાવ્યું છે. તે જ્ઞાનેશ્વરીના કેટલાક ભાગનું ભાષાંતર છે અને તેમાંની ભાષા અતિ સુરમ્ય છે. તથાપિ તેમાં નવ અધ્યાયનોજ સમાવેશ છે અને તે પણ સમગ્ર ભાષાંતર નહિ પરંતુ ચુંટી કાઢેલાં બોધવચનોજ છે.

ઉપલી સર્વ અડચણો દૂર કરી જ્ઞાનેશ્વરીનો ગ્રંથ આથી પણ સુલભ કરી શકાય તો પ્રયાસ કરવો એવી ભલામણ કરી પ્રસિદ્ધ બુકસેલર અને 'કેરલ કોકિલ'ના પ્રસ્તુતના તંત્રી રા. રા. જનાર્દન મહાદેવ ગુર્જરે ત્રણ વર્ષ પૂર્વે તે કામ મને સોપ્યું હતું. પરંતુ ગીતા કેટલી ગહન અને મહત્વયુક્ત છે તે સંબંધે સ્વતઃ શ્રી જ્ઞાનેશ્વર મહારાજેજ વિવેચન કર્યું છે. વળી ખુદ્દ જ્ઞાનેશ્વરીની યોગ્યતા પણ તેવીજ છે. તેનો અર્થ કરવો એ કાંઇ સામાન્ય વાત નથી. છઠ્ઠા અધ્યાય પ્રસંગે અમારૂં પણ ધૈર્ય ખુટી જવાનો ભય ઉપ-સ્થિત થયો હતો. પરંતુ શ્રીમદ્ વિવેકાનંદ જેવા મહાત્માના વ્યાખ્યાનામૃતનો લાભ થવાથી આવું દુર્ઘટ કાર્ય પણ પાર પડવાનો સુદિન ઉગ્યો છે. પ્રાયઃ ત્રણ વર્ષ થયાં જ્ઞાનેશ્વરીના વ્યાસંગથી મારા મનને જે શાંતિ અને સમાધાનસ્થિતિ પ્રાપ્ત થઇ છે તે કેવળ નિરુપમજ છે. આવા ગ્રંથનું કાર્ય મારા જેવા પામરના હાથથી પાર પડયું એ મારા વડીલોનું પુણ્ય, પૂર્વસંચિતનો યોગ અને શ્રી જ્ઞાનેશ્વર મહારાજના પ્રસાદ-નુંજ પરિણામ છે.

હવે સર્વેની રજા લેતી વખતે જ્ઞાનેશ્વરી સંબંધે એક વાક્ય લખ્યા શિવાય મારાથી રહી શકાતું નથી તે વાક્ય આ છે. "આનંદામૃતનું પાન કરાવી પુષ્ટિ આપનારી માતા, આત્મસ્વરૂપની પ્રતીતિ કરાવી આપનારી ભગિની; નિર્મળ અંતઃકરણમાંથી ભક્તિરસનો પ્રસ્વેદ ઉત્પન્ન કરનારી ચંદ્રિકા, સંતપ્ત હૃદયને આરામ આપનારી ભાગીરથી, હૃદયાકાશમાં વૈરાગ્યનો પરિમલ ફેલાવનારી કમલિની, જ્ઞાનામૃતની વૃષ્ટિ કરનારી મેઘપંક્તિ, અજ્ઞાનાંધકારનો વિધ્વંસ કરનારી વિદ્યુલ્લતા, વિકાસ પામેલા સંશયવૃક્ષનાં ડાળ પાંખડાં છેદન કરનારી સમશેર, સંસાર સમુદ્રમાંથી તારીને બહાર કાઢનારી નૌકા, અને મુમુક્ષુનાં મનને દ્રવીભૂત કરનારી પ્રેમરસની દ્રષ્ટિ; 'એ સર્વેનું એકત્ર સ્વરૂપ આ **'જ્ઞાનેશ્વરી'** જ છે. એ વાત પ્રત્યેક જણે ખૂબ લક્ષમાં રાખવી."



# શ્રી જ્ઞાનેશ્વર મહારાજનું ચરિત્ર.

## નિવેદન.

મહારાષ્ટ્ર પ્રદેશમાં ભક્તિમાર્ગના આદ્ય પ્રવર્તક, મહાન્ તત્વવેત્તા અને તત્વનિષ્ટ યોગેશ્વર શ્રી જ્ઞાનેશ્વર મહારાજ, તેમના પછી થઈ ગએલા એકનાથ અને તુકારામ આદિ મહાન્ ભક્તોનાજ નહિ પરંતુ સર્વ મહારાષ્ટ્રવાસિઓના મહાન્ ધર્માચાર્ય હતા. મહારાષ્ટ્ર દેશ અને મહારાષ્ટ્રીય ભાષાપર તેમણે કરેલા ઉપકારો મહાન્ છે. તેઓના સમયમાં તેમના ઉપદેશામૃતનું પાન કરીને હજારો જીવ કૃતાર્થ થયા છે. અને હજી પણ સંસારતાપથી પરિતપ્ત થએલા અનેક જીવો તેમના ઉત્તમ ગ્રંથોના શ્રવણમનનથી પરમ શાન્તિ અને કલ્યાણના માર્ગને પ્રાપ્ત થાય છે. આ સમર્થ મહાપુરૂષનું ચરિત્ર અનેક કવિજનોએ મહારાષ્ટ્રીય ભાષામાં નિરૂપણ કર્યું છે; અનેક ભક્તજનોએ તેમના ગુણાનુવાદ ગાયા છે. જે ઉપયોગી ગ્રંથનો ગુર્જર અનુવાદ આ પુસ્તક રૂપે પ્રસિદ્ધ થાય છે તે 'જ્ઞાનેશ્વરી'ના રચનાર તેઓજ છે. અને તેથી કરીને તે ગ્રંથ શરૂ થવા અગાઉ તેમનું 'જીવનચરિત્ર' આપવું ઉપયુક્ત ધાર્યું છે.

મહારાષ્ટ્રીય ભાષામાં અગાઉના સમયમાં જુદે જુદે હસ્તે લખાયલાં તેમનાં પદ્યાત્મક ચરિત્રોપરથી ચાલુ સમયમાં રચાઇ પ્રસિદ્ધ થયેલાં તેમના ચરિત્રનાં બે ઉપયોગી પુસ્તકો જાણવામાં આવ્યાં છે. જેમાંનું એક **"શ્રી જ્ઞાનેશ્વર મહારાજાંચે ચરિત્ર"** એ નામનું પુસ્તક શ્રીયુત્ બળવંત ખંડોજી પારખ એમણે તૈયાર કરેલું હોઈ ત્રીજી આવૃત્તિ રૂપે ઇ. સ. ૧૯૦૯ માં મુંબઈના નિર્ણયસાગર પ્રેસના માલિક શ્રીયુત્ 'તુકારામ જાવજી એમણે પ્રસિદ્ધ કરેલું છે. અને બીજું પુસ્તક 'મુમુક્ષુ'ના સુપ્રસિદ્ધ સંપાદક પુણાનિવાસી શ્રીમાન્ લક્ષ્મણ રામચંદ્ર પાંગારકર બી. એ. એમણે સંપાદન કરી ચાલુ સાલમાં માત્ર બે માસપર જ પ્રસિદ્ધ કરેલું છે.

જ્ઞાનેશ્વર મહારાજના સ્વચરિત્રનોજ મુખ્ય ઉદ્દેશ હોવાથી; તેમજ વિસ્તારભય ઇ. બાબતો તરફ લક્ષ રાખવાનું હોવાથી, ઉપલાં મહારાષ્ટ્રીય પુસ્તકો'માંનાં સર્વ પ્રકરણો તેમજ દરેક પ્રકરણના શબ્દે શબ્દનું ભાષાન્તર આ ચરિત્રમાં અપાયું નથી; તોપણ એ પુસ્તકમાંથી યથામતિ ચુંટી કહાડેલાં પ્રકરણો તેમજ પ્રકરણોના અંશો ઉપરથીજ આ ચરિત્ર ગુજરાતીમાં તૈયાર થયેલું હોવાથી, ઉક્ત બન્ને મહારાષ્ટ્રીય પુસ્તકોના સંપાદક તથા પ્રકાશક મહાશયોનો આ સ્થળે અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

આ ચરિત્રની યોજના કરતી વખતે જ્ઞાનેશ્વર મહારાજના સ્વચરિત્ર વિષયક કોઇ ઉપયુક્ત અંશ ન રહી જાય તે તરફ બનતું લક્ષ આપવામાં આવ્યું છે. છતાં તે તેમજ અન્ય હરકોઇ બાબતમાં સુજ્ઞ જનોને જે જે ખામી જણાય તે વિગતવાર લખી જણાવી પુનઃ પ્રસંગે યોગ્ય સુધારણા કરવાનો યોગ અર્પવા નમ્રતાપૂર્વક અમારી પ્રાર્થના છે.

આસપાસની લંબાણ વિગતો તથા વિવેચન અને મહારાષ્ટ્રીય કવિતામાંના કેટલાક ઉતારાઓ ઇ. સહિત આ ચરિત્ર મહારાષ્ટ્રીય ભાષામાં જેમને વાંચવું હોય તેઓ, અગાઉ જણાવેલાં બેઉ પુસ્તકો કે તેમાંનું ગમે તે એક પુસ્તક તે તે ઠેકાણેથી બાર બાર આનાની કિંમતે મેળવી શકશે. પુણાવાળું પુસ્તક અધિક વિસ્તારવાળું અને કદમાં દોઢું એટલે કે સોળપેજી શુમારે ૩૦૦ પૃષ્ઠનું છે. ॐ તત્ સત્

'મંત્રી.'



## પ્રકરણ ૧ લું.

### કુલ વૃત્તાન્ત.

कुलं पवित्रं जननी कृतार्था वसुंधरा पुण्यवती च तेन ।
अपारसंवित्सुखसागरेऽस्मिन् लीनं परब्रह्मणि यस्य चेतः ॥ १ ॥

**ભાવાર્થઃ**—અપાર જ્ઞાન અને સુખના સમુદ્રરૂપ પરબ્રહ્મમાં જેમનું ચિત્ત લીન થયું છે એવા મહાત્માઓ જે કુળમાં જન્મ્યા હોય તે કુળ પવિત્ર છે; જે જનનીને પેટે તેઓ જન્મ્યા હોય તે જનની કૃતાર્થ છે; અને જે ભૂમિપર તેઓ જન્મ્યા હોય તે ભૂમિ પુણ્યશાળી છે.

શ્રી જ્ઞાનેશ્વર મહારાજના પૂર્વજ પૈઠણથી ચાર કોસને અંતરે ગોદાવરીના ઉત્તર તીરે આવેલા આપેગાંવ નામે ગામના કુલકર્ણી હતા. આ કુલકર્ણીપણાની વૃત્તિ તેમના પૂર્વજોમાં કેટલીક પેઢીઓ થયાં ચાલતી આવેલી હતી. એઓ યજુર્વેદની માધ્યંદિની શાખાના, દેશસ્થ બ્રાહ્મણ હતા. એમનું ગોત્ર પાંચ પ્રવરવાળું વત્સ ગોત્ર હતું. જ્ઞાનેશ્વર મહારાજના પૂર્વજ હરિહર પંત શકે ૧૦૬૦ માં આપેગાંવના કુલકર્ણી હતા. હરિહર પંતને ત્રણ સંતાન થયાં, તેમાં વડા પુત્રનું નામ રામચંદ્ર પંત, નાનાનું નામ કેશવ પંત અને પુત્રીનું નામ મોહનાબાઈ હતું. કેશવ પંત તો એક વર્ષની વયમાંજ મૃત્યુવશ થયા હતા. મોહનાબાઇને દેવગડમાં નરહરપંત માચવેના પુત્ર સાથે પરણાવવામાં આવ્યાં હતાં. પિતાની પાછળ રામચંદ્ર પંત કુલકર્ણી થયા અને તેઓ પણ યથાકાળે મૃત્યુ પામ્યા. તેમના પુત્ર ગોપાળ પંત પણ તેમની પેઠેજ કુલકર્ણી નિમાયા. ગોપાળ પંતને ત્ર્યંબક પંત નામનો એકજ પુત્ર થયો. ત્ર્યંબક પંતે પાછળથી સારી કીર્તિ મેળવી અને તેઓ મહાન ભગવદ્‌ભક્ત ગણાયા હતા. હવે આપણે તેમના ચરિત્ર તરફ વળીશું.

ત્ર્યંબક પંતે યજ્ઞોપવીત ધારણ કર્યા પછી વેદશાસ્ત્રનું અધ્યયન કર્યું હતું. તેમની પૂર્વવય દેવગડના તે વખતના જાદવ રાજાની સેવામાં અને ઉત્તરવય શ્રી ગોરક્ષનાથની કૃપાથી ભગવચ્ચિંતનમાં વ્યતીત થઇ હતી. તેમણે પાંચ વર્ષ પર્યંત બીડ દેશના દેશાધિકારીનું કાર્ય કર્યું હતું. શકે ૧૧૨૯ પ્રભવનામ સંવત્સર, ચૈત્ર શુકલ ૫ સોમવાર પ્રાતઃકાળે ઘટિ ૧૧ એ સમયનું એક રાજાજ્ઞાપત્ર ભિંગારકર બુવાએ છાપ્યું છે, તે પરથી એમ જણાય છે કે જૈત્રપાળ મહારાજાએ દશ સહસ્ર જાધવમુદ્રિકા ખંડણી તરિકે લેવાનો ઠરાવ કરી તેમને બીડ દેશના ઇજારદાર અધિકારી નિમ્યા હતા. અને તેમને આજ્ઞા કરી હતી કે "બીડ દેશમાં પ્રતિવર્ષે જે મહેસુલ ઉત્પન્ન થાય તે તમારે લેવી. સેવક, હાથી, ઘોડા, ઊંટ ઇત્યાદિનો નિર્વાહ ઉત્તમ રીતે કરવો. શ્રી રાજાધિરાજે કૃપા કરી જે અગ્નિહોત્રી તથા ગુણી જનોને ક્ષેત્રોત્પન્ન આપ્યું હોય તેમને દુઃખ ન થાય તે રીતે વર્તવું. પુત્રની પેઠે પ્રજાનું પાલન કરવું. રાજાજ્ઞાથી જે વરિષ્ઠ અમલદાર નિયુક્ત થયા હોય તેની આજ્ઞા પ્રમાણે વર્તવું. રાજાજ્ઞાને તાબે થવું, તેની સાથે વિરોધ ન કરવો, ઇત્યાદિ તેનું ઉલ્લંઘન ન કરવું."

ઉપર્યુક્ત રાજાજ્ઞાને અનુસરીને ત્ર્યંબક પંતે પાંચ વર્ષ પર્યંત બીડ દેશના અધિકારીનું કામ કર્યું. તે પૈકી ત્રણ વર્ષ દુષ્કાળ પડયો અને તેથી લોકોને ઘણાં કષ્ટ સહન કરવાં પડયાં હતાં. ત્ર્યંબક પંતે એ સમયે પોતાની ગાંઠના પૈસા ખરચી દુષ્કાળમાં અનેક લોકોના પ્રાણ બચાવી ઉત્તમ પુણ્ય પ્રાપ્ત કર્યું હતું.

ત્ર્યંબક પંતને ગોવિંદ પંત અને હરિ પંત નામના બે પુત્રો હતા. ગોવિંદ પંત ઘેર રહીને કુલકર્ણીનું કામ સંભાળતા હતા. હરિપંતને બહાદુરી કરી પિતાનો યશ વધારવાની ઇચ્છા

હતી. શકે ૧૧૩૫ શ્રીમુખનામ સંવત્સર માર્ગશીર્ષ શુદ્ધ ૭ અને ગુરુવારના દેવગિરિપતિ સિંઘણરાજ મહારાજના આજ્ઞાપત્રપરથી જણાય છે કે દેવગિરીની દક્ષિણે દશ યોજનપર ડુંગરી પ્રદેશમાં કરંજે નામના માણસે રાજદ્રોહી થઈ ત્રણ હજાર માણસોને નોકર રાખી વટેમાર્ગુઓને લૂંટવાનો ધંધો આરંભ્યો; ત્યારે તેને શિક્ષા કરવાને માટે સિંઘણરાજે જસવંતસિંહ અને હરિ પંતને સેનાનાયક નીમી તેમને ૫૦૦૦ પાયદળ, ૨૦૦૦ ઘોડેસ્વાર, ૧૦૦ હાથી, ૫૦૦ ઊંટ, ૧૦૦૦ લુંઠકજેઠી, ૪૦૦ ભેરી આદિ રણવાદ્ય વગાડનાશ અને ૧૦૦૦ સેવકો આપી મોકલ્યા. તેમણે તેમને લશ્કરના પોષણ માટે બે લાખ જાધવ મુદ્રિકા આપી અને 'ડુંગરની ખીણમાં સૈનિકોની સાથે રહેવું અને શત્રુને પૂંઠ ન દેખાડતાં તેમનો પરાજય કરવો,' એવી આજ્ઞા કરી. આ રીતે હરિ પંત કુલકર્ણી સેનાનાયક થયા અને રાજદ્રોહીની સામે લડયા. પરંતુ તે શૂરવીરની સાથે યુદ્ધ કરતાં તેઓ ધારાતીર્થમાં મરણ પામ્યા. પોતાના બહાદૂર પુત્રનો વધ થયેલો જોઇ ત્ર્યંબકરાવ ઉદાસ થયા અને પાછા આવી આપેગાંવમાં રહેવા લાગ્યા. રાજસેવા અને કુટુંબસેવામાં પોતાનું આયુષ્ય વ્યર્થ વહી ગયું એમ જાણી તેમને પશ્ચાત્તાપ થયો અને ઉત્તર વયમાં હરિચરણે ચિત્ત પરોવી, જન્મનું સાર્થકય કરી લેવું એવી તેમને ઇચ્છા થઈ. પૂર્વ કર્મના સંયોગે ગોરક્ષનાથ મહાત્માની સ્વારી આપેગાંવમાં આવી. ત્ર્યંબક પંતે આ મહાત્માના ચરણે મસ્તક મૂક્યું, આથી તેઓ તેમનાપર પ્રસન્ન થયા. શ્રી જ્ઞાનેશ્વર મહારાજના કુળમાં આદિ ભક્ત ત્ર્યંબકપંત હતા. આપેગાંવમાં ત્ર્યંબકપંતની સમાધિ છે.

ત્ર્યંબક પંતના જયેષ્ઠ પુત્ર ગોવિંદ પંતની ભાર્યા નિરાબાઇને ૫૫ વર્ષની વયે એક પુત્રની પ્રાપ્તિ થઇ તેનું નામ વિઠ્ઠલ પંત. એજ વિઠ્ઠલ પંત જ્ઞાનેશ્વર મહારાજના જનક હતા. નિરાબાઇ પૈઠણના રહીશ કૃષ્ણાજી પંત દેવકુળેનાં બેન થતાં હતાં. આ દેવકુળેનું કુટુંબ અદ્યાપિ પૈઠણમાં છે. વિઠ્ઠલ પંત બાલ્યાવસ્થાથીજ વૈરાગ્યશીલ હતા. ગોવિંદ પંત અને નિરાબાઇ, એ ઉભયને ગોરક્ષનાથના શિષ્ય ગૈનીનાથદ્વારા બ્રહ્મોપદેશ થયો હતો. ગૈનીનાથે પોતાની ઝોળીમાંથી ભસ્મ કાઢી તેને પાણીમાં નાખી અને નિરાબાઇને તે પ્રાશન કરવાનું કહ્યું. તેના પ્રસાદથી નિરાબાઇને ગર્ભ રહ્યો.

નામદેવ મહારાજ કહે છે કે વિઠ્ઠલ પંત એ વૈરાગ્ય સ્વરૂપજ હતા. તેમનો વૈરાગ્ય અંધ નહોતો, પરંતુ ચક્ષુમય હતો. ચક્ષુમય એટલે સવિવેક, અને તે વિવેકયુક્ત વૈરાગ્યજ ખરો વૈરાગ્ય છે અને તેજ સ્થાયી નીવડે છે. જ્ઞાનરહિત વૈરાગ્ય તે અંધ વૈરાગ્ય સમજવો. વિઠ્ઠલ પંત વિવેક વૈરાગ્ય ધારણ કરીનેજ જન્મ્યા હતા. સાતમે વર્ષે વિઠ્ઠલને યજ્ઞોપવીત સંસ્કાર કરવામાં આવ્યો અને તેમને ગાયત્રીનો ઉપદેશ કરવામાં આવ્યો. ત્યાર પછી તેમણે પૈઠણમાં વેદ, કાવ્ય અને વ્યાકરણનો અભ્યાસ કર્યો અને તેઓ શાસ્ત્રનિપુણ થઈ ઉત્તમ વક્તા થયા. અલ્પ સમયમાંજ તેમનું વેદશાસ્ત્રાધ્યયન સંપૂર્ણ થયું અને ત્યાર પછી તેમણે તીર્થાટન કરવાને માટે વડીલોની આજ્ઞા માગી.

વિઠ્ઠલ પંતની આંખો જ્ઞાનથી ઉઘડેલી હોવાથી તીર્થયાત્રાનું સુખ ભોગવવાનું અને માર્ગમાં જે સંત મહંત મળે તેમના સહવાસથી જ્ઞાન પ્રાપ્ત કરી લેવાનું સામર્થ્ય તેમના અંગમાં આવ્યું હતું. શાસ્ત્રાધ્યયનની સાથે તીર્થાટનનો સંયોગ કરી દેવાની પદ્ધતિ પ્રાચીન કાળથી ચાલી આવે છે. પગલે પગલે હરિચિંતન કરતા વિઠ્ઠલ પંત તીર્થયાત્રા કરવા લાગ્યા. પ્રથમ તેઓ મુમુક્ષુનું વિશ્રાંતિસ્થાન જે કૃષ્ણમૂર્તિ, તેનું દર્શન કરવાને માટે દ્વારકા ગયા અને ત્યાંથી તેઓ પિંડારક ગયા. ત્યાંથી તેઓ સુદામાપુરી ( પોરબંદર ) ગયા અને ત્યાર પછી જે સ્થળે રુક્મિણીનો વિવાહ થયો હતો તે મૂળમાધવ તીર્થનું તેમણે દર્શન કર્યું. ત્યાંથી તેઓ જે સ્થળે

શ્રીકૃષ્ણે પોતાનું અવતારકૃત્ય સમાપ્ત કર્યું હતું તે ભાલુકાતીર્થમાં ગયા અને ત્યાંથી પ્રભાસ (સોરઠી સોમનાથ) મુચકુંદગુફા ઇત્યાદિ તીર્થો કરતા કરતા તેઓ નાશિક જીલ્લામાં આવેલા સપ્તશૃંગી નામના સ્થળે ગયા. ત્યાર પછી ત્ર્યંબકેશ્વર જઇ તેમણે કુશાવર્તીમાં સ્નાન કર્યું અને ગંગાદ્વારને વંદન કરી બ્રહ્મગિરિની સવ્યપ્રદક્ષિણા કરી, ત્યાર પછી વિઠ્ઠલ પંતની સ્વારી આલંદીમાં આવી પહોંચી.

વિઠ્ઠલ પંત આલંદીમાં આવીને શ્રી સિદ્ધેશ્વરના દેવળમાં ઉતર્યા. આલંદીના કુલકર્ણી ત્રિપ્રવરી વાસિષ્ઠગોત્રી સિધોપંત સદાચારી અને જ્ઞાની પુરુષ હતા. તેમની ઉપજ ઘણી સારી હતી અને તેઓ ચોવીસ ગામના કુલકર્ણી હતા. તેમની ભાર્યા ઉમાબાઇ ધાર્મિક હતી અને તેમનો ગૃહસ્થાશ્રમ ઉત્તમ પ્રકારે ચાલતો હતો. ઉમાબાઇ પરોપકારી હતી અને તે નિત્ય અતિથિ-સત્કારમાં તત્પર રહેતી હતી. તે પતિપત્નીને વિવાહ કરવા જેવડી એક કન્યા હતી. સિધોપંત તેને માટે વર શોધવાની તજવીજમાંજ હતા. તેમને સદાચારી અને ભગદ્‌ભક્ત જમાઇ જોઇતો હતો. હવે વિઠ્ઠલ પંતની વય લાયકજ હતી અને જ્ઞાન, વૈરાગ્યબળનું તેજ તેમના અંગપર પ્રકાશી રહ્યું હતું. તેઓ નિત્ય નિયમ પ્રમાણે સ્નાન, સંધ્યા, દેવપૂજા ઇત્યાદિ કર્મો કરી ત્રીજા પ્રહરે ઉપનિષદ્ ભાષ્યાદિ વાંચતા બેઠા હતા. સિધોપંતે પોતાના ગામમાં આવેલા આ યાત્રાળુની ચર્ચા જોઇ અને તેના કુળશીલની તપાસ કરી તો તેને તે પૂર્ણ રીતે પસંદ પડ્યા. તેમને ચાલીને ઘેર આવેલા આ સુશીલ તરુણને પોતાનો જમાઇ કરી લેવાની તીવ્ર ઇચ્છા થઇ. પરંતુ તેમણે તેની પૂર્ણ પરીક્ષા કરવાને માટે પોતાને ઘેર પંદર દિવસ પર્યંત રાખવાનો નિશ્ચય કર્યો અને વિઠ્ઠલ પંતને પોતાની સાથે ઘેર લઇ ગયા. સિધોપંતને એવું સ્વપ્ન આવ્યું કે “આજ તરુણને તું તારી પુત્રી આપ, કારણ કે એના દ્વારા દિવ્ય પ્રજા ઉત્પન્ન થશે અને તે તારા કુળનો ઉદ્ધાર કરશે.” બીજે દિવસે ચાર આબરૂદાર માણસોને બોલાવી તેની પાસે વિઠ્ઠલ પંતને બેસાડી તેમની સમક્ષ સિધોપંતે લગ્નસંબંધી વાત કાઢી અને પોતાને આવેલું સ્વપ્ન પણ કહી સંભળાવ્યું. આ વાત સાંભળી વિઠ્ઠલ પંતે હસીને ઉત્તર આપ્યો “મારાં માતપિતા આપેગાંવમાં છે. હું તીર્થયાત્રા કરવાને અને સાધુ સંતોનો સમાગમ કરવાને માટે બહાર નીકળ્યો છું. મારે હજી રામેશ્વર પર્યંત દક્ષિણ યાત્રા કરીને પાછા આવવું છે. વળી અદ્યાપિ મને વિવાહ કરવાની આજ્ઞા પણ મળી નથી.” આ ઉત્તર સાંભળી સિધોપંત સ્વસ્થ બેઠા. પરંતુ વાત એમ બની કે તેજ રાત્રીએ જ્યારે વિઠ્ઠલ પંત તુલસી વૃંદાવનપર નિદ્રા લેતા હતા ત્યારે તેમને સ્વપ્નમાં એવી પ્રેરણા થઇ કે “તું આ વધૂનો સ્વીકાર કર. એ સ્ત્રી તારે માટેજ નિર્માણ થઇ છે.” આ પરથી ઈશ્વરી ઇચ્છા સમજી બન્ને પક્ષ લગ્નને માટે તૈયાર થયા. લગ્ન મુહૂર્ત જ્યેષ્ઠ માસના અંતિમ ભાગમાં ઠરેલું હોવાથી વિઠ્ઠલ પંતનાં માતપિતા આલંદીમાં આવી શક્યાં નહિ. સિધો પંતે ઠાઠમાઠ સહિત લગ્ન સમારંભ કર્યો અને અલંકાર સહિત કન્યાદાન કર્યું.

લગ્ન સમારંભની સમાપ્તિ થયા પછી વિઠ્ઠલ પંતે પંઢરી જવાનો પોતાનો વિચાર જણાવ્યો. આથી સિધોપંત પોતાના કુટુંબનાં માણસોને સાથે લઇને પોતે પણ પોતાના જમાઇની સાથે જવાને નીકળ્યા. સિધોપંતે પોતાની પુત્રી અને પોતાના જમાઇને શ્રી વિઠ્ઠલેશનાં દર્શન કરાવ્યાં. તેમણે ત્યાં ચાર દિવસ આનંદમાં ગાળ્યા અને ભજનકીર્તનનો લ્હાવો લઇ તેઓ આલંદીમાં પાછાં આવ્યાં. ત્યાર પછી વિઠ્ઠલ પંત પોતાનાં સાસરીઆંઓની રજા લઇ દક્ષિણ યાત્રા કરવાને નીકળ્યા. તે કૃષ્ણા, કાવેરી, અને તુંગભદ્રામાં સ્નાન કરી, શ્રી શૈલ, વેંકટાદ્રિ, રામેશ્વર, શિવકાંચી, વિષ્ણુકાંચી, ગોકર્ણ, હાટકેશ્વર, કોલ્હાપુર, કર્હાડ, માહુલી ઇત્યાદિ ક્ષેત્રોની યાત્રા કરી આલંદી પાછા આવ્યા.

ચાર દિવસ પર્યંત આલંદીમાં રહ્યા પછી વિઠ્ઠલ પંતને માતપિતાનું દર્શન કરવાની ઈચ્છા થઈ અને તે આપેગાંવ જવાને નીકળ્યા. સિધોપંતને પણ પોતાના વ્હેવાઇને મળવાની ઇચ્છા થવાથી તે પોતાની કન્યાને સાથે લઇને નીકળ્યા. ઘણા દિવસ પછી પોતાના પુત્રને પાછો ઘેર આવેલો જોઇને તેનાં માતપિતાને અતિ આનંદ થયો અને વળી તેને પત્ની સહિત આવેલો જોઇને દૂધમાં સાકર ભળ્યા સમાન થયું. વ્હેવાઇએ વ્હેવાઇ મળ્યા અને પરસ્પર નમસ્કાર કર્યા. ત્યાર પછી સિધોપંત પોતાની પુત્રીને વસ્ત્રાલંકાર આપી પોતાને ગામ ગયા. વહુ દીકરાનું સુખી જોડું જોયા પછી થોડે દહાડે ગોવિંદ પંત અને નિરાબાઇ મરણ પામ્યાં. વિઠ્ઠલ પંતના દિવસો નિશ્ચિંતપણે આનંદમાં વ્યતીત થતા હતા. પરંતુ તેમનું મન સદા વિરક્ત રહેતું હતું. તેમનો સર્વ કાળ હરિચિંતનમાં વ્યતીત થતો હતો. આ વાત રૂક્મિણીબાઇને બરાબર પસંદ પડી નહિ તેથી તેમણે પોતાના પિતા સિધોપંતને એ વાત જણાવી. સિધોપંત પોતે આપેગાંવ ગયા અને પોતાની પુત્રી તથા જમાઈને પોતાને ઘેર પાછાં બોલાવી લાવ્યા.

આવી રીતે કેટલોક કાળ વ્યતીત થયો છતાં સંતાનપ્રાપ્તિનો સંભવ નહિ જણાયાથી વિઠ્ઠલપંતે રુક્મિણીબાઇને કહ્યું કે "મારે કાશીમાં જઇને રહેવાની ઈચ્છા છે માટે મને સંન્યાસ લેવાની આજ્ઞા આપો." રૂક્મિણીબાઇ પતિના વૈરાગ્યથી પરિચિતજ હતી. તેણે સિધોપંતની પાસે એમ કહેવરાવ્યું કે "સંતતિ સિવાય સંન્યાસ ધારણ કરવો ઉચિત નથી." ત્યાર પછી એક વખત વિઠ્ઠલપંતે સિધોપંતને "ગંગામાં સ્નાન કરવા જાઉં છું" એમ કહ્યું અને "જાઓ" એવો ઉત્તર સાંભળી અનાયાસ આજ્ઞા મળેલી ગણી તેઓ ઉતાવળા ઘેરથી બહાર નીકળી ગયા. અને કાશી તરફ પ્રયાણ કર્યું.

પ્રયાગમાં માઘસ્નાન કરી વિઠ્ઠલ પંત કાશી ગયા અને ત્યાં તેમણે રામાનંદ સ્વામી નામના મહાત્માનો અનુગ્રહ પ્રાપ્ત કર્યો. તેમનો ખરો વૈરાગ્ય જોઇ સ્વામીએ તેમને મંત્રદીક્ષા આપી સંન્યાસ ગ્રહણ કરાવ્યો. રામાનંદ સ્વામી તે વખતે કાશીમાં પ્રખ્યાત હતા અને તેમના સેંકડો શિષ્યો હતા. એમ કહેવાય છે કે કબીર પણ એમનાજ શિષ્ય હતા.

વિઠ્ઠલપંતે સંન્યાસ ગ્રહણ કર્યો છે એ વાત કાનોકાન રૂક્મિણીની પાસે આવી. તેથી તેમને હવે આપણો સંસાર પરિસમાપ્ત થયો છે એમ જાણી અતિશય દુઃખ થયું. પછી તેમણે માત્ર દુઃખ શોચીને બેશી ન રહેતાં પોતાનો જન્મ સાર્થક કરવાને માટે નિરાળોજ માર્ગ ગ્રહણ કર્યો. તે નિત્ય પ્રાતઃકાળમાં ઉઠી ઇંદ્રાયણીમાં સ્નાન કરતી, મધ્યાન્હકાળ પર્યંત અશ્વત્થની પ્રદક્ષિણા કરતી, મુખથી રામનામનો જપ કરતી; એકવેણી અને એકભુક્ત રહેતી. લૌકિક વાર્તા સાંભળતી પણ નહિ અને બોલતી પણ નહિ. આ પ્રમાણે તે ભગવત્સેવામાં કાળક્રમણ કરતી હતી. આ રીતે બાર વર્ષ સુધી તેમણે ઉગ્ર અનુષ્ઠાન કર્યું. મૂળથીજ તેમનું અંગ કાંતિમાન હતું અને તેમાં વળી આ ઉગ્ર તપનો સંયોગ થયો એટલે તેમનું શરીર તેજથી ઘણુંજ પ્રકાશવા લાગ્યું. આ મહા સતીનું અનુષ્ઠાન નિષ્કામ બુદ્ધિપૂર્વક હતું, તેથી તેમની સેવા હરિના ઘરમાં મંજુર થઈ.

એક વખત રામાનંદ સ્વામી પોતાની સાથે છપ્પન શિષ્યો લઇને રામેશ્વરની યાત્રા કરવાને નીકળ્યા. ફરતા ફરતા તેઓ આલંદીમાં આવી પહોંચ્યા અને ત્યાં મુકામ કર્યો. શ્રી પ્રભુએ રૂક્મિણીબાઇનાં બાર વર્ષનાં તપથી પ્રસન્ન થઇ તેમની પાસે રામાનંદ સ્વામીને મોકલી આપ્યા. તેઓ મારુતિના દેવાલયમાં ઉતર્યા હતા. રૂક્મિણીબાઇ નિત્ય નિયમ પ્રમાણે શ્રી મારુતિનાં દર્શન કરવાને માટે આવ્યાં. દેવદર્શન કર્યા પછી રામાનંદ સ્વામીને જોઇ એઓ કોઇ મહાત્મા છે એમ જાણી તેમને તેમણે વંદન કર્યું. સ્વામીએ ભગવત્પ્રેરણાનુસાર "પુત્રવતી ભવ" એવો

આશીર્વાદ આપ્યો. આ આશીર્વચન સાંભળતાંજ રૂકિમણીબાઇને હસવું આવ્યું. સ્વામીએ હસવાનું કારણ પૂછ્યું. "પતિએ તો કાશી જઇને સંન્યાસ ગ્રહણ કર્યો છે, તો પછી આપનો આશીર્વાદ સત્ય શી રીતે ઠરશે? એવો વિચાર મનમાં આવવાથી મને હસવું આવ્યું છે." એમ સતીએ મહાત્માને જણાવ્યું. સ્વામીએ સવિસ્તર હકીકત પૂછી લીધી અને મનમાં નિશ્ચયપૂર્વક જાણી લીધું કે "ચૈતન્યાશ્રમનીજ આ પત્ની છે." સ્વામીને તેનાપર અતિ કરુણા ઉત્પન્ન થઇ. પછી તેમણે રૂકિમણીબાઇને પ્રશ્ન કર્યો કે "બાઇ, તમારે ઘેર હાલ કોણ છે?" રૂકિમણીબાઇએ જવાબ આપ્યો કે "મારાં માતપિતા અદ્યાપિ જીવંત છે" સ્વામી તરતજ સિધોપંતને ઘેર ગયા. સિધોપંતે તેમની અર્ધ્યપાદ્ય પૂજા કરી અને તેમને ભોજન કરાવ્યું. તરુણ સ્ત્રીને સંતાનહીન છોડીને ચૈતન્યાશ્રમે સંન્યાસ ગ્રહણ કર્યો છે એ યાદ આવતાં સ્વામી વિચારમાં પડ્યા. સિધોપંતે સ્વામીને ચિંતાનું કારણ પૂછ્યું તો તેમણે જણાવ્યું કે "આ દોષને લીધે મારાં સર્વ પુણ્યોનો લય થાય છે." પછી સ્વામીએ રામેશ્વર જવાનો સંકલ્પ છોડી દીધો અને પાછા કાશી તરફ ગયા. સિધોપંત પણ પોતાની પત્ની અને કન્યાને લઇ તેમની સાથે કાશી ગયા. તેમને એક જુદા મકાનમાં રાખીને સ્વામી પોતાના મઠમાં ગયા. સ્વામીને શીઘ્ર પાછા આવેલા જોઇ ચૈતન્યાશ્રમ આશ્ચર્યચકિત થઇને ઉભો હતો, એવામાં સ્વામીએ તેને "ચૈતન્ય! તારી પૂર્વાશ્રમની હકિકત કહી સંભળાવ." એવી આજ્ઞા કરીને જણાવ્યું કે "હું આલંદીથી પાછો ફર્યો છું." સ્વામીનો ઉગ્ર સ્વર અને આલંદીનું નામ સાંભળતાંજ ચૈતન્યનાં ગાત્રો શિથિલ થયાં અને તેણે પોતાનું સર્વ વૃત્તાંત કહી સ્વામીને ચરણે પોતાનું મસ્તક મૂક્યું, એટલામાં સિધોપંત પોતાની કન્યાને લઇને ત્યાં આવ્યા. સ્વામીએ ચૈતન્યનો હાથ પકડીને ઉભો કર્યો અને તેને આશ્વાસન આપ્યું. પછી તેમણે તેને આજ્ઞા કરી કે "તારી પત્નીને પુનઃ ગ્રહણ કર. અવિધિકર્મનો ભય રાખીશ નહિ, આ કાર્યમાં જગદીશની સાહાય્ય છે. સ્વદેશ જઇને ગ્રહસ્થાશ્રમ અને સ્વધર્માચરણ કર." આ પ્રમાણે આજ્ઞા કરી શ્રી ગુરુએ ચૈતન્યના મસ્તકપર હાથ મૂક્યો અને તેને સ્વદેશ જવાની રજા આપી.

ગુરુવાક્યાનુસાર સ્વસ્ત્રીનો અંગીકાર કરી ચૈતન્યાશ્રમ પુનઃ ગૃહસ્થાશ્રમી થયા. વિઠ્ઠલ પંત અને રૂકિમણીને લઇને સિધોપંત પાછા આલંદીમાં આવ્યા.

વિઠ્ઠલ પંત ફરીથી ગૃહસ્થાશ્રમી થયા ત્યારથી લોકો તેમની નિંદા કરવા લાગ્યા અને તેમને અડચણ પણ કરવા લાગ્યા. "સંન્યાસી થયા છતાં પુનઃ એ ગૃહસ્થાશ્રમી શા માટે થયો?" એવોજ પ્રશ્ન જેને તેને મુખે વારંવાર સંભળાવા લાગ્યો. કોઇ વિઠ્ઠલ પંતને વિષયલંપટ કહેવા લાગ્યા, કોઇ રામાનંદ સ્વામીની પણ નિંદા કરવા લાગ્યા અને કોઇ રૂકિમણીને દોષ દેવા લાગ્યા. આ રીતે વિવિધ મનુષ્યો વિવિધ વચનો બોલવા લાગ્યા. વિઠ્ઠલ પંતનો વૈરાગ્ય, ધૈર્ય, સમતા અને જ્ઞાનની પૂર્ણ કસોટીનો આ સમય હતો. ભગવદ્‌ગીતાના બારમા અધ્યાયમાં 'अद्वेष्टा सर्वभूतानां' 'समदुःखसुखक्षमी' 'अनपेक्षः शुचिर्दक्षः' 'यो न हृष्यति न द्वेष्टि' 'तुल्यनिंदास्तुतिर्मौनी' ઇત્યાદિ ગુણોથી યુક્ત એવો પુરુષ 'स मे प्रियः' (મને પ્રિય છે) એમ ભગવાને સ્વમુખે કહ્યું છે. તે પરીક્ષામાં જે ઉત્તમ પ્રકારે ઉત્તીર્ણ થાય તેનેજ પ્રભુ પોતાના ભક્તવર્ગમાં ગણે છે. આ પરીક્ષાના ઉમેદવારો ઘણા થોડા હોય છે અને જે હોય છે તે પણ છેવટ સુધી ટકતા નથી. ખરા ભક્તો ઉપર કહ્યા તેવા પ્રસંગો પ્રાપ્ત થવાથી ડરતા નથી, પરંતુ દેહ પ્રારબ્ધને અર્પણ કરી કઠિન પ્રસંગો આનંદપૂર્વક સહન કરી તેઓ આત્માનું સંધાન અખંડિત રાખે છે. વિઠ્ઠલ પંતે આ કઠિન સમય કેવી રીતે વ્યતીત કર્યો તેનું વર્ણન મહિપતિ બાવાએ 'ભક્ત વિજય' નામના ગ્રંથમાં કર્યું છે, તેનો ભાવાર્થ નીચે પ્રમાણે છેઃ—

"જનનિંદાનું પૂર આવતાં વિઠ્ઠલ પંતે ઉદરમાં પૂર્ણ શાંતિ ભરી દીધી, અને કામ, ક્રોધનું શમન કર્યું. દ્વિજોએ અને આપ્તોએ તેમનો પરિત્યાગ કર્યો ત્યારે તેઓ અરણ્યમાં પર્ણકુટી બાંધીને પોતાની કાંતા સહિત રહ્યા. કુટુંબપોષણાર્થે તેઓ ભિક્ષા માગી લાવતા અને રાત્રિ દિવસ અખંડિત ઇષ્ટચિંતન કરતા. ગીતા, ભાગવતાદિ ગ્રંથોનું શ્રવણ મનન કરતા અને ચિત્તમાં સદા સર્વદા સુપ્રસન્ન રહેતા"

નિરંજન માધવ કહે છે કે:—

"ચૈતન્યાશ્રમે ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કર્યો છે એ વાત સાંભળી સર્વ બ્રાહ્મણોએ તેમનો પરિત્યાગ કર્યો. કોઇ તેમનું મુખ પણ જોતું નહિ. લોકો તેમની પુષ્કળ નિંદા કરતા. ધીમે ધીમે તેમને ભિક્ષા મળતી પણ બંધ થઇ. કોઇ કોઈ વખત તેમને ઝાડનાં પાંદડાં ખાઇને રહેવું પડતું, કોઇ કોઈ વખત તેમને માત્ર એકજ વાર અન્ન મળતું, અને કદિ કાદ વાયુભક્ષણ કરીનેજ નિર્વાહ કરવો પડતો. આ રીતે બાર વર્ષ ચાલ્યાં ગયાં, પરંતુ વિઠ્ઠલ પંતને માયાનો સ્પર્શ સુદ્ધાં થયો નહિ."

સંન્યાસ લીધા પછી પુનઃ ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કરવો શાસ્ત્રસમ્મત નહિ હોવાથી લોકોએ સ્વાભાવિક રીતેજ વિઠ્ઠલ પંતનો બહિષ્કાર કર્યો. આમાં લોકોનો પણ દોષ કાઢી શકાય એમ નથી; તેમજ વિઠ્ઠલ પંતને પણ દૂષિત કહી શકાય નહિ. 'तस्माच्छास्त्रं प्रमाणं ते' એવી દેવની આજ્ઞા હોવાથી કોઇ પણ શાસ્ત્રવિરૂદ્ધ વર્તે તો તેને દોષ દેવો એ લોકોનો સ્વભાવજ છે અને તેટલા માટે તેમને પણ દોષ દઇ શકાય નહિ. કદાચ કેટલીક વ્યક્તિઓ સ્વભાવ-ધર્માનુરૂપ વિશેષ કડકપણાથી વર્તી હશે, પરંતુ ત્રિગુણાત્મક લોકવ્યવહારમાં એવી ઘટના બનવાનીજ. વિઠ્ઠલ પંતના સંબંધમાં વિચાર કરીએ તો કેવળ "ગુરૂ આજ્ઞાનું પાલન કરવું એજ પોતાનો ધર્મ છે" એમ માનીનેજ તેઓ પુનઃ પ્રપંચમાં પડયા, માટે તેમને પણ દોષ દઇ શકાય નહિ. તેઓ કાંઇ વિષયલંપટતાને લીધે પુનઃ સંસારી બન્યા નહોતા, ઉલટપક્ષે તીવ્ર વૈરાગ્ય થવાથીજ તેમણે પ્રથમ ઘરનો ત્યાગ કર્યો હતો. વિઠ્ઠલ પંતને કે વિઠ્ઠલ પંતના વિરોધીઓને જે પ્રમાણે દોષ દઇ શકાતો નથી, તે પ્રમાણે રામાનંદ સ્વામીને પણ દોષ દઇ શકાય નહિ. 'મને સ્રીપુત્રાદિ કોઇ નથી' એવી ખોટી વાત શિષ્યે કહેવાથી તેના પ્રાયશ્ચિત્ત તરિકેજ તેમને આવી શાસ્ત્રવિરૂદ્ધ આજ્ઞા કરવી પડી! સંતતિ થયા પછી પત્નીની સમ્મતિથી સંન્યાસ ગ્રહણ કરવો એવા શાસ્ત્રનિયમનો અનાદર કરવાથી અર્થાત્ અકાળે સંન્યાસ ગ્રહણ કરવાની ત્વરા કરવાથી તેમને છેક વૃદ્ધાવસ્થા પર્યંત આ રીતે ગ્રહસ્થાશ્રમ પાળવો પડયો, અસ્તુ! જે થયું તે સર્વ સારૂંજ થયું! વળી બીજી એક વાત પણ લક્ષમાં રાખવા યોગ્ય છે. નિવૃત્તિ, જ્ઞાનેશ્વર, સોપાનદેવ અને મુક્તાબાઇ સમાન સંતાન ઉત્પન્ન થવાને માટે યોગ્ય ભૂમિકા તૈયાર થવી જોઈતી હતી. વિઠ્ઠલ પંતના જેવા વિવેક–વૈરાગ્યશીલ પિતા અને બાર વર્ષ પર્યંત તીવ્રાનુષ્ઠાન કરીને શુદ્ધતમ બનેલી રૂક્મિણીબાઇ જેવી માતા તેમને કયાં મળી હોત? વિઠ્ઠલ પંતે અકાળે સંન્યાસ ગ્રહણ કર્યો, તેથીજ રૂક્મિણીબાઇને બાર વર્ષ પર્યંત ઘોર તપશ્ચર્યા કરવાની સંધિ મળી. આ પ્રમાણે પતિપત્ની ઉભય વિવેક, વૈરાગ્ય, તપ અને ભગવત્પ્રેમ એ ગુણોથી યુક્ત થતાંની સાથેજ જ્ઞાનેશ્વરાદિ બ્રહ્મનિષ્ઠ સંતાનો તેમના ઉદરમાં જન્મ્યાં! આપણે માનવીઓએ તો શાસ્ત્રાજ્ઞા પાળવીજ જોઇએ; આપણે જો તેનું પાલન ન કરીએ તો પતન પામીએ; પરંતુ વેદ, શાસ્ત્રો અને પુરાણો સદોદિત જેના ગુણાનુવાદ ગાય છે એવા વિશ્વાત્માને કિંવા તેમની આજ્ઞાથી માનવદેહ ધારણ કરનારા મહાત્માઓને પણ શાસ્ત્ર નિયમ પ્રતિબંધક છે એમ માનવું સર્વથા અયોગ્ય છે. આ બાજુથી વિચાર કરવામાં આવતાં જ્ઞાનેશ્વર મહારાજે સંન્યાસીને ઉદરે જન્મ શા માટે ધારણ કર્યો તે સમજાય છે. આધ્યાત્મિક અર્થમાં અને સકળ કામનાના ત્યાગરૂપ

જે સંન્યાસ તેને પેટે જ્ઞાને જન્મ લેવો એ પણ સર્વાંશે યુક્તજ છે. 'શુચીનાં શ્રીમતાં ગેહે યોગભ્રષ્ટોઽભિજાયતે' 'અથવા યોગિનામેવ કુલે ભવતિ ધીમતામ્' (ગીતા અ० ૬ શ્લો. ૪૧-૪૨) એ શ્લોકપર જ્ઞાનેશ્વર મહારાજે પાછળથી જે ભાષ્ય કર્યું છે, તે તેમના આત્મચરિત્રનોજ એક ભાગ છે એમ આપણને લાગે છે. યોગભ્રષ્ટ મહાત્મા દૈવી સંપત્તિથી શ્રીમંત અથવા 'મોક્ષશ્રિયા મલંકૃત' એવા પવિત્ર કુળમાં નિષ્પાપ માતપિતાને ઉદરે જન્મ ધારણ કરે છે. જ્ઞાનેશ્વર મહારજ સ્વયં કહે છે કેઃ—

"જે નીતિને પંથે ચાલે છે, સત્ય વચન બોલે છે, શાસ્ત્રાજ્ઞાની દ્રષ્ટિથી જુએ છે, જેના ઘરમાં વેદ જાગૃત હોય છે, સ્વધર્માચાર એ જેનો વ્યવસાય છે, નિત્યાનિત્ય વિવેક જેનો મંત્રી છે, જે હરિચિંતન શિવાય અન્ય કોઇ પણ પદાર્થનું ચિંતન કરતો નથી, એવા પવિત્ર પિતાનાજ વીર્યથી યોગભ્રષ્ટ મહાત્મા જન્મ ધારણ કરે છે. મહાત્માઓનાં માતપિતાનાં ચરિત્રો સૂક્ષ્મતાપૂર્વક તપાસવાથી એમજ જણાય છે કે તેમનાં અંગમાં મહાત્માનાં માતપિતા થવાની યોગ્યતા હોય છે. 'બીજ તેવો અંકુર' એ કહેવત સામાન્ય સિદ્ધાંતને સિદ્ધ કરે છે. વંશપરંપરાના સંસ્કાર અને જીવનું સ્વતંત્ર કર્મ એ ઉભય તત્વની ઐક્યતા 'શુચીનાં શ્રીમતાં ગેહે યોગભ્રષ્ટોઽભિજાયતે' એ સર્વોત્કૃષ્ટ સિદ્ધાંતમાં થાય છે. જ્ઞાનેશ્વર મહારાજ વિશિષ્ટ કાર્યની સાધનાને માટે અવતર્યા હતા અને તેટલા માટે તેમણે વિઠ્ઠલ પંતનેજ પિતા તરિકે ચુંટી કાઢયા હતા. માતપિતાને યોગ્ય સંતતિ મળી અને સંતતિને યોગ્ય માતપિતા મળ્યાં. જ્ઞાનેશ્વર મહારાજની પેઠેજ કપિલ મહામુનિ શ્રી વિષ્ણુના અવતાર હતા. વિઠ્ઠલ પંત અને રૂક્મિણીબાઇની પેઠેજ કપિલ મુનિના પિતા કર્દમ ઋષિ અને માતા દેવહૂતિના ચરિત્રમાં પણ વૈરાગ્ય અને તપશ્ચર્યા ઉત્કટ હતાં. માતપિતાનો વૈરાગ્ય, જ્ઞાન, પવિત્રતા, તપશ્ચરણ અને નિર્વિષયતા લોકોત્તર ન હોય તો લોકોત્તર વિભૂતિનું જનકત્વ તેમનામાં સંભવતું નથી. રૂક્મિણીબાઇનું પાતિવ્રત્ય અને તપશ્ચરણ દેવહૂતિના જેવુંજ ઉગ્ર હતું. રામાનંદ સ્વામીને તેણે પ્રથમ વંદન કર્યું ત્યારે તેની મૂર્તિ દેવહૂતિના જેવીજ હતી. ભાગવતમાં દેવહૂતિ વિષે નીચે પ્રમાણે વર્ણન ઉપલબ્ધ થાય છે.

कालेन भूयसा क्षामा कर्षिता व्रतचर्यया ॥ ५ ॥
सरजं बिभ्रती वासो वेणीभूतांश्च मूर्धजान् ।
अंगं च मलपंकेन संछन्नं शबलस्तनम् ॥ २५ ॥

(भागवत स्कंध ३ अ. २३.)

અર્થઃ—ઘણા વખતની તપશ્ચર્યાથી શીથીલ થઇ ગયેલી અને વ્રતાચરણથી દુર્બળ બનેલી ॥ ૫ ॥ ધૂળથી મલિન બનેલા વસ્ત્રને ધારણ કરી રહેલી અને જેના કેશમાં પણ રજ ભરાઈ ગયેલી, જેનું શરીર પણ મેલથી ઢંકાઇ ગયું હતું અને સ્તન પણ ભૂરાં થઇ ગયેલાં હતાં. ॥ ૨૫ ॥ (ભા. સ્કં. ૩. અ. ૨૩)

રામાનંદ સ્વામીએ પ્રથમ જયારે રૂક્મિણીબાઇને જોઇ ત્યારે તેનું વદન આ પ્રકારે તપસ્તેજથી દેદીપ્યમાન થયેલું તેને દ્રષ્ટિગોચર થયું હતું. આથીજ તેઓના મનમાં તેને વિષે પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થઇ હતી અને તીર્થયાત્રા કરવાનું છોડી દઈ પાછા કાશી જઇને "આ સ્ત્રીનો સ્વીકાર કર. એને પેટે ઇશ્વરાંશ અવતરશે" એવો મંત્ર તેમણે વિઠ્ઠલ પંતને કહ્યો હતો.

શ્રી ગુરુપ્રસાદથી અને વિઠ્ઠલ રૂક્મિણીનાં અત્યુત્કટ પુણ્યબળથી તેમને ઉદરે નિવૃત્તિ, જ્ઞાનદેવ, સોપાન અને મુક્તાબાઇ એ સંતાનરત્નોનો જન્મ થયો. આ સંતાનો બબ્બે વર્ષને અંતરે જન્મ્યાં હતાં. એમ જણાય છે કે તેમનો જન્મ આપેગાંવમાં થયો હતો.

જન્મકાળ.

૧ **નિવૃત્તિનાથઃ—શકે ૧૧૯૫ શ્રીમુખ સંવત્સર માઘ કૃષ્ણ ૧ પ્રાતઃકાળ.**

૨ **જ્ઞાનેશ્વર મહારાજઃ—શકે ૧૧૯૭ યુવા સંવત્સર શ્રાવણ કૃષ્ણ પક્ષ ૮ મધ્યરાત્ર.**

૩ **સોપાનદેવઃ—શકે ૧૧૯૯ ઈશ્વર સંવત્સર કાર્તિક શુદ્ધ ૧૫ પ્રહરરાત્ર.**

૪ **મુક્તાબાઈઃ—શકે ૧૨૦૧ પ્રમાથીનામ સંવત્સર આશ્વિન શુદ્ધ ૧ મધ્યાન્હ.**

આ ચાર જન્મ* ને ચાર સૂર્યની ઉપમા આપીએ તો તેમાં લેશ પણ અતિશયોક્તિ નથી. તેમને ઉદરે એ ચાર સંતાનો વસ્તુતઃ સંતાનો નહોતાં; પરંતુ સાક્ષાત્ ચતુર્વિધ મોક્ષ કિંવા ચતુર્વિધ પુરુષાર્થજ સાકારરૂપે અવતર્યો હતો.

---

## પ્રકરણ ૨ જું.

---

### ગુરૂપરંપરા.

નિવૃત્તિનાથ, જ્ઞાનેશ્વર, સોપાનદેવ અને મુક્તાબાઈ એ ચારે બાળકો ખેલતાં, વિનોદ કરતાં અને બાલ્યાવસ્થાથીજ પરમાર્થની વાતો કરતાં હતાં. તેમની પરિસ્થિતિ વૈરાગ્યપોષક હતી. બ્રાહ્મણોએ વિઠ્ઠલપંતનો બહિષ્કાર કરેલો હોવાથી તેનો બધો વખત સ્ત્રીપુત્રની સાથે ઘરમાંજ વ્યતીત થતો હતો. રૂક્મિણીબાઇ કૂવાપર પાણી લેવા જતી અથવા નદીએ વસ્ત્ર ધોવા જતી ત્યારે ગામની સ્ત્રીઓ તેને મ્હેણાં મારતી. છોકરાંઓ જ્યારે બહાર જતાં ત્યારે નાનાં મોટાં સર્વ માણસો આ "સંન્યાસીનાં બાળકો છે" એમ કહી તેમને ત્રાસ આપતાં. જાતિબહિષ્કૃત કરવા જેવી બીજી કોઇ પણ સખ્ત શિક્ષા આપણા સમાજમાં નથી. સર્વ દંડોમાં અત્યંત અસહ્ય દંડ બહિષ્કાર છે. બહિષ્કૃત મનુષ્યોને ઉપહાસ, અત્યાચાર, નિંદા આદિનાં તીક્ષ્ણ બાણ નિરંતર સહન કરવાં પડે છે. સર્વ પ્રકારના પ્રતિબંધો તેને પ્રાપ્ત થાય છે. બહિષ્કૃત મનુષ્યોપર અત્યાચાર કરવો એ એક પ્રકારની ધર્મસેવા છે એવી મૂર્ખ અને અજ્ઞાન લોકોની માન્યતા હોય છે. વિઠ્ઠલપંતને બ્રાહ્મણોએ બહિષ્કૃત કર્યા તેથી અન્ય જાતીય લોકો પણ તેની સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ રાખતા નહોતા. આવી આપત્તિમાં વિઠ્ઠલપંત અને રૂક્મિણીબાઇએ કેટલાંક વર્ષો વ્યતીત કર્યાં. આ આપત્તિ તેમનાં છોકરાંઓને પણ સહન કરવી પડી. નિવૃત્તિ વગેરે બાળકો ગર્ભમાંથીજ જ્ઞાની હોવાથી તેમની પ્રગલ્ભતા, તેમનું જ્ઞાન, તેમનો સંવાદ, તેમનું સંતપણું આદિ લક્ષણો તેમના અંગમાં ઓતપ્રોત ભરેલાં હતાં; અને માતા પિતા પોતાનાં સંતાનોના અદ્ભુત સદ્ગુણો જોઇ આનંદ પામતાં હતાં.

નિવૃત્તિનાથ જ્યારે સાત વર્ષના થયા ત્યારે તેમની યજ્ઞોપવીતવિધિ શી રીતે થશે ? એ વિષે વિઠ્ઠલપંતને ચિંતા ઉત્પન્ન થઈ. સંન્યાસ ગ્રહણ કર્યા પછી પુનઃ ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કરવાનાં ઉદાહરણો વિઠ્ઠલપંતની પૂર્વે વિદ્યમાન નહોતાં; તેથી પોતાના પુત્રને યજ્ઞોપવીત ધારણ કરાવી શકાશે કે નહિ તેનો નિર્ણય તે કરી શક્યા નહિ. વિઠ્ઠલપંતે પુષ્કળ ખટપટ કરી પરંતુ તેમની સાથે કોઇ વાતચીત સુદ્ધાં કરતું નહિ તો પછી તેમની હિમાયત તો કોણજ કરે ? અંતે રૂક્મિણીબાઇના મત પ્રમાણે કાંઇ અનુષ્ઠાન કરવું એવો નિશ્ચય કરી વિઠ્ઠલપંત સ્ત્રી, પુત્ર, અને પુત્રી સહવર્તમાન ત્ર્યંબકેશ્વર ગયા. ત્યાં તેઓ નિત્ય મધ્યરાત્રે નદીમાં સ્નાન કરી સંતાનોની સાથે બ્રહ્મગિરિની સવ્ય પ્રદક્ષિણા કરતા. આ રીતે છ માસ વહી ગયા. અંતે એક દિવસે નિવૃત્તિનાથનો ભાગ્યોદય થવાનો સમય પ્રાપ્ત થયોઃ—

---

* આ ચારે ભાંડુના જન્મકાળ વિષે મતભેદ દૃષ્ટિગોચર થાય છે. કેટલાક કહે છે કે તેમનો જન્મ અનુક્રમે ૧૧૯૦, ૧૧૯૩, ૧૧૯૬ અને ૧૧૯૯ માં થયો હતો.

એક દિવસ રાત્રિને સમયે સર્વ જણ આ પ્રકારે પ્રદક્ષિણા કરતાં હતાં ત્યારે તેમણે પોતાની સમક્ષ એક વિકરાળ વ્યાઘ્રને ફાળ મારતો ચાલી જતો જોયો. વિઠ્ઠલપંત એકદમ ગભરાઈ ગયા અને પોતાનાં છોકરાંઓને સંભાળવા લાગ્યા. એવામાં નિવૃત્તિનાથ વાટ ચૂકી ગયા અને બીજેજ રસ્તે ચાલ્યા ગયા. ચાલતાં ચાલતાં તેઓ અંજની પર્વતની એક ગુહામાં ગયા. આ ગુહામાં શ્રી ગૈનીનાથ બે શિષ્યોની સાથે તપશ્ચરણ કરતા બેઠા હતા. નિવૃત્તિનાથ વાટ ચૂકીને આ ગુહામાં આવ્યા એમ કહેવા કરતાં ભવારણ્યમાં ભૂલા પડી ભટકતા હતા તે ભ્રમણની સમાપ્તિ થઇને તેમને હવે ખરો માર્ગ હાથ લાગ્યો એમ કહેવું વધારે યોગ્ય છે. મસ્તકપર જટા, કાનમાં કુંડલ, કંઠમાં શેલી અને હાથમાં શિંગી તથા પુંગી ધારણ કરી મુખથી શ્રી-ગુરુનામનો ઘોષ કરતા શ્રી ગૈનીનાથને નિવૃત્તિનાથે સિદ્ધાશ્રમમાં જોયા અને તેમના ચરણમાં પોતાનું મસ્તક મૂક્યું. ગૈનીનાથને પણ આ કોમળવયના બાળકને જોઇને અત્યાનંદ થયો. ધ્રુવને જે પ્રમાણે નારદ મળ્યા હતા તે પ્રમાણે નિવૃત્તિનાથને ગૈનીનાથ મળ્યા. પછી ગૈનીનાથે નિવૃત્તિનાથને અધિકારસંપન્ન શિષ્ય જાણી બ્રહ્મબોધ કર્યો. નિવૃત્તિનાથ સાત દિવસ પર્યંત શ્રી ગુરુસન્નિધ રહ્યા. શ્રી ગુરુએ તેમને મહાવાકયનો બોધ કર્યો અને યોગમાર્ગની દીક્ષા આપી. ગૈનીનાથ એ આદિનાથના સંપ્રદાયના સભ્ય હતા; અને તેમણે નિવૃત્તિનાથને પોતાના સંપ્રદાયમાં લઇ શ્રીકૃષ્ણની ઉપાસના કરવાની અને નામસ્મરણનો પ્રસાર કરવાની આજ્ઞા આપી.

નિવૃત્તિનાથની વય નાની હતી એ વાત સત્ય છે, પરંતુ 'न खलु वयस्तेजसां हेतुः' એ ન્યાયે પૂર્વસંસ્કારબળથી તેમણે ગુરુબોધ ગ્રહણ કર્યો; અને પોતાનાં બંધુભગિનીને પણ તે બોધ આપી તેમને પણ કૃતાર્થ કર્યા. મહાત્માઓના સર્વ પ્રકાર અલૌકિકજ હોય છે. તેમને ગ્રંથ ગોખીને વિદ્યાભ્યાસ કરવો પડતો નથી. તેમનો વિદ્યાભ્યાસ કેવળ સ્મરણશક્તિ વડેજ હોય છે ! ભગવાન શંકરાચાર્યે આઠમે વર્ષે ચાર વેદનું અને બારમે વર્ષે સકલ શાસ્ત્રોનું અધ્યયન કર્યું; અને સોળમે વર્ષે ભાષ્ય નિર્માણ કરી બત્રીસ વર્ષની અંદર પોતાનું અવતારકૃત્ય પરિસમાપ્ત કર્યું હતું, એ વાર્તા પ્રસિદ્ધજ છે.

નિવૃત્તિ, જ્ઞાનેશ્વર પણ આચાર્યનીજ કોટિના હોવાથી તેમનું ચરિત્ર પણ તેવુંજ હૃદયંગમ છે. નિવૃત્તિનાથ કેટલેક દિવસે શ્રી ગુરુની આજ્ઞા લઇ પાછા આવીને માતપિતા તથા બંધુ-ભગિનીને મળ્યા, અને તેમણે જ્ઞાનેશ્વર મહારાજને ઉપદેશ કર્યો. શ્રી જ્ઞાનેશ્વર મહારાજ પોતાના આયુષ્યના આઠમા વર્ષેજ શ્રી નિવૃત્તિનાથ સદ્‌ગુરુદ્વારા ઉપદેશ ગ્રહણ કરી પૂર્ણતા પામ્યા. તેમના ગુરુસંપ્રદાય વિષે હવે બે શબ્દો કહીશું. આદિનાથ શંકર એ આ સંપ્રદાયના કુલગુરુ હતા. આદિનાથના મુખ્ય શિષ્ય મત્સ્યેંદ્રનાથ, તેમના શિષ્ય ગોરક્ષનાથ, તેમના ગૈનીનાથ, ગૈનીનાથના નિવૃત્તિનાથ અને નિવૃત્તિનાથના શિષ્ય શ્રી જ્ઞાનેશ્વર મહારાજ હતા. આ સંપ્રદાય વિષે નિવૃત્તિનાથ એક અભંગમાં જે વર્ણન કરે છે તેનો સાર નીચે પ્રમાણે છેઃ—

આદિનાથ શંકરે પાર્વતીને સ્વબોધનું રહસ્ય કહી સંભળાવ્યું તે સહજ મત્સ્યેંદ્રને પ્રાપ્ત થયું. તેજ પ્રેમયુક્ત બોધ તેણે ગોરક્ષને આપ્યો અને તેણે તે બોધ ગૈનીનાથને આપ્યો. વૈરાગ્યથી તપ્ત થયેલા ગૈનીનાથને આ બોધથી પરમ શાંતિ થઇ. ચિત્તમાં અભેદભાવનો ઉદય થવાથી તેમણે પૃથ્વીપર નિઃશંકપણે પુષ્કળ પ્રવાસ કર્યો અને તેથી તેમના ચિત્તમાં સુખાનંદ સ્થિર થયો. ગૈનીનાથે નિવૃત્તિનાથદ્વારા પોતાના સંપ્રદાયનો પુષ્કળ પ્રસાર થશે એવી ખાત્રી થવાથી તેમને ઉપદેશ કર્યો. નિવૃત્તિનાથ કહે છે કે, "શ્રી ગૈનીનાથે અમને કૃષ્ણોપાસનાનો મંત્ર આપીને અમારૂં કુળ પાવન કર્યું." નિવૃત્તિનાથે આ બોધ જ્ઞાનદેવ, સોપાન અને મુક્તાબાઈને આપીને તેમને કૃતાર્થ કર્યા.

જ્ઞાનેશ્વર મહારાજે પોતાના સંપ્રદાય વિષે જ્ઞાનેશ્વરીના ઉપસંહારમાં જે ઉલ્લેખ કર્યો છે તેનો ભાવાર્થ નીચે પ્રમાણે છેઃ—

ત્રિપુરારિ આદિનાથ શંકરે પાર્વતીના કાનમાં જે જ્ઞાન કહ્યું–ક્યારે કહ્યું તેની ખબર નથી–તે ક્ષીરસાગરમાંના એક મત્સ્યના ઉદરમાં ગુપ્તરૂપે રહેલા મત્સ્યેંદ્રનાથને પ્રાપ્ત થયું. આ જ્ઞાનનો પ્રતાપ એવો હતો કે જ્યારે મત્સ્યેંદ્રનાથ સંચાર કરતા કરતા સપ્તશૃંગપર આવ્યા ત્યારે જેના શરીરાવયવ ભસ્મ થયા હતા એવા ચૌરંગીનાથને મત્સ્યેંદ્રનાથનું દર્શન થતાંજ પૂર્ણ અવયવ પ્રાપ્ત થયા. પરંતુ આવી ઉપાધિનો અધિક વિસ્તાર ન થાય અને અચલ સમાધિસુખ ભોગવી શકાય એટલા માટે મત્સ્યેંદ્રનાથે પોતાનું જ્ઞાન ગોરક્ષનાથને આપ્યું. ગોરક્ષનાથ યોગવિદ્યામાં પારંગત હતા અને વિષયનો નાશ કરવામાં પરમ શૂર હતા; આવા યોગનિષ્ઠ અને વિરક્ત ગોરક્ષનાથને ગુરુએ શ્રી સ્વાત્મપદપર ચઢાવ્યા. તેમણે શંકર પાસેથી પરંપરાથી પ્રાપ્ત થયેલું અદ્વિતીય આનંદસુખ ગૈનીનાથને આપ્યું. સર્વ પ્રાણીઓ કલિથી ગ્રસ્ત થયાં છે એવી દશા જોઇ ગૈનીનાથે નિવૃત્તિનાથને આજ્ઞા કરી કે, "આદિ ગુરુ શંકર પાસેથી શિષ્યપરંપરાથી જે બોધનું ઐશ્વર્ય આપણને પ્રાપ્ત થયું છે તે હું તારે સ્વાધીન કરૂં છું; અને તું કલિના પંજામાં સપડાયેલા જીવોને દુઃખમાંથી મુક્ત કરવાને માટે સર્વ પ્રકારના પ્રયત્ન કરીને તેમનો ઉદ્ધાર કર. મૂળથીજ નિવૃત્તિનાથ દયાશીલ હતા અને તેમાં વળી શ્રી ગુરુની આવી આજ્ઞા થઇ. એટલે પછી પૂછવુંજ શું? વૃષ્ટિ કરવાને માટે મેઘ ઉત્સુકજ હોય છે અને એવામાં વર્ષાઋતુ આવે એટલે પછી ન્યૂનતાજ શી રહે? સંસારથી ગ્રસ્ત થયેલા લોકો પ્રત્યેની લાગણીથી ગીતાર્થ પ્રકટ કરવાના મિષથી નિવૃત્તિનાથે શાંતિરસની જે રેલછેલ કરી મુકી તે આ (ભાવાર્થ દીપિકા) ગ્રંથ છે! તે વખતે તેમનો પ્રસાદ પ્રાપ્ત કરવાને માટે ચાતકની પેઠે ઉત્કંઠિત એવો હું તેમની પાસે હતો તેથી તેમણે મારાપર કૃપા કરી અને મને આ યશનો સ્વામી બનાવ્યો. હજી પણ જ્ઞાનેશ્વરનો નિમ્ન લિખિત અભંગ બોલવાનો એ સંપ્રદાયના અનુયાયીઓનો નિયમ છે અને આળંદીમાં નિત્ય પ્રાતઃકાળે લોકો જ્યારે શ્રી જ્ઞાનેશ્વર મહારાજની પંચપદી કરે છે ત્યારે એ અભંગ બોલે છેઃ—

आदिनाथ गुरु सकळ सिद्धांचा। मत्स्येंद्र त्याचा मुख्य शिष्य। मत्स्येंद्राने बोध गोरक्षासी दिला॥
गोरक्ष बोलला गहिनी प्रती। गहिनीप्रसादें निवृत्ति दातार। ज्ञानदेवासार चोजविलें॥

શ્રી જ્ઞાનેશ્વર મહારાજની ગુરુપરંપરા આ પ્રમાણે છેઃ—

આદિનાથ, મત્સ્યેંદ્રનાથ, ગોરક્ષનાથ, ગૈનીનાથ, નિવૃત્તિનાથ અને જ્ઞાનેશ્વર મહારાજ.

શિવદિન કેસરીના શિષ્ય માલુનાથે આ સંપ્રદાય પરંપરાપર ૧૪ શ્લોકો રચ્યા છે. તેમાંના પ્રથમ ૭ શ્લોકો આપી આ પ્રકરણ સમાપ્ત કરીએ છીએ.

गुणातीत अव्यक्त विद्याविलासी। मुळारंभ आरंभ ऐश्वर्यतेसी॥
सदा सर्वदा सच्चिदानंद आस्था। नमस्कार माझा तया आदिनाथा॥ १॥
अतीसौख्यमाहेर जें सज्जनांचें। परंधाम विश्राम योगेश्वरांचें॥
निरालंबदेशीं अनूपम्य राजा। नमस्कार मत्स्येंद्रनाथासि माझा॥ २॥
गुरूभक्ति जेथूनि रूपासि आली। महासिद्धि ज्यापासुनी व्यक्त झाली॥
कसा धांवण्या धांवतो दीनकाजा। नमस्कार गोरक्षनाथासि माजा॥ ३॥
अनाहात शिंगी स्फुरे लक्ष मुद्रा। अखंड स्वरूपस्थिती योगनिद्रा॥
जयाचा बहू आश्रयो योगयुक्ता। नमस्कार माझा तया गैनिनाथा॥ ४॥

चळे ना ढळे ना टळे कर्ममार्गें । उपायाविणें सांपडे संतसंगें ॥
समाधानवृत्ती जया सत्यबोधी । नमो त्या निवृत्तीस भावेंचि आधीं ॥ ५ ॥
प्रतापें गुणें आगळा सूर्य जैसा । स्वयंज्योति शुद्धप्रकाशीत तैसा ॥
जयाची असे या जगीं पूर्ण सत्ता । नमस्कार माझा तया ज्ञाननाथा ॥ ६ ॥

## પ્રકરણ ૩ જું.

### યજ્ઞોપવીતવિધિ અને વેદશાસ્ત્રમર્યાદા.

જેમ જેમ છોકરાંઓ વયમાં મોટાં થતાં ગયાં તેમ તેમ વિઠ્ઠલપંતની ચિંતા વૃદ્ધિંગત થવા લાગી. રુકિમણીબાઇએ પણ તેને સંતાનોની યજ્ઞોપવીત વિધિ આટોપી લેવાને માટે કહ્યું. ગૃહસ્થાશ્રમમાં પુનઃ પ્રવેશ કરવાને લીધે બ્રાહ્મણોએ વિઠ્ઠલપંતનો સખ્ત બહિષ્કાર કર્યો હતો; પરંતુ બ્રાહ્મણતામાં વૈગુણ્ય આવે એવું કાંઇ પણ નિંદ્ય વર્તન તે કરતા ન હોવાથી કાળાંતરે બ્રાહ્મણોનો ક્રોધ શમશે અને સંતાનોની યજ્ઞોપવીતવિધિ કરવાનો પ્રસંગ આવશે ત્યારે આપણે બ્રાહ્મણોને માન્ય થઈશું એવી વિઠ્ઠલપંતને આશા હતી. પરંતુ બ્રાહ્મણોએ તેમના પ્રતિ જરા પણ લક્ષ્ય આપ્યું નહિ. પૂર્વે કોઈ પણ બ્રાહ્મણે સંન્યાસાશ્રમમાંથી ગૃહસ્થાશ્રમમાં પુનઃ પ્રવેશ કર્યો નહોતો તેથી આ પ્રસંગને અનુકૂળ શાસ્ત્રાધાર જડવો કઠિન હતો. વિઠ્ઠલપંતે એવો નિશ્ચય કર્યો હતો કે ગમે તે પ્રાયશ્ચિત્ત કરવું પડે તો તે કરવું; પરંતુ બાળકોને જાતિ-કુળથી પૃથક્ રહેવા દેવાં નહિ. તેમણે બ્રાહ્મણવૃંદને સાષ્ટાંગ નમસ્કાર કરી પ્રાર્થના કરી કે “ અમો પતિતોને આપ પાવન કરી લ્યો, અને અમારા સર્વ અપરાધો ક્ષમા કરો; મેં કેવળ ગુરૂની આજ્ઞા પાલન કરવાને અર્થે ગૃહસ્થાશ્રમનો પુનઃ સ્વીકાર કર્યો છે, કામવાસનાને આધીન થઇને કર્યો નથી. આપ જે દંડ કરશો તે ભોગવવાને હું તૈયાર છું. તમે કહેશો તે પ્રાયશ્ચિત્ત કરીશ. કૃપા કરી મને પાવન કરો અને મારાં બાળકો યજ્ઞોપવીત ધારણ કરી શકે એવો ધર્મશાસ્ત્રાર્થ શોધી કાઢી મને યોગ્ય નિર્ણય આપો. ” પોતાનાં બાળકોને જીવનપર્યંત આ બહિષ્કાર ભોગવવો પડશે એ વિચારથી વિઠ્ઠલપંતને મહાદુઃખ થતું હતું. તેમણે તથા રૂકિમણીબાઇએ શુદ્ધ ભાવે તથા ગદ્‌ગદિત અંતઃકરણે બ્રાહ્મણોને સાષ્ટાંગ નમસ્કાર કર્યો.

વિઠ્ઠલપંત અને રૂકિમણીબાઈ વૈરાગ્યસંપન્ન હતાં ખરાં, પરંતુ પોતાનાં રત્નસમાન બાળકોના મુખ સામે જોઇને તેમને એમ લાગતું કે જો આપણી હયાતીમાંજ એમને યજ્ઞોપવીત સંસ્કાર નહિ થશે તો એમનું બ્રાહ્મણત્વ નષ્ટ થશે; અને આપણા વંશજોનો બ્રહ્મ સંબંધ તુટી જવાથી કુળનો અધઃપાત થશે. આ કલ્પના તેમના મનમાં આવતાં તેમના અંતઃકરણમાં અતિ દુઃખ પેદા થતું. વસ્તુતઃ વૈરાગ્યજ્ઞાનસંપન્ન સ્ત્રીપુરુષને મોહ થવો નહિ જોઇએ, પરંતુ કોમળ બાળકોના—અને તેમાં પણ પોતાનાં બાળકોના નિર્વિકાર, નિર્મળ અને આનંદપૂર્ણ ચ્હેરા જોઇને મોટા મોટા યોગીઓનો વૈરાગ્ય પણ ચળે છે. કૃષ્ણે યશોદાને પોતાના મુખમાં સર્વ ભુવનો બતાવ્યાં હતાં તોપણ તે માતાના હૃદયમાં કૃષ્ણપ્રતિ પુત્રભાવનો મોહ હતોજ ! વિઠ્ઠલપંત અને રૂકિમણીબાઇ જાણતાં હતાં કે આપણાં બાળકો કાંઇ સામાન્ય કોટિનાં બાળકો નથી. બ્રહ્મગિરિની પ્રદક્ષિણા કરતી વખત વ્યાઘ્રનું આગમન થયું ત્યારે નિવૃત્તિનાથ રસ્તો ચૂકીને ગુહામાં ગયા અને મહાત્માએ તેનાપર અનુગ્રહ કર્યો એ વાત વિઠ્ઠલપંતે જાણી ત્યારથી પોતાનાં બાળકોની અલૌકિકતા વિષે તેને અતિ આશ્ચર્ય થતું હતું. રામાનંદ સ્વામીએ તેમને પુનઃ ગૃહસ્થા-શ્રમનો સ્વીકાર કરવાની આજ્ઞા કરી ત્યારે તેઓએ એકાંતમાં તેમને એમ કહ્યું હતું કે, “ તને

તારી સ્ત્રીદ્વારા જે સંતાનોની પ્રાપ્તિ થશે તે ત્રિભુવનવિજયી નિવડશે." એ વાત પણ તેમના સ્મરણમાં હતી. પ્રથમ તો પોતાનાં છોકરાં અને વળી તેમાં દિવ્ય ગુણોનો સંયોગ એટલે પછી કયા પિતાને આનંદ થયા વિના રહે? માટે વિઠ્ઠલપંત અને રૂકિમણીબાઇને પોતાનાં સંતાનો પ્રતિ સાહજિક પ્રેમ હોય તેમાં શી નવાઇ? પરંતુ તેઓ યજ્ઞોપવીતથી વંચિત રહેવાની સ્થિતિમાં હતાં એ જોઈ તેમના સર્વ મનોરથો તૂટી પડયા. બ્રાહ્મણોએ તેમને ઉત્તર આપ્યો કે; "તમારા અપરાધને માટે શાસ્ત્રમાં કયાંય પણ પ્રાયશ્ચિત્ત જણાવવામાં આવ્યું નથી અને તમારાં બાળકોને યજ્ઞોપવીત ધારણ કરવાની શાસ્ત્રની અનુજ્ઞા નથી. તમારો અપરાધ એવો તો ઘોરતમ છે કે દેહાંત પ્રાયશ્ચિત્ત શિવાય અન્ય કાંઈ પણ પ્રાયશ્ચિત્ત તેને લાગુ પડતું નથી."

બ્રાહ્મણવૃંદનો આ નિર્ણય સાંભળી વિઠ્ઠલપંતે મસ્તક નમાવી જણાવ્યું કે દેહાંત પ્રાયશ્ચિત્ત કરવાને હું તૈયાર છું. તેમણે પોતાનું મન દૃઢ કર્યું, સ્ત્રીપુત્રાદિકનો મોહ છોડયો, બ્રાહ્મણોને વંદન કર્યું અને પાછળ દૃષ્ટિપાત કર્યા વિના એકદમ પ્રયાગક્ષેત્ર તરફ ચાલવા માંડયું. ત્યાગ અને વૈરાગ્યની મૂર્તિ બની શાંતપણે તેણે શ્રી ગંગા યમુનાના ઓઘમાં પોતાના દેહનું વિસર્જન કર્યું. રૂકિમણીબાઈ પણ વિઠ્ઠલપંતની સાથે ગયાં હતાં અને તેમણે પણ પોતાના સ્વામીની પાછળ પોતાના દેહનો મોહ રાખ્યા વિના નદીના પાણીમાં ભુસ્કો માર્યો. આ રીતે વિઠ્ઠલપંત અને રૂકિમણીબાઇએ પોતાની નશ્વર દેહનો ત્યાગ કર્યો અને તે ઉભય અવિનાશી પદપર આરુઢ થયાં.

વેદશાસ્ત્રજ્ઞ બ્રાહ્મણોએ દેહાંત પ્રાયશ્ચિત્તની જે શિક્ષા કહી તે સાંભળી વિઠ્ઠલપંતે બ્રાહ્મણોને નમસ્કાર કર્યા અને "આપ કહો છો તે પ્રમાણે કરીશ" એમ મહા ધૈર્યથી કહી તેઓ પ્રયાગમાં ગયા અને ત્યાં દેહાંત પ્રાયશ્ચિત્ત કર્યું; આ પરથી તેમની જાજવલ્ય ધર્મનિષ્ઠા, તેમનો પરિપૂર્ણ વૈરાગ્ય અને તેમની તીવ્ર ત્યાગબુદ્ધિ વ્યક્ત થાય છે. ગૃહસ્થાશ્રમ અને વિષયો પ્રત્યે સંપૂર્ણ તિરસ્કાર આવ્યા છતાં પણ તેમણે કેવળ ગુરૂઆજ્ઞા પાલન કરવાને માટે પુનઃ ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કર્યો હતો. આ પ્રમાણે કરવામાં પૂર્વે તેમણે જેમ અત્યંત મનોધૈર્ય દર્શાવ્યું હતું તેમ શાસ્ત્રાજ્ઞાને માન આપવાને માટે તેમણે સ્ત્રીપુત્રાદિનો મોહ છોડી પ્રાણીમાત્રને અત્યંત પ્રિય એવી જે દેહ તેનો પણ શાન્તિપૂર્વક ત્યાગ કર્યો. આથી વિઠ્ઠલપંતને જ્ઞાનેશ્વરાદિ મહાત્માઓએ પિતૃત્વનો જે અધિકાર આપ્યો હતો તે યોગ્યજ હતો એમ કહી શકાશે. ગુરુ અને શાસ્ત્ર પ્રત્યે તેઓ કેટલો પૂજ્યભાવ ધરાવતા હતા તે ઉપર વર્ણવેલા ઉભય પ્રસંગોથી ઉત્તમ રીતે જાણી શકાય છે. ગુરુવાકય અને શાસ્ત્ર પોતાના સુખની આડે ન આવે ત્યાં સુધી તેને માન આપવાને માટે ઘણા લોકો તત્પર હોય છે, પરંતુ સર્વસ્વની હાનિ થવાનો પ્રસંગ આવે ત્યારે અત્યંત શ્રેષ્ઠ વિભૂતિ શિવાય કોઇ પણ માણસ ગુરુવાકય અને શાસ્ત્રાજ્ઞાનું પાલન કરી શકતો નથી; પરંતુ શ્રેષ્ઠ પુરુષોનાં આચરણ આપણને એમજ શીખવે છે કે ધર્મ, સમાજ અને દેશના કાયદા સ્પષ્ટ રીતે આપણા હિતની આડે આવે છે એમ જાણવા છતાં પણ તે કાયદાની આગળ પોતાનાં સર્વ ઐહિક સુખનો ત્યાગ કરવાને તત્પર થવું એજ ખરૂં મનોધૈર્ય છે. ગ્રીસ દેશના પ્રખ્યાત તત્ત્વવેત્તા અને સાધુ પુરુષ સૉક્રેટીસપર તે વખતના ક્ષુદ્ર પુરુષોએ તહોમત મુકી દેહાંત પ્રાયશ્ચિત્તની સખ્ત શિક્ષા કરી ત્યારે તેમને તુરંગમાંથી છોડાવવાને માટે તેમના અનેક ભક્તો તૈયાર હતા તે છતાં પણ તેઓએ રાજ્યતંત્રે કરેલી શિક્ષા ખુશીથી ભોગવી અને તેની આજ્ઞા પ્રમાણે વિષનો પ્યાલો પી દેહનો ત્યાગ કર્યો.

વિઠ્ઠલપંત જેવા મહાજનો પણ વિરલજ હોય છે અને તેમના જેવા પ્રખર નીતિવાન બ્રાહ્મણને પ્રાયશ્ચિત્તની આવશ્યકતા પણ નહોતી; તથાપિ અંગમાં અલૌકિક યોગ્યતા હોવા છતાં પણ સામાન્ય લોકોની પેઠે શાસ્ત્રાજ્ઞા પાળવાનો મહાન પુરુષોનો જે નિયમ હોય છે તે

નિયમાનુસાર તે નિર્ણયને માટે બ્રાહ્મણોની પાસે ગયો અને તેમણે આપેલો નિર્ણય શિરસાવંદ્ય ગણ્યો. તુકારામ કહે છે કે; "જે જગતના આઘાત સહન કર્યા કરે છે તેજ સંત છે." આ ન્યાયથી આઘાત સહન કર્યા શિવાય મનુષ્યનું સંતપણું જગતની દ્રષ્ટિએ પડતું નથી. સંતો આવા આઘાતને માટે બડબડાટ કરતા નથી. મહાન પુરુષોની મહત્તા તેમનાપર આવતા દુઃખદ પ્રસંગોથીજ જગતમાં પ્રસિદ્ધ થાય છે. કોઈને પણ કલેશ ગમતો નથી, પરંતુ કલેશથી ડરીને જો મહાન પુરૂષો બેસી રહ્યા હોત તો મહાન પુરુષો અને સામાન્ય જનો વચ્ચેનો ભેદ જગતને શી રીતે દ્રષ્ટિગોચર થયો હોત? આપત્તિની કસોટીથીજ મહાન પુરુષની મહત્તાનો જગતને અનુભવ મળે છે. વીર અને ભીરુ, શાહુકાર અને ચોર, સાચો અને જૂઠો, સંત અને ઢોંગી એમની વચ્ચેનો ફરક આપત્તિથીજ પ્રકટ થાય છે. આ વિવેચનનું તાત્પર્ય એટલુંજ છે કે વિઠ્ઠલપંતની વિરક્તતા અને ધર્મનિષ્ઠા સર્વ આળંદીકર બ્રાહ્મણોના ન્યાય-નિષ્ઠુર નિર્ણયથીજ લોકોના જાણવામાં આવી હતી. ઉપર જણાવેલું વિવેચન જે પ્રમાણે વિઠ્ઠલપંતને લાગુ પડે છે તેજ પ્રમાણે તે રૂકિમણીબાઈને પણ લાગુ પડે છે. તે બાઈ પણ આપણને વિઠ્ઠલપંતના જેટલીજ પૂજ્ય છે. જેની પવિત્ર કુખથી શ્રી જ્ઞાનેશ્વર મહારાજે જન્મ લીધો તે બાઇને ધન્ય છે. આપણે તેના સંપૂર્ણ ચરિત્ર વિષે વિચાર કરીએ છીએ ત્યારે આપણને જણાય છે કે નિવૃત્તિપ્રભૃતિ સંતાનોને જન્મ આપવાને તે બાઇ સંપૂર્ણ રીતે અધિકારિણી હતી. વિઠ્ઠલપંતનો વૈરાગ્ય અને રુકિમણીબાઇનું પાતિવ્રત્ય તથા ભક્તિ એ સર્વ વાનાં એવા મહાન જીવોને તેમને પેટ અવતરવાને આકર્ષે તેવાંજ હતાં. વિઠ્ઠલપંત અને રુકિમણીબાઇ ખરેખર વૈરાગ્ય અને ભક્તિની સાક્ષાત્ પ્રતિમારૂપજ હતાં; અને વૈરાગ્ય તથા ભક્તિના ઉદરમાંથી નિવૃતિ, જ્ઞાન, સોપાન અને મુક્તિનો ઉદ્ભવ થવો એમાં આશ્ચર્યજ શું?

નિવૃત્તિ, જ્ઞાનેશ્વર, સોપાનદેવ અને મુક્તાબાઇને ઈશ્વરની કૃપાપર છોડી તેમનાં માતપિતા સ્વર્ગવાસ પામ્યાં ત્યારે નિવૃત્તિનાથની વય ભાગ્યેજ દશ વર્ષની હતી. માતપિતાના મૃત્યુ પછી તે બાળકો થોડા દિવસપર્યંત આપેગાંવમાં રહ્યાં; પરંતુ તેમના દુશ્મનોએ તેમને તેમના બાપ-દાદાના ઘરમાં પ્રવેશવા દીધાં નહિ અને તેમની મિલકત પણ તેમને સ્વાધીન કરી નહિ. જેથી તે બિચારાં ઘરબાર વિનાનાં થઈ ગયાં; પરંતુ તેમને શું આ બ્રહ્માંડરૂપી ઘર નહોતું? તેમનાં દુશ્મનો તો માત્ર એક નાનું સરખું મૃત્તિકાનું ઘર અને થોડી મિલ્કત લઇને બેઠાં; પરંતુ નિવૃત્તિ, જ્ઞાનેશ્વરાદિએ તો ભુવનત્રયને પોતાનું ઘર તથા મિલ્કત બનાવી. તેઓ આપેગાંવમાં ગયા પછી નિવૃત્તિ અને જ્ઞાનેશ્વર ભિક્ષા માગી લાવતા, અને સોપાનદેવ નાની મુક્તાબાઇની સંભાળ લેતો. એ પ્રમાણે તેઓએ દિવસ વ્યતીત કર્યા હતા.

મુક્તાબાઇએ આપેગાંવમાં સમાધિ લીધા પૂર્વે જે ઉદ્ગાર કાઢ્યા હતા તે પરથી જણાય છે કે વિઠ્ઠલપંત અને રૂકિમણીબાઇએ શ્રીકૃષ્ણની દયાપર પોતાનાં બાળકોને સોંપીને પ્રયાગ તરફ નીકળી ગયાં તે પૂર્વે તેઓ આપેગાંવમાંજ રહેતાં હતાં; અને આપેગાંવથીજ તેઓ પ્રયાગ તરફ ગયાં હતાં.

પોતાનાં બંધુભગિનીને પોતાની સાથે લઇને નિવૃત્તિનાથ આળંદી ગયા. યજ્ઞોપવીત સંસ્કાર પોતાને થવોજ જોઇએ એવો નિવૃત્તિનાથને આગ્રહ નહોતો. તેઓ તો કેવળ શિવસ્વરૂપજ થયા હતા. તેમને પોતાના દેહનું પણ ભાન રહેતું નહોતું. નિવૃત્તિ તે ખરેખર નિવૃત્તિ સ્વરૂપજ હતા. સર્વ વૃત્તિઓથી પર એવું જે નિજ સ્વરૂપ તેમાંજ તેઓ નિમગ્ન રહેતા. "આપણે બ્રાહ્મણોને પાયે પડીને તથા તેમને વિનંતિ કરીને તેમની આજ્ઞાથી પાવન થવું જોઇએ અને યજ્ઞોપવીત ધારણ કરવું જોઇએ." એમ કહીને જ્ઞાનેશ્વરે એક વખત તેમને ભલામણ કરી કે બ્રાહ્મણ પાસે ફરીથી નિર્ણય કરાવવો.

## પ્રકરણ ૪ થું.

### નિર્ણય માટે પુનઃ પ્રયાસ અને પૈઠણમાં ચમત્કારો.

નિવૃત્તિનાથ પોતાનાં બંધુભગિનીને પોતાની સાથે લઇને ધીમે ધીમે પૈઠણ જઇ પહોંચ્યા. નાની મુક્તાબાઇને પણ પોતાની સાથે લેવાનું કારણ એ હતું કે, તેની સંભાળ લેનાર તેમના શિવાય બીજું કોઇ નહોતું. ગોદાવરીને તીરે સ્નાનવિધિ આટોપીને તેઓ ગામમાં પેઠાં, વિઠ્ઠલપંતના મામા કૃષ્ણાજીપંત દેવકુળે પૈઠણમાંજ રહેતા હતા. તેમને ઘેર તેઓ ઉતર્યા. ચાર દિવસ પછી પૈઠણનિવાસી બ્રહ્મવૃંદની સભા એકત્રિત થઇ. તેમની સમક્ષ નિવૃત્તિનાથે આળંદીના બ્રાહ્મણોનો પત્ર સાદર કર્યો, તેપરથી 'આ સંન્યાસીનાં બાળકો છે અને તેમને પ્રાયશ્ચિત્તનો શાસ્ત્રાર્થ જોઇએ છે' એમ તેમના લક્ષમાં આવ્યું. નિવૃત્તિનાથે બ્રાહ્મણોને સાષ્ટાંગ પ્રણામ કર્યો અને પોતાનું વૃત્તાંત હતું તેવું સરળતાથી કહી સંભળાવ્યું. વળી તેઓની તેમણે પ્રાર્થના કરી કે "અમે અનાથ, પતિત, શરણાગત, દીન છીએ; માટે અમને કૃપાદ્રષ્ટિથી સનાથ કરી ખોળે લ્યો" બ્રહ્મસભામાં મોટા મોટા વૈદિક, શાસ્ત્રજ્ઞ અને શ્રુતિ સ્મૃતિના અધ્યયનથી વિદ્વાન થયેલા બ્રાહ્મણો બેઠા હતા. અને 'સંન્યાસીનાં છોકરાંઓ યજ્ઞોપવીતવિધિને માટે શાસ્ત્રાર્થ કરાવવાને આવ્યાં છે' એવા સમાચાર ગામમાં ફેલાતાં બીજા પણ સેંકડો બ્રાહ્મણો સભાસ્થાનમાં આવ્યા હતા.

નિવૃત્તિ, જ્ઞાનેશ્વર, સોપાનદેવ અને તેમની ભગિની મુક્તાબાઇ એ ચારે જણ સભામાં આવેલાં હતાં. તેમની આનંદવૃત્તિ, પ્રસન્નતા, તથા દિવ્ય કાંતિ જોઇ અનેક સભ્યોના મનમાં તેમને વિષે આદર ઉત્પન્ન થયો હતો; તથાપિ આવી સભામાં સદા બનતું આવ્યું છે તેમ અનેક જણ નિંદા પણ કરવા લાગ્યા. "સંન્યાસીનાં છોકરાં" આ બે શબ્દો નિંદાખોરોને અધિક બળ આપતા હતા. જ્યારે બીજી તરફ સાત્વિક અને દયાળુ વૃત્તિનાં માણસોના હૃદયમાં તેમને વિષે પ્રેમ અને દયા ઉત્પન્ન થઇ હતી. ત્રિગુણાત્મક જગતની આ લીલા જોઇ નિવૃત્તિનાથ પોતાના મનમાં હસતા હતા; જ્ઞાનેશ્વર મહારાજ ધર્મશાસ્ત્રદ્વારા શું નિર્ણય થાય છે તથા બ્રાહ્મણોના મુખમાંથી શું શબ્દો નીકળે છે તેની અતિ ઉત્સુકતાથી રાહ જોતા હતા; અને સોપાનદેવ તથા મુક્તાબાઇ પ્રભુનામના જપયજ્ઞમાં લીન થઇને 'શ્રી રામ કૃષ્ણ હરી' નો અસ્ખલિત માનસિક ઘોષ કરી રહ્યાં હતાં. આ ચારે બાળકોના મુખપર દિવ્ય તેજ પ્રકાશી રહ્યું હતું. અને આ બાળ વિભૂતિઓનું અંતર સુખ અને અંતર્જ્યોતિ જોઇને થોડે ઘણે અંશે પણ અંતર્મુખ થયેલા સજ્જનોના હૃદયમાં કાંઈ ઓરજ આનંદનો પ્રાદુર્ભાવ થઈ રહ્યો હતો.

આજની સભામાં અંતિમ નિર્ણય થવાનો હતો. પુષ્કળ વાદવિવાદ અને ચર્ચા કરી અંતે બ્રાહ્મણોએ નિર્ણય કહી સંભળાવ્યો. તે નિર્ણયનો સારાંશ આ પ્રમાણે છેઃ—

"સંન્યાસીનાં બાળકોને યજ્ઞોપવીત ધારણ કરાવવાની વિધિ શાસ્ત્રમાં ક્યાંય પણ દ્રષ્ટિગોચર થતી નથી, માટે તમને યજ્ઞોપવીત ધારણ કરવાની શાસ્ત્રાજ્ઞા નથી. પ્રાયશ્ચિત્તથી તમને પાવન કરી શકાય નહિ, માટે તમે જેવી દશામાં હાલ છો તેવીજ દશામાં હરિચિંતન કર્યા કરો. સર્વ ભૂતોમાં ભગવદ્ભાવ ધારણ કરી દ્વિજથી લઇને ચાંડાલ પર્યંત સર્વને વંદન કરતા રહો સર્વ જગત્‌ને કૃષ્ણસ્વરૂપે જુઓ. જિતેંદ્રિયતાથી રહો. લગ્ન કરીને સંસારની વૃદ્ધિ કરશો માં. દેહ છે ત્યાં સુધી વૈરાગ્યવૃત્તિથી રહી શ્રીહરિનું ભજન અનન્ય ભક્તિથી કરો, કે જેથી સર્વ પાપનો નાશ થઈ તમે શુદ્ધ અને પવિત્ર થશો."

બ્રાહ્મણોના મુખમાંથી આ નિર્ણય સાંભળી નિવૃત્તિપ્રભૃતિને કેવું લાગ્યું હશે વારુ? પ્રવૃત્તિપરાયણ માણસોને તો આ નિર્ણય સાંભળી શાસ્ત્ર અને બ્રાહ્મણોપર અતિ ક્રોધ ચઢયો

હોત. જેના હૃદયમાં વિષયલાલસા હોય તેને જો કોઈ "વિષય ભોગવશો નહિ" એમ કહે તો તેનું હૃદય શોકાગ્નિથી ભસ્મ થઇ જાય; પરંતુ જેમની સર્વ વિષયવાસના અનેક જન્મનાં પુણ્ય કર્મથી દગ્ધ થઇ ગઇ છે, જેના હૃદયમંદિરમાં શ્રી હરિએ સ્થાયી નિવાસ કર્યો છે અને જે અગાઉથીજ નિવૃત્ત થઇને બેઠાં છે તેમને તો ઉપર્યુક્ત નિર્ણય સાંભળીને ઉલટો પરમાનંદ થાય તેમાં આશ્ચર્ય શું? જેને વિષયનું ભાન પણ નથી તેને વિષયસેવન છોડી દેવાની આજ્ઞા એ કાંઇ શિક્ષા નથી. તેમજ જન્મતી વખત સ્ત્રીસ્પર્શ (માતાનો સ્પર્શ) થયેલો તેટલોજ માત્ર સ્ત્રીસંસર્ગ જેમને થયો હોય, અને બ્રહ્મચર્યનું તત્ત્વ જેમના અંગમાં ઓતપ્રોત થઇ રહેલું હોય તેમને "લગ્ન કરી સંસારમાં પડશો નહિ" એવી આજ્ઞા થવી એ કાંઇ દંડ પણ નથી. તાત્પર્ય એ છે કે બ્રાહ્મણોએ જે નિર્ણય આપ્યો ને નિવૃત્તિ જ્ઞાનેશ્વરને ઉપદેશરૂપજ લાગ્યો. બ્રાહ્મણોએ તેમને હરિભજનમાં આયુષ્ય ખર્ચવાનો અને સર્વભૂતોમાં ભગવદ્ભાવ રાખવાનો જે બોધ આપ્યો તે પ્રમાણે તો તેઓ આપોઆપ વર્તતાંજ હતાં. તે ચારે ભાઈ બ્હેને આયુષ્યપર્યંત બ્રહ્મચર્ય પાળ્યું. તેમને માયાનો જરા સ્પર્શ પણ થયો નહિ. તેઓ પરમ શુદ્ધ પરમાત્મ તત્ત્વની સાથે અભેદ ભાવને પામેલાં હતાં, તેથી બ્રાહ્મણોનો ઉપર્યુક્ત નિર્ણય સાંભળતાંની સાથે તેમને તો 'ભાવતું હતું ને વૈદ્યે કહ્યું' તેના જેવું લાગ્યું.

બ્રાહ્મણોનો આદેશ સાંભળ્યા છતાં પણ આ છોકરાંઓને આનંદીજ રહેલાં જોઇ સભાસદોને અતિ આશ્ચર્ય લાગ્યું. ઘણા લોકો ધારતા હતા કે આવો નિર્ણય સાંભળીને તેમનાં મુખ નિસ્તેજ થઈ જશે અને તેમને અતિશય દુઃખ થશે; પરંતુ તેમની મુખાકૃતિપર લેશ પણ શોકની છાયા ન જણાયાથી ઘણા માણસોના હૃદયમાં તેમને વિષે આદરભાવ ઉત્પન્ન થયો. તે પછી સભા વિસર્જન થવાનો સમય આવ્યો એટલામાં કોઇ માણસે તમારા નામનો અર્થ શું? એવો પ્રશ્ન પૂછયો. તેથી તેઓએ પોતાનાં નામનો અર્થ કેવી રીતે દર્શાવ્યો તે વિષે નિરંજન માધવ નીચે પ્રમાણે વર્ણન કરે છેઃ—

मीतो निवृत्ति न पडेचि प्रवृत्ति मार्गी । भोगी अखंड स्वसुखामृत राजयोगी ॥
श्री ज्ञानदेव म्हणिजे सकळा गमाचा । वेत्ताअसें कथिनमी पुछतां त्रिवाचा ॥१॥
सोपानभी भजन दाउनि केशवाचें । वैकुंठपावाविन भक्तिमतां सिसाचें ॥
मुक्ताइ मुक्ति उछडी जगदीश लीला । दावात्रया प्रगटली जुवनेंके लीला ॥२॥

'નાનાં' છોકરાંને મોઢેથી આ 'મોટી' વાત સાંભળીને કેટલાક સભાસદોથી હસ્યા વિના રહેવાયું નહિ. એટલામાં કોઈ એક જણ રસ્તે જતા પાડાને જોઈને બોલી ઉઠયો "નામમાં શું છે? લોક ગમે તેને ગમે તેવું નામ આપે છે. એમ તો પેલો પખાલ વહેનાર પાડો જાય તેનું નામ પણ જ્ઞાનદેવ છે. આ ભાષણ સાંભળી જ્ઞાનદેવ બોલ્યા. "ખરેખર, આ પાડામાં અને મારામાં આત્મભાવે લેશ પણ ભેદ નથી. તે પાડો પણ મારોજ આત્મા છે. સર્વ દેહોમાં એકજ પરમાત્મા ભરેલો છે. સર્વ વસ્તુઓ એકજ તત્ત્વમાંથી બનેલી છે, અનેક ઘડામાંના પાણીમાં એકજ સૂર્ય પ્રતિબિંબત થાય છે. ઉપાધિભેદથી તેનાં ગમે તેટલાં પ્રતિબિંબો દેખાય પણ જ્ઞાની પુરુષો તો સૂર્યના એકત્વ પ્રતિજ લક્ષ આપે છે. જેની દ્રષ્ટિ કારણપર ચોંટેલી હોય છે તે કાર્યના દર્શનથી જરા પણ આશ્ચર્ય પામતો નથી. પ્રતિબિંબનું અધિષ્ઠાન જે પ્રમાણે બિંબજ હોય છે; વિવિધ અલંકારો જેમ સુવર્ણરૂપજ હોય છે, અને પટ જેમ તંતુ રૂપજ હોય છે તે પ્રમાણે નામરૂપાત્મક સર્વ જગત એક પરમાત્મસ્વરૂપજ છે." વિવિધ સૃષ્ટિના ગર્ભમાં ઓતપ્રોત ભરેલા ચૈતન્યની સાથે તન્મય થયેલા જ્ઞાનેશ્વરની દ્રષ્ટિ પાડામાં અને પોતામાં કાંઇ પણ ભેદ જોઇ શકી નહિ. જ્ઞાનેશ્વરના અંતરમાં જે આ અભેદભાવની ઉત્પત્તિ થઇ હતી તેની પ્રતિતી

પૈઠણના બ્રાહ્મણોને શીઘ્રજ થઇ. તે એવી રીતે કે પછી પેલા માણસે પાડાની પીઠપર ત્રણ ફટકા માર્યા કે તરતજ જ્ઞાનેશ્વરની પીઠપર તેના સોળ ઉઠયા અને તેમાંથી રક્તપ્રવાહ વહેવા લાગ્યો. આ ઘટના જોતાંજ સર્વ સભાસદોએ આશ્ચર્યથી મુખમાં આંગળાં ઘાલ્યાં.

પરંતુ આટલાથીજ કાંઈ પત્યું નહિ. જ્ઞાનેશ્વર મહારાજ હજી તો એક બીજો મોટો ચમત્કાર બતાવવાના હતા. બ્રાહ્મણોને વંદન કરી તેઓ આપેગાંવ તરફ જવાને માટે ગોદાવરીના તીરપર બેઠા હતા. તે સ્થળે પુષ્કળ બ્રાહ્મણો આ બાલયોગી તરફ કૌતુકથી જોતા જોતા તેમની પાછળ ગયા હતા, કેટલાકો તો હજી તેમના તરફ ઉપહાસદ્રષ્ટિથીજ જોતા હતા. તેમાંનો એક તરુણ મજાક કરવાના ઈરાદાથી બોલ્યો "તારે જો તારૂં સર્વ કુળ પાવન કરવું હોય તો આ પાડાના મુખમાંથી વેદ બોલાવ." આ શબ્દો સાંભળતાંજ જ્ઞાનેશ્વર મહારાજ ઉઠીને ઉભા થયા અને બ્રાહ્મણોને અભિવંદન કરીને વિનયથી બોલ્યા "આપ ભૂદેવ છો. આપના મુખમાંથી જે શબ્દો નીકળે તે નિષ્ફળ થશે નહિ." એમ બોલી તેઓ પાડાની પાસે ગયા અને તેના મસ્તકપર તેમણે પોતાનો જમણો હાથ મૂકયો એટલે તરતજ તે પાડાના મુખમાંથી ચારે વેદની રૂચાઓ એકદમ બહાર પડવા માંડી! પછી શું પૂછવું? આખા ગામમાં કોલાહલ મચી રહ્યો અને સર્વ માણસો ગોદાવરીના તીરપર આવીને એકઠાં થયાં. જ્ઞાનેશ્વરનો જમણો હાથ પાડાના મસ્તકપર છે અને તેમની આસપાસ હજારો બ્રાહ્મણો એકઠા થયા છે. પાડાના મુખમાંથી સરસર ચારે વેદની રૂચાઓ નીકળ્યા કરે છે અને બ્રાહ્મણો આશ્ચર્યચકિત થઈ તે સાંભળે છે! આ અપૂર્વ દેખાવ શકે ૧૨૦૯ ના માઘ શુદી પંચમીને દિને પૈઠણમાં ગોદાવરીના તીરપર બન્યો હતો. પાડાના મુખમાંથી જે ઉચ્ચાર નીકળતો હતો તેમાં સ્વર કે વર્ણની ભૂલ જરા પણ થતી નહોતી. આ સર્વ દ્રશ્ય જોઇને મોટા મોટા વેદપાઠકો પણ લજ્જાથી મસ્તક નીચું કરી ઉભા રહ્યા હતા, આ પ્રમાણે પાડાના મુખદ્વારા એક પ્રહર સુધી વેદઘોષ ચાલુ રહ્યો અને તે સાંભળીને બ્રાહ્મણોને નિશ્ચય થયો કે જ્ઞાનેશ્વર સાક્ષાત્ વિષ્ણુનો અવતાર છે, શુદ્ધિપત્ર માગવા આવેલાં બાળકો કેટલી ઉચ્ચ કોટીનાં છે અને એમની આગળ આપણી યોગ્યતા કેવી તુચ્છ છે તે સર્વ, તે બ્રાહ્મણોને હવે સમજાયું અને તેથી તેઓ પોતાની વિદ્વત્તાનો ગર્વ ત્યજીને જ્ઞાનેશ્વરાદિની સ્તુતિ કરવા લાગ્યા અને 'આજ સુધી જે ઘટના કોઇએ દેખી કે સાંભળી નથી. તે આજે અમે નયનથી પ્રત્યક્ષ જોઈ' એવો ઉદ્‌ગાર તેઓ સર્વના મુખમાંથી નીકળવા લાગ્યો.

જ્ઞાનેશ્વરનું આ અલૌકિક બ્રહ્મતેજ જોઇને પૈઠણવાસી બ્રાહ્મણોને પોતાની વિદ્વત્તાના ખરા સ્વરૂપની પ્રતીતિ થઇ અને તેઓ પશ્ચાત્તાપ કરવા લાગ્યા. આ બ્રાહ્મણો કર્મનિષ્ઠ હતા, પરંતુ અકર્તૃત્વ સ્થિતિનો તેમને બોધ થયો નહોતો. તેઓ શબ્દશાસ્ત્ર જાણતા હતા, પરંતુ નિઃશબ્દ સ્થિતિનો તેમને અનુભવ નહોતો. તેઓ વિધિવિધાન યથાશાસ્ત્ર જાણતા હતા, પરંતુ વિધિનિષેધ જ્યાં પાંગળો બની જાય છે તે અવસ્થાનો તેમને સાક્ષાત્કાર થયો નહોતો. જ્ઞાનેશ્વરરૂપી આરસીમાં તેમણે પોતાના ચ્હેરા જોયા તો તેમને તે ઘણા બેડોળ દેખાયા. તેમને લાગ્યું કે આપણે વેદશાસ્ત્રનું અધ્યયન તો કર્યું છે, પરંતુ વેદ જેનો નિશ્વાસ છે, તેને તો આપણે ઓળખ્યો નથી. બ્રહ્મને જાણે તેજ ખરો બ્રાહ્મણ છે અને તેવા આ બ્રહ્મવેત્તાને દ્રષ્ટિ સમક્ષ જોતાંની સાથેજ દેહબુદ્ધિના ઉકરડામાં ઉગીને તાજો થયેલો જાતિ અભિમાનરૂપી છોડ સુકાઈ ગયો. સ્વરૂપાનુભવ તો આપણને થયો નથી અને આપણે મિથ્યા બકબકારો કરી ઉદરપોષણમાંજ આયુષ્ય વ્યર્થ ગુમાવીએ છીએ એમ જાણી તેઓ પોતાની જાતનેજ ધિક્કારવા લાગ્યા અને પછી તેઓ સર્વ એકે અવાજે બોલી ઉઠયા કે,—

"એમના વંશને ધન્ય છે! એમના કુળને ધન્ય છે! એમના પુણ્યને ધન્ય છે! એમના શીળને ધન્ય છે! એમના અવતારને ધન્ય છે!"

ત્યાર પછી નિવૃત્તિનાથ ઈત્યાદિ સંતો કેટલાક દિવસ પર્યંત પૈઠણમાં રહ્યા ત્યાં તેઓ ગોદાવરીસ્નાન, વેદાંતચર્ચા, કીર્તન, પુરાણ ઇત્યાદિ સત્કર્માચરણમાં કાલક્રમણ કરતાં તથા સમસ્ત પૈઠણવાસીઓને ભગવદ્ભક્તિનો માર્ગ બતાવતા રહ્યા. તેઓ ભાગવત, યોગવાસિષ્ઠ, ગીતાદિ અધ્યાત્મ ગ્રંથપર પ્રવચન કરતા રાત્રીની વેળાએ હરિકીર્તનનો રંગ જમાવતા અને દિવસે વેદાંત-વિષયક ગ્રંથોનું શ્રવણ મનનાદિક કરતા. પૈઠણમાંજ જ્ઞાનેશ્વર મહારાજે આચાર્યનાં ભાષ્ય, ભાગવત, યોગવાસિષ્ઠ, ઇત્યાદિ ગ્રંથો વાંચ્યા અને પાછળથી રચવાના ગ્રંથોની ભૂમિકા તૈયાર કરી. માત્ર ગ્રંથાધ્યયનથી પ્રજ્ઞાવંત થનારા લૌકિક વિદ્વાનોથી તેઓ જુદી કોટિના હતા. ગુરુકૃપાથી પ્રથમ સ્વાનુભવસંપન્ન થયા, પછી તેઓ ગ્રંથનિરીક્ષણ કરવા લાગ્યા હતા. સામાન્ય પંડિતો ગ્રંથાધ્યયન પછી અર્થાત્ પરોક્ષજ્ઞાન લીધા પછી અપરોક્ષાનુભવ લે છે, પરંતુ શંકરાચાર્ય કિંવા જ્ઞાનેશ્વર મહારાજ જેવા મહાત્માઓ તો પ્રથમજ ગુરુકૃપાથી અપરોક્ષાનુભવ સંપન્ન થાય છે અને પછી સ્વાનુભવ દ્રષ્ટિથી અધ્યાત્મ ગ્રંથોનું નિરીક્ષણ કરે છે. બુદ્ધિની દ્રષ્ટિથી ગ્રંથનિરીક્ષણ કરવાનું કાર્ય તમે અમે સર્વ જણ કરીએ છીએજ, પરંતુ સ્વાનુભવની દ્રષ્ટિથી ગ્રંથાવલોકન કરનાર મહાત્મા તો વિરલજ હોય છે. જ્ઞાનેશ્વર તથા તેમના બંધુ ભગિનીએ પૈઠણમાં રહીને અધ્યાત્મ ગ્રંથાવલોકન, પ્રવચન અને કીર્તન એ કાર્યો કરતાં હતાં.

આ પ્રમાણે પાડાને મુખે વેદોચ્ચાર કરાવ્યાનો બનાવ પ્રત્યક્ષ જોઈ અનેક સંસ્કારી જનોનો જ્ઞાનેશ્વરાદિ મંડળ તરફ સદ્ભાવ જાગૃત થયો, તોપણ સર્વ લોકો તેવા સંસ્કારી થોડાજ હોય છે, જ્યારે કુટિલ અને કુતર્કી મનુષ્યોની સંખ્યા જ્યાં હોય ત્યાં વધુ હોય છે. પૈઠણમાં પણ આવા કુટિલો થોડા નહોતા, વેદોચ્ચારનો ચમત્કાર પ્રત્યક્ષ જોયા છતાં તેવા લોકો બોલવા લાગ્યા કે કોઈ મલિન વિદ્યાની સાધના વડે યા જાદુબળથી આ દેખાવ દેખાડવામાં આવ્યો છે. આવા લોકોને શું કહેવું? આવા કુતર્કો થવા એ જનસમુદાયમાં સ્વાભાવિકજ છે.

આ કુટિલ લોકોની મંડળીના જેઓ અગ્રેસર હતા તેઓ પોતાના પરિચારકોને કહેવા લાગ્યા કે જુઓ તો ખરા! આ ધર્મઘેલા લોકોને શું કહેવું? સંન્યાસીમાંથી ગૃહસ્થાશ્રમી થનારનાં છોકરાંનું મ્હોડું પણ જોવું ન જોઈએ, તેને બદલે તેઓ આ છોકરાંને ઈશ્વરનો અંશ–સાક્ષાત્ વેદવ્યાસ, એમ કહે છે!! પણ ચાલો હશે. હવે આપણે સર્વ સંપ કરીને; જે ભટ્ટજીને ઘેર એ ચારે જણાં ઉતર્યાં છે તેને ત્યાં સવારે શ્રાદ્ધ હોવાથી આપણને આમંત્રણ આવે તે વખતે આપણે તેને કહેવું કે સંન્યાસીનાં છોકરાંને પોતાને ઘેર ઉતરવા દીધેલાં હોવાથી તું નાતબહાર છે માટે અમે ત્હારે ત્યાં આવીશું નહિ. તેઓનો આ વિચાર કેટલાક સજ્જન લોકોના જાણવામાં આવ્યો, પણ તેઓ રહ્યા થોડા; અને વિરૂદ્ધ પક્ષના લોકો ઘણા; એટલે વિરૂદ્ધ પક્ષવાળાનુંજ ફાવે તેમ હતું.

બીજે દિવસે જે બ્રાહ્મણને ઘેર જ્ઞાનેશ્વર વગેરે ભગવદ્ભક્ત મંડળી ઉતરી હતી તે બ્રાહ્મણ શ્રાદ્ધ નિમિત્તે પોતાના નાતીલાઓને જમવાનું આમંત્રણ આપવા ગયો તે સમયે અગાઉથી થયેલા સંકેત પ્રમાણે કારણ દર્શાવી બધા બ્રાહ્મણોએ તેનું આમંત્રણ સ્વીકારવા ના પાડી. કેટલાક વૃદ્ધ, અને સમજુ બ્રાહ્મણો હતા તેઓએ આ પ્રસંગે કહ્યું કે, અરે, તમે આ વખતે આમંત્રણનો અનાદર કરો માં. પણ તેમનું કોણ સાંભળે?

આ પ્રમાણે જમવા આવવાની પૈઠણના બ્રાહ્મણોએ ના પાડવાથી તે બ્રાહ્મણ ઝંખવાણો પડી પોતાને ઘેર આવ્યો; અને ચિંતાતુર થઈ મનમાં ઉદ્વેગ કરતો બેઠો. તેને એવી રીતે

એઠેલો જોઇને જ્ઞાનેશ્વરે પૂછયું કે ભટ્ટજી, તમે આમ ચિંતાતુર કેમ બેઠા છો? મનમાં કોઈ પણ જાતની શંકા લાવ્યા વગર મને તેનું કારણ કહો. પ્રભુ તમારી ચિંતા મટાડશે. અમે અહિં તમારે ત્યાં છીએ તેને લીધેજ તમારાપર કંઈ આફત આવી હોય એવું લાગે છે, માટે કૃપા કરીને કહો કે તે શું છે?

આ ઉપરથી તે બ્રાહ્મણે સર્વ વાર્ત્તા જ્ઞાનેશ્વર મહારાજને કહી અને છેવટે ગળગળો થઈ જઈ તેણે જણાવ્યું કે તેમાં પણ આવી અડચણ આવી? સર્વ સીધાસામગ્રી તૈયાર હોવા છતાં પણ આખરે આમ ફજેતી થવાનો વારો આવ્યો!

ભટ્ટજીની આ સર્વ વાત સાંભળી જ્ઞાનેશ્વરે કહ્યું:–ઠીક છે, તે બ્રાહ્મણો ભલે ન આવે છતાં પણ તમે રસોઇની સર્વ તૈયારી કરો. બ્રહ્મભોજન દ્વારા તમારા જે પિતૃદેવોને તમે સંતુષ્ટ કરવા માગો છો, તે પિતૃઓ પોતેજ ઇશ્વરેચ્છાથી તમારે ત્યાં પધારશે! જ્ઞાનેશ્વરનાં આ વચનોથી પ્રસન્ન થઇને ભટ્ટજીએ પોતાની સ્ત્રીને સર્વ વાર્તા નિવેદન કરી, અને શ્રાદ્ધનિમિત્ત ઉત્તમ રસોઇ બનાવવા આજ્ઞા આપી. ભટ્ટજીની સ્ત્રીએ તે પછી ઘણી ઝડપથી અને ચતુરાઇથી તે સર્વ રસોઇ તૈયાર કરી. ભટ્ટજીએ નિત્યકર્મ આટોપી લઇ જમવાનો સમય થતાં પાટલા માંડી ઉત્તમ વ્યવસ્થાપૂર્વક વિવિધ પ્રકારની વાનીયોયુક્ત પત્રાવળીઓ પીરસી તૈયાર કરી, તેટલા સમય સુધીમાં જ્ઞાનેશ્વર મહારાજ ઇત્યાદિ પણ સ્નાનાદિ નિત્યકર્મ પરવારી આવી પહોંચ્યા. ભટ્ટજીની સર્વ તૈયારી જોઇને જ્ઞાનેશ્વરે તેમની પાસેથી થોડા ચોખા લઇ સર્વ આસનોપર છાંટી પોતાના અસાધારણ યોગસામર્થ્યે વડે પિતૃઓનું આવાહન કર્યું. એટલે તરતજ ભટ્ટજીના તીર્થરૂપ (વડીલ) સાથે પૈઠણ નગરીના સર્વ બ્રાહ્મણોના તીર્થરૂપો આસનોપર વિરાજમાન થયેલા જણાયા! નિવૃત્તિનાથ, જ્ઞાનેશ્વર, સોપાનદેવ તથા મુક્તાબાઇ પણ ભોજન માટે બેઠાં. ભટ્ટજીએ પોતાના પિતા જનાર્દનના નામથી શ્રાદ્ધસંકલ્પ કર્યો કે તરતજ હરહર મહાદેવનો ઘોષ કરીને સૌ મંડળીએ ભોજન આરોગવા માંડયું!

ભટ્ટજીની ફજેતી કરવા ઇચ્છનારા જેઓ આજુબાજુમાંજ રહેતા હતા તેઓના સાંભળવામાં આ જયઘોષ આવતાં દશવીશ જણ ભેગા થઇ ગયા અને આશ્ચર્યચકિત થઇ બોલવા લાગ્યા કે આ બ્રાહ્મણને ત્યાં આખા ગામમાંથી કોઇ ન્હાના બાળકને પણ અમે શ્રાદ્ધ ભોજનમાં જવા દીધું નથી છતાં આ ઘોંઘાટ કેવો! આમ કહી તેઓ બધા ભટ્ટજીના ઘર પાસે આવ્યા અને ભટ્ટજીનાં બારણાં અંદરથી બંધ હતાં, તેથી બારણાંની ફાટોમાંથી તેઓ જોવા લાગ્યા તો પૈઠણનગરીના સર્વ બ્રાહ્મણોના પિતૃઓ નજરે પડયા! આહાઃ પછી તે પૂછવુંજ શું? થોડીવારમાં તો ત્યાં સો બસો બ્રાહ્મણો ભેળા થઇ ગયા! અને આ વિલક્ષણ બનાવથી તેઓ સર્વ ચકિત થઇ જઇ વિચારવા લાગ્યા કે આ દેખાવ તે સ્વપ્ન છે કે સત્ય છે? સઘળાઓ આશ્ચર્યચકિત ચક્ષુઓ વડે પોતપોતાના વડિલોને જોવા લાગ્યા. કોઇ બારણાની ફાટમાંથી તો કોઇ ભીંત ઉપર ચ્હડીને અને કોઇ બીજી રીતે જેને જેમ ફાવ્યું તે પ્રકારે જોવા લાગ્યા.

હવે અહિંઆ ભટ્ટજીએ સર્વ પિતૃઓને તૃપ્ત કરી મુખવાસ આપ્યા પછી તેઓ સર્વ જ્ઞાનેશ્વર વગેરે બંધુઓને નમસ્કાર કરી અદ્રશ્ય થયા. તે પણ સર્વ બ્રાહ્મણોએ જોયું. આ બનાવ જોનારા સર્વ તે બ્રાહ્મણના આમંત્રણનો પોતે અસ્વીકાર કરવા માટે ઘણોજ પસ્તાવો કરવા લાગ્યા. જેઓ સમજુ હતા તેઓ આ પ્રસંગે કહેવા લાગ્યા કે હવે શું પસ્તાઓ છો? અભાગ્યાને ઘેર કામધેનુ આવીને કહે કે મને દોહી લે–મ્હારૂં દૂધ લે, પણ તે વખતે તેને મારકણી ગાય સમજીને જેમ હાંકી મુકે. અથવા ક્ષુધા વખતે અમૃતનો કુંભ પાસે આવે તેને

પગવડે ઢાળી નાંખે, તેમ તમે પણ તે ઈશ્વરમૂર્તિની સાથે બેસવાનો લાભ મળત તે દુરાભિમાનને લીધે તથા કર્મઠપણાના આડંબરને લીધે અને મ્હોટાઇના તોરને લીધે હાથે કરીને ગુમાવ્યો!

સુજ્ઞ વાંચક! સઘળાં પ્રાયશ્ચિત્તોમાં પશ્ચાત્તાપ જેવું ઉત્તમ પ્રાયશ્ચિત્ત બીજું કોઇ નથી. માત્ર તે ઉત્તમ રીતિથી થવો જોઇએ. તે પશ્ચાત્તાપ જો ગમે તેવા નીચ કોટિના માણસને થાય તો તે પણ પોતાની નીચતા ત્યજી ઉત્તમ ભગવદ્ ભક્ત બની ભગવદ્ ભજનમાં નિમગ્ન થાય છે. તો અન્ય સાધારણ જનો માટે તો કહેવુંજ શું? કોળીની જાતમાં અવતરેલા મનુષ્યને પશ્ચાત્તાપ થતાં તેમાંથી વાલ્મીક જેવા જગન્માન્ય ઋષિ બની ગયા એ સર્વ પશ્ચાત્તાપનુંજ ફળ છે. પૈઠણ નગરીના કુટિલોને હવે પોતાની વર્તણુક માટે અતિશય પશ્ચાત્તાપ થયો અને જ્ઞાનેશ્વરજીને શરણે જવાના હેતુથી ભટ્ટજીને બારણાં ઉઘાડવાની વિનતિ કરી. ભટ્ટજીએ બારણાં ઉઘાડી સર્વને અંદર આવવા દીધા એટલે તેઓએ ઘણા પ્રેમભાવથી અને ખરા અંતઃકરણથી શ્રીનિવૃત્તિનાથ, જ્ઞાનેશ્વર, સોપાનદેવ તથા મુક્તાબાઇના ચરણમાં સાષ્ટાંગ નમસ્કાર કરી સ્તુતિ કરી.

આ પ્રમાણે જ્ઞાનેશ્વર મહારાજે કરેલા ચમત્કાર અને તેમની સર્વ પ્રકારની યોગ્યતા જોઈ પૈઠણકરોએ એવો નિર્ણય કર્યો કે "આ તો મૂર્તિમંત દેવ છે, એમને પ્રાયશ્ચિત્તની આવશ્યકતાજ શી છે? એ તો મૂર્તિમંત જગદ્દગુરુ છે અને જીવન્મુક્ત છે" તેમણે શુદ્ધિપત્ર લખી આપી નિવૃત્તિનાથને સ્વાધીન કર્યું.

## શુદ્ધિપત્ર.

પૈઠણના બ્રાહ્મણોએ જ્ઞાનેશ્વર મહારાજને જે શુદ્ધિપત્ર આપ્યું તેની એક નકલ ભિંગારકર બુવાએ છપાવી પ્રસિદ્ધ કરી છે, તે નીચે આપવામાં આવે છે. એમાં જ્ઞાનેશ્વર મહારાજના જનક વિઠ્ઠલપંતની સર્વ હકિકત આવી છે અને પૈઠણકર બ્રાહ્મણોએ જણાવ્યું છે કે જ્ઞાનેશ્વર મહારાજે પૈઠણમાં કરેલા ચમત્કાર અમે પ્રત્યક્ષ નજરે જોયા છે. સદર શુદ્ધિપત્રની ભાષા અત્યંત રસિક છે. આ શુદ્ધિપત્રના પ્રામાણ્ય વિષે વિદ્વાનોમાં મતભેદ છે. પરંતુ આ શુદ્ધિપત્રમાં આવેલી હકિકત બીજેથી મળી આવતી હકિકતની સાથે સામ્ય ધરાવે છે.

स्वस्ति श्रीमत्सकलभूमंडलमंडनीभूताः अखंडप्रचंडवैतंडिकवेतंडगंडस्थलखंडनैकहरयः गिरयोऽखिलतत्वप्रकाशकसूक्तिरत्नानां तरयोऽशेषशास्त्रजलधेः नानानीवृदलंकरणमणयो निखिलविद्वांसः शृणुध्वमेतां प्रणतिपरंपरोपेतां प्रतिष्ठानमधितिष्ठतां सर्वभूसुपर्वणामस्माकमभ्यर्थनाम् । यदद्भूततममुद्भूतमिहप्रत्यक्षमपक्षपातमनुभूतं तदेवं देववेदसाक्षिकं स्वाक्षिकलितं पुरतः शुभवतां भवतां प्रकाशयामः ॥

સ્વસ્તિ શ્રીમાન્ સમગ્ર ભૂમંડળના શૃંગારરૂપ, અને મોટા મોટા વિતંડાવાદ કરનાર હાથીઓના ગંડસ્થળને ભેદનાર કુશળ સિંહરૂપ, સમગ્ર તત્ત્વને પ્રકાશ કરનાર સદુક્તિ રત્નોના આધાર પર્વતરૂપ, સમગ્ર શાસ્ત્રસમુદ્રનો પાર પામવાના વહાણરૂપ નાના દેશોના અલંકારરૂપ સર્વ વિદ્વાનો! પ્રતિષ્ઠાનપુરમાં વસનારા નમ્ર મસ્તકવાળા અમારી નમ્રતાયુક્ત આ પ્રાર્થના આપ સાંભળો. કે જે અમોએ અહિં નિષ્પક્ષપાતપણે અત્યંત અદ્દભૂત એવું અને દેવ વેદની સાક્ષીપૂર્વક અમારી આંખોએ જોયું તે આપ કલ્યાણધામને અમે પ્રકાશ કરીએ છીએ.

आपेग्रामनिवासियाजुषवरो गोविंदपंताभिधो
विप्रः कश्चन सत्पुरश्चरणतः श्रीवेदमातुः सुतम् ॥
लेभे विठ्ठलपंतनामकमसौ जातोपनीतिर्गुरोः
संप्राप्तो निगमागमान् समगमत्सत्तीर्थसार्थेच्छया ॥ १ ॥

आलंदीति प्रथितनिगमे भव्यादिव्यप्रसंगात्
सिद्धोपंतद्विजानितनुजां रुक्मिणीं प्राप्य पत्नीम् ॥
षड्भिर्वर्षैस्तनयमनया नैव लब्ध्वा प्रसुप्ता-
मेनां हित्वा निशि निशितया प्राप कार्शी विरक्तया ॥ २ ॥

આપેગાંવમાં રહેનાર યજુર્વેદી ગોવિંદપંતજી નામના બ્રાહ્મણ સત્પુરૂષોના સેવનના પ્રતાપે વેદમાતાના પુત્ર વિઠ્ઠલપંત નામના પુત્રને પામ્યા. તે વિઠ્ઠલપંત, પિતાએ ઉપનયન સંસ્કાર કર્યો પછી વેદવેદાંગને ભણ્યા અને સારાં સારાં તીર્થો કરવાની ઇચ્છાથી પોતે તીર્થાટને નીકળ્યા. ૧ દૈવીનશીબના યોગે આલંદી ગામમાં આવતાં તેઓ સિધોપંત નામના દ્વિજવરની કન્યા રૂક્મિણીને પરણ્યા અને છ વર્ષ સુધી તેની સાથે રહ્યા, પરંતુ કાંઇ સંતાનપ્રાપ્તિ ન થતાં સુતેલી રૂક્મિણીને છોડીને તીવ્ર વૈરાગ્યબુદ્ધિથી કાશીમાં આવ્યા ૨.

रामानंदाल्लब्धसंन्यासदीक्षं तत्र श्रुत्वा हंत कांतं नितांतम् ।
शांतस्वांता सेवमाना विमाना स्वर्णाश्वत्थं नाथ नाथस्य दैवात् ॥ ३ ॥
तत्रैवाप्तं दैशिकं संप्रणम्यैतस्मात्पुत्राशीर्वचः प्राप्य खिन्ना ।
श्रुत्वा वृत्तं दत्तचित्तेन तेन नीताऽभीता प्रत्तधैर्याप कार्शीम् ॥ ४ ॥
स विठ्ठलं तत्र जगौ सगौरवं विहाय चानाप्तसुतां पतिव्रताम् ।
तयापि नात्तास्पृणवान्भवांश्छलात् बलाद्विरक्ताश्रममाश्रितः कुतः ॥ ५ ॥
ममाज्ञयाऽतो घृतकुंभसंभवस्वजातकर्मादिविधानसंस्कृतः ।
इमां पुनः प्रोद्वह तत्र पुत्रकान् भवानिया त्रीन् हरिभागसंयुतान् ॥ ६ ॥

હવે તે રૂક્મિણી પોતાના કાંત, રામાનંદની પાસેથી સંન્યાસદીક્ષા પામ્યા છે એ સાંભળી હૃદયમાં અત્યંત શાંતિ ધારણ કરી માનાપમાનને તજીને પરમાત્માની કૃપાથી દેવદેવાદિકનું શ્રદ્ધાપૂર્વક સેવન કરવા લાગી ૩. તેવામાં તેજ પોતાના સ્વામીના ગુરૂ ત્યાં પધાર્યા તેમને નમસ્કાર કરી 'પુત્ર પ્રાપ્તિ થાઓ' એવો આશીર્વાદ પામી. પણ એ આશીર્વાદ સાંભળતાંજ તે ખિન્ન થઇ. ત્યાર પછી તે સ્વામીએ તેને ધીરજ આપી ખેદનું કારણ પૂછ્યું તો તેણે સર્વ વૃત્તાન્ત તેમને જણાવ્યો અને પછીથી તેઓ તેને કાશી લઇ ગયા. ૪ કાશી આવીને તેઓએ વિઠ્ઠલપંતને સર્વ વાત પૂછીને તેની ખરી હકીકત સાંભળી લીધી અને કહ્યું કે પુત્રપ્રાપ્તિને ઇચ્છનારી પતિવ્રતાને તેની કામના પૂર્ણ થતા પહેલાં તું છાનોમાનો છોડી દઇને હઠથી સંન્યસ્તાશ્રમમાં કેમ આવ્યો? ૫. હશે! હવે તું મારી આજ્ઞાથી ઘૃતકુંભાદિક ક્રિયાઓથી વિધાન કરી આ તારી ગૃહિણીનો પુનઃ સ્વીકાર કર અને તેનામાં પરમાત્માના અંશભૂત ત્રણ પુત્રોને તું પામીશ ૬.

इत्थमसह्यमपि मुहुः प्रसह्य गुरुणारुणाक्षमुक्तः सः ।
विधिना पुनरपि विधिना गृही तयाऽभूद्गृहीतया नतया ॥ ७ ॥
प्रारब्धलेखनविधौ विपर्ययादेव वर्णधर्मस्य ।
यतिरपि पुनः पतिरभूदित्युक्त्वासौ बहिष्कृतो विप्रैः ॥ ८ ॥

આ પ્રમાણે ન સહન થઇ શકે એવું અસહ્ય વચન ગુરૂએ રક્તનેત્ર કરીને કહ્યું એટલે તેને પણ માન્ય કરી વિઠ્ઠલપંતે નમ્રતાવાળી તે ગૃહિણીનો વિધિના બળે ફરીથી સ્વીકાર કર્યો ૭.

એના કર્મના લેખે વર્ણાશ્રમ ધર્મથી ઉલટી એટલે કે યતિ-સંન્યાસી સ્ત્રીનો પતિ થવો એ જે દુર્ઘટ ઘટના તે એને હાથે થઇ; એ માટે એ આપણે ઉપયોગનો નથી એમ કરી બ્રાહ્મણોએ તેનો બહિષ્કાર કર્યો.

वृत्तांतस्याबोधात् श्रुत्वाप्यश्रद्धया पुनरशोधात् ।
शिष्टाचारविरोधात् समुज्झितो मत्सरात्परैः क्रोधात् ॥ ९ ॥
अभवन्निवृत्तिमुख्यं ज्ञानेश्वरमध्यमं सुतात्रितयम् ।
सोपानान्तं तुर्या तुर्यावस्थारता सुता मुक्ता ॥ १० ॥
जातोपनीतिसमयास्तनया इति विप्रमंडलीं समया ।
प्रोचे वाचा समया क्षम्यो दोषो ध्रुवं कृतः स मया ॥ ११ ॥

કેટલાક તો એની સંપૂર્ણ વાત નહિ જાણ્યાથી, કેટલાક સાંભળીને પણ અશ્રદ્ધાએ એનું ફરીથી શોધન ન થઇ શકે એમ સમજીને અને કેટલાક શિષ્ટોના આચારથી આ વર્તન વિરૂદ્ધ છે એમ સમજીને અને કેટલાકે તો વેરે અને ખારે એનો ત્યાગ કર્યો. આ પ્રમાણે સર્વ ઠેકાણેથી આ બ્રાહ્મણ તિરસ્કાર પામ્યો. ૯. ત્યાર પછી તેને ત્રણ પુત્રો અને એક કન્યા પ્રાપ્ત થયાં. જેમનાં નામ અનુક્રમે નિવૃત્તિ, જ્ઞાનેશ્વર, સોપાન અને મુક્તાબાઇ છે. ૧૦. પુત્રો ઉપનયન સંસ્કાર કાળને પ્રાપ્ત થયા ત્યારે તે બ્રાહ્મણે બ્રાહ્મણમંડળીને સૌમ્ય વાણીથી વિનતિ કરી કે-જે કર્યું તે કર્યું પણ હવે આપ લોકો મારો દોષ ક્ષમા કરો. ૧૧.

स विठ्ठलो विप्रवरैरगादि क्वापि प्रतिष्ठानपुरेऽत्र तस्मात् ।
शुद्धिं प्रतिष्ठानपुरे लभस्व निवेद्य सर्वं स्वकृतं विगर्वम् ॥ १२ ॥

ત્યારે બ્રાહ્મણોએ એ વિઠ્ઠલપંતને કહ્યું કે પ્રતિષ્ઠાનપુરમાં જઇ ગર્વ છોડી તારૂં સર્વ વૃત્તાન્ત તેઓને વિદિત કર અને તેમની પાસેથી શુદ્ધિ મેળવ. ૧૨.

पुत्रैः समं सोथ समं स्वचित्तं कृत्वा प्रतिष्ठानमिदं प्रयातः ।
स्वमातुलस्यालयमध्यवात्सीत् सोप्युज्झितोस्माभिरमुष्य संगात् ॥ १३ ॥

ત્યાર પછી તે પોતાનું ચિત્ત સ્થિર કરી, પુત્રોને લઇને પ્રતિષ્ઠાનપુર તરફ આવ્યો. તે પોતાના મામાને ત્યાં ઉતર્યો તો તેના મામાને પણ એનો સંગ કરવા બદલ અમે અમારા વ્યવહારથી દૂર કર્યો. ૧૩.

कृष्णाभिधो विठ्ठलमातुलोसौ । श्राद्धे न लेभे द्विजमुक्तदोषात् ।
लोकांतरात्तस्य पितॄन् स साक्षात् आनीतवान्मध्यमवैठ्ठलिः सः ॥ १४ ॥
श्राद्धे यदाऽभून्नहि विप्रयोगश्चिरात्पितॄणामपि विप्रयोगः ।
ज्ञानेश्वरेणेह निवारितोऽत्र दृष्टं चरित्रं तदिदं विचित्रम् ॥ १५ ॥

હવે જ્યારે એ વિઠ્ઠલના મામા કૃષ્ણાજીને ત્યાં શ્રાદ્ધકાળ આવ્યો તો બ્રાહ્મણોએ એને જ્ઞાતિબહાર મૂકેલો એટલે એને કોઇ બ્રાહ્મણ શ્રાદ્ધ માટે ન મળ્યો. ત્યારે વિઠ્ઠલના મધ્યમ પુત્ર જ્ઞાનેશ્વરે પિતૃલોકમાંથી સાક્ષાત્ તેના પિતૃઓને પ્રત્યક્ષ બોલાવ્યા. ૧૪ શ્રાદ્ધને માટે જ્યારે બ્રાહ્મણ ન મળ્યો ત્યારે આ બ્રાહ્મણ અત્યંત ઉદાસ થઇ ગયેલો અને તેના પિતૃઓ પણ ઘણાકાળથી પિતૃલોકમાં વસતા, તેમના આવાગમનનો તો સંભવજ શો ? પરન્તુ આ જ્ઞાનેશ્વરનું અલૌકિક ચરિત્ર જોઇને તે અત્યંત ખુશી થયો. ૧૫

ज्ञानेश्वरो विठ्ठलनंदनानां स मध्यमोऽप्युत्तम एव चाग्यः ।
स्थितिप्रियो नित्यविशुद्धसत्वो यथाऽमराणां मुरजित्त्रयाणाम् ॥ १६ ॥
कृत्वा नमो विप्रकुलाय गोदातीरे स्थितस्तातकुलाय हेतोः ।
तीराधिवासैः कृतभूरिहासैर्द्विजैरयासैः कथितो विलासैः ॥ १७ ॥
ज्ञानेश्वरस्त्वं यदि वास्तवोसि न वा स्तवोयं तव नाममात्रात् ।
प्रताडितेऽस्मिन्माहिषे प्रतोदैस्तवापि गात्रे भविता तदंकः ॥ १८ ॥
अथेत्यवादीदथ तैः प्रताडितैस्तस्मिंल्लुलायेऽरुणमस्य पृष्ठकम् ।
व्यलोकि रेखात्रितयं त्विहाखिलैः किलास्य कालत्रयबोधसूचकम् ॥ १९ ॥

જ્ઞાનેશ્વર જો કે વિઠ્ઠલપંતના ત્રણ પુત્રમાં વચલો પુત્ર છે તોપણ જેમ ત્રણ દેવમાં પાલનકર્તા સત્વપ્રધાન વિષ્ણુ સર્વશ્રેષ્ઠ છે તેમ તે પણ અતિ ઉત્તમ અને મોટો છે. ૧૬ તાતના કુળની શાંતિને માટે બ્રાહ્મણસમુદાયને નમસ્કાર કરનાર આ જ્ઞાનેશ્વરને ગોદાવરીના તીર ઉપરના તીર્થવાસિ મશ્કરા બ્રાહ્મણોએ સ્વાભિક હસવાની ટબેજ મશ્કરી કરતાં તાનમાંને તાનમાં કહ્યું. ૧૭ કે હે જ્ઞાનેશ્વર! તારૂં નામ જો ખરેખર જ્ઞાનેશ્વર હોય અને માત્ર નામનોજ જ્ઞાનેશ્વર ન હોઉં તો આ પાડાના અંગપર માર મારતાં તેનું નિશાન તારા અંગપર થવું જોઇએ. ૧૮. ઠીક એમ કહેતાંજ બ્રાહ્મણોએ પાડાના ઉપર ત્રણ પ્રહાર કર્યા, જે જ્ઞાનેશ્વરની પીઠ ઉપર એ જાણે ત્રિકાળ જ્ઞાની છે એમ સૂચવી રહેલા લાલચોળ ત્રણ સોળ ઉઠયા. ૧૯.

लुलायमेतं स्वकुलाय शुद्धये विधेह्यशेषश्रुतिवृंदपाठकम् ।
इतीरितस्तस्य निधाय मूर्धनि करं स वेदाकरमेनमातनोत् ॥ २० ॥
समक्षं सर्वेषां ध्रुवमभवदेषां द्विजनुषामशेषाणां गोदातटभुवि तु मोदाय विदुषाम् ।
चरित्रं चित्रं तन्माहिष इह संतर्जितबुधोऽखिलानुच्चैर्वेदानुचितपदभेदान् समपठत् ॥ २१ ॥

પછી એ પાડાને પોતાના કુળની શુદ્ધિ માટે સમગ્ર વેદનો પાઠ કરાવ એમ કહેતાં જ્ઞાનેશ્વરે તે મહિષના મસ્તકપર હાથ મૂકયો અને તેને સમગ્ર વેદની ખાણ બનાવ્યો. ૨૦ ગોદાવરીની તીરભૂમિ ઉપર વિદ્વાનોને હર્ષ ઉપજાવે એવો પદ, ઘન ઇત્યાદિક સ્વરોચ્ચરપૂર્વક પંડિતોને પણ ન આવડે એવો વેદોચ્ચાર સમગ્ર બ્રાહ્મણોના દેખતાં તે પાડો કરવા લાગ્યો. કેવી આશ્ચર્યની વાત! ૨૧

एवंविधानि विविधानि विलोकितानि ज्ञानेश्वरस्य चरितानि महाद्भुतानि ।
विप्रास्ततोऽत्र मिलिताः सकला विशुद्धेस्तस्मै पवित्रहृदयेन समर्पयामः ॥ २२ ॥

આ પ્રકારે જ્ઞાનેશ્વરનાં અત્યંત અદ્ભુત મોટાં મોટાં ચરિત્રો અમે જોયાં અને પછી અહિં સર્વ બ્રાહ્મણોએ મળીને નિર્ણય કર્યા પ્રમાણે આ શુદ્ધિપત્ર તેઓને અમે શુદ્ધ અંતઃકરણપૂર્વક સમર્પણ કરીએ છીએ. ૨૨

ज्ञानेश्वरस्मरणतः स्मरणेन मुक्तान् मुक्ताग्रजोऽयमखिलान् खलु कर्तुमीष्टे ।
निंद्यो न बोधरहितैः स्वहितैकसिध्यै वंद्यो ध्रुवं सुकृतिभिः कृतिभिः समस्तैः ॥ २३ ॥

મુક્તાબાઇનો મોટો ભાઈ (આ જ્ઞાનેશ્વર) જ્ઞાનેશ્વરના સ્મરણથી સર્વ લોકને મુક્ત કરવાને (મુક્તિ આપવાને) સમર્થ છે. અને પોતાનું હિત સાધવાની ઇચ્છા હોય તો જ્ઞાનશૂન્ય પુરૂષોએ તેની નિંદા કરવી નહિ કારણ એ સમસ્ત સદ્‌ગુણી વિદ્વાનોને પણ વંદ્ય છે એમાં કાંઈ સંશય નથી. ૨૩

निध्र्यंबरयमक्षोणीसंयुते शालिवाहने। माघे शुक्ले च पंचम्यां सर्वजिन्नामवत्सरे ॥ २४ ॥
श्रीमज्ज्ञानेशचरणयुगुले सुरसेविते । बोपदेवेन ग्रथितं शुद्धिपत्रं समर्पितम् ॥ २५ ॥

શાલિવાહન સંવત ૧૨૧૯ સર્વજીત નામ સંવત્સર માઘ શુકલપંચમીને રોજ બોપદેવે આ શુદ્ધિપત્ર તૈયાર કરીને દેવતાઓએ સેવેલા જ્ઞાનેશ્વરના ચરણમાં સમર્પણ કર્યું છે. ૨૪–૨૫

## પ્રકરણ ૫ મું.

### નેવાસા તથા આલંદીમાં નિવાસ, જ્ઞાનેશ્વરીની રચના, તીર્થયાત્રાગમન.

પૈઠણના લોકોને કેટલોક વખત સુધી પોતાની અલૌકિકતા દર્શાવી તથા પોતાના સમગમ સુખનો લાભ આપી જ્ઞાનેશ્વર મહારાજ તથા તેમનાં બંધુ ભગિની શુદ્ધિપત્ર તથા વેદ બોલનાર પાડાને પોતાની સાથે લઇને પૈઠણથી નીકળ્યા. થોડે જતાં પાડો રામશરણ થયો. પછી ચારે ભાઇ બ્હેન બ્રહ્મચર્ચા તથા આનંદ વિનોદ કરતાં માર્ગક્રમણ કરવા લાગ્યાં. આ બ્રહ્મનિષ્ઠ, બ્રહ્મસ્વરૂપ, તથા બ્રહ્મમય ભાઈ બ્હેને કેવો સંવાદ કર્યો હશે, હરિગુણગાનમાં પ્રેમરસનું પૂર કેવું વહ્યું હશે, તથા ચાતુર્ય અને કવિત્વની શી શી લહરીઓ ઉઠી હશે તે વિષે આજે આપણે કાંઇ પણ કહી શકતા નથી; પરંતુ તે વિષે કાંઇક કલ્પના જ્ઞાનેશ્વર મહારાજે બીજે વર્ષે કરેલા ગીતાભાષ્ય ઉપરથી કરી શકીએ છીએ. તેઓ ધીમે ધીમે માર્ગક્રમણ કરતાં કરતાં નેવાસા મુકામે આવી પહોંચ્યાં.

નેવાસા ગ્રામ નગર જીલ્લામાં પ્રવરા નદીને તીરે વસેલું છે. નેવાસા ગ્રામ ખરૂં કહીએ તો બે ગામ મળીને થયેલું છે. ખંડોબાનું નેવાસા અને મોહનીરાજનું નેવાસા એ પ્રમાણે બે ગામ મળીને નેવાસાક્ષેત્ર થયેલું છે. આ બન્ને ગામની વચ્ચે પ્રવરા નદી દક્ષિણોત્તર વહે છે. હાલ મોહનીરાજના નેવાસાની પશ્ચિમ દિશાએ પા માઇલપર ‘જ્ઞાનેશ્વરીનો શિલાસ્તંભ’ એ નામથી પ્રસિદ્ધ થયેલો એક પાષાણ છે. મોહનીરાજના નેવાસામાં મોહનીરાજનું અને ખંડોબાના નેવાસામાં ખંડોબાનું દેવાલય છે. મોહનીરાજને ‘મહાલયા’ પણ કહેવામાં આવે છે. મરાઠા સંત કવિઓએ નેવાસાને મહાલયાક્ષેત્ર કિંવા મ્હાલસાપૂર પણ કહ્યું છે. આ નેવાસા ક્ષેત્રમાંજ જ્ઞાનેશ્વરી ગ્રંથની રચના થઇ હતી એમ જ્ઞાનેશ્વર મહારાજ તે ગ્રંથના ઉપસંહારમાં સ્પષ્ટ રીતે જણાવે છેઃ—

જ્ઞાનેશ્વર મહારાજ નેવાસામાં ગયા કે તરતજ તેમને એક સતી પોતાના પતિના શબની આગળ આક્રોશ કરતી દ્રષ્ટિગોચર થઇ. જ્ઞાનેશ્વર મહારાજે તપાસ કરી તો મૃત પુરુષનું નામ ‘સચ્ચિદાનંદ’ જણાયું. આ નામ સાંભળતાંની સાથે તેઓ બોલી ઉઠયા “શું ? સત્, ચિત્, અને આનંદને મૃત્યુ આવેલું કોઇએ કદિ સાંભળ્યું કે ? સચ્ચિદાનંદ સર્વોપાધિરહિત છે, તેને મૃત્યુ સ્પર્શ શી રીતે કરી શકે ?” મુખથી આ શબ્દો ઉચ્ચારી તેમણે શબ ઉપર પોતાનો, હાથ ફેરવ્યો એટલે તરતજ મૃત પુરૂપ જીવંત થઇને ઉભો રહ્યો. તે મહારાજના ચરણપર મસ્તક મુકી સર્વ ભાવે તેમને શરણે ગયો. આ પુરુષ નેવાસાનો કુલકર્ણી હતો અને ‘જ્ઞાનેશ્વરી’ ગ્રંથ જ્ઞાનેશ્વર મહારાજ કહેતા ગયા તે પ્રમાણે એણેજ લખ્યો હતો. પાછળથી એમણે ‘જ્ઞાનેશ્વર વિજય’ નામનો ચરિત્રાત્મક ઓવીબદ્ધ ગ્રંથ લખ્યો હતો.

ત્યાર પછી થોડો કાળ જ્ઞાનેશ્વર મહારાજ તથા તેમનાં ભાઇ બ્હેન આલંદીમાં જઇ રહ્યાં. પૈઠણમાં શ્રી જ્ઞાનેશ્વર મહારાજે કરેલા ચમત્કાર તથા તેમની ખ્યાતિ આલંદી પર્યંત જઇ પહોંચી

હતી તેથી આ વખતે આલંદીના લોકોએ તેમનો ઘણો સારો આદરસત્કાર કર્યો. પરંતુ ત્યાં એક વિસોબા ચાટી નામનો સાધુદ્વેષી કર્મઠ બ્રાહ્મણ રહેતો હતો. આ બ્રાહ્મણના મગજમાંથી હજુ પણ એ સંન્યાસીનાં બાળકો છે એ વાત નીકળી ગઇ નહોતી. આ બ્રાહ્મણ વિદ્વાન અને સદાચારી હતો પરંતુ તેનામાં કુલાભિમાન બહુ હતું. તે વેળા કવેળા જ્યાં ત્યાં જ્ઞાનેશ્વરાદિકની નિંદા કર્યા કરતો હતો. જ્ઞાનેશ્વરનું નામ તેના કર્ણપર પડતું કે દ્વેષાગ્નિથી બળી ઉઠતો. તેની જ્ઞાનેશ્વર સાથેની સ્પર્ધા સૂર્ય સાથે ખદ્યોતની સ્પર્ધા સમાન હતી.

દિવાળીના પર્વના દિવસોમાં નિવૃત્તિનાથે મુક્તાબાઈ પ્રત્યે એમ કહ્યું કે આજે તો એક વાર ઉત્તમ માંડ ( એક જાતની ખાવાની વસ્તુ ) જમવાની અમારી ઇચ્છા છે. મુક્તાબાઇ માંડાં તૈયાર કરવાને માટે વાસણ લેવાને કુંભારવાડામાં જવા નીકળ્યાં ત્યાં રસ્તામાં વિસોબા સામો મળ્યો. તેણે મુક્તાબાઇને પૂછ્યું “ કયાં જાય છે છોડી ! ” મુક્તાબાઇએ પોતાની ખરી હકિકત કહી સંભળાવી. આથી વિસોબા તેની સાથે સાથે કુંભારવાડામાં ગયો અને કુંભારોને કહેવા લાગ્યો “ ખબરદાર, કોઇએ આ છોડીને વાસણ આપ્યું તો તમારી વાત તમે જાણ્યા. ” મુક્તાબાઇ ફરી ફરીને થાકયાં પણ કોઇએ તેમને વાસણ આપ્યું નહિ. આથી તે ઉદાસ થઇને ઘેર આવ્યાં. જ્ઞાનેશ્વર તેમની આ દશા જોઈ દોડતા દોડતા તેમની પાસે ગયા. અને તેમને-હૃદય સરસાં ચાંપી પૂછ્યું શા માટે ઉદાસ છો ? મુક્તાબાઇએ તેમને સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું જે સાંભળીને પરમ સમર્થ જ્ઞાનેશ્વર મહારાજે યોગદ્વારા પંચાગ્નિનું આવાહન કરીને પોતાની પીઠ તપ્ત સુવર્ણ સમાન તપાવી અને તે પર માંડ શેકવાને મુક્તાબાઇને કહ્યું.

મુક્તાબાઇએ જ્ઞાનેશ્વર મહારાજની પીઠપર માંડ તૈયાર કર્યાં. આ સર્વ દ્રશ્ય છુપાઇને વિસોબાએ જોયું હતું. હવે તેની આંખ ઉઘડી અને રત્ન હીરાને પોતે કાચ સમજ્યો તે માટે તેને અતિ પરિતાપ થયો. પછી તે દોડતો દોડતો ઝુંપડીમાં પ્રવેશ્યો અને જ્ઞાનેશ્વરને ચરણે પોતાનું મસ્તક મૂક્યું. તેની આંખમાંથી પશ્ચાત્તાપનાં અશ્રુ ઝરવા લાગ્યાં. જ્ઞાનેશ્વર મહા પુરુષ છે એમ જાણી તેણે તેમની પત્રાળીમાંથી ઉચ્છિષ્ટાન્નને પ્રસાદ ગણીને ઉચકી લીધું અને પોતાના મુખમાં મૂક્યું.

ગુરૂનિર્દિષ્ટ માર્ગનું અનુસરણ કરવાથી તેનો અધિકાર ધીમે ધીમે એટલો વધ્યો કે કેટલેક વર્ષે જ્ઞાનેશ્વર મહારાજે નામ દેવરાયના ગુરુનું માન તેનેજ આપ્યું. અને જ્ઞાનેશ્વરના નિંદક વિસોબા ‘ મહાવિષ્ણુચા અવતાર, શ્રી ગુરુ માઝા જ્ઞાનેશ્વર ’ એવા અભંગ બોલવા લાગ્યા.

ઉપર્યુક્ત ઘટના શકે ૧૨૦૯ અને ૧૨૧૨ ની વચમાં બની. આ ત્રણ વર્ષ સુધી જ્ઞાનેશ્વર અને તેમની સાથેના માણસો નેવાસા, આપેગાંવ અને આલંદી એ ત્રણ સ્થળે જતાં આવતાં રહેતાં હતાં. લોકોએ તેમની સામેનો વિરોધ શકે ૧૨૧૨ના પ્રારંભમાં છોડી દીધો. આ સમયે જ્ઞાનેશ્વરની વય ૧૫ વર્ષની, નિવૃત્તિનાથની ૧૭ વર્ષની, સોપાનદેવની ૧૩ વર્ષની અને મુક્તાબાઇની ૧૧ વર્ષની હતી. આ સમયે આ ચારે ભાઇ બ્હેન નેવાસામાં રહ્યાં અને જ્ઞાનેશ્વર મહારાજે નિવૃત્તિનાથ સદ્‌ગુરુ સન્મુખ ગીતાપર ભાષ્ય કરવાનો પ્રારંભ કર્યો. આહા ! તેમની વય કેટલી ! અને જ્ઞાનેશ્વરીમાં પ્રકટ થયેલું જ્ઞાન કયી શ્રેણીનું ? જ્ઞાનેશ્વર મહારાજના ચરિત્રમાંના ઇતર ચમત્કારો બાજુપર રાખીએ તોપણ તેમણે કોમળ વયમાં એવો અલૌકિક ગ્રંથ નિર્માણ કર્યો, એ ચમત્કાર શું ઓછો છે ? ગીતા ઉપર સંસ્કૃત, પ્રાકૃત અને પરકીય ભાષામાં આજ પર્યંત હજારો ભાષ્ય થયાં છે, પરંતુ તેમાંનો એક પણ ગ્રંથ જ્ઞાનેશ્વરીની બરાબરી કરી શકે એવો નથી. કાવ્યગ્રંથ તરીકે, તત્ત્વજ્ઞાન વિષયક ગ્રંથ તરિકે, ધર્મરહસ્ય પ્રકટ કરનાર ગ્રંથ તરિકે, ભાષાગ્રંથ તરિકે, સ્વાનુભવયુક્ત ગ્રંથ તરિકે, ગુરુભક્તિના અમૃતરસથી પરિપૂર્ણ

થયેલા ગ્રંથ તરિકે, ગમે તે પ્રકારના ગ્રંથ તરિકે તમે જ્ઞાનેશ્વરીનું નિરીક્ષણ કરશો તો તેની બરોબરી કરી શકે એવો કોઇ પણ ગ્રંથ તમને જડશે નહિ. જ્ઞાનેશ્વરી પછી અમૃતાનુભવ, ચાંગદેવ પાસષ્ટી, હરિપાઠ, યોગવાસિષ્ઠ, સ્વાત્મપત્ર ઇત્યાદિ ગ્રંથો અને સેંકડો અભંગો જ્ઞાનેશ્વર મહારાજે રચ્યા છે. શકે ૧૨૧૨ માં જ્ઞાનેશ્વરીની સમાપ્તિ થયા પછી જ્ઞાનેશ્વર મહારાજે પોતાનું લક્ષ્ય પંઢરપુર તરફ વાળ્યું અને નિવૃત્તિનાથની આજ્ઞા લઇને નામદેવ નામના ભક્તને પોતાની સાથે લઇને તીર્થયાત્રા કરવાનો તેમણે નિશ્ચય કર્યો.

યાત્રામાં શ્રી ગુરુ નિવૃત્તિનાથ પણ સાથે હતાજ. સોપાનદેવ, મુક્તાબાઇ તથા જે ભક્તો તેમના સહવાસનો લાભ લેવા ઇચ્છતા હતા તે સર્વે યાત્રા કરવાને નીકળ્યા. પ્રથમ તેઓ ચાકણ મુકામે આવ્યાં. ચાકણમાં મહીપતરાવ નામનો એક ભાવિક શ્રીમાન્ ગૃહસ્થ રહેતો હતો. તેમણે તે સર્વેને અતિ આનંદથી પોતાને ઘેર રાખ્યાં અને તેમને ઉત્તમ ભોજન કરાવ્યું. તેની કન્યા કહાડના રામરાયની સાથે પરણી હતી. તેમણે જ્ઞાનેશ્વરને એવી પ્રાર્થના કરી કે ત્યાં જઇને મારી કન્યાને આપનાં દર્શનનો લાભ આપશો. જ્ઞાનેશ્વરે આ પ્રાર્થના માન્ય કરી. હવે મહીપતરાવને ઘેરથી સર્વે નીકળ્યાં. પંઢરપુરમાં નામદેવ રહે છે, તે અતિ પ્રેમાળ અને શ્રદ્ધાળુ ભકત છે, તથા શ્રી વિઠ્ઠલની સાથે તેમને પ્રત્યક્ષ સંભાષણાદિનો સંબંધ છે એમ જ્ઞાનેશ્વર જાણતા હતા. તેને પણ સાથે લઇ લેવા તથા પંઢરપુરની યાત્રા પણ કરવી એવા હેતુથી જ્ઞાનેશ્વર મહારાજ પંઢરપુર ગયા. પંઢરપુરમાં તેમણે ચાર દિવસ મુકામ કર્યો, ત્યાં નામદેવને તેઓ મળ્યા અને તેમની સાથે યોગ્ય સંભાષણ કર્યું તથા પોતાની સાથે તીર્થયાત્રામાં આવવાની તેમને પ્રાર્થના કરી. નામદેવે પંઢરીનાથ જેવા ઉત્તમ ધામનું સેવન ત્યજીને અન્ય યાત્રા માટે કેટલીક આનાકાની કરી. શ્રી પંઢરીનાથજીની પણ એવીજ પ્રેરણા છે એમ તેમને સમજાતાં તેઓ જ્ઞાનેશ્વર મહારાજની સાથે તીર્થ યાત્રાએ નીકળ્યા.

પંઢરપુર છોડીને અર્ધ કોસ સુધી નામદેવ જેમ તેમ કરીને જ્ઞાનેશ્વરની સાથે ગયા પણ પછી તેઓ એકદમ ભૂમિપર પડયા અને આમતેમ આળોટીને શોક કરવા લાગ્યા. તેઓ આર્ત સ્વરે બોલ્યા "હે પંઢરીનાથ! ઇષ્ટ, મિત્ર, ગોત્ર, બંધુ, આપ્ત વગેરે સૌ તમેજ હોવા છતાં તમે મારો પરિત્યાગ કર્યો કે શું? હે દેવ! તમેજ મારૂં તીર્થ, તમેજ મારૂં વ્રત, તમેજ મારો નેમ, તમેજ મારો ધર્મ, તમેજ મારી ભકિત, તમેજ મારી મુકિત અને તમેજ મને સર્વસ્વના આપનાર, હોવા છતાં તમે મને કેમ છોડી દીધો? આ પ્રમાણે આક્રોશ કરી નામદેવ જ્ઞાનેશ્વર પ્રતિ જોઇને બોલ્યા, મને તે આનંદમય પ્રભુનું સ્વરૂપ બતાવશો? જે પ્રભુ સનકાદિકનું ધ્યેય છે, જે પ્રભુ નીલગ્રીવ શંકરને અતિ પ્રિય છે, અને જે પ્રભુ નારદાદિ મહર્ષિઓને પૂજ્ય છે તેમના સ્વરૂપનું દર્શન હું કયારે કરીશ?"

નામદેવનું આવું શોકાકુલ ભાષણ શ્રવણ કરી જ્ઞાનેશ્વર મહારાજ તેમને ઉદ્દેશીને બોલ્યા "હે નામદેવ! તમારા અંતઃકરણમાં જે પ્રેમે નિવાસ કર્યો છે. તે અતિ ઉત્તમ છે. પરંતુ આ ઉન્મત્તતા શા કામની? સર્વાંતરવાસી શ્રી ભગવાન્ તમારા હૃદયમાંજ હોવા છતાં તમે તેની વ્યર્થ શોધ શા માટે કરો છો? મૃગની નાભિમાં કસ્તુરી હોવા છતાં તેની શોધમાં તે જ્યાં ત્યાં દોડયા કરે છે તે તેની અજ્ઞાનતાનુંજ પરિણામ છે. અને તેજ પ્રમાણે તમે પણ પ્રત્યક્ષ પરબ્રહ્મરૂપ અને તેનાથી અભેદ સ્વરૂપ હોવા છતાં આમ મિથ્યા શોક શા માટે કરો છો? આ સાંભળી નામદેવ થોડે ઘણે અંશે શુદ્ધિમાં આવ્યા, તે છતાં પણ પુનઃ "મને તે સ્વરૂપ દેખાડો" એવો આગ્રહ તો ચાલૂજ રહ્યો. નામદેવની આવી એકનિષ્ઠા જોઇને જ્ઞાનેશ્વરને આનંદ થયો અને પછી તેમણે નામદેવને પ્રેમાલિંગન દઇને તેમનો મોહ દૂર કર્યો. પછી

તેઓ માર્ગક્રમણ કરવા લાગ્યા. એક દિવસ જ્ઞાનદેવે નામદેવને કહ્યું તમે જે ભક્તિમાર્ગથી હૃષીકેશ શ્રી વિઠ્ઠલને વશ કર્યા તે ભક્તિમાર્ગ મને બતાવો. ભજન, પૂજન, શ્રવણ, મનન, નિદિધ્યાસ, ધ્યાન ધારણા, તથા સમાધિ વિષે તમે જે અનુભવ પ્રાપ્ત કર્યો હોય તે તમારા મુખથી મને સંભળાવો.

જ્ઞાનેશ્વરનું આ ભાષણ સાંભળી નામદેવ બોલ્યા હે મહારાજ ! હે સદ્ગુરો ! આપે આવો પ્રશ્ન મને કરવો ઘટે ? મને અજ્ઞાન બાળક સમજીને મારો હાથ ગ્રહણ કરી શ્રી પંઢરીનાથે મને પોતાના ખોળામાં લીધો. એ શિવાય વિશેષ યોગ્યતા મારામાં કશીજ નથી. મારા જેવા જનાણને આપ અધ્યાત્મજ્ઞાન સંબંધી પ્રશ્ન શા માટે પૂછો છો ? આપ મને આવો પ્રશ્ન પૂછો એ તો કૃપણને ઘેર કલ્પતરુ યાચકનું રૂપ ધારણ કરીને ભિક્ષા માગવા જાય, અથવા હિમાલય પર્વતને ગરમી લાગવાથી તે 'મને પવન નાંખ' એવી યાચના કરવા એકાદ ક્ષુદ્ર જંતુની કને જાય, અથવા સૂર્ય પોતાના ઘરમાં દીપક પ્રકટાવવાને માટે દીવેટને પ્રાર્થના કરે, કિંવા આકાશ પોતાને રહેવાને માટે સ્થાન આપવાની પૃથ્વીને યાચના કરે, અથવા સમુદ્ર પોતાને રહેવાની જગા આપવાને માટે ખાબોચીઆંને પ્રાર્થના કરે, અથવા વિશ્વકર્મા એકાદ સાધારણ સુતાર કને તેની કળા શીખવા જાય, એના જેવુંજ હાસ્યાસ્પદ છે.

આ સાંભળી જ્ઞાનેશ્વર મહારાજ બોલ્યા "નામદેવ ! તમારા આ શબ્દો કેવા રસાળ, મૃદુ અને સમયોચિત છે ? હવે તમે હૃદયમાંના દ્વૈતને તિલાંજલિ આપો. તમે લઘુતા ધારણ કરો છો એ યોગ્યજ છે. પરંતુ સિંહનું બાળક નાનું હોવા છતાં મદોન્મત્ત હાથીને જેમ ક્ષણમાત્રમાં વશ કરે છે, તેમ તમારા ભક્તિજ્ઞાન રૂપી સિંહની આગળ સંસાર રૂપી મહા ઘોર હસ્તી કશી ગણનામાં આવે તેમ નથી. માટે હવે તમે મૌન છોડો અને તમારો જ્ઞાન-પ્રકાશ અજ્ઞાનાંધકારમાં ફસેલા લોકોને માટે પ્રકટ કરો. જ્ઞાનેશ્વર મહારાજની આ આજ્ઞા શિરસાવંદ્ય કરી નામદેવે તેમને ભક્તિમાર્ગ કહી બતાવ્યો. બે હાથ જોડી નામદેવ કહેવા લાગ્યાઃ—

**ओंव्या.**

ऐसें बोलतां ज्ञानेश्वर । नामया देत प्रत्युत्तर ॥
ह्मणे माझा अनुभव साचार । परिसा सादर स्वामिया ॥१३१॥
आंगीं असावें वैराग्यबळ । सर्वां भूतीं दया अढळ ॥
मीतूंपणाची खळखळ । प्रपंचतळमळ नसावी ॥१३२॥
ऐसी स्थिति होतांचि जाण । तयासि ह्मणावें शुद्ध भजन ॥
आंगीं जरी हें नसेल चिन्ह । तरी व्यर्थ साधन कासया ॥१३३॥
बाह्याकारें केलें नमन । अंतरीं आठविले दोषगुण ॥
जेवीं मक्षिकासमवेत पक्वान्न । अतिआदरें जेविला ॥१३४॥
उत्तम मध्यम नाठवे जाण । तेंचि जाणावें अखंड नमन ॥
अंतरीं स्वानंदाचें जीवन । नाहीं खंडन तयासी ॥१३५॥
विश्वीं विश्वंभर व्यापला जाण । निश्चळ बोधें स्थिरावे मन ॥
याचि नांव ह्मणिजे ध्यान । आनंदघन अक्षयी ॥१३६॥

આ રીતનું નામદેવનું કથન સાંભળીને શ્રી જ્ઞાનેશ્વર મહારાજે અતિ પ્રસન્ન થઈ તેમને ધન્યવાદ આપ્યો.

આ પ્રમાણે સર્વ જણ માર્ગક્રમણ કરતાં કરતાં 'તેરગાંવ'માં આવી પહોંચ્યાં. ત્યાં ગોરોબા નામે કુંભાર જ્ઞાતિના ભક્ત રહેતા હતા તેમણે અત્યંત ભક્તિભાવથી આ સર્વ સંતમંડળીનું આતિથ્ય કર્યું. પ્રત્યેક મુકામે નામદેવજી કીર્તન કરતા હતા. નામદેવજીની અનુપમ ભક્તિ અને પાષાણને પણ દ્રવીભૂત કરી નાંખે એવો તેમનો પ્રેમ જોઇને સંતમંડળને અતિ આનંદ થતો.

નામદેવને પંઢરીનાથમાં અત્યંત પ્રેમ હતો તે સંપૂર્ણ રીતે સગુણ ભક્ત હતા, પરંતુ સર્વાત્મભાવનો ઉદય હજી તેમનામાં થયો નહોતો, તેઓ હજી સદ્‌ગુરુકૃપાને પાત્ર થયા નહોતા અને તેમને હજી સત્ય સ્વરૂપનું જ્ઞાન થયું નહોતું, તેમને સગુણ નિર્ગુણ, દ્રશ્યાદ્રશ્ય, વ્યક્તાવ્યક્ત સર્વ શ્રી હરિનાંજ સ્વરૂપો છે એવો શુદ્ધ બોધ પ્રાપ્ત થાય એવી શ્રી જ્ઞાનેશ્વર મહારાજની ઇચ્છા હતી.

ગોરોબાના ઘરમાં ઘડા ઘડવાનાં અનેક હથિઆરો હતાં. તેમાં એક ટપલો પણ હતો. તેને હાથમાં ગ્રહણ કરી મુક્તાબાઇ સર્વ સંતો બેઠા હતા ત્યાં આવ્યાં અને ગોરોબાને પ્રશ્ન કર્યો કે "કાકા, આ શું છે?" ગોરોબાએ પ્રત્યુત્તર આપ્યો. "ઘડો કાચો છે કે પાકો તે એનાથી મને સમજાય છે" આ સાંભળી મુક્તાબાઇ બોલી "કાકા, આ સર્વ માણસો પણ ઈશ્વરના રચેલા ઘડાઓજ છે. તેમાં કાચા કોણ છે અને પાકા કોણ છે તે તમે કહી શકશો?" ગોરોબાએ આ શબ્દો સાંભળતાંની સાથેજ પેલો ટપલો હાથમાં લીધો અને તેઓ પ્રત્યેક સંતના મસ્તકપર જરા અવાજ થાય તેમ તે મારવા લાગ્યા. કોઇ પણ સંતે તે માટે બબડાટ કર્યો નહિ. પણ નામદેવનો વારો આવ્યો એટલે તેઓ એકદમજ બોલી ઉઠયા કે "ખબરદાર! મારા મસ્તકપર ટપલો માર્યો તો!" આ શબ્દો સાંભળી ગોરોબા નામદેવના મસ્તકપર પ્રહાર કરી બોલ્યા "સર્વ ઘડાઓમાં આ ઘડો કાચો છે." તરતજ સમસ્ત સંતમંડળમાં હસાહસ ચાલી રહી. નામદેવને આ અપમાનથી ઘણું ખોટું લાગ્યું. આ ઘટનાનું તાત્પર્ય મોરોપંત નિમ્ન લિખિત સુપ્રસિદ્ધ આર્યામાં સમજાવે છે.

सद्‌गुरु—अनुग्रहाविण हरिला तो कठिण सर्वथा पटणें ।
गोरा संत परीक्षी मस्तकिं हाणूनि सर्व थापटणें ॥

આ પ્રકારે જ્ઞાનચર્ચા તથા વિવિધ તીર્થોમાં સ્નાન, દર્શન, સત્સમાગમ કરતી કરતી સર્વ મંડળી આગળ ચાલી. પ્રભાસ, સોમનાથ, દ્વારકાં, ગીરનાર, ડાકોર, બહુચરાજી, સિદ્ધપુર, પુષ્કરરાજ, કુરૂક્ષેત્ર, જવાળાદેવી, હરિદ્વાર, ગંગોત્રી, જન્મોત્રી, બદરીકાશ્રમ, ગોકુળ, વૃંદાવન, કેદારનાથ, પ્રયાગ ઈત્યાદિ તીર્થોની યાત્રા કરીને પવિત્ર કાશીધામમાં આવી પહોંચી. ત્યાં વિધિયુક્ત યાત્રા, વિશ્વનાથ દર્શન, પ્રદક્ષિણા ઇત્યાદિ કર્યું, તથા શ્રીરામ ભકત મહાન સાધુ પુરુષ કબીરજીનો સમાગમ કર્યો.

આ વખતે મણિકર્ણિકાના ઘાટપર મુદ્‌ગલાચાર્ય મોટો યજ્ઞ કરતા હતા. તેથી કાશીમાં વૈદિક, શાસ્ત્રી, પુરાણિ ઇત્યાદિક વિદ્વાન બ્રાહ્મણોની મોટી ઠઠ જામી હતી. અને તે મંડળમાં અગ્ર પૂજાનું માન કોને આપવું એ વિષે વાદવિવાદ ચાલી રહ્યો હતો. આ ટંટાનો પાર નહિ આવવાથી મુદ્‌ગલાચાર્યે એક યુક્તિ શોધી કાઢી. તેણે એક હસ્તિની આણી અને તેની સુંઢમાં એક પુષ્પમાળા આપી તથા જેના કંઠમાં તે હસ્તિની તે પુષ્પમાળા આરોપણ કરે તેની અગ્ર પૂજા કરવી એવો ઠરાવ કર્યો. પ્રત્યેક જણ આ માન મેળવવાને માટે તલ્પી રહ્યો હતો. પરંતુ જ્ઞાનેશ્વર જેમને આ માળા પહેરવાની યત્કિંચિત્ પણ ઈચ્છા નહોતી, તેમના કંઠમાંજ તે હસ્તિનીએ અચાનક આવીને માળા આરોપી. આ ઘટના બનતાંની સાથે સંતમંડળે "પુંડલિક વરદે" ના જયઘોષથી કાશીક્ષેત્ર ગજાવી મૂકયું. જે યથાર્થ શ્રેષ્ઠ હોય છે તે સર્વત્ર શ્રેષ્ઠ તરીકે

પૂજાય છેજ એમાં જરા પણ આશ્ચર્ય નથી. સૂર્યબિંબ નાનું સરખું દેખાવા છતાં તેનો પ્રકાશ જેમ સમસ્ત ત્રિભુવનમાં પ્રસરી રહે છે, તે પ્રમાણે જ્ઞાનેશ્વર મહારાજની વય ન્હાની હોવા છતાં પણ તેઓ જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં તેઓ લોકવંદ્યજ થતા. સિંહનું બચ્ચું ન્હાનું છતાં અસંખ્ય પશુઓના સમુદાયમાં સર્વોપરિ પદેજ રહેવાનું અને નક્ષત્રોના મંડળમાં ચંદ્રનું અધ્યક્ષસ્થાન નિશ્ચિતજ રહેવાનું. તે પ્રમાણે સકલ દૈવી સંપત્તિના અભયાદિ ૨૬ ગુણો જેની સમક્ષ હાથ જોડીને ઉભા રહ્યા હતા એવા જ્ઞાનેશ્વર મહારાજ સકલ પંડિતોની સભામાં અગ્રપૂજાના માનને પાત્ર થાય એ ઘટના સાહજિકજ છે. જ્ઞાનીઓના રાજાનીજ જ્ઞાનીઓની સભામાં અગ્રપૂજા થાય એમાં શો શક?

આ પ્રમાણે કાશીક્ષેત્રમાં મહાન આદરને પ્રાપ્ત થયા પછી ગયાજી, ચિત્રકૂટ, અનસૂયા, જગન્નાથ, બૈજનાથ, ૐકારેશ્વર, ઉજ્જયની, સપ્તશૃંગ, નાશિક, ત્ર્યંબક, પુણ્યસ્તંભ, નાગનાથ ઇત્યાદિ અનેક તીર્થોની યાત્રા કરીને તે મંડળી પાછી પંઢરપુરમાં આવી. ત્યાર પછી સર્વે જણુ પોતાને સ્થાને ગયા અને જ્ઞાનેશ્વર મહારાજ, બંધુજનો અને મુક્તાબાઇ સહિત આલંદીમાં આવી પહોંચ્યા.

આલંદીમાં આવ્યા પછી જ્ઞાનેશ્વર મહારાજે સર્વ લોકોને ઉપદેશ આપીને પોતાનાં બનાવી લીધાં. સર્વ આલંદી અને આસપાસના પ્રદેશમાં જેને તેને મુખે જ્ઞાનેશ્વરની સુકીર્તિ અને તેમના સદ્ગ્રંથનું વર્ણન સાંભળવામાં આવતું હતું. આ ચારે ભાઇબ્હેન એક બીજા સાથે અત્યંત પ્રેમથી વર્તતાં હતાં.

કેટલાક દિવસ પછી આ મંડળની સત્કીર્તિરૂપ ગંગાનો પ્રવાહ ચાંગદેવ નામના એક મહાન સિદ્ધ તાપી નદીના તટપર રહેતા હતા તેના આશ્રમ સુધી પહોંચી ગયો. આથી ચાંગદેવનું ચિત્ત આર્દ્ર થયું અને તેઓ આ ચારે મૂર્તિનાં દર્શન કરવાને માટે મોટા ઠાઠમાઠ સહિત આલંદીમાં આવ્યા.

જ્ઞાનેશ્વર મહારાજના ચરિત્રમાં ચાંગદેવનો સંબંધ ઘણો આવતો હોવાથી આ પછી તેમના વિષે એક સ્વતંત્ર પ્રકરણ આપવામાં આવ્યું છે.

## પ્રકરણ ૬ ઠું.

### ચાંગદેવ ચરિત્ર.

અત્રે ઉમેરવું આવશ્યક છે કે ચાંગદેવ નામના અનેક પુરુષો થઇ ગયા છે અને તેમાં પણ ચાંગાવટેશ્વર અને ચાંગામુધેશ એ ઉભય વ્યક્તિ ભિન્ન છે એ વાત ખાસ લક્ષમાં રાખવાની છે. આપણે જે ચાંગદેવ સંબંધે વિચાર કરવાનો છે. તે ચાંગાવટેશ્વર હતા. ચાંગાવટેશ્વરનું તપશ્ચર્યાનું સ્થાન તાપીતટપર હતું. પણ તેઓ પુણતાંબ્યામાં સમાધિસ્થ થયા હતા. ચાંગામુધેશ પુણતાંબ્યામાં રહેતા હતા અને ત્યાંજ સમાધિસ્થ થયા હતા. આ રીતે બંને ચાંગા એકજ સ્થળે સમાધિસ્થ થયેલા હોવાથી તથા બંને પરમ યોગી હોવાથી ઉભય સંબંધી હકિકત કોઇ કોઇ સ્થળે મિશ્રિત થઇ ગયેલી છે. જ્ઞાનેશ્વરના સમકાલીન ચાંગદેવ—ચાંગાવટેશ્વર—શકે ૧૨૧૮ માં સમાધિસ્થ થયા અને ચાંગામુધેશ ઉર્ફે ચાંગા કેશવદાસ ૧૪૨૭ માં સમાધિરૂપ થયા. આ રીતે ઉભયના કાળમાં બસેં સવાબસેં વર્ષનું અંતર છે અને ચાંગામુધેશ ચાંગાવટેશ્વરના અનુગ્રહથીજ કૃતાર્થ થયા છે. હવે જ્ઞાનેશ્વરના મંડળમાં સમાવિષ્ટ થયેલા ચાંગાવટેશ્વરના ચરિત્ર તરફ હવે આપણે વળીશું.

નારાયણ ડોહ નામનું એક ગામ અહમદનગરની પાસે છે. તે ગામમાં એક મહા સાત્વિક યજુર્વેદી બ્રાહ્મણને ત્યાં તેની પરમ સદ્‌ગુણી પતિવ્રતા પત્નીને પેટે ચાંગદેવનો જન્મ થયો હતો. ચાંગદેવ સ્વરૂપે ચાંગલા (સુંદર) હોવાથી તેમનું નામ ચાંગા રાખવામાં આવ્યું. તે બુદ્ધિના મહા મેરૂરૂપ હતા એમ કહીશું તોપણ ચાલશે. તેમનો ગુરુ એક વખત જે જે તેમને શીખવતો તે તે તરત તેમને આવડી જતું. તેમની આવી તીક્ષ્ણ બુદ્ધિ હોવાથી તે અર્થ સહિત ચાર વેદ, છ શાસ્ત્રો, અઢાર પુરાણો, અધ્યાત્મ શાસ્ત્ર અને મંત્રતંત્રાદિ ચમત્કાર ઇત્યાદિ વિદ્યાઓમાં પ્રવીણ થયા. તેમની ચૌદ વિદ્યા અને ચોસઠ કળામાં નિપુણતા જોઈને લોકો તો એમજ કહેતા કે આ સાક્ષાત્ બૃહસ્પતિજ છે કે શું? વેદવિદ્યામાં તેમની પારંગતતા જોઇ લોકો તેમને ભૂલોકના બ્રહ્મદેવ કહેતા. પુરાણનો તેમનો પૂર્ણાભ્યાસ જોઇને તેમને બીજા વ્યાસો નારાયણજ કહેતા. તાત્પર્ય એ છે કે મંત્રતંત્રાદિ ગુણોને લીધે પ્રાકૃત જનોને, વેદાભ્યાસને લીધે વૈદિકોને, જ્યોતિષને લીધે જોશીઓને, નૃત્યકળાને લીધે નટોને, ગાયનવિદ્યાને લીધે સંગીતશાસ્ત્રીઓને, અને શિલ્પકળાને લીધે શિલ્પશાસ્ત્રીઓને તે અતિ પ્રિય થઇ પડ્યા હતા. રાજાથી તે રંકપર્યંત સર્વ જણ કાંઇને કાંઇ ઇચ્છા ધરીને તેમની પાસે આવવા લાગ્યાથી તેમની આગળ પૈસાના ઢગ થવા લાગ્યા. તેઓ લોકોને નાના પ્રકારના ચમત્કાર બતાવતા હતા અને આસપાસના સર્વ પ્રદેશમાં 'ચાંગદેવ' 'ચાંગદેવ'જ થઇ રહ્યું હતું.

ચાંગદેવની વિદ્યા જોઇને મોટા મોટા શાસ્ત્રીઓ, પંડિતો, યાજ્ઞિકો, વૈદિકો, જ્યોતિષી ઇત્યાદિ નાનાવિધ ગુણી જનો વિશેષ વિદ્યાભ્યાસ માટે તેમની પાસે રહેવા લાગ્યા. તેમજ આંધળા, પાંગળા, બહેરા, મુંગા, ક્ષયરોગી, પાંડુરોગી, ઇત્યાદિ અનેક વ્યાધિગ્રસ્ત લોકો પણ પોતાના વ્યાધિનું નિરસન કરાવવાના ઉદ્દેશથી તેમની પાસેજ રહેતા હતા. કોઇ પુત્રપ્રાપ્તિની ઇચ્છાથી, કોઈ પરદેશ ગયેલો પતિ પાછો આવે એવા ઉદ્દેશથી, કોઇ દ્રવ્યની કામનાથી, અને કોઇ સ્ત્રીપ્રાપ્તિની ઇચ્છાથી તેમની પાસે આવતા હતા. એ પ્રકારે હજારો આશાબદ્ધ પુરુષો અને સ્ત્રીઓ તેમની આસપાસ એકઠાં થતાં હતાં અને પૈસાની વૃષ્ટિ કરતાં હતાં. જ્યાં દ્રવ્ય એકત્રિત થાય છે ત્યાં ખાનારાં માણસો પણ પુષ્કળ એકઠાં થાય છે. આ નિયમાનુસાર ચાંગદેવની પાસે પણ બહોળો શિષ્યસમુદાય એકઠો થયો. ચાંગદેવની વિદ્યા પરિપૂર્ણ હોવાથી અન્ય કોઈ વિદ્વાન તેમની સાથે વાદ કરીને વિજય પ્રાપ્ત કરી શકતો નહિ. જે આવતો તે એમજ કહીને જતો કે આ વિદ્યાના સાગરની આગળ અમારા તે શા આશરા?

દિવસાનુદિવસ ચાંગદેવની વિદ્યા, અને વય વૃદ્ધિંગત થવા લાગ્યાથી બેચાર સ્થળેથી પરણવાનાં માગાં આવ્યાં. પરંતુ ચાંગદેવે પોતાનાં માતપિતાને જણાવ્યું કે "હું આ જન્મ લગ્ન કરનાર નથી. કારણ કે વિદ્યારૂપી પત્નીને જ્ઞાનરૂપી સંતતિનો વિસ્તારજ મોટો થશે જેથી જો હું અન્ય સ્ત્રી સાથે પરણીશ તો તેમની વચ્ચે મોટો કલહ થવાનો સંભવ છે." ચાંગદેવનું આ નિઃસ્પૃહ ભાષણ સાંભળીને સર્વેએ તેમને પરણાવવાની આશા છોડી.

ત્યાર પછી કેટલેક દિવસે ચાંગદેવે મોટા મોટા વેદશાસ્ત્રસંપન્ન બ્રાહ્મણોને એકત્રિત કર્યા અને તેમને પૂછ્યું કે હવે મારે કયી વિદ્યા શીખવી અધૂરી છે? બ્રાહ્મણોએ પ્રત્યુત્તર આપ્યો કે "મહારાજ, માત્ર એક યોગાભ્યાસની આપનામાં ન્યૂનતા છે." આપને જો યોગાભ્યાસ સાધ્ય થશે તો સર્વ સિદ્ધિ આપના ઘરમાં પાણી ભરશે. યોગાભ્યાસ અવશ્ય આપ કરી શકશો એમ અમને લાગે છે, કારણ કે આપ યુક્તાહારી, ઇંદ્રિયદમન કરનાર, મિત ભોજન કરનાર, અને મિત ભાષણ કરનાર છો. અને આ ગુણો જેનામાં હોય તેને યોગાભ્યાસ અસાધ્ય નથી. હઠયોગ તથા રાજયોગાંતર્ગત સમાધિ સાધ્ય કરતી વખત આપની સ્થિતિ કેવી થશે તે અમે

કહી શકતા નથી તોપણ અમે એટલું તો નિશ્ચયપૂર્વક કહી શકીએ છીએ કે અભ્યાસના યોગથી તમે તે સાધ્ય કરી શકશો. હઠયોગ અને રાજયોગ જ્યારે આપ સાધ્ય કરશો ત્યારે આપ કાળને પણ જીતી શકશો.”

આ સાંભળી ચાંગદેવ બોલ્યા “જેણે યોગાભ્યાસ કરેલો હોય એવા યોગીનું સ્થળ મને બતાવશો તો મારાપર ઉપકાર થશે.” બ્રાહ્મણો બોલ્યા “એવા યોગીઓ અતિ વિરલ હોય છે અને તેમાં પણ આપણા દેશમાં તો તે મળવા અતિ દુર્ઘટજ છે. ક્ષેત્ર વારાણશીમાં એકાદ મળે તો મળે.” આ શબ્દો સાંભળી ચાંગદેવે કાશી જવાનો વિચાર કર્યો. એક તો કાશીની યાત્રા થાય અને વળી યોગવિદ્યાની પ્રાપ્તિ પણ થાય એવા દ્વિગુણ હેતુથી ચાંગદેવે પોતાનાં માતપિતાની આજ્ઞા લીધી અને તેમને સાષ્ટાંગ નમસ્કાર કરી પોતાની સાથે શિષ્યસમુદાયને લઇને કાશી જવાને માટે નીકળ્યા. માર્ગમાં સેંકડો લોકો ચાંગદેવનું દર્શન કરવાને આવતા હતા અને તે સર્વના મનની વિવિધ કલ્પનાઓ અને સ્વવિદ્યાના બળવડે ચાંગદેવ શાંત કરતા હતા. પ્રથમ તેઓ પ્રયાગ તીર્થમાં ગયા અને ત્યાં જઇને ત્રિવેણીસ્નાન કરી પુષ્કળ દાન કર્યું. ત્યાંથી નીકળી તેમની સ્વારી કાશી ગઇ.

કાશીક્ષેત્રસ્થ વિદ્વજ્જનોને ચાંગદેવની વિદ્યા, કળા, આદિ વિષે અગાઉથીજ ખબર પડી હતી. આથી તેઓ આવ્યા કે તરતજ સર્વ શિષ્ટ લોકોએ એકત્રિત થઇ તેમનું આદરાતિથ્ય કર્યું. તેમણે તેમને જગદ્‌ગુરુસમાન પૂજ્યસ્થાન આપી સર્વ પ્રકારે તેમની ઉત્તમ સેવા કરી.

ચાંગદેવે પોતાની પાસેનું પુષ્કળ દ્રવ્ય કાશીના રંક, દુર્બળ, અનાથ, અપંગ, બ્રાહ્મણ, ગોસાંઈ, વૈરાગી ઈત્યાદિ લોકોને દાન કર્યું. પછી તેમણે ક્ષેત્રમાંનાં સઘળાં દેવસ્થાનોનાં દર્શન કર્યાં. વળી તેમણે પોતાની સુવિદ્યાનો પ્રભાવ કાશીના સર્વ લોકોને બતાવ્યો. ત્યાર પછી ચાંગદેવે કાશીક્ષેત્રના મોટા મોટા વૃદ્ધ લોકોને એકત્રિત કરીને પૂછ્યું કે આ તરફ કોઈ યોગાભ્યાસી છે? વૃદ્ધ લોકોએ કહ્યું “હે ચાંગદેવ! અહીંઆંથી કેટલાક કોસના અંતરપર એક ઘાડ અરણ્ય છે. ત્યાં પર્વતમાં એક ભયંકર વિવર છે. આ વિવરની ચારે તરફ પુષ્કળ વૃક્ષો છે અને તેમાં હિંસક પશુઓનો વાસ છે. ત્યાં પાણીનો એક ધોધ પર્વતપરથી પડે છે અને તેથી નિરંતર ઘોઘો અવાજ થયા કરે છે. વ્યાઘ્ર, સિંહાદિકના ભયકંર ધ્વનિ, જંબુક, ફાલુ વગેરેના કર્કશ અને મનને શોકાકુળ કરનાર સ્વર, સર્પાદિના ફુંફાડા, આ સર્વ પ્રકાર ત્યાં બનતા હોવાને લીધે તે અરણ્ય મનુષ્યોને કેવળ યમપુરી સમાનજ લાગે તેવું છે. આ યમની દાઢમાંથી બચીને જો કોઇ આગળ જાય તો તેને વિવરનું દ્વાર જણાય છે. તે વિવરમાં એક યોગીરાજ વસે છે અને તે નિત્ય સમાધિસુખના સરોવરમાં પરમહંસવૃત્તિથી ભગવન્નામરૂપી મૌક્તિકો ગ્રહણ કરે છે.”

આ હકીકત સાંભળ્યા પછી ચાંગદેવે યોગાભ્યાસ માટે તે સ્થળે જવાનો પોતાનો નિશ્ચય તે વૃદ્ધોને જણાવ્યો. વૃદ્ધોએ એવા જોખમના સ્થળે ન જવાને તેમને ઘણી સમજૂત કરી, પરંતુ ગમે તે જોખમે પણ તે નિશ્ચય પાર પાડવાનો તેમનો આગ્રહ હોવાથી તે સમજૂતની તેમની પર અસર થઇ નહીં અને પોતાના શિષ્યોને એક માસ પર્યંત પોતાની વાટ જોઇ પછી ચાલ્યા જવાની સૂચના આપીને તથા પોતાની પાસેનું દ્રવ્ય તે શિષ્યોને તથા કાશીના લોકોને આપી દઇને ચાંગદેવ તે યોગી મહાત્માના સ્થળ તરફ જવાને એકલા નીકળ્યા. અરણ્યમાં વ્યાઘ્ર, સિંહ, સર્પ ઇત્યાદિકના શબ્દો તરફ ધ્યાન ન આપતાં તેઓ સીધા પર્વત તરફ ગયા. અને વિવરના મુખ પાસે આવીને જુએ છે તો તેના ઉપર એક શિલા ઢાંકેલી તેમને જણાઇ. તેમણે તે શિલા ઉંચકી લીધી, અને વિવરમાં પ્રવેશ કર્યો. વિવરમાં પુષ્કળ અંધારૂં હતું છતાં તેનાથી

લેશ પણ ભય ન પામતાં તેઓ આગળ વધ્યા એટલે એક બીજું દ્વાર આવ્યું. તે દ્વાર ઉઘાડીને તેમાં પ્રવેશી થોડેક દૂર જતાં એક ત્રીજું દ્વાર દેખાયું. આ દ્વાર ઉઘાડીને ચાંગદેવ આગળ ચાલ્યા એટલે તેમને થોડો પ્રકાશ દ્રષ્ટિગોચર થયો. તે પ્રકાશ પાસે જઇને ચાંગદેવે જોયું તો ત્યાં તેમને એક મહા તેજસ્વી કાંતિવાળા યોગીરાજ પદ્માસન વાળીને બેઠેલા દ્રષ્ટિગોચર થયા. આ યોગીરાજનું દર્શન થતાં ચાંગદેવનો આનંદ હૃદયમાં સમાતો નહોતો. ચાંગદેવે તે યોગીની કેટલાક શ્લોકો વડે સ્તુતિ કરી. મહા પંડિત અને વેદાભ્યાસી એવા ચાંગદેવે કરેલી સ્તુતિ સાંભળીને પ્રત્યક્ષ આદિનાથ શિવની સમાધિ પણ વિસર્જન થાય તો ઇતર માટે તો કહેવુંજ શું?

ચાંગદેવે યોગીરાજની સ્તુતિ કરી કે તરતજ તેઓ સાવધ થયા અને ચાંગદેવને પૂછવા લાગ્યા "હે માનવી! તું કોણ છે? અને ક્યાંથી આવ્યો છે? અહીંઆં આવવામાં તારો શો ઉદ્દેશ છે?" ચાંગદેવ બોલ્યા "મહારાજ! આ આપનો દાસ જાતીનો યજુર્વેદી બ્રાહ્મણ છે અને દક્ષિણ દેશમાં નારાયણ ડોહ નામનું એક ગામ છે ત્યાંનો તે રહીશ છે. આપ મહાન પુરૂષના અનુગ્રહથી મનુષ્યનું ભાગ્ય ફરી જાય છે એવી આપની કીર્તિ સાંભળીને હું આપના દર્શનને માટે આવ્યો છું. હવે આપના આ દાસને આપનોજ ગણીને ઉપદેશ કરવાની કૃપા કરશો એવી મને આશા છે. આપ મારા ગુરુશ્રેષ્ઠ છો તો ગુરુએ શિષ્યરૂપી બાળકની હઠ પુરી કરવી એ ગુરુનો ધર્મ છે. માટે આ દીન બાળકપર કૃપા કરી તેને હઠયોગ તથા રાજયોગનો માર્ગ બતાવશો."

આ વચનો કહી ચાંગદેવે યોગીરાજના ચરણપર મસ્તક મૂક્યું. યોગીરાજે મનમાં વિચાર કર્યો કે "આ છોકરો સકળ વિદ્યામાં નિપુણ છે. શું એને ધ્રુવ અને પ્રલ્હાદની પેઠે અનુતાપ થયો હશે? મને તો એમજ લાગે છે કે સાક્ષાત્ વેદનારાયણજ બાળવેશ ધારણ કરીને મારા શિષ્ય થવાને આવ્યા છે! હવે જે થવાનું હોય તે થાઓ, પરંતુ મારે આ છોકરાને ઉપદેશ કરવોજ જોઇએ કારણ કે એ સર્વથા વિરક્ત જેવો દેખાય છે. આવી ભયંકર વિવરમાં દેહગેહની મમતા છોડી દઇને એણે પ્રવેશ કર્યો છે માટે એને યોગવિદ્યા શીખવવામાં કશોજ બાધ નથી." આમ વિચારીને તેઓએ ચાંગદેવનો સ્વશિષ્ય તરીકે સ્વીકાર કર્યો અને તેમને પ્રેમાલિંગન દઇને પોતાની સામે બેસાડ્યા. ત્યાર પછી તે મહાત્માએ ચાંગદેવને હઠયોગની સર્વ કળાઓનું શિક્ષણ આપ્યું. યોગનાં આઠ અંગો, ને તેમાંના દરેક અંગના પ્રકાર તથા સ્વરૂપ; આસન, પ્રાણાયામ તથા મુદ્રાઓના પ્રકાર અને વિધિ; શરીરમાંનાં ષટ્ ચક્રોનાં સ્થાન તથા વર્ણન ઈત્યાદિ યોગવિષયક સર્વ પ્રકરણોનું યથાવિધિ જ્ઞાન તેમને આપવામાં આવ્યું. ચાંગદેવ કાંઈ બીજાઓના જેવા કનિષ્ટ કે મધ્યમ અધિકારી નહોતા. તેઓ તો એક અસાધારણ ઉચ્ચ કોટીના અધિકારી હતા. તેથી યોગી મહાત્માએ તેમને ઉપર્યુક્ત ઉપદેશ આપ્યો એટલે તરતજ તેમને યોગના સર્વ ભેદ સમજાઇ ગયા અને તેમને એકદમ યોગસમાધિ લાગી ગઈ. ચાંગદેવની આ દશા જોતાંજ તેમના ગુરુ મનમાં વિસ્મિત થઈ બોલ્યા "આહા! આ કેવી અપૂર્વ શક્તિ! અમને આ વિદ્યા સંપૂર્ણ રીતે હસ્તગત થઈ છે તોપણ સમાધિ પ્રાપ્ત કરવાને માટે અમને કેટલોક શ્રમ કરવો પડે છે, અને આતો માત્ર એક છોકરો છે અને આ વિદ્યા વિષે અદ્યાપિપર્યંત તે અજ્ઞાન હતો. તે છતાં પણ એને આટલી ત્વરાથી યોગમાર્ગનું જ્ઞાન થયું! ખરેખર આ તો સ્વર્ગમાંનો કોઇ દેવજ બાળરૂપ ધારણ કરી મારો અહંભાવ ઉતારવાને માટે અહીં આવ્યો છે!

એમ જણાવવામાં આવે છે કે ચાંગદેવની એ સમાધિ સતત સાત વર્ષ પર્યંત સ્થિર રહી હતી. તે પછી સમાધિમાંથી જાગ્રત થઈ ગુરૂમહારાજને પ્રણામ કરવા જતાં ચાંગદેવની અલૌકિકતા ઉપરથી ઉલટા તેજ ગુરૂપદને યોગ્ય છે એમ માની તે સિદ્ધ યોગીરાજે દોડીને ચાંગદેવનેજ સાષ્ટાંગ નમસ્કાર કર્યો. અને યોગવિષયમાં તેમને થયેલા વિષય અનુભવો જણાવવાની પ્રાર્થના કરી.

ચાંગદેવે તે સિદ્ધને યોગસમાધિ વિષે પુષ્કળ અનુભવ દર્શાવ્યો. તે પછી તે યોગીરાજને નમન કરી ચાંગદેવ તે વિવરની બહાર નીકળ્યા. યોગીરાજે પણ શિષ્યભાવ ધારણ કરી તેમની સાથે આવવા ઈચ્છા દર્શાવ્યાથી તેમને સાથે લઈને તેઓ વિવરની બહાર નીકળ્યા. અહીં યોગવિદ્યાની પ્રતીતિ જોવાને માટે ચાંગદેવે એક વ્યાઘ્રને હોકારો કર્યો એટલે તે ગાય જેવો બની પાસે આવી તેના પગ ચાટવા લાગ્યો. પછી તેમણે વ્યાઘ્રના ઉપર સ્વારી કરી અને એક સર્પને વશ કરી તેને હાથમાં ગ્રહણ કરી તેની ચાબુક બનાવી. પછી તે સિદ્ધને પોતાની સાથે લઈને કાશી તરફ ચાલ્યા. તે અરણ્યમાંથી માર્ગક્રમણ કરી બીજે દિવસે કાશી ક્ષેત્રમાં શ્રી મણિકર્ણિકાના ઘાટપર આવી પહોંચ્યા. આ આશ્ચર્યકારક દ્રશ્ય જોઇ કાશીક્ષેત્રના સર્વ માણસોને અતિશય ભય લાગ્યો; પરંતુ ચાંગદેવે પોતાની ઓળખાણ આપી એટલે સર્વ તેમને ઓળખીને આનંદ પામ્યા. તેઓ સર્વને મન ચાંગદેવ હવે ભૂલોકના બૃહસ્પતિ રૂપજ જણાવા લાગ્યા. સર્વ શિષ્ટ લોકો તેમને જગદ્‌ગુરુ ગણી તેમના ચરણારવિંદમાં મસ્તક મૂકવા લાગ્યા. “ અમે તો નિરાશ થયા હતા. આવું ઉત્તમ વિદ્વદ્રત્ન પૃથ્વીપટપરથી વિલુપ્ત થયું એમ જાણી અમને અત્યંત ખેદ થયો હતો ” એમ જણાવી ચાંગદેવનો પુનઃ મેળાપ થયો એટલા માટે તેમણે અતિ આનંદ પ્રદર્શિત કર્યો. પછી ચાંગદેવે પોતાના કેટલાક ચમત્કારો કાશીના લોકોને બતાવ્યા અને પોતાનો દિગ્વિજયનો ઝુંડો ફરકાવી કાશીથી પ્રયાણ કર્યું. સર્વ લોકો એમજ કહેતા હતા કે ચાંગદેવની આગળ એક શબ્દ પણ કાઢે એવો કોઈ પણ મનુષ્ય આ મૃત્યુલોકમાં નથીજ.

ખબર મળતી ગઇ તેમ તેમ ચાંગદેવના શિષ્યો પણ તેમની પાસે આવવા લાગ્યા. તે સર્વે પ્રયાણ કરતા કરતા થોડે દિવસે નારાયણ ડોહમાં ક્ષેમકુશળ આવી પહોંચ્યા. ચાંગદેવને જોઈને તેમનાં વૃદ્ધ માતપિતાને અતિ આનંદ થયો.

ત્યાર પછી કેટલેક દિવસે તેમનાં માતપિતા વિદેહ થયાં. તેમની ઉત્તરક્રિયા કરી ચાંગદેવે નારાયણ ડોહનો પરિત્યાગ કર્યો. હવે તેઓ તાપી નદિને કિનારે એક મોટો મઠ બાંધી શિષ્યો સહવર્તમાન રહેવા લાગ્યા. તે સ્થળે વેદશાસ્ત્રો, પુરાણો, રસાયનો, આયુર્વેદ, જારણ, મારણ, ઉચ્ચાટન, ગાયન, નૃત્ય, વાદન, પશુપક્ષિમોહન ઇત્યાદિ નાના પ્રકારની વિદ્યા શીખવાની ઈચ્છા ધરાવનારા લોકો ચાંગદેવની પાસે આવવા લાગ્યા. રાજાથી લઇને રંક પર્યંત સેંકડો લોકોની ઠઠ તેમની આસપાસ એકત્રિત થવા લાગી. આ પ્રકારે તે પ્રદેશના સર્વ રાજા તથા પ્રજાને અનુગ્રહીત કરીને સર્વ પૃથ્વીમાં શિષ્યો કરવાના ઉદ્દેશથી તેમણે તાપીતટનો આશ્રમ છોડયો. તે આશ્રમમાં કેટલાક શિષ્યોને રાખીને તેમણે ચારે દિશાનાં તીર્થો જોયાં. તેમની અનેક શિષ્યશાખાઓ સમસ્ત દેશમાં પ્રસરી ગઇ. ચાંગદેવ ઘડીમાં સમાધિસ્થ થતા તો ઘડીમાં પર્વત શૃંગપર જઇ બેસતા અને ઘડીમાં જળસ્તંભન કરી ઘણીવાર સુધી તેમાં બેસતા. વળી તેઓ વિકટ પર્વતશૃંગપરથી નીચે ભુસકા પણ મારતા. વ્યાકરણ, ન્યાય અને મીમાંસામાં તેઓ પૂર્ણ રીતે પારંગત થયા હતા. એમ કહેવાય છે કે તેમણે યોગબળથી પોતાનું આયુષ્ય ૧૪૦૦ વર્ષ પર્યંત વધાર્યું હતું. તેમનીતેજઃપુંજ શરીરકાંતિ જોઈ લોકોને એમજ લાગતું કે આ તો કોઈ પ્રત્યક્ષ સ્વર્ગના દેવજ છે. સમસ્ત ભારતવર્ષમાં તેમના જેવો પંડિત, ચતુર, વક્તા, ગુણવાન, તથા તેજઃપુંજ પુરુષ બીજો કોઇ પણ હતો નહિ. પરંતુ માત્ર એક આત્મજ્ઞાન શિવાય ઉપર્યુક્ત સર્વ ચાતુર્ય વ્યર્થ હતું. મયૂરના અંગમાં હજારો આંખ હોય છે, તોપણ જો તેને બે આંખ ન હોય તો તે સર્વ આંખ વ્યર્થ છે; તેમ નાનાવિધ વિદ્યાથી પરિપૂર્ણ છતાં પણ હું કોણ છું? અને મ્હારૂં ખરૂં કર્તવ્ય તથા અંતિમ પ્રાપ્તવ્ય ગતિ શું છે એ વિષે લેશ પણ જ્ઞાન ન હોવાથી ચાંગદેવની સર્વ વિદ્યા મિથ્યાજ હતી.

ઉપર જણાવ્યા પ્રમાણે ચાંગદેવ ફરતા ફરતા પુનઃ તાપી નદીને તટે આવ્યા. હવે તેમના મઠની આસપાસ નિત્ય લક્ષાવધિ મનુષ્યો એકત્રિત થવા લાગ્યાં. ચાંગદેવ બનતે પ્રકારે વિદ્યાથી, અન્ન-વસ્ત્રથી તેમજ અન્ય પ્રકારોથી સર્વના મનોરથ પૂર્ણ કરતા હતા. આથી કેટલાક લોકો તો ત્યાંના ત્યાંજ પડી રહેતા હતા. આમ થતાં થતાં ચારસેં શિષ્યો ચાંગદેવના મઠમાં સ્થાયી નિવાસ કરીને રહેવા લાગ્યા. તે શિવાયના બીજા રાજાથી રંક પર્યંતના લોકો પણ ત્યાં પુષ્કળ રહેતા જેથી આત્મજ્ઞાન રહિત ચાંગદેવ જેવા મહાન વિદ્વાનને સ્વાભિમાન ઉત્પન્ન થાય એ સ્વાભાવિકજ હતું. એક દિવસ એવી ઘટના બની કે પૈઠણ તરફનો કોઇ એક બ્રાહ્મણ કોઈ કામના અર્થે ચાંગદેવના આશ્રમ નિકટ આવ્યો. ચાંગદેવના કેટલાક શિષ્યો સાથે તેને મેળાપ થતાં તેઓ તેને આશ્રમમાં લઈ આવ્યા. તે બ્રાહ્મણ સ્નાનસંધ્યાદિક કર્મો કરી, ભોજન આટોપી તે શિષ્યો સાથે વાર્તાલાપ કરતો બેઠો હતો, શિષ્યોએ ચાંગદેવના ચમત્કાર તે બ્રાહ્મણને કહી સંભળાવ્યા. આ સાંભળી તે બ્રાહ્મણે કહ્યું કે,–મેં જે ચમત્કારો જોયા છે તે તમે જાણો તો આ ચમત્કાર તો કશા હિસાબમાંજ રહે તેમ નથી ! શિષ્યોએ પૂછ્યું "તે ચમત્કાર અમને કહી સંભળાવશો?" આ સાંભળી તે બ્રાહ્મણે શ્રી જ્ઞાનેશ્વર મહારાજે કરેલાં અલૌકિક કૃત્યો કહી સંભળાવ્યાં. પણ તે વાર્તા શિષ્યોને ગળે ન ઉતરવાથી તેઓ તે બ્રાહ્મણની ચેષ્ટા કરી બોલ્યા, તમે પણ જબરા ગપ્પીદાસ દેખાઓ છો હો ! તે બ્રાહ્મણ બોલ્યો "મેં કહેલી વાત અક્ષરશઃ સત્ય છે. આ ઉપરથી એક શિષ્યે સિદ્ધ પાસે જઇને તે સર્વ વાર્તા સંભળાવી. સિદ્ધે તે બ્રાહ્મણને પોતાની પાસે બોલાવીને કંઈક ભય આપીને યથાર્થ હકીકત કહેવા આજ્ઞા કરી. બ્રાહ્મણે તે ઉપરથી જ્ઞાનેશ્વર મહારાજના સર્વ ચમત્કારોની વાર્તા તથા જ્ઞાનેશ્વર મહારાજનું સર્વ ચરિત્ર કહી સંભળાવ્યું. આ ચરિત્ર સાંભળતાંજ તે ચારે બંધુ ભગિનીની મુલાકાત લેવાની ચાંગદેવને આકાંક્ષા ઉત્પન્ન થઇ. અને મનમાંથી અભિમાન કંઇક ઓછું થયું, જેથી પોતાના શિષ્યોને તેમણે કહ્યું કે,–આજ પર્યંત મ્હારી શ્રેષ્ઠતા માનીને તમે મારૂં પૂજન કરતા આવ્યા છો, પરંતુ હવે તેમ કરવું નહીં. કેમકે જે સર્વોપરી પૂજાને પાત્ર હોય તેનીજ તેવી પૂજા થવી જોઇએ. જેમ કોઇ શિષ્ટ જન સમીપે છતાં અન્ય સાધારણ મનુષ્યની પૂજા કોઈ કરતું નથી; તે રીતે મારા કરતાં વિશેષ જ્ઞાની પુરુષ આ અવનિપર વસે છે તે છતાં તમે મારી પૂજા કરો અને તે મારે સ્વીકારવી એ યોગ્ય નથી. જેમ શ્રી દાશરથિ રામનાં પરાક્રમ આગળ શ્રી ભાર્ગવ રામ કિંવા કુશ અને લવના હસ્તલાઘવની આગળ શ્રી રામ ઝાંખા પડી ગયા હતા. તદ્વત્ મારી વિદ્યા અને મારી કળા એ સર્વ જ્ઞાનેશ્વર સાધુનાં નિસ્સીમ જ્ઞાન અને ભક્તિની આગળ નિસ્તેજ જેવાં મને લાગે છે. માટે હવે તો તેમનીજ પૂજા કરવી ઘટિત છે. તેમનાં અલૌકિક કૃત્યો વિષે મેં જે જે વાર્તા સાંભળી તે ઉપરથી હવે મારૂં મસ્તક તેમના ચરણારવિંદમાં ક્યારે જઇ પડશે અને તેમની સાથે વાર્તાલાપ કરવાને હું ક્યારે શક્તિવાન થઇશ એજ વાત મારા મનમાં ઘોળાયાં કરે છે."

ચાંગદેવના અંગમાં અહંકારના ભૂતે પ્રવેશ કર્યો હતો તોપણ સ્વભાવે તેઓ ઘણા સુશીલ હતા. અહંકાર મનુષ્યના સદ્ગુણને તિરોહિત કરે છે પરંતુ તે તેનો સર્વથા નાશ કરતો નથી. કોઇ અધિક પરાક્રમી પુરુષનો મેળાપ થતાં તે અહંકારનો પડદો દૂર થઈ જતાં તેનું સહજ મનોહર સ્વરૂપ પ્રકટ થાય છે. ચાંગદેવને નિત્ય લોકોના સાષ્ટાંગ નમસ્કાર સ્વીકારવાની અને શિષ્યોપર હુકમ કરવાની જે ટેવ પડી હતી, તથા વારાણસી જેવા વિદ્યાના મહાન સ્થળમાં તેમણે જે અપૂર્વ સત્કાર મેળવ્યો હતો તેથી "મારાથી મોટો આ જગતમાં કોઈ છે." એવી કલ્પના પણ તેમના મસ્તકમાં પ્રવેશ કરી શકતી નહોતી. ઉત્તમ ગુરુ શિષ્યને સુધારે છે

અને ઉત્તમ શિષ્ય ગુરુને સુધારે છે, તેમજ કાચો ગુરુ શિષ્યને બગાડે છે અને કાચો શિષ્ય ગુરુને બગાડે છે. આ સર્વ પ્રકારનાં ઉદાહરણો જગતમાં પ્રસિદ્ધ જ છે. ચાંગદેવના અહંકારને તેમના શિષ્યોએ પોષણ આપ્યું હતું. જેથી જ્ઞાનેશ્વરનો મેળાપ કરવાથી જે શુભેચ્છા ચાંગદેવના મનમાં ઉત્પન્ન થઇ હતી તે તેમના શિષ્યોની મૂર્ખતાને લીધે દબાઈ ગઇ. તે શિષ્યોએ સલાહ આપી કે,–અન્યની સાંભળેલી કીર્તિ ઉપરથી સ્થાનભ્રષ્ટ થવાથી આપના મહત્ત્વની હાનિ થશે. સ્તુતિને સહજ વશ થઇ જનારા અને મહત્તાના અભિમાનથી ટેવાયલા ચાંગદેવના મનપર શિષ્યોના આ કુમંત્રની પૂરેપૂરી અસર થઇ અને તેમના મનમાં ઉદ્‌ભૂત થયેલો સત્વાંકુર બળીને ભસ્મ થઇ ગયો, જેથી ચાંગદેવે જ્ઞાનેશ્વર મહારાજનો મેળાપ કરવાનો નિશ્ચય છોડી દીધો અને જ્ઞાનેશ્વર પર એક શિષ્યની સાથે પત્ર મોકલી આપવાનો તેમણે ઠરાવ કર્યો. પરંતુ તે પત્ર લખવામાં પણ અહંભાવ તેમને આડો આવ્યો. પત્રમાં જ્ઞાનેશ્વરજીને સંબોધવા કેવી રીતે એ મોટો પ્રશ્ન ઉત્પન્ન થયો. 'ચિરંજીવ' લખવામાં આવે તો શ્રી જ્ઞાનેશ્વરનાં કૃત્યો ચાંગદેવ કરતાં શ્રેષ્ઠ હોવાથી માનવંત પુરુષનું અપમાન કર્યા બરોબર લેખાય અને 'તીર્થરૂપ' લખે તો ૧૪૦૦ વર્ષનો વૃદ્ધ મનુષ્ય ૧૪ વર્ષના બાળકને એટલું બધું મહત્વ આપે એ પોતાની મહત્તાને હાનિકર્તા ગણાય. આથી પછી કાંઇ પણ ન લખતાં માત્ર કોરો કાગળજ મોકલવાનો ચાંગદેવે ઠરાવ કર્યો. અને જ્ઞાનેશ્વર કેવા પ્રકારની ઉપાસના કરે છે; કેવું અધ્યયન કરે છે; તેમનાં યોગક્ષેમ કેવી રીતે ચાલે છે; તેમની તપશ્ચર્યા કેવી છે; ઇત્યાદિ બાબતની તપાસ કરવાની આજ્ઞા કરી પોતાના શિષ્યને કોરો કાગળ આપીને રવાના કર્યો.

ચાંગદેવનો શિષ્ય આલંદીમાં આવ્યો ત્યારે ચારે ભાઇબ્હેન સંવાદસુખ ભોગવતાં બેઠાં હતાં. તેમણે તે બ્રાહ્મણને જોતાંજ જ્ઞાનેશ્વર મહારાજ તેને ઉદ્દેશીને બોલ્યા "કેમ ? ચાંગદેવે કોરોજ કાગળ મોકલ્યો છે કે શું ?" દર્શન થતાંની સાથેજ આ પ્રશ્ન થયેલો જોઇને તે બ્રાહ્મણ ચકિત થયો અને "આપ સર્વજ્ઞ જ્ઞાનેશ્વર મહારાજ છો" એમ કહીને તેમને વંદન કર્યું. તે કોરો કાગળ હાથમાં લઇને વિનોદથી મુક્તાબાઇ બોલ્યાં "શું ૧૪૦૦ વર્ષો સુધી પઠનપાઠન કર્યા છતાં પણ કોરોને કોરોજ રહ્યા !" આ વચનો સાંભળી સર્વે ખડખડ હસી પડ્યાં. નિવૃત્તિનાથે ગંભીરતાપૂર્વક ચાંગદેવનું સર્વ ચરિત્ર ત્યાં બેઠેલાં સર્વ જણને કહી સંભળાવ્યું. પછી તેમણે જ્ઞાનેશ્વર મહારાજને આજ્ઞા કરી કે, સિદ્ધિના આડંબરથી ભરપૂર અને અહંકારમાં ડૂબી રહેલો ચાંગદેવ બ્રહ્મજ્ઞાનના સંબંધમાં સર્વથા કોરોજ છે, માટે તમે તેના પર તેનું અંતર બોધ પામે એવો સુંદર પત્ર લખો. આ ગુર્વાજ્ઞા સાંભળતાં જ જ્ઞાનેશ્વર મહારાજે ચાંગદેવ પર ૬૫ ઓવીઓનો એક પત્ર લખ્યો. તે પત્ર "ચાંગદેવ પાસષ્ટી"ના નામથી સુપ્રસિદ્ધ છે.

ચાંગદેવ પાસષ્ટીની ૬૫ ઓવીઓમાં જ્ઞાનેશ્વર મહારાજે ચાંગદેવને 'तत्त्वमसि' એ મહા વાક્યનો જે બોધ કર્યો છે તેમાંની કેટલીક ઓવીનો ભાવાર્થ શ્રીયુત પાંગારકરના ગ્રંથ પરથી અત્ર આપીશું.

શ્રીવટેશ (શિવ) પોતે છૂપાઇને સર્વ જગતનો ભાસ કરાવે છે અને પોતે પ્રકટી સર્વ જગત્‌નો ગ્રાસ કરે છે અર્થાત્ જેના અદર્શનમાં જગત્ ભાસે છે અને જેના દર્શનમાં જગત્‌નો લય થાય છે તેમનો નિત્ય વિજય થાઓ. (૧)

આત્મસ્વરૂપના જ્ઞાનનો જેમ જેમ ઉદય થાય છે તેમ તેમ નામરૂપાત્મક જગત્‌નો લય થાય છે અને તેનું જ્ઞાન જેમ જેમ આવૃત્ત થાય છે તેમ તેમ આ નામરૂપાત્મક પ્રપંચ

સત્ય ભાસે છે. તો પછી એમ કોણ કહેશે કે પ્રકટ થવાનો અને લય પામવાનો ધર્મ આત્મસ્વરૂપમાં છે? આ આત્મસ્વરૂપ પ્રકટ પણ થતું નથી અને લય પણ પામતું નથી. તેમ પ્રકટ થવાના અને લય પામવાના ધર્મનો તેને કદિ સ્પર્શ પણ થતો નથી. કેમકે આત્મસ્વરૂપ વસ્તુતઃ નિર્ધર્મ અને સ્વયંસિદ્ધ છે. (૨) બુદ્ધિમાં દેહાહંકારાદિ પ્રપંચનો ઉદય થતાં સ્વરૂપજ્ઞાન આચ્છાદિત થઇ જાય છે અને તેજ બુદ્ધિમાં સ્વરૂપબોધનો ઉદય થવાથી દેહાહંકારાદિ પ્રપંચનો લય થાય છે, આટલોજ બોધ અહીંઆં આપણે ગ્રહણ કરવાનો છે. આ પ્રમાણે આત્મસ્વરૂપ અને જગત્ એ ઉભયના ગુપ્ત થવાના તથા પ્રકટ થવાના ખેલ ઉપરથી તે બંને એક બીજાથી ભિન્ન છે એમ ભાસવાનો સંભવ છે, પરંતુ વસ્તુતઃ તે તેમ નથી. નામરૂપાત્મક જગત્ પરબ્રહ્મથી અલિપ્ત નથી પરંતુ એકરૂપજ છે. (૩) જે પ્રમાણે સુવર્ણ સુવર્ણત્વમાં (વજનમાં અને કસમાં) ન્યૂન ન થતાં અલંકાર રૂપમાં આવી શકે છે તેજ પ્રમાણે પરબ્રહ્મ પોતાના પૂર્ણત્વ ઇત્યાદિ મહત્તામાં ન્યૂન ન થતાં સર્વ જગત્સ્વરૂપ થયું છે. (૪) તરંગ અને સમુદ્ર સર્વ જે પ્રમાણે સમુદ્રજ છે તે પ્રમાણે જગત અને પરમાત્મા બંને પરમાત્માજ છે. (૫) પરમાત્માજ વિશ્વરૂપે ખેલતો હોવાથી વિશ્વના સ્ફુરણથી તે ઢંકાઇ જતો નથી. (૬) જે રીતે કળાના આચ્છાદનથી ચંદ્ર આચ્છાદિત થતો નથી; કિંવા જે પ્રમાણે અગ્નિ દીપકપણાને પ્રાપ્ત થવાથી દીપકથી ભિન્ન થઇ જતો નથી તે પ્રમાણે જ્ઞાનરૂપ આત્મા અવિદ્યાના નિમિત્તથી દ્રશ્ય અને દ્રષ્ટાના ભેદવાળો ભાસવા છતાં તે ભેદયુક્ત નથી. પરંતુ સ્વતઃસિદ્ધ જેવો છે તેવોને તેવોજ છે. (૭-૮) જેમ વસ્ત્રમાં વસ્ત્રપણું તો નામ માત્રનુંજ હોઇને ખરૂં જોતાં તો તે સૂત્રના ઉભા આડા દોરા શિવાય અન્ય કશુંજ નથી તેમ દ્રષ્ટાદ્રશ્ય અને દર્શન (જ્ઞાન) આ ત્રણે આત્મસ્વરૂપજ અને એકજ છે (૯-૧૦) અલંકાર અને સુવર્ણ કિંવા અવયવ અને અવયવી જે પ્રમાણે એકજ છે તે પ્રમાણે માયા ઉપાધિવાળા ઈશ્વરથી લઇને જડ પૃથ્વી પર્યંત જે અનેક પદાર્થ ભાસે છે તે પણ એકજ છે અને સંવિદ્ (જ્ઞાન, આત્મા, પરમાત્મા કે જે કહો તે) રૂપજ છે. અન્ય નથી (૧૧-૧૨) તે સંવિદ્ (જ્ઞાન)જ જગદાકારથી ભાસે છે. ભીંત અને તે પરનાં ચિત્રો, ગોળ અને ગળપણ, વસ્ત્ર અને સૂત્ર ઇત્યાદિ દ્રષ્ટાંતો પરથી પણ એમજ સિદ્ધ થાય છે કે સંવિદ્ અને વિશ્વસ્ફુર્તિ કિંવા આત્મા અને જગત્ ભિન્ન નથી, પરંતુ આત્માજ જગત્ રૂપે આપણી સન્મુખ આવ્યો છે (૧૩-૧૬) જેમ પ્રતિબિંબને લીધેજ બિંબમાં બિંબપણું કલ્પવામાં આવે છે તે પ્રમાણે દ્રશ્યના દ્રશ્યપણાથી જે આત્મામાં દ્રષ્ટાપણું આરોપાય છે. (૧૭) તાત્પર્ય એ છે કે ભેદના અનુભવ કાળે ખરી રીતે કંઇ આ સંવિદ્ ભેદાવસ્થામાં આવતું નથી, પરંતુ દ્રશ્ય, દ્રષ્ટા અને દર્શન એ ત્રિવિધરૂપે જાણે તે (સંવિદ્) ભેદ પામ્યું હોય તેમ ભાસે છે. (૧૮-૨૧) દ્રશ્યને લીધેજ દ્રષ્ટા અને દર્શન છે. અને તેથી દ્રશ્યત્વનો નાશ થતાં તેનો પણ નાશ થાય છે તે જોતાં એક આત્માનીજ આ ત્રિપુટી થયેલી હોવાથી એ ત્રિપુટી માત્ર ભ્રમરૂપજ છે. અને માત્ર એક આત્માજ સત્ય છે, આરશીમાં મુખદર્શન કર્યા પૂર્વે તેમજ પછી પણ, મુખ તો પોતાને સ્થાનેજ હોય છે. જો કે તેનું પ્રતિબંબ ભિન્ન દેખાય છે તોપણ ત્યાં મુખ શિવાય અન્ય કાંઇજ નથી તે પ્રમાણે જગત્‌ની ઉત્પત્તિ પૂર્વે અને લય પછી પણ આત્માજ રહે છે તો જગત્‌ના ભાસકાળે પણ આત્મા શિવાય બીજું શું હોઇ શકે? (૨૨-૨૮) જે પ્રમાણે વીણા મૃદંગાદિ શિવાય ધ્વનિ, અને કાષ્ઠાદિ પદાર્થ શિવાય અગ્નિ સ્વયંસિદ્ધ હોય છેજ તે પ્રમાણે દ્રશ્યાદિ ત્રિપુટીના ભાવ શિવાય પણ તે આત્મા સ્વયંસિદ્ધ રહેલો છેજ. (૨૯) આ આત્માને કાંઇ પણ નામ આપી શકાતું નથી અને તે કોઇ પણ સાધનથી જાણી શકાતો

નથી. માત્ર જે છે તે છેજ. (૩૦) હે ચાંગદેવ ! તે વટેશની સાથે તો મૌનથીજ બોલવું જોઇએ અને કાંઇ નહિ થઇને સર્વ થવું જોઇએ તથા વિશેષતાથી નહિ રહેતાં સહજપણાથી રહેવું જોઈએ. (૩૧-૩૩) તે બોધ અર્થાત્ આત્મજ્ઞાનનો આશ્રય છે. (૩૪) તે નિરુપાધિક છે, એક-રસ છે અને કેવળ છે તે પરમાત્મરૂપ વટેશનો તું પુત્ર છે અને તું તેનો અંશ છે. હવે હે ચાંગદેવ ! તારી અને મારી વચ્ચે જે આત્મૈક્ય છે તેનો સંવાદ સાંભળ. તારો મારો સંવાદ ડાબા હાથની હથેળી જમણા હાથની હથેળીમાં મળે તે સમાન છે. (૩૫-૩૮) શબ્દે શબ્દને સાંભળવો, સ્વાદે સ્વાદ ચાખવો, પ્રકાશે પ્રકાશને જોવો અને સુવર્ણે સુવર્ણનો કસ કાઢવો તે સમાન તારો મારો સંવાદ છે.

હે સખા ચાંગદેવ ! તને મળવાને માટે મારૂં મન ઉત્સુક થયું હતું પરંતુ આત્મસ્વરૂપમાં તું અને હું એકજ હોવાથી આપણો મેળાપ સહજ સિદ્ધજ છે. ક્રિયાથી મેળાપ કરવાથી તેમાં વિક્ષેપ પડશે કે શું એવો મને ભય લાગે છે. જે મન તારા દર્શનની આશા ધરે છે તેજ મન આત્મસ્વરૂપ પ્રતિ વળે છે અને દર્શન વ્યવહાર ખુટી જાય છે. (૩૯-૪૩) મીઠું સાગરનું ઉંડાણુ માપવા ગયું કે તરત તે પોતેજ નાશ પામ્યું (૪૪-૪૬) તે પ્રમાણે આત્મસ્વરૂપ જે તું તેને જોવા જતાં હુંજ નાશ પામું છું. હું ગયો એટલે પછી તું ક્યાં રહ્યો ? (૪૭) હે ચાંગદેવ ! હું અને તુંથી રહિત એવા આત્મભાવે તારો અને મારો મેળાપ છેજ છે. (૪૮-૫૨) ઉપર જણાવેલા વિચારો દ્રઢતાપૂર્વક મનમાં ઠસાવ અને સ્વસ્વરૂપને ઓળખ. (૫૨-૫૬) આત્મભાવમાં સ્વસ્વરૂપને જો. હે ચાંગદેવ ! તારૂં સત્ય સ્વરૂપ નામરૂપાતીત છે. તે સ્વાનંદામૃતના સેવનથી તું સુખી થા. હું તને પુનઃ પુનઃ કહું છું તે આત્મજ્ઞાનરૂપી ઐશ્વર્ય તારે ત્યાં આવ્યું છે, માટે વેદ્ય (જાણવાનો વિષય જ્ઞેય) અને વેત્તા (જાણનાર-જ્ઞાતા) એ ઉભયભાવાતીત જે આત્મપદ તે પર તું વિરાજમાન થા. આટલો બોધ આપી ઉપસંહારમાં જ્ઞાનેશ્વર મહારાજ જણાવે છે કે "આવી આત્માનુભવની મીઠાઈ મારી નિવૃત્તિ માતાએ મને આપી છે." (૬૧)

આ ચાંગદેવપાસષ્ટી ગ્રંથદર્પણને શુદ્ધ શાન્તવૃત્તિરૂપ ચક્ષુવડે જોનારને આત્મસ્વરૂપનું દર્શન થઇ ભેદભાવ અને ભય ટળી જશે.

જ્ઞાનેશ્વર મહારાજે આ પ્રકારનો પત્ર ચાંગદેવના શિષ્યને આપ્યો, તે લઇને તે આલંદીથી નીકળ્યો. તે કેટલેક દિવસે તાપી નદીને તીરે ચાંગદેવ સન્નિધ આવી પહોંચ્યો. તેણે તે પત્ર ચાંગદેવને આપી તેને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. અને આલંદીની સર્વ હકિકત કહી સંભળાવી તે બોલ્યો "મહારાજ! આહા! શું તે સત્પુરુષનું જ્ઞાન છે! તેમનામાં કેટલી બધી નમ્રતા છે! તેમનામાં કેટલી બધી ક્ષમાશીલતા છે! તેમનું વર્ણન મારાથી કદિ પણ થઇ શકનાર નથી. આપનો પત્ર તેમને આપવા પૂર્વેજ તે કોરો હોવાની વાત તેમણે કહી દીધી અને તે કોરા કાગળ વિષે તેમણે જે જ્ઞાન પ્રતિપાદન કર્યું તે વિષે તો હું તમને વાતજ શી કરૂં ? તેમણે મારી પ્રતિષ્ઠા કરી મને સદ્બોધનું ખાજું આપ્યું. તે ખાજું અત્યંત સ્વાદિષ્ટ હતું. પછી તેમણે આ પત્ર આપ્યો છે, તે હું આપને આદર કરૂં છું."

તે પત્ર હાથમાં લઇને ચાંગદેવે વાંચ્યો તો તેમને ચૌદસેં વર્ષપર્યંત દેહ ટકાવી રાખવા માટે અનુતાપ થયો તે પોતાના મનમાંજ બળવા લાગ્યો "અરે! મેં આ દેહ આટલાં વર્ષો સુધી બચાવી રાખી તોપણ તેની સાર્થકતા કરવાને માટે તો મારે તે બાળમૂર્તિ ઈશ્વરાંશનેજ ચરણે મસ્તક મૂકવું જોઇએ; નહિ તો મારૂં દેહાભિમાન અવશ્ય મને કાળનેજ સ્વાધીન કરશે." હવેથી તેઓ ઇતર મંત્રતંત્રાદિ વિદ્યાથી પરાઙ્મુખ થયા અને તેમણે આલંદી જવાનો પોતાનો વિચાર શિષ્યોને જણાવ્યો. આ સાંભળી શિષ્યો બોલ્યા "મહારાજ! આ સકળ વૈભવને સાથે

લઇનેજ આલંદી ચાલો. કારણ કે ડુંગર દૂરથીજ રળિયામણા જાણવા. જ્યાં સુધી આપે તેમનું અને તેમણે આપનું પ્રત્યક્ષ દર્શન કર્યું નથી ત્યાં સુધીજ તેમની મહત્તા છે પરંતુ એક વખત તે આપનો વૈભવ જોશે એટલે તે આપને શરણ આવશે." આ સાંભળી ચાંગદેવ બોલ્યા "હે શિષ્યો ! આ સર્વ વૈભવ તેમને વિષતુલ્ય લાગશે. કારણ કે તે બ્રહ્મરૂપ થયા છે માટે તમારી મરજી હોય તે તે સર્વે જણ તૈયાર થાઓ." ચાંગદેવની આ આજ્ઞા થતાંની સાથેજ વ્યાઘ્ર, સિંહ, ઈત્યાદિ ક્રૂર પશુઓ તથા રાજાથી રંકપર્યંત સર્વે લોકો ચાંગદેવની સાથે આલંદી જવા તૈયાર થયા.

બ્રાહ્મણ લોકો દક્ષિણાની આશાથી દક્ષિણ દિશા તરફ ચાલવા લાગ્યા; રાજા લોકો રાજસુખને અંતે થનારી ભયંકર યાતના ટાળવા માટે શ્રી જ્ઞાનેશ્વર મહારાજનું દર્શન કરવાને માટે ચાંગદેવની સાથે નીકળ્યા. મોટા મોટા શ્રીમંત લોકો પણ ચાંગદેવની સાથે ચાલ્યા. હજારો હાથી, ઘોડા, પાલખી વગેરે તૈયાર કરવામાં આવ્યાં. વ્યાપારી લોકો પણ માલનાં ગાડાં ભરીને તેમની સાથે નીકળ્યા, કારણ કે માર્ગમાં જકાતનો ભય નહોતો અને વ્યાપારમાં બમણો નફો હતો. અનેક પ્રકારના ગુણી જનો, શાસ્ત્રી, પુરાણિક, યાજ્ઞિક, વૈદિક, જોશી, ભિક્ષુક, કવિ, હરિદાસ, નર્તક, વાદ્યો વગાડનાર, ગાનાર, ઠાકોર, ભાટ, બંદીજન, વગેરે પુષ્કળ લોકો તેમની સાથે નીકળ્યા. આગળ ચાલતા હાથીઓ ઉપર નોબત, નિશાન, ડંકા વગેરે હતાં, તેની પાછળ ડેરા તંબુ વગેરેથી લાદેલાં ઊંટ ચાલતાં હતાં. અનેકવિધ વાદ્યો વાગતાં હતાં. આ રીતે ચાંગદેવની સ્વારી નીકળી. આ સ્વારીનો અપૂર્વ ઠાઠ એક રાજાના ઠાઠમાઠ જેવો લાગતો હતો. ચાંગદેવના ચૌદસેં શિષ્યોનો ઠાઠ તો કોઇ ઓરજ હતો. કોઇ શિષ્ય હાથી પર તો કોઈ અશ્વ પર, કોઈ બળદ પર તો કોઈ પાડાપર, એ પ્રકારે સર્વ શિષ્યો ગોઠવાઈ જઇને ચાલતા હતા. કોઇએ અંગે ભસ્મ ધારણ કરી છે તો કોઇએ કાષાય વસ્ત્રો પરિધાન કર્યાં છે. કોઈ મૃગચર્મધારી છે તો કોઇ વ્યાઘ્રચર્મધારી છે, કોઇ ગજચર્મધારી છે તો કોઇ કુંડલધારી છે, કોઇ જટાધારી તો કોઇ જીર્ણકંથાધારી છે, કોઇ દિવ્યાંબરધારી છે તો કોઈ નાના વેષધારી છે, કોઇ મુદ્રાંકિત છે તો કોઈ મુક્તકેશી છે, કોઈ દિગંબરજ છે, કોઇએ ગળામાં રૂદ્રાક્ષ ધારણ કરી છે, કોઇએ બગલમાં ઝોળી ભેરવી દીધી છે, કોઈ ચલમ પીએ છે તો કોઈ મુખમાં તંબાકુના ડુચા ઘાલી વારંવાર થુંકે છે, કોઈ હુક્કામાંનું જુનું પાણી બહાર ફેંકી દઇ તેમાં નવું પાણી ભરે છે, કોઇ દંડી છે કોઇ મુંડી છે તો કોઈ હાથમાં પ્રચંડદંડ ગ્રહણ કરીને ચાલે છે, કોઇ કુતરાના ગળામાં જાડી ધોળી દોરી બાંધીને તેને દોરીને ચાલે છે, કોઇએ હાથમાં પોપટનું પાંજરૂં ગ્રહણ કર્યું છે અને તેમાં બેઠેલા પોપટને બોલ બેટા, બોલ બેટા, એમ કરીને સંબોધે છે. કોઇ સ્કંધ ઉપર માંકડાં લઇને ચાલે છે. કોઇ પાવા વગાડે છે, તો કોઇ વાંસળી વગાડે છે, કોઇ ઝાંઝ તો કોઇ મૃદંગ, કોઇ કરતાળ તો કોઇ શંખ, કોઇ શૃંગ તો કોઇ ખંજિરી અને કોઈ ઝલ્લરી, એવાં અનેકવિધ વાદ્યો વગાડતા ચૌદસેં શિષ્યો ચાલે છે. આ સર્વ શિષ્યોની વચ્ચે ચાંગદેવ ચાલે છે. તેણે વ્યાઘ્રપર આરોહણ કર્યું છે અને હાથમાં સર્પનો ચાબુક ગ્રહણ કર્યો છે. તેમની શરીરકાંતિ અતિ તેજસ્વી છે, તે મહાન પંડિત અને વક્તા આ રીતે તાપીતટપરના આશ્રમનો ત્યાગ કરી સર્વ મંડળની સાથે આલંદી જવાને નીકળ્યા.

વાટે અનેક સ્થળે ચાંગદેવે મુકામ કર્યો. પરંતુ તેમની મુખ્ય ઈચ્છા શ્રી જ્ઞાનેશ્વર મહારાજનો મેળાપ કરવાની હોવાથી તેમણે અન્ય ચમત્કારો કર્યા નહિ; આ પ્રકારે ચાલતાં ચાલતાં તેમની સ્વારી પુણતાંબેમાં આવી પહોંચી. ત્યાં સૌએ ગોદાવરીમાં સ્નાન કર્યું, તે પછી કેટલેક દિવસે તેમની સ્વારી આળા મુકામે ગઈ. ત્યાંના શિષ્ટજનો ચાંગદેવનું દર્શન કરવાને આવ્યા અને

તેઓ તેમને પાડાએ વેદધ્વનિ કરી અરણ્ય ગજાવી મૂક્યું હતું ત્યાં લઇ ગયા અને તે સર્વ વર્તમાન નિવેદન કર્યાં. ત્યાંથી આળેખીંઢ થઇને સર્વ ભીમા નદીને તીરે આવી પહોંચ્યા ભીમામાં સ્નાન કરી અતિ ત્વરાથી ચાંગદેવ ચાલ્યા અને ત્રીજે દિવસે આલંદીની નિકટ આવી પહોચ્યા.

ત્યાર પછી તેમના કેટલાક શિષ્યોએ આગળ જઇ શ્રી જ્ઞાનેશ્વર મહારાજને ચાંગદેવના આવી પહોંચવાની વર્દી આપી. આ વખતે શ્રી જ્ઞાનેશ્વર મહારાજ શ્રી નિવૃત્તિનાથની સાથે પોતાના ઘરના* ઓટલાપર બેસી વાર્તાલાપ કરતા હતા. તેમની પાસે સોપાનદેવ અને મુક્તાબાઇ બેઠાં હતાં. નિવૃત્તિનાથ બોલ્યા "ચાંગદેવ જેવા મહાન પુરુષ આપણને મળવા આવે છે માટે આપણે એક કોશ સુધી તેમને લેવાને સામે જવું જોઇએ." શ્રી જ્ઞાનેશ્વર મહારાજે તરતજ તે જડ ઓટલાને ચાલવાની આજ્ઞા કરી. મહારાજની આજ્ઞા મુખમાંથી બહાર પડી કે તરતજ તે ઓટલો સજીવ પ્રાણીની પેઠે એકદમ ત્વરાથી ચાલવા મંડયો. ચાંગદેવ સામેથી વ્યાઘ્રપર બેસીને આવતા હતા અને આલંદીના બાળ સંતો ઓટલાપર બેસીને જતા હતા! જેમણે આ દેખાવ પ્રત્યક્ષ પોતાની નજરે જોયો હશે તેમને ધન્ય છે! તેઓ આનંદાશ્ચર્યમાં કેવા ગર્ક થયા હશે! એક તરફથી ૧૪૦૦ વર્ષનો વૃદ્ધ તપસ્વી યોગનાં સર્વ ઐશ્વર્ય સહિત વ્યાઘ્રપર બેસીને આવે છે અને બીજી તરફથી પ્રાયઃ ૧૪ વર્ષની ચાર બાળ બ્રહ્મમૂર્તિઓ જડ ઓટલાપર બેસીને સ્હામે જાય છે! આવો અપૂર્વ દેખાવ જોઇને આકાશસ્થ દેવ દેવીઓને પણ વિલક્ષણ કૌતુકજ લાગ્યું હશે! જાણે કે યોગવિદ્યા અને આત્મવિદ્યાની પરસ્પર ચઢાઈ ચઢી હોય અને તેમના બળાબળનો નિર્ણય આ સમયે થતો હોયને! એવો આ સમયનો દેખાવ કહી શકાય. ભગવાને શ્રીમુખે ગીતામાં કહેવા પ્રમાણે યોગી અને જ્ઞાની એ ઉભયમાંથી ખરો શ્રેષ્ઠ કોણ એ વાતનો પ્રત્યક્ષ પ્રમાણથી આજે નિર્ણય થવાનો હતો! ચાંગદેવ કેવળ યોગી હતા અને તેઓ યોગસિદ્ધિના ચમત્કાર જગતને દેખાડીને અહંકારી થયા હતા. જ્ઞાનેશ્વર પણ યોગી હતા અને તેમણે પણ યોગવિદ્યાના ચમત્કાર જગતને દર્શાવ્યા હતા. ત્યારે હવે બન્ને વચ્ચે જે ફરક હતો તે માત્ર એજ હતો કે એકમાં અહંકાર હતો અને બીજામાં તેનો અભાવ હતો. ચાંગદેવ અહંકારથી ફુલાયેલો હતો અને જ્ઞાનદેવનો તો દેહાદિ ક્ષુદ્ર અહંકારજ નહિ પરંતુ '**अहंब्रह्मास्मि**' એ અંતિમ અહંકાર પણ ગળી ગયેલો હતો. ચાંગદેવ વિદ્વાન તપસ્વી અને યોગી હતા પરંતુ જે સ્વરૂપાનુભવથી અહંકારાદિ સર્વ વિકારોનો નાશ થાય છે તે તેમનામાં ન હોવાથી તે અહંકારી થયા હતા. જ્ઞાનેશ્વર મહારાજે 'ચાંગદેવ પાસષ્ટી' તેમનાપર પત્રરૂપે મોકલી હતી પરંતુ અહંકારને લીધે તેમને તેમાંનો બોધ લાગ્યો નહોતો. રોગીના રોગ નિવૃત્ત કરી તે પછી તેને પૌષ્ટિક અન્ન આપી તેને સશક્ત કરવો એ પણ એક સારા વૈદ્યનું કર્તવ્યજ છે, તે પ્રમાણે પ્રથમ ચાંગદેવનો અહંકાર દૂર કરી પછી તેને આત્મબોધ કરવો એ ચાંગદેવના ગુરુનું કર્તવ્ય હતું. **અહંકાર દૂર થયા વિના આત્મબોધ થતો નથી, અને સમર્થ ગુરુદેવ વિના અહંકાર દૂર થતો નથી.** આવા સમર્થ ગુરુ ચાંગદેવને તેમના દીર્ઘકાળના પુણ્યસંચયને યોગે સહજ રીતે પણ પ્રાપ્ત થયા હતા. ચાંગદેવ કદિ પણ કોઇ યોગીથી હાર્યા નહોતા. તેમજ કોઇ આત્મજ્ઞાની સમર્થ ગુરુને શરણે પણ તે ગયા નહોતા, તેથી યોગવિદ્યામાં તેમને જીતીને આત્મસ્વરૂપનો બોધ આપે એવા પરમ સમર્થ ગુરૂની તેમને આવશ્યકતા હતી. અને આવા ગુરુને તેઓ પાત્ર થયા ત્યારે પરમેશ્વરે તેમને તેમની પાસે મોકલી આપ્યા. વ્યાઘ્રની પીઠપર બેસી તથા હસ્તમાં સર્પનો ચાબુક ગ્રહણ કરીને ચાંગદેવ મોટા ઠાઠથી જ્ઞાનદેવની મુલાકાત લેવાને આવ્યા હતા, પરંતુ જ્યારે તેમણે જડ ઓટલા પર સ્વારી કરી પોતાનાં

* આ ઘર આલંદીમાં આવેલા જ્ઞાનેશ્વર મહારાજના મંદિરથી દશપંદર ઘરના અંતરપર છે.

બંધુભગિની સહવર્તમાન શ્રી જ્ઞાનેશ્વર મહારાજને આવતા જોયા ત્યારે તેમને પરમ આશ્ચર્ય પેદા થયું અને ધીમે ધીમે તેમનો અહંકાર ગળિત થવા લાગ્યો. વ્યાઘ્ર સર્પ જેવાં પ્રાણીઓ પર તેમને સત્તા ચલાવતાં આવડતી હતી પરંતુ જડ વસ્તુ પર સત્તા ચલાવવાની શક્તિ તેમનામાં હજી આવી નહોતી, વ્યાઘ્ર અને સર્પ એ સચેત પ્રાણીઓ છે. તેમને મન બુદ્ધિ અને ઇચ્છા શક્તિ છે. તેથી પોતાની ઇચ્છા શક્તિ અત્યંત પ્રબળ કરી વ્યાઘ્ર સરખાં ક્રૂર પશુને પોતાની આજ્ઞામાં રાખવાં એ ચાંગદેવ જેવા યોગીને માટે કાંઇ અશક્ય કાર્ય નથી. પરંતુ નિર્જીવ અને કેવળ જડ મૃત્તિકાથી બનેલા ઓટલા પર સત્તા ચલાવવી એ એવા યોગીની પણ શક્તિબહારનું કાર્ય છે. ચાંગદેવમાં એટલી શક્તિ નહોતી તે શક્તિ તેમણે જ્ઞાનેશ્વરમાં પ્રત્યક્ષ જોઇ. આથી તેમનો અહંકાર ગળી ગયો. આપણને રહેવા માટે ચાંગદેવનું શરીર યોગ્ય નથી એમ જાણીને તે અહંકારે ચાંગદેવના અંગમાંથી પોતાનો ડેરો ઉઠાવ્યો! ચાંગદેવનું હૃદય આ મહા વિકારના દૂર થવાથી મૃદુ થયું. રજતમથી ઢંકાઈ રહેલો સત્વગુણ હવે રજતમનો પડદો ખસી જવાથી પ્રકાશી નીકળ્યો! સત્વગુણનો સહજ ધર્મ તેમની કાયા વાચા અને મનમાં પ્રકટ થયો. તેમની આંખમાંથી પ્રેમાશ્રુની ધારા વહેવા લાગી. તેમની આંખ નિર્મળ થઇ, તેમનું શરીર રોમાંચિત થયું, તેમનો કંઠ ગદ્‌ગદિત થયો. સમસ્ત બ્રહ્માંડમાં જે પંચભૂતનો પસારો ફેલાઇ રહ્યો છે તેને ચૈતન્ય આપનાર ચૈતન્યનાથ શ્રી જ્ઞાનેશ્વર મહારાજનું સામર્થ્ય અતર્ક્ય છે અને જાણે જડને ચેતન કરનાર ત્રિલોકપતિ પરમાત્માજ સાક્ષાત્ સામે આવે છે કે શું? એમ તેમને લાગ્યું. શ્રી જ્ઞાનેશ્વર મહારાજને નિકટ આવેલા જોઇને ચાંગદેવનું શરીર વ્યાઘ્રની પીઠપરથી સરકી પડયું અને જ્ઞાનેશ્વર મહારાજના ચરણપર આવી પડયું!

જ્ઞાનેશ્વર મહારાજ સાક્ષાત્ શ્રી વિષ્ણુનાજ અવતાર હતા. તેમનું દર્શન થયા પછી સદ્‌ભક્તનો દેહભાવ સ્થાયી રહી શકતોજ નથી. ચાંગદેવના અંતરનું રૂપાંતર થયું. પ્રથમના ચાંગદેવ હવે રહ્યા નહોતા. ચાંગદેવ ભક્ત થયા. જ્ઞાનેશ્વર મહારાજ ઓટલાપરથી નીચે ઉતર્યા અને ચાંગદેવના શરીરપર તથા આંખપર હાથ ફેરવ્યો. શ્રી ગુરુના હસ્તનો સ્પર્શ થતાંજ ચાંગદેવના અંતરમાં જ્ઞાનોદય થયો. ચાંગદેવનાં—હૃદયકપાટ હવે ખુલી ગયાં! ચાંગદેવના હૃદયમાં જ્ઞાનદેવ પ્રવેશ્યા!

હવે ચાંગદેવનો ગર્વજ્વર ઉતર્યો અને તેઓ જ્ઞાનેશ્વર મહારાજના સંગમાં રહેવા લાગ્યા. ચારે ભાઈબ્હેન તેમનાપર અત્યંત પ્રીતિ કરવા લાગ્યાં. ચાંગદેવના મનપર સત્સંગતિની અસર થઇ અને તેમની વૃત્તિ અંતર્મુખ થઇ.

જ્ઞાનેશ્વર મહારાજની સમીપ રહ્યાથી ચાંગદેવને ઘણો લાભ થવા માંડયો અને તેઓ પણ પરમાત્મસ્મરણમાંજ પોતાનો કાળ નિર્ગમન કરવા લાગ્યા. પણ હજી તેઓ ગુરૂકૃપાને સંપૂર્ણ પાત્ર થઇ કૃતકૃત્ય થઈ શકયા નહોતા. તેમના શિષ્યો પણ હજી તેમની સન્નિધજ રહ્યા હતા. પોતાના ગુરુ ગુરુત્વ છોડી જ્ઞાનેશ્વરના શિષ્ય થયા છે એ જોઇ તે વિસ્મિત થયા હતા. તેઓ સર્વ માત્ર લૌકિક વિદ્યાનાજ અભ્યાસીઓ હતા જેથી હવે ચાંગદેવને પણ તેઓ પોતાની પાસે રહે એ વાત ગમતી નહોતી. ચાંગદેવનું મનોગત જાણી જ્ઞાનેશ્વર મહારાજે તેમના શિષ્યોને દૂર કરવાની એક યુક્તિ શોધી કાઢી. ચાંગદેવ તેમને ઘણા દિવસથી કહ્યા કરતા હતા કે મને પાસષ્ટીનો અર્થ બરાબર સમજાવો; પરંતુ જ્ઞાનેશ્વર મહારાજે અદ્યાપિ તેમને તેનો અર્થ સમજાવ્યો નહોતો. એક વખત ચાંગદેવે ઘણો આગ્રહ કર્યો તેથી જ્ઞાનેશ્વર મહારાજે તેમને કહ્યું કે "એક જીવનું બળિદાન આપો તો તમને પાસષ્ટીનો અર્થ સમજાવું." ચાંગદેવે પોતાના શિષ્યોને કહ્યું "મારે માટે દેહનું બળિદાન આપવાને તમારામાંથી જે કોઇ

તૈયાર હોય તેમણે કાલે પ્રાતઃકાળમાં મને મળવું" આ વચનો સાંભળતાંજ શિષ્યવર્ગમાં મોટો કોલાહલ થઈ રહ્યો. ગુરુકાર્યને માટે આત્મવિસર્જન કરનાર, તે મોદકવિલાસી શિષ્યોમાંથી કોણ નીકળે? મહાત્મા કબીરજી વદે છે કે,—

"સંત મિલનકે તિન ગુન, હરકુઈ લાગે પાવ;
ખાનેકુ મિષ્ટાન્ન મિલે, અખેર વૈકુંઠ જાવ."

એ દોહરાપથી જણાય છે કે વૈકુંઠપ્રાપ્તિ તો કોઈક અધિકારી શિષ્યનેજ થાય છે, પરંતુ મિષ્ટાન્ન તો સર્વને મળેજ છે. ચાંગદેવની આસપાસ માત્ર મોદકવિલાસી શિષ્યોજ એકત્રિત થયા હતા. જેથી તેમનું ઉપલું ભાષણ સાંભળીને તેમના સર્વ શિષ્યો એક પછી એક નાશી ગયા, એક પણ ત્યાં રહ્યો નહિ. કોઈ પણ શિષ્યને ત્યાં ટકેલો નહિ જોવાથી ચાંગદેવ શ્રી જ્ઞાનેશ્વર મહારાજ પ્રત્યે બોલ્યા "હવે હું પોતે મારા જીવનો બળિ આપું છું." જ્ઞાનેશ્વર મહારાજ ચાંગદેવનાં આ વચનો સાંભળીને બોલ્યા "બાપુ! મેં તો અન્ય કોઈ માણુસનો બળિ માગ્યો હતો. તું મરણ પામશે તો પાસષ્ટીનો અર્થ તને શી રીતે સમજાશે? જે જીવભાવનો ત્યાગ કરશે તેને પાસષ્ટીનો અર્થ ત્વરિતજ સમજાશે અને સ્વસ્વરૂપનું જ્ઞાન પણ થશે. તને હમણાંજ મુક્તાબાઇ પાસષ્ટીનો અર્થ સમજાવશે. કારણ કે તે તારો ગુરુ થવાને લાયક છે."

એક દિવસ મુક્તાબાઇ પોતાની 'સહજ સ્થિતિ' અર્થાત્ નગ્ન સ્થિતિમાં સ્નાન કરતાં હતાં, તે વખતે ત્યાં અકસ્માત્ ચાંગદેવ આવી પહોંચ્યા. ચાંગદેવને આ દ્રશ્ય દ્રષ્ટિએ પડયું કે તરતજ તે સંકોચવૃત્તિથી ત્યાંથી દૂર જવા લાગ્યા. આ જોઇને મુક્તાબાઇ "આ મુઓ નગુરો (ગુરુ વિનાનો) છે" એવા શબ્દ બોલ્યાં. તે શબ્દો લક્ષમાં રાખી મુક્તાબાઇનું સ્નાન થઇ રહ્યા પછી ચાંગદેવે તેમને પૂછયું. મારા વર્તનમાં શી ચૂક થઇ છે કે તમે મને નગુરો કહ્યો? આ સાંભળીને મુક્તાબાઇએ પ્રત્યુત્તર આપ્યો કે, ભીંતના ગોખને જોઇને તેના આગળ જનારને વિકાર થતો નથી; તેમ તેની (ભીંતના ગોખની) તુલ્યજ સ્ત્રીઅંગને જોવાનો ઉપદેશ, જો ગુરૂકૃપા તારાપર થએલી હોઇને તને મળ્યો હોત તો તારા અંતરમાં વિકાર આવત નહિ. ગાય જેવી રીતે વનમાં નવસ્રી ફરે છે, તેમ વસ્તીમાં પણ તે તેવીજ વિચરે છે. તે ગાયના જેવીજ તું મને જાણ. તને એથી વિલક્ષણ ભાવના શાથી આવે છે?

આ ઉત્તર સાંભળતાંજ દિશારૂપી વસ્રોને ધારણ કરનાર મુક્તાબાઇની ખરી યોગ્યતાનો પ્રકાશ ચાંગદેવના હૃદયપર પડયો અને પોતાની સંકોચવૃત્તિને માટે તેને લજ્જા લાગી. તેને લાગ્યું કે આ ચારે ભાઇબ્હેન પૂર્ણતાએ પહોચ્યાં છે, અને હું તો છેક નીચી પાયરીપર ઉભો છું. હવે તેને ગુરુકૃપાની મહત્તા સમજાઇ. જ્ઞાનેશ્વર મહારાજની આજ્ઞાથી મુક્તાબાઇએ ચાંગદેવને મહાવાકયનો ઉપદેશ કર્યો અને તેને કૃતાર્થ કર્યો. તે પછી પાસષ્ટીનો અર્થ સમજાવી તેને સ્વાનંદ-સામ્રાજ્યપર આરૂઢ કર્યો. મુક્તાબાઇએ ચાંગદેવને બ્રહ્મજ્ઞાનોપદેશ કરીને તેને અદ્વૈતસુખનો અધિકારી બનાવ્યો. જે વટ વૃક્ષની નીચે ચાંગદેવને બોધ કરવામાં આવ્યો હતો તે વટવૃક્ષને 'વિશ્રાંતિવટ' કહેવામાં આવે છે. આ વટવૃક્ષ નગર પ્રદક્ષિણાની વાટપર છે. ચાંગદેવ સમાન મહાન યોગીને મુક્તાબાઇએ આત્મબોધ કર્યો એ પરથી મુક્તાબાઈની કેટલી યોગ્યતા હતી તે વાંચકોએ સમજી લેવાનું છે. તે આ વખતે તારુણ્યના ઉમરામાં ઉભી હતી. આવી વયમાં તેનો વિષય-વૈરાગ્ય, તેની સમચિત્તતા, તેની સ્થિતપ્રજ્ઞતા અને તેની અખંડ બ્રહ્મસ્થિતિ, એ ગુણ લક્ષમાં લઇએ તો 'न प्रभातरलं ज्योतिरुदेति वसुधातलात्' આ કાળિદાસની ઉક્તિનું સ્મરણ થઈ તેની દિવ્યતા વિષે આપણા મનની ખાત્રી થઇ જાય છે. અસ્તુ! મુક્તાબાઇના અભંગમાં 'ચાંગયા સુત' (ચાંગદેવ)ને બોધ કરવાનાં પ્રમાણો મળી આવે છે. 'મુક્તાબાઇ કરેં લે ઢલેં અંજન, ચાં-

ગયા નિધાન ઉપદેશિલે' ' એમ તેઓ સ્વતઃજ કહે છે. 'મુક્તાઇ' (મુક્તાબાઇ) પોતાના 'ચાંગયા સુત'ને નીચે પ્રમાણે 'હાલરડાં' ગાય છે.

१

निर्गुणाचे डाहाळीं पाळणा लाविला । तेथ सुत पहुडला मुक्ताईचा ॥ १ ॥
निज निज बाळा न करी पै आळी । अनुहतटाळी वाजवीते ॥ २ ॥
तेथें निद्रा ना जागृती भोगीं पै उन्मनी । लक्ष तो भेदुनि निजणा तो ॥ ३ ॥
निभ्रांत पाळी पाळणा विणवूनी । मन हें बांधोनी पवनदोरी ॥ ४ ॥
एकविससहस्र सहाशें वेळे बाळा । तोही डोळा स्थिर करी ॥ ५ ॥
निद्रा ना जागृती निजसी बा काई ? । परियेसी चांगया बोले मुक्ताबाई ॥ ६ ॥

२

गुण मा निर्गुण आहे शब्दातीत । तेथें तूं निश्चिंत बाळा निज ॥ १ ॥
पाळणा लाविला हृदयकमळीं । मुक्ताई जवळी सादवीते ॥ २ ॥
शांति क्षमा विदेह पै वर्णिती । नांव पै ठेविती अद्वैतासी ॥ ३ ॥
वटेश्वर सुत चांगा अवधूत । मुक्ताई शांतवीत ज्ञानदृष्टी ॥ ४ ॥

३

भावें भक्ती करूनी वैराग्य जोडसी । तरी तूं पावसी ब्रह्मसुख ॥ १ ॥
ज्ञानतत्वीं करीं करीं हा विचार । निर्गुणीं आकार निरामय ॥ २ ॥
चांग्या सोय धरी ज्ञानवटेश्वरीं । मुक्ताई जिव्हारीं बोधकरी ॥ ३ ॥

पद.

उलट उलट माघारा प्राण्या फिर गोते खाशी । भरला पुर मायेचा लोंढा वाहुनियां जाशी ॥ध्रु०॥
भवनदीचें पाणी सखया! मोठें ओढीतें । भल्याभल्या पोहणारा उचलुन खालीं पाडीतें ॥१॥
क्षणभंगुर संसार याचा भरंवसा नाहीं । दुर्लभ नरतनु गेल्या मग तूं पडशिल पस्ताई ॥२॥
म्हणे मुक्ताबाई चांग्या! अंतरिंची खूण । धरि सद्गुरुचे पाय तुजला नेतिल उतरून ॥३॥

## પ્રકરણ ૭ મું.

### સમાધિ.

જગતના ઉદ્ધારનું કાર્ય ૨૨ વર્ષ પર્યંત કર્યો પછી જ્ઞાનેશ્વર મહારાજે આલંદી ક્ષેત્રમાં શકે ૧૨૧૮ દુર્મુખનામ સંવત્સરની કાર્તિક વદી તેરસ અને ગુરુવારના મધ્યાન્હ સમયે જીવતાં સમાધિ લીધી. એ દિવસની ઇંગ્રેજી તારીખ ૨૫ મી ઓકટોબર ઇ. સ. ૧૨૯૬ આવે છે.

શકે ૧૧૯૭ ના શ્રાવણ માસના કૃષ્ણપક્ષની અષ્ટમીને દિવસે જ્ઞાનેશ્વર મહારાજનો જન્મ થયો હતો તે જોતાં સમાધિકાળે તેમની વય ૨૧ વર્ષ ૩ માસ અને ૧૫ દિવસની હતી જ્ઞાનદેવ મહારાજે સમાધિ લેવા અગાઉ આ પ્રમાણે ભગવત્સ્તુતિ કરી હતીઃ—

"હે કાળકુતુહલ ! હે જગચ્ચક્રચાલક ! હે ગોપાળ ! હે વિશ્વપ્રતિપાલા ! હે પ્રભંજના ! તને નમસ્કાર હો ! હે શિવશિવેશ ! હે વિશ્વેશ ! હે અષ્ટ દિગ્વ્યાપક ! હે નારાયણ ! તને નમસ્કાર હો ! હે ચિત્તચાલક ! હે દેવાધિદેવ ! હે શ્રી નિવાસ ! હે આશ્રયદાતા ! હે દેવ ! તને નમસ્કાર હો ! હે હરિહરેશ્વર ! હે સર્વેશ્વર ! હે પરમેશ્વર ! હે ચિદ્દ્ઘન ! હે શ્રુતિ નિરામય ! હે આત્મવ્યાપક ! તને નમસ્કાર હો ! હે જગદ્દગુરો ! હે જ્ઞાનરૂપ ! હે દ્વૈતનિરસન કરનાર ! હે વેદજ્ઞમૂર્તે ! હે પ્રિયકૃત્પ્રીતિવર્ધન ! હે પ્રભો ! તને નમસ્કાર હો ! હે માયા-સંહારક ! હે ત્રિવિધતાપહારક ! હે ભયકૃદ્દભયનાશક ! હે શ્રી હરે ! તને નમસ્કાર હો ! હે જગદીશ ! હે સર્વ જીવ બીજ ! હે પુરુષોત્તમ પરેશ ! હે પરમ પરમાનંદ ! હે સર્વ સાક્ષી ! તને નમસ્કાર હો ! હે નીલકંઠનાથ ! હે સર્વ મંગળ ! હે નિરાલંબ ! હે આત્મારામ ! હે સ્વપ્રકાશ ! તને નમસ્કાર હો ! હે ચતુરાત્મા ! હે ચતુર્બાહુ ! હે અનેક ભુજ ! હે સહસ્ર-શિર્ષ ! હે શ્રીપતે ! તને નમસ્કાર હો ! હે સત્યપરાયણ ! હે લોકબંધુ ! હે લોકનાથ ! હે ભક્તવત્સલ ! હે બ્રહ્મવિવર્ધન ! તને નમસ્કાર હો ! હે ચિદ્વિલાસ ! હે નિર્ગુણરૂપ ! હે શ્રુતિ-સ્મૃતિપુરાણ વંદ્ય ! હે પરબ્રહ્મ ! તને નમસ્કાર હો !

જ્ઞાનેશ્વર મહારાજનું પ્રાયઃ ૨૨ વર્ષનું દ્રશ્ય ચરિત્ર આ પ્રમાણે છેઃ—જ્ઞાનેશ્વર, નિવૃત્તિ, સોપાન, તથા મુક્તાબાઇને જન્મ આપનાર માતપિતાને ધન્ય છે અને તેમની સંગતિસુખનો લાભ લેનાર નામદેવને પણ ધન્ય છે ! તેમના કુળને ધન્ય છે ! આલંદી ગામને ધન્ય છે ! મરાઠી ભાષાને ધન્ય છે અને આવાં નરરત્નોને ધારણ કરનાર મહારાષ્ટ્રભૂમિને પણ ધન્ય છે !

જ્ઞાનદેવ મહારાજે આલંદીમાં સમાધિ લીધી તે વિષે નામદેવજીએ અત્યંત હૃદયદ્રાવક વર્ણન કર્યું છે. તેનું ખરૂં રહસ્ય સમજવાને માટે તો તેને મૂળમાંજ વાંચવું જોઇએ. નિરંજન, મહીપતિ, નિરંજન માધવ, ઇત્યાદિ કવિઓએ નામદેવના આધારથી તેવાંજ વર્ણનો કર્યા છે, પરંતુ નામદેવની વાણીમાંની આર્દ્રતા કોઇ ઓરજ પ્રકારની છે. સમાધિ પ્રકરણ પર નામદેવે ૨૫૦ કરતાં અધિક અભંગો લખ્યા છે. આલંદી ક્ષેત્રનો પુરાતન મહિમા, જ્ઞાનદેવ પર નામદેવનો અત્યંત પ્રેમ, સમાધિ પ્રસંગે તેમના વિયોગથી સર્વ જણના હૃદયમાં ઉત્પન્ન થયેલી વિહ્વળતા, અને તે પ્રસંગનું ઉદાત્ત તથા ગંભીર સ્વરૂપ, એ વિષેની યથાર્થ કલ્પના નામદેવના સાદા તેમજ પ્રેમરસથી ભરેલા અભંગો ભક્તિભાવથી વાંચ્યા સિવાય આવી શકશે નહિ.

જ્ઞાનેશ્વર મહારાજે સમાધિ લીધા પછી સોપાનદેવે ઇંદ્રજાળ પર્વત ઉર્ફે પુરંદરગડા સમીપ સાસવડ ગામમાં માર્ગશીર્ષ વદી તેરસે દેહ મૂકી. ચાંગદેવે પુણતાંબા નામે ગોદાવરી તીરે આવેલા પ્રાચીન ક્ષેત્રમાં માઘવદી તેરસે દેહ મૂકી.

મુક્તાબાઈ વિષે અનેક મતો પ્રચલિત છે. કેટલાક કહે છે કે તેમને બ્રહ્મકલ્પ પર્યંત સમાધિજ નથી, કેટલાક કહે છે કે તે પંઢરપુરમાં છે, કેટલાક કહે છે કે ખાનદેશમાં એદલાબાદ નામનું એક ગામ છે ત્યાં તેમણે સમાધિ લીધી છે. પણ એમના સમકાલીન સાધુ જે નામદેવ તે મુક્તાબાઇની સમાધિ વિષે કાંઇ લખતા નથી. ખરી વાત તો જે હોય તે ખરી.

શ્રી નિવૃત્તિનાથે ત્ર્યંબકેશ્વરમાં જ્યેષ્ઠ વદી બારસે સમાધિ લીધી. આ રીતે શકે ૧૨૧૮ ના કાર્તિકથી ૧૨૧૯ ના જ્યેષ્ઠ પર્યંતના આઠ માસમાં આ પાંચે નરરત્નો અશાશ્વત દેહથી મુક્ત થઇ સ્વરૂપસ્થ થયાં.*

---

* શ્રીયુત બં૦ ખં૦ પારખના પુસ્તકમાં વિદેહના વર્ષોમાં ફેર હોઇ તે આ પ્રમાણે છે. સોપાનદેવ શકે ૧૨૧૫, ચાંગદેવ શકે ૧૨૧૫, મુક્તાબાઇ શકે ૧૨૧૬, નિવૃત્તિનાથ શકે ૧૨૧૬. મંત્રી.

"ચલ ગયે યોગી રેહે ગઈ સમાધિ" એ કહેવત પ્રમાણે આ "બાલયોગી ચતુષ્ટય" તો વિદેહભાવને પામી ગયું છે, પણ તેમનાં સમાધિ સ્થળો–તેઓની મહત્તાનાં શુભ સ્મરણો કરાવતાં આજે પણ ખડાંજ છે. અદ્યાપિ તેમના સમાધિસ્થાનમાં મોટી મોટી યાત્રાઓ ભરાય છે. શ્રી જ્ઞાનેશ્વર મહારાજે કાર્તિક વદ ૧૩ ને દિવસે સમાધિ લીધી; તે દિવસે હજી પણ દર વર્ષે તેમના સમાધિ ઉત્સવની યાત્રા ભરાય છે. તુકારામ મહારાજ પછી એ યાત્રા કંઈક મંદ પડી ગઈ હતી પરંતુ હૈબતરાવ બાવાએ પુનઃ તેમાં વધારો કર્યો છે. સોપાનદેવની સમાધિ માર્ગશીર્ષ વદ ૧૩ ને દિને થઇ હતી. પરંતુ સાસવડમાં તેના સ્મરણમાં વૈશાખ સુદ ૧૩ ને રોજે યાત્રા ભરાય છે. ચાંગદેવની સમાધિ માઘ વદ ૧૩ ને દીને થઈ હતી અને હજી એજ દિવસે તાપી તટપર આવેલી ચાંગદેવની જન્મભૂમિ 'ચાંગદેવ' ગામમાં યાત્રા ભરાય છે. મુક્તાબાઇની સમાધિ વૈશાખ વદ ૧૨ ને રોજે થઈ હતી. આ દિને હજી પણ તેમના સમાધિ-સ્થાન એદલાબાદમાં ભજનકીર્તન કરવાને માટે મોટો સમુદાય એકત્રિત થાય છે. નિવૃત્તિનાથે જ્યેષ્ઠ વદ ૧૨ ને રોજે સમાધિ લીધી હતી, તથાપિ તન્નિમિત્ત પોસ વદ ૧૧ ને દિને યાત્રા ભરાય છે. આ રીતે શ્રી જ્ઞાનેશ્વર મહારાજ, ચાંગદેવ તથા મુક્તાબાઈની તિથિ બરાબર પાળવામાં આવે છે, અને સોપાનદેવ તથા નિવૃત્તિનાથની યાત્રા સમાધિના દિવસથી આગળ પાછળ ભરાય છે. આનું કારણ એ છે કે યાત્રાળુઓએ પોતાની સગવડ સાચવવાને માટે યાત્રાની તિથિ ફેરવી નાખી છે. આ રીતે જ્ઞાનેશ્વરપંચક અષ્ટમાસના અવકાશમાં અદ્રશ્ય થયું, તથાપિ મહારાષ્ટ્રમાં તેમના પ્રત્યેનો પ્રેમ અદ્યાપિ જેવો ને તેવોજ છે. આલંદીના પુરાતન સિદ્ધક્ષેત્રનું માહાત્મ્ય પૂર્વથીજ ઘણું હતું, પરંતુ શ્રી જ્ઞાનેશ્વરના પુણ્ય ચરિત્રથી તથા વિશેષતઃ ત્યાં તેમની સમાધિ થયેલી હોવાથી તે અર્વાચીન કાળમાં સુપ્રસિદ્ધ થયું છે. આલંદીમાં ઈંદ્રાયણી (इंद्रस्यअयनं यस्याम् અર્થાત્ જેને તીરે ઈંદ્રના તપની જગ્યા છે) નદી છે અને તેના તીર પર શ્રી સિદ્ધેશ્વરનું પુરાતન સ્થાન છે. ત્યાં સિદ્ધેશ્વરની વામ બાજુએ અજાનવૃક્ષની છાયા નીચે એક બે ગુફા અર્થાત્ સમાધિસ્થાન શ્રી જ્ઞાનેશ્વર મહારાજે તૈયાર કરાવ્યાં હતાં. આ ગુફામાં તેઓ સમાધિ લેતા હતા.

આલંદી ક્ષેત્રમાં જ્ઞાનેશ્વરની સમાધિ શિવાય બીજાં પણ જોવા લાયક ઠેકાણાં છે. જે વિષે વિસ્તાર કરતાં લંબાણ થાય તેમ હોવાથી તેનાં નામ માત્રજ વાંચકોની જાણ માટે નીચે આપીએ છીએઃ—

૧ સમાધિનો ભવ્ય સભામંડપ. ૨ વિઠોબા રખુમાઈનું દેવળ. ૩ જ્ઞાનેશ્વરનું દેવળ. તેની આગળનો નકશીદાર મંડપ. ૪ લક્ષ્મણનાથ ને કેસરીનાથની સમાધિ. ૫ પૂર્વ પશ્ચિમ સિદ્ધેશ્વરનું અતિ પુરાણું મંદિર. ૬ મુક્તાબાઇનું દેવળ. ૭ જ્ઞાનેશ્વરનો રથ. ૮ અજાન વૃક્ષ. ૯ હૈબતરાવ બાવાનો મઠ. ૧૦ સુવર્ણ પીપળો (જેની જ્ઞાનેશ્વરનાં માતુશ્રીએ પોતાના સ્વામી કાશી સિધાવ્યા પછી પ્રદક્ષિણા કરી હતી તે.) ૧૧ ગરૂડ અને હનુમાનની મૂર્તિ. ૧૨ ઈંદ્રાયણીનો ઘાટ. ૧૩ ગોપાળપરૂ. ૧૪ જ્ઞાનેશ્વરજીએ ચલાવેલી ભીંત. ૧૫ બહિરોબા, ચાંગદેવ અને પાદુકા. ૧૬ વિશ્રાંતિવટ (જેની નીચે જ્ઞાનેશ્વરજીએ ચાંગદેવને ઉપદેશ કર્યો હતો.) ૧૭ ઈંદ્રાયણીના કાંઠાપરનું સમુદ્રતીર્થ ચક્રતીર્થ, ભાગીરથી કુંડ, મનકર્ણિકા કુંડ, કુબેર–ગંગા (જાંબુળ બેટની પાસે) ૧૮ પુંડલિકનું દેવાલય. ૧૯ રામ મંદિર. ૨૦ વિષ્ણુ મંદિર. ૨૧ ચંદુલાલનું નગારખાનું. ૨૨ પંચનું નગારખાનું. ૨૩ શ્રીમંત ગાયકવાડ સરકારનું નગારખાનું.



# પ્રકરણ ૮ મું.

## ગ્રંથો ઈત્યાદિ.

શ્રી જ્ઞાનેશ્વર મહારાજના ચાર ગ્રંથો પ્રસિદ્ધ છે. ભાવાર્થદીપિકા અથવા જ્ઞાનેશ્વરી, અમૃતાનુભવ, હરિપાઠના અભંગ, અને ચાંગદેવ પાસષ્ટી* એ શિવાય તેમના રચેલા સાતસેં આઠસેં અભંગ છુટા છવાયા મળી આવ્યા છે. તેમણે યોગવાસિષ્ઠ ઉપર ટીકા કરી હતી એમ નામદેવ મહારાજે સમાધિના અભંગમાં કહેલું છે. પણ તે ગ્રંથ ક્યાંય મળી આવતો નથી. જેથી તે કાળને આધીન થઈ ગયેલો હોવાનું અનુમાન કરાય છે.

જ્ઞાનેશ્વરી—આ ગ્રંથ મહારાષ્ટ્રીય ભાષાના ગ્રંથોના ઇતિહાસમાં પ્રથમ આવે છે, તેમ યોગ્યતામાં પણ તે ગ્રંથનું પદ સર્વથી પ્રથમ–શ્રેષ્ઠજ છે. એમાંથી ખેતી, જ્યોતિષ, પાકશાસ્ત્ર, શિકાર વગેરે ધંધા વિષેની વિવિધ માહિતી મળી આવે છે. સૂર્ય ખરેખર પોતે ચાલતો નથી પણ પૃથ્વીના ફરવાથી તે ચાલતો દેખાય છે. "आणिउदो अस्ताचेनि प्रमाणें । जैसें न चलतां सूर्याचे चालणें" આ જ્યોતિષ સિદ્ધાન્ત જ્ઞાનેશ્વરીમાં મળે છે. સમુદ્રના પાણીમાંથી મેઘ ઉત્પન્ન થાય છે, તે વરસાદરૂપે વિપરિણામ પામી પૃથ્વી ઉપર પડે છે; નદીઓને ભરી નાખે છે, અને નદીઓ સમુદ્રને મળતાં ફરી પાછું મેઘજળ થાય છે. એ ભૌતિકશાસ્ત્રમાંનો વરાળ ઉત્પન્ન થવાનો સિદ્ધાન્ત પણ તેમાં છે. એકંદરે ધર્મગ્રંથ તરીકે, કાવ્ય તરીકે, વ્યવહારનીતિના ગ્રંથ તરીકે કે ગમે તે દૃષ્ટિએ જુઓ; પણ જ્ઞાનેશ્વરીના સિંહાસનને ડગાવે એવો એકે ગ્રંથ મહારાષ્ટ્રીય ભાષામાં દૃષ્ટિએ આવશે નહિ. કોઇક જ્ઞાનેશ્વરીમાંના સિદ્ધાન્ત અને પ્રતિપાદન શૈલી જોઇને ડોલશે, તો કોઈક તેમાંનું ભાષાગૌરવ, પદલાલિત્ય અને ઉપમાચાતુર્ય જોઇને છક્ક થઈ જશે. કોઈ તેમાંના દૃષ્ટાન્તોની ઉત્તમ યોજના અને તેદ્વારા જ્ઞાનેશ્વર મહારાજે દર્શાવી આપેલા વ્યવહારજ્ઞાનને જોઇને ચકિત થશે, તો કોઈક તેમની અમર્યાદ ગુરૂભક્તિ અને તેમની વાણીમાં રહેલો અદ્ભૂત પ્રેમરસ જોઇને આનંદિત થશે. કોઈક કર્મ, જ્ઞાન અને ઉપાસનાના સિદ્ધાન્તો–શાસ્ત્ર અને વ્યવહારનો ઉત્કૃષ્ટ સંયોગ બેસે એવી રીતે–એમાં સંકળાયલા જોઇને સંતુષ્ટ થશે. વળી કૃષ્ણ, અર્જુન, ધૃતરાષ્ટ્ર અને સંજય એમના સ્વભાવનાં આબેહુબ ચિત્ર જેવાં 'જ્ઞાનેશ્વરી'માં દર્શાવી આપ્યાં છે તેવાં ગીતાપરની બીજી કોઈ પણ ટીકામાં મળી આવશે નહિ.

પોતાનો અસાધારણ પ્રેમ, કૃતજ્ઞતા અને પૂજ્યભાવ વ્યક્ત કરવાને માટે 'વરકરી' લોક જ્ઞાનેશ્વરીને 'આઇ' અર્થાત્ 'માતા' એ નામથી સંબોધે છે; અને નિવૃત્તિનાથને 'નિવૃત્તિરાય શ્રીગુરૂ' સોપાનદેવને 'સોપાનકાકા' તથા મુક્તાબાઇને 'બાઇસાહેબ' એમ કહે છે.

આ ગ્રંથના અધિકારી વિષે જ્ઞાનેશ્વર મહારાજે ગ્રંથમાંજ કહેલું છે કે–" શ્રોતા કે વાંચક જો અધિકાર સંપન્ન હોય તોજ તેને ગ્રંથની આંતર રચના સમજાય છે, નહિ તો વિષયી જીવ તો કેવળ તેમાંના અર્થગૌરવ, પદલાલિત્ય અને ઉપમાચાતુર્ય ઈત્યાદિ ઉપરજ મટકાં માર્યા કરે છે." અર્થાત્ જ્ઞાનેશ્વરી જેવા આધ્યાત્મિક ગ્રંથનો ખરો મર્મ તો પરમાર્થની ભૂખવાળા મુમુક્ષુઓનેજ ભોગ્ય થાય તેમ છે. જેમને પ્રભુભક્તિની લ્હે લાગી છે; જેમને આત્મપ્રાપ્તિની ઉત્કંઠા ઉપજી છે; સ્થૂળ વિષયજાળમાંથી જેમનો મોહ ટળી ગયો છે; જેમની આંતર વિવેકશક્તિ

---

* આ ગ્રંથો મુંબાઈમાં પોષ્ટ નંબર ૪ ઠે. માધવબાગની બાજુમાં શ્રીયુત્ તુકારામ પુંડલીક ગુર્જર તેમજ બીજા પ્રસિદ્ધ મરાઠી બુકસેલરોને ત્યાંથી મળી શકશે. ચાંગદેવ પાસષ્ટીનો કેટલોક ભાગ તો આ ચરિત્રમાં પણ આવી ગયો છે. 'મંત્રી.'

ખીલેલી છે; અને નીતિ તથા સદ્દગુણના પંથમાં અન્ય સામાન્ય જનો કરતાં જેઓ આગળ વધેલા છે; એવા અંતર્મુખ વૃત્તિવાળા મનુષ્યોજ આવા ગ્રંથના અધિકારી છે.

**'અમૃતાનુભવ'** આ વેદાન્તવિષયક ગ્રંથ જ્ઞાનેશ્વરે પૈઠણથી આલંદીમાં આવ્યા પછી રચીને તે તેમણે શ્રી ગુરૂ નિવૃત્તિનાથને બતાવ્યો હતો, જે જોઇને તેમણે તે ગ્રંથનાં બહુ વખાણ કર્યાં હતાં; અને જ્ઞાનેશ્વરને કહ્યું હતું કે 'જ્ઞાનરાજા તને ધન્ય છે!' રામદાસ મહારાજના કલ્યાણ નામના શિષ્યે આ ગ્રંથપર કરેલી 'શિવ કલ્યાણી' નામની ઓવીબદ્ધ મહારાષ્ટ્રીય ટીકા સુપ્રસિદ્ધ છે. શ્રી એકનાથ મહારાજે પણ આ ગ્રંથપર ઓવીબદ્ધ ટીકા કરેલી છે એમ સાંભળ્યું છે; પણ તે ટીકા હજી પ્રસિદ્ધીમાં આવી હોય એવું જાણમાં નથી. આ ગ્રંથમાં મંગળાચરણના પહેલા પાંચ શ્લોક સંસ્કૃતમાં છે. બાકીનો સર્વ ગ્રંથ મહારાષ્ટ્રીય ભાષામાં ઓવીબદ્ધ છે. તેમાં પ્રકરણો દશ હોઇ ઓવીની સંખ્યા ૮૦૬ ની છે. આ ગ્રંથ જ્ઞાનેશ્વર મહારાજના પૂર્ણ ઉદ્દગારરૂપ છે. સિદ્ધ વાણી છે. કહેવાય છે કે આ ગ્રંથ જેવો અધ્યાત્મ ગ્રંથ સંસ્કૃત સાહિત્યમાં પણ વિરલજ છે. આ ગ્રંથની રચના જ્ઞાનેશ્વરી પછી થયેલી છે અને તેના નામ પ્રમાણે તે અનુભવના અમૃતરૂપજ છે. આ ગ્રંથના મનનથી અભ્યાસીને અતિ આનંદ થાય તેમ છે; પરંતુ તે મહારાષ્ટ્રીય ભાષામાં હોવાથી તે ભાષાના જ્ઞાતાદ્વારાજ સમજી શકાશે.

જ્ઞાનેશ્વરી, અમૃતાનુભવ અને ચાંગદેવ પાસષ્ટી તથા અભંગો શિવાય બીજો પણ એક નાનો ગ્રંથ જ્ઞાનેશ્વરજીએ લખેલો છે. (આ ગ્રંથનું નામ મરાઠી પુસ્તકમાં ન હોવાથી તે અત્ર આપી શકાયું નથી.) એ ગ્રંથમાં નીચલાં છ પ્રકરણો છે.

૧. જગત્‌ની ઉત્પત્તિનો ક્રમ. ૨. જીવ અને આત્માના ભેદનું કારણ. ૩. પરા, પશ્યન્તી, મધ્યમા અને વૈખરી એ ચાર પ્રકારની વાણીની ઉત્પત્તિ. ૪. ત્રણ પ્રકારના અહંકારનું નિરૂપણ. અને તેમાંથી ઇંદ્રિયોની અને વિષયોની ઉત્પત્તિ. ૫. શરીરમાંનાં છ ચક્ર, તેના દેવ અને વર્ણનું વર્ણન, પંચ મહાભૂતનો સ્વભાવ, તેમજ દેહમાંના દશ વાયુનાં નામ અને તેમનાં કાર્ય. તથા ૬. ઇડા, પિંગળા અને સુષુમ્ણા એમનું નિરૂપણ યોગસંપ્રદાયના આધારે અતિ સુંદર રીતે કરેલું છે.

**જ્ઞાનપટ અને સોપાનપટ**—રમત ગમતના શોખીન મનુષ્યોના હિતાર્થે–તેમને રમત ગમતની સાથે સુબોધની પ્રાપ્તિ થાય એવા હેતુથી–જ્ઞાનેશ્વર અને સોપાનદેવે એકેક રમત કાઢી છે. જ્ઞાનેશ્વરની રમતનું નામ 'જ્ઞાનપટ' અને 'સોપાનદેવ' ની રમતનું નામ 'સોપાનપટ' છે. તેમાં કામ ક્રોધાદિ શત્રુઓના ઘરમાં જે જીવનો દાવ પડે તેની અધોગતિ થાય છે; અને સદ્દગુણોના ઘરમાં દાવ પડે તે જીવની ઉચ્ચ ગતિ થાય છે એમ સ્પષ્ટ કરેલું છે.

આ બંને પ્રકારની રમતોની વિધિ ઇ૦ વિષે કેટલીક હકીકત ઉપયોગી સમજી નીચે આપીએ છીએ. આ બંને 'પટ' નાં ચિત્ર પણ આ ગ્રંથ સાથે આપવામાં આવ્યાં છે. આ બંને રમતો કેવી રીતે રમવાની છે તેની વિગત આ નીચે આપવામાં આવે છે.

**જ્ઞાનપટ**—પ્રથમ આપણે 'જ્ઞાનપટ' ની રમત કેમ રમવી તે વાત લઇએ. તે રમત પાસાથી અથવા કોડીથી રમી શકાય છે. જો કોડીએ રમવાનું હોય તો સાત કોડી લેવી અને તેના દાવ નાખવા. જેટલી કોડી ચતી પડે તેટલા દાવ પડ્યા સમજવા. પાસામાં પણ તેમજ સમજવું. જેટલા દાવ આવે તે ઘરમાં અથવા રમત પટમાંના ખાનામાં પ્રથમ ૧ થી ગણી આપણી કાંકરી અથવા પ્યાદું મૂકવું. તે પછી અનુક્રમે દાવ આવતા જાય તેમ તેમ તે કાંકરી આગળ આગળ ચલાવતા જવું. એવી રીતે કાંકરી આગળ ચાલતાં ચાલતાં જો સર્પ-મુખમાં એટલે જે ખાનામાં સર્પનું મુખ હોય ત્યાં જઇને ઉભી રહે, તો તેજ વખતે વધુ

કાંઈ પણ પાસા નાખ્યા શિવાય તેને એકદમ ત્યાંથી નીચે પડવું પડે છે. નીચે એટલે તે સર્પનું પૂછડું જે ખાનામાં હોય તે ખાનામાં આપણી કાંકરી આવી પડે છે. જેમકે ચૌદમું ઘર એટલે અવિવેકવાળા ખાનામાં આપણી કાંકરી આવે તો તે ત્યાંથી એકદમ પાંચમા એટલે મહાપાતકવાળા ખાનામાં ઉતરી જાય. પછી વળી પાછું ત્યાંથી દાવ પડે તેમ તેમ આગળ વધવું પડે છે. સર્પમુખવાળાં ખાનાં આ પટમાં ક્રમસર ૧૪–૧૯–૨૨–૨૫–૪૨–૭૨–૭૩ અને ૭૫ છે. તેમાંના કોઇ ખાનામાં કાંકરી પહોંચે તો તે ત્યાંથી સર્પપૂછવાળા ખાનામાં આવી પડે છે. તેવીજ રીતે જો ૫૬ મા ઘરમાં કાંકરી આવી પહોંચે તો ત્યાંથી સીડીવાટે એકદમ ૮૦ મા ઘરમાં એટલે તે વૈકુંઠવાળા ખાનામાં ચડી જાય છે. તે ખાનામાં આવ્યા પછી જો ૧ દાવ પડે તો તે ૮૫ મા ઘરમાં એટલે મોક્ષમાં પહોંચી જાય છે. પણ જો તે દાવ સરખો ન પડે તો ૮૦ થી માંડી ૮૪ સુધીના પાંચ ઘરમાં તે ફર્યા કરે છે. એવી રીતે ફરતાં ફરતાં ૮૦ મા ઘરમાં આવે અને ૧ દાવ પડે તો તે મોક્ષમાં જાય. જ્યાં સુધી એ દાવ ન આવે ત્યાં સુધી એ પાંચ ઘરમાંજ કાંકરી ફર્યા કરે છે. આવી રીતે આ રમતમાં પાર ઉતરે તે પ્રાણી મોક્ષમાં જાય છે એ બતાવવાને ખાતર મોક્ષમાર્ગ ઉચ્ચસ્થાને બતાવેલો છે. અવિવેક, દ્વેષ, દુષ્ટમોહ, જ્ઞાનમોહ, અહંકાર, તામસ અહંકાર, રાજસ અહંકાર અને ક્રિયાશક્તિ એમાં જે પહોંચે એટલે કે એમાં જે લપટાય છે તે અનુક્રમે મહાપાતક, ક્રોધ, સમુદ્ર, સંસાર, સ્થૂલ દેહ, ક્રોધ અને શૂન્યમાં આવી પડે છે. આ ઘરોને સર્પમુખ અને સર્પપૂછનારૂપે રમત પટમાં બતાવેલાં છે, તેનું કારણ પણ એજ છે કે તે સર્પ જેવાં દુઃખદાયક અને અધોગતિમાં નાખનારાં છે. વળી જે સમાધિમાં પહોંચે છે તે ત્યાંથી સીધોજ સીડીવાટે વૈકુંઠમાં ચડી જાય છે. ત્યાંથી મોક્ષમાં પહોંચે છે અને જ્યાં સુધી મોક્ષમાં ન પહોંચે ત્યાં સુધી બ્રહ્મલોક, વિષ્ણુલોક, સત્યલોક અને તપોલોકમાં તે ફર્યા કરે છે.

**સોપાનપટ**—આ રમત પણ જ્ઞાનપટની પેઠેજ પાસા અથવા કોડીથી રમી શકાય છે. કોડીએ રમવાનું હોય તો સાત કોડી લેવી, અને તેના દાવ નાખવા. દાવ આવતા જાય તેમ તેમ પહેલા ખાનાથી ક્રમસર આપણી કાંકરી અથવા પ્યાદું ચલાવતા જવું. તેવી રીતે ચાલતાં ચાલતાં જો તે કાંકરી સર્પમુખવાળા ખાનામાં પહોંચે તો ત્યાંથી એકદમ સર્પપૂછવાળા ખાનામાં ઉતરી પડે છે. પછી વળી દાવ નાખી ત્યાંથી ફરીથી ચાલવું. આવી રીતે જ્યારે જ્યારે સર્પમુખમાં પહોંચે ત્યારે ત્યારે સર્પપૂછવાળા ખાનામાં ઉતરી પડે છે. એવાં સર્પ-મુખવાળાં ખાનાં આ પટમાં ૧૨–૧૬–૨૪–૨૯–૫૨–૫૫–૬૧–૬૩ અને ૭૨ નંબરનાં છે. તે ઘરમાં–એટલે ખાનામાં–પહોંચે ત્યારે ક્રમસર સર્પપૂછવાળાં ખાનાં કે જે આ પટમાં ૮–૪–૭–૯–૩૫–૨–૩–૪૪ અને ૬ નંબરનાં છે તેમાં આવી પડે છે. આવીજ રીતે જ્યાં સીડી શરૂ થતી હોય તે ખાનામાં કાંકરી જઇ પહોંચે તો ત્યાંથી એકદમ ઉપર–એટલે કે સીડી જે ખાનામાં પૂરી થતી હોય તે ખાનામાં ચડી જવાય છે. તેવાં શરૂ થતી સીડીવાળાં ખાનાં આ પટમાં અનુક્રમે ૧૦–૧૭–૨૦–૨૨–૨૭–૨૮–૩૭–૪૫ અને ૫૪ નંબરનાં છે. અને સીડી પૂરી થાય છે તે ખાનાં આ પટમાં અનુક્રમે ૨૩–૫૯–૬૯–૧૬–૪૧–૬૦–૬૭–૫૦ અને ૬૮ નંબરનાં છે. આવી રીતે આ રમત રમાય છે.

આ રમત ઉપરથી સમજવાનું એ છે કે સારાં કર્મનું પરિણામ સારૂં આવે છે, અને બૂરાં કર્મનું પરિણામ બૂરૂં આવે છે, ઈર્ષ્યા, દ્વેષ, કુસંગ, અધર્મ, હિંસા, અહંકાર, દુર્બુદ્ધિ અને તામસપણાના ઘરમાં જે જાય એટલે કે એમાં જે લપટાય તે મત્સર, લોભ, મદ, કામ, નરક, માયા, ક્રોધ, અવિદ્યા અને મોહમાં જઇ પડે છે. તે બધાં સર્પ જેવાં વિકરાળ અને અધોગતિ

કરનારાં છે માટે પટમાં તે તે સ્થાન સર્પમુખ તથા સર્પપૂછ રૂપે બતાવેલાં છે. તેથી ઉલટુંજ દૈવી સંપત્તિ કે જે આગળ વધવામાં સીડી રૂપ છે જેથી તેને સીડીવાળા ખાનામાં સ્થાન આપેલું છે. તપ, દયા, દાન, ધર્મ, પરમાર્થ, સુધર્મ, જ્ઞાન, સર્વ રક્ષા, અને ભક્તિના ઘરમાં જે પહોંચે, એટલે કે એ સંપત્તિ જેનામાં આવે તે સ્વર્ગ, સત્ય, બ્રહ્મ, આનંદ, જન, સુબુદ્ધિ, શિવ, તપ અને વૈકુંઠ લોકને પામે છે.

જ્ઞાનપટમાં જ્યારે મોક્ષવાળા એટલે ૮૫ નંબરના ખાનામાં પહોંચે તેની રમત પૂરી થાય છે સોપાનપટમાં આનંદલોક, શિવલોક, વૈકુંઠ કે બ્રહ્મલોક એ ચારમાંથી કોઈ પણ ખાનામાં પહોંચે એટલે તેની રમત પૂરી થાય છે.

આ બેઉ પટની રમતમાં ચોપટ કે શેત્રંજની પેઠે એકના ઘરમાં બીજાની કાંકરી જાય તો પ્રથમવાળાની કાંકરીને મારી પાડે કે ઉઠાડી મૂકે તેવું હોતું નથી પણ સર્વ રમનારની કાંકરી એકી વખતે એકજ ખાનામાં સાથે રહી શકે કારણ કે આ રમત કાંઇ દુનિયાંની લૌકિક રમતો જેવી નથી કે એકના ઘરમાં બીજો જતાં તેને મારી પાડે કે ઉઠાડી મૂકે. આ તો મોક્ષમાર્ગની રમત છે અને મોક્ષમાર્ગ—પ્રભુના ઘરનો માર્ગ—એવો તો વિશાળ છે કે એકી વખતે બધી દુનિયાનાં માણસો તે માર્ગે જાય તોપણ સંકડાસ તેમજ મારામારી કરવાની જરૂર પડે તેમ નથી. પણ ઉલટો એક બીજાને તેથી વધુ આનંદ, વધુ સહેલાઈ મળે છે, દૈવી માર્ગની આ દિવ્યતા હોઇ સર્વ માટે તે માર્ગ ખુલ્લો છે.

પોતાની મેળે અવગુણ રૂપ સર્પના મુખમાં પડે તેજ આ માર્ગમાંથી પતિત થાય તેમ છે. દુનિયાંના માપવાળા પદાર્થોમાંજ સ્વાર્થી લોકોને એક બીજાથી વધુ મેળવવા માટે રાગ દ્વેષ ક્રોધ ઈ. કરવા પડે તેમ છે. સર્વ દ્રવ્ય સર્વ સામર્થ્ય અને સર્વ મહત્તાઓના અખુટ ભંડાર સ્વરૂપ પરમાત્માના માર્ગમાં તેવું છેજ નહિ એ વાર્તા સમજાવવા માટેજ આ પટમાં આવો ક્રમ ગોઠવેલો જણાય છે. જે દૈવી સંપત્તિનાં સ્થાનોમાં જાય તેને સીડી મળી જાય છે, જેથી તેનો માર્ગ ટુંકો થઇ ત્વરાએ તે ઉચ્ચ સ્થાનને પ્રાપ્ત થઇ જાય છે. અને જે આસુરી સંપત્તિ રૂપ દુર્ગુણના ઘરમાં આવી પડે છે તેને એકદમ તેના પરિણામે નીચે અધોગતિમાં આવી પડવું પડે છે. મતલબ કે, દૈવીથી ઉન્નતિ અને આસુરીથી અવનતિ, એ તત્ત્વ આ રમત રમનારના મનપર વારંવાર ઠસતું જાય છે; અને તેથી અન્ય પ્રકારની રમતો કરતાં આ રમતથી ઘણોજ લાભ થાય છે.

આ રમત મહાત્મા પુરૂષની પ્રસાદી છે. શ્રી જ્ઞાનેશ્વરજી મહારાજ તથા તેમના ન્હાના ભાઇ સોપાનદેવજીએ કહાડેલી આ રમતમાં ઘણું ઉંડું રહસ્ય સમાયલું છે. મહાત્મા પુરૂષોની રમત ગમત પણ ઉંચી જાતની અને આત્મોન્નત્તિમાં મદદ કરનારીજ હોય છે તેનો આ પ્રત્યક્ષ પુરાવો છે. ગમતની સાથે જ્ઞાન આપે અને ઊંચી જાતના સંસ્કારો પાડે એવી આ રમત જીવનની રમતમાં સજ્જનોને પરમ સહાયક, આગળ વધારનારી, અને સત્ય જીવનમાં ઉન્નત કરનારી નીવડો એ શુભેચ્છા પૂર્વક આ પ્રકરણને સમાપ્ત કરીશું. ॐ तत्सत्.

---

## પ્રકરણ ૯ મું.

### ઉપસંહાર.

અત્યાર સુધીનાં પ્રકરણોથી વાંચનારને જણાશેજ કે જ્ઞાનેશ્વર કેવા જગન્માન્ય અને કેટલી યોગ્યતાવાળા સત્પુરૂષ હતા. તેમના અસામાન્ય ગ્રંથ, તેમની એકધારી રસિક વાણી તથા તેમની જ્ઞાનનિષ્ઠા. એ સર્વ ઉપરથી જ્ઞાનેશ્વર તે ખરેખર જ્ઞાનેશ્વર હતા એમજ કહેવું

પડે છે. જેઓ તેમના સમકાલીન સંતોને પરમ વંદનીય થઈ રહ્યા હતા, જેમની મહત્તાનાં ગાન આજે છસેં વર્ષ થયાં તુકારામ, એકનાથાદિ સંતો મુક્ત કંઠે ગાતા આવ્યા છે અને જેઓ અખિલ સંત મંડળમાં કેવળ અગ્રગણ્ય થઈ રહ્યા છે, તે જ્ઞાનેશ્વર મહારાજને દક્ષિણ દેશમાં વિષ્ણુના અંશાવતાર માનવામાં આવ્યા છે તે યથાર્થજ છે.

નિરંજન કવિએ જ્ઞાનેશ્વર વિજય નામનો એક શ્લોકબદ્ધ ગ્રંથ કરેલો છે તેમાં પહેલેથી સમાધિ પર્યંતની સર્વ હકીકત વર્ણવેલી છે. તેમાં એક શ્લોક ત્રણે ભાઈઓ પ્રયાગરાજ છે, અને મુક્તાબાઇ શ્રી ભાગીરથી છે ઈત્યાદિ રૂપકનો છે તે નીચે પ્રમાણે.

**श्रीज्ञानेश्वर श्रीनिवृत्ति तिसरा सोपान तो सद्गुरू। [1]तीघेही मिळतां प्रयाग ह्मणिजे अत्यंत तीर्थेश्वरु। मुक्ताई मणिकर्णिका विलसते काशी अळंदीपुरी। इंद्राणी [2]सकळाघसंघशमनी भागीरथी दूसरी॥१॥**

પોતાના જ્ઞાનનો લાભ સર્વને આપવો એ જ્ઞાનેશ્વર મહારાજનું જન્મ સુધીનું મુખ્ય કર્તવ્ય હતું. તેમના દિલમાં દયા, ક્ષમા, શાંતિ ઇત્યાદિ ગુણો પૂર્ણ વિકાસ પામ્યા હતા; તેને લીધે તેમને દેવ કહેવામાં પણ કશુંજ ખોટું નથી. જ્યાં એવા દૈવી સદ્ગુણો વાસ કરે છે, તેવા પુરૂષને મનુ આદિએ પણ દેવની ઉપમા આપેલી છે. નામદેવ, તેમના ઘરનાં માણસો, જનાબાઈ, વિસોબા ખેચર, સાંવતા માળી, ગોરો અને રાકો કુંભાર, જગમિત્ર, ચોખો મેળો, બંકો મહાર, ચાંગદેવ, નરહરિ સોની અને ખુદ જ્ઞાનેશ્વરના બંધુ ભગિનીના જ્ઞાનેશ્વર મહારાજને માટે જે આદરમય ઉદ્ગાર નીકળ્યા છે; તે લક્ષમાં લેતાં એમ લાગે છે કે આ સર્વ મહાત્માઓ જ્ઞાનેશ્વરને પોતાનો આત્માજ માનતા હતા. તેઓ તે સર્વના આનંદના, ઉત્સાહના અને પ્રીતિના ભંડારસ્વરૂપ હતા. તેઓ તેમના આનંદના આનંદ, ચૈતન્યના ચૈતન્ય અને પ્રેમના પ્રેમરૂપ હતા. જ્ઞાનેશ્વરનાં વચનમૌક્તિકવડે સર્વનાં હૃદય ઉલ્લસિત થતાં હતાં. સર્વ ભકતો શ્રી જ્ઞાનેશ્વર મહારાજ પ્રતિના પ્રેમથી ઘેલા બની જતા હતા. જ્ઞાનેશ્વર મહારાજનું દર્શન કરવાને માટે હજારો લોક દૂર દૂરથી આવતા હતા; અને તેમના ચરણપર મસ્તક મૂકી કૃતાર્થ થતા હતા. તેમના મુખમાંથી સ્રવતી સરસ્વતીના ઓઘમાં જેમણે શુદ્ધ ચિત્તે સ્નાન કર્યું તેમનાં પાપ, તાપ, દૈન્ય દૂર થયાં છે. નામદેવે કહ્યું છે કે 'જે જે દિવસ ઉગ્યો તે તે શ્રી જ્ઞાનેશ્વરદેવે સફળ કર્યો.'

જ્ઞાનેશ્વર મહારાજ સંસ્કૃત ભાષાના પૂર્ણ જ્ઞાતા હતા એ અઢારમા અધ્યાયની પ્રથમ દશ ઓવી જોતાં માલુમ પડી આવે છે. નાશકના વે. શા. સં. રા. રા. ગણેશશાસ્ત્રી બુવા લેલે, એઓ એ ઓવીઓ જોઇને બોલી ઉઠયા હતા કે, અહો! આતો જાણે મહાન પંડિતે રચેલા અનુષ્ટુપ છંદજ છે! જ્ઞાનેશ્વર મહારાજની અલંકાર શાસ્ત્રમાં નિપુણતાની પણ પુષ્કળ સ્તુતિ કરીને તેમને મરાઠી ભાષાના 'વેદવ્યાસ' તરીકે તેમણે જણાવ્યા હતા.

જ્ઞાનેશ્વરી જેવા અપૂર્વ ગ્રંથની રચના માત્ર પંદર વર્ષ જેટલી સ્વલ્પ વયમાં કરવી એ એકજ વાર્તા તેના કર્તાની અસાધારણ મહત્તા દર્શાવી આપવાને પૂરતી છે.

આ ચરિત્રમાંની કેટલીક અમાનુષિક વાતો અધ્યાત્મવિદ્યાના ઉંડા અભ્યાસી અથવા તો શ્રદ્ધાળુ મનુષ્યો શિવાય બીજા વાંચકોને કંઇક અતિશયોક્તિવાળી લાગે તો તેનો ઈલાજ નથી. મહાન અને લોકમાન્ય સાધુ પુરૂષોનાં ચરિત્રોમાં અમાનુષિક ચમત્કારિક ઘટનાઓ દૃષ્ટિગોચર થવાનીજ. ભરતખંડનાજ નહિ પણ અન્ય દેશના અને અન્ય ધર્મના સ્થાપકો તથા સંત મહાત્માઓનાં ચરિત્રોમાં પણ એવી અનેક ઘટનાઓ સમાયલી જણાશે.

**સમાપ્ત.**

૧ ત્રણેય. ૨ સર્વપાપના સમુદાયને શમાવનારી.

# વેદાન્ત ગ્રંથમાળાની યોજના.

આ યોજનામાં 'વિવિધ ગ્રંથમાળા' અને 'ચરિત્રમાળા'ની પેઠે વાર્ષિક અમુક મૂલ્ય અને અમુક પૃષ્ટનાં પુસ્તકોનો નિયમ ગોઠવવાનું હાલ બની શકે તેમ ન લાગવાથી, બની શકશે ત્યાં સુધી દરવર્ષે વેદાન્તનાં એક યા વધુ ન્હાનાં મ્હોટાં પુસ્તકો યથાસંયોગ પ્રસિદ્ધ કરવા વિચાર રાખવામાં આવ્યો છે. 'જ્ઞાનેશ્વરી' એ વેદાન્તમાળાનું પ્રથમ પુસ્તક છે, એ શિવાયનાં 'વેદાન્ત ગ્રંથમાળા દ્વારા' પ્રસિદ્ધ કરવા યોગ્ય જણાયલાં પુસ્તકોની યાદી, તથા તે દરેક પુસ્તકનું રૌયલ સાઇઝનું કદ, અને તેની કિંમતનો અડસટ્ટો નીચે પ્રમાણે છે.*

| ગ્રંથનું નામ. | કદ–ફોર્મ. | કિંમત. |
|---|---|---|
| દાસબોધ—( ભાષાન્તર ) ... .... .... .... | ૫૦ | ૧–૦–૦ |
| પંચદશી—(ગુજરાતી શબ્દાર્થ તથા વિવેચન સહિત ) .... | ૬૦ | ૧–૮–૦ |
| શંકર પંચરત્નાદિ વેદાન્તસ્તોત્રસંગ્રહ—( અર્થસહિત). વિચારસાગર. | | |
| ઉપનિષદો—( મૂળ તથા અર્થસહિત). અધ્યાત્મ રામાયણ. | | |
| જીવનમુક્તિ વિવેક— .... .... .... | ૨૦ | ૦–૮–૦ |
| અખાની વાણી— .... .... .... | ૨૦ | ૦–૮–૦ |
| સુંદરવિલાસ— .... .... .... | ૨૦ | ૦–૮–૦ |
| યોગવાસિષ્ઠ ભાષાન્તર—( મ્હોટા ટાઇપમાં ).... .... | ૨૪૦ | ૪–૦–૦ |
| ૧—પ્રથમનાં પાંચ પ્રકરણનું પહેલું પુસ્તક ૨–૦–૦ | | |
| ૨—છઠ્ઠા નિર્વાણ પ્રકરણનું બીજું પુસ્તક ૨–૦–૦ | | |

ઉપલા શિવાય બીજાં પણ વેદાંતનાં ઉપયોગી પુસ્તકો પ્રસિદ્ધ કરવા યોગ્ય જણાશે, અને પ્રસિદ્ધ કરવાનું બની શકે તેમ હશે તે પણ પ્રસિદ્ધ કરાશે.

પુસ્તકો એક પછી એક સત્વર પ્રસિદ્ધ કરી શકાવાનો અથવા ઢીલથી પ્રસિદ્ધ કરી શકાવાનો મુખ્ય આધાર છપાઇ ચૂકેલાં પુસ્તકોનો વહેલો યા મોડો ઉઠાવ થવાપર રહેલો છે.

દરેક પુસ્તક છપાઇને પ્રસિદ્ધ થવાના અરસામાં યા તે અગાઉ તે વિષેની ખબર બનતાં સુધી 'વિવિધ ગ્રંથમાળા' દ્વારા જણાવવામાં આવશે. જે ઉપરથી પુસ્તક પ્રસિદ્ધ થયા અગાઉ તેના ગ્રાહક તરીકે નામ નોંધાવનારની પાસેથી છાપેલી કિંમત કરતાં રૂપિએ બે આના શુમારે કમી લેવાશે. અને પુસ્તક પ્રસિદ્ધ થયેથી પોષ્ટ અને વી. પી. ખર્ચ ચડાવી લઇને વી. પી. થી યા રેલવે દ્વારા તે મોકલી આપવામાં આવશે. અથવા તો ધણી પોતે રોકડેથી પોતાના માણુસ સાથે પાંચ સાત દિવસ દરમ્યાન મંગાવી લઈ શકશે. ગ્રંથ પ્રસિદ્ધ થયા પછીથી ગ્રાહક થનાર પાસેથી પૂરેપૂરી છાપેલી કિંમત જ લેવાશે.

'મંત્રી.'

---

* કેટલાંક વર્ષપર 'સસ્તા વાંચનની સૂચના' નામે બુકમાં આપેલા અડસટ્ટા કરતાં આ અડસટ્ટો સહજ વધુ હોવામાં છપાનારી પ્રતની ઓછી સંખ્યા, કાગળ તથા પૂઠાં વધુ સારાં અને ખર્ચનું પ્રમાણ વધવું, એ કારણો છે.

# જ્ઞાનેશ્વરીમાંથી ચુંટી કહાડેલા વિષયોની
# અનુક્રમણિકા.

## પ્રથમ અધ્યાય.



## દ્વિતીય અધ્યાય.



## તૃતીય અધ્યાય.



## ચતુર્થ અધ્યાય.



## આ પુસ્તકની છેવટે આવેલી જાહેર ખબરોનો ક્રમ.



तत् सत् परमात्मने नमः

# श्री ज्ञानेश्वरी भगवद्गीता.

## अध्याय १ लो.

### श्री ज्ञानदेव महाराजनुं नमस्कारात्मक मंगल

ॐ नमोजी आद्या वेद प्रतिपाद्या
जय जय स्वसंवेद्या आत्मरूपा ।

હે આત્મરૂપ નિર્ગુણ બ્રહ્મ ! તું સર્વનો આદિ છે. વેદોએ ત્હારૂંજ પ્રતિપાદન કરેલું છે. તું પોતેજ પોતાને જાણે છે. તને હું નમસ્કાર કરૂં છું. ત્હારો જયજયકાર હો ![1]

શ્રી નિવૃત્તિનાથના શિષ્ય શ્રી જ્ઞાનદેવ મહારાજ કહે છેઃ–હે દેવ ! જગતનાં સર્વ મનુષ્યોની બુદ્ધિને જ્ઞાનનો પ્રકાશ આપનાર જે ગણપતિ તે તુંજ છે; હે મહારાજ ! મારી વિનંતિ સાંભળો.[2] સ્વર અને વ્યંજન જેની સુંદર કાંતિરૂપ છે એવો જે સંપૂર્ણ વેદ તે તારી સુંદર તથા વ્યાપક ગણેશમૂર્તિ છે.[3] મનુ વિગેરેની સ્મૃતિઓ તે તે શરીરના અવયવોરૂપ હોઇને તેનું સૌંદર્ય અદ્‌ભુત રીતે પ્રકાશી રહ્યું છે; અને તેમાંના અર્થો તે સૌંદર્યની ખાણરૂપ છે.[4] અઢાર પુરાણો એ મૂર્તિનાં મણિમય ભૂષણોરૂપ છે; તેમાંનાં પદ્યો એ અલંકારના ભંડારરૂપ અને તેમાંની તત્ત્વવિદ્યા એ કુંદનરૂપ છે.[5] તેમાંની ઉત્તમ પદરચના એ રંગીન વસ્ત્રોરૂપ છે; અને અલંકાર એ ચકચકિત જરીના તારરૂપ છે.[6] કાવ્યો અને તે પદોમાંના નાટકોથી ઉપજતું કૌતુક તે જાણે પગે અને કમરે પહેરેલી ઘુઘરીઓ રૂપ છે; અને તેમાં જે અર્થ રહેલો છે તે, તે ઘુઘરીઓના મંજુલ ધ્વનિરૂપ છે.[7] સૂક્ષ્મદૃષ્ટિથી જોતાં તેમાં દેખાતાં તત્વજ્ઞાનના પ્રમેયનાં ઉત્તમ સ્થળો છે તે જાણે તે ઘુઘરીઓ ઉપર જડેલાં રત્ન હોય તે પ્રકારે શોભે છે ![8] વ્યાસાદિક મહર્ષિઓની બુદ્ધિ કેડે વીંટેલા શેલાની પેઠે શોભી રહી છે અને તે બુદ્ધિમાં રહેલી સરલતા શેલાના ઉડતા પલ્લવની પેઠે ઝળકી રહી છે.[9] ષટ્‌શાસ્ત્રો એ તે ગણેશમૂર્તિના છ હાથરૂપ છે અને તે શાસ્ત્રોમાંના ભિન્ન ભિન્ન અભિપ્રાયો એ પ્રથક્ પ્રથક્ હસ્તમાંનાં નિરનિરાળાં આયુધોરૂપ છે.[10] તર્કશાસ્ત્ર ફરસીરૂપ છે, ન્યાયશાસ્ત્ર અંકુશરૂપ છે અને વેદાંતશાસ્ત્ર એ ઉત્તમ મિષ્ટ રસયુક્ત મોદકરૂપે શોભે છે.[11] વાર્તિકકારનાં વ્યાખ્યાનોથી પોતાની મેળેજ ખંડિત થયેલો બૌદ્ધમત તે જાણે એક હાથમાં ખંડિત દાંત હોય તેની પેઠે શોભે છે.[12] અને કલ્યાણકારક અને વરદાયક જે હસ્ત તે સત્કારવાદ કિંવા બ્રહ્મવાદરૂપે છે; અને જેથી ધર્મ તથા પ્રતિષ્ઠાની સ્થાપના થાય છે તે એ મૂર્તિનો અભય હસ્ત છે,[13] જેમાં કેવળ મહા સુખરૂપ પરમાનંદ ભરેલો છે. અતિ નિર્મળ વિવેક તે સીધી

સુંદરરૂપે છે.[૧૪] તેમજ ઉત્તમ સંવાદ એ સીધા શુભ્રદાંતને ઠેકાણે છે; અને જ્ઞાનદૃષ્ટિ એ તે ગણેશ-મૂર્તિનાં સૂક્ષ્મ નેત્રરૂપ છે.[૧૫] પૂર્વ અને ઉત્તર મીમાંસા એ મને તેના કાનને ઠેકાણે ભાસે છે. બોધામૃત એ ગંડસ્થળમાંથી નીકળતા મદરૂપ છે અને તેનું સેવન કરનારા મુનિઓ ભ્રમર રૂપે છે.[૧૬] એકજ તાત્પર્યવાળા દ્વૈત તથા અદ્વૈત સિદ્ધાંત ગંડસ્થળને ઠેકાણે શોભે છે અને તેમાંના તત્વજ્ઞાનના અર્થરૂપ પ્રમેયો, તે એ ગંડસ્થળપરનાં પરવાળાં રૂપે દીપે છે.[૧૭] જ્ઞાનમકરંદથી પરિપૂર્ણ એવાં દશ ઉપનિષદો આ ગંડસ્થળપરનાં પ્રફુલ્લ સુગંધિ પુષ્પોની સમાન છે.[૧૮] ૐકારમાંનો અકાર એ બે ચરણ, ઉકાર એ વિશાળ ઉદર અને મકાર એ સર્વ અવયવોમાં શ્રેષ્ઠ એવા મ્હોટા ગોળ મસ્તકરૂપે છે.[૧૯] અકાર, ઉકાર અને મકાર જ્યારે એકત્ર થયા ત્યારે તેમાં શબ્દબ્રહ્મનો સમાવેશ થઈ ૐકાર સ્વરૂપ બન્યું. તે આદિ બીજને હું શ્રી ગુરૂ નિવૃત્તિનાથની કૃપાથી નમસ્કાર કરૂં છું.[૨૦] હવે અપૂર્વ વાણીમાં વિહાર કરનારી, ચાતુર્ય, અર્થ અને કળાની સ્વામિની અને વિશ્વને મોહિત કરનારી શ્રી સરસ્વતી દેવીને હું નમસ્કાર કરૂં છું.[૨૧] મારા હૃદયમાં વાસ કરનાર સદ્‌ગુરૂની કૃપાથી હું સંસારરૂપી મહાપુરમાંથી બહાર નીકળ્યો છું, તેથી વિચાર ઉપર મારી વિશેષ પ્રીતિ ચોંટી છે.[૨૨] જે પ્રમાણે પગપાળાની* આંખમાં અંજન આંજતાં તેની દૃષ્ટિ ચોતરફ ફેલાઈતેને ભૂમિગત દ્રવ્યોનો શોધ લાગે છે.[૨૩] કિંવા ચિંતામણિ હસ્તગત થતાં જે પ્રમાણે મનના સર્વ મનોરથ પરિપૂર્ણ થાય છે તે પ્રમાણે જ્ઞાનદેવ કહે છે કે, શ્રી ગુરૂ નિવૃત્તિદાસની કૃપાથી મારી સર્વ ઇચ્છાઓ હમ્મેશાં સફળ થાય છે.[૨૪] માટે જેઓ શાણા હોય તેમણે શ્રી ગુરૂની સેવા કરવી જેથી તેના મનની સર્વ કામના સિદ્ધ થશે. જે રીતે વૃક્ષના મૂળમાં જલસિંચન કરવાથી શાખા અને પાંદડાં આપોઆપ વિકાસ પામે છે,[૨૫] કિંવા ત્રિભુવનમાં જેટલાં તીર્થો છે તે સર્વનું ફળ માત્ર એક સમુદ્રમાં સ્નાન કરવાથી મળે છે, અથવા અમૃતરસનું સેવન કરવાથી સર્વ રસોનું સેવન કર્યા બરાબર ગણાય છે,[૨૬] તેવીજ રીતે ઇચ્છિત કામના પૂર્ણ કરનારા જે શ્રીગુરૂ, તેમને હું પુનઃ પુનઃ અભિવંદન કરૂં છું.[૨૭] હવે સર્વ કૌતુક ઉત્પન્ન કરનારી અથવા વિચારરૂપ વૃક્ષોનાં અપૂર્વ ઉપવન જેવી ગહન કથા શ્રવણ કરો.[૨૮] તે સર્વ સુખદાયક તથા સર્વાર્થસિદ્ધિદાયક મહાન ભંડાર કિંવા નવરસ પ્રપૂર્ણ અમૃતસિંધુજ છે;[૨૯] કિંવા મોક્ષનું સ્થાન, અથવા સર્વ વિદ્યાનું મૂળ છે, કિંબહુના સર્વ શાસ્ત્રો તેનેજ આશ્રયે છે.[૩૦] તે સર્વ ધર્મનું મૂળ, સજ્જનોનો આત્મા અને સરસ્વતીના લાવણ્યરૂપી રત્નનો ભંડારજ છે.[૩૧] કિંવા સાક્ષાત્ સરસ્વતી શ્રી વ્યાસના મસ્તિષ્કમાં પ્રવેશ કરી કથાનું મિષ કરી આ ત્રિભુવનમાં પ્રકટ થઈ જણાય છે.[૩૨] માટે આ કથા સર્વ કાવ્યોનો રાજા અને ગ્રંથોનો નેતા છે; અને આ કથામાંથીજ શૃંગારાદિ નવરસને વિશેષ પોષણ તથા શોભા મળ્યાં છે.[૩૩] વળી ઇતર એક વાત લક્ષમાં રાખો કે આ બાબતથીજ શબ્દરૂપી લક્ષ્મીને શાસ્ત્રીયત્વ પ્રાપ્ત થયું જેથી આત્મબોધમાં દ્વિગુણ કોમળતા આવી.[૩૪] આ કથાથીજ ચાતુર્યમાં ડહાપણ, તત્ત્વાર્થમાં વિશેષ આસ્વાદ અને સુખમાં સૌભાગ્યની વૃદ્ધિ થઈ.[૩૫] માધુર્ય ને મધુરતા, શૃંગાર ને સૌંદર્ય અને યોગ્ય વસ્તુને શ્રેષ્ઠતા આથીજ પ્રાપ્ત થઇ.[૩૬] આ કાવ્યથીજ કલાને કૌશલ્યની પ્રાપ્તિ થઈઅને પુણ્યનો પ્રતાપ અધિક વૃદ્ધિને પામ્યો. આ કારણથીજ ( અઢાર દિવસ સુધી ભારતનાં અઢાર પર્વો શ્રવણ કર્યા પશ્ચાત્ ) જન્મેજયના ( બ્રહ્મ હત્યાના ) દોષ નિર્મૂળ થયા.[૩૭] અને ક્ષણભર સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં જણાય છે કે આ કથાથીજ શૃંગારાદિક રસોને વિશેષ શોભા અને ગુણોને સદ્‌ગુણોનું વિશેષ સામર્થ્ય પ્રાપ્ત થયું.[૩૮] જે પ્રમાણે સૂર્યોદય થતાંની સાથેજ ત્રિલોકપર પ્રકાશ પડે છે તે પ્રમાણે વ્યાસના મુખમાંથી આ કથા નીકળતાની સાથે સર્વ જગત પ્રકાશિત થઇ શોભવા લાગ્યું.[૩૯] કિંવા ઉત્તમ ક્ષેત્રમાં બીજ વાવવાથી જે પ્રમાણે સહજ તેનો અતિ વિસ્તાર

* જન્મતી વખત જેના પગ પ્રથમ બહાર આવે છે તેને પગપાળો કહેવામાં આવે છે.

થાય છે તે પ્રમાણે આ ભારતની કથામાં સર્વ વિષયો વિસ્તારપૂર્વક શોભી રહ્યા છે.[૪૦] અથવા નગરમાં વાસ કરવાથી જે રીતે મનુષ્ય શાણો અને ચતુર થાય છે તે પ્રમાણે વ્યાસની વાણીના તેજથી સર્વ જગત જ્ઞાનમય બની ગયું છે.[૪૧] જે પ્રમાણે તારૂણ્ય દશામાં સ્ત્રીના અંગપર સૌંદર્યની શોભા વિશેષ દૃષ્ટિગોચર થાય છે;[૪૨] કિંવા જે પ્રમાણે વસંતઋતુનું આગમન થતાં જાણે વનશોભાના ભંડારનાં દ્વારજ ખુલી ગયાં ન હોય તેમ બાગમાં અગાઉ કરતાં વિશેષ સૌંદર્ય આવે છે.[૪૩] અથવા જે પ્રમાણે સાદી દેખાતી સોનાની લગડીમાંથી ઘરેણાં બનાવતાં તેની ખૂબી અને શોભામાં કાંઇ ઓરજ વધારો થાય છે,[૪૪] તે પ્રમાણે જ્યાં વ્યાસની વાણીએ ભારતની કથા કરવાનું કાર્ય માથે લીધું કે તરતજ કોણ જાણે યોગ્ય શોભા આવ્યા થકી, કે શું તે ખુદ ઇતિહાસે પોતે તે કથાનો આશ્રય લીધો;[૪૫] કિંવા પૂર્ણ પ્રતિષ્ઠા પ્રાપ્ત થશે એમ સમજી, સર્વ પુરાણો અંગે નમ્રતા ધારણ કરી આખ્યાનરૂપે ભારતમાં પ્રવેશ કરીને જગતમાં પ્રસિદ્ધ થયાં.[૪૬] માટે ભારતમાં જે કથા ન હોય તે ત્રિલોકમાં પણ ન હોય એમ સમજવું. આથીજ સર્વ જગતમાં જે કથાઓ છે તે વ્યાસની ઉચ્છિષ્ટ છે એમ કહેવાય છે.[૪૭] આવી મધુર અને કેવળ પરમાર્થની ઉત્પત્તિના સ્થાનરૂપ આ કથા વૈશંપાયન જનમેજય રાજાને કહે છે.[૪૮] તે અદ્વિતીય ઉત્તમ, પવિત્ર, અનુપમ અને અતિ કલ્યાણકારક કથા શ્રવણ કરો.[૪૯] હવે ભારત એ એક કમળ છે અને શ્રી ભગવાને પોતે અર્જુનને કહેલો ગીતાવિષય તેમાંનો પુષ્પરેણુ છે,[૫૦] અથવા, વ્યાસે વેદરૂપ સમુદ્રનું બુદ્ધિરૂપ રવૈયાથી મંથન કરી તેમાંથી ગીતારૂપ અનુપમ નવનીત કાઢયું છે.[૫૧] તેને જ્ઞાનરૂપી અગ્નિની વિચારરૂપી મંદ ઝાળ આપી બરાબર ઉકાળવામાં આવતાં તેનું ઉત્તમ ઘી બન્યું છે.[૫૨] વૈરાગ્યવાન સદા સર્વદા તેની ઇચ્છા કરે છે, સંત નિત્ય તેનું સેવન કરે છે અને બ્રહ્મનિષ્ઠ સુદ્ધાં તેમાં વિહાર કરે છે.[૫૩] જે ભકતોને શ્રવણ કરવા યોગ્ય અને સર્વ જગતને પરમપૂજ્ય એવો વિષય છે તે ભીષ્મપર્વમાં નિર્દિષ્ટ કરવામાં આવ્યો છે.[૫૪] તેને 'ભગવદ્‌ગીતા' કહેવામાં આવે છે; બ્રહ્મા અને શંકર તેની સ્તુતિ કરે છે; અને સનકાદિક અતિ આદરથી તેનું સેવન કરે છે.[૫૫] જે પ્રમાણે ચકોર પક્ષીનાં બચ્ચાંઓ શરદ્‌ઋતુના પૌર્ણિમાના ચંદ્રપ્રકાશના કુમળા કુમળા અમૃત કણોનું ઉલ્લસિત ચિત્તે પ્રાશન કરે છે,[૫૬] તેજ પ્રમાણે શ્રોતાએ ચિત્તની એકાગ્રતા કરી આ ભગવદ્‌ગીતા શ્રવણ કરવી.[૫૭] આ ગીતામાંની કથાનો બોલ્યા શિવાય વિચાર કરવો, ઇંદ્રિયો ન જાણે તેવી રીતે અનુભવ લેવો અને સાંભળ્યા પૂર્વે તેનું રહસ્ય સમજી લેવું.[૫૮] જે પ્રમાણે ભ્રમર કમલદલને જાણવા ન દેતાં તેમાંના પુષ્પરેણુનું સેવન કરે છે તે પ્રમાણે આ ગ્રંથનું તાત્પર્ય સમજી લેવું.[૫૯] ચંદ્રપ્રકાશ થતાંની સાથે ચંદ્રવિકાસિની કમલિની વિકસિત થઈ પોતાનું સ્થાન છોડયા શિવાય જે પ્રમાણે ચંદ્રને પ્રીતિપૂર્વક આલિંગન દેવાનું સૌખ્ય માની લે છે,[૬૦] તે પ્રમાણે ગાંભીર્યથી જેનું મન સ્થિર થયું છે એવો માણસજ આ કથાનું રહસ્ય જાણી લે છે.[૬૧] અરે ! જે શ્રોતાઓ અર્જુનના જેવી યોગ્યતા ધરાવતા હોય તે સંતોએ કૃપા કરી આ તરફ લક્ષ આપવું.[૬૨] પ્રભો ! આપનું હૃદય અતિ ગંભીર છે માટે આપના ચરણમાં મારી બાળકબુદ્ધિની એ વિનંતિ છે કે,[૬૩] જે પ્રમાણે પોતાનું છોકરૂં બોબડું બોલે તોપણ માતપિતાને સ્વભાવતઃજ તેથી અધિક સંતોષ થાય છે,[૬૪] તે પ્રમાણે આપ સજ્જનોએ મારો અંગીકાર કરેલો હોવાથી, તથા મને આપનો પોતાનો ગણેલો હોવાથી મારામાં જે ન્યૂનતા હોય તે પ્રત્યે આપ ક્ષમાદૃષ્ટિથી જુઓ; પરંતુ તે માટે આપને પ્રાર્થના કરવાની જરૂર શી ?[૬૫] મારાથી જે અપરાધ થયો છે તે તો જુદોજ છે અને તે 'હું ગીતાનો અર્થ સ્પષ્ટ કરી બતાવું છું માટે આ તરફ લક્ષ આપો' એવી જે હું આપને વિનંતિ કરૂં છું તે છે.[૬૬] ગીતાનો અર્થ કરવો એ કાર્ય અત્યંત કઠિન છે એવો વિચાર મનમાં ન આણતાં તે સ્પષ્ટ કરી બતાવવાનું મનમાં વ્યર્થ ધૈર્ય ઉત્પન્ન થયું છે, બાકી સૂર્યના તેજ

આગળ પતંગીઆનો તે શો પ્રકાશ પડવાનો હતો ?[૬૭] જે પ્રમાણે સમુદ્રમાં પડેલાં પોતાનાં બચ્ચાંને બહાર કાઢવા માટે ટીટોડીએ પોતાની ચાંચવતી આખા સમુદ્રનું પાણી ખાલી કરવાનો પ્રયત્ન કર્યો હતો તે પ્રમાણે હું અજ્ઞાની ગીતાનો અર્થ કરવાને પ્રવૃત્ત થયો છું.[૬૮] આકાશનું આકલન* કરવા માટે આકાશ કરતાં મોટા થવું જોઇએ, પરંતુ તેમ બનવાનું કાર્ય જે પ્રમાણે અશક્ય છે તે પ્રમાણે વાસ્તવિકરીતે જોતાં મારૂં કાર્ય દુર્ઘટ છે.[૬૯] ગીતાર્થનું મહત્ત્વ એટલું બધું છે કે સ્વતઃ શંકર જ્યારે તેની ચર્ચા કરવાને ઉદ્યત થયા ત્યારે ભવાનીને આશ્ચર્ય થયું, તેથી તેણે શંકરને પ્રશ્ન કર્યો.[૭૦] તેના પ્રત્યુત્તરમાં શંકર બોલ્યા કે "હે માયા દેવી ! જે પ્રમાણે તારા સ્વરૂપનો પાર નથી તે પ્રમાણે, આ ગીતાતત્ત્વમાંથી નિત્ય અવનવો આનંદ પ્રાપ્ત થતો હોવાથી તેનો પણ પાર નથી.[૭૧] જે સર્વેશ્વરની કેવળ યોગનિદ્રામાંથી વેદ ઉત્પન્ન થયા તે જગદીશ્વરે આ ગીતાશાસ્ત્ર જાગૃદવસ્થામાં સ્વતઃ અર્જુનને સંભળાવ્યું."[૭૨] આ ગીતાશાસ્ત્ર આવું ગહન હોવાથી એમાં વેદની સુદ્ધાં ગતિ પહોંચતી નથી, તો પછી ક્ષુદ્ર અને મતિમંદ એવો જે હું તેની તો વાતજ શી કરવી ? આ અપાર ગીતાતત્ત્વ કયા ઉપાયથી સમજી લેવું ? અને એક ક્ષુદ્ર મચ્છરે પોતાની મુઠીમાં અગાધ આકાશને શી રીતે સમેટી લેવું ?[૭૪] પરંતુ જ્ઞાનદેવ કહે છે કે મને ગુરૂદેવ અનુકૂલ હોવાથી આવું મહત્કૃત્ય કરવામાં મને તેનો આધાર છે અને એથીજ મને ધૈર્ય પ્રાપ્ત થયું છે.[૭૫] બાકી હું તો ખરેખરો મૂર્ખજ છું અને અવિચારથી પરિપ્લુત એવીજ વાતો કરૂં છું; તથાપિ આ સંતોનો કૃપાદીપ ઝગઝગાટ મારી રહ્યો છે એ હું મારૂં ભાગ્ય સમજું છું.[૭૬] પારસમણિના સામર્થ્યથી લોહનું સુવર્ણ બને છે, કિંવા મૃત મનુષ્યને અમૃત પાવાથી તે જીવંત થાય છે;[૭૭] અથવા સાક્ષાત્ સરસ્વતી પ્રસન્ન થતાં મુગા માણસને પણ વાચા આવે એમાં કાંઇ નવાઇ નથી, પરંતુ એ કેવળ વસ્તુ માહાત્મ્ય છે.[૭૮] પ્રત્યક્ષ કામધેનુજ જેની માતા છે તેને દુર્લભ વસ્તુ કયી હોય ? માટે હું આ ગ્રંથ રચવાને પ્રવૃત્ત થયો છું.[૭૯] માટે ન્યૂન હોય તે પૂરૂં કરો અને અધિક હોય તેનો પરિત્યાગ કરો એજ મારી આપ પ્રત્યે વિજ્ઞપ્તિ છે.[૮૦] સુજ્ઞો, હવે આપ આ તરફ લક્ષ આપો, કારણ કે જ્યારે આપેજ મને બોલવાની શક્તિ આપી છે તો હું બોલીશજ, જે પ્રમાણે કળસૂત્રી–કાષ્ટપુતળી દોરીને આધારે નાચે છે.[૮૧] તે પ્રમાણે હું આપનો કૃપાપાત્ર હોવાથી આજ્ઞાધારક થયો છું ( અર્થાત્ આપની આજ્ઞા શિરસાવંદ્ય કરી નૃત્ય ( કાર્ય ) કરવા તત્પર થયો છું ) માટે હે સાધો ! આપ મને આપની ઇચ્છા પ્રમાણે નચાવો.[૮૨] એટલામાં ગુરૂ બોલ્યા "તારે એ કહેવાની જરૂર નથી. હવે તું એ વાત બાજુએ મૂકી ગીતાર્થ સમજાવવાને ઉદ્યત થા."[૮૩] શ્રી ગુરૂનું આ ભાષણ સાંભળી નિવૃત્તિદાસ જ્ઞાનદેવ મનમાં અત્યંત પ્રસન્ન થઇને બોલ્યા કે "હું જે કહું છું તે સ્વસ્થ ચિત્તે સાંભળો."[૮૪]

**धृतराष्ट्र उवाच–धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ।**
**मामकाः पांडवाश्चैव किमकुर्वत संजय ॥ १ ॥**

**શ્લોકાર્થઃ**—ધૃતરાષ્ટ્ર બોલ્યા-હે સંજય ! ધર્મક્ષેત્ર એવું જે કુરૂક્ષેત્ર ત્યાં એકજ સ્થળે યુદ્ધ કરવાની ઇચ્છાથી એકત્રિત થયેલા મારા અને પાંડુના પુત્રોએ શું કર્યું ? ૧.

**ઓવી અર્થઃ**—પુત્રના પ્રેમથી મોહિત થયેલા ધૃતરાષ્ટ્ર રાજા સંજય પ્રત્યે બોલ્યા હે સંજય ! કુરૂક્ષેત્રનો શો વૃત્તાંત છે ? તે મને કહી સંભળાવ.[૮૫] જે કુરૂક્ષેત્રને ધર્મક્ષેત્ર કહેવામાં આવે છે ત્યાં મારા અને પાંડુના પુત્રો યુદ્ધ કરવાને નિમિત્તે ગયા છે,[૮૬] માટે તેઓ અન્યોઅન્ય આટલી વાર સુધી શું કર્યા કરે છે તે મને જલદી કહે.[૮૭]

* પોતાના હાથમાં સમેટી લેવું તે.

संजय उवाच-दृष्ट्वा तु पांडवानीकं व्यूढं दुर्योधनस्तदा।
आचार्यमुपसंगम्य राजा वचनमब्रवीत् ॥ २ ॥
पश्यैतां पांडुपुत्राणामाचार्य महतीं चमूम्।
व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता ॥ ३ ॥

**શ્લોકાર્થ:**—સંજય કહે છે-પાંડવસૈન્યની વ્યૂહરચના જોઈ દુર્યોધન રાજા દ્રોણાચાર્યની નિકટ જઇ તેને કહેવા લાગ્યો, (૨) હે ગુરૂદેવ! આપના બુદ્ધિમાન શિષ્ય દ્રુપદના પુત્ર ધૃષ્ટદ્યુમ્ને કરેલી પાંડવની પ્રચંડ સેનાની આ વ્યૂહરચના જુઓ. (૩).

**ઓવી અર્થ:**—સંજય બોલ્યા—જે પ્રમાણે મહાપ્રલયને વખતે કાળ પોતાનું પ્રચંડ મુખ પહોળું કરીને સર્વ વસ્તુઓને ગ્રસવાને તત્પર થઈ રહ્યો હોય છે, તે પ્રમાણેજ પાંડવનું સૈન્ય ખળભળાટ કરી રહ્યું છે.[૮૮] આ પ્રકારે જ્યારે પાંડવોનું સર્વ સૈન્ય એકદમ તૈયાર થઈ રહ્યું છે ત્યારે તેને કોણ રોકનાર છે? જે પ્રમાણે કાળકૂટ વિષ ઉછળતાં તેનું શમન થઇ શકતું નથી,[૮૯] કિંવા વડવાનલ પ્રજ્વલિત થતાં, અને પ્રલયવાતથી તેનો ભડકો થતાં, તે સમુદ્રમાંનાં પાણીનું શોષણ કરી જે પ્રમાણે આકાશ પર્યંત પ્રદીપ્ત થાય છે.[૯૦] તે પ્રમાણે પાંડવનું ભયંકર સૈન્ય નાના પ્રકારની વ્યૂહ રચનાથી તૈયાર કરેલું હોવાથી તે વેળાએ અત્યંત ભયંકર લાગતું હતું.[૯૧] પરંતુ જે પ્રમાણે ગજસમૂહને નીરખી સિંહ તેને કઃપદાર્થ સમજે છે તે પ્રમાણે દુર્યોધને પાંડવોનું સૈન્ય જોઇને તેને યઃકશ્ચિત્ માન્યું.[૯૨] પછી તે દ્રોણાચાર્યની સન્નિધ જઈ બોલ્યો:-પાંડવોનું સૈન્ય કેવું ઉછાળા મારી રહ્યું છે તે તો જુઓ![૯૩] બુદ્ધિમાન દ્રુપદપુત્ર ધૃષ્ટદ્યુમ્ને એ સૈન્યની એવી ચમત્કારિક રચના કરી છે કે તે હાલતા ડુંગરીગઢ જેવું લાગે છે.[૯૪] તમે જે ધૃષ્ટદ્યુમ્નને ભણાવી વિદ્યાનો ભંડાર બનાવ્યો તેણે આ સૈન્યરૂપી સમુદ્ર ચારે તરફ ફેલાવ્યો છે તે જરા જુઓ![૯૫]

अत्र शूरा महेष्वासा भीमार्जुनसमा युधि।
युयुधानो विराटश्च द्रुपदश्च महारथः ॥ ४ ॥

**શ્લોકાર્થ:**—આ સ્થળે મોટાં ધનુષ્યો ધારણ કરનારા તથા યુદ્ધકાળે ભીમ તથા અર્જુનના જેવા પરાક્રમી યુયુધાન, વિરાટ અને મહારથી દ્રુપદ છે. (૪)

**ઓવી અર્થ:**—તદુપરાંત, શસ્ત્ર તથા અસ્ત્રમાં પ્રવીણ અને ક્ષત્રિધર્મમાં નિપુણ એવા મહાન મહાન યોદ્ધાઓ છે.[૯૬] એ યોદ્ધાઓ બળ, યોગ્યતા અને પુરૂષાર્થમાં ભીમ તથા અર્જુન સમાન છે એ સહજ પ્રસંગાનુસાર કહું છું.[૯૭] આ સ્થળે મહાયોદ્ધા યુયુધાન રાજા, વિરાટ રાજા તથા શ્રેષ્ઠ મહારથી દ્રુપદ રાજા પણ આવ્યા છે.[૯૮]

धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान्।
पुरुजित्कुंतिभोजश्च शैब्यश्च नरपुंगवः ॥ ५ ॥
युधामन्युश्च विक्रांत उत्तमौजाश्च वीर्यवान्।
सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथाः ॥ ६ ॥

**શ્લોકાર્થ:**—ધૃષ્ટકેતુ, ચેકિતાન, પરાક્રમી કાશિરાજા, પુરુજિત્, કુંતિભોજ તથા નરશ્રેષ્ઠ શૈબ્ય; (૫) શૂરયુધામન્યુ, પરાક્રમી ઉત્તમૌજા, સુભદ્રાનો પુત્ર અભિમન્યુ તથા દ્રૌપદીના પુત્રો; એ સર્વ મહારથીઓ છે. (૬)

**ઓવી અર્થ:**—ચેકિતાન, ધૃષ્ટકેતુ, પરાક્રમી કાશિરાજા, નૃપશ્રેષ્ઠ ઉત્તમૌજા તથા શૈબ્યની તરફ જુઓ.[૯૯] આ કુંતિભોજને જુઓ, પણે પેલો યુધામન્યુ દેખાય છે તથા પુરુજિત્ આદિક

સર્વ રાજાઓ આવ્યા છે તેમને જુઓ.[100] દુર્યોધન કહે છે, અહો દ્રોણાચાર્ય! સુભદ્રાના અંતઃકરણને આહ્‌લાદ આપનારો પેલો અભિમન્યુ જુઓ.[1] વળી, દ્રૌપદીના પુત્રો સર્વે મહારથી છે તે જુઓ. અહો! અગણિત અને અપરિમિત વીર યોદ્ધાઓ અત્રે એકત્રિત થયા છે.[2]

**अस्माकं तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम ।**
**नायका मम सैन्यस्य संज्ञार्थं तान्ब्रवीमि ते ॥ ७ ॥**
**भवान्भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजयः ।**
**अश्वत्थामा विकर्णश्च सौमदत्तिस्तथैव च ॥ ८ ॥**

**શ્લોકાર્થઃ—અહો દ્વિજશ્રેષ્ઠ! હવે આપણા સૈન્યમાં જે મુખ્ય મુખ્ય સેનાપતિ છે તેમનાં નામો આપની જાણ માટે કહી બતાવું છું. શ્રવણ કરો! (૭) પ્રથમ તો આપ પોતે, પછી ભીષ્મ, કર્ણ, રણવિજયી કૃપાચાર્ય, અશ્વત્થામા, વિકર્ણ અને સૌમદત્ત (ભૂરિશ્રવા). (૮)**

**ઓવી અર્થઃ**—હવે આપણા સૈન્યમાં પ્રમુખ મહાવીર કોણ કોણ છે તે પ્રસંગાનુસાર કહું છું.[3] આપ અને ઇતર વીરો જે છે તે પૈકી મુખ્ય મુખ્ય નામો દિગ્દર્શનને માટે કહું છું, સાંભળો.[4] શૌર્યમાં અને બળમાં જે પ્રત્યક્ષ પ્રતિ સૂર્યજ છે એવા ગંગાનંદન ભીષ્મ શત્રુરૂપી હસ્તીને સાક્ષાત્ સિંહવત્ ભાસનાર પરાક્રમી કર્ણ;[5] આવા એક યોદ્ધાના મનમાંજ માત્ર એવો વિચાર આવ્યો કે આ વિશ્વનો સંહાર કરવો છે, તો અવશ્ય તેનો વિઘાત થશે. દૂર શા માટે જવું? માત્ર કૃપાચાર્યનોજ દાખલો લો ને! શું આ કાર્યને માટે તેઓ એકલા બસ નથી કે?[6] પેલો ઉભો વિકર્ણ વીર, તેથી થોડે દૂર અશ્વત્થામાને જુઓ; પ્રત્યક્ષ કૃતાંતને પણ તેની ભીતિ લાગે છે.[7] યુદ્ધમાં સદૈવ વિજય મેળવનારો સૌમદત્તિ (ભૂરિશ્રવા) આ રહ્યો તે જુઓ.

**अन्ये च बहवः शूरा मदर्थे त्यक्तजीविताः ॥**
**नानाशस्त्रप्रहरणाः सर्वे युद्धविशारदाः ॥ ९ ॥**

**શ્લોકાર્થઃ—એ શિવાય પણ ઘણા વીરો મારે માટે જીવપર ઉદાર થયા છે (અર્થાત્ જીવ ખોવાને માટે તૈયાર છે.) એ સર્વે યોદ્ધાઓ નાના પ્રકારનાં શસ્ત્રાસ્ત્રો ધારણ કરનારા અને યુદ્ધકળામાં કુશળ છે. (૯)**

**ઓવી અર્થઃ**—"તેજ પ્રમાણે જેમના શૌર્યનો પાર પ્રત્યક્ષ બ્રહ્મદેવ પણ પામી શકતા નથી એવા અન્ય પુષ્કળ વીરો છે.[8] આ યોદ્ધાઓ શસ્ત્રવિદ્યામાં નિપુણ છે અને અસ્ત્ર-વિદ્યાના તો સાક્ષાત્ અવતારજ છે. વધુ શું કહું? એમને લીધેજ અસ્ત્રવિદ્યા જગત્‌માં આટલી પ્રસિદ્ધિ પામી છે.[9] એઓ અતિ બળવાન છે અને આખા જગતમાં એમની સ્પર્દ્ધા કરી શકે એવા કોઇ બીજા યોદ્ધા નથી. તોપણ તેમણે મારોજ પક્ષ સ્વીકાર્યો છે.[10] જે પ્રમાણે પતિવ્રતા સ્ત્રીનું મન કેવળ પોતાના પતિના ચિંતનમાંજ લાગેલું હોય છે તે પ્રમાણે આ સર્વ સૈનિકોનું ધ્યાન ફક્ત મારા વિજયમાંજ લાગેલું છે.[11] એઓ એટલા તો નિસ્સીમ સ્વામીભક્ત છે કે આપણાં કાર્યની આગળ તેઓ પોતાના પ્રિય પ્રાણ પણ ઓછી યોગ્યતાના સમજે છે.[12] એઓ યુદ્ધકળામાં નિષ્ણાત છે અને યુદ્ધકૌશલ્યથી કીર્તિ ખાટી જનારા વીર યોદ્ધાઓ છે. વધારે તે શું બોલું?[13] આ પ્રમાણે આપણા સૈન્યમાં સર્વતોપરિ પરાક્રમી એટલા તો યોદ્ધાઓ છે કે તેમની ગણના કરવી પણ અશક્ય છે.[14]

**अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम् ।**
**पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम् ॥ १० ॥**

**શ્લોકાર્થ:—ભીષ્મપિતાએ જેનું રક્ષણ કર્યું છે એવું અમારૂં સૈન્ય અપરિમિત છે, અને ભીમદ્વારા સંરક્ષિત થયેલું પાંડવોનું સૈન્ય ઓછું છે. (૧૦)**

**ઓવી અર્થ:**—સર્વ ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ અને જગતના સર્વ યોદ્ધાઓમાં પ્રતાપી એવા જે ભીષ્મપિતા તેમની પાસે આ સર્વ સૈન્યનું આધિપત્ય છે.[૧૫] તેમણે આ સૈન્યની વ્યૂહ રચના એવી તો સરસ કીધી છે કે જાણે કિલ્લાજ ન બાંધ્યા હોય ? તેની આગળ ત્રિભુવન પણ તુચ્છ છે.[૧૬] પ્રથમ સમુદ્ર પોતે તો દુસ્તરજ છે, પછી તેને વડવાનલની સાહાય મળે એટલે પછી પૂછવુંજ શું ?[૧૭] કિંવા પ્રલયકાળના અગ્નિને મહાવાતની સહાયતા પ્રાપ્ત થાય તો પછી આ ઉભયના સંયોગથી બાકીજ શું રહે ? તેમજ આપણા સૈન્યને ભીષ્મની સાહાય છે એટલુંજ નહિ પણ વળી તેને સેનાપતિનો અધિકાર છે;[૧૮] તો પછી આપણા સૈન્યની સામે કોણ યુદ્ધ કરી શકશે ? આપણા આવા સૈન્યની આગળ પાંડવનું સૈન્ય ખરેખર તદ્દન તુચ્છ છે.[૧૯] અને તેમાં વળી તેણે હાંડની ગણનામાં ખપતા ભીમસેનનું આધિપત્ય સ્વીકાર્યું છે" આટલું બોલી તે સ્તબ્ધ રહ્યો.[૨૦]

**अयनेषु च सर्वेषु यथाभागमवस्थिताः ।**
**भीष्ममेवाभिरक्षतुं भवन्तः सर्व एव हि ॥ ११ ॥**

**શ્લોકાર્થ:—તમે સર્વ નિયુક્ત કરેલી પોતપોતાની જગ્યાએ ઉભા રહી ભીષ્મપિતાનુંજ સર્વ પ્રકારે રક્ષણ કરો. (૧૧)**

**ઓવી અર્થ:**—ત્યાર પછી ફરીને તે સર્વ સેનાપતિઓ પ્રત્યે બોલ્યો, અહો સામંતો! તમે પોતપોતાનું સૈન્ય સજ્જ કરો.[૨૧] જેના તાબામાં અક્ષૌહિણી સૈન્ય હોય તેણે પોતપોતાના સૈન્યના મુખ આગળ જઈ ઉભા રહેવું, જે મહારથી હોય તેણે પોતાનું સૈન્ય વ્હેંચી લેવું;[૨૨] અને સર્વે જણે ભીષ્મપિતાની આજ્ઞામાં રહેવું. પછી તે દ્રોણાચાર્ય પ્રત્યે બોલ્યો તમે સર્વ સૈન્યપર દેખરેખ રાખો,[૨૩] અને ભીષ્મને મારા જેવાજ ગણી તેમનું રક્ષણ કરજો; કારણ કે આપણા સર્વ સૈન્યનો આધાર તેમનાપરજ છે.[૨૪]

**तस्य संजनयन्हर्षं कुरुवृद्धः पितामहः ।**
**सिंहनादं विनद्योच्चैः शंखं दध्मौ प्रतापवान् ॥ १२ ॥**

**શ્લોકાર્થ:—પછી દુર્યોધનના મનમાં હર્ષ ઉત્પન્ન કરવાને માટે કુરુકુલમાંના વૃદ્ધ અને મહાપ્રતાપી પિતામહ ભીષ્મપિતાએ સિંહની પેઠે ગર્જના કરી, પ્રચંડ સાદે શંખ વગાડયો. (૧૨)**

**ઓવી અર્થ:**—રાજા દુર્યોધનનું ભાષણ સાંભળી ભીષ્મને ઘણો સંતોષ થયો અને તેણે સિંહનાદ કર્યો.[૨૫] આ નાદનો બન્ને સૈન્યમાં પ્રતિધ્વનિ થયો અને તે પ્રતિધ્વનિએ નભોમંડળ ગજાવી મૂક્યું.[૨૬] તે પ્રતિધ્વનિ થાય છે એટલામાં ભીષ્મે વીરવૃત્તિથી ઉશ્કેરાઇને પોતાનો દિવ્ય શંખ વગાડયો.[૨૭] આ બન્ને નાદ એકઠા થયા એટલે જાણે આકાશમંડળ પૃથ્વીપર તુટી પડશે કે શું એવો ઘડીભર ભાસ થયો અને ત્રૈલોક્યના જીવોને ભીતિ લાગવા માંડી.[૨૮] આ વખતે ગગનમંડળમાં પ્રચંડ ગર્જનાઓ થવા લાગી, સમુદ્ર ઉછાળા મારવા લાગ્યા અને સ્થાવર, જંગમ જગત ગભરાઇ જઈ થરથર કંપવા લાગ્યું.[૨૯] આ મહા નાદનો પ્રતિધ્વનિ પર્વતની ગુફામાં થવા લાગ્યો અને તે સૈન્યમાં રણવાદ્યો વાગવા લાગ્યાં.[૩૦]

**ततः शंखाश्च भेर्यश्च पणवानकगोमुखाः ।**
**सहसैवाभ्यहन्यंत स शब्दस्तुमुलोऽभवत् ॥ १३ ॥**

**શ્લોકાર્થઃ**—ત્યાર પછી ઈતર યોદ્ધાઓએ શંખ, નોબત, ડંકા, મૃદંગ તથા ગોમુખ એ રણવાદ્યો એકદમ વગાડયાં અને તેથી પ્રચંડધ્વનિ ઉત્પન્ન થયો.

**ઓવી અર્થઃ**—તે નાના પ્રકારનાં વાદ્યોનો ધ્વનિ એટલો તો કર્કશ અને ભયંકર હતો કે મહા બળવાન માણસોને પણ આ સમય મહા પ્રલયનો લાગવા માંડયો.[31] નોબત, ભેરી, નિશાન, માંદળ,* શંખ, ઝાંઝ, તતુડી ઇત્યાદિ અનેક રણવાદ્યોનો અવાજ અને યોદ્ધાઓનો રણકલ્લોલ શરૂ થયો.[32] કોઈ આવેશથી ભુજા ઠોકવા લાગ્યા, કોઈ એક બીજાનાં નામ લઇ મોટેથી હાંક મારવા લાગ્યા અને મદોન્મત્ત હસ્તીની પેઠે આમતેમ દોડવા લાગ્યા.[33] ત્યાં કાયરોની તો વાતજ શી પૂછવી? તેઓ તો જાણે ક્ષુદ્ર તૃણની પેઠે ઉડીજ ગયા, યમ સુદ્ધાંને પણ ભીતિ લાગી તેથી તે તે તરફ જાણે મુખ પણ ફેરવતો ન હોય તેમ જણાયું.[34] કેટલાકના તો ઉભા ઉભાજ જીવ ગયા; જે સાધારણ ધૈર્યવાન હતા તેના દાંત બંધાઇ ગયા અને જે નામાંકિત યોદ્ધાઓ હતા તેને પણ કંપારી છૂટી.[35] પ્રચંડ વાદ્યધ્વનિ સાંભળી સાક્ષાત્ બ્રહ્મદેવ સુદ્ધાં વ્યાકુળ થયા અને ઇંદ્રાદિ દેવો તો "આજે પ્રલયકાળ આવ્યો કે શું?" એમ બોલવા લાગ્યા.[36]

**ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यंदने स्थितौ ।**
**माधवः पांडवश्चैव दिव्यौ शंखौ प्रदध्मतुः ॥ १४ ॥**
**पांचजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः ।**
**पौंड्रं दध्मौ महाशंखं भीमकर्मा वृकोदरः ॥ १५ ॥**
**अनंतविजयं राजा कुंतीपुत्रो युधिष्ठिरः ।**
**नकुलः सहदेवश्च सुघोष-मणिपुष्पकौ ॥ १६ ॥**

**શ્લોકાર્થઃ**—ત્યાર પછી જેને શુભ્ર અશ્વો જોડવામાં આવ્યા હતા એવા મોટા રથમાં બેઠેલા કૃષ્ણ અને અર્જુને દિવ્ય શંખ ફૂંક્યા. (૧૪) શ્રીકૃષ્ણે પાંચજન્ય નામનો, અર્જુને દેવદત્ત નામનો અને અતિ સાહસિક કાર્ય કરનાર ભીમસેને પૌન્ડ્ર નામનો શંખ વગાડયો. (૧૫) કુંતીપુત્ર ધર્મરાજ તથા નકુલ, સહદેવે (ક્રમશઃ) અનંત વિજય, સુઘોષ અને મણિપુષ્પક નામના શંખો વગાડયા. (૧૬)

**ઓવી અર્થઃ**—આ રીતે સ્વર્ગલોકમાં ગભરાટ છૂટયા પછી આ તરફ પાંડવસૈન્યમાં શું થયું તે સાંભળો.[37] જે વિજયનું પ્રત્યક્ષ પિયેર અને તેજનો કેવળ ભંડાર છે, જેને ગરૂડના જેવા વેગવાન ચાર અશ્વો ખેંચે છે;[38] અને જે જાણે મેરૂ પર્વતને પાંખ ન આવી હોય તેવો શોભે છે એવા શ્રેષ્ઠ રથની પ્રભાથી દશે દિશા ઝગઝગાટ મારી રહી.[39] જે રથપર સાક્ષાત્ વૈકુંઠાધિપતિ સારથિ હતા તે રથનું વર્ણન કોનાથી થઈ શકે તેમ છે.[40] સાક્ષાત્ શંકરનો અવતાર જે હનુમાન, તે તેના ધ્વજસ્તંભપર વિરાજતો હતો અને શાર્ઙ્ગ ધનુષ્યના ધારણ કરનારા ભગવાન શ્રીકૃષ્ણ, તે અર્જુનના રથના સારથિ હતા.[41] તે પ્રભુની અદ્દ્ભુતતા તો જુઓ! પોતાના ભક્ત પાર્થનું સારથિત્વ કરતાં તેમને જરા પણ સંકોચ થયો નહિ.[42] પોતાના સેવકને પાછળ રાખી પોતે આગળ થયેલા ભગવાન શ્રીકૃષ્ણે પોતાનો પાંચજન્ય નામનો શંખ સહજ લીલાથી વગાડયો.[43] પરંતુ જે પ્રમાણે સૂર્યનો ઉદય થતાંની સાથે નક્ષત્રોનો લોપ થાય છે તે પ્રમાણે તે શંખના મહાનાદથી[44] કૌરવોની સેનામાં થતો વાદ્યધ્વનિ કોણ જાણે કયાં લુપ્ત થયો તેનો પત્તોજ મળે નહિ![45] વળી અર્જુને પોતાનો દેવદત્ત નામનો ગંભીરનાદનો શંખ વગાડયો.[46] તે સમયે તે ઉભય શંખોના અદ્દ્ભુત ધ્વનિ એકત્ર થવાથી બ્રહ્માંડના શતશઃ ટુકડા થશે કે શું એવી ભીતિ

* એક જાતનું રણવાદ્ય.

લાગવા માંડી.[૪૭] એટલામાં ભીમસેનને આવેશ આવ્યો; અને તેણે મહાકાળની પેઠે ખળભળાટ કરી પોતાનો પૌંડ્ર નામનો મહા શંખ વગાડયો.[૪૮] તે શંખનો ભયંકર ધ્વનિ મહાપ્રલયના મેઘધ્વનિ જેવો લાગ્યો. ધર્મરાજે પોતાનો અનંતવિજય નામક શંખ વગાડયો;[૪૯] નકુલે સુઘોષ નામનો અને સહદેવે મણિપુષ્પક નામનો શંખ વગાડયો. આ નાદથી યમની સુદ્ધાં હિમ્મત મૂકાઈ ગઈ.[૫૦]

**काश्यश्च परमेष्वासः शिखंडी च महारथः ।**
**धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजितः ॥ १७ ॥**
**द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवीपते ।**
**सौभद्रश्च महाबाहुः शंखान्दध्मुः पृथक्पृथक् ॥ १८ ॥**
**स घोषो धार्तराष्ट्राणां हृदयानि व्यदारयत् ।**
**नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् ॥ १९ ॥**

**શ્લોકાર્થઃ**—હે પૃથિવીપતે! મહા ધનુર્ધારી કાશિરાજા, મહારથી શિખંડી, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ, અજીત સાત્યકિ, દ્રુપદ રાજા, દ્રૌપદીના પુત્રો, અને મહા પરાક્રમી અભિમન્યુ, એ સર્વે જણે પોતપોતાના શંખ વગાડયા. (૧૭–૧૮) તે ભયંકર શંખનાદનો આકાશ અને પૃથ્વીમાં પ્રતિધ્વનિ થતાં દુર્યોધનાદિકનાં હૃદય ફાટી ગયાં. (૧૯)

**ઓવી અર્થઃ**—“દ્રુપદ રાજા, મહાવીર કાશિરાજા, દ્રૌપદીના પુત્રો આદિ અનેક વીરો કે જેઓ ત્યાં એકત્ર થયા હતા;[૫૧] તેમજ અર્જુનનો પુત્ર અભિમન્યુ, અજીત સાત્યકિ, નૃપશ્રેષ્ઠ ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી,[૫૨] અને વિરાટ તથા ઇતર જે જે સેનાનાયકો હતા; તેમણે પણ પોતપોતાના જુદા જુદા શંખ વગાડવા માંડયા.[૫૩] તે શંખના મહા ધ્વનિથી શેષ અને કૂર્મ એકદમ ચોંકી ઉઠયા; અને તેઓ પૃથ્વીનો ભાર નાંખી દેવાને પ્રવૃત્ત થયા.[૫૪] આથી ત્રણે લોક ડગમગવા લાગ્યા, મેરૂ અને મંદર હચમચવા લાગ્યા; સમુદ્રનાં પાણી કૈલાસ પર્યંત ઉછળવા લાગ્યાં;[૫૫] રખેને પૃથ્વી ઉંધી વળી જશે કે શું, આકાશ ધસી પડશે કે શું, એમ ભાસવા લાગ્યું; અને નક્ષત્રો છૂટાં પડી ગયાં.[૫૬] સત્ય લોકમાં ‘પૃથ્વી ડૂબીરે ડૂબી, હવે દેવ નિરાધાર થયા’ એવી એક હાંકજ પડી રહી.[૫૭] દિવસે સૂર્ય જાણે થંભી ગયો; અને પ્રલયકાળની પેઠે ત્રૈલોક્યમાં હાહાકાર વર્તી રહ્યો.[૫૮] આ દશ્ય જોઈ ભગવાન શ્રીકૃષ્ણ વિસ્મિત થયા, અને કદાચ સૃષ્ટિનો પ્રલય થશે એમ જાણી તેમણે તે અદ્‌ભુત શંખનાદ બંધ કીધો.[૫૯] આથીજ આ જગત્ બચ્યું; નહિ તો કૃષ્ણાદિકે જ્યારે શંખ વગાડવાનો પ્રારંભ કીધો ત્યારેજ તેનો અંત આવવાનો સમય આવી પહોંચ્યો હતો.[૬૦] શંખનાદ બંધ થયો તથાપિ તેનો પ્રતિધ્વનિ હજી ગાજતો હતો; તેથી કૌરવસૈન્યનો ગભરાટ ઓછો થયો નહોતો.[૬૧] જે પ્રમાણે સિંહની સહજ અટકચાળથી ગજસમુદાયનું વિદારણ થાય છે; તે પ્રમાણે શંખનાદથી કૌરવોનાં હૃદય ફાટી ગયાં.[૬૨] એ ધ્વનિ સાંભળી કેટલાક ઉભેલા નીચે પડયા અને એક બીજાને કહેવા લાગ્યા કે “હું સાવધ! સાવધ!”[૬૩]

**अथ व्यवस्थितान्दृष्ट्वा धार्तराष्ट्रान्कपिध्वजः ।**
**प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पांडवः ॥ २० ॥**
**हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते ।**

**શ્લોકાર્થઃ**—જેના ધ્વજપર હનુમાન વિરાજમાન છે એવા અર્જુને યુદ્ધને માટે વ્યવસ્થિત રીતે ઉભા રહેલા દુર્યોધનાદિકને જોયા; અને શસ્ત્રનો મારો ચાલુ થયો એટલે પોતાનું ધનુષ્ય ઉપાડી (૨૦) તે વખતે હે રાજા તેણે શ્રીકૃષ્ણને આ વચન કહ્યું.

**ઓવી અર્થઃ**—તે સ્થળે જે બલાઢ્ય મહારથીઓ હતા તેમણે સૈન્યને પુનઃ ધૈર્ય આપ્યું.[૬૪] પછી તેઓ મોટી તૈયારી કરી આગળ ધસ્યા અને તેમણે દ્વિગુણ આવેશથી કુચ

કરવા માંડી. આ સમયે ત્રિભુવન ભયગ્રસ્ત થયું.[૬૫] તે ધનુર્ધારી વીરોએ શરોની એટલી ભયંકર વૃષ્ટિ કરી કે જાણે પ્રલયકાળની પર્જન્યવૃષ્ટિ ન થતી હોય![૬૬] આ દૃશ્ય જોઇ અર્જુનને અતીવ સંતોષ થયો, અને તેણે ગંભીર મુદ્રા કરી સૈન્યપર દ્રષ્ટિપાત કર્યો.[૬૭] આ વખતે સર્વ કૌરવોને યુદ્ધ કરવાને માટે સજ્જ થયેલા જોઈ પાંડુપુત્ર અર્જુને ધીમેથી પોતાનું ધનુષ્ય ઉચક્યું.[૬૮]

**अर्जुन उवाच। सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ॥ २१ ॥**
**यावदेतान्निरीक्षेऽहं योद्धुकामानवस्थितान् ।**
**कैर्मया सह योद्धव्यमस्मिन्रणसमुद्यमे ॥ २२ ॥**
**योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः ।**
**धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥ २३ ॥**

**શ્લોકાર્થઃ—અર્જુન બોલ્યોઃ-"હે કૃષ્ણ! મારો રથ બન્ને સૈન્યના મધ્ય ભાગમાં લઈ જઇ, અહીંઆં યુદ્ધ કરવાની ઇચ્છાથી આવેલા સર્વે જણને હું જોઇ શકું; એવા સ્થળે ઉભો કરો. આ રણમાં મારે કોની સાથે યુદ્ધ કરવું? (એ મારે પ્રથમ જાણવું જોઇએ.) અધર્મોનિષ્ઠ દુર્યોધનને યશ અપાવવાને માટે જે યોદ્ધાઓ અત્રે આવ્યા છે તેમને હું જોઉં છું." (૨૧-૨૨-૨૩)**

**ઓવી અર્થઃ**—પછી અર્જુન બોલ્યો "હે દેવ! હવે જલદીથી આપણો રથ બન્ને સૈન્યની વચ્ચે લઇ જઇ ઊભો કરો;[૬૯] કે જેથી અહીંઆં યુદ્ધ કરવાને માટે આવેલા સઘળા યોદ્ધાઓ પર એક દ્રષ્ટિપાત કરી લઉં.[૭૦] કારણ કે આ સર્વ એકત્રિત થયેલા યોદ્ધાઓમાંથી મારે કોની કોની સાથે યુદ્ધ કરવાનું છે; તે મારે પ્રથમ જાણવું જોઇએ.[૭૧] આ ઉતાવળા અને દુષ્ટબુદ્ધિ કૌરવો બહુધા અંગમાં કૌવત ન હોવા છતાં પણ યુદ્ધ કરવાનો આડંબર કરે છે.[૭૨] એમને યુદ્ધ કરવાની હોંસ છે ખરી, પરંતુ સમરભૂમિમાં ટકવા જેટલું ધૈર્ય એમનામાં નથી" એમ કહી સંજય આગળ બોલ્યો.[૭૩]

**संजय उवाच। एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत।**
**सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥ २४ ॥**
**भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ।**
**उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति ॥ २५ ॥**
**तत्रापश्यत्स्थितान्पार्थः पितृनथ पितामहान् ।**
**आचार्यान्मातुलान्भ्रातृन्पुत्रान्पौत्रान्सखींस्तथा ॥ २६ ॥**
**श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ।**
**तान्समीक्ष्य स कौंतेयःसर्वान्बंधूनवस्थितान् ॥ २७ ॥**
**कृपया परयाविष्टो विषीदन्निदमब्रवीत् ।**

**શ્લોકાર્થઃ—સંજય બોલ્યોઃ-હે રાજા ધૃતરાષ્ટ્ર! આ પ્રમાણે અર્જુને શ્રીકૃષ્ણને કહ્યા પછી શ્રીકૃષ્ણ ભગવાને બન્ને સૈન્યના મધ્ય ભાગે ભીષ્મ, દ્રોણ અને સર્વ રાજાની સામે પોતાનો રથ લઈ જઇ ખડો કરી દીધો. પછી શ્રી કૃષ્ણ ભગવાન અર્જુન પ્રત્યે બોલ્યા, "અહીંઆં આવેલી કૌરવ સમાજનું અવલોકન કર." આ વખતે અર્જુને વડીલ પિતામહ, ગુરૂ, મામા, બંધુ, પુત્ર, પૌત્ર, શ્વશુર અને અન્ય સર્વ હિતકર્તાઓને બન્ને સૈન્યમાં ઉભા રહેલા દીઠા. ૨૪-૨૫-૨૬-૨૭. તે સર્વને જોઇ તે કરૂણાથી આર્દ્ર થયો અને ખિન્નતાપૂર્વક બોલ્યો.**

**ઓવી અર્થ**:—રાજા શ્રવણ કરો. અર્જુનનું આ ભાષણ સાંભળતાંજ શ્રીકૃષ્ણે રથ લઈ જઈ બન્ને સૈન્યના મધ્ય ભાગમાં ઊભો કર્યો.[૭૪] જે સ્થળે ભીષ્મ દ્રોણાદિક આપ્ત સંબંધી, અને અનેક રાજાઓ સામા ઉભા છે,[૭૫] તે ઠેકાણે રથ ઊભો રહેતાંજ અર્જુન તે સૈન્યને નિહાળી જોવા લાગ્યો.[૭૬] પછી તે બોલ્યો "હે દેવ! જુઓ! જુઓ! આતો સર્વ અમારો આપ્તવર્ગ અને ગુરૂજન છે!" આ સાંભળી શ્રીકૃષ્ણ ભગવાનને ક્ષણભર આશ્ચર્ય લાગ્યું.[૭૭] તે પોતાના મનમાં વિચારવા લાગ્યા કે કોણ જાણે અર્જુનને આ વિચાર ક્યાંથી સુઝયો? એનો આ વિચાર કાંઇક ચમત્કારિક લાગે છે.[૭૮] અન્યના મનની વાત સહજ જાણનાર શ્રીકૃષ્ણ-ભગવાનની આગળ અર્જુનના મનની વાત કાંઇ ગુપ્ત રહે? તોપણ તેઓ તે વખત એક શબ્દ પણ ન બોલતાં સ્તબ્ધ રહ્યા.[૭૯] આ વખતે અર્જુને પોતાના કાકા, મામા, માતામહ, ગુરૂ, બંધુને જોયા.[૮૦] તથા પોતાના ઇષ્ટ મિત્ર તથા પુત્ર પૌત્રોને તે ઠેકાણે આવેલા જોયા.[૮૧] તેમજ તેણે પોતાના શ્વશુરાદિ આપ્તવર્ગને તે સ્થળે એકત્રિત થયેલો જોયો.[૮૨] જેમણે તેના પર ઉપકાર કીધા હતા; અને સંકટ સમયે સંરક્ષણ કીધું હતું; એવા નાના મોટા સર્વને[૮૩] તથા પોતાના ગોત્રના માણસોને, બન્ને સૈન્યમાં યુદ્ધને માટે સજ્જ થઇને ઊભા રહેલા અર્જુને તે સમયે જોયા.[૮૪]

આ સમયે તેના મનમાં ગભરામણ ઉત્પન્ન થઇ; અને આપોઆપ કરૂણાનો ઉદ્‌ભવ થયો; તથા અપમાન થવાથી વીરવૃત્તિ તેને છોડીને ચાલી ગઈ.[૮૫] જે સ્ત્રીઓ ઉત્તમ કુલોત્પન્ન અને લાવણ્યવતી હોય છે; તેનાથી પોતાના તેજસ્વીપણાને લીધે અન્ય સ્ત્રીઓનું વર્ચસ્વ સહન થઇ શકતું નથી.[૮૬] જે પ્રમાણે નવીન સ્ત્રીના પ્રેમમાં લુબ્ધ થઈ, વિષયી પુરૂષ પોતાની વિવાહિતા સ્ત્રીને વિસારી દઇ ભ્રમિત થયેલા માણસની પેઠે આચરણ કરે છે.[૮૭] કિંવા તપશ્ચર્યાના યોગથી રિદ્ધિ સિદ્ધિ પ્રસન્ન થતાંની સાથે વૈરાગ્યશીલ પુરૂષની બુદ્ધિ ભ્રમિષ્ટ થવાથી તેને જે પ્રમાણે વૈરાગ્યની સ્મૃતિ રહેતી નથી,[૮૮] તે પ્રમાણે અર્જુનના અંતઃકરણમાં કરૂણાનો પ્રાદુર્ભાવ થવાથી તે ભ્રમિત થયો; અને તેનું ધૈર્ય લુપ્તપ્રાય થયું.[૮૯] વળી મંત્રજ્ઞાતા મંત્રોચ્ચાર કરવામાં ચૂક કરવાથી જે રીતે ભ્રમિષ્ટ થાય છે; તે પ્રમાણે અર્જુન મહામોહથી વ્યાકુળ થયો,[૯૦] અને તેના હૃદયમાં રહેલી સ્વાભાવિક ધીરતાનો નાશ થઈ તે ઠેકાણે દયાનો ફુવારો છૂટયો.[૯૧] જે પ્રમાણે ચંદ્રકિરણનો સ્પર્શ થવાથી ચંદ્રકાંતમણિ દ્રવીભૂત થાય છે; તે પ્રમાણે અર્જુન કરૂણાથી અતિ આર્દ્ર થયો; અને પછી ખિન્ન અંતઃકરણથી શ્રીકૃષ્ણ પ્રત્યે કહેવા લાગ્યો.[૯૨]

**अर्जुन उवाच। दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम् ॥ २८ ॥**
**सीदंति मम गात्राणि मुखं च परिशुष्यति ।**
**वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥ २९ ॥**
**गांडीवं स्रंसते हस्तात्त्वक् चैव परिदह्यते ।**
**न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ॥ ३० ॥**

**શ્લોકાર્થ:—અર્જુન બોલ્યો:—"હે કૃષ્ણ! આ આપ્તજનોને યુદ્ધને માટે સજ્જ થયેલા જોઇને (૨૮) મારાં ગાત્રો શિથિલ થયાં છે, મુખ સુકાઈ ગયું છે, શરીરને કંપ થઇ રોમેરોમ ખડાં થયાં છે. (૨૯) ગાંડીવ ધનુષ્ય હાથમાંથી સરી જાય છે અને સર્વાંગમાં દાહ બળે છે; હવે મારાથી અહીંઆં ઉભા રહી શકાતું નથી, મારૂં ચિત્ત ચકડોળે ચઢયું છે. (૩૦)**

**ઓવી અર્થ**:—હે દેવ! જુઓ! મેં આ સર્વ સૈન્ય સમુદાય જોયો, તો તેમાં મારા ગોત્રના માણસોજ મારી દ્રષ્ટિએ પડ્યા.[૯૩] એ સર્વે યુદ્ધ કરવાને માટે તૈયાર થઇને ઉભા છે ખરા, પરંતુ એમની સાથે યુદ્ધ કરવું શું આપણને ઉચિત છે.[૯૪] આ વિચારથી મને કાંઈ સૂઝતું નથી,

હું મારૂં પોતાનુંજ ભાન ભુલી ગયો છું; અને મારૂં મન તથા મારી બુદ્ધિ સ્થિર નથી.[૯૫] આ જુઓ, મારા સર્વ અંગમાં કંપ થયો છે. અને મારૂં મુખ સુકાઈ ગયું છે. તથા મારાં ગાત્રો શિથિલ થઇ ગયાં છે.[૯૬] જાણે સર્વાંગે કાંટા ભોકાય છે; અને મન અતિ સંતપ્ત થવાથી ગાંડીવ ધનુષ્ય ધારણ કરનાર હાથ ઢીલો પડયો;[૯૭] અને તેથી મારા તે હાથમાંથી ગાંડીવ ધનુષ્ય કયારે સરી પડયું તેનું પણ મને ભાન રહ્યું નહિ. આપ્તવર્ગના મોહથી મારૂં અંતઃકરણ એટલું તો વ્યાપ્ત થઇ ગયું છે કે મને કશું ભાન રહ્યું નથી.[૯૮] મારૂં હૃદય વજ્ર કરતાં પણ કઠણ અને અન્યને દાદ ન આપે એવું અતિ ભયંકર છે; પરંતુ એના કરતાંએ આ મોહ અતિ કઠણ છે. એ મહદ્ આશ્ચર્યની વાત છે![૯૯] જેણે યુદ્ધમાં શંકરને પણ જીત્યા હતા; અને જેણે નિવાત કવચ રાક્ષસોને જડમૂળથી ઉખેડી નાંખ્યા હતા; તે અર્જુન એક ક્ષણમાં મોહથી વ્યાપ્ત થયો![૨૦૦] ભ્રમર ગમે તેવા સુકા કાષ્ટમાં સહજ છેદ પાડે છે; પરંતુ સુકોમળ કમળની કળિમાં તે બંદીવાન બની જાય છે![૧] તે, તે ઠેકાણે પ્રાણ પરિત્યાગ કરશે પરંતુ તે કુમળી કળિને છેદીને બહાર નીકળવાની કલ્પના તેને સ્વપ્નામાં પણ આવશે નહિ! આજ રીતે આપ્તવર્ગનો મોહ–મમતા છોડવી કઠિન છે.[૨] સંજય કહે છેઃ–હે રાજા ધૃતરાષ્ટ્ર! આ મોહ એ પરમેશ્વરની માયા છે. બ્રહ્મદેવ પણ એ માયાને કળી શકે એમ નથી; તો અર્જુન તેથી વ્યાકુળ થાય એમાં શી નવાઈ?[૩] અસ્તુ! હે રાજા! પછી પોતાના સર્વ આપ્તવર્ગને જોઇને અર્જુનના મનમાંથી યુદ્ધ વિષયનું અભિમાન ગળી ગયું;[૪] અને તેને ઠેકાણે તેના મનમાં કરૂણા શી રીતે ઉત્પન્ન થઇ તેની કાંઈ સમજ પડતી નથી. પછી તે શ્રીકૃષ્ણ પ્રત્યે બોલ્યોઃ–"હે દેવ! મને લાગે છે કે હવે અહીંઆં રહેવું નહિ. આ સર્વને મારવાનાં છે એવો વિચાર મનમાં આવતાંજ મારૂં મન અતિ વ્યાકુળ થાય છે અને મારી વાચા બંધાઇ જાય છે.[૬]"

**निमित्तानि च पश्यामि विपरीतानि केशव ।**
**न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥ ३१ ॥**

**શ્લોકાર્થઃ**—હે કેશવ! અહીંઆં કાંઈ વિપરીત થશે એવાં ચિન્હો દેખાય છે; અને યુદ્ધમાં સ્વજનનો ઘાત કરવાથી પુરૂષાર્થ થશે એમ મને લાગતું નથી. (૩૧)

**ઓવી અર્થઃ**—જ્યારે આ કૌરવને મારવાને હું તત્પર થયો છું; તો પછી ધર્મ રાજાદિનો વિધ્વંસ શા માટે ન કરવો? આ સર્વે મારા ગોત્રના માણસોજ છે.[૭] માટે હે દેવ! બળો આ યુદ્ધ! મને તો ઠીક લાગતું નથી. આવું મહાપાતક કર્યા વિના આપણું શું અટકી બેઠું છે?[૮] હે દેવ! અનેક દૃષ્ટ્યા વિચાર કરી જોતાં મને એમ લાગે છે કે યુદ્ધ કરવાથી તેનું પરિણામ ખરાબજ આવશે; પરંતુ જો યુદ્ધ પ્રસંગને ટાળીશું તો કાંઇક કલ્યાણ થશે.[૯]

**न कांक्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च ॥**
**किं नो राज्येन गोविंद किं भोगैर्जीवितेन वा ॥ ३२ ॥**
**येषामर्थे कांक्षितं नो राज्यं भोगाः सुखानि च ।**
**त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च ॥ ३३ ॥**
**आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः ।**
**मातुलाः श्वशुराः पौत्राः श्यालाः संबंधिनस्तथा ॥ ३४ ॥**

**શ્લોકાર્થઃ**—હે કૃષ્ણ! મને જય, રાજ્ય અને સુખની કાંઇ અપેક્ષા નથી. હે ગોવિંદ! અમારે રાજ્ય અને ભોગ ભોગવીને શું કરવું છે? (૩૨) કારણકે જેમને માટે અમારે રાજ્યભોગ અને સુખની ઇચ્છા કરવાની છે તેવા આ ગુરૂ, વડીલ, પુત્ર, આતામહ, મામા, શ્વશુર, પૌત્ર

**અને ઇતર સર્વ આપ્તવર્ગ આ સ્થળે પોતાના પ્રાણ અને ધનપર ઉદાર થઇ યુદ્ધને માટે સજ્જ થઇને ઉભા છે. (૩૩-૩૪).**

**ઓવી અર્થ:**—આવી રીતે જય મેળવવાની મને જરા પણ દરકાર નથી, અને એવું રાજ્ય મેળવીને કરવું છે શું ?[૧૦] આ સર્વેનો વધ કરીને જે ભોગ ભોગવવાના હોય, તે સર્વને આગ લાગો![૧૧] આવાં સુખ કરતાં અમે ગમે તેવાં સંકટો સહન કરીશું, અને પ્રસંગવશાત્ અમારા પ્રાણ સુદ્ધાં ખર્ચી નાંખીશું.[૧૨] પરંતુ એમનો વધ કરી રાજ્ય સુખ ભોગવવાની ઇચ્છા, મને સ્વપ્નમાં પણ આવનાર નથી.[૧૩] જો અમારા વડીલવર્ગનું અમે અહિત ચિંતવીએ, તો પછી અમારા જન્મ અને જીવનનું શું પ્રયોજન?[૧૪] કુળમાં પુત્રપ્રાપ્તિ થાય, એવી જે સાધારણ ઇચ્છા માનવસમાજમાં વિદ્યમાન છે. તેનું ફળ આખરે આજ કે ? તે પુત્રે પોતાના કુળનો સંહાર કરવો એજ તેનું પરિણામ કે ?[૧૫] અરે અમારાથી વજ્ર જેવું કઠોર હૈયું શી રીતે થાય ? અરે આવો વિચાર મનમાંજ શી રીતે પ્રવેશી શકે ? ઉલટું આપણે તો બને તેટલું તેમનું કલ્યાણ કરવું જોઇએ.[૧૬] અમે જે જે મેળવીએ, તે સર્વનો તેઓ ઉપભોગ કરે, એટલુંજ નહિ પરંતુ તેમના સુખને માટે તો અમારે જીવિત સુદ્ધાં ઓવારી નાંખવું જોઇએ-ખર્ચી નાંખવું જોઇએ.[૧૭] અમારે દશેદિશાના રાજાને જીતવા જોઇએ, અને યશપ્રાપ્તિ કરી અમારા કુળને સંતોષ આપવો જોઇએ.[૧૮] પરંતુ કર્મની કેવી વિપરીત ગતિ છે, કે અમે એકજ ગોત્રના માણસો પરસ્પર યુદ્ધ કરવાને માટે ઉદ્યુક્ત થયા છીએ.[૧૯] એ સઘળાએ સ્ત્રી સંતતિ અને ધન એ સર્વને છોડીને, તરવારની ધારપર પોતાનો જીવ મૂકયો છે.[૨૦] એમને હું શી રીતે મારૂં ? કોનાપર શસ્ત્ર ઉગામું? અને મારાજ આપ્તજનનો ઘાત કેવી રીતે કરૂં ?[૨૧] એ કોણ છે તેની તને* ખબર નથી કે? જરા પેલી ગમ જો! પેલા ભીષ્મ અને દ્રોણ ઉભા, એમણે અમારાપર મહદ્ ઉપકાર કર્યા છે.[૨૨] આ ઠેકાણે અમારા કાકા, મામા, સસરા, બંધુ, પુત્ર, પૌત્રાદિ છે.[૨૩] આણીગમ જો ! એ સર્વ અમારા અતિ નિકટના સગા છે. એમનો વધ કરવાની વાત માત્ર મુખમાંથી બહાર કાઢતાં પણ દોષના ભાગી થઇએ છીએ.[૨૪]

**एतान्न हंतुमिच्छामि घ्नतोऽपि मधुसूदन ॥**
**अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते ॥ ३५ ॥**

**શ્લોકાર્થ:—હે મધુસૂદન! એઓ મારો પોતાનો વધ કરે તો પણ હું ત્રૈલોકયના રાજ્યને વાસ્તે પણ તેમને મારવાની ઈચ્છા કરનાર નથી, તો પછી પૃથ્વીના રાજ્યને માટે તો હું એમને શાનોજ મારૂં ? (૩૫).**

**ઓવી અર્થ:**—ઉલટપક્ષે એ મને ગમે તે કરે, કિંવા પ્રત્યક્ષ અમારો વધ કરે, તોપણ અમે તેમને મારવાનો વિચાર મનમાં આણવાના નથી.[૨૫] ત્રિભુવનનું નિષ્કંટક સામ્રાજ્ય યદિ પ્રાપ્ત થાય તોપણ એ અનુચિત કાર્ય હું કરીશ નહિ.[૨૬] હે કૃષ્ણ ! જો આજે આ ઠેકાણે અમે એમનો વધ કરીએ તો પછી આલોકમાં અમારૂં નામ કોણ સ્મરશે ? અને આ મ્હારાજ મોઢાનો ઇન્સાફ ! બોલ તું પછી અમને તારૂં મુખ દેખાડશે કે ?[૨૭]

**निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन ।**
**पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः ॥ ३६ ॥**

**શ્લોકાર્થ:—હે જનાર્દન ! આ કૌરવને મારીને અમને શું સુખ થનાર છે ? એઓ આતતાયી હોવાથી એમનો વધ કરવાથી અમને પાતકજ લાગશે. ( ૩૬ )**

* આ સ્થળે ખાસ તને શબ્દ વાપર્યો છે, કારણકે આ વખત અર્જુન આવેશ પ્રચુર થઈ બોલે છે.

**ઓવી અર્થ**:—જો હું ગોત્રજોનો વધ કરીશ તો, દોષનું ઘર બનીશ અને પછી તું મારો સારથિ હોવા છતાં પણ પાસે ઉભો રહેવાનો નથી.[૨૮] કુલક્ષય કરનારને અસંખ્ય પાપો લાગે છે. અને આવા સંકટના સમયે તને કયાં શોધીશું ?[૨૯] જે પ્રમાણે બાગમાં વન્હિનો સંચાર થતાં, કોકિલપક્ષી એક ક્ષણ પણ રહેતું નથી;[૩૦] કિંવા તળાવમાં કાદવ થયેલો જોઇને, ચકોર પક્ષી તેનો ત્યાગ કરી ચાલ્યું જાય છે;[૩૧] તે પ્રમાણે હે દેવ ! જ્યારે મારૂં પુણ્ય કમી થશે, ત્યારે આપ આપની માયામાં મને ફસાવી હાથમાં તાળી આપી ચાલ્યા જશો.[૩૨]

**तस्मान्नार्हा वयं हंतुं धार्तराष्ट्रान्स्वबांधवान् ।**
**स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ॥ ३७ ॥**

**શ્લોકાર્થ**:—"માટે અમારા બાંધવોને આ કૌરવોને મારવા એ કાર્ય અમારે માટે ઉચિત નથી. હે માધવ ! અમે અમારા આપ્તજનોને મારીને શી રીતે સુખી થઇશું ? (૩૭)

**ઓવી અર્થ**:—"માટે એ કાર્ય હું કદિ પણ કરનાર નથી, અને આ સમરાંગણમાં શસ્ત્ર પણ ધારણ કરનાર નથી; કારણ કે એ કૃત્ય અનેક પ્રકારે નિંદ્ય છે, એમ મને લાગે છે.[૩૩] હે કૃષ્ણ ! જ્યારે આપ અમારાથી છૂટા પડશો, ત્યારે અમારી શી ગતિ થશે ? તે દુઃખથી તો અમારૂં હૃદય ફાટી જશે."[૩૪] અર્જુન આગળ જણાવે છે "માટે હે દેવ ! આ કૌરવોનો વધ કરી અમે કદિ પણ રાજ્યનો ઉપભોગ કરીશું નહિ."[૩૫]

**यद्यप्येते न पश्यंति लोभोपहतचेतसः ।**
**कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥ ३८ ॥**
**कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् ।**
**कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन ॥ ३९ ॥**

**શ્લોકાર્થ**:—"લોભથી ચિત્ત ભ્રષ્ટ થવાને લીધે આ કૌરવો કુલક્ષય કરવાથી લાગનારો દોષ અને મિત્રની સાથે વેર કરવાથી લાગનારૂં પાતક જોઈ શકતા નથી (૩૮) પરંતુ હે જનાર્દન ! કુલક્ષય કરવાથી લાગતું પાતક અમે સૂર્યના પ્રકાશની પેઠે જોઈ શકતા હોવાથી એ પાપમાંથી નિવૃત્ત થવાનો વિચાર અમારે શા માટે ન કરવો ?" (૩૯)

**ઓવી અર્થ**:—"આ કૌરવો અભિમાનથી ઉન્મત્ત થયેલા હોવાથી યુદ્ધ કરવાને આવ્યા છે, તોપણ અમારે અમારૂં હિત જોવું જોઇએ.[૩૬] અમારે અમારા આપ્તોનેજ શા માટે મારવા જોઇએ ? જાણી બુજીને હળાહળ વિષ શા માટે પીવું ?[૩૭] અરે ! રસ્તે ચાલતાં જો અકસ્માત્ સિંહ સામો આવે, તો આપણે બીજી બાજુએ હઠી, રસ્તો ચુકવી ચાલ્યા જવું, એજ શ્રેયસ્કર છે.[૩૮] આપણે ખુલ્લા અજવાળામાં બેઠા હોઇએ અને પછી જો પૂર્ણ અંધકારમય કૂવામાં જઇને પડીએ તો પછી તેથી શું લાભ થશે તે તો જરા કહો ![૩૯] કિંવા સામે અગ્નિને જોયા છતાં પણ, જો આપણે દૂર નહિ જઇએ, તો તે એક પળમાં આપણને બાળીને ભસ્મીભૂત કરી દેશે.[૪૦] તેજ પ્રમાણે આ મૂર્તિમંત દોષ અમને લાગશે એમ જાણ્યા છતાં પણ એ કામ કરવાને અમારે શા માટે પ્રવૃત્ત થવું ?"[૪૧] તદનંતર અર્જુન શ્રી કૃષ્ણ પ્રત્યે બોલ્યો "હે દેવ ! આ પાતકનું મહત્વ કેટલું બધું છે તે જુઓ."[૪૨]

**कुलक्षये प्रणश्यंति कुलधर्माः सनातनाः ।**
**धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥ ४० ॥**

**શ્લોકાર્થ**:—કુલક્ષયથી સનાતન (વંશપરંપરાથી ચાલ્યા આવતા) કુલાચાર નષ્ટ થાય છે. કુલાચાર નષ્ટ થવાથી સર્વ કુલ અધર્મથી વ્યાપ્ત થાય છે. (૪૦).

ઓવી અર્થ:—જે પ્રમાણે કાષ્ટની સાથે કાષ્ટ ઘસવામાં આવતાં અગ્નિ પ્રદીપ્ત થાય છે. અને તેનો ભડકો થતાં સર્વ કાષ્ટ ભસ્મ થઇ જાય છે.[૪૩] તે પ્રમાણે આપણા ગોત્રનાજ માણસો મત્સરથી એકમેકનો વધ કરે, તો તે મહાઘોર દોષના યોગથી સર્વ કુલનો ક્ષય થાય છે.[૪૪] આ કુલક્ષયના પાપથી, કુલધર્મનો લોપ થાય છે અને પછી તે કુલમાં અધર્મનો પ્રવેશ થાય છે.[૪૫]

**अधर्माभिभवात्कृष्ण प्रदुष्यंति कुलस्त्रियः ।**
**स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥ ४१ ॥**

**શ્લોકાર્થ:—હે કૃષ્ણ! અધર્મથી કુલ વ્યાપ્ત થતાં કુલની સ્ત્રીઓ દુરાચરણમાં પ્રવૃત્ત થાય છે અને હે વાર્ષ્ણેય! તેમના દુષ્ટ આચરણથી વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય છે. (૪૧).**

ઓવી અર્થ:—આમ થયા પછી સારાસારવિચાર, યોગ્યાયોગ્ય આચરણ, કર્તવ્યાકર્તવ્ય વિવેક સૌ દૂર થાય છે.[૪૬] પ્રદીપ્ત દીપક બુઝાવી નાંખી અંધારામાં ફરવા લાગતાં, જે પ્રમાણે સરળ રસ્તામાં પણ, મનુષ્યને સહજ ઠોકર વાગે છે.[૪૭] તે પ્રમાણે કુલક્ષયથી કુલધર્મ નષ્ટ થવાને લીધે, તે ઠેકાણે પાપ શિવાય અન્ય શી વસ્તુની પ્રાપ્તિ થશે ?[૪૮] મન અને ઈંદ્રિયોનો નિગ્રહ નષ્ટ થવાથી ઈંદ્રિયો ફાવે તેમ વર્તન કરવા માંડે છે. અને તેથી કુલસ્ત્રીઓ પાપાચરણમાં પ્રવૃત્ત થાય છે.[૪૯] અને તેથી ઉત્તમ તથા અધમનો સમાગમ થઇ, બ્રાહ્મણ શૂદ્રાદિ વર્ણોની ભેળસેળ થઈ જાય છે. અને આનું પરિણામ એ આવે છે કે, સર્વ જ્ઞાતિધર્મ, સમૂળ નષ્ટ થાય છે.[૫૦] જે પ્રમાણે ચોકમાં મૂકેલા બલિપર કાગડાઓ ચોતરફથી ત્રાપ મારે છે, તે પ્રમાણે આવાં કુળમાં ચારે તરફથી મહાપાતકોનો પ્રવેશ થાય છે.[૫૧]

**संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।**
**पतंति पितरो ह्येषां लुप्तपिंडोदकक्रियाः ॥ ४२ ॥**

**શ્લોકાર્થ:—પ્રજા વર્ણસંકર થવાથી કુળનો ઘાત કરનારા પુરૂષને અને તે કુળને નરકપ્રાપ્તિ થાય છે અને પિંડદાન તથા તર્પણાદિ ક્રિયા બંધ રહેવાને લીધે ઉભય પક્ષના પિતૃ નરકમાં પતન પામે છે-પડે છે. (૪૨).**

ઓવી અર્થ:—પછી તે કુળને અને તેનો વધ કરનારને, ઉભયને નરકપ્રાપ્તિ થાય છે.[૫૨] આ પ્રમાણે સકળ વંશની વૃદ્ધિ દૂષિત થઈ, તેમના સ્વર્ગસ્થ પૂર્વજો પતન પામે છે.[૫૩] જે કુળમાં નિત્ય તથા નૈમિત્તિક કર્મો કરવામાં આવતાં નથી, તે કુળમાં પિતૃઓને તિલોદક કોણ અર્પણ કરશે ?[૫૪] આવી સ્થિતિ થતાં પિતૃઓનું શું થશે અને તેઓ સ્વર્ગમાં શી રીતે રહી શકશે ? તેમની દશા પણ કુળની દશા જેવીજ થશે.[૫૫] જે પ્રમાણે સર્પે નખમાં ડંખ દીધો હોય તોપણ, તેની વેદના શિખા પર્યંત સર્વાંગમાં વ્યાપી જાય છે, તે પ્રમાણે આપ્તવર્ગનો વધ કરવાથી ઉત્પન્ન થનારો દોષ વર્તમાન જીવંત કુળથી તે મૂળ પુરૂષ સુધી સર્વને બુડાડે છે.[૫૬]

**दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ।**
**उत्साद्यंते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥ ४३ ॥**
**उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ।**
**नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥ ४४ ॥**
**अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ।**
**यद्राज्यसुखलोभेन हंतुं स्वजनमुद्यताः ॥ ४५ ॥**

**શ્લોકાર્થ:—વર્ણસંકર પ્રજા ઉત્પન્ન કરનાર આ કુળવિઘાતક પુરૂષના દોષને લીધે પુરાતન જાતિધર્મ તથા કુળધર્મ નષ્ટ થાય છે. (૪૩) જેમનો કુળધર્મ નષ્ટ થયો છે તે મનુષ્યને નક્કી**

**નરક પ્રાપ્તિ થાય છે એમ આપણા સાંભળવામાં આવે છે (૪૪) અરેરે! અમે રાજ્યસુખના લોભથી અમારા બાંધવોને મારવાને ઉદ્યુક્ત થયા છીએ માટે અમે મહત્પાપ કરવાને તૈયાર થયા છીએ એમ કહેવામાં વાંધો નથી. (૪૫)**

**ઓવી અર્થઃ**—હે કૃષ્ણ! અહીંઆં એક બીજું મહાપાતક થાય છે અને તે એ છે કે, આ દોષથી લોકાચાર નષ્ટ થાય છે.[૫૭] જે પ્રમાણે ઘરને આગ લાગી અગ્નિ ફેલાતાં, તે બીજા ભાગને પણ બાળીને ભસ્મ કરે છે,[૫૮] તે પ્રમાણે આવા કુળના સહવાસમાં જે લોકો આવે છે, તેમને પણ તેમના સંસર્ગના યોગથી પાપ લાગે છે.[૫૯] હે દેવ! તેજ પ્રમાણે તે કુળમાં નાના પ્રકારના દોષની ઉત્પત્તિ થવાથી, તેને ભયંકર નરકવાસ ભોગવવો પડે છે.[૬૦] એકવાર નરકમાં પડયા પછી યુગોના યુગો સુધી તેમાંથી છૂટકો થતો નથી. કુલક્ષયને લીધે, આવું મોટું પતન થાય છે.[૬૧] હે દેવ! આટલીવાર સુધી મેં બકબકારો કર્યો તોપણ, તેથી આપના મનને જરા પણ ત્રાસ થતો નથી? ભલા! આપનું હૃદય એવું તે કઠોર શા માટે થઈ ગયું છે?[૬૨] કુલક્ષય કરીને જે શરીરને માટે રાજ્યસુખની ઈચ્છા કરવાની હોય છે, તે શરીર તો ક્ષણિક છે; એવું જાણ્યા છતાં પણ, અમારે કુલક્ષયનું પાતક વ્હોરી લેવાનું કાર્ય છોડવું નહિ કેમ?[૬૩] અમારા આ જે સર્વ વડીલો એકઠા થયા છે, તેમનો વધ કરવાના હેતુથી મેં તેમના તરફ દ્રષ્ટિ ફેંકી છે એ શું નાનું પાતક થયું છે વારૂ?[૬૪]

**यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ।**
**धार्तराष्ट्रारणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ॥ ४६ ॥**

**શ્લોકાર્થઃ—"માટે નિઃશસ્ત્ર બની પ્રાણ સંરક્ષણાર્થે હું કાંઇ પ્રયત્ન કરીશ નહિ, છતાં જો આ શસ્ત્રધારી કૌરવો મારો વધ કરશે તો તેથી પણ મારૂં અધિક કલ્યાણજ થશે. (૪૬)"**

**ઓવી અર્થઃ**—"આવી રીતે જીવવું તેના કરતાં, હાથમાંનાં શસ્ત્રો ફેંકી દઈ કૌરવોના શર સહન કરવા, એ વધારે સારૂં છે.[૬૫] તેમ કરતાં જો મરણ પ્રાપ્ત થયું, તો તે પણ ઠીકજ છે. પરંતુ એમનો વધ કરી, પાપ વ્હોરી લેવાની મારી ઈચ્છા નથી.[૬૬] મારા સર્વ કુલનો ક્ષય કરી રાજ્ય મેળવવું એ નરકને માટે તૈયારી કરવા બરોબર છે."

**संजय उवाच । एवमुक्त्वाऽर्जुनः संख्ये रथोपस्थ उपाविशत् ॥**
**विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ॥ ४७ ॥**

**શ્લોકાર્થઃ—"સંજય બોલ્યો" આ પ્રમાણે કહી શોકાકુલ હૃદયનો અર્જુન ધનુષ બાણનો ત્યાગ કરી રથના પાછલા ભાગપર બેસી ગયો.**

**ઓવી અર્થઃ**—સંજય બોલ્યો "હે રાજા ધૃતરાષ્ટ્ર! સાંભળ! સમરાંગણમાં ઊભેલો અર્જુન આ પ્રમાણે બોલ્યો;[૬૮] પછી તે અત્યંત શોકગ્રસ્ત થયો અને રથપરથી નીચે કુદકો માર્યો.[૬૯] જે પ્રમાણે કોઈ રાજકુમાર પદચ્યુત થયા પછી, તેને કોઇ માન આપતું નથી; કિંવા રાહુ સૂર્યને ઘેરે છે, ત્યારે તે નિસ્તેજ થઇ જાય છે;[૭૦] અથવા જેમ એક તપસ્વી મહા સિદ્ધિની પ્રાપ્તિના ભ્રમથી વ્યાકુળ બની, તપનો ત્યાગ કરી, કાળના સપાટામાં સપડાઇ નિંદાને પાત્ર થાય છે.[૭૧] તે પ્રમાણે તે અર્જુન રથની નીચે ઉતર્યા પછી, અત્યંત દુઃખથી વિદીર્ણ થયેલો જણાયો.[૭૨] સંજય કહે છેઃ—"હે રાજા! વળી એમ બન્યું કે તેણે ધનુષ્યબાણ ફેંકી દીધાં અને તેની આંખમાંથી એક સરખી અશ્રુધારા ચાલવા લાગી."[૭૩] હવે પછી અર્જુનને દુઃખિત થયેલો જોઇ, વૈકુંઠનાથ શ્રી કૃષ્ણ તેને કેવી રીતે તત્ત્વજ્ઞાનનો બોધ કરે છે;[૭૪] તે કૌતુકમય કથા સાંભળો એમ નિવૃત્તિનાથના દાસ શ્રી જ્ઞાનેશ્વર મહારાજ બોલ્યા.[૨૭૫]

# द्वितीय अध्याय.

संजय उवाच । तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।
विषीदंतमिदं वाक्यमुवाच मधुसूदनः ॥ १ ॥

**શ્લોકાર્થ:**—સંજય બોલ્યો:-આ પ્રમાણે કરૂણાથી વ્યાપ્ત થયેલા, અશ્રુપૂર્ણ નયનવાળા અને ખિન્ન થયેલા અર્જુન પ્રત્યે મધુસૂદન બોલ્યા. (૧)

**ઓવી અર્થ:**—ત્યાર પછી સંજય, રાજા ધૃતરાષ્ટ્ર પ્રત્યે બોલ્યો:-મહારાજ! શ્રવણ કરો. અર્જુન તે સ્થળે શોકથી વ્યાકુળ થઈ રૂદન કરવા લાગ્યો.[૧] પોતાના સમસ્ત કુળને જોઈને, તેના મનમાં વિલક્ષણ મોહ ઉત્પન્ન થયો; અને તેથી તેનું ચિત્ત દ્રવિત થયું. અને તે કેવી રીતે ?[૨] જે પ્રમાણે પાણીથી મીઠું ઓગળી જાય છે, અને જે પ્રમાણે પવનથી વાદળાં વિખરાઈ જાય છે તેવી રીતે તે અતિ ધૈર્યવાન હોવા છતાં પણ, તેનું હૃદય દ્રવી ગયું ![૩] જે રીતે રાજહંસ કાદવમાં પડવાથી મ્લાન દેખાય છે; તે પ્રમાણે અર્જુન મમતાથી વ્યાકુળ થઈ, તદ્દન મ્લાન દેખાવા લાગ્યો.[૪] આ રીતે અર્જુનને મહામોહથી ગ્રસ્ત થયેલો જોઈને, ભગવાન શ્રીકૃષ્ણ બોલ્યા.[૫]

श्री भगवानुवाच । कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥ २ ॥

**શ્લોકાર્થ:**—શ્રી ભગવાન કહે છે:—હે અર્જુન! બુદ્ધિવાન લોકોને માન્ય ન થનારો, સ્વર્ગ પ્રાપ્તિની આડે આવનારો અને કીર્તિનો નાશ કરનારો આ મોહ તને આ યુદ્ધ પ્રસંગે ક્યાંથી ઉત્પન્ન થયો? (૨)

**ઓવી અર્થ:**—હે અર્જુન ! જરા વિચાર તો કર ! આ સ્થળે તને આ શોભે છે કે? તું કોણ છે અને શું કરે છે; તેનો પ્રથમ વિચાર કર.[૬] તને થયું છે શું ? કહેતો ખરો, તને શું કમી પડયું ? શું કરવાનું શેષ રહ્યું છે ? અને દુઃખ શા માટે થયું છે ?[૭] તું અનુચિત ઘટના તરફ કદિ લક્ષ આપીશ નહિ; અને કદિ ધૈર્ય છોડીશ નહિ. માત્ર તારૂં નામ સાંભળીને, અપયશ બારેવાટ નાશી જાય છે.[૮] તું શૌર્યનો કેવળ સાગર અને ક્ષત્રિયોનો મુકુટમણિ છે; તેમજ તારા શૌર્યનો ડંકો ત્રૈલોક્યમાં વાગે છે.[૯] તેં શંકરને જીત્યા, નિવાત કવચનો* સમૂળો ઉચ્છેદ કર્યો; અને તારી કીર્તિને ગાંધર્વના સંગીતનો વિષય બનાવી મૂકી. (અર્થાત્ ગાંધર્વો જ્યાં ત્યાં તારી કીર્તિનું ગાન કર્યા કરે છે.)[૧૦] હે અર્જુન ! જેનાં પરાક્રમો એવાં મહાન છે, કે તેની તુલના સમસ્ત ત્રિભુવન પણ કરી શકે નહિ;[૧૧] એવો જે તું તે વીરવૃત્તિનો પરિત્યાગ કરીને, મોઢું નીચું કરી, રડવા બેઠો છે ![૧૨] હે અર્જુન! વિચાર કર! શું કારૂણ્ય તને આવો દીન બનાવી શકે છે? અરે ! તિમિરે કદિ સૂર્યને ગ્રસિત કીધો છે ?[૧૩] કિંવા પવનને કદિ મેઘનો ભય લાગ્યો છે ? અથવા અમૃતને કદિ મરણ નડયું છે ? કાષ્ટે કદિ અગ્નિનો ગ્રાસ કીધો છે ?[૧૪] અથવા કદિ મીઠાથી પાણી પીગળ્યું છે ? અથવા કાળકૂટ વિષ, કદિ અન્ય વસ્તુના સંસર્ગથી મરણ પામ્યું છે કે ? અથવા પ્રચંડ ભુજંગને કદિ દેડકાએ+ ગળ્યો છે ?[૧૫] વારૂ! શિયાળે કદિ સિંહની સામે ટક્કર લીધી છે એવી વિલક્ષણ ઘટના કદિ બની છે? પરંતુ આજે તેં તે ઘટના પ્રત્યક્ષ કરી બતાવી

* નિવાત કવચ પ્રલ્હાદના બંધુ સંહ્લાદનો પુત્ર થાય. એ સમુદ્ર તીરે રહેતો હતો અને ઇંદ્રથી પણ જીતાતો નહોતો. અર્જુને એનો વધ કર્યો હતો.

\+ ( ભારત વનપર્વ અધ્યાય ૧૬૯-૧૭૦ ).

છે ![16] હે અર્જુન ! અદ્યાપિ આ અનિષ્ટ બીના પ્રતિલક્ષ નહિ આપીશ ? મનને શીઘ્ર ધીરજ આપી સાવધ થા.[17] આ ઘેલછાનો પરિત્યાગ કર, ઉઠ અને ધનુષ્ય બાણુ હસ્તમાં ગૃહણુ કર. આ રણભૂમિપર તારી કરૂણાનો શો ઉપયોગ છે ?[18] હે અર્જુન ! તું તો જ્ઞાતા છેને ? ત્યારે આ પ્રસંગે વિચાર શા માટે કરતો નથી ? વારૂ ! યુદ્ધકાળે દયા આણવી યોગ્ય છે ?[19] શ્રીકૃષ્ણુ કહે છેઃ–હે અર્જુન ! તારૂં વર્તન આજ પર્યંત સંપાદન કરેલી કીર્તિનો નાશ કરનારૂં, અને સ્વર્ગપ્રાપ્તિમાં વિઘ્ન નાખનારૂં છે.[20]

**क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।**
**क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥ ३ ॥**

શ્લોકાર્થઃ—**હે પાર્થ ! એવો નામર્દ થઈશ મા ! એ તને શોભતું નથી ! હે શત્રુને તાપ આપનાર અર્જુન ! મનની ક્ષુદ્ર દુર્બલતાનો ત્યાગ કર અને યુદ્ધ કરવાને સજ્જ થા. (૩.)**

**ઓવી અર્થઃ**—માટે હે અર્જુન ! તું શોક કરીશ મા ! પૂર્ણ ધીરજ ધર; અને જેને માટે શોક કરતો હોય, તે વસ્તુનો પરિત્યાગ કર.[21] તારૂં આ કાર્ય ઠીક નથી. તેં આજ પર્યંત જે કાંઇ સંપાદન કીધું છે, તેનો આથી નાશ થશે. માટે તારૂં હિત શામાં રહેલું છે, તે હજી તું જો ?[22] આવા સંગ્રામકાળમાં કૃપાળુપણાનો કશો ઉપયોગ નથી. આ કૌરવો શું હમણાંજ તારા સગા થયા છે ?[23] અરે શું આ વાત પૂર્વે તને વિદિતજ નહોતી કે ? કિંવા એ આપ્ત છે, એમ તું જાણુતો નહોતો કે ? તો પછી આ વ્યર્થ માથાફોડ શા માટે ?[24] શું કહું ? આજનો યુદ્ધ પ્રસંગ, તારા આખા જન્મમાં અપૂર્વ છે. બાકી તમારી વચ્ચે પરસ્પર કલહ તો, સદૈવ ચાલ્યોજ આવે છે.[25] ત્યારે હવે હમણાંજ શું ભૂત ભરાયું ? કોણુ જાણે આ મોહ તને કેવી રીતે ઉત્પન્ન થયો ? પણુ હે અર્જુન ! તેં આ બહુ ખરાબ કામ કર્યું છે ![26] જો તું આવો મોહ ધારણુ કરશે, તો આજ પર્યંત મેળવેલી કીર્તિનો નાશ થશે. આ લોક પરલોકનાં સુખથી વંચિત રહેશે.[27] તારા અંતઃકરણુની નિર્બલતા, એ કાંઈ કલ્યાણુનું લક્ષણુ નથી. યુદ્ધ પ્રસંગે નિર્બલતા દાખવવી, એ ક્ષત્રિયની દુર્ગતિનું લક્ષણુ છે.[28] આ પ્રમાણે તે દયાળુ મહાપ્રભુએ કરેલા અનેકવિધ બોધને શ્રવણુ કરી, અર્જુન બોલ્યોઃ–[29]

अर्जुन उवाच । **कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन ।**
**इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥ ४ ॥**

શ્લોકાર્થઃ—**અર્જુન કહે છેઃ–હે મધુસૂદન ! હું ભીષ્મ અને દ્રોણાચાર્યપર કેવી રીતે બાણ છોડું ? હે શત્રુનું દમન કરનાર મહાપ્રભુ ! એઓ તો પૂજા કરવાને યોગ્ય છે. (૪)**

**ઓવી અર્થઃ**—હે દેવ ! શ્રવણુ કરો ! આટલું બધું બોલવાનું કશું પ્રયોજન નથી. આ યુદ્ધ વિષે, પ્રથમ આપજ વિચાર કરો.[30] આ ( ખરૂં ) યુદ્ધ નથી, પરંતુ અમારા હાથે મોટી અમર્યાદા થાય છે. અત્રે એ યુદ્ધ કરવાને પ્રવૃત્ત થયા; એ દોષ છે એટલુંજ નહિ પરંતુ એમ કરવાથી, અમે આરાધ્ય દેવતાનો પ્રકટપણે ઉચ્છેદ કરવાને તત્પર થયા છીએ; એમ કહીશું તોપણુ ચાલશે.[31] માતાપિતાની સેવા કરી તેમને સર્વ પ્રકારે સંતુષ્ટ રાખવાં જોઇએ, તો પછી આપણા પોતાનાજ હાથે તેમનો વધ કેવી રીતે થઈ શકે ?[32] હે દેવ ! સાધુસંતને નમસ્કાર કરવો જોઇએ; અને બને તો તેમની પૂજા કરવી જોઇએ. પરંતુ એ કાર્ય છોડી, આપણાજ મુખથી તેમની નિંદા શી રીતે થઈ શકે ?[33] તેજ પ્રમાણે આ અમારા કુલગુરૂ છે; અને તેટલા માટે અમને સર્વદા પૂજ્ય છે. તેમાં ભીષ્મ અને દ્રોણુનો તો હું અત્યંત રૂણી છું.[34] હે દેવ ! જેમના પ્રત્યે અમે સ્વપ્નમાં પણ વૈર ધારણુ કરી શકીએ નહિ; તેમનો પ્રત્યક્ષ ઘાત શી રીતે થઇ શકે ?[35] આજે

સર્વેની બુદ્ધિને થયું છે શું ? જેમની પાસેથી શસ્ત્રવિદ્યાનું શિક્ષણ પ્રાપ્ત કીધું; તેનોજ વધ કરવાને માટે જો તે શસ્ત્રવિદ્યાનો ઉપયોગ કરવાનો પ્રસંગ આવે; તો તો બળો આ જીવતર ![૩૬] હું-અર્જુન-દ્રોણાચાર્યનો શિષ્ય છું; તેણેજ મને ધનુર્વિદ્યા શીખવી છે; ત્યારે હવે તેનીજ હત્યા કરી તેના ઉપકારનો બદલો વાળું કેમ ?[૩૭] અર્જુન કહે છેઃ-જેની કૃપાથી વરપ્રાપ્તિ થઈ; તેનીજ સાથે કૃતઘ્નતા કરનાર ભસ્માસુર* હું થઇશ કે ?[૩૮]

**ગુરૂનહત્વા હિ મહાનુભાવાન્ શ્રેયો ભોક્તું ભૈક્ષ્યમપીહ લોકે ।**

**હત્વાર્થકામાંસ્તુ ગુરૂનિહૈવ ભુંજીય ભોગાન્ રુધિરપ્રદિગ્ધાન્ ॥ ૫ ॥**

**શ્લોકાર્થઃ**—અત્યંત ઉદાર અંતઃકરણવાળા ભીષ્મ દ્રોણાદિ ગુરૂજનોને મારવા કરતાં આ લોકમાં ભિક્ષા માગી નિર્વાહ કરવો; મને કલ્યાણકારક લાગે છે. શું ગુરૂજનોને મારી તેના રક્તથી ભરેલા અર્થ તથા કામથી યુક્તભોગ ભોગવતા આ જગત્‌માં બેસી રહેવું કે ?(૫)

**ઓવી અર્થઃ**—હે દેવ ! સમુદ્ર ગંભીર હોય છે, એમ સાંભળવામાં આવે છે; પરંતુ તેની સુદ્ધાં ઉપર ઉપરનીજ ગંભીરતા છે. અને આ દ્રોણાચાર્ય તો વૈરનું નામ સુદ્ધાં જાણુતા નથી.[૩૯] આકાશનો અંત નથી, પણ તેનું (યદાકદાચિત્) માપ થઇ શકશે; પરંતુ દ્રોણાચાર્યનું હૃદય તો, એટલું ઉદાર અને વિશાળ છે; કે તેનું માપ કદિ પણ થઈ શકશે નહિ.[૪૦] કદાચિત્ અમૃત બગડી જશે, અને વજ્ર પણ તુટી જશે; કિંતુ પ્રયત્ન કર્યા છતાં પણ, દ્રોણાચાર્યના હૃદયમાં વૈરનો આવિર્ભાવ થશે નહિ.[૪૧] માતા શિવાય ઇતરની માયા વ્યર્થ છે, એવી વદન્તી છે; તે ખરી છે. પરંતુ દ્રોણાચાર્યના હૃદયમાં તો, મૂર્તિમંત માયા વાસ કરે છે.[૪૨] અર્જુન કહે છેઃ-દ્રોણાચાર્ય દયાના સાગર, સર્વ ગુણોના ભંડાર અને વિદ્યાના કેવળ મહાનિધિ છે.[૪૩] આ રીતે એઓ સર્વશ્રેષ્ઠ હોઇ, અમારા પ્રત્યે તો પૂર્ણ કૃપાવંત છે. માટે એમનો ઘાત કરવાની કલ્પના સુદ્ધાં, મનમાં શી રીતે ઉદ્‌ભવે ?[૪૪] આવા (ગુરૂજન)નો રણમાં ઘાત કરી, પોતે રાજ્યૈશ્વર્ય ભોગવવું; એવી કલ્પના મારા મનમાં મૃત્યુ થતાં પણ, આવનાર નથી.[૪૫] એવું એ (કલ્પના આવવાનું) કાર્ય કઠિન છે. આ ગુરૂજનો કરતાં, રાજ્યોપભોગ શ્રેષ્ઠ હોય તો ભલે ! પરંતુ મને તો, તે કરતાં ભિક્ષા માગી નિર્વાહ કરવોજ, ઠીક લાગે છે.[૪૬] નહિ તો દેશત્યાગ કરવો, અથવા ગિરિકંદરમાં જઇ રહેવું; પરંતુ એમનાપર શસ્ત્ર તો ઉઠાવવું નહિજ.[૪૭] હે દેવ ! નવીન તૈયાર કરેલા બાણુવતી, એમના મર્મસ્થાનપર પ્રહાર કરી તેમના રક્તપાત પશ્ચાત્ મળનારા, રક્તથી ભરેલા, ભોગ ભોગવવા ઉદ્યત થવું કે ?[૪૮] એ ભોગ ભોગવી શું કરવું ? રક્તથી ખરડાયેલા, એ ભોગ શી રીતે ભોગવી શકાય ? માટે એમ કરવાની ઇચ્છા, મારા મનમાં ઉત્પન્ન થતી નથી.[૪૯] આમ કહ્યા પછી, અર્જુન શ્રી કૃષ્ણ પ્રત્યે બોલ્યોઃ-હે દેવ ! સાંભળ્યું કે ? પરંતુ અર્જુનના આ શબ્દો, શ્રી કૃષ્ણ ભગવાનને પસંદ પડ્યા નહિ.[૫૦] આ સ્થિતિ જોઇ અર્જુનના મનમાં, ભયનો સંચાર થયો. અને તે પુનઃ બોલ્યોઃ-હે દેવ ! મારા કથન તરફ, આપ શા માટે લક્ષ આપતા નથી ?[૫૧]

---

* ભસ્માસુર નામનો એક રાક્ષસ થઈ ગયો. તેને ચિતાભસ્મ આણુવાનું કામ શંકરે સોંપ્યું હતું; અને ચિતાભસ્મ ન મળે તો, 'જેના મસ્તકપર હાથ ધરશે તેનું મૃત્યુ થશે' એવું વરદાન આપ્યું હતું. હવે એવું બન્યું કે, તે અસુરના મનમાં પાર્વતી વિષે મોહ ઉત્પન્ન થયો; તેથી તેણે શંકરનેજ ભસ્મીભૂત કરવાની ઇચ્છા કરી. અને તેના મસ્તકપર પોતાનો હસ્ત ધરવાને માટે, તેની પૂઠે લાગ્યો. આથી શ્રી વિષ્ણુએ સ્ત્રી (મોહિની) સ્વરૂપ ધારણ કર્યું; અને પેલા અસુરને મોહગ્રસ્ત કીધો. પછી યુક્તિ પ્રયુક્તિથી તેનો હસ્ત તેનાજ મસ્તકપર ધરાવી, તેને ભસ્મ કર્યો.

**न चैतद्विद्मः कतरन्नो गरीयो यद्वा जयेम यदि वा नो जयेयुः ।**
**यानेव हत्वा न जिजीविषामस्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ॥ ६ ॥**

**શ્લોકાર્થ:—(યુદ્ધ કિંવા ભિક્ષાટન એ ઉભયમાંથી) અમારે માટે શું અધિક શ્રેયસ્કર છે; તથા આ લોકોને અમારે જીતવા, કે એ લોકોને અમારો પરાભવ કરવા દેવો; એમાંની કોઇ પણ બાબત, હું સમજી શકતો નથી. જે કૌરવોને મારી, અમે જીવવાની ઇચ્છા કરતા નથી; તે તો અમારી સામે યુદ્ધ કરવાને માટે, સજ્જ થઇને ઊભા રહ્યા છે.**

**ઓવી અર્થ:**—મારા મનમાં જે આવ્યું, તે વિચારપૂર્વક મેં અહીંઆં આપને કહી સંભળાવ્યું. પરંતુ એમાં સારૂં નરસું શું છે, તેતો આપનેજ વિદિત છે.[૫૨] અરે! અમારે વેર છે, એમ કહેતા સાંભળી, અમારે જેમને તત્કાળ પ્રાણ પરિત્યાગ કરવો જોઇએ; તે કૌરવો રણભૂમિપર, સંગ્રામ કરવાને માટે ઊભા છે.[૫૩] ત્યારે તેને મારવા કે છોડીને ચાલ્યા જવું, એ બેમાં શ્રેષ્ઠ વાત કયી છે, તેની મને સમજ પડતી નથી.[૫૪]

**कार्पण्यदोषोपहतस्वभावः पृच्छामि त्वां धर्मसंमूढचेताः ।**
**यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥७॥**

**શ્લોકાર્થ:—અજ્ઞાન નિમિત્તક દોષથી મારૂં અંતઃકરણ દૂષિત થયું છે અને મારૂં કર્તવ્ય શું છે તેની મને સમજ પડતી નથી. માટે હું આપને પૂછું છું. આમાં કલ્યાણકારક વાત કયી છે તેનો નિશ્ચય કરી મને કહો. હું આપનો શિષ્ય છું અને આપને શરણે આવ્યો છું માટે મને ઉપદેશ કરો. (૭)**

**ઓવી અર્થ:**—અમને કયું કાર્ય કરવું યોગ્ય છે; તે વિચાર કરવા છતાં પણ સૂઝતું નથી. કારણ કે, મોહથી મારૂં ચિત્ત વ્યાકુળ થયું છે.[૫૫] જે પ્રમાણે તિમિરથી, નયનની દર્શનશક્તિનો નાશ થતાં, નિકટના પદાર્થ પણ જોઈ શકાતા નથી;[૫૬] તેવી રીતે હે દેવ ! મારી સ્થિતિ થઈ છે. મારૂં મન ભ્રાંતિથી ગ્રસ્ત થયું છે; તેથી મારૂં હિત શામાં છે, તેની મને સમજ પડતી નથી.[૫૭] માટે હે કૃષ્ણ ! આપ વિચાર કરીને, મને સત્ય માર્ગનો ઉપદેશ આપો. કારણ કે અમારા ઈષ્ટમિત્ર આદિ સર્વસ્વ, આપજ છો.[૫૮] અમારા ગુરૂ, બંધુ, પિતા, કુલદૈવત અને સદા સંકટસમયે રક્ષણ કરનાર, આપજ છો.[૫૯] જે પ્રમાણે ગુરૂ શિષ્યને તરછોડતો નથી; અને સમુદ્ર નદીઓનો પરિત્યાગ કરતો નથી;[૬૦] તેમજ હે દેવ ! આપજ વિચાર કરો કે, જ્યારે માતાજ પોતાના પુત્રને છોડીને ચાલી જાય, તો તે પુત્રનો બચાવ શી રીતે થાય ?[૬૧] હે દેવ ! અમારા સર્વતોપરિ આપજ છો. અને અત્યાર સુધી હું જે બોલ્યો, તે જો આપને પસંદ પડયું ન હોય;[૬૨] તો હે પુરૂષોત્તમ ! અમને ઉચિત અને ધર્મ સમ્મત કાર્ય કરવાનો ઉપદેશ જલદીથી આપો.[૬૩]

**न हि प्रपश्यामि ममापनुद्याद् यच्छोकमुच्छोषणमिंद्रियाणाम् ।**
**अवाप्य भूमावसपत्नमृद्धं राज्यं सुराणामपि चाधिपत्यम् ॥ ८ ॥**

**શ્લોકાર્થ:—આ લોકમાં નિષ્કંટક અને સુસંપન્ન રાજ્ય તથા સ્વર્ગમાં દેવોનું આધિપત્ય, અર્થાત્ ઇંદ્રપદ મળે તોપણ, મારી ઇંદ્રિયોને શોષી લેનારો આ શોક કોઈ પણ ઉપાયે દૂર થશે; એમ મને લાગતું નથી. (૮)**

**ઓવી અર્થ:**—આ સર્વ ગોત્રજોને જોઇને, મારા મનમાં જે શોક ઉત્પન્ન થયો છે; તે આપના ઉપદેશ અતિરિક્ત કોઇ પણ ઉપાયથી, નષ્ટ થનાર નથી.[૬૪] ઇહલોકમાં પૃથ્વીનું રાજ્ય મળે કિંવા (સ્વર્ગમાં) ઇંદ્રપદ મળે, તોપણ મારા અંતઃકરણમાં ઉત્પન્ન થયેલો,

આ મોહ દૂર થનાર નથી.[૬૫] જે પ્રમાણે શેકેલાં બીજ, ગમે તેવી ઉત્તમ જમીનમાં વાવો, અને તેનાપર મન માન્યું પાણી સિંચો; તોપણ તે ઉગતાં નથી.[૬૬] કિંવા જ્યાં આયુષ્યની દોરી તુટી હોય, ત્યાં પરમામૃત શિવાય ઇતર ઔષધનો કશો ઉપયોગ નથી.[૬૭] તે પ્રમાણે મને સર્વ રાજ્યભોગ અને સંપત્તિ પ્રાપ્ત થાય તોપણ, આ મોહમાંથી મુક્ત થવાને માટે, મને તેનો જરા પણ ઉપયોગ નથી. હે કૃપાનિધે! આવી સ્થિતિમાં તો, તારી કૃપાજ ઉપયોગી થઇ પડશે.[૬૮] ક્ષણભર ભ્રાંતિ દૂર થતાં, અર્જુન આ પ્રમાણે બોલ્યો; પરંતુ તેને પુનઃ મોહે ઘેરી લીધો.[૬૯] જ્ઞાનેશ્વર મહારાજ અર્જુનની આ સ્થિતિ વર્ણવતાં જણાવે છે કે, તેને મોહની લહરિ લાગી નહોતી; પરંતુ કાંઇ જૂદોજ પ્રકાર હોય, એમ મને ભાસે છે. અને આ પ્રકાર એ છે કે, મહામોહરૂપી કાળ સર્પે અર્જુનને ગ્રસ્યો હતો;[૭૦] અને હૃદયકમલમાં કારૂણ્યનો પ્રાદુર્ભાવ થયો છે. એવી સંધિ સાધી તેણે મર્મસ્થાનમાં દંશ કીધો હતો. આથી લહરિપર લહરિ આવી, અર્જુનની વ્યાકુળતા વૃદ્ધિંગત થતી હતી.[૭૧] આવો પ્રસંગ જોઇ, જેની માત્ર કૃપાદ્રષ્ટિથી વિષનો નાશ થાય છે, એવા શ્રીકૃષ્ણ ભગવાનરૂપી ગારૂડી, તેનું રક્ષણ કરવાને માટે ધાઇ આવ્યા.[૭૨] હવે મોહથી વ્યાપ્ત થયેલા, અને શ્રીકૃષ્ણની નિકટ બેઠેલા અર્જુનનું, તેઓ ( શ્રીકૃષ્ણ ) રક્ષણ કરશે.[૭૩] આટલા માટેજ, મેં મોહ સ્વરૂપ કાળ સર્પે અર્જુનને ગ્રસ્ત કરી લીધો; એવું રૂપક આપ્યું હતું.[૭૪] જે પ્રમાણે વાદળાંથી સૂર્ય આચ્છાદિત થાય છે, તે પ્રમાણે ભ્રાંતિથી અર્જુન આચ્છાદિત થયો હતો.[૭૫] જે પ્રમાણે ગ્રીષ્મ-ઋતુમાં, ડુંગરપર લાય લાગે છે; તે પ્રમાણે અર્જુન દુઃખથી સર્વાંશે, જર્જર થઇ ગયો હતો.[૭૬] માટે, વણવો ( વનનો અગ્નિ, ડુંગરપર લાગેલો અગ્નિ ) લાગેલા ડુંગરપર, જે પ્રમાણે નીલવર્ણનો જલપરિપૂર્ણ મેઘસમુદાય તુટી પડી તેને શાંત કરે છે; તે પ્રમાણે પ્રથમથીજ નીલવર્ણના, અને કૃપામૃતરૂપી જલથી ભરેલા, તે મહામેઘરૂપ શ્રી ગોપાળ તેનાપર કૃપામેઘની વૃષ્ટિ કરવા લાગ્યા.[૭૭] તેમની દંતપ્રભા, જાણે વચમાં વચમાં વિદ્યુત્ ચમકતી ન હોય; તેવો પ્રકાશ આપી રહી હતી. અને તેમનું ગંભીર ભાષણ જાણે મેઘ ગર્જના ન હોય તેની પેઠે શોભતું હતું.[૭૮] આવો શ્રીકૃષ્ણ ભગવાનરૂપ મેઘ, હવે કેવી વૃષ્ટિ કરે છે; અને તે વર્ષાથી અર્જુનરૂપી પર્વત કેવો શાંત થાય છે, તથા તેને જ્ઞાનના નવા અંકુર કેવા ફુટે છે;[૭૯] તે કથા સાવધાનચિત્તે શ્રવણ કરો. એમ નિવૃત્તિદાસ જ્ઞાનેશ્વર મહારાજ બોલ્યા.[૮૦]

**संजय उवाच। एवमुक्त्वा हृषीकेशं गुडाकेशः परंतप।**

**न योत्स्य इति गोविंदमुक्त्वा तूष्णीं बभूवह ॥ ९ ॥**

**શ્લોકાર્થઃ**—સંજય કહે છેઃ–હે શત્રુને તાપ દેનાર! **અર્જુન આ પ્રમાણે શ્રીકૃષ્ણને કહી, હું હવે યુદ્ધ કરનાર નથી; એમ બોલી સ્તબ્ધ રહ્યો. (૯)**

**ઓવી અર્થઃ**—સંજય ધૃતરાષ્ટ્ર પ્રત્યે કહેવા લાગ્યોઃ–હે રાજા! પુનઃ તે અર્જુન શોક-યુક્ત અંતઃકરણથી શું કહેવા લાગ્યો, તે સાંભળો![૮૧] અર્જુન શોકાકુલ હૃદયે કહે છેઃ–હે દેવ સાંભળો! હવે, આપ મને યુદ્ધ કરવા માટે, લેશ પણ આગ્રહ કરશો નહિ. આ સ્થળે, હું નિઃસંશય યુદ્ધ કરનાર નથી.[૮૨] આ પ્રમાણે એકદમ બોલીને, પછી એક શબ્દનો પણ ઉચ્ચાર કર્યા વિના, તે સ્તબ્ધ રહ્યો. અર્જુનને આ સ્થિતિમાં રહેલો જોઈ, શ્રીકૃષ્ણ ભગવાનને ઘણું આશ્ચર્ય લાગ્યું.[૮૩]

**तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत।**

**सेनयोरुभयोर्मध्ये विषीदंतमिदं वचः ॥ १० ॥**

**શ્લોકાર્થઃ—હે રાજા! તે બન્ને સૈન્યોમાં ઉદ્વિગ્ન થયેલા અર્જુન પ્રત્યે શ્રીકૃષ્ણ મંદહાસ્ય કરીને બોલ્યા. (૧૦)**

**ઓવી અર્થઃ**—ભગવાન પોતાના મન સાથે બોલ્યાઃ–આ પ્રસંગે આ અર્જુનને, કોણ જાણે શું થયું છે? અર્જુન કાંઈ સમજતો નથી, તેનું શું કરવું?[૮૪] શા ઉપાયે, એને સમજાવી શકાય? શું કરવાથી, એના હૃદયમાં ધૈર્ય ઉત્પન્ન કરી શકાય? એવા વિચાર શ્રીકૃષ્ણ કરવા લાગ્યા. જે પ્રમાણે પંચાક્ષરી–માંત્રિક, ભૂતના નિવારણનો વિચાર કરે છે;[૮૫] અથવા જે પ્રમાણે, રોગ અસાધ્ય છે, એમ જાણી વૈદ્ય અમૃત તુલ્ય દિવ્ય ઔષધિની તત્કાળ યોજના કરે છે;[૮૬] તે પ્રમાણે, તે બન્ને સૈન્યની વચમાં સ્થિત રહેલા, શ્રીકૃષ્ણ ભગવાન વિચાર કરવા લાગ્યા કે, જેનાથી આ (અર્જુન)ને શોકમોહ ઉત્પન્ન થયાં છે; તે ભ્રાંતિ કેવી રીતે દૂર કરવી?[૮૭] એનો મનમાં નિશ્ચય કરી તેમણે રોષયુક્ત ભાષણ કરવાનો, આરંભ કર્યો. જે રીતે માતાના ક્રોધમાં ગુપ્તરૂપે સ્નેહ હોય છે,[૮૮] કિંવા ઔષધની કટુતામાં અમૃતનો આવિર્ભાવ હોય છે પરંતુ તે બહાર દેખાતો નથી, પણ ગુણમાં પ્રકટ થાય છે.[૮૯] તે પ્રમાણે ઉપરથી ક્રોધયુક્ત, પરંતુ અંતરમાં અતિ મમત્વથી ભરેલો, ઉપદેશ શ્રીકૃષ્ણે અર્જુનને આપવાનો પ્રારંભ કીધો.[૯૦]

**श्रीभगवानुवाच। अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे।**
**गतासूनगतासूंश्च नानुशोचंति पंडिताः ॥ ११ ॥**

**શ્લોકાર્થઃ—શ્રીકૃષ્ણ કહે છેઃ–જેનો શોક કરવો ઉચિત નથી તેનો તું શોક કરે છે અને મહા પાંડિત્યની વાત કરે છે! જે જ્ઞાની છે તે મૃત કે જીવંતનો શોક કરતા નથી. (૧૧)**

**ઓવી અર્થઃ**—પછી શ્રીકૃષ્ણ અર્જુન પ્રત્યે બોલ્યાઃ–આ યુદ્ધ પ્રસંગે તેં વચ્ચમાંજ શું ઇદંતૃતીયં ઊભું કીધું, તે જોઈ આશ્ચર્ય થાય છે.[૯૧] તું પોતાને મહા જ્ઞાની કહેવડાવે છે; પરંતુ અજ્ઞાનનો પલ્લવ તો છોડતો નથી. તને બોધ આપવાનો વિચાર કરૂં, તે પૂર્વે તુંજ મોટી ડાહી ડાહી વાતો કરે છે.[૯૨] એક મનુષ્ય જન્મથી અંધ હોય, અને તેને વળી ગાંડપણ લાગે એટલે પછી જેમ ફાવે તેમ, તે દોડાદોડ કરી મૂકે; તેમાં શી નવાઈ? આવા માણસોમાંનોજ તું એક લાગે છે.[૯૩] તું તારૂં પોતાનું સ્વરૂપ તો જાણતો નથી, અને કૌરવને માટે શોક કરીને થાકી મરે છે. તે માટે મને વારંવાર આશ્ચર્ય લાગે છે.[૯૪] ત્યારે અર્જુન! કહે તો જોઇએ! આ વિશ્વની જે અનાદિ રચના તે ખોટી છે? અને આ ત્રૈલોક્યનો પાલનકર્તા તુંજ છે કેમ?[૯૫] આ જગત્માં કોઇ એક ઈશ્વર છે, અને તે પ્રાણી માત્રની ઉત્પત્તિ કરે છે; એમ જે લોકો કહે છે, તે વાત ખોટી છે કેમ?[૯૬] ત્યારે તો એમજ માનવું, કે જન્મ મૃત્યુ તેંજ ઉત્પન્ન કર્યા? અને જ્યારે તું ઇચ્છા કરશે, ત્યારે તેનો નાશ થશે કેમ?[૯૭] જો ભ્રમમૂલક અહંકારથી ગ્રસ્ત થઈ, તું કૌરવનો ઘાત કરવાનો વિચાર મનમાં આણશે નહિ; તો તે સર્વ ચિરંજીવજ રહેશે કેમ? બોલ તો ખરો?[૯૮] કિંવા તુંજ માત્ર મારનારો અને અન્ય સર્વ મરનારા? આવી ભ્રાંતિને કદિ પણ ચિત્તમાં પ્રવેશ કરવા દઈશ મા હો![૯૯] અરે! આ અનાદિ સિદ્ધ ઘટના આપોઆપ બને છે. તેને માટે, તું શોક કેમ કરે છે વારૂ?[૧૦૦] મૂર્ખતાને લીધે, આ વિવેક તું જાણતો નથી; અને જે વાતને મનમાં સ્થાન પણ આપવું ન જોઇએ, તે વિષે વ્યર્થ ચિંતન કરી; ઉલટો મને ડહાપણ શીખવે છે.[૧] આ તરફ જો! જેઓ વિચારવંત છે તેઓ જન્મ અને મૃત્યુ એ ભ્રાંતિ છે, એમ સમજી બન્નેનો શોક કરતા નથી?[૨]

**न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः।**
**न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥ १२ ॥**

**શ્લોકાર્થઃ—હું પૂર્વે કદિ નહોતો કિંવા તું પણ કદિ નહોતો, અથવા આ રાજાઓ પણ નહોતા કે? અથવા આપણે સર્વે હવે પછી ( દેહત્યાગ પછી ) નહિ હઇશું કે? ( ૧૨ )**

**ઓવી અર્થ**:—હે અર્જુન ! વધુ કહું છું તે શ્રવણ કર. તમે, અમે અને આ સર્વ રાજાઓ, કે જે આ સ્થળે એકત્રિત થયા છે;[3] તે નિત્ય રહેશે, કિંવા સર્વથા નાશ પામશે; એ બન્ને ભ્રાંતિ છે. એ ભ્રાંતિ છોડી દીધી, એટલે જન્મ કિંવા મૃત્યુ બન્ને અસત્ય ઠરશે.[4] તું કહેશે કે એમ કેમ ? તો તેનો ઉત્તર એ છે કે ઉત્પત્તિ કિંવા નાશ, માયાના યોગથી લાગે છે. બાકી વસ્તુતઃ ! આત્મા તો અવિનાશીજ છે.[5] વારૂ ! પવનથી પાણી ચલવિચલ થઇ, તરંગ ઉત્પન્ન થાય છે; ત્યારે કોને ઉત્પન્ન થયેલું માનવું ?[6] ઠીક ! પવન બંધ થતાં પાણી સ્થિર થાય છે, ત્યારે કોનો નાશ થયેલો માનવો ? આનો વિચાર કર.[7]

**देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा ।**
**तथा देहांतरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥ १३ ॥**

**શ્લોકાર્થ**:—**આત્માનો જે આ દેહ તેને જે પ્રમાણે બાલ્ય, તારૂણ્ય અને વાર્ધક્ય એ ત્રણ અવસ્થા પ્રાપ્ત થાય છે ( પરંતુ તે અવસ્થાની સાથે દેહ જતો કે આવતો નથી ) તે પ્રમાણે આત્માને અન્ય દેહોની પ્રાપ્તિ થાય છે પરંતુ આત્મા નાશ પામતો નથી. એમ સમજી, જ્ઞાનીઓ દેહાંતર પ્રાપ્તિ માટે, ભ્રમમાં પડતા નથી ( કિંવા તેનો ખેદ પણ કરતા નથી.). (૧૩)**

**ઓવી અર્થ**:—વળી જો કે શરીર તો એકજ હોય છે, પરંતુ વય પરત્વે તેમાં સુદ્ધાં ફેરફાર માલૂમ પડે છે; એ પ્રત્યક્ષ પ્રમાણ છે.[8] એજ શરીરમાં આપણે બાલપણ જોઇએ છીએ, પછી વળી તે બાળપણ જઈ તારૂણ્ય આવે છે; પરંતુ આવા પ્રત્યેક ફેરફારની સાથે દેહનો નાશ થતો નથી.[9] તેજ પ્રમાણે આત્માને માટે અસંખ્ય શરીરો વિદ્યમાન હોય છે એવું જ્ઞાન ધરાવનારાઓ તારી પેઠે મોહથી દુઃખી થતા નથી.[10]

**मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदाः ।**
**आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥ १४ ॥**

**શ્લોકાર્થ**:—**હે અર્જુન ! માત્રા એટલે ઇંદ્રિયો અને તેનો સ્પર્શ એટલે વિષયો સાથેનો સંબંધ, એ શીત તથા ઉષ્ણ, અને સુખ તથા દુઃખ આપે છે; તે વિષયસંબંધ, ઉત્પત્તિ અને નાશને આધીન છે; અર્થાત્ અનિત્ય છે. માટે હે ભારત ! તેને મિથ્યા સમજી સહન કર. (૧૪)**

**ઓવી અર્થ**:—આ વાત લક્ષમાં ન આવવાનું કારણ ઇંદ્રિયાધીનતા છે. ઇંદ્રિયોએ મનુષ્યનું અંતઃકરણ વિષયો તરફ વાળ્યું છે, તેથી આ ભ્રમ ઉત્પન્ન થાય છે.[11] ઇંદ્રિયો વિષયનું સેવન કરે, એટલે સુખ દુઃખ ઉત્પન્ન થાય છે. આથી અંતઃકરણ સુખ દુઃખમાં ગુંથાઈ જાય છે.[12] વિષયોમાં જેઓ કદિ આસક્તિ રાખતા નથી, તેમને તેમાં કાંઇક દુઃખ, અને કાંઇક સુખ પણ ભાસે છે.[13] હવે શબ્દ વિષયની વ્યાપ્તિ તો જુઓ ! કર્ણદ્વારા નિંદા સાંભળી દ્વેષ ઉત્પન્ન થાય છે. અને સ્તુતિ સાંભળી સંતોષ ઉત્પન્ન થાય છે.[14] હવે સ્પર્શ વિષયના બે ગુણો છે, એક મૃદુતા અને બીજો કઠણતા. પરંતુ તે ત્વચાપર લાગવાથી સુખ કિંવા દુઃખ ઉત્પન્ન થાય છે.[15] તેજ પ્રમાણે રૂપ વિષયનાં પણ બે લક્ષણો છે; સુંદરતા અને કદ્રૂપતા. નયનદ્વારા જોવાથી આ વિષય પરત્વે સુખ, કિંવા દુઃખનું ભાન થાય છે.[16] આજ રીતે સુગંધ અને દુર્ગંધ, એવા બે ગુણ, ગંધ વિષયના છે. અને ઘ્રાણેંદ્રિયદ્વારા સંતોષ કિંવા અસંતોષ ઉત્પન્ન કરે છે.[17] તદ્વત્ રસનાં બે સ્વરૂપદ્વારા પ્રીતિ અને ત્રાસ, ઉત્પન્ન થાય છે. માટે વિષયસંગજ, મૂળ સ્વરૂપથી ભ્રષ્ટ કરનાર વસ્તુ છે.[18] જેઓ ઇંદ્રિયાધીન હોય છે, તેમને શીતોષ્ણની બાધા વળગે છે; અને તેથી તેઓ આપોઆપજ, સુખ દુઃખનો અનુભવ કરે છે.[19] ઇંદ્રિયોનો સ્વભાવજ એવો છે કે, તેને વિષયો અતિરિક્ત જગતમાં કાંઈ પણ રમ્ય વસ્તુ લાગતીજ નથી.[20] આ વિષયો કેવા છે, તેનો વિચાર કરતાં તે મૃગજલ કિંવા સ્વપ્નમાં

ભોગવેલા, ઐશ્વર્ય જેવા ભાસે છે.[21] માટે આ વિષયો અનિત્ય છે, એવો નિશ્ચય કર. અને હે પાર્થ ! તેનો યત્કિંચિત્ પણ સંગ ન કરતાં, તું તેનો ત્યાગ કર.[22]

**यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ।**
**समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥ १५ ॥**

શ્લોકાર્થઃ—હે પુરૂષ શ્રેષ્ઠ! જે સુખ દુઃખને સમાન (મિથ્યા) માનનારા, વિવેકી પુરૂષને આ વિષય સંબંધ બાધા કરી શકતો નથી; તે પુરૂષ મોક્ષ પ્રાપ્તિને માટે, યોગ્ય બને છે. (૧૫)

**ઓવી અર્થઃ**—જે પુરૂષ આ વિષયોને આધીન થતો નથી; તેને સુખ અને દુઃખ ઉભયની પ્રાપ્તિ થતી નથી, તથા તેનો ગર્ભવાસનો ફેરો મટી જાય છે.[23] હે અર્જુન ! જે આ વિષયોના પાશમાં સપડતો નથી, તેજ અવિનાશી છે એમ માન.[24]

**नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।**
**उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥ १६ ॥**

શ્લોકાર્થઃ—જે અસત્ એટલે મિથ્યા છે તે સત્ અર્થાત્ ખરૂં, કદિ પણ થનાર નથી. અને જે સત્ છે, તેનો કદિ પણ નાશ થનાર નથી. પરંતુ સત્ અને અસત્નો, આ સિદ્ધાંત માત્ર તત્ત્વવેત્તાઓએજ જાણ્યો છે. (૧૬)

**ઓવી અર્થઃ**—હવે હે અર્જુન ! વળી તને એક બીજી વાત હું કહું છું. આ વાત સંબંધે વિચાર કરવાથી, પરલોકની પ્રાપ્તિ થાય છે.[25] આ જગત્માં સર્વવ્યાપક એવું જે એક ગૂઢ ચૈતન્ય છે, તેનો તત્ત્વજ્ઞ લોકો સદૈવ સ્વીકાર કરે છે.[26] દૂધ અને પાણી એકત્ર કરવામાં આવ્યાં હોય, તો પણ જે પ્રમાણે રાજહંસ તેને ભિન્ન કરે છે;[27] અથવા ચતુર લોક જે પ્રમાણે, હીણ ધાતુને, અગ્નિમાં તપ્ત કરી, તેનું શુદ્ધ કાંચન બનાવે છે.[28] કિંવા બુદ્ધિના યોગે, દહિંનું મંથન કરી માખણ કાઢવામાં આવે છે.[29] અથવા ભુસું અને ધાન્ય એકત્ર હોવા છતાં, પવનથી તેને છૂટાં પાડી શકાય છે.[30] તે પ્રમાણે વિચાર કરવાથી, પ્રપંચજાળનો સહજ નાશ થાય છે; અને જ્ઞાનીને માટે પછી માત્ર યથાર્થ તત્ત્વ–બ્રહ્મજ શેષ રહે છે.[31] માટે જ્ઞાતાને અસત્માં આસ્તિક્ય બુદ્ધિ, (શ્રદ્ધા આસ્તિકતા હોવાપણાની આસ્થા) રહેતી નથી. કારણ કે, સત્ અને અસત્ એ ઉભયમાં સત્ય શું છે તેથી તે જાણીતો હોય છે.[32]

**अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम् ।**
**विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥ १७ ॥**

શ્લોકાર્થઃ—જે ચૈતન્યથી સર્વ જગત્ વ્યાપ્ત છે, તે નાશ પામનાર નથી; એમ સમજ. આવા નાશ રહિત, ચૈતન્યનો વિધ્વંસ કરવાને, કોઈ પણ સમર્થ નથી.

**ઓવી અર્થઃ**—ખરા ખોટાનો વિચાર કરતાં જે અસાર છે, તે ભ્રાંતિ છે; અને જે સાર છે, તે સ્વભાવતઃ જ નિત્ય અવિનાશી છે. એ વાત લક્ષમાં રાખ.[33] જેમાંથી આ ત્રૈલોક્યની ઉત્પત્તિ થઇ છે, તેને નામ, રૂપ, રંગ આદિ કોઇ પણ લક્ષણો નથી.[34] તે સદૈવ સર્વવ્યાપક હોઈ, જન્મ મરણથી અતીત છે; કદિ તેનો નાશ કરવા જાઓ, તોપણ તે થતો નથી.[35]

**अंतवंत इमे देहा नित्यस्योक्ताः शरीरिणः ।**
**अनाशिनोऽप्रमेयस्य तस्माद्युद्ध्यस्व भारत ॥ १८ ॥**

શ્લોકાર્થઃ—અવિનાશી, અમાપ અને નિત્ય એવા આત્માનો જે દેહ તે નાશવંત છે એમ જ્ઞાનીઓ કહે છે; માટે હે ભારત ! તું યુદ્ધ કર (૧૮)

**ઓવી અર્થઃ**—અને હે અર્જુન ! શરીર માત્ર સ્વભાવતઃ જ નાશવંત છે માટે તું યુદ્ધ કર.[36]

**य एनं वेत्ति हंतारं यश्चैनं मन्यते हतम् ।**
**उभौ तौ न विजानीतो नायं हंति न हन्यते ॥ १९ ॥**

**શ્લોકાર્થઃ**—આત્મા મારે છે અને આત્મા મરે છે, એમ જે સમજે છે; તે બન્ને અજ્ઞાની છે. કારણકે આત્મા કોઇને મારતો નથી અને કોઇથી મરતો પણ નથી. (૧૯)

**ઓવી અર્થઃ**—તું દેહનો અભિમાન ધરી તથા શરીર પર દ્રષ્ટિ રાખી, હું મારનાર છું અને કૌરવ મરનાર છે, એમ કહે છે.[37] પરંતુ, હે અર્જુન ! તેમાં રહેલો તત્ત્વાર્થ તું સમજતો નથી. યથાર્થ વિચાર કરતાં તને વિદિત થશે કે, તું મારનાર પણ નથી અને તેઓ મરનાર પણ નથી.[38]

**न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा भविता वा न भूयः ।**
**अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हयन्ते हन्यमाने शरीरे ॥ २० ॥**

**वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् ।**
**कथं स पुरुषः पार्थ कं घातयति हंति कम् ॥ २१ ॥**

**શ્લોકાર્થઃ**—આ ( આત્મા ) કદિ પણ ઉત્પન્ન થતો નથી અને કદિ પણ મરતો નથી. એ પૂર્વે જન્મ પામી, પુનઃ મૃત્યુ પામશે; એમ છેજ નહિ. એ જન્મ રહિત, નિત્ય, શાશ્વત અને અનાદિ છે; અને શરીરનો વધ થવા છતાં, એનો નાશ નથી. (૨૦) હે પાર્થ ! આત્માને જે અવિનાશી, નિત્ય, જન્મરહિત અને અવિકૃત જાણે છે, તે અન્યને કેવી રીતે તથા કોનાદ્વારા મરાવશે તથા મારશે ? ( માટે તે મરાવનાર પણ નથી અને મારનાર પણ નથી.) (૨૧)

**ઓવી અર્થઃ**—જે પ્રમાણે સ્વપ્નમાંના વિષયો, સ્વપ્નમાંજ ખરા લાગે છે; પરંતુ જાગૃતાવસ્થામાં તેમાંનું કાંઇ હોતું નથી,[39] તે પ્રમાણે આ સર્વ માયિક છે, અને તું ભ્રમમાં વ્યર્થ પડયો છે. અરે ! જે પ્રમાણે મનુષ્યની છાયાપર શસ્ત્રપ્રહાર કરવામાં આવતાં, તે છાયા અખંડિત રહે છે;[40] કિંવા પાણીથી ભરેલું પાત્ર ઊંધું નાંખતાં, તેમાંનું સૂર્યબિંબ નાશ પામેલું જણાય છે; પણ તેથી ખરો સૂર્ય નાશ પામતો નથી.[41] અથવા ઘરમાંના આકાશનો આકાર, ઘરના જેવોજ હોય છે; પરંતુ ઘરનો નાશ થતાં, આકાશનું મૂળ સ્વરૂપ નાશ પામતું નથી.[42] તેજ પ્રમાણે શરીરનો નાશ થવા છતાં પણ, આત્માનો કદિ નાશ થતો નથી. માટે બાપુ ! તું વ્યર્થ ભ્રાંતિથી ભ્રમિત થઇશ મા.[43]

**वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि ।**
**तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥ २२ ॥**

**શ્લોકાર્થઃ**—જે પ્રમાણે પુરૂષ જૂનાં વસ્ત્ર ઉતારી, નવાં વસ્ત્ર પરિધાન કરે છે; તે પ્રમાણે આત્મા જૂનાં શરીરોનો ત્યાગ કરી, નવાં શરીરો ધારણ કરે છે. (૨૨)

**ઓવી અર્થઃ**—મનુષ્ય જે પ્રમાણે જીર્ણ થયેલાં વસ્ત્ર ફેંકી દઈ, નવાં વસ્ત્ર પરિધાન કરે છે; તે પ્રમાણે આ ચૈતન્યનાથ-આત્મા, એક દેહનો ત્યાગ કરી અન્યનો સ્વીકાર કરે છે.[44]

**नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ॥**
**न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः ॥ २३ ॥**
**अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।**
**नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥ २४ ॥**

**શ્લોકાર્થઃ**—એ ( આત્માને ) ને શસ્ત્ર ખંડિત કરી શકતાં નથી; અગ્નિ ભસ્મ કરી શકતો નથી; પાણી ભીંજવી શકતું નથી; પવન સુકવી શકતો નથી. (૨૩) એ છિન્ન (ખંડિત) થઇ શકતો નથી; ભસ્મીભૂત થઇ શકતો નથી; ભીંજાઈ શકતો નથી; અને સુકાઈ શકતો નથી. એ અવિનાશી, સર્વવ્યાપી, સ્થિર, અચલ, અને શાશ્વત છે. ( ૨૪ )

**ઓવી અર્થઃ**—આ આત્મા જન્મ મરણરહિત હોઇ, સ્વતઃસિદ્ધ નિત્ય છે. વળી તે ઉપાધિરહિત હોઇ શુદ્ધ છે; માટે શસ્ત્રાદિકથી સુદ્ધાં એનો ઘાત થઇ શકતો નથી.[૪૫] એ પ્રલય-કાળનાં પાણીમાં બૂડતો નથી; એ અગ્નિથી ભસ્મ થઇ શકતો નથી; તેમજ વાયુમાં પણ એને શુષ્ક કરવાની શક્તિ નથી.[૪૬] માટે હે અર્જુન ! એ નિત્ય, ક્રિયારહિત, તથા શાશ્વત હોઇ, સર્વ સ્થળે પરિપૂર્ણ ભરેલો છે.[૪૭]

**अव्यक्तोऽयमचिंत्योऽयमविकार्योऽयमुच्यते ।**
**तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥ २५ ॥**

**શ્લોકાર્થઃ**—એ ( આત્મા ) ને આકાર નથી, ચિત્તદ્વારા એનું ચિંતન થઈ શકતું નથી; તથા એ વિકારરહિત છે; એમ કહેવાય છે. માટે આત્મા આ પ્રકારનો છે; એમ સમજ્યા પછી, તારે શોક કરવો ઉચિત નથી. ( ૨૫ )

**ઓવી અર્થઃ**—આત્મા તર્કશાસ્ત્રની દૃષ્ટિથી દેખાતો નથી; ધ્યાન તો તેનો મેળાપ કરવાને માટે, સદા તલપતુંજ રહ્યું છે.[૪૮] હે અર્જુન ! આત્મા મનથી સદા દુર્લભ, સાધનથી સદા અસાધ્ય, અનંત અને જીવમાત્રમાં શ્રેષ્ઠ છે.[૪૯] એ ત્રિગુણાતીત, અનાદિ, વિકારરહિત, સ્વરૂપાતીત અને વસ્તુમાત્રના સ્વરૂપમાં વ્યાપ્ત છે.[૫૦] હે અર્જુન ! આ રીતે આત્મા સર્વવ્યાપી છે, એમ તેં જાણ્યું, કે તત્કાળ, તું શોકરહિત થશે.[૫૧]

**अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।**
**तथापि त्वं महाबाहो नैनं शोचितुमर्हसि ॥ २६ ॥**

**શ્લોકાર્થઃ**—હવે, આત્મા નિત્ય ઉત્પન્ન થાય છે, અને નિત્ય નાશ પામે છે; એવો જો તારો મત હોય તો, હે અર્જુન ! તે માટે તારે આવો શોક ધારણ કરવો યોગ્ય નથી. (૨૬)

**ઓવી અર્થઃ**—અથવા હે અર્જુન! એમ ન જાણતાં, એ નાશવંતજ છે, એમ જો તું માને તોપણ, તારે શોક કરવાનું કારણ નથી.[૫૨] કારણ કે જે પ્રમાણે ગંગાનાં પાણીનો ઓઘ અખંડ છે; તે પ્રમાણે ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો પ્રવાહ, એક સરખો ચાલ્યા કરે છે ![૫૩] પ્રથમ ગંગાનું પાણી ઉત્પન્ન થાય છે, મધ્યમાં પ્રવાહમાં વહે છે, અને અંતે સમુદ્રમાં મળી જાય છે.[૫૪] આત્માને તો આ ત્રણે અવસ્થા સદા સરખીજ છે. પ્રાણી માત્રને આ ત્રણ અવસ્થા કોઇ વેળા છોડતી નથી; એમ તું જાણ.[૫૫] માટે આ સર્વેને માટે, તારે શોક કરવાનું કશું પ્રયોજન નથી. સ્વભાવતઃજ આ સર્વનો સૃષ્ટિક્રમ, અનાદિ ચાલ્યો આવે છે.[૫૬] જો આ વાત તારા લક્ષમાં ન આવતી હોય, તોપણ પ્રાણી માત્ર જન્મમરણને આધીન છે; એ વાત તો તું સમજે છેજ.[૫૭] માટે જન્મમરણને મટાડી શકાય એમ નથી, એવું સમજી તારે શોક કરવાનું પ્રયોજન નથી.[૫૮]

**जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।**
**तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥ २७ ॥**

**શ્લોકાર્થઃ**—કારણ કે જે ઉત્પન્ન થાય છે, તે નિઃસંશય મૃત્યુ પામે છે; અને જે મરે છે, તે નક્કી પુનર્જન્મ પામે છે; માટે એ ઘટના અપરિહાર્ય છે; તેથી તેને માટે તારે શોક કરવો ઉચિત નથી. (૨૭)

**ઓવી અર્થઃ**—જેનો જન્મ થયો છે, તેનું મૃત્યુ થનાર છે; અને જેનું મરણ થયું છે, તેનો પુનર્જન્મ થનાર છે; આ ઘટમાળ એક સરખી ચાલુજ છે.[૫૯] સૂર્યનો ઉદય અને અસ્ત જે પ્રમાણે આપોઆપ નિત્ય થયા કરે છે, કદી બંધ રહેતો નથી; તે પ્રમાણે આ જગતમાં જન્મમૃત્યુ મટાડી શકાય તેમ નથી.[૬૦] મહા પ્રલયકાળે આ ત્રૈલોકયનો પણ સંહાર થાય છે; માટે આદિ અને અંત અપરિહાર્ય છે.[૬૧] એવી જો તને સમજ પડી હોય તો, હે અર્જુન! તું શોક શા માટે કરે છે? અને જાણી બુજીને ઘેલો કાં થાય છે?[૬૨] હે પાર્થ! વળી એક બીજી વાતનો વિચાર કરતાં, તારે દુઃખ ધારણ કરવાનું કશું પ્રયોજન નથી.[૬૩]

**अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।**
**अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥ २८ ॥**

**શ્લોકાર્થઃ**—હે ભારત! સર્વ ભૂતો પ્રથમ અવ્યક્ત અર્થાત્ અસ્પષ્ટ સ્થિતિમાં હોય છે, તદનંતર વચ્ચે તે વ્યક્ત સ્થિતિમાં આવે છે અને અંતે અવ્યક્ત સ્થિતિમાં લય પામે છે. ત્યારે તે માટે શોક તે શો કરવો? (૨૮)

**ઓવી અર્થઃ**—આ સર્વ પ્રાણી ઉત્પત્તિ પૂર્વે નિરાકાર હતાં; અને જન્મ ધારણ કર્યા પછી આકારને પ્રાપ્ત થયાં.[૬૪] તે જ્યાં લય પામે છે ત્યાં પણ, તે નિઃસંશય અન્ય સ્થિતિમાં જતાં નથી; પરંતુ પોતાની પૂર્વ સ્થિતિ, અર્થાત્ અવ્યક્ત સ્થિતિનેજ પ્રાપ્ત થાય છે.[૬૫] હવે મધ્યમાં દૃશ્ય થતું જે સ્વરૂપ છે, તે, નિદ્રાગ્રસ્ત મનુષ્યના સ્વપ્નાની પેઠે, માયાના યોગથી દ્રશ્યાકારમાં-વ્યક્ત સ્વરૂપમાં, આવેલો આત્માજ છે.[૬૬] કિંવા જળને પવનનો સ્પર્શ થતાં, તેનાપર જે પ્રમાણે તરંગો દેખાય છે; કિંવા ભિન્ન ભિન્ન લોકોની ભિન્ન ભિન્ન ઇચ્છા પ્રમાણે, સુવર્ણમાંથી નાના-વિધ અલંકાર થાય છે;[૬૭] તે પ્રમાણે સર્વ પ્રાણી માયાના યોગથી, ઉત્પન્ન થયાં છે; એમ સમજ. જે પ્રમાણે આકાશમાં વાદળાં ઉત્પન્ન થાય છે; તે પ્રમાણે આ જગત્ દ્રશ્યાકારમાં આવ્યું છે. માટે અક્ષય્ય બ્રહ્મ પ્રતિજ લક્ષ આપ.[૬૮–૬૯] સાધુને બ્રહ્મ ઉપર પ્રેમ ઉત્પન્ન થવાથી, વિષયો તેને છોડી જાય છે; અને તે બ્રહ્મને માટે વનવાસી કિંવા વૈરાગ્યસંપન્ન થાય છે.[૭૦] તેમજ તે બ્રહ્મપર દ્રષ્ટિ રાખી, મનનશીલ પુરૂષો બ્રહ્મચર્યાદિ વ્રતો તથા તપો આચરે છે.[૭૧]

**आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति तथैव चान्यः ।**
**आश्चर्यवच्चैनमन्यः शृणोति श्रुत्वाप्येनं वेद न चैव कश्चित् ॥ २९ ॥**

**શ્લોકાર્થઃ**—કોઈ આત્માને આશ્ચર્યવત્ જુએ છે; કોઇ આશ્ચર્યવત્ વર્ણવે છે; કોઇ આશ્ચર્યવત્ સાંભળે છે; અને કોઈ તેના ગુણાનુવાદ શ્રવણ કરીને પણ, તેને જાણતો નથી. (૨૯)

**ઓવી અર્થઃ**—તે શુદ્ધ બ્રહ્મ તરફ એકાગ્ર ચિત્તે જોતાં જોતાં, કેટલાક લોકો અંતરમાં નિશ્ચળ થઈ, સર્વ સંસારને વિસરી જાય છે.[૭૨] તેનો ગુણાનુવાદ ગાતાં ગાતાં, કેટલાકના ચિત્તને ઉપરતિ થાય છે, અને અંતે તે તેમાંજ નિમગ્ન થઇ જાય છે.[૭૩] કોઇ તેના સ્વરૂપનું વર્ણન સાંભળી, શાંત થઇ, દેહાભિમાનથી નિવૃત્ત થાય છે; અને કોઈ તેનો અનુભવ લઈને, તદ્રૂપ બની જાય છે.[૭૪] નદીઓનો સર્વ ઓઘ, સમુદ્રમાં જઇને મળે છે; પરંતુ તેમાં સ્થાન ન મળવાથી તેના પાછા ફરવાની વાત, કોઈ દિવસ સાંભળવામાં આવી નથી.[૭૫] તે પ્રમાણે અનુભવી યોગી-ઓની બુદ્ધિ એક વેળા તે તરફ વળી કે, તત્કાળ તે તેમાં તદ્રૂપ થઇ જાય છે; પરંતુ આવી રીતે વિચાર કરી, તદ્રૂપ થયેલા યોગીઓ પુનઃ સંસારમાં આવતા નથી.[૭૬]

**देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ।**
**तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ॥ ३० ॥**

શ્લોકાર્થઃ—હે અર્જુન! સર્વ દેહોમાં વિદ્યમાન, એવો જે આત્મા, તેનો કદિ પણ વધ થઈ શકતો નથી; માટે સર્વ ભૂતોને માટે શોક કરવો, તને ઉચિત નથી. (૩૦)

ઓવી અર્થઃ—હે અર્જુન! સર્વત્ર, સર્વના અંતરમાં વ્યાપ્ત અને પ્રયાસ કરવાથી પણ જેનો ઘાત થતો નથી; એવું જે એક ચૈતન્ય છે; તે જગદ્રૂપ છે, એ વાત લક્ષમાં રાખ.[૭૭] આ ચૈતન્યના સ્વભાવાનુસારજ, સર્વ ઘટનાઓ બને છે; અને નાશ પામે છે. ત્યારે હવે, તુંજ કહે કે, શોક શાને માટે કરવો?[૭૮] હે પાર્થ! આ સરળ વાત, તારા મનમાં કેમ ન આવી? એ હું સમજી શકતો નથી. પરંતુ એકંદરે આ શોક કરવો એ તને યોગ્ય નથી.[૭૯]

**स्वधर्ममपि चावेक्ष्य न विकंपितुमर्हसि ।**
**धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते ॥ ३१ ॥**

શ્લોકાર્થઃ—અને સ્વધર્મની દ્રષ્ટિથી જોતાં પણ, તારે કંપિત થવું યોગ્ય નથી. કારણકે ધર્મયુદ્ધ પ્રાપ્ત થવું એના કરતાં, અન્ય કોઈ પણ વસ્તુ ક્ષત્રિયોને કલ્યાણકારક નથી. (૩૧)

ઓવી અર્થઃ—અરે અર્જુન! તું વિચાર કેમ કરતો નથી? આ તે તું શું લઈ બેઠો છે? જે સ્વધર્મ પાલનથી મનુષ્ય તરે છે, તેને તો તું તદ્દન વિસરી ગયો છે![૮૦] એમ સમજ કે, કૌરવોનું કાંઈ વિપરીત થયું; અથવા તારા સંબધમાં કાંઈ અનિષ્ટ પરિણામ આવ્યું; કિંવા સર્વ જગત્‌નો નાશ થયો.[૮૧] તોપણ સ્વધર્મનો તો, કદાપિ ત્યાગ કરવો નહિજ. તેનો ત્યાગ કરવાથી, તારા મનમાં જે દયા ઉત્પન્ન થઈ છે; તે દ્વારા તારો ઉદ્ધાર થશે કે?[૮૨] હે અર્જુન! યદ્યપિ તારૂં હૃદય દયાથી આર્દ્ર થયું છે, તોપણ, તે આ યુદ્ધ પ્રસંગે અનુચિત છે.[૮૩] અરે, ગાયનું દૂધ ઉત્તમ હોય છે; તોપણ તે કેટલાક વ્યાધિના પથ્યને માટે, વર્જ્ય હોય છે. તે જો તાવવાળા મનુષ્યને આપવામાં આવે, તો તેને તે વિષવત્ થઈ પડે છે.[૮૪] તેજ પ્રમાણે એક માણસ બીજાનું કાર્ય કરે, અર્થાત્ બ્રાહ્મણ ક્ષત્રિયાદિનું કર્મ કરે, અને ક્ષત્રિય બ્રાહ્મણાદિનું કર્મ કરે, તો તેના હિતનો નાશ થાય છે. માટે હવે તું સાવધ થા![૮૫] વ્યર્થ શોકાકુલ થઈશ માં; અને જે ક્ષત્રિય ધર્મના આચરણથી, કોઈ પણ કાળે દોષ લાગતો નથી; તે ધર્મકૃત્ય પ્રત્યે લક્ષ આપ.[૮૬] જે પ્રમાણે યોગ્ય માર્ગે ચાલવાથી, કદિ પણ અનિષ્ટની ઉત્પત્તિ થતી નથી; કિંવા દિવ્ય પ્રકાશમાં ચાલવાથી, ઠેસ વાગતી નથી;[૮૭] તે પ્રમાણે, હે અર્જુન! જે સ્વધર્મ પંથે ચાલે છે, તેની સર્વ મનોકામના સહજ પૂર્ણ થાય છે.[૮૮] માટે તમને–ક્ષત્રિયને સંગ્રામ શિવાય, કોઇ પણ કાર્ય, ઉચિત નથી.[૮૯] મનમાં કપટ ન રાખતાં, સામસામા ઉભા રહી એક બીજાપર પ્રહાર કરી, યુદ્ધ કરવું એ તું સારી પેઠે જાણે છેજ; તો પછી મારે શું કહેવું?[૯૦]

**यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।**
**सुखिनः क्षत्रियाः पार्थ लभंते युद्धमीदृशम् ॥ ३२ ॥**

શ્લોકાર્થઃ—હે પાર્થ! સહજ પ્રાપ્ત થયેલો આ યુદ્ધ પ્રસંગ, પ્રત્યક્ષ સ્વર્ગનાં દ્વારજ છે! આવું યુદ્ધ તો, ભાગ્યશાળી ક્ષત્રિયોનેજ પ્રાપ્ત થાય છે. (૩૨)

ઓવી અર્થઃ—હે અર્જુન! આ યુદ્ધ, તને પૂર્વ જન્મનાં પુણ્યથીજ, પ્રાપ્ત થયું છે. જાણે તારા સર્વ ધર્મનો ભંડારજ ખુલી ગયો છે![૯૧] અરે! આને તે શું યુદ્ધ કહેવું, કે તારા પ્રતાપથી મૂર્તિમંત સ્વર્ગનોજ ઉદય થયેલો કહેવો?[૯૨] જાણે તારા ગુણોની કીર્તિ સાંભળીને, પ્રત્યક્ષ કીર્તિ દેવીજ તારાપર અતિ આસક્ત થઈને તને વરમાળા આરોપવાને, આવી હોયની! તેમ લાગે છે![૯૩] અરે, આવા પ્રકારનું યુદ્ધ, ક્ષત્રિયોને સહજ પ્રાપ્ત થતું નથી. પુષ્કળ પુણ્ય કર્યાં હોય ત્યારેજ આવો યુદ્ધ પ્રસંગ હસ્તગત થાય છે. જે પ્રમાણે રસ્તે જતા એકાદ વટે-

માગ્યુને, ચિંતામણિ મળી જાય;[94] કિંવા બગાસું ખાવાને મુખ પહોળું કરતાં, તેમાં અકસ્માત્ અમૃતબિંદુ પડે; તે પ્રમાણે તમને આ યુદ્ધ પ્રસંગ પ્રાપ્ત થયો છે.[95]

**अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ॥**

**ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥ ३३ ॥**

**શ્લોકાર્થઃ**—એમ છતાં પણ જો તું ધર્મ યુદ્ધનો ત્યાગ કરશે, તો આ લોકની કીર્તિ, અને પરલોકના સાધન-સ્વધર્મનો નાશ થશે; અને પાપનો પ્રાદુર્ભાવ થશે. (૩૩)

**ઓવી અર્થઃ**—જો તું આવા આ સંગ્રામનો ત્યાગ કરીને, વ્યર્થ વસ્તુનોજ શોક કરતો બેસી રહીશ, તો પોતાની હાનિ પોતાને હાથેજ કરવા જેવી વાત થશે.[96] જો આ રણમાં આજે તેં શસ્ત્ર ફેંકી દીધાં, તો વડીલોપાર્જિત કીર્તિનો નાશ કીધો એમજ તું સમજજે.[97] પૂર્વજોએ મેળવેલી કીર્તિનો નાશ થશે; એટલુંજ નહિ, પરંતુ તારી કીર્તિનો પણ નાશ થશે. અને સર્વ જગત્ તારી નિંદા કરશે; અને તારા અંતઃકરણમાં વાસ કરવાને માટે, મોટા દોષો તને શોધતા આવશે.[98] જે પ્રમાણે પતિવિરહિત સ્ત્રી સર્વથા તિરસ્કારને પાત્ર બને છે, તે પ્રમાણે સ્વધર્મનો ત્યાગ કરનાર મનુષ્ય પણ નિંદ્ય બને છે.[99] અથવા જે પ્રમાણે રણમાં પ્રેત પડ્યું એટલે, ચારે તરફથી ગીધડાઓ આવીને, તેને ફોલીખાવા મંડી જાય છે; તે પ્રમાણે સ્વધર્મહીન મનુષ્યના અંગમાં મહા દોષો વ્યાપી તેનો નાશ કરી દે છે.[200]

**अकीर्तिं चापि भूतानि कथयिष्यंति तेऽव्ययाम् ।**

**संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥ ३४ ॥**

**શ્લોકાર્થઃ**—વળી, સર્વ લોક નિરંતર તારી અપકીર્તિ ગાશે, અને સંભાવિત પુરૂષને અપકીર્તિ મરણ કરતાં પણ અધિક દુઃખકર છે. (૩૪)

**ઓવી અર્થઃ**—એથી તું જો હાલમાં પ્રાપ્ત થયેલા, ક્ષત્રિયધર્મનો ત્યાગ કરીશ, તો તને પાપ લાગશે; અને કલ્પાંત પર્યંત પણ, અપયશનું કલંક તારા કપાલપરથી ભૂંસાશે નહિ.[1] જ્યાં સુધી અપકીર્તિ થઇ નથી, ત્યાં સુધીજ સુજ્ઞ પુરૂષો જીવવું ઉચિત સમજે છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી, હવે રણમાંથી પાછું શી રીતે જવું? તે તુંજ કહે![2] તું તો જાણે અંતરમાં દયા આવવાથી, વૈરનો ત્યાગ કરી, રણમાંથી પાછો ફરીશ; પણ આ તારા શત્રુઓ એ વાત માનશે નહિ.[3] આ કૈરવો, તને ચારે તરફથી ઘેરી લેશે; અને તારાપર શરવૃષ્ટિ કરશે. હે અર્જુન! પછી તારા દયાળુપણાથી કાંઇ તારો છૂટકો થશે નહિ.[4] એમ કરતાં વખતે મહા કષ્ટે અહિંઆંથી તારો છૂટકો થયો; પણ એ રીતે બચીને જીવવું એ મરણ કરતાં પણ ખરાબ છે.[5]

**भयाद्रणादुपरतं मंस्यंते त्वां महारथाः ।**

**येषां च त्वं बहुमतो भूत्वा यास्यसि लाघवम् ॥ ३५ ॥**

**શ્લોકાર્થ**—આ સર્વે મહારથીઓ, તું ભયથી નાશી ગયો છે એમ માનશે; અને પછી સર્વને બહુ માન્ય થયેલો તું હલકો પડીશ. (૩૫)

**ઓવી અર્થઃ**—વળી એક બીજી વાતનો તેં વિચાર કર્યો નથી. તું અહીંઆં બહુ મોટા ઠાઠથી સજ્જ થઈ યુદ્ધ કરવા આવ્યો છે. પણ જ્યારે દયાર્દ્ર થઇને પાછો જવાને નીકળીશ;[6] ત્યારે, હે અર્જુન! તુંજ કહે કે, આ તારા વૈરી કૈરવો તને દયા આવી છે; એ વાત ખરી માનશે કે?[7]

**अवाच्यवादांश्च बहून्वदिष्यंति तवाहिताः ।**

**निंदंतस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम् ॥ ३६ ॥**

શ્લોકાર્થઃ—તારા સામર્થ્યની નિંદા કરી તારા શત્રુઓ ન બોલવાના ઘણા બોલ તારા સંબંધે બોલશે; આથી અધિક દુઃખકારક, બીજી શી વસ્તુ હોઈ શકે? (૩૬)

ઓવી અર્થઃ—આ લોકો કહેશે કે નાઠોરે નાઠો, અર્જુન અમારાથી બ્હીને ન્હાસી ગયો. અરે! તારાપર આવું કલંક રહે, એ શું સારી વાત કહેવાય કે?[૮] હે ધનુર્ધારી! લોકો અનેક પ્રયત્નો કરી, કિંવા વખતપર પ્રાણ આપીને પણ, જે કીર્તિ સંપાદન કરે છે;[૯] તે આકાશ જેવી અનુપમ કીર્તિને, વગર અડચણે પ્રાપ્ત કરવાની તક, તને અનાયાસે મળી ગઈ છે.[૧૦] તારી કીર્તિ અમર્યાદ છે, અને તારા ગુણો ઉપમારહિત છે; એમ ત્રણે લોકમાં બોલાય છે.[૧૧] દેશદેશાંતરના રાજારજવાડાઓ, તારી સ્તુતિનો પાઠ કરે છે અને તારાં કીર્તિગાન ગાય છે; તે સાંભળી યમ વિગેરે પણ તારાથી ડરે છે.[૧૨] તારી કીર્તિનો મહિમા ગંગાનાં પાણી જેવો, નિર્મળ અને ગહન છે; અને એ કીર્તિ સાંભળીને, જગતના મહાન યોદ્ધાઓ સુદ્ધાં ચકિત બની જાય છે.[૧૩] આવા તારા અદ્‌ભુત શૌર્યનો મહિમા સાંભળી, સર્વ કૌરવો પોતાના જાનપર ઉદાર થયા છે.[૧૪] જે પ્રમાણે સિંહની ગર્જના સાંભળી, ગજરાજને પણ પ્રલયકાળજ ઉલટયો હોય એમ લાગે છે; તે પ્રમાણે સર્વ કૌરવોને તારો ડર લાગે છે.[૧૫] જે પ્રમાણે પર્વત, વજ્રને અને સર્પ, ગરૂડને મસ્તક નમાવે છે, તે પ્રમાણે આ કૌરવો તારી સમક્ષ નીચું માથું કરી ચાલે છે.[૧૬] માટે હવે જો યુદ્ધ ન કરતાં પાછો ફરીશ; તો તારૂં મહત્વ નષ્ટ થશે, અને તને હીનતા લાગશે.[૧૭] વારૂ, તું જવાને તૈયાર થશે, પરંતુ એ તને જવા દેશે કે? તને પકડી આણીને, તારી ફજેતી કરશે. અને તારા સાંભળતાં તારી અતિશય નિંદા કરશે.[૧૮] પાછળથી મર્મભેદક શબ્દો સાંભળીને અંતઃકરણ વિદીર્ણ થવાનો પ્રસંગ આવે; તેના કરતાં અધુના શૌર્યથી યુદ્ધ શા માટે ન કરવું? જો તું આ લોકોને જીતશે તો પૃથ્વીનું રાજ્ય ભોગવશે.[૧૯]

**हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।**
**तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः ॥ ३७ ॥**

શ્લોકાર્થઃ—યુદ્ધમાં મરણ પામશે, તો સ્વર્ગ પ્રાપ્ત થશે. અને જય મળશે, તો પૃથ્વીનું રાજ્ય ભોગવશે. માટે હે અર્જુન! યુદ્ધનો નિશ્ચય કરી ઉઠ. (૩૭)

ઓવી અર્થઃ—અથવા આ રણમાં બખતે યુદ્ધ કરતાં તું મુઓ, તો સહજ સ્વર્ગ સુખ ભોગવશે;[૨૦] માટે હે અર્જુન! હવે આ વિષયનો વિચાર કરી, બેસી રહે માં! પણ ઉઠ અને હસ્તમાં શસ્ત્ર ધારણ કરી, યુદ્ધનો આરંભ કર.[૨૧] આ તરફ જો! સ્વધર્મનાં આચરણથી, કરેલા દોષો નાશ પામે છે; તો તેથી પાતક લાગશે, એવો ભ્રમ તને કયાંથી ઉત્પન્ન થયો?[૨૨] તુંજ કહે કે નાવમાં બેસનારો માણસ કદિ ડૂબે છે? તેજ પ્રમાણે સ્વચ્છ માર્ગમાં ચાલનારા માણસને, કદિ ઠેસ વાગે છે કે? જેને ચાલતાં આવડતું નથી તેને માત્ર કોઈ વાર ઠેસ વાગી, પડી જવાનો સંભવ છે.[૨૩] દૂધ પીવાથી મરણ થતું નથી; પરંતુ વિષની સાથે તેનું સેવન કરવાથી, મૃત્યુ થાય છે. તે પ્રમાણે માત્ર ફળની આશાથી સ્વધર્મનું આચરણ કરવાથી દોષ લાગે છે.[૨૪] માટે હે અર્જુન! નિષ્કામ થઇ, ક્ષત્રિય ધર્મ અનુસાર યુદ્ધ કર; એટલે પાતકનો લેશ પણ તને સ્પર્શ કરશે નહિ.[૨૫]

**सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।**
**ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥ ३८ ॥**

શ્લોકાર્થઃ—સુખ અને દુઃખ, લાભ અને હાનિ, જય તથા પરાજય, એ સર્વને સમાન ગણી યુદ્ધ કરવાને તૈયાર થા, એટલે તને પાપ લાગશે નહિ. (૩૮)

**ઓવી અર્થઃ**—સુખ પ્રાપ્ત થતાં, સંતોષ માનીશ નહિ. અને દુઃખની પ્રાપ્તિ થતાં, ખેદ કરીશ માં. તેમજ મનમાં લાભાલાભનો વિચાર પણ કરીશ નહિ.[૨૬] આ સમરાંગણમાં આપણુને જય મળશે, કિંવા આપણું મરણ થશે; એ ભવિષ્યની વાતનો, અગાઉથીજ વિચાર કર્યા કરીશ નહિ.[૨૭] સ્વધર્માનુસાર વર્તતાં જે ઇષ્ટાનિષ્ટની પ્રાપ્તિ થાય, તે શાંત વૃત્તિથી સહન કર.[૨૮] આ રીતે મનનો નિશ્ચય થયો, એટલે સ્વાભાવિક રીતેજ દોષોત્પત્તિ થતી નથી. માટે હવે તું નિશ્ચયપૂર્વક યુદ્ધનો આરંભ કર.[૨૯]

**एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगे त्विमां शृणु ।**
**बुद्ध्या युक्तो यया पार्थ कर्मबंधं प्रहास्यसि ॥ ३९ ॥**

**શ્લોકાર્થઃ**—હે પાર્થ ! અત્યાર સુધી, તને સાંખ્ય, એટલે જ્ઞાન કિંવા તત્ત્વવિચારનો બોધ આપ્યો; હવે કર્મયોગ, કે જેથી, કર્મબંધન નષ્ટ થાય છે; તે વિષે બોધ આપું છું, તે શ્રવણ કર. (૩૯)

**ઓવી અર્થઃ**—અત્યાર પર્યંત જ્ઞાનયોગ વિષે તને સંક્ષિપ્ત બોધ આપ્યો. હવે બુદ્ધિયોગ (કર્મની સાથે જ્ઞાનનો યોગ દર્શાવનાર કર્મયોગ) વિષે વિવેચન કરૂં છું, તે સાંભળ.[૩૦] હે અર્જુન ! પુરૂપ બુદ્ધિયોગને પ્રાપ્ત થતાં, તેને કર્મબંધનની બાધા લેશ પણ નડતી નથી.[૩૧] જે પ્રમાણે અંગપર વજ્રકવચ પરિધાન કર્યા, એટલે શસ્ત્રોની વૃષ્ટિ સહન થઈ શકે છે; અને નિઃસંશય વિજય મળી શકે છે.[૩૨]

**नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।**
**स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥ ४० ॥**

**શ્લોકાર્થઃ**—આ કર્મયોગમાં આરંભેલાં કાર્ય મધ્યમાંજ બંધ પડે, તોપણ તેથી કરેલાં કર્મો નાશ પામતાં નથી; વા તેને અડચણ કિંવા સંકટ નડતાં નથી. અને આ ધર્મના નાના સરખા અનુષ્ઠાનથી પણ મહદ્ ભયમાંથી રક્ષણ મળે છે. (૪૦)

**ઓવી અર્થઃ**—તે પ્રમાણે કર્મયોગ આચરતાં આ લોકનાં સુખ નષ્ટ થતાં નથી, અને મોક્ષમાં પ્રત્યવાય નડતો નથી. આ કર્મયોગમાં પૂર્વે કરેલાં કર્મોનો નાશ થતો નથી.[૩૩] મનુષ્યે કર્મયોગાનુસાર કર્મ કરવાં; પરંતુ ફળની ઇચ્છા રાખવી નહિ. જે પ્રમાણે ભૂત, ભુવાને પીડા કરી શકતું નથી.[૩૪] તે પ્રમાણે જેને (કર્મફળ પ્રત્યે આસક્તિ ન રાખતાં નિરભિમાન વૃત્તિથી કર્મ કરવાની) સદ્‌બુદ્ધિ પ્રાપ્ત થઈ છે, તેને જન્મમરણની ઉપાધિ નડી શકતી નથી.[૩૫] જે બુદ્ધિને પાપ પુણ્યની બાધા થતી નથી, જે અતિ સૂક્ષ્મ અને નિશ્ચલ છે; અને સત્ત્વ, રજ તથા તમ એ ત્રણે ગુણો જેમાં પ્રવેશ કરી શકતા નથી;[૩૬] એવી જે સુબુદ્ધિ છે, તે, હે અર્જુન ! સુકર્મથી કોઇને જરા પણ પ્રાપ્ત થાય; તો તે સંસારના સર્વ ભયનો નાશ કરે છે.[૩૭]

**व्यवसायात्मिका बुद्धिरेकह कुरुनंदन ।**
**बहुशाखा ह्यनंताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥ ४१ ॥**

**શ્લોકાર્થઃ**—હે અર્જુન ! આ કર્મયોગમાં નિશ્ચયાત્મક બુદ્ધિ એકજ છે, અને અનિશ્ચિત પુરૂષોની બુદ્ધિ અનેક ભેદોથી યુક્ત તથા અનંત હોય છે. (૪૧)

**ઓવી અર્થઃ**—જે પ્રમાણે દીપકની જ્યોતિ નાની હોવા છતાં પણ, તે મોટો પ્રકાશ આપે છે; તે પ્રમાણે સદ્‌બુદ્ધિ અલ્પ હોય, તોપણ તેને થોડી સમજશો નહિ.[૩૮] હે અર્જુન જેઓ જ્ઞાની હોય છે, તે બહુધા એ સદ્‌બુદ્ધિની ઇચ્છા કરે છે; પરંતુ એ સદ્‌બુદ્ધિ, જગતમાં અતિ દુર્લભ છે.[૩૯] જે પ્રમાણે ઈતર પત્થરોની પેઠે, પારસમણિ કાંઈ પુષ્કળ મળતા નથી; કિંવા અમૃતનું એક બિંદુ પણ, મહા સદ્‌ભાગ્યેજ પ્રાપ્ત થાય છે;[૪૦] તે પ્રમાણે ઈશ્વરની પ્રાપ્તિમાંજ પર્યવસાન

(પરિણામ) પામનારી સદ્બુદ્ધિ અત્યંત દુર્લભ હોય છે. જે પ્રમાણે ગંગાજળનું પર્યવાસન નિરંતર સમુદ્રજ છે;[41] તે પ્રમાણે હે અર્જુન! જેને ઈશ્વરપ્રાપ્તિ વિના અન્ય કાંઈ સિદ્ધિ નથી એવી આ જગતમાં માત્ર એકજ બુદ્ધિ છે.[42] એ વ્યતિરિક્ત ઈતર બુદ્ધિ તે દુર્બુદ્ધિ છે. તે દુર્બુદ્ધિમાં સદૈવ વિકાર ઉત્પન્ન થાય છે અને અવિચારી લોકો સદા તેમાં ખેલે છે.[43] આથી હે અર્જુન! તે લોકોને સ્વર્ગ, સંસાર અને નરકાવસ્થાની પ્રાપ્તિ થાય છે; પરંતુ આત્મસુખ કેવું હોય છે, તેનો તો તેમને અનુભવજ હોતો નથી.[44]

**यामिमां पुष्पितां वाचं प्रवदंत्यविपश्चितः ।**
**वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥ ४२ ॥**
**कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।**
**क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥ ४३ ॥**
**भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ।**
**व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥ ४४ ॥**

**શ્લોકાર્થઃ—**હે અર્જુન! વેદના માત્ર અર્થવાદમાંજ રત (લીન) થયેલા, અને કર્મ વ્યતિરિક્ત અન્ય કાંઈ છેજ નહિ, એમ બોલનારા, અવિચારી લોકો અને વિષયભોગમાં તત્પર તથા સ્વર્ગ પ્રાપ્તિનો હેતુ ધરનારા લોકો, ભોગ અને ઐશ્વર્ય મેળવવાને માટે અનેક પ્રકારની વિશિષ્ટ ક્રિયાનાં વર્ણનથી ભરેલી, અને જન્મ તથા કર્મરૂપી ફળ આપનારી, જે પુષ્પિત (બાહ્યતઃ મોહક દેખાતી) વાણી બોલે છે; તે વાણીને જેનું ચિત્ત વશ થયું છે, એવા ભોગ અને ઐશ્વર્યને માટે તત્પર રહેલા લોકોના મનમાં, નિશ્ચયાત્મક અર્થાત્ આત્મતત્ત્વ વિષયક કિંવા કર્મયોગ વિષયક બુદ્ધિ હોતી નથી. (૪૨-૪૩-૪૪)

**ઓવી અર્થઃ—**આવા લોકો, વેદના આધાર બતાવી, કર્મ માર્ગનું શ્રેષ્ઠત્વ સ્થાપિત કરે છે. પરંતુ તેઓ કર્મનાં ફળપર આસક્તિ રાખે છે.[45] તેમનું કથન એવું હોય છે, કે મૃત્યુલોકમાં જન્મ લઈને યજ્ઞાદિક કર્મો કરવાં, અને આલ્હાદદાયક સ્વર્ગસુખનો ઉપભોગ લેવો.[46] હે અર્જુન! આ દુર્બુદ્ધિયુક્ત મનુષ્યો, સદૈવ એમ કહે છે કે સ્વર્ગસુખ વ્યતિરિક્ત અન્ય સુખો, નિરંતર સુખ આપનારાં છેજ નહિ.[47] આવા લોકો, કેવળ ભોગની ઇચ્છાથી આસક્ત હોવાને લીધે, તેઓ ફળપર દ્રષ્ટિ રાખીને સકામ કર્મ કરે છે.[48] અને અનેક પ્રકારનાં અનુષ્ઠાનો, વિધિયુક્ત કરી અત્યંત દક્ષતાપૂર્વક ધર્માચરણ કરે છે.[49] પરંતુ હે અર્જુન! તેઓ એક વાત બહુ ખોટી કરે છે. તે એ કે, તેઓ મનમાં સ્વર્ગેચ્છા ધારણ કરે છે; અને યજ્ઞભોક્તા જે ઇશ્વર તેને વિસરી જાય છે.[50] જે પ્રમાણે શુભ્ર કર્પૂરસમુદાયને અગ્નિ મૂકી નકામું બાળી દેવામાં આવે; કિંવા મિષ્ટાન્નમાં હળાહળ વિષ ભેળવવામાં આવે;[51] કિંવા દૈવયોગે મળેલા અમૃતકુંભને પાદપ્રહાર કરી ઉંધો વાળી દેવામાં આવે; તે પ્રમાણે આવા લોકો પ્રાપ્ત થયેલા ધર્મને, સહેતુકપણાથી બગાડી નાંખે છે.[52] અત્યંત શ્રમથી, પુણ્ય પ્રાપ્ત કર્યા પછી, સંસારની ઇચ્છા શા માટે કરવી? પરંતુ આ લોકોના લક્ષમાં આ વાત આવતી નથી.[53] જે પ્રમાણે કોઇ ઉત્તમ રસોઇઓ, નાના પ્રકારનાં પકવાન તૈયાર કરી દ્રવ્યની લાલચે તેને બજારમાં વેચે છે; તે પ્રમાણે આ અવિચારી લોકો સુખોપભોગને માટે ધર્મને ગુમાવે છે.[54] માટે હે પાર્થ! વેદના અર્થવાદમાં નિમગ્ન થયેલા લોકોના મનમાં, સદૈવ દુર્બુદ્ધિનોજ વાસ હોય છે એ વાત લક્ષમાં રાખ.[55]

**त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।**
**निर्द्वंद्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥ ४५ ॥**

**શ્લોકાર્થઃ—હે અર્જુન ! વેદમાં સત્ત્વ રજ અને તમ, એ ત્રણ ગુણોનુંજ પ્રતિપાદન કરવામાં આવ્યું છે; માટે તું ગુણાતીત થા. હું અને મારૂં એ દ્વંદ્વનો પરિત્યાગ કર. નિત્ય શુદ્ધ સત્ત્વ ગુણથી સ્થિર થા. યોગ ક્ષેમ અર્થાત્ નિર્વાહ કેવી રીતે ચાલશે ? તેની કાળજી છોડી દે અને આત્મસ્વરૂપમાં ચિત્તને સ્થિર કર. (૪૫)**

**ઓવી અર્થઃ**—તું નિશ્ચયપૂર્વક એમ સમજ કે વેદ ત્રણ ગુણ (સત્ત્વ, રજ અને તમ)થી પરિપૂર્ણ છે. સર્વ ઉપનિષદો સત્ત્વગુણથી ભરેલી છે.[૫૬] હે ધનુર્ધર ! બાકીનાં જે પુસ્તકોમાં કર્મ, ઉપાસના, વગેરે માર્ગોનું નિરૂપણ કરવામાં આવ્યું છે; તે સર્વે, રજ અને તમ એ ગુણોથી યુક્ત હોઇ કેવળ સ્વર્ગસૂચકજ છે.[૫૭] માટે તું નિશ્ચયપૂર્વક સમજ કે એ (ગ્રંથો) સુખ દુઃખનાંજ કારણો છે; તેથી તું કદિ પણ તારા મનને તેમાં પ્રવેશ કરવા દઇશ મા.[૫૮] તું આ ગુણત્રયની ત્રિપુટીનો પરિત્યાગ કર અને અહં મમતા છોડી દે; તથા કદિ પણ અંતરમાં આત્મસુખને વિસરીશ નહિ.[૫૯]

**यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।**

**तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥ ४६ ॥**

**શ્લોકાર્થઃ**—નાના જળાશયમાં જે સ્નાન પાનાદિક કર્મો પૃથક્ પૃથક્ થાય છે; **તે સર્વે મોટાં જળાશયમાં એકદમ થાય છે. તેજ પ્રમાણે સર્વ વેદોનાં જે પૃથક્ પૃથક્ ફળ તે બ્રહ્મજ્ઞાનીને એકદમ પ્રાપ્ત થાય છે. (૪૬)**

**ઓવી અર્થઃ**—વેદમાં પુષ્કળ વાતોનો નિર્દેશ કરવામાં આવ્યો છે; પરંતુ આપણે તો, જે માર્ગ હિતાવહ હોય, તેનોજ સ્વીકાર કરવો જોઇએ.[૬૦] જે પ્રમાણે સૂર્યોદય થવાથી, પુષ્કળ માર્ગો દ્રષ્ટિગોચર થાય છે; પરંતુ તે સર્વે માર્ગોપર એક મનુષ્ય આક્રમણ કરી શકતો નથી.[૬૧] અથવા, સર્વ પૃથ્વી પાણીથી ભરેલી હોય, તોપણ આપણે તો ઉપયોગ પુરતુંજ પાણી લઇએ છીએ;[૬૨] તે પ્રમાણે જેઓ જ્ઞાની છે, તેઓ વેદાર્થનો વિચાર કરી માત્ર અપેક્ષિત શાશ્વત બ્રહ્મનોજ સ્વીકાર કરે છે.[૬૩]

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।**

**मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥ ४७ ॥**

**શ્લોકાર્થઃ**—હે અર્જુન ! તું કર્મનોજ અધિકારી છે. તું ફળનો અધિકારી થવાને કદિ પણ પ્રયત્ન કરીશ નહિ. અને ફળના ઇચ્છા પણ કરીશ નહિ. તથા કર્મ ન કરવાનો આગ્રહ પણ ધરીશ મા. (૪૭)

**ઓવી અર્થઃ**—માટે હે પાર્થ ! સાંભળ, આ સર્વ વાતોનો વિચાર કરી જોતાં, તને સ્વકર્મજ ઉચિત છે એમ મને સમજાય છે.[૬૪] મેં અનેક દૃષ્ટિથી સર્વે વાતોનો વિચાર કરી જોયો; તો મને એમજ લાગ્યું કે તારે તારા કર્તવ્ય કર્મનો ત્યાગ કરવો નહિ.[૬૫] પરંતુ તારે કર્મફળની ઇચ્છા ન રાખવી, તેમજ નિષિદ્ધ કર્મનો અંગીકાર ન કરતાં નિષ્કામભાવે સત્કર્મ આચરવાં જોઇએ.[૬૬]

**योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय ।**

**सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ॥ ४८ ॥**

**શ્લોકાર્થઃ**—હે ધનંજય ! કર્મની આસક્તિ અને કર્મનું કર્તૃત્વ છોડી, ફલની ઇચ્છા ત્યાગ કરી કર્મ કર. આરંભિત કર્મ પાર પડે, વા ન પડે, તેનો હર્ષ શોક કરીશ મા. યોગનો આશ્રય લઈ કર્મ કર. સુખ દુઃખમાં સમતા થવી એનેજ યોગ કહે છે. (૪૮)

**ઓવી અર્થઃ**—હે અર્જુન ! યોગયુક્ત થઈ; ફલની ઈચ્છાનો ત્યાગ કરી; મનપૂર્વક કર્મ કર.[૬૭] પરંતુ આરંભેલું કાર્ય દૈવયોગે પાર પડ્યું તો તેમાં હર્ષિત થઇશ મા,[૬૮] કિંવા કોઇ

પણ કારણથી તે સિદ્ધ ન થતાં અપૂર્ણજ રહ્યું તો તે માટે મનમાં શોક પણ કરીશ નહિ.[૬૯] કર્મ કરતાં જો તે પાર પડયું તો ઠીકજ છે, પરંતુ યદા કદાચિત્ વચમાં વિઘ્ન આવી તે અપૂર્ણ રહ્યું તોયે, ઈશ્વરેચ્છા બળવત્તર ગણી રૂડુંજ માનવું.[૭૦] જેટલાં કર્મો બને, તે સર્વે ઈશ્વરને અર્પણ કરવાં. એટલે પછી પૂર્ણાપૂર્ણતા માનવાનું કશું પ્રયોજનજ નથી.[૭૧] કર્મ કરતાં સારૂં માઠું કાંઈ પણ થાય તે પ્રત્યે મનોધર્મ સમાન રાખવો, એનું નામજ યોગ સ્થિતિ; એમ શાણા પુરૂષો વદે છે. [૭૨]

**दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ।**
**बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥ ४९ ॥**
**बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।**
**तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ॥ ५० ॥**

**શ્લોકાર્થ:**—હે અર્જુન ! બુદ્ધિયોગથી અર્થાત્ ઈશ્વરને અર્પણ કરવાના હેતુથી કરેલાં કર્મો કરતાં, ફળના હેતુથી કરેલાં કર્મો, અતિ ન્યૂન યોગ્યતા ધરાવે છે; માટે બુદ્ધિયોગનું જ શરણ ગ્રહણ કર. કર્મના ફળની ઈચ્છા ધરનારા લોકો અતિ દીન હોય છે. ( ૪૯ ) જે પુરૂષ, બુદ્ધિયોગથી યુક્ત હોય છે, તે કર્મનાં ફળ, જે પાપ પુણ્ય તેનાથી આ લોકમાં જ મુક્ત થાય છે. માટે સમત્વ-બુદ્ધિયોગ સાધ્ય કરી લે. કર્મનું કૌશલ્ય ઈશ્વરને કર્મ અર્પણ કરવામાંજ છે. ( ૫૦ )

**ઓવી અર્થ:**—હે અર્જુન ! જે સ્થળે, મન ( ક્રિયા ) અને બુદ્ધિ ( જ્ઞાન ) નું ઐક્ય થાય છે, તેજ સ્થળે, ચિત્તની સમતા રહે છે. અને યોગનો સાર પણ તેજ છે.[૭૩] હે પાર્થ ! બુદ્ધિયોગ, અને કર્મયોગની, વિચારપૂર્વક તુલના કરતાં જણાય છે કે, ( અહંકાર યુક્ત અને ફ્લેચ્છા યુક્ત ) કર્મયોગની યોગ્યતા, ઘણી ઓછી છે.[૭૪] પરંતુ કર્મનું આચરણ કરતાં, બુદ્ધિયોગ સાધ્ય થાય છે; આ રીતની કર્મસિદ્ધિને યોગ કહેવામાં આવે છે.[૭૫] માટે હે અર્જુન ! બુદ્ધિયોગજ મજબૂત પાયો છે. તું તેમાંજ ચિત્ત સ્થિર કર; અને મનમાંથી ફલપ્રાપ્તિની આશાને દૂર કર.[૭૬] જેઓ બુદ્ધિ યોગમાં પ્રવૃત્ત થાય છે, તેમનીજ મનોકામના સિદ્ધ થાય છે; અને તેઓજ પાપ અને પુણ્ય એ ઉભયના બંધનમાંથી મુક્ત થાય છે.[૭૭]

**कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ।**
**जन्मबंधविनिर्मुक्ताः पदं गच्छंत्यनामयम् ॥ ५१ ॥**

**શ્લોકાર્થ:**—માટે સમત્વ-બુદ્ધિયુક્ત પુરૂષો, જ્ઞાની હોવાથી કર્મફલની આશા છોડી; જન્મબંધનથી મુક્ત થઈ, સર્વ ઉપદ્રવથી રહિત એવા ( પરબ્રહ્મ ) પદને પામે છે. (૫૧)

**ઓવી અર્થ:**—હે અર્જુન ! બુદ્ધિયોગયુક્ત પુરૂષો, કર્મ કરવા છતાં ફળની ઈચ્છા રાખતા નથી. એટલે તે જન્મમરણના ફેરામાંથી મુક્ત થાય છે.[૭૮] હે ધનુર્ધર ! પછી તેઓ બ્રહ્માનંદથી પરિપૂર્ણ, એવા અવિનાશી પદને પામે છે.[૭૯]

**यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।**
**तदा गंतासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥ ५२ ॥**

**શ્લોકાર્થ:**—જ્યારે તારી બુદ્ધિ મોહરૂપી અજ્ઞાનને તરી જશે, ત્યારે તું સાંભળવાની અને સાંભળેલી ધરનાથી વિરકત થઇશ. ( ૫૨ )

**ઓવી અર્થ:**—જ્યારે તું મોહનો ત્યાગ કરશે, ત્યારે તારા મનમાં વૈરાગ્ય પ્રવેશ કરશે,[૮૦] આથી નિર્દોષ અને ગહન આત્મજ્ઞાન ઉત્પન્ન થઇ તારૂં અંતઃકરણ સર્વ પ્રકારે ઇચ્છાવિરહિત

બનશે. અને તું અચ્યુતપદને પ્રાપ્ત થશે.[૮૧] આ પદની પ્રાપ્તિ પછી ભવિષ્યના વિચાર અને ભૂતકાળના બનાવ, પોતપોતાને ઠેકાણેજ રહી જશે.[૮૨]

**श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला ।**
**समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ॥ ५३ ॥**

શ્લોકાર્થઃ—વેદનાં નાના પ્રકારનાં વાક્યો શ્રવણ કરી ભ્રમમાં પડેલી તારી બુદ્ધિ, જ્યારે ભ્રાંતિચક્રમાંથી નીકળી સમાધિ, અર્થાત્ આત્મસ્વરૂપમાં સ્થિર થશે; ત્યારે તું યોગને પ્રાપ્ત થશે. (૫૩)

**ઓવી અર્થઃ**—ઇંદ્રિયના સંસર્ગથી જે બુદ્ધિ ચંચલ થયેલી હોય છે, તે આત્મ સ્વરૂપની પ્રાપ્તિ થયા પછી સ્થિર થાય છે.[૮૩] સમાધિ સુખમાં જ્યારે તારી બુદ્ધિ સ્થિર થશે, ત્યારે તને સર્વ યોગસ્થિતિ સાધ્ય થશે.[૮૪]

**अर्जुन उवाच। स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव ।**
**स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ॥ ५४ ॥**

શ્લોકાર્થઃ—અર્જુન કહે છેઃ-હે કેશવ! જેની બુદ્ધિ સ્થિર થઇ યોગસ્થ બની છે, તે સ્થિતપ્રજ્ઞ પુરૂષનાં લક્ષણ કેવાં છે? તે શું બોલે છે? કેમ બેસે છે? અને ક્યાં જાય છે? (૫૪)

**ઓવી અર્થઃ**—પછી અર્જુન બોલ્યોઃ-હે શ્રીકૃષ્ણ! હે કૃપાનિધે! હું જે વાત પૂછું, તેનો ખુલાસો કૃપા કરીને કરજો.[૮૫] આ સાંભળી શ્રીકૃષ્ણ ભગવાન બોલ્યા-હે અર્જુન! તને જે યોગ્ય લાગે, તે આનંદપૂર્વક પૂછ.[૮૬] શ્રી કૃષ્ણનો ઉત્તર સાંભળી અર્જુન બોલ્યોઃ-સ્થિતપ્રજ્ઞ કોને કહેવો? અને તેને ઓળખવો કેવી રીતે? તે મને સ્પષ્ટ કરીને કહો.[૮૭] જેને સ્થિરબુદ્ધિ કહેવામાં આવે છે, જે નિરંતર સમાધિસુખ ભોગવે છે, તેને ક્યાં લક્ષણોથી ઓળખવો?[૮૮] હે દેવ! હે લક્ષ્મીપતે! તે કેવી સ્થિતિમાં હોય છે? અને કેવું વર્તન રાખે છે, એ કૃપા કરીને મને જણાવો.[૮૯] આ સાંભળી ષડ્ગુણૈશ્વર્યસંપન્ન પરબ્રહ્માવતાર, શ્રીકૃષ્ણ ભગવાન બોલવા લાગ્યા.[૯૦]

**श्रीभगवानुवाच। प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान् ।**
**आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥ ५५ ॥**

શ્લોકાર્થઃ—શ્રીકૃષ્ણ બોલ્યાઃ—હે અર્જુન! જ્યારે મનુષ્ય મનમાં રહેલી સર્વ વાસના નિઃશેષ ત્યજી દે છે, અને અંતરાત્મામાંજ પોતાના મનને સંતુષ્ટ રાખે છે; ત્યારે તેને સ્થિતપ્રજ્ઞ કહેવામાં આવે છે. (૫૫)

**ઓવી અર્થઃ**—શ્રી ભગવાન કહે છેઃ-હે અર્જુન! સાંભળ! મનની અતિ ઉત્કટ ઇચ્છા, આત્મસુખમાં વિઘ્ન ઉત્પન્ન કરે છે.[૯૧] જે સદા તૃપ્ત હોય છે, અને જેનું અંતઃકરણ આત્મજ્ઞાનથી પરિપૂર્ણ હોય છે, અને જેના યોગથી વિષયમાં પતન થાય છે;[૯૨] એવો જે કામ તેની જેના મનમાં પૂર્ણ નિવૃત્તિ થઈ ગઇ હોય, અને જેનું મન આત્મ સંતોષમાં અર્થાત્ સ્વાનંદમાં, રમમાણ હોય તેજ પુરૂષને સ્થિરબુદ્ધિ જાણવો.[૯૩]

**दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।**
**वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥ ५६ ॥**

શ્લોકાર્થઃ—જેનું મન દુઃખપ્રાપ્તિથી ખેદ પામતું નથી, અને જેને સુખની ઇચ્છા નથી; કામ ક્રોધ અને ભય, એ વિકારો જેના અંતઃકરણમાંથી નિવૃત્ત થઇ ગયા છે; એવો જે મુનિ તેને સ્થિતપ્રજ્ઞ કહેવામાં આવે છે. (૫૬)

**ઓવી અર્થ:**—નાના પ્રકારનાં દુઃખોની પ્રાપ્તિ થયા છતાં, જેના મનમાં ત્રાસ ઉત્પન્ન થતો નથી અને જે સુખની ઇચ્છામાં ઘેરાઈ રહેતો નથી;[૯૪] તે સત્પુરૂષના અંતઃકરણમાંથી કામ ક્રોધ, સહજ દૂર થયેલા હોય છે. અને તે પૂર્ણાવસ્થાએ પહોંચેલો પુરૂષ ભયનું તો નામ સુદ્ધાં જાણતો નથી.[૯૫] આ પ્રકારે સંસાર છોડી જે કેવળ ભેદરહિત થયેલો હોય છે, તેજ પુરૂષને સ્થિરબુદ્ધિ સમજવો.[૯૬]

**યઃ સર્વત્રાનભિસ્નેહસ્તત્તત્પ્રાપ્ય શુભાશુભમ્ ।**
**નાભિનંદતિ ન દ્વેષ્ટિ તસ્ય પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા ॥ ૫૭ ॥**

**શ્લોકાર્થ:—સર્વ વિષયો પ્રત્યેનું જેનું મમત્વ નષ્ટ થયું છે, અને જેને સારા કે માઠા વિષયો પ્રાપ્ત થતાં, તેથી સુખ કિંવા દુઃખ થતું નથી; તેનીજ બુદ્ધિ સ્થિર થઇ છે, એમ સમજવું. ( ૫૭ )**

**ઓવી અર્થ:**—જે પ્રમાણે ચંદ્રમાનો પ્રકાશ, સર્વને એક સરખો પ્રકાશ આપે છે. તે પ્રમાણે જે સર્વની સાથે સમાન વર્તન રાખે છે;[૯૭] તથા અખંડ સમતા અને પ્રાણીમાત્ર પ્રતિ સદયતા હોઈ જેની સ્થિતિમાં કદિ વિકૃતિ થતી નથી;[૯૮] જેને સારૂં થવાથી સંતોષાતિરેક થઇ ગર્વ થતો નથી અને ભૂરૂં થતાં દુઃખ થતું નથી,[૯૯] એવો જે હર્ષશોકરહિત થઇને આત્મવિચારમાં નિમગ્ન રહે છે, તેજ પુરૂષ હે અર્જુન ! સ્થિરબુદ્ધિ છે એમ જાણ.[૩૦૦]

**યદા સંહરતે ચાયં કૂર્મોઽગાનીવ સર્વશઃ ।**
**ઇન્દ્રિયાણીંદ્રિયાર્થેભ્યસ્તસ્ય પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા ॥ ૫૮ ॥**

**શ્લોકાર્થ:—જે પ્રમાણે કાચબો પોતાની ઇચ્છા પ્રમાણે પોતાના અવયવોને સંકોચી લે છે; તે પ્રમાણે મનુષ્ય જ્યારે પોતાની ઇંદ્રિયોને સર્વ વિષયોપરથી પરાવૃત્ત કરીને પાછી ખેંચી, પોતાના અંકુશમાં લે છે ત્યારે તેની બુદ્ધિ સ્થિર થઇ એમ જાણવું. ( ૫૮ )**

**ઓવી અર્થ:**—કાચબો જ્યારે આનંદમાં હોય છે, ત્યારે તે પોતાના હાથપગ પ્રસારે છે; અને જ્યારે જોઇએ ત્યારે તેને પાછા સંકોચી લે છે,[૧] તે પ્રમાણે જેની ઇંદ્રિયો સ્વાધીન થઇ અંકુશમાં રહે છે, તેની બુદ્ધિ સ્થિર છે; એમ સમજ.[૨]

**વિષયા વિનિવર્ત્તંતે નિરાહારસ્ય દેહિનઃ ।**
**રસવર્જં રસોપ્યસ્ય પરં દૃષ્ટ્વા નિવર્તતે ॥ ૫૯ ॥**

**શ્લોકાર્થ:—આહાર ન કરનાર પુરૂષના વિષય નષ્ટ થઈ માત્ર તેની વાસના અવશેષ રહે છે, પરંતુ બ્રહ્મનો સાક્ષાત્કાર થતાં તે વાસનાનો પણ લોપ થાય છે. ( ૫૯ )**

**ઓવી અર્થ:**—હે અર્જુન ! બીજી એક ચમત્કારિક વાત તને કહું છું; તે શ્રવણ કર. કેટલાક યોગસાધકો ઇંદ્રિયોનું દમન કરી, વિષયોનો ત્યાગ કરે છે.[૩] તેઓ શ્રોત્રાદિ ઇંદ્રિયોનું દમન કરે છે, પરંતુ વાસનાનું દમન કરતા નથી; તેથી અનેક રીતે આ વિષયોમાં ફસાઇ પડે છે.[૪] કોઈ વૃક્ષની ટીશીએ આવેલાં પાંદડાં અને કુંપળો ચુંટી નાંખવામાં આવે અને તેના મૂળમાં જલસિંચન કરવામાં આવે, તો તે વૃક્ષનો નાશ શી રીતે થશે વારૂ ?[૫] જે પ્રમાણે જળબળથી તેને અન્ય સ્થળે ફાંટા ફુટે છે, તે પ્રમાણે વાસનાદ્વારા અંતઃકરણમાં વિષય અધિકાધિક પુષ્ટ થાય છે.[૬] અન્ય વિષયો ન્યૂન થઈ શકે છે પરંતુ વાસનાનો વિષય, આગ્રહ સેવતાં પણ કમી કરી શકાતો નથી. કારણ કે તે જીવન છે; તેના શિવાય આ શરીર ચાલી શકતું નથી.[૭] પરંતુ, હે અર્જુન ! યોગસાધક જ્યારે પરબ્રહ્મનો અનુભવ લે છે, ત્યારે વાસનાનું સહજ નિયમન થઇ શકે છે.[૮] જે વખતે માણસને એવો અનુભવ થાય છે કે, હું સ્વયં બ્રહ્મ છું; ત્યારે શરીરનું મિથ્યાત્વ દૃઢ થાય છે અને ઇંદ્રિયોના વિષયોની વિસ્મૃતિ થાય છે.[૯]

**यततो ह्यपि कौंतेय पुरुषस्य विपश्चितः ।**
**इन्द्रियाणि प्रमाथीनि हरंति प्रसभं मनः ॥ ६० ॥**

**શ્લોકાર્થઃ—હે અર્જુન! બળવાન ઇંદ્રિયો, તેનો નિગ્રહ કરવાને પ્રયત્ન કરતા વિદ્વાન મનુષ્યના મનને પણ, બળાત્કારે પોતા તરફ ખેંચી જાય છે. ( ૬૦ )**

**ઓવી અર્થઃ**—નહિ તો હે અર્જુન ! જેઓ ઇંદ્રિયોને વશ કરવાને માટે, રાત્રિદિવસ પ્રયત્ન કરે છે; તેમને પણ તેઓ આધીન થતી નથી.[૧૦] જે માણસ નિરંતર અભ્યાસમાં લાગ્યો રહે અને મનોનિગ્રહનો ભંડાર બની જાય તથા મનને તો સદા મૂઠીમાં લઈને ચાલે,[૧૧] તેને સુદ્ધાં એ ઇંદ્રિયો વ્યાકુળ કરી નાંખે છે; એવો એનો પ્રતાપ છે. જે પ્રમાણે માંત્રિકને યક્ષિણી ભુલાવો ખવરાવી દે છે,[૧૨] તે પ્રમાણે એ વિષયો રિદ્ધિસિદ્ધિ રૂપે યોગીઓને પ્રાપ્ત થઈ, ઇંદ્રિયોદ્વારા તેમને ભ્રષ્ટ કરે છે.[૧૩] આવે વખતે, મન મોહમાં પડી જાય છે; અને અભ્યાસ અભ્યાસને ઠેકાણેજ રહી જાય છે. આવી આ ઇંદ્રિયોની મહત્ શક્તિ હોય છે.[૧૪]

**तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ।**
**वशे हि यस्येंद्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ६१ ॥**

શ્લોકાર્થઃ—માટે તે સર્વ ઇંદ્રિયોને વશ કરી, જ્ઞાની પુરૂષોએ મારામાંજ પોતાનું મન સ્થિર કરવું. જેની ઇંદ્રિયો સ્વાધીન હોય છે, તેને નિશ્ચળબુદ્ધિનો મનુષ્ય સમજવો. ( ૬૧ )

**ઓવી અર્થઃ**—માટે હે પાર્થ ! સર્વે વિષયોની ઇચ્છા છોડી, જે ઇંદ્રિયોને વશ કરે છે;[૧૫] અને જેનું અંતઃકરણ વિષયના સુખથી ભ્રમમાં પડતું નથી; તેજ યોગનિષ્ઠાને પ્રાપ્ત થવાને પાત્ર છે; એમ તું જાણ.[૧૬] કારણ કે તે નિરંતર આત્મબોધથી યુક્ત થઈને રહે છે અને અંતઃ-કરણમાં મને કદિ વિસરતો નથી.[૧૭] જો કોઈ બાહ્ય વિષયો છોડી, કર્મેંદ્રિયોનો નિગ્રહ કરી બેસી રહે; અને મનની વિષયેચ્છા તેમની તેમ રહે, તો તે જન્મમરણના ફેરામાંથી છૂટયો એમ કહેવાશે નહિ.[૧૮] અલ્પ વિષનું સેવન કરવાથી પણ તે શરીરમાં પ્રસરી જેમ ખરેખર જીવનો નાશ થાય છે,[૧૯] તે પ્રમાણે મનમાં વિષયોની થોડી ઇચ્છા રહે,: તોપણ તે સર્વ વિચારસમુદાયનો નાશ કરે છે.[૨૦]

**ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।**
**संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥ ६२ ॥**
**क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।**
**स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥ ६३ ॥**

**શ્લોકાર્થઃ—વિષયોનું ચિંતન કરનાર પુરૂષના મનમાં વિષયની પ્રીતિ ઉત્પન્ન થાય છે. પ્રીતિમાંથી કામ ( ઉત્કટ ઇચ્છા ) નો ઉદ્ભવ થાય છે. આ કામની આડે કાંઇ પ્રત્યવાય આવતાં ક્રોધની ઉત્પત્તિ થાય છે અને ક્રોધમાંથી મૂર્ખતા, મૂર્ખતામાંથી સ્મૃતિવિનાશ, સ્મૃતિવિનાશમાંથી બુદ્ધિવિનાશ અને બુદ્ધિવિનાશમાંથી પુરૂષનાં સર્વસ્વનો વિનાશ થાય છે. ( ૬૨-૬૩ )**

**ઓવી અર્થઃ**—અંતઃકરણમાં વિષયોનું સ્મરણ માત્ર થતાં વિરક્તને પણ, તેની પ્રાપ્તિને માટે મૂર્તિમંત ઇચ્છા અર્થાત્ કામ ઉત્પન્ન થાય છે.[૨૧] કામ ઉત્પન્ન થયો કે ક્રોધ આવીને ઊભોજ છે; અને ક્રોધ તો અવિચાર ભરેલો હોય છેજ.[૨૨] જે પ્રમાણે દીપકની જ્યોતિ પવ-નથી બુઝાઈ જાય છે, તે પ્રમાણે અવિચારને લીધે સ્મૃતિ અર્થાત્ આત્મજ્ઞાનનો નાશ થાય છે.[૨૩] સંધ્યાનો સમય થતાંજ જે પ્રમાણે રાત્રિતિમિર સૂર્યપ્રભાને ગ્રસ્ત કરે છે; તેવીજ દશા સ્મૃતિનો નાશ થતાં મનુષ્યની થાય છે.[૨૪] પછી અજ્ઞાનને લીધે તેની બુદ્ધિ કેવળ અંધ

બની જાય છે. અને તે સર્વ વસ્તુથી વિમુખ થઈ, તેને કોઈ પણ માર્ગ સુઝતો નથી.[૨૫] જન્માંધને નાસવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં, તે જે પ્રમાણે આમતેમ ભાગવા લાગે છે; તે પ્રમાણે હે અર્જુન ! અજ્ઞાનને લીધે બુદ્ધિ આડીવાટે ભ્રમણ કરવા લાગે છે.[૨૬] આ પ્રમાણે બુદ્ધિનો ભ્રંશ થતાં, તે ગોટાળામાં પડી જાય છે અને તેનું સર્વ જ્ઞાન નષ્ટ થાય છે.[૨૭] શરીરમાંથી પ્રાણ નીકળી જતાં, જે પ્રમાણે દેહ પ્રેતરૂપ બને છે; તેવી સ્થિતિ બુદ્ધિ નષ્ટ થવાથી જીવની બને છે.[૨૮] માટે હે અર્જુન ! સાંભળ ! જે પ્રમાણે બળતણને અગ્નિની એક ચીણગારી લાગી તેનો ભડકો થતાં, તે ત્રિભુવનમાં વ્યાપી જવાને સમર્થ હોય છે;[૨૯] તે પ્રમાણે અંતઃકરણમાં યત્કિંચિત્ પણ વિષયનું સ્મરણ થયું, એટલે તે મહા અનર્થની ઉત્પત્તિ કરે છે.[૩૦]

**रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।**
**आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥ ६४ ॥**

**શ્લોકાર્થ:**—પ્રીતિ અને દ્વેષનો પરિત્યાગ કરી, જેણે પોતાની ઇંદ્રિયો અંકુશમાં લીધી છે; તે વિષયોનું સેવન કરે તોપણ તે જીતેંદ્રિયના અંતઃકરણની પ્રસન્નતામાં કંઈ દોષ આવતો નથી. ( ૬૪ )

**ઓવી અર્થ:**—માટે મનમાંથી સર્વ વિષયો દૂર કર્યા, એટલે રાગ પ્રીતિ અને દ્વેષ આપોઆપ નષ્ટ થાય છે.[૩૧] હે પાર્થ! વળી તને એક બીજી વાત કહું છું કે રાગ અને દ્વેષનો અભાવ થયા પછી ઇંદ્રિયો હરકોઇ વખતે વિષયોમાં પ્રવૃત્ત થાય, તોપણ તે બાધક નિવડતી નથી.[૩૨] જે પ્રમાણે આકાશમાંથી સૂર્ય પોતાનાં કિરણરૂપી કરથી જગત્‌ની વસ્તુઓને સ્પર્શ કરે છે, પરંતુ તેના સંસર્ગદોષથી લિપ્ત થતો નથી;[૩૩] તે પ્રમાણે જે વિષય પ્રત્યે ઉદાસીન આત્મસ્વરૂપમાં નિમગ્ન, અને કામ ક્રોધથી અલિપ્ત હોય છે,[૩૪] તથા જે વિષયમાં પોતાના સ્વરૂપ શિવાય અન્ય કોઇ વસ્તુનું દર્શન કરતો નથી, તેના પર વિષયની સત્તા શી રીતે જામી શકે ? અને તેને શી રીતે બાધ કરી શકે ?[૩૫] જો પાણીમાં પાણી બુડતું હોય, કિંવા અગ્નિથી અગ્નિ બળતો હોય તોજ માત્ર તે પરિપૂર્ણતાએ પહોંચેલો પુરૂષ વિષયસંસર્ગથી બગડશે.[૩૬] આ પ્રકારે જે સ્વતઃ સર્વરૂપ બનીને રહે છે, તેજ સ્થિર બુદ્ધિ છે એમ તું નક્કી સમજ.[૩૭]

**प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।**
**प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥ ६५ ॥**

**શ્લોકાર્થ:—ચિત્તને પ્રસન્નતા પ્રાપ્ત થઈ એટલે, મનુષ્યનાં સર્વ દુઃખોનો નાશ થાય છે; અને પ્રસન્નચિત્ત થયેલા પુરૂષની બુદ્ધિ, શીઘ્ર આત્મામાં સ્થિર થાય છે. ( ૬૫ )**

**ઓવી અર્થ:**—જ્યાં મનની સંપૂર્ણ શાંતિ હોય છે, ત્યાં સર્વ સાંસારિક દુઃખોનો પ્રવેશ થતો નથી.[૩૮] જેના ઉદરમાં અમૃતનો ઝરો ઉત્પન્ન થયો છે, તેને જે પ્રમાણે ક્ષુધા કિંવા તૃષાની પીડા ટળી જાય છે;[૩૯] તે પ્રમાણે જેનું હૃદય પ્રસન્ન હોય છે તેનાં સર્વ દુઃખો અદૃશ્ય થઇ જાય છે. આવા મનુષ્યની બુદ્ધિ આપોઆપ પરમાત્મ સ્વરૂપમાં સંયુક્ત રહે છે.[૪૦] જે પ્રમાણે વાયુરહિત સ્થળે દીપકની જ્યોત લેશ પણ કદિ હાલતી નથી, તે પ્રમાણે જે સ્થિર બુદ્ધિ હોય છે, તે આત્મસ્વરૂપની સમાધિમાં નિશ્ચલતાપૂર્વક રત હોય છે.[૪૧]

**नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।**
**न चाभावयतः शांतिरशांतस्य कुतः सुखम् ॥ ६६ ॥**

**શ્લોકાર્થ:—જેનું અંતઃકરણ સ્વસ્થ હોતું નથી; તેને આત્મજ્ઞાનની બુદ્ધિ હોતી નથી; જેનામાં મનોનિગ્રહ હોતો નથી, તે આત્માનું ધ્યાન કરી શકતો નથી. જેને આત્માનું ધ્યાન નથી, તેને શાંતિ હોતી નથી. અને જેને શાંત હોતી નથી, તેને સુખ તે ક્યાંથી હોય? ( ૬૬ )**

**ઓવી અર્થ**:—આ યોગયુક્તિનો વિચાર જેના અંતઃકરણમાં હોતો નથી, તેને શબ્દાદિક વિષયો પોતાના પાશમાં ગ્રસ્ત કરી લે છે.[૪૨] હે પાર્થ ! આવા માણસની બુદ્ધિ કદિ સ્થિર હોતી નથી અને બુદ્ધિસ્થૈર્યની પ્રાપ્તિ કરવા માટે તેના મનમાં કદિ ઇચ્છા પણ ઉત્પન્ન થતી નથી.[૪૩] હે અર્જુન ! જ્યારે તેના અંતઃકરણમાં સ્થિરતાની ભાવના મૂળેજ ઉત્પન્ન થતી નથી; ત્યારે તેને શાંતિ તે ક્યાંથી પ્રાપ્ત થાય ?[૪૪] જેવી રીતે પાપીઓની તરફ મોક્ષ ઝાંખીને જોતો પણ નથી, તે પ્રમાણે જ્યાં શાંતિનો લેશ પણ હોતો નથી ત્યાં સુખ ભૂલેચૂકે પણ જતું નથી.[૪૫] અગ્નિમાં શેકેલાં બીજ જો ઉગે તો શાંતિહીન મનુષ્યને સુખપ્રાપ્તિ થાય.[૪૬] માટે મનનું અનિયમિતપણું એજ, દુઃખનું કારણ છે. એટલા માટે ઇંદ્રિય નિગ્રહ કરવો એજ ઉત્તમ છે.[૪૭]

**इन्द्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।**
**तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवांभसि ॥ ६७ ॥**

**શ્લોકાર્થ**:—**સ્વચ્છંદે વિહરતી ઇંદ્રિયોની પાછળ પાછળ જેનું મન ભટકે છે, તેની બુદ્ધિને સમુદ્રમાં વાયુ જેમ નાવને ખેંચી લઈ જાય છે તે પ્રમાણે ઇંદ્રિયો હરી લે છે. (૬૭)**

**ઓવી અર્થ**:—જે પુરૂષ ઇંદ્રિયોની ઇચ્છા પ્રમાણે ચાલે છે તે પોતે ભલેને સમજે કે હું વિષયરૂપ સાગરને તરી ગયો છું; પરંતુ વાસ્તવમાં તે વિષયસાગરને તરી ગયો નથી.[૪૮] જે પ્રમાણે એક નાવ આખો સમુદ્ર તરી કિનારા પાસે આવી હોય, એટલામાં વાવાઝોડું થવાથી જે પ્રમાણે તે નિવૃત્ત થયેલાં વિઘ્નમાં પુનઃ જઇ પડે છે;[૪૯] તે પ્રમાણે સિદ્ધ થયેલો પુરૂષ માત્ર ગમ્મતને ખાતર ઇંદ્રિયોનું લાલન કરે તોપણ તે પુનઃ સંસારદુઃખથી વ્યાપ્ત થઈ જાય છે, એમ તું સમજ.[૫૦]

**तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः ।**
**इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ६८ ॥**

**શ્લોકાર્થ**:—**માટે હે મહાબાહો ! જે પોતાની ઇંદ્રિયોને વિષયોમાંથી પાછી વાળી તેનો સંયમ કરે છે તેની બુદ્ધિ સ્થિર હોય છે એમ સમજ. (૬૮)**

**ઓવી અર્થ**:—માટે હે ધનંજય ! ઇંદ્રિયો પોતાને સ્વાધીન થઇ એટલે, તેથી અધિક સાર્થક્તા તે આ જીવનમાં બીજી શી હોઇ શકે ?[૫૧] જે પ્રમાણે કાચબો પોતાના પ્રસારેલા અવયવો સ્વેચ્છાથી સ્વતઃજ સંકોચી લે છે;[૫૨] તે પ્રમાણે જેની ઇંદ્રિયો સ્વાધીન અને આજ્ઞાપાલક હોય છે તેનીજ બુદ્ધિ સ્થિરતાને પ્રાપ્ત થયેલી સમજ.[૫૩] હે અર્જુન ! હવે જ્ઞાનીને ઓળખવાનું એક સૂક્ષ્મ ચિહ્ન તને કહું છું તે સાંભળ.[૫૪]

**या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।**
**यस्यां जाग्रति भूतानि सा निशापश्यतो मुनेः ॥ ६९ ॥**

**શ્લોકાર્થ**:—**સ્વરૂપનું અજ્ઞાન એજ રાત્રિ છે. સર્વ ભૂતોની જે રાત, તે કાળે યોગીપુરૂષ જાગે છે (સ્વરૂપાનુભવરૂપી જાગૃતિ ભોગવે છે;) અને જ્યારે સર્વ ભૂતો (વિષયરૂપી) જાગૃતિ ભોગવે છે ત્યારે તે તેને રાત્રિજ સમજીને ઊંઘે છે. (૬૯)**

**ઓવી અર્થ**:—સર્વ પ્રાણીઓને અજ્ઞાન રહેલા આત્મસ્વરૂપનું જેને પૂર્ણ જ્ઞાન હોય છે અને જે વ્યાવહારિક વિષયોની પ્રાપ્તિને માટે મનુષ્યો જાગૃત રહી, મહા પરિશ્રમ સેવે છે; તે વિષયપ્રાપ્તિ પ્રતિ જે નિદ્રિત રહી અલક્ષ્ય કરે છે,[૫૫] તેજ હે અર્જુન ! ઉપાધિરહિત, સ્થિતપ્રજ્ઞ, ગંભીર અને મુનિઓ (મનન કરનારાઓ)માં શ્રેષ્ઠ હોય છે, એમ તું સમજ.[૫૬]

**आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशंति यद्वत् ।**
**तद्वत्कामा यं प्रविशंति सर्वे स शांतिमाप्नोति न कामकामी ॥ ७० ॥**

**શ્લોકાર્થઃ—ચારે તરફ પાણીથી ભરેલા, અને પોતાની મર્યાદા ન છોડનારા, સમુદ્રમાં જે પ્રમાણે નદીઓ આદિ પ્રવેશ કરે છે; તે પ્રમાણે સર્વ મનોરથો જેનામાં પ્રવેશ કરે છે તેને શાંતિ મળે છે; જે કામની ઇચ્છા કરે છે તેને શાંતિ મળતી નથી. (૭૦)**

**ઓવી અર્થઃ**—હે પાર્થ! વળી એક અન્ય પર્યાય (સંજ્ઞા)થી સ્થિતપ્રજ્ઞ મનુષ્ય ઓળખી શકાય છે. આ પર્યાય શું છે તે સાંભળ. સમુદ્રમાં જે પ્રમાણે સદૈવ પરિપૂર્ણતા હોય છે; તે પ્રમાણે આ પુરૂષના અંતઃકરણમાં પણ પારપૂર્ણતાનો વાસ હોય છે.[૫૭] વર્ષાઋતુમાં નદીઓના ભરપૂર પ્રવાહો તેમાં ભળે છે, તોપણ તે કિંચિત્‌વૃદ્ધિને પામતો નથી. કિંવા પોતાની મર્યાદાનું ઉલ્લંઘન કરતો નથી;[૫૮] કિંવા ગ્રીષ્મઋતુમાં નદીઓનાં પાણી ખૂટી જાય છે; ત્યારે તે યત્કિંચિત્ કમી થતો નથી.[૫૯] તે પ્રમાણે સ્થિતપ્રજ્ઞ પુરૂષ રિદ્ધિસિદ્ધિની પ્રાપ્તિ થતાં ઉલ્લાસ પામતો નથી અને તેની અપ્રાપ્તિ થતાં તે અસંતુષ્ટ થતો નથી.[૬૦] સૂર્યના ઘરમાં દીપક સળગાવવામાં આવે, તોજ પ્રકાશ થાય; અને નહિ તો શું તે અંધારે અથડાય છે?[૬૧] તેજ પ્રમાણે સ્થિતપ્રજ્ઞ પુરૂષના ઘરમાં રિદ્ધિસિદ્ધિ આવી તો શું; અને ગઈ તો શું? તેની તે જરા પણ દરકાર કરતો નથી. કારણ કે તેનું અંતઃકરણ મહાસુખમાં, કિંવા પરમાત્મ સુખમાં નિમગ્ન હોય છે.[૬૨] જે પોતાના ગૃહનાં સૌંદર્યને; ઇંદ્રભુવન કરતાં પણ અધિક માને છે; તે ભિલ્લની ઝુંપડી જોઇને શું પ્રસન્ન થશે?[૬૩] જે અમૃતને સુદ્ધાં ઠોકર મારતો હોય તે શું કાંજી પીશે? તેમજ આત્માનંદથી તૃપ્ત થયેલ પુરૂષ, શું રિદ્ધિસિદ્ધિથી પ્રસન્નતા સેવશે?[૬૪] હે અર્જુન! ચમત્કારની વાત તો સાંભળ! જે પુરૂષને સ્વર્ગનાં સુખની પણ અપેક્ષા નથી, તેની સન્મુખ સામાન્ય રિદ્ધિસિદ્ધિની તો વિસાતજ શી? વસ્તુ સ્થિતિ આવી હોવા છતાં લોકો કહે છે કે, સ્થિતપ્રજ્ઞ મનુષ્યોની પાસે રિદ્ધિસિદ્ધિ હોવીજ જોઇએ; એ કેવી આશ્ચર્યકારક વાત![૬૫]

**विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निःस्पृहः ।**
**निर्ममो निरहंकारः स शांतिमधिगच्छति ॥ ७१ ॥**

**શ્લોકાર્થઃ—જે મનુષ્ય સર્વ વાસનાઓનો ત્યાગ કરી, નિસ્પૃહ થઇ હું અને મારૂં એ દ્વંદ્વ છોડી નિરહંકાર બને છે, તેને શાંતિસુખની પ્રાપ્તિ થાય છે. (૭૧)**

**ઓવી અર્થઃ**—આ પ્રમાણે આત્મબોધથી સંતુષ્ટ થયેલો, અને પરમાનંદમાં નિમગ્ન થયેલો પુરૂષજ સ્થિરબુદ્ધિવાળો હોય છે, એમ તું સમજ.[૬૬] આવો માણસ હુંપણું છોડી સર્વ વિષયોનો ત્યાગ કરી; જગદાકાર બની જગત્‌માં સંચાર કરતો હોય છે.[૬૭]

**एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ।**
**स्थित्वास्यामंतकालेऽपि ब्रह्म निर्वाणमृच्छति ॥ ७२ ॥**

**શ્લોકાર્થઃ—હે અર્જુન! આવી સ્થિતિનેજ બ્રહ્મસ્થિતિ કહેવામાં આવે છે. મનુષ્ય જ્યારે સર્વ કર્મ છોડી, બ્રહ્મરૂપ બને છે; ત્યારે તેને મોહ થતો નથી. આવી સ્થિતિમાં જેનું મરણ થાય છે, તેને જન્મ મરણરહિત બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. (૭૨)**

**ઓવી અર્થઃ**—આવી નિસ્સીમ બ્રહ્મસ્થિતિનો અનુભવ, જ્યારે નિષ્કામ પુરૂષ લેવા લાગે છે, ત્યારે તે અનાયાસેજ પરબ્રહ્મ (આત્મસ્વરૂપ) ને પ્રાપ્ત થાય છે.[૬૮] આવા પુરૂષોને જ્ઞાન સ્વરૂપમાં મળતી વખત દેહના અવસાનકાળે (અન્ય મનુષ્યોને) થતી વ્યથા જણાતી નથી.[૬૯] સંજય ધૃતરાષ્ટ્રને કહે છેઃ—હે રાજા! શ્રીકૃષ્ણ પરમાત્માએ આજ સ્થિતિનું વર્ણન અર્જુનને કહી

સંભળાવ્યું.[૭૦] શ્રીકૃષ્ણ ભગવાનનું કથન સાંભળી અર્જુન મનમાં બોલ્યો, આ યુક્તિ મને ઠીક ઉપયોગી થઈ પડશે. શ્રીકૃષ્ણ પ્રભુએ સર્વ કર્મોનો જે નિષેધ કર્યો છે તે નિષેધદ્વારા 'મારે યુદ્ધ કરવું' એ વાતનોજ લોપ થાય છે.[૭૨] શ્રીકૃષ્ણ ભગવાનનું ઉપર્યુક્ત પ્રકારનું ભાષણ સાંભળી અર્જુન અતિ હર્ષિત થયો. હવે તે શંકા કરી ગહન પ્રશ્ના પુછે છે.[૭૩] એ સંવાદ અત્યંત સુરસ પરિપૂર્ણ છે, તથા સર્વ ધર્મોનું ઉત્પત્તિ સ્થાન, કિંવા અમર્યાદ વિચારામૃતનિધિજ છે.[૭૪] આ સંવાદનું નિરૂપણ જગદીશ્વર સ્વતઃ કરશે, અને તે વાત નિવૃત્તિદાસ જ્ઞાનદેવ કહી સંભળાવશે.[૭૫]

**દ્વિતીય અધ્યાય સમાપ્ત.**

# तृतीय अध्याय.

**अर्जुन उवाच। ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।**
**तत् किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥ १ ॥**

**શ્લોકાર્થઃ**—અર્જુન બોલ્યોઃ-હે જનાર્દન! કર્મયોગ કરતાં, બુદ્ધિયોગ ઉત્તમ છે; એવો જો તમારો મત હોય, તો પછી હે કેશવ! મને ઘોર કર્મ કરવાને શા માટે પ્રવૃત્ત કરો છો? (૧)

**ઓવી અર્થઃ**—જ્ઞાનદેવ કહે છે-અર્જુને કેવા પ્રકારે શંકા કરી તે સાંભળો; પછી અર્જુન બોલ્યો-હે કમલાપતે! તમે જે કહ્યું તે મેં લક્ષપૂર્વક સાંભળ્યું છે.[૧] એ પરથી વિચાર કરતાં તો કર્મ અને કર્ત્તા એવો ભેદ રહેતોજ નથી. હે અનંતસ્વરૂપ! જો આવોજ આપનો નિશ્ચિત મત હોય;[૨] તો પછી હે હૃષીકેશ! આપ મને સંગ્રામ કરવાનો આગ્રહ શા માટે કરો છો? આ ભયંકર કર્મજાળમાં મને ફસાવતાં આપને સંકોચ થતો નથી?[૩] સર્વ કર્મોનો આપજ નિષેધ કરો છો ને? તો પછી મારે હાથે આવાં હિંસાત્મક કર્મ શા માટે કરાવો છો?[૪] હે હૃષીકેશ! આપ કર્મમાર્ગને આટલું મહત્વ આપી, મારે હાથે આવી ભયંકર હત્યા કરાવો છો કે નહિ; તેનો આપજ વિચાર કરો.[૫]

**व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे ।**
**तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥ २ ॥**

**શ્લોકાર્થઃ**—તું અગડંબગડં વદી જાણે મારા મનમાં ભ્રમ પેદા કરતો હોય એમ મને લાગે છે; માટે તું એક નિશ્ચિત વાત કહે, કે જે દ્વારા હું મારૂં કલ્યાણ સાધી લઉં. (૨)

**ઓવી અર્થઃ**—હે દેવ! તમેજ જ્યારે આ પ્રમાણે બોલવા લાગ્યા ત્યારે અમો અજ્ઞાનીઓએ શું કરવું? જ્યાં આ પ્રમાણે થયું; એટલે વિચારનું મૂળજ કપાયું; એમ કહેવું જોઈએ.[૬] આવો અજ્ઞાનોત્પાદક અને સંદિગ્ધ ઉપદેશ જો કરવામાં આવે, તો પછી તેમાં અને ભ્રમમાં ભેદ શો? હવે તો આપના દ્વારા આત્મબોધ ગ્રહણ કરવાની અમારી ઈચ્છા પરિપૂર્ણ થઈ રહી; એમજ કહેવું જોઈએ![૭] એકાદ વૈદ્ય રોગીની પ્રકૃતિ તપાસી તેને માટે પથ્યની યોજના કરી, પછી ઔષધમાં પોતેજ વિષ નાંખે; તો રોગીનું સંરક્ષણ શી રીતે થાય?[૮] આપનો ઉપદેશ મને તો અંધ મનુષ્યને અટપટા આડા માર્ગમાં લાવી મુકવા જેવો, કિંવા મર્કટને દારૂ પાવા જેવો લાગે છે.[૯] હે દેવ! હું મૂળથીજ કાંઇ સમજતો નહોતો; તેમાં વળી, આ મોહથી ગ્રસ્ત થયો; માટેજ તમને સદ્વિચાર-વિવેકની વાત પુછી.[૧૦] તો વળી આપની તો એકેએક વાત અદ્ભુતજ નિવડી. તમારા ઉપદેશમાં તો મને ચારેગમ ગોટાળોજ લાગે છે! હે દેવ! શરણાગતની સાથે આ પ્રમાણે વર્તવાનું કારણ શું?[૧૧] અમે મન વાણી ને કાયાથી આપના બોલવા

પર શ્રદ્ધા રાખીએ અને તમે અમને આવો ભ્રમમય ઉપદેશ આપો તો પછી અવધિજ થઇને![૧૨] અર્જુન કહે છે—જ્યારે આપ સ્વયં આવો ઉપદેશ કરવા લાગ્યા, એટલે અમારૂં તો કલ્યાણ થઇજ ચૂક્યું! હવે અમને જ્ઞાન સંપાદન કરવાની તો આશાજ શી રહી! જ્ઞાન સંપાદન કરવાનો ઉત્સાહ મટી ગયો. એટલુંજ નહિ પરંતુ એમ થયું કે મારા મનની સ્થિરતાનો નાશ થયો, અને ઉલટું મન વિશેષ ભ્રમમાં પડી ગયું![૧૪] તદુપરાંત હે કૃષ્ણ! આપની લીલા અમે પામર માણસો કાંઈ જાણી શકતા નથી. આ ઉપદેશને બ્હાને આપ મારા મનનો ભાવ જાણવા ઈચ્છતા હો તો કોણ જાણે ![૧૫] મને આપ ફસાવો છો કે ગૂઢાર્થ સહિત બ્રહ્મસ્વરૂપ સમજાવો છો, તેની મને કાંઈ સમજ પડતી નથી.[૧૬] માટે હે દેવ! સાંભળો. મને ગૂઢાર્થમાં ન કહેતાં ગામડીયાને પણ સમજ પડે એવી ભાષામાં સ્પષ્ટ કહી બતાવો.[૧૭] હે કૃષ્ણ! હું અતિશય મંદબુદ્ધિ છું; માટે મને સ્પષ્ટ સમજાય તેવી રીતે નિશ્ચયાત્મક વાત કહો.[૧૮] રોગનો નાશ કરવો, એ તો જાણે ઔષધનો હેતુ હોય છે જ; પરંતુ તે સ્વાદિષ્ટ અને રૂચિકર પણ હોવું જોઇએ.[૧૯] તે પ્રમાણે સર્વ અર્થથી પરિપૂર્ણ અને (આચરવાને) યોગ્ય એવું તત્ત્વ, આપ મને કહી સંભળાવો. પરંતુ (હું એટલું માગી લઉં છું કે) જે રીતે મારા મનને તેનો પૂર્ણ બોધ થાય તે રીતે મને કહેજો.[૨૦] હે દેવ! આપના જેવા ગુરૂ મને મળેલા હોવા છતાં આજે મારે મારા મનની ઇચ્છા પરિતૃપ્ત શા માટે ન કરી લેવી? આ સ્થળે મારે કોનો ભય ધરવો? તમે તો મારી માતા છો.[૨૧] દૈવયોગે દૂઝતી કામધેનુ પ્રાપ્ત થાય, તો ઇચ્છિત વસ્તુ માગવામાં ન્યૂનતા શા માટે રાખવી?[૨૨] કિંવા ચિંતામણિ હાથમાં આવી પડતાં આકાંક્ષિત પદાર્થો માગી લેવામાં 'લક્ષ્મી ચાંલ્લો કરવા આવતાં મોઢું ધોવા જવા' જેવો વ્યવહાર શા માટે આચરવો?[૨૩] અમૃતસિંધુને કિનારે ઉભા રહી, અમૃતપાન ન કરતાં તૃષાથી તરફડીએ; તો પછી અમૃતનિધિ પાસે જવાનો શ્રમ પણ શા માટે લેવો?[૨૪] તેજ પ્રમાણે હે કમળાપતે! જન્મોજન્મ તારી ઉપાસના કરતાં કરતાં જ્યારે આજે તું મળ્યો;[૨૫] તો પછી હે પરમેશ્વર! અમારી ઈચ્છામાં આવે તે વસ્તુ અમારે તારી પાસેથી શા માટે ન માગી લેવી? હે દેવ! આજે મનોકામના પરિપૂર્ણ કરવાનો દિવસ ઉગ્યો છે,[૨૬] આજે મારી સર્વ ઇચ્છાઓ પરિપૂર્ણ થઇ, મારાં પૂર્વ પુણ્યો ફળી મારા સર્વ મનોરથની સિદ્ધિ થઇ છે;[૨૭] કારણ કે પરમ કલ્યાણધામ, સર્વ દેવોના દેવ, જે આપ, તે મને સ્વાધીન થયા છો.[૨૮] જે પ્રમાણે માતાનું સ્તનપાન કરવામાં, બાળકને વેળા કવેળા જોવાની હોતી નથી;[૨૯] તે પ્રમાણે હે દેવ! હે કૃપાનિધે! હું આપને મારી ઇચ્છાનુરૂપ મને ગમે તે પ્રશ્નો પુછીશ.[૩૦] માટે હે દેવ! આ લોકમાં આચરવા યોગ્ય અને પરલોકપ્રાપ્તિને માટે હિતકારક એવી એક નિશ્ચિત વાત કહો.[૩૧]

श्रीभगवानुवाच। **लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ।**
**ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ॥३॥**

**શ્લોકાર્થઃ**—શ્રી ભગવાન કહે છેઃ—"હે નિષ્પાપ અર્જુન! સૃષ્ટિના આરંભમાંજ મેં આ લોકમાં આચરવા યોગ્ય બે પ્રકારના માર્ગો બતાવ્યા છેઃ સાંખ્યો (સાંખ્ય-વિચાર કરનારાઓ) ને જ્ઞાનયોગ અને યોગીઓ (કર્મ કરનારાઓ) ને કર્મ યોગ. (૩)

**ઓવી અર્થઃ**—અર્જુનનાં આવાં વચન સાંભળી શ્રીકૃષ્ણ આશ્ચર્યથી બોલી ઉઠયા—હે અર્જુન! મેં તને જે કહ્યું, તે ગર્ભિતાર્થમાં કહ્યું છે.[૩૨] ઇશ્વરાર્પણ કર્મમાર્ગ (સર્વ કર્મો ઇશ્વરને સમર્પિત કરી દેવાં એવો કર્મ માર્ગ) નું નિરૂપણ કરતાં હું પ્રસંગાનુસાર જે જ્ઞાનમાર્ગનો મહિમા વર્ણવી ગયો;[૩૩] તેમાં મારો હેતુ શો હતો તે તું સમજ્યો નથી. અને વ્યર્થજ ક્ષોભ પામ્યો

છે.. પરંતુ હવે ધ્યાનમાં રાખજે કે ઉક્ત ઉભય માર્ગો મારાજ બતાવેલા છે.[૩૪] હે વીરશ્રેષ્ઠ! સાંભળ; આ પૃથ્વીપર પ્રસ્તુત ઉભય માર્ગો અનાદિસિદ્ધ છે; અને મારામાંથીજ ઉદ્દ્ભૂત થયેલા છે.[૩૫] જડ, ચૈતન્ય વિષે વિચાર કરનારા લોકો જેનું આચરણ કરે છે; અને જેથી બ્રહ્મસ્વરૂપની પ્રતીતિ થઇ તત્ક્ષણજ તેમાં તદ્રૂપ બની જવાય છે, એવા એક સંપ્રદાયનું નામ જ્ઞાનયોગ છે.[૩૬] બીજાને કર્મયોગ કહેવામાં આવે છે. આ યોગમાં તત્પર એવા મુમુક્ષુજનો અવકાશે (જ્ઞાન થયા પછી) મોક્ષને પ્રાપ્ત થાય છે.[૩૭] તૈયાર મળેલાં અને રાંધીને તૈયાર કરેલાં અન્નથી, જેમ એક-સરખીજ તૃપ્તિ થાય છે; તેમ આ ઉભય માર્ગોનું સાક્ષાત્ અને પરંપરાગત પર્યવસાન એકજ હોય છે.[૩૮] જે પ્રમાણે પૂર્વ અને પશ્ચિમ દિશા તરફ વહેતી નદીઓ ભિન્ન જણાય છે; પરંતુ સમુદ્રમાં ભળીને આખરે સર્વે નદીઓ એકત્ર થાય છે;[૩૯] તે પ્રમાણે આ બન્ને સંપ્રદાયો એકજ તત્ત્વના સૂચક છે; પરંતુ તેની ઉપાસનાનું અવલંબન ઉપાસકની પાત્રતાપર છે.[૪૦] પક્ષી એકજ ઉડ્ડયનની સાથે વૃક્ષના ફળને ગ્રહણ કરે છે, પરંતુ તે ફળ તેજ વેગથી મનુષ્ય શી રીતે ગ્રહણ કરી શકશે વારૂ?[૪૧] તે ધીમે ધીમે આ ડાળીપરથી પેલી ડાળીપર એમ જતો જતો, ક્રમે ક્રમે, ફળની પાસે જઈ પહોંચશે;[૪૨] તેજ પ્રમાણે જે જ્ઞાનમાર્ગે ચાલે છે એવા જ્ઞાનીઓ વિહંગમ માર્ગે તત્કાળ મોક્ષની પ્રાપ્તિ કરી લે છે.[૪૩] ઇતર યોગીઓ કર્મમાર્ગે (પિપીલિકામાર્ગે) ચાલી વિહિત વર્ણાશ્રમ ધર્મનું આચરણ કરી અવકાશે (જ્ઞાન થયા પછી) મોક્ષ પ્રાપ્ત કરે છે.[૪૪]

**न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।**
**न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥ ४ ॥**

**શ્લોકાર્થઃ**—કર્મનું આચરણ ન કરવાથી, પુરૂષને કર્મશૂન્યત્વ પ્રાપ્ત થતું નથી. તેમજ કેવળ કર્મસંન્યાસથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે, એમ પણ નથી. (૪)

**ઓવી અર્થઃ**—જો કોઇ પણ મનુષ્ય આરંભથીજ વિહિત કર્મોનો ત્યાગ કરી જ્ઞાનવાનની પેઠે નિષ્કર્મ (કર્મરહિત) થવાની ઇચ્છા કરે, તો તે નિઃસંશય તેવો બની શકતોજ નથી.[૪૫] હે અર્જુન! જે વિહિત કર્મો કરવાનાં હોય, તેનો પરિત્યાગ કરી મનુષ્ય કૃતાર્થ થઈ શકે છે; એમ બોલવું એ કેવળ મૂર્ખતા છે.[૪૬] નદી પરિપૂર્ણ ભરેલી હોય, અને સામે કિનારે જવું હોય, તો નાવ વિના શી રીતે જવાશે?[૪૭] કિંવા જે ભોજનદ્વારા ક્ષુધાતૃપ્તિની ઇચ્છા રાખે છે, તે અન્ન રાંધીને તૈયાર કરીને અથવા તૈયાર હોય તે લઇને પ્રાશન ન કરે, તો તેની ક્ષુધા શી રીતે શાંત પડશે?[૪૮] જ્યાં સુધી વાસનાનો ક્ષય થયો નથી; ત્યાં સુધી વ્યાવહારિક ખટપટ પુઠે લાગેલીજ રહેવાની. જ્યાં આપણું મન ઈચ્છારહિત થઈ ગયું, એટલે આત્મસંતોષ થઇ સર્વ ખટપટ આપોઆપજ બંધ થશે.[૪૯] માટે હે પાર્થ! જેને પરમાત્મપ્રાપ્તિની ઇચ્છા હોય, તેનાથી વિહિત કર્માચરણ કદી પણ છોડી શકાતું નથી;[૫૦] અને વળી બીજી વાત એ છે કે આપણી ઇચ્છાથીજ કર્મનો સ્વીકાર, વા ત્યાગ થઈ શકશે કે?[૫૧] ઇચ્છા પ્રમાણે કર્મના સ્વીકાર, વા ત્યાગની વાત બોલવી, એ કેવળ બકવાદ સમાન છે. આ વિષે વાસ્તવિક વિચાર કરી જોતાં, આપણી ઇચ્છા પ્રમાણે કર્મનો ત્યાગ થઈ શકતો નથી; એમ તું નિશ્ચિત સમજ.[૫૨]

**नहि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।**
**कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥ ५ ॥**

**શ્લોકાર્થઃ**—કારણ કે કોઇ પણ પ્રાણી કર્મ કર્યા શિવાય, એક પળ પણ સ્વસ્થ રહી શકતો નથી. પ્રકૃતિમાંથા ઉત્પન્ન થયેલા ગુણો, મનુષ્યો પાસે બળાત્કારે કર્મો કરાવે છે. (૫)

**ઓવી અર્થઃ**—જ્યાં સુધી આ સર્વ પ્રપંચ માયાને આશ્રયે છે, ત્યાં સુધી સત્વ તમ અને રજ, એ ગુણોને આધીન સર્વ વ્યાપાર હોય છે. માટે આપણે કર્મનો સ્વીકાર કરી શકીએ

છીએ, કિંવા તેનો ત્યાગ કરી શકીએ છીએ, એમ કહેવું એ અજ્ઞાનસૂચક છે.[૫૩] વિહિત કર્મોના આરંભનો આધાર કર્ત્તાની ઇચ્છાપર છે; માટે ઘૃણા કિંવા ત્રાસથી તેનો ત્યાગ કરવાથી ઇંદ્રિયોનો કર્મો ઉત્પન્ન કરવાનો સ્વાભાવિક ધર્મ શું નષ્ટ થશે કે ?[૫૪] વિહિત કર્મોનો ત્યાગ કરવાથી, શું શ્રવણેંદ્રિય પોતાનો સ્વાભાવિક ધર્મ ભૂલી જાય છે કે ? કિંવા આંખ, પોતાની દર્શન શક્તિ ગુમાવે છે કે ? અથવા ઘ્રાણેંદ્રિય પોતાનો પ્રકૃતિસિદ્ધ ધર્મ વિસરી જાય છે કે ?[૫૫] અથવા પ્રાણાપાન વાયુની ગતિ બંધ થાય છે કે ? કિંવા ક્ષુધાતૃષાની ઇચ્છાનો હ્રાસ થાય છે કે ?[૫૬] શું તેથી સ્વપ્ન અને જાગૃત અવસ્થાનો નાશ થાય છે કે ? કિંવા પગ ચાલવાનું કામ વિસરી જાય છે કે ? અરે ! તેથી શું જન્મમરણ બંધ થાય છે કે ?[૫૭] જો ઇંદ્રિયોનો વ્યાપાર બંધ થયો નથી, તો પછી ત્યાગ તે શાનો કર્યો ? માટે દેહાભિમાની કર્મોનો ત્યાગ કદિ પણ કરી શકતો નથી.[૫૮] કર્મ એ પરાધીન–અર્થાત્ માયાના ગુણોને આધીન હોવાથી હું કર્મનો સ્વીકાર કરીશ, વા તેનો ત્યાગ કરીશ, એમ કહેવું વ્યર્થ છે.[૫૯] જાણે સમજ કે આપણે રથમાં બેઠા છીએ; હવે યદ્યપિ આપણે સર્વથા સ્વસ્થ બેઠા છીએ, તો પણ રથને આધીન હોવાથી, રથની ગતિની સાથે આપણે પણ અવશ્ય ગતિ કરીએજ છીએ.[૬૦] વૃક્ષનું શુષ્ક પત્ર નિશ્ચેષ્ટ હોવા છતાં પણ વાયુના વેગથી ઉડી, આકાશમાં ભ્રમણ કરે છે;[૬૧] તે પ્રમાણે માયાને આધીન હોવાથી, તથા કર્મેંદ્રિયોના વિકારોને લીધે; નૈષ્કર્મ્ય સ્થિતિએ પહોંચેલો પુરૂષ પણ નિત્ય શારીરિક કર્મો કરે છે.[૬૨] માટે જ્યાં સુધી માયાનો સંસર્ગ છે, ત્યાં સુધી કર્મોનો ત્યાગ કદિ પણ થઈ શકતો નથી. એમ છતાં પણ જે કર્મત્યાગની વાત કરે છે તે કેવળ વ્યર્થ દુરાગ્રહને સેવે છે.[૬૩]

**कर्मेंद्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।**
**इंद्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥ ६ ॥**

**શ્લોકાર્થઃ**—જે મહામૂર્ખ પુરૂષ કર્મેંદ્રિયોનો સંયમ કરીને, ઇંદ્રિયોના વિષયનું ચિંતન કર્યા કરે છે; તે દાંભિક–દુરાચારી કહેવાય છે. ( ૬ )

**ઓવી અર્થઃ**—વિહિત કર્મોનો ત્યાગ કરી, તથા કર્મેંદ્રિયોનો નિગ્રહ કરીનેજ, માત્ર જે પુરૂષ કર્માતીત થવાની ઇચ્છા રાખે છે,[૬૪] તેનાથી કર્મોનો ત્યાગ થઇ શકતો નથી. કારણકે તેના મનમાં કર્તવ્યબુદ્ધિ શેષ રહે છે. તથાપિ તે ઉપર ઉપરથી કર્માતીત થયો છું, એમ બતાવે છે, આવો પુરૂષ ચોખ્ખો દાંભિક છે.[૬૫] હે પાર્થ ! આવો પુરૂષ સદૈવ વિષયાસક્ત હોય છે, એમ તું નિઃસંશય જાણ.[૬૬] હવે હે અર્જુન ! પ્રસંગાનુસાર તને ખરા ઇચ્છારહિત મનુષ્યનાં લક્ષણો કહી બતાવું છું, તેને લક્ષપૂર્વક શ્રવણ કર.[૬૭]

**यस्त्विन्द्रियाणिं मनसा नियम्यारभतेऽर्जुन ।**
**कर्मेंद्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥ ७ ॥**

**શ્લોકાર્થઃ**—પરંતુ હે અર્જુન ! જે મનથી ઇંદ્રિયોનું નિયમન કરીને આસક્તિ ન રાખતાં, કર્મેંદ્રિય દ્વારા કર્મયોગનું આચરણ કરે છે; તેજ શ્રેષ્ઠ પુરૂષ છે. ( ૭ )

**ઓવી અર્થઃ**—જે અંતરમાં નિશ્ચલ અને પરમાત્મામાં તલ્લીન હોય તથાપિ બાહ્ય રીતે લોકાચાર પ્રમાણે વર્તે છે.[૬૮] તેમજ જે ઇંદ્રિયોને આજ્ઞા કરતો નથી, વિષયોની ભીતિ રાખતો નથી તથા જે જે પ્રસંગે જે જે કર્મો ઉપસ્થિત થાય તેનો ત્યાગ કરતો નથી;[૬૯] વળી જે કર્મેંદ્રિયોને કર્મ કરતાં પ્રતિબંધ કરતો નથી, તેમજ તેના વિકારોને વશ થતો નથી;[૭૦] તે વાસનાથી વ્યાકુળતા સેવતો નથી અને તેના મનને મોહની બાધા નડી શકતી નથી. કમળ-પત્ર જેમ રાત્રિદિવસ પાણીમાં રહેવા છતાં પાણીથી ભીંજાતું નથી,[૭૧] તે પ્રમાણે તે સંસારમાં

રહી ઇતર જનોના જેવો ભાસે છે. જે પ્રમાણે પાણીની સંગતિથી સૂર્યબિંબ પાણીમાં હોય એમ ભાસે છે,[૭૨] તે પ્રમાણે ઉપર ઉપરથી જોતાં તે મનુષ્ય સાધારણ લાગે છે, પરંતુ તેની આત્મસ્થિતિ નિશ્ચયપૂર્વક ઓળખી શકાતી નથી.[૭૩] જે મનુષ્ય આવા ગુણોથી યુક્ત હોય, તથા નિસ્પૃહ હોય, તેજ મુક્ત છે; એમ તું સમજ.[૭૪] હે અર્જુન ! તેજ યોગી અને જગતમાં તેજ સ્તુતિને પાત્ર હોય છે. માટે તું એવો થા એમ હું તને કહું છું.[૭૫] તું તારા મનનો નિરોધ કર અને અંતરમાં સ્થિર થા. (પછી) ભલે ને ઈંદ્રિયો પોતાના વ્યાપારો કરતી રહે.[૭૬]

**नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।**
**शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥ ८ ॥**

**શ્લોકાર્થ:**—અરે ! તું વિહિત કર્મોને આચર. કર્મ ન કરવા કરતાં કર્મ કરવાં એજ શ્રેયસ્કર છે. કર્મ કર્યા શિવાય તારા શરીરનો નિર્વાહ સુદ્ધાં થશે નહિ. (૮)

**ઓવી અર્થ:**—માટે, આ સંસારમાં કર્મરહિત થવું અસંભવિત છે. પછી શાસ્ત્રવિરૂદ્ધ શા માટે વર્તવું એનો વિચાર કર. જે જે કર્મો યોગ્ય હોય અને સમયાનુસાર પ્રાપ્ત થયાં હોય, તે તે તું નિષ્કામ બુદ્ધિથી કર.[૭૮] હે અર્જુન ! વળી એક બીજું કૌતુક તો તું જાણતોજ નથી! આ કૌતુક એ છે કે, નિષ્કામબુદ્ધિથી કરેલાં કર્મો; કર્મપાશમાંથી અર્થાત્ સંસારમાંથી મનુષ્યને મુક્ત કરે છે.[૭૯] જે મનુષ્ય અધિકાર પ્રમાણે સ્વધર્માચારણ કરે છે; તે, તે આચરણનાજ પ્રભાવથી નક્કી મોક્ષ પામે છે.[૮૦]

**यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः ।**
**तदर्थं कर्म कौन्तेय मुक्तसंगः समाचर ॥ ९ ॥**

**શ્લોકાર્થ:**—હે અર્જુન ! ઇશ્વરાર્પણ ભાવના વિના કરેલાં કર્મોના યોગથી જીવ બંધનમાં પડે છે. માટે હે અર્જુન ! કર્તૃત્વાભિમાન છોડી, ઇશ્વરાર્પણ બુદ્ધિથી તું કર્મ કર. (૯)

**ઓવી અર્થ:**— બંધુ રે ! સ્વધર્માચરણ એજ નિત્યયજ્ઞ છે; એમ તું સમજ ! આ પ્રમાણે વર્તન રાખવાથી, તેમાં પાપ પ્રવેશી શકતું નથી.[૮૧] પ્રાણી જ્યારે સ્વધર્મનો ત્યાગ કરી, દુષ્કર્મો કરવાને પ્રવૃત્ત થાય છે; ત્યારે તે જન્મમરણના ફેરામાં ફસાઇ પડે છે.[૮૨] માટે સ્વધર્માનુસાર કર્મો કરવાં એજ અખંડ યજ્ઞ છે, એમ તું સમજ. અને જે પુરૂષ આ યજ્ઞ કરે છે, તેને કાંઈ પણ બંધન નડતું નથી.[૮૩] આ સર્વ જગત્ કર્મનાં બંધનથી ગ્રસ્ત છે. અને માયાના પાશમાં બંધઇને પડ્યું છે, જેનું કારણ સ્વકર્મનો અભાવજ છે.[૮૪] હે પાર્થ ! હવે તને આ સંબંધે એક કથા કહું છું. જે સમયે બ્રહ્મદેવે સૃષ્ટિ નિર્માણ કરી,[૮૫]

**सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।**
**अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥ १० ॥**

**શ્લોકાર્થ:**—સૃષ્ટિના પ્રારંભમાં યજ્ઞની સાથે પ્રજા ઉત્પન્ન કરી, બ્રહ્મદેવ તેમના પ્રત્યે બોલ્યા:-તમે સ્વધર્મરૂપ યજ્ઞથી, ધર્માચરણ કરો, એટલે એ યજ્ઞ તમારા ઈચ્છિત મનોરથ પૂર્ણ કરશે. (૧૦)

**ઓવી અર્થ:**—તે સમયે તેમણે પ્રાણી અને તેમને આચરવાના ધર્મો એ ઉભયને સાથે સાથેજ ઉત્પન્ન કર્યા, પરંતુ ધર્મો ગહન હોવાથી મનુષ્યો તેને સમજી શક્યા નહિ.[૮૬] આથી તેમણે બ્રહ્મદેવની પ્રાર્થના કરી કે–હે દેવ ! અમારે આ સંસારમાં તરવાનો ઉપાય શો છે ? ત્યારે બ્રહ્મદેવે પ્રત્યુત્તર આપ્યો કે–તમારો વર્ણાશ્રમધર્મ અમે પૂર્વેથીજ નક્કી કર્યો છે. એ ધર્મ પ્રમાણે આચરણ કરો એટલે તમારો હેતુ સહજ સફળ થશે.[૮૮] તમે વ્રતનિયમાદિ પાળશો નહિ, ઉપવાસ આદિથી શરીરને કષ્ટ આપશો નહિ અને તીર્થયાત્રાને માટે દૂર દેશાંતર જવાનો

શ્રમ કરશો નહિ;[૮૯] યોગાદિક સાધનો, તેમજ સકામ આરાધનાનો અને મંત્ર તંત્રાદિક અનુષ્ઠાન કરવાના નાદે કદી પણ ચઢશો નહિ.[૯૦] ઈતર દેવોને ભજશો નહિ, એવું એવું કરશો નહિ; પરંતુ વર્ણાશ્રમધર્મ પ્રમાણે તમારા સ્વધર્મનું આચરણ સુખેથી કરો.[૯૧] જે પ્રમાણે પતિવ્રતા સ્ત્રી નિષ્કામ બુદ્ધિથી પોતાના પતિની સેવા કરે છે; તે પ્રમાણે તમે તમારા ધર્મનું નિષ્કામતા-પૂર્વક આચરણ કરો.[૯૨] સ્વધર્મ એજ એક તમારો યજ્ઞ છે, માટે તેનું આચરણ કરો.[૯૩] માટે હે બંધુઓ ! તમે જો સ્વધર્માનુસાર ચાલશો, તો તે સ્વધર્મ કામધેનુની પેઠે ફલદ્રૂપ થઈ તમારો કદિ પણ પરિત્યાગ કરશે નહિ.[૯૪]

**देवान्भावयताऽनेन ते देवा भावयंतु वः ॥**
**परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥ ११ ॥**

**શ્લોકાર્થઃ—આ સ્વધર્મરૂપી યજ્ઞવડે તમે દેવોની આરાધના કરો; એટલે દેવો તમારાપર પ્રસન્ન થશે, અને આ પ્રમાણે તમે પરસ્પરને પ્રસન્ન કરી તમારૂં ઉત્તમ કલ્યાણ સાધી શકશો. (૧૧)**

**ઓવી અર્થઃ**—આ સ્વધર્માચરણથી સર્વ દેવતા સંતુષ્ટ થશે; અને તેઓ તમને ઇચ્છિત ફળ આપશે.[૯૫] આ પ્રમાણે સ્વધર્માચરણરૂપી પૂજાથી તમે સર્વ દેવગણનું પૂજન કરશો, એટલે તે તમને અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિ કરાવી આપશે; અને પ્રાપ્ત વસ્તુનું સંરક્ષણ પણ જરૂર કરશે.[૯૬] તમે દેવોને ભજશો એટલે દેવો પણ તમારાપર પ્રસન્ન થશે; અને આ રીતે જ્યારે એક બીજાનો પ્રેમ પરસ્પર ચોંટશે,[૯૭] ત્યારે તમે જે કરવાની ઇચ્છા ધારણ કરશો તેની સિદ્ધિ સહજ થઈ શકશે; અને તમારી સર્વ મનોકામના પરિપૂર્ણ થશે.[૯૮] તમે વાણીદ્વારા જે જે બોલશો, તે તે સિદ્ધ થશે, તથા તમે અન્યને આજ્ઞા કરનારા થશો, તેમજ મહારિદ્ધિ, નિરંતર તમારી સન્મુખ બે હાથ જોડી, 'સેવા ફરમાવો' એમ કહેશે.[૯૯] વસંતઋતુના દ્વારમાં જે પ્રમાણે વનની શોભા, ફળ અને પુષ્પયુક્ત સૌંદર્ય સાથે વિરાજમાન રહે છે.[૧૦૦]

**इष्टान् भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविताः ।**
**तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः ॥ १२ ॥**

**શ્લોકાર્થઃ—યજ્ઞથી દેવોની પૂજા કરતાં તેઓ સંતુષ્ટ થઇ તમને ઇચ્છિત ભોગો આપશે, દેવતાએ આપેલા ભોગોને જેઓ તેમને અર્પણ કર્યા વિના પોતેજ ભોગવે છે, તેમને ચોરજ સમજવા. (૧૨)**

**ઓવી અર્થઃ**—તે પ્રમાણે તમે જ્યાં હશો ત્યાં સર્વ સુખો સાથે દૈવ પોતેજ તમારી શોધ કરતું આવશે.[૧] હે બંધુઓ ! જો તમે એકનિષ્ઠાથી સ્વધર્માચરણ કરશો, તો તમે ઐશ્વર્યવાન થશો; અને તમને કોઇ પણ પ્રકારની ઇચ્છા રહેશે નહિ.[૨] સકળ સંપત્તિ પ્રાપ્ત થતાં, વિષયસેવનના રસીઆ વિષય લંપટ થઇ, ઇંદ્રિયોનાં સ્વચ્છંદી વર્તનને અનુમોદન આપે છે.[૩] પરંતુ જે દેવે તેમને આ પૂર્ણ સંપત્તિ આપી છે, તેને તે સ્વધર્માનુસાર ભજતો નથી.[૪] જે અગ્નિમાં આહુતિ આપતો નથી, દેવનું પૂજન કરતો નથી; વખતો વખત બ્રાહ્મણોને ભોજન કરાવતો નથી;[૫] અથવા જે ગુરૂભક્તિથી કંટાળે છે; અતિથિનો આદર સત્કાર કરતો નથી; અને પોતાની જાતિને સંતુષ્ટ કરતો નથી;[૬] આવાં સ્વધર્માચરણ જે કરતો નથી; જે શ્રીમંતાઇથી સંપૂર્ણ ગર્વિષ્ટ બની ગયો છે; અને જે કેવળ વિષયાસક્તિમાં રચ્યોપચ્યો રહે છે;[૭] તેને મોટાં સંકટો આવીને ઘેરે છે. આથી પ્રાપ્ત ઐશ્વર્ય નાશ પામે છે, અને અવશિષ્ટ રહેલા ભોગો પણ તેનાથી ભોગવી શકાતા નથી.[૮] જેનું આયુષ્ય ખૂટ્યું હોય, એવા શરીરમાં જે પ્રમાણે ચૈતન્ય રહેતું નથી, અથવા હતભાગ્યના ઘરમાં લક્ષ્મી ટકતી નથી;[૯] તે પ્રમાણે સ્વધર્મનો લોપ થયો એટલે સુખનું સ્થાન નષ્ટ થયું, એમ સમજવું. જે પ્રમાણે દીપક બુઝાતાંજ પ્રકાશનો નાશ

થાય છે;[૧૦] તે પ્રમાણે બ્રહ્મદેવ કહે છે કે "હે પ્રજાજનો ! જે પોતાના વર્ણાશ્રમધર્મનું આચરણ છોડે છે, તેનું સ્વાતંત્ર્ય ખરેખર નાશ પામે છે.[૧૧] માટે જે સ્વધર્મનો ત્યાગ કરશે, તેને કાળ શિક્ષા કરશે. અને તેને ચોર સમજી તેનું સર્વસ્વ હરી લેશે ![૧૨] પછી રાત્રિ થતાં સ્મશાનમાં જેમ ભૂતપિશાચાદિ દોડાદોડી કરે છે, તે પ્રમાણે તેની પાસે સર્વ સંકટો દોડી આવી તેને ચોતરફથી ઘેરી લે છે.[૧૩] તેમજ ત્રૈલોકયનાં સર્વ દુઃખો અને સહસ્ર પ્રકારનાં પાતકો તથા સકળ કષ્ટો તેની પાસે આવી તેને વ્યાકુળ કરી મૂકે છે.[૧૪] તે ઉન્મત્ત મનુષ્યની આવી સ્થિતિ થાય છે. અને આવી દુઃખી સ્થિતિમાં તે રૂદન કરવા લાગે, તોપણ તે સંકટો તેને કલ્પ સુધી છોડી જતાં નથી.[૧૫] બ્રહ્મદેવ પ્રજાને એવો બોધ આપે છે કે એટલા માટે તમે સ્વધર્મ છોડશો નહિ. અને ઇંદ્રિયોને ઇચ્છા પ્રમાણે વર્તવા દેશો નહિ.[૧૬] જે પ્રમાણે મત્સ્યને પાણીમાંથી બહાર કાઢતાં, તે તરતજ મરણ પામે છે; તે પ્રમાણે પ્રસ્તુત બોધાનુસાર નહિ વર્તશો; તો તમારી સ્થિતિ પણ તેવીજ થશે. માટે તમે સ્વધર્મને વિસરશો નહિ.[૧૭] બ્રહ્મદેવ કહે છે કેઃ–તમારે સર્વેએ, પોતપોતાનાં ઉચિત કર્મો કરવાને, સદા તત્પર રહેવું જોઇએ."[૧૮]

**यज्ञशिष्टाशिनः संतो मुच्यंते सर्वकिल्बिषैः ।**
**भुंजते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात् ॥ १३ ॥**

**શ્લોકાર્થઃ—યજ્ઞનો અવશિષ્ટ પ્રસાદ જે ગ્રહણ કરે છે, તે શ્રેષ્ઠ પુરૂષ સર્વ પાપોમાંથી મુક્ત થાય છે. પરંતુ જે પુરૂષ પોતાને માટેજ અન્ન રાંધીને તેનું પ્રાશન કરે છે તે પાતકનુંજ ભક્ષણ કરે છે. (૧૩)**

**ઓવી અર્થઃ**—જે માણસ નિષ્કામ બુદ્ધિથી વિહિતકર્મોનું આચરણ કરવામાં પ્રાપ્ત સંપત્તિનો ઉપયોગ કરે છે;[૧૯] પોતાના ગુરૂ, આપ્ત અને અગ્નિની પૂજા કરે છે, અને પોતાની પાસે આવેલા બ્રાહ્મણોની સેવા કરે છે; અને પોતાના પિતૃઓની શ્રાદ્ધતિથિ આદિ પાળે છે;[૨૦] અને એ રીતે વિહિતકર્માચરણ તથા પંચ મહાયજ્ઞાદિ કરીને જે અવશિષ્ટ રહે;[૨૧] તેનું સુખેથી પોતાનાં કુટુંબસહ સેવન કરે છે; તેનાં સર્વે પાતકો તે યજ્ઞશેષસેવનથી નાશ થાય છે.[૨૨] અમૃતનું સેવન કરવાથી જે પ્રમાણે મહા રોગોનું નિવારણ થાય છે; તેપ્રમાણે યજ્ઞાવશિષ્ટ અન્નનું સેવન કરવાથી, સર્વ પાતકો નષ્ટ થાય છે.[૨૩] જે પ્રમાણે બ્રહ્મનિષ્ઠ પુરૂષને જરા પણ ભ્રાંતિ થતી નથી, તે પ્રમાણે યજ્ઞાવશિષ્ટ અન્નનું પ્રાશન કરનાર મનુષ્યને દોષો લાગતા નથી.[૨૪] માટે સ્વધર્મ વડે સંપાદન કરેલું દ્રવ્ય, વિહિત માર્ગેજ ખર્ચવું; અને અવશિષ્ટ ભાગનો સુખેથી ઉપભોગ લેવો.[૨૪] ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કેઃ–હે પાર્થ ! આદ્યમાર્ગ આ છે, એ માર્ગને છોડી મનુષ્યે બીજા રસ્તે ચાલવું નહિ;[૨૫] જે પુરૂષ આપણું શરીર એજ આત્મા એમ સમજી તથા વિષયોનું સેવન એજ ભોગ્ય વસ્તુ એમ માની, સત્યતત્ત્વ જાણતો નથી;[૨૬] જે ભ્રાંતિમાં રહી આ સર્વ સાહિત્યો યજ્ઞને માટેજ છે એમ સમજતો નથી; અને અહંકારબુદ્ધિને લીધે જેની દ્રષ્ટિ વિષયોપભોગપરજ ચોંટી રહેલી હોય છે;[૨૮] જે પોતાને ભાવતાં ઉત્તમ પકવાન્નો તૈયાર કરી સ્વતઃજ તેનું સેવન કરે છે; તે પાપી છે અને તે પાતકનુંજ સેવન કરે છે; એમ તું જાણ.[૨૯] આ સર્વ સંપત્તિ સ્વધર્મરૂપી યજ્ઞનું હવન દ્રવ્ય છે; એમ સમજી તેને સ્વધર્મયજ્ઞદ્વારા પ્રભુને અર્પણ કરવી જોઇએ.[૩૦] આ સર્વ છોડી મૂર્ખ લોકો પોતાને માટેજ નાના પ્રકારના પદાર્થો તૈયાર કરાવે છે.[૩૧] જેનાવડે યજ્ઞની સિદ્ધિ થાય છે, અને ઇશ્વર સંતુષ્ટ થાય છે તેવું જે અન્ન તે કાંઇ સામાન્ય પદાર્થ નથી; માટે[૩૨] એ અન્નને સાધારણ વસ્તુ ન માનતાં તે બ્રહ્મરૂપ છે, એમ તું સમજ. કારણ કે એ સર્વ જગતનું જીવિત છે.

**अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः ।**
**यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥ १४ ॥**
**कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।**
**तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥ १५ ॥**

**શ્લોકાર્થઃ—અન્નથી પ્રાણીઓની ઉત્પત્તિ થાય છે; અને અન્ન વરસાદથી ઉત્પન્ન થાય છે; યજ્ઞ કરવાથી વરસાદ વરસે છે અને યજ્ઞની ઉત્પત્તિ કર્મથી છે; (૧૪) કર્મ વેદમાંથી ઉત્પન્ન થાય છે અને વેદની ઉત્પત્તિ પરમેશ્વરમાંથી છે, એમ તું જાણ. એટલા માટે સર્વગત જે વેદ તે સ્વધર્મરૂપી યજ્ઞમાં નિરંતર વાસ કરે છે. (૧૫)**

**ઓવી અર્થઃ**—અન્નથી પ્રાણી માત્રની ઉત્પત્તિ થાય છે. અને વરસાદથી અનાજ પાકે છે.[૩૪] વરસાદની ઉત્પત્તિ યજ્ઞથી અને યજ્ઞની ઉત્પત્તિ કર્મમાંથી થાય છે. કર્મની ઉત્પત્તિ વેદ-રૂપ બ્રહ્મમાંથી,[૩૫] અને વેદની ઉત્પત્તિ પરમાત્મામાંથી થાય છે; માટે આ સર્વ જગત પર-માત્મામાંથી ઉત્પન્ન થયું છે;[૩૬] પરંતુ હે સુભદ્રાપતે ! કર્મની મૂર્તિ જે યજ્ઞ તેમાં વેદરૂપી બ્રહ્મ નિરંતર વાસ કરે છે.[૩૭]

**एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।**
**अघायुरिंद्रियारामो मोघं पार्थ स जीवति ॥ १६ ॥**

**શ્લોકાર્થઃ—હે પાર્થ ! આ પ્રકારે ચાલુ રહેલા ચક્રને અનુસરીને, જે મનુષ્ય આ જગ-તૂમાં વર્તતો નથી; તેનું જીવન વ્યર્થ છે. તે ઇંદ્રિયલંપટ પાતકી પોતાનું આયુષ્ય વૃથાજ ગુમાવે છે. (૧૬)**

**ઓવી અર્થઃ**—હે ધનુર્ધર ! આ પ્રમાણે આ સ્વધર્મરૂપી યજ્ઞનો મૂળ પાયો તને સંક્ષે-પમાં કહી સંભળાવ્યો.[૩૮] જે ઉન્મત્ત પુરૂષ સર્વ પ્રકારે ઉચિત એવા સ્વધર્મરૂપી યજ્ઞનું આ લોકમાં આચરણ કરતો નથી,[૩૯] તેમજ જે દુરાચારી ઇંદ્રિયોને વિષયોથી તૃપ્ત કરવામાંજ સમય ગાળે છે; તે પાપરાશિ પૃથ્વીપર કેવળ ભારરૂપજ છે; એમ તું સમજ.[૪૦] જે પ્રમાણે કવખતે આવેલો મેઘ નિરૂપયોગી થઈ પડે છે; તે પ્રમાણે હે અર્જુન ! ઉન્મત્ત પુરૂષનાં સર્વ જન્મનાં કર્મો નિષ્ફળ થાય છે.[૪૧] જેનાથી સ્વધર્માનુષ્ઠાન બની શકતું નથી તેનું જીવિત બકરાના ગ-ળામાં આવેલા સ્તનની પેઠે વ્યર્થ છે.[૪૨] માટે હે પાંડુકુમાર ! આ સ્વધર્મ કોઇએ ત્યજવો નહિ. પરંતુ સર્વ ભાવથી તેનુંજ આચરણ કરવું.[૪૩] જો શરીર પ્રાપ્ત થયું છે, તો પૂર્વ કર્તવ્ય કર્મ તેની સાથે આવ્યાંજ છે; એમ સમજવું. જો વસ્તુસ્થિતિ આવી છે, તો આપણે આપણાં ઉચિત કર્મોનો ત્યાગ શા માટે કરવો ?[૪૪] હે સવ્યસાચી ! આ મનુષ્યદેહ પ્રાપ્ત થયા છતાં, વિહિત કર્મો કરતાં જેને કંટાળો આવે છે; તેને મૂર્ખ સમજ.[૪૫]

**यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।**
**आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥ १७ ॥**

**શ્લોકાર્થઃ—પરંતુ જે પોતાના આત્મામાંજ રમે છે તથા જે આત્મસુખથી તૃપ્ત અને આત્માનંદથીજ તુષ્ટ છે, તેને કાંઇ પણ કર્તવ્યકર્મ કરવાનું નથી. (૧૭)**

**ઓવી અર્થઃ**—જે પુરૂષ આત્મસ્વરૂપમાં નિમગ્ન હોય છે તે શારીરિક ધર્મ પાળતો હોવા છતાં, તે કર્મથી લિપ્ત થતો નથી.[૪૬] કારણકે તે આત્મબોધવડે સંતુષ્ટ થયેલો હોવાથી કૃતકાર્ય થયેલોજ હોય છે. માટે તે સહજ કર્મસંગથી મુક્ત થાય છે.[૪૭]

**नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।**
**न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥ १८ ॥**

**શ્લોકાર્થઃ—આ લોકમાં કર્મ કરવાથી તેને બિલકુલ લાભ થતો નથી, તેમજ કર્મ ન કરવાથી તેને કાંઈ હાનિ થતી નથી; અને કોઇ પણ પ્રાણીદ્વારા તેને કોઇ પણ કાર્યની સિદ્ધિ કરવાની હોતી નથી. (૧૮)**

**ઓવી અર્થઃ**—જે પ્રમાણે તૃપ્તિ થઈ, એટલે તેનાં સાધનો આપોઆપ નષ્ટ થાય છે. તે પ્રમાણે સ્વરૂપાનંદમાં નિમગ્ન થયા પછી કર્મોનો પાશ પણ છુટી જાય છે.[૪૯] હે અર્જુન! જ્યાં સુધી આ પ્રકારે આત્મજ્ઞાન થયું નથી, ત્યાં સુધી આ સાધનોનું આચરણ કરવું પડે છે.[૪૯]

**तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।**
**असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥ १९ ॥**

**શ્લોકાર્થઃ—આ કારણથી ફળની ઈચ્છાનો ત્યાગ કરી નિત્ય વિહિત કર્મ કર. નિષ્કામ બુદ્ધિથી કર્મ કરનાર પુરૂષના ચિત્તની શુદ્ધિ થઇ તેને પરમપદની પ્રાપ્તિ થાય છે. (૧૯)**

**ઓવી અર્થઃ**—માટે સદા ફળની આશા છોડી, તું ઉચિત સ્વધર્માચરણ કર.[૫૦] હે પાર્થ! આ જગતમાં જેઓ નિષ્કામ બુદ્ધિથી સ્વધર્મ પાળે છે; તેઓ ખરેખર મોક્ષપદને પ્રાપ્ત થાય છે.[૫૧]

**कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।**
**लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥ २० ॥**

**શ્લોકાર્થઃ—જનકાદિક જ્ઞાનીઓ કર્મ કરીનેજ મુક્ત થયા હતા; અને તારે પણ લોકહિત પ્રત્યે દ્રષ્ટિ રાખી કર્મ કરવાં તેજ ઉચિત છે. (૨૦)**

**ઓવી અર્થઃ**—કર્મનો લેશ પણ ત્યાગ ન કરતાં, સનકાદિક મોક્ષપદને પામ્યા હતા;[૫૨] માટે હે પાર્થ! તું કર્મમાં આસ્થા રાખ, કારણ કે તેથી એક બીજો પણ લાભ છે;[૫૩] અને તે એ છે કે, આ પ્રમાણે આપણે કર્મ કરીશું, એટલે લોકો પણ તે માર્ગે ચાલશે અને તેથી અનાયાસે તેમનાં દુઃખો નષ્ટ થશે.[૫૪] જેઓ નિષ્કામ બની કૃતાર્થ થયા છે તેમને માટે પણ લોકોપર ઉપકાર કરવાનું કર્તવ્ય શેષ રહ્યુંજ છે.[૫૫] આંધળાની પલટણનો દેખતો નેતા જે પ્રમાણે તેમનાજ માર્ગમાં ચાલે છે; તે પ્રમાણે જ્ઞાનીઓએ સ્વતઃ ધર્માચરણ કરી અજ્ઞાની જનોને ધર્મમાર્ગ બતાવવો જોઇએ.[૫૬] અરે! જો જ્ઞાની લોકો આવું વર્તન ન કરે, તો અજ્ઞાની લોકો સ્વધર્માચરણ પ્રતિ શી રીતે વળશે? અને તેમને આ માર્ગ શી રીતે સૂઝશે?[૫૭]

**यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।**
**स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्त्तते ॥ २१ ॥**

**શ્લોકાર્થઃ—શ્રેષ્ઠ પુરૂષ જે જે કર્મો કરે છે, તે તે કર્મો બીજા માણસો પણ કરે છે; અને શ્રેષ્ઠ પુરૂષ જે જે માર્ગ નિશ્ચિત કરે છે, તેનુંજ લોકો અનુકરણ કરે છે. (૨૧)**

**ઓવી અર્થઃ**—આ લોકમાં શ્રેષ્ઠ પુરૂષો જે જે આચરણ કરે છે; તેનેજ બીજા લોકો ધર્મ સમજી તે પ્રમાણેજ ચાલે છે.[૫૮] આ ઘટના સાહજિક હોવાથી કર્મનો ત્યાગ થઈ શકતો નથી; અને સાધુસંતોને તો વિશેષતઃ આ કર્મો કરવાં પડે છે.[૫૯]

**न मे पार्थास्ति कर्त्तव्यं त्रिषु लोकेषु किंचन ।**
**नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥ २२ ॥**

**શ્લોકાર્થઃ—હે પાર્થ! ત્રૈલોક્યમાં મારે કાંઇ કરવાનું નથી; તેમજ મને કાંઇ અપ્રાપ્ય નથી. તથાપિ હું પોતે લોકોપકારાર્થે કર્મ કરૂં છુંજ. (૨૨)**

ઓવી અર્થઃ—હે અર્જુન ! હવે લાંબી ચોડી, અન્યની વાત શા માટે કર્યા કરૂં ? લેને, મારૂંજ દૃષ્ટાંત આપું છું. હું સ્વયં આ ધર્માચરણ કરૂં છું.[૬૦] હવે તું કહેશે કે વળી તમને કંઈ દુઃખ આવી પડ્યું હશે ? કિંવા કાંઈ વસ્તુની અપેક્ષા રહી ગઇ હશે ? તેથી તમે કર્મ કરો છો.[૬૧] પરંતુ આ વાત તને સુવિદિત જ છે કે, મારા જેટલા ગુણ અને ઐશ્વર્યથી સંપન્ન, આ જગતમાં અન્ય કોઈ છેજ નહિ. મારા સામર્થ્યથી તું કાંઈ અજાણ નથી;[૬૨] સાંદીપનિ ગુરૂના મૃત પુત્રને મેં આણી આપ્યો; એ પરાક્રમ તો તું જાણે છેજ. હું આવો સમર્થ છું તથાપિ હું પણ મુગે મોઢે કર્મ કર્યેજ જાઉં છું.[૬૩]

**यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतंद्रितः ।**
**मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥ २३ ॥**

શ્લોકાર્થઃ—હે પાર્થ ! જો હું આળસ ત્યાગી, કદી પણ કર્મ ન કરૂં તો; આ સર્વ લોકો સર્વાંશે મારા માર્ગને અનુસરીને ચાલવા લાગશે. ( અર્થાત્ તેઓ પણ કર્મ કરશે નહિ. ) (૨૩)

ઓવી અર્થઃ—પરંતુ માત્ર લોકકલ્યાણના ઉદ્દેશથી હું સ્વધર્માચરણ એવી રીતેજ કરૂં છું કે; જાણે કોઈ સકામ કર્મ ન કરતો હોય ![૬૪] સર્વ પ્રાણીઓનો આધાર આપણા પરજ છે; માટે આપણે તેમને કર્મભ્રષ્ટ થવા દેવાં જોઇએ નહિ.[૬૫]

**उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।**
**संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥ २४ ॥**

શ્લોકાર્થઃ—જો હું કર્મ ન કરૂં તો, સર્વ પ્રજાનો નાશ કરવાનો દોષ મનેજ લાગે; પ્રજાને વર્ણસંકર કરવાનો આરોપ પણ મારા પરજ આવે. અને સર્વ પ્રજાનો વિનાશક પણ હુંજ કહેવાઉં. (૨૪)

ઓવી અર્થઃ—જો હું નિષ્કામ થઇ આત્માનંદમાંજ રહું અને ધર્માચરણ ન કરૂં તો, પ્રજાનો ઉદ્ધાર કેવી રીતે થઇ શકે ?[૬૬] મારૂં વર્તન તપાસી લોકો પોતાને અનુસરવાના માર્ગો સમજી લે છે; એ જે વાસ્તવિક સંપ્રદાય છે; તે હવે જો હું ધર્માચરણ ન કરૂં તો, અવ્યવસ્થિત થઇ જાય.[૬૭] માટે જે સમર્થ અને સર્વજ્ઞાનસંપન્ન હોય, તેણે વિશેષ કરી કર્મનો ત્યાગ કદિ પણ કરવો નહિ.[૬૮]

**सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वंति भारत ।**
**कुर्याद्विद्वांस्तथाऽसक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥ २५ ॥**

શ્લોકાર્થઃ—હે ભારત ! જે પ્રમાણે અવિદ્વાન લોકો કર્મફલમાં આસકત થઇને કર્મ કરે છે. તે પ્રમાણે વિદ્વાન લોકોએ, લોક કલ્યાણાર્થે ફલેચ્છારહિત થઇ કર્મ કરવાં. (૨૫)

ઓવી અર્થઃ—ફલની ઈચ્છા રાખનાર પુરૂષ જે પ્રમાણે કર્માચરણ કરે છે; તે પ્રમાણે જ્ઞાનવાન પુરૂષે પણ કર્મો કરવાં જોઇએ.[૬૯] કારણ કે હે પાર્થ ! ભાવી લોકસમુદાયનું સંરક્ષણ કરવું આવશ્યક છે.[૭૦] નેતાઓએ સન્માર્ગે ચાલી ધર્માચરણમાં લોકોની પ્રવૃત્તિ કરાવવી જોઇએ. પરંતુ પોતે સ્વર્ગાદિની પ્રાપ્તિમાં આસક્તિ રાખવી જોઇએ નહિ.[૭૧]

**न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ।**
**जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥ २६ ॥**

શ્લોકાર્થઃ—વિદ્વાન મનુષ્યે ફલની ઈચ્છાથી કર્મ કરનાર અજ્ઞાન મનુષ્યોની બુદ્ધિમાં ભેદ પેદા કરવો નહિ; પરંતુ પોતે નિષ્કામબુદ્ધિથી કર્માચરણ કરી તેમનામાં કર્મ કરવાની અભિરૂચિ ઉત્પન્ન કરવી. (૨૬)

**ઓવી અર્થ**:—તેજ પ્રમાણે કર્માચરણથી જેની ચિત્તશુદ્ધિ થઇ ન હોય; એવા પુરૂષને અગાઉથી નૈષ્કર્મ્ય-બ્રહ્મસ્થિતિનો બોધ આપવો નહિ. કારણ કે હે ધનુર્ધર ! જેને સ્તનપાન કરતાં પણ પ્રયાસ કરવો પડે છે; તે પકવાન્ન શી રીતે ખાઇ શકશે ? માટેજ તેને પકવાન્ન આપવામાં આવતાં નથી.[૭૨] તે પ્રમાણે કર્મ કરવાને પણ જે અનધિકારી છે; તેની આગળ જ્ઞાનમાર્ગનું મહત્વ મશ્કરીમાં પણ વર્ણવશો નહિ.[૭૩] તેને તો સત્કર્મ કરવાનો બોધ કરવો; અને સત્કર્મોની પ્રશંસા કરવી. તથા નિષ્કામ થયેલા પુરૂષોએ સત્કર્મ કરી બતાવવાં.[૭૪] વર્ણાશ્રમ ધર્મના રક્ષણને માટે કર્મમાર્ગનું આચરણ કરનારને કર્મબંધનમાંથી મુક્તિ મળે છે.[૭૫] બહુરૂપી રાજારાણીનો વેશ લે છે; પરંતુ તેના મનમાં પુરૂષ વા સ્ત્રીની ભાવના મુદ્દલ હોતી નથી. તથાપિ લોકોને તેમ બતાવવાને તે તે પ્રમાણેજ અભિનય કરે છે.[૭૬]

**प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।**
**अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥ २७ ॥**

**શ્લોકાર્થ**:—સર્વ કર્મો સર્વ પ્રકારે પ્રકૃતિના ગુણોને લીધે થાય છે. પરંતુ જે મૂઢમતિ હોય છે, તે અહંકારથી એમજ માને છે કે; સર્વ કર્મો હુંજ કરૂં છું. (૨૮)

**ઓવી અર્થ**:—હવે એજ કર્મો અજ્ઞાનીઓને કેવી રીતે બાધક થાય છે; તે હું કહીશ. હે અર્જુન ! જો અન્યનો બોજો આપણા મસ્તકપર ઉચકીએ; તો આપણી ગરદન વાંકી વળે કે નહિ ?[૭૭] પ્રકૃતિના ગુણો સારાં માઠાં કર્મોની ઉત્પત્તિ કરે છે; પરંતુ મૂર્ખ માણસો બુદ્ધિભ્રંશને લીધે હું જ કરૂં છું; એમ કહે છે.[૭૮] માટે આ પ્રમાણે સાડાત્રણ હાથની દેહનું અભિમાન ધરનારા પુરૂષની આગળ નૈષ્કર્મ્ય સ્થિતિના તત્વની વાત કરવી નહિ.[૭૯] કારણકે તેને અનધિકારને લીધે પરમાર્થ તત્ત્વની સમજ પડનાર નથી. અને તે કર્મથી પણ ભ્રષ્ટ થશે. અસ્તુ ! હવે તારૂં હિત શામાં છે તે હું તને કહું છું. માટે લક્ષ દઇને શ્રવણ કર.[૮૦]

**तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ।**
**गुणा गुणेषु वर्तंत इति मत्वा न सज्जते ॥ २८ ॥**

**શ્લોકાર્થ**:—હે મહાબાહો ! ગુણ કર્મના વિભાગનું તત્ત્વ જાણનાર પુરૂષ તો ગુણ તે ગુણને ઠેકાણે અર્થાત્ ઇંદ્રિયો વિષયમાં રમમાણ રહે છે, એમ સમજી ગુણકર્મમાં આસક્ત થતા નથી. (૨૮)

**ઓવી અર્થ**:—જ્યાંથી સર્વ કર્મો ઉત્પન્ન થાય છે; તે પ્રકૃતિવિકાર જ્ઞાનીઓમાં બિલકુલ હોતો નથી.[૮૧] જ્ઞાનીઓ દેહનો અભિમાન છોડી તથા ગુણકર્માતીત થઇ; દેહનાં કર્મ ફક્ત સાક્ષિભાવથી કરે છે.[૮૨] માટે સૂર્ય જે પ્રમાણે જગતપર પ્રકાશ નાંખતો હોવા છતાં જગતના વ્યાપારથી લિપ્ત થતો નથી, તે પ્રમાણે તે (જ્ઞાની) દેહ ધારણ કરે છે; તો પણ દેહકર્મથી બદ્ધ થતો નથી.[૮૩]

**प्रकृतेर्गुणसंमूढाः सज्जंते गुणकर्मसु ।**
**तानकृत्स्नविदो मंदान् कृत्स्नविन्न विचालयेत् ॥ २९ ॥**

**શ્લોકાર્થ**:—પ્રકૃતિના ગુણોથી જે મોહિત થયા છે, તે ગુણથી થયેલાં કર્મોમાં આસક્ત થાય છે. આવા અલ્પજ્ઞ તથા મંદબુદ્ધિ વાળા લોકોના મનમાં જ્ઞાનીએ ક્ષોભ (વિકલ્પ, બુદ્ધિ ભેદ) ઉત્પન્ન કરવો નહિ. (૨૯)

**ઓવી અર્થ**:—જે મનુષ્ય પ્રકૃતિને આધીન થઇને વર્તે છે; અને ગુણના સપાટામાં આવે છે; તેજ કર્મથી લિપ્ત થાય છે.[૮૪] ઇંદ્રિયો ગુણોને આધીન થઇ પોતપોતાના વ્યાપારમાં નિમગ્ન રહે છે. છતાં પણ અજ્ઞ મનુષ્ય અન્યનાં કર્મો 'હુંજ કરૂં છું' એમ માને છે.[૮૫]

**मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ।**
**निराशीर्निर्ममो भूत्वा युद्ध्यस्व विगतज्वरः ॥ ३० ॥**

**શ્લોકાર્થઃ—હે અર્જુન! વિચારપૂર્વક સર્વ કર્મો મને અર્પણ કર; કર્મફળની આશા રાખ નહિ; કર્તૃત્વાભિમાન છોડ; અને શોકરહિત થઇ યુદ્ધ કર. (૩૦)**

**ઓવી અર્થઃ**—માટે સર્વ વિહિત કર્મોનું આચરણ કરી તે સર્વ મને અર્પણ કરવાં; પરંતુ ચિત્તવૃત્તિને સદૈવ આત્મસ્વરૂપમાં તલ્લીન કરવી.[૮૬] આ કર્મનો હું કર્ત્તા છું, અને અમુક ફળને માટે હું પ્રસ્તુત કર્મ કરૂં છું; એવું અભિમાન તું દેહમાં ઉત્પન્ન થવા દઇશ માં.[૮૭] તું શરીરને સ્વાધીન થઇશ માં. અને સર્વ ઇચ્છાનો ત્યાગ કરજે; અને પછી યથાકાળે સકળ ભોગો ભોગવજે.[૮૮] એટલા માટે હાથમાં ધનુષ્ય લઇ હમણાં આ રથપર બેસ; અને આનંદપૂર્વક વીરવૃત્તિનો સ્વીકાર કર.[૮૯] જગતમાં તું તારી કીર્તિ વધાર સ્વધર્મનો મહિમા ફેલાવ; અને દુર્યોધન જેવા દુષ્ટોનો ભાર આ પૃથ્વીપરથી ઓછો કર.[૯૦] હે પાર્થ! હવે તું નિઃશંક થઇ પ્રસ્તુત યુદ્ધ પ્રતિ લક્ષ આપ; અને અન્ય વાત છોડી દે.[૯૧]

**ये मे मतमिदं नित्यमनुतिष्ठंति मानवाः ।**
**श्रद्धावंतोऽनसूयंतो मुच्यंते तेऽपि कर्मभिः ॥ ३१ ॥**

**શ્લોકાર્થઃ—જે લોકો શ્રદ્ધાપૂર્વક અને ઘૃણારહિત થઈ મારા આ મતનું નિત્ય અનુષ્ઠાન કરે છે, તેઓ સુદ્ધાં કર્મબંધનમાંથી મુક્ત થાય છે. (૩૧)**

**ઓવી અર્થઃ**—હે અર્જુન! આ મારા નિર્બાધ મતનો જેઓ અતિ આદરથી સ્વીકાર કરે છે; તથા તેનું શ્રદ્ધાપૂર્વક આચરણ કરે છે,[૯૨] તેઓ સર્વ કર્મો કરવા છતાં નિષ્કર્મ છે; એમ તું જાણ. માટે મેં બતાવેલો માર્ગ નિઃસંશય આચરણ કરવા યોગ્ય છે.[૯૩]

**ये त्वेतदभ्यसूयंतो नानुतिष्ठंति मे मतम् ।**
**सर्वज्ञानविमूढांस्तान् विद्धि नष्टानचेतसः ॥ ३२ ॥**

**શ્લોકાર્થઃ—જે મારા મતની નિંદા કરી તેનું અનુષ્ઠાન કરતા નથી; તે લોકો સર્વ જ્ઞાન વિહીન મૂર્ખ, નષ્ટ અને ચિત્તભ્રષ્ટ છે; એમ તું જાણ. (૩૨)**

**ઓવી અર્થઃ**—એમ છતાં પણ જે દેહપાશમાં લુબ્ધ થઇ; ઇંદ્રિયોના લાડકોડ પુરા પાડી મારા મતનો તિરસ્કાર સહિત ત્યાગ કરે છે;[૯૪] જે તેને સામાન્ય સમજીને તેનો ઉપહાસ કરે છે; કિંવા એ માત્ર વ્યાજસ્તુતિ છે, એમ જણાવે છે;[૯૫] તે મોહરૂપી મદ્યનું પાન કરીને ભ્રમિત થયેલા, વિષયરૂપી વિષથી વ્યાપ્ત થયેલા, અને અજ્ઞાનરૂપી તિમિરમાં અથડાતા મનુષ્યો છે; એમ તું નિઃસંશય જાણ.[૯૬] જે પ્રમાણે પ્રેતના હાથમાં પરીક્ષા અર્થે રત્ન આપવું વ્યર્થ છે, કિંવા જન્માંધ કહે કે, દિવસ ઉગ્યો; તો લોક તેનું કહેવું ખરૂં માનતા નથી.[૯૭] અથવા જે પ્રમાણે ચંદ્રજ્યોતિ કાગને ઉપયોગી થઈ પડતી નથી; તે પ્રમાણે જેઓ મૂર્ખ છે, તેમને આ વિચાર રૂચિકર થઇ પડતો નથી.[૯૮] હે પાર્થ! જે જન પરમાર્થથી બહિર્મુખ હોય, તેની સાથે ભાષણ સુદ્ધાં કરવું નહિ.[૯૯] કારણ કે જે પ્રમાણે પતંગથી દીપકની જ્યોતિ સહન થઈ શકતી નથી; તે પ્રમાણે તે તમારૂં કથન સહન કરી શકશે નહિ. અને ઉલટી તેની નિંદા કરશે.[૨૦૦] જે પ્રમાણે પતંગ દીપકને આલિંગન દેવા જાય, કે અચૂક તેનું મરણ થાય છે; તે પ્રમાણે વિષયનું આચરણ એ આત્મઘાતજ છે.[૧]

**सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।**
**प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति ॥ ३३ ॥**

**શ્લોકાર્થઃ—જ્ઞાતા સુદ્ધાં પ્રકૃતિના નિયમોને અનુસરીને વર્તે છે; અને સર્વ ભૂતો પણ પ્રકૃતિ પ્રમાણે જ વર્તે છે. તો પછી નિગ્રહ તે ક્યાં ચાલશે? (૩૩)**

**ઓવી અર્થઃ**—માટે કોઈ પણ વિચારવાન મનુષ્યે આ ઈંદ્રિયોના લાડકોડ મશ્કરીમાં પણ પુરા પાડવાનું સાહસ કરવું નહિ.[૨] અરે સર્પની સાથે ખેલી શકાશે કે? કિંવા વ્યાઘ્રનો સહવાસ સારૂં પરિણામ લાવશે કે? અથવા હલાહલ વિષ પ્રાશન કરતાં તે જીરવાશે કે? બુદ્ધિપૂર્વક નહિ, પરંતુ સહજ અગ્નિના સંસર્ગમાં આવ્યાથી તેનો ભડકો થાય છે. અને તેનો અટકાવ થઈ શકતો નથી. તે પ્રમાણે સ્હેજ કૌતુકને સારૂ પણ ઇંદ્રિયોને વિષય પુરા પાડવાથી, તેની વિષયલોલુપતા વધે છે; અને પછી તેનો અવરોધ કરી શકાતો નથી. માટે એ કર્મ ઉચિત નથી.[૪] હે અર્જુન! વાસ્તવિક રીતે જોતાં શરીર પરાધીન (ગુણાધીન) છે તો તેને માટે વિષયોપભોગ મેળવવાની ખાસ ખટપટ શા માટે કરવી?[૫] તથા પુષ્કળ યત્ન કરી અને સર્વ વસ્તુ સંપાદન કરી, આ દેહનું અહોરાત્ર લાલન શા માટે કરવું?[૬] વળી અત્યંત પરિશ્રમ કરી પુષ્કળ સંપત્તિ મેળવી, તથા સ્વધર્મનો ત્યાગ કરી કેવળ દેહનું પોષણ શા માટે કરવું?[૭] આ પંચતત્ત્વનું બનેલું શરીર પંચતત્ત્વમાં મળી જતાં, આપણી કરેલી સર્વ મહેનત વ્યર્થ જશે.[૮] માટે કેવળ શરીરનું પોષણ કરવું, એ પ્રત્યક્ષ હાનિજ છે; એમ તું સમજ. આ કારણને લીધે માત્ર શરીર પોષણનાજ વિચારમાં આયુષ્ય ખર્ચી નાંખવું નહિ.[૯]

**इन्द्रियस्येंद्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ॥**
**तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपंथिनौ ॥ ३४ ॥**

**શ્લોકાર્થઃ**—વિષયો પર રાગ અને દ્વેષ કરવો એ ઇંદ્રિયોનો ધર્મજ છે. **આપણે આ રાગદ્વેષને આધીન થવું નહિ; કારણ કે તે આપણો ઘાત કરે છે. (૩૪)**

**ઓવી અર્થઃ**—વિષયોના સેવનથી પ્રત્યક્ષ સુખ પ્રાપ્ત થાય છે; પરંતુ તે ખરૂં સુખ નથી એમ કહેવું; જો તને સયુક્તિક ન લાગતું હોય તો, સ્હેજ વિચાર કરી જોજે. વિચારથી તને વિદિત થશે કે ઇંદ્રિયોને ગમે તે વિષયનું સેવન કરવાથી, તત્ક્ષણ આપણાં ચિત્તનું સમાધાન થાય છે એ વાત ખરી;[૧૦] પરંતુ સંભાવિત ચોરનો મેળાપ થતાં તે ગામનો સીમાડો ઉલ્લંઘતાં સુધી સ્વસ્થ રહેશે; અને જંગલમાં પ્રવેશતાંની સાથે આપણા સર્વસ્વનો નાશ કરશે; તેવું આ સમાધાન છે.[૧૧] હે બંધુ! વછનાગ (એક જાતનું વિષ) ખાતાં પ્રથમ મિષ્ટ લાગે છે; પરંતુ પરિણામે તે નાશકારક નિવડે છે.[૧૨] તે પ્રમાણે ઇંદ્રિયોમાં વસતો કામ, વિષયસુખની દુરાશા ઉત્પન્ન કરે છે. જે પ્રમાણે મત્સ્ય ગળમાં ખોસેલા માંસના ટુકડાથી ભ્રમમાં પડે છે;[૧૩] પરંતુ માંસના ગર્ભમાં રહેલો ગળ મારો પ્રાણ હરશે; એ વાત તે સમજી શકતું નથી.[૧૪] તે પ્રમાણે જે વિષયસુખની અભિલાષા કરશે તે ક્રોધાગ્નિમાં પડશે.[૧૫] જે પ્રમાણે પારધિ મૃગને પકડવાની તક સાધી ચારે તરફથી તેને ઘેરી લે છે.[૧૬] તે પ્રમાણે આ વિષય સુખની અભિલાષા પણ માણસને ચારે તરફથી ઘેરી લે છે. માટે હે પાર્થ! કામ ક્રોધને વિઘાતક સમજી તેનો સંગ તું કરીશ નહિ;[૧૭] અને એ વિષયોને આશ્રય પણ ન આપીશ. તેનું સ્મરણ સુદ્ધાં કરીશ નહિ. તેમજ આત્મજ્ઞાનની જ્યોતિ બુઝાવા દઇશ નહિ.[૧૮]

**श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।**
**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥ ३५ ॥**

**શ્લોકાર્થઃ—અન્ય ધર્મોની અપેક્ષાએ, આપણો ધર્મ ગમે તેવો હોય; તોપણ તે કલ્યાણકારક છે. સ્વધર્માચરણ કરતાં, મૃત્યુ આવે તોપણ તેને કલ્યાણપ્રદ સમજવું જોઈએ. પરંતુ પરધર્મ ભયાવહ હોય છે. (૩૫)**

**ઓવી અર્થઃ**—અરે ! આપણો ધર્મ આચરવો કઠિન હોય, તોપણ તેનુંજ આચરણ કરવું ઉત્તમ છે. અન્યનો ધર્મ સારો દેખાતો હોય, તોપણ પ્રત્યેક જણે પોતાના ધર્મનુંજ આચરણ કરવું જોઇએ.[20] બ્રાહ્મણ દરિદ્રી હોય તો શું તેણે શૂદ્રના ઘરનાં પકવાનો ખાવાં કે?[21] આવું અનુચિત કર્મ શા માટે કરવું જોઈએ ? અને જે વાત ગ્રહણ કરવા યોગ્ય નથી, તેની ઈચ્છા પણ શા માટે કરવી ? અને ઇચ્છા કરવાથી તે કદાચ મળી શકતી હોય; તો શું તેનો સ્વીકાર કરવો ? એનો વિચાર કર.[22] વળી લોકોની મોટી મોટી હવેલીઓ જોઇને શું આપણે આપણાં ઘાસનાં છાપરાં તોડી પાડવાં કે?[23] જે પ્રમાણે આપણી સ્ત્રી ગમે તેવી કદરૂપી હોય; છતાં આપણા ઉપભોગને માટે તેજ યોગ્ય હોય છે;[24] તે પ્રમાણે આપણો ધર્મ આચરવાને માટે ગમે તેવો કઠિન અને દુર્ઘટ હોય તોપણ તેજ આપણો પરલોકનો મિત્ર છે.[25] દૂધ અને ખાંડ એ બન્ને પદાર્થ મિષ્ટ છે; આ વાત સર્વ સ્થળે સુપ્રસિદ્ધ છે. પણ જેને કૃમિનો વ્યાધિ થયો છે, તેને તે અહિતકર છે; માટે તેણે તેનું સેવન શા માટે કરવું ?[26] અર્જુન ! એમ છતાં પણ રોગી જો તેનું સેવન કરે તો તે તેનો દુરાગ્રહજ છે, એમ કહેવું જોઇએ. કારણ કે પરિણામે તે તેને દુઃખદ નિવડશે.[27] માટે જે કાર્ય અન્યને ઉચિત પણ આપણને અનુચિત હોય; તે કદિ પણ કરવું નહિ.[28] સ્વધર્મનું આચરણ કરતાં આપણો જીવ જાય, તો આપણને બન્ને લોકમાં શ્રેષ્ઠતા પ્રાપ્ત થાય છે.[29] દેવાધિદેવ શ્રી શાર્ઙ્ગપાણિનું કથન સાંભળી અર્જુન બોલ્યો "હે દેવ ! મારી એક વિનંતિ છે;[30] આપે હમણાં મને જે કહ્યું, તે મેં અક્ષરશઃ સાંભળ્યું છે. પણ હવે મારે કેટલાક પ્રશ્નો પૂછવા છે.[31]

**अर्जुन उवाच। अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।**
**अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥ ३६ ॥**

**શ્લોકાર્થઃ**—અર્જુન બોલ્યોઃ—હે કૃષ્ણ ! ત્યારે જીવને વિષયોની ઇચ્છા ન હોવા છતાં પણ કોની પ્રેરણાથી બળાત્કારે ઉત્તેજીત થઇને તે પાપાચરણ કરે છે ? ( ૩૬ )

**ઓવી અર્થઃ**—હે દેવ ! જ્ઞાનીઓ સુદ્ધાં સ્થિતિભ્રષ્ટ થઇને તે ભૂલભરેલા માર્ગે શા માટે જાય છે ?[32] તેઓ સર્વજ્ઞ હોઈ છોડી દેવા જેવું શું છે, અને ગ્રહણ કરવા જેવું શું છે, તે સારી પેઠે જાણે છે; તે છતાં પણ, તેઓ પરધર્મનું આચરણ શા માટે કરે છે?[33] જે પ્રમાણે અંધ મનુષ્યથી ધાન્ય અને ફોતરાં છૂટાં પાડી શકાતાં નથી; તે પ્રમાણે એકાદ વખત દેખતા મનુષ્યથી પણ દાણા અને ભુસું છૂટાં પાડવાનું કાર્ય શા માટે થઇ શકતું નથી વારૂ?[34] જેઓ સર્વસંગ પરિત્યાગ કરે છે; તેઓજ પુનઃસંગ કરીને પણ તૃપ્ત થતા નથી; તેમજ વનવાસ કરનારા લોકો પણ વ્યાવહારિક લોકોનાં આચરણ કરે છે.[35] તેઓ વાસ્તવમાં પાપથી અલિપ્ત થવાની અને તેથી મુક્ત રહેવાની ઇચ્છા કરે છે; પરંતુ જાણે કોઇ બળાત્કારે તેમને પાપાચરણમાં પ્રવૃત્ત કરતું ન હોય, એવી પ્રતીતિ થાય છે.[36] તેઓ જે વિષયોની ભીતિ રાખે છે તેજ વિષયો ! તેમનાં જીવનની સાથે સંલગ્ન થઇને રહે છે. આ વિષયોથી અલિપ્ત રહેવાનો તેઓ પ્રયત્ન કરે છે તોપણ તેમાં ફસાઇ પડે છે.[37] આ પ્રમાણે જ્ઞાનીઓના વિષય સેવનમાં કોઇનો બળાત્કાર દેખાય છે. આ બળાત્કાર કરવાનો આગ્રહ કોનો છે ? તે કૃપા કરીને મને કહો.[38]

**श्रीभगवानुवाच। काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।**
**महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥ ३७ ॥**

**શ્લોકાર્થઃ**—શ્રી ભગવાન બોલ્યાઃ—એ કામ અને ક્રોધ છે, તેઓની ઉત્પત્તિ રજોગુણમાંથી છે. એ ઉભય, સદા અતૃપ્ત અને અઘોર પાતકી છે. તેઓ જગત્‌માં સ્વાભાવિક રીતે વૈરી છે, એ વાત ધ્યાનમાં રાખ. ( ૩૭ )

**ઓવી અર્થઃ**—તે પછી સર્વના હૃદયમાં વાસ કરનાર, અને યોગીઓના નિર્હેતુક સાધન સ્વરૂપ, શ્રી પરમ પુરૂષોત્તમ, બોલ્યાઃ-હું કહું છું તે સાંભળ.[૩૯] હૃદયમાં વાસ કરનારા કામ અને ક્રોધ, એજ પુરૂષને પાપાચરણમાં પ્રવૃત્ત કરે છે. કારણકે જ્યાં કામ ક્રોધનો વાસ હોય છે, ત્યાં દયાનો લેશ પણ રહેતો નથી. વધારે શું કહું ? મનુષ્યોનો નાશ કરવાનું સામર્થ્ય એમનામાં યમના જેટલું છે.[૪૦] આ કામ અને ક્રોધ; જ્ઞાનરૂપ દ્રવ્યભંડાર ઉપર રહેતા નાગ, અને વિષય ગુફામાં રહેતા વાઘ, અને ભજન માર્ગ ઉપર આક્રમણ કરનાર ક્રૂર મારાઓ છે.[૪૧] વળી તે દેહરૂપી કિલ્લાપરના પ્રચંડ પાષાણ અને ઇંદ્રિયરૂપી ગામનો કિલ્લો છે; તેમજ ભ્રાંતિ, અજ્ઞાનાદિ ઉત્પન્ન કરવામાં એમની પ્રબળતા વિશેષ છે.[૪૨] એ મનમાં રહેલી આસુરી સંપત્તિ, અને રજોગુણનાં બાળક છે; અને આવદ્યાથીજ એમની તૃપ્તિ થાય છે.[૪૩] એમનું મૂળ તો રજોગુણમાં છે; પરંતુ તમોગુણના પણ તેઓ અત્યંત લાડકઠા છે. માટે તમોગુણે તેમને પોતાનું સર્વસ્વ–પ્રમાદ અને મોહ અર્પણ કરેલ છે.[૪૪] એઓ જીવનના શત્રુ છે માટે મૃત્યુના નગરમાં, એમને સારો આદરસત્કાર મળે છે.[૪૫] શું ચમત્કાર વર્ણવીએ? માત્ર ક્ષુધા લાગી છે એમ એમના મનમાં આવતાં આ સમસ્ત વિશ્વ તો એમના એક કોળીયા માટે પણ પુરતું થઈ શકતું નથી; અને આશાજ તેમના સર્વ વ્યાપારોની વૃદ્ધિ કરે છે.[૪૬] જે સહજ મુઠી વાળે, તો તેમાં ચૌદ ભુવનનો પણ પત્તો ન લાગે; એવી ભ્રાંતિ તે આશાની પ્રિય નાની ભગિની છે.[૪૭] આ ભ્રાંતિજ એકલી રમતાં રમતાં ચવાણું તરિકેજ ત્રૈલોક્યનો તો, કોળીઓ કરી જાય છે. અને તૃષ્ણાની પુષ્ટિનો આધાર એના દાસીપણા ઉપરજ છે.[૪૮] અસ્તુ ! વળી આ કામ ક્રોધરૂપી મોહના ઘરમાં પ્રતિષ્ઠાનો પણ વાસો છે; અને જે અહંકાર અખિલ જગત્‌ને નચાવી રહ્યા છે, તે અહંકાર એની સાથે આપલેનો વ્યવહાર રાખે છે.[૪૯] જે દંભે સત્યનો કોથળો ફાડી નાંખીને તેમાં દુષ્ટ કૃત્યનો ભંડાર ભર્યો છે; તે દંભને એણેજ જગત્‌માં પ્રસિદ્ધિમાં આણ્યો છે.[૫૦] એણે પતિવ્રતા સ્ત્રીરૂપી શાંતિને લુંટી લીધી છે, માયારૂપી વેશ્યાને શૃંગારી છે. તેમજ તેમનાજ દ્વારા સાધુસમુદાયને ભ્રષ્ટ કીધો છે.[૫૧] એણે વિવેકને પદભ્રષ્ટ કર્યો, વૈરાગ્યનું ચામડું ઉતાર્યું; અને ઉપશમને જીવતોજ ગરદન માર્યો છે.[૫૨] એણે સંતોષરૂપી નંદન વનનો નાશ કર્યો; અને ધૈર્યરૂપી કિલ્લો જમીન દોસ્ત કર્યો. તેમજ આનંદરૂપી છોડ સમૂળો ઉખેડી નાંખ્યો છે.[૫૩] વળી એણે જ્ઞાનરૂપી છોડની જડ કાઢી, સુખનું તો નામનિશાન પણ રહેવા નથી દીધું. એણેજ પ્રાણી માત્રના હૃદયમાં ત્રિવિધતાપની અગ્નિ સળગાવી મુકી.[૫૪] એની ઉત્પત્તિ શરીરની સાથેજ હોવાથી તે જીવનની સાથે ઓતપ્રોત ગુંથાઇ રહ્યો છે; પરંતુ શોધ કરતાં તે જડતો નથી.[૫૫] એ બ્રહ્મસ્વરૂપનો પડોશી અને જ્ઞાનની પંક્તિમાંજ વસે છે. માટે એ જગત્‌નો લય કરવાને પ્રવૃત છે તોપણ કોઈ એનો પ્રતિબંધ કરી શકતું નથી.[૫૬] એ નિર્જલ સ્થળે ડૂબાવે છે. અગ્નિ વિના બાળીને ભસ્મ કરે છે, અને પ્રાણીઓને ખબર ન પડે એમ ગળી જાય છે.[૫૭] એ શસ્ત્ર વિના પ્રહાર કરે છે, દોરા વગર બાંધે છે; અને તત્ત્વવેત્તાઓને તો હોડ કરીને જમીન દોસ્ત કરે છે.[૫૮] એ કાદવ વિના સરકાવી દે છે; પાશ વિના બંધન કરી દે છે; અને તે દેહના અંતરમાં એટલે તો ઉંડે ઉતરેલ હોય છે કે, તેની સમાનતા બીજું કોઇ પણ કરી શકતું નથી.[૫૯]

**धूमेनाव्रियते वह्निर्यथादर्शो मलेन च ।**
**यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥ ३८ ॥**

**શ્લોકાર્થઃ**—જે પ્રમાણે ધુમાડાથી અગ્નિ, મળથી દર્પણ, તથા ઓરથી ગર્ભ વિંટાયેલો હોય છે, તે પ્રમાણે શુદ્ધ જ્ઞાન આ કામથી ઢંકાયેલું હોય છે. ( ૩૮ )

**ઓવી અર્થઃ**—હે અર્જુન ! વધારે શું કહું ? જ્યાં જ્ઞાન હોય છે; ત્યાં કામ ક્રોધનો પણ

વાસો હોય છેજ. જે પ્રમાણે સર્પ ચંદનનાં થડને વિંટાઇ રહે છે, કિંવા જેમ ઓર ગર્ભની આજુબાજુ આવેલી હોય છે; તેમજ જ્ઞાન, કામ ક્રોધથી આવૃત હોય છે;[૬૦] અથવા પ્રભા વિના સૂર્ય, ધૂમ શિવાય અગ્નિ, અને મળ વિના દર્પણ, વિદ્યમાન હોતાં નથી.[૬૧] તે પ્રમાણે કામક્રોધ રહિત શુદ્ધ જ્ઞાન, આપણી દૃષ્ટિએ કદિ પડતું નથી.[૬૨]

**आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।**
**कामरूपेण कौंतेय दुष्पूरेणानलेन च ॥ ३९ ॥**

**શ્લોકાર્થઃ—હે કૌંતેય ! જ્ઞાનની સાથે સદા વેર રાખનાર અને અગ્નિની પેઠે સદા અતૃપ્ત રહેનાર કામથી જ્ઞાન નિરંતર આવૃત હોય છે. ( ૩૯ )**

**ઓવી અર્થઃ**—તેજ પ્રમાણે યદ્યપિ જ્ઞાન એ સ્વતઃ શુદ્ધ છે; તથાપિ તે કામ ક્રોધથી આચ્છાદિત હોય છે. આથીજ કામ ક્રોધ મહા બળવાન થઇ પડ્યા છે.[૬૩] પ્રથમ કામક્રોધને જીત્યા તો પછી જ્ઞાન પ્રાપ્ત થશે. પરંતુ કામ ક્રોધને જીતવા એજ પ્રથમ મુશ્કેલી છે ને ![૬૪] કારણ કે તેને જીતવાને માટે, જે જે સાધનો આણવામાં આવે છે; તે જેમ અગ્નિમાં લાકડાં પડતાં તે વધારે પ્રદીપ્ત થાય છે, તે પ્રમાણે કામ ક્રોધને વિશેષ પુષ્ટિ આપે છે.[૬૫]

**इन्द्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते ।**
**एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥ ४० ॥**

**શ્લોકાર્થઃ—ઇંદ્રિયો, મન અને બુદ્ધિ એ કામનાં નિવાસ સ્થાન છે. એમનીજ સાહાય્યથી કામ જીવાત્માના જ્ઞાનને આવૃત કરી, તેને મોહમાં ફસાવી પાડે છે. ( ૪૦ )**

**ઓવી અર્થઃ**—જીતવાનાં સાધનોદ્વારા કામ ક્રોધને સાહાય્ય મળવાથી તેજ હઠયોગીઓને પણ જીતી લે છે.[૬૬] માટે એ કામ ક્રોધ અજીતજ છે એમ તને લાગશે. પરંતુ વસ્તુસ્થિતિ છેક એવી નથી. હે અર્જુન ! આવા સંકટમાંથી મુક્ત થવાનો પણ એક ઉત્તમ માર્ગ છે, જો એ માર્ગ સાધે, તો હું તે તને કહું છું.[૬૭]

**तस्मात्त्वमिंद्रियाण्यादौ नियम्य भरतर्षभ ।**
**पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥ ४१ ॥**

**શ્લોકાર્થઃ—માટે હે અર્જુન ! તું પ્રથમ ઇંદ્રિયોને જીત, અને શાસ્ત્રોક્ત તથા સ્વાનુભવસિદ્ધ જ્ઞાનનો નાશ કરનાર આ મહા પાપી કામને તું મારી નાંખ. ( ૪૧ )**

**ઓવી અર્થઃ**—એનું મૂળ ઠેકાણું ઇંદ્રિયોમાં છે, અને ઇંદ્રિયોદ્વારા કર્મની પ્રવૃત્તિ થાય છે; માટે એ ઇંદ્રિયોનેજ પ્રથમ સર્વ પ્રકારે જીત.[૬૮]

**इन्द्रियाणि पराण्याहुरिंद्रियेभ्यः परं मनः ।**
**मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥ ४२ ॥**

**શ્લોકાર્થઃ—દેહ કરતાં ઇંદ્રિયો સૂક્ષ્મ, ઇંદ્રિયો કરતાં મન સૂક્ષ્મ, મન કરતાં બુદ્ધિ સૂક્ષ્મ અને બુદ્ધિ કરતાં પરમાત્મા સૂક્ષ્મ છે; એમ જ્ઞાનીઓ કહે છે. ( ૪૨ )**

**ઓવી અર્થઃ**—એમ કરવાથી મનની તીવ્ર પ્રવૃત્તિ કુંઠિત થશે અને બુદ્ધિ મુક્ત થશે; આથી આ દુષ્ટો સ્થાનભ્રષ્ટ થશે.[૬૯]

**एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ।**
**जहि शत्रुं महाबाहो कामरूपं दूरासदम् ॥ ४३ ॥**

**શ્લોકાર્થઃ—હે મહાબાહો ! બુદ્ધિ કરતાં આત્મા સૂક્ષ્મ છે એમ જાણી; આત્માથીજ આત્માનું સંયમન કર, અને અજીત કામને જીતી લે. ( ૪૩ )**

**ઓવી અર્થ:**—આ પ્રમાણે અંતઃકરણમાંથી કામ ક્રોધને સ્થાનભ્રષ્ટ કીધા, એટલે તે મુઆ એમ સમજ. જે પ્રમાણે સૂર્યકિરણ વિના મૃગજલ દૃષ્ટિએ પડતું નથી;[૭૦] તે પ્રમાણે રાગ અને દ્વેષ જ્યારે નષ્ટ થશે, ત્યારે બ્રહ્મ રૂપી સ્વરાજ્યજ આપણા હાથમાં આવશે. પછી આપણું સુખ આપણેજ ભોગવવામાં શી હરકત છે ? ગુરૂ શિષ્યની ગુહ્ય વાત, તે આજ છે. અને જીવ બ્રહ્મનું ઐક્ય પણ આજ છે. અહીંઆં તું સ્થિર થા, અને કદિ પણ ડગમગીશ નહિ.[૭૨] સંજય કહે છેઃ–“ હે રાજા સાંભળ ! સકલસિદ્ધ મુકુટમણિ લક્ષ્મીપતિ શ્રી કૃષ્ણ આ પ્રમાણે બોલ્યા. હવે ભગવાન એક પુરાતન કથા કહેશે, અને અર્જુન તે સાંભળી પ્રશ્ન કરશે.[૭૩-૭૪] આ કથાની યોગ્યતા શી વર્ણવવી ? અને એની રસિકતા શી કહેવી ? એ કથા ચાલતાં શ્રોતાઓને શ્રવણ સુખનો સુકાળ થશે,[૭૫] નિવૃત્તિના દાસ જે જ્ઞાનદેવ તે કહે છે કે બાપુ ! આત્મજ્ઞાનપ્રાપ્તિની ઉત્તમ તૈયારી કરી તમે કૃષ્ણ અને અર્જુનનો સંવાદ સાંભળો.[૭૬]

# चतुर्थ अध्याय.

ગીતાશાસ્ત્રના પ્રથમ ત્રણ અધ્યાયપર વ્યાખ્યાન કર્યા પછી શ્રોત્રેંદ્રિયના સુભાગ્યનું વર્ણન કરવાના મિષથી મુમુક્ષુ જનની ગ્રંથમાં રૂચિ ઉત્પન્ન કરવાને માટે મહારાજશ્રી જ્ઞાનદેવ કહે છેઃ–

આજે કાનનો ભાગ્યોદય થયો, કારણકે ગીતાનું યથાર્થ શ્રવણ થવું એ વાત, જે બહુધા સ્વપ્નવત્ ભાસતી હતી; તે આજે પ્રત્યક્ષ–સત્ય થઈ.[૧] મૂળમાં તો આત્મવિચારની વાત અને વળી તેમાં જગત્પિતા કૃષ્ણ પ્રતિપાદક તથા ભક્ત શિરોમણિ અર્જુન શ્રોતા એટલે પછી પૂછવુંજ શું ?[૨] પંચમ સ્વર સુગંધયુક્ત બને અર્થાત્ પરિમલ અને માધુર્ય એકત્ર બને; તો જેવો આનંદ થાય છે, તેવો સંતોષ આ ગીતારૂપી કથામૃતથી થાય છે. અર્થાત્ એમાં એવી મધુરતા ભરેલી છે કે એથી સર્વ ઇંદ્રિયો પરિતૃપ્ત થાય છે.[૩] શ્રોતાઓના સુદૈવનો મહિમા તે શું વર્ણવવો ? તમારા ( શ્રોતાઓનો ) અનંત જન્મોના જપતપનાં ફળ આજે પ્રાપ્ત થઇ, અમૃતમય ગંગાજ મળી ગઇ છે.[૪] માટે સર્વ ઇંદ્રિયોએ પોતપોતાનાં કર્મ છોડી; શ્રવણેંદ્રિયના સ્થળે એકત્ર થઈ કૃષ્ણાર્જુન સંવાદ રૂપી ગીતામૃતનું પાન કરવું.[૫] ત્યારે સંત મંડળીએ જ્ઞાનેશ્વર પ્રત્યે કહ્યું. હવે તારી વાગ્જાળ અને વિશેષ વર્ણન સમાપ્ત કરી કૃષ્ણ તથા અર્જુન શું બોલતા હતા ? તે કહે, એટલે થયું ![૬] સંત મંડળના આગ્રહ પ્રમાણે જ્ઞાનદેવ મહારાજ બોલ્યાઃ–સંજય ધૃતરાષ્ટ્રને કહેવા લાગ્યો કેઃ–દૈવી સંપત્તિથી યુક્ત એવા અર્જુન પ્રત્યે શ્રીકૃષ્ણ અતિ પ્રેમથી બોલ્યા. તમે પૂછશો કે અતિ પ્રેમથી બોલ્યા એ શા પરથી સમજાયું ? તો તેનો ઉત્તર એ છે કે[૭] જે ગુહ્ય, શ્રી કૃષ્ણે પોતાના પિતા વસુદેવ, માતા દેવકી, અને બંધુ બળરામને પણ કહ્યું નહોતું; તે અર્જુનની આગળ પ્રકટ કર્યું.[૮] નિરંતર સન્નિધ રહેનારી લક્ષ્મી દેવીને પણ જે પ્રેમનો લાભ મળ્યો નહોતો; તે પ્રેમ આજે શ્રીકૃષ્ણે અર્જુનપરજ ખાલી કરી નાખ્યો. ચમત્કાર તે શું વર્ણવું ? સનકાદિક આવા પ્રેમની ઘણા દિવસથી ઇચ્છા રાખતા હતા, પરંતુ આટલું મહત્વ ધરાવનાર તે પ્રેમને પાત્ર તે પણ થયા નહોતા.[૧૦] ભગવાનનો અનુપમ પ્રેમ અર્જુનપર ઉતર્યો; ત્યારે અર્જુને કેટલાં સર્વોત્કૃષ્ટ પુણ્યો કર્યાં હશે ? તેનો વિચાર કરો.[૧૧] જુઓ તો ખરા ? અર્જુન પ્રત્યેના પ્રેમને લીધે નિરાકાર સાકાર થયા, એટલાપરથીજ મને તો એમજ જણાય છે કે ઉભયની સ્થિતિ ( દેહ ) ભિન્ન છે; તોપણ ઉભય એક રૂપજ છે.[૧૨] નહિતર ભગવાન યોગીઓને પણ પ્રાપ્ત થતા નથી; વેદથી પણ પ્રતિપાદિત થતા નથી; અને ધ્યાનથી પણ

દૃગ્ગોચર થતા નથી.[13] જે આત્મસ્વરૂપ, અનાદિ અને અવિક્રિય છે તે અર્જુનપર શી રીતે કૃપાવંત થયા ?[14] શ્રીકૃષ્ણ પરમાત્મા ત્રૈલોક્ય રૂપી વસ્ત્રની ગડી છે, અને સ્વરૂપાતીત છે; તો પણ અર્જુનને આટલા પ્રેમથી શી રીતે સ્વાધીન થયા, તે સમજી શકાતું નથી.[15]

**श्रीभगवानुवाच। इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।**
**विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥ १ ॥**

**શ્લોકાર્થ:—શ્રી ભગવાન કહે છે:-આ નાશ રહિત કર્મયોગ પૂર્વે મેં સૂર્યને કહી સંભળાવ્યો હતો; સૂર્યે મનુને કહ્યો હતો, અને મનુએ ઇક્ષ્વાકુને કહી સંભળાવ્યો હતો. (૧)**

**ઓવી અર્થ:**—પછી શ્રી કૃષ્ણ અર્જુન પ્રત્યે બોલ્યા:-આ કર્મયોગ મેં અગાઉ સૂર્યને કહી સંભળાવ્યો હતો; પરંતુ તે બનાવને પુષ્કળ દિવસ વહી ગયા છે.[16] પછી સૂર્યે આ સર્વ યોગ વૈવસ્વત મનુને કહ્યો, અને મનુએ તેનું આચરણ કરી ઇક્ષ્વાકુ નામક પોતાના પુત્રને તેનો ઉપદેશ કર્યો. આવી પરંપરા મૂળથી ચાલી આવે છે.[18]

**एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः ।**
**स कालेनेह महता योगो नष्टः परंतप ॥ २ ॥**

**શ્લોકાર્થ:—હે અર્જુન ! આવી પરંપરાથી આ યોગ રાજર્ષિઓની જાણમાં આવ્યો. પરંતુ તેજ યોગ પુષ્કળ કાળ વ્યતીત થયા પછી આ લોકમાં નષ્ટ થયો. ( ૨ )**

**ઓવી અર્થ:**—પછીથી બીજા પણ કેટલાક રાજર્ષિઓને આ યોગ વિદિત હતો; પરંતુ ત્યાર પછી આજ પર્યંત કોઇ તેને જાણતો નથી.[19] કારણ કે પ્રાણી માત્રની પ્રીતિ વિષય સેવનમાં હોવાથી, તથા દેહપરજ વિશેષ પ્રેમ હોવાથી, આત્મબોધ વિસારે પડ્યો.[20] આસ્તિક્ય બુદ્ધિ આડે માર્ગે જવાથી વિષય સુખનેજ ઇતિ કર્તવ્ય માની; લોકો જીવની પેઠેજ વિષયરૂપી ઉપાધિપર પ્રેમ કરવા લાગ્યા.[21] જે ગામમાં લોકો દિગંબર રહેતા હોય, તે ગામમાં ઉંચાં વસ્ત્રોનો શો ઉપયોગ ? તેમજ જન્માંધને સૂર્ય પ્રકાશ શા કામનો ?[22] કિંવા બહેરાના ગામમાં સંગીત શાસ્ત્રીને કોણ માન આપશે ? શિયાળને ચંદ્રજ્યોતિનાં દર્શનથી શું આનંદ થવાનો હતો ?[23] તેમજ ચંદ્રોદય પૂર્વેજ જેના ડોળા ફુટી જાય છે—જે અંધ બને છે, એવા કાગડા ચંદ્રને શી રીતે ઓળખી શકે ?[24] વળી જેણે વૈરાગ્યનું દ્વાર સુદ્ધાં જોયું નથી, અને જેને વિચારનું નામ સુદ્ધાં માહિત નથી; તે મૂર્ખને મારી પ્રાપ્તિ શી રીતે થશે ?[25] આ વ્યામોહ શી રીતે વધ્યો તે તો કોણ જાણે ? પરંતુ તેથી ઘણો કાળ વ્યર્થ ગયો, અને તેથી આ લોકમાં આ યોગ ડૂબ્યો.[26]

**स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ।**
**भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥ ३ ॥**

**શ્લોકાર્થ:—તેજ પુરાતન યોગ મેં તને આજે કહી સંભળાવ્યો, તું મારો ભક્ત અને સખા છે; માટેજ એ ઉત્કૃષ્ટ રહસ્ય મેં તને કહીં સંભળાવ્યું. ( ૩ )**

**ઓવી અર્થ:**—હે કુંતી સુત ! ખરેખર તેજ યોગ આજે મેં તને કહી સંભળાવ્યો છે. તું જરા પણ શંકા ધારણ કરીશ નહિ.[27] આ યોગ મારો પ્રાણ છે; પરંતુ તે તારાથી ગુપ્ત શા માટે રાખવો ? તું તો મારો અત્યંત પ્રિય ભક્ત છે.[28] હે ધનુર્ધર ! તું કેવળ પ્રેમની મૂર્તિ, ભક્તિનો સાગર, અને મિત્રતાનો પ્રાણ છે.[29] તું વિશ્વાસનું સ્થળ છે માટેજ હમણાં આપણે જો કે યુદ્ધને માટે તત્પર થયા છીએ; તોપણ આ યોગ હું તને કહી સંભળાવું છું.[30] યુદ્ધની

ગરબડ હોય તોપણ ક્ષણભર તેના પ્રત્યે અલક્ષ્ય કરી, તેનાથી જરા પણ ગભરાટમાં ન પડી તારૂં અજ્ઞાન દુર કરવું જોઇએ.[૩૧]

**अर्जुन उवाच। अपरं भवतो जन्म परं जन्म विवस्वतः।**
**कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति ॥ ४ ॥**

**શ્લોકાર્થઃ—અર્જુન બોલ્યોઃ-હે કૃષ્ણ! તમારો જન્મ આધુનિક કાળમાં થયો છે, અને સૂર્ય તો પ્રાચીન કાળનો છે, તો તમે પ્રથમ તેને યોગની વાત કહી એનો અર્થ શું? (૪)**

**ઓવી અર્થઃ**—તે વેળા અર્જુન બોલ્યો હે કૃપાનિધે! હે શ્રી હરિ! માતા પોતાનાં બાળક પર પ્રેમ કરે તેમાં આશ્ચર્ય તે શું?[૩૨] તું સંસાર તાપથી તપ્ત થયેલાને માટે છાંયો અને દીન જનોની માતા છે. અમારો જન્મ તારી કૃપાથીજ થયો છે, એમ અમને લાગે છે.[૩૩] હે દેવ! માતાને પાંગળાં છોકરાં થાય, તો તેમના જન્મથી તેને કષ્ટ વેઠવું પડે છે; એ સર્વ વાત તું સારી પેઠે જાણે છે; તો અમે તારી આગળ તારી મહત્તા શી રીતે વર્ણવી શકીએ?[૩૪] હવે હું જે કાંઈ પૂછું તેનો યોગ્ય ઉત્તર આપો અને તે માટે જરા પણ ગુસ્સો લાવશો નહિ.[૩૫] હે અનંત સ્વરૂપ! તમે ભૂતકાળમાં યોગનો બોધ આપ્યાની વાત કહો છો; તેની મને સમજ પડતી નથી.[૩૬] સૂર્ય કોણ છે તેની આપણા બાપદાદાઓને સુદ્ધાં ખબર નથી. તો તમે તેને ક્યારે અને કેવો ઉપદેશ આપ્યો?[૩૭] સૂર્ય તો ઘણા પ્રાચીન કાળથી અસ્તિત્વ ધરાવે છે, અને આપણે તો હમણાંના છીએ. માટે આ વાતમાં મને વિરોધ માલમ પડે છે.[૩૮] તેમાં વળી હે દેવ! તમારૂં ચરિત્ર અગાધ! તમારી લીલામાં અમને કાંઈ સમજ પડતી નથી. માટે આપ ખોટું કહો છો એમ પણ અમારાથી એકદમ શી રીતે કહી શકાય?[૩૯] માટે 'મેં સૂર્યને ઉપદેશ કીધો હતો' એમ જે આપ કહો છો તે હું સમજું એવી રીતે સ્પષ્ટ કહી સંભળાવો.[૪૦]

**श्रीभगवानुवाच। बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन।**
**तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥ ५ ॥**

**શ્લોકાર્થઃ—શ્રી ભગવાન બોલ્યા-હે શત્રુને તાપ આપનાર અર્જુન! મારા અને તારા અનેક જન્મો થઈ ગયા છે. આ સર્વ જન્મોનું સ્મરણ મને છે, તને નથી. (૫)**

**ઓવી અર્થઃ**—ત્યારે શ્રીકૃષ્ણ બોલ્યા-હે અર્જુન! જે વેળા સૂર્ય હતો તે વખતે આપણે નહોતા એવી તારા મનમાં શંકા આવી, તેનું કારણ એજ છે કે;[૪૧] તારા અને મારા પુષ્કળ જન્મો થઈ ગયા છે, એ વાત તને પરિચિત નથી. તને તારા જન્મોનું સ્મરણ રહ્યું નથી.[૪૨] હે અર્જુન! મેં જે જે વેળા જે જે અવતાર લીધા હતા, તે સર્વે અવતારોનું મને સ્મરણ છે.[૪૩]

**अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन्।**
**प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥ ६ ॥**

**શ્લોકાર્થઃ—હું જન્મ મૃત્યુ રહિત અને સર્વ ભૂતોનો નિયંતા હોવા છતાં પણ પોતાની પ્રકૃતિનો સ્વીકાર કરી, મારી માયાથી જન્મ લઉં છું. (૬)**

**ઓવી અર્થઃ**—માટે મને ભૂતકાળની સર્વ વાતોનું સ્મરણ છે. હું જન્મરહિત હોવા છતાં પણ માયાથી અવતાર ધારણ કરૂં છું.[૪૪] મારૂં અવ્યયત્વ નષ્ટ થતું નથી; પરંતુ અવતાર ધારણ કરવો અને તેની સમાપ્તિ કરવી, એ જે ભાસે છે તે માયાના યોગથી ભાસે છે.[૪૫] તેથી કાંઈ મારા સ્વાતંત્ર્યનો ભંગ થતો નથી. પરંતુ હું કર્માધીન છું એમ લોકોને જે ભાસે છે; તે ભ્રાંતિને લીધેજ ભાસે છે. બાકી વાસ્તવમાં હું કર્માધીન છુંજ નહિ.[૪૬] એકજ વસ્તુ કાચના યોગથી બે સ્થળે દિસે છે; પરંતુ વસ્તુ સ્થિતિનો વિચાર કરતાં તે બે રહેશે કે? તેજ પ્રમાણે

હે અર્જુન! હું મૂળમાં તો નિરાકારજ છું; પરંતુ જગત્કાર્યને માટે માયાનો સ્વીકાર કરી નટની પેઠે ઉપરનોજ વેશ ધારણ કરૂં છું.[૪૮]

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥ ७ ॥**

**શ્લોકાર્થઃ—હે અર્જુન! જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે અને અધર્મની વૃદ્ધિ થાય છે; ત્યારે ત્યારે હું અવતાર ધારણ કરૂં છું. (૭)**

**ઓવી અર્થઃ**—પ્રત્યેક યુગમાં ધર્મનું સંરક્ષણ કરવું, એ કાર્ય મારૂં છે અને અનાદિ કાળથી આ ક્રમ ચાલ્યો આવે છે.[૪૯] જ્યારે જ્યારે અધર્મથી ધર્મનો નાશ થાય છે ત્યારે ત્યારે હું મારૂં જન્મરહિતપણું બાજુએ મુકું છું, અને નિરાકારપણાને વિસરી જાઉં છું.[૫૦]

**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।**
**धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥ ८ ॥**

**શ્લોકાર્થઃ—સાધુજનોનું રક્ષણ કરવાને માટે, દુષ્ટોનો સમૂળો નાશ કરવાને માટે, અને ધર્મનું સંસ્થાપન કરવાને માટે, હું પ્રત્યેક યુગમાં અવતીર્ણ થાઉં છું. (૮)**

**ઓવી અર્થઃ**—અને ભક્તોનું સંરક્ષણ કરવાને માટે હું દેહ ધારણ કરી, અવતાર લઉં છું અને પછી અજ્ઞાનરૂપી તિમિરનો નાશ કરૂં છું.[૫૧] અધર્મની આયુષ્યમર્યાદા તોડું છું; દોષના દસ્તાવેજો ફાડી નાંખું છું અને જે સાધુજનો હોય છે, તેમના પર સુખના ઝુંડા ફરકાવું છું.[૫૨] દૈત્યકુળનો નાશ કરૂં છું, સજ્જનોને યોગ્ય માન દેવરાવું છું, અને ધર્મ તથા નીતિને સંલગ્ન કરી દઉં છું.[૫૩] અવિચારરૂપી કાજળને કાઢી નાંખી વિચારરૂપી દીપકની જ્યોતિ પ્રકટાવું છું; આવો સમય જોઈ યોગીઓને તો આનંદની દિવાળીજ લાગે છે.[૫૪] આથી સત્સુખથી સર્વ જગત્ પરિપૂર્ણ થઈ જાય છે, જ્યાં ત્યાં લોકો ધર્મનું આચરણ કરે છે, અને ભક્તો સત્ત્વગુણથી સર્વાંશે અલંકૃત થઇ જાય છે.[૫૫] હે અર્જુન! જ્યારે મારો અવતાર પ્રકટ થાય છે, ત્યારે પાપનો પર્વત વિદીર્ણ થઈ જાય છે અને પુણ્યરૂપી સૂર્યનો ઉદય થાય છે.[૫૬] આવાં કાર્યોને માટે હું પ્રત્યેક યુગમાં અવતાર ધારણ કરૂં છું; પરંતુ જેઓ આ પ્રમાણે મને ઓળખે છે તેમનેજ જગતમાં વિચારવાન સમજવા.[૫૭]

**जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ।**
**त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥ ९ ॥**

**શ્લોકાર્થઃ—હે અર્જુન! આવી રીતે મારો જન્મ અને મારાં કર્મો દિવ્ય છે; એમ જે જાણે છે તે દેહ ત્યાગ પછી પુનઃ જન્મ પામતા નથી; પરંતુ મને પ્રાપ્ત થાય છે. (૯)**

**ઓવી અર્થઃ**—મારૂં અજત્વ (જન્મ ન લેવો એવો સ્વભાવ) કાયમ રાખી જન્મ લેવો, અને અકર્તૃત્વ કાયમ રાખી કર્મો કરવાં, એવું જે મારૂં અવિકારી સ્વરૂપ છે; તેને જે નિઃશંક જાણે છે તેજ પરમમુક્ત છે.[૫૮] આવું જ્ઞાન ધરાવનારા દેહસંબંધથી ચાલતા દેખાય છે, તોપણ વસ્તુતઃ તેઓ ચાલતા નથી; અને તેમણે દેહ ધારણ કરેલો હોય છે, તોપણ તે દેહભાવથી વિમુક્ત હોય છે. તે મૃત્યુ પછી મારા સ્વરૂપમાં આવી મળે છે.[૫૯]

**वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ।**
**बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥ १० ॥**

**શ્લોકાર્થઃ—જેના કામ, ભય અને ક્રોધ એ દોષ નષ્ટ થયા છે, અને જે મારા સ્વરૂપમાં ભળી જઈ મારાજ આશ્રયે રહ્યા છે; એવા જ્ઞાનરૂપી તપથી પવિત્ર થયેલા, પુષ્કળ જ્ઞાનીઓ મારા સ્વરૂપને પ્રાપ્ત થયા છે. (૧૦)**

ઓવી અર્થઃ—વળી જે ભૂત અને ભવિષ્યની ઘટનાનો શોક કરતા નથી; તેમજ જે વાસનારહિત હોય છે; તે કોઇ પણ વેળા ક્રોધને માર્ગે વિચરતા નથી.[૬૦] જે વિષયપ્રીતિથી રહિત હોય છે; જે નિરંતર મારા સ્વરૂપની પ્રાપ્તિને લીધે પોતાનાં અહોભાગ્ય માને છે; અને જેઓ મારીજ સેવા કરવાને માટે જીવન ટકાવી રહ્યા છે; કિંવા જે જ્ઞાનથી સંતોષ પામે છે;[૬૧] જે તપના તેજના રાશિ, કિંવા જ્ઞાનના ભંડાર છે; અથવા તીર્થને પણ પવિત્ર કરનાર તીર્થ છે.[૬૨] તે અનાયાસે મારા સ્વરૂપને પ્રાપ્ત થાય છે. અને હું અને તે એકજ થઇ જઇએ છીએ; તેનામાં અને મારામાં જરા પણ ભિન્નભાવ રહેતો નથી.[૬૩] કહે તો ખરો કે જો પિતળમાંનો કાટ અને તેના રંગમાં રહેલી ન્યૂનતા નીકળી જાય, તો પછી સુવર્ણની પ્રાપ્તિ કરવાને માટે આમતેમ દોડાદોડ કરવાની શી જરૂર ?[૬૪] તેજ પ્રમાણે જે યમનિયમાદિ, અષ્ટાંગ યોગમાં નિષ્ણાત થઈ તપ અને જ્ઞાનથી શુદ્ધ થયા હોય છે; તે મારા સ્વરૂપમાં ભળી ગયા છે; એમાં શંકા લાવવાનું શું કારણ છે ?[૬૫]

**ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ।**
**मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥ ११ ॥**

**શ્લોકાર્થઃ—જે જે ભાવનાથી મારૂં ભજન કરે છે, તેની ઇચ્છા તેજ ભાવનાથી હું પરિપૂર્ણ કરૂં છું. હે અર્જુન ! સર્વે લોકો સર્વ પ્રકારે મારા માર્ગમાંજ ચાલનારા છે. ( ૧૧ )**

ઓવી અર્થઃ—સહજ જોતાં માલુમ પડે છે કે, જેઓ જે જે ભાવનાથી મને ભજે છે; તે તે ભાવનાથીજ હું તેને ફળ આપું છું.[૬૬] મનુષ્ય માત્રની પ્રવૃત્તિ સ્વભાવતઃજ મારૂં ભજન કરવા તરફ છે.[૬૭] પરંતુ તેઓ જ્ઞાનના અભાવે અર્થાત્ આપણે પરમાત્મ સ્વરૂપજ છીએ, એ ન સમજવા થકી તેમની બુદ્ધિમાં ભેદ ઉત્પન્ન થાય છે અને તેઓ હું એક છું છતાં, મારામાં અનેકત્વની કલ્પના કરે છે;[૬૮] અર્થાત્ હું સર્વ ભૂતોથી અભિન્ન હોવા છતાં, મારામાં ભેદની કલ્પના કરે છે. હું નામરહિત હોવા છતાં મને અનેક નામો આપે છે. અને હું શબ્દાતીત હોવા છતાં મને કોઇ દેવ અને કોઇ દેવી કહીને બોલાવે છે.[૬૯] હું કે જે સર્વ કાળે સર્વ સ્થળે એક સરખો છું; તેમાં તેઓ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે ‘ સારો માઠો ’ એવા ભેદ માને છે.[૭૦]

**कांक्षंतः कर्मणां सिद्धिं यजंत इह देवताः ।**
**क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥ १२ ॥**

**શ્લોકાર્થઃ—કર્મનાં ફળ ભોગવવાની ઇચ્છા રાખનારા લોકો આ લોકમાં દેવતાનું પૂજન કરે છે; કારણકે આ મૃત્યુલોકમાં કર્મથી ફળની સિદ્ધિ જલદી થાય છે. ( ૧૨ )**

ઓવી અર્થઃ—પછી મનમાં નાના હેતુ ધારણ કરી જેને જે ફાવે તે ઉપચારવડે તે અનેક દેવ માની તેની ઉપાસના કરે છે.[૭૧] આ પ્રકારે જેને જે ઇચ્છા હોય છે તેને તેજ પ્રાપ્ત થાય છે. પરંતુ તે તેનાં કર્મનાં ફળ છે એમ તું નક્કી જાણ.[૭૨] ખરૂં જોતાં આપનાર અને લેનાર કર્મ વિના બીજું કોઇ છેજ નહિ. અને તેથી આ લોકમાં કર્મદ્વારાજ ફલ પ્રાપ્તિ થાય છે.[૭૩] જેમ જમીનમાં જે જાતનું ધાન્ય વાવીએ, તેથી બીજી જાતનું ધાન્ય ઉત્પન્ન થતું નથી; તેમ કિંવા દર્પણમાં સત્ય વસ્તુ શિવાય અન્ય વસ્તુ જણાતી નથી;[૭૪] કિંવા હે અર્જુન ! ડુંગરની ગુફામાંથી આપણા બોલેલા શબ્દોનોજ પ્રતિધ્વનિ નીકળે છે;[૭૫] તેજ પ્રમાણે હે અર્જુન ! પ્રત્યેક ઉપાસનાને હુંજ આધારભૂત છું. માટે ભાવના પ્રમાણે પ્રત્યેકનું ફળ મળે છે.[૭૬]

**चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।**
**तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम् ॥ १३ ॥**

**શ્લોકાર્થઃ**—ગુણ કર્મના વિભાગાનુસાર (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ) ચાર વર્ણ મેં ઉત્પન્ન કરી. જો કે હું આ વર્ણોનો કર્ત્તા ગણાઉં છું, તોપણ હું અકર્ત્તા અને અવિકારી છું એમ તું જાણ. (૧૩)

**ઓવી અર્થઃ**—હવે એજ પ્રમાણે તું લક્ષમાં રાખ કે જે ચાર વર્ણો છે, તે પણ ગુણ અને કર્મના વિભાગથી મેંજ ઉત્પન્ન કરી છે.[૭૭] અને તે ચારે વર્ણોનાં કર્મોની વ્યવસ્થા સૌ સૌના પ્રકૃતિ ધર્મ પ્રમાણે અને ગુણનાં તારતમ્ય પ્રમાણે કરી છે.[૭૮] હે અર્જુન ! સર્વ લોક એકજ છે, પરંતુ ગુણ અને કર્મના યોગથી તેમાંથી ચાર વર્ણોની વ્યવસ્થા સહજ થઇ.[૭૯] ગુણ કર્માનુસારજ વર્ણભેદની વ્યવસ્થા થઈ છે. માટે હે પાર્થ ! હું આ વર્ણભેદનો સ્થાપક જરા પણ નથી.[૮૦]

**न मां कर्माणि लिंपंति न मे कर्मफले स्पृहा ।**
**इति मां योऽभिजानाति कर्मभिर्न स बध्यते ॥ १४ ॥**

**શ્લોકાર્થઃ**—કર્મ મને બદ્ધ કરતાં નથી, અને કર્મ ફળ પ્રત્યે મને આસક્તિ પણ નથી. મારો આવો સ્વભાવ જે જાણે છે તેને પણ કર્મો બંધન કરી શકતાં નથી. (૧૪)

**ઓવી અર્થઃ**—આ વર્ણભેદ મારાથી થયેલો છે. અર્થાત્ મારી સત્તાથી થયેલો છે; તોપણ મેં તે કીધો નથી એમ જે જાણે છે. તેજ કર્માતીત થયેલો છે.[૮૧]

**एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ।**
**कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥ १५ ॥**

**શ્લોકાર્થઃ**—હું કર્મ કરવા છતાં અકર્ત્તા છું; એમ મારે વિષે જાણીનેજ પૂર્વના મુમુક્ષુએ કર્મો કીધાં હતાં, માટે પૂર્વના પૂર્વજોએ જેવાં કર્મો કર્યાં હતાં, તેવાં કર્મો તું પણ કર. (૧૫)

**ઓવી અર્થઃ**—હે અર્જુન ! પૂર્વે જે મુમુક્ષુઓ થયા, તેમણે મને આવો જાણીનેજ કર્મ કર્યાં હતાં;[૮૨] પરંતુ જે પ્રમાણે શેકેલાં બીજ વાવવાથી તે મુદ્દલ ઊગતાં નથી; તે પ્રમાણે તેમનાં નિષ્કામ કર્મોજ તેમની મોક્ષપ્રાપ્તિનાં કારણ થયેલાં છે.[૮૩] અને હે અર્જુન ! વળી એક વાત એવી છે કે આ કર્મ છે કે અકર્મ છે, તેનો વિચાર પોતાનાજ મનથી નિશ્ચિત કરવો એ બુદ્ધિવાનને સુદ્ધાં કઠિન કાર્ય છે.[૮૪]

**किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ।**
**तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥ १६ ॥**

**શ્લોકાર્થઃ**—કર્મ એટલે શું ? અને અકર્મ એટલે શું ? એ નક્કી કરતાં મહાન દૂરદર્શી લોકો પણ મોહમાં પડ્યા છે. માટે કર્મ એટલે શું ? તે તને જણાવું છું. તે જાણવાથી તું સંસાર દુઃખમાંથી મુક્ત થશે. (૧૬)

**ઓવી અર્થઃ**—કર્મનાં લક્ષણ શું ? અને અકર્મ એટલે શું ? તે સંબંધે વિચાર કરતાં શાણા લોકો પણ ભ્રમમાં પડ્યા છે.[૮૫] જે પ્રમાણે ખોટું નાણું બરાબર ખરા જેવું લાગવાથી શરાફની આંખ ભ્રમમાં પડે છે;[૮૬] તે પ્રમાણે માત્ર સંકલ્પદ્વારા સૃષ્ટિ નિર્માણ કરવાનું જેનામાં સામર્થ્ય છે, તે નૈષ્કર્મ્યના ભ્રમમાં પડી કર્મપાશમાં બંધાઈ જાય છે.[૮૭] કર્માકર્મની શોધમાં મોટા મોટા સર્વજ્ઞોની રેવડી તાણાતાણ થઇ જાય છે; તો પછી અજ્ઞાનીઓની તો વાતજ શી કરવી ? માટે તેના સંબંધમાં કહું છું તે સાંભળ.[૮૮]

**कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।**
**अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥ १७ ॥**

**શ્લોકાર્થ:**—કર્મ, વિકર્મ અને અકર્મનું તત્ત્વ યથાર્થ રીતે જાણવુંજ જોઇએ, કારણ કે તેનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવું અતિ કઠિન છે. (૧૭)

**ઓવી અર્થ:**—ઇશ્વરમાં જીવનાં કર્માનુસાર વિશ્વ ઉત્પન્ન કરવાનો જે સંકલ્પ તેનું નામ કર્મ છે. તેનું યથાર્થ સ્વરૂપ સમજી લેવું જોઇએ.[૮૯] પછી જે કર્મ વર્ણાશ્રમને યોગ્ય અને વેદોક્ત હોય, તેનાં અનુષ્ઠાન, પ્રકાર અને ફળનું સુદ્ધાં જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ.[૯૦] હવે જેને માટે કર્મનો નિષેધ પ્રતિપાદિત કરવામાં આવ્યો છે, તે પરમાત્મા આપણું સ્વરૂપજ છે; આવી રીતે યથાર્થ દૃઢ નિશ્ચય થયો, એટલે પુરૂષ સ્વાભાવિક રીતેજ કર્મમાં લિપ્ત થશે નહિ.[૯૧] જો આવા વિચારોનો અભાવ હશે તો, અખિલ વિશ્વને પોતાને સ્વાધીન કરનાર કર્મની વ્યાપ્તિનું પ્રાબલ્ય વધી જશે. પરંતુ હવે એ વાત રહેવા દો. હવે ઉપર જણાવ્યા પ્રમાણે કર્માકર્મનું યથાર્થ જ્ઞાન ધરાવનાર પુરૂષનાં લક્ષણો વર્ણવું છું. સાંભળ.[૯૨]

**कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।**
**स बुद्धिमान् मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥ १८ ॥**

**શ્લોકાર્થ:**—જે કર્મમાં અકર્મને અને અકર્મમાં કર્મને જુએ છે; તે સર્વ મનુષ્યોમાં બુદ્ધિમાન, યોગી અને સર્વે કર્મોનો કર્ત્તા છે. (૧૮)

**ઓવી અર્થ:**—ફળની આશા ન રાખતાં જે કર્મનું આચરણ કરે છે; પરંતુ હું કર્મ કરૂં છું એમ જે માનતો નથી;[૯૩] તે કર્માતીતપણું એવી ઉત્તમ રીતે સમજે છે કે, તેને આત્મસ્વરૂપ શિવાય જગતમાં અન્ય કાંઈ દેખાતું ન હોવાથી, તેનાં કર્તવ્યો નષ્ટ થયાં હોય છે.[૯૪] લોકદૃષ્ટિએ તે સર્વ કર્મો ઉત્તમ રીતે કરે છે, એમ બાહ્યતઃ દેખાય છે; પરંતુ તે ઉપર બતાવેલાં લક્ષણોથી યુક્ત હોવાથી તેજ ખરો જ્ઞાની છે.[૯૫] જે પ્રમાણે એક મનુષ્ય નદીના કાંઠાપર ઉભો રહી પોતાનું પ્રતિબિંબ પાણીમાં જોતો હોય છે, તોપણ હું પાણીથી ભિન્ન છું; એમ તે નિઃસંશય સમજે છે.[૯૬] અથવા નાવમાં બેસીને જનારા માણસને કાંઠાપરનાં વૃક્ષો દોડતાં હોય એમ જણાય છે, તોપણ સત્યની પ્રતીતિ થતાં તેને વૃક્ષો અચલ જણાય છે.[૯૭] તે પ્રમાણે સર્વ કર્મો કરવા છતાં તે સર્વે તદ્દન ખોટાં છે; અને કર્મરહિત પરમાત્માજ આપણું સ્વરૂપ છે, એમ જે જાણે છે;[૯૮] તેમજ સૂર્યના ઉદય અને અસ્તથી તે જેમ આપણને ચાલતો જણાય છે, તે પ્રમાણે જે કર્મ કરતો હોવા છતાં પણ પોતે કર્મ કરતો નથી; એમ જાણે છે,[૯૯] તે મનુષ્યના જેવો લાગે છે; તોપણ તે મનુષ્ય નથી. પરંતુ પ્રત્યક્ષ પરબ્રહ્મજ છે; એમ સમજવું. જે પ્રમાણે સૂર્યનું પ્રતિબિંબ પાણીમાં પડેલું હોય છે, તોપણ તેમાં સૂર્ય હોતો નથી; તે પ્રમાણે આવો મનુષ્ય મનુષ્યકોટિમાં હોય છે, પરંતુ તેને મનુષ્યત્વનો સ્પર્શ થતો નથી.[૧૦૦] આવો પુરૂષ કાંઈ જોતો નથી તોપણ અખિલ વિશ્વને જુએ છે; કાંઈ કરતો નથી તોપણ સર્વ કાર્યો કરે છે અને કશાનો ઉપભોગ લેતો નથી તોપણ સર્વ વસ્તુને ભોગવે છે.[૧] તે એકજ ઠેકાણે બેસે છે, તોપણ તે સર્વત્ર ગમન કરે છે. વધારે શું કહું? તે સર્વ વિશ્વરૂપજ બન્યો છે.[૨]

**यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः ।**
**ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पंडितं बुधाः ॥ १९ ॥**

**શ્લોકાર્થ:**—જેનાં સર્વે કર્મોનો આરંભ ફળની ઈચ્છા અને કર્તૃત્વાભિમાન રહિત હોય છે; તેને માટે જ્ઞાની જનો એમ કહે છે કે, આ મનુષ્યનાં સર્વ કર્મો જ્ઞાનાગ્નિથી બળીને ભસ્મીભૂત થયાં છે. (૧૯)

**ઓવી અર્થ:**—જે પુરૂષને કર્માચરણને માટે ખેદ થતો નથી; અને કર્મ ફળની ઇચ્છા જેના મનમાં મુદ્દલ ઉદ્ભવતી નથી.[૩] તેમજ અમુક એક કર્મ હું કરીશ અને અમુક શરૂ

કરેલાં કામને હું પાર પાડીશ, એવો સંકલ્પ સુદ્ધાં જેનાં મનને સ્પર્શ કરતો નથી;[4] જ્ઞાનરૂપી અગ્નિમાં જેણે પોતાનાં સર્વ કર્મો બાળીને ભસ્મ કર્યા છે, એવો પુરૂષ મનુષ્યરૂપે પરબ્રહ્મજ છે; એમ તું સમજ.[5]

**त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः ।**
**कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः ॥ २० ॥**

**શ્લોકાર્થઃ**—જે કર્મના ફળની ઈચ્છાનો ત્યાગ કરે છે; અને (આત્માનંદમાં) નિત્ય તૃપ્ત રહી કોઇનો પણ આશ્રય લેતો નથી; તે સર્વે કર્મો કરતો હોવા છતાં વસ્તુતઃ કાંઇજ કરતો નથી. (૨૦)

**ઓવી અર્થઃ**—જે શરીર પ્રત્યે ઉદાસીન હોય છે અને કર્મથી થનાર ફળપ્રાપ્તિ વિષે બેદરકાર હોય છે, તેમજ જે નિરંતર આનંદ સ્વરૂપમાં નિમગ્ન હોય છે;[6] વળી હે પાર્થ! જે સંતોષના મુખ્ય ગૃહમાં બેસી આત્મબોધનું પકવાન જમતાં કદિ ધરાતો નથી.[7]

**निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।**
**शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ २१ ॥**
**यदृच्छालाभसंतुष्टो द्वंद्वातीतो विमत्सरः ।**
**समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबध्यते ॥ २२ ॥**

**શ્લોકાર્થઃ**—જેણે આશાનો પરિત્યાગ કીધો છે, પોતાનું ચિત્ત અને પોતાની બુદ્ધિ પોતાને સ્વાધીન રાખી છે; અને (એવી રીતે નિસ્પૃહ થઇને) સર્વ સંગ્રહનો પરિત્યાગ કર્યો છે, તે શરીર નિર્વાહાર્થે (ભિક્ષાટનાદિક) કર્મો કરે તોપણ, તેને તે કર્મોનો દોષ લાગતો નથી. (૨૧) અનાયાસે મળે તેમાં સંતોષ માનનાર (હું અને મારૂં એ) દ્વંદ્વથી અતીત થયેલ, મત્સર રહિત, અને કર્મ પૂર્ણ કિંવા અપૂર્ણ રહે, તેમાં હર્ષ, કિંવા ખેદ ન કરનાર પુરૂષ સંપૂર્ણ કર્મો કરવા છતાં પણ, કર્મ બંધનથી લિપ્ત થતો નથી. (૨૨)

**ઓવી અર્થઃ**—જે અહંકાર સહવર્ત્તમાન આશાનો પરિત્યાગ કરીને, અધિકાધિક પ્રેમથી બ્રહ્મસુખની મધુરતાનું આસ્વાદન લે છે.[8] અર્થાત્ જે જે વેળા જે જે મળે તેમાંજ સુખ માને છે; અને જેને આ મારૂં અને આ બીજાનું એવો ભેદ હોતો નથી;[9] તે જે જે દેખે છે, કિંવા શ્રવણ કરે છે, તે તે સ્વરૂપ પોતેજ બની જાય છે.[10] તે પગવતી ચાલે છે; મુખવતી બોલે છે; અને તેજ પ્રમાણે શરીરના જેટલા વ્યાપારો કરે છે; તે સર્વ સ્વરૂપ સ્વતઃજ બની જાય છે.[11] વધું શું કહું ? જગતમાં જોતાં આત્મસ્વરૂપ શિવાય જેને અન્ય કાંઈ દેખાતું નથી, તેને કોઈ પણ કર્મદ્વારા કોઇ પણ જાતની બાધા શી રીતે થઇ શકશે?[12] આ મત્સર જે દ્વૈતમાં ઉત્પન્ન થાય છે તેટલો દ્વૈતભાવ સુદ્ધાં જેને દેખાતો નથી; તે નિર્મત્સર છે એમ શું વાણીથી કહેવાની જરૂર છે?[13] તે સર્વ પ્રકારે મુક્ત છે, તે સર્વ કર્મ કરતો હોવા છતાં, કર્મ-રહિત છે; તે સગુણ દેખાય છે, તોપણ ગુણાતીત છે; એમાં જરા પણ સંશય નથી.[14]

**गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।**
**यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥ २३ ॥**

**શ્લોકાર્થઃ**—જે સર્વ સંગને તજેલો છે, અને ધર્માધર્મના બંધનમાંથી મુકત છે; અને જેનું ચિત્ત જ્ઞાનમાં સ્થિર થયું છે, તે જો યજ્ઞ સફળ કરવાના ઉદ્દેશથી કર્મ કરતો હોય, તોપણ તેનાં તે કર્મ ફળ સહિત નાશ પામે છે. (૨૩)

**ઓવી અર્થઃ**—તે દેહધારી હોવા છતાં પણ નિર્ગુણ જેવો ભાસે છે અને તેને પરબ્રહ્મની કસોટી પર ચઢાવતાં તે તેના જેવોજ શુદ્ધ દેખાય છે.[15] તે આવો શુદ્ધ હોવા છતાં તે જો

એકાદ વખત માત્ર ગમ્મતને ખાતર યથાવિધિ યજ્ઞાદિક કર્મોનું આચરણ કરે છે; તો તેનાં સર્વ કર્મો તેનામાંજ લયને પામે છે.[૧૬] જે પ્રમાણે આકાશમાં કવખતે એકાએક ચઢી આવેલાં વાદળાં વૃષ્ટિ કર્યા શિવાય આપોઆપ વિલય પામે છે.[૧૭] તે પ્રમાણે તે જો કે વેદવિહિત કર્મો યથાવિધિ કરે છે; તોપણ તે કર્મોમાં તેને દ્વૈતભાવ ન હોવાથી તે તેનામાંજ લયને પામે છે.[૧૮]

**ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।**
**ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्मसमाधिना ॥ २४ ॥**

શ્લોકાર્થઃ—**હોમ સાધન, હોમ દ્રવ્ય, આગ્ન, હોતા અને હવનક્રિયા એ બ્રહ્મવેત્તાની દૃષ્ટિમાં બ્રહ્મજ છે, અને બ્રહ્મરૂપી કર્મમાં તદાકાર થઇ રહેલા, તે બ્રહ્મવેત્તાને પ્રાપ્ત થનારાં ફળ પણ બ્રહ્મજ છે. (૨૪)**

**ઓવી અર્થઃ**—હવનનો કર્ત્તા હું અને ભોક્તા કોઇક બીજો એવો ભિન્નભાવ તેની બુદ્ધિમાં હોતો નથી; માટે[૧૯] તે જે જે ઇષ્ટ યજ્ઞ કરે છે તેનાં હોમ દ્રવ્યો અને મંત્રો એ સર્વ આત્મ-સ્વરૂપ અર્થાત્ બ્રહ્મસ્વરૂપજ છે. એમ તે સમજે છે.[૨૦] માટે હે અર્જુન ! બ્રહ્મ તેજ કર્મ એવી સમબુદ્ધિ જેના અંતઃકરણમાં વ્યાપી રહી હોય છે, તે કર્મ કરે છે તોપણ વસ્તુતઃ તે નિષ્કર્મ્મજ હોય છે.[૨૧] જેની અવિચારરૂપ બાલ્યાવસ્થા સમાપ્ત થતાં વિરક્તિ સાથે જેનાં લગ્ન થાય છે; (કારણકે લગ્ન થયા વિના અગ્નિસેવા કરી શકાતી નથી) પછી જે જીવબ્રહ્મૈક્યરૂપ યોગાગ્નિની ઉપાસના આરંભે છે.[૨૨]

**दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते ।**
**ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥ २५ ॥**

શ્લોકાર્થઃ—**અન્ય કેટલાક યોગીઓ દૈવ યજ્ઞ (ઇંદ્રાદિક દેવતાને અર્થે કરવામાં આવતા યજ્ઞ) જ કરે છે; અને અન્ય કેટલાક બ્રહ્મરૂપ અગ્નિને ઠેકાણે (યજ્ઞ સંજ્ઞક) સ્વકર્મ દ્વારાજ યજ્ઞ (આત્મા) નો હવન કરે છે. (૨૫)**

**ઓવી અર્થઃ**—અને જે રાત્રિદિવસ યજ્ઞ કરનાર હોય છે, તેઓ ગુરૂવાક્ય રૂપી અગ્નિમાં મન સહિત અજ્ઞાનનો હવન કરે છે.[૨૩] હે અર્જુન ! જેને આત્મસુખની ઇચ્છા હોય, તેણેજ આ યોગાગ્નિનું યજન કરવું, અને તેનેજ દૈવજ્ઞ કહેવામાં આવે છે.[૨૪] હવે જે બ્રહ્માગ્નિના અગ્નિહોત્રી સ્વકર્મદ્વારા ઇશ્વરારાધન કરે છે, તેના સંબંધમાં વર્ણન કરૂં છું તે સાંભળ.[૨૫]

**श्रोत्रादीनीन्द्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति ।**
**शब्दादीन्विषयानन्य इन्द्रियाग्निषु जुह्वति ॥ २६ ॥**

શ્લોકાર્થઃ—**કેટલાક શ્રોત્રાદિ જ્ઞાનેંદ્રિયનો હવન સંયમરૂપી અગ્નિમાં કરે છે. અને વળી અન્ય કેટલાક શબ્દાદિ પંચ વિષયોનો હવન ઇંદ્રિયરૂપી અગ્નિમાં કરે છે. (૨૬)**

**ઓવી અર્થઃ**—કેટલાક આત્મસંયમરૂપી અગ્નિમાં હોમ કરનારા લોકો કાયિક, વાચિક અને માનસિક આ ત્રણ યુક્તિમંત્રોવડે પવિત્ર ઇંદ્રિયરૂપી દ્રવ્યથી હવન કરે છે.[૨૬] કોઇક વૈરાગ્યરૂપી સૂર્ય ઉદિત થતાં સંયમાગ્નિનું ઉદ્ધરણ કરી, તે પ્રજ્વલિત થતાંની સાથે જ્ઞાનદ્વારા ઇંદ્રિયરૂપી અગ્નિને સળગાવે છે.[૨૭] તે ઇંદ્રિયાગ્નિ વૈરાગ્યરૂપી જ્વાળા ગ્રહણ કરે છે કે તરતજ, વિષયવિકાર રૂપી કાષ્ટ ભડભડાટ બળવા માંડે છે. આ વખતે અંતઃકરણ પંચકમાંનો આશારૂપી ધૂમ નષ્ટ થાય છે.[૨૮] પછી વેદમાં વર્ણવેલી વિધિના યોગથી ઇંદ્રિયરૂપી અગ્નિ જેમાં સળગી રહ્યો છે, એવા કુંડમાં વિષયોની મહાન આહુતિ અપાય છે.[૨૯]

**सर्वाणीन्द्रियकर्माणि प्राणकर्माणि चापरे ।**
**आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥ २७ ॥**

**શ્લોકાર્થઃ—વળી અન્ય કેટલાક જ્ઞાનથી પ્રદીપ્ત થયેલા મનોનિગ્રહરૂપી અગ્નિમાં, સર્વ ઇંદ્રિયોનાં અને પ્રાણોનાં કર્મોની આહુતિ આપે છે. (૨૭)**

**ઓવી અર્થઃ**—હે પાર્થ! આ પ્રમાણે કોઇક પોતાના સર્વ દોષોનું ક્ષાલન કરે છે. કોઇક હૃદયરૂપી ગોળીમાં વિવેકરૂપી રવૈયો મુકે છે અને[30] તેને ધૈર્યરૂપી ભારથી દાબી શાંતિરૂપી રજ્જુથી ખેંચીને ગુરૂવાક્યરૂપી મંત્રથી મંથન કરે છે.[31] આ પ્રકારે સર્વ વૃત્તિઓનું ઐક્ય કરી મંથન કરવાથી તત્કાળ કાર્યની સિદ્ધિ થાય છે. આ કાર્ય તે શું? જ્ઞાનાગ્નિનું પ્રાજ્વલ્ય (બળવું.)[32] પ્રથમ રિદ્ધિ સિદ્ધિના મોહરૂપી ધૂમનો નાશ થયો અને પછી અગ્નિની સૂક્ષ્મ ચિણગારી ઉત્પન્ન થઇ.[33] પછી યમદમથી શુષ્ક થયેલું મન સળગી ઉઠ્યું.[34] તેની સાહાય્યથી મોટી જ્વાળા ઉત્પન્ન થઇ. પછી વાસના રૂપી સમિધોને અનેક પ્રકારના મોહરૂપી ઘૃતનું લેપન કરી તેને ભસ્મીભૂત કરી દેવામાં આવ્યા.[35] તત્પશ્ચાત્ જીવરૂપી દીક્ષિતે જ્ઞાનરૂપી પ્રદીપ્ત અગ્નિમાં ઇંદ્રિય-કર્મોની આહુતિ આપી.[36] અંતે પ્રાણકર્મરૂપ 'સ્રવા' નામક યજ્ઞપાત્ર સહિત અગ્નિમાં પૂર્ણાહુતિ આપ્યા પછી બ્રહ્માનંદમાં સહજ અવભૃથ સ્નાન થઇ શકે છે.[37] પછી સંયમાગ્નિમાં ઇંદ્રિયાદિક હોમદ્રવ્યોનો હવન કરતાં શેષ રહેલા આત્મ સુખનોજ પુરોડાશ તરિકે સ્વીકાર કરવામાં આવે છે.[38] આ રીતે યજ્ઞ કરી, કેટલાકો ત્રિભુવનમાં મુક્ત થયા છે; માટે આ યજ્ઞ-ક્રિયા નાના પ્રકારની છે. તોપણ તેની અંતિમ ફળપ્રાપ્તિ એકજ જાતની છે.[39]

**द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथापरे ।**
**स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ॥ २८ ॥**

**શ્લોકાર્થઃ—કેટલાક દ્રવ્યદાનના સ્વરૂપે યજ્ઞ કરે છે; કેટલાક તપશ્ચર્યા સ્વરૂપે યજ્ઞ કરે છે; કેટલાક યોગસ્વરૂપે યજ્ઞ કરે છે; કેટલાક વેદાધ્યયન રૂપે યજ્ઞ કરે છે, કેટલાક જ્ઞાન સંપાદનના સ્વરૂપે યજ્ઞ કરે છે અને કેટલાક ઉગ્ર વ્રતધારણના રૂપે યજ્ઞ કરે છે. આવા દીર્ઘોદ્યોગી લોકો અનેક પ્રકારના યજ્ઞો કરે છે. (૨૮)**

**ઓવી અર્થઃ**—એકને 'દ્રવ્યયજ્ઞ' કહેવામાં આવે છે, એકને 'તપોયજ્ઞ' કહેવામાં આવે છે, અને વળી એક 'યોગયજ્ઞ' કહેવાય છે. આ સર્વ યજ્ઞો મેં પૂર્વે તને કહ્યાજ છે.[40] કોઈ શબ્દમાં શબ્દનોજ હોમ કરે છે, તેને 'વાગ્યજ્ઞ' કહેવામાં આવે છે. જે જ્ઞાનથી જાણવા યોગ્ય હોય, તે સંબંધી જ્ઞાન પ્રાપ્ત કરી લેવાના યજ્ઞને 'જ્ઞાનયજ્ઞ' કહેવામાં આવે છે.[41] હે અર્જુન! આ સર્વ યજ્ઞો અત્યંત વિકટ છે. આ યજ્ઞો કરવામાં મહત્પ્રયાસ કરવો પડે છે. પરંતુ માત્ર ઇંદ્રિયોને સ્વાધીન રાખનારાનેજ તેની યોગ્યતાને લીધે તે સાધ્ય થઈ શકે છે.[42] આવા લોકો તેને સાધ્ય કરવાની કળામાં કુશળ અને પારંગત હોય છે. તથા યોગસમૃદ્ધિથી ભાગ્યવાન થયેલા હોય છે. માટે તે પોતાના અંતરસ્વરૂપમાંજ આત્મહવન કરે છે.[43]

**अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथापरे ।**
**प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः ॥ २९ ॥**

**શ્લોકાર્થઃ—તેજ પ્રમાણે કેટલાક અપાનવાયુમાં પ્રાણવાયુનો પૂરક કરે છે; કેટલાક પ્રાણ-વાયુમાં અપાન વાયુનો રેચક કરે છે; અને કેટલાક પ્રાણ તથા અપાન એ ઉભય વાયુનો કુંભક કરે છે; આવા લોકને પ્રાણાયામપરાયણ યોગીઓ કહેવામાં આવે છે. (૨૯)**

**ઓવી અર્થઃ**—કેટલાક અભ્યાસના યોગથી અપાનવાયુરૂપ અગ્નિમાં પ્રાણવાયુરૂપ દ્રવ્યનો હવન કરે છે;[૪૪] હે પાંડુકુમાર! કેટલાક અપાનવાયુને પ્રાણવાયુમાં મેળવે છે; અને કેટલાક બન્ને વાયુનો નિરોધ કરે છે. આવા મનુષ્યોને 'પ્રાણાયામી' કહેવામાં આવે છે.[૪૫]

**अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति ।**
**सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥ ३० ॥**

**શ્લોકાર્થઃ—બીજા કેટલાક આહાર નિયમિત કરી પ્રાણમાંજ પ્રાણનો હવન કરે છે. આ સર્વ યજ્ઞોને જાણનારા યોગીઓ યજ્ઞથી પાપોનો નાશ કરે છે. (૩૦)**

**ઓવી અર્થઃ**—કેટલાક હઠયોગ કરીને સર્વ આહારને જીતી, પ્રાણવાયુરૂપી અગ્નિમાં ત્વરાથી પ્રાણનો હવન કરે છે.[૪૬] આ પ્રકારે મોક્ષપ્રાપ્તિનીજ ઈચ્છા કરનારા સર્વ લોકો ઉપર બતાવેલા યજ્ઞકર્ત્તાઓ છે. તેઓ પોતાના યજ્ઞદ્વારા પોતાના કામ ક્રોધાદિક વિકારો નષ્ટ કરે છે.[૪૭] આ પ્રકારે સર્વ અવિદ્યા-અજ્ઞાનને બાળીને ભસ્મ કરવાને લીધે તેને સ્વાભાવિક રીતેજ શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત થાય છે અને અગ્નિ તથા યજ્ઞ કરનાર એવો દ્વૈતભાવ તેમના મનમાં રહેતો નથી.[૪૮] જ્યાં યજ્ઞ કરનારની ઈચ્છા પરિપૂર્ણ થઈ યજ્ઞક્રિયાની સમાપ્તિ થાય છે, અર્થાત્ અંતે સર્વ કર્મોનો નાશ થાય છે;[૪૯] જે સ્થળે વિચારનો પ્રવેશ થતો નથી, કામનાનો સ્પર્શ હોતો નથી અને દ્વૈતદોષનો સંસર્ગ હોતો નથી.[૫૦]

**यज्ञशिष्टामृतभुजो यांति ब्रह्म सनातनम् ।**
**नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥ ३१ ॥**

**શ્લોકાર્થઃ—હે કુરૂકુલ શ્રેષ્ઠ! યજ્ઞનો અવશિષ્ટ પ્રસાદ લેનારા લોક સનાતન બ્રહ્મને પ્રાપ્ત થાય છે. યજ્ઞ ન કરનારાને તો આ લોકની પણ પ્રાપ્તિ થતી નથી તો પછી પરલોકની તો વાતજ શી કરવી? (૩૧)**

**ઓવી અર્થઃ**—એવા જે અનાદિસિદ્ધ તથા શુદ્ધયજ્ઞાવશિષ્ટ બ્રહ્મ છે તેનું, બ્રહ્મનિષ્ઠ લોકો **अहंब्रह्मास्मि**—હું બ્રહ્મ છું એ મંત્રથી સેવન કરે છે. (અર્થાત્ તેઓ બ્રહ્મસ્વરૂપ થાય છે).[૫૧] આ પ્રમાણે યજ્ઞાવશિષ્ટ જ્ઞાનામૃતનું પાન કરી જેઓ તૃપ્ત થઈ અમર બને છે; તે સહજ બ્રહ્મત્વને પ્રાપ્ત થાય છે.[૫૨] જેનાથી આ યજ્ઞાચરણ થતું નથી, જેને વિરક્તિ વરમાળા આરોપતી નથી, જેનાથી આત્મસંયમ થઇ શકતો નથી અને જન્મ પ્રાપ્ત થયા છતાં યોગ યાગ કરતા નથી;[૫૩] હે અર્જુન! આ લોકમાંજ જેનો કશો ઢંગ ધડો નથી તેની પરલોકાવસ્થાની વાત શા માટે પૂછે છે? તેમની વાત તો જેટલી ન બોલીએ તેટલીજ સારી![૫૪]

**एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे ।**
**कर्मजान्विद्धि तान्सर्वानेवं ज्ञात्वा विमोक्ष्यसे ॥ ३२ ॥**

**શ્લોકાર્થઃ—આ પ્રમાણે જે અનેક પ્રકારના યજ્ઞો વેદમાં બતાવેલા છે, તે સર્વે કર્મોમાંથી ઉત્પન્ન થાય છે એમ તું સમજ. તને આવું જ્ઞાન પ્રાપ્ત થતાં તું મોક્ષને પ્રાપ્ત થશે. (૩૨)**

**ઓવી અર્થઃ**—આ પ્રકારે જે તને પુષ્કળ (દ્વાદશ) પ્રકારના યજ્ઞો કહી સંભળાવ્યા તે સંબંધે વેદમાં અતિ વિસ્તૃત સર્વાંગ સુંદર વર્ણન કરવામાં આવ્યું છે.[૫૫] પરંતુ તેનું વેદાંતર્ગત વર્ણન સાંભળવા સાથે આપણે શું કામ છે? તેમાંનો સાર એજ છે કે, આ સર્વ યજ્ઞો કર્મમાંથી ઉત્પન્ન થાય છે, એમ જાણ્યું એટલે કર્મની બાધા નડી શકશે નહિ.[૫૬]

**श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।**
**सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥ ३३ ॥**

**શ્લોકાર્થઃ—હે શત્રને તાપ આપનાર! દ્રવ્યથી સાધ્ય થનારા યજ્ઞ કરતાં, જ્ઞાન યજ્ઞ શ્રેષ્ઠ છે; કારણકે હે પાર્થ! જ્ઞાનમાં સર્વ કર્મો સમાયલાં છે. ( ૩૩ )**

**ઓવી અર્થ**:—હે અર્જુન! વેદ જેનું મૂળ છે અને જેમાં ક્રિયાની ખટપટ ઝાઝી છે અને જેનું પ્રથમ ફળ સ્વર્ગ છે,[૫૭] તે કર્મયજ્ઞ છે; એ વાત ખરી પરંતુ જે પ્રમાણે સૂર્યની આગળ નક્ષત્રોનું તેજ લોપ પામે છે, તે પ્રમાણે તે જ્ઞાનયજ્ઞની બરાબરી કરી શકતો નથી.[૫૮] આત્મ-સુખનો ભંડાર મેળવવાને જેનું અંજન કરી યોગીજન રાત્રિદિવસ જાગૃત રહે છે;[૫૯] જે આરંભિત કર્મનું પ્રાપ્ય સ્થાન છે, જે બ્રહ્મબોધની ખાણ છે અને આત્મપ્રાપ્તિરૂપી ક્ષુધાથી ક્ષુધાતુર થયેલા સાધકોની તૃપ્તિનું સ્થાન છે,[૬૦] જ્યાં કર્મની ઇચ્છા શમી જાય છે; તર્કપ્રવૃત્તિ બંધ થઈ જાય છે, અને જેના યોગથી ઈંદ્રિયો વિષયસેવનને વિસરી જાય છે;[૬૧] જ્યાં મનનું મનપણું મુકાઇ જાય છે, જ્યાં શબ્દોનો ભંડાર ખૂટી જાય છે અને જ્યાં અંતરમાં રહેલ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે;[૬૨] જ્યાં વૈરાગ્યના દારિદ્રયનો વિલય થાય છે; જ્યાં વિવેકની ઉત્કંઠા તુટી જાય છે અને જ્યાં અનાયાસે આત્મસ્વરૂપની પ્રાપ્તિ થાય છે;[૬૩]

**तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।**
**उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥ ३४ ॥**

**શ્લોકાર્થઃ—તત્ત્વદર્શી જ્ઞાનીઓને નમસ્કાર કરી તેમની સેવા કરવાથી તેઓ તને જ્ઞાનનો ઉપદેશ આપશે. ( ૩૪ )**

**ઓવી અર્થ**:—એવું જે ઉત્કૃષ્ટ જ્ઞાન તે મેળવવાની જો તને ઈચ્છા હોય, તો તું બ્રહ્મજ્ઞાન-સંપન્ન સંતની સેવા કર.[૬૪] એવો સંત જ્ઞાનનું ઘર હોય છે; સેવાધર્મ એ તે ઘરનો ઉમરો હોય છે; માટે હે અર્જુન! તું તે તરફ જઇ સેવા ધર્મરૂપી ઉમરાને તારે સ્વાધીન કરી લે.[૬૫] અર્થાત્ સંતની સેવા કર. સંતની સેવા કેવી હોય છે? શરીર, મન અને આત્માથી સર્વ પ્રકારે ગર્વરહિત બની તેમના ચરણની સેવા કરવી.[૬૬] આ પ્રકારની સેવાથી તેઓ પ્રસન્ન થયા પછી જો શિષ્ય તેમને જન્મ મરણ તથા દુઃખરૂપ સંસારની નિવૃત્તિ વિષે પ્રશ્ન કરે, તો તે કૃપાપૂર્વક ઉપદેશ કરે છે. આ ઉપદેશથી થતા જ્ઞાનનું ઐશ્વર્ય એવું છે કે શિષ્યના અંતઃકરણમાં પુનઃ સંસારની કલ્પના સુદ્ધાં આવતી નથી.[૬૭]

**यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पांडव ।**
**येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥ ३५ ॥**

**શ્લોકાર્થઃ—હે પાંડુપુત્ર! તે જ્ઞાન પ્રાપ્ત થવાથી પુનઃ આવો ( ભેદ ભાવ યુક્ત ) મોહ તને થશે નહિ; અને એ જ્ઞાનના યોગથી આ સર્વ ભૂતો તું તારા ( આત્મા ) માં અને મારામાં જોશે. (૩૫)**

**ઓવી અર્થ**:—આ ઉપદેશથી ચિત્ત જ્યારે નિઃસંશય અને બ્રહ્મ સમાન નિર્વિકલ્પ થશે,[૬૮] ત્યારે તું તારી જાત સુદ્ધાં સર્વ ભૂતોને મારા અખંડ સ્વરૂપમાં જોશે.[૬૯] હે પાર્થ! આ રીતે જ્યારે સત્પુરૂષોની કૃપા થશે, ત્યારે તારા અંતઃકરણમાં જ્ઞાનનો ઉદય થઈ, મોહરૂપી અંધકારનો સર્વથા નાશ થશે.[૭૦]

**अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।**
**सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥ ३६ ॥**

**શ્લોકાર્થઃ—તું સર્વ પાપીઓ કરતાં અતિ પાપી હશે, તોપણ જ્ઞાનરૂપી નૌકાનાં સાધનથી સકળ પાપરૂપી સમુદ્રને અનાયાસે તરી જશે. ( ૩૬ )**

**ઓવી અર્થ**:—તું પાતકનો કે ભ્રાંતિનો સાગર અથવા ભ્રમનો પર્વત હશે,[૭૧] તોપણ જ્ઞાનની શક્તિ સમીપ એ સર્વ તુચ્છ છે. એવું આ જ્ઞાનીઓના અંગમાં ઉત્તમ સામર્થ્ય હોય છે.[૭૨] જે પરમાત્મ જ્ઞાનનો ઉદય થતાંની સાથેજ આ વિશ્વ સત્ય છે, એવા પ્રકારનો ભ્રમ નષ્ટ થાય છે.[૭૩] તે જ્ઞાનની આગળ અજ્ઞાનની શી વિસાત ? માટે તારા મનમાં શંકાનો સંચાર થવો ઉચિત નથી; કારણ કે આ જગત્‌માં જ્ઞાનની સ્પર્દ્ધામાં ઉતરી શકે એવી ઇતર કોઇ વસ્તુ છેજ નહિ.[૭૪]

**यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।**
**ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥ ३७ ॥**

**શ્લોકાર્થ**:—**હે અર્જુન ! પ્રજ્વલિત થયેલો અગ્નિ જે પ્રમાણે કાષ્ઠને ભસ્મીભૂત કરી દે છે, તે પ્રમાણે જ્ઞાનાગ્નિ સર્વ કર્મોને ભસ્મ કરી નાંખે છે. (૩૭)**

**ઓવી અર્થ**:—ત્રૈલોકયમાં આગ લાગવાથી આકાશમાં પ્રસરેલા તેના ધૂમાડાને વિખેરી નાંખનારૂં પ્રલય કાળનું વાવાઝોડું એક વાદળીને વિખેરી નાંખવાનું કાર્ય કઠિન સમજશે કે ?[૭૫] કિંવા પવનની સાહાય્યથી જે પાણીને પણ બાળી નાંખે છે, એવો પ્રલય કાળનો અગ્નિ ઘાસ અને કાષ્ઠથી બુઝાઇ જશે કે ?[૭૬]

**न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।**
**तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विंदति ॥ ३८ ॥**

**શ્લોકાર્થ**:—**કારણ કે આ જગતમાં જ્ઞાન સમાન પવિત્ર કોઈ પણ વસ્તુ નથી. અને યોગથી યુકત થયેલો પુરૂષ કાળે કરીને તે ( આત્મવિષયક ) જ્ઞાન સ્વતઃજ મેળવી શકે છે. (૩૮)**

**ઓવી અર્થ**:—અસ્તુ ! આ ઘટના કદિ પણ બનનાર નથી અને તેનો વિચાર કરવો પણ અસંગત દેખાય છે. આપણે જ્ઞાનના સંબંધમાં જેમ જેમ વિચાર કરીએ છીએ, તેમ તેમ તેના જેવી પવિત્ર વસ્તુ અન્ય કોઇ દીઠામાં આવતીજ નથી.[૭૭] જે પ્રમાણે ચૈતન્યની જોડી નથી તે પ્રમાણે આ લોકમાં જ્ઞાન એ ઉત્તમ વસ્તુ છે અને તેની બરાબરી કરી શકે એવી કોઈ પણ વસ્તુ અસ્તિત્વ ધરાવતી નથી.[૭૮] જ્યારે સૂર્યની બરાબરી તેના પ્રતિબિંબનું તેજ કરી શકશે, કિંવા આકાશને બાથમાં લઇ શકાશે અથવા પૃથ્વીના જેટલી વજનદાર કોઈ વસ્તુ જડશે, ત્યારેજ હે પાંડુ કુમાર ! જ્ઞાનને ઉપમા આપી શકાશે.[૮૦] ઘણી ઘણી રીતે વારંવાર વિચાર કરી જોયો, તોપણ જ્ઞાનના જેટલી પવિત્રતા અન્ય કોઇ પણ વસ્તુમાં જણાઈ નહિ.[૮૧] જે પ્રમાણે અમૃતનો સ્વાદ કેવો છે એમ કોઇ પૂછે, તો તે અમૃત જેવોજ એમજ કહેવું પડે છે, તે પ્રમાણે જ્ઞાનને જ્ઞાનનીજ ઉપમા છે ![૮૨] આ વ્યતિરિક્ત જ્ઞાન વિષે વિશેષ ચર્ચા કરવી, એ સમયનો દુરૂપયોગ કરવા બરાબર છે; ત્યારે “ આપ કહો છો તે ખરૂં છે ”[૮૩] ‘ પણ તે જ્ઞાન શી રીતે પ્રાપ્ત કરવું ? ’ એવો પ્રશ્ન અર્જુન પૂછશે એમ જાણી શ્રી કૃષ્ણ ભગવાન અર્જુન પ્રત્યે બોલ્યા–હે કિરીટી ! જ્ઞાનપ્રાપ્તિનો જે ઉપાય હું તને હવે કહી બતાવનાર છું તે પ્રત્યે લક્ષ આપ.[૮૫]

**श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः ।**
**ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ॥ ३९ ॥**

**શ્લોકાર્થ**:—**પરમવિશ્વાસુ જ્ઞાનપ્રાપ્તિને માટે તત્પર અને જીતેંદ્રિય પુરૂષને જ્ઞાન પ્રાપ્ત થાય છે; અને તે પ્રાપ્ત થયા પછી તરતજ ઉત્તમ શાંતિ મળે છે. (૩૯)**

**ઓવી અર્થ**:—આત્મસુખની મિષ્ટતાથી જેનું મન સર્વ વિષયોમાંથી પરાવૃત્ત થાય છે, અને જેના અંતરમાં ઇંદ્રિયોની જરાપણ પ્રતિષ્ઠા હોતી નથી.[૮૬] જે પોતાની ઇચ્છા પોતાના

મનને જાણવા દેતો નથી, જે પ્રાચીન કર્મસંસ્કારથી ઉત્પન્ન કરેલી વાસનાને ઉત્તેજન આપતો નથી, પરંતુ તેનો નિરોધ કરે છે; જે શ્રદ્ધાનો ઉપભોગ લઇ સંતોષ માને છે.[૮૭] તેજ પુરૂષને શાંતિથી ભરેલું જ્ઞાન શોધતું આવે છે અને નક્કી તે તેને પ્રાપ્ત થાય છે.[૮૮] આ જ્ઞાન મનમાં સ્થિર થયું એટલે શાંતિનો અંકુર ફુટી આત્મબોધનો વિસ્તાર થાય છે.[૮૯] પછી તે મનુષ્ય જ્યાં જુએ ત્યાં તેને શાંતિ, શાંતિ અને શાંતિનુંજ દર્શન થાય છે. આવી શાંતિમાં સ્વપરભાવનો તો અભાવજ હોય છે.[૯૦] આવી રીતે જ્ઞાનસંબંધી જેટલું વર્ણન કરીએ તેટલું ઓછુંજ છે. માટે હવે એ વાત આટલેથીજ બંધ રાખીશું.[૯૧]

**अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।**
**नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥ ४० ॥**

શ્લોકાર્થ:--**અજ્ઞાન, અવિશ્વાસુ અને સંશયયુક્ત પુરૂષ નાશ પામે છે; (સ્વાર્થ ચૂકે છે) અને તે શંકાશીલ પુરૂષ આલોક, પરલોક તથા મોક્ષસુખને પણ પામતો નથી. (૪૦)**

**ઓવી અર્થ:**—જે માણસને આવા જ્ઞાનપર પ્રીતિ નથી તેનું જીવન શા કામનું? તેના કરતાં તો મરણ સારૂ ![૯૨] જેમ વસ્તી વિનાનું ઘર તથા પ્રાણ વિનાનું શરીર નકામું છે; તેમ જ્ઞાનહીન મનુષ્યનું જીવન પણ નકામું છે, તેનું જીવન નિરંતર મોહથી યુક્તજ રહે છે.[૯૩] સત્યજ્ઞાન પ્રાપ્ત થયું ન હશે તો પણ મનુષ્યમાં જો તે પ્રાપ્ત કરવાને માટે ઇચ્છા હશે તો તેને જ્ઞાનપ્રાપ્તિ થવાનો થોડો ઘણો પણ સંભવ છે.[૯૪] જ્ઞાન હોવાની વાત તો દૂર રહી પરંતુ તે પ્રાપ્ત થાય તો સારૂં, એવી જેને લાગણી સુદ્ધાં થતી નથી તે સંશયરૂપી અગ્નિમાંજ પડયો; એમ તારે સમજવું.[૯૫] કારણ કે જ્યારે અમૃત પણ ભાવે નહિ એવી અરુચિ સહજ ઉત્પન્ન થાય છે, ત્યારે મનુષ્યનું મરણ તદ્દન નિકટ હોય છે, એમ જાણવું.[૯૬] તેજ પ્રમાણે વિષયસુખમાંજ જે આનંદ માને છે અને જ્ઞાનપ્રાપ્તિના સંબંધમાં બેદરકાર હોય છે તે સંશયગ્રસ્ત હોય છે, એમાં શક નથી.[૯૭] આવી રીતે જે સંશયગ્રસ્ત હોય છે તે નિઃસંશય ભ્રષ્ટ થાય છે, અને તે આલોક અને પરલોકનાં સુખથી વંચિત થાય છે.[૯૮] જેને સન્નિપાત જ્વર લાગુ પડયો હોય છે, તે જે પ્રમાણે શીતળતા અને ઉષ્ણતા સમજી શકતો નથી; અને સૂર્યપ્રકાશ તથા ચંદ્રપ્રકાશને એકજ માને છે.[૯૯] તે પ્રમાણે સત્ય, અસત્ય, અનુકૂળ, પ્રતિકૂળ, હિત, અહિત આદિને શંકાશીલ પુરૂષ સમજી શકતો નથી.[૨૦૦] જે પ્રમાણે જન્માંધને રાત્ર તથા દિવસ સમજાતાં નથી, તે પ્રમાણે સંશયી પુરૂષને કોઈ પણ વસ્તુની ઓળખાણ હોતી નથી.[૧]

**योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ।**
**आत्मवंतं न कर्माणि निबध्नन्ति धनंजय ॥ ४१ ॥**

શ્લોકાર્થ:—**હે અર્જુન! યોગદ્વારા જેણે સર્વ કર્મોનો સંન્યાસ કર્યો છે; જ્ઞાનદ્વારા જેના સંશયોનો હ્રાસ થયો છે; અને જેને આત્મસ્વરૂપ પ્રાપ્ત થયું છે, તે પુરૂષને કર્મબંધન કરી શકતાં નથી. (૪૧)**

**ઓવી અર્થ:**—માટે સંશય કરતાં અધિક ભયંકર પાતક બીજું કોઇ નથી. પ્રાણીઓનો નાશ કરનારી એ એક જાળ છે.[૨] માટે તું તેનો સંગ તજી પ્રથમ તેને જીત, એનું વાસ્તવ્ય જ્ઞાનના અભાવમાં હોય છે.[૩] જ્યારે અજ્ઞાનનો ગાઢ અંધકાર હોય છે; ત્યારે આ સંશય મનમાં વિશેષ વૃદ્ધિંગત થાય છે. તેથી તે વિશ્વાસને તો નામ માત્ર પ્રવેશવા દેતો નથી.[૪] એ અંતઃકરણમાંજ ભરાઇ રહે છે એમ ધારશો નહિ. એ બુદ્ધિને પણ ગ્રસિત કરે છે અને આમ થયું એટલે મનુષ્યને ત્રણે લોક સંશયાત્મજ દેખાવા લાગે છે.[૫]

**तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः ।**
**छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥ ४२ ॥**

**શ્લોકાર્થઃ—માટે હે અર્જુન! અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા હૃદયના આ સંશયને જ્ઞાનરૂપી શસ્ત્રથી વધ કરી, કર્મયોગનું અવલંબન કર અને યુદ્ધને માટે તત્પર થા. (૪૨)**

**ઓવી અર્થઃ**—સંશય આટલો બળવાન છે, તોપણ તેને સ્વાધીન કરવાનો એક ઉપાય છે; જો તીક્ષ્ણ જ્ઞાનખડ્ગ હાથમાં હશે,[૬] તો તે દ્વારા આપણા મનમાંથી તેનો સર્વથા નાશ થશે.[૭] માટે હે પાર્થ! તારા મનમાંથી સંશયને સર્વથા નિર્મૂલ કરવાને જલદીથી તત્પર થા.[૮] સંજય, ધૃતરાષ્ટ્ર રાજા પ્રત્યે બોલે છેઃ-હે રાજા સાંભળ! જ્ઞાનીજનોના જનક, જ્ઞાનદીપ શ્રીકૃષ્ણ ભગવાન તે આવી રીતે મહા કૃપા કરી, અર્જુન પ્રત્યે બોલ્યા હતા.[૯] હવે અર્જુન આ સર્વ પૂર્વાપર કથા વિષે વિચાર કરી સમયોચિત પ્રશ્ન કરશે.[૧૦] હવે તે કથાની સંકલના અભિપ્રાયની શોભા અને રસની મધુરતા વર્ણવવામાં આવશે.[૧૧] જેના શબ્દમાધુર્યપરથી જાણે આઠે રસ ઓવારી નાંખીએ! અને જે સજ્જનોની બુદ્ધિનું આ જગત્‌માં વિશ્રાંતિ સ્થાન છે.[૧૨] જે શબ્દોમાંથી શાંત રસનો ઝરોજ ફુટનાર છે અને જે સમુદ્ર કરતાં પણ ગંભીર હોઇ અર્થપૂર્ણ છે તે શબ્દો શ્રવણ કરો.[૧૩] જે પ્રમાણે સૂર્યબિંબ બગલમાં સમાઇ જાય એવડોજ લાગે છે, પરંતુ તેનો પ્રકાશ ત્રિભુવનમાં સુદ્ધાં સમાઈ શકતો નથી; તે પ્રમાણે આ શબ્દોના અર્થની વ્યાપ્તિ અતિ વિસ્તૃત છે.[૧૪] જે પ્રમાણે કલ્પવૃક્ષ કામીજનોની કામના પરિતૃપ્ત કરે છે, તે પ્રમાણે આ શબ્દો સર્વ ઇચ્છા પૂર્ણ કરવાને સમર્થ છે. માટે એ પ્રત્યે લક્ષ આપો.[૧૫] હે શ્રોતાજનો! તમને એ શિવાય વિશેષ શું કહેવું? તમે જાણોજ છો, એટલે એકાગ્ર મન કરી બરાબર લક્ષ આપવું એજ મારી વિનંતિ છે.[૧૬] જે પ્રમાણે એકાદ સ્ત્રી સુંદર, ગુણવાન અને કુલશીલવતી હોવાથી પતિવ્રતા હોય છે; તે પ્રમાણે આ કથનની પદ્ધતિપરથી, તેમાં સર્વ અલંકાર અને શાંતિ સ્પષ્ટ દેખાય છે.[૧૭] મૂળમાં તો ખાંડપર પ્રીતિ અને વળી તે ઔષધના અનુપાનમાં આપવામાં આવી; એટલે પછી તેને આનંદપૂર્વક વારંવાર શા માટે ન ખાવી?[૧૮] મલયગિરિ ઉપર સુગંધી અને મંદ પવન વાતો હોય તેમાં વળી અમૃતની મિષ્ટતા ભળી અને સૌભાગ્યવશાત્ તેમાંથી પંચમ સુર જેવો મધુરો નાદ નીકળવા લાગ્યો.[૧૯] તો તે વાયુના સ્પર્શથી જે પ્રમાણે સર્વ અંગ શીતળ થઈ જાય છે, તેમાંની મિષ્ટતાથી જીંન્હાને સંતોષ થાય છે, અને તેમાંનો મધુર સ્વર સાંભળવાથી, કાનને તૃપ્તિ થાય છે.[૨૦] તેજ પ્રમાણે આ કથા સાંભળવાથી શ્રવણેંદ્રિયને પરમ સંતોષ થશે; અને સંસાર દુઃખોથી કાંઇ પણ વિકાર ઉત્પન્ન ન કરતાં, આપોઆપ તેનો નાશ થઈ જશે.[૨૧] જો મંત્રથીજ શત્રુનો નાશ થતો હોય તો પછી કમ્મરમાં કટાર શા માટે બાંધવી? તેમજ જો દૂધ સાકરથીજ રોગની નિવૃત્તિ થતી હોય તો પછી કડવા લીમડાનું સેવન શા માટે કરવું?[૨૨] તેજ પ્રમાણે મનને જીતવાની આવશ્યકતા રહેતી નથી. ઇંદ્રિયોનું દમન કરવું પડતું નથી; પરંતુ આ કથાના શ્રવણમાંજ પ્રત્યક્ષ મોક્ષ રહેલો છે.[૨૩] માટે નિવૃત્તિદાસ જ્ઞાનદેવ કહે છે કે તમારા મનમાં જેટલી ઉત્કંઠા હોય તેટલી ઉત્કંઠાથી આ ગીતાર્થને શ્રવણ કરો.[૨૨૪]



# पंचम अध्याय.

अर्जुन उवाच। संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि ।
यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् ॥ १ ॥

**શ્લોકાર્થઃ**—અર્જુન કહે છેઃ-હે કૃષ્ણ! તમે એકવાર કર્મસંન્યાસની પ્રશંસા કરો છો, અને વળી પુનઃ કર્મયોગની પ્રશંસા કરો છો, ત્યારે એ ઉભયમાં જે એક કલ્યાણકારક હોય તે નિશ્ચયપૂર્વક મને કહો. (૧)

**ઓવી અર્થઃ**—પછી અર્જુન શ્રીકૃષ્ણ પ્રત્યે બોલ્યાઃ-અહો! આ તે તમારૂં બે મોઢાંનું બોલવું કેવું? તમે કોઇ પણ એક નિશ્ચિત વાત કરશો તો તે સંબંધે અંતઃકરણપૂર્વક વિચાર કરવામાં આવશે.[1] સર્વ કર્મનો ત્યાગ કરવો એમ તમેજ પૂર્વે વારંવાર કહ્યું છે અને હવે કર્મ કરવા માટે પુનઃ આગ્રહ શા માટે કરો છો?[2] હે અનંતસ્વરૂપ! આવું તમારૂં દ્વિઅર્થી કથન, મારા જેવા અજ્ઞાન મનુષ્યથી જોઇએ તેવી રીતે સમજી શકાતું નથી.[3] માટે હે દેવ! એક તત્ત્વનો બોધ આપવાની ઇચ્છા હોય તો એકજ માર્ગ બતાવો, અન્ય માર્ગ બતાવવાની શી જરૂર છે?[4] આટલાજ માટે મેં પૂર્વે આપને વિનંતિ કરી હતી કે, પરમાર્થનો બોધ ગૂઢાર્થમાં આપશો નહિ;[5] પરંતુ હે દેવ! તે ભૂતકાળની વાત રહેવા દો, અને પ્રસ્તુત ઉભય માર્ગ પૈકી ઉત્તમ માર્ગ કયો? તે મને સ્પષ્ટ રીતે સમજાવો.[6] જે માર્ગ અંતપર્યંત સંગે રહી અચૂક ફળનિષ્પત્તિ કરી શકે એવો હોય અને આચરવાને સુલભ હોય તે માર્ગ બતાવો.[7] જે પ્રમાણે સગવડકારક અને સુખાવહ વાહન હોય તો, નિદ્રાનો ભંગ ન થતાં પુષ્કળ માર્ગક્રમણ થઇ શકે છે; તે પ્રમાણે સુલભ માર્ગ હોય તો વધારે અનુકૂળ થઈ પડે, માટે મને તેવો માર્ગ કહી બતાવો.[8] આ પ્રમાણે અર્જુનનું કહેવું સાંભળ્યા પછી શ્રીકૃષ્ણદેવ મનમાં અતિ પ્રસન્ન થયા, અને પરમોત્સાહપૂર્વક અર્જુન પ્રત્યે બોલ્યા—તું કહે છે તેવો માર્ગ તને બતાવું છું.[9] સાંભળ! જ્ઞાનેશ્વર કહે છે કે-જે પ્રારબ્ધવાન પુરૂષને કામધેનુ જેવી માતા મળે છે તેને રમવા માટે ચંદ્ર સુદ્ધાં મળશે.[10] વળી ઉપમન્યુપર શ્રી શંકર પ્રસન્ન થઈ ગયા; ત્યારે તેમણે તેને તેની ઇચ્છા પ્રમાણે દૂધભાતને બદલે ક્ષીરસમુદ્ર નહોતો આપી દીધો?[11] તેજ પ્રમાણે ઔદાર્યના ભંડારરૂપ શ્રીકૃષ્ણ પરમાત્મા તે અર્જુનને પ્રાપ્ત થયા, તો તેને સુખનું કેન્દ્ર કેમ ન હોય?[12] કિંવા શ્રી લક્ષ્મીકાંત જેવો જેનો સ્વામી હોય, તે પોતાની ઇચ્છા પ્રમાણે વસ્તુ માગે, એમાં શું આશ્ચર્ય?[13] માટે અર્જુને જે જે માગ્યું તે તે સુપ્રસન્ન વદને શ્રીકૃષ્ણે આપ્યું. તે સંબંધી વિસ્તાર હવે થાય છે.[14]

श्री भगवानुवाच। संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।
तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥ २ ॥

**શ્લોકાર્થઃ**—શ્રી ભગવાન કહે છેઃ-કર્મસંન્યાસ અને કર્મયોગ એ ઉભય મોક્ષદાયક છે; પરંતુ તે ઉભયમાં કર્મ સંન્યાસ કરતાં કર્મયોગ શ્રેષ્ઠ છે. (૨)

**ઓવી અર્થઃ**—ભગવાન કહે છેઃ-હે કુંતી સુત! ખરેખરો વિચાર કરી જોતાં કર્મયોગ અને કર્મત્યાગ એ બન્ને મોક્ષદાયકજ છે.[15] તથાપિ જે પ્રમાણે સ્ત્રી અને છોકરાંને જલાશયો તરી જવાને નાવ એક સુલભ સાધન થઈ પડે છે; તે પ્રમાણે જ્ઞાની અને નિર્બોધ એ સર્વેને સંસાર રૂપી સમુદ્ર તરી જવાને માટે કર્મયોગ એ ખરેખર સુલભ સાધનજ થઇ પડે છે.[16] સારાસાર વિચાર કરતાં માલમ પડે છે કે આ યોગજ સુલભ છે. અને એનું

આચરણ કરતાં અનાયાસે કર્મત્યાગનું ફળ મળે છે.[૧૭] આજ કારણથી હું તને કર્મ સંન્યાસ કરનારનાં લક્ષણો કહી બતાવીશ. એટલે કર્મયોગ અને સંન્યાસયોગ એ ઉભય એકજ છે, એવી તને સહજ ખાતરી થશે.[૧૮]

**ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न कांक्षति ।**
**निर्द्वन्द्वो हि महाबाहो सुखं बंधात्प्रमुच्यते ॥ ३ ॥**

શ્લોકાર્થઃ—હે અર્જુન ! જે પુરૂષ કોઇનો દ્વેષ કરતો નથી, તથા અભિલાષ ધરતો **નથી તેને નિત્ય સંન્યાસી જાણજો; કારણ કે તે દ્વંદ્વરહિત થઈ સંસાર બંધનમાંથી સુખેથી મુક્ત થાય છે. (૩)**

**ઓવી અર્થઃ**—જે ગઇ ગુજરીનું સ્મરણ કરતો નથી અને કોઈ વસ્તુ ન મળે તો તેની ઇચ્છા કરતો નથી; જે મેરૂ પર્વતની પેઠે અંતરમાં સ્થિર હોય છે;[૧૯] અને હે પાર્થ ! જેના અંતઃકરણમાં હું અને મારૂં એવી સ્મૃતિ પણ રહેતી નથી; તે નિત્ય સંન્યાસી છે; એમ તું જાણ.[૨૦] જેના મનની સ્થિતિ આવી થઈ ગઇ છે, જેને વિષયેચ્છા છોડી ગઇ છે, તથા જે નિઃસંગ થયો છે. તેનેજ અખંડ સુખની પ્રાપ્તિ થાય છે.[૨૧] આવા માણસોને ગૃહાદિક છોડવાની કાંઇ જરૂર નથી; કારણ કે તેના મનમાં એવી પૂર્ણ ભાવના હોય છે કે, આ વસ્તુઓની સાથે મારે લેશ પણ સંબંધ નથી.[૨૨] અગ્નિ બુઝાઇ ગયા પછી શેષ રહેલી રાખ રૂમાં પણ રાખી શકાય છે.[૨૩] તે પ્રમાણે જેની બુદ્ધિને હું કર્ત્તા છું, એવો વિકાર થતો નથી; તે સંસારમાં રહ્યા છતાં, કર્મબંધનથી ગ્રસ્ત થતો નથી.[૨૪] માટે જ્યારે મનની કલ્પના નષ્ટ થાય છે ત્યારેજ સંન્યાસ સાધ્ય થઈ શકે છે. અને આ કારણથીજ કર્મત્યાગ તથા કર્મયોગ એ બન્ને સમાન છે.[૨૫]

**सांख्ययोगौ पृथग्बालाः प्रवदंति न पंडिताः ।**
**एकमप्यास्थितः सम्यगुभयोर्विंदते फलम् ॥ ४ ॥**

શ્લોકાર્થઃ—સાંખ્યયોગ (કર્મસંન્યાસ) તથા કર્મયોગ એ ઉભય ફળદૃષ્ટિથી ભિન્ન **છે એમ અજ્ઞાનીઓ કહે છે; પરંતુ જ્ઞાનીઓ તેમ કહેતા નથી. કારણ કે ઉભય પૈકી એકનું પણ અનુષ્ઠાન ઉત્તમ રીતે કરવામાં આવે, તો તે કરનારાને બન્ને યોગનાં ફળ મળે છે. (૪)**

**ઓવી અર્થઃ**—તે શિવાય હે પાર્થ ! જે સર્વથૈવ અજ્ઞાન છે, તે જ્ઞાનયોગ અને કર્મયોગની વ્યવસ્થા શી રીતે સમજી શકશે ?[૨૬] સ્વાભાવિક અજ્ઞાનને લીધે, તેઓ એમ બોલે છે કે આ બન્ને યોગ જુદા છે, પણ વસ્તુતઃ દીપકના પ્રકાશ કાંઇ ભિન્ન ભિન્ન હોય છે ?[૨૭] તથાપિ આ પ્રકારે જેણે સમ્યગ્ જ્ઞાનદ્વારા પરબ્રહ્મરૂપના તત્ત્વને જાણ્યું છે, તે આ બન્ને યોગ એકજ છે એમ માને છે.[૨૮]

**यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।**
**एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥ ५ ॥**

શ્લોકાર્થઃ—જે પદ સાંખ્યોને મળે છે, તેજ પદ યોગીઓને પણ મળે છે; માટે સાંખ્ય **તથા યોગ એ ફળદૃષ્ટયા એકજ છે; એમ જે સમજે છે તેજ ખરો જ્ઞાની છે. (૫)**

**ઓવી અર્થઃ**—અને જ્ઞાનયોગદ્વારા જે પ્રાપ્ત થાય છે, તેજ કર્મયોગદ્વારા પણ મળે છે; માટે આ પ્રકારે એ ઉભયમાં સાહજિક ઐક્યજ છે.[૨૯] જુઓ, આકાશ અને પોલાણમાં જેમ ભેદ નથી; તેમ જ્ઞાનયોગ અને કર્મયોગમાં પણ ભિન્નત્વ નથી.[૩૦] જે જ્ઞાનયોગ અને કર્મયોગમાં ભિન્નભાવ જોતો નથી, તેજ આ જગત્‌માં પ્રકાશ જુએ છે. (જ્ઞાન પ્રાપ્ત કરે છે) અને આત્મસ્વરૂપ પણ તેજ જુએ છે.[૩૧]

संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।
योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥ ६ ॥

શ્લોકાર્થઃ—હે મહા બાહો ! કર્મયોગ આચરવા શિવાય કર્મસંન્યાસ પ્રાપ્ત કરી લેવો મહા દુર્ઘટ છે. કર્મયોગયુક્ત મુનિને સંન્યાસ ત્વરિત પ્રાપ્ત થાય છે. ( ૬ )

ઓવી અર્થઃ—હે પાર્થ ! જે કર્મમાર્ગથી મોક્ષરૂપી પર્વતપર ચઢે છે, તે તે પર્વતના બ્રહ્મરૂપી શિખરપર ત્વરિતજ પહોંચે છે.[૩૨] અને જે કર્મમાર્ગનું આચરણ કરતો નથી; તે જ્ઞાનપ્રાપ્તિને માટે વ્યર્થ ફાંફાં મારે છે; પરંતુ તે તેને પ્રાપ્ત થતું નથી.[૩]

योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेंद्रियः ।
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥ ७ ॥

શ્લોકાર્થઃ—જે કર્મયોગીઓનાં અંતઃકરણ શુદ્ધ થયાં છે, જેણે દેહ અને ઇંદ્રિયો સ્વાધીન રાખી છે અને જેનો આત્મા, સર્વ ભૂતોનો આત્મા બની ગયો છે; તે પુરૂષો કર્મ કરે છે, તોપણ તેથી બદ્ધ થતા નથી. ( ૭ )

ઓવી અર્થઃ—જેણે પોતાનું મન ભ્રાંતિમાંથી છોડવી તથા ગુરૂવાકયથી શુદ્ધ કરી આત્મસ્વરૂપમાં લીન કીધું છે;[૩૪] જ્યાં સુધી મીઠું સમુદ્રમાં પડયું નથી, ત્યાં સુધી તે ભિન્ન હોઇ નાનું દેખાય છે; પરંતુ સમુદ્રમાં પડતાંની સાથેજ તે સમસ્ત સમુદ્રમાં પ્રસરી જાય છે.[૩૫] તેજ પ્રમાણે જેનું મન સંકલ્પ વિકલ્પમાંથી નીકળી બ્રહ્મસ્વરૂપમાં ભળી ગયું છે, તેનું મન એકદેશીય દેખાય છે, તોપણ તેથી ત્રિભુવન વ્યાપ્ત હોય છે[૩૬] પછી તેનામાં 'હું કર્ત્તા' 'આ કર્મ' તથા 'મારે અમુક કાર્ય કરવાનું છે' આવા વિચારોનો સ્વભાવતઃ અભાવજ થઇ જાય છે; અને લોકદૃષ્ટ્યા જો કે તે સર્વ કર્મો કરે છે, તોપણ વાસ્તવમાં તો તે ન કર્યા સમાનજ છે.[૩૭]

नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् ।
पश्यन्शृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपन्श्वसन् ॥ ८ ॥

प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।
इंद्रियाणींद्रियार्थेषु वर्तंत इति धारयन् ॥ ९ ॥

શ્લોકાર્થઃ—યોગયુક્ત થયેલા તત્ત્વવેત્તા સ્વતઃ જોતો, સાંભળતો, સ્પર્શ કરતો, ગંધ લેતો, ખાતો, ગમન કરતો, નિદ્રા લેતો, શ્વાસોચ્છ્વાસ ક્રિયા કરતો, બોલતો, મળ શુદ્ધિ કરતો, ગ્રહણ કરતો, તથા આંખનાં પાંપણ ઉઘાડ ઢાંક કરતો હોવા છતાં 'ઇંદ્રિયો પોતપોતાનાં કાર્યમાં પ્રવૃત્ત થાયજ છે' એમ નિશ્ચયપૂર્વક સમજી 'હું કાંઇજ કરતો નથી' એમ માને છે. (૮-૯)

ઓવી અર્થઃ—કારણ કે હે પાર્થ ! તેને પોતાની દેહમાં 'હું પણા' નું સ્મરણજ રહેતું નથી તો પછી 'હું કર્ત્તા છું' એવું અભિમાન તેને ક્યાંથી હોય ?[૩૮] આ પ્રમાણે શરીરનો ત્યાગ કરેલો ન હોવા છતાં તે યોગયુક્ત પુરૂષના અંગમાં નિરાકાર બ્રહ્મના ગુણો દ્રગ્ગોચર થાય છે.[૩૯] બાકી ઇતર મનુષ્યોની પેઠે તે પણ શરીરધારી હોય છે, અને સર્વ વ્યાપાર કરતો નજરે પડે છે.[૪૦] તે નેત્રથી જુએ છે, કાનથી સાંભળે છે, તોપણ શરીરભાવમાં લિપ્ત થતો નથી. વળી ચમત્કાર તો જો![૪૧] તે સ્પર્શ થયેલો સમજી શકે છે, તે નાકદ્વારા વાસ લે છે અને તેને સમયોચિત ભાષણ કરતાં પણ આવડે છે;[૪૨] તે ભોજન પ્રાશન કરે છે, નાંખવાનું નાંખી દે છે, ઊંઘ આવતાં સુખેથી નિદ્રા લે છે.[૪૩] પોતાની ઇચ્છા પ્રમાણે ચાલે છે, તેમજ જે જે વખત જે જે કર્મો કરવાનાં હોય તે કરે છે.[૪૪] એક એક કાર્ય તે શું ગણી બતાવું ? શ્વાસોચ્છ્વાસ ક્રિયા

કરવી, આંખ મીંચવી, ઉઘાડવી ઇત્યાદિ,[૪૫] સર્વ ક્રિયાઓ તે કરતો માલૂમ પડે છે; પરંતુ હે પાર્થ ! તે કાંઇ આ સર્વ ક્રિયાઓ આત્માનુભવના બળથી કરતો નથી.[૪૬] જ્યારે તે ભ્રાંતિરૂપી શય્યામાં ઊંઘતો હતો, ત્યારે તે સ્વપ્નસુખમાં ભૂલ્યો હતો, પરંતુ હવે તેને બ્રહ્મજ્ઞાનરૂપી જાગૃતિ આવી છે, માટે હવે તે કર્ત્તા રહ્યો નથી.[૪૭]

**ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः ।**
**लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥ १० ॥**

**શ્લોકાર્થઃ—જે મનુષ્ય ફળની ઈચ્છા ત્યાગી સર્વ ક્રિયા બ્રહ્માર્પણ બુદ્ધિથી કરે છે, તે કમળપત્ર જેમ પાણીમાં હોવા છતાં ભીંજાતું નથી તેમ ( કર્મ કરતો હોવા છતાં તજ્જન્ય ) પાપોથી લિપ્ત થતો નથી. (૧૦)**

**ઓવી અર્થઃ**—હવે બ્રહ્મના અનુષંગથી ઇંદ્રિયો પોતપોતાના વિષયમાં પ્રવૃત્ત થાય છે.[૪૮] દીપકના પ્રકાશથી જે પ્રમાણે ઘરનો સર્વ વ્યવહાર ચાલે છે; ( પરંતુ સ્વતઃ દીપક તેથી અલિપ્ત હોય છે) તે પ્રમાણે જ્ઞાનીઓ પોતાનાં કર્મો કરે છે; ( પરંતુ )[૪૯] જે પ્રમાણે કમળ જળમાં હોવા છતાં ભીંજાતું નથી તે પ્રમાણે જ્ઞાની સર્વ કર્મો કરતો હોવા છતાં પણ કર્મબંધનોથી સપડાતો નથી.[૫૦]

**कायेन मनसा बुद्ध्या केवलैरिंद्रियैरपि ।**
**योगिनः कर्म कुर्वंति संगं त्यक्त्वात्मशुद्धये ॥ ११ ॥**

**શ્લોકાર્થઃ—યોગી કેવળ આત્મશુદ્ધિને માટે શરીર, મન, બુદ્ધિ અને ઇંદ્રિયોનાં કર્મો સુદ્ધાં ફલાસક્તિ છોડીને કરે છે. (૧૧)**

**ઓવી અર્થઃ**—જ્યાં બુદ્ધિનું નામ નિશાન હોતું નથી, અને જ્યાં મનનો અંકુર ફુટી પણ શકતો નથી એવો જે વ્યાપાર તે 'દેહ વ્યાપાર' છે.[૫૧] આ કરતાં પણ વિશેષ સ્ફુટ કરીને સમજાવું છું તે સાંભળ ! જે પ્રમાણે નાનાં બાળકના વ્યાપાર મન કિંવા બુદ્ધિના અભાવ સહિત થાય છે; તે પ્રમાણેજ યોગીઓના દેહવ્યાપાર પણ થાય છે.[૫] આ પ્રકારે પંચતત્વથી બનેલું શરીર જ્યારે નિદ્રાગ્રસ્ત હોય છે; ત્યારે મન સ્વપ્નમાં હોય તેની પેઠે એકલુંજ વ્યાપાર કરે છે.[૫૩] હે અર્જુન ! વળી આ એક બીજો ચમત્કાર સાંભળ; વાસનાની વ્યાપ્તિ એટલી બધી છે કે તે દેહને ખબર ન પડવા દેતાં, તેની પાસે સુખ દુઃખ ભોગવાવે છે.[૫૪] ઇંદ્રિયોને જ્ઞાન થયા વિના જે વ્યાપાર થાય છે, તેનેજ માત્ર મનનો વ્યાપાર જાણવો.[૫૫] યોગી લોકો આ મનોવ્યાપાર પણ કરે છે, પરંતુ તેઓ કર્મથી બંધાતા નથી. કારણ કે તેમણે અહંકારનો ત્યાગ કરેલો હોય છે.[૫૬] જે વખતે એકાદ મનુષ્યનું મન ભ્રમિષ્ટ થયેલું હોય છે, કિંવા ભૂતનું વળગણ વળગેલું હોય છે, ત્યારે ઇંદ્રિયોના સર્વ વ્યાપાર અવ્યવસ્થિત હોય છે. ( આ અવ્યવસ્થા સાથે મન અને બુદ્ધિને લેશ પણ સંબંધ નથી. કારણ કે જ્યારે ભ્રમનો નાશ થાય છે ત્યારે તેને તેનું સ્મરણ પણ રહેતું નથી.)[૫૭] સામે આવેલા માણસને તે દેખી શકે છે; કોઇ હાંક મારે તો તે સાંભળી શકે છે; તથા સ્વતઃ બોલી શકે છે, પરંતુ તેનામાં જ્ઞાનનો અભાવ હોય છે. (તેનું ચિત્ત સ્વસ્થાન પર હોતું નથી.)[૫૮] અસ્તુ ! તત્ત્વાર્થ એ છે કે જે જે કર્મો નિષ્કારણ હોય છે તે તે ફક્ત ઇંદ્રિયોનાં કર્મોજ હોય છે એમ તું સમજ.[૫૯] શ્રી કૃષ્ણ અર્જુનને કહે છે કે આ વિના જે કર્મો જ્ઞાનપૂર્વક કરવામાં આવે છે, તે સર્વે બુદ્ધિનાં કર્મો છે એમ તું સમજ.[૬૦] યોગી બુદ્ધિને આગળ કરી મનદ્વારા કર્મનું આચરણ કરે છે; પરંતુ તે બ્રહ્મભાવમાં તલ્લીન અને કર્માતીત હોવાથી મુક્ત હોય છે.[૬૧] કારણ કે બુદ્ધિથી લઇને

દેહ પર્યંત તેને અહંકારની સ્મૃતિ સુદ્ધાં હોતી નથી. માટે તે કર્મ કરતો હોવા છતાં પણ શુદ્ધ છે.[૬૨] 'કર્મનો કર્ત્તા હું છું' એવી ભાવના ન રાખતાં જે કર્મ કરે છે, તે નિષ્કર્મ છે એવું ગુરૂદ્વારા પ્રાપ્ત થતું તત્ત્વ તે જાણે છે.[૬૩] જે શબ્દોથી પ્રતિપાદન થઈ શકતું નથી તે મેં કહ્યું, તેથી શાંતિરસ એટલો વધી પડ્યો છે કે તેનું પાત્ર ઉભરાઇ ગયું છે અને તે બહાર ઢોળાઈ જાય છે.[૬૪] એ શાંતિરસ સાંભળવાને અધિકારી કોણ છે? ઇંદ્રિયદ્વારા પ્રાપ્ત થનારાં નાશવંત સુખમાં તૃપ્તિ મળવારૂપી દારિદ્રય જેનું નષ્ટ થયું છે, એવો જે વૈરાગ્યસંપન્ન છે તેજ.[૬૫] (પછી શ્રોતાઓ જ્ઞાનેશ્વરને કહે છે) "અરે આ વિષય તો પૂરો કરો. કથાની સંકલના તોડી ન નાંખો.[૬૬] મનથી સમજવું જે કઠિન છે અને વિચાર કરવા છતાં પણ જે બુદ્ધિને પ્રાપ્ત થતું નથી, તે તત્ત્વ દૈવની અનુકૂલતાથી તમે અમને કહ્યું.[૬૭] જે બોલી શકાતું નથી તે જ્યારે શબ્દોદ્વારા વ્યક્ત થયું, ત્યારે હવે બીજું શું જોઇએ? પરંતુ એ વાત હવે રહેવા દઇ કથા કહી સંભળાવો."[૬૮] શ્રોતાઓની આવી ઉત્કટ ઇચ્છા જોઇને નિવૃત્તિદાસ જ્ઞાનેશ્વર બોલ્યા–જે બે જણનો સંવાદ તમે આટલી વાર સુધી સાંભળ્યો. તે વિષે મનન કરી પુનઃ તેજ સાંભળો.[૬૯] પછી શ્રી કૃષ્ણ પાર્થ પ્રત્યે બોલ્યા–પૂર્ણ બ્રહ્મનિષ્ઠને ઓળખવાનાં ચિન્હો કેવાં છે, તે હું કહું છું; બરાબર લક્ષ આપ.[૭૦]

**युक्तः कर्मफलं त्यक्त्वा शांतिमाप्नोतिनैष्ठिकीम् ।**
**अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते ॥ १२ ॥**

**શ્લોકાર્થઃ—આત્મનિષ્ઠ પુરૂષ કર્મફળનો ત્યાગ કરી ચિરશાંતિ મેળવે છે; અને આત્મનિષ્ઠ ન હોય એવો પુરૂષ વાસનાથી પ્રેરિત થઈ ફલાસક્ત થવાથી બદ્ધ થાય છે. (૧૨)**

**ઓવી અર્થઃ**—જો જે આત્મજ્ઞાનથી પરિપૂર્ણ ભરેલો હોય છે અને કર્મફલ ઉપરથી જેની સંપૂર્ણ આસક્તિ ઉઠી ગઈ હોય છે; તેને આ જગતમાં ઘેર બેઠાંજ શાંતિ વરમાળા આરોપે છે.[૭૧] હે અર્જુન! અન્ય જે સંસારી હોય છે, તે કર્મ બંધનોનેયોગે અભિલાષ ગાંઠથી ફલોપભોગની ખુંટી સાથે સજ્જડ બંધાઇ જાય છે.[૭૨]

**सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी ।**
**नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥ १३ ॥**

**શ્લોકાર્થઃ—પરમાર્થ જ્ઞાનયુક્ત પુરૂષ મનથી સર્વ કર્મોનો ત્યાગ કરીને આ નવ દ્વારવાળા દેહરૂપ નગરમાં કાંઇ પણ ન કરતાં તથા કાંઈ પણ ન કરાવતાં આનંદથી રહે છે. (૧૩)**

**ઓવી અર્થઃ**—જે પુરૂષ કર્મફલની ઇચ્છા રાખનારની પેઠેજ સર્વ કર્મો કરે છે, પરંતુ તે કર્મોનો હું કર્ત્તા નથી એમ સમજીને તેનો ત્યાગ કરે છે. તે પુરૂષની યોગ્યતા તે શી વર્ણવવી?[૭૩] તે પુરૂષ જ્યાં જ્યાં દ્રષ્ટિ નાંખે છે ત્યાં ત્યાં સૃષ્ટિ સુખમય બની જાય છે; અને બ્રહ્મજ્ઞાન તો તે કહે ત્યાં સ્થિત રહે છે.[૭૪] માત્ર ફળની ઇચ્છાનો ત્યાગ કર્યો એટલે નવદ્વારયુક્ત દેહમાં હોવા છતાં પણ તે તેમાં ન હોવા બરાબરજ છે; અને તે સર્વ કર્મો કરતો હોવા છતાં પણ તે ન કરવા સમાનજ છે.[૭૫]

**न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।**
**न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥ १४ ॥**

**શ્લોકાર્થઃ—ઇશ્વર જીવનાં કર્મો, તેનું કર્તૃત્વ અને ફળોનો સંબંધ ઉત્પન્ન કરતો નથી, પરંતુ એ સર્વ માયાનો ખેલ છે. (૧૪)**

**ઓવી અર્થ:**—જે પ્રમાણે ઉંડાણમાં જોતાં ઈશ્વર અકર્ત્તા છે, પરંતુ (તેના પર માયાની ઉપાધિનું આરોપણ કીધું એટલે) આ ત્રિભુવનનો વિસ્તાર તેજ કરે છે (એમ દેખાય છે).[૭૬] અને તે કર્ત્તા છે એમ કહેવામાં આવે તોપણ તે કોઈ પણ જાતનાં કર્મથી લિપ્ત થતો નથી. કારણ કે તેની ઉદાસીન વૃત્તિ હોવાથી કોઈ પણ કર્મ તેને સ્પર્શ કરી શકતું નથી.[૭૭] તેની યોગનિદ્રાનો જરા પણ ભંગ થતો નથી, અને તેનું અકર્ત્તાપણું પણ જરા સંકોચાતું નથી; પરંતુ તે મહાભૂતોના પ્રચંડ સમુદાયો ઉત્પન્ન કરી દે છે.[૭૮] ઉંડી તપાસ કરતાં માલૂમ પડે છે કે આ જગતમાં પ્રાણીમાત્રના આત્મામાં તે રહેલો છે. પરંતુ તે કદિ પણ કોઈનો હોતો નથી. અને આ જગત્ ઉત્પન્ન થાય છે તથા લયને પ્રાપ્ત થાય છે તેનું ભાન સુદ્ધાં તેને હોતું નથી.[૭૯]

**नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।**
**अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यंति जंतवः ॥ १५ ॥**

શ્લોકાર્થ:—**ઈશ્વર કોઈનું પાપ અને પુણ્ય પોતાના શિરપર લેતો નથી, પરંતુ જ્ઞાન એ અજ્ઞાનથી આવૃત્ત થયેલું હોવાને લીધે સર્વ જીવો મોહમાં પડે છે. ૧૫**

**ઓવી અર્થ:**—તેની પાસે પાપ અને પુણ્યનો વ્યાપાર હોવા છતાં તે તેને જોતો નથી. એટલુંજ નહિ, પરંતુ તેનો સાક્ષી સુદ્ધાં થતો નથી. તો પછી બીજી તે વાતજ શી કરવી?[૮૦] તથાપિ મૂર્તિ ધારણ કરીને તે દેહની સાથે ખેલે છે (અવતાર ધારણ કરી જગતમાં આવે છે.) પરંતુ આથી પ્રભુનું નિરાકારપણું ખંડિત થતું નથી.[૮૧] તે છતાં પણ હે અર્જુન! તે ઉત્પન્ન કરે છે, પાલન કરે છે અને સંહાર કરે છે, એમ જેઓ બોલે છે તે અજ્ઞાનને લીધે બોલે છે; એમ સમજ.[૮૨]

**ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।**
**तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥ १६ ॥**

શ્લોકાર્થ:—**જેના હૃદયમાંનું અજ્ઞાન આત્મજ્ઞાન દ્વારા નષ્ટ થયું છે, તેનું તે સૂર્ય સમાન ઉજ્વળ જ્ઞાન પર બ્રહ્મનો પ્રકાશ કરે છે. ૧૬**

**ઓવી અર્થ:**—આ અજ્ઞાન જ્યારે સમૂળું નષ્ટ થાય છે, ત્યારે ભ્રાંતિ રૂપી તિમિરનો નાશ થાય છે. આમ થતાંની સાથે ઈશ્વરનું અકર્ત્તાપણું સ્પષ્ટ દેખાઈ આવે છે.[૮૩] આ પ્રકારે ઈશ્વર અકર્ત્તા છે એવી જ્યારે મનની ખાત્રી થાય છે, અને હું (ઈશ્વર) સ્વભાવતઃ મૂળથીજ અકર્ત્તા છું એમ માને છે;[૮૪] અર્થાત્ જ્યારે ચિત્તમાં વિવેકનો પ્રકાશ પડે છે, ત્યારે તેને આ ત્રિલોકમાં ભેદ જણાતો નથી અને તે સ્વાનુભવ દ્વારા સર્વ જગત્ મુક્તજ છે એમ સમજે છે.[૮૫] જ્યારે પૂર્વ દિશામાં સૂર્યોદય થાય છે, એટલે બીજી દિશાઓનું તિમિર પણ નષ્ટ થઈ જાય છે; તે પ્રમાણે ચિત્તમાં વિવેકનો ઉદય થતાં અજ્ઞાન રૂપી અંધકારનો સર્વ સ્થળેથી નાશ થાય છે.[૮૬]

**तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।**
**गच्छंत्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥ १७ ॥**

શ્લોકાર્થ:—**તે પરબ્રહ્મમાંજ જેની બુદ્ધિ રમમાણ થઈ છે, તેજ જેનો આત્મા છે તેનામાંજ જેની પૂર્ણ નિષ્ઠા છે, જે તત્પરાયણ-બ્રહ્મપરાયણ થયા છે અને આત્મજ્ઞાન વડે જેનાં સર્વ પાપો ધોવાઈ ગયાં છે, તે જન્મમરણની ઘટમાળમાંથી મુક્ત થાય છે. (૧૭)**

**ઓવી અર્થ:**—આત્મજ્ઞાનમાં જેની બુદ્ધિ સ્થિર થઈ ગઈ છે અને જે પોતાને બ્રહ્મસ્વરૂપ માને છે. તેમજ જે રાત્રિદિવસ બ્રહ્મપરાયણ થઈને પોતાની બ્રહ્મસ્થિતિ પૂર્ણપણે કાયમ રાખે છે;[૮૭] આવું સર્વવ્યાપક જ્ઞાન જેને પ્રાપ્ત થયું છે, તે સર્વ વસ્તુપર સમદ્રષ્ટિ રાખે છે. એ શું

શબ્દોદ્વારા વ્યક્ત કરીને બતાતવાની આવશ્યકતા છે?[૮૮] આવા પુરૂષો જે પ્રમાણે પોતાને બ્રહ્મસ્વરૂપ માને છે, તે પ્રમાણે સર્વ વિશ્વને બ્રહ્મસ્વરૂપ માને એમાં શું આશ્ચર્ય છે?[૮૯] જે પ્રમાણે સુભાગ્ય સ્હેજ કૌતુકને માટે પણ દારિદ્રયનો અનુભવ લેતું નથી, કિંવા સુવિચાર ભ્રાંતિને ઓળખતો સુદ્ધાં નથી;[૯૦] અથવા સૂર્ય જે પ્રમાણે સ્વપ્નમાં સુદ્ધાં અંધકારના સ્વરૂપને જોતો નથી; કિંવા અમૃત કાનથી પણ મૃત્યુની વાર્તા સાંભળતું નથી.[૯૧] એ તો જાણે ઠીક, પરંતુ ચંદ્ર જે પ્રમાણે ઉષ્ણતા શી વસ્તુ છે? એ સુદ્ધાં જાણતો નથી. તે પ્રમાણે જ્ઞાનીને પ્રાણીમાત્રમાં ભેદ દેખાતો નથી.[૯૨]

**विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।**
**शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥ १८ ॥**

શ્લોકાર્થઃ—જ્ઞાતા-આત્મનિષ્ઠ પુરૂષ વિદ્યાવિનય સંપન્ન બ્રાહ્મણ, ગાય, હાથી, શ્વાન અને ચાંડાલ એ સર્વમાં સમત્વ જુએ છે. (૧૮)

**ઓવી અર્થઃ**—પછી આ મચ્છર છે ને આ ગજરાજ છે, આ બ્રાહ્મણ છે ને આ અત્યંજ આ મારો પુત્ર છે અને આ અન્યનો છે, એવો ભેદભાવ તેનામાં રહેતો નથી.[૯૩] આ ગાય અને આ કુતરો, આ મોટો અને આ નાનો, એવા અદ્વૈતભાવનું સ્વપ્ન સુદ્ધાં અદ્વૈતબોધથી જાગૃત થયેલા પુરૂષને કદિ આવતું નથી.[૯૪] જ્યાં હુંપણું રહ્યું હશે, ત્યાંજ ભેદભાવ દ્રષ્ટિએ પડશે. પરંતુ જ્યાં ભેદભાવ સર્વાંશે નષ્ટ થયો છે, ત્યાં ભિન્નતા શાની હોય?[૯૫]

**इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।**
**निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः॥ १९ ॥**

શ્લોકાર્થઃ—જેનું મન સમત્વમાં સ્થિર થયું છે, તે આ લોકમાંજ જન્મ અને મરણને જીતી લે છે; બ્રહ્મ દોષરહિત અને સમ હોવાથી ઉક્ત પુરૂષ બ્રહ્મમાં સ્થિત થાય છે. (૧૯)

**ઓવી અર્થઃ**—નિરંતર જેની દ્રષ્ટિ સર્વત્ર સમાન છે, તે સ્વતઃજ અદ્વિતીય બ્રહ્મ છે; અને પોતાને અદ્વય બ્રહ્મ માનવું, એ સમદ્રષ્ટિનું ઉત્તમ લક્ષણ છે.[૯૬] જેણે વિષયસંગ છોડયો નથી અને ઇંદ્રિયોને દંડ પણ કીધો નથી; અને સંપૂર્ણ ભોગ ભોગવવા છતાં વાસના વિરહિત થઈ અકર્ત્તૃત્વનો અનુભવ લીધો છે;[૯૭] જેણે લોકાશ્રયથી વર્તી સર્વ લૌકિક વ્યવહાર આચરી લૌકિક દશામાં રહેલા અજ્ઞાનનો પરિત્યાગ કર્યો છે.[૯૮] તે પુરૂષ, પિશાચ જે પ્રમાણે સર્વ લોકમાં હોવા છતાં દેખાતો નથી; તે પ્રમાણે શરીરધારી હોવા છતાં લોકોથી ઓળખાતો નથી.[૯૯] અસ્તુ! પવન વડે પાણી ઉછાળા મારે છે, પરંતુ તેને જે પ્રમાણે બીજા લોકો પાણીથી ભિન્ન 'તરંગ' એવું નામ આપે છે.[૧૦૦] તે પ્રમાણે જેનું મન સર્વત્ર સમતાને પ્રાપ્ત થયું છે, તેનું શરીર અને નામ બીજા લોકોના જેવુંજ હોય છે, તથાપિ તે સાક્ષાત્ બ્રહ્મજ છે.[૧] ભગવાન કહે છે હે અર્જુન! હવે જે પુરૂષને સમદ્રષ્ટિ થઇ હોય છે, તેનાં લક્ષણો સંક્ષેપમાં કહું છું તે સાંભળ.[૨]

**न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम् ।**
**स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद्ब्रह्मणि स्थितः ॥ २० ॥**

શ્લોકાર્થઃ—જેની બુદ્ધિ સ્થિર થઇ છે, જેનું સર્વ અજ્ઞાન નષ્ટ થયું છે અને જે બ્રહ્મમાં સ્થિર થયો છે, આવો બ્રહ્મવેત્તા પુરૂષ મનગમતા વિષય પ્રાપ્ત થયા છતાં, સુખ માનતો નથી. અને અપ્રિય વસ્તુની પ્રાપ્તિ થતાં દુઃખી થતો નથી. (૨૦)

**ઓવી અર્થઃ**—જે પ્રમાણે મૃગજળના પૂરથી પર્વત ઘસડાઇ જતો નથી; તે પ્રમાણે પ્રિય કિંવા અપ્રિય વસ્તુની પ્રાપ્તિ થતાં જે તેનાથી વિકાર પામતો નથી.[૩] તેજ ખરો સમ-

દૃષ્ટિ છે. શ્રી હરિ કહે છે "હે અર્જુન ! આવો સમદૃષ્ટિનું તત્ત્વ જાણનારો પુરૂષ પોતેજ બ્રહ્મરૂપ છે."[૪]

**बाह्यस्पर्शेष्वसक्तात्मा विंदत्यात्मनि यत्सुखम् ।**
**स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥ २१ ॥**

**શ્લોકાર્થઃ—જે પુરૂષનું મન બાહ્ય વિષયમાં આસક્ત હોતું નથી કે સદા બ્રહ્માનંદમાંજ નિમગ્ન હોય છે, તે બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થઇ અક્ષય સુખ મેળવે છે. (૨૧)**

**ઓવી અર્થઃ**—જે આત્મ સ્વરૂપને છોડી કદિ પણ ઇંદ્રિયાધીન થતો નથી; તે વિષયોનું સેવન ન કરે એમાં આશ્ચર્ય શું હોય ?[૫] આત્મ સુખની પૂર્ણતાને લીધે તેનું અંતઃકરણ સ્વાભાવિક રીતેજ સંતુષ્ટ હોય છે. માટે તે બહાર પગ કાઢતોજ નથી. (ઇંદ્રિયો તરફ તેનું મન વળતું નથી.)[૬] જે ચકોરપક્ષીએ ચંદ્રવિકાસી કમળપત્રમાં ઉત્તમ (ચંદ્ર) કિરણોનું ભોજન કીધું છે; તે શું રેતી પ્રાશન કરશે કે ?[૭] જે આત્મા સ્વરૂપમાંજ લીન થઇ ગયો, તે વિષયોનો સહજ ત્યાગી છે એમ શબ્દો દ્વારા જણાવવાની જરૂર છે કે ?[૮] હવે વિષય સુખમાં કોણ કોણ ફસી જાય છે, તેનો કૌતુકને ખાતર બરાબર વિચાર કરી જો.[૯]

**ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।**
**आद्यंतवंतः कौंतेय न तेषु रमते बुधः ॥ २२ ॥**

**શ્લોકાર્થઃ—કેમકે હે અર્જુન ! જે વિષયોના ભોગ ઇંદ્રિયોને પ્રાપ્ત થાય છે, તે ઉત્પત્તિ અને નાશને આધીન હોવાથી દુઃખનાંજ કારણ છે; માટે જ્ઞાની પુરૂષો તેમાં રમમાણ થતા નથી. ૨૨**

**ઓવી અર્થઃ**—જે પ્રમાણે દરિદ્રી માણસ ક્ષુધા વ્યાપ્ત થવાથી અનાજનાં છોડાં સુદ્ધાં ખાઇ જાય છે. તે પ્રમાણે જેણે આત્મસ્વરૂપનો અનુભવ લીધો નથી, તેજ માણસ ઇંદ્રિયો દ્વારા મળતા સુખમાં રમમાણ થાય છે.[૧૦] કિંવા જે પ્રમાણે તૃષાતુર થયેલાં હરણો ભ્રમથી ખરા પાણીને ભૂલીને મૃગજળની પાછળજ દોડી જાય છે;[૧૧] તે પ્રમાણે જેણે આત્મ સુખનો અનુભવી લીધો નથી, જેને આત્મસુખનો સદોદિત તોટો હોય છે; તેનેજ વિષય સુખ સારૂં લાગે છે.[૧૨] જરા વિચાર કરી જોતાં સ્પષ્ટ રીતે સમજાય છે કે વિષયમાં સુખ છે એ કહેવુંજ યોગ્ય નથી. તથાપિ ક્ષણભર માની લઇએ કે જાણે વિષયમાં સુખ છે; તો પછી વિદ્યુત્‌થી થતા ચમકારાના પ્રકાશથી જગત્‌નો વ્યાપાર શા માટે ન ચાલે ?[૧૩] તુંજ કહે કે જો પવન, વર્ષા અને ઉષ્ણતાનું નિવારણ અભ્રની છાયાથીજ થઈ જાય તો પછી ત્રણ મજલાનાં ઘરો બાંધવાનું પ્રયોજન શું ?[૧૪] માટે વછનાગને જે પ્રમાણે મિષ્ટ કહેવું અજ્ઞાન છે; તે પ્રમાણે વિષયમાં સુખ છે એમ કહેવું એ પણ અજ્ઞાનજ છે.[૧૫] ભૌમગ્રહને 'મંગળ'ની સંજ્ઞાથી ઓળખવામાં આવે છે, પરંતુ વસ્તુતઃ તે મંગળકારક નથી. કિંવા મૃગજળને જળ કહેવામાં આવે છે, પરંતુ તે વાસ્તવિક જળ નથી; તે પ્રમાણે વિષયોપભોગમાં સુખ છે; એમ કહેવું વ્યર્થ છે.[૧૬] હવે આ સર્વ કથન આપણે રહેવા દઈશું; પરંતુ તુંજ કહે કે નાગની ફેણની છાયા ઉંદરને કયાં સુધી સુખવાહ થશે વારૂ ?[૧૭] હે અર્જુન ! ગળની સાથે લગાડેલા માંસને મત્સ્ય જ્યાં સુધી મોં લગાડતું નથી ત્યાં સુધીજ ઠીક છે, તે પ્રમાણે વિષય સુખનો જ્યાં સુધી અનુભવ લીધો નથી ત્યાં સુધીજ સારૂં છે.[૧૮] હે કિરીટી ! જો વિરક્તની દૃષ્ટિથી વિષય સુખને જોવામાં આવે તો તે પાંડુ રોગથી થયેલી પુષ્ટતા જેવું લાગે છે. (પાંડુ રોગી અશક્ત હોવા છતાં પણ પુષ્ટ જેવો દેખાય છે.)[૧૯] માટે વિષયોપભોગમાં જેને સુખ કહેવામાં આવે છે તે આદિથી લઇને અંતપર્યંત દુઃખ દુઃખ અને દુઃખજ છે; એમ તું સમજ. પરંતુ મૂર્ખ જનો એમાં લુબ્ધ રહે છે; કારણ કે તેનું સેવન કરવા શિવાય બીજો માર્ગજ તેમને સૂઝતો નથી.[૨૦] તેઓ તેનું હાર્દ ન સમજવાને લીધે

તેમનાથી વિષયોપભોગમાં ફસીજ જવાય છે. પરૂમાં રહેનારા કીડાને પરૂની ઘૃણા કદિ આવી છે કે ? કહે વારૂ![21] આવાં દુખિતોનું જીવનજ દુઃખ છે, કારણ કે તેઓ વિષય રૂપી કાદવમાંના દેડકા અને વિષયોપભોગરૂપી જળનાં મત્સ્ય છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી તેઓ વિષયસુખનો પરિત્યાગ શી રીતે કરી શકે ?[22] જો વિષય પ્રત્યે જીવ માત્ર વિરક્તિ ધરે, તો જેટલી દુઃખદાયક યોનિઓ છે તે શું વ્યર્થ ન થાય કે ?[23] કિંવા ગર્ભવાસમાં થતાં દુઃખો અને જન્મ મરણનાં કષ્ટોના અવિશ્રાંત પ્રવૃત્તિમય માર્ગમાં પછી કોણ ચાલે ?[24] જો વિષયાસક્ત મનુષ્યો વિષયોપભોગ છોડે, તો પછી મહાદોષોએ કયાં વાસ કરવો? અને પછી 'સંસાર' એ શબ્દ ખોટો નહિ થાય કે ?[25] માટે જે વિષયોદ્વારા થતાં દુઃખનેજ સુખ માને છે, તે સર્વે અજ્ઞાન એ સત્યજ્ઞાન છે એમ લોકોને બતાવે છે.[26] માટે હે અર્જુન ! વિચાર કરીને જોતાં વ્યક્ત થાય છે કે, વિષય સુખ એ અનિષ્ટનું મૂળ છે. માટે તું કદિ ભૂલેચૂકે પણ એ માર્ગે જઇશ માં.[27] કારણ કે જે પુરૂષ વિરક્ત છે, તે વિષયસુખને વિષ સમાન ગણી તેનો ત્યાગ કરે છે અને તે નિસ્પૃહ હોવાથી વિષયોનાં સુખરૂપી દુઃખ તેને પ્રિય લાગતાં નથી.[28]

**शक्नोतीहैव यः सोढुं प्राक् शरीरविमोक्षणात् ।**
**कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥ २३ ॥**

**શ્લોકાર્થઃ—દેહપતન પૂર્વે આ લોકમાંજ જે પુરૂષ કામ ક્રોધથી ઉત્પન્ન થયેલા વેગને સહન કરવાને સમર્થ હોય છે, તેજ યોગી છે અને ખરો સુખી પણ તેજ છે. ( ૨૩ )**

**ઓવી અર્થઃ**—જ્ઞાનીઓના અંતરમાં તો, ખરેખર આ વિષયોની વાત સુદ્ધાં હોતી નથી, કારણ કે તેઓ દેહધારી હોવા છતાં, તેમણે દેહધર્મ પોતાને સ્વાધીન રાખ્યા છે.[29] જેને અંતરમાં આત્મસુખનો લાભ થયો છે, તે વિષયોની વાત સુદ્ધાં જાણતા નથી.[30] પરંતુ આ આત્મસુખનો ઉપભોગ લેવાની રીત જુદી છે. તે એવી છે કે, જેમ પક્ષી ફળપર ચંચુપ્રહાર કરે છે, ત્યારે ત્યાં ભોક્તા, ભોગ્ય વસ્તુ અને ભોગ એ ત્રિપુટી હોય છે. પરંતુ આત્મસુખનો અનુભવ લેનાર તો ભોક્તૃત્વ સુદ્ધાં વિસરી જાય છે.[31] આત્મસુખનો ઉપભોગ લેવાને માટે જે એક પ્રકારની વૃત્તિ ઉત્પન્ન થાય છે, તે અહંકારનો નાશ કરે છે અને પછી દ્રઢતાથી સુખને આલિંગન દે છે.[32] અને તે આલિંગનની ઉત્સુકતામાં પોતેજ સુખરૂપ બની જાય છે. જે પ્રમાણે પાણીમાં પાણી ભળી જવાથી તેમાં ભિન્નતા દ્રષ્ટિગોચર થતી નથી.[33] કિંવા આકાશમાં વાયુ બંધ પડયા પછી આકાશ અને વાયુ એવો ભેદ નષ્ટ થાય છે, તે પ્રમાણે આત્મસુખનો અનુભવ લેનારની વૃત્તિ અને આત્મા એક સ્વરૂપજ થઇ જાય છે. અને તેમાંથી સુખ સુખ અને સુખ શિવાય અન્ય કોઇ પણ વસ્તુની ઉત્પત્તિજ થતી નથી.[34] આ પ્રમાણે જ્યારે દ્વૈતભાવનો નાશ થઇ એકત્વ પ્રાપ્ત થાય છે; ત્યારે આ એકત્વને જાણનાર સાક્ષી તે વળી અન્ય કોણ હોય ?[35]

**योऽन्तःसुखोऽतरारामस्तथांतर्ज्योतिरेव यः ।**
**स योगी ब्रह्म निर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥ २४ ॥**
**लभंते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषाः ।**
**छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥ २५ ॥**

**શ્લોકાર્થઃ—જે યોગી અંતરમાં સુખી છે, જે કૃતકૃત્ય બની આત્મસ્વરૂપમાં સ્થિત થયો છે; અને જેના હૃદયમાં બ્રહ્મનો પ્રકાશ થયો છે; તે બ્રહ્મસ્વરૂપ બની શાંત બ્રહ્મમાંજ નિર્વાણ પામે છે ( ૨૪ ) જેનાં પાપો નષ્ટ થયાં છે; જેનો દ્વૈતભાવ નિર્મૂળ થયો છે; જેણે પોતાનું અંતઃકરણ જીત્યું છે; અને જે સર્વ પ્રાણી માત્રના હિતને માટે તત્પર હોય છે; એવો ઋષિ શાંત બ્રહ્મને પ્રાપ્ત થાય છે. ( ૨૫ )**

ઓવી અર્થઃ—માટે એ સર્વ રહેવા દઇશું. કારણકે (અનુભવ શિવાય) ન બોલી શકાય એવી વાત બોલવાથી શો ફાયદો ? જે સ્વતઃ આત્મસ્વરૂપ હોય છે, તેજ તેનાં લક્ષણો સમજે છે.[૩૬] આવાં સુખથી જે પરિપૂર્ણ હોય છે, અને જે સ્વસ્વરૂપમાં નિમગ્ન થઇને રહે છે; તે મારાં સ્વરૂપમાં મળી ગયા છે અને તેઓ બ્રહ્માનંદના સાક્ષાત્ અવતારજ છે એમ હું સમજુ છું[૩૭] તેઓ આનંદના અંકુર અને આત્મબોધનાં ક્રીડાસ્થાનજ છે.[૩૮] તે વિચારોનું ગામ અને પરબ્રહ્મનો સ્વભાવ છે, એટલુંજ નહિ, પરંતુ તેમના અવયવો બ્રહ્મવિદ્યાના અલંકારોથી વિભૂષિત થયા હોય છે.[૩૯] તેઓ સત્ત્વનું પણ સત્ત્વ છે અને ચૈતન્યનું સ્વરૂપ છે. મહારાજ જ્ઞાનદેવ આવા પુરૂષનું વર્ણન કરવાના પૂર્ણ જોશમાં હતા એટલામાં શ્રીગુરૂ નિવૃત્તિદાસ બોલ્યા, એ વાત હવે રહેવા દે. એવા પુરૂષોનું કેટલુંક વર્ણન કરશે ?[૪૦] તું સાધુ પુરૂષોનું વર્ણન કરવા ાગે છે એટલે તને મુખ્ય કથાનું સ્મરણ પણ રહેતું નથી અને અન્ય પ્રસંગોનું ઉત્તમ પ્રકારે વિશેષ વર્ણન કરે છે.[૪૧] પરંતુ હવે એ વર્ણન રહેવા દે અને ગીતાર્થરૂપી દીપક પ્રટકાવી સાધુ નોના હૃદયમંદિરમાં મંગલદાયક જ્ઞાનનો પ્રકાશ કર.[૪] આ પ્રમાણે નિવૃત્તિદાસ ગુરૂનો ઇસારો થતાં જ્ઞાનદેવજી બોલ્યા–કૃષ્ણ શું બોલ્યા, તેનુંજ વર્ણ . હવે સાંભળો[૪૩] હે અર્જુન ! જેણે આત્મસુખના જળાશયમાં પાતાળ પર્યંત ડુબકી મારી છે, તે ત્યાંજ સ્થિર થઇને આત્મસ્વરૂપ બન્યા છે.[૪૪] કિંવા જે આત્માના નિર્મળ પ્રકાશથી, પોતાની દેહમાંજ વિશ્વને જુએ છે; તે દેહધારી હોવા છતાં પણ પરબ્રહ્મ છે. એમ ખુશીથી માની શકાશે.[૪૫] જે ઇચ્છારહિત હોય છે, તેજ ખરેખરા અત્યુત્તમ, અવિનાશી અને અમર્યાદ એવા બ્રહ્મસુખના અધિકારી થાય છે.[૪૬] આ સુખ મહર્ષિને માટેજ રાખી મુકવામાં આવ્યું હોય છે; વિરક્તને ભાગેજ આ સુખ આવે છે; અને તે નિઃસંદેહ જીવોને માટેજ પરિપકવ થઇ રહ્યું હોય છે.[૪૭]

**कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ।**
**अभितो ब्रह्मनिर्वाणं वर्तते विदितात्मनाम् ॥ २६ ॥**

શ્લોકાર્થઃ—જે કામ ક્રોધરહિત હોય, જેણે પોતાના ચિત્તને સ્વાધીન કર્યું હોય તથા જે આત્મસ્વરૂપને જાણતો હોય, એવો યોગી આ જીવનમાં અને મરણ પછી શાંત બ્રહ્મસ્વરૂપજ હોય છે. (૨૬)

ઓવી અર્થઃ—જેણે પોતાનાં મનને વિષયોમાંથી પરાવૃત્ત કરી તેને જીત્યુ છે; તે જ્યાં નિદ્રિત થાય છે. ત્યાંથી નિઃસંશય પુનઃ જાગૃતાવસ્થામાં આવતા નથી. (તે બ્રહ્મસ્વરૂપ થઇ તેમાંથી પુનઃ દેહભાનને પ્રાપ્ત થતા નથી.)[૪૮] હે પાંડુકુમાર ! તે પુરૂષ આત્મજ્ઞાનીઓનું કારણ જે કૈવલ્ય પદ–પરબ્રહ્મ પદ તેને પ્રાપ્ત થાય છે.[૪૯] તે આવા શી રીતે થાય છે અને દેહમાં રહેવા છતાં બ્રહ્મત્વ શી રીતે પ્રાપ્ત કરે છે, એ પ્રશ્નો તું પૂછશે, માટે હું તને સંક્ષેપમાં તે કહી સંભળાવું છું. સાંભળ ![૫૦]

**स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवांतरे भ्रुवोः ।**
**प्राणापानौ समौ कृत्वा नासाभ्यंतरचारिणौ ॥ २७ ॥**
**यतेंद्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।**
**विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥ १८ ॥**

શ્લોકાર્થઃ—શબ્દાદિક બાહ્ય વિષયોને બહાર રાખી, ભ્રુકુટિમાં દ્રષ્ટિ સ્થાપન કરી, નાસિકામાં સંચાર કરનારા પ્રાણાપાન વાયુને એકત્ર કરી ઇંદ્રિયો, મન તથા બુદ્ધિને પોતાને

**સ્વાધીન કરી ઇચ્છા, ભય તથા ક્રોધને નષ્ટ કરી જે યોગી મોક્ષપરાયણ બને છે તે સદા મુક્તજ હોય છે. ( ૨૭-૨૮ )**

**ઓવી અર્થ:**—વૈરાગ્યની સાહાય્યથી વિષયોને બહાર કાઢી જે અંતરમાં પોતાનું મન એકનિષ્ઠ કરે છે,[૫૧] ઇડાપિંગળાને છોડી સુષુમ્ણામાં પ્રાણ લાવી લલાટચક્રમાં સ્વરૂપ તરફ દ્રષ્ટિ પાછી ફેરવી તેને સ્થિર કરે છે.[૫૨] ડાબા અને જમણા નાસિકાદ્વારમાં શ્વાસને ઘેરી પ્રાણ અને અપાન વાયુને એકત્રિત કરી ચિત્તને ચિદાકાશમાં લાવે છે.[૫૩] પછી ગંગા જે પ્રમાણે રસ્તામાંનાં સારાં માઠાં સર્વ પ્રકારનાં પાણીને ખેંચી જઈ સમુદ્રમાં એક કરી નાખે છે, એ પાણી અલગ કરી શકાતાં નથી.[૫૪] તે પ્રમાણે હે અર્જુન! જ્યારે ચિદાકાશમાં પ્રાણના નિરોધથી મનનો લય થાય છે, ત્યારે વાસનાનો વિચાર આપોઆપ વિલયને પ્રાપ્ત થાય છે.[૫૫] અને ત્યારે જે મનરૂપ પટપર સંસારરૂપી ચિત્ર આલેખાયું હોય છે, તે પટ આપોઆપ ફાટી જાય છે. જે પ્રમાણે સરોવર શુષ્ક થઇ ગયા પછી તેમાં પ્રતિબિંબ દેખાતું નથી.[૫૬] તે પ્રમાણે જ્યાં મનનો સર્વથા નાશ થઇ જાય છે ત્યાં અહંકારાદિ વસીજ શી રીતે શકે? માટેજ જે બ્રહ્માનંદમાં નિમગ્ન હોય છે, તે શરીરધારી હોવા છતાં પણ બ્રહ્મ સ્વરૂપ બની જાય છે.[૫૭]

**भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।**
**सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शांतिमृच्छति ॥ २९ ॥**

**શ્લોકાર્થ:—સર્વ યજ્ઞ અને તપશ્ચર્યાનો ભોક્તા સર્વ લોકનો મહેશ્વર અને સર્વ ભૂતોનો હિતકર્ત્તા એવો જે પ્રભુ તે હુંજ છું. માટે મને જાણે છે તે શાંતિ સુખને પ્રાપ્ત થાય છે. (૨૯)**

**ઓવી અર્થ:**—કેટલાક લોકો જીવંત દશામાંજ બ્રહ્મ થયા હોય છે; એમ હું પૂર્વે કહી ગયો છું, તે આ યોગ માર્ગે ચાલવાથીજ તેવી દશાને પ્રાપ્ત થયા હોય છે.[૫૮] આવા લોકોજ યમનિયમના પર્વતો ઓળંગી જાય છે અને અભ્યાસના સાગર તરી જાય છે.[૫૯] આવા લોકોજ ઉપાધિ રહિત થઇ, પ્રપંચનું ખરૂં સ્વરૂપ સમજી સ્વતઃ સત્ય બ્રહ્મસ્વરૂપ બની જાય છે.[૬૦] આ પ્રમાણે જ્યારે શ્રી કૃષ્ણે યોગયુક્તિ પ્રદર્શિત કરી ત્યારે અર્જુન માર્મિક-જ્ઞાતા હોવાથી તેને પણ ઘણો ચમત્કાર લાગ્યો.[૬૧] અર્જુનની આવી સ્થિતિ જોઈ તેના મનનો ઉદ્દેશ જાણી લઈ શ્રી કૃષ્ણ, પાર્થ પ્રત્યે હાસ્ય વદનથી બોલ્યા—મેં જે તને કહ્યું તે પરથી તારૂં ચિત્ત પ્રસન્ન શા માટે થયું વારૂ? ત્યારે અર્જુને પ્રત્યુત્તર આપ્યો- હે દેવ! અન્ય મનુષ્યના મનના વિચારો જાણી લેનારના આપ રાજા છો માટે આપે મારા મનનો અભિપ્રાય સારી રીતે જાણી લીધો છે. હે દેવ! હું જે આપને વિચારપૂર્વક પૂછવાનો હતો તે આપે અગાઉથીજ જાણી લીધું છે. માટે હવે આપ જે કાંઇ કહો તે વિશેષ સ્પષ્ટતાપૂર્વક કહેજો.[૬૪] બાકી યોગશાસ્ત્રનો જે માર્ગ આપે બતાવ્યો, તે ઉંડા પાણીમાં તરી જવા કરતાં છાછરા પાણીમાંથી જવા જેવો સુલભ છે.[૬૫] વળી જ્ઞાનયોગ કરતાં અષ્ટાંગયોગ અમારા જેવા નિર્બળોને માટે વિશેષ સુગમ છે; પરંતુ તે કાલાવધિએ સાધ્ય થનાર હશે તોપણ ચાલશે.[૬૬] માટે હે દેવ! તે યોગ એકવાર પુનઃ કહી બતાવો. હવે એમ કરતાં વિસ્તાર થશે ખરો પરંતુ તે સાદ્યંત કહી સંભળાવો.[૬૭] ત્યારે શ્રી કૃષ્ણ બોલ્યા-તને જો એ યોગ ઠીક લાગતો હોય, તો તે કહેવામાં મારૂં શું જાય છે? હું તે આનંદથી કહીશ. માટે ખુશીથી સાંભળ.[૬૮] હે અર્જુન! તું જે પ્રમાણે સાંભળે છે, તે પ્રમાણે આચરે છે; વસ્તુસ્થિતિ આવી હોવાથી મારે કહેવામાં ન્યૂનતા શા માટે રાખવી જોઇએ?[૬૯] આ કૃષ્ણાર્જુન સંવાદ પ્રતિ ઉત્પ્રેક્ષા કરી શ્રી જ્ઞાનદેવ મહારાજ બોલ્યા—પ્રથમજ માતાનું (પ્રેમ કરવા તરફ) ચિત્ત અને વળી તેમાં સ્વબાલક નિમિત્ત થયું, એટલે પછી તે સ્નેહની અદ્‌ભુતતા કોણ જાણી શકે?[૭૦] તે સ્નેહથી કારૂણ્યરસની વૃષ્ટિ થઈ કિંવા અદ્‌ભુત

સ્નેહની સૃષ્ટિજ નિર્માણ થઇ, એમ કહીશું તોપણ ચાલશે. અસ્તુ! ભગવાનની કૃપાદ્રષ્ટિનું વર્ણન કરવાનું કોનામાં સામર્થ્ય છે?[૭૧] તે દ્રષ્ટિ અમૃતરસથી પરિપૂર્ણ થઈ? કિંવા પ્રેમરસ પીને ઉન્મત્ત થઇ? કોણ જાણે કેમ થયું? તે અર્જુનના પ્રેમપાશમાં સપડાઇ ગઈ, અને તેમાંથી પુનઃ બહાર નીકળવાની તેનામાં શક્તિ રહી નહિ.[૭૨] આ સંબંધમાં જે જે વિસ્તાર કરીશું તે તે વિષયાંતરની કક્ષામાં મુકાશે તથાપિ શ્રી કૃષ્ણ અને અર્જુન વચ્ચેના સ્નેહનું વર્ણન શબ્દદ્વારા થઈ શકશે નહિ.[૭૩] જે ઇશ્વર સ્વતઃ પોતાનું માપ કરી શકતો નથી તે ઈશ્વરનું સ્વરૂપ અન્ય તે કોણ જાણી શકે? માટે એ સંબંધે વિચાર કરતાં બેસી રહેવાથી શો લાભ?[૭૪] પાછળ જણાવેલા અભિપ્રાયપરથી મને જણાય છે કે, તે અર્જુનપર અત્યંત મોહિત થયો હતો કારણ કે તે અર્જુનને સાંભળવાને માટે આગ્રહ કરે છે.[૭૫] "હે અર્જુન! જે જે પ્રકારે તારા મનને બોધ થાય તે તે પ્રકારે વિનોદ સહિત હું તને યોગમાર્ગ બતાવીશ.[૬] યોગનાં નામો શું શું છે, તેના ઉપયોગ કયા કયા છે, અને તેનું આચરણ કરવાને માટે કોણ કોણ અધિકારી છે.[૭૭] એવી જે જે બાબતો યોગના સંબંધમાં ઉચિત હશે, તે તે હું તને કહી સંભળાવીશ;[૭૮] માટે તું ચિત્ત દઇને સાંભળ. એમ કહી શ્રી હરિએ જે જે વાતો સંભળાવી તેનું વર્ણન આવતા અધ્યાયમાં આવે છે.[૭૯] નિવૃત્તિદાસ જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે દ્વૈતને કાયમ રાખી શ્રીકૃષ્ણે અર્જુનને જે યોગ કહ્યો તે હું સ્પષ્ટ કરીને કહી બતાવું છું.[૧૮૦]

# षष्ठ अध्याय.

(સકલ સંસાર દુઃખ નિવૃત્ત કરનારી જે બ્રહ્મવિદ્યા તે ભાગ્યવાન વ્યતિરિક્ત કોઇને પ્રાપ્ત થતી નથી. આવી સ્થિતિ હોવા છતાં વ્યાસના અનુગ્રહથી યુદ્ધમાં બનતી ઘટના વિષે સંજયને ખબર પડતી હતી અને તે ધૃતરાષ્ટ્રને સર્વ હકીકત કહી સંભળાવતો હતો. હવે યુદ્ધભૂમિમાં શ્રી કૃષ્ણ અને અર્જુન કાંઈ બ્રહ્મવિદ્યા વિષે સંવાદ કરવાના ઉદ્દેશથી ગયા નહોતા. વળી તેમના વચ્ચે આટલો નિકટનો સંબંધ હોવા છતાં અર્જુનને બ્રહ્મવિદ્યાનો ઉપવાસજ હતો. (તે બ્રહ્મવિદ્યાથી અનભિજ્ઞ હતો.) આથી તેને મોહ ઉત્પન્ન થયો અને તે શ્રી કૃષ્ણને શરણે ગયો. આ વખતે અર્જુનના મોહની નિવૃત્તિને અર્થે બ્રહ્મવિદ્યાનું વિવેચન કરવાનો શ્રી કૃષ્ણ ભગવાનને સહજ પ્રસંગ પ્રાપ્ત થવાથી અર્જુનને બ્રહ્મવિદ્યાવિષયક ઉપવાસનાં પારણાં થયાં (તેનો ઉપવાસ મટયો) અને સંજય તથા ધૃતરાષ્ટ્રને બ્રહ્મવિદ્યા શ્રવણનો લાભ અતિથિની પેઠે અનાયાસેજ પ્રાપ્ત થયો.)

પછી સંજય ધૃતરાષ્ટ્ર પ્રત્યે બોલ્યોઃ—હે રાજા! હવે ભગવાન યોગ સંબંધે પોતાનો જે અભિપ્રાય પ્રદર્શિત કરે તે સાંભળો.[૧] સંજય બ્રહ્મવિદ્યા અને પોતાનાં સૌભાગ્યનું મહત્વ ધૃતરાષ્ટ્રની આગળ વર્ણવતાં કહે છે કે—નારાયણે અર્જુનને જ્ઞાનરસનાં પારણાં કરાવ્યાં એવા પ્રસંગે આપણે તો અતિથિજ થયા છીએ.[૨] દૈવનું મહત્ત્વ શી રીતે વર્ણવી શકાય? જે પ્રમાણે તૃષાતુર મનુષ્ય પાણીથી ભરેલું પાત્ર ઓષ્ઠ આગળ લાવે અને મોઢે માંડતાંજ તેને પાણીને બદલે અમૃત મળી જાય,[૩] તથા જે પ્રમાણે હે રાજા! એકાદ મૂલ્યવાન વસ્તુ ખાનગી રીતે સસ્તી કિમ્મતેજ મળી જાય, તેજ પ્રમાણે આજે તમને અને મને પરમાત્મતત્ત્વ પ્રાપ્ત થયું છે. પરંતુ ધૃતરાષ્ટ્ર સંજય પ્રત્યે બોલ્યો—હું તને બ્રહ્મરસને માટે કાંઈ પૂછતો નથી.[૪] આ પરથી સંજયે જાણ્યું કે ધૃતરાષ્ટ્ર રાજાનું મન પોતાના પુત્રની હકીકત સાંભળવાને ઉત્કંઠિત

થયું છે.[5] આથી તે મનમાં વિસ્મિત થયો અને બોલ્યો–રે! રે! આ વૃદ્ધ ધૃતરાષ્ટ્ર પુત્ર-વાત્સલ્યથી કેવળ ઘેલો થયો છે, નહિ તો અત્યાર સુધીનો કૃષ્ણાર્જુનનો ઉત્તમ સંવાદ એને રૂચે નહિ ![6] પરંતુ એ સંવાદની મધુરતા એ શું જાણી શકે? જે જન્મથી અંધ છે તે સૌંદર્યનું સ્વરૂપ શી રીતે જાણી શકે? પરંતુ સ્પષ્ટ કહેવામાં આવશે તો એ ખિન્ન થશે, એમ જાણી સંજય ભીતિથી સ્પષ્ટ બોલ્યો નહિ.[7] પરંતુ તે પોતે શ્રી કૃષ્ણ અને અર્જુનના પરસ્પર સંવાદથી અતિ સંતુષ્ટ થયો.[8] આ આનંદની તૃપ્તિથી અને પ્રફુલ્લ અંતઃકરણથી તે હવે અતિ અદબથી ધૃતરાષ્ટ્રને પોતાનું કથન પોતાના અભિપ્રાય સહવર્ત્તમાન કહી બતાવશે.[9] ક્ષીરસાગરનું મંથન કરતાં જે પ્રમાણે અમૃતની પ્રાપ્તિ થઈ હતી, તે પ્રમાણે ગીતાનો ષષ્ઠ અધ્યાય ઉત્તમ છે અને તેમાંના પ્રસંગો બુદ્ધિના વિકાસને માટે ઉપયુક્ત હોવાથી જાણવા યોગ્ય છે.[10] એ અધ્યાય ગીતાર્થનો સાર છે અને આત્માનાત્મવિચારરૂપી સમુદ્રનો સામો કાંઠો છે, અથવા જાણે યોગસંપત્તિનો ભંડારજ ન ખુલ્યો હોય! તે પ્રમાણે લાગે છે.[11] જે આદિમાયાનું વિશ્રાંતિસ્થાન છે, જેના સંબંધમાં વેદને પણ મૌન ધારણ કરવું પડે છે અને જેની સાહાય્યથી ગીતાવલ્લિને અંકુર ફુટ્યા છે,[12] તે ષષ્ઠ અધ્યાય સર્વ અલંકારાદિ સાહિત્યાંગોથી પરિપૂર્ણ છે. એ અધ્યાયનું હું વર્ણન કરૂં છું તે ચિત્ત દઈને સાંભળો. એવી જ્ઞાનેશ્વર મહારાજ સંતોને પ્રાર્થના કરે છે.[13] મારા શબ્દો શુદ્ધ પ્રાકૃત છે એ વાત ખરી, પરંતુ તેને એવા માધુર્યયુક્ત બનાવવામાં આવશે, કે તે પ્રતિજ્ઞાપૂર્વક અમૃતને પણ હરાવી દેશે.[14] આ શબ્દોની મૃદુતા આગળ સપ્તસ્વરદ્વારા થતો આનંદ પણ ન્યૂન લાગશે; કિંવા તેના છંદની સમક્ષ સુવાસ પણ ઝાંખો પડી જશે.[15] વળી મિષ્ટતાનો આસ્વાદ લેવાને માટે કાનમાંજ જીહ્વા ફુટી નીકળશે અને ઈંદ્રિયો પરસ્પર કલહ કરવા લાગશે. કલહ શા માટે કરશે?[16] તેનો પ્રત્યુતર એ છે કે વાસ્તવમાં શબ્દ વિષય કાનનો છે, પરંતુ જીહ્વા કહેશે કે એ રસ મારો છે અને નાકને પણ એવો ભ્રમ થશે કે એ શબ્દ વિષય નથી; પરંતુ ગંધ વિષય છે એટલે તે કહેશે કે એ મારોજ છે.[17] વળી બોલવાની છટા જોઈ આંખ તૃપ્ત થશે અને તેને એમ લાગવા માંડશે કે એ શબ્દ નથી પરંતુ રૂપની ખાણજ છે. આથી મોટો ચમત્કાર તે શો હોઈ શકે?[18] જ્યારે શબ્દોની સંકલના ગોઠવાઈ વાક્યો બહાર પડશે ત્યારે ઈંદ્રિયોને પાછળ રાખી મનજ આગળ થશે, અને પોતાના બાહુ પ્રસારી તે વાક્યને આલિંગન દેવાને માટે દોડાદોડ કરશે.[19] આ પ્રમાણે સર્વ ઈંદ્રિયો પોતપોતાના સ્વભાવ પ્રમાણે ઝટાપટી કરશે, પરંતુ તે શબ્દ સર્વેને સમાન રીતે શાંત કરશે. જે પ્રમાણે સૂર્ય એકલો સર્વ જગત્‌ના વ્યવહારને પ્રવૃત્ત કરે છે.[20] તે પ્રમાણે શબ્દની વ્યાપ્તિ વિશાળ અને અલૌકિક છે એમ જાણજો; અને વિચાર કરતાં જણાય છે કે જેઓ તેનો અર્થ સમજે છે, તેમને તેમાં ચિંતામણિ સમાન ગુણો દ્રષ્ટિગોચર થાય છે.[21] અસ્તુ! આ શબ્દોનાં મોટાં મોટાં પાત્રો બનાવી તેમાં મોક્ષરસ પીરસી નિષ્કામી જનોને માટે આ ગ્રંથરૂપી ઉજાણીજ કરવામાં આવી છે.[22] આ ઉજાણીમાં પ્રકાશને માટે જેઓ નિત્ય નવી એવી આત્મજ્યોતિની મશાલ બનાવી, તે પ્રકાશમાં જે ઈંદ્રિયોને સમજ પડવા દીધા વિના પીરસેલાં પકવાન્નોનું સેવન કરશે તેનેજ ખરો લાભ થશે.[23] આ ઠેકાણે શ્રવણનું સાધન જે કાન તેને ત્યાગી શ્રોતાએ મનદ્વારાજ ઉપભોગ લેવો.[24] પ્રથમ શબ્દરૂપી છાલ કાઢી નાખી તેમાંનું તત્ત્વ જે બ્રહ્મ તે સ્વરૂપ થઇ જઈ પછી સુખેથી સુખની મિષ્ટતાનો આસ્વાદ લેવો.[25] મન જ્યારે આટલું સૂક્ષ્મ થશે ત્યારેજ આ બોધનો બરાબર ઉપયોગ થશે; નહિ તો સર્વ કથા મુગાએ કહી અને બધિરે સાંભળી એમજ થશે.[26] પરંતુ હવે આ વાત બંધ રાખીશું. શ્રોતાની ચિકિત્સા કરવાનો આ સમય નથી. સામાન્યતઃ જેઓ નિષ્કામ પુરૂષ હોય છે તેજ આ ઉજાણીના અધિકારી છે.[27] આ નિષ્કામ પુરૂષ કેવા છે? જેમણે બ્રહ્મજ્ઞાન પ્રાપ્તિની પ્રીતિપરથી સ્વર્ગ અને સંસારને ઓવારી નાંખ્યાં છે, તેમના શિવાય બીજાને

આ શબ્દોની રસિકતા સમજાશે નહિ.[૨૮] જે પ્રમાણે કાગડો ચંદ્રનાં શાંત કિરણોનો ખરો ઉપભોગ લઈ શકતો નથી, તે પ્રમાણે પ્રાકૃતજનો આ ગીતા ગ્રંથનો રસ લઈ શકતા નથી.[૨૯] ચકોર જે પ્રમાણે ચંદ્રકિરણોનો ઉપભોગ લઇ શકે છે,[૨૯] તેપ્રમાણે જ્ઞાનીઓને માટે ગીતાગ્રંથ એ વિશ્રાંતિનું સ્થાન છે; અને જેઓ અજ્ઞાનીઓ છે તેમને તો એ પરગામ સમાન ભાસે છે. માટે હવે આ વિષયપર વિશેષ બોલવાની કશી આવશ્યકતા નથી.[૩૦] પરંતુ પ્રસંગાનુસાર હું જે કાંઇ બોલ્યો તેની સજ્જનોએ મને ક્ષમા કરવી. હવે શ્રીરંગે અર્જુનને જે ઉપદેશ આપ્યો હતો તે વિષે વર્ણન કરીશ.[૩૧] શ્રીકૃષ્ણ ભગવાનના ઉપદેશને બુદ્ધિ પણ કવચિતજ સમજી શકે છે, માટે મારાથી તેનું વર્ણન મહા મુશ્કેલીએ કદાચ થાય તો થાય, પરંતુ શ્રીગુરૂ નિવૃત્તિ મહારાજના કૃપાદીપકના પ્રકાશથી તેને જાણી લઇ હું બોલીશ.[૩૨] ગુરૂકૃપાનું ઐશ્વર્ય શી રીતે વર્ણવવું? ઇંદ્રિયાતીત જે બ્રહ્મજ્ઞાન તે પ્રાપ્ત થાય તો જે ઘટના દ્રષ્ટિએ પણ પડતી નથી, તે દ્રષ્ટિ શિવાય દેખી શકાય છે.[૩૩] જો દૈવયોગે પારસમણિ હાથ આવે, તો જે સુવર્ણ કિમિયાગરોને પણ મળતું નથી તે લોખંડમાં પ્રાપ્ત થાય છે;[૩૪] તેજ પ્રમાણે જો ગુરૂની કૃપા થાય તો પ્રયત્ન કરતાં શું ન સિદ્ધ થઇ શકે? જ્ઞાનદેવ કહે છે કે આવી જે સદ્‌ગુરૂની કૃપા તે મારાપર પૂર્ણ છે.[૩૫] તેથી હું બોલીશ. મારા કથનમાં નિરાકાર વસ્તુને સાકાર બનાવી સર્વને બતાવીશ અને જે વસ્તુ ઇંદ્રિયાતીત છે તેને ઇંદ્રિયભોગ્ય બનાવી દઇશ.[૩૬] જુઓ; યશ, લક્ષ્મી, ઔદાર્ય, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય એ છ ગુણો જે શ્રીકૃષ્ણમાં વાસ કરે છે,[૩૭] અને એટલા માટે જેને ભગવાન કહેવામાં આવે છે તથા જેણે સર્વ સંગનો પરિત્યાગ કર્યો છે, તે પોતાના મિત્ર પાર્થ પ્રત્યે બોલ્યા, હવે ચિત્ત દઇને સાંભળો.[૩૮]

**श्रीभगवानुवाच। अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः।**
**स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः॥ १॥**

**શ્લોકાર્થઃ—શ્રી ભગવાન કહે છેઃ—જે અગ્નિસેવા અને વિહિત કર્મો કરતા નથી, તેજ કેવળ સંન્યાસી અને યોગી છે એમ નથી; પરંતુ જે કર્મનાં ફળની ઇચ્છાનો પરિત્યાગ કરી વિહિત કર્મો કરે છે, તે પણ સંન્યાસી અને યોગી છે. (૧)**

**ઓવી અર્થઃ**—શ્રી કૃષ્ણ કહે છેઃ—હે પાર્થ! યોગી અને સંન્યાસી આ જગતમાં એકજ છે. તે એક બીજાથી ભિન્ન છે એમ માનીશ નહિ; કારણ કે થોડો વિચાર કરતાં તે એકજ છે એમ સમજાય છે.[૩૯] તેમનાપર માત્ર બે નામોનો આરોપ છે એ વાત છોડી દે; કારણ કે બ્રહ્મદ્રષ્ટિથી જોતાં એ ઉભયમાં ભેદ નથી. માટે યોગ અને સંન્યાસ એ એકજ વસ્તુ છે.[૪૦] જે પ્રમાણે એકજ માણસને જુદાં જુદાં નામોથી બોલાવવામાં આવે છે, કિંવા એકજ સ્થળે જુદા જુદા માર્ગોથી જવામાં આવે છે.[૪૧] અથવા એકજ પાણી જુદાં જુદાં પાત્રોમાં ભરવામાં આવે છે, પરંતુ તેથી ભેદની ઉત્પત્તિ થતી નથી. તેજ પ્રમાણે સંન્યાસ અને યોગમાં ભેદ નથી એમ તું જાણ.[૪૨] હે અર્જુન! જે પુરૂષ કર્મો કરીને તેના ફળની ઇચ્છા રાખતો નથી, તેનેજ આ જગતમાં સર્વની બુદ્ધિથી યોગી સમજવામાં આવે છે.[૪૩] પૃથ્વી વૃક્ષાદિકોને ઉત્પન્ન કરી તે માટે કાંઈ અહંકાર દાખવતી નથી અને તેમાંથી ઉત્પન્ન થનારાં ફળ ભોગવવાની પણ ઇચ્છા રાખતી નથી,[૪૪] તેજ પ્રમાણે પોતાની સ્થિતિ અને જાતિને અનુરૂપ જે જે કર્મો કરવાનો પ્રસંગ જે જે કાળે આવે[૪૫] તે સર્વ યથાવિધિ કરી યોગી પોતાનાં શરીરમાં અહંકાર બુદ્ધિ ઉત્પન્ન થવા દેતો નથી. અને બુદ્ધિને ફળની આશા પ્રતિ વળવા દેતો નથી.[૪૬] હે પાર્થ! સાંભળ. આવો જે પુરૂષ હોય તેજ સંન્યાસી છે અને તેજ યોગીશ્વર છે.[૪૭] આ કૌશલ્ય વિના જે કોઇ નિત્ય નૈમિત્તિક કર્મો પ્રતિબાધક છે એમ સમજી તેનો ત્યાગ કરે છે અને

તરતજ અન્ય કર્મો કરવાને પ્રવૃત્ત થાય છે,[४८] તે એક લેપ ધોઈ નાંખી બીજો લેપ લગાડવા જેવી વ્યર્થ ખટપટમાં પડે છે. ઉચિત કર્મોનો ત્યાગ કરી બીજાં કર્મો કરવાનો આગ્રહ ધરી વ્યર્થ પીડા ભોગવે છે.[४९] ગૃહસ્થાશ્રમનો બોજો પ્રથમથીજ સર્વનાં શિરપર સ્વભાવતઃ લાદવામાં આવેલો હોય છે; પરંતુ જે ગૃહસ્થાશ્રમના ધર્મ યથાવિધિ ન પાળતાં સંન્યાસ ગ્રહણ કરે છે તે એક ભાર ફેંકી દઇ તરતજ બીજો બોજો પોતાના શિરપર લે છે.[५०] માટે શ્રૌતસ્માર્ત હોમાદિ કર્મોનું આચરણ છોડયા વિના કર્મોની મર્યાદા ઉલ્લંઘવામાં ન આવે તો આપણી પાસે યોગસુખ સહજ આવે છે.[५१]

**यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पांडव ।**
**न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥ २ ॥**

**શ્લોકાર્થઃ—હે અર્જુન ! જ્ઞાતાઓ જેને યોગ કહે છે તે સંન્યાસજ છે, એમ તું સમજ. કારણ કે સંકલ્પનો સંન્યાસ ( ત્યાગ ) કીધા વિના યોગી થઈ શકાતું નથી. ( ૨ )**

**ઓવી અર્થઃ**—સાંભળ. જે સંન્યાસી છે તે યોગીજ છે. એવો એકવાકયતાનો ધ્વજ આ જગત્‌માં અનેક શાસ્ત્રોએ ફરકાવ્યો છે.[५२] જે પુરૂષમાં ત્યાગવૃત્તિથી સંકલ્પ નષ્ટ થયો છે તેને યોગનો સાર જે બ્રહ્મ તેની પ્રાપ્તિ થાય છે એમ અનુભવથી સિદ્ધ થયું છે.[५३]

**आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।**
**योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥ ३ ॥**

**શ્લોકાર્થઃ—જે મુનિ ધ્યાનયોગ પ્રાપ્ત કરવાની ઇચ્છા ધરાવતો હોય તેને માટે વિહિત કર્મોનું આચરણ એજ સાધન છે; અને યોગ પ્રાપ્તિ થયા પછી તેને પૂર્ણત્વ મળવાને માટે કર્મનિવૃત્તિ એજ સાધન છે. ( ૩ )**

**ઓવી અર્થઃ**—આ પ્રકારે જેને યોગરૂપી પર્વતનાં શિખરપર જવાની ઇચ્છા હોય, તેણે કર્મનો સુલભ ઘાટ ચૂકવો નહિ.[५४] આ કર્મ માર્ગે પ્રયાણ કરવાની શરૂઆત થતાં પ્રથમ તે પર્વતનાં યમ નિયમરૂપી પગથીઆં પર ચઢવું પડે છે. પછી આસનની વાટે થઈ પ્રાણાયામ રૂપી ટેકરી પર જવું પડે છે.[५५] ત્યાર પછી પ્રત્યાહારમાં તો નિરાધારજ જવું પડે છે; આ સ્થળે તો બુદ્ધિના પગ પણ લપસી પડે છે. આ કઠિન માર્ગે પ્રયાણ કરતાં તો હઠયોગીઓ સુદ્ધાં પોતાની પ્રતિજ્ઞા છેવટ સુધી પાળી શકતા નથી.[५६] તથાપિ અભ્યાસના બળથી પ્રત્યાહારરૂપી કઠિન માર્ગે તો ફક્ત વૈરાગ્યજ ધીમે ધીમે ચાલી શકે છે.[५७] આવી રીતે વાયુરૂપી અશ્વની પીઠપર બેસી માર્ગક્રમણ કરવું પડે છે અને તે કાર્ય ચિત્ત સ્થિર કરવાની વિસ્તૃત જગાપર આવ્યા પછી અંતે ધ્યાન સ્વાધીન થાય ત્યાં સુધી ચાલુ રાખવું પડે છે.[५८] પછી જે સ્થળે સાધ્ય અને સાધન એક બની જાય છે, તે સ્થળે માર્ગક્રમણની દોડાદોડી અને પ્રકૃતિની અસ્વસ્થતા સમાપ્ત થાય છે.[५९] પછી તે ( યોગી ) પુરૂષ જ્યાં આગળ પગ ધરવાની પ્રવૃત્તિ બંધ પડે છે અને પાછળનું સ્મરણ રહેતું નથી, એવી સમાન ભૂમિકારૂપી સમાધિમાં લીન થઈ જાય છે.[६०] આ ઉપાયથી જે યોગારૂઢ થાય છે, તે નિઃસંશય પરિપૂર્ણ બની જાય છે. આવા પુરૂષનાં લક્ષણો તને કહું છું તે સાંભળ.[६१]

**यदा हि नेंद्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।**
**सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥ ४ ॥**

**શ્લોકાર્થઃ—જ્યારે યોગી વિષયો અને કર્મોમાં આસક્ત થતો નથી અને સર્વ સંકલ્પનો ત્યાગ કરે છે ત્યારે તેને યોગારૂઢ કહેવામાં આવે છે. ( ૪ )**

**ઓવી અર્થઃ**—જે માણસ આત્મબોધના ગૃહમાં નિદ્રાગ્રસ્ત થયેલો હોય છે, અર્થાત્ જેને આત્મજ્ઞાન થયું હોય છે તેનાં ઇંદ્રિયરૂપી ઘરોમાં વિષયોનું આવવું જવું બંધ થયું હોય છે.[૬૨] સુખ અને દુઃખની વચ્ચે ટક્કર ચાલતાં તેનું મન જાગૃત થતું નથી; તેમજ વિષયો મૂર્તિમંત થઇ તેની સમક્ષ ઉભા રહે તોપણ તેનાપર તેની અસર થતી નથી.[૬૩] કદાચિત્ ઇંદ્રિયો કર્મ કરવાને પ્રવૃત્ત થઈ તોપણ તેના ફળની તેના હૃદયમાં ઇચ્છા હોતી નથી.[૬૪] આટલા બધા દેહના વ્યાપાર ચાલવા છતાં જે નિદ્રિતાવસ્થાવત્ ઉદાસીન હોય છે તેનેજ ખરો યોગ સાધ્ય થયો છે એમ તું સમજ.[૬૫] યોગીઓની આવી સ્થિતિ વિષે વર્ણન સાંભળી અર્જુન શ્રી કૃષ્ણને કહે છે–હે અનંત સ્વરૂપ ! આપ જે કહો છો તે સાંભળીને મને નવાઈ લાગે છે; પરંતુ એ યોગીઓને એવી યોગ્યતા કોણ આપે છે તે મને કહો.[૬૬]

**उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।**
**आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥ ५ ॥**

**શ્લોકાર્થઃ**—આપણે આપણા આત્માથીજ આત્માનો ઉદ્ધાર કરી લેવો આપણા આત્માને અધોગતિએ લઇ જવો નહિ; કારણકે આત્મા એજ આત્માનો હિત કર્ત્તા અને આત્મા એજ આત્માનો શત્રુ છે. ( ૫ )

**ઓવી અર્થઃ**—ત્યારે શ્રી કૃષ્ણ હસીને બોલ્યા.–તારી વાત સાંભળી મને આશ્ચર્ય લાગે છે. અરે ! આવી અદ્વૈત સ્થિતિમાં કોણ કોને શું આપી શકે ?[૬૭] મનુષ્ય જ્યારે ભ્રાંતિરૂપી શય્યાપર પ્રબળ અજ્ઞાનથી નિદ્રિત હોય છે ત્યારે તે જન્મમૃત્યુનાં દુષ્ટ સ્વપ્નાં ભોગવે છે.[૬૮] પછી અકસ્માત્ જાગૃત થતાં તે જન્મમરણરૂપી સર્વ સ્વપ્નાં વ્યર્થ થાય છે, અને હું ખરેખર જીવંત છું એવો તેને નિશ્ચય થાય છે. અને આ નિશ્ચય પણ તેને પોતાનેજ થાય છે માટે જીવિતાવસ્થા અને મૃતાવસ્થા એ ઉભયનો આધાર તેના પોતાનાપરજ છે.[૬૯] માટે હે ધનંજય ! દેહનો ખોટો અભિમાન ધરી મનુષ્ય પોતેજ પોતાની જાતનો ઘાત કરવાને પ્રવૃત્ત થાય છે.[૭૦]

**बंधुरात्मात्मनस्तस्य येनात्मैवात्मना जितः ।**
**अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥ ६ ॥**

**શ્લોકાર્થઃ**—જેણે આત્માની સહાય વડેજ આત્માને જીત્યો છે તેના આત્માનો બંધુ અર્થાત્ હિતકર્ત્તા તેનો પોતાનો આત્માજ છે; પરંતુ જેણે આત્માને જીત્યો નથી, તેનો આત્માજ તેનો શત્રુ થાય છે. ( ૬ ).

**ઓવી અર્થઃ**—વિચાર કરીને અહંકાર છોડયો એટલે તે મૂળના બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે થવાથી તે સહજ પોતાનું કલ્યાણ કરી શકે છે.[૭૧] નહિ તો જે સુશોભિત શરીરમાં લુબ્ધ થઇ આત્મસ્વરૂપને વિસરી જાય છે અને દેહનું અભિમાન ધારણ કરે છે, તે કોશેટામાં રહેતા રેશમના કીડાની પેઠે પોતેજ પોતાનો શત્રુ થાય છે.[૭૨] શું કહીએ ! હતભાગીને લાભનો પ્રસંગ આવતાં આંખ મીચીને ચાલવાનું મન થાય છે અને એ રીતે તે લાભને ગુમાવે છે,[૭૩] કિંવા કોઇ મનુષ્ય ભ્રમથી એમ કહે છે કે ‘ હું તે હું છુંજ નહિ, હું તો ખોવાઇ ગયો છું ’ અને એ રીતે અંતઃકરણમાં ખોટો ભાવ ધારણ કરે છે.[૭૪] ભ્રમને દૂર કરીને જોતાં તેને માલમ પડશે કે તે સ્વતઃ બ્રહ્મજ છે, પરંતુ તેનો ભ્રમ દૂર થતો નથી અને તેથી તેને ‘ હું બ્રહ્મ સ્વરૂપ ’ એવું ભાન ન થતાં ‘ હું દુઃખી છું ’ એવો ભાસ થાય છે. છતાં પણ તેનું બ્રહ્મત્વ નષ્ટ થતું નથી. સ્વપ્નની તરવારનો પ્રહાર થતાં કોઈ ખરેખર મરે છે કે ?[૭૫] પોપટને પકડવાને માટે વૃક્ષપર દોરી બાંધીને ટાંગેલી નળીપર જ્યારે પોપટ બેસે છે ત્યારે તેના ભારથી

તે ઉલટી ફરી જાય છે. આ વખતે તેણે ઉડી જવું જોઇએ. પરંતુ તે તેમ ન કરતાં હુંજ ફરી ગયો છું એવી શંકા મનમાં લાવી તે નળીને છોડતો નથી;[૭૬] નિરર્થક ડોક હલાવ્યા કરે છે અને વક્ષઃસ્થળ તથા પગવતી જોરથી તે નળીને દાબી, ચાંચવતી મજબૂત પકડી રાખી બંધનમુક્ત થવાને માટે પોકાર પાડે છે.[૭૭] હું બંધાયો છું એવી સમજથી તે જાણી જોઇને બંધનમાં પડે છે. છૂટા પગના પંજાવતી તે વધારે જોરથી નળીને પકડી રાખે છે.[૭૮] આવી સ્થિતિમાં તેને અર્ધો તોડી નાંખવામાં આવે તો પણ તે નળીને છોડતો નથી. આવી રીતે જે નિરર્થક ફસાઇ પડે છે તેને કોઇ બીજા બાંધવાને ગયા હતા વારૂ?[૭૯] માટે મનમાં જેણે સંકલ્પોને વધારી મૂક્યા છે તે પોતેજ પોતાનો શત્રુ છે. જે પુરૂષ વૃથાભિમાની નથી તે આત્મજ્ઞાની હોય છે.[૮૦]

**जितात्मनः प्रशांतस्य परमात्मा समाहितः ।**
**शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥ ७ ॥**
**ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेंद्रियः ।**
**युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकांचनः ॥ ८ ॥**

**શ્લોકાર્થઃ—જેણે પોતાના મનને જીત્યું છે અને જેના મનને પ્રસન્નતા પ્રાપ્ત થઇ છે તે જીવ પરમાત્મસ્વરૂપજ છે. જ્યારે યોગી પોતાની ઇંદ્રિયો પોતાને સ્વાધીન રાખે છે; જ્યારે તે બ્રહ્મજ્ઞાન તથા આત્મસાક્ષાત્કારનાં જ્ઞાનથી તૃપ્ત હોય છે; જ્યારે તે મૃત્તિકા, પાષાણ અને સુવર્ણને એક સરખાં સમજે છે; જ્યારે શીત, ઉષ્ણ, સુખ, દુઃખ તથા માન, અપમાનને સમાન માને છે તથા નિર્વિકારસ્વરૂપમાં મનને સ્થિત રાખે છે ત્યારે તેને યુક્ત કહેવામાં આવે છે. (૭-૮)**

**ઓવી અર્થઃ**—જેણે પોતાના મનને જીત્યું છે અને જેની સર્વ વાસનાઓ શાંત થઈ છે તેને બીજાની પેઠે પરમાત્મા દૂર હોતા નથી.[૮૧] સુવર્ણનો મેલ તાવીને કાઢી નાંખ્યો એટલે જેમ તેજ ઉત્તમ સુવર્ણ બની જાય છે, તદ્વત્ મનમાંના સંકલ્પો નષ્ટ થયા એટલે તરતજ જીવને બ્રહ્મત્વ પ્રાપ્ત થાય છે. ઘટાકાશને ઘટનો નાશ કર્યા પછી મહાકાશને મળ્યા શિવાય બીજો માર્ગ રહેતો નથી,[૮૩] તે પ્રમાણે દેહના ખોટા અહંકારનો નાશ થયો એટલે મનુષ્ય પરબ્રહ્મજ બની જાય છે.[૮૪] આવી સ્થિતિમાં શીતળતા કિંવા ઉષ્ણતા, સુખ કિંવા દુઃખ, માન અથવા અપમાનની પ્રાપ્તિ થતાં તે મનુષ્યને તે સંબંધે ભાન રહેતું નથી.[૮૫] કારણ કે જે જે માર્ગે સૂર્ય જાય છે તે માર્ગે તેને સર્વ વિશ્વ પ્રકાશિત દેખાય છે; તે પ્રમાણે આવો મનુષ્ય સ્વતઃ બ્રહ્મસ્વરૂપ હોવાથી તેને જે જે વસ્તુ દ્રષ્ટિએ પડે છે તે તે સર્વે બ્રહ્મરૂપજ ભાસે છે. મેઘવૃષ્ટિની ધારા જે પ્રમાણે સમુદ્રનો અનાદર પામતી નથી; તેજ પ્રમાણે જે બ્રહ્મરૂપ બની ગયો છે, તેને શુભાશુભ કર્મો પોતાના સ્વરૂપથી ભિન્ન લાગતાં નથી.[૮૭] પ્રત્યક્ષ દેખાતા સંસાર સંબંધે વિચાર કરતાં તેને સંસાર મિથ્યા ભાસે છે અને જે જ્ઞાનથી સંસારનું મિથ્યાત્વ સિદ્ધ થયું, તે જ્ઞાન પણ તેને પોતાનું સ્વરૂપજ ભાસે છે.[૮૮] આવો નિશ્ચય થયો એટલે હું વ્યાપક છું કે અવ્યાપક એ વિચારો પણ આપોઆપ સમી જાય છે; કારણ કે તેનો દ્વૈતભાવ સર્વાંશે નષ્ટ થયેલો હોય છે.[૮૯] આવી રીતે શરીરમાં રહ્યા છતાં જેણે પોતાની ઇંદ્રિયોને જીતી છે, તેનામાં સહજજ બ્રહ્મત્વને પ્રાપ્ત થવાની યોગ્યતા આવી છે.[૯૦] આવો મનુષ્ય સ્વભાવતઃ જિતેંદ્રિય અને યોગી છે; કારણ કે તેનામાં અલ્પ અને મહાન એવો ભેદ કદી પણ હોતો નથી.[૯૧] જે શુદ્ધ સુવર્ણના મેરૂ જેવડા પર્વતને અને મૃત્તિકાના એક ઢેફાને એક સરખાંજ માને છે, પૃથ્વી કરતાં પણ અધિક મૂલ્યવાન રત્નને જે કેવળ પાષણ માનવા જેટલો નિરીચ્છ હોય છે.[૯૩]

**सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबंधुषु ।**
**साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥ ९ ॥**

**શ્લોકાર્થ:—સુહૃદ્ (પ્રત્યુપકારની આશા રાખ્યા વિના ઉપકાર કરનાર) મિત્ર (સહવાસથી પ્રેમ રાખનાર) ઉદાસીન, મધ્યસ્થ, (દ્વેષ્ય) દ્વેષને પાત્ર, આપ્ત, સાધુ અને પાપી એ સર્વ પ્રત્યે જે યોગીની સમબુદ્ધિ હોય છે તે સર્વમાં શ્રેષ્ઠ યોગી છે. (૯)**

**ઓવી અર્થ:**—તેના અંતરમાં આ આપ્ત અને આ શત્રુ અથવા આ ઉદાસીન અને આ મિત્ર એવી કલ્પના ક્યાંથી સંભવે?[૯૪] હું જ જગતસ્વરૂપ છું એવો જેના અંતરમાં બોધ થયો છે તેને બંધુ કોણ અને દ્વેષી કોણ?[૯૫] પછી હે અર્જુન! તેની દ્રષ્ટિમાં મોટો અને નાનો એવો ભેદ કયાંથી હોય? પારસમણિથી થયેલા સોનાની કસોટી કરવાની શી જરૂર હોય?[૯૬] તે જે સુવર્ણ બનાવે છે તે સર્વોત્તમજ હોય છે. તે પ્રમાણે યોગીની બુદ્ધિ નિરંતર ચરાચરમાં એકત્વનેજ જુએ છે;[૯૭] કારણ કે વિશ્વરૂપ અલંકારો પુષ્કળ આકારના હોય છે, તો પણ તે એક પરબ્રહ્મરૂપી સુવર્ણનાજ બનેલા હોય છે.[૯૮] આવું શુદ્ધ અને ખરૂં તત્ત્વ જેઓ સંપૂર્ણ રીતે સમજ્યા છે, તેઓ ચિત્રવિચિત્ર રચનાઓથી વારંવાર ભ્રમમાં પડતા નથી.[૯૯] વસ્ત્ર તરફ દ્રષ્ટિ નાંખતાં જે પ્રમાણે તે તંતુમય દેખાય છે, તે પ્રમાણે તેને બ્રહ્મવ્યતિરિક્ત જગતમાં અન્ય કાંઇ જણાતું નથી.[૧૦૦] આવી રીતે સર્વ વિશ્વ બ્રહ્મથી ભરેલું છે એવો જેને અનુભવ હોય છે, તેજ સમબુદ્ધિ છે. એમાં જરા પણ સંશય નથી એમ તું નક્કી સમજ.[૧] જેનું નામ તીર્થરાજ છે, જેનું દર્શન કરતાં અંતઃકરણમાં સંતોષ ઉત્પન્ન થાય છે, અને જેની સંગતિથી અહંકાર વડે ભ્રમિત થયેલા પુરૂષનો ભ્રમ દૂર થઈ તે બ્રહ્મસ્વરૂપ થાય છે.[૨] જેનો શબ્દોચ્ચાર એ ધર્મનું જીવન છે અને જેની દ્રષ્ટિ મહાસિદ્ધિ ઉત્પન્ન કરનારી અમૂલ્ય વસ્તુ છે, તથા સ્વર્ગાદિ સુખો તો જેનો ખેલ માત્ર છે.[૩] આવા મનુષ્યનું સહજ સ્મરણ થાય તો તે પોતાની યોગ્યતા આપણને આપે છે. વધારે શું કહું? તેની સ્તુતિ કરતાં પણ આપણને લાભ થાય છે.[૪]

**योगी युंजीत सततमात्मानं रहसि स्थितः ।**
**एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥ १० ॥**

**શ્લોકાર્થ:—યોગીઓએ એકલાજ એકાંતમાં વાસ કરી પોતાનું મન અને પોતાની દેહ સ્વાધીન રાખી કોઇની પણ આશા કે કાંઈ પણ વસ્તુનો સંગ્રહ ન કરી સતત આત્મધ્યાન કરવું. (૧૦).**

**ઓવી અર્થ:**—કદિ પણ અસ્તાચલમાં ન જાય એવો જ્ઞાનસૂર્ય જેના હૃદયમાં ઉદય પામ્યો છે, તે હમેશાં અંતરમાં સ્થિર રહી બ્રહ્માનંદમાં નિમગ્ન રહે છે.[૫] હે પાર્થ! આ દ્રષ્ટિથી જે વિચાર કરે છે તેજ અદ્વિતીય છે અને તેજ ત્રણે લોકમાં સંગ્રહ ન કરનાર પુરૂષ છે એમ જાણ.[૬] આ પ્રકારે શ્રી કૃષ્ણે યોગીઓનાં અદ્દ્ભુત લક્ષણોને પોતાના કરતાં પણ અધિક બતાવ્યાં.[૭] જે સર્વ જ્ઞાની લોકોમાં શ્રેષ્ઠ છે અને જે સર્વ દ્રષ્ટાઓની દ્રષ્ટિનો પ્રકાશક છે અને જે સમર્થ વ્યક્તિના કેવળ સંકલ્પથી વિશ્વની રચના થાય છે;[૮] ૐકારના બજારમાં જે શબ્દ બ્રહ્મરૂપ ઉત્તમ વસ્ત્ર નીકળ્યું તે જેના યશને આચ્છાદિત કરવાને માટે પુરતું નથી; અર્થાત્ શ્રી કૃષ્ણનું તો નહિજ પરંતુ તેના યશનું બરાબર વર્ણન વેદ કરી શકતો નથી.[૯] જેના અંગનાં તેજથી સૂર્ય અને ચંદ્રના વ્યાપારને પ્રતિષ્ટા પ્રાપ્ત થાય છે, તો પછી આ જગત તેના આશ્રય વિના શી રીતે ચાલી શકે?[૧૦] જુઓ જેનાં નામ માત્રની આગળ આકાશ તુચ્છ દેખાય છે એવા શ્રી કૃષ્ણ પ્રભુના કેટલાક ગુણ તું જાણી શકશે?[૧૧] માટે હવે તેની પ્રશંસા પુરી કરૂં છું. આવા લક્ષણોથી યુક્ત

એવા શ્રી કૃષ્ણુ ભગવાન જે સાધુઓનાં લક્ષણુ વર્ણુવે છે તે હું વર્ણુવી શકતો નથી; પરંતુ કાંઇ બોલવું જોઇએ માટે બોલવાને તત્પર થયો હતો.[૧૨] જે બ્રહ્મવિદ્યા દ્વૈતનો નાશ કરે છે; તે જો સ્પષ્ટ કરીને કહી સંભળાવીશ તો વ્હાલા અર્જુનની પ્રીતિ નાશ પામશે.[૧૩] એમ ધારી બ્રહ્મજ્ઞાન વિષે સ્પષ્ટ ન બોલતાં પડદાથી બોલી (ગુઢાર્થમાં કહી) અર્જુનના મનને પરસ્પર પ્રેમનો ઉપભોગ લેવાને માટે અલગ રાખ્યું.[૧૪] જે 'अहं ब्रह्मास्मि' ના દરવાજામાં આવી પહોંચ્યા છે અને જે મોક્ષપ્રાપ્તિને માટે આતુર થઈ રહ્યા છે, તેમની દ્રષ્ટિ જો અર્જુનના બાહ્ય પ્રેમને લાગશે,[૧૫] અને કદાચ અર્જુન 'હું પણું' ભુલી જઇ 'હું તેજ આ અને આ તેજ હું' એવો અભેદ મર્મ સમજી જઇ તે પ્રમાણે વર્તવા લાગશે, તો પછી હું એકલો શું કરીશ ?[૧૬] તો પછી હું કોને જોઈને મારાં નયનોને શાંત કરીશ ? કોના આગળ મનને ફાવે અને ભાવે તેમ બોલીશ? કિંવા કોને આનંદપૂર્વક દ્રઢ આલિંગન આપીશ?[૧૭] જો અર્જુનનું અને મારૂં ઐક્ય થયું, તો જે મારા મનમાં ન સમાઇ શકશે તે વાત હું કોના આગળ પ્રકટ કરીશ ?[૧૮] આવા આવા સંકલ્પ વિકલ્પો કરી શ્રીકૃષ્ણુ ભગવાને સાધુનાં લક્ષણો વર્ણુવી, વ્યંગાર્થમાં બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કર્યો અને અર્જુનનું મન તે તરફ વાળ્યું.[૧૯] શ્રોતાઓને આ વાત અશક્ય જેવી લાગે છે, પરંતુ આ વાત લક્ષમાં રાખજો કે અર્જુન એ શ્રીકૃષ્ણુ ભગવાનના સુખની જીવંત પ્રતિમાજ છે.[૨૦] અસ્તુ! એકાદ વંઝા સ્રીને ખરો સમય વિતી ગયા પછી એકજ છોકરૂં થાય, તો તે જે પ્રમાણે પ્રત્યક્ષ પ્રેમની પુતળી બનીને નાચવા લાગે છે.[૨૧] તેવીજ આ વખતે શ્રીકૃષ્ણુની સ્થિતિ થઇ. જો તેમનો અર્જુન પ્રત્યેનો અતિશય પ્રેમ તે દ્રગ્ગોચર થયો ન હોત તો તો હું આટલું બોલ્યો ન હોત.[૨૨] જુઓ! જુઓ! આ તે કેવો ચમત્કાર અને કેવી પ્રીતિ? પણે યુદ્ધ પ્રસંગ કેવો અને આ બ્રહ્મઉપદેશ કયાંથી? પરંતુ એ સ્થળે ભગવાનના પ્રેમની પ્રતિમા જે અર્જુન તેની આગળ તેઓ નૃત્ય કરે છે.[૨૩] પ્રીત હોવા છતાં જો લાજ લાગતી હોય, વ્યસન હોવા છતાં જો ઘૃણાની ઉત્પત્તિ થતી હોય અને ઘેલછા છતાં જો બુદ્ધિ રહેતી હોય તો પછી પ્રીત, વ્યસન અને ઘેલછાની સંજ્ઞાજ કેવી રીતે મળે ?[૨૪] આ વાતનો સાર એટલોજ કે અર્જુન એ શ્રીકૃષ્ણુની મૈત્રીનું ઘર, કિંવા સુખથી શૃંગારેલું મનનું દર્પણુજ હતું.[૨૫] આ પ્રકારે અર્જુન શ્રેષ્ઠ, પુણ્યપવિત્ર અને ભક્તિરૂપી બીજ વાવવાને માટે ઉત્તમ ક્ષેત્ર હોવાથીજ તે શ્રીકૃષ્ણુ પરમાત્માની કૃપાને પાત્ર થયો હતો.[૨૬] શ્રવણુથી લઇને આત્મનિવેદન પર્યંત જે નવ પ્રકારની ભક્તિ છે, તેમાં આત્મનિવેદનની પૂર્વે જે સખ્ય નામની આઠમી ભક્તિ છે તેનો અર્જુન મુખ્ય દેવતા છે.[૨૭] શ્રીકૃષ્ણુ ભગવાન પાસેજ હોવા છતાં તેનું વર્ણુન ન કરતાં હું તેના સેવકનું વર્ણુન કરૂં છું એનું કારણુ શું ? કારણુ એ કે અર્જુન ભગવાનનો લાડકો સેવક છે એટલે તેની પ્રશંસા તેને સર્વાંશે રૂચશે.[૨૮] જે પતિવ્રતા પોતાના પતિની પ્રેમપૂર્વક સેવા કરે છે, અને પતિની પ્રીતિ સંપાદન કરે છે; તે પતિવ્રતા સ્રીની તેના પતિ કરતાં પણુ વિશેષ પ્રશંસા શું નથી કરવામાં આવતી કે ?[૨૯] આ રીતિ અનુસારજ મને અર્જુનની વિશેષ પ્રશંસા કરવાનું યોગ્ય લાગ્યું; કારણુ કે ત્રિભુવનમાં સર્વ સૌભાગ્યને પાત્ર તે એકલોજ બની રહ્યો છે.[૩૦] જેના પરની પ્રીતિની ઘેલછામાં પ્રત્યક્ષ નિરાકાર બ્રહ્મને સુદ્ધાં અવતાર લેવો પડયો અને તેની સર્વ ઈચ્છા નષ્ટ થયા છતાં પણુ અર્જુન સાથે સખ્ય કરવાની તેને ઉત્કંઠા થઈ.[૩૧] ત્યારે શ્રોતાઓ બોલ્યા, દૈવની ગતિ કેવી વિચિત્ર છે ? અને વળી તેને વર્ણુવવાની શૈલી પણુ એવી ઉત્તમ છે કે તેની સુંદરતાએ પ્રત્યક્ષ નાદ બ્રહ્મને પણુ જીત્યો છે.[૩૨] શુદ્ધ મરાઠી ભાષામાં પણુ જ્યારે એવી ઉત્તમ રીતે વર્ણુન કરવામાં આવે છે, કે જેથી હૃદયપર શૃંગારાદિ નવરસની પ્રથક્ પ્રથક્ પ્રતિમાઓ ખડી થાય છે; તો એ વર્ણુન શું અતિશય ચમત્કારિક ન કહેવાય કે ? જ્ઞાનેશ્વરની વાણી ચંદ્રપ્રકાશના જેવી સ્વચ્છ છે અને તેના ભાવાર્થથી

મનને અત્યંત આનંદ થાય છે; માટે ગીતાના શ્લોકાર્થ ચંદ્રવિકાસી કમળની પેઠે વિકાસને પામ્યા છે.[૩૪] કથનની શૈલી એવી ઉત્તમ છે કે, બ્રહ્મવિદ્યા શ્રવણ કરવાની ઇચ્છિા રાખનારની આકાંક્ષા પણ એથી તૃપ્ત થાય છે. આ કથનના પ્રભાવથી શ્રોતાઓ અંતરમાં પ્રસન્ન થઈ ડોલવા લાગ્યા છે."[૩૫] શ્રોતાના હૃદયના આવા ભાવો જાણી નિવૃત્તિદાસ જ્ઞાનદેવ બોલ્યાઃ—હે શ્રોતાજનો! આ તરફ લક્ષ આપો. શ્રી કૃષ્ણરૂપી દિનકરે પાંડવ કુલમાં પ્રકાશ પાડયો (શ્રી કૃષ્ણે પાંડવોપર કૃપા કરી.)[૩૬] એ કૃષ્ણ કોણ છે? કેવો છે? જેને દેવકીએ પોતાના ઉદરમાં નવ મહિના રાખ્યા, યશોદાએ અતિ કષ્ટથી જેનું લાલનપાલન કીધું, તે આખરે પાંડવને ઉપયોગી થઇ પડયા.[૩૭] અરે! પુષ્કળ દિવસ તેની સેવા કરવી તથા સમય જોઇને તેને વિનંતિ કરવી, એટલો સુદ્ધાં પ્રયાસ તે દૈવવાન અર્જુનને કરવો પડયો નહિ.[૩૮] શ્રોતાઓ બોલ્યા.—હવે એ વાત રહેવા દો. હવે આગળ કથાભાગ ત્વરાથી કહી સંભળાવો. ત્યારે જ્ઞાનેશ્વર બોલ્યા—અર્જુને લાડથી કહ્યું—'હે દેવ! આપે સંતોનાં જે લક્ષણો વર્ણવ્યાં તે મારા અંગમાં વસતાં નથી.[૩૯] માટે આ લક્ષણોનું તાત્પર્ય સમજવાને હું ખરેખર અયોગ્ય અને અપૂર્ણ છું. હવે આપના આ કથનથી જો મારામાં યોગ્યતા આવે તો આવે.[૪૦] જો આપ ધ્યાનમાં વાત લો તો હું બ્રહ્મ સુદ્ધાં બની જાઉં. આપ જે અભ્યાસ કરવાનું મને કહેશો તે શું મારે માટે અશક્ય છે?[૪૧] આ તમે કોની વાત કહી તે પણ હું સમજી શકતો નથી; પરંતુ તે સાંભળવાથી તેની સ્તુતિ કરવાનું મન થાય છે. તો પછી આ યોગ્યતા જેનામાં હશે તેના આનંદનો તો પારજ શું હશે?[૪૨] હે પ્રભો! મારા અંગમાં આવી યોગ્યતા આણવાને માટે આપ કાંઇ પ્રયત્ન કરશો કે?' ત્યારે શ્રી કૃષ્ણ હસીને બોલ્યા.—હા, તને હું બ્રહ્મસ્વરૂપજ બનાવી દઇશ.[૪૩] જુઓ કે જ્યારે અંતરમાં સંતોષની પ્રાપ્તિ નથી થતી ત્યારે ચારે તરફ સુખની ન્યૂનતા દેખાય છે; પરંતુ તે પ્રાપ્ત થાય છે ત્યારે સુખની ન્યૂનતા કયાંથી રહેશે?[૪૪] તેજ પ્રમાણે જે સર્વેશ્વરનો સંપૂર્ણ સેવક બને છે, તે સહજ બ્રહ્મસ્વરૂપ થઈ શકે છે. પરંતુ અર્જુન સુદૈવરૂપી ફળોના ભારથી કેટલો નમી ગયો છે તે તો જુઓ? (જે પ્રમાણે આમ્રવૃક્ષની ડાળીઓ આમ્રફળના ભારથી નમી જાય છે તે પ્રમાણે)[૪૫] જે ઇશ્વર હજારો જન્મ સુધી ઇન્દ્રને પણ મળવા દુર્લભ છે તે અર્જુનને એવા તો આધીન થઈ ગયા કે અર્જુનનો એક પણ બોલ નીચો પડવા દેતા નહિ. તેજ જુઓ કે અર્જુને બ્રહ્મરૂપ થઈ જવાની યોગ્યતા પ્રાપ્ત કરવા માટે જે વાત કરી તે સર્વ કૃષ્ણ ભગવાને સાંભળી,[૪૭] અને તે વખતે તેમના મનમાં એવો વિચાર ઉત્પન્ન થયો કે અર્જુનને બ્રહ્મ થવાની આતુરતા લાગી રહી છે; માટે એની બુદ્ધિના ઉદરમાં વૈરાગ્યનો ગર્ભ રહ્યો છે, એ વાત તો નક્કીજ છે.[૪૮] અથવા અર્જુન એ નૂતન વૃક્ષ હોવા છતાં પણ વૈરાગ્ય રૂપી વસંતના બહારથી **अहं ब्रह्मास्मि** રૂપી મોરથી પરિપૂર્ણ આચ્છાદિત થઇને ઝુકી રહ્યો છે.[૪૯] માટે એને મોક્ષરૂપી ફળની પ્રાપ્તિ ત્વરિત થશે; કારણ કે એ વિરક્ત થયો છે. અર્જુનની વિરક્તિની સંપૂર્ણ ખાત્રી થયા પછી,[૫૦] શ્રી કૃષ્ણ મનમાં બોલ્યા—હવે અર્જુન જે જે અનુષ્ટાન કરશે તેનું તેને ત્વરિત ફળ મળશે, માટે જો તેને અભ્યાસ કરવાનું કહીશું તો તેથી હઠી જનાર નથી.[૫૧] આ પ્રકારે મનમાં વિચાર કરી શ્રી કૃષ્ણ બોલ્યા—હે અર્જુન! હું હમણાં તને જે યોગમાર્ગ બતાવીશ તે સર્વે માર્ગોનો રાજા છે માટે તું તેને સાંભળ.[૫૨] એ યોગ એવો છે કે જેનાં પ્રવૃત્તિ રૂપી વૃક્ષની નીચે કોટયાવધિ મોક્ષફળો નજરે પડે છે, આ માર્ગના શ્રી શંકર અદ્યાપિ પ્રવાસી છે.[૫૩] અન્ય યોગી જનો પ્રથમ આડા માર્ગે ચાલવા લાગ્યા પરંતુ અંતે તેમને પણ અનુભવથી આજ માર્ગ હાથ લાગ્યો.[૫૪] પછી તેઓ અજ્ઞાનરૂપી બીજા માર્ગો છોડી આત્મબોધના આ સરળ માર્ગેજ એકદમ દોડવા લાગ્યા.[૫૫] પૂર્વે મહર્ષિઓ આ માર્ગેજ ચાલતા હતા અને તેથીજ

તેઓ સાધકના સિદ્ધ બન્યા હતા. તત્ત્વજ્ઞાનીઓને પણ આ માર્ગથીજ શ્રેષ્ઠત્વ પ્રાપ્ત થયું.[૫૬] આ માર્ગે ચાલવાનો વિચાર આવતાંજ તૃષા અને ક્ષુધાનો લય થઈ જાય છે અને રાત્રિ દિવસનું પણ કશું ભાન રહેતું નથી.[૫૭] આ માર્ગે ચાલતાં મનુષ્ય જે ઠેકાણે પગ મૂકે છે તે ઠેકાણે રત્નની ખાણુજ ઉત્પન્ન થાય છે અને કદાચ તે આડી વાટે જાય તોપણ તેને સ્વર્ગસુખની પ્રાપ્તિ થાય છે.[૫૮] તે પૂર્વ દિશાએ આવેલા માર્ગથી નીકળી (પ્રવૃત્તિ માર્ગથી શરૂઆત કરી) પશ્ચિમના માર્ગે આવી પહોંચે છે. (નિવૃત્તિ માર્ગે લાગે છે.)[૫૯] હે ધનુર્ધર! આ માર્ગે નિશ્ચળ રહી ક્રમણ કરવું જોઇએ. વળી આ માર્ગે જે જે સ્થળે મનુષ્ય જાય છે, તે તે સ્થળે પોતેજ ગ્રામ બની જાય છે. પરંતુ આ વાત કહેવાની શી જરૂર છે? એ સૌ વાત તારા અનુભવમાં આપો આપજ આવશે.[૬૦] ત્યારે અર્જુન બોલ્યો:-હે દેવ! ત્યારે આપ મને યોગશાસ્ત્ર કયારે કહેશો? ઉત્કંઠા રૂપી સમુદ્રમાં બુડેલો જે હું તેને આપ કયારે બહાર કાઢશો?[૬૧] શ્રી કૃષ્ણ ભગવાન અર્જુનનાં આવાં વચનો સાંભળી બોલ્યા-હું જાતે તને મારી ઇચ્છાથી કહું છું તોપણ તું પ્રશ્ન પુછવાની આટલી ઉતાવળ શા માટે કરે છે?[૬૨]

**शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।**
**नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥ ११ ॥**

**શ્લોકાર્થઃ—યોગીએ પવિત્ર પ્રદેશમાં પોતાનું આસન રાખવું. પ્રથમ દર્ભ, તેનાપર મૃગચર્મ અને તેનાપર વસ્ત્ર પાથરવું અને તેપર સ્થિર થઇ બેસવું. આ આસન અતિ ઉંચું પણ નહિ અને અતિ નીચું પણ ન હોવું જોઇએ. (૧૧)**

**ઓવી અર્થઃ**—હવે હું તને સ્પષ્ટતાપૂર્વક કહું છું પરંતુ જયારે એનો અભ્યાસ કરવામાં આવશે, ત્યારેજ તે ઉપયોગી થઇ પડશે. માટે એવી રીતે અભ્યાસ કરવાને માટે પ્રથમ એક સ્થળ શોધી કાઢવું જોઇએ.[૬૩] એ સ્થળ એવું હોવું જોઇએ કે ત્યાં આનંદની હોંસ પુરી પડવાને લીધે બેઠા ત્યાંથી ઉઠવાનું મન ન થાય અને વળી તેને જોતાંવારજ વૈરાગ્યની દ્વિગુણ વૃદ્ધિ થાય.[૬૪] આ જગ્યાપર પૂર્વે સત્પુરૂષોનો વાસ હોવો જોઇએ. આ સ્થળથી મનના સંતોષને સાહાય્ય મળવી જોઈએ અને ધૈર્યનો ઉત્કર્ષ થવો જોઇએ. (ધૈર્યની વૃદ્ધિ થવી જોઇએ.)[૬૫] વળી અભ્યાસ કરવાને ઉત્તેજન મળે અને મનને અનુભવની વરમાળા આરોપાય એવી યોગ્યતા નિરંતર તે જગ્યામાં હોવી જોઇએ.[૬૬] હે પાર્થ! તે સ્થળ એવું હોવું જોઇએ કે તેની નિકટ જતાં પાખંડી પુરૂષને પણ તપશ્ચર્યા કરવાની ઉત્કંઠા થઈ આવે અને તેના મનમાં તે માટે આસ્થા પણ ઉત્પન્ન થાય.[૬૭] વળી એકાદ માણુસ સહજ વાટે ચાલતાં આકસ્મિક તે સ્થળેજ પહોંચે તો તે કામાતુર થઇને ઘેર જતો હોય તોપણ તેને ત્યાંથી જવાનું મન ન થાય.[૬૮] આ પ્રમાણે જેને તે સ્થળે રહેવાની ઈચ્છા ન હોય તેને પણ તે જગ્યા રોકે અને જનારને બેસાડી દેઇ વૈરાગ્યવૃત્તિને ઢંઢાળીને જાગૃત કરે.[૬૯] એકાદ રાજા કિંવા વિલાસી પુરૂષને પણ તે જગ્યા જોતાં એમજ લાગે કે, આપણું રાજપાટ અને ભોગવિલાસ છોડીને આ સ્થળે રહીએ તો ઠીક.[૭૦] આ પ્રમાણે જે સ્થાન ઉત્તમ અને અતિ શુદ્ધ હોય તે સ્થળે બ્રહ્માનંદનો પ્રત્યક્ષ અનુભવ પ્રાપ્ત થાય છે.[૭૧] વળી સાધકે એક બીજી વાત લક્ષમાં રાખવી. આ વાત એ છે કે તે સ્થળે માત્ર સાધકની વસ્તી હોવી જોઇએ, બીજા મનુષ્યોની આવ જા હોવી જોઇએ નહિ.[૭૨] આવાં સ્થળે જેનાં મૂળો સુદ્ધાં અમૃત જેવાં મિષ્ટ હોય અને જે ફળોથી યુક્ત હોય એવાં વૃક્ષોનું ગીચ જંગલ હોવું જોઇએ.[૭૩] ત્યાં પગલે પગલે પાણીના ઝરા હોવા જોઇએ અને વળી તે ઝરા એવા હોવા જોઇએ કે જેનું પાણી વર્ષાઋતુમાં પણ નિર્મળ રહે. આવા ઝરા

પુષ્કળ હોવા જોઇએ અને તે ઉતરવાને અને પાણી કાઢવાને સહેલા હોવા જોઇએ.[૭૪] વળી તે ઠેકાણે સૂર્યની ઉષ્ણતા સૌમ્ય હોવી જોઇએ અને કદાચિત્ સૂર્યકિરણો સ્વચ્છ પ્રકાશમય હોય તોપણ તેથી તાપ ઉત્પન્ન થાય એવાં તે સખ્ત હોવાં ન જોઇએ; તે સ્થળે વાયુ મંદ અને શીતલ હોવો જોઇએ.[૭૫] ત્યાં બહુધા ગરબડ તો હોવીજ ન જોઇએ. વળી ત્યાં શ્વાપદની ગર્દી ન હોવી જોઇએ; પરંતુ થોડા થોડા પોપટ અને ભ્રમર હોવા જોઇએ.[૭૬] તે સ્થળે બતકો, હંસ બે ચાર ચક્રવાક પક્ષીઓ તથા એકાદ કોકિલ આવીને બેસે તો ફિકર નહિ.[૭૭] નિરંતર પડ્યા પાથર્યા નહિ રહેતા હોય પરંતુ કદિ કદિ આવજા કરતા હોય એવા મોર જો ત્યાં હશે તો તેની કાંઈ હરકત નથી.[૭૮] પરંતુ હે પાંડુકુમાર! અવશ્યમેવ આવી એક જગ્યા શોધી કાઢવી જોઇએ. વળી તે જગ્યામાં એક ગુપ્ત ગુફા કિંવા એકાદ શિવાલય હોવું જોઇએ.[૭૯] અને આ ઉભયમાંથી જે આપણને પસંદ પડે તે સ્થળે બહુધા એકાંતવાસ કરી બેસવું.[૮૦] આવી સર્વ સગવડો જોઈ સ્થળ પસંદ કરવું અને પછી તે સ્થળે ચિત્ત સ્થિર થાય છે કે નહિ તે તપાસવું. મન સ્થિર થયા પછી ત્યાં આસન માંડવું. તે આસનનો પ્રકાર આ પ્રમાણે છે.[૮૧] ઉપર સ્વચ્છ વસ્ત્રની ગરી તેની નીચે કૃષ્ણમૃગનું ચર્મ અને તેની નીચે સાગ્ર દર્ભનું આસન રાખવું જોઇએ.[૮૨] આ દર્ભ કોમળ એક સરખો અને આપોઆપ એક સ્થળે રહે એવી વ્યવસ્થાપૂર્વક જોડેલો હોવો જોઇએ.[૮૩] પરંતુ આ આસન અતિ ઉચ્ચ હશે તો તેથી અંગ ડગમગ થશે, અતિ નીચું હશે તો ભૂમિદોષથી તેને પીડા થશે,[૮૪] માટે તેને અતિ ઉચ્ચ કિંવા અતિ નીચ ન રાખતાં એક સરખું રાખવું. આવી રીતે આસનની યોજના કરવી જોઇએ.[૮૫]

**तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेंद्रियक्रियः।**
**उपविश्यासने युंज्याद्योगमात्मविशुद्धये ॥ १२ ॥**

શ્લોકાર્થઃ—**તે આસનપર બેસી, મનને એકાગ્ર કરી, ચિત્ત અને ઇંદ્રિયોને જીતી, અંતઃકરણની શુદ્ધિને માટે યોગાભ્યાસ કરવો. (૧૨).**

**ઓવી. અર્થઃ**—પછી તે સ્થળે મનની એકાગ્રતા કરી સદ્ગુરૂનું સ્મરણ કરી આત્મસુખનો અનુભવ લેવો[૮૬] તે સ્થળે, અહંભાવ નષ્ટ થઇ અષ્ટ સાત્વિકભાવ અંતર્બાહ્ય ઉત્પન્ન થાય ત્યાં સુધી આદર પૂર્વક સદ્ગુરૂનું સ્મરણ કરવું.[૮૭] વિષયોનું સ્મરણ સુદ્ધાં રહે નહિ, ઇંદ્રિયોની વિષયેચ્છા સર્વાંશે નષ્ટ થઈ જાય અને મનની અસ્વસ્થતા મટી જઇ તે હૃદય સાથે બરાબર જોડાઇ જાય,[૮૮] આવી રીતે સહજ ઐકય સાધ્ય થાય, ત્યાં સુધી થોભવું અને મનને આવો બોધ થયા પછી આસનપર બેસવું.[૮૯] ત્યાર પછી અંગનો અંગથી અને પ્રાણાપાન વાયુનો પ્રાણાપાન વાયુથી નિરોધ કરવો. આ સ્પષ્ટ અનુભવની વાત છે.[૯૦] આ સ્થળે પ્રવૃત્તિ પાછાં પગલાં ભરે છે. અને સમાધિ સહજ સાધ્ય થાય છે. પછી આસનપર બેસતાંજ સર્વ અભ્યાસ આપો આપ પૂર્ણ થાય છે.[૯૧] હવે મુદ્રા કેવી રાખવી તેનું હું વર્ણન કરૂં છું તે સાંભળ. પેટને જંઘા સુધી લાવી આસન કરવું.[૯૨] એક પગ ઉપર બીજો પગ આડો રાખી પગના છેડાને ગુદસ્થાનની સાથે અડકાડી સ્થિર અને સુદ્રઢ રાખવો.[૯૩] જમણો પગ નીચે રાખી, તે વડે વૃષણથી ગુદાસ્થાન પર્યંત રહેલી ઐકયરેષાને વચ્ચે દબાવવી. ત્યાર પછી ડાબા પગને જમણા પગપર સ્વાભાવિક રીતે મુકવો.[૯૪] અપાનદ્વાર અને શિશ્નની વચ્ચે જે ચાર આંગળનું અંતર છે તેની આગળ પાછળની દોઢ દોઢ આંગળ જગા છોડી,[૯૫] મધ્યમાં રહેલી એક આંગળ જગ્યાને શરીરને અદ્ધર ઉંચકી રાખી, પગના છેડાના ઉપલા ભાગવતી દબાવવી.[૯૬] શરીરને ઉંચકી રાખ્યું છે એમ જણાવા ન દેતાં પીઠની કરોડના અંતિમ ભાગને ઉંચકવો અને બન્ને પગના ઘુંટણને બરાબર રાખવાં.[૯૭] પછી હે પાર્થ! એ શરીર ઘુંટણનાં અગ્રપર આધાર વિના

પોતાની મેળેજ રહે છે.[૯૮] હે અર્જુન! આ મૂળબંધ નામક આસનનાં લક્ષણો છે. એનુંજ વજ્રાસન એવું એક ગૌણ નામ છે.[૯૯] આવી રીતે મૂળબંધ આસન સાધ્ય થયું એટલે શરીરના નીચલા ભાગનો રસ્તો બંધ થાય છે અને ભીતર રહેલો અપાનવાયુ ઉપર ચઢવા માંડે છે.[૨૦૦]

**समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः।**
**संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन्॥ १३॥**

શ્લોકાર્થઃ—સાધકે સ્વતઃ સ્થિર થઈ મસ્તક અને ગરદનને બરાબર સ્થિર રાખવાં અને નાસિકાગ્રપર દૃષ્ટિ રાખી આમ તેમ ન જોતાં યોગાભ્યાસ કરવો. (૧૩)

**ઓવી અર્થઃ**—પછી ડાબા પગપર બે હાથ સહજ દડીઆને આકારે થઇ જાય છે અને સ્કંધ ઊંચી થાય છે.[૧] પછી શરીર સ્થિર રહેવાથી શિરકમળ અંદર પેસે છે અને આંખની પાંપણો મીંચાવા લાગે છે.[૨] ઉપરની પાંપણો નીચે આવે છે અને નીચલી પાંપણો પ્રફુલ્લિત થવાથી મોટી થાય છે. એમ થવાથી ડોળા અર્ધા ઉઘડેલા અને અર્ધા મીંચાયેલા રહે છે.[૩] આવી રીતે દૃષ્ટિ અંદરની અંદર રહે છે અને બહુ બહાર આવે તો નાસિકાગ્ર સુધીજ આવે છે.[૪] દૃષ્ટિ અંદરની અંદર કાયમ થઈ પુનઃ બહાર આવતી નથી; તેથી તે નાસિકાગ્રપર સ્થાયી થાય છે.[૫] આથી અન્ય દિશા તરફ જોવાની કિંવા સૌંદર્ય જોવાની અભિલાષા આપો આપ નષ્ટ થાય છે.[૬] પછી ગળાની નળી અંદર પેસી જાય છે અને હડપચી ગળાની નીચેના ખાડાને અડકે છે તથા છાતીને સુદૃઢ રીતે દાબી રાખે છે.[૭] હે પાંડુ કુમાર! પછી કંઠમણિ અદ્રશ્ય થઈ જાય છે. આવી રીતે જે મુદ્રા બને છે તેને 'જાળંધર બંધ' કહેવામાં આવે છે.[૮] નાભિ ફુલી આવે છે, પેટ સપાટ થઇ જાય છે તથા હૃદયકોષ ભીતર પ્રસરે છે.[૯] હે અર્જુન! ગુહ્યદ્વારના ઉપરના ભાગમાં અને નાભિના નીચેના ભાગમાં જે મુદ્રા બને છે તેને 'વોઢિયાણા બંધ' કહેવામાં આવે છે.[૧૦] આવી રીતે શરીરના બાહ્ય ભાગમાં અભ્યાસક્રમ શરૂ થયો.

**प्रशांतात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः।**
**मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः॥ १४॥**

શ્લોકાર્થઃ—યોગીએ અંતઃકરણ શાંત રાખી, નિર્ભય બની, બ્રહ્મચર્ય વ્રત પાળી, મનઃસંયમ કરી, મારૂં ચિંત્વન કરી મત્પરાયણ બની ધ્યાનસ્થ રહેવું. (૧૪).

**ઓવી અર્થઃ**—એટલે આંતર મનોધર્મનું બળ નષ્ટ થાય છે;[૧૧] અર્થાત્ કલ્પનાનો હ્રાસ થાય છે, મનઃપ્રવૃત્તિ બંધ પડે છે અને મનોવિકાર આપોઆપ નિર્મૂળ થાય છે.[૧૨] ક્ષુધા ક્યાં ગઈ અને નિદ્રાનું શું થયું? તેનું સ્મરણ સુદ્ધાં રહેતું નથી,[૧૩] 'મૂલ બંધ' થી અવરોધિ થયેલો અપાનવાયુ પાછો ફર્યો એટલે તે સહજ ઉપર જઇને આંતરડાંને ફુલવે છે.[૧૪] તે ક્ષોભ પામી બળવત્તર થાય છે; જ્યાં જ્યાં અટકે છે. ત્યાં ત્યાં અવાજ કરે છે અને જઈ જઇને લિંગચક્રની સાથે અથડાય છે.[૧૫] પછી આવી રીતે નિરોધ પામેલો વંટોળીઓ પેટમાં ચારેગમ દોડાદોડ કરીને જ્યાં ત્યાં ખળભળાટ કરી મુકે છે અને બાલ્યાવસ્થાથી સંચિત થયેલા દુર્ગંધી મળને બહાર કાઢવાનો પ્રયાસ કરે છે.[૧૬] આ વાયુ પેટમાં દોડાદોડ કરીને અટકતો નથી, પરંતુ કોઠામાં પ્રવેશે છે અને પિત્ત કફનો નાશ કરે છે.[૧૭] તે સપ્ત ધાતુની ખાણ ઓળંગી જાય છે, મેદના પર્વતો તોડીને ચૂર્ણ કરી નાંખે છે અને હાડમાંના રસને બહાર કાઢી નાંખે છે.[૧૮] પછી તે નાડીઓને છૂટી પાડે છે, અવયવોને શિથિલ કરે છે અને યોગસાધન કરનારાના હૃદયમાં ભીતિ ઉત્પન્ન કરે છે. પરંતુ આથી જરાપણ બ્હીવું જોઇએ નહિ.[૧૯] તે વ્યાધિ ઉત્પન્ન કરે છે અને તરતજ તેનો નાશ કરે છે. વળી તે પાણીવાળા–ભેજવાળા પદાર્થો અને

પૃથ્વી-સ્થૂલજડ પદાર્થોને એકત્ર કરી દે છે.[૨૦] હે અર્જુન! હવે બીજી તરફ શું બને છે તે આપણે જોઈશું. પ્રથમ આસનની ઉષ્ણતાથી કુંડલિની નામની શક્તિ જાગૃત થાય છે.[૨૧] જે પ્રમાણે નાગણનાં કુંકુમમંડિત બચ્ચાંઓ ગુંચળાં વળીને સુએ છે,[૨૨] તે પ્રમાણે કુંડલિની નાનાં નાનાં આડાં ગુંચળાં વાળીને નીચું મોં કરીને નિદ્રિત થયેલી હોય છે.[૨૩] તે વિદ્યુલ્લતાનાં કંકણ કિંવા અગ્નિજ્વાલાની ઘડી અથવા ઘસીને ચકચકિત કરેલા સુવર્ણના વેઢની પેઠે,[૨૪] નાભિકંદમાં લપાઈને બેઠેલી હોય છે, પરંતુ તે 'મૂળબંધ' ની ચિમટીથી જાગૃત થાય છે.[૨૫] જાણે નક્ષત્ર ખરી પડયું ન હોય? કિંવા જાણે સૂર્ય આસનભ્રષ્ટ ન થયો હોય? તે પ્રમાણે ચકચકાટ મારતી કિંવા જાણે પ્રકાશનાં બીજને અંકુરજ ફુટયો હોય તેવો ઝગઝગાટ કરતી[૨૬] કુંડલિની પોતાનું આળસ મરડી પોતાનાં ગુંછળાંઓ સીધાં કરી નાભિકમળપર વેલની પેઠે ઉભી રહે છે.[૨૭] તે સાહજિક રીતેજ ઘણા દિવસોથી ક્ષુધાતુર હોય છે, તેમાં વળી તેને જાગૃત કર્યાનું નિમિત્ત થયું એટલે તે મુખ ફાડીને આવેશ સહિત બરાબર સીધી ઉભી રહે છે.[૨૮] હે કિરીટી, પછી તે હૃદયકમળની નીચે ભરાયેલા પવનને જોરથી આલિંગન આપે છે.[૨૯] અને મુખમાંની જ્વાળાદ્વારા ઉપર નીચેના માંસાદિકના ગ્રાસ કરી તેને ખાવા મંડે છે.[૩૦] જે ઠેકાણે માંસ હોય તેનો તો તે સહજ ગ્રાસ કરે છે અને પછી શેષ રહેલા ભાગોનો પણ ગ્રાસ કરે છે.[૩૧] પછી પગનાં તળીઆં અને હાથની હથેલીનું શોધન કરે છે, ઉર્ધ્વભાગોનો નાશ કરે છે અને પ્રત્યેક અંગ ઉપાંગ તથા પ્રત્યેક સાંધાની ઝડતી લઈ નાંખે છે.[૩૨] પોતાની મૂળ જગા ન છોડતાં તે નખમાંનું સત્ત્વ પણ કાઢી નાંખે છે અને ત્વચાનું ક્ષાલન કરી અસ્થિ તથા શિરાઓને એકત્ર કરી નાંખે છે.[૩૩] ત્યારપછી તે અસ્થિની નળીઓમાંના રસને બહાર કાઢી નાંખીને શિરામાંના ગર્ભને શુષ્ક કરી નાંખે છે. આથી બહારના વાળોનાં મૂળ કપાઈ જાય છે.[૩૪] ત્યારપછી તે સપ્તધાતુના સાગરમાં પોતાની તૃષાની નિવૃત્તિ કરે છે અને શરીરના પ્રત્યેક ભાગને તદ્દન શુષ્ક કરી નાંખે છે.[૩૫] નાસિકાદ્વારમાંથી નીકળીને પ્રાયઃ બાર આંગળના વિસ્તારમાં જે વાયુ પ્રસરે છે, તેની ગલચી પકડીને તેને અંદર ઘુસાડી દે છે.[૩૬] આ વખતે પ્રાણ અને અપાન એ ઉભય પ્રકારના વાયુ આકુંચિત થાય છે. પ્રાણ અપાનને દાબીને પકડે છે અને આ ઉભયનાં આલિંગન સ્થળે ચક્રોની ઉત્પત્તિ થાય છે.[૩૭] પ્રાણ અને અપાન એ ઉભય વાયુ તેજ વખતે એકત્ર થઈ જવાનો સંભવ છે, પરંતુ કુંડલિની ક્ષણભર ગભરાઈને તે ઉભયને કહે છે કે-તમે પાછા જાઓ. અહીંઆં તમારૂં શું કામ છે?[૩૮] હે અર્જુન! સાંભળ તે શરીરમાંના સર્વ પૃથ્વીમય (જડ) ભાગને સ્વાહા કરી જાય છે અને લેશ પણ અવશિષ્ટ રહેવા દેતી નથી; વળી તેજ પ્રમાણે તે સર્વ ઉદકમય ભાગને પણ લુછીને ચાટી જાય છે.[૩૯] આ રીતે બે ભૂતોને ખાઈ તૃપ્ત થયા પછી તે સૌમ્ય થઈ સુષુમ્ણા નાડીની પાસે રહે છે.[૪૦] તે સ્થળે તૃપ્તિના આવેશમાં તે મુખદ્વારા સર્વ વિષને ઓકી નાંખે છે અને શરીરમાં કેવળ પરમશુદ્ધ અમૃતજ અવશિષ્ટ રહે છે. શેષ રહેલા અમૃતના યોગથી પ્રાણનું સંરક્ષણ થાય છે.[૪૧] તે વિષરૂપી અગ્નિ બહાર નીકળી જાય છે અને શરીરના સર્વ દાહને શમાવે છે; આથી શરીરમાંથી પૂર્વે જતું રહેલું સામર્થ્ય પુનઃ આવવા માંડે છે.[૪૨] નાડીની પ્રવૃત્તિ બંધ થાય છે અને નૂતન વાયુના સર્વ વ્યાપારો અટકી પડે છે; અર્થાત્ શરીરના ધર્મ નાશ પામે છે.[૪૩] ઇડા અને પિંગળા એક થઇ જાય છે, ત્રણે ગ્રંથી છૂટી પડી જાય છે અને છ ચક્રના સંબંધી વિષયને પ્રાપ્ત થાય છે.[૪૪] પછી ચંદ્ર અને સૂર્યનામક વાયુ શોધ્યા જડતા નથી.[૪૫] બુદ્ધિનો વિકાસ થતો અટકે છે અને નાકમાં શેષ રહેલો સુગંધ કુંડલિની સાથે સુષુમ્ણામાં પ્રવેશે છે.[૪૬] તે વખતે ભ્રુકુટીચક્રમાં આવેલો ચંદ્રામૃતનો તળ ભાગ ધક્કા વાગવાથી ધીમે ધીમે વક્ર થાય છે અને તેમાંનું અમૃત કુંડલિનીના મુખમાં પડવા લાગે છે.[૪૭] આથી તે

અમૃતરસથી પ્રપૂર્ણ થઇ સમસ્ત શરીરમાં અમૃત પ્રસારે છે અને આ અમૃત પ્રાણવાયુની સહાયથી જ્યાંનો ત્યાં પ્રખર થઈ જાય છે.[૪૮] તપ્ત કરેલા મુસમાંથી મીણ નષ્ટ થયા પછી જે પ્રમાણે રેડેલા રસથી તે મુસ પ્રપૂર્ણ થઇ જાય છે (મુસનો આકાર રસને પ્રાપ્ત થાય છે),[૪૯] તેજ પ્રમાણે તે શરીર એટલું તેજસ્વી બને છે કે જાણે મૂર્તિમંત તેજનો અવતાર થયો હોયની![૫૦] ઘણી વાર એમ બને છે કે સૂર્ય અભ્રદળથી આચ્છાદિત થઇ જાય છે, પરંતુ જ્યારે તે આચ્છાદન નીકળી જાય છે ત્યારે તે પૂર્વની પેઠે પ્રકાશવા લાગે છે.[૫૧] તેજ પ્રમાણે શરીર પર ત્વચાનું નિરર્થક ઢાંકણુ હોય છે તે જ્યારે છાલની પેઠે નીકળી જાય છે,[૫૨] ત્યારે તે શુદ્ધ સ્ફટિક જેવું અથવા રત્નરૂપ બીજને ફુટેલા અંકુર જેવું તેજસ્વી દેખાય છે. તેના પ્રત્યેક અવયવની કાંતિ અપૂર્વ તેજને ધારણ કરે છે.[૫૩] જાણે સંધ્યાકાળના આકાશના રંગમાંથી તે શરીર બનાવ્યું ન હોય! કિંવા આત્મચૈતન્યના તેજની પ્રતિમાજ ગોઠવી દીધી ન હોય![૫૪] કિંવા કુકુંમથી ભરેલી મૂર્ત્તિ અથવા આત્મરસથી પ્રપૂર્ણ મૂર્તિમંત શાંતિજ હોયની! એવી શોભા તે શરીર ધારણ કરે છે.[૫૫] તે આનંદ રૂપી ચિત્તનો રંગ કિંવા પરબ્રહ્મ સુખનું સ્વરૂપ અથવા સંતોષરૂપી વૃક્ષનો રોપો છે કે શું? એવો તેનો ભાસ થાય છે.[૫૬] તે સુવર્ણ ચંપાની પૂર્ણ વિકસિત કળિ કિંવા અમૃતનું પુતળું અથવા મૃદુતાનો ભંડારજ હોયની! તેમ ભાસે છે.[૫૭] જે પ્રમાણે શરદ ઋતુની પૂર્ણિમાના શાંતિપ્રદ ચંદ્રબિંબો શોભે છે કિંવા મૂર્તિમંત તેજ આસનારૂઢ થઈ શોભે છે;[૫૮] તે પ્રમાણે કુંડળીની જ્યારે અમૃતપ્રાશન કરે છે, ત્યારે તેનું શરીર અત્યંત તેજથી પ્રકાશવા લાગે છે. અરે! આવી સ્થિતિ પ્રાપ્ત થતાં તે શરીરથી યમ સુદ્ધાં ડરે છે.[૫૯] વૃદ્ધાવસ્થા પાછાં પગલાં ભરે છે, તારૂણ્યનો મદ લુપ્ત થાય છે અને પુનઃ બાલ્યાવસ્થા પ્રાપ્ત થાય છે.[૬૦] વયમાં તે બાળક જેવડોજ લાગે છે પરંતુ અતિશય પરાક્રમ કરે છે અને તેનામાં અનુપમ ધૈર્ય હોય છે.[૬૧] જાણે સુવર્ણ વૃક્ષને નવા મોર આવી નિત્ય નવી નવી રત્નકલિઓ ફુટતી ન હોય! તે પ્રમાણે તે પુરૂષને નવા નવા નખો નીકળે છે અને તે સતેજ દેખાય છે.[૬૨] તેને દાંત પણ નવીન આવે છે, પરંતુ તે અતિશય સૂક્ષ્મ હોય છે અને જાણે બન્ને બાજુએ રત્નપંક્તિજ શોભતી ન હોય! તે પ્રમાણે તે પ્રકાશે છે.[૬૩] સર્વાંગે રોમનાં અગ્રો સૂક્ષ્મ માણિક્યપાંખડીઓની પેઠે સતેજ દેખાય છે.[૬૪] હસ્તપાદનાં તળીઆં કમળવત્ રક્ત દેખાય છે અને આંખના ડોળા સ્વચ્છ તથા તેજસ્વી દેખાય છે. વધારે શું વર્ણન કરીએ?[૬૫] જે પ્રમાણે મોતી પરિકવ દશાને પ્રાપ્ત થતાં પુલવાથી છીપમાં માતાં નથી, તેથી છીપના સાંધા તુટી જાય છે,[૬૬] તે પ્રમાણે દ્રષ્ટિ પાંપણની વચ્ચે ન માતાં તે દૂર સુધી પહોંચી બહાર નીકળી પડતી હોય એમ દેખાય છે. તે દ્રષ્ટિ અર્ધીજ હોય છે, પરંતુ ગગનમંડળને વ્યાપ્ત કરી દે છે.[૬૭] હે અર્જુન! સાંભળ. તેના દેહની સુવર્ણ જેવી કાંતિ થાય છે, તોપણ તે સર્વાંશે વાયુમય હોય છે (અર્થાત્ તે વાયુ જેટલો હલકો હોય છે). કારણ કે તેમાં પાણી અને પૃથ્વીનો ભાગ જરા પણ રહેતો નથી.[૬૮] પછી તેને સમુદ્રપારની વસ્તુઓ પણ દેખાય છે. તે સ્વર્ગમાં ચાલતી મસલતો પણ સમજી શકે છે અને મૂગાના મનના ભાવ પણ સમજી શકે છે.[૬૯] તે વાયુરૂપી અશ્વપર સ્વાર થઈ શકે છે, તે પાણીપર ચાલી શકે છે અને એ રીતે પ્રસંગાનુસાર તેને અનેક સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે.[૭૦] પ્રાણવાયુનો હસ્ત ગ્રહણ કરી હૃદયાકાશનાં પગથીઆં કરી સુષુમ્ણાના દાદરેથી હૃદયમાં આવેલી,[૭૧] અને જીવાત્માને શોભા આપનારી જે કુંડલિની જગદંબા તે જગદ્બીજનો ગર્ભ જે જીવ તેપર આચ્છાદન કરે છે.[૭૨] તે નિરાકાર બ્રહ્મની સાકારમૂર્તિ, પરમાત્મા શિવનું સંપુષ્ટ અને ૐકારની તો સાક્ષાત જન્મભૂમિજ છે.[૭૩] વધારે શું કહેવું? તે કુંડલિની બાલા હૃદયમાં જાગૃત થઈ એટલે અખંડ ૐકાર ધ્વનિ થવા લાગે છે.[૭૪] બુદ્ધિ તે કુંડલિનીની પાસે રહેતી હોવાથી તેના કાનમાં કિંચિત્ ૐકારધ્વનિ

જાય છે.[૭૫] ઘોષની કુંડીમાં ધ્વનિ તથા નાદરૂપી ૐકારના આકારનાં રેખેલાં રૂપો નીકળે છે.[૭૬] આ વાતો કલ્પનાથીજ જાણી શકાય છે, પરંતુ કલ્પના કરનારજ ક્યાંથી આણવો? (કારણ કે તેનું તો જીવાત્મા સાથે ઐક્ય થયેલું હોય છે) માટે તે હૃદયાકાશમાં કેવી ગર્જના થાય છે તે સમજી શકાતું નથી.[૭૭] હે અર્જુન! હું તને એક વાત કહેતાં વિસરી ગયો છું. આ વાત એ છે કે જ્યાં સુધી પ્રાણ, અપાન પ્રભૃતિ વાયુનો નાશ થતો નથી, ત્યાં સુધી હૃદયાકાશને વાચા હોય છે અને તેથીજ શબ્દની ઉત્પત્તિ થાય છે.[૭૮] તે અખંડ ૐકારના મેઘગર્જના જેવા ધ્વનિથી હૃદયાકાશ ધમધમી રહે છે, ત્યારે બ્રહ્મરંધ્રનું દ્વાર સહજ ઉઘડી જાય છે.[૭૯] કમળમાંનાં પોલાણની પેઠે હૃદયાકાશમાં જે અવકાશ હોય છે ત્યાં ચૈતન્ય અધાંતરે વસે છે. ( પૂર્ણવાસ હોતો નથી )[૮૦] તે આત્માને ઘેર કુંડલિની પરમેશ્વરી પરોણી આવ્યાથી તેજરૂપની મિજબાની આપવામાં આવે છે.[૮૧] તે વખતે બુદ્ધિરૂપી શાક સહિત પાત્ર પીરસીને, જેમાં દ્વૈતનો છાયો પણ ન હોય એવી મિજબાની આપવામાં આવે છે.[૮૨] કુંડલિની પોતાની તેજરૂપી કાંતિનો પરિત્યાગ કરી વાયુરૂપ બને છે, તે વખતે તે જાણે પ્રત્યક્ષ વાયુ પૂતળી પોતાનાં પીતાંબર કાઢીને મૂળ સ્વરૂપમાં ઉભી હોયની એવી લાગે છે![૮૩-૮૪] કિંવા દીપકજ્યોતિ પવન લાગવાથી બુઝાઈ જાય છે, અથવા વિદ્યુલ્લતા ગગનમાં ચમકારો મારીને ઝટ વિલુપ્ત થઇ જાય છે,[૮૫] તે પ્રમાણે તે હૃદયકમળ પર્યંતની સુવર્ણની જાડી કાંબી જેવી સતેજ કિંવા તેજરૂપી પાણીના ઝરા પ્રમાણે વહેતી આવેલી દિસે છે.[૮૬] પછી તે હૃદયરૂપી પોકળ ભૂમિમાં અકસ્માત્ સમાઈ જાય છે, તે વખતે કુંડલિની શક્તિનું રૂપ શક્તિમાંજ લય પામે છે.[૮૭] આવી સ્થિતિ થયા પછી તે શક્તિજ કહેવાય છે, બાકી વસ્તુતઃ તે પ્રાણજ છે; પરંતુ તે વખતે ધ્વનિ, કળા, જ્યોતિ એનો નાશ થઇ જાય છે.[૮૮] ત્યાર પછી મનઃસંયમ, વાયુનું અદ્ધર રહેવું કિંવા ધ્યાન ધરવું એ પણ નષ્ટ થઈ જાય છે.[૮૯] તથા કલ્પના કરવી, કલ્પનાનો ત્યાગ કરવો એ ખટપટ પણ નાશ પામે છે. આવા વ્યાપારો બંધ થાય છે. માટે કુંડલિની એ કેવળ પંચ મહાભૂતોને વાટી નાંખવાનું મુશળજ છે.[૯૦] શરીરનો શરીરથી નાશ કરવો, એ યોગશાસ્ત્રના સ્વામી જે શંકર તેણે રચેલા સિદ્ધાંતનો અભિપ્રાય છે. તેનો હેતુ શ્રી મહાવિષ્ણુએ પ્રદર્શિત કર્યો છે.[૯૧] (જ્ઞાનેશ્વર કહે છે કે) તે મહાવિષ્ણુના સંકેતથી ગ્રંથિઓ છોડી વસ્ત્રની યથાર્થ ગડી કરી શ્રોતાજ આ માલના ગ્રાહક છે એમ સમજી મેં તે તેમની સમક્ષ સાદર કર્યો છે.[૯૨]

**युंजन्नेवं सदात्मानं योगी नियतमानसः ।**
**शांति निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥ १५ ॥**

**શ્લોકાર્થ:**—આ પ્રકારે સર્વ કાળ પોતાનું અંતઃકરણ સમાધિમાં સ્થિત કરી મનોનિગ્રહ કરનાર યોગીને, મોક્ષ એજ જેનું પરમ ફળ છે એવી મારા સ્વરૂપમાં રહેલી શાંતિ પ્રાપ્ત થાય છે. (૧૫)

**ઓવી અર્થ:**—જે વખતે શક્તિનું તેજ નષ્ટ થાય છે, તે વખતે દેહનું રૂપ નાશ પામે છે અને યોગી એટલું સૂક્ષ્મ રૂપ ધારણ કરે છે કે તે લોકોને દેખાતો પણ નથી.[૯૩] બાકી તેનું શરીર પૂર્વવત્ સાવયવ હોય છે, પરંતુ તે કેવળ વાયુમયજ હોય છે.[૯૪] જે પ્રમાણે કેળની છાલ કાઢી નાંખીને કેવળ ગર્ભ ભાગનેજ ઉભો રાખવામાં આવે કિંવા જે પ્રમાણે આકાશને અવયવો ફુટે તેજ પ્રમાણે તેના અવયવો હોય છે.[૯૫] આ પ્રમાણે શરીર બન્યા પછી તેને આકાશમાં સંચાર કરનાર કહેવામાં આવે છે. અને આવું શરીર પ્રાપ્ત થયા પછી તેની દેહ લોકોને આશ્ચર્યકારક લાગે છે.[૯૬] યોગ સાધ્ય કરનાર સાધક ચાલી જવા પછી પાછળ જે પગલાં પડે છે તે પ્રત્યેક પગલાંની આગળ અણિમાદિક સિદ્ધિઓ બે હાથ જોડીને ઉભી રહે

છે.[૯૭] પરંતુ હે ધનંજય ! સાંભળ; તે અણિમાદિક સિદ્ધિઓનું તેને શું કામ છે ? પૃથ્વી, અપ અને તેજ આ ત્રણ ભૂતોનો દેહમાંને દેહમાંજ લય થાય છે.[૯૮] પૃથ્વીને ઉદક ખાઇ જાય છે, ઉદકને અગ્નિ સ્વાહા કરે છે અને હૃદયમાંના અગ્નિનો વાયુ નાશ કરે છે.[૯૯] પાછળ માત્ર વાયુ અવશિષ્ટ રહે છે, તે શરીરની આકૃતિનોજ હોય છે, પરંતુ તે પણ કેટલીક વારે નીકળીને બ્રહ્મરંધ્ર આકાશમાં જઇ મળે છે.[૩૦૦] તે વખતે કુંડલિની નામ નષ્ટ થઈ જાય છે અને તેને ફક્ત મારૂત્ એ નામ પ્રાપ્ત થાય છે. પરંતુ તે બ્રહ્મમાં ભળી જાય ત્યાં સુધી તેની શક્તિ કાયમજ રહે છે.[૧] ત્યાર પછી જાળંધર બંધને છોડી, કાકીમુખ ( કંઠસ્થાન ) ને ફોડી બ્રહ્મરંધ્ર આકાશના પર્વત પર પ્રવેશ કરે છે.[૨] તે ૐકારની પીઠપર પગ મુકી પશ્યંતી વાચાની ભૂમિકાને પાછળ મૂકી દે છે.[૩] પછી ૐકારમાંની અર્ધ વર્તુલાકાર માત્રાને પાછળ નાંખી, જે પ્રમાણે નદી સાગરને મળે છે તે પ્રમાણે તે બ્રહ્માકાશમાં જઈ મળે છે.[૪] પછી મસ્તકના અવકાશમાં ( બ્રહ્મરંધ્રમાં ) સ્થિર થઈ, હું બ્રહ્મ છું એવી ભાવનાથી બાહુ પ્રસારી તે પરબ્રહ્મને આલિંગન દઈને તેમાં એક રૂપ થઇ જાય છે.[૬] જે પ્રમાણે સમુદ્રનું પાણી મેઘને દ્વારે જઇ, પછી જમીનપર વર્ષી નદી માર્ગે પુનઃ સમુદ્રનેજ આવી મળે છે,[૭] તે પ્રમાણે હે અર્જુન! દેહ નિમિત્તે જીવાત્મા બ્રહ્મપદમાં પ્રવેશ કરે છે,[૮] પછી હું ભિન્ન છું અને આત્મા ભિન્ન છે કિંવા અમે ઉભય એકજ છીએ એવો વાદવિવાદ અવશિષ્ટ રહેતોજ નથી.[૯] આકાશ આકાશમાં મળે છે એવું જે એક સત્ય છે તેનો જે કોઈ અનુભવ લેશે તેનેજ સિદ્ધિ પ્રાપ્ત થશે.[૧૦] માટે ત્યાંની વાતો શબ્દોદ્વારા વ્યક્ત કરી શકાતી નથી.[૧૧] હે અર્જુન ! વાસ્તવિક કહીએ તો અભિપ્રાય પ્રદર્શિત કરવાનો ગર્વ ધરનારી જે વાણી તેને સુદ્ધાં એનો પત્તો લાગતો નથી.[૧૨] ભ્રુકુટિના અંતરમાં મકારનો પણ પ્રવેશ થતો નથી, તે પ્રમાણે એકલા પ્રાણવાયુને સુદ્ધાં આકાશમાં જતાં સંકટ પડે છે.[૧૩] તે વાયુ ત્યાં ગયા પછી તદાકાર થાય છે, ત્યારે તેનો મહિમા વર્ણવવાને શબ્દોનો ભંડાર પણ ખૂટી જાય છે. આ વખતે આકાશનું શરીર પણ સંકોચ પામે છે.[૧૪] જ્યાં અવ્યક્ત સ્થિતિના ગર્ભમાં મહદાકાશનો પણ પત્તો લાગતો નથી, ત્યાં શબ્દોની દાદ તે કોણ સાંભળે ?[૧૫] માટે એ બ્રહ્મ અક્ષરની મર્યાદામાં આવી શકે, કિંવા શ્રવણ વિષયની કક્ષામાં મૂકી શકાય એમ નથી; એ વાત તું ત્રિગુણ સત્ય જાણજે.[૧૬] જે વખતે કાંઇ દૈવસંયોગે એનો અનુભવ થાય છે તે વખતે એ અનુભવ લેનાર મનુષ્ય તેમાં તદ્રૂપ થઈ જાય છે.[૧૭] પછી ત્યાંની સ્થિતિ જાણવાનું કાર્ય એમનું એમ અટકી પડે છે; માટે હે ધનુર્ધર ! એ વિષે ગમે તેટલું બોલીએ તે સર્વ વ્યર્થ છે.[૧૮] આ પ્રમાણે સર્વ કથન આપો આપ બંધ પડે છે; સર્વ સંકલ્પો શમી જાય છે અને તેથી ત્યાં વિચારોની પણ દાદ લાગતી નથી.[૧૯] તે બ્રહ્મસ્વરૂપ કેવું છે ? તે સહજ સ્થિતિનું સૌંદર્ય અને સમાધિ અવસ્થાનું તારૂણ્ય છે, તેને આદિ નથી અને તેનું માપ કરી શકાતું નથી.[૨૦] તે વિશ્વનો આધાર અને યોગ રૂપ વૃક્ષનું ફળ છે, અને આનંદનું તો કેવળ જીવન છે.[૨૧] ત્યાં આકાશનો અંત આવી જાય છે, અર્થાત્ તે મોક્ષની કેવળ સ્થિતિ હોવાથી તે સ્થળે આદિ અને અંતનો લય થઈ જાય છે.[૨૨] તે બ્રહ્મ પંચમહાભૂતોનું મૂળ કારણ અને મહા તેજોનું તેજ છે. સારાંશ, હે પાર્થ તે બ્રહ્મ મારૂં મૂળ સ્વરૂપ છે.[૨] સાધુવૃંદોપર નાસ્તિકોએ જ્યારે અત્યાચાર કર્યો ત્યારે તેજ ચતુર્ભુજ મૂર્તિ આ સ્વરૂપમાંથી આકારને પ્રાપ્ત થઇ.[૨૪] હે અર્જુન ! આવું જે મહાસુખ છે તે અવર્ણનીયજ છે; પરંતુ તેની પ્રાપ્તિ થાય ત્યાં સુધી જે પુરૂષો અવ્યાહત પ્રયત્નો કરે છે, તે પુરૂષો સ્વયમેવ સુખરૂપ થાય છે.[૨૫] મેં જે અષ્ટાંગ યોગનાં સાધનો બતાવ્યાં તે જેઓ સ્વતઃ શરીરદ્વારા કરે છે, તે યોગથી તૈયાર થયા પછી મારીજ યોગ્યતાએ પહોંચે છે.[૨૬] આવા યોગીઓનાં શરીરો તેમની દેહાકૃતિ રૂપીપાત્રમાં જાણે, પરબ્રહ્મ રસજ ન ભરી કાઢયો હોય તેવાં સતેજ લાગે છે.[૨૭] જ્યારે અંતરમાં આ અનુભવ પ્રાપ્ત થાય

છે, ત્યારે સર્વ વિશ્વનો લય થઇ જાય છે." આ કથન સાંભળી અર્જુન બોલ્યો "હે દેવ! આપે જે કહ્યું તે સત્ય છે.[૨૮] હે પ્રભો ! આપે જે ઉપાયો બતાવ્યા, તે બ્રહ્મપ્રાપ્તિનું સ્થાન છે; માટેજ ત્યાં બ્રહ્મ સાક્ષાત્કાર થાય છે.[૨૯] આપે જે માર્ગ બતાવ્યો તેનો દ્રઢ અભ્યાસ કરનારાઓ ખરેખર બ્રહ્મપદને પામે છે, એ આપના કહેવાથી હું સમજી શકયો છું.[૩૦] હે દેવ! આપે કહેલી વાત સાંભળતાંજ ચિત્તમાં જ્ઞાન ઉત્પન્ન થાય છે, તો પછી તેનો અનુભવ લેનારને તદ્રૂપતા શા માટે પ્રાપ્ત ન થાય ?[૩૧] માટે આપે જે કહ્યું તેમાં લેશ પણ સંશયનો અવકાશ નથી. પરંતુ હું ક્ષણભર જે વિનંતિ કરૂં છું તે તરફ લક્ષ આપશો.[૩૨] હે કૃષ્ણ ! હમણાં તમે મને જે યોગ સંભળાવ્યો તે મને અત્યંત પસંદ પડયો. પરંતુ મારી યોગ્યતા કમી હોવાને લીધે મારાથી તેનું આચરણ થઈ શકનાર નથી.[૩૩] મારા અંગમાં જેટલી શક્તિ છે તે સર્વનો વ્યય થઇ જતાં પણ જો એની સિદ્ધિ થઇ શકતી હોય તોયે હું મહા આનંદથી તેનો અભ્યાસ કરીશ.[૩૪] હે દેવ ! આપ જે કહો છો તે પ્રમાણે હું કરી શકીશ નહિ, માટે મારી યોગ્યતા પ્રમાણે મારાથી જે કાંઇ બની આવે તે સંબંધે આપને કાંઈ પ્રશ્ન કરવો,[૩૫] એવી મારા મનમાં ઇચ્છા થવાથી હું આપને પુછું છું. હે દેવ ! આ તરફ આપ લક્ષ આપો.[૩૬] મહારાજ ! આપે જે યોગ-સાધન બતાવ્યાં તે મેં સાંભળ્યાં. પરંતુ ગમે તે માણસ એનો અભ્યાસ કરે તો શું તેને એ યોગની પ્રાપ્તિ થશે કે ?[૩૭] કિંવા યોગ્યતા વિના એ પ્રાપ્તજ થઈ શકશે નહિ એમ છે ?" શ્રીકૃષ્ણ અર્જુનને પ્રત્યુત્તર આપતાં બોલ્યા "હે અર્જુન ! આવા પ્રશ્નો તું શા માટે પૂછે છે ?[૩૮] આ યોગાભ્યાસતો જાણે ખરેખર મોક્ષદાતાજ છે; પરંતુ અન્ય કોઇ સાધારણ બાબત હોય તે પણ શું અધિકારની યોગ્યતા વિના પ્રાપ્ત થશે કે ?[૩૯] પરંતુ જેને યોગ્યતા કહેવામાં આવે છે તે પ્રાપ્તિની પૂર્વે સમજી શકાતી નથી. કારણકે અધિકારી થયા પછી જો કાર્ય આરંભવામાં આવે છે તો તે તત્કાળ સિદ્ધ થાય છે.[૪૦] પરંતુ આ સ્થળે તેની કાંઇ અડચણ નથી અને યોગ્યતાની કાંઇ એકાદ ખાણ હોય છે કે ?[૪૧] જે થોડીશી વિરક્તિ ધારણ કરી દેહના ધર્મનું વ્યવસ્થિત નિયમન કરશે તે શું અધિકારી નહિ થશે કે ?[૪૨] આ યુક્તિથી તો એ પણ સિદ્ધ થાય છે કે એટલી યોગ્યતા તો તારામાં પણ છે." શ્રીકૃષ્ણ ભગવાને આ પ્રમાણે અર્જુનનું તે સમયનું સંકટ ફેડયું.[૪૩] પછી તે બોલ્યા "હે પાર્થ ! આ યોગ પ્રાપ્તિની આવી વ્યવસ્થા છે. પરંતુ અવ્ય-સ્થિત મનુષ્યને કદિ પણ તેની પ્રાપ્તિ થવાનો સંભવ નથી.[૪૪]

**नात्यश्नतस्तु योगोऽस्ति न चैकांतमनश्नतः ।**
**न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥ १६ ॥**

**શ્લોકાર્થઃ—હે અર્જુન! અતિશય ખાનાર યોગ સાધન કરી શકશે નહિ અને બિલકુલ ન ખાનારથી પણ યોગ સાધન થઇ શકશે નહિ; તેજ પ્રમાણે અતિ નિદ્રા લેનાર અને સદૈવ જાગૃત રહેનારથી પણ યોગ સાધન થઈ શકશે નહિ. (૧૬)**

**ઓવી અર્થઃ**—જે જીંહા કિંવા નિદ્રાને સર્વથૈવ આધીન થયેલો છે તેને આ યોગનો અધિકારી કહી શકાતો નથી.[૪૫] અથવા દુરાગ્રહના આવેશમાં જે ક્ષુધા અને તૃષાનો નિરોધ કરે છે, અતિ અલ્પ પ્રમાણમાં ખાયછે[૪૬] અને લેશ પણ નિદ્રા ન લેતાં પ્રબળ અભિમાન ધારણ કરે છે તેનું શરીર સુદ્ધાં તેને આધીન રહેતું નથી, તો પછી તેનાથી યોગ તે શી રીતેજ સાધી શકાય ?[૪૭] માટે વિષયોનું અતિ સેવન કરવાની કિંવા સર્વાંશે તેનો ત્યાગ કરવાની ઇચ્છા રાખવી નહિ; અર્થાત્ સર્વ કાર્ય નિયમિત રાખવાં.[૪૮]

**युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।**
**युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥ १७ ॥**

શ્લોકાર્થઃ—જેના આહાર વિહાર યુક્ત હોય છે, અને જેના કર્માચરણ વ્યાપાર યોગ્ય રીતે ચાલે છે તે પુરૂષનો યોગ તેનાં દુઃખોનો નાશ કરે છે. (૧૭)

ઓવી અર્થઃ—અન્ન ગ્રહણ તો કરવું પરંતુ તે યુક્તિ યુક્તિથી નિયમિત રીતે કરવું. તેજ પ્રમાણે જે જે કર્મો કરવાં તે તે સર્વે યુક્તિથી પ્રમાણસરજ કરવાં.[૪૯] ભાષણ પરિમિત હોવું જોઇએ અને વ્યાયામ પણ શરીરને માફક આવે તે પ્રમાણેજ કરવો જોઇએ.[૫૦] વળી નિદ્રા પણ નિયમિત વખતેજ લેવી જોઇએ.[૫૦] જો જાગરણ કરવું પડે તો તે નિયત વેળા પર્યંતજ કરવું જોઇએ. આવી નિયમિત રીતે આચરણ કરવાથી શરીરમાંની રક્તાદિક સપ્ત ધાતુઓ આપો આપ સમતોલ રહેશે.[૫૧] આ પ્રકારે યુક્તિ પ્રયુક્તિથી ઇંદ્રિયોને તૃપ્ત કરવામાં આવે એટલે તે પોતાની મેળેજ સંતોષની વૃદ્ધિ કરે છે.[૫૨]

**यदा विनियतं चित्तमात्मन्येयावतिष्ठते ।**
**निस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ॥ १८ ॥**

શ્લોકાર્થઃ—જ્યારે યોગીનું નિયત-એકાગ્ર થયેલું ચિત્ત આત્મામાંજ સ્થિર રહે છે અને જ્યારે તે સર્વ વાસનાઓ પ્રત્યે નિઃસ્પૃહ-નિરીચ્છ બને છે ત્યારે તેને 'યુક્ત' કહેવામાં આવે છે. (૧૮)

ઓવી અર્થઃ—આ પ્રમાણે બાહ્યેંદ્રિયોની સ્થિતિ નિયમિત કરી એટલે અંતરમાં સુખ ઉત્પન્ન થઈ મનુષ્યને વિના અભ્યાસે સહજ યોગપ્રાપ્તિ થાય છે.[૫૩] જે પ્રમાણે ભાગ્યોદય થયો એટલે ઉદ્યોગને નિમિત્તે સર્વ સંપત્તિ આપોઆપ ઘેર ચાલી આવે છે,[૫૪] તે પ્રમાણે જે નિયમ-શીલ છે તે વિનોદને ખાતર યોગાભ્યાસ તરફ વળે તો પણ તેને આત્મસ્થિતિનો અનુભવ મળે છે.[૫૫] માટે હે અર્જુન! જે દૈવવાન પુરૂષને યુક્તિની સાહાય્ય હોય છે તે મોક્ષ સામ્રાજ્યને શોભાપ્રદ થઈ પડે છે.[૫૬].

**यथा दीपो निवातस्थो नेंगते सोपमा स्मृता ।**
**योगिनो यतचित्तस्य युंजतो योगमात्मनः ॥ १९ ॥**

શ્લોકાર્થઃ—આત્મ વિષયક યોગ કરનાર સ્થિરચિત્ત યોગીને વાયુ વિનાના સ્થળમાં રહેલા સ્થિર દીપકની ઉપમા લાગુ પડે છે. (૧૯)

ઓવી અર્થઃ—નિયમિત કાર્ય કરનારને જો યોગાભ્યાસ કરવાની ઇચ્છા થાય છે તો એવી સંધિને ગંગા અને યમુનાના સંગમ પર આવેલા પ્રયાગ તીર્થ સમાન સમજવી. તે આત્મ-સ્વરૂપી પ્રયાગ તીર્થમાં જે મનુષ્યનું મન ક્ષેત્રસંન્યાસવત્ કાયમ રહે છે,[૫૭] તેજ મનુષ્યને તું યોગી જાણ; અને પ્રસંગોપાત આ વાત પણ લક્ષમાં રાખ કે તેના ચિત્તને વાયુ વિનાના સ્થળમાં રહેલા દીપકની ઉપમા લાગુ પડે છે.[૫૮] હવે તારા મનનો ભાવ જાણી હું તને જે વાત કહું છું તે લક્ષપૂર્વક સાંભળ.[૫૯] તું મનમાં યોગની પ્રાપ્તિની ઇચ્છા રાખે છે પરંતુ અભ્યાસ પ્રતિ તારૂં લક્ષ નથી. તો તે અભ્યાસ કઠિન છે એવી તારા મનમાં ભીતિ લાગે છે કે કેમ? તે કહે.[૬૦] હે પાર્થ! તું કદાચ મનમાં એવી ભીતિ રાખતો હશે, પરંતુ તેમ કરવાની આવ-શ્યકતા નથી. કારણ કે આ લુચ્ચી ઇંદ્રિયો તે અભ્યાસ સંબંધે ખોટોજ ડોળ બતાવી ભીતિ ઉત્પન્ન કરે છે![૬૧] જો! જે આયુષ્યને સ્થિર કરે છે (વૃદ્ધિંગત કરે છે) અને સમાપ્ત થતાં જીવનને આગળ લંબાવે છે (મૃત્યુની નિવૃત્તિ કરે છે) તે ઔષધને સુદ્ધાં જીભ્હા શત્રુ સમ-જતી નથી કે?[૬૨] તેજ પ્રમાણે પારલૌકિક હિતને માટે જે ઇષ્ટ તે સદૈવ ઇંદ્રિયોને અનિષ્ટ કારક લાગે છે. બાકી આ યોગ સાધન જેટલું અન્ય કોઈ સુલભ સાધન છે કે?[૬૩]

यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया।
यत्र चैवात्मनात्मानं पश्यन्नात्मनि तुष्यति ॥ २० ॥
सुखमात्यंतिकं यत्तद्बुद्धिग्राह्यमतींद्रियम्।
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥ २१ ॥

શ્લોકાર્થઃ—યોગાભ્યાસથી સંયમિત થયેલું ચિત્ત જ્યારે કર્મથી નિવૃત્ત થાય છે અને જ્યારે તે પોતાના આત્મામાં પોતાના સ્વરૂપને જોઇનેજ પ્રસન્ન થાય છે, (૨૦) તથા જ્યારે તે અનંત બુદ્ધિથી ગ્રહણ કરી શકાય એવું તથા ઇંદ્રિયોથી ગ્રહણ ન કરી શકાય એવું સુખ અનુભવે છે ત્યારે તે સ્થિર થયેલો યોગી બ્રહ્મસ્વરૂપમાંથી ચ્યુતજ થતો નથી. (૨૧)

ઓવી અર્થઃ—માટે આસનના બળથી જે ખરો અભ્યાસ કરવાનું મેં જણાવ્યું તે દ્વારાજ આ ઇંદ્રિયોનો નિગ્રહ થઈ શકશે.[૬૪] તદ્વયતિરિક્ત આ યોગસાધનથી જ્યારે ઇંદ્રિયોનો સંયમ થઇ જાય છે, ત્યારે આપોઆપજ બ્રહ્મસ્વરૂપ સાધ્ય થઇ શકે છે.[૬૫] સદૈવ મનઃપ્રવૃત્તિની દોડ ધામ આગળ હોય છે; તે જ્યારે પાછળ પડે છે અને ચિત્તને આત્મદર્શન થાય છે ત્યારે તેને આત્મતત્ત્વ હુંજ છું એવી પ્રતીતિ થાય છે.[૬૬] આ પ્રતીતિ થતાંની સાથેજ તે સુખસિંહાસનપર આરૂઢ થાય છે અને પછી આત્મા આનંદમાંજ લય પામે છે.[૬૭] તથા જેના કરતાં અધિક કોઈ વસ્તુ છેજ નહિ અને જેને ઇંદ્રિયો કદિ જાણી શકતીજ નથી, એવું જે આત્મસ્વરૂપ અર્થાત્ બ્રહ્મસ્વરૂપ તે સ્વતઃજ બની રહે છે.[૬૮]

यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः।
यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ॥ २२ ॥

શ્લોકાર્થઃ—તે સુખ કરતાં અધિક લાભ તેને અન્ય કોઈ લાગતોજ નથી અને તે સુખની સ્થિતિ પ્રાપ્ત થતાં દુઃખના ડુંગરો તેનાપર તુટી પડે તો પણ તે ડગમગતો નથી. (૨૨)

ઓવી અર્થઃ—આવી સ્થિતિની પ્રાપ્તિ થયા પછી મેરુ પર્વત કરતાં પણ પ્રચંડ દુઃખો તેના શરીરપર આવી પડે, તોપણ તેના ચિત્તને ક્ષોભ થતો નથી.[૬૯] કિંવા શસ્ત્રથી દેહને છિન્નવિચ્છિન્ન કરી નાંખવામાં આવે, અથવા અગ્નિમાં નાંખવામાં આવે, તોપણ મહાસુખમાં નિમગ્ન થયેલું તેનું ચિત્ત જાગૃત થતું નથી.[૭૦] આ પ્રમાણે આત્મસુખમાં નિમગ્ન થયા પછી તેને દેહની સ્મૃતિ રહેતી નથી અને આવું અનિર્વાચ્ય બ્રહ્મસુખ પ્રાપ્ત થવાથી બીજી વાતોની તેને વિસ્મૃતિ થાય છે.[૭૧]

तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम्।
स निश्चयेन योक्तव्यो योगोनिर्विण्णचेतसा ॥ २३ ॥

શ્લોકાર્થઃ—જેમાં દુઃખનો યત્કિંચિત્ સંચાર થતો નથી તેનેજ યોગ કહેવામાં આવે છે. આ યોગ પ્રયત્નથી અને દૃઢ નિશ્ચયથી સાધ્ય કરવો. (૨૩)

ઓવી અર્થઃ—સંસારના પંજામાં ફસાયેલું મન જે બ્રહ્મસુખની મિષ્ટતાથી ઇચ્છાની સ્મૃતિનોજ ત્યાગ કરે છે.[૭૨] જે યોગનું ભૂષણ છે, સંતોષનું સામ્રાજ્ય છે અને જેને માટે સર્વ જ્ઞાનની આવશ્યકતા છે,[૭૩] એવું જે બ્રહ્મસુખ તે અભ્યાસના યોગથી મૂર્તિમંત દેખાવા લાગે છે; અને તે દૃગ્ગોચર થતાંની સાથેજ પ્રેક્ષક તદ્રૂપ બની જાય છે.[૭૪]

संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः।
मनसैवेंद्रियग्रामं विनियम्य समंततः ॥ २४ ॥

**શ્લોકાર્થઃ**—સંકલ્પમાંથી ઉત્પન્ન થનાર સર્વ વાસનાનો સર્વાંશે ત્યાગ કરી મનથીજ સર્વ ઇંદ્રિયોને સર્વ બાજુથી જીતવી. (૨૪)

**ઓવી અર્થઃ**—તથાપિ હે અર્જુન! એક રીતે આ યોગ સુલભ છે. સંકલ્પની સંતતિ જે કામ ક્રોધાદિક તેનો નાશ કર્યાથી તે સંકલ્પને જ્યારે સંતતિશોક થશે ત્યારેજ તે વશ થશે.[૭૫] વિષયો લય પામ્યા છે એવી વાત આ સંકલ્પે સાંભળી કિંવા ઇંદ્રિયોને નિયમિતપણે વર્તતાં જોઇ એટલે તેનું હૃદય ફાટી જાય છે અને તે પ્રાણ છોડે છે![૭૬] આ રીતે વૈરાગ્ય પ્રાપ્ત થતાં સંકલ્પની યાત્રા સમાપ્ત થાય છે અને ધૈર્યના મંદિરમાં બુદ્ધિ સુખપૂર્વક વાસ કરે છે.[૭૭]

**शनैः शनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ।**
**आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् ॥ २५ ॥**
**यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम् ।**
**ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥ २६ ॥**

**શ્લોકાર્થઃ**—તથા ધૈર્યયુક્ત બુદ્ધિથી ધીમે ધીમે આત્મસ્વરૂપમાં સ્થિર થવું. આ પ્રમાણે મનઃસ્થૈર્ય પ્રાપ્ત કરી કોઇ પણ વસ્તુનું ચિંતન કરવું નહિ. (૨૫) આ અસ્થિર અને ચંચલ મન જે જે સ્થળે જાય ત્યાંથી તેને નિગ્રહદ્વારા વાળી લાવી આત્મસ્વરૂપમાં સ્થિત કરવું. (૨૬)

**ઓવી અર્થઃ**—બુદ્ધિને ધૈર્યનો આશ્રય મળ્યો એટલે તે મનને ધીમે ધીમે બ્રહ્માનુભવની વાટે લાવી બ્રહ્મસ્વરૂપમાં તેની સ્થાપના કરે છે.[૭૮] આ એક માર્ગદ્વારા બ્રહ્મપ્રાપ્તિ થાય છે. અને જો આ માર્ગ પણ ન સાધ્ય થઇ શકે એમ હોય તો એથી પણ સુલભ એવો એક બીજો માર્ગ તને કહું છું તે સાંભળ.[૭૯] સાધકે પ્રથમ એક નિયમ યાદ રાખવો કે કરેલો નિશ્ચય કદિ પણ છોડવો નહિ.[૮૦] આવા નિશ્ચયથી જ્યારે ચિત્ત સ્થિર થાય ત્યારે તેને ખુશીથી સ્વૈર વર્તન કરવા દેવું.[૮૧] આવી રીતે સ્વતંત્ર થયા પછી તે જ્યાં જ્યાં જશે, ત્યાં ત્યાંથી નિઃસંશય તેને પાછું વાળી શકાશે, અને એ રીતે તે તત્કાળ સ્થિર થઈ જશે.[૮૨]

**प्रशांतमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।**
**उपैति शांतरजसं ब्रह्मभूतमकल्मषम् ॥ २७ ॥**

**શ્લોકાર્થઃ**—જે યોગીનું ચિત્ત સંતોષ પામ્યું છે; જેનો રજોગુણ નષ્ટ થયો છે તથા જે બ્રહ્મસ્વરૂપ તથા નિષ્પાપ થયો છે તેને બ્રહ્મસ્વરૂપ પ્રાપ્ત થાય છે. (૨૭)

**ઓવી અર્થઃ**—પછી આ પ્રકારે અનેક વેળા સ્થિર દશાને પ્રાપ્ત થતાં તે સહજ આત્મસ્વરૂપની નિકટ આવશે;[૮૩] અને તે આત્મસ્વરૂપને જોઇ સ્વતઃ તદ્રૂપ થશે. પછી અદ્વૈતમાં દ્વૈત ડૂબી જશે અને ઐક્યના તેજથી આ ત્રૈલોક્ય પ્રકાશિત થશે.[૮૪] આકાશમાં ઉત્પન્ન થયેલાં વાદળાં જ્યારે નષ્ટ થાય છે ત્યારે જ્યાં ત્યાં શુદ્ધ આકાશજ દેખાય છે.[૮૫] તેજ પ્રમાણે ચિત્ત જ્યારે બ્રહ્મમાં લય પામે છે ત્યારે ત્રૈલોક્ય સહજ બ્રહ્મસ્વરૂપ બની જાય છે.[૮૬]

**युंजन्नेवं सदात्मानं योगी विगतकल्मषः ।**
**सुखेन ब्रह्मसंस्पर्शमत्यंतं सुखमश्नुते ॥ २८ ॥**

**શ્લોકાર્થઃ**—આ પ્રમાણે નિરંતર આત્મયોગ કરનાર પાપ રહિત યોગી, જેમાં બ્રહ્મનો અનુભવ અંતર્ભૂત છે એવું અત્યંત સુખ અનાયાસે મેળવે છે. (૨૮)

**ઓવી અર્થઃ**—મનમાંના સંકલ્પ વિકલ્પો છોડી, જેઓ આ સુલભ યોગસ્થિતિનો પુષ્કળ અનુભવ લઈ સુખી થયા છે;[૮૭] તેઓ તે સુખના સંસર્ગથી પરબ્રહ્મપદે આવી પહોંચ્યા

છે. મીઠું પાણીમાં ભળી ગયા પછી જે પ્રમાણે તે પાણીને છોડી શકતું નથી,[૮૮] તે પ્રમાણે જીવ અને બ્રહ્મનું ઐક્ય થયા પછી તે પૃથક થઇ શકતા નથી. પછી જીવને બ્રહ્માનંદના મંદિરમાં મહા સુખની દિવાળીનો અનુભવ સદૈવ મળ્યા કરે છે.[૮૯] આ પ્રમાણે યોગી પોતાનાજ પગ પોતાની પીઠપર નાંખીને ચાલે છે. જો આવો કઠિન યોગપ્રયોગ તારાથી સાધ્ય ન થઇ શકે એમ હોય તો તને એક બીજો ઉપાય બતાવું છું.[૯૦]

**सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।**
**ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥ २९ ॥**
**यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।**
**तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥ ३० ॥**

શ્લોકાર્થ:—**જેની સર્વત્ર સમદૃષ્ટિ છે એવો યોગયુક્ત પુરુષ સર્વ ભૂતોમાં પોતાના આત્માને અને પોતાના આત્મામાં સર્વ ભૂતોને જુએ છે. (૨૯). જે સર્વ ભૂતોમાં મને જુએ છે અને મારામાં સર્વ ભૂતોને જુએ છે તેની દૃષ્ટિની આડે હું આવતો નથી અને મારી દૃષ્ટિની આડે તે આવતો નથી. (કારણ કે ઉભય એક સ્વરૂપ છીએ) (૩૦)**

**ઓવી અર્થ:**—હું સર્વેની દેહમાં છું અને સર્વે મારી દેહમાં છે, એ વિષે તો કાંઈ વાદજ નથી.[૯૧] આ રીતે જગત્ અને ઈશ્વર પરસ્પર એકત્ર થયેલ છે. પરંતુ સાધકની બુદ્ધિએ આ તત્ત્વ ગ્રહણ કરવું જોઇએ.[૯૨] હે અર્જુન! જે એકત્વભાવથી સર્વ ભૂતોમાં હું વ્યાપક છું એમ માનીને મને ભજે છે,[૯૩] વ્યક્તિ માત્રનાં અનેકત્વને લીધે જેના અંતઃકરણમાં અનેકત્વ ઉત્પન્ન થતું નથી અને જે સર્વ સ્થળે કેવળ હુંજ વ્યાપક છું એમ માને છે.[૯૪] તે અને હું એકજ છીએ એમ કહેવું વ્યર્થ છે; કારણ કે, હે ધનંજય! એમ ન કહેવામાં આવે તોપણ તેનું અને મારૂં સ્વરૂપ એકજ છે.[૯૫] જે પ્રમાણે દીપક અને પ્રકાશ એમાં એકત્વ હોય છે, તે પ્રમાણે તે મારામાં છે અને હું તેનામાં છું.[૯૬] જે પ્રમાણે રસનું અસ્તિત્વ પાણીના યોગે અને અવકાશ (પોલાણ)નું અસ્તિત્વ આકાશના યોગે હોય છે, તે પ્રમાણે તે યોગી મારાજ સ્વરૂપથી સ્વરૂપવાન દેખાય છે.[૯૭]

**सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।**
**सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥ ३१ ॥**

શ્લોકાર્થ:—**જે યોગી એક નિષ્ઠાથી સર્વ ભૂતોમાં રહેલો જે હું તેને ભજે છે, તે ગમે તે પ્રકારે વર્તતો હશે તોપણ તે મારા સ્વરૂપમાંજ સ્થિત હોય છે. (૩૧)**

**ઓવી અર્થ:**—હે અર્જુન! જે પ્રમાણે વસ્ત્રમાં તંતુ મળી ગયેલા હોય છે તે પ્રમાણે જે ઐક્યદ્રષ્ટિથી સર્વ સ્થળે મારી વ્યાપ્તિ જુએ છે.[૯૮] કિંવા અલંકારો અનેક હોય છે પરંતુ તે સર્વે એકજ સુવર્ણમાંથી બનેલા હોય છે એવી દ્રષ્ટિથી જેઓ ઐક્યરૂપી અડગ પર્વતને જુએ છે,[૯૯] અથવા વૃક્ષનાં જેટલાં પત્રો હોય છે તેટલા રોપા હોતા નથી; એવા અદ્વૈતપ્રકાશથી જેણે અજ્ઞાનરાત્રિને પ્રકાશમય બનાવી દીધી છે,[૪૦૦] તે પંચ મહાભૂતાત્મક શરીરને પ્રાપ્ત થયો હોય છે, તોપણ તેને સ્વસ્વરૂપમાં પુનઃ ભળી જતાં લેશ પણ પ્રતિબંધ નડતો નથી.[૧] તેને સ્વાનુભવથી મારૂં વ્યાપકત્વ પ્રાપ્ત થયું છે, માટે તેને કોઈ વ્યાપક ન કહે તોપણ તે વ્યાપકજ છે.[૨] તેણે જો કે શરીર ધારણ કર્યું હોય છે, તોપણ શરીર સાથે તેને લેશ પણ સંબંધ હોતો નથી. આ વાત શબ્દોદ્વારા વ્યક્ત કરી શકાય એમ નથી, માટે તેનું વર્ણન શી રીતે કરૂં?[૩]

**आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।**
**सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥ ३२ ॥**

શ્લોકાર્થઃ—હે અર્જુન! જે યોગી આપણી પેઠે સર્વને સુખ અને દુઃખ વળગેલાં છે એવી સમદૃષ્ટિથી સર્વને જુએ છે તે મને પરમ માન્ય છે. (૩૨)

**ઓવી અર્થઃ**—આ સંબંધે હવે વિશેષ બોલવાની અગત્ય નથી. જે સદોદિત જગતને પોતાના સમાનજ માને છે,[૪] જે સુખ અને દુઃખના વિકારો તથા શુભ અને અશુભ કર્મો એમાં દ્વૈત છે એવો વિચાર સુદ્ધાં મનમાં આણતા નથી.[૫] આ સમ છે અને આ વિષમ છે એવો ભાવ મનમાં ધારણ ન કરતાં સર્વ વિચિત્ર ઘટનાઓ એક શરીરના ભિન્ન ભિન્ન અવયવોજ છે એમ સમજે છે;[૬] વળી એ શિવાય વધારે શી શી વાતો કહેવી? જે સ્વાનુભવદ્વારા ત્રૈલોક્ય હુંજ એમ જાણે છે.[૭] તેને શરીર હોય છે એ વાત ખરી અને તે સુખ દુઃખ ભોગવે છે એમ લોકો સુદ્ધાં કહે છે, પરંતુ મારા મનથી તો તે પરબ્રહ્મજ છે.[૮] માટે હે અર્જુન! જેના યોગથી પોતાના આત્મામાંજ સર્વ વિશ્વને જોઈ શકાય તથા પોતેજ વિશ્વરૂપ બની શકાય તે સમદૃષ્ટિની તું ઉપાસના કર.[૯] એટલા માટેજ મેં તને પુષ્કળ પ્રસંગે કહ્યું છે કે સમદૃષ્ટિ કરતાં આ જગતમાં અન્ય કોઇ શ્રેષ્ઠ પ્રાપ્તિ નથી.[૧૦]

**अर्जुन उवाच। योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन ।**
**एतस्याहं न पश्यामि चंचलत्वात्स्थितिं स्थिराम् ॥ ३३ ॥**
**चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ।**
**तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥ ३४ ॥**

શ્લોકાર્થઃ—હે મધુસૂદન! તમે જે આ સમત્વયોગ કહ્યો તે મનના ચાંચલ્યને લીધે મારાથી નિરંતર પાળી શકાશે એમ મને લાગતું નથી. (૩૩) હે કૃષ્ણ! મન અતિ ચંચલ, કોઈ પણ પ્રતિજ્ઞા સિદ્ધ ન થવા દેનાર બળવાન અને અભેદ્ય છે; તેનો નિગ્રહ કરવો એ વાયુને અટકાવવા સમાન દુઃસાધ્ય છે એમ હું માનું છું. (૩૪)

**ઓવી અર્થઃ**—પછી અર્જુન શ્રી કૃષ્ણ પ્રત્યે બોલ્યોઃ–હે દેવ આપે મનમાં મારી પ્રત્યે દયા આણી મને સમત્વનો માર્ગ બતાવ્યો; પરંતુ મનના ચંચળ સ્વભાવને લીધે હું નિભી શકું એમ નથી.[૧૧] એ મન કેવું અને કેવડું છે તે જાણી શકાતું નથી, અને તેની પ્રવૃત્તિને માટે ત્રૈલોક્ય પણ નાનું પડે છે.[૧૨] માટે માંકડા (વાંદરા) ને સમાધિ લાગવી, કિંવા પ્રચંડ વાવાઝોડાને 'સ્થિર થા' કહેતાંજ તેની સ્થિરતા થવી એ ઘટના જેમ અશક્ય છે તેમ મનને સ્થૈર્ય પ્રાપ્ત થવું પણ અસંભવિત છે.[૧૩] જે મન બુદ્ધિને ઠગે છે, નિશ્ચયને તોડી નાંખે છે અને ધૈર્યને હાથતાળી આપી છટકી જાય છે,[૧૪] જે વિચારને ભ્રમિત કરે છે, સંતોષને ખંડિત કરે છે અને એક સ્થળે નિરાંતે બેઠેલા માણસને દશ દિશામાં ભ્રમણ કરાવે છે;[૧૫] જેને ગોંધી રાખવા જતાં તે ઉછળીને બહાર પડે છે, અને નિગ્રહ કરવા જતાં ઉલટો નિગ્રહજ તેને સાહાય્ય ભૂત થાય છે, એવું જે મન તે શું પોતાનો સ્વભાવ છોડશે કે?[૧૬] માટે એક મન જો સ્થિર રહેતો આપણને સમદૃષ્ટિ પ્રાપ્ત થાય, પરંતુ મનની આવી ચંચળ વૃત્તિ હોવાથી તે સ્થિર થવું દુર્ઘટ છે.[૧૭]

**श्रीभगवानुवाच। असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।**
**अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥ ३५ ॥**

શ્લોકાર્થઃ—શ્રી ભગવાન કહે છેઃ—હે મહાબાહો! મન ચંચળ હોવાથી તેનો નિગ્રહ કરવો એ અત્યંત કઠિન કાર્ય છે એ વાત હું નિઃસંશય માનું છું. પરન્તુ હે અર્જુન! વૈરાગ્ય અને અભ્યાસ એ ઉભયના યોગે તે સ્વાધીન થઇ શકે છે. (૩૫)

ઓવી અર્થઃ—ત્યારે શ્રી કૃષ્ણ બોલ્યા–તેં જે કહ્યું તે ખરેખર સત્યજ છે. આ મનનો સ્વભાવ ખરેખર ચંચળ છે.[૧૮] પરંતુ તેને વૈરાગ્યને આધારે અભ્યાસના માર્ગપર લાવવામાં આવે, તો તે કેટલાક અવકાશ પછી સ્થિર થશે.[૧૯] કારણ કે આ મન એક ઉત્તમ સદ્‌ગુણ ધરાવે છે; જેની એને ચટક લાગે છે તેમાંજ નિરંતર વાસ કરવાનો એને શોખ હોય છે. માટે વિનોદને ખાતર તેને આત્મસુખ પ્રતિ વાળવું જોઇએ.[૨૦]

**असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः ।**
**वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥ ३६ ॥**

શ્લોકાર્થઃ—જે મનોનિગ્રહ કરવાનો અભ્યાસ કરતો નથી તેને યોગ પ્રાપ્ત થતો નથી, પરંતુ જે અંતઃકરણને વશ કરી મનોનિગ્રહ કરવાનો પ્રયત્ન કરે છે તેને પ્રયત્ન વડે તે પ્રાપ્ત થાય છે, એવો મારો મત છે. (૩૬)

ઓવી અર્થઃ—જેનામાં વૈરાગ્ય નથી અને જે કદિ પણ અભ્યાસ કરતો નથી, તેનું મન કદિ પણ વશ થઇ શકનાર નથી એ વાત હું શા માટે ન માનું?[૨૧] વળી જે યમ, નિયમ, પ્રાણાયમ વિગેરેનો અભ્યાસ કરતા નથી, જેને વૈરાગ્યનું કદિ સ્મરણ પણ થતું નથી અને જે કેવળ વિષયરૂપી જળમાં મત્સ્યની પેઠે ડૂબી રહ્યા છે,[૨૨] અને આવી રીતે વિષયલંપટ થયેલા મનને યુક્તિની ચીમટીજ કદી લગાવતા નથી, તેનું મન નિશ્ચિત શી રીતે થશે વારૂ?[૨૩] માટે મનોનિગ્રહ કરવો એ જે ઉપાય છે તેનો તું આરંભ કર. પછી જોઇએ તો વારૂ તે શી રીતે વશ નથી થતું?[૨૪] તો શું યોગસાધનો વિષે જે વાત ચાલે છે તે શું સર્વે ખોટી છે? પરંતુ (જો તેના પ્રત્યક્ષ લાભ ન મળતા હોય તો) આપણાથી તેનો અભ્યાસ થતો નથી એમ કહે.[૨૫] જો યોગ સાધનનું બળ અંગમાં હોય તો મનના ચાંચલ્યની વિસાત શું? શું યોગબળથી મહત્ત-ત્વાદિક સ્વાધીન નથી થતાં કે?[૨૬] આ સાંભળી અર્જુન બોલ્યો–હે દેવ! આપ જે કહો છો તે સત્ય છે; ખરેખર યોગબળની સમક્ષ મનના ચાંચલ્યનું બલ ટકી શકનાર નથી.[૨૭] એ યોગ કેવો છે? તથા તેને કેવી રીતે જાણવો? એ વાત મને વિદિત નહોતી તેથી કરીને આટલા દિવસ પર્યંત મન એ નિગ્રહ ન કરી શકાય એવું છે એમ હું કહેતો હતો.[૨૮] હે પુરૂષોત્તમ! આપના પ્રસાદથી મારા આખા જન્મમાં આજે મને યોગનો પરિચય થયો.[૨૯]

**अर्जुन उवाच । अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः ।**
**अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति ॥ ३७ ॥**
**कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति ।**
**अप्रतिष्ठो महाबाहो विमूढो ब्रह्मणः पथि ॥ ३८ ॥**
**एतन्मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः ।**
**त्वदन्यः संशयस्यास्य छेत्ता न ह्युपपद्यते ॥ ३९ ॥**

શ્લોકાર્થઃ—અર્જુન બોલ્યોઃ—હે કૃષ્ણ! જે સાધક શ્રદ્ધાથી યુક્ત છે, પરંતુ વિશેષ યત્ન કરતો નથી, તેનું મન યોગમાંથી ચ્યુત થયા પછી તે યોગ સિદ્ધિને ન પામતાં કયી ગતિને પામે છે? (૩૭) હે કૃષ્ણ! બ્રહ્મમાર્ગમાં સ્થિર ન થતાં મોહવશ થયેલો યોગી કર્મમાર્ગ અને યોગમાર્ગ એ ઉભયથી ભ્રષ્ટ થઈ છુટાં પડેલાં વાદળાંની પેઠે નાશ પામતો નથી કે? (૩૮)

**હે કૃષ્ણ! આ મારા સંશયનું નિઃશેષ છેદન કરવાને આપજ યોગ્ય છો; આપ વિના બીજો કોઇ આ સંશયનું છેદન કરવાને સમર્થ નથી. (૩૯)**

**ઓવી અર્થ:**—પરંતુ હે પ્રભો! વળી એક સંશય સહજ ઉત્પન્ન થયો છે, એ સંશયની નિવૃત્તિ કરવાને આપન વિના અન્ય કોઇ સમર્થ નથી,[૩૦] માટે હે ગોવિંદ! જો કોઈ મનુષ્ય મોક્ષ પ્રાપ્તિને માટે ભક્તિયુક્ત અંતઃકરણથી શ્રદ્ધાપૂર્વક અભ્યાસ કરવા લાગે;[૩૧] ઇંદ્રિયરૂપી ગ્રામમાંથી નીકળી મોક્ષરૂપી ધામમાં જવાને માટે ભક્તિરૂપી માર્ગે ચાલે;[૩૨] પછી મોક્ષ પણ પ્રાપ્ત ન થાય અને પાછા પણ ફરી ન શકાય એવી સ્થિતિમાં તેનો આયુષ્યરૂપી સૂર્ય મધ્યમાંજ અસ્ત થાય;[૩૩] અને સહજ કવખતે ચઢી આવેલું નાનું પાતળું વાદળું જે પ્રમાણે ટકતું પણ નથી અને વૃષ્ટિ પણ કરતું નથી.[૩૪] તે પ્રમાણે તે ઉભય લક્ષ્યથી વંચિત થાય અર્થાત્ મોક્ષ તો દૂર રહ્યો પરંતુ શ્રદ્ધાના બળપર છોડેલો સંસાર પણ ચૂકે.[૩૫] આ પ્રમાણે ઉભય લક્ષ્યની પ્રાપ્તિથી જે વંચિત રહે પરંતુ ભક્તિમાં નિમગ્ન રહેલો હોય તેને શી ગતિની પ્રાપ્તિ થાય? તે મને કહો.[૩૬]

**श्रीभगवानुवाच । पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।**
**न हि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥ ४० ॥**

**શ્લોકાર્થ:—શ્રી ભગવાન બોલ્યા-હે પાર્થ! આવો યોગભ્રષ્ટ પુરૂષ આ લોક અને પરલોકથી વંચિત રહેતો નથી. બાપુ! સત્કૃત્યો કરનાર પુરૂષ દુર્ગતિ પ્રતિ કદિ પણ જતો નથી. (૪૦)**

**ઓવી અર્થ:**—ત્યારે શ્રીકૃષ્ણ બોલ્યા-હે પાર્થ! જેને મોક્ષપ્રાપ્તિની ઇચ્છા છે, તેની મોક્ષ વ્યાતિરિક્ત અન્ય ગતિ છે કે?[૩૭] પરંતુ તેને મધ્યમાં વિશ્રાંતિ લેવી પડે છે એજ! પરંતુ તે વિશ્રાંતિમાં તેને જે સુખ મળે છે તે દેવને સુદ્ધાં મળતું નથી.[૩૮] જો તે અભ્યાસનાં કદમ ત્વરાથી મૂકે અર્થાત્ ત્વરાથી અભ્યાસ કરે તો દિવસ (આયુષ્ય) નો અસ્ત થયા પૂર્વે મોક્ષ પ્રાપ્તિના ગ્રામમાં પહોંચે.[૩૯] પરંતુ જો તેનો વેગ તેટલો ન હોય તો તેને વિસામો લેવો પડે છે; પરંતુ ભવિષ્યમાં મોક્ષપ્રાપ્તિ તો તેને માટે સુરક્ષિતજ છે.[૪૦]

**प्राप्य पुण्यकृतांल्लोकानुषित्वा शाश्वतीः समाः ।**
**शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥ ४१ ॥**

**શ્લોકાર્થ:**—યોગભ્રષ્ટ પુરૂષ મહત્પુણ્યદ્વારા પ્રાપ્ત થનાર જે ઇંદ્રાદિક લોક ત્યાં જઇ તથા ત્યાં અનેક વર્ષો સુધી રહી, પછી (મૃત્યુ લોકમાં) પવિત્ર તથા શ્રીમંત પુરૂષના કુળમાં જન્મ પામે છે. (૪૧)

**ઓવી અર્થ:**—અરે! આ કૌતુક તો જો! જે લોકની પ્રાપ્તિ કરવાને સો યજ્ઞ કરનાર ઇંદ્રને પણ આયાસ કરવા પડે છે, તે આ મોક્ષેચ્છુ પુરૂષને અનાયાસે પ્રાપ્ત થાય છે.[૪૧] પછી ત્યાંના સફળ અને અપ્રતિમ ભોગ ભોગવતાં ભોગવતાં તેને કંટાળો આવે છે.[૪૨] તે દિવ્ય ભોગ ભોગવતાં ત્યાં તેને સુખ થતું નથી અને તે નિરંતર પ્રભુને બે હાથ જોડી એવો પશ્ચાત્તાપ કરે છે કે હે ભગવન્! આ ભોગનું વિઘ્ન મારા માર્ગમાં ક્યાંથી આવ્યું?[૪૩] પછી તે પુનઃ મૃત્યુ-લોકમાં જન્મ પામે છે, પરંતુ તે એવા કુળમાં જન્મ પામે છે કે જે સર્વ ધર્મોનું પિયર હોય. અહીંઆં તેનાં ઐશ્વર્યની વૃદ્ધિ થાય છે અને તેના પૂર્વ જન્મનાં બીજને અંકુર ફુટે છે.[૪૪] જે કુલનાં માણસો નીતિ માર્ગે ચાલતાં હોય, સત્ય અને સુમધુર ભાષણ કરતાં હોય અને શાસ્ત્રોક્ત રીતે વર્તતાં હોય.[૪૫] જે કુલમાં નિત્ય વેદની ધૂની ચાલી રહી હોય અને સ્વધર્માચરણ જે કુળનો વ્યવસાય હોય તથા સારાસાર વિચાર જેનો મંત્રી હોય;[૪૬] જે કુલમાં પરમેશ્વરની સ્ત્રી જે લક્ષ્મી,

તે ચંચળ હોવા છતાં પણ સ્થિર થઇને રહી છે અને જે કુળમાં વડીલોની પૂજા કરવામાં આવે છે;[૪૭] આવી રીતે જે કુલમાં સર્વ પુણ્યો એકત્રિત થયાં હોય અને જ્યાં સર્વસુખોની સમૃદ્ધિ હોય તે કુલમાં યોગભ્રષ્ટ પુરૂષનો જન્મ થાય છે.[૪૮]

**अथवा योगिनामेव कुले भवति धीमताम् ।**
**एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥ ४२ ॥**
**तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।**
**यतते च ततो भूयः संसिद्धौ कुरुनंदन ॥ ४३ ॥**

**શ્લોકાર્થઃ—અથવા બુદ્ધિમાન યોગીના કુલમાંજ આ યોગભ્રષ્ટ પુરૂષ જન્મ લે છે, કારણકે આવા પ્રકારનો જન્મ આ લોકમાં અતિ દુર્લભ છે. (૪૨) આવા યોગીના ઘરમાં જન્મ થયો એટલે પૂર્વ જન્મની યોગબુદ્ધિનો તેનામાં વિકાસ થાય છે અને તે યોગસિદ્ધિને માટે પુનઃ પ્રયત્ન કરે છે. (૪૩)**

**ઓવી અર્થઃ**—અથવા જ્ઞાનરૂપી અગ્નિમાં હવન કરનાર અને અધ્યાત્મ સિદ્ધાંતમાં નિષ્ણાત અને પરબ્રહ્મરૂપી ગામના વતનદાર;[૪૯] જે '**एकमेवाद्वितीयम्**' એ સિદ્ધાંતમાં નિત્ય નિમગ્ન રહી ત્રિભુવનનું રાજ્ય ભોગવે છે અને સંતોષરૂપી વનમાં કોકિલા જેવો સુંદર ધ્વનિ કાઢે છે;[૫૦] અને જે વિચારરૂપી વૃક્ષનાં મૂળ પાસે બેસી બ્રહ્મરૂપી નિત્ય (સ્થાયી—નાશ ન પામનારાં) ફળનું સેવન કરે છે, એવા યોગીના કુલમાં તે યોગભ્રષ્ટ પુરૂષ જન્મ લે છે.[૫૧] તેનો જન્મ થયા પછી નાની વયમાંજ તેના આત્મામાં આત્મજ્ઞાનનો પ્રકાશ પડે છે અને જે પ્રમાણે સૂર્ય ઉદય પામ્યા પહેલાં ચારે તરફ પ્રભા ફેંકે છે.[૫૨] તે પ્રમાણે પ્રૌઢ વયની રાહ ન જોતાં જ્ઞાન તેને બાળવયમાંજ વરે છે.[૫૩] પૂર્વ જન્મે સિદ્ધ થયેલી બુદ્ધિના યોગે તેને સર્વ વિદ્યા પ્રાપ્ત થાય છે અને તેના મુખમાંથી સર્વ શાસ્ત્રો સ્વયમેવ નીકળવા લાગે છે.[૫૪] ઉત્તમ કુળમાં જન્મ લેવાની કામના દેવના મનમાં સુદ્ધાં ઉત્પન્ન થાય છે અને તેટલા માટે તેઓ નિત્ય જપહોમ કરે છે.[૫૫] હે પાર્થ! દેવ પણ જેની સ્તુતિ કરે છે એવાં મૃત્યુલોકનાં ઉત્તમ કુળમાં યોગભ્રષ્ટ પુરૂષ જન્મ પામે છે.[૫૬]

**पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ।**
**जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥ ४४ ॥**

**શ્લોકાર્થઃ—ઉત્તમ કુળમાં જન્મ પામ્યા પછી તે પરતંત્ર હોય તોપણ પૂર્વાભ્યાસના બળે યોગ તરફ વળે છે અને તે યોગનો માત્ર જિજ્ઞાસુ હોય તોપણ તેને વેદાચરણનાં ફળ કરતાં વિશેષ ફળ મળે છે. (૪૪)**

**ઓવી અર્થઃ**—અને પૂર્વ જન્મમાં આયુષ્યના અંતકાળે જે સદ્‌બુદ્ધિ તેનામાં હતી તે તેને આ જન્મમાં પુનઃ પ્રાપ્ત થાય છે.[૫૭] એક તો પુરૂષ દૈવવાન હોય અને વળી પગપાળો હોય અને વળી તેની આંખમાં અંજન કરવામાં આવે એટલે તેને જે પ્રમાણે પૃથ્વીમાં રહેલું દ્રવ્ય સહજ જડી આવે છે;[૫૮] તે પ્રમાણે તે યોગભ્રષ્ટ પુરૂષની બુદ્ધિ ગુરૂમુખ શિવાય ન સમજી શકાય એવા વિષયોમાં સહજ પ્રવેશ કરી શકે છે.[૫૯] તેની ઇંદ્રિયો આપોઆપ મનને સ્વાધીન બની જાય છે, મનનું પ્રાણવાયુની સાથે ઐક્ય થાય છે અને પ્રાણવાયુ ચિદાકાશમાં મળે છે.[૬૦] અન્ય વાતનું તો ગમે તેમ પરંતુ યોગાભ્યાસ તો તેને અનાયાસે પ્રાપ્ત થાય છે અને સમાધિ તેનું ઘર પૂછીને આવે છે.[૬૧] તે વખતે જગતનો આરંભ કરનારી જે રંભા અર્થાત્ પાર્વતી તેનો સ્વામી યોગસ્થ શંકર કિંવા વૈરાગ્યરૂપી સિદ્ધિનો મૂર્તિમંત અનુભવજ પ્રકટ થયો છે કે શું![૬૨] કિંવા સંસારમાપક યંત્ર અથવા અષ્ટાંગ યોગસાહિત્યનો ભંડારજ પ્રકટ થયો છે કે

શું એવો ભાસ થાય છે. જાણે સૌગંધ્યે ચંદનનું રૂપ ધારણ કર્યું હોય.[63] તે પ્રમાણે સાધક દશાના યોગથી તે એટલો તો યોગધૈર્યયુક્ત થયેલો હોય છે કે સંતોષની મૂર્ત્તિ કિંવા સિદ્ધિના ભંડારમાંથી કાઢેલી દિવ્ય પ્રતિમા જેવો તે લાગે છે.[64]

**प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ।**
**अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥ ४५ ॥**

**શ્લોકાર્થઃ—પરંતુ નિયમપૂર્વક પ્રયત્ન કરનાર સર્વ પ્રકારનાં પાતકોમાંથી મુક્ત થયેલો અને અનેક જન્મોમાં આજ પ્રયત્ન કરતો આવેલો યોગી પરમગતિને પ્રાપ્ત થાય છે. (૪૫).**

**ઓવી અર્થઃ**—કારણ કે કોટયવધિ વર્ષો થયાં હજારો જન્મોના પ્રતિબંધ દૂર કરી તે આત્મસિદ્ધિના કિનારાપર આવી પહોંચેલો હોય છે.[65] માટેજ તેને સર્વ સાધનો સ્વભાવતઃ પ્રાપ્ત થાય છે; અને પછી તે સહજ વિચારના સિંહાસનપર આરૂઢ થાય છે.[66] તે પછી વિચાર કરવામાં પ્રબલ એવો જે વિવેક તે પણ પાછળ રહી જાય છે. અને જેનો વિચાર પણ આવવો મૂશ્કેલ છે એવો જે બ્રહ્મ તે તે પોતેજ બની જાય છે.[67] આ વખતે મનનાં વાદળાં દૂર થાય છે; પ્રાણવાયુનું હલનચલન બંધ થાય છે અને આકાશ પણ પોતાના સ્વરૂપમાં લય પામે છે;[68] તથા ૐકારના અર્ધબિંદુમાં પ્રણવ વિલુપ્ત થાય છે. આવી રીતે તેને વર્ણવી ન શકાય તેવું સુખ પ્રાપ્ત થાય છે તેથી વાગ્વ્યાપાર તો બંધજ થઇ જાય છે.[69] સર્વ પ્રકારની ગતિને ગતિ આપનાર જે નિરાકાર પરબ્રહ્મ તેનીજ મૂર્તિ તે બની રહે છે.[70] તેણે પાછળના અનેક જન્મોમાં વિઘ્નરૂપી જલથીજ મળનું ક્ષાલન કરી નાંખ્યું હોય છે, તેથી તેનો જન્મ થતાંજ તેની લગ્નઘટિકા ડૂબી જાય છે;[71] અને તદ્રૂપતાની સાથે તેનાં શુભ લગ્ન થઇ તે અભેદને પ્રાપ્ત થાય છે. વાદળાં નષ્ટ થયાં એટલે તેઓ જે પ્રમાણે આકાશ રૂપ બની જાય છે.[72] તે પ્રમાણે ( વિક્ષેપો દૂર થયા એટલે ) જેમાંથી વિશ્વની ઉપત્તિ થાય છે અને જેમાં તે પુનઃ લય પામે છે તે બ્રહ્મનું સ્વરૂપ તે શરીરમાં વિદ્યમાન હોવા છતાં પણ પ્રાપ્ત કરે છે.[73].

**तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः ।**
**कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥ ४६ ॥**

**શ્લોકાર્થઃ—તપ કરનાર, જ્ઞાની તથા કર્મ કરનાર કરતાં યોગી અધિક શ્રેષ્ટ છે; માટે હે અર્જુન ! તું યોગી થા. ( ૪૬ ).**

**ઓવી અર્થઃ**—જે લાભની આશાથી કર્મનિષ્ઠ પુરૂષ પોતાના બાહુબળના ભરોંસાપર કર્મ માર્ગના પ્રવાહમાં ભુસકો મારે છે;[74] કિંવા જે એક વસ્તુને માટે જ્ઞાની પુરૂષ જ્ઞાનરૂપી કવચ ધારણ કરી સમરાંગણ પ્રપંચરૂપી શત્રુની સાથે યુદ્ધ કરે છે;[75] અથવા જેની પ્રાપ્તિને અર્થે તપસ્વી નિર્જન અને વિકટ પર્વતના બિહામણા માર્ગોમાં પ્રવાસ કરે છે;[76] જે ભકતોનાં ભજનનું અધિષ્ઠાન છે, અને જે સર્વ પ્રકારે સર્વને પૂજ્ય છે;[77] અને જે સાધકોનું સિદ્ધ તત્ત્વ છે એવું જે કૈવલ્યપદ તે તે સ્વતઃ બની જાય છે.[78] માટે તે કર્મનિષ્ઠોને વંદ્ય છે, જ્ઞાનીઓને વિચારણીય છે અને તપસ્વીઓનો ગુરૂ છે.[79] જીવ અને પરમાત્મા એ ઉભયના સંગમ સ્થળે તેના મનનું ઐકય થયેલું હોવાથી તે દેહ ધારી હોવા છતાં પણ આવી યોગ્યતા પામે છે.[80] માટે હે અર્જુન ! આજ કારણથી ‘ તું યોગી થા. ’ એમ હું અંતઃકરણપૂર્વક તને નિત્ય કહું છું.[81]

**योगिनामपि सर्वेषां मद्गतेनांतरात्मना ।**
**श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥**

**શ્લોકાર્થઃ—સર્વ યોગીઓમાંથી પણ મારી સાથે જે શ્રદ્ધાપૂર્વક ઐકય પામી મને ભજે છે તે મને પરમ માન્ય છે. ( ૪૭ ).**

**ઓવી અર્થઃ**—અરે ! યોગી એટલે દેવોનો દેવ, મારાં સર્વ સુખનો સાગર અને કેવળ મારો પ્રાણ છે એમ સમજ. પોતાના અનુભવદ્વારા તે ભજન કરનાર, ભજન ક્રિયા અને ભજનીય વસ્તુ એ ભક્તિની ત્રિપુટી મનેજ સમજે છે.૮૩ હે સુભદ્રાપતે ! પછી તેની અને મારી પ્રીતિ વર્ણવી શકાય એમ નથી. માટે એમજ સમજ કે તે એટલે પ્રત્યક્ષ હુંજ છું.૮૪ આવી રીતના પ્રેમના ઐક્યની તુલનાને માટે ઉપમા જોઇએ તો હું દેહ અને તે આત્મા છે. આ શિવાય બીજી ઉપમા ઘટી શકે એમ નથી.૮૫ સંજય કહે છેઃ–હે રાજા ! ભક્તરૂપી ચકોરનો ચંદ્ર કિંવા સર્વ ત્રિભુવનનો પતિ અને ગુણનો સાગર જે શ્રીકૃષ્ણ તે આ પ્રમાણે બોલ્યા.૮૬ એટલે પૂર્વથીજ યોગનું ઐશ્વર્ય સાંભળવાની ઉત્કંઠા ધરનાર પાર્થની ઉત્કંઠા પુનઃ દ્વિગુણ વૃદ્ધિને પ્રાપ્ત થઇ. શ્રી યદુનાથને અર્જુનનો મનોભાવ જાણી૮૭ સહજ આનંદ પ્રાપ્ત થયો અને તેઓ મનમાં કહેવા લાગ્યા કે 'હું જે કહું છું તેનાં પ્રતિબિંબજ અર્જુનના હૃદયરૂપી દર્પણમાં પડી રહે છે.' હવે તેઓ આનંદના આવેશમાં આગળ કથા કહેશે.૮૮ આ કથામાં શાંતિરસનું સ્પષ્ટ દર્શન થશે અને જ્ઞાનરૂપી બીજને અંકુર ફુટશે.૮૯ જે જ્ઞાનબીજ વાવવાને માટે સત્ત્વગુણની વૃષ્ટિ થઇ, આધ્યાત્મિક તાપનાં ડાંખળાં કપાઇ ગયાં અને ચતુર શ્રોતાનાં ચિત્તરૂપી ક્ષેત્ર તૈયાર થયાં,૯૦ તથા કાંચન સરખાં અવધાનની બાષ્પ આવી. આવી સર્વ સામગ્રીને તૈયાર જોઈ શ્રી નિવૃત્તિનાથને જ્ઞાનરૂપી બીજ વાવવાની ઉત્કંઠા ઉત્પન્ન થઇ.૯૧ મહારાજ કહે છેઃ–એ બીજ વાવવાને માટે શ્રી સદ્ગુરૂએ અતિ વિનોદની સાથે ચાડાંને ઠેકાણે મારી યોજના કરી અને મારાં મસ્તકપર હાથ મુકયો અર્થાત્ ચાડાંમાં બીજ નાંખ્યાં.૯૨ માટે મારાં મુખમાંથી જે જે કાંઈ નીકળે છે તે સંતોનાં મનને રૂચે છે. અસ્તુ ! હવે શ્રીરંગ જે કાંઈ બોલ્યા તે હું આગળ વર્ણવીશ.૯૩ પરંતુ તે બોલ માનસિક શ્રવણેંદ્રિયથી સાંભળજો, બુદ્ધિની આંખથી તેમાંનાં તત્ત્વને જોજો અને પછી ચિત્તદ્વારા તે સંબંધે ઉહાપોહ કરજો.૯૪ તેને લક્ષ્યના હસ્તથી હૃદયમાં સંચિત કરો એટલે તે સજ્જનોનાં મનને મુદિત કરશે.૯૫ આ શબ્દોવડે નિત્ય આત્મપ્રાપ્તિ થશે, સંકટમાંથી મુક્તિ થશે અને જીવને સુખની પ્રાપ્તિ થશે.૯૬ હવે શ્રી મુકુંદ વિનોદપૂર્વક અર્જુનને જે સર્વોત્કૃષ્ટ જ્ઞાન આપશે તે હું તમને ઓવી રૂપે કહી સંભળાવીશ.૪૯૭

# सप्तम अध्याय.

**श्री भगवानुवाच। मय्यासक्तमनाः पार्थ योगं युंजन्मदाश्रयः।**
**असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥ १ ॥**
**ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः।**
**यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥ २ ॥**

**શ્લોકાર્થઃ**—શ્રી ભગવાન કહે છેઃ-હે અર્જુન ! મારામાં મનને આસક્ત કરી અને કેવળ મારોજ આશ્રય ધરી યોગાભ્યાસ કરીને નિઃસંશય મારૂં સંપૂર્ણ સ્વરૂપ જાણવાનો પ્રકાર કહું છું તે સાંભળ. (૧) હું તને તે જ્ઞાનવિજ્ઞાન સહવર્તમાન પૂર્ણ રીતે કહું છું. આ પ્રકાર જાણ્યા પછી આ લોકમાં અન્ય કાંઈ જાણવાનું રહેતું નથી. (૨).

**ઓવી અર્થઃ**—હે શ્રોતા જનો ! પછી શ્રી અનંત પાર્થ પ્રત્યે બોલ્યાઃ—અરે ! તું નિશ્ચયપૂર્વક યોગજ્ઞાનસંપન્ન થયો છે.૧ હવે હું તને બ્રહ્મજ્ઞાન પ્રપંચજ્ઞાન સહિત એવી રીતે બતાવીશ કે તેના યોગથી, જે પ્રમાણે હથેલીમાંના રત્નનું સંપૂર્ણ જ્ઞાન થઈ શકે છે તે પ્રમાણે

તું મને સંપૂર્ણ રીતે ઓળખશે.[२] હવે પ્રપંચજ્ઞાનને શું કરવું છે? એવો કદાચ તારા મનનો આગ્રહ હશે, પરંતુ પ્રથમ તો તેનેજ બરાબર જાણવું જોઇએ.[३] જ્ઞાનનો સાક્ષાત્કાર થતાં બુદ્ધિની નજર કુંઠિત થાય છે. જે પ્રમાણે નદીના કિનારાપર નાવનું લંગર નાખ્યું એટલે તે હાલતી નથી,[४] તે પ્રમાણે જ્યાં બુદ્ધિ પ્રવેશ કરી શકતી નથી, વિચારના પગ પાછા પડે છે અને તર્કનો નાદ ઉતરી જાય છે,[५] તેનેજ જ્ઞાન કહેવામાં આવે છે; અને હે અર્જુન! શેષ સર્વ પ્રકારનાં પ્રપંચજ્ઞાનને વિજ્ઞાન કહેવામાં આવે છે; અને પ્રપંચને સત્ય માનવું એ અજ્ઞાન છે, એમ સમજ.[६] હવે સર્વ અજ્ઞાન નષ્ટ થશે, વિજ્ઞાન સમૂળ ભસ્મીભૂત થશે અને મૂર્તિમંત જ્ઞાન પ્રકટ થશે.[७] જેના યોગથી વક્તાના શબ્દો ખુટી જાય છે, શ્રોતાની ઇચ્છા કમી થઈ જાય છે અને અમુક વસ્તુ મોટી અને અમુક નાની એવો ભેદ રહેતો નથી;[८] તથા જે વડે મનના થોડા નહિ પરંતુ અસંખ્ય હેતુઓ પૂર્ણ થશે તે ગુપ્ત તત્ત્વ હું તને કહી સંભળાવું છું.[९]

**मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।**
**यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥ ३ ॥**

શ્લોકાર્થઃ—હજારો મનુષ્યો પૈકી એકાદ મનુષ્યજ મારી પ્રાપ્તિને માટે પ્રયાસ કરે છે; અને મારે માટે યત્ન કરનારા સિદ્ધોમાંથી પણ એકાદજ મને સત્ય સ્વરૂપમાં ઓળખે છે. (૩).

**ઓવી અર્થ**:—અરે! ખરેખર હજારો મનુષ્યમાંથી માત્ર એકાદ મનુષ્યનેજ આ જ્ઞાનની ઇચ્છા હોય છે અને આવી ઇચ્છાવાળા અનેકમાં પણ કોઇકજ મને જાણનારો મળે છે.[१०] હે અર્જુન! જે પ્રમાણે મનુષ્યથી ભરેલા ત્રિભુવનમાં એકજ માણસ ઉત્તમ શૂરવીર નીવડી લક્ષાવધિ મનુષ્યોને સમરાંગણને માટે તૈયાર કરે છે,[११] અને તેમાં પણ જ્યારે તલવારના ઘાવ શરીરપર પડે છે ત્યારે એકાદજ મનુષ્ય નભી રહીને વિજયશ્રીનો અધિકારી થાય છે,[१२] તે પ્રમાણે મારા જ્ઞાનની પ્રાપ્તિ સંબંધી આસ્થાના પૂરમાં કોટચાવધિ લોકો ભુસ્કા મારે છે, પરંતુ સામે તીર તો એકાદ માણસજ જઇ શકે છે.[१३] માટે આ સામાન્ય વાત નથી પણ અતિ મહાન છે. પરંતુ તેનું વર્ણન આગળ કરવામાં આવશે. હમણાં તો તને વિજ્ઞાનનું સ્વરૂપ કહું છું તે સાંભળ.[१४].

**भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।**
**अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥ ४ ॥**

શ્લોકાર્થઃ—પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર એવા આઠ ભાગમાં વિભક્ત થયેલી મારી પ્રકૃતિ છે. (૪)

**ઓવી અર્થઃ**—હે ધનંજય! સાંભળ. જે પ્રમાણે આપણા અંગનો પડછાયો હોય છે તે પ્રમાણે આ મહદાદિ તત્ત્વો એ કાર્યરૂપે મારી માયા છે.[१५] એનેજ પ્રકૃતિ કહેવામાં આવે છે. એના પૃથક્ પૃથક્ આઠ પ્રકાર છે. એ આઠ પ્રકારમાંથીજ ત્રૈલોક્યની ઉત્પત્તિ થાય છે.[१६] તને એવી જિજ્ઞાસા થશે કે આ આઠ પ્રકારો કયા કયા છે, તો તેનું વર્ણન કરૂં છું તે તું સાંભળ.[१७] જળ, તેજ, આકાશ, પૃથ્વી, વાયુ, મન, બુદ્ધિ અને અહંકાર એ પ્રકૃતિના આઠ પ્રકારો છે.[१८]

**अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।**
**जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥ ५ ॥**

શ્લોકાર્થઃ—હે મહાબાહો! એ અપરા અર્થાત્ ગૌણ પ્રકૃતિ છે, એનાથી ભિન્ન એવ જે મારી જીવભૂત પ્રકૃતિ તે એનાથી શ્રેષ્ઠ છે એમ સમજ. આ જગતને જીવભૂત પ્રકૃતિનોજ આધાર છે. (૫)

**ઓવી અર્થ**:—હે પાર્થ ! આ આઠ ભાગની સામ્યસ્થિતિ અર્થાત્ એકીકરણ તે મારી પરમ પ્રકૃતિ છે. તેજ પરમાત્મામાં જીવભાવ ઉત્પન્ન કરે છે અને તેથીજ તેને જીવભૂતા એવી સંજ્ઞા મળી છે.[૧૯] એ પ્રકૃતિ અચેતનને જીવન અર્પે છે, જ્ઞાનને ચૈતન્ય અર્પે છે અને મનને શોક, મોહાદિ અનુભવ કરાવે છે.[૨૦] એના સાન્નિધ્યથી બુદ્ધિમાં જ્ઞાન ઉત્પન્ન થાય છે અને એ અહંકારના કૌશલ્યથી જગતને ધારણ કરે છે.[૨૧]

**एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय।**
**अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥ ६ ॥**

**શ્લોકાર્થ:—આ ઉભય પ્રકૃતિ સર્વ ભૂતોની ઉત્પત્તિનાં કારણ છે એમ તું સમજ. (માટે) હું સર્વ વિશ્વનો ઉત્પત્તિ કર્તા અને સંહાર કર્તા છું. ( ૬ )**

**ઓવી અર્થ**:—આ સૂક્ષ્મ (પરા) પ્રકૃતિ જ્યારે સ્વેચ્છાથી સ્થૂલ પ્રકૃતિની સાથે સંયુક્ત થાય છે ત્યારે સૃષ્ટિમાં પ્રાણીઓની ટંકશાળ શરૂ થાય છે.[૨૨] આ ટંકશાળમાં સ્વયં ચાર પ્રકારના સિક્કા (જરાયુજ, અંડજ, સ્વદેજ અને ઉદ્ભિજ ) પડવા માંડે છે. એમાં પંચમહાભૂતોની યોગ્યતા તો સમાનજ હોય છે, પરંતુ માત્ર જાતિ ભિન્ન ભિન્ન હોય છે.[૨૩] તેમાં ચોરાશી લક્ષ જાતિ હોય છે પરંતુ તે જાતિની ઉપજાતિ કેટલી છે તેની તો ગણત્રીજ નથી ! આવી રીતનાં અનેક પ્રકારનાં નાણું ( જાતી ) થી નિરાકાર–શૂન્ય–અવ્યક્તનો ગર્ભ ભરાઈ જાય છે.[૨૪] આ પ્રકારે પંચમહાભૂતના એક સરખા અનેક સિક્કાઓ બને છે અને તેની વૃદ્ધિનો હિસાબ પ્રકૃતિ (માયા) જ રાખે છે.[૨૫] આ નાણુંપર છાપ મારી તેનો પ્રચાર કરવામાં આવે છે અને પછી તેને પાછાં પણ ખેંચી લેવામાં આવે છે. આ પ્રમાણે કર્માકર્માનુસાર મંડના મંડન કરવાની માયાની પ્રવૃત્તિ છે.[૨૬] હવે એ રૂપકને મુકી દઇશું. તું સ્પષ્ટ સમજી શકે એવી રીતે કહું તો આ પ્રકૃતિજ પ્રાણીઓનાં નામરૂપનો વિસ્તાર કરે છે.[૨૭] અને પ્રકૃતિ મારામાંજ લય પામતી હોવાથી જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણ હુંજ છું.[૨૮]

**मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ।**
**मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥ ७ ॥**

**શ્લોકાર્થ:—હે ધનંજય ! મારા શિવાય જગતનું કારણ અન્ય કોઈ નથી. સૂત્રમાં જે પ્રમાણે મણકા પરોવેલા હોય છે તે પ્રમાણે આ સર્વ જગત મારામાંજ ઓતપ્રોત ગુંથાયેલું છે.(૭)**

**ઓવી અર્થ**:—આ દ્રશ્ય જગત મૃગજળ જેવું છે ! મૃગજલનું મૂળ જોવા જઈએ તો તે કેવળ સૂર્યકિરણજ નહિ, પરંતુ પ્રત્યક્ષ સૂર્યજ છે.[૨૯] તે પ્રમાણે હે અર્જુન ! જે પ્રકૃતિમાંથી આ સૃષ્ટિની ઉત્પત્તિ થઈ છે; તે પ્રકૃતિ અને સૃષ્ટિ એ ઉભય દેખાય છે છતાં પણ અસત્ય છે, એવો નિશ્ચય થતાં તેનું અધિષ્ઠાન તત્ત્વ હુંજ છું એમ સમજાય છે.[૩૦] આ પ્રકારે જે ઉત્પન્ન થાય છે, દેખાય છે અને લય પામે છે, તે સર્વ મારામાંજ છે. જે પ્રમાણે સૂત્રને આધારે મણકા રહેલા છે, તે પ્રમાણે આ વિશ્વ મારે આધારે છે.[૩૧] સુવર્ણના મણકા કરીને સુવર્ણના તારમાંજ પરોવ્યા હોય તે પ્રમાણે આ સર્વ વિશ્વ અંતર્બાહ્ય મારાથીજ વ્યાપ્ત છે.[૩૨]

**रसोऽहमप्सु कौंतेय प्रभास्मि शशिसूर्ययोः ।**
**प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥ ८ ॥**
**पुण्यो गंधः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ ।**
**जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥ ९ ॥**

**શ્લોકાર્થઃ**—હે કૌંતેય! સર્વ જળમાં રસ તે હું, પવનમાં જે સ્પર્શ તે હું, સૂર્ય અને ચંદ્રમાં પ્રભા તે હું, સર્વ વેદોમાં પ્રણવ (ॐकार) તે હું, આકાશમાં શબ્દ તે હું અને પુરૂષમાં પરાક્રમ તે હું છું. (૮) તેજ પ્રમાણે પૃથ્વીમાં ઉત્તમ ગંધ તે હું; અગ્નિમાં તેજ તે હું; સર્વ ભૂતોમાં જીવન તે હું અને તપસ્વીઓમાં તપ તે હું છું. (૯)

**ઓવી અર્થઃ**—માટે પાણીમાં જે રસ છે કિંવા પવનમાં જે સ્પર્શ છે અને સૂર્ય તથા ચંદ્રમાં જે પ્રકાશ છે તે હુંજ છું એમ સમજ.[૩૩] તેજ પ્રમાણે પૃથ્વીમાં રહેલો સ્વાભાવિક સુવાસ અને આકાશમાં રહેલો શબ્દ તે હું છું. વળી વેદમાં જે ૐકાર છે તે પણ હુંજ છું.[૩૪] મનુષ્યમાં રહેલું મનુષ્યત્વ—અહંભાવનું સત્વ—પૌરૂષ તે હુંજ છું, એ વાત તને કહી રાખું છું.[૩૫] તેજને અગ્નિ એવું જે ઉપનામ છે તે દૂર કર્યું એટલે ત્યાં ખરા સ્વરૂપમાં હુંજ પ્રકાશી રહ્યો છું.[૩૬] આ જગતમાં અનેક પ્રકારનાં પ્રાણીઓ જન્મ લઇને પોતપોતાની જાતિ અનુસાર અન્નાદિને આધારે જીવે છે;[૩૭] કોઇ પવનનું સેવન કરીને રહે છે, કોઇ ઘાસપર ઉપજીવિકા ચલાવે છે, કોઈ અન્નપ્રાશન કરીને જીવે છે અને કોઇ માત્ર પાણીપર પોતાનું જીવન નિભાવે છે.[૩૮] આ પ્રકારે સકળ પ્રાણીમાં તેની પ્રકૃતિ અનુસાર જે પૃથક્ પૃથક્ જીવન દેખાય છે તે સર્વ હુંજ છું.[૩૯]

**बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ।**
**बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ॥ १० ॥**
**बलं बलवतामस्मि कामरागविवर्जितम् ।**
**धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥ ११ ॥**

**શ્લોકાર્થઃ**—હે પાર્થ! સર્વ ભૂતોનું સનાતન બીજ હુંજ છું એમ જાણ. બુદ્ધિમંતોની બુદ્ધિ હું; તેજસ્વીઓનું તેજ હું. (૧૦) અને ઇચ્છા પ્રીતિરહિત બળવાન પુરૂષોનું બળ હું છું. હે કુરૂશ્રેષ્ઠ! સર્વ ભૂતોમાં ધર્માનુકુળ કામ (અન્નપાનાદિની ઇચ્છા) તે હુંજ છું. (૧૧)

**ઓવી અર્થઃ**—ખરેખર! ઉત્પત્તિકાળે જે આકાશના અંકુરથી વિસ્તાર પામે છે અને જે સંહાર કાળે ૐકારના અક્ષરોને ગળી જાય છે;[૪૦] જ્યાં સુધી આ જગતને આકાર છે ત્યાં સુધી તે તેના સમાનજ દેખાય છે, પરંતુ મહા પ્રલયકાળે તે કોઈ પણ આકાર રહિત હોય છે;[૪૧] એવું જે આ જગતનું અનાદિ અને સ્વતઃ સિદ્ધ બીજ તે હું છું. આ બીજ હું આજે છેક તારા હાથમાં આપું છું.[૪૨] હે અર્જુન! એ વિષે સમ્યગ્જ્ઞાન મેળવીને વિચાર કરશે ત્યારે તેનાં કેવાં ઉત્તમ ફળ છે તે તું જોશે.[૪૩] પરંતુ હવે આ અપ્રાસંગિક વાત આપણે કોરે મુકીશું. હું તને સંક્ષેપમાંજ કહું છું; જો! તપસ્વીમાં જે તપ છે તે મારૂંજ રૂપ છે.[૪૪] બળવાનમાં જે બળ છે તે હુંજ છું એમ નિઃસંશય સમજ. અને બુદ્ધિમંતમાં જે બુદ્ધિ છે તે પણ હુંજ છું.[૪૫] શ્રીકૃષ્ણ કહે છેઃ—જેના આચરણથી ધર્મ અને અર્થ એ પુરૂષાર્થની સિદ્ધિ થાય છે એવો પ્રાણી માત્રમાં રહેલો કામ તે હું છું.[૪૬] વિકારની વૃદ્ધિ થવાથી ઇંદ્રિયો પોતાની ઇચ્છા પ્રમાણે આચરણ કરવા માંડે તોપણ તે કામ તેને ધર્મવિરૂદ્ધ જવા દેતો નથી.[૪૭] તે કામ નિષેધનો આડમાર્ગ છોડી વિધિના રાજમાર્ગે જાય છે અને વળી તેની સાથે નિયમરૂપી સળગતી મશાલ પણ હોય છે.[૪૮] આવી રીતે આ કામ ચાલે છે અને તેથી પૂર્ણ રીને ધર્માચરણ બની શકે છે. તે દ્વારા સંસારમાં રહેનારને મોક્ષરૂપી તીર્થમાં મુક્તિ પ્રાપ્ત થાય છે.[૪૯] વેદે જેની સ્તુતિ કરી છે એવા કર્મરૂપી મંડપપર મોક્ષવલ્લી કર્મફળ સહવર્તમાન ફેલાઇ રહે ત્યાં સુધી તે કામ પોતાનું કાર્ય કર્યો જાય છે.[૫૦] યોગીઓના જનક શ્રીકૃષ્ણ ભગવાન કહે છેઃ—આવા નિયમથી રહેનાર અને પ્રાણી માત્રને બીજભૂત એવો જે કામ તે હું છું.[૫૧] આ પ્રત્યેક વસ્તુને એક એક જુદી પાડીને

તે તને ક્યાં સુધી કહું ? સારાંશમાં એજ કહું છું કે વસ્તુ માત્ર મારામાંથી વિસ્તાર પામી છે એમ સમજ.[૫૨]

**ये चैव सात्त्विका भावा राजसास्तामसाश्च ये ।**
**मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥ १२ ॥**

**શ્લોકાર્થઃ—જે સાત્ત્વિક, રાજસ અને તામસ વિકારો છે તે મારાથી ઉત્પન્ન થયા છે, એમ તું સમજ. પણ તેમનામાં હું નથી, તેઓ મારામાં છે. (૧૨)**

**ઓવી અર્થઃ—**જે સત્વ, કિંવા રજ, તમઆદિ વિકારો છે તે મારા સ્વરૂપમાંથીજ ઉત્પન્ન થયા છે, એમ સમજ.[૫૩] તેઓ મારામાંથી ઉત્પન્ન થયા છે, તોપણ હું તેમનામાં નથી; જે પ્રમાણે સ્વપ્નના ખાડામાં જાગૃતિ ડૂબતી નથી;[૫૪] કિંવા જે પ્રમાણે બી રસથી ભરેલું હોય છે અને તેમાંથી અંકુર ફુટી અંતે કાષ્ઠની ઉત્પત્તિ થાય છે;[૫૫] અને પછી તે કાષ્ઠમાં બી રહેતું નથી, તેજ પ્રમાણે સત્ત્વાદિ સર્વ વિકારો મારામાંથી ઉત્પન્ન થયા છે તોપણ તેમાં હું નથી.[૫૬] ખરેખર, આકાશમાં જે વાદળાંની ઉત્પત્તિ થાય છે તેમાં શુદ્ધ આકાશ હોતું નથી; કિંવા વાદળામાં પાણી હોય છે, પરંતુ પાણીમાં વાદળાં હોતાં નથી;[૫૭] પછી પાણીનાં ઘર્ષણથી તેજ (વિજળી) ઉત્પન્ન થાય છે. પરંતુ તે તેજમાં પાણી હોતું નથી;[૫૮] અગ્નિમાંથી જે ધૂમાડો ઉત્પન્ન થાય છે તેમાં અગ્નિ હોતો નથી; તેજ પ્રમાણે સત્વાદિક સર્વ વિકારો મારમાંથી ઉત્પન્ન થયા છે તોપણ હું તેમાં હોતો નથી.[૫૯]

**त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।**
**मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥ १३ ॥**

**શ્લોકાર્થઃ—આ ત્રિગુણાત્મક વિકારોથીજ સર્વ જગત મોહમાં પડ્યું છે; માટે તે એ ગુણોથી અતીત અને અવિનાશી એવો જે હું તેને ઓળખતું નથી. (૧૩)**

**ઓવી અર્થઃ—**તથાપિ જેવી રીતે પાણીમાંથી ઉત્પન્ન થયેલી લીલ પાણીને આચ્છાદિત કરી દે છે; કિંવા અભ્રના આચ્છાદનથી આકાશનો લોપ થઇ જાય છે.[૬૦] કિંવા સ્વપ્ન અસત્ય હોવા છતાં પણ જ્યારે તે નિદ્રાના યોગથી સત્ય ભાસે છે ત્યારે તે આપણું ભાન ભુલાવી દે છે.[૬૧] અથવા આંખમાં પાણીનો મોતીઓ બંધાઇને આપણી દૃષ્ટિને બંધ કરે છે.[૬૨] તેજ પ્રમાણે મારામાં ભાસતી સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોથી યુક્ત એવી મારી માયા પડદાની પેઠે મારાજ સ્વરૂપની આડે આવે છે.[૬૩] એટલે પ્રાણીઓ મને ઓળખતાં નથી અને મારામાંથીજ ઉત્પન્ન થયેલાં હોવા છતાં મારા સ્વરૂપમાં ભળતાં નથી. જે પ્રમાણે પાણીમાંથીજ ઉત્પન્ન થયેલાં મોતી પાણીમાં મળતાં નથી.[૬૪] અથવા મૃતિકામાંથી ઘટ બનાવીએ તો તે કાચો હોય ત્યાં સુધી મૃતિકામાં મળે છે, પરંતુ તેને પકવ્યા પછી તે તેમાં ભળતો નથી.[૬૫] તેજ પ્રમાણે સર્વ પ્રાણીઓ મારાજ અવયવો છે; પરંતુ તે માયાના યોગથી જીવપણાને પામ્યાં.[૬૬] તેથી મારામાંથી ઉત્પન્ન થયા છતાં મદ્રૂપ બનતાં નથી, મારાં હોવા છતાં મને ઓળખતાં નથી અને 'હું' અને 'મારૂં' એવી ભ્રાંતિથી તેઓ વિષયાંધ થયેલાં છે.[૬૭]

**दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।**
**मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥ १४ ॥**

**શ્લોકાર્થઃ—કારણ કે અતિ દિવ્ય અને ત્રિગુણાત્મક એવી મારી માયા દુસ્તર છે, જે મારે શરણે આવે છે તે એ માયાને તરી જાય છે. (૧૪)**

**ઓવી અર્થઃ**—ત્યારે હવે હે ધનંજય !! એ મહત્તત્ત્વાદિ મારી માયાને તરીને મદ્રૂપ કેવી રીતે બની શકાય ?[૬૮] જે માયા નદી નિર્ગુણ બ્રહ્મરૂપી પર્વતના તુટેલા ભાગમાં હતી ત્યારે પ્રથમ તેમાં સંકલ્પરૂપી જલનો ઉદય થયો અને તેમાં પંચમહાભૂતનો નાનો સરખો પરપોટો ઉદ્‌ભવ્યો;[૬૯] જે નદી સૃષ્ટિના વિસ્તાર રૂપી પ્રવાહથી અને કાળગતિના વેગથી કર્મ તથા મોક્ષના ઉંચા કાંઠા ઉલ્લંઘીને ચાલી જાય છે;[૭૦] જે સત્ત્વાદિ ગુણ રૂપી મેઘની વૃષ્ટિથી ભરાઇને ભ્રાંતિરૂપ મહાપૂરથી યમનિયમ રૂપી શહેરોને ઘસડી લઈ જાય છે;[૭૧] જેમાં દ્વેષ રૂપી વમળો પડી જે મત્સરરૂપી વલણથી વહે છે; જેમાં ઉન્મત્તતા આદિ પ્રચંડ મત્સ્યો તરફડે છે;[૭૨] જેમાં પ્રપંચ રૂપી ભેદના પ્રવાહો ચાલે છે અને કર્માકર્મના પુરમાં સુખદુઃખરૂપી કચરો તરતો તરતો જઇને કાંઠાપર નીકળી જાય છે;[૭૩] જેમાં વિષય સુખરૂપી દ્વીપપર કામરૂપી મોજાંઓ અથડાય છે અને ત્યાં જીવ સમુદાય રૂપી ફીણ મોટા પ્રમાણમાં દેખાય છે;[૭૪] અહંકારરૂપી પ્રવાહ અને વિદ્યા, ધન તથા સામર્થ્ય એ ત્રણ મદના જુસ્સાથી ત્યાં વિષય તરંગો ઉછાળા મારે છે;[૭૫] ઉદય અને અસ્તના પુરથી જન્મ મરણના પાષાણો તુટી પડી તે ઠેકાણે શરીરરૂપી પરપોટા ઉત્પન્ન થાય છે ને લય પામે છે;[૭૬] જેમાં મોહ અને ભ્રાંતિ રૂપી મત્સ્યો ધૈર્ય ધરી માંસને સ્વાહા કરી જાય છે; તે સ્થળે અજ્ઞાનરૂપી પ્રચંડ વમળો ઉત્પન્ન થાય છે;[૭૭] ભ્રાંતિરૂપી ડહોળાયેલું પાણી શ્રદ્ધારૂપી કાદવમાં પડે છે અને રજોગુણના ખડખડાટથી સ્વર્ગ-પ્રાપ્તિની પ્રચંડ ગર્જના ઉદ્‌ભવે છે;[૭૮] વળી તમોરૂપી પ્રવાહ તથા સત્વરૂપી સ્થિર પાણીનું તળાવ તરી જવું કઠિન છે; વધારે શું કહું ? આ માયા નદી મહા વિનાશકારિણી છે.[૭૯] ખરેખર એમાંના જન્મમૃત્યુના પૂરપ્રવાહના જોશથી સત્યલોકના કિલ્લા તણાઈ જાય છે અને બ્રહ્માંડ રૂપી પાષાણો તુટીને ગબડી પડે છે.[૮૦] એ પૂરનો પ્રવાહ હજી તો ઓટ પામતો નથી. અરે ! આવું આ માયાપૂર શી રીતે તરી શકાશે ?[૮૧] વળી અહીંઆં એક બીજો ચમત્કાર છે. આ નદી તરવાના જે જે ઉપાયો યોજીએ તે સર્વે અપાયકારકજ નીવડે છે.[૮૨] કોઇ માણસ ડહાપણના બળપર એમાં ભુસ્કો મારે તો તેનો પત્તો લાગતો નથી. કોઇકને જ્ઞાનરૂપી આબોચીઆમાં ગર્વ તદ્દન ગળી ગયો છે,[૮૩] કોઇ વેદત્રયીના ત્રાપાપર બેસીને તેને અહંકારના પત્થર બાંધી આ નદી તરી જવાને નીકળ્યા, તે મદરૂપી મત્સરનાં પ્રચંડ મુખમાં બિલકુલ ગેપ થયા છે,[૮૪] કોઇ તારૂણ્યના બળપર કમરકસી વિષયની પાછળ પડ્યા તો તેને વિષયરૂપી મગરેજ ચાવી નાંખ્યા,[૮૫] પછી તે વૃદ્ધાવસ્થાના તરંગમાં તણાતા જતાં મતિભ્રંશરૂપી જાળમાં સપડાઇ જાય છે અને તેથી ચારે તરફ જખમી થઇ[૮૬] શોકરૂપી પાષાણપર અથડાય છે; અને પછી ક્રોધરૂપી વમળમાં પડીને જરા ડોકું ઉંચું કરવા લાગે એટલે આપત્તિરૂપ ગીધડાઓ તેને ચારે તરફથી ટોંચી ટોંચીને ખાવા માંડે છે;[૮૭] પછી તેઓ દુઃખરૂપી કાદવમાં ફસી પડી મરણરૂપી રેતીમાં રોળાય છે ! આ પ્રકારે જે વિષયનો પલ્લવ પકડીને તેની પાછળ જાય છે; તેનું જીવન વ્યર્થ થાય છે.[૮૮] કેટલાક યજ્ઞાદિક ક્રિયા રૂપી માટલું પેટતળે રાખીને જાય છે પરંતુ તે સ્વર્ગ સુખરૂપી બખોલ આગળ અટકી રહે છે.[૮૯] કેટલાક મોક્ષપ્રાપ્તિની આશાથી કર્મરૂપ બાહુબલપર ભરોંસો રાખે છે; પરંતુ તેઓ કર્તવ્યાકર્તવ્યના વમળમાં સપડાઈ જાય છે.[૯૦] જે નદીમાં વૈરાગ્યરૂપી નાવ ચાલતું નથી અને જ્યાં વિચારરૂપી ત્રાપાનો પણ થાગ લાગતો નથી, તે નદી શા ઉપાયે તરી જવાશે વારૂ ? એ નદી તરવી અશક્ય છે.[૯૧] પરંતુ જીવ પોતાના અંગબળથી એ નદી ક્યારે તરી જશે ?[૯૨] જ્યારે પથ્ય ન પાળનારની વ્યાધિ ટળશે, જ્યારે સાધુ દુર્જનની બુદ્ધિ જાણવાને સમર્થ થશે, જ્યારે વિષયાસક્ત પુરૂષ ઐશ્વર્ય પ્રાપ્ત થયાં છતાં તેનો ત્યાગ કરશે.[૯૩] જ્યારે ચોરોની સભા ભરાશે, અથવા મત્સ્ય ગળને ગળી શકશે,

જ્યારે ખ્હીકણુ મનુષ્ય પિશાચનું સ્થળ ઉલ્લંઘીને જશે,[૯૪] જ્યારે હરિણુબાળક પારધિની જાળમાં નહિ સપડાશે, જ્યારે કીડી મેરુ પર્વત ઓળંગી જશે, ત્યારેજ જીવ (પોતાનાં ડહાપણુથી) માયા નદી તરીને સામે પાર જઈ શકશે.[૯૫] માટે હે પાંડુ સુત! જે પ્રમાણે વિષયી પુરૂષ સ્ત્રીને જીતી શકતો નથી, તે પ્રમાણે જીવ આ માયારૂપ નદી તરી શકતો નથી.[૯૬] પરંતુ જે અનન્ય ભાવથી મારે શરણે આવે છે તે આ દુસ્તર નદીને સહજ તરી શકે છે, એટલુંજ નહિ પણુ તે આ કાંઠે હોવા છતાં પણુ માયારૂપી જળ નષ્ટ થાય છે.[૯૭] જેને સદ્‌ગુરૂ રૂપી નાવિક મળ્યો હોય, જેણે બ્રહ્મસાક્ષાત્કાર રૂપી સઢ મજબૂત રીતે પકડયો હોય, જેને આત્મનિવેદન રૂપી નૌકા હસ્તગત થઇ હોય;[૯૮] જે અહંભાવનો બોજો ફેંકી દઈ વિકલ્પરૂપી પવનનું તોફાન ચુકવી અને સ્ત્રી સંતતિ પ્રતિના પ્રેમરૂપી પાણીના પ્રવાહને ટાળીને[૯૯] જીવાત્માના ઐક્યરૂપી ઘાટપર ઉતરે છે; આ ઘાટપર જેને આત્મબોધરૂપી નૌકા પણુ હાથ લાગે છે અને જે તે દ્વારા નિવૃત્તિને પેલેપાર જઇ પહોંચે છે,[૧૦૦] આવા લોકો વૈરાગ્યરૂપી હલ્લેસાંઓવડે **'अहं ब्रह्मास्मि'** એ ભાવનાના બળથી મુક્તિ તટપર અવશ્ય અચૂક આવી પહોંચે છે.[૧] આ ઉપાયવડે જે મને ભજે છે તે આ માયા-રૂપી નદીને તરી જાય છે; પરંતુ આવા ભક્તો ઘણા હોતા નથી; કોઇ વિરલજ હોય છે.[૨]

**न मां दुष्कृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः ।**
**माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥ १५ ॥**
**चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन ।**
**आर्त्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥ १६ ॥**

**શ્લોકાર્થ:—માયાએ જેનું જ્ઞાન નષ્ટ કર્યું છે તથા આસુરી પ્રકૃતિનો જેણે આશ્રય લીધો છે, એવા મૂર્ખ નરાધમ મારે શરણે આવતા નથી. (૧૫) હે કુરૂકુળ શ્રેષ્ઠ! આર્ત (રોગાદિકથી પીડિત), જિજ્ઞાસુ (ભગવત્તત્ત્વ જાણુવાની ઇચ્છા રાખનાર), અર્થાર્થી (ભોગેચ્છુ) અને જ્ઞાની એવા ચાર પ્રકારના લોકો મને ભજે છે. (૧૬)**

**ઓવી અર્થ:**—કારણુ કે તે એક શિવાય ઈતર સર્વ પ્રાણીઓમાં અનાદિકાળથી અહંકાર રૂપી ભૂતનો સંચાર થવાને લીધે તેઓ આત્મસ્વરૂપને વિસરી જાય છે.[૩] તે વખતે તેને નિયમ-રૂપી વસ્ત્રનું ભાન રહેતું નથી, અધોગતિની લાજ લાગતી નથી અને વેદ બાહ્ય વર્ત્તણુક રાખવામાં તે તત્પર હોય છે.[૪] હે અર્જુન! તેઓ આ શરીરરૂપી ગામમાં જે કાર્ય કરવાને માટે આવે છે તે કાર્ય ન કરતાં,[૫] ઇંદ્રિય સમુદાયરૂપી રાજમાર્ગપર અહંમમતાની બડબડ કરવાને માટે કામ ક્રોધાદિક વિકારોનો સમુહ એકત્રિત કરે છે;[૬] અને દુઃખ તથા શોકના ઘાવ પડવા છતાં તેમને તેની સ્મૃતિ પણુ રહેતી નથી, કારણુ કે તે માયાથી ગ્રસ્ત હોય છે.[૭] માટે તેઓ મને છોડી દે છે; પરંતુ માત્ર ચાર પ્રકારનાં માણુસોજ મારૂં ભજન કરીને આત્મહિત સાધે છે.[૮] આ ચાર-માંના પ્રથમને આર્ત, બીજાને જિજ્ઞાસુ, ત્રીજાને અર્થાર્થી અને ચોથાને જ્ઞાની કહેવામાં આવે છે.[૯]

**तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।**
**प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥ १७ ॥**

**શ્લોકાર્થ:—તેમાં જ્ઞાની એ નિરંતર મારામાં રત રહી એક નિષ્ઠાથી મારી ભક્તિ કરે છે, તેથી તે શ્રેષ્ઠ છે. જ્ઞાનીને હું અત્યંત પ્રિય છું, અને તે મને અત્યંત પ્રિય છે. (૧૭)**

**ઓવી અર્થ:**—આર્ત એ દુઃખ નિવારણાર્થે મને ભજે છે; મુમુક્ષુ જ્ઞાનપ્રાપ્તિને માટે મને ભજે છે; અને ત્રીજો જે અર્થાર્થી તે દ્રવ્યાદિ પ્રાપ્તિને માટે મને ભજે છે.[૧૦] પરંતુ ચોથો જે

જ્ઞાની છે તેને કાંઇ કર્તવ્ય ન હોવા છતાં પણ તે મને ભજે છે, માટે તે જ્ઞાની પુરૂષ એકલોજ મારો ખરો ભક્ત છે, એ વાત લક્ષમાં રાખજે.[૧૧] તેના જ્ઞાનના પ્રકાશથી ભેદાભેદરૂપી અંધકારનો નાશ થાય છે અને પછી તે મારી સાથે ઐક્ય પામી મારૂં સ્વરૂપ બની રહે છે અને તેની ભક્તિ પણ તેવીજ સ્થિર હોય છે. [૧૨] પરંતુ સ્ફટિક મણિ જે પ્રમાણે ઉદકમય દેખાય છે તેવોજ જ્ઞાની ઇતરની દ્રષ્ટિથી દેખાય છે; પરંતુ આ કૌતુક કાંઇ વર્ણવી શકાય એમ નથી.[૧૩] જે પ્રમાણે આકાશમાં પવન શાંત થયો એટલે તેનું પવનપણું કાંઇ ભિન્ન લાગતું નથી, તે પ્રમાણે તે મમરૂપ બની જાય છે તોપણ તેની ‘ભક્ત’ એ સંજ્ઞા નષ્ટ થતી નથી.[૧૩] જો પવનને હલાવી જોઇએ તો તે ગગનથી ભિન્ન દેખાય છે; પરંતુ વસ્તુતઃ તે અને ગગન એક સ્વરૂપજ છે;[૧૫] તેજ પ્રમાણે તે શારીરિક કર્મોદ્વારા મારો ભક્ત છે એમ ભાસે છે; પરંતુ સ્વાનુભાવ યોગે તો તે મદ્રૂપજ હોય છે;[૧૬] અને જ્ઞાન પ્રાપ્તિના પ્રકાશદ્વારા હુંજ તેનો આત્મા છું એમ તે જાણે છે, તેથી હું પણ તેનાથી સંતુષ્ટ થઈ તેને મારો આત્માજ ગણું છું.[૧૭] જે જીવપણાની સામે પારનાં (આત્મ સ્વરૂપનાં) લક્ષણો સમજી જઇ તેને નિત્ય વ્યવહારમાં આચરે છે, તે શું દેહધારી હોવાથી મારાથી ભિન્ન થશે કે?[૧૮]

**उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ।**
**आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥१८॥**

**શ્લોકાર્થઃ—એ સર્વેજ શ્રેષ્ઠ છે; પરંતુ તેમાં જ્ઞાની તો મારો આત્માજ છે, એમ હું માનું છું. કારણ કે તે મારામાં ચિત્ત રાખી મારી પ્રાપ્તિનેજ સર્વોત્તમ ગતિ માનીને મારો આશ્રય લે છે. (૧૮).**

**ઓવી અર્થઃ**—પોતાના હિતને માટે તો ગમે તે મનુષ્ય મારી ભક્તિ કરે, પરંતુ હું તો માત્ર જ્ઞાની ઉપરજ પ્રીતિ રાખું છું.[૧૯] દૂધની આશાએ તો સર્વે લોક ગાયને દામણુ બાંધે છેજ, પરંતુ તે પોતાના વાછરડાને દામણુ વિના દૂધ પીવા દે છે.[૨૦] કારણ કે વાછરડો અન્ય કોઇ વાત જાણતો નથી, પરંતુ તે તનમન પ્રાણથી પોતાની માતાનેજ ઓળખે છે, અને જે વસ્તુ જુએ તેને પોતાની માતાજ માને છે.[૨૧] આ રીતે તે વાછરડો અનન્ય ભક્ત હોય છે, તેથી ગાય પણ તેનાપર તેવીજ પ્રીતિ કરે છે.[૨૨] જ્ઞાની શિવાય જે ઇતર ભકતો તને કહી બતાવ્યા તે પણ મને પ્રિય તો છેજ.[૨૩] તેમને મારા સંબંધે જ્ઞાન થાય છે એટલે પછી પુનઃ સંસાર તરફ દ્રષ્ટિ નાંખતા નથી. જે પ્રમાણે નદી સમુદ્રને મળી એટલે તે પાછી ફરી શકતી નથી.[૨૪] તેજ પ્રમાણે જેના અંતઃકરણરૂપી ગુફામાંથી અનુભવરૂપી ગંગા નીકળી મને મળે છે તે મદ્રૂપજ બની જાય છે. એનું વર્ણન કેટલીવાર કરૂં વારૂ?[૨૫] જેને જ્ઞાની કહેવામાં આવે છે તે કેવળ મારો જીવ કે પ્રાણ છે; એ કહેવું તો ન જોઇએ પરંતુ કરૂં શું? એથીજ એ ન બોલવાની વાત પ્રસંગોપાત તને કહી સંભળાવી.[૨૬]

**बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते ।**
**वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥ १९ ॥**

**શ્લોકાર્થઃ—જ્ઞાની પુરૂષને અનેક જન્મો પછી ‘સર્વ વસ્તુ વાસુદેવ રૂપ છે’ એવી પ્રતીતિ થઇ મારી પ્રાપ્તિ થાય છે. એવો આ મહાત્મા અતિ દુર્લભ છે. (૧૯)**

**ઓવી અર્થઃ**—જે વિષયરૂપી ધાડા જંગલમાંથી કામ ક્રોધાદિક સંકટો ટાળીને સદ્વાસનાના પર્વતપર ચઢીને આવ્યો છે;[૨૭] પછી હે અર્જુન! હે વીરશ્રેષ્ઠ અર્જુન! જે સાધુની સંગતિથી સત્કર્મના સરળ માર્ગમાં, દુરાચરણના આડમાર્ગને છોડીને[૨૮] અને ફલાશાની એડી પગમાં ન

ઘાલીને સેંકડો જન્મ ભક્તિ વાટે ચાલ્યો છે, એવો જે જ્ઞાની ભક્ત તે ફળના હેતુને શું હિસાબમાં ગણશે?[૨૯] આ પ્રમાણે શરીર સંબંધી અજ્ઞાનરૂપી રાત્રિમાં ઉપાધિ રહિત થઈ એકલા વાટે ચાલતાં સહજ કર્મ ક્ષય થઈ જ્ઞાનોદય થાય છે.[૩૦] તેજ વખતે ગુરૂકૃપા રૂપ ઉષ:કાળ થાય છે અને પછી જ્ઞાનરૂપી સૂર્યનાં સુકુમાર કિરણો પ્રસરે છે. આ વખતે સમદ્રષ્ટિનું ઐશ્વર્ય તેની દ્રષ્ટિએ પડે છે.[૩૧] આ વખતે તે જ્યાં જ્યાં દ્રષ્ટિ નાખે છે, ત્યાં ત્યાં મારા શિવાય અન્ય કોઈ વસ્તુ તેની દ્રષ્ટિએ પડતીજ નથી. અથવા તે સ્વસ્થ બેસે છે ત્યારે પણ તેને હુંજ દેખાઉં છું.[૩૨] વધારે શું કહું? તેને મારા શિવાય અન્ય કાંઇ દેખાતુંજ નથી. જે પ્રમાણે પાણીમાં ડૂબેલા ઘડાની અંદર અને બહાર પાણીજ હોય છે;[૩૩] તે પ્રમાણે તે મારી અંદર અને હું તેની અંતર્બાહ્ય સર્વ દિશાએ છું. આ બોલી બતાવવાની કશી આવશ્યક્તા નથી.[૩૪] અસ્તુ! આ પ્રમાણે તેને જ્ઞાનનો ભંડારજ દેખાય છે. તે જ્ઞાનથી પરિપૂર્ણ થઇને જ્યાં જ્યાં સંચાર કરે છે ત્યાં ત્યાં તેને 'હુંજ વિશ્વ છું' એમ ભાસે છે?[૩૫] આ સર્વ વિશ્વમાં વાસુદેવ ભરેલો છે, એવો તેને પૂર્ણ અનુભવ હોય છે; તેથી તે સર્વ ભક્તોમાં શ્રેષ્ઠ છે અને જ્ઞાની પણ તેજ છે.[૩૬] હે ધનુર્ધર! જેની અનુભવરૂપી વખારમાં સર્વ ચરાચર વિશ્વ સંચિત થયેલું છે એવો આ મહાત્મા અતિ દુર્લભ છે.[૩૭] તેના શિવાય હે અર્જુન! અનેક મનુષ્યો મને ભજે છે, પરંતુ તેમની ભક્તિ કેવળ વિષય સુખાશાને લઈને હોય છે. કારણ કે આશાતિમિરથી તેની દ્રષ્ટિ વિષયાંધ થયેલી હોય છે.[૩૮]

**कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यन्तेऽन्यदेवताः ।**
**तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥ २० ॥**

**શ્લોકાર્થઃ**—જુદી જુદી કામનાથી જેનું જ્ઞાન નષ્ટ થયું છે અને જે અજ્ઞાની પોતપોતાના સ્વભાવને આધીન થયા છે; તે જે જે દેવતાના જે જે ઉપાસના નિયમ હોય, તે તે નિયમનું અવલંબન કરી હું-આત્મરૂપ વાસુદેવથી ભિન્ન એવા ઈતર દેવતાઓને ભજે છે. (૨૦)

**ઓવી અર્થઃ**—અને ફળની ઈચ્છાથી તેના હૃદયમાં કામનો પ્રવેશ થવાને લીધે તેના સંસર્ગથી જ્ઞાનરૂપી દીપક બુઝાઇ જાય છે.[૩૯] આથી તેને અંતર્બાહ્ય અંધકાર ઘેરે છે; માટે હું તેની પાસે હોવા છતાં પણ તે મારાથી વંચિત રહે છે, અને પછી તે સર્વ ભાવથી ઈતર દેવતાને ભજવા લાગે છે.[૪૦] પ્રથમ તો તે માયાને આધીન હોય છે અને વળી તેમાં ફળપ્રાપ્તિને માટે દીન થાય છે, પછી પૂછવુંજ શું?[૪૧] તે કેટલાક નિયમો રચે છે; અમુક અમુક દેવને અમુક અમુક ઉપચારોથી પ્રસન્ન કરવા એવી વિધિ નક્કી કરે છે; અમુક અમુક વેળાએજ દેવને ઉપચાર દ્રવ્યો અર્પણ કરવાં એવો નિર્બંધ ઠરાવે છે અને એ પ્રમાણે તેની ઉપાસના ચાલે છે.[૪૨]

**यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।**
**तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥ २१ ॥**

**શ્લોકાર્થઃ**—જે જે ભક્ત જે જે દેવતા પ્રત્યે ભક્તિ રાખી તેની શ્રદ્ધાથી આરાધના કરવાની ઈચ્છા રાખે છે, તેની તે તે દેવતા પ્રત્યેની ભકિત હુંજ સ્થિર કરૂં છું (૨૧)

**ઓવી અર્થઃ**—પરંતુ જે જે ફળને માટે જે જે દેવતાની ઉપાસના કરે છે, તેની તે ઇચ્છા હુંજ પૂર્ણ કરૂં છું.[૪૩] પ્રત્યેક દેવ કિંવા દેવી હુંજ છું. પરંતુ તેને આવી શ્રદ્ધા હોતી નથી; તેથી દેવતાઓ પ્રત્યે તેમનો જુદો જુદો ભાવ હોય છે.[૪૪]

**स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।**
**लभते च ततः कामान्मयैव विहितान्हि तान् ॥ २२ ॥**

**શ્લોકાર્થઃ**—તે તેવી શ્રદ્ધાથી યુક્ત થઇને તે દેવતાની આરાધના કરવાનો પ્રયત્ન કરે છે; અને પછી મેંજ નિર્માણ કરેલી તેની કામના પૂર્ણ થાય છે. ( ૨૨ )

**ઓવી અર્થઃ**—પછી તેને જે જે દેવતાપર શ્રદ્ધા હોય, તે તે દેવતાનું પોતાની કાર્યસિદ્ધિ થાય ત્યાં સુધી, તે યથાવિધિ પૂજન કરે છે.[૪૫] આ પ્રમાણે જે જે ફળની ઇચ્છા રાખે છે તે તેને પ્રાપ્ત થાય છે; પરંતુ તે સર્વ મારામાંથીજ મળે છે.[૪૬]

**अन्तवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ।**
**देवान्देवयजो यान्ति मद्भक्ता यान्ति मामपि ॥ २३ ॥**

**શ્લોકાર્થઃ**—( પરંતુ અન્ય દેવતાને ભજનારા તે ) અલ્પબુદ્ધિ મનુષ્યને પ્રાપ્ત થતાં તે ફળ નાશવંત હોય છે. દેવતાના ભકત દેવતાને જઇ મળે છે; અને મારા ભકતો મને આવી મળે છે. ( ૨૩ )

**ઓવી અર્થઃ**—પરંતુ તે ભક્ત મને ઓળખતા નથી; કારણકે તે આશાપાશમાંથી મુક્ત થતા નથી. ( એજ ગોટાળામાં પડયા રહે છે; ) અને એજ કારણથી નાશવંત એવાં ઇપ્સિત ફળો તેમને પ્રાપ્ત થાય છે.[૪૭] કિંબહુના આ પ્રકારનાં ભજન, સંસારનાં સાધનોજ છે. તેનો ફળભોગ તો સ્વપ્નમાંના ક્ષણિક સુખ જેવોજ હોય છે.[૪૮] હવે એ વાત રહેવા દઇશું, તેનું મન ગમતું દૈવત ગમે તે હોય પરંતુ તે તે દેવતાનું પૂજન કરે છે એટલે તે દેવત્વજ પામે છે.[૪૯] બાકી તન મન અર્પણ કરી જે મારીજ ભક્તિને માર્ગે લાગે છે તે દેહાંતે મારીજ સન્નિધ આવે છે.[૫૦]

**अव्यक्तं व्यक्तिमापन्नं मन्यन्ते मामबुद्धयः ।**
**परं भावमजानन्तो ममाव्ययमनुत्तमम् ॥ २४ ॥**

**શ્લોકાર્થઃ**—મારો ઉત્કૃષ્ટ, અવિનાશી અને અત્યુત્તમ ભાવ ન જાણનારા અજ્ઞાની લોકો, હું અવ્યકત હોવા છતાં પણ મને દેહધારી માને છે. ( ૨૪ )

**ઓવી અર્થઃ**—પરંતુ આ પ્રાણી તેમ કરતાં નથી અને તેઓ નિરર્થક પોતાનું હિત બગાડી ( ઇતર દેવતાનાં પૂજનથી અલ્પ ફળપ્રાપ્તિ કરી લઇ ) હથેળીમાંના પાણીમાં તરવા જેવું કરે છે.[૫૧] અમૃતથી ભરેલા સમુદ્રમાં બુડવાનું થાય તો પછી મોઢું શા માટે દાબીને પકડી રાખવું જોઇએ ? અને મનમાં ખાબોચીઆમાંના પાણીની સ્મૃતિ શા માટે રાખવી ?[૫૨] અમૃતનિધિમાં પ્રવેશ કર્યા છતાં પણ હાથે કરી મરવાનો પ્રયત્ન શા માટે કરવો ? અમૃતમાં આનંદથી અમૃત રૂપજ શા માટે ન બની જવું ?[૫૩] તેજ પ્રમાણે હે ધનુર્ધર ! ફલાશા રૂપી પિંજરૂં ફેંકી દઈ અનુભવ રૂપી પંખીએ ( ચિદાકાશમાં સંચાર કરી ) ચિદાકાશ ( ભગવત્સ્વરૂપ ) ના સ્વામી શા માટે ન બની રહેવું ?[૫૪] તે ચિદાકાશ એટલું વિશાળ છે કે, ગમે તેટલે ઉંચે ઉડવાનો આપણે મનમાં વિચાર રાખીએ તો પણ તે સાધ્ય થઇ શકે છે.[૫૫] હું માપી ન શકાઉં એવો હોવા છતાં પણ મને માપની મર્યાદામાં શા માટે ઘાલવામાં આવે છે ? મને નિરાકારને સાકાર શા માટે માનવામાં આવે છે ? હું સિદ્ધ છું તો પછી મને પ્રાપ્ત કરવાને માટે સાધનથી ક્ષીણ શા માટે થવું જોઇએ ?[૫૬] પરંતુ હે અર્જુન ! વાસ્તવિક વિચાર કરીએ તો મારૂં ઉપર્યુક્ત કથન જીવોને બહુધા રૂચતું નથી એમ જણાય છે.[૫૭]

**नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।**
**मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥ २५ ॥**

**શ્લોકાર્થઃ**—યોગ માયાથી આવૃત્ત એવો જે હું તે સર્વને સ્પષ્ટ દેખાતો નથી. આ મૂઢ લોકો જન્મ ન પામનાર અને અવિનાશી એવા મને જાણતા નથી. ( ૨૫ )

**ઓવી અર્થ**:—તેઓ યોગમાયાના પડદાથી આંધળા થયેલા હોવાથી તથા તેમનામાં દેહબુદ્ધિનું પ્રાબલ્ય હોવાને લીધે તેઓ મને જોઈ શકતા નથી.[૫૮] બાકી હું જેમાં ન હોઉં એવી એક પણ વસ્તુ છે કે? કહે તો ખરો કે કોઈ પણ પાણી રસવિરહિત છે કે?[૫૯] પવન કોને સ્પર્શ કરતો નથી? આકાશ ક્યાં સમાતું નથી? અસ્તુ! સમસ્ત વિશ્વ મારાથીજ પરિપ્લુત છે.[૬૦]

**वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।**
**भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥ २६ ॥**

શ્લોકાર્થ:—**હે અર્જુન! ભૂત, વર્તમાન અને ભવિષ્યનાં સઘળાં ભૂતોને હું જાણું છું; પરંતુ મને કોઈ જાણતું નથી. ( ૨૬ )**

**ઓવી અર્થ**:—આ જગતમાં જેટલાં પ્રાણીઓ થઇ ગયાં છે, તે સર્વેમાં હુંજ હતો, અધુના જેટલાં પ્રાણીઓ છે તેમાં પણ હુંજ છું.[૬૧] કિંવા ભવિષ્યમાં જે પ્રાણીઓ ઉત્પન્ન થનાર છે તે પણ મારાથી ભિન્ન હશે નહિ. પરંતુ એ માત્ર કહેવામાંજ છે, બાકી વસ્તુતઃ કાંઈ ઉત્પન્ન થતું નથી. અને કાંઈ વિલય પામતું નથી.[૬૨] જે પ્રમાણે રજ્જુના સર્પ સંબંધે તે શ્યામ, લીલો કે પીળો એવી કાંઇજ કલ્પના કરી શકાતી નથી; તે પ્રમાણે પ્રાણી માત્ર મિથ્યા હોવાથી તત્સંબંધે કોઈ પણ પ્રકારની કલ્પના થઈ શકતી નથી.[૬૩] હે પાંડુ સુત! આ પ્રકારે હું સદા અખંડ વ્યાપ્ત છું; પ્રાણી માત્રની પાછળ જે સંસાર લાગેલો છે તેનું કારણ જુદું છે.[૬૪] માટે તે સંક્ષિપ્ત વાત કહું છું તે સાંભળ. અભિમાન અને શરીર એ બે વચ્ચે પ્રીતિ બંધાઈ.[૬૫]

**इच्छाद्वेषसमुत्थेन द्वंद्वमोहेन भारत ।**
**सर्वभूतानि संमोहं सर्गे यान्ति परंतप ॥ २७ ॥**

શ્લોકાર્થ:—**હે પરંતપ અર્જુન! ઈચ્છા અને દ્વેષમાંથી ઉત્પન્ન થયેલ સુખ દુઃખરૂપ મોહથી સર્વ ભૂતો ભ્રમિત થઇને ઉત્પત્તિ સમયે મહા ગોટાળામાં સપડાઇ જાય છે. ( ૨૭ ).**

**ઓવી અર્થ**:—એ ઉભયની પ્રીતિદ્વારા ઇચ્છારૂપ કન્યા ઉત્પન્ન થઈ અને તે પોતાના કામરૂપી પૂર્ણ તારૂણ્યમાં આવી એટલે દ્વેષની સાથે તેનાં લગ્ન થયાં.[૬૬] આ ઉભયદ્વારા (સુખ દુઃખરૂપ) દ્વંદ્વમોહ નામક પુત્ર ઉત્પન્ન થયો. પછી તેના અહંકાર માતામહે તેની સેવા કરી તેને ઉછેર્યો અને મોટો કીધો.[૬૭] આ દ્વંદ્વમોહ નિરંતર ધૈર્યને પ્રતિકૂલ હોય છે અને ઇંદ્રિયદમનને અહિતકર્ત્તા હોય છે, કારણ કે તે આશારૂપી દૂધથી પુષ્ટ થયેલો હોય છે.[૬૮] હે ધનુર્ધર! અસંતોષ રૂપી મદ્યથી ઉન્મત્ત થવાને લીધે તે વિષય સેવનથી કંટાળતો નથી.[૬૯] તે શુદ્ધ ભક્તિની વાટપર વિકલ્પોના કાંટા પાથરી પછી તેમાંથી કુમાર્ગના આડવાટ ( આડા માર્ગ ) કાઢે છે.[૭૦] આથી પ્રાણીમાત્ર ભ્રમિત થઇ સંસારરૂપી અરણ્યમાં અથડાય છે અને તેને મહાદુઃખોના સપાટા સહન કરવા પડે છે.[૧]

**येषां त्वन्तगतं पापं जनानां पुण्यकर्मणाम् ।**
**ते द्वंद्वमोहनिर्मुक्ता भजन्ते मां दृढव्रताः ॥ २८ ॥**

શ્લોકાર્થ:—**પરંતુ પુણ્ય કર્મના યોગથી જેનાં પાતકો લય પામ્યાં છે તે દૃઢ નિશ્ચયી પુરૂષ સુખદુઃખના મોહમાંથી મુક્ત થઇ મને ભજે છે. ( ૨૮ ).**

**ઓવી અર્થ**:—આ પ્રમાણે વિકલ્પોના તીક્ષ્ણ પરંતુ નિષ્ફળ કાંટા જોઇ, જેમાંથી મતિ ભ્રમના પાશ ઉત્પન્ન થાય છે તેને જે માનતા નથી;[૭૨] એ કનિષ્ઠ ભક્તિનાં કદમ ભરી, જે

સીધા ચાલી વિકલ્પોના ભાલા સરખા કાંટાને છુંદીને છિન્ન ભિન્ન કરી નાંખે છે તે મહા પાતકનાં અરણ્યમાંથી ચાલ્યા જાય છે.[૭૩] પછી પુણ્ય માર્ગે ધમધમ કરતા ચાલી મારૂં સાન્નિધ્ય થાય છે અને એવી રીતે વાટપાડુઓ ( કામક્રોધાદિક ) ના હાથમાં સપડાતા નથી.[૭૪]

**जरामरणमोक्षाय मामाश्रित्य यतन्ति ये ।**
**ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम् ॥ २९ ॥**

**શ્લોકાર્થઃ—જે મારા આશ્રયથી જરા અને મૃત્યુથી મુક્ત થવાને માટે યત્ન કરે છે તે તે બ્રહ્મને જાણે છે; અને સર્વ અધ્યાત્મ તથા સર્વ કર્મને પણ જાણે છે. ( ૨૯ ).**

**ઓવી અર્થ**:—વળી હે પાર્થ ! જન્મ મરણના ફેરામાંથી મુક્ત થવાનાં જે સાધનો છે; તેને પ્રાપ્ત કરવાની જેને ઇચ્છા ઉત્પન્ન થાય છે,[૭૫] તેના તે સંબંધી પ્રયત્નો કોઇ પણ કાળે ફલદ્રૂપ થઇ તેને બ્રહ્મપ્રાપ્તિ થાય છે, અને પરિપકવ થયેલાં ફળના રસની પેઠે તે પૂર્ણતાને પામે છે.[૭૬] તે વખતે મારા જીવનને ધન્ય છે એમ તેને લાગી તે સમસ્ત વિશ્વમાં આનંદ, આનંદ અને આનંદનુંજ દર્શન કરે છે. પછી તેની આત્મજ્ઞાનની જિજ્ઞાસા નિવૃત્ત થઈ જાય છે અને તેનાં કર્મો પોતપોતાને સ્થાને વિરમી તેનું મન શાંત થઈ જાય છે.[૭૭] હે ધનંજય ! આ રીતે તેને આત્મજ્ઞાનનો લાભ થાય છે; કારણ કે તેના આ પરમાર્થરૂપી વ્યાપારમાં મૂડી હુંજ હોઉં છું.[૭૮] તેને સમદ્રષ્ટિ રૂપી વ્યાજ મળે છે, તેની ઐકયરૂપી સંપત્તિની વૃદ્ધિ થાય છે અને તેને ભેદરૂપી દૈન્યની તો પ્રતીતિ પણ રહેતી નથી.[૭૯].

**साधिभूताधिदैवं मां साधियज्ञं च ये विदुः ।**
**प्रयाणकालेऽपि च मां ते विदुर्युक्तचेतसः ॥ ३० ॥**

**શ્લોકાર્થઃ—જે ( યોગી ) અધિભૂત, અધિદૈવ અને અધિયજ્ઞ સહિત મને જાણે છે તે સ્વસ્થચિત્ત પુરૂષ મરણકાળે પણ મને ઓળખે છે. ( ૩૦ )**

**ઓવી અર્થઃ**—જેણે અનુભવના હસ્તથી માયાવશ જીવને ગ્રસ્ત કરી પાંચ ભૌતિકસહ મને સ્પર્શ કર્યો છે,[૮૦] જેણે જ્ઞાનના બળથી મને અધિયજ્ઞ ( પરમાત્મા ) તરીકે ઓળખ્યો છે, તેને શરીરના વિયોગથી ( મરણ સમયે ) દુઃખ થતું નથી.[૮૧] બાકી આયુષ્યની દોરી તુટવાની અણીપર આવતાં પ્રાણીઓને જે ગભરાટ પેદા થાય છે તે જોઇને શું મરણશય્યા પર ન પડેલા જીવને પણ પ્રલયકાળ આવી પહોંચ્યા જેવું નથી લાગતું કે ?[૮૨] પરંતુ તે મારામાં કેવી રીતે અને કેટલું ઐકય પામ્યા છે તેનું વર્ણન કરવું પણ અશકય છે. કારણ કે તે મરણના કઠિન પ્રસંગે પણ મારા સાન્નિધ્યથી દૂર થતો નથી.[૮૩] જેઓ આ રીતે પૂર્ણ જ્ઞાની થયા હોય છે, તેજ અંતઃકરણપૂર્વક મારી સાથે તદાકાર થયેલા છે.[૮૪] આ તત્ત્વ કહી સંભળાવતી વખતે શ્રીકૃષ્ણના મુખના શબ્દ રૂપી કુપ્પીની નીચે અર્જુનની અવધાન રૂપી અંજલિ નહોતી, કારણ કે તેનું ચિત્ત ગત ૨૯ મા શ્લોકના અર્થના ચિંતનમાં રોકાયું હતું.[૮૫] તે ઠેકાણે બ્રહ્મ પ્રતિપાદક વાકયોરૂપી ફળો અર્થરૂપી પુષ્કળ રસથી ભરેલાં હતાં અને તેનો ભક્તિરૂપી સુવાસ ચારે તરફ પ્રસર્યો હતો.[૮૬] તે વખતે શ્રીકૃષ્ણની કૃપારૂપી મંદ વાયુના યોગથી શ્રીકૃષ્ણરૂપ વૃક્ષપરના વચનરૂપી ફળો અર્જુનના શ્રવણરૂપી ખોળામાં સહજ આવીને પડયાં.[૮૭] તે ફળો વેદાંત સિદ્ધાંતનાંજ બનેલાં તથા બ્રહ્મરસના આકરમાં ઝબોળેલાં હતાં અને પરમાનંદરૂપી ખાંડથી તેની ચાસણી કરવામાં આવી હતી.[૮૮] આ રીતે તૈયાર થયેલાં નિર્મળ ફળોના અર્થરૂપી ગર્ભ (જ્ઞાન)નો લાભ લેવો, એવી ઇચ્છા અર્જુનને ઉત્પન્ન થઈ અને તે વિસ્મયકારક અમૃતના ઘુંટડા ભરવા લાગ્યો.[૮૯] આ રીતે સુખ સંપત્તિનો લાભ થવાથી અર્જુનના અંતઃકરણમાં આનંદના એટલા તો ઉભરા

આવવા લાગ્યા કે તે સ્વર્ગ સુખ ભોગવનારને પણ તુચ્છ માનવા લાગ્યો.[૯૦] આ પ્રમાણે તે ફળનું બાહ્યસ્વરૂપ જોઈને તેનો આનંદ વૃદ્ધિંગત થવા લાગ્યો એટલે તે વખતે તે ફળનો આ સ્વાદ લેવાની જીભને ઉત્કટ ઈચ્છા ઉત્પન્ન થઈ.[૯૧] આથી તે તરતજ અનુમાનરૂપી હસ્તપર શ્રીકૃષ્ણ વાક્યરૂપી ફળો લઈ અનુભવરૂપી મુખમાં ડપાડપ મુકવા લાગ્યો.[૯૨] પરંતુ વિચારરૂપી જીવ્હા તેનો આસ્વાદ લઈ શકશે નહિ અને હેતુરૂપી દાંત તેને ચાવી શકશે નહિ, એમ જાણી સુભદ્રાપતિ અર્જુન તેને મોં લગાડતાં અચકાયો.[૯૩] પછી તે આશ્ચર્ય પામી બોલ્યો–અહો! પાણીમાં દ્રષ્ટિગોચર થતાં નક્ષત્રોનાં જેવાં આ અક્ષરોનાં સૌંદર્યથી અક્ષરોને ફળ સમજી હું કેવો ફસાઇ પડયો.[૯૪] આ કાંઇ અક્ષરોનાં પદો નથી, પરંતુ કેવળ આકાશની ગડી છે અને એમાં મારી બુદ્ધિ ગમે તેટલી ડૂબકીઓ મારે તોપણ તેનો થાગ લાગે એમ નથી.[૯૫] (જો આ ફળ ચાખી શકાય એમ ન હોય તો) પછી તે જાણી શી રીતે શકાશે? એવો અર્જુને વિચાર કરી પુનઃ યાદવેન્દ્ર શ્રીકૃષ્ણ તરફ નજર કરી.[૯૬] પછી અર્જુને શ્રીકૃષ્ણને વિનંતિ કરી કે–હે દેવ! આ જે એકત્ર થયેલ સાત પદો છે તેનો કદિ પણ કોઇએ સ્વાદ લીધો નથી, એ મોટી આશ્ચર્યકારક વાર્તા છે.[૯૭] બાકી લક્ષપૂર્વક સાંભળી ન શકાય તો કેવળ સાધારણ શ્રવણના બળપર અનેક સાધારણ સિદ્ધાંતોનો તાત્પર્યાર્થ કહી બતાવી શકાય કે?[૯૮] નહિજ. અને વળી તેમાં, હે દેવ! આપનું આ કથન કાંઈ સાધારણ નથી. આ અક્ષર દેખીને વિસ્મયના અવતારને પણ મહદાશ્ચર્ય લાગશે.[૯૯] શ્રવણેંદ્રિયરૂપી ઝરૂખામાંથી શબ્દરૂપી કિરણોએ અંતર્ભાગમાં પ્રવેશ કર્યો ન કર્યો એટલામાં તો મને વિસ્મયતા પ્રાપ્ત થઇ મારૂં લક્ષ ખુટી ગયું (મારી મતિગતિ કરી શકી નહિ.)[૨૦૦] તે શબ્દોના અર્થ સમજવાની મને અતીવ ઉત્કંઠા છે; એમ કહેવામાં જે વખત ચાલ્યો જાય છે, તે પણ મારાથી સહન થઇ શકતો નથી. માટે હે દેવ! તેમને ત્વરાથી કહી સંભળાવો.[૧] આ પ્રમાણે પાછળના પ્રત્યંતરને લઇ ભવિષ્યના અભિપ્રાયપર દ્રષ્ટિ રાખી અને વચમાંજ પોતાની સાંભળવાની ઇચ્છા દર્શાવી અર્જુને પૃચ્છા કરી.[૨] અર્જુનની પ્રશ્ન કરવાની શૈલી કેવી છે તે તો જુઓ! તે મર્યાદાનું ઉલ્લંઘન ન કરી શ્રીકૃષ્ણના હૃદયને પ્રેમાલિંગન દેવાને તત્પર થયો છે.[૩] અહો! શ્રીગુરૂને જે વખતે પૃચ્છા કરવાની હોય છે તે વખતે આવીજ રીતે પુછવું પડે છે, મર્યાદા સહિત કેવી રીતે પૂછવું એ રીત તો ફક્ત સવ્યસાચી અર્જુનજ જાણે છે.[૪] હવે તે કેવી રીતે પ્રશ્ન કરે છે તથા તેનો ઉત્તર શ્રીહરિ કેવી રીતે આપે છે તથા તેનું વર્ણન સંજય કેવા પ્રેમથી કરે છે,[૫] તે મરાઠી ભાષામાં કહેવામાં આવશે, માટે તે તરફ બરાબર લક્ષ આપજો. આ વાત કાન સાંભળે તે પૂર્વે તો દ્રષ્ટિ તેનો અર્થ જોઇ શકશે.[૬] બુદ્ધિરૂપી જીવ્હાએ એ શબ્દોનો રસ ચાખવો નહિ, પરંતુ અક્ષરોની શોભાથી ઈંદ્રિયોએ તટસ્થ રહેવું જોઇએ.[૭] નાકને ખરેખર માલતી પુષ્પની કળીની સૌગંધ્ય આવશે. પરંતુ તેનાં બાહ્ય સૌંદર્યથી દ્રષ્ટિને આનંદ નહિ થશે કે?[૮] તેજ પ્રમાણે મરાઠી ભાષાની શોભાથી ઈંદ્રિયો સુખનું રાજ્ય કરશે અને પછી ત્વરિત તે સિદ્ધાંતના ગ્રામમાં જશે.[૯] નિવૃત્તિદાસ જ્ઞાનદેવ કહે છે કે આવી સુંદર રીતે બોલેલું સાંભળવાથી બોલવુંજ બંધ થાય છે, માટે તે શ્રવણ કરો.[૨૧]



# अष्टम अध्याय.

**अर्जुन उवाच। किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम।**
**अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते ॥ १ ॥**

**શ્લોકાર્થ:**—અર્જુન કહે છે:—હે પુરૂષોત્તમ! તે બ્રહ્મ એટલે શું? અધ્યાત્મ એટલે શું? અધિભૂત શાને કહે છે? અને અધિદૈવ એટલે શું? (૧).

**ઓવી અર્થ:**—પછી અર્જુન બોલ્યો–હે દેવ! સાંભળ્યું કે? મેં જે પૂછયું તેનો ઉત્તર મને વિસ્તારપૂર્વક આપો.[1] બ્રહ્મ કોણ છે? કર્મ કોને કહે છે? અથવા અધ્યાત્મ શાને કહેવામાં આવે છે?[2] અધિભૂત એટલે શું? અને આ જગતમાં અધિદૈવત કોણ છે? એ હું સારી પેઠે સમજી શકું એવી રીતે કહો.

**अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन।**
**प्रयाणकाले च कथं ज्ञेयोऽसि नियतात्मभिः ॥ २ ॥**

**શ્લોકાર્થ:**—હે મધુસૂદન! આ દેહમાં અધિયજ્ઞ કહેવાય છે તે કોણ? અને કેવો છે? અને જેણે અંતઃકરણને જીત્યું છે એવો યોગી મરણકાળે તમને કેવી રીતે ઓળખે છે? (૨)

**ઓવી અર્થ:**—હે દેવ! અધિયજ્ઞ તે શું? અને આ દેહમાં તે શી વસ્તુ છે? એ વાત અનુમાનથી બરાબર લક્ષમાં આવતી નથી.[4] હે શાર્ઙ્ગપાણિ! જેણે અંતઃકરણ સ્વાધીન કર્યું છે તે અંતકાળે તમને કેવી રીતે ઓળખી શકે છે એ મને સ્પષ્ટરીતે સમજાવો.[5] (જ્ઞાનેશ્વર કહે છે) જુઓ ચિંતામણિના મંદિરમાં એકાદ દૈવી મનુષ્ય નિદ્રા લે અને તે ઉંઘમાં લવારો કરે તો તેનો તે લવારો સુદ્ધાં વ્યર્થ જતો નથી.[6] તેજ પ્રમાણે 'મને આપ કહો.' અર્જુનનાં આ વચનો સાંભળી શ્રીકૃષ્ણ ભગવાન બોલ્યા–તેં જે પ્રશ્ન કર્યા તેના પ્રત્યુત્તર બરાબર લક્ષપૂર્વક સાંભળ.[7] કિરીટી કામધેનુનો વાછરડો છે અને તેનાપર કલ્પતરુનો મંડપ આવી રહ્યો છે, તેથી તેના મનના સર્વ હેતુઓ સિદ્ધ થાય એમાં શી નવાઇ?[8] શ્રીકૃષ્ણ જેનાપર ક્રોધિત થઈને જેનો સંહાર કરે છે તે સુદ્ધાં બ્રહ્મસ્વરૂપને પામે છે; તો પછી કૃપાદૃષ્ટિથી જેને ઉપદેશ કરે તેને શી પ્રાપ્તિ ન થઇ શકે?[9] જે વેળા કૃષ્ણ હુંજ છું એવો નિશ્ચય થાય છે તે વેળા આપણું અંતઃકરણ પણ કૃષ્ણરૂપ બને છે; પછી સંકલ્પરૂપી આંગણાંમાં (આપણા મનમાં જે જે સંકલ્પોનો ઉદ્ભવ થાય તે તે પૂર્ણ કરવાને માટે) રિદ્ધિસિદ્ધિ આવીને બે હાથ જોડી ઉભી રહે છે.[10] પરંતુ આ પ્રકારનો જે નિસ્સીમ પ્રેમ તે એક અર્જુનમાંજ છે માટે તેની ઇચ્છા સદૈવ પરિપૂર્ણ થાય છે.[11] આ કારણથી અર્જુન હવે પોતાના મનમાં જે જે પ્રશ્નો ઉદ્ભૂત થશે તે તે મને પૂછશે એમ જાણી શ્રીકૃષ્ણે પોતાની મેળેજ ઉત્તરોનું પાત્ર પીરસીને અર્જુન સમક્ષ મૂક્યું.[12] સ્તનપાન કરી દૂર ખેલતા બાળકને ક્ષુધોત્પત્તિ થઇ છે એ વાત તેની માતાજ જાણે છે. નહિ તો તેને માગ્યા પછી દૂધ પાતાં શું થાય?[13] અર્થાત્ કૃપાળુ સદ્‌ગુરૂના હૃદયમાં પોતાના શિષ્ય પ્રતિ આવો પ્રેમ હોય એમાં કાંઇ નવાઇ નથી! અસ્તુ! હવે શ્રીકૃષ્ણ ભગવાન જે કાંઇ બોલ્યા તે સાંભળો.[14]

**श्रीभगवानुवाच। अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्ममुच्यते।**
**भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः ॥ ३ ॥**

**શ્લોકાર્થ:**—શ્રી ભગવાન બોલ્યા:-અવિનાશી અને શ્રેષ્ઠ તે બ્રહ્મ, સ્વભાવ (બ્રહ્મના શરીરમાં હોવાનો ભાવ) તે અધ્યાત્મ; અને પ્રાણીની ઉત્પત્તિનું કારણ એવો જે વિસર્ગ (યજ્ઞમાં ચરુપુરોડાશાદિકનું પ્રદાન) તે કર્મ કહેવાય છે. (૩).

**ઓવી અર્થ**:—પછી સર્વેશ્વર બોલ્યાઃ-જે આ ફુટેલા આકારમાં ( દેહમાં ) ઓતપ્રોત ભરેલો છે અને જે કદી પણ નાશ પામતો નથી;[૧૫] જેનું સૂક્ષ્મપણું જોતાં તે શૂન્ય છે એમજ લાગે છે, પરંતુ વસ્તુતઃ તેમ નથી અને જે આકાશના ગર્ભમાંથી પણ ગાળી શકાય એટલો સૂક્ષ્મ છે;[૧૬] આવો જે વિરલ છે અને જે પ્રાપંચિક જ્ઞાનની ચાળણીમાંથી ( શરીરમાંથી ) હલાવ્યા છતાં પણ ગળી શકતો નથી, તેને 'પરબ્રહ્મ' કહેવામાં આવે છે.[૧૭] તેનો આકાર અર્થાત્ શરીર જન્મ પામ્યા છતાં પણ તે શરીરના ધર્મો જાણતો નથી અને તે શરીર નાશ પામ્યા છતાં પણ તે કદી નાશ પામતો નથી.[૧૮] હે સુભદ્રાપતે ! બ્રહ્મની આત્મસ્વરૂપમાંજ નિરંતર આવી જે સહજ સ્થિતિ હોય છે, તેને અધ્યાત્મ કહેવામાં આવે છે.[૧૯] પછી નિર્મળ આકાશમાં નાના રંગનાં અભ્રો એકાએક કેવી રીતે ઉત્પન્ન થાય છે તે જે પ્રમાણે સમજી શકાતું નથી;[૨૦] તેજ પ્રમાણે તે નિરાકાર શુદ્ધ બ્રહ્મમાં પ્રકૃતિ અહંકારાદિ ભેદથી બ્રહ્માંડનો આકાર રચાવા લાગે છે.[૨૧] પરંતુ કલ્પનાતીત શુદ્ધ બ્રહ્મની ખેડ કરવા માટે અપાત્ર એવી ભૂમિમાં હું અનેક પ્રકારનો થઇશ એવા સંકલ્પનો અંકુર ફુટે છે અને તરતજ બ્રહ્માંડના પુષ્કળ આકારોનો આવિર્ભાવ થાય છે.[૨૨] પ્રત્યેક આકાર જે આપણે તપાસીને જોઇએ તો તે તેજ બીજથી અર્થાત્ બ્રહ્મથીજ પરિપૂર્ણ ભરેલો છે એમ દેખાય છે. અને તે પ્રત્યેક આકારમાં કેટલા જીવોની ઉત્પત્તિ થાય છે અને નાશ થાય છે તેની ગણના પણ કરી શકાતી નથી.[૨૩] પછી તે બ્રહ્માંડના ગોળાના પ્રત્યેક અંગમાંથી અસંખ્ય આદિ સંકલ્પ ઉત્પન્ન થાય છે. અસ્તુ ! આવી રીતે સૃષ્ટિનો વિસ્તાર થાય છે.[૨૪] પરંતુ અન્ય કોઇ પણ વસ્તુ શિવાય માત્ર એકલો બ્રહ્મજ સર્વત્ર ભરેલો છે અને જ્યારે તે અનેકત્વનું પુર આણે છે ત્યારે તે અનેક સ્વરૂપે ભાસે છે.[૨૫] તેજ પ્રમાણે સ્થાવર જંગમ વિશ્વની રચના કારણ ન હોવા છતાં પણ વ્યર્થ શા માટે થાય છે અને તેમાં ન્યૂનાધિકતા શા માટે આવે છે ? તેની કાંઇ સમજ પડતી નથી. પરંતુ ચારે તરફ દૃષ્ટિ ફેંકતાં લક્ષાવધિ જાતિઓ ઉત્પન્ન થયેલી માલૂમ પડે છે.[૨૬] તદ્વ્યતિરિક્ત નાના પ્રકારના જીવોની ગણના થઇ શકે એમ નથી. આ સર્વની ઉત્પત્તિ ક્યાંથી થાય છે ? તો તેનો જવાબ એજ કે માયામાંથી[૨૭] માટે મૂળ ( આદિ ) માં કર્ત્તાનું પણ ઠેકાણું નથી અને અંતમાં કારણનું પણ ઠેકાણું નથી; વચ્ચે કાર્યની આપોઆપજ વૃદ્ધિ થાય છે.[૨૮] અવ્યક્તમાં કર્ત્તા શિવાય પ્રત્યક્ષ દેખાતો આકાર ઉત્પન્ન કરવાનો આવો જે વ્યાપાર ચાલી રહ્યા છે તેને કર્મ કહેવામાં આવે છે.[૨૯]

**अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम् ।**
**अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर ॥ ४ ॥**

**શ્લોકાર્થઃ—હે પુરૂષ શ્રેષ્ઠ ! નાશવંત એવો જે ભાવ ( વસ્તુ ) તેને અધિભૂત કહેવો; ( સમષ્ટિગત હિરણ્ય ગર્ભ તથા વ્યષ્ટિગત તૈજસ ) પુરૂષને અધિદૈવત કહેવો; અને આ દેહમાં ( કેવળ સાક્ષીભૂત ) રહેનારને અધિયજ્ઞ કહેવો; અને તે હુંજ છું. ( ૪ )**

**ઓવી અર્થ**:—હવે 'અધિભૂત' કોને કહેવામાં આવે છે તે હું સંક્ષેપમાં કહું છું. જે પ્રમાણે વાદળાં ઉત્પન્ન થાય છે અને લય પામે છે.[૩૦] તે પ્રમાણે જેનું અસ્તિત્વ દેખાય છે પરંતુ વાસ્તવમાં જે વિદ્યમાન નથી અને જેને પંચમહાભૂતો એકત્ર મળીને રૂપ આપે છે.[૩૧] જે પંચમહાભૂતોને આશ્રયે રહે છે, જે તેનાજ સંયોગથી દૃષ્ટિએ પડે છે તથા વિનાશ પામતાં જણાય છે. એવાં જે નામરૂપ,[૩૨] તેને 'અધિભૂત' કહેવામાં આવે છે. પછી અધિદૈવત એટલે જીવ એમ સમજવું. આ જીવ પ્રકૃતિજન્ય ભોગોનો ઉપભોગ લે છે.[૩૩] જે બુદ્ધિનો દ્રષ્ટા છે, ઇંદ્રિયરૂપ દેશનો અધિપતિ છે અને જે શરીરને અંતઃકાળે મનોરથરૂપી પક્ષીઓનું વિશ્રામ

લેવાનું વૃક્ષ છે;[34] જે પ્રત્યક્ષ બીજો પરમાત્માજ છે પરંતુ અહંકારરૂપી નિદ્રામાં પડેલો હોવાથી જેને સ્વપ્નની ખટપટને લીધે સંતોષ અને શોક પણ થાય છે.[35] અને જેને સ્વભાવતઃજ જીવ કહેવામાં આવે છે તથા જે પંચભૂતાત્મક શરીરનો મુખ્ય દેવતા છે તેને 'અધિદૈવત' કહેવામાં આવે છે.[36] હવે હે પાંડુકુમાર! આજ શરીરરૂપી ગ્રામમાં જે શારીરિક ઉપાધિનો લય કરે છે તે 'અધિયજ્ઞ' હું છું.[37] બાકી અધિદૈવ તથા અધિભૂત એ સર્વ ખરેખર હુંજ છું; પરંતુ સો ટચનું સોનું હીનપ્રતીનાં સુવર્ણ સાથે મળવાથી શું તે હલકું સોનું થતું નથી કે ?[38] તથાપિ તેનું ઉત્તમપણું કમી થતું નથી અને પેલું હીનત્વ પણ ન્યૂન થતું નથી. જ્યાં સુધી ઉત્તમ સોનું હીનપ્રતિનાં સોનાંની સાથે એકત્ર હોય છે ત્યાં સુધી તે હલકુંજ ગણાય છે.[39] તેજ પ્રમાણે અધિભૂતાદિ સર્વ જ્યાં સુધી અજ્ઞાનરૂપી આવરણથી આવૃત્ત થયાં છે ત્યાં સુધી તેને પ્રથકજ માનવાં જોઇએ.[40] જ્યારે અજ્ઞાનનું આવરણ દૂર થઈ ભેદભાવ નષ્ટ થાય છે ત્યારે તેને ભિન્ન માનવાં ઉચિત નથી.[41] કેશની વેણી કરી તે પર સ્ફટિકની શિલા મૂકવામાં આવે તો ઉપર ઉપરથી જોતાં તે શિલા ખંડિત માલૂમ પડે છે;[42] પછી તે કેશની વેણી કાઢી નાંખતાં શિલામાંનો કાપ ક્યાં ગયો! તે પણ સમજાતું નથી. આથી શું એમ કહેવાશે કે પહેલાં શિલા ખંડિત હતી અને હવે તેને જોડી દેવામાં આવી છે?[43] ના, કદિ નહિ; તે મૂળથીજ અખંડિત હતી; પરંતુ કેશની સંગતિથી ખંડિત ભાસતી હતી. કેશ એક બાજુએ કાઢી નાંખ્યા એટલે કે પૂર્વે જેવી હતી તેવીજ દેખાવા લાગી.[44] તેજ પ્રમાણે અહંભાવ નષ્ટ થયો એટલે મૂળનું ઐક્ય સ્પષ્ટ સ્વરૂપે દેખાય છે. અને જ્યાં એ ઐક્યની પ્રતીતિ થાય છે તે અધિયજ્ઞ હુંજ છું.[45] જે હેતુ મનમાં ધારણ કરીને મેં તને પૂર્વે (ચતુર્થ અધ્યાયમાં) 'સર્વ યજ્ઞો કર્મમાંથી ઉત્પન્ન થયા છે' એમ કહ્યું હતું તેજ આ અધિયજ્ઞ છે.[46] એ સર્વ જીવોનો વિશ્રામ છે અને બ્રહ્મ-સુખનો ભંડાર છે. પરંતુ હે અર્જુન! હું તને તે સ્પષ્ટ કરીને કહી સંભળાવું છું.[47] પ્રથમ વૈરાગ્ય રૂપી કાષ્ઠ ખડકી, ઇંદ્રિયરૂપી અગ્નિ સળગાવી તેમાં વિષયરૂપી દ્રવ્યની આહુતિ આપવામાં આવે છે.[48] પછી વજ્રાસનરૂપી ભૂમિકા શુદ્ધ કરી તે પર મુળબંધ મુદ્રાની ઓટલી કરવામાં આવે છે અને તે પર શરીરનો મંડપ ઉભો કરવામાં આવે છે.[49] તે ઠેકાણે ઇંદ્રિય-નિગ્રહરૂપ અગ્નિના કુંડમાં ઇંદ્રિયરૂપ હોમ દ્રવ્યો નાંખી યોગમંત્રથી હવન કરવામાં આવે છે.[50] તત્પશ્ચાત્ મન તથા પ્રાણના નિગ્રહરૂપી હોમદ્રવ્યોની તૈયારીથી ધૂમ વિનાનો નિર્દોષ એવો જે જ્ઞાનાગ્નિ તેને તૃપ્ત કરવામાં આવે છે.[51] આ પ્રમાણે આ સાહિત્યો જ્ઞાનમાં સમર્પિત થયા પછી તે જ્ઞાન બ્રહ્મમાં લય પામે છે અને પછી સર્વથા શુદ્ધ બ્રહ્મ એજ કેવળ રહે છે.[52] તેનેજ અધિયજ્ઞ અર્થાત્ બ્રહ્મ સમજવો. એ વાત શ્રીકૃષ્ણ કહે છે એટલામાંજ મહાબુદ્ધિવાન અર્જુન તે સમજી ગયો.[53] અર્જુન બ્રહ્મનું ખરૂં સ્વરૂપ સમજી ગયો છે એમ જાણી શ્રીકૃષ્ણદેવ બોલ્યા—તું અતીવ ઉત્તમ પ્રકારે શ્રવણ કરે છે. શ્રીકૃષ્ણ પરમાત્માનાં આવાં વચનો સાંભળી અર્જુનને સંતોષ થયો.[54] તૃષાતુર બાલકની તૃષાતૃપ્તિથી તૃપ્ત થવાની કિંવા શિષ્યની કૃતાર્થતાથી કૃતાર્થ થવાની રીત માતા અથવા સદ્‌ગુરૂજ જાણે છે.[55] માટે અર્જુનની પૂર્વેજ શ્રીકૃષ્ણના અંગમાં અષ્ટસાત્ત્વિક ભાવ ઉત્પન્ન થઇ સમાતા નહોતા; પરંતુ તેમણે વિવેકથી તેમની ગતિને રોકી અને[56] પોતે પૂર્ણતા પામેલા સુખના સૌગંધ્ય જેવા કિંવા શીત થયેલા અમૃતના તરંગ જેવા કોમળ અને સુમધુર શબ્દો બોલવા લાગ્યા.[57] તેઓ બોલ્યાઃ—શ્રોતાઓમાં શ્રેષ્ઠ એવા હે અર્જુન! સાંભળ! બાપુરે! માયા બળી ગઈ એટલે તેને બાળનારૂં જ્ઞાન પણ બળી જાય છે.[58]

**अन्तकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।**

**यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥ ५ ॥**

**શ્લોકાર્થઃ—**અને જે અંતકાળે મારૂં સ્મરણ કરતાં કરતાં દેહ છોડે છે, તે મારાં સ્વરૂપમાં મળી જાય છે, એમાં સંશય નથી. (૫)

**ઓવી અર્થઃ—**અરે! જેને હમણાંજ મેં અધિયજ્ઞ કહ્યો અને જે મને મૂળથીજ જાણે છે તથા પ્રાણાંત સમયે પણ જાણે છે,[૫૯] તે દેહને મિથ્યા માની સ્વયંભુ બ્રહ્મરૂપ બની જાય છે. જે પ્રમાણે ઘરમાં આકાશ ભરેલું હોય છે અને આકાશમાં ઘર હોય છે,[૬૦] તેજ પ્રમાણે અનુભવરૂપી ઘરમાં તેની નિશ્ચયરૂપી ઓરડી હોય છે, માટે તેને બ્રહ્મ વ્યતિરિક્ત દેહાદિકનું સ્મરણ રહેતું નથી.[૬૧] આ પ્રકારે જે અંતર્બાહ્ય ઐક્યને લીધે મદ્રૂપજ બની રહ્યો છે, તેનાં પંચમહાભૂતોરૂપી પાંચ કવચો તે ન જાણે એવી રીતેજ ખરી પડે છે.[૬૨] શરીર જીવંત હોવા છતાં પણ તે તેની સ્પૃહા રાખતો નથી, તો પછી તેના પડવાથી તેને શી રીતે દુઃખ થશે? માટે અનુભવના પેટમાંનું પાણી હાલતું નથી (અંતકાળે તેનો બ્રહ્મવિષયક અનુભવ ડગમગતો નથી)[૬૩] આ અનુભવ કેવળ ઐક્ય ભાવથી ગુંથી તેને અવિનાશીપણાનાં હૃદયમાં નાંખવામાં આવ્યો છે અને તેને પૂર્ણાનંદ સમુદ્રમાં ધોવામાં આવ્યો છે; માટે તે કામાદિક મળથી મલિન થતો નથી.[૬૪] પાણીમાં ઘડો ડૂબાવતાં તેની અંદર અને બહાર પાણીજ હોય છે; પરંતુ દૈવગતિથી પાછળથી તે ફુટી જાય તો શું ઉદકનો નાશ થાય છે કે?[૬૫] અથવા સર્પ પોતાની કાંચળી ઉતારી નાંખે, કિંવા મનુષ્ય ઉષ્ણતા (બફારા) ને લીધે શરીરપરથી કપડાં કાઢી નાંખે તો શું તેથી તેનાં અંગને કાંઇ નુકસાન થાય છે કે?[૬૬] તેજ પ્રમાણે ઉપર દેખાતું મિથ્યા શરીર નાશ પામે તોયે બ્રહ્મ તો સર્વત્ર ભરેલોજ છે. આ તત્ત્વમાં જો બુદ્ધિ નિપુણ થઇ તો પછી ભય કોનો છે?[૬૭] માટે આ રીતે અંતકાળે મારૂં સ્મરણ રાખીને જે દેહ છોડે છે તે મદ્રૂપજ બને છે.[૬૮] સાધારણ નિયમ એવો છે કે મરણ સમયે અંતઃકરણમાં જેનું સ્મરણ હોય છે તેને તે પ્રાપ્ત થાય છે.[૬૯] જે પ્રમાણે એકાદ ભયભીત મનુષ્ય વાયુની પેઠે પલાયન કરતાં માર્ગમાં એકાએક કૂપમાં પડી જાય છે;[૭૦] આ સ્થિતિમાં કૂપમાં પડવા પૂર્વે દોડવાના વેગનો અવરોધ કરી તેનાથી પડવાનો ભય ટાળી શકાતો નથી તેથી તેને કૂપમાં પડવુંજ પડે છે;[૭૧] તેજ પ્રમાણે મૃત્યુ સમયે જીવની સમીપ જે વસ્તુ ઊભી રહે છે તેજ વસ્તુનું રૂપ મરણ પછી તેને ધારણ કરવું પડે છે, આ ઘટના કોઇ પણ ઉપાયદ્વારા ટાળી શકાતી નથી.[૭૨] અને મનુષ્ય જાગૃત હોય છે તે વખતે તેના મનમાં જે કલ્પના આવે છે તેજ કલ્પના નિદ્રામાં ખડી થાય છે.[૭૩]

**यं यं वापि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरम् ।**
**तं तमेवैति कौंतेय सदा तद्भावभावितः ॥ ६ ॥**

**શ્લોકાર્થઃ—અથવા હે કૌંતેય! તે જે જે ભાવના મનમાં ધારણ કરી અંતે શરીર છોડે છે તે તે ભાવનાથીજ યુક્ત થઇને તે પુનર્જન્મ લે છે. (૬)**

**ઓવી અર્થઃ—**તેજ પ્રમાણે જીવંતદશામાં અંતઃકરણમાં જે પ્રત્યે પ્રીતિ હોય છે, તદ્વિષયક પ્રીતિજ અંતકાળે વૃદ્ધિંગત થાય છે;[૭૪] અને મરણ સમયે જે વાતનું સ્મરણ હોય છે તેનીજ ગતિને તે મરણ પછી પામે છે.

**तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युध्य च ।**
**मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम् ॥ ७ ॥**

**શ્લોકાર્થઃ—માટે હે અર્જુન! મન અને બુદ્ધિ મને અર્પણ કરી સદૈવ મારૂં ચિંતન કર અને યુદ્ધ કરવાને તત્પર થા; એટલે તું મનેજ આવીને મળશે એમાં શંકા નથી. (૭)**

**ઓવી અર્થઃ**—માટે તું મારૂંજ સ્મરણ કર્યા કર.[૭૫] આંખ જે જુએ, કાન જે સાંભળે કિંવા મન જેનું ચિંતન કરે અને વાચા જે બોલે,[૭૬] તથા હૃદયમાં જે ભાસે તથા બાહ્ય દ્રષ્ટિથી દેખાય તે સર્વ હુંજ છું એમ સમજવું, પછી સર્વત્ર હુંજ છું એમ તને સહજ જણાશે.[૭૭] હે અર્જુન! આ પ્રમાણે સર્વ વસ્તુ મદ્રૂપજ છે એ વાત તારૂં મન ગ્રહણ કરશે એટલે દેહ-પાત થયા છતાં પણ તું મરશે નહિ. તો પછી યુદ્ધ કરવામાં તને ભય શો છે?[૭૮] તું મન અને બુદ્ધિ ખરેખર મારાં સ્વરૂપનેજ અર્પણ કરશે ત્યારે મદ્રૂપ થશે, એ હું તને પ્રતિજ્ઞાપૂર્વક કહું છું.[૭૯] આ કેવી રીતે થશે એવો સંશય જો તારા મનમાં આવે તો પ્રથમ તેનો અભ્યાસ કરીને અનુભવ લે અને પછી જો મારા કહેવા પ્રમાણે ન બને તો મારાપર ક્રોધિત થા.[૮૦]

**अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ।**
**परमं पुरुषं दिव्यं याति पार्थानुचिन्तयन् ॥ ८ ॥**

**શ્લોકાર્થઃ**—હે પાર્થ! પોતાનું ચિત્ત અન્યત્ર ન જવા દેતાં અભ્યાસનાં સાધનથી એકાગ્ર કરી જે મારૂં ચિંતન કરે છે તે પ્રકાશાત્મક પરમપુરૂષને પ્રાપ્ત કરે છે. (૮)

**ઓવી અર્થઃ**—ઉત્તમ રીતે ચિત્ત અને અભ્યાસની સંકલના જોડી દેવામાં આવે (મન પૂર્વક અભ્યાસ કરવામાં આવે) તો જે પ્રમાણે લંગડો માણસ ઉદ્યોગથી પર્વતપર ચઢી શકે છે,[૮૧] તે પ્રમાણે નિરંતર બ્રહ્મ વિચારનો અભ્યાસ કરવામાં આવે તો ચિત્તને આત્માનો છંદ લાગે છે, પછી શરીર રહો કે જાઓ. (તેની સ્પૃહા રાખવાની આવશ્યકતા નથી.)[૮૨] નાના ગતિને પામનારૂં એવું જે ચિત્ત તે આત્માને વરશે એટલે પછી શરીર રહ્યું કે ગયું તેનું સ્મરણ કોણ રાખશે?[૮૩] નદીના પ્રવાહથી પાણી ઘૂ ઘૂ અવાજ કરતું સમુદ્રને મળવા જાય છે, એટલે પાછળ શું થાય છે તે જોવાને માટે તે પાછી દ્રષ્ટિ ફેરવે છે કે?[૮૪] નહિજ. તે સમુદ્રમાં મળીને સમુદ્રરૂપજ થાય છે. તેજ પ્રમાણે ચિત્ત આત્મસ્વરૂપ થયું એટલે જન્મ મરણનું આવાગમન ટળી જાય છે, કારણ કે ત્યાં પરમાનંદજ ભરેલો છે.[૮૫]

**कविं पुराणमनुशासितारमणोरणीयांसमनुस्मरेद्यः ।**
**सर्वस्य धातारमचिंत्यरूपमादित्यवर्णं तमसः परस्तात् ॥ ९ ॥**
**प्रयाणकाले मनसाचलेन भक्त्या युक्तो योगबलेन चैव ।**
**भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक् स तं परं पुरुषमुपैति दिव्यम् ॥१०॥**

**શ્લોકાર્થઃ**—જે અંતકાળે નિશ્ચલ મન કરી, ભક્તિયુક્ત બની યોગબળથી ભ્રૂકુટિમાં પ્રાણને ઉત્તમ પ્રકારે સ્થિર કરે છે, તથા સર્વજ્ઞ, અનાદિ, સર્વના નિયંતા, સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ, સર્વના પોષક, અચિંત્યરૂપ, સૂર્યના જેવા તેજસ્વી અને તમોગુણથી અલિપ્ત એવા દિવ્ય પરમપુરૂષનું નિરંતર ચિંતન કરે છે, તે તે દિવ્ય પરમપુરૂષને જઈ મળે છે. (૯-૧૦

**ઓવી અર્થઃ**—જેનું અસ્તિત્વ નિરાકાર છે, જેને જન્મ મરણ છેજ નહિ, અને જે સર્વ વ્યાપકતાથી સર્વને જુએ છે;[૮૬] જે આકાશની પૂર્વે વિદ્યમાન હતો, જે પરમાણુ કરતાં પણ સૂક્ષ્મ છે, જેના સન્નિધ્યથી વિશ્વના સર્વ વ્યાપારો ચાલે છે,[૮૭] જેમાંથી આ સર્વની ઉત્પત્તિ થાય છે, જેની સાહાયથી આ સર્વ વિશ્વ જાગૃત રહે છે અને જે વિષે કશું અનુમાન થઈ શકતું નથી, કારણ કે જે અચિંત્ય છે;[૮૮] ક્ષુદ્ર કીડીથી કદિ પણ અગ્નિના અંગારા ખાઇ શકાતા નથી; તેજમાં અંધકારનો પ્રવેશ થતો નથી; દેહ વિષેનું અજ્ઞાન જે ચર્મચક્ષુ પણ જોતાં નથી;[૮૯] જે સૂર્યરૂપ નિર્મળ કણોનો રાશિ છે અને જે જ્ઞાનીઓને નિત્ય પ્રકાશ આપે છે; જેના વિષે અસ્ત એવું ઉપનામ પણ નથી;[૯૦] તે અવ્યંગ બ્રહ્મને જાણી મરણકાળ સમીપ આવતાં જે

એકાગ્ર ચિત્તે, તેનું સ્મરણ કરે છે;[૯૧] પદ્માસન વાળી ઉત્તર દિશા તરફ મુખ કરી યોગાભ્યાસ-ક્રમમાં પ્રાપ્ત થયેલું સુખ અંતઃકરણમાં સંચિત કરી,[૯૨] અંતરમાં એકાગ્રચિત્તે, સ્વરૂપ પ્રાપ્તિના ઉમળકાથી સ્વયંભૂ બ્રહ્મને ત્વરિત મળવાને માટે,[૯૩] સંપાદન કરેલા યોગદ્વારા સુષુમ્ણા નાડીના મધ્ય માર્ગે અગ્નિસ્થાનમાંથી થઇ બ્રહ્મરંધ્રમાં જવાને નીકળે છે;[૯૪] જેનામાં પ્રાણ અને ચિત્તનો સંસર્ગ નિરર્થક બાહ્યતઃજ દેખાય છે; જેના પ્રાણનો લય આકાશમાં થાય છે,[૯૫] પરંતુ મનની સ્થિરતાથી જે બંધાયેલો હોય છે અને જેનું અંતઃકરણ ભક્તિયુક્ત થયું છે અને જે યોગબળથી તૈયાર થઇ પોતાનું મન પોતાને સ્વાધીન રાખી શકે છે,[૯૬] તે યોગી ચિત્ત અને મનને ભ્રુકુટિમાં વશ કરી, જે પ્રમાણે ઘંટાનો નાદ ઘંટામાંજ લય પામે છે તે પ્રમાણે ભ્રુકુટિમાંજ ઉભયનો લય કરે છે;[૯૭] કિંવા ઘડા નીચે રાખવામાં આવેલો દીપક ક્યારે બુઝાઇ જાય છે તે સમજી શકાતું નથી, તે પ્રમાણે હે અર્જુન! જે પોતાની દેહ રાખે છે (બ્રહ્માકાશમાં પ્રાણવાયુને લાવી આત્મસ્વરૂપમાં ક્યારે લીન થાય છે તે જણાવા ન દેતાં પોતાની દેહ રાખે છે);[૯૮] તે કેવળ પરબ્રહ્મ જેને પરમપુરૂષ કહેવામાં આવે છે તે મારા સ્વરૂપમાં જઇ મળે છે.[૯૯]

**यदक्षरं वेदविदो वदन्ति विशन्ति यद्यतयो वीतरागाः ।**
**यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥ ११ ॥**

**શ્લોકાર્થઃ**—વેદવેત્તા જે તત્ત્વને અક્ષર કહે છે, કામ ક્રોધ રહિત સંન્યાસી જે સ્વરૂપને પ્રાપ્ત થાય છે, અને જેની પ્રાપ્તિને માટે બ્રહ્મચારીઓ બ્રહ્મચર્ય વ્રત પાળે છે, તે પદ હે અર્જુન! તને સંક્ષેપમાં કહું છું. (૧૧)

**ઓવી અર્થઃ**—જે જ્ઞાન સર્વ જ્ઞાનનો અંત છે, અને સકળ જ્ઞાનના નિધિરૂપ વિદ્વાનો જેને 'અક્ષર' કહે છે.[૧૦૦] જે પવનના વંટોળીઆની સમક્ષ માત્ર ગગનજ અડગ રહી શકે છે, તેની આગળ વાદળાંઓ કેવી રીતે નભી શકે?[૧] તેજ પ્રમાણે જ્ઞાનીઓ જેને સમજી શકે છે તે જ્ઞાનની મર્યાદામાં આવે છે, માટે તેને 'ક્ષર' (નાશવંત) કહેવામાં આવે છે, પરંતુ જે જાણી શકાતું નથી, તેને સ્વભાવતઃજ 'અક્ષર' (અવિનાશી) એવું નામ પ્રાપ્ત થયું છે.[૨] માટે વેદ પારંગત પુરૂષ જેને અક્ષર (બ્રહ્મ) કહે છે અને જે માયાતીત હોઈ સચ્ચિદાનંદ રૂપ છે;[૩] અને વિષયેચ્છા છોડી સર્વ ઇંદ્રિયોનું દમન કરી, દેહરૂપી વૃક્ષની નીચે ઉદાસીન વૃત્તિથી બેઠેલા[૪] વિરક્ત પુરૂષ પણ સદૈવ જેની વાટ જોતા રહે છે અને જે સદા નિરિચ્છ લોકોને પ્રિય હોય છે;[૫] જેનો પ્રેમ પ્રાપ્ત કરવાને માટે યોગીજન બ્રહ્મચર્યાદિ સંકટોને ગણતા નથી તથા નિષ્ઠુરપણાથી ઇંદ્રિયનિગ્રહ કરે છે એવું જે દુર્લભ પદ; જેનો અંત નથી, જેનું જ્ઞાન વેદને પણ પ્રાપ્ત થયું નથી,[૭] તે પદને જેઓ મારાં ઉપર્યુક્ત કથન પ્રમાણે દેહ રાખે છે, તે પ્રાપ્ત કરે છે. માટે હે પાર્થ! તે વિષે વળી એકવાર પુનઃ તને કહું છું."[૮] ત્યારે અર્જુન બોલ્યો "હે ગુરો! હું હમણાંજ આપને પૂછવાનો હતો, પરંતુ આપે સહજ મારાપર કૃપા કરી. માટે હવે આપ કહેવાની શરૂઆત કરો.[૯] પરંતુ જે કહેવું હોય તે માત્ર સાદી ભાષામાંજ કહેજો." આ સાંભળી ત્રિભુવનદીપ કૃષ્ણ બોલ્યા "હું ક્યાં તને ઓળખતો નથી.? તને સંક્ષેપમાંજ કહું છું.[૧૦] માટે મનની બહાર હિંડવાની સ્વાભાવિક વૃત્તિને દાબી હૃદયમાં સ્થિર કર.[૧૧]

**सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुध्य च ।**
**मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणाम् ॥ १२ ॥**

**શ્લોકાર્થઃ**—જે સર્વદ્વારોનો નિરોધ કરી મનને હૃદયમાં સ્થિર કરી, કપાળમાં તથા ભ્રકુટિના મધ્યભાગમાં પોતાના પ્રાણ વાયુને નિશ્ચલ કરી, યોગાભ્યાસમાં સ્થિર થાય છે.(૧૨)

**ઓવી અર્થઃ**—પરંતુ જે વખતે ઇંદ્રિયોનાં દ્વારો નિગ્રહને લીધે બંધ થાય છે, ત્યારેજ આ ક્રિયા બને છે.[૧૨] આમ થયું એટલે સહજ મન સ્વાધીન થઇ હૃદયમાં સ્વસ્થ થાય છે. જે પ્રમાણે જેના હાથ પગ ભાંગી ગયા હોય તે પોતાનું ઘર છોડી શકતો નથી,[૧૩] તે પ્રમાણે હે અર્જુન! ચિત્તની સ્થિરતા થઇ એટલે પ્રાણાયામથી ૐકારનું ધ્યાન કરવું અને પ્રાણવાયુને ક્રમે ક્રમે બ્રહ્મરંધ્ર પર્યંત આણવો.[૧૪] પછી અકાર, ઉકાર, અને મકાર, એ ત્રણ અર્ધ માત્રમાં મળે ત્યાં સુધી, ધારણા શક્તિના બળથી પ્રાણવાયુને બ્રહ્માકાશમાં મળે ન મળે એવા પ્રયોગથી ધરવો;[૧૫] ત્યાં સુધી તે વાયુને મસ્તકાકાશમાં સ્થિર કરવો; પછી ૐકારનો અને તેનો સંયોગ થતાં મૂળ સ્વરૂપ જે બ્રહ્મ તેમાં તે રમમાણ થાય છે.[૧૬]

**ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।**

**यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥ १३ ॥**

**શ્લોકાર્થઃ**—અને નિર્વિકાર બ્રહ્મનો વાચક ૐ એ એકાક્ષર ઉચ્ચારી મારૂં સ્મરણ કરતાં કરતાં દેહનો ત્યાગ કરી નીકળી જાય છે, તે ઉત્તમ ગતિને પામે છે. (૧૩)

**ઓવી અર્થઃ**—આમ થતાંની સાથેજ ૐકારનું સ્મરણ બંધ થાય છે અને તે વખતે પ્રાણનો અંત આવે છે. પછી ૐકારાતીત બ્રહ્માનંદ સ્વરૂપજ અવશિષ્ટ રહે છે.[૧૭] માટે જેને પ્રણવ કહેવામાં આવે છે અને જે એકાક્ષર બ્રહ્મ છે, તે મારા પરમ સ્વરૂપનું સ્મરણ કરતાં કરતાં[૧૮] જે આવી સ્થિતિમાંજ દેહ ત્યાગ કરે છે તે નિઃસંશય મને પ્રાપ્ત થાય છે. કારણ કે તેને મારી પ્રાપ્તિ શિવાય અન્ય શ્રેષ્ઠ ગતિ છેજ નહિ.[૧૯] હે અર્જુન! કદાચિત્ તારા મનમાં એવી શંકા આવશે કે "મરણ સમયે આપનું સ્મરણ શા માટે કરવું?[૨૦] જીવિતનું સુખ નષ્ટ થઇ ઇંદ્રિયો સંકટમાં પડી, અંતર્બાહ્ય મૃત્યુ ચિન્હો પ્રકટ દેખાય છે,[૨૧] ત્યારે ઉઠીને બેસે કોણ? ઇંદ્રિયોનો સંયમ કોણ કરે? અને અંતઃકરણમાં ૐકારનું સ્મરણ કોણ કરે?"[૨૨] બાપુરે! આવા સંશયને કદિપણ તું તારાં અંતઃકરણમાં સ્થાન આપીશ નહિ. જે મારી નિત્ય સેવા કરે છે તેના અંતકાળે હું તેનો દાસ બનીને રહું છું.[૨]

**अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।**

**तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥ १४ ॥**

**मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।**

**नाप्नुवन्ति महात्मानः संसिद्धिं परमां गताः ॥ १५ ॥**

**શ્લોકાર્થઃ**—હે પાર્થ! જે યોગી એકાગ્ર ચિત્તે સદા સર્વદા મારૂં સ્મરણ કરનાર અને નિરંતર સંતોષી હોય છે તેને હું સહજ પ્રાપ્ત થાઉં છું. (૧૪) પરમસિદ્ધિને પામેલા મહાત્માઓ મને પ્રાપ્ત થયા પછી દુઃખનું સ્થાન અને અશાશ્વત એવા જન્મને પામતા નથી. (૧૫)

**ઓવી અર્થઃ**—જે વિષયોને તિલાંજલિ આપી, વિષયેચ્છાનો નિરોધ કરી મને હૃદયમાં રાખી તે સુખનો ઉપભોગ લે છે.[૨૪] તેને તે સંતોષના ઉમળકામાં ક્ષુધાદિકની સુદ્ધાં સ્મૃતિ રહેતી નથી. તો પછી નેત્રાદિકનો તો ત્યાં હિસાબજ શું?[૨] આવી રીતે સદૈવ મારાં ઐક્ય રૂપને પામી પોતાના અંતઃકરણમાં મારી સાથે તલ્લીન થઈ તથા મદ્રૂપ બની જેઓ મારી સેવા કરે છે;[૨૬] તેઓનો અંતકાળ સમીપ આવે, તેઓ મારૂં સ્મરણ કરે અને તે પછી હું તેમને પ્રાપ્ત થાઉં તો તેમણે પૂર્વે જે મારી ઉપાસના કરી તેનો શું ઉપયોગ?[૨૭] સંકટને સમયે એકાદ ગરીબ મનુષ્ય અતિ દીનતાથી 'હે દેવ! મારી વ્હારે ધાઓ' એવી મને વિનંતિ કરે તો તેનાં દુઃખનું નિવારણ કરવાને માટે શું મારે નથી જવું પડતું?[૨૮] અને જેઓ મારા ભક્ત છે તેમની સાથે પણ હું આવીજ

રીતે વર્તું તો પછી તેઓ મારી ભક્તિ શા માટે કરશે? માટે આવા સંશયાત્મક અભિપ્રાયનું સ્મરણ સુદ્ધાં કરશો નહિ.[૨૯] તે જે વેળાએ સ્મરણ કરે છે તે વેળાએ હું તેને પ્રાપ્ત થાઉં છું. તેની ભક્તિરૂપી ઉપકારનો બોજો મારાથી સહન થઇ શકતો નથી.[૩૦] આ પ્રકારે હું ઋણી થયો છું એમ જાણી એ ઋણમાંથી મુક્ત થવાને માટે હું મારા ભક્તોની અંતકાળે સેવા કરૂં છું.[૩૧] દેહની ગ્લાનિનો સ્પર્શ મારા ભક્તોનાં સુકુમાર શરીરને ન થાય એટલા માટે હું તેમને આત્મબોધરૂપી પાંજરામાં રાખું છું.[૩૨] તે પાંજરાપર મારા સ્મરણનો આલ્હાદકારક અને શીતળ પડદો રાખું છું. આ પ્રકારે જેની બુદ્ધિ મારા પ્રત્યે સ્થિર હોય છે, તેને હું મારા સ્વરૂપમાં લાવું છું.[૩૩] માટે દેહના અંતકાળનું દુઃખ મારા ભક્તોને કદી પણ થતું નથી અને તેમને હું સુખપૂર્વક મારા સ્વરૂપમાં આણું છું.[૩૪] આત્માપરથી દેહરૂપી આચ્છાદન કાઢી નાખીને તથા મિથ્યા અહંકારની ધૂળ ખંખેરી નાખીને ભગવત્પ્રાપ્તિની વાસનાથી તેમને મદ્રૂપ કરૂં છું,[૩૫] અને ભક્તને પણ દેહમાં ઐક્ય ન લાગવાથી (પ્રેમ ન રહેવાથી) તે તેનો ત્યાગ કરે છે. તે વખતે દેહ મારાથી છૂટી પડી જાય છે એમ તેને લાગતું નથી.[૩૬] કારણ કે દેહના અંત સમયે ભગવત્પ્રાપ્તિ કરવી અને ઈશ્વરસન્નિધ્ય કરવું એવી પણ તેના મનમાં ઈચ્છા ઉત્પન્ન થતી નથી. કારણકે પૂર્વેથીજ તે મદ્રૂપ થયેલો હોય છે.[૩૭] વળી તેના શરીરરૂપી પાણીમાં આત્મા છે એમ દેખાય છે ખરૂં, પરંતુ તે પ્રતિબિંબ પ્રમાણે મિથ્યા છે. ચાંદરણું બહાર નીકળેલું છે પરંતુ વસ્તુતઃ તેની સ્થિતિ ચંદ્રમામાંજ છે.[૩૮] આવા બોધથી જે મારી સાથે યુક્ત થયો છે તેની નિકટજ હું હમેશાં છું, માટે તે મરણ પછી નિઃસંશય મદ્રૂપજ બને છે.[૩૯] માટે જે શરીર કલેશરૂપી વૃક્ષોનું વન છે, જે તાપત્રયરૂપી અગ્નિની ધગધગતી સગડી છે, જે મૃત્યુરૂપી ગીધડાનો બલિ છે.[૪૦] જે દારિદ્રયને વધારે છે. જે મૃત્યુના ભયમાં વૃદ્ધિ કરે છે, જે પૂર્ણ દુઃખની મૂડી છે,[૪૧] જે ખરાબ બુદ્ધિનું મૂળ છે, પૂર્વજન્મનાં ખરાબ કર્મોનું ફળ છે, જે ભ્રાંતિનું કેવળ સ્વરૂપજ છે,[૪૨] જે સંસારનો આશ્રમ છે, જે અહંકારાદિ વિકારોનું ઉપવન છે, જે સર્વ પ્રકારના વ્યાધિથી પિરસાયેલું પાત્ર છે,[૪૩] જે કાળે ચાવી નાખેલો ઉચ્છિષ્ટ ખીચડો છે, જે આશાનું અંગબળ છે, જે સ્વભાવતઃ જન્મ મરણને ઓપ ચઢાવે છે,[૪૪] જે ભ્રાંતિથી પરિપૂર્ણ છે, જે ખરાબ કલ્પનાથી ઓતપ્રોત ગુંથાયેલું છે. કિંબહુના જે વિંછીઓનું નિવાસ સ્થાનજ છે.[૪૫] જે વ્યાઘ્રની જાળ છે, જેને વેશ્યા સાથે મૈત્રી છે (અર્થાત્ જે મનને વેશ્યાની પેઠે મોહમાં ફસાવે છે), જે વિષય પ્રતીતિ કરવાનું ઉત્તમ યંત્ર છે,.[૪૬] જે યક્ષિણીની દયાનું સ્થાન છે, જે વિષય રૂપી શીતળ જળનો ઘુંટડો છે, જે સ્નેહભાવથી વર્તનારા ચોરનાં મજબૂત આશ્વાસન સમાન છે,[૪૭] જે કોઢગ્રસ્ત મનુષ્યના આલિંગન જેવું છે; જે મહાવિષધારી સર્પના અંગ જેવું સુંવાળું છે, જે પારધિના સાહજિક ગાયન જેવું સુમધુર છે,[૪૮] જે વૈરીના આદરાતિથ્યની મેજબાની તથા દુર્જને કરેલી આગતાસ્વાગતા સમાન છે. વધુ શું કહું? જે પ્રત્યક્ષ અનર્થનો સમુદ્રજ છે.[૪૯] જે સ્વપ્નમાં આવેલું સ્વપ્ન છે, જે મૃગજળ પરિપૂર્ણ વન છે, અને જે ધળની રજથી ભરેલું આકાશ છે.[૫૦] એવું જે શરીર તે મદ્રૂપ થઇ રહેલા પુરૂષને પુનઃ પ્રાપ્ત થતું નથી.[૫૧]

**आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।**
**मामुपेत्य तु कौंतेय पुनर्जन्म न विद्यते ॥ १६ ॥**

**શ્લોકાર્થ:**—હે અર્જુન! બ્રહ્મલોક પર્યંત સર્વ લોક ઉત્પત્તિ તથા વિનાશને આધીન છે; પરંતુ હે કૌંતેય! માત્ર મારી પ્રાપ્તિ થયા પછી પુનઃ જન્મ થતો નથી. (૧૬)

**ઓવી અર્થ:**—બ્રહ્મત્વનો ઘમંડ રાખનાર (બ્રહ્મદેવ) સુદ્ધાં પુનર્જન્મના ફેરામાંથી નિવૃત્ત થઇ શકતો નથી; પરંતુ જે પ્રમાણે મૃત મનુષ્યના પેટમાં દુઃખતું નથી,[૫૨] કિંવા જાગૃત થયા

પછી કોઈ સ્વપ્નમાંના મહાપૂરમાં બૂડતું નથી; તે પ્રમાણે જે મારા સ્વરૂપમાં ભળી ગયા છે, તે સંસારથી લિપ્ત થતા નથી.[૫૩] બાકી ચૌદ ભુવનનું જે શિખર, સપ્ત ચિરંજીવમાં જે અગ્રેસર અને ત્રૈલોકય રૂપ પર્વતનું મસ્તક જે બ્રહ્મભુવન,[૫૪] જે બ્રહ્મલોકના એક પ્રહર દિવસપર્યંત એક ઇંદ્રનું આયુષ્ય ટકતું નથી અને એક દિવસમાં તો ચૌદ ઇંદ્રનો પાર આવી જાય છે.[૫૫]

**सहस्रयुगपर्यन्तमहर्यद्ब्रह्मणो विदुः ।**
**रात्रिं युगसहस्रांतां तेऽहोरात्रविदो जनाः ॥ १७ ॥**

**શ્લોકાર્થઃ—કેમકે સહસ્ર વેળા ચાર યુગો વ્યતીત થાય ત્યારે બ્રહ્મદેવનો એક દિવસ થાય છે; અને પછી તેટલાજ કાળની તેની રાત્રિ થાય છે; આવા તે દિવસ અને રાત્રિ જાણનારા લોકોજ જાણે છે. (૧૭)**

**ઓવી અર્થઃ**—ચાર યુગો હજારવાર જાય ત્યારે બ્રહ્મદેવનો ખરેખરો પુરો એક દિવસ થાય છે; અને તેજ પ્રમાણે ચાર હજાર યુગોની એક રાત્રિ થાય છે;[૫૬] આવો મોટો દિવસ અને આવી મોટી રાત્રિ જ્યાં છે ત્યાં જે ભાગ્યવાન પુરૂષો વસે છે તે મરતા નથી; પરંતુ રાત્રિ દિવસ જુએ છે. તે સ્વર્ગ લોકના ચિરંજીવ છે.[૫૭] જ્યાં સ્વતઃ ઇંદ્રનીજ દશા એવી છે કે એક દિવસમાં ચૌદ ઇંદ્ર થાય છે, તો પછી દેવગણની તો પ્રતિષ્ઠાજ શી વર્ણવવી ?[૫૮] પરંતુ જેઓ બ્રહ્મદેવના આઠ પ્રહરને પોતાની દ્રષ્ટિથી જુએ છે તેને (બ્રહ્મદેવના) દિવસ અને રાત્રિ જાણનારા કહેવામાં આવે છે.[૫૯]

**अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवंत्यहरागमे ।**
**रात्र्यागमे प्रलीयन्ते तत्रैवाव्यक्तसंज्ञके ॥ १८ ॥**
**भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ।**
**रात्र्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ॥ १९ ॥**

**શ્લોકાર્થઃ—દિવસ આવતાં અવ્યક્તમાંથી સર્વ વ્યક્તિનો ઉદય થાય છે અને પુનઃ રાત આવતાં તેજ અવ્યક્તમાં તેમનો લય થઇ જાય છે. (૧૮) હે પાર્થ ! તેજ સર્વ ચરાચર વસ્તુનો આ સમુદાય પરતંત્ર હોવાથી પુનઃ પુનઃ ઉત્પન્ન થઈ રાત આવતાંજ લય પામે છે અને દિવસ આવતાંજ પુનઃ ઉત્પન્ન થાય છે. (૧૯)**

**ઓવી અર્થઃ**—તે બ્રહ્મલોકમાં જ્યારે દિવસ ઉગે છે ત્યારે નિરાકારમાંથી સાકાર એવી રીતે ઉત્પન્ન થાય છે કે તેનું માપ કરી શકાતું નથી.[૬૦] પછી તે દિવસના ચાર પ્રહરો સમાપ્ત થતાં આ વિશ્વ નષ્ટ થાય છે અને પુનઃ પ્હો ફાટયો એટલે અગાઉની પેઠે આ વિશ્વ ભરાવા માંડે છે.[૬૧] શરત્કાલના પ્રારંભમાં અભ્રો આકાશમાંથી નષ્ટ થાય છે અને ગ્રીષ્મ ઋતુને અંતે પુનઃ તેજ ઉત્પન્ન થાય છે,[૬૨] તેજ પ્રમાણે બ્રહ્મદેવના દિવસના આરંભમાં આ ભૂતસૃષ્ટિનો સમુદાય એકત્રિત થાય છે અને તે ચાર યુગો હજારવાર વ્યતીત થાય ત્યાં સુધી રહે છે[૬૩] પછી બ્રહ્મદેવની રાત્રિનો સમય થતાં આ વિશ્વ નિરાકારમાં લય પામે છે અને પૂર્વોક્ત કાળ વ્યતીત થયા પછી પૂર્વવત્ ઉદય પામે છે.[૬૪] આવી રીતે વિશ્વની રચના થાય છે એમ કહેવામાં મારો ઉદ્દેશ બ્રહ્મદેવના દિવસ અને રાત્રિમાં વિશ્વની ઉત્પત્તિ અને લય થાય છે, એ તત્ત્વ તને સમજાવવાનોજ છે.[૬૫] તેની મહત્તા કેટલી છે ? તે (બ્રહ્મદેવ) સૃષ્ટિના બીજનો ભંડાર છે; તોપણ તે જન્મ મરણની મર્યાદામાં આવી ગયો છે.[૬૬] હે ધનુર્ધર ! આ ત્રૈલોકયસૃષ્ટિ સત્યલોકનો પ્રસાર છે અને બ્રહ્મદેવનો દિવસ ઉગતાંની સાથે તે ફેલાવા માંડે છે,[૬૭] પછી જ્યારે રાત્રીનો સમય આવે છે ત્યારે તે સ્વયંભૂ અવ્યક્તમાં લય પામે છે; અને આ પંચભૂતાદિક બ્રહ્મદેવની આજ્ઞાથી

સહજ જ્યાંના ત્યાંજ વિલય પામી જાય છે.[૬૮] જે પ્રમાણે વૃક્ષ બીજરૂપમાં સમાવિષ્ટ થયેલું હોય છે, કિંવા મેઘ આકાશમાં વિલીન થઈ જાય છે, તે પ્રમાણે જેમાં–પ્રકૃતિમાં–પુષ્કળ વસ્તુનો સમાવેશ થાય છે તેને 'સામ્ય' કહેવામાં આવે છે.[૬૯]

**परस्तस्मात्तु भावोऽन्योऽव्यक्तोऽव्यक्तात्सनातनः ।**
**यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥ २० ॥**

શ્લોકાર્થઃ—**સર્વ ચરાચરનો નાશ થયા છતાં પણ જે નાશ પામતો નથી, તે તે અવ્યક્તથી ભિન્ન, ઇંદ્રિયોને અગોચર, તથા અવિનાશી એવો બીજો ભાવ (વસ્તુ) છે. (૨૦).**

**ઓવી અર્થઃ**—તે સામ્યમાં ન્યૂનાધિક કશું દેખાતું નથી તેથી તેને 'ભૂત' કહેવામાં આવતું નથી. જે પ્રમાણે દૂધનું દહિં થયા પછીં તેનું (દૂધનું) નામ તથા રૂપ નાશ પામે છે.[૭૦] તે પ્રમાણે આકારનો નાશ થયા પછી જગતનું જગત્વ નાશ પામે છે; પરંતુ જેમાંથી એની ઉત્પત્તિ થઇ છે તે સ્થળે તો તે જેવુંને તેવું (તેના મૂળ સ્વરૂપમાં) જ હોય છે.[૭૧] આ વખતેજ તેને 'અવ્યક્ત' કહેવામાં આવે છે; અને સાકાર હોય છે તે વેળા તેનેજ વ્યક્ત કહેવામાં આવે છે. આ એક બીજાની પ્રતીતિ કરાવનારી વસ્તુ છે, પરંતુ વાસ્તવિક જોવા જતાં ઉભય રહેતી નથી.[૭૨] જે પ્રમાણે રૂપાના ભાગી નાંખેલા આકારને લગડી કહેવામાં આવે છે, પછી તેના દાગીના બનાવવામાં આવતાં તે લગડી નાશ પામે છે;[૭૩] આ બન્ને પ્રકારનાં રૂપાંતરો રૂપા અને સોનાપર થાય છે, તેજ પ્રમાણે વ્યક્ત અને અવ્યક્ત એ બન્ને વિચારો બ્રહ્મ સંબંધેજ થાય છે.[૭૪] તે બ્રહ્મ વ્યક્ત પણ નથી અને અવ્યક્ત પણ નથી; તે ઉત્પન્ન થતો નથી અને નાશ પામતો નથી; પરંતુ તે ઉક્ત ઉભય સ્થિતિથી અતીત અનાદિસિદ્ધ છે.[૭૫] તે બ્રહ્મ વિશ્વાકાર થઇને રહે છે, પરંતુ વિશ્વાકાર લયને પ્રાપ્ત થતાં પણ તે લય પામતો નથી. જે પ્રમાણે અક્ષરો ભુસી નાખવામાં આવે તોપણ તેનો અર્થ ભુસાઇ જતો નથી;[૭૬] ઉદકપર તરંગ આવે છે અને જાય છે, પરંતુ ઉદક તો કાયમજ રહે છે, તે પ્રમાણે ભૂતો નાશ પામ્યા છતાં અવિનાશી બ્રહ્મ તો સ્થાયીજ રહે છે.[૭૭] કિંવા અલંકારોનો નાશ કરવામાં આવતાં કાંઇ સુવર્ણનો નાશ થઇ જતો નથી, તે પ્રમાણે મૃત્યુ પામનાર શરીરમાં જે અમર છે;[૭૮]

**अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ।**
**यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम ॥ २१ ॥**
**पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ।**
**यस्यान्तःस्थानि भूतानि येन सर्वमिदं ततम् ॥ २२ ॥**

શ્લોકાર્થઃ—**જે અવ્યક્ત ભાવ અક્ષર સંજ્ઞાથી પ્રસિદ્ધ છે, તેનેજ પરમગતિ કહેવામાં આવે છે. જ્યાં જ્ઞાની ગયા પછી પુનઃ પાછા આવતા નથી, તે મારૂં પરમ ધામ છે. (૨૧) હે પાર્થ ! જેમાં સર્વ ભૂતોનો સમાવેશ થાય છે અને જેનાથી આ સર્વ જગત્ વ્યાપ્ત છે તે પરમપુરૂષ અનન્ય ભક્તિથીજ પ્રાપ્ત થાય છે. (૨૨)**

**ઓવી અર્થઃ**—જેને કૌતુકથી અવ્યક્ત કહેવામાં આવતાં, તેની સ્તુતિ કરવામાં આવી છે એમ લાગતું નથી; કારણ કે જે મન અને બુદ્ધિને પ્રાપ્ત થતો નથી;[૭૯] જેને આકાર પ્રાપ્ત થયા છતાં પણ જેનું નિરાકારપણું જતું નથી અને આકારનો નાશ થયા છતાં પણ જેની નિત્યતામાં ખામી આવતી નથી,[૮૦] માટે જેને 'અક્ષર' (નાશ ન પામનાર) કહેવામાં આવે છે, તેને અક્ષર કહેવામાંજ અર્થનિષ્પત્તિ થાય છે. આથી આગળ કોઇ પણ વસ્તુનો વિસ્તાર જણાતો નથી અને આનુંજ નામ પરમગતિ છે.[૮૧] પરંતુ તે આ શરીરમાં વ્યાપ્ત હોવા છતાં

પણ નિદ્રિતાવસ્થામાં છે; કારણ કે તે વ્યાપાર કરાવતો પણ નથી અને કરતો પણ નથી.[82] હે મહાવીર અર્જુન! નહિતર શરીરના સર્વ વ્યાપારોમાં એક પણ વ્યાપાર બંધ રહેતો નથી; દશે ઇંદ્રિયોના વ્યાપાર ચાલુજ રહે છે.[83] વિષયરૂપી બજાર ઉઘડી, મનના ચૌટાપર વ્યાપાર શરૂ થયા પછી તેમાંથી ઉત્પન્ન થતાં સુખ દુઃખોનો મુખ્ય હિસ્સો અંતર્યામી અંતઃકરણને પણ પ્રાપ્ત થાય છે.[84] રાજા સુખેથી ઊંઘતો હોય તે વખતે કાંઇ તેના રાજ્યમાંના વ્યાપાર અટકતા નથી, પ્રજા પોતાની પ્રાપ્તિની ઇચ્છાથી વ્યાપાર કરીજ જાય છે,[85] તે પ્રમાણે બુદ્ધિની જ્ઞાનશક્તિ, મનની ગ્રહણ અને ત્યાગશક્તિ, ઇંદ્રિયોની ક્રિયાશક્તિ અને પ્રાણવાયુની સ્ફુરણ-શક્તિ,[86] આ સર્વ દેહવ્યાપારો કરવામાં ન આવતા હોવા છતાં પણ પોતાની મેળેજ ચાલે છે. જે પ્રમાણે સૂર્ય ચલાવતો નથી, તોપણ તેના પ્રકાશથી લોકત્રયના વ્યવહાર ચાલે છેજ;[87] તે પ્રમાણે હે અર્જુન! તે શરીરમાં નિદ્રિત તથા સ્વસ્થ છે માટે તેને પુરૂષ કહેવામાં આવે છે એમ તું સમજ;[88] અને માયારૂપી પતિવ્રતાના એકપત્નીવ્રતમાં પડવાને લીધે તેને પુરૂષ એ નામ પ્રાપ્ત થયું છે.[89] પરંતુ વેદોએ પુષ્કળ ઉપાયો કર્યા છતાં જેનું આંગણું સુદ્ધાં દ્રષ્ટિએ પડયું નથી, અને જેમાં આકાશનો સમાવેશ થયો છે;[90] એમ જાણીનેજ યોગી લોકો તેને જીવ અને પ્રકૃતિથી અતીત ગણે છે; તે એકનિષ્ઠ ભક્તોનો શોધ કરતો કરતો તેને ઘેર આવે છે.[91] જે એકનિષ્ઠ ભક્ત કાયા, વાચા અને મને કરીને અન્ય કાંઇ પણ વસ્તુ જાણતો નથી તેની એકનિષ્ઠાનો પાક આપનારૂં તે ઉત્તમ ક્ષેત્ર છે.[92] હે પાંડવ! આ ત્રૈલોક્ય ભગવદ્રૂપ છે એવો જેનો સાચો મનોભાવ છે તે આસ્તિક ભક્તનો આ આશ્રમજ છે.[93] જે નિરભિમાનીઓનો વૈભવ છે, જે ગુણાતીતોનું જ્ઞાન છે, અને જે નિસ્પૃહ જનોનું સુખોપભોગ લેવાનું સ્થાન (રાજ્ય) છે;[94] જે સંતોષી જનોનું ભોજન; જે સંસારની ચિંતા ન રાખનાર શરણાગતનું મા પેટ (માતૃપેટ); અને જે ભક્તિને માર્ગે ચાલનારાની મોક્ષ ગામની સરળ વાટ છે;[95] હે ધનંજય! એ સર્વેને એક એક વર્ણવી વ્યર્થ વર્ણન કેટલું કરૂં? પરંતુ જે સ્થળે જતાં મનુષ્ય તદ્રૂપતા પામે છે;[96] ઠંડા પાણીના મિશ્રણથી જે પ્રમાણે ઊનું પાણી ઠંડું થાય છે, કિંવા સૂર્ય ઉગતાં તિમિર પ્રકાશરૂપ થાય છે,[97] તે પ્રમાણે હે પાંડુ કુમાર! અજ્ઞાન અને તેનું કાર્ય જે જગત્ તે પરમાત્મારૂપી ગામમાં જતાં પોતેજ મોક્ષ સ્વરૂપ બની રહે છે.[98] તેજ પ્રમાણે કાષ્ટને અગ્નિમાં નાખતાં તે અગ્નિ સ્વરૂપ બની જાય છે અને તેના પાછા વર્ગ પાડવા જતાં તેનું કાષ્ઠત્વ દ્રષ્ટિએ પડતું નથી.[99] કિંવા, હે પાંડુ સુત! જે પ્રમાણે ખાંડ થયા પછી પુનઃ ચાતુર્યથી તેની શેરડી કરી શકાતી નથી;[200] એક વખત પારસમણિના સ્પર્શથી લોખંડનું સુવર્ણ કરવામાં આવ્યું એટલે પછી બીજો કયો એવો પદાર્થ છે કે જે તેનું ગયેલું લોખંડપણું પાછું આણી આપે?[1] માટે ઘીનું જે પ્રમાણે પુનઃ ખરેખરૂં દૂધ થતું નથી તે પ્રમાણે જેમાં ભળી જવાથી પુનઃ જન્મ નથી,[2] તેજ મારૂં ખરેખર ઉત્તમ સ્થળ છે. આ ગૂઢ તત્ત્વ તને અધુના સ્પષ્ટ કરીને કહું છું.[3]

**यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः ।**
**प्रयाता यान्ति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥ २३ ॥**

**શ્લોકાર્થઃ—હે ભરત શ્રેષ્ઠ! જે કાળે યોગી મરણ પામવા છતાં પુનઃ જન્મ પામતો નથી, અને જે કાળે મરણ પામવાથી પુનઃ જન્મ પામે છે તે કાળ હું તને કહી બતાવું છું. (૨૩).**

**ઓવી અર્થઃ**—તેજ પ્રમાણે દેહાવસાન થયા પછી જે સ્વરૂપને યોગી પ્રાપ્ત થાય છે તે ગૂઢ તત્ત્વ અન્ય એક પ્રકારે સમજવું સુલભ છે.[4] અથવા અકસ્માત્ એવી ઘટના બને છે કે જે યોગી અકાળે દેહ છોડે છે તેને પુનઃ દેહ ધારણ કરવી પડે છે.[5] માટે શાસ્ત્રોક્ત શુદ્ધ

કાળે જો દેહનું અવસાન થાય, તો તત્ક્ષણ તે યોગી બ્રહ્મ થાય છે. બાકી અકાળે દેહાવસાન થવાથી પુનઃ જન્મ ધારણ કરવો પડે છે.[૬] તેજ પ્રમાણે મોક્ષ અને પુનર્જન્મ એ ઉભયકાળને આધીન છે. આ કાળ વિષે પ્રસંગોપાત તને વાત કહું છું.[૭] માટે હે મહાવીર અર્જુન! તે તું સાંભળ. મરણકાળ સમીપ આવતાં છેવટે પંચમહાભૂતો પોતપોતાને રસ્તે જાય છે.[૮] આવો મરણકાળ પ્રાપ્ત થતાં બુદ્ધિને ભ્રાંતિ ગળી જતી નથી, સ્મરણ શક્તિ અંધ બની જતી નથી. અને મન પણ મરણ પામતું નથી.[૯] આવો એ સર્વ જ્ઞાનસમુદાય પ્રકાશિત હોય છે અને તેને અનુભવેલા બ્રહ્મભાવનો બોધ હોય છે.[૧૦] આવી રીતે આ સમુદાય સાવધ હોય છે અને જેને મરણ પર્યંત ઇંદ્રિયોની સાહાય્ય હોય છે એવો બાહ્ય જઠરાગ્નિ જ્યારે પ્રદીપ્ત હોય છે ત્યારેજ આ પ્રમાણે બને છે.[૧૧] વાયુ કિંવા પાણીથી જ્યારે દીવાનો પ્રકાશ બુઝાઈ જાય છે ત્યારે આપણી આંખ સારી હોવા છતાં પણ તેને કાંઇ દેખાય છે કે?[૧૨] તેજ પ્રમાણે દેહાવસાનની વખતનો વાત વૃદ્ધિ પામવાથી શરીર અંતર્બાહ્ય કફથી વ્યાપ્ત થાય છે તે વખતે જઠરાગ્નિનું તેજ બુઝાઇ જાય છે.[૧૩] તે વખતે પ્રાણજ હોતો નથી તો પછી મન, બુદ્ધિ હોવા છતાં પણ તે શું કરી શકે? માટે અગ્નિ શિવાય દેહમાં ચૈતન્ય રહેતું નથી.[૧૪] શરીરમાંનો જઠરાગ્નિ નષ્ટ થાય છે તો દેહ રહેતી નથી, પરંતુ માત્ર કાદવજ રહે છે. આ વખતે સાધક પોતાનું આયુષ્ય અંધારામાંજ અથડાતો હોય તે પ્રમાણે નિર્ગમન કરે છે.[૧૫] આવી સ્થિતિમાં ગત અભ્યાસનું સ્મરણ રાખી દેહ છોડી સ્વરૂપમાં ભળવું કેવી રીતે બની શકે વારૂ?[૧૬] તે વખતે તો દેહના કફના કાદવમાં ચૈતન્ય ડૂબી જવાથી પાછળ અને આગળના બનાવોનું સ્મરણ નષ્ટ થાય છે.[૧૭] માટે પૂર્વે જે યોગાભ્યાસ કરવામાં આવ્યો હોય છે તે મરણ આવવા પૂર્વેજ નાશ પામે છે; અંધારામાં રાખેલી વસ્તુ સંપાદન થયા પહેલાં દીપકનો નાશ થાય તે પ્રમાણે આ ઘટના થાય છે.[૧૮] હવે આ સર્વ વાત રહેવા દઇશું. જ્ઞાનનું મૂળ કારણ જઠરાગ્નિ છે અને મરણ સમયે તેને જઠરાગ્નિની પૂર્ણ સાહાય્ય હોય છે.[૧૯]

**अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।**
**तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः ॥ २४ ॥**

**શ્લોકાર્થઃ—** અગ્નિ, જ્યોતિ, દિવસ, શુકલપક્ષ, તથા ઉત્તરાયણના છ મહિનામાં મરણ પામેલા બ્રહ્મવેત્તાઓ બ્રહ્મને જઇ મળે છે. (૨૪)

**ઓવી અર્થઃ—** શરીરની અંદર જઠરાગ્નિની જ્યોતિનો પ્રકાશ અને બહાર ઉત્તરાયણના છ મહિના પૈકી કોઇ પણ મહિનાનો શુકલપક્ષનો દિવસ હોય. (રાત્રિ ન હોવી જોઇએ)[૨૦] આ પ્રકારે સર્વ ઉત્તમ સંયોગ પ્રાપ્ત થતાં જે બ્રહ્માભ્યાસી પુરૂષ પોતાની દેહ મુકે છે તે બ્રહ્મ-સ્વરૂપમાં મળી જાય છે.[૨૧] હે ધનુર્ધર! સાંભળ આ કાળના યોગમાં (તત્કાલાભિમાની દેવતાઓનું) એવું વિલક્ષણ સામર્થ્ય હોય છે. માટે મોક્ષપ્રાપ્તિને માટે સ્વસ્વરૂપમાં ભળવાનો આ સરલ માર્ગ છે.[૨૨] આ માર્ગમાં જઠરાગ્નિ એ પ્રથમ ભૂમિકા છે; અગ્નિનું સતેજપણું એ બીજી ભૂમિકા, દિવસ એ ત્રીજી ભૂમિકા, શુકલપક્ષ એ ચોથી ભૂમિકા;[૨૩] અને ઉત્તરાયણના છ માસ પૈકીનો એક માસ એ નિસરણીનું છેક ઉપરનું પગથીઉં છે. આ ક્રમે ચાલવાથી યોગી મોક્ષસિદ્ધિરૂપી ઘરને પ્રાપ્ત કરે છે.[૨૪] આ ઉત્તમ કાળ છે એમ સમજ અને એનેજ શાસ્ત્રમાં અર્ચિરાદિ માર્ગ કહેવામાં આવે છે. હવે યોગી સાધકના મરણને માટે અયોગ્ય કાળ કયો, તે પ્રસંગાનુસાર તને કહું છું. સાંભળ.[૨૫]

**धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ।**
**तत्र चान्द्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥ २५ ॥**

**શ્લોકાર્થઃ**—ધૂમ, રાત્રિ, કૃષ્ણપક્ષ તથા દક્ષિણાયનના છ મહિનામાં મરણ પામનાર યોગી ચંદ્રલોકનો ઉપભોગ લઈ આગળ ન જતાં પાછો આવે છે. (૨૫).

**ઓવી અર્થ:**—મરણ સમયે કફ વાતાદિ દોષનો અતિ ઉછાળો થવાથી અંતઃકરણમાં અંધારૂં વ્યાપી જાય છે;[२६] સર્વ ઇંદ્રિયોની ગતિ કુંઠિત થાય છે; સ્મૃતિને ભ્રમ ઉત્પન્ન થાય છે; મનમાં ઉન્માદનો સંચાર થાય છે અને પ્રાણ રૂંધાય છે;[२७] જઠરાગ્નિ બુઝાઈ જાય છે અને ચારે તરફ તેનો ધૂમ પ્રસરી જાય છે. આથી શરીરમાં રહેલું જ્ઞાન આચ્છાદિત થાય છે.[२८] જે પ્રમાણે ચંદ્રની આડે ઘન અને વારિથી ભરેલાં વાદળાં આવવાથી નહિ અંધારૂં અને નહિ પ્રકાશ એવી ઝાંખી ઝાંખી સ્થિતિ થાય છે[२९] તેજ પ્રમાણે તે મરતો પણ નથી અને સાવધ પણ રહેતો નથી. જીવિતની સ્થિતિ આવી થાય છે અને આયુષ્ય મરણની વાટ જુએ છે.[३०] આ પ્રકારે મન, બુદ્ધિ અને ઇંદ્રિયોની ચારે તરફ અતિશય ધૂમ ફરી વળે છે, ત્યારે આખા જન્મમાં મેળવેલા સર્વ લાભોનો નાશ થાય છે.[३१] જે વખતે હાથમાં જે હોય તે જાય છે તે વખતે બીજો લાભ થશે એમ કહીજ કેમ શકાય? માટે મરણ સમયે આવી (પતિત) દશા પ્રાપ્ત થાય છે.[३२] આ પ્રમાણે દેહની આંતરસ્થિતિ હોય છે અને બહાર કૃષ્ણપક્ષનું પખવાડીઉં હોય છે, તથા તેમાં વળી દક્ષિણાયનના છ મહિના પૈકી એક મહિનો પણ પ્રાપ્ત થાય છે.[३३] આ જન્મમરણના ફેરામાં નાખનારા સર્વ યોગો જેના મરણ સમયે એકત્રિત થાય છે તેને કાને મોક્ષ પ્રાપ્તિની વાત કયાંથી પડે?[३४] આ વખતે જે યોગીનો દેહાવસાન થાય છે તે યોગી હોવાને લીધે ચંદ્રલોક પર્યંત જઈ શકે છે, પરંતુ પછી તેને પાછા ફરી જન્મમરણના ફેરામાં પડવું પડે છે.[३५] હે પાંડવ! મેં જે મરણને માટે અયોગ્ય કાળ દર્શાવ્યો તે આજ છે એમ સમજ. જન્મ મરણના ગ્રામમાં લઇ જનારો ધૂમમાર્ગ આજ છે.[३६] આ શિવાયનો બીજો જે અર્ચિરાદિ માર્ગ છે, તે રાજમાર્ગ છે અને તે સુલભ, અતિ ઉત્તમ અત્યંત રહેલો છે તથા તે મોક્ષ પર્યંત ગયેલો છે.[३७]

**शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ।**
**एकया यात्यनावृत्तिमन्ययावर्तते पुनः ॥ २६ ॥**

**શ્લોકાર્થઃ—જગત્‌ની શુકલ અને કૃષ્ણ એવી બે ગતિ શાશ્વત માનવામાં આવી છે. એક ગતિથી જનારને પાછું આવવું પડતું નથી અને બીજી ગતિથી તેને પાછું આવવું પડે છે. (૨૬)**

**ઓવી અર્થ:**—આવા આ બે માર્ગ છે; એક સરલ અને બીજો વક્ર; અને તે અનાદિકાળથી ચાલ્યા આવ્યા છે. માટે હે મહાવીર! તે તને બુદ્ધિપુરઃસર બતાવવામાં આવ્યા.[३८] કેમકે તે માર્ગ પૈકી ઉત્તમ કયો અને અધમ કયો એ તું સમજી શકે; અને ખરો ખોટો માર્ગ ઓળખી પોતાનું હિત સાધવાને માટે હિત અને અહિત સંબંધે પણ વિચાર કરે.[३९] ઉત્તમ નાવ જોયા છતાં પણ કોઇ ઉંડા દરિયામાં ભુસકો મારશે કે? કિંવા કોઇ રાજમાર્ગ છોડીને આડવાટે જશે કે?[४०] જે વિષ તથા અમૃતને ઓળખે છે, તે અમૃતનો ત્યાગ કરશે કે? તેજ પ્રમાણે જે સરળ માર્ગ જુએ છે, તે આડમાર્ગે જશે નહિ.[४१] માટે પ્રથમ ખરા ખોટાની તપાસ કરવી. આ પરીક્ષા કરતાં બરાબર આવડી એટલે મનુષ્ય કદિ પણ સંકટમાં આવી પડતો નથી.[४२] તે શિવાય મરણ સમયે આ માર્ગની પ્રાપ્તિ થવી અતિ દુર્ઘટજ છે, અને આ સમયે જો તેની પ્રાપ્તિ ન થઇ તો આખો જન્મ અભ્યાસ કરેલો વ્યર્થ થઈ પડે છે.[४३] યોગી અર્ચિરાદિ માર્ગ મૂકીને ધૂમ માર્ગમાં સપડાઈ જાય છે, તો તે જન્મમરણના ફેરામાં ફસી પડે છે અને પુનઃ પુનઃ તેનું આવાગમન થયા કરે છે.[४४] આવાં આ મોટાં સંકટો જોઈ તે એકવાર શી રીતે દૂર થાય તેનો ઉપાય દર્શાવવાને ખાતર પ્રસ્તુત ઉભય યોગમાર્ગોનું બરાબર સ્પષ્ટીકરણ કર્યું છે.[४५]

યોગી એક માર્ગે મોક્ષ પ્રાપ્ત કરે છે અને બીજે માર્ગે જન્મમરણુના ફ્લેશમાં આવી પડે છે; પરંતુ દેહાવસાન સમયે (પ્રારબ્ધાનુસાર) જેને જે પ્રાપ્ત થાય તે પરથી મોક્ષ કિંવા જન્મ મૃત્યુ એનો નિર્ણય થાય છે.[४६]

**नैते सृती पार्थ जानन्योगी मुह्यति कश्चन ।**
**तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन ॥ २७ ॥**

શ્લોકાર્થઃ—હે અર્જુન ! આ બે માર્ગ જાણનારો યોગી કોઈ દિવસ મોહમાં પડતો નથી; માટે સર્વ કાળ તું યોગયુક્ત થા. ( ૨૭ )

**ઓવી અર્થ:**—અકસ્માત્ કયી વેળાએ શું પ્રાપ્ત થશે એનો કાંઈ નિયમ છે? માટે આ વાત રહેવા દઈશું. પરંતુ દેહાંતે બ્રહ્મપ્રાપ્તિ કરી લેવાને માટે કયો માર્ગ છે? તે સંબંધે આપણે વિચાર કરીશું.[૪૭] જ્ઞાનીઓ તો દેહ રહો કિંવા જાઓ. અમે કેવળ બ્રહ્મજ છીએ એમજ સમજે છે. રજ્જુમાં સર્પનો ભાસ રજ્જુનું સત્યત્વ જણાતાં નષ્ટ થાય છે.[૪૮] મારાપર તરંગો આવે છે અને જાય છે એવો ભાસ પાણીને કદિ થાય છે કે? તેને ગમે ત્યારે જોઈએ તો પાણીનું પાણીજ કાયમ હોય છે.[૪૯] તરંગ ઉત્પન્ન થવાથી કાંઇ તે જન્મ પામતું નથી કિંવા તરંગોનો નાશ થતાં કાંઈ તે મૃત્યુ પામતું નથી. તે પ્રમાણે જે દેહમાં રહી દેહ સહિત બ્રહ્મ થાય છે.[૫૦] તેનામાં દેહનું ઉપનામ સુદ્ધાં રહેતું નથી. વળી કયારે કોનો નાશ થાય છે?[૫૧] જ્યારે દેશ-કાળ ઈત્યાદિ આપણેજ બની રહ્યા છીએ ત્યારે પછી બ્રહ્મપ્રાપ્તિના માર્ગની શોધ શા માટે કરવી? અને શોધ કરવા કોની પાસે કેવી રીતે જવું?[૫૨] જે વખતે ઘટ ફુટે છે તે વખતે તેમાંનું આકાશ બરાબર રસ્તો હાથ લાગે તોજ આકાશને મળે છે અને નહિતો નથી મળતું કે?[૫૩] વસ્તુસ્થિતિ એવી છે કે તે ઘટના આકારનોજ નાશ થાય છે. બાકી ઘટાકાશ એ ઘટ નિર્માણ થયા પૂર્વે મૂળથીજ આકાશરૂપે છે.[૫૪] આવા જ્ઞાનની પરિપૂર્ણતાથી હું બ્રહ્મજ છું એવા અનુભવયુક્ત યોગીને સારા અને માઠા માર્ગનું સંકટ નડતું નથી.[૫૫] માટે હે પાંડુકુમાર! તું યોગયુક્ત થા. આ યોગથી તને સદૈવ આપોઆપ બ્રહ્મસ્વરૂપ પ્રાપ્ત થશે.[૫૬] પછી દેહ ગમે ત્યાં હો, વા જાઓ; પરંતુ તેથી નિષ્પ્રતિબંધ તથા નિત્ય બ્રહ્મસ્વરૂપમાં કાંઈ ત્રુટિ પડનાર નથી.[૫૭] તે સૃષ્ટિના પ્રારંભમાં જન્મ પામતો નથી, સૃષ્ટિના અંતમાં મૃત્યુ પામતો નથી, તથા સૃષ્ટિની સ્થિતિમાં સ્વર્ગ અને સંસારસુખના મોહમાં કદિ ફસાતો નથી.[૫૮] આ બોધથી જે યોગી સાવધ હોય છે તેનેજ આ બોધની ફળપ્રાપ્તિ થાય છે; કારણકે તે વિષયોપભોગનું અતિક્રમણ કરીને ( વિષયોપભોગ ઉલ્લંઘીને ) બ્રહ્મસ્વરૂપમાં ભળી જાય છે.[૫૯] હે અર્જુન! ઇંદ્રાદિક દેવોને સ્વર્ગમાં નિરંતર સર્વ પ્રકારના સુખનો લ્હાવો મળે છે, પરંતુ તેઓ ઓવારી નાંખેલા પદાર્થોની પેઠે તેને ત્યાજ્ય ગણી તેનાથી દૂર નાસે છે.[૬૦]

**वेदेषु यज्ञेषु तपःसु चैव दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् ।**
**अत्येति तत्सर्वमिदं विदित्वा योगी परं स्थानमुपैति चाद्यम् ॥२८॥**

**શ્લોકાર્થ:—( યોગી, બ્રહ્મ, અધ્યાત્મ, કર્મ, આધિભૂત, અધિદૈવ, અધિયજ્ઞ અને મરણ સમયે ભગવચ્ચિંતનનું માહાત્મ્ય ) એ સમજ્યા પછી વેદ, યજ્ઞ, તપ, અને દાનદ્વારા થતી જે પુણ્યફલપ્રાપ્તિ કહી બતાવી છે તે સર્વ પુણ્ય પ્રાપ્તિનું અતિક્રમણ કરીને યોગી આદ્ય તથા ઉત્કૃષ્ટ સ્થાનનેજ પ્રાપ્ત કરે છે. ( ૨૮ )**

**ઓવી અર્થ:**—વેદનું અધ્યયન કરી વૈદિક બની જવામાં આવે, અથવા યજ્ઞ કરી પુણ્યક્ષેત્રમાં પાક તૈયાર કરવામાં આવે, કિંવા તપ તથા દાન કરી સર્વ પુણ્ય સંયુક્ત કરવામાં

આવે,[61] આ પ્રકારનાં સર્વ પુણ્યોનું વૃક્ષ ફળના ભારથી લચી પડે તોયે નિર્મળ બ્રહ્મની બરાબરી તેનાથી થઇ શકતી નથી.[62] જેને ત્રાજવામાં મુકતાં જે નિત્યાનંદની તુલનામાં નાનું દેખાય છે અને જેની પ્રાપ્તિને માટે વેદયજ્ઞાદિ સાધનો કરવાં પડે છે;[63] જેથી કંટાળો આવતો નથી અને જેની સમાપ્તિ થતી નથી; જે ભોગવનારની ઈચ્છા પરિપૂર્ણ કરે છે અને જે મહાસુખ (બ્રહ્મસુખ) નો કનિષ્ઠ બંધુજ છે;[64] એવું જે સ્વર્ગ સુખ છે તે બાહ્ય રીતેજ સુખ તરિકે દેખાય છે અને તે મરણ પશ્ચાતજ પ્રાપ્ત થાય છે. એ સુખ શત વર્ષો પર્યંત યજ્ઞ કરવાથી પણ સાધ્ય થતું નથી,[65] પરંતુ તેને યોગીશ્વર દિવ્ય દ્રષ્ટિનાં અનુમાન અને કૌતુકથી જુએ તો તેને બ્રહ્મસુખ કરતાં વજનમાં હલકું લાગે છે.[66] પછી હે અર્જુન ! તે સ્વર્ગાદિક સુખોનાં પગથીઆં કરી–વસ્તુતઃ તેની પાયમાલી કરી–તે બ્રહ્મપદપર આરૂઢ થાય છે."[67] સ્થાવર જંગમના મુખ્ય સ્વામી બ્રહ્મદેવ અને શંકર જેવાને પણ જે આરાધનીય છે, જે યોગીઓની ભોગ્ય વસ્તુ છે,[68] જે આદ્ય જ્ઞાન સ્વરૂપ છે, જે પરમાનંદની કેવળ મૂર્તિ છે, જે વિશ્વાંતર્ગત સર્વ પ્રાણીનું જીવન છે,[69] જે સકળ જ્ઞાનનો આત્મા છે, જે યાદવોના કુલદીપક છે, એવા જે શ્રીકૃષ્ણ તેઓ અર્જુન પ્રત્યે આ પ્રમાણે બોલ્યા.[70] જ્ઞાનદેવ કહે છે કે કુરૂક્ષેત્રની જે કથા સંજય ધૃતરાષ્ટ્રને કહે છે તે હવે આગળ સાંભળો.[271]

# नवम अध्याय.

શ્રી જ્ઞાનેશ્વર કહે છે કેઃ–હે શ્રોતાજનો! સાંભળો! હું પ્રતિજ્ઞાપૂર્વક સ્પષ્ટ કહું છું કે તમે કેવળ આ તરફ લક્ષ આપશો તો સર્વ સુખોને પાત્ર થશો.[1] પરંતુ આપ સર્વજ્ઞોની સભા સમક્ષ આ શબ્દો કાંઇ ગર્વપૂર્વક ઉચ્ચારવાની ધૃષ્ટતા કરતો નથી. તમે લક્ષ આપો એમ મારી તમારા પ્રત્યે લાડઘેલી વિનંતી છે.[2] કારણ કે આપના જેવા સુસંપન્ન ભંડાર પ્રાપ્ત થતાં 'લાડકપણુ' નામની જે વૃત્તિ છે તેના 'લાડકોડ' પણ પૂર્ણ થાય છે અને મનોરથની સુદ્ધાં ઇચ્છા તૃપ્ત થાય છે.[3] આપની કૃપાદૃષ્ટિની શીતળતાના બહારથી પ્રસન્નતાના છોડ લીલા છમ બની ગયા છે અને તેની શીતળ છાયા નીચે પરિશ્રમિત થયેલો જે હું તે વિશ્રાંતિ લઉં છું.[4] મહારાજ! આપ તો સુખામૃતના નિધિજ છો; તેથી હું મારી ઇચ્છા પ્રમાણે તેમાં વિહાર કરી ઠંડો થાઉં એવી આપ આજ્ઞા ફરમાવો. આ સુખામૃતનો આસ્વાદ લેવાને માટે તમને વિનંતિ કરતાં ડરૂં તો પછી મારે તૃપ્ત કયાં થવું વારૂં?[5] બાળકના તોતડા બોલોથી અને આડાઅવળા ચાલવાથી જે પ્રમાણે માતા આનંદ પામે છે,[6] તે પ્રમાણે આપ મારા પ્રત્યે પ્રસન્ન છો અને એટલા માટેજ હું આપને વિનંતિ કરૂં છું.[7] નહિતર આપના જેવા સર્વજ્ઞ શ્રોતાઓને મારા શબ્દોમાંથી કાંઈ નવીન સમજવાનું છે કે? સરસ્વતીના પુત્રને પાઠ શિખવવા પડે છે કે?[8] પતંગીઉં ગમે તેવડું મોટું હોય પરંતુ તેનો પ્રકાશ સૂર્ય જેટલો પડશે કે? તેમજ વળી અમૃતરૂપી પાત્રમાં પીરસવાને યોગ્ય પાકસિદ્ધિ કયી છે?[9] અહો! શીતળ કિરણોના રાશિ ચંદ્રને પંખા વતી પવન નાખવો, કિંવા સુસ્વરને સંગીત સંભળાવવું અથવા દાગીનાને અલંકાર પહેરાવવો એ કાર્ય કયાંય બને છે કે?[10] પરિમલને વળી અન્ય પુષ્પનો સુગંધ લેવાની શી જરૂર? સમુદ્ર કયાં સ્નાન કરવા જશે? અને આકાશ બીજા શામાં સમાશે?[11] તેમજ જેથી તમારી ઇચ્છા તૃપ્ત થાય અને તમે બોલી ઉઠો કે "વાહ! ઠીક વ્યાખ્યાન થયું!" એવું સુયોગ્ય વક્તૃત્વ કોનું છે?[12] ન્યાય તો જાણે કહે છે–એ બનવું અસંભવિત છે તથાપિ ભક્તિથી આવી ઘટનાઓ બને છે એમ મહારાજ કહે છે. માટે શું સર્વ જગતને પ્રકાશમય બનાવનાર સૂર્યની આરતી રૂની વાટ સળગાવીને ન

ઉતારવી કે? કિંવા વરૂણને ખોબલીભર પાણીનું અર્ધ્ય ન આપવું કે?[૧૩] હે સજ્જનો! આપ તો પ્રત્યક્ષ શંકરનાજ અવતાર છો અને હું તો કેવળ ભક્તિથીજ આપની પૂજા કરૂં છું, માટે આપ મારા બોલોને બદલે બોલરૂપી બિલ્વ પત્રોનોજ સ્વીકાર કરશો.[૧૪] નાનું બાળક બાપના પાત્રની પાસે જમવા બેસી પોતાની યોગ્યતા ન હોવા છતાં પણ પ્રેમથી બાપના મોંમાં કોળીઓ આપે છે અને બાપ પણ તે કોળીઓ લેવાને માટે પોતાનું મોં આગળ કરે છે.[૧૫] તેજ પ્રમાણે હું આપની સાથે બાળકની પેઠે વિનોદાત્મક વર્તન રાખું છું તો મારા વર્તનથી આપને આનંદજ થવો જોઇએ એવો પ્રેમનો ગુણ છે;[૧૬] અને આપ સંતજનોએ 'મારાપણા'નું અભિમાન રાખી મને અનેક વખત 'મારો' કહ્યો છે તેથી મારા આ ધાર્ષ્ટ્યથી આપને વિષાદ થનાર નથી.[૧૭] અહો! વાછરડો માથું મારે છે ત્યારે જે પ્રમાણે ગાયને અધિકજ પાન્હો છુટે છે તે પ્રમાણે જે મનુષ્ય અત્યંત પ્રિય હોય છે તેના ક્રોધથી પ્રેમ દ્વિગુણ વૃદ્ધિને પામે છે.[૧૮] માટે મુજ બાળકના તોતડા શબ્દોથી આપનું નિદ્રિત કૃપાળુપણું જાગૃત થશે એમ જાણીનેજ હું બોલ્યો હતો.[૧૯] બાકી ચંદ્રકિરણોને કોઇએ ક્ષેત્રમાં રોપીને પકવ્યાં છે કે? કિંવા પવનને ફુંકાવા માટે કોઈ ગતિ આપે છે કે? તેમજ આકાશ કોઇની બાથમાં આવ્યું છે કે?[૨૦] સાંભળો પાણીને પાતળું કરવું પડતું નથી અને માખણ તૈયાર થયા પછી કોઇ રવિથી મંથન કરતું નથી; તેજ પ્રમાણે આપ લોકોને જોઇને મારૂં વ્યાખ્યાન લજ્જાશીલ થઇને બહાર નીકળી પડે છે.[૨૧] અસ્તુ! જેની આગળ વેદોની ગતિ કુંઠિત થવાથી તે પોતાની શય્યાપર નિદ્રા લે છે એવા ગીતાર્થને મરાઠી ભાષામાં સ્પષ્ટ કરવાનો મારામાં અધિકાર છે કે?[૨૨] વસ્તુ સ્થિતિ આવી હોવા છતાં પણ ભવિષ્યની આશાથી ઇચ્છા ઉત્પન્ન થઇ; અને તે આશા એ છે કે આપની સમક્ષ ગમે તેવી ધૃષ્ટતાથી બોલીને આપની પ્રીતિ સંપાદન કરવી.[૨૩] માટે હવે ચંદ્ર કરતાં પણ વિશેષ શિતોત્પાદક અને અમૃત કરતાં પણ અધિક જીવન દેનાર અવધાનથી મારા મનોરથને પુષ્ટિ આપો.[૨૪] કારણકે જ્યારે આપની કૃપાદ્રષ્ટિરૂપી વૃષ્ટિ મારાપર પૂર્ણ રીતે થશે, ત્યારે મારી બુદ્ધિરૂપી ભૂમિમાં સકલાર્થરૂપી ધાન્ય પાકશે. બાકી આપ જો ઉદાસીનવૃત્તિ ધારણ કરશો, તો અંકુરિત થયેલું જ્ઞાન પણ શુષ્ક થઈ જશે.[૨૫] વકતૃત્વરૂપી પક્ષીને અવધાનરૂપી ચારો મળશે તો તેના પ્રત્યેક અક્ષરરૂપી અવયવને અર્થરૂપી પુષ્ટિ મળશે.[૨૬] અર્થ એ શબ્દ બહાર પડવાની વાટ જુએ છે. શબ્દ બહાર પડતાંની સાથેજ તેમાંથી અર્થ ઉપર અર્થ નીકળે છે; અને બુદ્ધિને નાના પ્રકારના અભિપ્રાયો સૂઝવા લાગે છે.[૨૭] માટે સંવાદરૂપી અનુકૂલ પવન વાવા લાગતાં વક્તાના હૃદયાકાશમાં શાસ્ત્ર સિદ્ધાંતરૂપી મેઘ ભરાઇ આવે છે અને જો શ્રોતાઓનું દુર્લક્ષ હોય તો વકતૃત્વનો જામેલો રસ પણ બગડી જાય છે.[૨૮] અહો! ચંદ્રકાંત મણિને પ્રસ્વેદ છુટે છે એ વાત સત્ય છે. પરંતુ તેમ કરવાની શક્તિ માત્ર એક ચંદ્રમાંજ છે. માટે શ્રોતા શિવાય વક્તાની કાંઈ કિમ્મત નથી;[૨૯] પરંતુ 'અમને મિષ્ટ બનાવીને પ્રાશન કરો' એવી બિનંતિ તાંદુલને ખાનારાઓ પ્રત્યે કરવી પડે છે કે? તેજ પ્રમાણે દોરીવાળી પુતળીઓને 'અમને ઉત્તમ રીતે નચાવજો' એવી વિજ્ઞપ્તિ સૂત્રધાર પ્રત્યે કરવી પડે છે કે?[૩૦] તે સૂત્રધાર પુતળીઓને જે નચાવે છે તે શું તેમના સ્વાર્થને માટે નચાવે છે? નહિજ. તે પોતાની કુશળતા બતાવવાને માટેજ તેમને નચાવે છે. તે પ્રમાણે હું તો એક પુતળી છું. આપ જેમ બોલાવશો તેમ બોલીશ. માટે મારી પાસે એમ બોલાવો ને તેમ બોલાવો એવી ખટપટ મારે કરવાની શી જરૂર?[૩૧] તે વખતે ગુરૂ શ્રી નિવૃત્તિરાજ કહે છે "તારે આટલું વ્યાખ્યાન શા માટે કરવું જોઇએ? તારો સર્વ અભિપ્રાય અમે સમજી ગયા છીએ. માટે હવે શ્રીકૃષ્ણે અર્જુનને જે કહ્યું હોય તે શ્રોતાઓને કહી સંભળાવ એટલે થયું."[૩૨] આ વચનો સાંભળી નિવૃત્તિદાસ જ્ઞાનદેવ સંતોષ પામી મહદુલ્લાસથી બોલ્યા—ઠીક મહારાજ! સાંભળો. શ્રીકૃષ્ણ ભગવાન બોલ્યા કેઃ—[૩૩]

**श्रीभगवानुवाच। इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे।**
**ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥ १ ॥**

**શ્લોકાર્થઃ—શ્રી કૃષ્ણ કહે છેઃ-હવે જે જાણવાથી તું આ અશુભ સંસારમાંથી મુક્ત થશે, તે અત્યંત ગુહ્યજ્ઞાન, નિર્મત્સર એવા તને હું વિજ્ઞાન સહિત કહું છું. ( ૧ )**

**ઓવી અર્થઃ**—હે અર્જુન ! મારા અંતઃકરણમાંનું અતિ ગુહ્ય એવું જે જ્ઞાનનું અધિકારણ તે તને પુનઃ કહી સંભળાવું છું.[૩૪] હવે આ રીતે આ જીવનનું ગુહ્ય ફોડી તને હું શા માટે કહું છું? એવી જો તારા મનમાં શંકા આવે,[૩૫] તો બાપુરે ! સાંભળ. તું સમજુ છે અને કેવળ આસ્થાની મૂર્તિ છે; અને હું જે કહું છું તેમાં કાંઇ 'ઇદં તૃતીયં' ઉપસ્થિત કરતો નથી.[૩૬] માટે મારૂં ગુહ્ય બહાર પડવાનું હોય તો પડો અને ન કહેવાની વાત કહેવી પડે તો પડો; પરંતુ મારા હૃદયની ગુહ્ય વાત મારે તો તને કહેવીજ છે.[૩૭] અરે સ્તનમાં દૂધ સંચિત થયેલું હોય છે તોપણ સ્તન તેની મિષ્ટતાનો આસ્વાદ લઇ શકતો નથી. એ દૂધ સ્તનમાંથી આપો આપ સરી જાય તેની હરકત નહિ; પરંતુ તેનું અનન્ય ભાવથી સેવન કરનારા વત્સ વિદ્યમાન હોય એવી માતાને ઇચ્છા હોય છે.[૩૮] કોથળામાંથી બી કાઢીને તૈયાર કરેલી જમીનમાં ઓરવામાં આવે તો તે વ્યર્થ જશે એમ કહેવાશે કે ?[૩૯] એટલા માટે પ્રશસ્ત અંતઃકરણનો શુદ્ધ બુદ્ધિનો, નિંદા ન કરનારો અને એકનિષ્ઠ ભક્ત હોય તો તેને પોતાના મનની ગુપ્ત વાત પણ આનંદથી કહેવી.[૪૦] આ ગુણોથી સંપન્ન એવો તારા શિવાય સાંપ્રત કોઇ નથી માટે આ ગુહ્ય વાત તારાથી ગુપ્ત રાખવી યોગ્ય નથી.[૪૧] હવે ગુપ્ત ગુપ્ત કહીને વખાણ કર્યા કરૂં છું તેનો તને કંટાળો આવશે માટે તે ગુહ્ય પ્રાપંચિક જ્ઞાન સહિત બ્રહ્મજ્ઞાન કહું છું.[૪૨] પરંતુ ખરૂં અને ખોટું નાણું એકત્રિત થઈ જતાં તેની થોકડી કરી જુદું કરવામાં આવે છે, તે પ્રમાણે હું જ્ઞાન અને વિજ્ઞાનને પ્રથક્ કરીને તને બતાવું છું.[૪૩] કિંવા રાજહંસ પોતાની ચાંચની સાણુસી કરી ક્ષીર અને નીર પ્રથક્ કરે છે, તે પ્રમાણે આ જ્ઞાન અને વિજ્ઞાનના સ્પષ્ટ વિભાગ કરીને હું તને બતાવું છું.[૪૪] ફોતરાં અને ધાન્ય ઉપણવાને માટે પવન આગળ ધરવામાં આવે છે એટલે સહજ ધાન્ય સમુદાય નીચે એકત્રિત થાય છે અને ફોતરાં ઉડીને પ્રથક્ થઈ જાય છે,[૪૫] તે પ્રમાણે તે જાણતાંની સાથેજ સંસારનો નાશ થાય છે અને મુમુક્ષુ જનનો મોક્ષૈશ્વર્ય પદપર પટ્ટાભિષેક થાય છે.[૪૬]

**राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम्।**
**प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥ २ ॥**

**શ્લોકાર્થઃ—એ જ્ઞાન સર્વ જ્ઞાનનો રાજા, સર્વ ગુહ્યોમાં શ્રેષ્ટ, પ્રત્યક્ષ અનુભવમાં આવે એવું ધર્માનુકૂળ, સુખપૂર્વક પ્રાપ્ત થનાર અને અવિનાશી છે. ( ૨ )**

**ઓવી અર્થઃ**—જે સર્વ પ્રકારના જ્ઞાનમાં મુખ્ય આચાર્યની પદ્વી વિભૂષિત કરે છે, જે સર્વ ગુહ્યોનો સ્વામી છે, જે પવિત્ર વસ્તુઓનો રાજા છે;[૪૭] જે ધર્મનું અધિષ્ઠાન છે; જે ઉત્તમોત્તમ વસ્તુ છે, અને જેની પ્રાપ્તિ થતાં પુનર્જન્મ લેવાનું કારણ રહેતું નથી;[૪૮] એવું જે બ્રહ્મજ્ઞાન તે ગુરૂના મુખમાંથી હજુ વાક્યદ્વારા બહાર આવે ન આવે એટલામાંજ શિષ્યના હૃદયમાં સ્વયમેવ રહેલો બ્રહ્મ સહજ પ્રત્યક્ષ થાય છે.[૪૯] તેજ પ્રમાણે સુખની ભૂમિકાએ ચઢતાં જેનો ભેટો થાય છે; અને પછી તે મુલાકાતદ્વારા ઉત્પન્ન થનારાં સુખનો જેમાં લય થાય છે;[૫૦] પરંતુ જેના પ્રાપ્તિ સુખના આ કાંઠાપર ઉભા રહેવા છતાં પણ ચિત્ત આનંદયુક્ત થાય છે એવું જે સ્હેલું અને સુલભ જ્ઞાન છે તે સ્વયં પરબ્રહ્મ છે.[૫૧] ખરેખર આ જ્ઞાનમાં તે વિના બીજા ગુણો પણ છે. આ ગુણો એ છે કે તે પ્રાપ્ત થયું હોવા છતાં પણ નષ્ટ થતું નથી, અનુભવ લેવા

છતાં પણ ન્યૂન થતું નથી અને એનો કંટાળો પણ આવતો નથી.[૫૨] હે ચતુર અર્જુન! હવે તું કદાચ એવી શંકા કરશે કે એ એવી અપ્રતિમ વસ્તુ હોવા છતાં પણ લોકોને મળ્યા વિના શી રીતે રહી? અર્થાત્ લોકો એટલી ઉત્તમ વસ્તુ તરફ શા માટે જોતા નથી? આનું કારણ એ છે કે વ્યાજ અને ચક્રવૃદ્ધિ વ્યાજ લેવાને માટે જે લોકો આગમાં કુદકો મારવાને પણ આગળ પાછળ જોતા નથી તેઓ પોતાને સહજ પ્રાપ્ત થયેલી આનંદકારક અને સુખાવહ મિલકતનો કેમ પરિત્યાગ કરશે?[૫૪] પવિત્ર અને રમણીય, સુખાવહ, જાણવાને સુલભ, પૂર્ણરીતે ધર્માનુકૂળ અને આત્મામાંજ પ્રાપ્ત થનારી;[૫૫] હે અર્જુન! આવી રીતે સર્વ પ્રકારે અનુકૂળ હોવા છતાં પણ લોકોના હાથમાં આવ્યા વિના એ વસ્તુ શી રીતે રહી? આ શંકાને માટે અવકાશ છે ખરો; પરંતુ તું આવી શંકા કદી પણ ધારણ કરીશ મા.[૫૬]

**अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप ।**
**अप्राप्य मां निवर्तन्ते मृत्युसंसारवर्त्मनि ॥ ३ ॥**

**શ્લોકાર્થઃ—હે પરંતપ! આ (આત્મજ્ઞાનરૂપી) ધર્મપર શ્રદ્ધા ન રાખનાર પુરૂષ મારી પ્રાપ્તિ ન થતાં મૃત્યુયુક્ત સંસારના માર્ગમાંજ પરિભ્રમણ કરે છે. (૩)**

**ઓવી અર્થઃ**—જો ગાયનું દુગ્ધ પવિત્ર અને મિષ્ટ છે, તેમજ તે તદ્દન નિકટજ—ત્વચાના આવરણની અંદરજ છે; પરંતુ તેનો ત્યાગ કરી બગાઇ રક્તનું સેવન નથી કરતી કે?[૫૭] કિંવા કમળના કંદનું અને દેડકાનું વાસ્તવ્ય એકજ સ્થળે હોય છે, પરંતુ કમળમાંના મકરંદનું સેવન ભ્રમર કરે છે અને દેડકાના નશીબમાં કાદવજ ચુંથવાનું લખેલું હોય છે.[૫૮] અથવા દુર્દૈવીના ઘરમાં સુવર્ણ મહોરો વગેરે અગણિત દ્રવ્ય ભરેલું હોય છે, પરંતુ તે ત્યાં બેસી ઉપવાસ કરીને દરિદ્રાવસ્થા ભોગવતો હોય છે.[૫૯] તેજ પ્રમાણે પ્રાણી માત્રના સકળ સુખનું વિશ્રાંતિ સ્થાન એવો હું 'રામ' પ્રાણીઓના હૃદયમાં હોવા છતાં તે અજ્ઞાન જીવોની વિષયોપર વાસના હોય છે.[૬૦] અત્યંત મૃગજલ દ્રષ્ટિએ પડતાં મોઢામાં રહેલો અમૃતનો ઘુંટડો થુંકી નાખવો, કિંવા છીપ મળતાં ગળામાં બાંધેલો પારસમણિ તોડીને ફેંકી દેવો એ કાર્ય જેમ અનુચિત છે;[૬૧] તે પ્રમાણે જેના મનપર અહંતાની શીલા રહેલી છે તે મને પ્રાપ્ત થતો નથી. આથી તે જન્મ મરણના બે કાંઠાની વચ્ચેજ ડબુકીઓ ખાયા કરે છે.[૬૨] બાકી હું કેવો છું? જે પ્રમાણે સૂર્ય જોનારને કદિ દેખાય છે, અને કદિ દેખાતો નથી તેવો હું નથી.[૬૩]

**मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।**
**मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥ ४ ॥**

**શ્લોકાર્થઃ—હું અવ્યક્ત સ્વરૂપ છું અને સકળ વિશ્વ મારાથી વ્યાપ્ત છે; મારામાં સર્વ ભૂતો છે, પરંતુ હું તેમનામાં સ્થિત નથી. (૪).**

**ઓવી અર્થઃ**—શું આ સર્વ જગત્ મારા નિર્ગુણ સ્વરૂપનો વિસ્તાર નથી કે? જે પ્રમાણે દૂધ સહજ ઘનતા પકડે એટલે તે દહિં થાય છે;[૬૪] કિંવા બીજમાંથીજ વૃક્ષ થાય છે; અથવા સુવર્ણમાંથીજ અલંકારો થાય છે તેજ પ્રમાણે નિર્ગુણ એવો જે એકલો હું તેનો જે વિસ્તાર તેજ આ સકળ વિશ્વ છે.[૬૫] મારૂં એ સ્વરૂપ જ્યારે અવ્યક્ત હોય છે, ત્યારે નિરાકાર હોય છે; પછી તેજ સૃષ્ટિ રૂપે વિસ્તાર પામીને આકાર ધારણ કરે છે. નિર્ગુણ હોવા છતાં પણ સાકાર થયેલો જે હું, તેણેજ આ ત્રૈલોક્યની રચના કરી છે એમ તું જાણ.[૬૬] મહત્તત્ત્વથી લઇને દેહ પર્યંત આ સર્વ ભૂતો જે પ્રમાણે પાણીમાં ફીણ જણાય છે તે પ્રમાણે મારા સ્વરૂપનોજ આભાસ માત્ર છે.[૬૭] પરંતુ ફીણમાં જોવા જતાં તેમાં પાણી જણાતું નથી; કિંવા હે અર્જુન! સ્વપ્નમાં

જીવો અનેક રૂપો ધારણ કરે છે, પરંતુ જાગૃત થતાં તે સર્વે નષ્ટ થાય છે.[૬] તે પ્રમાણે આ ભૂતો મારામાં જણાય છે તોપણ હું તેમનામાં નથી. આ ઉપપાદન મેં તને પૂર્વે (અ. ૭ શ્લો. ૧૨) કહ્યુંજ છે.[૬૯] ચર્વિત ચર્વણ કરવાની આવશ્યકતા નથી માટે હું તે વાત અહીંઆં બોલીશ નહિ. માટે હવે તારી દ્રષ્ટિનો પ્રવેશ મારા યથાર્થ સ્વરૂપમાં થવા દે.[૭૦]

**न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ।**

**भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥ ५ ॥**

**શ્લોકાર્થઃ—અને ભૂતો મારામાં નથી એવી મારી ઈશ્વરી અદ્ભુત ઘટના જો, હું ભૂતોનો ધારણ કરનારો હોવા છતાં ભૂતોમાં હું રહેતો નથી; અને મારો આત્મા ભૂતોની ઉત્પત્તિ અને સંરક્ષણ કરે છે. (૫)**

**ઓવી અર્થ**:—માયાથી અતીત એવું જે મારૂં સ્વરૂપ તેને જો તું તારી કલ્પના શિવાય જોવા લાગશે તો મારામાં સર્વ ભૂતો છે, એવું મેં જે તને કહ્યું છે તે સર્વ મિથ્યા છે એમ તને જણાશે.[૭૧] બાકી, સંકલ્પ રૂપી સંધ્યાકાળમાં જ્ઞાનરૂપી ચક્ષુઓ અજ્ઞાનરૂપી અંધકારથી કેટલીક વખત ગ્રસિત થાય છે; માટે તે ઝઝકળામાં (ઝાંખું ઝાંખું દેખાય એવી સ્થિતિ) હું અખંડ હોવા છતાં, ભૂતો મારાથી પ્રથક્ દ્ગ્ગોચર થાય છે.[૭૨] જે પ્રમાણે માળા વિષેની સર્પની ભ્રાંતિ દૂર થવાથી માળાજ અવશિષ્ટ રહે છે; તેજ પ્રેમાણે તે સંકલ્પની સંધ્યાની વેળા વ્યતીત થઇ જાય છે; એટલે મારૂં અખંડિત સ્વરૂપજ અવશેષ રહે છે.[૭૩] ભૂતભેદની જે પ્રતીતિ થાય છે તેનું કારણ દ્રષ્ટાનો સંકલ્પજ છે. ગાગર, મટકા વગેરે શું જમીનમાંથી આખાને આખા નીકળે છે? ના. પરંતુ કુંભારની બુદ્ધિથી તે સર્વ તૈયાર થાય છે.[૭૪] કિંવા સમુદ્રના પાણીમાં શું તરંગોની ખાણ છે? ત્યારે શું તે કૃત્ય પવનનું નથી કે?[૭૫] કપાસના ગર્ભમાં શું કાપડની ગાંસડીઓ ભરી મુકી છે? વાપરનારની સમજ શક્તિજ કપાસમાંથી કાપડ બનવાનું કારણ છે.[૭૬] સુવર્ણમાંથી દાગીના બનાવવામાં આવે તો કાંઈ સુવર્ણપણું નષ્ટ થતું નથી. એ તો જોનારની સ્થૂલ દ્રષ્ટિને લીધેજ વાપરનારની કલ્પનાથી તે દાગીના દેખાય છે.[૭૭] આપણા શબ્દના જે પ્રતિધ્વની સાંભળવામાં આવે છે, કિંવા દર્પણમાં જે આપણું સ્વરૂપ જોવામાં આવે છે; તે આપણું બોલવાનું અને જોવાનું પરિણામ છે, કે તે મૂળથીજ ખરેખર ત્યાં હોય છે?[૭૮] તે પ્રમાણે આ મારા નિરૂપાધિક સ્વરૂપપર જે ભૂતોની કલ્પનાનો આરોપ કરે છે, તેને તેની કલ્પનાને લીધે મારામાં ભૂતનો આભાસ થાય છે.[૭૯] તે કલ્પના કરનારી માયાની સમાપ્તિ થઇ એટલે મારૂં નિરૂપાધિક શુદ્ધ સ્વરૂપ સ્પષ્ટ દેખાય છે.[૮૦] અસ્તુ! ગોળ ગોળ ફરતાં ફરતાં આપણને ચક્કર આવે છે ત્યારે આપણી ચારેગમના ડુંગર વગેરે ફરતા માલૂમ પડે છે, તે પ્રમાણે આપણા મનમાં કલ્પના ઉત્પન્ન થવાથી અખંડ બ્રહ્મસ્વરૂપમાં ભૂતોનો ભાસ થાય છે.[૮૧] આ કલ્પનાનો ત્યાગ કરીને જ્યારે આપણે જોઇએ છીએ ત્યારે હું ભૂતોમાં છું અને ભૂતો મારામાં છે એવી કલ્પના સ્વપ્નમાં સુદ્ધાં આવતી નથી.[૮૨] હવે હુંજ એક ભૂતોનો ધારણ કરનાર અથવા ભૂતોમાં વાસ્તવ્ય કરનાર છું એ સર્વ વાત સંકલ્પ રૂપી સન્નિપાતજ્વરના જોમમાં કરેલો બડબડાટજ છે.[૮૩] માટે હે પ્રિયોત્તમ! શ્રવણ કર કે આ પ્રકારે હું સૃષ્ટિનો આત્મા કિંવા અસત્ સૃષ્ટિનો આધાર છું એ કલ્પનાજ મિથ્યા છે.[૮૪] જે પ્રમાણે સૂર્યના કિરણમાં વાસ્તવિક નહિ પરંતુ મૃગજળ દેખાય છે; તે પ્રમાણે મારા નિર્ગુણ સ્વરૂપમાં સર્વ ભૂતો છે એવી કલ્પના લોકો કરે છે; એટલુંજ નહિ પણ હું પણ તેમાં છું એવી કલ્પના સુદ્ધાં કરે છે.[૮૫] આ પ્રકારે હું ભૂતોની ઉત્પત્તિ [illegible] છું એમ તેઓ કહે છે. પરંતુ વાસ્તવમાં ભૂતો અને હું એકજ વસ્તુ

છીએ. જે પ્રમાણે સૂર્ય અને સૂર્ય પ્રભાએ ઉભય એકજ વસ્તુ છે તે પ્રમાણે મારા અને ભૂતોના સંબંધમાં સમજવું.[૮૬] આ મારો ઐશ્વર્યયોગ તું બરાબર સમજ્યો ને? તો હવે કહે વારૂ! કે હું તથા પ્રાણી માત્રમાં જરા પણ ભેદ ને અવકાશ છે?[૮૭] આટલા માટે સર્વ પ્રાણીઓ મારાથી ભિન્ન નથી; અને હું પણ તેમનાથી જરાયે ભિન્ન છું એમ સમજીશ નહિ.[૮૮]

**यथाकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान्।**
**तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥ ६ ॥**

**શ્લોકાર્થઃ—જે પ્રમાણે સર્વગામી પ્રચંડ વાયુ સદા આકાશમાં હોય છે તે પ્રમાણે સર્વ ભૂતો મારામાં છે, એમ તું સમજ. (૬)**

**ઓવી અર્થઃ**—આકાશનો જેટલો વિસ્તાર છે તેટલો પવન ભરાઇ રહેલો છે; પરંતુ તેને સહેજ હલાવવામાં આવતાં તે આકાશથી પ્રથક્ હોય એમ ભાસે છે. બાકી તેજ આકાશ છે.[૮૯] તે પ્રમાણે પ્રાણી મારામાં છે એવી કલ્પના મનમાં આવે છે ત્યારે મારામાં ભૂતો છે એમ ભાસે છે. તેજ કલ્પનાના અભાવમાં જોઇએ ત્યારે સર્વત્ર હુંજ છું એમ જણાય છે.[૯૦] માટે ભૂતોનું અસ્તિત્વ કિંવા નાસ્તિત્વ એ કલ્પનાની ઉત્પત્તિ કિંવા લયપરજ આધાર રાખે છે; અર્થાત્ ભૂતોનું અસ્તિત્વ કલ્પનાની ઉત્પત્તિ થતાં ભાસે છે અને કલ્પનાનો લય થતાં તેનો પણ લય થાય છે.[૯૧] કલ્પનાને ઉત્પન્ન કરનાર અજ્ઞાન સમૂળ નાશ પામ્યા પછી ભૂતોનું અસ્તિત્વ કિંવા નાસ્તિત્વ ક્યાંથી ભાસશે? માટે આગળ હું મારી અદ્‌ભુત કૃતિ કહું છું તે તું સાંભળ.[૯૨] આ અનુભવરૂપી સમુદ્રમાં તું સ્વતઃ એક તરંગ બનીને રહે. આમ કરવા પછી તું ચરાચર તરફ જોવા લાગશે ત્યારે તું સ્વતઃ જ સર્વત્ર ભરેલો છે એમ તને દેખાશે.[૯૩] શ્રીકૃષ્ણદેવ બોલ્યાઃ–હે અર્જુન! આ જે જ્ઞાન મેં તને બતાવ્યું તેનો કાંઈ પ્રકાશ તારા મનમાં પડયો કે? ત્યારે હવે હું અને વિશ્વ એ બે વસ્તુઓ છીએ એવું જે સ્વપ્ન તને આવ્યું હતું તે ખોટું ઠર્યું કેની?[૯૪] પરંતુ તારી બુદ્ધિને પુનઃ જો કલ્પનારૂપી નિદ્રા આવશે તો તું ભેદરૂપી સ્વપ્નમાં પડશે અને અભેદ બોધ નષ્ટ થઇ જશે.[૯૫] માટે આ કલ્પનારૂપી નિદ્રાનું નિકંદન કાઢી સદા જાગૃતાવસ્થા ચાલુજ રહે એવું જે જ્ઞાનનું એક તત્ત્વ છે તે તને હવે કહું છું.[૯૬] માટે હે ધનુર્ધર! ધનંજય! તું બરાબર લક્ષ આપ અને જાણ કે ઉત્પત્તિ, સ્થિતિ અને લય એ ત્રણે અવસ્થાનું કારણ કેવળ માયાજ છે.[૯૭]

**सर्वभूतानि कौंतेय प्रकृतिं यान्ति मामिकाम्।**
**कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥ ७ ॥**

**શ્લોકાર્થઃ—હે અર્જુન! સર્વ ભૂતો કલ્પને અંતે મારી પ્રકૃતિમા લીન થાય છે; અને કલ્પના પ્રારંભમાં હું પુનઃ તેને ઉત્પન્ન કરૂં છું. (૭).**

**ઓવી અર્થઃ**—આ માયાને પ્રકૃતિ કહેવામાં આવે છે અને તે બે પ્રકારની છે એમ તને પૂર્વે (અ. ૭ શ્લો. ૪–૫) કહ્યુંજ છે. એક તો ભેદભાવથી આઠ ભાગમાં વિભક્ત છે અને બીજી જીવરૂપ છે.[૯૮] હે પાંડવ! આ પ્રકૃતિનો સર્વ વિષય તેં પૂર્વે સાંભળ્યોજ છે માટે તે વિષે પુનઃ પુનઃ બોલવાનું કશું પ્રયોજન નથી.[૯૯] મહા પ્રલયને અંતે આ સર્વ ભૂતો મારા પ્રકૃતિરૂપ અવ્યક્ત સ્વરૂપમાં લય પામે છે.[૧૦૦] ગ્રીષ્મઋતુના અંતિમ ભાગમાં જે પ્રમાણે ઘાસ બીજ સહવર્તમાન જમીનમાં પ્રવેશી જાય છે;[૧] કિંવા વર્ષાકાલના મેઘનો આડંબર સમાપ્ત થયા પછી શરદૃઋતુનો અંકુર ફુટે છે ત્યારે આકાશનાં સર્વ અભ્રો આકાશમાંજ લય પામે છે.[૨] અથવા આકાશમાં પોલાણમાં જે પ્રમાણે વાયુ વિલીન થાય છે, કિંવા પાણીમાં ઉત્પન્ન થયેલા તરંગો

પાણીમાંજ નષ્ટ થાય છે;[3] અથવા જાગૃત થતાં મનમાંનાં સ્વપ્નો મનમાંજ શમી જાય છે, તે પ્રમાણે મહા પ્રલયને અંતે પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયેલાં સર્વ ભૂતો પ્રકૃતિમાંજ જઇ મળે છે.[4] પછી સૃષ્ટિના પ્રારંભમાં પુનઃ તેને હુંજ નિર્માણ કરૂં છું એવું શાસ્ત્રમાં જે કથન છે તે સંબંધે ખરી સ્થિતિ શું છે તે તને કહું છું. શ્રવણ કર.[5]

**प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः ।**
**भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ॥ ८ ॥**

**શ્લોકાર્થઃ—હું મારી પોતાની પ્રકૃતિનું અવલંબન કરી સ્વભાવતઃજ પરાધીન એવો આ સર્વ ભૂતસમુદાય પુનઃ પુનઃ ઉત્પન્ન કરૂં છું. (૮)**

**ઓવી અર્થ**:—માટે હે અર્જુન! મારી આજ પ્રકૃતિનો જ્યારે હું સહજ અંગીકાર કરૂં છું, ત્યારે વસ્ત્ર વણતાં જે પ્રમાણે તંતુ સમવાયી અર્થાત્ ઉપાદાન કારણ બને છે,[6] પછી તે વણવાના વ્યાપારમાં પ્રથમ નાની નાની ચોકડીઓ તૈયાર થાય છે અને પછી વસ્ત્ર તૈયાર થાય છે; તે પ્રમાણે પંચમહાભૂત કાર્યનું ઉપાદાન કારણ પ્રકૃતિજ હોય છે.[7] (જે કારણનો કાર્યમાં પ્રવેશ થાય છે, તેને ઉપાદાન કારણ કહેવામાં આવે છે. જેમકે ઘટનું ઉપાદાન મૃતિકા છે.) જે પ્રમાણે મેળવણ નાંખવાથી દૂધ જામવા માંડે છે, તે પ્રમાણે પ્રકૃતિ પણ સૃષ્ટિમાંના આકારો બનાવવા લાગે છે.[8] જે પ્રમાણે પાણીના સાન્નિધ્યથી બીજને અંકુર ફુટી તેમાંથી વૃક્ષ થાય છે, તે પ્રમાણે પ્રકૃતિનો પ્રસાર થાય છે.[9] ફલાણું શહેર અમુક રાજાએ વસાવ્યું એમ કહેવામાં આવે છે, પરંતુ વાસ્તવિક જોતાં તેમાં રાજાના હાથને કાંઇ મહેનત પડે છે કે?[10] અને હું પ્રકૃતિનો સ્વીકાર કેવી રીતે કરૂં છું? જેવી રીતે મનુષ્ય સ્વપ્નાવસ્થામાંથી જાગૃતાવસ્થામાં આવે છે તેવી રીતે.[11] હે પાંડુ સુત! સ્વપ્નાવસ્થામાંથી જાગૃતાવસ્થામાં આવતાં તેના પગ દુઃખે છે કે? કિંવા જ્યારે તે સ્વપ્નાવસ્થામાં હોય છે ત્યારે તેને કાંઇ શ્રમ પડે છે કે?[12] આ સર્વ કહેવાનો હેતુ એ છે કે આ ભૂતસૃષ્ટિ નિર્માણ કરવામાં મને કાંઇ શ્રમ પડતો નથી.[13] જે પ્રમાણે રાજાની આજ્ઞામાં રહેલી પ્રજા પોતપોતાના સ્વાર્થને માટે પોતપોતાનો વ્યાપાર ચલાવી જાય છે, તે પ્રમાણે માત્ર મારો અને પ્રકૃતિનો સંબંધ છે. બાકી ઉત્પત્તિ, સ્થિતિ અને લય એ સર્વ વ્યાપાર તેનાજ છે.[14] પૌર્ણિમાના ચંદ્રને જોતાંજ સમુદ્રમાં અપાર ભરતી આવે છે; પરંતુ હે અર્જુન! તે માટે ચંદ્રને કાંઇ શ્રમ પડે છે કે?[15] લોખંડ જડ હોવા છતાં પણ લોહચુંબક નિકટ હોય તો તે હાલે છે; ત્યારે શું લોહની પાસે રહેવામાં લોહચુંબકને કાંઇ પરિશ્રમ પડે છે?[16] કિંબહુના, આ પ્રમાણે હું સ્વકીય પ્રકૃતિનો અંગીકાર કરૂં છું એટલે એકદમ પ્રાણી માત્રની ઉત્પત્તિ થવા લાગે છે.[17] હે પાંડવ! આ સર્વ પ્રાણીસમુદાય પ્રકૃતિને આધીન છે. જે પ્રમાણે બીજમાંથી વેલી પત્રો આદિ ઉત્પન્ન કરવાને માટે ભૂમિ સમર્થ છે,[18] અથવા બાલપણ, તારૂણ્ય તથા વૃદ્ધપણ એ અવસ્થાઓનું દેહસંગ એ મુખ્ય કારણ છે, કિંવા આકાશમાં મેઘપંક્તિ ઉત્પન્ન થવામાં જે પ્રમાણે વર્ષાકાલ કારણ છે,[19] કિંવા સ્વપ્નનું કારણ જે પ્રમાણે નિદ્રા છે, તેજ પ્રમાણે હે નરેંદ્ર! આ સર્વ પ્રાણીસમુદાયનું પ્રકૃતિ એ મુખ્ય કારણ છે.[20] સ્થાવર જંગમનું, સ્થૂલ સૂક્ષ્મનું, વધારે શું કહું? આ સર્વ જગત્નું મૂળ કારણ પ્રકૃતિજ છે.[21] માટે પ્રાણીને ઉત્પન્ન કરવાં કિંવા ઉત્પન્ન થયેલાં પ્રાણીનું પ્રતિ પાલન કરવું એ સર્વ કૃતિનું કર્તૃત્વ મારી પાસે આવતું નથી (મારામાં નથી)[22] પાણીમાં ચંદ્રનો પ્રકાશ વેલીના વિસ્તાર જેવો લાગે છે, તેની ઉત્પત્તિ કાંઇ ચંદ્રે કીધી નથી; તેજ પ્રમાણે આ કર્મો મારામાંથી ઉત્પન્ન થયાં છે તોપણ તે મારાથી દૂરજ છે.[23]

**न च मां तानि कर्माणि निबध्नन्ति धनंजय ।**
**उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु ॥ ९ ॥**

**શ્લોકાર્થઃ—( જગત્‌ની ઉત્પત્તિ વગેરે ) કર્મો પ્રત્યે ઉદાસીન પુરૂષની પેઠે આસક્તિ નહિ રાખનારો જે હું તેને તે કર્મો બદ્ધ કરતાં નથી. ( ૯ )**

**ઓવી અર્થઃ**—જે પ્રમાણે સમુદ્રમાં ભરતી આવવા માંડતાં તેને મીઠાનો બંધ અટકાવી શકતો નથી. તે પ્રમાણે મારામાં લય પામનારાં સર્વ કર્મો મને કેવી રીતે બંધનકર્ત્તા થઈ શકશે ?[૨૪] જ્યારે ધૂમનો ગોટો વાતા પવનને હરકત કરી શકશે, કિંવા સૂર્યબિંબમાં અંધકારનો સંચાર થશે ત્યારે તે મને બાંધી શકશે.[૨૫] વધારે શું કહું ? જે પ્રમાણે પર્વતના ગર્ભમાંના દ્રવ્યને પર્જન્યની અતિ વૃષ્ટિ પણ કાંઈ બાધા કરી શકતી નથી, તે પ્રમાણે પ્રકૃતિનાં કર્મોથી મને લેશ પણ બાધા થઇ શકતી નથી.[૨૬] બાકી પ્રકૃતિનાં કાર્યનું હુંજ એક કારણ છું એમ તું સમજ. પરંતુ ઉદાસીનની પેઠે હું કાંઈ કરતો નથી અને કરાવતો પણ નથી.[૨૭] જે પ્રમાણે ઘરમાં રાખેલો દીપક કોઇને અમુક કાર્ય કર કિંવા ન કર એવી આજ્ઞા ફરમાવતો નથી અને કોણ શું વ્યાપાર કરે છે તે પણ જાણતો નથી.[૨૮] તે માત્ર સાક્ષીભૂત હોઈ ગૃહકૃત્યની પ્રવૃત્તિમાં કારણભૂત થાય છે. તે પ્રમાણે હું સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લય એ કર્મોમાં ઉદાસીન છું. અને સર્વ ભૂતોમાં વ્યાપ્ત છું.[૨૯] આ એકજ અભિપ્રાય ખરો છે. પુનઃ પુનઃ પુષ્કળ પર્યાયોથી શું કહું ? પરંતુ હે સુભદ્રાપતે ! એકવાર આ વાત લક્ષમાં રાખ.[૩૦]

**मयाध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।**
**हेतुनानेन कौंतेय जगद्विपरिवर्तते ॥ १० ॥**

**શ્લોકાર્થઃ—હે કૌંતેય ! મારી અધ્યક્ષતા નીચે આ ત્રિગુણાત્મક માયા આ ચરાચર ઉત્પન્ન કરે છે; અને એજ કારણથી વિશ્વ ફરતું રહે છે. ( ૧૦ )**

**ઓવી અર્થઃ**—હે અર્જુન ! જગતના સર્વ વ્યાપારને જે પ્રમાણે કેવળ સૂર્ય કારણભૂત છે, તે પ્રમાણે જગત્‌ની ઉત્પત્તિનું હું કારણ છું એમ તું જાણ.[૩૧] કારણ કે જે વખતે હું માયાનો અંગીકાર કરૂં છું તે વખતે તેના યોગથી પ્રાણી માત્રની ઉત્પત્તિ થાય છે; માટે આ જગત્‌ની ઉત્પત્તિનું કારણ હું છું એવી લોકોની સમજ છે.[૩૨] મારામાંથી ભૂતોની ઉત્પત્તિ થાય છે, તોપણ હું ભૂતોમાં હોતો નથી; એ મારી અદ્દ્ભુતકૃતિ આ જ્ઞાનના પ્રકાશથી બરાબર જોઇ લે.[૩૩] અથવા પ્રાણીઓ મારામાં નથી; અને હું તેમનામાં નથી, એ મુખ્ય તત્ત્વ તું કદિ પણ વિસરીશ નહિ.[૩૪] આ મારૂં મુખ્ય તત્ત્વ તને પ્રકટ કરીને બતાવ્યું છે. માટે તું તારી ઇંદ્રિયોનાં દ્વારો બંધ કરી તે ન જાણે એવી રીતે તારા હૃદયમાં આ તત્ત્વનો ઉપભોગ લે.[૩૫] હે પાર્થ ! આ વેદાંત સિદ્ધાંતનું રહસ્ય જ્યાં સુધી હસ્તગત થયું નથી, ત્યાં સુધી મારૂં ખરૂં તત્ત્વ કદિ પણ કળી શકાવાનું નથી. જે પ્રમાણે ભુસામાં હાથ નાંખતાં દાણાનો એક કણ સુદ્ધાં હાથ લાગતો નથી, તે પ્રમાણે વેદાંતતત્ત્વ જાણ્યા વિના મારૂં સત્ય સ્વરૂપ જાણી શકશે નહિ.[૩૬] બાકી અનુમાનનાં જોરપર મનુષ્યને ખરૂં જ્ઞાન પ્રાપ્ત થયું છે, એમ લાગે છે ખરૂં પણ તે વ્યર્થ છે. કારણ કે મૃગજળના સિંચનથી પૃથ્વી કદિ પણ ભિંજાઇ છે ? નહિજ.[૩૭] મત્સ્યને પકડવાને માટે પાણીમાં જે જાળો પ્રસારવામાં આવે છે, તેમાં ચંદ્રબિંબ સપડાઇ ગયેલું દ્રશ્ય થાય છે, પરંતુ તે જાળ પાણીમાંથી બહાર કાઢી ખંખેરતાં તેમાંથી ચંદ્રબિંબ નીકળે છે કે ?[૩૮] તેજ પ્રમાણે અમને અનુભવ થયો છે એમ શબ્દ તથા વાણીના યોગે કેટલાક લોકો ઉપર ઉપરથી બતાવે છે; પરંતુ સત્યબોધની કસોટીનો સમય આવે છે ત્યારે ખરેખર તેનું વાચાળ જ્ઞાન નિરૂપયોગીજ ઠરે છે.[૩૯]

**अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।**
**परं भावमजानन्तो मम भूतमहेश्वरम् ॥ ११ ॥**

**શ્લોકાર્થ:—મેં મનુષ્યદેહ ધારણ કરેલો હોવાથી મૂર્ખ લોકો મારી અવજ્ઞા કરે છે; કારણ કે હું સર્વ ભૂતોનો સ્વામી એવું જે મારૂં ઉત્કૃષ્ટ સ્વરૂપ તેનું જ્ઞાન તેમને હોતું નથી. (૧૧)**

**ઓવી અર્થ:**—કિંબહુના આ સંસારનો ડર રાખી તું જો મારી પ્રાપ્તિની ખરી ઇચ્છા ધરાવતો હોય, તો તને મેં જે તત્ત્વ બતાવ્યું તે તારા લક્ષમાં પૂર્ણ રીતે ઠસાવ.[૪૦] આંખમાં કમળો થવાથી મનુષ્ય ચંદ્રકિરણને પીળાં કહે છે, તે પ્રમાણે મારા નિર્મળ શુદ્ધ સ્વરૂપમાં તેને દોષ દેખાય છે.[૪૧] તાવથી મુખ કડુ થઇ જવાથી મનુષ્યને દૂધ પણ વિષસમાન કડુ લાગે છે, તે પ્રમાણે હું મનુષ્ય ન હોવા છતાં પણ લોકો મને મનુષ્ય માને છે.[૪૨] માટે હે ધનંજય! હું વારંવાર કહું છું કે, આ અભિપ્રાયને કદિ પણ વિસરીશ માં. કારણ કે માત્ર સ્થૂલદ્રષ્ટિથી જોવા માંડશે તો તારૂં જોવું વ્યર્થ છે.[૪૩] જે પ્રમાણે સ્વપ્નમાંનાં અમૃતથી કોઇ અમર થતું નથી, તે પ્રમાણે જે મને સ્થૂલ દ્રષ્ટિથી જુએ છે તે વસ્તુતઃ મને જોતાજ નથી.[૪૪] બાકી અજ્ઞાની લોકો સ્થૂલ દ્રષ્ટિથી મને જોયાની વાત કરે છે, પરંતુ સ્થૂલ દ્રષ્ટિથી તેઓ મારે વિષે જે જ્ઞાન મેળવે છે, તેજ યથાર્થ જ્ઞાનની આડે આવે છે.[૪૫] જે પ્રમાણે નક્ષત્રોનું પ્રતિબિંબ પાણીમાં જોઇ, તે મોતીજ છે એમ સમજી તે પ્રાપ્ત કરી લેવાને માટે હંસપક્ષી આકાશમાંથી નીચે આવી પાણીમાં તુટી પડીને પ્રાણ ગુમાવે છે;[૪૬] મૃગજળને ગંગા સમજી જો કોઇ તેની પાસે જાય, તો તેને ત્યાં શું પ્રાપ્ત થશે વારૂ? તેજ પ્રમાણે બાવળને કલ્પવૃક્ષ સમજીને તેને હાથમાં ધરવાથી શો ફાયદો?[૪૭] લીલા સર્પને નીલમણિનો બે શેરનો હાર સમજી પકડવામાં આવે, કિંવા બરફના કકડાને રત્ન સમજી ઉંચકી લેવામાં આવે;[૪૮] અથવા ખેરનાં કાષ્ઠના અંગારાને પૃથ્વીનો દ્રવ્ય ભંડારજ બહાર આવ્યો છે એમ સમજી પછેડીમાં બાંધી લેવામાં આવે; અથવા જે પ્રમાણે કૂવામાં મારો પોતાનોજ પડછાયો છે એમ ન સમજી સિંહ ભુસ્કો મારીને પ્રાણ ગુમાવે છે;[૪૯] તે પ્રમાણે હું જેવો સાકાર પ્રપંચમાં દેખાઉં છું તેવોજ (સાકાર) હું મારા સત્ય સ્વરૂપમાં છું એમ નિશ્ચયપૂર્વક માનીને જેઓ વર્તે છે તેઓ ચંદ્રને બદલે તેના પાણીમાં પડેલા પ્રતિબિંબને પકડવા જનારની પેઠે ફસી પડે છે.[૫૦] તેજ પ્રમાણે હું સંસારમાં છું એવો તેનો જે કૃત નિશ્ચય છે તે વ્યર્થ થાય છે. જે પ્રમાણે એકાદ માણસ ઘેંસ ખાઇને અમૃતમાંથી થતા સુખના લાભને ઇચ્છે છે.[૫૧] તે પ્રમાણે મને અવિનાશીને શ્રદ્ધાપૂર્વક સ્થૂલાકારજ જે માને છે તેને હું કેવી રીતે દેખાઇ શકીશ?[૫૨] કોઇ પશ્ચિમ સમુદ્રના તટપર જવાને માટે પૂર્વ દિશામાં આવેલા સમુદ્રની વાટે જવા લાગે તો તેને પશ્ચિમ સમુદ્ર પ્રાપ્ત થશે કે વારૂ? કિંવા હે મહાવીર! ફોતરાંને ખાંડવાથી તેમાંથી ધાન્યની નિષ્પત્તિ થશે કે?[૫૩] તેજ પ્રમાણે આ વિસ્તાર પામેલા જગતને જાણવાથી નિર્દોષ એવો જે હું તે શું જણાઇશ કે? ફીણ પીવાથી પાણી પીવાનો સ્વાદ આવશે કે? માટે લોકો માયામોહિત મનોવૃત્તિથી સંસારમાંજ હું છું એમ ભ્રાંતિથી માનીને ત્યાંની જન્મ મરણાદિ સ્થિતિ મને પણ વળગેલી છે એમ સમજે છે.[૫૫] આ પ્રમાણે નામરહિત, ક્રિયારહિત, તથા દેહરહિત એવો જે હું તેને લોકો નામધારી, કર્મકારી અને દેહધર્મોથી યુક્ત એવો સમજે છે,[૫૬] તેજ પ્રમાણે તેઓ એવી કલ્પના કરે છે કે મને નિરાકારને આકાર છે, નિરૂપાધિકને ઉપચાર છે. કર્તવ્યરહિતને વ્યવહાર છે,[૫૭] મને જાતિરહિતને જાત, ગુણાતીતને ગુણ,[૫૮] પરિમાણાતીતને પરિમાણ તથા સર્વવ્યાપકને સ્થાન છે; જે પ્રમાણે શય્યાશાયી (સૂતેલો) સ્વપ્નમાં વન શોભા જુએ છે.[૫૯] તે પ્રમાણે કર્ણરહિતને કાન, નેત્ર રહિતને નેત્ર, ગોત્રરહિતને ગોત્ર, નિરાકારને રૂપ,[૬૦] અવ્યક્તને વ્યક્તિ, નિરીચ્છને ઇચ્છા અને જે હું સ્વયમેવ તૃપ્ત છું તેને તૃપ્તિ છે એવી કલ્પના કરે છે.[૬૧]

હું વસ્ત્રરહિત અર્થાત્ સર્વ જગત્‌ને વસ્ત્ર પરિધાન કરાવનાર તેને તેઓ વસ્ત્ર પહેરાવે છે; ભૂષણાતીત અર્થાત્ નિરાકાર એવો જે હું તેને તેઓ અલંકાર પહેરાવે છે; હું સર્વ જગતનો ઉત્પન્ન કરનારો છું તોપણુ તેઓ મને અન્યનો ઉત્પન્ન કરેલો માને છે.[૬૨] હું સ્વતઃ સિદ્ધ છું છતાં તેઓ મારી પ્રાણપ્રતિષ્ઠા કરે છે, અને હું નિત્ય સર્વત્ર હોવા છતાં તેઓ મારૂં આવાહન વિસર્જન કરે છે.[૬૩] હું નિરંતર સ્વયમેવ અને નિરાકાર સ્વતઃ સિદ્ધ છું તોપણ તેઓ મને બાલ્ય, તારૂણ્ય અને વૃદ્ધાવસ્થાનો સંબંધ લાગુ પાડે છે.[૬૪] હું અદ્વૈત હોવા છતાં મારામાં દ્વૈત માને છે. હું કાંઇ કરતો ન હોવા છતાં મને કર્મનો કર્ત્તા અને કાંઈ ખાતો ન હોવા છતાં ખાનારો માને છે;[૬૫] મને ગોત્ર ન હોવા છતાં મારાં કુળનું વર્ણન કરે છે; હું નિત્ય હોવા છતાં હું મરૂં છું એમ માનીને મારા મરણનો શોક કરે છે. તેમજ હું સર્વના અંતઃકરણમાં વાસ્તવ્ય કરનાર હોવા છતાં મને અમુકનો શત્રુ અને અમુકનો મિત્ર માનવામાં આવે છે.[૬૬] નિજાનંદમાં નિમગ્ન રહેનાર એવા મને તેઓ ઈચ્છા કરનારો માને છે અને હું સર્વ સ્થળે સમાન રીતે વ્યાપ્ત હોવા છતાં મને એકદેશી કિંવા એક સ્થળે વાસ્તવ્ય કરનારો માને છે.[૬૭] હું સર્વ સ્થાવર જંગમનો આત્મા હોવા છતાં મને એકનો સંરક્ષક અને એક પર ક્રોધિત થઇ તેનો સંહાર કરનાર માનીને એવી રીતની સર્વત્ર મારી પ્રસિદ્ધિ કરે છે.[૬૮] કિંબહુના ! આ પ્રકારના સર્વ ક્ષુદ્ર મનુષ્યધર્મ મને વળગેલા છે એવું તેમનું વિપરીત જ્ઞાન છે.[૬૯] જે વખતે તેઓ દ્રષ્ટિ સન્મુખ એકાદ મૂર્તિને જુએ છે તે વખતે તેઓ તેને દેવ માનીને તે ભાવથી તેને ભજે છે. પછી તે ભાંગી જતાં તેમાંનું દેવત્વ નષ્ટ થયેલું માની તેનો ત્યાગ કરે છે.[૭૦] મને તેઓ આ પ્રકારે મનુષ્યજ માને છે માટે તેમનું જ્ઞાનજ સત્ય જ્ઞાનની આડે આવે છે.[૭૧]

**मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ।**
**राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः॥ १२ ॥**

**શ્લોકાર્થઃ—તે મૂર્ખાઓની આશા, કર્મો તથા જ્ઞાન એ સર્વ વ્યર્થજ હોય છે; તેઓ વિચારશૂન્ય બને છે; અને તેઓ મોહમાં નાંખનાર રાક્ષસી તથા આસુરી સ્વભાવનોજ આશ્રય કરે છે. ( ૧૨ )**

**ઓવી અર્થ:**—સારાંશ મારે વિષે જેમની આ પ્રકારની સમજ હોય છે તેનો જન્મ વ્યર્થજ છે. જે પ્રમાણે કાળ શિવાયનો મેઘ વ્યર્થ છે, કિંવા જે પ્રમાણે મૃગજળના તરંગો દૂરથી જોવાનેજ યોગ્ય હોય છે,[૭૨] અથવા મૃત્તિકાપર ચિતરેલા ઘોડેસ્વાર, જાદુગરના અલંકાર કિંવા સંધ્યાકાળે દ્રષ્ટિગોચર થતાં નગરો જે પ્રમાણે નિરર્થક છે;[૭૩] થુવર સીધો વધે છે તો પણ તે અંદરથી પોકળ હોય છે અને તેનાં અગ્રપર પણ ફળ આવતાં નથી, કિંવા બકરાને ગળે વધેલા સ્તનમાંથી દૂધ નીકળતું નથી;[૭૪] અથવા સાવરના વૃક્ષને ફળ આવે છે, પણ તે કોઈથી લઈ શકાતાં નથી, તેમજ કોઇને આપી પણ શકાતાં નથી, તે પ્રમાણે તે મૂર્ખનું જીવન વ્યર્થ છે અને તેનાં કર્મોને પણ ધિક્કાર છે ![૭૫] તે મૂર્ખનું શાસ્ત્રાધ્યયન માંકડાના હાથમાં આવેલા નાળીએર કિંવા આંધળાના હાથમાં આવેલા મોતી સમાન છે.[૭૬] કિંબહુના તેનું શાસ્ત્રાધ્યયન નાનાં બાળકના હાથમાં આપેલાં શસ્ત્રો અથવા અપવિત્ર મનુષ્યને બીજ સહિત શિખવેલા મંત્રો પ્રમાણે નિરર્થક છે.[૭૭] હે ધનંજય ! તેજ પ્રમાણે જેનું ચિત્ત યથાર્થજ્ઞાનસંપન્ન નથી; તેનું શેષ સર્વજ્ઞાન તથા તેનાં સર્વ આચરણો પણ વ્યર્થ છે.[૭૮] આ પ્રમાણે તમોગુણરૂપી રાક્ષસી, સદ્‌બુદ્ધિને ગ્રાસી જ્ઞાનનું નામ નિશાન નહિ રહેવા દેનારી યક્ષિણી છે.[૭૯] અજ્ઞાન મનુષ્યો માયાના પંજામાં ફસાઈ ચિંતાના દ્વારમાંથી અંતે તામસ પ્રકૃતિના મુખમાં સપડાઇ જાય છે.[૮૦] રાક્ષસી પ્રકૃતિ આશારૂપી લાળમાં હિંસારૂપી જીવ્હાને પલાળી

અસંતોષરૂપી માંસના લોચા નિરંતર ચાવ્યા કરે છે;[81] તે અનર્થરૂપી કર્ણપર્યંત ઓઠ ચાટતી ચાટતી બહાર નીકળે છે; તે ભૂલ રૂપી પ્રચંડ પર્વતની અંધકારમય ગુફા છે.[82] તેની દ્વેષરૂપી દાઢો જ્ઞાનને ચાવી ચાવીને ભુકો કરી નાંખે છે અને તે અગસ્ત ઋષિના કુંભના આવરણના જેવું સ્થૂલબુદ્ધિ લોકોનાં મનપર ફરી વળેલું આચ્છાદન છે.[83] આવી રાક્ષસી પ્રકૃતિના મુખમાં જે બલિરૂપ થઈ પડે છે તે ભ્રાંતિરૂપી કુંડમાં ડૂબી જાય છે.[84] આ પ્રમાણે જે અજ્ઞાનના અંધારકૂપમાં પડે છે તેને વિચારરૂપી હાથની સાહાય્ય મળતી નથી, એટલુંજ નહિ પરંતુ તે કયાં જાય છે તેનો પણ પત્તો લાગતો નથી.[85] માટે આ નિષ્ફળ કથા હવે રહેવા દઈશું. કારણ કે મૂર્ખોનું વ્યર્થ વર્ણન કરતાં વાણી પણ ક્ષીણ થઈ જશે.[86] કૃષ્ણ આ પ્રમાણે બોલ્યા એટલે અર્જુન બોલી ઉઠયો ઠીક ! ઠીક ! ! શ્રી કૃષ્ણ ભગવાન પુનઃ કહેવા લાગ્યા "જેનું વર્ણન કરવાથી વાણીને સુખ થાય છે તે સાધુની કથા હવે સાંભળ."

**महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।**
**भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥ १३ ॥**

**શ્લોકાર્થઃ—હે અર્જુન ! જેણે દૈવી પ્રકૃતિનો આશ્રય કર્યો છે એવા મહાત્માઓ તો હું ભૂતોનો આદિ અને અવિનાશી છું એમ જાણી એકનિષ્ઠાથી મને ભજે છે. ( ૧૩ )**

**ઓવી અર્થઃ**—જે સાધુનાં નિર્મળ અંતઃકરણમાં હું ક્ષેત્ર સંન્યાસી ( આજન્મ એકજ પવિત્ર ક્ષેત્રમાં રહેવાનો સંકલ્પ કરનાર ) થઈને વાસ કરૂં છું અને જે ઊંઘતા હોવા છતાં વૈરાગ્ય જેની સેવા કરે છે.[88] જેની પરમાત્મપ્રાપ્તિની ઉત્કટ ઈચ્છામાં ધર્મ રાજ્ય કરે છે અને જેનું મન સદા સદ્વિચારોનેજ પુષ્ટિ આપે છે;[89] જે જ્ઞાનરૂપી ગંગામાં સ્નાન કરી અંતર્બાહ્ય શુદ્ધ થયા છે, જે પૂર્ણ બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિથી તૃપ્ત થયા છે અને જેનું શરીરજ જાણે શાંતિને પલ્લવ ફુટયા ન હોય એવું થયું છે;[90] તેજ પ્રમાણે તેનું શરીર જાણે બ્રહ્મના શરીરનો અંકુર કિંવા ધૈર્યરૂપી મંડપનો સ્તંભજ ન હોય ! તેવું દેખાય છે; વળી તે આનંદ સમુદ્રમાં ડૂબાવીને કાઢેલા કુંભની પેઠે ઓતપ્રોત આનંદરૂપી જલથી ભરેલું છે;[91] જેને ભક્તિની એટલી પ્રાપ્તિ થઈ છે કે જે મોક્ષને પણ 'પાછળ હઠ' એમ કહે છે અને જેની સહજ લીલામાં પણ નીતિનો જન્મ હોય છે;[92] જેણે પોતાના સર્વ અવયવોમાં શાંતિ રૂપી અલંકારો ધારણ કર્યા છે અને જેણે પોતાનાં ચિત્તથી મને સર્વવ્યાપકને પણ આવૃત્ત કરી લીધો છે;[93] એવા જે મહાત્માઓ છે તે ભગવદ્દભક્તિને અનુકૂળ રહેનારી સાત્વિક પ્રકૃતિના ભાગ્યરૂપજ છે; તેઓ સર્વ-દ્રશ્ય વસ્તુઓ મારૂં સ્વરૂપજ છે એમ જાણી,[94] દિનપ્રતિદિન વૃદ્ધિંગત થતા પ્રેમથી મને ભજે છે; પણ તેમના મનોધર્મે દ્વૈતને સ્પર્શ સુદ્ધાં કરેલો હોતો નથી.[95] હે અર્જુન ! આ પ્રકારે તેઓ મદ્રૂપ બની મારી જે સેવા કરે છે તે સેવાની આશ્ચર્યકારક વાત કહેવાની છે તે સાંભળ.[96]

**सततं कीर्तयन्तो मां यतन्तश्च दृढव्रताः ।**
**नमस्यन्तश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥ १४ ॥**

**શ્લોકાર્થઃ—સર્વદા ભક્તિયુક્ત અને સ્વીકૃત અભિપ્રાય પ્રમાણે બરાબર ચાલનારા તે મહાત્માઓ સતત મારૂં કીર્તન કરી, ઇંદ્રિયદમન કરી અને નમસ્કાર કરી મારી ઉપાસના કરે છે. ( ૧૪ )**

**ઓવી અર્થઃ**—તેઓ હરિકીર્તનના પ્રેમથી નૃત્ય કરે છે, તેથી તેમના પ્રાયશ્ચિતના સર્વ વ્યાપારો નાશ પામ્યા છે અને એ કીર્તને પાપનું તો નામ સુદ્ધાં રહેવા દીધું નથી.[97] યમ એટલે મનોનિગ્રહ અને દમ એટલે ઈંદ્રિયનિગ્રહ એમની તો તેમણે નિકૃષ્ટ દશા કરી દીધી હોય છે.

તીર્થોને પોતપોતાનાં સ્થાનપરથી ઉઠાડી દીધાં હોય છે અને યમલોકના સર્વ વ્યાપારો બંધ કરી નાખ્યા હોય છે.[૯૮] યમ કહેવા લાગ્યો કે–નિયમન કોનું કરવું ? દમ કહે કે–જીતવું કોને ? અને તીર્થો કહેવા લાગ્યાં કે–ક્ષાલન કોનું કરવું ? કારણ કે દોષ તો ઔષધમાં સુદ્ધાં રહ્યો નથી.[૯૯] આ પ્રમાણે તેઓ મારા નામના ઘોષથી જગત્‌નાં સર્વ પ્રાણીઓનાં દુઃખ નષ્ટ કરે છે અને સર્વ જગત્ બ્રહ્મસુખથી ગાજી રહે છે.[૨૦૦] તે સાધુ મ્હો ફાટયા પહેલાં જીવને પ્રકાશ કિંવા આત્મજ્ઞાન આપી દે છે; અમૃત શિવાય પ્રાણીઓના જીવનનું સંરક્ષણ કરે છે; અને યોગ સાધન શિવાય નજર આગળ પ્રત્યક્ષ જળહળતો મોક્ષ બતાવી દે છે.[૧] પરંતુ તે રાજા અને રંકમાં અંતર માનતો નથી અને આ નાનો અને આ મોટો એમ ગણતો નથી. તે સર્વ જગત્‌ના આનંદના પ્રત્યક્ષ ભંડારરૂપજ બની રહે છે.[૨] કવચિત્‌જ વૈકુંઠમાં જનાર મનુષ્ય મળે છે; પરંતુ તે સાધુ તો સકળ જગત્‌નેજ વૈકુંઠધામ બનાવી મૂકે છે. આ પ્રમાણે તે મારા નામના ઘોષથી સર્વને પવિત્ર કરી દે છે.[૩] તે સાધુનું તેજ સૂર્યની પેઠે નિર્મળ હોય છે; પરંતુ સૂર્ય તો અસ્ત પામે છે એ તેનામાં દોષ હોય છે, તેને ચંદ્રની ઉપમા આપીએ પરંતુ તે કોઇકજ વેળાએ પૂર્ણ હોય છે; અને આ સાધુ તો સર્વદા પૂર્ણ હોય છે.[૪] એનાં ઔદાર્યને મેઘની ઉપમા આપીએ પરંતુ તે પણ કમી થઇ જાય છે, માટે તે તેની ઉપમાને યોગ્ય નથી. ત્યારે હવે એ સાધુ નિઃસંશય પાંખવાળા સિંહ જેવો કહી શકાશે.[૫] મુખદ્વારા મારા નામનો એકવાર યથાર્થ ઉચ્ચાર કાઢવાને માટે સહસ્ર જન્મો સુધી મારી સેવા કરવી પડે છે, પરંતુ તેજ મારૂં નામ એ સાધુની આગળ તો વિનોદથી નૃત્ય કરે છે.[૬] હું વૈકુંઠ લોકમાં પણ હોતો નથી; સૂર્ય મંડળમાં પણ દેખાતો નથી, એટલુંજ નહિ પરંતુ યોગીઓના મનનું સુદ્ધાં અતિક્રમણ કરી જાઉં છું.[૭] હે પાંડવ ! હું કયાંય પણ મળતો નથી તોપણ જે મારા નામનો ઘોષ સતત કર્યા કરે છે તેની પાસે હું અવશ્ય હોઉં છું.[૮] આવા માણસો મારા નામથી એટલા તૃપ્ત થયેલા હોય છે કે તેઓ દેશકાળને વિસરીને મારા નામકીર્તનના યોગથી પોતાના આત્મામાંજ સુખી થયેલા હોય છે.[૯] કેટલાક કૃષ્ણ, વિષ્ણુ, હરિ, ગોવિંદ, આ શુદ્ધ નામોનું ગાન કરતા હોય છે અને વચ્ચે વચ્ચે શુદ્ધ આત્મવિષયક ચર્ચા કરતા હોય છે.[૧૦] હે પાંડુકુમાર ! આ પ્રકારે અને અન્ય અનેક પ્રકારે મારા ગુણાનુવાદ ગાતા કેટલાકો જગતમાં વિચરે છે.[૧૧] હે અર્જુન ! પછી ઇતર કેટલાક પંચ પ્રાણ અને મનને સર્વથૈવ જીતી જયશ્રી સંપાદન કરે છે.[૧૨] તેઓ બહારના ભાગમાં યમનિયમની વાડ કરી અંદરથી મૂળબંધનો કોટ તૈયાર કરે છે અને તે પર પ્રાણાયમ રૂપી સતત ચાલુ રહેનારી તોપો ગોઠવે છે.[૧૩] ત્યાર પછી કુંડલિની ઉર્ધ્વમુખ થાય છે, તેના પ્રકાશથી મન વશ થાય છે. તથા મન અને પ્રાણની અનુકૂળતાથી ચંદ્રામૃતની સત્તરમી કળાનો તળ ભાગ સ્વાધીન કરી લેવામાં આવે છે.[૧૪] તે વેળાએ પ્રત્યાહાર મહાન પરાક્રમથી કામક્રોધાદિ વિકારોનો પરિવાર સહિત સંહાર કરે છે અને ઇંદ્રિયોને બાંધી હૃદયમાં આણે છે.[૧૫] એટલામાં ધારણારૂપી અસ્વારો હલ્લો કરીને પંચમહાભૂતોનું ઐક્ય કરે છે અને સંકલ્પોનાં ચતુરંગ સૈન્યને ( મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર ) પાયમાલ કરી દઇ તેનો વધ કરી નાંખે છે.[૧૬] પછી ધ્યાનનો વિજયધ્વજ અને એક રૂપતાનું છત્ર ફરકવા લાગે છે.[૧૭] તે પછી સમાધિરૂપી વૈભવના સિંહાસનપર અખંડ આત્માનુભવરૂપી રાજ્યસુખનો બ્રહ્મરૂપી ઐક્યદ્વારા પટ્ટાભિષેક થાય છે.[૧૮] હે અર્જુન ! આવું જે મારૂં કઠિન ભજન તે કોણ કરે છે તે તને કહેવામાં આવ્યું. હવે એ શિવાય બીજા ભજન કરનારા કોણ છે તે કહું છું તે સાંભળ.[૧૯] જેવી રીતે લુગડાના બન્ને પાલવ સુધી આડા અને ઉભા તંતુઓ ભરેલા હોય છે; તે પ્રમાણે ચરાચર જગતમાં મારા શિવાય અન્ય કોઇને તેઓ ઓળખતા નથી.[૨૦] એક બાજુ બ્રહ્મ અને

બીજી બાજુએ અત્યંત ક્ષુલ્લક જીવ એ બન્નેની વચ્ચે મારાં સ્વરૂપ શિવાય ઈતર કોઇને તેઓ જોતાજ નથી.[૨૧] પછી નાના, મોટા, સજીવ, નિર્જીવ એવો ભેદ ન રાખતાં જે જે વસ્તુ દ્રષ્ટિએ પડે તે મદ્રૂપજ છે એવા સરલભાવથી તે જીવમાત્રને સાષ્ટાંગ નમસ્કાર કરે છે.[૨૨] પોતાનું મહત્વ વિસરી જઈ નજર સન્મુખ આવતી વસ્તુ યોગ્ય છે કિંવા અયોગ્ય છે તેનો વિચાર ન કરતાં, સમગ્ર રીતે સર્વ વસ્તુને નમસ્કાર કરવો એજ તેને આવડે છે.[૨૩] જે પ્રમાણે ઉચ્ચ ભૂમિપરથી પડતું પાણી એકદમ સહજ તળીઆમાં આવી પડે છે. તે પ્રમાણે જે દ્રષ્ટિએ પડે તેને નમસ્કાર કરવો એવો તેનો સ્વભાવજ પડી જાય છે.[૨૪] કિંવા ફળથી ભરેલાં ઝાડનાં ડાળાંઓ જે પ્રમાણે આપોઆપ ભૂમિને અડે છે તે પ્રમાણે તેઓ પ્રાણીમાત્રને નીચા નમીને નમસ્કાર કરે છે.[૨૫] તેઓ નિરંતર ગર્વરહિત હોય છે અને નમ્રતા એજ તેમની સંપત્તિ હોય છે; અને તે જય જય મંત્રથી તેનાં સર્વ કર્મો મને અર્પણ કરે છે.[૨૬] નમ્ર થતાં થતાં તેને માનાપમાનનો વિચાર રહેતો નથી. એટલે તે મારૂં સ્વરૂપજ બની રહે છે; અને આ પ્રકારે તે મદ્રૂપ બન્યા છતાં પણ નિરંતર તે મારી ઉપાસના કરે છે.[૨૭] હે અર્જુન ! આ પ્રકારે આ શ્રેષ્ઠ ભક્તિ મેં તને કહી સંભળાવી. હવે જેઓ જ્ઞાનયજ્ઞદ્વારા મારી ભક્તિ કરે છે તે ભકતો કયા છે તે સાંભળ.[૨૮] પરંતુ, હે કિરીટી ! તેમની ભજન કરવાની શૈલી તને વિદિતજ છે. એ વિષે મેં પૂર્વે વર્ણન કર્યુંજ છે.[૨૯] ત્યારે અર્જુન બોલ્યો—હા, એ સૌ ઈશ્વરીપ્રસાદજ છે. પરંતુ અમૃત પ્રાશન કરનાર કદિ પણ 'બસ થયું' એમ કહેશે કે ?[૩૦] અર્જુનનાં આવાં વચનો સાંભળી તેની શ્રવણાસક્તિ જોઇ ભગવાન આનંદથી ડોલવા લાગ્યા.[૩૧] અને બોલ્યા—હે પાર્થ ! શાબાસ ! એકવાર કહી ગયેલી વાત પુનઃ કહેવી એ અપ્રાસંગિકજ છે, પરંતુ તારી સાંભળવાની ઉત્કંઠા જોઇ મને વારંવાર કહેવાની ફરજ પડે છે.[૩૨] આ સાંભળી અર્જુન બોલ્યો—આ શું કહો છો ? ચકોર શિવાય ચંદ્રિકાનો ઉપયોગ કરનાર જગતમાં અન્ય કોઇજ નથી કે ? જગત્‌ને શાંતિ આપવી એ પણ તેનો સ્વભાવજ છે.[૩૩] ચકોર પક્ષી માત્ર પોતાની ગરજને લઇને ચંદ્ર તરફ પોતાની ચાંચ ધરી રહે છે, તે પ્રમાણે અમે તો અમારી ગરજને લીધે આપને બિંનતી કરીએ છીએ, પરંતુ જગતનું કલ્યાણ કરવાને સમર્થ એવા તો આપજ કૃપાસિંધુ છો.[૩૪] મેઘ પોતાની મહત્તાથી જગતની અડચણોનું નિવારણ કરે છે, તેની મૂશળધાર વૃષ્ટિની આગળ ચાતકની તૃષા તે શી વિસાતમાં ?[૩૫] પરંતુ જે પ્રમાણે એક ખોબલી પાણી જોઈતું હોય તોયે ગંગાની પાસે જવું પડે છે, તે પ્રમાણે અમારી ઈચ્છા નાની હો કે મોટી હો તોપણ દેવે તો તે પરિપૂર્ણ કરવીજ જોઇએ.[૩૬] આ સાંભળી શ્રીકૃષ્ણદેવ બોલ્યા—હે અર્જુન ! હવે તારૂં કથન બંધ કર. મને કહેતાં જે સંતોષ થયો છે, તેની સ્તુતિનાં બણગાં ફુંકવાની કાંઈ આવશ્યકતા નથી;[૩૭] પરંતુ તેં આટલીવાર સુધી લક્ષ દઇ સાંભળ્યું તેવીજ રીતે લક્ષ દઇ પુનઃ મારૂં કથન સાંભળ. આવી રીતે શ્રીહરિએ અર્જુનને માન આપી બોલવાનો પ્રારંભ કર્યો.[૩૮]

**ज्ञानयज्ञेन चाप्यन्ये यजन्तो मामुपासते ।**
**एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥ १५ ॥**

**શ્લોકાર્થઃ**—બીજા કેટલાક જ્ઞાનયજ્ઞદ્વારા પૂજન કરનારા મહાત્માઓ એકરૂપે, ભિન્ન ભિન્ન રૂપે તથા અનેક પ્રકારે સર્વતોમુખ એવો જે હું તેની ઉપાસના કરે છે. (૧૫)

**ઓવી અર્થઃ**—બ્રહ્મનું અનેકત્વ ધારણ કરવું અર્થાત્ આદિ સંકલ્પ એજ યજ્ઞસ્તંભ છે; પંચ મહાભૂતો એ યજ્ઞમંડપ છે; જીવ અને ઈશ્વરનું ભિન્નત્વ એજ પશુ છે;[૩૯] પછી પંચમહાભૂતોના વિશિષ્ટ ગુણ અથવા પાંચ ઇંદ્રિયો અને પાંચ પ્રાણ એજ યજ્ઞનું સાહિત્ય છે; તથા બ્રહ્મવિષે જે અજ્ઞાન તેજ ઘૃત છે;[૪૦] હે બલાઢ્ય અર્જુન ! આ યજ્ઞમાં મન તથા બુદ્ધિ એ

બે કુંડો છે અને આ બે કુંડોમાં જ્ઞાનરૂપી અગ્નિ પ્રદીપ્ત કરવામાં આવે છે. સુખ અને દુઃખમાં જે સમતા રાખવામાં આવે છે તેજ વેદિકા અર્થાત્ યજ્ઞકુંડની ચારે બાજુએ આવેલો દર્ભનો પરિઘ છે.[41] આત્માનાત્મવિચાર કરવા વિષે જે બુદ્ધિની કુશળતા તેજ યજ્ઞનો મંત્ર છે; શાંતિ એજ સ્રુક્ અને સ્રુવા નામનાં હવનપાત્રો છે અને જીવ એજ યજ્ઞ કરનાર વ્યક્તિ છે.[42] તે યજ્ઞ કરનાર જીવ અનુભવરૂપી પાત્રદ્વારા બ્રહ્મના વિચારરૂપી મહામંત્રદ્વારા, જ્ઞાનરૂપી અગ્નિહોત્ર કર્મદ્વારા જીવ અને ઈશ્વરનાં ભિન્નત્વની આહુતિ આપી તે ભેદ નષ્ટ કરે છે.[43] તે વખતે અજ્ઞાન નષ્ટ થઈ યજ્ઞ કરનાર અને યજ્ઞક્રિયા પણ તેજ સ્થળે રહી જાય છે, પછી આત્મબ્રહ્મૈકયરસમાં જીવરૂપી યજમાનનું જ્યારે અવભૃથ સ્નાન થાય છે,[44] ત્યારે પંચમહાભૂતો, શબ્દ, સ્પર્શ ઇત્યાદિ વિષય તથા ઇંદ્રિયો પ્રથક્ પ્રથક્ છે એમ કહેવાતું નથી અને બ્રહ્મની સાથે તાદાત્મ્ય થવાથી સર્વે એક છે એમ તે જાણે છે.[45] હે અર્જુન! જે પ્રમાણે નિદ્રામાંથી જાગૃત થયેલો મનુષ્ય કહે છે કે–સ્વપ્નમાં જોયેલી ચિત્રવિચિત્ર સેના હુંજ થયો હતો ને?[46] મેં જે સેના જોઈ હતી તે સેના નહોતી, પરંતુ હુંજ સેનાસ્વરૂપ થયો હતો. હે અર્જુન! તે પ્રમાણે તે પુરૂષને આ વિશ્વ એકરૂપ લાગે છે.[47] પછી તે જીવ તરીકે વ્યવહાર કરતો નથી અને તે બ્રહ્મદેવથી લઈને તૃણપર્યંત આત્માજ ભરેલો છે એમ માને છે. આ પ્રકારે જ્ઞાનયજ્ઞદ્વારા ઐક્ય પામી કેટલાકો મને ભજે છે.[48] કેટલાકો અનાદિ વિશ્વમાં એક એકથી ભિન્ન અને નામરૂપથી પણ નિરનિરાળા છે.[49] આ પ્રમાણે તેઓ વિશ્વમાં ભિન્ન હોય છે, તોપણ તેમના જ્ઞાનમાં ભેદ હોતો નથી. જે પ્રમાણે અવયવમાં ભેદ હોય છે તથાપિ દેહમાં ભેદ હોતો નથી,[50] કિંવા શાખાઓ નાની મોટી હોય છે તોપણ એકજ વૃક્ષની હોય છે, અથવા પુષ્કળ કિરણો દ્રષ્ટિએ પડે છે તોપણ તે એકજ સૂર્યનાં હોય છે,[51] તે પ્રમાણે અનેક વ્યક્તિઓ, અનેક નામો તથા અનેક પ્રકારના સ્વભાવો વિશ્વમાં વિદ્યમાન હોય છે તોપણ ભિન્ન ભિન્ન ભૂતોમાં રહેલો અભિન્ન એવો જે હું તેને તેઓ ઓળખે છે.[52] હે પાંડવ! આવી રીતે સર્વ ભૂતો જુદાં છે એમ જાણી જે ઉત્તમ જ્ઞાનયજ્ઞ કરે છે તેઓ જાણતા હોવાથી તેમના જ્ઞાનમાં ભિન્નભાવ પ્રવેશી શકતો નથી;[53] કિંવા જ્યારે અને જે સ્થળે તે જે જે વસ્તુ જુએ છે, તે તે વસ્તુમાં મારા શિવાય અન્ય કાંઇજ નથી એવો તેના મનનો નિશ્ચય હોય છે;[54] પાણીમાંનો પરપોટો જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં તે પાણીરૂપજ છે, પછી તે નષ્ટ થાય અથવા રહે તોપણ તે પાણીરૂપજ હોય છે;[55] કિંવા પવનથી મૃત્તિકાના રજકણ ઉંચે ઉડી જાય, તોપણ તેઓ કાંઈ પૃથ્વીથી ભિન્ન થતા નથી અને પુનઃ જ્યારે તે નીચે પડે ત્યારે પણ તે પૃથ્વીરૂપજ બની જાય છે;[56] તેજ પ્રમાણે ગમે ત્યાં ગમે તે ભાવનાથી ગમે તે થાઓ કિંવા ન થાઓ, પરંતુ તે સર્વ હુંજ છું એવી તેના મનની વૃત્તિ થઈ ગઈ છે;[57] હે અર્જુન! મારા સ્વરૂપની જેટલી વ્યાપકતા છે તેટલોજ તેનો બોધ છે; માટે જગત અનેક સ્વરૂપોથી ભરેલું દેખાશે, ત્યારે પણ તે અનેક સ્વરૂપે હુંજ છું એમ સમજી તે પ્રમાણેજ પોતાનો વ્યવહાર રાખે છે.[58] જે પ્રમાણે સૂર્યબિંબ સર્વને પોતાની સન્મુખ એક સરખાંજ દેખાય છે, તે પ્રમાણે તે જ્ઞાનથી વ્યાપક હોવાને લીધે સર્વની સન્મુખ એક સરખોજ હોય છે.[59] હે અર્જુન! તેના જ્ઞાનને અંતર્બાહ્ય એવો ભેદ હોતો નથી. જે પ્રમાણે આકાશમાં સર્વત્ર વાયુ ભરેલો છે,[60] તે પ્રમાણે હું જેટલો સંપૂર્ણ છું તેટલોજ તેનો અસ્તિત્વ ભાવ છે, અર્થાત્ બન્નેનું માપ સરખું છે. આવો બોધ જેને પ્રાપ્ત થયો હોય છે, તે ભજનકર્મ ન કરે તોપણ તેનું ભજન સહજ ચાલુજ હોય છે.[61] બાકી હું તો સર્વત્ર ભરેલો છું; ત્યારે મારી ઉપાસનાથી વંચિત કોણ હોય? સર્વેની સર્વ સ્થળે સહજજ ઉપાસના ચાલુ છે, એમ છતાં પણ જેને હું અપ્રાપ્ત છું; તેની ઉપાસના મારૂં યથાર્થ જ્ઞાન ન હોવાને લીધે અટકી પડી છે.[62]

પરંતુ એ વાત હવે રહેવા દઇશું. આ યોગ્ય જ્ઞાનયજ્ઞથી જે મારી ઉપાસના કરે છે તે ભક્તો મેં તને કહી બતાવ્યા.[૬૩] સદા સર્વકાળે જે જે કર્મો થાય છે તે તે દ્વારા મારી પ્રાપ્તિ સહજ થઈ શકે છે; પરંતુ મૂર્ખાઓને મારૂં યથાર્થ જ્ઞાન ન હોવાને લીધે હું તેમને પ્રાપ્ત થતો નથી.[૬૪]

**अहं क्रतुरहं यज्ञः स्वधाहमहमौषधम् ।**
**मंत्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥ १६ ॥**

**શ્લોકાર્થઃ—અગ્નિહોત્રાદિ શ્રૌત યજ્ઞ, વૈશ્વ દેવાદિક સ્માર્ત યજ્ઞ, પિતૃને અર્પણ કરેલું સ્વધાનામક અન્ન, મનુષ્ય અન્ન, મંત્ર, હોમ દ્રવ્ય, અગ્નિ અને હવનકર્મ હુંજ છું. (૧૬)**

**ઓવી અર્થઃ**—તેજ જ્ઞાનનો ઉદય થતાં મુખ્ય વેદ હુંજ બનું છું; તેમાં જે વિધિ અનુષ્ઠાન બતાવવામાં આવ્યાં છે તે પણ હુંજ છું.[૬૫] તત્પશ્ચાત્ હે પાંડવ! તે કર્મમાંથી પ્રકટ થનારો જે યથાવિધિ યજ્ઞ તે પણ હુંજ છું.[૬૬] દેવને હવ્ય અર્પણ કરવાનો મંત્ર હું છું, પિતૃને કવ્ય આપવાનો મંત્ર હું છું, સોમવલ્લી વગેરે નાના પ્રકારની ઔષધિ હું છું, ઘૃત હું છું, સમિધા હું છું, મંત્ર હું, હોમ દ્રવ્ય હું,[૬૭] ઋત્વિજ હું, જેમાં હવન કરવાનો હોય છે તે અગ્નિ પણ મારૂં સ્વરૂપ, અને અગ્નિમાં હવન કરવાની જે જે વસ્તુઓ હોય છે તે પણ હુંજ છું.[૬૮]

**पिताऽहमस्य जगतो माता धाता पितामहः ।**
**वेद्यं पवित्रमोंकार ऋक् साम यजुरेव च ॥ १७ ॥**

**શ્લોકાર્થઃ—આ જગતનો પિતા, માતા, પ્રાણીઓને કર્મફળ આપનાર, (પિતામહ એટલે) બ્રહ્મદેવનો પિતા, જાણવા યોગ્ય વસ્તુ, જગતને પાવન કરનારી વસ્તુ, પ્રણવ અને ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદ પણ હુંજ છું (૧૭)**

**ઓવી અર્થઃ**—જેના અંગ સંગથી અષ્ટાંગ પ્રકૃતિ જગત્‌નો પ્રસવ કરે છે, તે જગત્-પિતા હું છું;[૬૯] અર્ધનારીનટેશ્વર સ્વરૂપમાં જે પ્રમાણે પુરૂષ તેજ સ્ત્રી અને સ્ત્રી તેજ પુરૂષ હોય છે, તે પ્રમાણે સ્થાવર જંગમની માતા પણ હુંજ છું;[૭૦] અને ઉત્પન્ન થયેલું જગત્ જે સ્થળે રહે છે, તથા જેના યોગથી પ્રાણી માત્રનું રક્ષણ થાય છે, તે નિઃસંશય મારા સિવાય અન્ય કોઇ નથી.[૭૧] પ્રકૃતિ અને પુરૂષ એ ઉભય જેનાં અંતઃકરણોપાધિ રહિત સ્વરૂપમાં અર્થાત્ નિર્ગુણ સ્વરૂપમાં ઉત્પન્ન થાય છે તે (વિશ્વનો માતામહ) ત્રિભુવનમાં હુંજ છું.[૭૨] હે અર્જુન! સર્વ જ્ઞાનમાર્ગો જે ગામમાં આવી મળે છે અને ચારે વેદનાં ચૌટાંપર જેને વેદ્ય કહેવામાં આવે છે;[૭૩] જે સ્થળે પુષ્કળ પ્રકારના મતો ઐક્યતાને પ્રાપ્ત થયા છે; જ્યાં શાસ્ત્રોને એક બીજાંની સાથે ઓળખાણ થઈ છે અને જ્યાં ભૂલેલાં જ્ઞાન એકત્ર થયાં છે, એવાં સ્થાનને પવિત્ર કહેવામાં આવે છે.[૭૪] બ્રહ્મબીજના અંકુર અને પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી એ ચતુર્વિધ વાચાના આકારનું મંદિર જે ૐકાર તેજ હુંજ છું;[૭૫] તે ૐકારના ગર્ભમાંથી અ, ઉ અને મ એ અક્ષરો ઉત્પન્ન થાય છે અને તે ઉત્પત્તિ પછી ત્રણ વેદનો ઉદ્‌ભવ થયો છે,[૭૬] માટે ઋક્, યજુષ્ તથા સામ એ ત્રણે વેદ પણ હુંજ છું. એ પ્રમાણે વેદની વંશપરંપરાયણ હુંજ છું; એમ શ્રી કૃષ્ણ બોલ્યા.[૭૭]

**गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् ।**
**प्रभवः प्रलयः स्थानं निधानं बीजमव्ययम् ॥ १७ ॥**

**શ્લોકાર્થઃ—કર્મફળ, જગતનું પોષણ કરનાર, સ્વામી, સાક્ષી, વસતિસ્થાન, શરણાગતનો રક્ષક, નિરપેક્ષ મિત્ર, જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ, લય, નિધિ અને અવિનાશી બીજ હુંજ છું. (૧૮)**

**ઓવી અર્થઃ**—આ સર્વ સ્થાવર જંગમ વિશ્વ જે પ્રકૃતિના ગર્ભમાં ભરેલું છે; તે પ્રકૃતિ શ્રમ પામવાથી જે સ્થળે વિશ્રાંતિ લે છે, તે ઉત્તમ સ્થાન હું છું;[૭૮] અને જેને લીધે એ પ્રકૃતિ બચે છે, જેના આશ્રયથી વિશ્વ પ્રસવે છે અને જે પ્રકૃતિને સ્વાધીન થઇ સત્ત્વ, રજ, તમ, આ ગુણોનો ઉપભોગ લે છે,[૭૯] તે વિશ્વલક્ષ્મીનો પતિ હું છું; અને હે અર્જુન! સર્વ ત્રૈલોકયનો સ્વામી પણ હુંજ છું.[૮૦] આકાશે સર્વ સ્થળે રહેવું, વાયુએ ક્ષણભર પણ સ્વસ્થ ન રહેવું, અગ્નિએ બળવું, મેઘે વૃષ્ટિ કરવી,[૮૧] પર્વતે પોતાની જગ્યા છોડવી નહિ, સમુદ્રે પોતાની મર્યાદા ઓળંગવી નહિ, પૃથ્વીએ સર્વ ભૂતોનો ભાર વહન કરવો, એ આજ્ઞા મારી છે.[૮૨] મારા બોલાવ્યાથી વેદ બોલે છે, મારા ચલાવ્યાથી સૂર્ય ચાલે છે, સર્વ જગત્‌નો ચાલક જે પ્રાણ તે પણ મારા હલાવ્યાથી હાલે છે;[૮૩] અને મારીજ આજ્ઞાથી ભૂતોને કાળ સ્વાહા કરી જાય છે. હે અર્જુન! આ પ્રમાણે આ સર્વે જેની આજ્ઞા શિરસાવંદ્ય ગણી પોતપોતાનાં કર્મો કરે છે,[૮૪] એવો સમર્થ જગત્‌નો નાથ હુંજ છું; અને આકાશની પેઠે સર્વ સ્થળે રહી સાક્ષીભૂત રહેનારો પણ હુંજ છું.[૮૫] હે પાંડવ! આ પ્રમાણે નામરૂપમાં જે સર્વત્ર ભરેલો છે અને જે પોતેજ નામરૂપનો આધાર છે, તે હુંજ છું.[૮૬] જે પ્રમાણે તરંગો પાણીમાં ઉત્પન્ન થાય છે અને તરંગોમાં પાણી હોય છે તે પ્રમાણે મારામાં જગત્ અને જગત્‌માં હું છું. આ રીતે જગતનું વસતિ–સ્થાન હું છું.[૮૭] જે એક નિષ્ઠાથી મારે શરણે આવે છે તેને હું જન્મ મરણથી મુક્ત કરૂં છું. માટે શરણાગતનું રક્ષણ કરનાર એકલો હુંજ છું.[૮૮] પ્રકૃતિના પ્રથક્ ગુણોને લીધે હું એક હોવા છતાં અનેકપણાંથી જગતનાં પ્રાણી માત્રમાં પ્રાણરૂપે (જીવંત) છું.[૮૯] જે પ્રમાણે આ સમુદ્ર છે અને આ ખાબોચીઊં છે, એમ ન કહેતાં સમુદ્ર સર્વમાં પ્રતિબિંબિત થાય છે; તે પ્રમાણે બ્રહ્મદેવથી લઇને ક્ષુદ્ર કીડી પર્યંત પ્રાણી માત્રને જે પ્રિય છે તે હુંજ છું.[૯૦] હે પાંડવ! આ ત્રિભુવનનું જીવન હુંજ છું અને ઉત્પત્તિ, સ્થિતિ તથા લય, એ ત્રણે સ્થિતિનું કારણ પણ હુંજ છું.[૯૧] બીજમાંથી વૃક્ષ અને શાખા ઉત્પન્ન થાય છે અને પાછળથી તે સમસ્ત વૃક્ષનો બીજમાં સમાવેશ થાય છે, તે પ્રમાણે આદિ સંકલ્પમાંથી સર્વ જગત્‌ની ઉત્પત્તિ થાય છે અને પુનઃ તે જગત્ આદિ સંકલ્પમાં લય પામે છે.[૯૨] આવું અવ્યક્ત વાસનારૂપી જગત્-બીજ જે સંકલ્પ તેનો કલ્પને અંતે જ્યાં લય થાય છે તે સ્થાન હુંજ છું.[૩] જ્યારે નિરાકાર સ્વરૂપ પ્રકટ થાય છે, ત્યારે આ સર્વ નાનાં રૂપો લય પામે છે; વર્ણ, વ્યક્તિ નષ્ટ થાય છે અને જાતિના ભેદ રહેતા નથી;[૯૪] ત્યારે પુનઃ જગત્‌ને નિર્માણ કરવા માટે સંસ્કારરૂપી વાસના-શક્તિ ધારણ કરી જે ઠેકાણે દેવ રહે છે તે ઠેકાણું પણ હુંજ છું.[૯૫]

**तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च।**
**अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥ १९ ॥**

**શ્લોકાર્થઃ—હે પાર્થ! સૂર્ય રૂપે તાપ હુંજ પાડું છું; પર્જન્યને અટકાવનાર અને છોડનાર હુંજ છું; અમૃત હુંજ છું; મૃત્યુ હુંજ છું; અને સત્ અર્થાત્ વિદ્યમાન-રહેનારી વસ્તુ (કાર્ય) તથા અસત્ એટલે તેનું કારણ હુંજ છું. (૧૯).**

**ઓવી અર્થઃ**—હું સૂર્ય રૂપે જે વખતે તપ્ત થાઉં છું, તે વખતે જગત્ શુષ્ક બની જાય છે; અને પુનઃ ઇંદ્રરૂપે વૃષ્ટિ કરૂં છું ત્યારે તે પુનઃ સમૃદ્ધ થાય છે.[૯૬] જે પ્રમાણે અગ્નિ કાષ્ઠનું ભક્ષણ કરે છે ત્યારે તે કાષ્ઠજ અગ્નિરૂપ બની જાય છે, તે પ્રમાણે મરનાર અને મારનાર સ્વરૂપ મારાંજ છે.[૯૭] આ માટે મૃત્યુને ભાગે જે જે રૂપો આવ્યાં છે તે તે મારાંજ રૂપો છે અને ન મરનારાં રૂપ તો સ્વભાવતઃ જ મારાં છે.[૯૮] હવે વધારે શું કહું? સર્વ તને એકદમજ કહી દઉં છું, કે સત્ તથા અસત્ અર્થાત્ ખરાં તથા ખોટાં એવાં બન્ને રૂપો મારાં છે એમ તું

જાણ.[૯૯] માટે હે અર્જુન ! જ્યાં હું નહિ હોઉં એવું કોઇ પણ ઠેકાણું છે કે ? પરંતુ પ્રાણી માત્રનું દૈવ કાંઇક ચમત્કારિક છે, કે જેથી તે મને જોતાં નથી.[૩૦૦] જે પ્રમાણે તરંગો પાણી વિના સુકાઈ જાય કિંવા સૂર્યકિરણ દીપકના પ્રકાશ વિના અદૃશ્ય થઇ જાય, તે પ્રમાણે સર્વ હુંજ હોવા છતાં તે મને ઓળખતાં નથી એ કેવું મહાન આશ્ચર્ય છે તે તો જુઓ ![૧] આ સકળ વિશ્વમાં અંતર્બાહ્ય હુંજ ભરેલો છું અને આ જગત્ મદ્રૂપજ છે; પરંતુ જીવોનાં કર્મો તેની આડે કેવાં આવે છે ? જુઓ તો ખરા તે મનેજ 'નથી' એમ કહે છે.[૨] પરંતુ અમૃતના કૂપમાં પડયા પછી કોઇ મનુષ્ય બહાર નીકળવાનો પ્રયત્ન કરે તો તેને કેવો અભાગી કહેવો ?[૩] હે કિરીટી ! અન્નને માટે દોડતા અંધ મનુષ્યને ચિંતામણિ મળતાં તે દ્રષ્ટિ ન હોવાને લીધે જે પ્રમાણે તેને પગથી ખસેડી નાંખે છે;[૪] તે પ્રમાણે યથાર્થ જ્ઞાન ન હોય તો ઉપર્યુક્ત અંધ મનુષ્યના જેવી સ્થિતિ થાય છે. માટે જ્ઞાન વિના જે જે કર્મો કરવામાં આવે તે તે સર્વ ન કર્યા સમાન છે.[૫] અંધ મનુષ્યને ગરૂડની પાંખ મળે તો પણ તે તેનો શો ઉપયોગ કરી શકવાનો હતો ? તેજ પ્રમાણે યથાર્થજ્ઞાન શિવાય જે જે સત્કર્મો કરવામાં આવે તેનો પરિશ્રમ વ્યર્થ જાય છે.[૬]

**त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयन्ते ।**
**ते पुण्यमासाद्य सुरेन्द्रलोकमश्नन्ति दिव्यान्दिवि देवभोगान् ॥ २० ॥**

**શ્લોકાર્થઃ—ત્રણ વેદને જાણનારા, સોમપાન કરનારા અને તેના યોગથી નિષ્પાપ થયેલા યાજ્ઞિકો યજ્ઞદ્વારા મારૂં પૂજન કરી સ્વર્ગ પ્રાપ્તિને માટે મારી પ્રાર્થના કરે છે; અને તે દીક્ષિત પુણ્ય ફળરૂપી સ્વર્ગમાં જઇ ત્યાં દેવના દિવ્ય ભોગો ભોગવે છે. ( ૨૦ )**

**ઓવી અર્થઃ**—અરે અર્જુન ! વર્ણવિહિત ધર્મોનું આચરણ કરી, જે પોતેજ વિધિમાર્ગની કસોટી બને છે; (વેદમાં જણાવ્યા પ્રમાણે યથાવિધિ આચરણ કરે છે.)[૭] તે યજ્ઞ કરવા માંડે છે એટલે ત્રણે વેદ સંતોષ પામી ડોલવા લાગે છે અને તેની સમક્ષ ક્રિયા પણ ફળપ્રાપ્ત સહિત આવીને ઉભી રહે છે.[૮] આ પ્રમાણે યજ્ઞમાંનું સોમપાન કરનારા યજ્ઞકર્ત્તાઓ (દીક્ષિત) જેઓ પોતેજ યજ્ઞસ્વરૂપ બને છે તેઓ નામ માત્ર પુણ્ય પરંતુ વાસ્તવમાં પાપ સમુદાયજ એકઠો કરે છે.[૯] તે કેવી રીતે પાપ કરે છે ? તેનો ઉત્તર એ છે કે ઋક્, યજુસ્ અને સામ એ ત્રણે વેદને જાણી સેંકડો યજ્ઞથી મારૂં યજન કરે છે; પરંતુ મારી પ્રાપ્તિની ઇચ્છાનો ત્યાગ કરી તેઓ ક્ષુદ્ર સ્વર્ગપ્રાપ્તિની ઇચ્છા કરે છે.[૧૦] હે અર્જુન ! જે પ્રમાણે એકાદ હતભાગી મનુષ્ય કલ્પતરૂની નીચે બેસી ઝોળી સજ્જ કરી ભિક્ષા માગવાને નીકળે છે,[૧૧] તે પ્રમાણે તેઓ સેંકડો યજ્ઞોદ્વારા મારૂં યજન કરી સ્વર્ગ સુખની ઇચ્છા કરે છે. માટે એ પુણ્ય નથી પરંતુ ખરેખરૂં પાપજ છે.[૧૨] માટે મારી પ્રાપ્તિની ઇચ્છા છોડી જેઓ સ્વર્ગસુખની પ્રાપ્તિની ઇચ્છા કરે છે, તેને અજ્ઞાની લોકો પુણ્યવાન કહે છે. પરંતુ જેઓ જ્ઞાની હોય છે. તેઓ તેમને જન્મ મરણના ફેરામાં પડનારા અને હીન દશાને પ્રાપ્ત થયેલા માને છે.[૧૩] સહેજ વિચાર કરતાં નરકનાં દુઃખોની તુલનામાં સ્વર્ગપ્રાપ્તિને સુખ કહી શકાશે; પરંતુ આ ઉભયથી વ્યતિરિક્ત અખંડ આનંદદાયક અને નિર્દોષ એવું જે સુખ તે મારૂં સ્વરૂપજ છે.[૧૪] હે મહાવીર અર્જુન ! સ્વર્ગ અને નરક એ બન્ને આડમાર્ગ છે અને તે ચોરોની વાટ છે.[૧૫] સ્વર્ગપ્રાપ્તિ પુણ્યાત્મક પાપથી થાય છે અને નરકપ્રાપ્તિ પાપાત્મક પાપથી થાય છે; પરંતુ જેના યોગથી મારી પ્રાપ્તિ થાય છે તેને તું શુદ્ધ પુણ્ય સમજ.[૧૬] હે પાંડુસુત ! મારોજ અંશ હોઇ હું જે કર્મથી દૂર જાઉં છું તેને પુણ્ય કહેતાં જીભ કપાઇ નહિ જશે કે ?[૧૭] પરંતુ હવે એ વાત રહેવા દઇશું. આ પ્રમાણે તે દીક્ષિત મારૂં યજન કરી સ્વર્ગભોગની ઇચ્છા કરે છે.[૧૮] પછી જે પુણ્યથી હું પ્રાપ્ત થઇ શકતો નથી

એવાં પાપાત્મક પુણ્ય કરીને તેઓ હોંસે હોંસે સ્વર્ગમાં જાય છે.[૧૯] જ્યાં અમરત્વ એજ સિંહાસન છે, જ્યાં ઐરાવત સરખાં વાહન છે, જ્યાં અમરાવતી એ પાટનગર છે,[૨૦] જ્યાં અષ્ટ મહાસિદ્ધિના ભંડારો ભરેલા છે, જ્યાં અમૃતના કોઠારો પરિપૂર્ણ છે, અને જ્યાં કામધેનુનાં તો ટોળાંનાં ટોળાં છે.[૨૧] જ્યાં દેવોના ચાકરોને ચાલવાને માટે ચિંતામણિ ખચિત માર્ગો છે અને વિલાસને માટે કલ્પતરૂનાં નાનાં નાનાં ઉપવનો બનાવેલાં છે.[૨૨] જ્યાં ગંધર્વો ગાયન કરે છે અને રંભા જેવી અપ્સરાઓ નૃત્ય કરે છે, જ્યાં વિલાસિની સ્ત્રીઓમાં ઉર્વશી મુખ્ય છે;[૨૩] જ્યાં મદન શયનગૃહમાં નોકરી કરે છે, જ્યાં ચંદ્ર સંમાર્જન કાર્ય કરે છે, જ્યાં વાયુ સરખા બોલાવતાંને વાર હાજર થાય એવા દાસો છે.[૨૪] જ્યાં ઇંદ્રને આશીર્વાદ આપવાને માટે બૃહસ્પતિ જેવા મુખ્ય બ્રાહ્મણ છે અને જ્યાં સ્તુતિપાઠક હજારો દેવ છે.[૨૫] જેની ચારેગમ લોકપાળ સરખા રાજા ચાલે છે, જેની પાસે વિજયવંત પદ્વીધર સરદારો છે અને જ્યાં ઉચ્ચૈઃશ્રવા નામક ખાસ અશ્વરત્ન છે.[૨૬] અસ્તુ! આ પ્રમાણે જ્યાં સુધી પુણ્યનો અવશિષ્ટ રહે છે, ત્યાં સુધી તે ઇંદ્રનાં સુખ જેવા અનેક ભોગો ભોગવે છે.[૨૭]

**ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ।**
**एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभन्ते ॥ २१ ॥**

**શ્લોકાર્થઃ**—તે તે વિસ્તીર્ણ સ્વર્ગ લોકનો ઉપભોગ લઈ પુણ્ય સમાપ્ત થતાં મૃત્યુ લોકમા આવે છે; અને આ પ્રમાણે ત્રણ વેદમાં નિર્દિષ્ટ કરેલા કેવળ વૈદિક કર્મ કરનારા કામુક લોકો જન્મ મૃત્યુનાં આવાગમનમાં પડે છે. ( ૨૧ )

**ઓવી અથઃ**—પછી તેમનાં પુણ્યની પૂંજી સમાપ્ત થતાં વારજ ઇંદ્રિપણાનાં ઐશ્વર્યપરથી ઉતરી પુનઃ તેઓ મૃત્યુલોકમાં પાછા આવે છે.[૨૮] જે પ્રમાણે એકાદ માણસ વેશ્યાના પ્રેમમાં લુબ્ધ થઇ તેને માટે પોતાનાં સમસ્ત દ્રવ્યની ધૂળધાણી કરી નાખે તોપણ પાછળથી તે તેનાં દ્વાર આગળ એક આંગળી પણ ઉંચી કરીને બતાવી શકતો નથી, તે પ્રમાણે સ્વર્ગસુખ માટે યજ્ઞ કરનારની સ્થિતિ અતિ લજ્જાસ્પદ છે, તે તને શું વિસ્તારીને કહું ?[૨૯] આ પ્રમાણે જે વખતે મારો જપ કરવો જોઇએ તે વખતે મારી વિસ્મૃતિ કરીને જેઓ પુણ્યમાર્ગના આચરણથી સ્વર્ગપ્રાપ્તિ કરી લે છે, તેઓ અમરત્વના લાભને ગુમાવે છે અને મૃત્યુ લોકમાં પાછા આવે છે.[૩૦] પછી માતાના ઉદરરૂપી ગુહામાં વિષ્ટાના થરમાં નવ મહિના સુધી ઉકળી પકવદશામાં આવે છે અને જન્મ પામી મરણ પામે છે.[૩૧] અરે ! જે પ્રમાણે સ્વપ્નમાં મળેલો ભંડાર જાગૃતાવસ્થામાં આવતાં નષ્ટ થાય છે, તે પ્રમાણેજ યજ્ઞ કર્ત્તાઓનું સુખ થોડી અવધિમાં નષ્ટ થાય છે એમ તું સમજ.[૩૨] હે અર્જુન ! જે પ્રમાણે ધાન્ય કાઢી લીધા પછી ફોતરાંને ઉપણીને વ્યર્થ ગણી ફેંકી દેવામાં આવે છે, તે પ્રમાણે મનુષ્ય ભલેને વેદાર્થજ્ઞાની થાય તોપણ મને જાણ્યા વિના તેનો જન્મ વ્યર્થ થાય છે.[૩૩] માટે આ ત્રણે વેદોક્ત ધર્મો કેવળ મારા વિના નિરર્થક છે. માટે હવે મનેજ ઓળખ; અન્ય કોઈ પણ વસ્તુને મનમાં આણીશ નહિ; એટલે તું સુખી થશે.[૩૪]

**अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।**
**तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ २२ ॥**

**શ્લોકાર્થઃ**—જે લોકો એકનિષ્ઠ બની મારું ચિંતન કરી મારી ઉપાસના કરે છે; એવા સર્વદા મારી સાથે યુક્ત થયેલા નિષ્કામ ભક્તોનો યોગક્ષેમ હું ચલાવું છું. ( ૨૨ )

**ઓવી અર્થ:**—જેણે પોતાનું ચિત્ત સર્વ ભાવોવડે મનેજ વેચી નાખ્યું છે; જે પ્રમાણે ગર્ભમાંનો ઓળો કોઇ પણ ઉદ્યોગ કરવાની વાત જાણતો નથી,[35] તે પ્રમાણે જેને મારા શિવાય અન્ય કાંઈ ઠીક લાગતું નથી અને જેણે મારે માટેજ પોતાનો જીવ રાખી મૂકયો છે;[36] આ પ્રમાણે એકનિષ્ઠ અંતઃકરણથી જે મારૂં ચિંતન કરીને મારી સેવા કરે છે, તેની સેવા હું પોતે કરૂં છું.[37] તે ઐકય પામી જે વેળા મારૂં ભજન કરવા લાગે છે તે વેળા તેની ચિંતા મને પડે છે.[38] પછી તે જે જે કરવાનું મનમાં આણે છે તે સર્વ મારે કરવું પડે છે. જે પ્રમાણે જેને પાંખ ન ફુટી હોય એવા બાળ પક્ષીઓના જીવનને માટે પક્ષિણી અત્યંત પરિશ્રમ કરે છે, [39] કિંવા માતા પોતાની ભૂખ તરસને વિસારીને પોતાનાં દૂધમલ બાળકને માટે સુખકારક ઉપાયો યોજે છે, તેજ પ્રમાણે જેણે પોતાનો સર્વ બોજો મારાપરજ નાંખ્યો છે, તેનાં સર્વ ઇચ્છિત કાર્યો હુંજ કરૂં છું.[40] તેને મારી સાથે તાદાત્મ્ય સાધ્ય કરવાની ઇચ્છા થાય તો તેની તે ઇચ્છા હું પુરી પાડું છું; કિંવા તેના મનમાં મારી સેવા કરવાની ઇચ્છા થાય, તો હું તેના અને મારા વચ્ચે પ્રેમભાવ ઉત્પન્ન કરૂં છું.[41] આ પ્રમાણે તે પોતાના મનમાં જે જે ઇચ્છા ઉત્પન્ન કરે છે, તે તે વારંવાર મારે પરિતૃપ્ત કરવી પડે છે અને તેને જે આપવામાં આવે છે તેનું સંરક્ષણ પણ હુંજ કરૂં છું.[42] હે પાંડવ! જેનો સર્વ બોજો મારાપરજ હોય છે તેનો યોગક્ષેમ ચલાવવાનું કાર્ય મારાપરજ આવી પડે છે.[43]

**येऽप्यन्यदेवताभक्ता यजन्ते श्रद्धयान्विताः ।**
**तेऽपि मामेव कौंतेय यजन्त्यविधिपूर्वकम् ॥ २३ ॥**

**શ્લોકાર્થ:—અને અન્ય દેવતાની ભક્તિ કરનારા જે લોકો, શ્રદ્ધાયુક્ત થઈ તે દેવતાનું યજન કરે છે તે સુદ્ધાં હે અર્જુન! મારૂંજ યજન કરે છે; પરંતુ તેમનું આચરણ અવિધિપૂર્વક (અજ્ઞાનપૂર્વક) હોય છે. (૨૩).**

**ઓવી અર્થ:**—હવે હું સર્વવ્યાપક છું એમ ન જાણી પ્રત્યેક સાંપ્રદાયિક લોક અગ્નિ, ઇંદ્ર, સૂર્ય, ચંદ્ર એમને ઇશ્વર ગણી ભજે છે;[44] તેમનું પૂજન તે વસ્તુતઃ મારૂંજ પૂજન છે, કારણકે આ સર્વ વિશ્વમાં હુંજ વ્યાપ્ત છું; પરંતુ તેમનું આ પ્રકારનું પૂજન વિધિપૂર્વક હોતું નથી. પરંતુ ભૂલભરેલું હોય છે.[45] વૃક્ષોની શાખા, પત્રો આદિ એકજ બીજમાંથી ઉત્પન્ન થયેલાં નથી કે? પરંતુ પાણી તો મૂળમાંજ સિંચવું પડે છે.[46] કિંવા દશ ઇંદ્રિયો એકજ દેહની હોય છે અને તેમણે સેવન કરેલા વિષયો એકજ સ્થળે તૃપ્તિ કરે છે,[47] તોપણ ઉત્તમ સ્વયંપાક કરી કાનમાં મૂકવામાં આવે છે કે? અને પુષ્પો આણી આંખપર બાંધવામાં આવે છે કે?[48] અન્ન તો મુખથીજ પ્રાશન કરવું જોઇએ અને સુવાસ તો નાકથીજ લેવો જોઇએ; તેજ પ્રમાણે મારી પૂજા પણ મારી ભાવનાથીજ કરવી જોઇએ.[49] બાકી મને ન ઓળખતાં જે ભજન કરવામાં આવે છે તે વ્યર્થ જાય છે. માટે કર્માચરણને માટે જ્ઞાન એ દૃષ્ટિ છે અને તે જ્ઞાન નિર્દોષ હોવું જોઇએ.[50]

**अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।**
**न तु मामभिजानन्ति तत्त्वेनातश्च्यवन्ति ते ॥ २४ ॥**

**શ્લોકાર્થ:—કારણકે, હું સર્વ યજ્ઞોનો ભોક્તા અને સ્વામી છું; પરંતુ આ અન્ય દેવતાના ભક્તો મને તત્ત્વતઃ જાણતા નથી માટે તેઓ મુખ્ય યજ્ઞફળને ચુકી જાય છે. (મારી પ્રાપ્તિ તેમને થતી નથી.) (૨૪)**

**ઓવી અર્થ:**—હે અર્જુન! આ સર્વ યજ્ઞોપચારનો ભોક્તા મારા શિવાય અન્ય કોણ છે?[51] હું સર્વ યજ્ઞોનો આદિ છું, અને યજનનું છેવટ પણ હુંજ છું; પરંતુ જેઓ દુર્બુદ્ધિ

હોય છે તેઓ મને છોડીને ઇંદ્રાદિ દેવોને ભજે છે.[૫૨] જે પ્રમાણે ગંગાનું પાણી દેવ અને પિતૃને નામે ગંગામાંજ અર્પણ થાય છે, તે પ્રમાણે તેઓ મારી વસ્તુ મનેજ અર્પણ કરે છે; પરંતુ જુદા ભાવથી ![૫૩] માટે હે પાર્થ ! તેઓ કદી પણ મને પ્રાપ્ત કરતા નથી, અને મનમાં જેની ઇચ્છા ધારણ કરે છે તે સ્થળે જાય છે.[૫૪]

**यान्ति देवव्रता देवान् पितॄन्यान्ति पितृव्रताः।**
**भूतानि यान्ति भूतेज्या यान्ति मद्याजिनोऽपि माम् ॥ २५ ॥**

**શ્લોકાર્થઃ—દેવોની ઉપાસના કરનારા દેવલોકમાં જાય છે; પિતૃભક્તને પિતૃલોક પ્રાપ્ત થાય છે; ( ક્ષુદ્ર દેવતાદિ ) ભૂતોના પૂજકોને ભૂતોની પ્રાપ્તિ થાય છે; અને મારું ભજન કરનારાને મારી પ્રાપ્તિ થાય છે. ( ૨૫ )**

**ઓવી અર્થઃ**—મન, વાચા અને ઇંદ્રિયોના યોગથી જેઓ દેવોનું ભજન કરે છે, તે દેહાંત સમયેજ દેવરૂપ બને છે.[૫૫] અથવા જેઓ મનમાં પિતૃનાં વ્રતો કરવાની ઇચ્છા ધારણ કરે છે તેમને પ્રાણાંતે પિતૃલોક પ્રાપ્ત થાય છે.[૫૬] કિંવા વેતાળ પ્રભૃતિ, પિશાચ તથા ક્ષુદ્ર દેવો જેના પરમ દેવતા છે અને જેઓ જારણ મારણાદિ ઘાતક મંત્રો સાધવાને માટે તેમની ઉપાસના કરે છે,[૫૭] તેમને શરીરાંતે પિશાચયોનિની પ્રાપ્તિ થાય છે. આ પ્રકારે તેમના સંકલ્પ પ્રમાણે તેમનાં કર્મો તેમને ફળ આપે છે.[૫૮] પછી જેઓ દ્રષ્ટિથી મનેજ જુએ છે, કાનથી મારાં નામનુંજ શ્રવણ કરે છે, મનથી મારૂંજ ધ્યાન ધરે છે અને વાચાથી મારૂંજ વર્ણન કરે છે;[૫૯] જેઓ સર્વાંગદ્વારા અને સર્વ સ્થળે મનેજ નમસ્કાર કરે છે, દાન, પુણ્ય વગેરે સર્વ કાંઈ મારેજ માટે કરે છે;[૬૦] જેઓ મારૂં સ્વરૂપ યથાર્થ રીતે સમજાવનારાં શાસ્ત્રોનુંજ અધ્યયન કરે છે, જેઓ મારાથીંજ અંતર્બાહ્ય તૃપ્ત થાય છે, જેઓ પોતાનું આયુષ્ય મારે માટેજ ખર્ચી નાખે છે;[૬૧] જેમને મારા શિવાય અન્ય કોઇ પણ વસ્તુની પ્રાપ્તિની ઇચ્છા હોતી નથી; અમે હરિની કીર્તિ વૃદ્ધિંગત કરનારા છીએ એવો અહંકાર જેઓ ધરાવે છે;[૬૨] જેઓ મારી ઇચ્છાથીજ સકામ છે; જેની ઇચ્છા પરિપૂર્ણ થાય છે; જે મારા પ્રત્યેના પ્રેમથીજ સપ્રેમ છે; જે મારાં સ્વરૂપમાં અટવાઇ ગયેલા હોવાથી જેને લૌકિક તો દેખાતું પણ નથી;[૬૩] મને જાણવો એજ જેમનું શાસ્ત્ર છે; અને જેના ગુરૂમંત્રથી અન્ય જનોને મારી પ્રાપ્તિ થાય છે; અને આ પ્રકારે જેઓ પોતાના સર્વ વ્યવહારોમાં મારા શિવાય અન્ય કોઇનું પણ ભજન કરતા નથી;[૬૪] તે મરણ પહેલાંજ મદ્રૂપ બની જાય છે; તો પછી મૃત્યુ પછી તો તે જવાનાજ ક્યાં છે ?[૬૫] માટે મારૂં યજન કરનારા મદ્રૂપ બને છે, કારણ કે તેમણે સેવાનાં નિમિત્તથી આત્મત્વ મને અર્પણ કર્યું છે.[૬૬] હે અર્જુન ! મારામાં આત્મત્વ અર્પણ કર્યા વિના અન્ય કોઈ પણ ઉપચારથી મારો પત્તો લાગતો નથી.[૬૭] મારે વિષે જ્ઞાન થયું છે એવો જેને ગર્વ હોય છે તેને મારા સંબંધે જરા પણ જ્ઞાન હોતું નથી; પોતે કૃતાર્થ થયો છે એમ જે દર્શાવે છે તેની કૃતાર્થતામાં ન્યૂનતા સમજવી; ' હું મુક્ત થયો છું ' એમ જે કહે છે તે મુક્ત થયોજ નથી એમ સમજવું.[૬૮] અથવા, હે કિરીટી ! ' મેં યજ્ઞ કર્યો ' ' મેં ધર્માચરણ કર્યું ' ' મેં તપ કર્યું ' આવા આવા ઘમંડ જે રાખે છે, તેઓ લવલેશ પણ મારી પ્રાપ્તિ કરતા નથી.[૬૯] જ્ઞાનબળમાં વેદ કરતાં કોઇ અધિક છે કે ? કિંવા સહસ્ર મુખી શેષ કરતાં કોઇ સરસ વક્તા છે કે ?[૭૦] પરંતુ તે શેષ પણ જેના પાદ નીચે પડી જાય છે અને તે વેદ પણ જેને વિષે ' નેતિ નેતિ ' અર્થાત્ ' આ પરમાત્મા નહિ, આ પરમાત્મા નહિ ' એમ કહીનેજ સ્વસ્થ રહે છે એવો જે હું તેને આવા લોકો શી રીતે પ્રાપ્ત કરશે ? અરે ! સનકાદિક પણ પરમાત્મ સ્વરૂપનો નિર્ધાર કરતાં

ગભરાઈ ગયા છે.[૭૧] તપસ્વીઓમાં મહાદેવથી અધિક કોણ ? પરંતુ તેમણે પણ અભિમાન છોડી પરમાત્માનું પાદોદક અર્થાત્ ભાગીરથીને પોતાના મસ્તકપર ધારણ કરી છે;[૭૨] કિંવા સંપન્નતામાં લક્ષ્મી કરતાં કોણ અધિક છે ? તેના ઘરમાં સિદ્ધિ સરખી તો દાસી છે.[૭૩] તે દાસી પોતાની રમત રમતાં જે ઘરગોઠું કરે છે તેનું નામ જો અમરપુરી રાખવામાં આવે તો ઇંદ્રાદિક દેવો તે ઘરગોઠામાંનાં પુતળાં નહિ બને કે વારૂ ?[૭૪] પછી તે દાસીને તે ઘરગોઠું ન ગમવાથી જ્યારે તે તેને ભાગી નાખે છે ત્યારે ઇંદ્ર રંક બની જાય છે અને તે (દાસી) જે વૃક્ષ તરફ દ્રષ્ટિ નાખે છે તે વૃક્ષ કલ્પવૃક્ષ બની જાય છે.[૭૫] આવું તો જેના ઘરની દાસીનું સામર્થ્ય છે, તે પટ્ટરાણી લક્ષ્મીની પણ આ ઠેકાણે (પરમાત્મ સ્વરૂપમાં) પ્રતિષ્ઠા નથી.[૭૬] પછી હે અર્જુન ! જ્યારે તેણે મનોભાવથી સેવા કરી અને સર્વ અભિમાનનો પરિત્યાગ કર્યો ત્યારે તો તે પગ ધોવાના અધિકારને પાત્ર થઈ ![૭૭] માટે મહત્તાને એક બાજુએ રાખી, સર્વ શાસ્ત્રોક્ત જ્ઞાનનું અભિમાન મુકી, જ્યારે જગત્‌માં નમ્રતાપૂર્વક આચરણ કરવામાં આવે છે ત્યારેજ મારી પ્રાપ્તિ થાય છે.[૭૮] હે કિરીટી ! સૂર્યના તેજ આગળ ચંદ્રપ્રકાશનો પણ લોપ થાય છે તો પછી પતંગીઆંએ પોતાના તેજનો ઘમંડ શા માટે રાખવો ?[૭૯] તેજ પ્રમાણે જ્યાં લક્ષ્મીનું ઐશ્વર્ય અને શંભુનું તપ પણ કશી વિસાતમાં નથી, પછી અજ્ઞાની અને ક્ષુદ્ર જીવોનો ત્યાં શું હિસાબ ? તેઓ મને શી રીતે જાણી શકશે ?[૮૦] આટલા માટે સર્વ દેહાભિમાન છોડી, સર્વ ગુણોનો બોજો ઉતારી પાડી, સંપત્તિના મદનો પરિત્યાગ કરી, મનુષ્યે પોતાનું શરીર મારીપરથી ઓવારી નાંખવું જોઇએ.[૮૧]

**पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।**
**तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥ २६ ॥**

**શ્લોકાર્થઃ—જે મને પત્ર, પુષ્પ, ફળ અથવા પાણી, ભક્તિપૂર્વક અર્પણ કરે છે, તે શુદ્ધચિત્ત ભક્તે ભક્તિપૂર્વક આપેલી વસ્તુઓ હું સ્વીકારૂં છું (૨૬)**

**ઓવી અર્થઃ**—પછી દ્રઢ ભક્તિથી મને અર્પણ કરવાનાં નિમિત્તથી ગમે તે વૃક્ષનાં ગમે તે ફળ[૮૨] ભક્તે મારી સમક્ષ મુકયાં એટલામાંજ હું સ્વતઃજ બે હાથ લાંબા કરી તેને ગ્રહણ કરૂં છું અને તેની ડીચને પણ તોડતાં તેનું આદરપૂર્વક ગ્રહણ કરૂં છું. આટલી બધી મને ઉત્કંઠા હોય છે.[૮૩] ભક્તિભાવથી જો એકાદ મનુષ્ય મને પુષ્પ અર્પણ કરે, તો વાસ્તવિક રીતે તેને સુંઘવું જોઇએ; પરન્તુ એમ ન કરતાં પ્રેમના આવેશમાં હું તેને મુખમાંજ મુકી દઉં છું.[૮૪] વધારે શું કહું ? પુષ્પો તો શું પણ મને વૃક્ષનાં પત્ર સુદ્ધાં પ્રિય છે; પછી તે ગમે તે વૃક્ષનાં હો અને તાજાં હો કે શુષ્ક હો ! ગમે તેવાં હો;[૮૫] પરંતુ તે પૂર્ણ ભક્તિભાવથી આપવામાં આવ્યાં છે એમ જાણતાંજ હું, એકાદ ક્ષુધિત મનુષ્ય જે પ્રમાણે અમૃતથી તૃપ્ત થાય છે તે પ્રમાણે, તે પૂર્ણ ભક્તિ ભાવથી અર્પણ કરેલાં પત્રને અમૃત તુલ્ય માની તેને ખાવા માંડું છું.[૮૬] અથવા એકાદ વેળા એવો પ્રસંગ આવ્યો કે ઝાડનાં પત્ર ન મળ્યાં ! તો પછી પાણી મળે તનીયે હરકત નહિ ![૮૭] પાણી તો ગમે તે સ્થળે વિના મૂલ્યે મળે છે. ખરા મનોભાવથી મને પાણી અર્પણ કરવામાં આવે[૮૮] તો તેને હું વૈકુંઠ કરતાં પણ મહાન મંદિર બાંધ્યા પ્રમાણે અને કૌસ્તુભ મણિ કરતાં પણ તેજસ્વી અલંકાર આપ્યા પ્રમાણે માનું છું.[૮૯] મારે માટે તે કાર્ય દૂધ જેવાં સ્વચ્છ અને ક્ષીર સમુદ્ર જેવાં મનોહર અગણિત શય્યાસ્થાનો નિર્માણ કર્યા સમાન છે.[૯૦] કર્પૂર, ચંદન, કૃષ્ણાગુરૂ એવાં સુગંધિ દ્રવ્યોનો મહામેરૂ કરી ઢગલા બંધ વાટો સળગાવી, સૂર્યની દીપમાળા સળગાવ્યા જેવું તે કાર્ય છે.[૯૧] વળી તે કાર્ય ગરૂડ જેવાં વાહનો, કલ્પતરૂનાં ઉદ્યાનો અને કામધેનુનાં ટોળાંઓ મને આપ્યા સમાન છે.[૯૨] મને અમૃતથી

પણ મિષ્ટ એવાં પુષ્કળ પકવાનોથી જે સંતોષ થાય છે તે આવાં ભક્તિયુક્ત અંતઃકરણથી અર્પણ કરેલાં ખોબા જેટલાં પાણીથી થાય છે.[૯૩] હે કિરીટી! વધારે શું કહું? મને અર્પણ કરવાના ઉદ્દેશથી પઉંઆના દાણાની ગઠડી રંક સુદામા પ્રીતિથી બગલમાં મારીને લાવ્યા અને તે ગઠડીની ગાંઠો મેં છોડી, એ શું તું નથી જાણતો?[૯૪] હું તો ફક્ત ભક્તિનેજ ઓળખું છું; તે ઠેકાણે નાનો કે મોટો એ વિચાર મનમાં આણતો નથી. અને મારા પ્રત્યે જેનો અનન્ય ભાવ ચોંટયો તેના ઘરનો હું પરૂણોજ છું.[૯૫] બાકી પત્ર, પુષ્પો, ફળ, એ તો માત્ર મારી ભક્તિ કરવાનાં નિમિત્તોજ છે; ખરેખરી નિષ્કલંક ભક્તિ એ મારી પ્રાપ્તિનું મુખ્ય સાધન છે; એ શિવાયની ઈતર સર્વ સામગ્રી હું વ્યર્થ સમજું છું.[૯૬] માટે હે અર્જુન! સાંભળ. તું તારી બુદ્ધિને સ્વાધીન કરી નિરંતર તારા મનોરૂપ મંદિરમાં મારૂં સ્મરણ કર્યા કર.[૯૭]

**यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्।**
**यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥ २७ ॥**

શ્લોકાર્થઃ—**હે અર્જુન! તું જે કાંઈ કરે છે–જે ભક્ષણ કરે છે, જે હવન કરે છે, જે દાન કરે છે, અને જે તપ કરે છે–તે સર્વ મને અર્પણ કર. (૨૭)**

**ઓવી અર્થઃ**—એટલા માટે તું જે જે કાંઇ વ્યાપાર કરશે, કિંવા જે જે વસ્તુનો ઉપભોગ લેશે અથવા જે પુષ્કળ પ્રકારના યજ્ઞોથી મારૂં યજન કરશે,[૯૮] કિંવા સત્પાત્રને જે જે દાન કરશે અથવા અનુચરોને જે જે વેતન આપશે, અને જે જે તપ આદિ સર્વ સાધનો તથા વ્રતો કરશે.[૯૯] તે અને તારા હસ્તથી સહજ રીતે થતાં સર્વ કર્મો તું મને અર્પણ કરવાના ઉદ્દેશથી ભક્તિપુરઃસર કર.[૪૦૦] પરંતુ તે કરવા વિષેનું તારા મનમાં સ્મરણ પણ રાખીશ મા. આવા નિરહંકારથી અને આવી નિષ્કામ બુદ્ધિથી કરેલાં આવાં શુદ્ધ કર્મો મને અર્પણ કર.[૧]

**शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबन्धनैः ।**
**संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥ २८ ॥**

શ્લોકાર્થઃ—**આ પ્રમાણે સર્વ કર્મો મને અર્પણ કર્યા પછી શુભ તથા અશુભ ફળ આપનારાં કર્મબંધનથી તું મુક્ત થઈશ; અને આ રીતે સંન્યાસ યોગથી તારૂં અંતઃકરણ મુક્ત થતાં તું કર્મબંધનથી મુક્ત થઇને મને આવી મળશે. (૨૮)**

**ઓવી અર્થઃ**—પછી જે પ્રમાણે અગ્નિમાં શેકેલાં બીજને અંકુર ફુટતો નથી તે પ્રમાણે મને અર્પણ કરેલાં શુભાશુભ કર્મોની ફલપ્રાપ્તિ તને થનાર નથી.[૨] અરે! જો પ્રથમ કર્મો વળગ્યાં હશે તો તે કર્મો સુખ દુઃખ રૂપે ફલદ્રૂપ થશે અને સુખ દુઃખ ભોગવવાને માટે જન્મ ધારણ કરવો પડશે;[૩] પરંતુ તેજ કર્મો જે વખતે મને અર્પણ કરવામાં આવશે, તેજ વખતે જન્મ અને મરણનો ફેરો ટળી જાય છે; અને જન્મ પછી આવતાં દુઃખોની પણ આપોઆપ નિવૃત્તિ થઇ જાય છે.[૪] માટે હે અર્જુન! આ સુલભ સંન્યાસ યુક્તિનો પ્રયોગ આજ વખતે કર. 'થાય છે' 'કરૂં છું' એમ કહીને વખત ગુમાવીશ નહિ.[૫] આ યુક્તિ દ્વારા બંધનમાં ન પડતાં તથા સુખ દુઃખના સાગરમાં ન ડૂબતાં અનાયાસે મારા સુખરૂપ સ્વરૂપમાં નિમગ્ન થઇ જા.[૬]

**समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।**
**ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥२९॥**

શ્લોકાર્થઃ—**હું સર્વ ભૂતોને સમાન છું; મારો કોઇ શત્રુ નથી અને કોઇ મિત્ર નથી; પરંતુ જે મને ભક્તિથી ભજે છે તે મારામાં છે અને હું તેનામાં છું. (૨૯)**

**ઓવી અર્થઃ**—હું નિરંતર સર્વ ભૂતોમાં સરખો છું. મારામાં 'મારૂં' અને 'તારૂં' એવો ભેદ નથી.[7] જે મારા આવા સ્વરૂપને ઓળખે છે અને અહંકારનો નાશ કરીને કાયા, વાચા, મનથી થતાં કર્મોદ્વારા મારી ઉપાસના કરે છે,[8] તે જગત્માં દેહથી વ્યવહાર કરે છે ખરો, તથાપિ તે દેહમાં હોતો નથી, તેનું ચિત્ત મારામાં હોય છે અને હું પણ સંપૂર્ણ રીતે તેના હૃદયમાં હોઉં છું.[9] જે પ્રમાણે વડનું પ્રચંડ વૃક્ષ તેના બીજમાંજ હોય છે અને બીજ તે વૃક્ષમાંજ હોય છે.[10] તે પ્રમાણે મારામાં અને તેનામાં માત્ર નામનોજ અંતર હોય છે બાકી આંતર સ્થિતિનો વિચાર કરી જોતાં તે અને હું એકજ છીએ.[11] હવે જે પ્રમાણે લોકોના માગીને આણેલા દાગીના પહેરવા વ્યર્થ છે, તે પ્રમાણે તેનું દેહ ધારણ પણ ઉદાસીનપણાથી પરિપ્લુત હોય છે.[12] જે પ્રમાણે પવનની સાથે સાથેજ પુષ્પનો વાસ જાય છે અને તેની ડીચ આગળ પુષ્પ જે પ્રમાણે વાસ રહિત હોય છે તે પ્રમાણે આયુષ્યની મુદત પુરી કરવાને માટેજ તેની દેહ ટકી રહેલી હોય છે.[13] હે પાંડવ! મારી ભક્તિ પામવાથી તેનું સર્વ અભિમાન મારામાં ગળી ગયેલું હોય છે.[14]

**अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।**
**साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥ ३० ॥**

**શ્લોકાર્થઃ**—અત્યંત દુરાચારી પણ જો એકનિષ્ઠાથી મારૂં ભજન કરવા માંડે, તો તેને સાધુજ સમજવો જોઇએ; કારણ કે તેના વિચારો ઉત્તમ હોય છે. (૩૦)

**ઓવી અર્થઃ**—આવા પ્રેમભાવથી જે મને ભજે છે અને જેને આ શરીર પુનઃ પ્રાપ્ત થતું નથી, તે ગમે તે જાતિનો હોય તેની ફીકર નહિ.[15] અને હે મહાવીર! તેનું આચરણ પાપ કરનારાઓમાં પ્રથમ પ્રતિનું હોય, તોપણ તેણે પોતાના આયુષ્યનો અંત ભક્તિમાર્ગમાં આણ્યો છે;[16] અરે! અંતકાળે મનની જેવી વૃત્તિ હોય છે, તેવીજ ગતિ ખરેખર પાછલા જન્મમાં પ્રાપ્ત થાય છે; માટે જે પોતાના આયુષ્યનો અંતિમ કાળ મારી ભક્તિમાં વ્યતીત કરે છે,[17] તે પૂર્વવયમાં દુરાચરણ કરનારો હોય તોપણ તે સર્વોત્તમજ છે એમ તું સમજ. એકાદ મનુષ્ય મહાપુરમાં નદીને આ કાંઠેથી ભુસકો મારે અને સર્વ મનુષ્યને તે મરણ પામ્યો એમ લાગે, પરંતુ તે મરણ ન પામતાં પેલેપાર નીકળે, તો[18] જે પ્રમાણે તેનું ડૂબી જવું વ્યર્થ થાય છે, તેજ પ્રમાણે પૂર્વવયમાં કરેલાં પાતકો ઉત્તરવયમાં કરેલી ભક્તિથી નાશ પામે છે.[19] માટે પાપાચરણ કરનાર પશ્ચાત્તાપરૂપી તીર્થમાં સ્નાન કરી જો સર્વ ભાવથી મારે શરણે આવે,[20] તો તેને અને તેના યોગથી નિષિદ્ધકર્મને નિર્મલત્વ પ્રાપ્ત થાય છે. તેનું કુળ પવિત્ર થાય છે અને જન્મ ધારણનું ખરૂં ફળ તેને પ્રાપ્ત થાય છે.[21] સર્વ શાસ્ત્રોમાં તે પારંગત થાય છે; તેને તપ આચરવાનો યશ મળે છે અને તેને અષ્ટાંગયોગ સાધનની સિદ્ધિ મળે છે.[22] હે પાર્થ! વધારે શું કહું? એકનિષ્ઠારૂપી પેટીમાં મનોબુદ્ધિના સર્વ વ્યાપારો ભરી તેને મારા સ્વરૂપમાંજ તે રાખે છે. આ પ્રકારે જેનો અખંડ પ્રેમ મારા પ્રત્યેજ હોય છે તે નિશ્ચિત સર્વ કર્મોમાંથી મુક્ત થાય છે.[23-24]

**क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति ।**
**कौंतेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥ ३१ ॥**

**શ્લોકાર્થઃ**—હે અર્જુન! તે જલદીથી ધર્માત્મા થાય છે અને નિરંતર શાંતિને પ્રાપ્ત થાય છે. (સારાંશ) મારો ભક્ત કદિ પણ નાશ પામતો નથી એ તું નિશ્ચયપૂર્વક જાણ. (૩૧)

**ઓવી અર્થઃ**—તે કેટલાક અવકાશ પછી મારા સરખો થશે એવી કદાચિત્ તારી સમજ હશે, પરંતુ જે અમૃતમાં વાસ કરે છે તેને મૃત્યુ ક્યાંથી હોય![25] જે વખતે સૂર્ય હોતો નથી

તે વખતનેજ રાત કહેવામાં આવે છે, તેજ પ્રમાણે જે જે કાર્ય મારી ભક્તિ વિના કરવામાં આવે છે, તે તે મહાપાપ છે.[૨૬] હે પાંડુસુત! તેના ચિત્તનો જ્યારે મારી સાથે યોગ થાય છે, જ્યારે તે મદ્રૂપ બને છે, ત્યારેજ તે ખરેખર મારા સ્વરૂપને પ્રાપ્ત થાય છે.[૨૭] જે પ્રમાણે એક દીપકથી બીજો દીપક સળગાવવામાં આવે, તો તેમાં પહેલો દીપક કયો તે કહી શકાતું નથી; તે પ્રમાણે જે સર્વ ભાવથી મને ભજે છે તે મદ્રૂપજ બની રહે છે.[૨૮] પછી તેને મારી સ્થિતિ, મારી કાંતિ અને મારી નિત્યશાંતિ પ્રાપ્ત થાય છે. વધારે શું કહું? તે મારા જીવથીજ જીવંત રહે છે.[૨૯] હે પાર્થ! વારંવાર તેની તેજ વાત કેટલીકવાર કહું? પરંતુ જેને મારી પ્રાપ્તિની ઇચ્છા હોય તેણે મારી ભક્તિ વિસરવી નહિ.[૩૦] અરે! કુળના ઉત્તમપણાની કશી આવશ્યકતા નથી, ઉત્તમ જાતિની પણ કશી જરૂર નથી, તો પછી વિદ્વત્તાની આવશ્યકતા તો હોયજ શાની?[૩૧] અથવા રૂપ અને વયની પ્રતિષ્ઠા કિંવા સંપત્તિનો ડોળ એ પૈકી કોઈની જરૂર નથી; જો મારી ભક્તિ ન હોય તો એ સર્વ વ્યર્થ છે.[૩૨] દાણા વગરનાં ખાલી કણુસલાંના પુષ્કળ ઢગેઢગ હોય અથવા સુંદર શહેર હોય પણ તે ઉજજડ હોય ત્યારે તે શું કામનાં?[૩૩] કિંવા મોટું સરોવર હોય પરંતુ તે શુષ્ક હોય, તેમજ રાનમાં એક દુઃખી મનુષ્યને તેવોજ સંકટથી ઘેરાયેલો મનુષ્ય મળે, અથવા વાંઝીઆં પુષ્પોથી એકાદ વૃક્ષ લચી ગયેલું હોય તો તેનો શો ઉપયોગ?[૩૪] સર્વ વૈભવ, કુળ અને જાતિનું મહત્વ આ પ્રમાણે વ્યર્થ છે. જે પ્રમાણે શરીર સર્વ અવયવોથી યુક્ત હોય પરંતુ તેમાં માત્ર જીવ ન હોય,[૩૫] તેજ પ્રમાણે મારી ભક્તિ વિના મનુષ્યનું જીવન વ્યર્થ છે. અરે! પૃથ્વીના પૃષ્ઠપર પાષાણ નથી કે? અરે ફાફડાનાં વૃક્ષો-કાંટાવાળાં વૃક્ષો પુષ્કળ હોય છે, પરંતુ સજ્જનોએ તેમને નિષિદ્ધ માન્યાં છે. તેજ પ્રમાણે જેઓ મારી ભક્તિ કરતા નથી તેનો પુણ્ય ત્યાગ કરે છે.[૩૭] લીમડો લીંબોળીઓના ભારથી નમી જાય તોપણ તેથી કાગડાઓનેજ સુકાળ થાય છે, તે પ્રમાણે મારી ભક્તિ ન કરનાર મનુષ્ય પાપ એકઠાં કરવાને માટેજ જીવે છે.[૩૮] કિંવા જે પ્રમાણે ષડ્રસથી ભરેલું અન્નપાત્ર ચૌટાંમાં મુકવાથી તે કુતરાંનાજ ઉપયોગમાં આવે છે.[૩૯] તે પ્રમાણે જે સ્વપ્નમાં પણ પુણ્ય માર્ગનું આચરણ કરતો નથી એવા ભક્તિહીન મનુષ્યનું જીવન સંસારદુઃખોથી ભરેલાં પાત્ર જેવુંજ હોય છે.[૪૦] માટે કુળ ઉત્તમ ન હોય કિંવા જાતિનો અત્યંજ પણ હોય અથવા દેહ પશુની પ્રાપ્ત થઈ હોય તો તેની ફિકર નહિ, પરંતુ હૃદયમાં ભક્તિ હોવી જોઇએ.[૪૧] ગ્રાહે જ્યારે ગજેંદ્રને પકડયો ત્યારે તેણે દીનપણાથી મારૂં સ્મરણ કર્યું તેથી તે વખતે તે મને પ્રાપ્ત થયાથી તેનું પશુત્વ વ્યર્થ થયું.[૪૨]

**मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।**
**स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥ ३२ ॥**

**શ્લોકાર્થ:—સ્ત્રી, વૈશ્ય, શૂદ્ર, ઈત્યાદિ અને પાપયોનિમાં જેનો જન્મ થયો હશે તેને સુદ્ધાં હે કૌંતેય! મારો આશ્રય કરવાથી ઉત્તમ ગતિ મળે છે. (૩૨).**

**ઓવી અર્થ:**—અરે જે અધમાધમ છે અને જેનું નામ લેવું પણ ઉચિત નથી એવી પાપયોનિમાં જેનો જન્મ થયો છે;[૪૩] આવી પાપયોનિમાં જન્મ, અને મૂર્ખ તો એવા કે પ્રત્યક્ષ પાષાણ; પરંતુ જેનો મારામાં સર્વથૈવ દ્રઢભાવ છે;[૪૪] જેની વાણીથી મારાં નામનું ઉચ્ચારણ થાય છે; જે દ્રષ્ટિથી મારાં સ્વરૂપનું દર્શન કરીનેજ કૃતાર્થ થાય છે; અને જેના મનમાં મારા શિવાય અન્ય સંકલ્પ હોતો નથી;[૪૫] જેના કર્ણ મારા ગુણાનુવાદ શ્રવણ કર્યા વિના એક પળ પણ રહેતા નથી અને જેના સર્વ અવયવોમાં મારી સેવા શિવાય અન્ય કાંઇ પણ આભૂષણ હોતાં નથી;[૪૬] જેની બુદ્ધિને વિષય દેખાતા નથી, પણ હુંજ એકલો દેખાઉં છું; આવી સ્થિતિ

પ્રાપ્ત થાય, તોજ જે જીવે છે, નહિતર મરે છે;[૪૭] હે પાંડવ! આમ સર્વ પ્રકારે જે પોતાનો બોજો મારાપર નાંખીને જીવન વ્યતીત કરે છે;[૪૮] તેણે પાપ યોનિમાં જન્મ લીધો હોય કિંવા શાસ્ત્ર સુદ્ધાં સાંભળ્યા ન હોય અથવા વાંચ્યાં ન હોય, પરંતુ મારી સાથે તેનું વજન કરવામાં આવતાં તે મારાથી ઓછા થતા નથી.[૪૯] જુઓ, ભક્તિનાં મહત્વથી દૈત્યોએ દેવને પણ પાછળ હઠાવી દીધા અને પ્રલ્હાદની ભક્તિના મહિમાને માટે મારે નૃસિંહ અવતાર ધારણ કરવો પડયો.[૫૦] હે કિરીટી! જે પ્રલ્હાદે મારી પ્રાપ્તિને માટે સદૈવ અનંત સંકટો સહન કર્યા તે પ્રલ્હાદનાં ચરિત્રનું વર્ણન કરવામાં આવતાં, મારી પ્રસન્નતાથી જે પ્રાપ્તિ થાય છે; તે પ્રાપ્તિ તે વર્ણનથી થાય છે.[૫૧] બાકી વાસ્તવિક જોતાં તેણે દૈત્ય કુળમાં જન્મ લીધો હતો, પરંતુ ઇંદ્રને સુદ્ધાં તેનાથી અધિક મહત્વ પ્રાપ્ત થયું નથી. માટે મારી પ્રાપ્તિ કરવાને માટે એક ભક્તિજ પુરતું સાધન છે. જાતિ વગેરે કાંઇ પ્રતિબંધ રૂપ નથી.[૫૨] રાજ આજ્ઞાના અક્ષરો વાધરીના ટુકડાપર પડે તોપણ તે ટુકડાથી સર્વ વસ્તુઓની પ્રાપ્તિ થાય છે.[૫૩] તે અક્ષરો શિવાય સોનાં રૂપાંની કશી કિમ્મત નથી; રાજઆજ્ઞા એજ મુખ્ય હોય છે. રાજ શિક્કાવાળા ટુકડાથી સર્વ વસ્તુઓ વેચાતી મળે છે.[૫૪] તેજ પ્રમાણે જ્યારે મન અને બુદ્ધિ મારાજ પ્રેમથી યુક્ત હોય છે, ત્યારેજ મહત્તા અને સર્વજ્ઞતાનો ઉપયોગ થાય છે.[૫૫] માટે કુળ, જાત, વર્ણ એ સૌ નકામાં છે, પરંતુ હે અર્જુન! ફક્ત મારી ભક્તિથીજ જીવન સાર્થક થાય છે.[૫૬] આ મારી ભકિત ગમે તે મનુષ્ય મનોભાવથી કરે તો (પૂર્વે) તે ગમે તે જાતનો હોય તેની ચિંતા નહિ.[૫૭] જ્યાં સુધી નાળાંઓ ગંગામાં મળ્યાં નથી ત્યાં સુધી તેને નાળાં, ઝરણાં આદિ નામથી ઓળખવામાં આવે છે, પરંતુ તે ગંગામાં મળી ગયાં એટલે તે ગંગા સ્વરૂપજ બની જાય છે;[૫૮] કિંવા કાષ્ઠ જ્યાં સુધી અગ્નિમાં નાંખવામાં આવ્યાં નથી, ત્યાં સુધીજ તેને ખેર, ચંદન આદિનામો હોય છે,[૫૯] તેજ પ્રમાણે જ્યાં સુધી મદ્રૂપતા પ્રાપ્ત થઈ નથી ત્યાં સુધીજ ક્ષત્રિય, વૈશ્ય, સ્ત્રી, શૂદ્ર, અંત્યજ ઈત્યાદિ જાતિઓ પ્રથક્ હોય છે.[૬૦] જે પ્રમાણે સમુદ્રમાં મીઠું નાંખી દેવામાં આવતાં તે સમુદ્ર સાથે એકરૂપ થઈ જાય છે, તે પ્રમાણે મનોભાવ પૂર્વક મારે શરણે આવવાથી જાતિ, વ્યકિત વગેરે ભેદ નષ્ટ થાય છે.[૬૧] જ્યાં સુધી સમુદ્રમાં એકત્રિત થયાં નથી ત્યાં સુધીજ નદ, નદી, પૂર્વ વાહિની, પશ્ચિમ વાહિની આદિ ભેદ હોય છે.[૬૨] તેજ પ્રમાણે કોઇ પણ નિમિત્તે મારાપર ચિત્ત ચોટયું એટલે થયું, પછી સહજજ મદ્રૂપતા પ્રાપ્ત થાય છે.[૬૩] અરે! પારસમણિને તોડી નાંખવાના હેતુથી પણ જો લોખંડ તેનો સ્પર્શ કરે છે, તો તે સ્પર્શની સાથેજ લોખંડનું સુવર્ણ બની જાય છે.[૬૪] શું ગોપીઓ વિષયની પ્રીતિથી મારાંમાં ચિત્ત રાખવાથી મદ્રૂપ થઇ નહોતી કે?[૬૫] કિંવા કંસ ભીતિથી મદ્રૂપ થયો નહોતો કે? કિંવા મારી સાથે અખંડ વૈર કરવાથી શિશુપાળાદિક મદ્રૂપ થયા નહોતા કે?[૬૬] અરે! તેમજ પાંડવો અને યાદવોને સગપણના સંબંધથી અને વસુદેવાદિકને મમતાથી મારૂં સાયુજય મળ્યું નહોતું કે?[૬૭] હે ધનુર્ધર! નારદ, ધ્રુવ, અક્રૂર, શુક અને સનત્કુમારને જે પ્રમાણે હું ભકિતથી પ્રાપ્ત થયો છું,[૬૮] તેજ પ્રમાણે ગોપીને વિષય બુદ્ધિથી, કંસને ભીતિથી તથા શિશુપાલાદિકને વૈર બુદ્ધિથી પ્રાપ્ત થયો છું.[૬૯] અરે! હું એક નિર્વાણનું સ્થાન છું, માટે મને ગમે તે માર્ગે ભકિતથી, વિષયબુદ્ધિથી, વિરક્તિથી અથવા વૈરથી-કોઇ પણ રીતે પ્રાપ્ત થશે તો હરકત નથી.[૭૦] માટે હે પાર્થ! મને આવીને મળવા માટે આ સંસારમાં માર્ગોનો તોટો નથી;[૭૧] ગમે તે જાતિમાં જન્મ થાઓ, અને મારી ભકિત કરો અથવા મારી સાથે વૈર કરો.[૭૨] અરે! ગમે તે નિમિત્તે કોઇ મારે શરણે આવે તો મદ્રૂપ થવું એ તદ્દન તેના હાથનુંજ કામ છે.[૭૩] માટે હે અર્જુન! પાપયોનિમાં જન્મ પામેલા કિંવા વૈશ્ય, શૂદ્ર, સ્ત્રી, એ મારી ભક્તિ કરે તો તે મારા સ્વરૂપને પ્રાપ્ત થાય છે.[૭૪]

**किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।**
**अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्वमाम् ॥ ३३ ॥**

**શ્લોકાર્થઃ—તો પછી પુણ્યવાન થઈ મારી ભક્તિ કરનારા બ્રાહ્મણ અને રાજર્ષિની તો વાતજ શી કરવી ! તું અશાશ્વત અને દુઃખદાયક એવા આ મૃત્યુ લોકમાં જન્મ પામ્યો છે તેથી તું મારૂં ભજન કર. ( ૩૩ )**

**ઓવી અર્થઃ**—સ્વર્ગલોક તો જેની ઇનામી જાગીર છે; અને જે મંત્રવિદ્યાનું તો પિયર છે; અને જે સર્વ વર્ણોમાં શ્રેષ્ઠ છે;[૭૫] જે પૃથ્વીપરના દેવ છે; જે તપશ્ચર્યાના મૂર્તિમંત અવતાર છે; જેના યોગથી સર્વ તીર્થોનું દૈવ ઉદય પામ્યું છે;[૭૬] જેમાં યજ્ઞોનો અખંડ વાસ છે; જે વેદોનાં મજબૂત કવચો છે; અરે જેના દ્રષ્ટિસંબંધથી સર્વ સ્થળે મંગળની વૃદ્ધિ થાય છે;[૭૭] જેમની આસ્થા રૂપી આર્દ્રતાથી સત્કર્મોનો પ્રચાર થયો છે, અને જેના નિશ્ચયથી સત્ય જીવંત રહ્યું છે;[૭૮] જેના આશીર્વાદથી અગ્નિનું આયુષ્ય વૃદ્ધિંગત થયું છે; જેની પ્રીતિને લીધે સમુદ્રે અગ્નિને પોતાના હૃદયમાં આશ્રય આપ્યો;[૭૯] મેં લક્ષ્મીને ખસેડીને દૂર કરી અને કૌસ્તુભમણિને ગળામાંથી કાઢીને હાથમાં રાખ્યો; અને જેની ચરણરજની પ્રાપ્તિને માટે મેં મારૂં વક્ષઃસ્થળ આગળ ધર્યું;[૮૦] હે નરેન્દ્ર! મારી શાંતતાનું લૌકિક કાયમ રહે એટલા માટે જેના પાદનું ચિન્હ અદ્યાપિ હું મારાં હૃદયપર રાખીને ફરૂં છું;[૮૧] હે મહાવીર ! જેનો કોપ, કાળ, અગ્નિ અને રૂદ્રનું વસતિ–સ્થાન છે, અને જેની પ્રસન્નતા પ્રાપ્ત થતાં સિદ્ધિ વિના મૂલ્યે ઉપલબ્ધ થાય છે;[૮૨] એવા પૂજ્ય જે બ્રાહ્મણ છે તેમાંથી જે મારી ભક્તિ કરે છે તે મદ્રૂપ થાય છે એનું સમર્થન કરવાની શી જરૂર છે?[૮૩] ચંદનની પાસે આવેલા કમી કિમ્મતના લીમડાને ચંદનસ્પર્શિત વાયુ સ્પર્શ કરે છે, તો તેથી તેને પણ દેવના મસ્તકપર સ્થાન મળે છે,[૮૪] તો પછી ચંદનને ત્યાં સ્થાન નહિ મળે, એવી શંકાજ શા માટે કરવી જોઇએ ? અથવા તેનું ત્યાં વાસ્તવ્ય થઇ શકે છે એ મુખદ્વારા કહી બતાવીએ ત્યારેજ તે સત્ય ઠરે છે કે? નહિ તો તે અસત્ય ઠરશે કે?[૮૫] શંકરે વિષપ્રાશન કર્યા પછી તેના દાહનું શમન કરવાના ઉદ્દેશથી તેણે મસ્તકપર નિરંતર અર્ધચંદ્રને ધારણ કર્યો;[૮૬] તો પછી દાહનું શમન કરનાર અને પૂર્ણ તથા સુવાસમાં ચંદ્રથી અધિક એવું જે ચંદન તે સર્વાંગે સહજજ ધારણ શા માટે ન કરવું?[૮૭] કિંવા રસ્તાપરનો કાદવ જેમાં નાંખી દેવામાં આવતાં તે સહજજ સમુદ્રમાં જઇને મળે છે તે ગંગાને સમુદ્ર શિવાય બીજી ગતિ છે કે?[૮૮] માટે જેને ગતિ અને જ્ઞાન દેનાર તથા જેનું સંરક્ષણ કરનાર નિશ્ચિત હુંજ છું તે રાજર્ષિને તથા બ્રાહ્મણને ભક્તિ તથા મુક્તિનું સ્થાન હુંજ છું.[૮૯] માટે શતાવધિ છિદ્રવાળી નાવમાં બેસી આપણે ડૂબીશું નહિ એવી શ્રદ્ધાથી નચિંત શી રીતે રહેવું? તેમજ, શસ્ત્રોની વૃષ્ટિ થવા છતાં આપણને કશી ઇજા થનાર નથી એવા ભરોસાથી ઉઘાડા અંગે શી રીતે ફરવું?[૯૦] શરીરપર પાષાણ વૃષ્ટિ થવા છતાં આગળ ઢાલ શા માટે ન ધરવી? રોગથી ગ્રસ્ત થયા છતાં ઔષધ ગ્રહણ કરવામાં ઉદાસીનતા શા માટે દર્શાવવી?[૯૧] હે અર્જુન ! ચારે તરફ દાવાનલ લાગ્યા છતાં તેમાંથી બહાર શા માટે ન નીકળવું? તેજ પ્રમાણે ઉપદ્રવયુક્ત જે મૃત્યુલોક તેમાં જન્મ્યા છતાં મારૂં ભજન શા માટે ન કરવું?[૯૨] અરે ! જે મારૂં ભજન ન કરતો હોય એવા મનુષ્યના અંગમાં કયું સામર્થ્ય છે? તેના ઘરમાં એવી કયી ભોગ્ય વસ્તુની સમૃદ્ધિ છે કે તેથી તે નચિંત રહે તો ચાલી શકે?[૯૩] કિંવા મને ન ભજતાં વિદ્યા, તારૂણ્ય આદિ દ્વારા તેને સુખ પ્રાપ્તિ થશે એવો તેને શું ભરોંસો છે?[૯૪] તો બાપુરે ! જેટલી ભોગ્ય વસ્તુ છે તે સર્વ માત્ર એક દેહના સુખને માટે છે; અને તે દેહ તો આ મૃત્યુ લોકમાં કાળના મુખમાં સપડાયેલો છે.[૯૫] અરે ! આ મૃત્યુલોકના અંતિમ મનુષ્યરૂપી બજારમાં

દુઃખરૂપી માલ ભરેલો છે અને મૃત્યુની ધૂન લાગી રહી છે.[૯૬] માટે હે પાંડુ સુત! આવા દુઃખરૂપી બજારમાં જીવને સુખકારક નીવડે એવી કયી વસ્તુ ખરીદી શકાશે? બુઝાઇ ગયેલા અગ્નિની અવશિષ્ટ રહેલી રાખ ફુંકતાં બેસી રહેવાથી દીવો સળગશે કે?[૯૭] અરે! વિષના છોડને વાટી પીલી નાંખીએ અને તેમાંથી રસ કાઢીએ તો તેને શું અમૃત કહી શકાશે કે? અને તે રસનું સેવન કરવાથી અમરત્વ પ્રાપ્ત થશે કે?[૯૮] આ વિષસેવનમાંથી કેવળ મહદ્ દુઃખનીજ ઉત્પત્તિ થાય છે. પરંતુ જેઓ અજ્ઞાની છે તેઓથી તે (વિષય) નું સેવન કર્યા શિવાય રહી શકાતું નથી.[૯૯] કિંવા પગપર થયેલા જખમપર આપણું મસ્તક છેદીને બાંધવું જેટલું ઇષ્ટ છે તેટલીજ ઇષ્ટ આ મૃત્યુલોકની ઘટનાઓ છે.[૫૦૦] માટે, આ મૃત્યુલોકમાં સુખની વાર્તા કોઈના મુખમાંથી નીકળતી હોય તો ભલે નીકળે! પરંતુ અગ્નિ શય્યાપર શયન કરવાથી સુખયુક્ત નિદ્રા કદિ આવે છે કે?[૧] અરે! જે મૃત્યુલોકનો ચંદ્ર ક્ષયરોગી છે, જ્યાં મૂળમાં ઉદયજ અસ્તને માટે થાય છે અને જ્યાં દુઃખ એ સુખનો સ્વાંગ ધારણ કરીને દુનિયાને છેતરે છે;[૨] જ્યાં કલ્યાણનો અંકુર ફુટયો ન ફુટયો એટલામાંજ તેનાપર અકલ્યાણનું આચ્છાદન આવી પડે છે અને જ્યાં મૃત્યુ તો ઉદરમાંના ગર્ભની સુદ્ધાં શોધ કરે છે;[૩] જ્યાં ચિંતન ન કરવા યોગ્ય વસ્તુનું મનુષ્ય ચિંતન કરે ન કરે એટલામાંજ યમદૂત આવીને તેને ટોટો પકડીને લઇ જાય છે, અને કયે ગામ લઇ જાય છે તેનો પણ પત્તો લાગતો નથી;[૪] અરે! સર્વ રસ્તાઓ શોધી વળ્યા છતાં જ્યાં પાછા આવવાનો માર્ગ હાથ લાગતો નથી, જે સ્થળે મૃત્યુ પામેલા લોકોની કથા એજ પુરાણો ગણાય છે,[૫] ત્યાંની અશાશ્વતતાનાં વખાણ સૃષ્ટિના ઉત્પાદક બ્રહ્મદેવના આયુષ્ય પર્યંત ગાવામાં આવે તોપણ તે પુરાં થાય એમ નથી.[૬] મૃત્યુ લોકની સ્થિતિ તો આવી છે. ત્યાં જન્મ લેનારા લોકોનું સ્વસ્થપણું જોઇને આશ્ચર્ય થાય છે![૭] જો; પ્રત્યક્ષ અને પરલોકમાં થનારા લાભને માટે જેઓ એક કોડી પણ ખરચતા નથી તેઓ સર્વ પ્રકારે હાનિ કરનાર વસ્તુમાં કોટયવધિ રૂપીઆ ખરચે છે.[૮] જે પ્રસ્તુત સમયે વિષય સુખમાં પુષ્કળ લુબ્ધ થઈ જાય છે તેને સુખી માનવામાં આવે છે, અને જે લોભગ્રસ્ત હોય છે તેને જ્ઞાની માનવામાં આવે છે.[૯] જેનું આયુષ્ય થોડું રહેલું છે અને જેની શક્તિ તથા બુદ્ધિ કમી થઈ ગઇ છે તેને 'વડીલ, શ્રેષ્ઠ, માતામહ, પિતામહ' કહીને પગે પડવામાં આવે છે.[૧૦] નાનાં છોકરાં જેમ જેમ મોટાં થાય છે તેમ તેમ લોકો સંતોષ માનીને ગમ્મતથી નૃત્ય કરી મુકે છે, પરંતુ જેમ જેમ દિવસ જાય છે તેમ તેમ ઉલટું તેનું આયુષ્ય કમી થતું જાય છે તે માટે કોઇ શોક કરતું નથી.[૧૧] મનુષ્યો જન્મ પછી દિવસાનુ દિવસ કાળનેજ આધીન થતા જાય છે, પરંતુ તેઓ જન્મતિથિ ઉજવીને આનંદના ઉભરા બહાર કાઢે છે.[૧૨] અરે! તેમનાથી 'મર' એ શબ્દ પણ સહન થઈ શકતો નથી અને તેઓ મૃત્યુ થતાં રૂદન કરે છેજ; પરંતુ દરરોજ આપણું આયુષ્ય ટુંકું થતું જાય છે એ વાત તો મૂર્ખતાથી સ્મરણમાં પણ રાખતા નથી અને તેનો જરા પણ હિસાબ ગણતા નથી.[૧૩] શું ચમત્કાર વર્ણવવો? દેડકાને સર્પ ગળે છે તોપણ તે મરણની કલ્પના સુદ્ધાં મનમાં આણતો નથી અને પુનઃ પોતાના મુખમાં જીવજંતુઓને ગળતો ચાલ્યો જાય છે. મનુષ્ય કોણ જાણે કોના લાભને માટે પોતાની ઈચ્છા વધારે જાય છે![૧૪] અરે! અરે! કેટલી શોચનીય દશા! મૃત્યુ લોકનો વ્યવહાર તદ્દન વિપરીત અને અનિષ્ટ છે એ કેટલીકવાર કહું? હે અર્જુન! મૃત્યુલોકમાં તું આ કલ્પિત જન્મ પામ્યો છે એ કેટલી અપાયકારક ઘટના છે! આ મૃત્યુલોકમાં સર્વ ઘટના ઉંધીજ બનતી ચાલી જાય છે. હે અર્જુન! તું અહીંઆં યદૃચ્છાથી જન્મ્યો છે,[૧૫] માટે અંગ ખંખેરીને વેગળો થા. અને જેના યોગથી તું મારા અવિનાશી પદને પ્રાપ્ત થઇ શકે એવા ભક્તિમાર્ગને ત્વરિત ગ્રહણ કર.[૧૬]

**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।**
**मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥ ३४ ॥**

**શ્લોકાર્થઃ—હે અર્જુન ! તું મારામાં તારૂં મન રાખ; મારો ભક્ત થા; મારૂં યજન કર; અને મનેજ નમસ્કાર કર. આ રીતે મારામાં ચિત્તને સ્થિર કરી મત્પરાયણ થશે એટલે તું મને-પરમેશ્વરને આવી મળશે. ( ૩૪ )**

**ઓવી અર્થઃ**—તું તારૂં મન મદ્રૂપ કરી મારી ભક્તિમાં પ્રેમ ધર અને સર્વ સ્થળે હું જ છું એમ સમજી મને નમસ્કાર કર.[૧૭] મનમાંના સર્વ સંકલ્પો નષ્ટ કરી જે મારી પ્રતિજલક્ષ રાખે છે, તેજ મારૂં યજન કરનાર કહેવાય છે.[૧૮] જ્યારે તું મારા યોગથી સંપન્ન થશે ત્યારે તરતજ તું મારા સ્વરૂપને પ્રાપ્ત થશે. આ મારા મનની ગુહ્ય વાત મેં તને કહી છે.[૧૯] અરે, સર્વથી ગુપ્ત રાખેલી મારી ગુહ્ય વાત જો બરાબર રીતે ગ્રહણ કરશે તો તું સુખી બનશે.[૨૦] સંજય કહે છેઃ–શ્યામ વર્ણ પરમાત્મા અને ભકતોની ઈચ્છા પરિપૂર્ણ કરનાર કલ્પવૃક્ષ શ્રીકૃષ્ણ આ પ્રમાણે બોલ્યા.[૨૧] હે શ્રોતાઓ ! સાંભળો ! પાડો જે પ્રમાણે મહાપુરની પણ પરવા ન રાખતાં તેમાં બેસે છે તે પ્રમાણે આ કૃષ્ણાર્જુન સંવાદ સાંભળીને વૃદ્ધ ધૃતરાષ્ટ્ર સ્વસ્થ બેઠો.[૨૨] તે વખતે ડોકું હલાવી સંજય બોલ્યો–અહાહા ! આજે અમૃતની વૃષ્ટિ થઇ; પરંતુ આ ભલો માણસ અહીં હોવા છતાં નિકટના ગ્રામમાં ગયો હોય તેમ લાગે છે.[૨૩] પરંતુ એ મારો સ્વામી હોવાથી આ પ્રકારે બોલવાથી મારી વાણી દૂષિત થશે; પરંતુ કરવું શું ? એનો સ્વભાવજ એવો પડયો ![૨૪] પણ મુનિશ્રેષ્ઠ વ્યાસમુનિએ શ્રીકૃષ્ણાર્જુન સંવાદ ધૃતરાષ્ટ્રને કહેવાને મારી યોજના કરવાથી મારાં તો ભાગ્યજ ઉઘડી ગયાં છે.[૨૫] મનમાં આવો નિશ્ચય કરી મહા આયાસથી બોલતાં બોલતાં સંજયને એવો અષ્ટ સાત્ત્વિકભાવ ઉત્પન્ન થયો કે તે તેનો પ્રતિરોધ કરી શકયો નહિ.[૨૬] કૃષ્ણાર્જુન સંવાદમાં તે તલ્લીન થઇ ગયેલો હોવાથી તે સ્થિર થઇ ગયો અને વાણી પોતાનેજ સ્થાને રહી સ્તબ્ધ થઇ ગઇ અને નખથી શિખા પર્યંત રોમાંચ ખડાં થયાં.[૨૭] નયનો અર્ધ ઉઘાડાં થયાં અને અર્ધ ઢંકાયેલાં રહ્યાં અને તેમાંથી આનંદાશ્રુ વહેવા લાગ્યાં; તથા અંતરમાં આનંદના ઓઘ છૂટવાથી શરીર કંપવા લાગ્યું.[૨૮] સર્વ રોમરંધ્રમાંથી નિર્મળ પ્રસ્વેદનાં બારિક બિંદુઓનો ઉદ્ભવ થવાથી, મોતીથી ભરેલો જલ્લોજ પરિધાન કર્યો છે કે શું એવો ભાસ થવા લાગ્યો.[૨૯] આ મહાનંદથી જીવદશા નષ્ટ થવાને લીધે વ્યાસે સોંપેલું કામ અપૂર્ણજ રહેશે કે શું એમ ક્ષણભર લાગ્યું.[૩૦] એટલામાં શ્રીકૃષ્ણાર્જુન સંવાદનો ઘોષ ઘૂ ઘૂ કરતો આવીને તેના કર્ણપટ પર અથડાયો. આ પ્રમાણે થતાંજ તેને પુનઃ દેહભાન આવ્યું અને તે પોતાને સોંપાયેલું કામ કરવાને તત્પર થયો.[૩૧] પછી તરતજ નયનાશ્રુ તથા સર્વ શરીરનો પરસેવો લુછી નાંખીને તે ધૃતરાષ્ટ્ર પ્રતિ બોલ્યો–મહારાજ ! સાંભળો ![૩૨] પૂર્વાર્ધના જ્ઞાનનો પાક સંજયના અંતઃકરણને મળીજ ગયો છે, હવે ઉત્તરાર્ધના જ્ઞાનના પાકને માટે સંજયનું અંતઃકરણ તૈયારજ છે અને તેથી શ્રોતાઓને પણ સિદ્ધાંતરૂપી પાકનો સુકાળ થશે.[૩૩] અહો ! સ્વલ્પ લક્ષ્ય આપશો તોપણ આનંદરૂપી રાશિપર વિરાજમાન થશો; કારણકે શ્રવણેંદ્રિયને સુદૈવે માળા આરોપી છે.[૩૪] માટે ઈશ્વર વિભૂતિનાં જે સ્થળો છે તે સર્વ સિદ્ધ પુરૂષોના રાજા શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને દર્શાવશે. નિવૃત્તિદાસ જ્ઞાનદેવ કહે છેઃ–તે કથા શ્રવણ કરો.[૫૩૫]



# દશમ અધ્યાય.

હે ગુરો ! નિર્મળ બ્રહ્મજ્ઞાનનો બોધ આપવામાં ચતુર, વિદ્યારૂપી કમળને વિકસિત કરનાર, અને પરાનામની જ્ઞાન વાણીનો જે પ્રમેય અર્થાત્ અર્થ એવી એક પ્રમદા અર્થાત્ તરૂણ સ્ત્રી તેની સાથે વિલાસ કરનાર જે તું તે તને નમસ્કાર હજો ![1] સંસારરૂપી અંધકાર-અજ્ઞાન-નો નાશ કરવામાં સૂર્યની પેઠે અતિ સામર્થ્યવાન તથા તારૂણ્યના આવેશમાં તુર્યાવસ્થાની સાથે વિલાસ કરનાર એવો જે તું, તે તને નમસ્કાર હજો ![2] સર્વ જગત્‌નું પાલન કરનાર, કલ્યાણ રૂપી રત્નનો ભંડાર, સજ્જનરૂપી વનમાં ચંદન જેવો શ્રેષ્ઠ અને આરાધનીય એવો જે તું તેને મારા નમસ્કાર હજો ![3] ભક્તનાં ચિત્તરૂપી ચકોરને ચંદ્રસમાન, બ્રહ્માનંદરૂપી અનુભવનો રાજા, શ્રુતિજ્ઞાનનો સમુદ્ર, અને મદનનો નાશ કરનાર એવો જે તું તે તને મારા નમસ્કાર હજો ![4] જ્ઞાનયુક્ત જ્ઞાનીઓનાં ભજનને પાત્ર, સંસારરૂપી હાથીનાં ગંડ સ્થળને ફોડનાર, અને જગત્‌ની ઉત્પત્તિનું સ્થાન એવા તને મારા નમસ્કાર હજો ![5] હે ગુરો ! આપની કૃપારૂપી ગણેશનો જ્યારે પ્રસાદ મળે છે ત્યારે નાનાં બાળકને પણ શાસ્ત્રોના ગુહ્ય સિદ્ધાંતોનું જ્ઞાન થાય છે.[6] ગુરૂની ઉદાર વાણીથી જ્યારે અભય વચન મળે છે ત્યારે નવરસરૂપી નવખંડનો પણ પાર પામી શકાય છે.[7] જ્યારે આપની પ્રેમરૂપ સરસ્વતી મૂકજનનો સ્વીકાર કરે છે ત્યારે તે પણ ગ્રંથરચનાની બાબતમાં બૃહસ્પતિની સાથે સુદ્ધાં પ્રતિજ્ઞા (હોડ) કરી શકે છે.[8] વધારે શું કહું ? જેનાપર આપની કૃપાદૃષ્ટિ થાય છે, કિંવા જેના મસ્તકપર આપનો વરદ હસ્ત પડે છે તે જીવ હોવા છતાં પણ ઈશ્વરની સામ્યતા પ્રાપ્ત કરે છે.[9] આવો જે ગુરૂકૃપાનો મહિમા છે તેનું વર્ણન કઈ વાચાના સામર્થ્યથી હું કરી શકીશ ? કારણ કે સૂર્યના અંગને ઘસીને સ્વચ્છ કરવું શું સંભવિત છે ? કલ્પતરૂને પુષ્પો આવે એવી ઇચ્છા કરવી વ્યર્થ છે; (કારણ કે તે સર્વદા ફળદ્રૂપજ છે.) ક્ષીરસાગરને શાની મીજબાની કરાવવી ? કર્પૂરને અન્ય કયી વસ્તુનો સુવાસ આપી શકાશે ?[11] ચંદનને કયી વસ્તુનું લેપન કરીશું વારૂ ? અમૃતને શી રીતે પકવ કરીશું ? ગગન કરતાં કોઈ વસ્તુને ઉચ્ચ કરવી એ શી રીતે બની શકશે ?[12] તેજ પ્રમાણે શ્રી ગુરૂનો મહિમા જાણવાનું સાધન કયાં છે ? એ વાત જાણીનેજ મેં સ્વસ્થ રહીને ગુરૂને નમસ્કાર માત્ર કર્યા છે ![13] જો કોઈ એમ કહે કે હું બુદ્ધિના બળથી ગુરૂના સામર્થ્યનું વર્ણન કરીશ તો તે મોભે પાણી ચઢાવવા જેવીજ વાત છે.[14] કિંવા ઉત્તમ સુવર્ણપર રૂપાનો ઢોળ જે પ્રમાણે વ્યર્થ છે, તેજ પ્રમાણે શ્રીગુરૂની સ્તુતિ કરવાનું કાર્ય નિરર્થક છે. માટે ગુરૂચરણમાં લીન થઈ તે ચરણે બે હસ્ત ને ત્રીજું મસ્તક મુકવું એજ યોગ્ય છે.[15] પછી શ્રી જ્ઞાનેશ્વર મહારાજ બોલ્યાઃ-હે સ્વામી આપે મારાપર મમતાથી કૃપાદ્રષ્ટિ કરવાથી કૃષ્ણાર્જુન સંવાદરૂપી સંગમમાં હું પ્રયાગના વટવૃક્ષ સમાન થયો. આપ કૃપાદ્રષ્ટિથી શું નહિ કરી શકો ?[16] પૂર્વે મારે દૂધ જોઈએ છે એમ ઉપમન્યુએ કહ્યાથી શંકરે જે પ્રમાણે સમસ્ત ક્ષીર સમુદ્ર તેની સમક્ષ સાદર કરી દીધો હતો;[17] કિંવા ધ્રુવે રૂસણું લીધું તો તેને અચળપદરૂપી ખાવાનું આપી શ્રીવિષ્ણુએ તેને પટાવ્યો,[18] તે પ્રમાણે બ્રહ્મવિદ્યામાં શ્રેષ્ઠ અને સકલ શાસ્ત્રોનું વિશ્રાંતિસ્થાન એવી જે અધ્યાત્મ વિદ્યારૂપી ભગવદ્ગીતા તેનું ઓવીરૂપે વર્ણન કરવાની આપે મને શક્તિ આપી.[19] જે ભાષણના રાનમાં ચાલતાં ફલદ્રૂપ અર્થાત્ ફળપ્રાપ્તિ કરી આપે એવો એક પણ અક્ષર સાંભળવામાં આવતો નહોતો; પરંતુ તેજ વાણીને આપે કલ્પવલ્લરી કરી મૂકી છે.[20] મારી બુદ્ધિની ગતિ દેહ બહાર પહોંચતી નહોતી, તેજ બુદ્ધિને આપે બ્રહ્માનંદના ભંડારરૂપજ બનાવી મૂકી છે; અને મારા મનને ગીતાર્થ-

રૂપી ક્ષીરસાગરમાં જળમંદિર બંધાવી દીધું છે.[૨૧] આ પ્રમાણે ગુરૂની એકે એક કૃતિ અગાધ હોવાથી મારાથી તેમના અપાર સામર્થ્યનું વર્ણન શી રીતે થઈ શકશે ? માટે મહારાજ ! હું જે કાંઈ ધાર્ષ્ટ્યથી બોલું તે માટે મને ક્ષમા કરશો.[૨૨] અત્યાર પર્યંત આપના કૃપાપ્રસાદથી મેં ભગવદ્-ગીતાના પૂર્વ ખંડનું ઓવીબદ્ધ વર્ણન આનંદથી કર્યું,[૨૩] પ્રથમ અધ્યાયમાં આપ્ત–સ્વકીયોની સાથે યુદ્ધ કરવું અનુચિત છે એમ લાગવાથી અર્જુનને ખેદ ઉત્પન્ન થયો; દ્વિતીય અધ્યાયમાં યોગ સ્પષ્ટ રીતે વર્ણવ્યો છે, પરંતુ તેમાં જ્ઞાન યોગ અને કર્મ યોગ એવા ભેદ નિર્દિષ્ટ કરેલા છે;[૨૪] તૃતીય અધ્યાયમાં કેવળ કર્મજ પ્રતિપાદન કરવામાં આવ્યાં છે; તેજ કર્મ ચતુર્થમાં જ્ઞાન સહિત પ્રતિપાદિત કરવામાં આવ્યાં છે; અને પંચમમાં યોગતત્ત્વ સૂચિત કરવામાં આવ્યું છે.[૨૫] તેજ યોગતત્ત્વ ષષ્ઠ અધ્યાયમાં આસન વિધિથી લઈને જીવૈક્ય પર્યંત સ્પષ્ટ રીતે બતાવ્યું છે.[૨૬] તેજ પ્રમાણે અષ્ટાંગયોગ સ્થિતિ અને યોગભ્રષ્ટને મળતી ગતિ એ સંબંધે ષષ્ટ અધ્યાયમાં વર્ણન કરવામાં આવ્યું છે.[૨૭] પછી સપ્તમમાં આરંભમાં પ્રકૃતિનો ઉપક્રમ તથા પરિહાર બતાવી તે પછી ઈશ્વરનું ભજન કરનાર ચાર પ્રકારના ભક્તો અર્થાત્ આર્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી તથા જ્ઞાનીના સંબંધમાં વર્ણન કરવામાં આવ્યું છે.[૨૮] પછી પ્રશ્ન સપ્તકનું સ્પષ્ટીકરણ કરી મરણકાળે કાલાનુરોધથી કયી સ્થિતિ પ્રાપ્ત થાય છે, એ સર્વ અષ્ટમ અધ્યાયના અંતિમ ભાગ પર્યંત કહેવામાં આવ્યું છે.[૨૯] પછી અગાધ વેદમાં જેટલું જ્ઞાન છે તે સર્વ મહા-ભારતના એક લક્ષ શ્લોકમાં આવે છે; અને મહાભારતમાં ભરેલું સર્વ જ્ઞાન કૃષ્ણાર્જુન સંવાદ રૂપી ગીતાના સાતસેં શ્લોકમાં છે; તથા ગીતાનું સર્વજ્ઞાન એકલા નવમ અધ્યાયમાં આણવામાં આવ્યું છે.[૩૧] માટે નવમ અધ્યાયનું જ્ઞાન સ્પષ્ટ રીતે સમજવાને જ્યાં અર્જુન પણ અશક્ત થયો, તો પછી તેને સ્પષ્ટ રીતે કહી બતાવવાનો ગર્વ હું શા માટે ધારણ કરૂં ?[૩૨] અહો ! ગોળ અને સાકરના ગાંગડા એકજ રસમાંથી તૈયાર કરવામાં આવે છે, તો પણ તેની મિષ્ટતામાં ભેદ હોય છે.[૩૩] (તેજ પ્રમાણે ગીતાના સર્વ અધ્યાયમાં બ્રહ્મતત્ત્વનું નિરૂપણ કરવામાં આવ્યું છે તો પણ) કેટલાક અધ્યાયોમાં બ્રહ્મને ઓળખીને તેનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે; કેટલાકમાં બ્રહ્મનું સ્થળ દર્શાવવામાં આવ્યું છે; અને કેટલાકમાં બ્રહ્મ જાણવા જતાં પોતાના જ્ઞાન ગુણો સહિત મનુષ્ય બ્રહ્મરૂપજ થાય છે એમ દર્શાવવામાં આવ્યું છે.[૩૪] આ પ્રમાણે ગીતાના અધ્યાયો છે; પરંતુ નવમ અધ્યાય એવો છે કે તેનું વર્ણન કરી શકાતું નથી. પ્રભો ! તેનું વર્ણન મેં કર્યું એ આપનુંજ સામર્થ્ય છે.[૩૫] અહો ! એક ઋષિએ (વસિષ્ઠે) શાટીવતી સૂર્યનો પ્રકાશ પાડયો; એકે (વિશ્વામિત્રે) પ્રતિસૃષ્ટિ નિર્માણ કરી; એકે (રામચંદ્રે) સમુદ્રપર પાષાણનો સેતુ બાંધી સર્વ સૈન્ય પાર ઉતાર્યું;[૩૬] એકે (મારૂતિએ) જન્મતાંને વારજ આકાશમાં ઉડ્ડયન કરી સૂર્યને ફળ ધારી હસ્તમાં ધર્યો; અને એકે (અગસ્ત રૂષિએ) એકજ આચમનથી સમુદ્ર પ્રાશન કર્યો; તેજ પ્રમાણે આપે મારા જેવા મૂક મનુષ્ય પાસે અગમ્ય બ્રહ્મનું વર્ણન કરાવ્યું.[૩૭] પરંતુ હવે એટલીજ વાત કરીને રહેવા દઇશું; કારણ કે રામ રાવણનાં યુદ્ધને રામ રાવણનાં યુદ્ધનીજ ઉપમા છે (અર્થાત્ તે અનુપમ છે.)[૩૮] તે પ્રમાણે શ્રી કૃષ્ણનું નવમ અધ્યાયનું કથન તે પણ અનુપમજ છે. જે તત્ત્વજ્ઞાનીઓ ગીતાનું ખરૂં રહસ્ય સમજ્યા છે તેજ એનો નિર્ણય જાણે છે.[૩૯] આ પ્રકારે પ્રથમના નવ અધ્યાયોનું મેં યથામતિ વર્ણન કર્યું છે; હવે અહીંઆંથી ઉત્તર ખંડનો પ્રારંભ થાય છે, તે સાંભળો.[૪૦] એ ઉત્તર ખંડના પ્રારંભના અધ્યાયમાં શ્રી કૃષ્ણ અર્જુનને મુખ્ય અને ગૌણ વિભૂતિનું વર્ણન કહી સંભળાવશે, આ ઉત્તમ રસભરિત કથા હું આપને કહું છું.[૪૧] દેશી ભાષાના સુંદરપણાંથી શાંત રસ પણ શૃંગાર રસને જીતશે. તેના યોગથી મરાઠી ઓવીઓજ અલંકાર શાસ્ત્રને ભૂષણરૂપ થઇ દીપી નીકળશે.[૪૨] મૂળ

સંસ્કૃત ગ્રંથ અને તેપરની મરાઠી ટીકા વાંચવાથી જ્યારે ખરો અર્થ મનમાં ઉતરશે, ત્યારે મૂળ ગ્રંથ કયો તેની પણ સમજ પડનાર નથી.[૪૩] જે પ્રમાણે શરીરના સૌંદર્યથી શરીરજ અલંકારને શોભાવે છે, તે સ્થળે કોણ કોને શોભા આપે છે, તેનો નિર્ણય થઇ શકતો નથી;[૪૪] તે પ્રમાણે દેશી અને સંસ્કૃત ભાષા એકજ ગ્રંથના ભાવાર્થનું વર્ણન કરી એક સ્થળે કેવી રીતે શોભે છે તે તમે નિર્મળ બુદ્ધિથી સાંભળો.[૪૫] કોઇ પણ અભિપ્રાય પ્રકટ કરતાં જ્યારે શૃંગારાદિ રસની વૃષ્ટિ થાય છે ત્યારે ચાતુર્ય ને શોભા આવે છે;[૪૬] તેજ પ્રમાણે દેશી ભાષાનું સૌંદર્ય તથા તારૂણ્ય લૂંટી તેના યોગથી અગણિત ગીતા તત્ત્વની રચના કરવામાં આવી છે.[૪૭] જે સ્થાવરજંગમનો પરમ ગુરૂ છે અને જે ચતુર જનનાં ચિત્તને આનંદ આપનારો છે. તે યાદવેશ્વર શ્રી કૃષ્ણ શું બોલ્યા તે સાંભળો.[૪૮] "હે અર્જુન! શ્રવણ કરવા માટે સર્વ પ્રકારે તારૂં અંતઃકરણ યોગ્ય છે."[૪૯]

**श्रीभगवानुवाच। भूय एव महाबाहो शृणु मे परमं वचः।**
**यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया॥ १॥**

**શ્લોકાર્થઃ—ભગવાન બોલ્યાઃ-હે મહાબાહો! પુનરપિ મારાં પરમ વચન સાંભળ. તું મારાં ભાષણથી સંતુષ્ટ થાય છે, માટે તારૂં હિત થાય એવી ઇચ્છાથી આ હું તને કહું છું. (૧)**

**ઓવી અર્થઃ**—મેં ગતાધ્યાયમાં જે કાંઇ કહ્યું તેમાં મારાં કથન પ્રતિ તારૂં લક્ષ ક્યાં સુધી છે તે જોયું, તેથી મારી ખાત્રી થઈ કે તારૂં ધ્યાન પરિપૂર્ણ છે, અપૂર્ણ નથી.[૫૦] જે પ્રમાણે મટકામાં થોડું પાણી રેડી પ્રથમ ખાતરી કરવામાં આવે છે કે પાણી ગળે છે કે નહિ; પૂર્ણ ખાત્રી થયા પછી તેને પરિપૂર્ણ ભરવામાં આવે છે. તે પ્રમાણે પ્રથમ મેં તને થોડું કહી સંભળાવ્યું પછી તારૂં લક્ષ બરાબર છે અને મારો બોધ તું ગ્રહણ કરી શકે છે એવી મારી ખાત્રી થઇ; તેથી તને વધારે સંભળાવવું એમ મને લાગવા માંડયું.[૫૧] જે પ્રમાણે એકાદ જવાન ચાકર રાખ્યા પછી તેની કસોટી જોવાને માટે તેના આવવા જવાના માર્ગમાં ગમે તે વસ્તુ નાંખવામાં આવે છે, અને તે તે વસ્તુ જોતાં ઉંચકી લઇને પોતાની પાસે ન રાખતાં પોતાના સ્વામીને સ્વાધીન કરે, તો તેને ખજાનચીના પદ પર નિયુક્ત કરવામાં આવે છે, તે પ્રમાણે હે અર્જુન તું મારી પરીક્ષામાં ઉત્તીર્ણ થવાથી તું મારા જ્ઞાનના ભંડારનો સ્વામી થયો છે"[૫૨] શ્રી કૃષ્ણ આ પ્રમાણે અર્જુન પ્રત્યે આદરથી બોલ્યા; જે પ્રમાણે ડુંગરને જોઇને મેઘ ભરાઈ આવે છે,[૫૩] તે પ્રમાણે કૃપાસાગર શ્રી કૃષ્ણ અર્જુનને જોઇને બોલ્યાઃ-હે અર્જુન! પૂર્વે કરેલું કથનજ તને પુનઃ કહું છું.[૫૪] પ્રતિ વર્ષે ક્ષેત્રમાં અનાજ વાવવાથી જેમ જેમ પાક વધતો જાય છે તેમ તેમ પુનઃ અનાજ વાવવાનો કંટાળો આવતો નથી,[૫૫] અથવા હે પાંડુસુત! જે પ્રમાણે ઉપરા ઉપરી તાપ આપવાથી સુવર્ણનો કસ વધે છે, તેથી સોની તેને અધિકજ શુદ્ધ કરે છે,[૫૬] તે પ્રમાણે હે પાર્થ! આ અભિપ્રાય કહી બતાવવામાં હું તારાપર જરાપણ ઉપકાર કરતો નથી, પરંતુ મારા સ્વાર્થનેજ માટે આગળ કથન કરૂં છું.[૫૭] જે પ્રમાણે બાલકને અલંકાર પહેરાવતાં બાલકને તો શું પણ તેની માતાનેજ સુખ થાય છે,[૫૮] તેજ પ્રમાણે જેમ જેમ તારૂં હિત સાધ્ય થતું જશે તેમ તેમ મારૂંજ સુખ દ્વિગુણ વૃદ્ધિ પામતું જશે.[૫૯] હે અર્જુન! હવે આપણે આ અલંકારી ભાષા રહેવા દઈશું. ખરેખર મારો તારાપર અત્યંત પ્રેમ છે, માટે હું તારી સાથે ગમે તેટલું બોલું તો પણ મને તૃપ્તિ થતી નથી.[૬૦] માટે મને પુનઃ પુનઃ બોલવું પડે છે; તેથી મારા કથન પ્રતિ લક્ષ આપ.[૬૧] હે માર્મિક અર્જુન! મારાં અત્યુત્તમ વાક્યો શ્રવણ કર. એ વાક્યો નથી પરંતુ પ્રત્યક્ષ બ્રહ્મજ અક્ષરરૂપે તને આલિંગન દેવાને

માટે આવ્યા છે.[૬૨] પરંતુ હે કિરીટી! તું ખરેખર મને જાણતો નથી ને? હું જે તને અહીંઆં દેખાઉં છું તેજ સર્વ વિશ્વ છે.[૬૩]

**न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ।**
**अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥ २ ॥**

**શ્લોકાર્થઃ—દેવગણોને તથા મહર્ષિઓને પણ મારી ઉત્પત્તિ જ્ઞાત નથી; કારણકે હું સર્વ પ્રકારે દેવ અને મહર્ષિનું આદિ કારણ છું. ( ૨ ).**

**ઓવી અર્થઃ**—આ મારૂં સ્વરૂપ જાણવામાં વેદની વાણી પણ કુંઠિત થઇ છે; મન અને પ્રાણની ગતિ પણ ખુટી ગઈ છે; અને મારાં તેજની આગળ રાત્રિ થયા શિવાયજ સૂર્ય અને ચંદ્ર અદ્રશ્ય થયા છે.[૬૪] અરે! જે પ્રમાણે ઉદરમાંનો ગર્ભ પોતાની માતાની વય જાણવાને અસમર્થ હોય છે, તે પ્રમાણે મારામાંથી ઉત્પન્ન થયેલા દેવો મને જાણવાને સમર્થ નથી;[૬૫] અને જળચરો જે પ્રમાણે સમુદ્રનો અંત જાણતાં નથી તથા મક્ષિકા જે પ્રમાણે આકાશ ઓળંગી શકતી નથી, તે પ્રમાણે મહર્ષિનું જ્ઞાન મને જાણી શકતું નથી.[૬૬] હું કોણ છું? કેવડો છું? શામાંથી ઉત્પન્ન થયો? આ વાતનો નિશ્ચય કરતાં યુગોના યુગો વહી ગયા છે.[૬૭] કારણકે હે અર્જુન, આ સર્વ મહર્ષિઓ, દેવો અને ઇતર પ્રાણીઓનું મૂળ હું હોવાથી મને જાણવાનું કાર્ય તેમને માટે કઠિન થઈ પડે છે.[૬૮] જો પર્વતપરથી નીચે આવેલું પાણી પુનઃ ઉપર ચઢે અથવા વૃક્ષને કાપી નાંખ્યા છતાં તેનાં મૂળો પુનઃ ચોંટે તો મારામાંથી ઉત્પન્ન થયેલું જગત્ મને જાણી શકે.[૬૯] કિંવા જો વૃક્ષમાંનો ગર્ભ વૃક્ષ તથા વનને વીંટાઈ વળે અથવા તરંગમાં સમુદ્ર સમવિષ્ટ થઇ જાય, તેમજ પરમાણુમાં જગતનો સમાવેશ થાય,[૭૦] તો મારામાંથી ઉત્પન્ન થયેલા જીવો, મહર્ષિઓ કિંવા દેવો મને જાણી શકશે.[૭૧] આ પ્રમાણે મને જાણવો એ કઠિન કાર્ય છે. તોપણ જે કોઇ ભૂલે ચૂકે પણ પ્રવૃત્તિનો માર્ગ છોડી ઈંદ્રિયોને વશ કરે છે;[૭૨] અને એ રીતે દેહને પાછળ મુકીને (દેહભાવ છોડીને) જે પંચમહાભૂતોનું અતિક્રમણ કરીને તેની આગળ નીકળી જાય છે.[૭૩]

**यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ।**
**असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥ ३ ॥**

**શ્લોકાર્થઃ—જે મને ઉત્પન્ન ન થનાર અનાદિ તથા સર્વ લોકોના અધિપતિ તરીકે જાણે છે તે મનુષ્યોમાં જ્ઞાની ગણાઇ સર્વ પાપોમાંથી મુક્ત થાય છે. ( ૩ ).**

**ઓવી અર્થઃ**—મનની આવી સ્થિતિ સ્થાયી થયા પછી નિર્મળ આત્મપ્રકાશથી પોતાની દ્રષ્ટિ સમક્ષ મારાં ઉત્પત્તિરહિત સ્વરૂપને જે જુએ છે;[૭૪] હું સર્વેના આરંભથી અગાઉનો અને સર્વ લોકમાં શ્રેષ્ઠ છું; મારૂં આવું સ્વરૂપ જે જાણે છે;[૭૫] તે પાષાણમાં જેવો પારસમણિ કિંવા રસોમાં જેવું અમૃત તે પ્રમાણે મનુષ્યોમાં મારો અંશ છે એમ તું સમજ.[૭૬] તે બોલતાં ચાલતાં જ્ઞાનની કેવળ મૂર્તિ છે અને તેના અવયવો તો જાણે સુખના અંકુરજ છે; બાકી લોકદ્રષ્ટયા તેનું મનુષ્યત્વ, તે તો કેવળ ભ્રમજ છે.[૭૭] અરે કર્પૂરમાં ઓચિંતો હીરો જડે અને તેનાપર પાણી પડે તો શું તે હીરા તરીકે બહાર નહિ નીકળશે કે? (શું તે કર્પૂરની પેઠે પીગળી જશે કે?)[૭૮] તે પ્રમાણે તે મનુષ્ય લોકમાં સાંધારણ મનુષ્યની પેઠે વાસ્તવ્ય કરે છે, તોપણ તે માયાની બાધાને તો જાણતોજ નથી.[૭૯] કારણકે અમારોજ નાશ થશે, એવી ભીતિથી પાપ તેની પાસે આવતાંજ નથી. સર્પ પોતાના વાસ્તવ્યનું સ્થાન જે ચંદન તે જો બળતું હોય તો તેનો ત્યાગ કરે છે, તે પ્રમાણે જે મને ઓળખે છે તેનો સર્વ સંકલ્પો ત્યાગ કરે છે.[૮૦] મને

કેમ જાણવો એમ તારા મનમાં આવશે; માટે હું કેવો છું અને મારા વિકાર કયા છે; તે તું સાંભળ.[૮૧] આ વિકારો જુદાં જુદાં પ્રાણીઓમાં તેમની તેમની પ્રકૃતિના જેવા બનીને ત્રિજગમાં પ્રસરેલા છે.[૮૨]

**बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः ।**
**सुखं दुःखं भवोभावो भयं चाभयमेव च ॥ ४ ॥**
**अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ।**
**भवन्ति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥ ५ ॥**

**શ્લોકાર્થઃ—બુદ્ધિ, જ્ઞાન, અસંમોહ, ક્ષમા, સત્ય, દમ, શમ, સુખ, દુઃખ, ઉત્પત્તિ, વિનાશ, ભય, અભય, (૪) અહિંસા, સમતા, સંતોષ, તપ, દાન, યશ તથા અપયશ એ ભિન્ન ભિન્ન પ્રકારના પ્રાણીઓના વિકારો મારામાંથીજ ઉત્પન્ન થાય છે. (૫)**

**ઓવી અર્થઃ**—આ વિકારોમાં પ્રથમ બુદ્ધિ છે. પછી અમર્યાદ જ્ઞાન, મોહનો અભાવ, સહનશીલતા, ક્ષમા તથા સત્ય;[૮૩] પછી મનોનિગ્રહ અને ઇંદ્રિયનિગ્રહ એ ઉભય છે. અને હે અર્જુન! જગતમાંનાં સુખ દુઃખ તથા જન્મ મરણ એ મુજ પરમાત્માના ભાવરૂપ સ્વરૂપમાં છે.[૮૪] હે પાંડુસુત! ભીતિ, નિર્ભયતા, અહિંસા, સમતા સંતોષ, તપ, અને દાન,[૮૫] અરે તેજ પ્રમાણે સર્વભૂતોમાં યશ, અપકીર્તિ એ ભાવો જે દ્રષ્ટિએ પડે છે તે મારાદ્વારજ ભૂતોમાં ઉત્પન્ન થાય છે.[૮૬] ભૂતો જેમ નિરનિરાળા છે તેમ વિકાર પણ ભિન્ન ભિન્ન છે એમ તું સમજ. તેમાંથી કેટલાકને મારૂં જ્ઞાન થાય છે અને કેટલાકને થતું નથી.[૮૭] જે પ્રમાણે પ્રકાશ તથા તિમિર એ સૂર્યદ્વારાજ ઉત્પન્ન થાય છે; પ્રકાશ ઉદયની સાથે અને તિમિર અસ્તની સાથે દ્રષ્ટિએ પડે છે;[૮૮] તે પ્રમાણે મારૂં જ્ઞાન થવું કિંવા ન થવું એ પ્રાણીઓનાં પોતાનાંજ કર્મનું ફળ છે. એટલા માટેજ તેમનામાં જુદા જુદા વિકારો ઉત્પન્ન થાય છે.[૮૯] આ પ્રમાણે હે અર્જુન! આ સર્વ જીવસૃષ્ટિ મારામાંજ ભરેલી છે એમ તું સમજ.[૯૦] હવે જે આ પૃથ્વીના પાલક છે અને જેની આજ્ઞા પ્રમાણે સર્વ લોકો વર્તન કરે છે એવા બીજા એકાદશ ભાવો છે, તે તને કહું છું.[૯૧]

**महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा ।**
**मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः ॥ ६ ॥**

**શ્લોકાર્થઃ—પ્રાચીન ( ભૃગુ આદિક ) સાત મહર્ષિ ( સાવર્ણાદિક ) ચાર મનુ એ મારા સામર્થ્યથી યુક્ત એવા મારા મનમાંથી ઉત્પન્ન થયા છે; અને તેમનામાંથીજ જગત્‌નાં આ પ્રાણીઓની ઉત્પત્તિ થઈ છે. ( ૬ )**

**ઓવી અર્થઃ**—સર્વ ગુણોથી યુક્ત અને મહર્ષિઓમાં જ્ઞાતા એવા જે કશ્યપાદિક પ્રખ્યાત સાત રૂષિઓ થયા છે,[૯૨] અને જે ઈતર ચૌદ મનુઓ થયા છે તેમાં સ્વાયંભુવાદિ મુખ્ય જે ચાર છે તે તને કહું છું[૯૩] હે ધનુર્ધર! એવા આ એકાદશ ભાવો સૃષ્ટિની ઉત્પત્તિને માટે મારામાંથી ઉત્પન્ન થયા છે.[૯૪] જ્યારે લોકોની વ્યવસ્થા ગોઠવાઈ નહોતી અને ત્રિભુવનની રચના થઇ નહોતી ત્યારે પંચમહાભૂતોનો સમુદાય કાર્ય કર્યા વિના પોતાને સ્થળેજ સ્તબ્ધ હતો.[૯૫] ત્યારે આ સપ્ત ઋષિ અને ચાર મનુ ઉત્પન્ન થયા, અને તેમણે અષ્ટ લોકપાળ ઉત્પન્ન કરી તેમને સર્વ જગતમાં મુખ્ય કરી મૂકયા.[૯૬] માટે આ એકાદશ વ્યક્તિ રાજા સમાન હોઇ ઇતર સર્વ જન તેમની પ્રજા છે; અને આ રીતે આ વિશ્વવિસ્તાર મારોજ છે એમ તું સમજ[૯૭] જો પ્રથમ બીજ એકલુંજ હોય છે, પછી તે વૃદ્ધિંગત થતાં તેને અંકુર ફુટે છે, અંકુરમાંથી શાખા ફુટે છે અને તેમાંથી થડો ફુટે છે;[૯૮] આ થડમાંથી અનેક ફાંટા ફુટી તેને કોમલ

પલ્લવ આવે છે.[૯૯] અને પાંદડાં ફુટયા પછી તેને પુષ્પો અને ફળો આવે છે. આ પ્રમાણે સમસ્ત વૃક્ષ બન્યા પછી તેને કારણુ દ્રષ્ટિથી જોતાં તે સર્વ બીજજ છે એમ સિદ્ધ થાય છે.[૧૦૦] તેજ પ્રમાણે મૂળારંભમાં હું એકલોજ હતો પછી મારામાંથી મનની ઉત્પત્તિ થઇ અને મનમાંથી સપ્તઋષિ તથા ચાર મનુ ઉત્પન્ન થયા.[૧] તેમાંથી ઇંદ્રાદિ અષ્ટ લોકપાલ ઉત્પન્ન થયા, લોકપાલોએ અનેક પ્રકારના લોકો ઉત્પન્ન કર્યા અને આ લોકમાંથી સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ થઇ.[૨] આ પ્રમાણે ખરેખર સર્વ વિશ્વનો વિસ્તાર હુંજ છું: પરંતુ આ વાત જેઓ શ્રદ્ધાપૂર્વક માનતા હોય તેઓજ ખરૂં રહસ્ય સમજી શકે છે.[૩]

**एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः ।**
**सोऽविकंपेन योगेन युज्यते नात्र संशयः ॥ ७ ॥**

**શ્લોકાર્થઃ—આ મારો વિસ્તાર અને ઉત્પન્ન કરવાનું ચાતુર્ય જે ખરેખર જાણે છે; તે પૂર્ણ જ્ઞાની થાય છે એમાં સંશય નથી. (૭)**

**ઓવી અર્થઃ**—માટે હે સુભદ્રાપતે! આ મારા (વીસ) ભાવ અને (એકાદશ) વિભૂતિથી સર્વ જગત્ વ્યાપ્ત છે.[૪] માટે બ્રહ્મદેવથી લઇને કીડી પર્યંત મારા શિવાય અન્ય કોઈજ નથી.[૫] આ રીતે મારા સત્ય સ્વરૂપને જે જાણે છે તેનેજ સત્ય જ્ઞાનની જાગૃતિ થઇ છે અને તેટલા માટેજ ઉત્તમ અને અધમ એવા પ્રાણીઓના ભેદ તેને સ્વપ્નમાં પણ દ્રશ્ય થતા નથી.[૬] હું મારી વિભૂતિ અને મારી વિભૂતિથી યુક્ત થયેલાં પ્રાણી એ સર્વે એકજ છે એમ તું સમજ.[૭] માટે જે ખરેખર આ જ્ઞાન યોગથી મનોભાવપૂર્વક મદ્રૂપ થયો છે, તે કૃતાર્થ થયો છે એમાં સંશય નથી.[૮] કારણુ કે હે અર્જુન! અભેદ દ્રષ્ટિથી જે મને ભજે છે તેના ભજનના છંદથી હું તેના પાશમાં બદ્ધ થાઉં છું[૯] માટે જે મારી અભેદ બોધથી ભક્તિ કરે છે તેને ખરેખર મારી પ્રાપ્તિ કરતાં વ્યત્યય નડતા નથી અને આવી ભક્તિ કરતાં જો તે મરણ પામે તો તે પણ ઉત્તમ ગતિજ છે એમ ષષ્ઠ અધ્યાયમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે.[૧૦] આ અભેદ ભક્તિ કેવી હોય છે એ જાણવાની જો તારા મનમાં ઇચ્છા હોય તો કહું છું તે સાંભળ.[૧૧]

**अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।**
**इति मत्वा भजन्ते मां बुधा भावसमन्विताः ॥ ८ ॥**

**શ્લોકાર્થઃ—હું સર્વનો ઉત્પાદક છું, અને મારામાંથીજ સર્વ જગત્ પ્રવૃત્ત થાય છે, એમ જાણી જ્ઞાતા જનો શ્રદ્ધાથી યુક્ત થઈ મને ભજે છે. (૮)**

**ઓવી અર્થઃ**—હે અર્જુન! આ સર્વ જગત્નો ઉત્પન્નકર્તા અને પાલનકર્તા પણ હુંજ છું.[૧૨] અરે, જે પ્રમાણે અનેક તરંગોનો જન્મ પાણીમાંજ થાય છે, તેને આશ્રય પણ પાણીનોજ હોય છે અને તેનું જીવન પણ પાણીજ હોય છે;[૧૩] અને આ પ્રમાણે તેને જેમ સર્વ સ્થળે પાણીજ આધારભૂત છે, તે પ્રમાણે આ સર્વ વિશ્વમાં મારા શિવાય અન્ય કોઇ નથી.[૧૪] આ પ્રકારે હું સર્વવ્યાપક છું એમ જાણી જે ખરી ઉત્કંઠાથી અને ખરા પ્રેમભાવથી ગમે તે સ્થળે મને ભજે છે;[૧૫] દેશકાળ વર્તમાનથી હું ભિન્ન નથી એમ જે જાણે છે, જે પ્રમાણે વાયુ આકાશરૂપ છે અને આકાશમાંજ સંચાર કરે છે,[૧૬] તે પ્રમાણે જે મને આત્મજ્ઞાની તથા સર્વવ્યાપકને મનમાં સ્મરી સુખપૂર્વક ત્રિભુવનમાં કાળક્રમણ કરે છે;[૧૭] અને જે જે પ્રાણી દ્રષ્ટિએ પડે છે, તેને તેને ઇશ્વર માને છે, તેજ ખરો ભક્તિયોગ જાણે છે, એમ તું સમજ.[૧૮]

**मच्चित्ता मद्गतप्राणा बोधयन्तः परस्परम् ।**
**कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ॥ ९ ॥**

**શ્લોકાર્થઃ—(જ્ઞાની પુરૂષ) મારામાં ચિત્ત રાખી અને મારામાં જીવ પરોવી એક બીજાને મારે વિષે બોધ કરી તથા મારૂં કીર્તન કરી સર્વ કાળ સંતુષ્ટ રહે છે અને મારામાં રમમાણ થાય છે. (૯).**

**ઓવી અર્થઃ**—જે ચિત્તથી મદ્રૂપજ થયા છે અને મારાજ યોગથી જેના પ્રાણ તૃપ્ત છે; તથા જેને જ્ઞાનના નાદમાં જીવંતપણાનું તથા મરણનું પણ ભાન હોતું નથી;[૧૯] પછી બોધના બળપર જે વિનોદથી સંવાદસુખમાં નાચવા લાગે છે. આવી સ્થિતિમાં એક બીજા વચ્ચે લેણદેણનો વ્યવહાર જ્ઞાનનોજ હોય છે.[૨૦] જે પ્રમાણે નિકટ રહેલાં તળાવો પાણીથી ભરાઇ ગયા પછી તેમાંનાં પાણી એક બીજા સાથે મળી જાય છે; અને પછી તરંગો ને તરંગોજ આશ્રયભૂત થાય છે,[૨૧] તે પ્રમાણે જ્ઞાની એક સ્થળે મળવાથી બ્રહ્માનંદરૂપી તરંગો એક બીજા સાથે મળે છે; તે વખતે આત્મબોધ એ આત્મબોધને આત્મબોધનોજ અલંકાર પહેરાવી દે છે.[૨૨] જે પ્રમાણે સૂર્ય સૂર્યનાંજ ઓવારણાં લે કિંવા ચંદ્ર ચંદ્રને આલિંગન આપે અથવા યોગ્યતામાં સમાન એવા બે ઓઘો એક બીજામાં મળે,[૨૩] તે પ્રમાણે બ્રહ્મૈક્યના સંગમથી પૂર આવી તેમાં અષ્ટ સાત્ત્વિક ભાવરૂપી કચરો તરી આવ્યો એટલે તે જ્ઞાતા સંવાદરૂપી ચૌટાંના અધિપતિ બની જાય છે.[૨૪] ત્યારે તેઓ બ્રહ્માનંદના આવેશમાં દેહરૂપી ગ્રામની બહાર દોડી જઈ મારી પ્રાપ્તિથી સંતોષિત થઈ પ્રચંડ ગર્જનાઓ કરવા લાગે છે.[૨૫] ગુરૂ શિષ્યના એકાંતમાં જે એકાક્ષરી મંત્ર કહેવાવો જોઇએ તે સર્વ જણ મેઘની પેઠે ત્રણે લોકમાં ગર્જના કરીને કહે છે.[૨૬] જે પ્રમાણે કમળની કળી વિકસિત થતાંની સાથે પોતામાં રહેલા મકરંદને ગુપ્ત રાખી શકતી નથી અને રાજાથી લઇને રંકપર્યંત સર્વને પોતાના સુવાસની મિજબાની પિરસે છે,[૨૭] તે પ્રમાણે તે જગતમાં મારા ગુણ ગાઈ, ગાવાના આવેશમાં સ્તબ્ધ રહી, જીવભાવ તથા દેહભાવ એ ઉભયને વિસરી જાય છે.[૨૮] અને આવા પ્રેમાવેશમાં તે રાત્રિ અને દિવસનું ભાન ભૂલી જાય છે. આ પ્રકારે જે આત્મતત્વથી મારૂં પરિપૂર્ણ સુખ ભોગવે છે,[૨૯]

**तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।**
**ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥ १० ॥**

**શ્લોકાર્થઃ—આ પ્રમાણે સદૈવ મારા સ્વરૂપમાં મળી જવાને તત્પર તથા મને ભજનાર એવા જે જ્ઞાની હોય છે તેને હું જેના યોગથી તેમને પ્રાપ્ત થઇ શકું એવો બુદ્ધિયોગ આપું છું. (૧૦).**

**ઓવી અર્થઃ**—તેને હે અર્જુન! મારે જે કાંઈ આપવાનું હોય છે તેનો માર્ગજ તેણે પકડેલો હોય છે.[૩૦] કારણકે, હે અર્જુન! તે જે માર્ગે મારી પાસે આવવાને નીકળે છે તે માર્ગની દ્રષ્ટિથી જોતાં સ્વર્ગ અને મોક્ષ એ આડમાર્ગ ભાસે છે.[૩૧] માટે તેણે મારી જે ભક્તિ કરી તે ભક્તિને લીધે તેને કાંઈ આપવું એમ મને લાગે છે; પરંતુ મારે જે કાંઈ તેને આપવાનું હોય છે તે તો તે ભકતે સ્વતઃજ પોતાને સ્વાધીન કરી લીધેલું હોય છે.[૩] હવે મારી ભક્તિનું જે પ્રેમસુખ તેને વૃદ્ધિંગત કરવું, અને મારા એવા ભક્તપર કાળની દ્રષ્ટિ ન પડે એટલા માટે પ્રયાસ કરવો એજ મારૂં કર્તવ્ય છે.[૩૩] હે કિરીટી! લાડકાં છોકરાં ખેલતાં હોય ત્યારે માતા તેમનાપર પ્રેમદ્રષ્ટિ રાખી તેની પાછળ પાછળ દોડે છે,[૩૪] તથા તેને રમવાને એક એક નવીન સુવર્ણ સરખા પદાર્થ કરી મૂકે છે, તે પ્રમાણે મારા ભકતોના ઉપાસના સંપ્રદાયનું પોષણ મારે કરવું પડે છે.[૩૫] જે સંપ્રદાયની વૃદ્ધિ કરવાથી મારા ભકતો મને સહજ આવીને મળે છે, તે સંપ્રદાયનું સંરક્ષણ કરવું-ખાસ કરી તેની વૃદ્ધિ કરવી એમ મને લાગે છે.[૩૬] ભક્તોને મારા પ્રત્યે પ્રેમ હોવાથી તેમની એકનિષ્ઠાને લીધે મારામાં પ્રેમ ઉત્પન્ન થાય છે; કારણકે મારે ઘેર પ્રેમી ભકતોની ઘણી ન્યૂનતા છે.[૩૭] જો કે ઉપર ઉપરની ભક્તિ કરનારાઓને

માટે સ્વર્ગ અને મોક્ષ એવા બે માર્ગો ઉત્પન્ન કરવામાં આવ્યા છે અને મેં મારૂં શરીર લક્ષ્મીસહ શેષને સ્વાધીન કર્યું છે.[૩૮] પરંતુ બાહ્ય શરીર વ્યતિરિક્ત જે એક અત્યુત્કૃષ્ટ સુખ-આત્મસુખ-છે તે પ્રેમાળ ભક્તોને માટેજ રાખી મુકવામાં આવ્યું છે.[૩૯] હે અર્જુન ! પ્રેમાળ ભક્તોને હું એટલા નિકટ રાખું છું, એ વાત કહી બતાવવા જેવી નથી, પરંતુ એ અનુભવથીજ જાણી શકાય છે.[૪૦]

**तेषामेवानुकम्पार्थमहमज्ञानजं तमः ।**
**नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥ ११ ॥**

**શ્લોકાર્થઃ—તેનાપર અનુગ્રહ કરવાને માટેજ તેની બુદ્ધિમાં વાસ કરી, સુપ્રકાશિત જ્ઞાનદીપકના યોગથી તેના અજ્ઞાનજન્ય અંધકારનો હું નાશ કરૂં છું. (૧૧)**

**ઓવી અર્થઃ**—આત્મા જે હું તેની ભક્તિ એજ જીવનનું પ્રયોજન એમ માની જેણે મારા શિવાય ઇતર વસ્તુઓ વ્યર્થ ગણી છે,[૪૧] તે શુદ્ધ આત્મજ્ઞાનીઓને માટે હું કર્પૂરનો દીપક સળગાવી મશાલચી બની તેની આગળ આગળ ચાલું છું.[૪૨] કારણ કે અજ્ઞાનરૂપી રાત્રિમાં એકત્રિત થયેલાં ગાઢ તિમિરનો નાશ કરી તે ભક્તોને માટે હું નિરંતર જ્ઞાનરૂપી સૂર્યનો ઉદય કરૂં છું.[૪૩] પ્રેમાળ ભક્તોને પ્રિય એવા પુરૂષોત્તમ જ્યારે આ પ્રમાણે બોલ્યા ત્યારે અર્જુને કહ્યું:-"હે દેવ ! મારા સર્વ મનોરથો તૃપ્ત થયા છે.[૪૪] આપે મારાપરથી સંસારરૂપી સંકટ સારી પેઠે ખંખેરી કાઢયું; અને હે પ્રભો ! તેને લીધે હું પુનર્જન્મથી મુક્ત થયો છું.[૪૫] અહો ! મારો જન્મ મેં ખુદ મારી નજરે જોયો અને મારૂં જીવિત મારા હસ્તમાં આવ્યું છે એમ આજે મને લાગે છે.[૪૬] હે પ્રભો ! આપના મુખદ્વારા આ વચનો સાંભળી મારા આયુષ્યનું સાર્થક થયું છે અને મારા દૈવનો ઉદય થયો છે ![૪૭] હવે આ વચનરૂપી સૂર્યથી મારા અંતર્બાહ્ય અજ્ઞાનાંધકારનો નાશ થયો છે; માટે હે પ્રભો ! આપનું યથાર્થ સ્વરૂપ મને દેખાવા લાગ્યું છે.[૪૮]

**अर्जुन उवाच । परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।**
**पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥ १२ ॥**

**શ્લોકાર્થઃ—અર્જુન બોલ્યોઃ-હે દેવ ! આપ સર્વશ્રેષ્ઠ બ્રહ્મ, ઉત્તમ સ્થાન અને પરમ પવિત્ર છો. આપ સર્વદા સર્વત્ર વાસ કરનાર તેજસ્વી, સર્વ દેવોના આદિ, ઉત્પત્તિ રહિત અને સર્વવ્યાપક છો, એમ ઋષિજનો કહે છે. (૧૨)**

**ઓવી અર્થઃ**—માટે હે કૃષ્ણ ! આપ પરબ્રહ્મ છો અને સર્વ મહાભૂતોનું વિશ્રાંતિસ્થાન હોઇ, પવિત્ર અને સર્વ જગતના પાલન કર્ત્તા છો.[૪૯] આપ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રિમૂર્તિના આદિ દૈવત છો. હે દેવ ! પચ્ચીસમું તત્ત્વ જે પુરૂષ તે આપજ છો અને માયાથી અતીત જે દિવ્યભાવ તે પણ આપજ છો.[૫૦] હે સ્વામી ! આપ અનાદિસિદ્ધ હોઇ આપને જન્માદિ ધર્મ નથી; આપ આ સર્વ ગુણોથી યુક્ત છો એવી સમજ મને હમણાં પડી છે.[૫૧] આપ ત્રણકાળના ચાલક છો; આપ જીવકળાના મુખ્ય દેવતા છો; અને આપજ બ્રહ્માંડને આશ્રય ભૂત છો, એમ હવે મને સ્પષ્ટ રીતે સમજાયું.[૫૨]

**आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ।**
**असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ॥ १३ ॥**

**શ્લોકાર્થઃ—આપ એવા છો એમ નારદ, અસિત, દેવલ તથા વ્યાસ એ સર્વ ઋષિ મહર્ષિ કહે છે; અને આપ પોતે પણ મને એમજ કહો છો. (૧૩)**

**ઓવી અર્થ:**—અને બીજી પણ એક રીતે એ વાત સત્ય હોવાની પ્રતીતિ થાય છે. અને તે એ છે કે પૂર્વે આપના સંબંધમાં એવીજ વાત અનેક ઋષિઓએ કહી છે.[૫૩] પરંતુ તેમણે કહેલી વાતની સત્યતા મને આજે સમજાઈ. એ સૌ આપની કૃપાનોજ મહિમા છે.[૫૪] બાકી નારદ મુનિ મારે ઘેર સદૈવ આવે છે તે સુદ્ધાં એજ વાતનું ગાન કર્યા કરે છે, પરંતુ આજ સુધી હું તેનો અર્થ સમજતો નહોતો, માત્ર તે ગાયનથી થતો આલ્હાદજ હું ભોગવતો હતો.[૫૫] મહારાજ! અંધોના ગ્રામમાં સૂર્ય સ્વતઃ પ્રકટ થાય તોપણ તેમને માત્ર ઉષ્ણતાજ લાગે છે, તેમને પ્રકાશનો અનુભવ થઈ શકતો નથી.[૫૬] તેજ પ્રમાણે નારદ એ અધ્યાત્મ ગાન કરતા હતા ત્યારે તેની રાગરાગણીનું ઉપર ઉપરનું માધુર્ય મને ઠીક લાગતું હતું, પરંતુ અન્ય કાંઇ હું સમજતો નહોતો.[૫૭] તેજ પ્રમાણે અસિત અને દેવલના મુખથી પણ આપના આજ પ્રકારના ગુણાનુવાદ હું સાંભળતો હતો; પરંતુ તે વખતે મારી બુદ્ધિ વિષયરૂપી વિષથી વ્યાપ્ત થઈ હતી.[૫૮] વિષયરૂપી વિષનો મહિમા એવો છે કે પરમાર્થ મિષ્ટ હોવા છતાં પણ તે જીવને કટુ લાગે છે અને વિષય કટુ હોવા છતાં તે મિષ્ટ લાગે છે.[૫૯] અને બીજા ઋષિઓ વિષે આપને શું વાત કહું? પરંતુ સર્વ શ્રેષ્ઠ જે વ્યાસમુનિ તે પોતે પણ અમારા રાજમહાલયમાં આવીને આપના સ્વરૂપનું એવુંજ વર્ણન કરતા હતા.[૬૦] પરંતુ એકાદ માણસને અંધારામાં ચિંતામણિ મળતાં તે ચિંતામણિ નથી એમ જાણી તેને ફેંકી દે છે અને દિવસ ઉગતાં તે ચિંતામણિ છે એમ તેને ઓળખે છે,[૬૧] તેજ પ્રમાણે હે કૃષ્ણ! વ્યાસાદિક ઋષિનાં ભાષણો જ્ઞાનરૂપી રત્નોની ખાણ હોવા છતાં આપના ઉપદેશરૂપી સૂર્ય શિવાય તેને મેં ફેંકી દીધાં હતાં.[૬૨]

**सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव ।**
**न हि ते भगवन्व्यक्तिं विदुर्देवा न दानवाः ॥ १४ ॥**

**શ્લોકાર્થ:—હે કેશવ! આપ આજે મને કહો છો, તે સર્વ હું સત્ય માનું છું. ભગવન્! દેવો અને દૈત્યો પણ આપનું સ્વરૂપ સમજી શકયા નથી. (૧૪)**

**ઓવી અર્થ:**—હવે આપનાં વાકયરૂપી કિરણો મારા હૃદયમાં સર્વત્ર ફેલાઇ ગયાં છે અને ઋષિએ આપેલા જ્ઞાનની અપ્રતીતિ દૂર થઇ છે.[૬૩] હે મહારાજ! તેમના શબ્દોરૂપી જ્ઞાનનાં બીજ મારા હૃદયરૂપી પોકળ જમીનમાં પડયાં હતાં, પરંતુ હવે આપના કૃપા રૂપી ખાતરથી તેને સંવાદરૂપી ફળો આવ્યાં છે.[૬૪] હે અનંત! નારદાદિક સંતોનાં ભાષણરૂપી નદીઓ આપના તથા મારા વચ્ચેના સંવાદરૂપી સમુદ્રમાં મળી છે.[૬૫] હે પ્રભો! હે સદ્‌ગુરો! મેં જન્મ જન્માંતરે જે જે પુણ્યો કર્યાં હતાં તે સર્વેએ આપની પ્રાપ્તિ કરાવી આપી છે અને તે સર્વે ઋણમુક્ત થયાં છે.[૬૬] બાકી પુખ્ત વયસ્ક મનુષ્યોનાં મુખદ્વારા આપના ગુણાનુવાદ મારે કર્ણે પડતા હતા, પરંતુ જ્યાં સુધી આપે મારાપર કૃપા કરી નહોતી ત્યાં સુધી હું તેનું રહસ્ય સમજ્યો નહોતો.[૬૭] માટે જ્યારે ભાગ્ય અનુકૂળ થાય છે ત્યારે કરેલા ઉદ્યોગો સફળ થાય છે; તે પ્રમાણે ગુરૂ કૃપા થઇ એટલે શ્રવણ કરેલું અને અધ્યયન કરેલું સર્વ ખરૂં છે એવો અનુભવ થાય છે.[૬૮] માળી જન્મભર જીવતોડ મહેનત કરીને જે વૃક્ષને વારિ સિંચન કરે છે. તેને જે પ્રમાણે વસંતઋતુ થયા શિવાય ફળ આવતાં નથી;[૬૯] અહો! જ્યારે વિષમ જ્વર ઉતરે છે ત્યારેજ જે પ્રમાણે મિષ્ટ વસ્તુ મિષ્ટ લાગે છે; આરોગ્ય થાય છે ત્યારેજ જે પ્રમાણે ઔષધને સારૂં ગણવામાં આવે છે;[૭૦] કિંવા ઇંદ્રિયો, વાચા અને પ્રાણમાં જ્યારે ચૈતન્ય આવીને સંચાર કરે છે ત્યારેજ જે પ્રમાણે તેનું સાર્થક થાય છે;[૭૧] તેજ પ્રમાણે વેદશાસ્ત્રનો અથવા યોગાદિકનો અભ્યાસ કર્યા છતાં પણ જ્યારે ગુરૂની કૃપા થાય છે ત્યારેજ તેનું સાર્થક થાય છે.[૭૨] આ પ્રમાણે અનુભવ થવાથી અર્જુન નિશ્ચયપૂર્વક સંતોષથી નૃત્ય કરવા લાગ્યો અને દેવ પ્રત્યે બોલ્યો કે—

આપના કથનની સત્ય પ્રતિતિ હવે મને થઇ છે,[૭૩] માટે હે મુક્તિદાતા શ્રીકૃષ્ણ ! મને ખરેખર એવો અનુભવ થયો છે કે દેવ અને દાનવની બુદ્ધિ આપને જાણી શકે એમ નથી.[૭૪] હે દેવ ! આપનાં કથનનો અનુભવ ન હોવા છતાં જે પોતાના જ્ઞાનથી આપને જાણવાની વાત કરે છે તેને આપનું જ્ઞાન થતું નથી, એવો મારો પાકો અનુભવ થયો છે.[૭૫]

**स्वयमेवात्मनात्मानं वेत्थ त्वं पुरुषोत्तम ।**
**भूतभावन भूतेश देवदेव जगत्पते ॥ १५ ॥**

**શ્લોકાર્થઃ**—હે પુરૂષોત્તમ, ભૂતભાવન, ભૂતેશ, દેવ દેવ, જગત્પતે, આપ આપનાજ સામર્થ્યથી આપને જાણો છો. ( ૧૫ ).

**ઓવી અર્થઃ**—જે પ્રમાણે આકાશનું મહત્ત્વ આકાશજ જાણે છે, કિંવા પૃથ્વીનું વજન પૃથ્વીનેજ જ્ઞાત હોય છે.[૭૬] તે પ્રમાણે હે લક્ષ્મીપતે ! આપની સર્વ શક્તિ આપજ જાણો છો. બાકી આપની શક્તિ અમે જાણીએ છીએ એવો ગર્વ વેદાદિક વ્યર્થજ કરે છે.[૭૭] અહો ! મનની ગતિને પાછળ કેવી રીતે નાંખવી ? પવનનો અવરોધ શી રીતે કરવો ? અને બાહુવડે માયાનિધિ કેવી રીતે તરવો ?[૭૮] તેજ પ્રમાણે આપનું જ્ઞાન થવું અતિ દુર્ઘટ છે, માટે તે જ્ઞાન કોઇને થઈ શકતું નથી. માત્ર આપનું જ્ઞાન આપનેજ હોય છે.[૭૯] મહારાજ ! આપનું જ્ઞાન આપનેજ છે અને તે અન્યને આપવાને પણ આપ સમર્થ છો. માટે એકવાર મારી ઉત્કંઠાના કપોલપરનાં પ્રસ્વેદબિંદુઓ તો લુછી કાઢો વારૂ ! ( મારી સાંભળવાની ઉત્કંઠા પૂરી કરો ).[૮૦] અહો ! પ્રાણી માત્રના ઉત્પાદક ! અહો ! સંસારરૂપી ગજનો નાશ કરનાર પંચાનન ! અહો ! સર્વ દેવોના પૂજ્ય જગદાધિપતે ! આપે સાંભળ્યું કે ? આપની મહત્તાનો વિચાર કરીએ છીએ ત્યારે અમે આપની પાસે ઉભા રહેવાની યોગ્યતા પણ ધરાવતા નથી એમ અમને લાગે છે. પરંતુ આવી શંકા લાવીને જો અમે આપને વિનંતિ ન કરીએ તો અમારા મનનાં સમાધાનને માટે બીજો ઉપાયજ રહેતો નથી.[૮૨] ચારે તરફ સમુદ્ર અને નદીઓ પાણીથી ભરેલાં હોય તોપણ ચાતકને તેનો શું ઉપયોગ ? તેને મનતો તે શુષ્કજ છે ! જ્યારે વૃષ્ટિ થાય છે ત્યારેજ તેની તૃષા તો શાંત થાય છે.[૮૩] તેજ પ્રમાણે હે કૃષ્ણ ! જગત્માં ચારે તરફ ગુરૂઓ છે તો પણ મારો આપના શિવાય અન્ય કોઇ ગુરૂ છેજ નહિ. અસ્તુ ! હવે આપની વિભૂતિ કહી સંભળાવો.[૮૪]

**वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः ।**
**याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि ॥ १६ ॥**

**શ્લોકાર્થઃ**—જે વિભૂતિના યોગથી આપ આ લોકમા વ્યાપી રહ્યા છો તે આપની સર્વ અદ્ભુત વિભૂતિઓ આપ મને કહી સંભળાવો. ( ૧૬ ).

**ઓવી અર્થઃ**—મહારાજ ! આપની જે કાંઇ વિભૂતિ હોય, તેમાંની જેટલી વ્યાપક, શક્તિવાન અને સતેજ હોય, તે સર્વ આપ મને કહી સંભળાવો.[૮૫] હે અનંત આપની જે વિભૂતિ ત્રણે લોકમાં વ્યાપી રહી છે તેમાંની મુખ્ય મુખ્ય અને પ્રસિદ્ધ મને કહો.[૮૬]

**कथं विद्यामहं योगिंस्त्वां सदा परिचिन्तयन् ।**
**केषु केषु च भावेषु चिन्त्योऽसि भगवन्मया ॥ १७ ॥**

**શ્લોકાર્થઃ**—હે યોગિન્ ! આપનું સતત ચિંતન કરનાર હું આપને શી રીતે જાણી શકીશ ? અને હે ભગવન્ ! કયી કયી વસ્તુમાં હું આપનું ધ્યાન ધરૂં ? ( ૧૭ )

**ઓવી અર્થઃ**—હે મહારાજ ! હું આપને શી રીતે જાણી શકું ? અને સદા શાનું ચિંતન

કરૂં ? જ્યારે સર્વત્ર આપજ છો એમ કહેવાય છે, ત્યારે તો મારાથી આપનું ચિંતન થઇ શકશે નહિ.[૮૭] માટે પૂર્વે (૪–૫–૬શ્લોકમાં) સંક્ષેપમાં આપે જે વિભૂતિ કહી, તેનો વિસ્તાર કરી એકવાર કહો.[૮૮] તે વિભૂતિઓનું તેમાં આપ છો એમ સમજીને ચિંતન કરવામાં આવે તો મને શ્રમ પડે નહિ એવી આપની પ્રાપ્તિની જે યુક્તિ હોય તે મને સ્પષ્ટ કરીને કહી બતાવો.[૮૯]

**विस्तरेणात्मनो योगं विभूतिंच जनार्दन ।**
**भूयःकथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम् ॥ १८ ॥**

**શ્લોકાર્થઃ—હે જનાર્દન ! તે તમારો યોગ અને વિભૂતિ મને પુનઃ વિસ્તાર પૂર્વક કહો, કારણ કે તમારૂં અમૃતમય ભાષણ ગમે તેટલી વાર સાંભળવામાં આવે તો પણ મને તૃપ્તિજ થતી નથી. (૧૮)**

**ઓવી અર્થઃ**—હે ભૂતપતે ! મેં તમને જે વિભૂતિ માટે કહ્યું તે મને કહી સંભળાવો. તેને તે પુનઃ પુનઃ શું કહેવી ?[૯૦] એમ હે જનાર્દન ! તમે મનમાં લાવશો નહિ. કારણ કે જગત્માંનું સાધારણ જે અમૃતપાન તે પણ હવે બસ થયું એમ કોઈ કહેતું નથી.[૯૧] જે અમૃત હળાહળ વિષનો સગો ભાઇ છે, તેનું મરણની ભીતિથી દેવોએ પ્રાશન કર્યું; તો પણ બ્રહ્મદેવના એક દિવસમાં ચૌદ ઇંદ્રનો લય થાય છે ![૯૨] એતો માત્ર એક જાતનો ક્ષીર સાગરમાંનો રસ છે; એને અમૃતનું નામ મળ્યું છે તે તો માત્ર આભાસવત્ છે; તો પણ તેથી અમે તૃપ્ત થયા છીએ એમ કોઈ કહેતા નથી.[૯૩] એવા તુચ્છ અમૃતની મિષ્ટતાનો જ્યારે આટલો મહિમા છે ત્યારે આપનું કથન તો ખરેખરૂં પરમામૃતજ છે ![૯૪] એ તો મંદરાચલ ન હલાવતાં અને ક્ષીરસાગરનું મંથન ન કરતાં સહજ પ્રાપ્ત થનાર અનાદિ, સ્વભાવતઃ સ્વયમેવ છે.[૯૫] વળી એ પ્રવાહી પણ નથી અને ઘટ્ટ પણ નથી, એમાં મિષ્ટતા પણ નથી અને સુવાસ પણ નથી; અને એ સ્મરણ કરતાંની સાથે ગમે તે મનુષ્યને પ્રાપ્ત થઇ શકે છે.[૯૬] એની વાત સાંભળતાંને-વારજ સર્વ સંસાર મિથ્યા ભાસવા લાગે છે અને તેથી નિત્યતાનો વાસ અનાયાસેજ થાય છે.[૯૭] એથી કરીને જન્મ મૃત્યુની વાત સમૂલ નષ્ટ થાય છે અને અંતર્બાહ્ય મહાસુખની વૃદ્ધિ થાય છે.[૯૮] પછી દૈવયોગે જો તેનું સેવન કરવામાં આવે છે તો તે મનુષ્યને આત્મસ્વરૂપ બનાવી દે છે. આવું જે આપનું પરમામૃત તેનું પાન આપ મને કરાવો છો ત્યારે મારાથી બસ થયું એમ કહી શકાતું નથી. પ્રથમતો આપનું નામજ મને પ્રિય છે;[૯૯] તેમાં વળી આપનો ભેટો થયો અને સહવાસ થયો; અને પછી આપ આનંદપૂર્વક મને વાત કહેવા લાગ્યા;[૨૦૦] એટલે હવે એ સુખ કોના જેવું છે તે મારાથી કહી શકાતું નથી. પરંતુ મને અતિ સંતોષ થાય છે. માટે હવે મને એમ લાગે છે કે આપનાં મુખથી એકવાર વિભૂતિ કથનની પુનરૂક્તિ થાય તો પણ હરકત નથી.[૧] કદાચિત્ આપના મનમાં એમ આવશે કે એકવાર કહેલું કથન વારંવાર શું કહેવું ? તો હે મહારાજ ! સૂર્યના નિત્ય પ્રકાશને કદિ વાસી કહી શકાશે કે ? અને અગ્નિને અપવિત્ર કહી શકાશે કે ? કિંવા અખંડ પ્રવાહિત ગંગોદકને વાસી કહેવાશે કે ?[૨] આપે આપના મુખદ્વારા જે જ્ઞાન કહી બતાવ્યું તે સાંભળી મને એમ લાગ્યું કે મૂર્તિમંત નાદબ્રહ્મ મારી સમક્ષ ઉભા રહ્યા છે; તેમજ દુર્લભ ચંદન પુષ્પનો હું સુવાસ લઉં છું.[૩] અર્જુનનું આ ભાષણ સાંભળી શ્રી કૃષ્ણનું સર્વાંગ ડોલવા લાગ્યું અને પછી તેઓ બોલ્યા “ આ પાર્થ ભક્તિ અને જ્ઞાનનો આકરજ થયો છે. ” આ પ્રમાણે પોતાના ભક્ત અર્જુનને જે આનંદ થયો તે જોઇ દેવને પણ પ્રેમનો ઉમળકો આવ્યા, પરંતુ તેનો પ્રતિરોધ કરી તેઓ બોલવા લાગ્યા.[૫]

**श्रीभगवानुवाच। हन्त ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतयः।**
**प्राधान्यतः कुरुश्रेष्ठ नास्त्यन्तो विस्तरस्य मे ॥ १९ ॥**

**શ્લોકાર્થઃ—શ્રીભગવાન બોલ્યા:--બાપુ અર્જુન! મારી મુખ્ય મુખ્ય વિભૂતિ હું તને કહી બતાવું છું; કારણકે મારી વિભૂતિના વિસ્તારનો અંત નથી. (૧૯).**

**ઓવી અર્થઃ**—પોતે બ્રહ્મદેવના પિતા છે એ વાત જ્ઞાત હોવા છતાં પણ તેનું સ્મરણ ન રહ્યાથી ભગવાન–બોલ્યા પિતા અર્જુન! તમે બહુ સારૂં કામ કર્યું![6] ભગવાને અર્જુનને 'પિતા' કહ્યો તેથી આશ્ચર્ય પામવાનું આપણને કશું પ્રયોજન નથી. કારણકે ભગવાન સ્વતઃ નંદપુત્ર બનીને ખેલ ખેલ્યા નહોતા કે?[7] અસ્તુ! આ સર્વ પ્રકાર વિશેષ પ્રેમને લીધે બને છે. ભગવાન બોલ્યા હે ધનુર્ધર! હું કહું છુ તે સાંભળ.[8] હે સુભદ્રા પતે! તેં જે વિભૂતિને માટે પુછ્યું છે તે અગણિત છે. જો કે તે મારીજ વિભૂતિઓ છે તોપણ તેની ગણના મારી બુદ્ધિથી પણ થઇ શકતી નથી.[9] જે પ્રમાણે મનુષ્યથી પોતાના અંગપરનાં રૂંવાટાં ગણી શકાતાં નથી તે પ્રમાણે મારાથી મારી વિભૂતિઓ ગણી શકાતી નથી.[10] હું કેવો અને કેવડો છું તે વાતની મને પોતાનેજ સમજ પડતી નથી. માટે મારી પ્રસિદ્ધ અને મુખ્ય મુખ્ય વિભૂતિઓ છે તે કહું છું તે સાંભળ.[11] હે કિરીટી! તેને જાણવાથી ઇતર સર્વ વિભૂતિઓ જાણવામાં આવશે. જે પ્રમાણે વૃક્ષનું બીજ હાથમાં આવતાં વૃક્ષજ હાથમાં આવ્યા પ્રમાણે થાય છે;[12] કિંવા બાગ હાથમાં આવવાથી ફળો અને ફુલો આપોઆપ હાથમાં આવે છે, તે પ્રમાણે તે વિભૂતિ જોવામાં આવતાં સર્વ વિશ્વ જોયા પ્રમાણે થાય છે.[13] હે ધનુર્ધર! બાકી ખરેખર મારા વિસ્તારનો અંત નથી. ગગન જેવા મહાન મહાન પદાર્થોનો પણ મારામાં લોપ થઈ જાય છે.[14]

**अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः।**
**अहमादिश्च मध्यं च भूतानामन्त एव च ॥ २० ॥**

**શ્લોકાર્થઃ—હે ગુડાકેશ! સર્વ ભૂતોના અંતરમાં રહેલો આત્મા હું છું; અને સર્વ ભૂતોનો આદિ, મધ્ય તથા અંત પણ હુંજ છું. (૨૦).**

**ઓવી અર્થઃ**—હે ગુડાકેશ તથા ધનુર્વિદ્યામાં શીવના જેવા નિષ્ણાત અર્જુન! સાંભળ. પ્રત્યેક પ્રાણીઓનાં અંતરમાં જે આત્મા છે તે હુંજ છું.[15] શરીરના આંતરભાગના અંતઃકરણમાં હુંજ છું; પ્રાણીમાત્રની બાહ્ય બાજુએ પણ મારૂંજ આચ્છાદન છે; અને પ્રાણીમાત્રના આરંભમાં અંતમાં અને મધ્યમાં હુંજ છું.[16] જે પ્રમાણે મેઘની નીચે, ઉપર અને અંદર તથા બહાર સર્વત્ર આકાશજ હોય છે, અને તે આકાશમાં ઉત્પન્ન થઈ આકાશમાંજ રહે છે;[17] અને પછી જે વખતે તે મેઘ લય પામે છે તે વખતે પણ આકાશજ થઇને રહે છે, તે પ્રમાણે ઉત્પત્તિ સ્થિતિ અને લય એ પ્રાણીમાત્રની ત્રણે ગતિ હુંજ છું.[18] આ પ્રમાણે મારૂં અનંતત્વ અને વ્યાપકત્વ મારી વિભૂતિના યોગથી સમજી શકાય છે. માટે જીવનેજ કર્ણ કરીને (અંતઃકરણ-પૂર્વક) પૂર્વે સાંભળેલી કથાનું અનુસંધાન આગળ સાંભળ.[19] હે સુભદ્રાપતે! હવે તને જે વિભૂતિઓ સંભળાવવાનું કહ્યું હતું તે કહું છું, માટે શ્રવણ કર.[20]

**आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान्।**
**मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी ॥ २१ ॥**

**શ્લોકાર્થઃ—દ્વાદશાદિત્યોમાં વિષ્ણુ તે હું, પ્રકાશવંતોમાં કિરણવંત સૂર્ય તે હું, મરુદ્દગણોમાં મરીચિ તે હું; અને નક્ષત્રોમાં ચંદ્ર તે હુંજ છું. (૨૧)**

**ઓવી અર્થઃ**—પછી કૃપાવંત શ્રી કૃષ્ણ બોલ્યા "બાર આદિત્યોમાં વિષ્ણું હું છું;

તેજસ્વી વસ્તુઓમાં કિરણવંત સૂર્ય હું છું.”[21] શ્રી કૃષ્ણ કહે છે “ઓગણપચાસ મરુદ્ગણોમાં મરીચિ હું છું; અને આકાશમાંનાં નક્ષત્રોમાં ચંદ્ર હું છું.[22]

**वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः ।**
**इंद्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना ॥ २२ ॥**

**શ્લોકાર્થઃ**—વેદોમાં સામવેદ હું છું; દેવોમાં ઇંદ્ર હું છું; ઇંદ્રિયોમાં મન હું છું; અને પ્રાણીઓમાં ચૈતન્ય હું છું. (૨૨)

**ઓવી અર્થઃ**—શ્રી ગોવિંદ બોલ્યા “વેદોમાં સામવેદ હું છું; દેવોમાં મરુદ્બંધુ જે ઇંદ્ર તે હું છું;[23] અને ઇંદ્રિયોમાં અગીઆરમું જે મન તે હું છું એમ જાણ. તેજ પ્રમાણે પ્રાણી માત્રમાં જે મૂળ જીવકળા તે હું છું.[24]

**रुद्राणां शंकरश्चास्मि वित्तेशो यक्षरक्षसाम् ।**
**वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् ॥ २३ ॥**

**શ્લોકાર્થઃ**—રૂદ્રોમાં શંકર હું; યક્ષ રાક્ષસોમાં કુબેર હું; અષ્ટ વસુઓમાં અગ્નિ હું; અને પર્વતોમાં મેરુ હું છું. (૨૩)

**ઓવી અર્થઃ**—સઘળા રૂદ્રોમાં મદનનો શત્રુ જે શંકર તે હું છું. એ વિષે મનમાં શંકા ધરીશ મા.[25] યક્ષ રાક્ષસમાં શંકરનો મિત્ર જે ધનવાન કુબેર તે હું છું;[26] અષ્ટ વસુમાં અગ્નિ તે હું; અને સર્વ શિખર ધારણ કરનારા પર્વતોમાં ઉચ્ચ એવો જે મેરૂ પર્વત તે હું છું.[27]

**पुरोधसां च मुख्यं मां विद्धि पार्थ बृहस्पतिम् ।**
**सेनानीनामहं स्कन्दः सरसामस्मि सागरः ॥ २४ ॥**
**महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम् ।**
**यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालयः ॥ २५ ॥**

**શ્લોકાર્થઃ**—હે પાર્થ! પુરોહિતોમાં મુખ્ય જે બૃહસ્પતિ તે હું છું એમ જાણ. સેનાપતિઓમાં કાર્તિકસ્વામી હું છું અને જલાશયોમાં સમુદ્ર હું છું. (૨૪) સપ્ત મહર્ષિઓમાં ભૃગુ હું છું; વાણીમાં ૐકાર હું છું; યજ્ઞોમાં જપયજ્ઞ હું છું; અને અચલ વસ્તુઓમાં હિમાલય પણ હું છું. (૨૫)

**ઓવી અર્થઃ**—ઇંદ્રનો સચિવ, સર્વ જ્ઞાનનો આદિ પીઠ, અને પુરોહિતોમાં શ્રેષ્ઠ એવો બૃહસ્પતિ હું છું.[28] હે અર્જુન! જે શંકરના વીર્યથી, અગ્નિના સંગથી કૃત્તિકાના ઉદરમાં ઉત્પન્ન થયો અને જે ત્રિભુવનના સર્વ સેનાપતિઓમાં મુખ્ય છે એવો જે કાર્તિકસ્વામી તે હું છું.[29] સર્વ સરોવરોમાં જલનિધિ જે સમુદ્ર તે હું છું અને મહર્ષિઓમાં તપોરાશિ જે ભૃગુ તે હું છું.[30] સર્વ વાણીમાં જે સત્યથી વ્યવહાર ચાલે છે તે સત્ય અક્ષર ૐકાર હું છું;[31] સર્વ યજ્ઞોમાં કર્મ ત્યાગ કરી ૐકારાદિથી ઉત્પન્ન થનાર જે જપયજ્ઞ તે હું છું.[32] જેને સ્નાનાદિક કર્મોની અપેક્ષા નથી, અને જેનાં નામથી ધર્મ તથા અધર્મ પવિત્ર થાય છે અને વેદમાં જેને પરબ્રહ્મ કહેવામાં આવે છે એવો જે જપયજ્ઞ તે હું છું.[3] સ્થાવર પર્વતોમાં પુણ્યરાશિ જે હિમાલય તે હું છું.[34]

**अश्वत्थः सर्ववृक्षाणां देवर्षीणां च नारदः ।**
**गन्धर्वाणां चित्ररथः सिद्धानां कपिलो मुनिः ॥ २६ ॥**
**उच्चैःश्रवसमश्वानां विद्धि माममृतोद्भवम् ।**
**ऐरावतं गजेन्द्राणां नराणां च नराधिपम् ॥ २७ ॥**

**શ્લોકાર્થઃ—સર્વ વૃક્ષોમાં પીપળો હું છું; અને દેવર્ષિમાં નારદ હું છું; ગંધર્વોમાં ચિત્રરથ હું છું; અને સિદ્ધોમાં કપિલમુનિ હું છું. (૨૬) અશ્વોમાં ક્ષીર સાગરમાંથી નીકળેલો ઉચ્ચૈઃશ્રવા નામનો અશ્વ હું છું, ઉત્તમ હાથીઓમાં ઐરાવત હું છું, અને નરોમાં રાજા હું છું, એમ જાણ. (૨૭).**

**ઓવી અર્થઃ**—કલ્પવૃક્ષ, પારિજાત તથા ચંદન એ ગુણમાં શ્રેષ્ઠ છે એ વાત સર્વત્ર પ્રસિદ્ધ છે, તોપણ આ સર્વ વૃક્ષોમાં પીપળાનું જે વૃક્ષ છે, તે હું છું;[35] હે પાંડવ! સર્વ દેવર્ષિઓમાં નારદઋષિ હું છું એમ તું જાણ; અને સર્વ ગંધર્વોમાં ચિત્રરથ નામનો જે ગંધર્વ છે તે પણ હું છું.[36] હે જ્ઞાનનિધિ! સર્વ સિદ્ધોમાં કપિલાચાર્ય હું છું; સર્વ પ્રખ્યાત અશ્વોમાં ઉચ્ચૈઃશ્રવા નામનો અશ્વ હું છું;[37] રાજાને ભૂષણ આપનારા જે હાથીઓ છે તેમાં ઐરાવત નામનો જે હાથી છે તે હું છું; દેવોએ ક્ષીરસાગરનું મંથન કરી સર્વ રસોમાં ઉત્તમ એવું જે અમૃત ઉત્પન્ન કર્યું તે હું છું;[38] સર્વ લોકો આજ્ઞાધારક બની જેની સેવા કરે છે એવો જે સર્વનો રાજા તે મારી વિશેષ વિભૂતિ છે.[3]

**आयुधानामहं वज्रं धेनूनामस्मि कामधुक् ।**
**प्रजनश्चास्मि कंदर्पः सर्पाणामस्मि वासुकिः ॥ २८ ॥**
**अनन्तश्चास्मि नागानां वरुणो यादसामहम् ।**
**पितॄणामर्यमा चास्मि यमः संयमतामहम् ॥ २९ ॥**

**શ્લોકાર્થઃ—આયુધોમાં વજ્ર નામનું આયુધ હું છું; ગાયોમાં કામધેનુ હું છું; પ્રજા ઉત્પન્ન કરનાર જે મદન તે હું છું; સર્પોમાં વાસુકિ હું છું. (૨૮) નાગોમા નાગરાજ અનંત હું છું; જલદેવતાઓમાં વરુણ હું છું; પિતરોમાં અર્યમા નામનો પિતર હું છું; અને નિયમન કરનારાઓમા યમ હું છું. (૨૯)**

**ઓવી અર્થઃ**—હે અર્જુન! જેણે સો યજ્ઞો પરિપૂર્ણ કર્યા છે એવા ઇંદ્રના હસ્તમાં રહેલા આયુધોમાં શ્રેષ્ટ જે વજ્ર તે હું છું.[40] શ્રી વિષ્ણુ બોલ્યા—સર્વ ગાયોમાં કામધેનુ નામની ગાય હું છું. અને પ્રાણીઓની ઉત્પત્તિ કરનારાઓમાં જે મદન તે હું છું.[41] હે કુંતીસુત! સર્પ કુળનો નાયક જે વાસુકિ તે હું છું, અને સર્વ નાગોમાં શ્રેષ્ઠ જે અનંત (શેષ) તે પણ હું છું.[42] શ્રી કૃષ્ણ કહે છેઃ—સર્વ જલદેવતાઓમાં પશ્ચિમ દિશાનો પતિ જે વરુણ તે હું છું;[43] સર્વ પિતૃગણોમાં પિતૃદેવતા જે અર્યમા તે હું છું. આ વાત ખરેખર (તાત્વિક દ્રષ્ટયા) સત્ય છે.[44] જે લોકોનાં શુભાશુભ કર્મો લખે છે, જે પ્રાણીઓના મનની અને શરીરની ઝડતી લે છે, તથા જે કર્માનુસાર ભોગોનાં ફળ આપે છે[45] તે નિયામકોમાં પ્રાણીઓનાં કર્મોનો સાક્ષીભૂત જે યમ—ધર્મ તે હું છું એમ રમાપતિ આત્મારામ બોલ્યા.[46]

**प्रह्लादश्चास्मि दैत्यानां कालः कलयतामहम् ।**
**मृगाणां च मृगेन्द्रोऽहं वैनतेयश्च पक्षिणाम् ॥ ३० ॥**

**શ્લોકાર્થઃ—દૈત્યોમાં પ્રહ્લાદ હું છું; ગણત્રી કરનારાઓમાં કાળ હું છું; પશુઓમાં સિંહ (કિંવા વ્યાઘ્ર) હું છું; અને પક્ષીઓમાં ગરુડ હું છું. (૩૦)**

**ઓવી અર્થઃ**—અરે દૈત્યકુળમાં જન્મેલો પ્રહ્લાદ નામનો જે દૈત્ય તે હું છું એમ સમજ; અને તેથીજ તે દૈત્યોના સ્વભાવથી લિપ્ત થયો નથી.[47] શ્રી ગોપાળકૃષ્ણ કહે છેઃ—નાશ કરનારાઓમાં જે મહાકાળ તે હું છું; અને સર્વ જનાવરોમાં વાઘ કિંવા સિંહ તે હું છું, એમ સમજ.[48] હે અર્જુન! સાંભળ, સર્વ પક્ષીઓમાં ગરુડ પક્ષી હું છું; માટેજ તે મને પોતાની પીઠપર વહન કરી શકે છે.[49]

**पवनः पवतामस्मि रामः शस्त्रभृतामहम् ।**
**झषाणां मकरश्चास्मि स्रोतसामस्मि जाह्नवी ॥ ३१ ॥**

**શ્લોકાર્થ:**—પવિત્ર કરનારી વસ્તુઓમાં વાયુ હું છું; શસ્ત્રધરોમાં રામ હું છું; જળચરોમાં મકર હું છું; અને નદીઓમાં ભાગીરથી હું છું. (૩૧)

**ઓવી અર્થ:**—હે ધનુર્ધર! જે એક ઘડીથી પણ ઓછા વખતમાં આ પૃથ્વીની આસપાસ ફરી વળે છે તથા એકજ કુદકાની સાથે સાત સમુદ્રની પ્રદક્ષિણા કરે છે.[૫૦] એવો વેગવાનોમાં શ્રેષ્ઠ જે વાયુ તે હું છું; અને હે અર્જુન! સર્વ શસ્ત્રધરોમાં શ્રીરામ હું છું.[૫૧] જે રામે ત્રેતાયુગમાં સંકટમાં પડેલા ધર્મનો પક્ષ ગ્રહણ કરી કેવળ એક ધનુષ્યવડે વિજયશ્રીને એક છત્રી કરી મુકી હતી,[૫૨] પછી સુવેલાચલપર ઉભા રહી લંકાધીશ રાવણના મસ્તકની પંક્તિ ગગનમાં ઉદ્દોઉદ્દો બોલનારા ભૂતોને બલિ તરિકે અર્પણ કરી હતી;[૫૩] જે રામે દેવોને માન પ્રાપ્ત કરી આપ્યું, ધર્મનો જીર્ણોદ્ધાર કર્યો અને સૂર્યવંશમાં પ્રતિ સૂર્ય તરિકેજ ઝળક્યા;[૫૪] તે શસ્ત્ર ધારણ કરનારાઓમાં સીતાપતિ રામ તે હુંજ છું; અને પુચ્છવંત જળચરોમાં મકર હું છું.[૫૫] સર્વ પ્રવાહિત નદીઓમાં ગંગા કે જેને ભગીરથ સ્વર્ગમાંથી આણતો હતો તેવામાં જહ્નુ ગળી ગયો અને પુનઃ સાથળમાંથી બહાર કાઢી,[૫૬] તે ત્રૈલોક્યની સર્વ નદીઓમાં મુખ્ય જાહ્નવી હું છું, એમ, હે અર્જુન! તું જાણ.[૫૭] આ પ્રમાણે સૃષ્ટમાંની મારી એક એક પ્રથક્ પ્રથક્ વિભૂતિનું વર્ણન કરવા બેસું તો હજાર જન્મોમાં અર્ધી વિભૂતિઓનું વર્ણન પણ થઈ શકશે નહિ.[૫૮]

**सर्गाणामादिरंतश्च मध्यं चैवाहमर्जुन ।**
**अध्यात्मविद्या विद्यानां वादःप्रवदतामहम् ॥ ३२ ॥**
**अक्षराणामकारोऽस्मि द्वंद्वः सामासिकस्य च ।**
**अहमेवाक्षयः कालो धाताऽहं विश्वतोमुखः ॥ ३३ ॥**

**શ્લોકાર્થ:**—હે અર્જુન! હું સૃષ્ટ પદાર્થોનો આદિ, મધ્ય અને અંત છું; સર્વ વિદ્યાઓમાં આત્મા અનાત્માનો ભેદ દર્શાવનારી જે અધ્યાત્મવિદ્યા તે હું છું; વાદવિવાદમાં તત્ત્વ જાણવાની ઈચ્છાથી કરેલો વાદ હું છું; (૩૨) અક્ષરોમાં અ અક્ષર હું છું; સમાસોમાં દ્વંદ્વ સમાસ હું છું; અક્ષય કાળ હું છું; અને સર્વ બાજુથી કર્મોનાં ફળ આપનાર હું છું. (૩૩)

**ઓવી અર્થ:**—જે પ્રમાણે સર્વ નક્ષત્રો વીણી લેવાની ઈચ્છા ઉત્પન્ન થતાં આકાશની પોટલી બાંધવામાં આવે તો તે સર્વ હાથમાં આવે છે;[૫૯] કિંવા પૃથ્વીના પરમાણુઓની ઝડતી લેવી હોય તો ભૂગોળનેજ કાખમાં મારી લેવો જોઇએ; તે પ્રમાણે મારો વિસ્તાર જોવો હોય તો મનેજ જાણવો જોઇએ;[૬૦] શાખા, ફળો અને પુલો એ સર્વને સામટાં લઈ લેવાં હોય તો જે પ્રમાણે વૃક્ષનેજ સમૂળ ઉંધું કરી નાખવું જોઇએ;[૬૧] તે પ્રમાણે મારી સર્વ વિભૂતિઓ જાણવાની ઇચ્છા થાય તો મારૂં નિર્દોષ (ઉપાધિરહિત) સ્વરૂપ જાણી લેવું જોઇએ. (એટલે તે સર્વ સહજ સમજાશે.)[૬૨] બાકી હે અર્જુન! મારી વેગળેની વિભૂતિઓ કેટલીક તું સાંભળશે? માટે એકવાર સર્વત્ર હુંજ ભરેલો છું એમ તું જાણ.[૬૩] હે કિરીટી! હું સર્વ સૃષ્ટિનો આદિ, મધ્ય અને અંત છું. જે પ્રમાણે વસ્ત્રમાં આડા અને ઉભા તંતુ ભરેલા હોય છે,[૬૪] તે પ્રમાણે હું સર્વવ્યાપક છું એમ જે જાણે છે તેણે મારી વિભૂતિઓ જાણીને શું કરવું છે? તે જાણવાની તારી યોગ્યતા નથી માટે એ વાત હવે રહેવા દે.[૬૫] હે સુભદ્રાપતે! મારી વિભૂતિઓ કયી છે તે તું સાંભળ. સર્વ વિદ્યાઓમાં (આત્મજ્ઞાન કરાવનારી) વેદાંતવિદ્યા હું છું.[૬૬] અરે! સર્વ શાસ્ત્રો સમ્મત થઇને કહે છે કે વક્તામાં વાદ કદિ ખુટતો નથી—આ વાદ હુંજ છું.[૬૭] વિચાર કરતાં જે ઉલટો વૃદ્ધિંગત થાય છે અને જેથી શ્રોતાઓના તર્કને પુષ્ટિ મળે છે અને તે તર્કપર

વકતાઓનાં સુશ્રાવ્ય ભાષણો થાય છે;[૬૮] એવો જે ઉહાપોહ અને ચર્ચાયુક્ત વાદ તે હું છું; અને અક્ષરોમાં સ્પષ્ટ અક્ષર જે અકાર તે હું છું.[૬૯] સમાસોમાં દ્વંદ્વ સમાસ હું છું એમ તું જાણ; અને મક્ષિકાથી લઇને બ્રહ્મદેવ પર્યંત સર્વને ગ્રસનાર જે કાળ તે હું છું.[૭૦] મેરુમંદરાદિક સહિત જે પૃથ્વીનો નાશ કરે છે અને પ્રલયકાળે જળમય થયેલા જગતને જે તેને તેજ સ્થળે હજમ કરી જાય છે;[૭૧] હે કિરીટી! પ્રલયકાળના તેજને જે આલિંગન દે છે, સર્વ પવનને ગળી જાય છે અને જેના ઉદરમાં આકાશ પણ સમાવિષ્ટ થઈ જાય છે,[૭૨] એવો અપરિમિત કાળ તે હું છું. એમ લક્ષ્મીની સાથે વિલાસ કરનાર શ્રીકૃષ્ણ બોલ્યા. પછી તેઓ પુનઃ બોલ્યા—સૃષ્ટિનો ઉત્પન્ન કર્તા હું છું.[૭૩]

**मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम् ।**
**कीर्तिः श्रीर्वाक्चनारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा ॥ ३४ ॥**

**શ્લોકાર્થ—સર્વને હરણ કરનાર મૃત્યુ હું છું; ઉત્પન્ન થનાર ભાગ્યવાન પ્રાણીઓનું ભાગ્ય હું છું; સ્ત્રીવર્ગમાં કીર્તિ, લક્ષ્મી, વાણી, સ્મૃતિ, બુદ્ધિ, ધૃતિ (ધૈર્ય) અને શાંતિ હું છું. (૩૪)**

**ઓવી અર્થઃ**—ઉત્પન્ન થયેલાં પ્રાણી માત્રનો ધારણ કરનાર હુંજ છું; સર્વનું જીવન હુંજ છું અને અંતે હું સર્વનો સંહાર કરતો હોવાથી મૃત્યુ પણ હુંજ છું એમ તું સમજ.[૭૪] હવે સ્ત્રી જાતિમાં મારી સાત વિભૂતિ છે તેનું હું વિનોદ સહિત વર્ણન કરૂં છું તે તું સાંભળ.[૭૫] હે અર્જુન! નિત્ય નવી કીર્તિ તે મારીજ મૂર્તિ છે; ઔદાર્યયુક્ત જે સંપત્તિ તે પણ હુંજ છું એમ તું જાણ.[૭૬] અને ન્યાયના સિંહાસનપર બેસી વિચારના માર્ગપર ચાલનારી જે વાણી તે પણ હુંજ છું.[૭૭] પદાર્થ જોઇને જેના યોગથી સ્મૃતિ આવે છે એવી જે સ્મરણશક્તિ તે હું છું એમ તું સમજ.[૭૮] આ લોકમાં સ્વહિતને અનુકૂળ રહેનારી જે બુદ્ધિ તે હું છું તથા આ ત્રિભુવનમાં ધૃતિ પણ હું છું અને ક્ષમા પણ હું છું.[૭૯] સંસાર ગજેંદ્રનો નાશ કરવામાં સિંહ જેવા શ્રી કૃષ્ણ બોલ્યા—આ પ્રમાણે સ્ત્રી જાતિમાં જે સાત શક્તિ છે તે સર્વ હુંજ છું એમ તું સમજ.[૮૦]

**बृहत्साम तथा साम्नां गायत्री छन्दसामहम् ।**
**मासानां मार्गशीर्षोऽहमृतूनां कुसुमाकरः ॥ ३५ ॥**

**શ્લોકાર્થઃ—સામોમાં બૃહત્સામ હું છું; છંદોમાં ગાયત્રી છંદ હું છું; માસોમાં માર્ગશીર્ષ માસ હું છું; અને ઋતુઓમાં વસંતઋતુ હું છું. (૩૫).**

**ઓવી અર્થઃ**—શ્રી રમાપતિ કહે છેઃ—હે મિત્ર શ્રેષ્ઠ! વેદો પૈકી સામવેદાંતર્ગત બૃહત્સામ હું છું.[૮૧] સર્વ છંદોમાં ગાયત્રી નામનો જે છંદ છે તે મારૂં સ્વરૂપ છે, એમ તું નિઃસંશય જાણ.[૮૨] શ્રીકૃષ્ણ કહે છેઃ—સર્વ મહિનાઓમાં માર્ગશીર્ષ માસ હું છું; અને ઋતુઓમાં પુષ્પોની વૃદ્ધિ કરનાર વસંત હું છું.[૮૩]

**द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ।**
**जयोऽस्मि व्यवसायोऽस्मि सत्त्वं सत्त्ववतामहम् ॥ ३६ ॥**
**वृष्णीनां वासुदेवोऽस्मि पांडवानां धनंजयः ।**
**मुनीनामप्यहं व्यासः कवीनामुशना कविः ॥ ३७ ॥**

**શ્લોકાર્થઃ—ફસાવનારાઓમાં દ્યુત હું છું; તેજસ્વીઓમાં તેજ હું છું; જય હું છું; ઉદ્યોગ હું છું; સાત્વિકોમાં સત્ત્વ હું છું; (૩૬) યાદવોમાં વાસુદેવ હું છું; પાંડવોમાં અર્જુન હું છું; મુનિઓમાં વ્યાસ હું છું; અને કવિઓમાં ઉશના હું છું. (૩૭)**

**ઓવી અર્થઃ**—હે શાણા અર્જુન! અન્યને ફસાવવાના જે પ્રકાર છે તેમાં દ્યુત નામનો

જે પ્રકાર છે તે મારી વિભૂતિ છે તેથીજ ભર ચકલાપર જુગારરૂપી ચોરી ચાલતી હોય તોપણ કોઇ તેની નિવૃત્તિ કરતું નથી.૮૪ અરે, સર્વ સતેજ પદાર્થોમાં તેજ નામની જે વસ્તુ છે તે હું છું એમ તું બરાબર સમજ; અને સર્વ આરંભેલાં કાર્યોમાં જેની ઇચ્છા હોય છે તે જય હુંજ છું.૮૫ દેવશ્રેષ્ઠ શ્રીકૃષ્ણ બોલ્યા–સર્વ ઉદ્યોગોમાં નીતિયુક્ત જે ઉદ્યોગ છે તે હુંજ છું એમ તું સમજ.૮૬ સત્ત્વધીરોમાં સત્ત્વ હું અને યાદવોમાં જે શ્રીમંત છે તે હું છું એમ તું સમજ.૮૭ જે દેવકી તથા વસુદેવને માટે જન્મ ધારણ કરી યશોદાની કન્યાને માટે ગોકુળમાં ગયા હતા અને જેણે સ્તનપાન કરવાના નિમિત્તથી પૂતના રાક્ષસીના પ્રાણ હર્યા હતા તે હું છું.૮૮ હજી બાળપણની કળિ તો વિકસિત થઇ નથી એટલામાંજ જેણે પૃથ્વીને દૈત્યરહિત કરી અને હસ્તપર ગોવર્ધન પર્વત ધારણ કરી ઇંદ્રનો ગર્વ ઉતાર્યો;૮૯ જેણે યમુનામાંના કાલીય નાગનું મર્દન કરી તેના હૃદયનાં દુઃખનું નિવારણ કર્યું (કાલીય મર્દનના સમયમાં સર્વ લોકો ગોકુળ છોડીને મથુરામાં આવ્યા હતા. તે વખતે શ્રીકૃષ્ણે તેમને પ્રજાળનાર અગ્નિનું ભક્ષણ કરીને તેમનું રક્ષણ કર્યું હતું.) અને બ્રહ્મદેવે ગોપ બાળકો તથા વાછરડાંઓનું હરણ કર્યું તે વખતે તે સર્વે નવાં ઉત્પન્ન કરી તેને જેણે ગાંડો બનાવી દીધો;૯૦ બાલદશાના આરંભમાંજ જેણે કંસચાણૂરાદિક મહાન મહાન યોદ્ધાઓને સહજ માર્યા.૯૧ આવી વાત તને કેટલીક કહું? તેં સુદ્ધાં આવી વાત અનેક સાંભળી હશે તથા જોઇ હશે. માટે યાદવ વંશમાં આવી જેની કૃતિ છે તે મારૂં સ્વરૂપજ છે.૯૨ અને સોમવંશીય પાંડવોમાં જે અર્જુન છે તે હું છું એમ તું સમજ. માટે તારો અને મારો પ્રેમભાવમાં અંતર પડતો નથી.૯૩ તેં (લોકદ્રષ્ટયા) સંન્યાસી બની મારી ભગિની સુભદ્રાનું હરણ કર્યું તોપણ તારે વિષે મારા મનમાં સંશય ઉત્પન્ન થયો નહિ. કારણકે તારૂં અને મારૂં સ્વરૂપ એકજ છે.૯૪ વળી સર્વ મુનિઓમાં શ્રેષ્ઠ એવા જે વ્યાસમુનિ તે હું છું; તથા સર્વ કવિઓમાં શ્રેષ્ઠ એવા જે ઉશનાચાર્ય તે હું છું એમ યાદવશ્રેષ્ઠ શ્રીકૃષ્ણ બોલ્યા.૯૫

**दंडो दमयतामस्मि नीतिरस्मि जिगीषताम् ।**
**मौनं चैवास्मि गुह्यानां ज्ञानं ज्ञानवतामहम् ॥ ३८ ॥**

**શ્લોકાર્થઃ**—દમન કરનારાઓમાં દંડ અર્થાત્ શિક્ષા તે હું છું; જય મેળવવાની ઇચ્છા રાખનારાઓની નીતિ હું છું; ગુહ્ય વાતોમાં મૌન હું છું; અને જ્ઞાનવંતોનું જ્ઞાન પણ હુંજ છું.(૩૮).

**ઓવી અર્થઃ**—અરે, શિક્ષામાં જે મહાન શિક્ષા, જે કીડીથી લઇને બ્રહ્મદેવ પર્યંત સર્વને સમાન શાસન કરે છે તે હું છું એમ સમજ.૯૬ સારાસાર વિચાર કરી જે શાસ્ત્રમાં ધર્મજ્ઞાનનું અનુકરણ કરવામાં આવ્યું હોય છે, તે સર્વ શાસ્ત્રોમાં નીતિશાસ્ત્ર હું છું.૯૭ હે બળવાન અર્જુન! સર્વ ગુહ્ય વાતોમાં મૌન હું છું માટે મૌન ધારણ કરનાર સમક્ષ બ્રહ્મદેવ સુદ્ધાં અજ્ઞાની ઠરે છે.૯૮ અરે, જ્ઞાનીઓમાં જે જ્ઞાન છે તે હું છું એમ સમજ. હવે વિભૂતિ વિસ્તાર રહેવા દઇશું; કારણકે ગમે તેટલું કથન કરીશું તોપણ વિભૂતિઓનો અંત આવનાર નથી.૯૯

**यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ।**
**न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् ॥ ३९ ॥**
**नान्तोऽस्ति मम दिव्यानां विभूतीनां परंतप ।**
**एष तूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥ ४० ॥**

**શ્લોકાર્થઃ**—હે અર્જુન! સર્વ ભૂતોનું બીજ હું છું; મારા શિવાય રહી શકે એવા ચરાચર ભૂતો કોઇ છેજ નહિ. (૩૯) હે શત્રુઓને તાપ આપનાર! મારી દિવ્ય વિભૂતિઓને અંત નથી, આ જે વિભૂતિઓનો વિસ્તાર છે તે મેં તને અંશતઃ કહી સંભળાવ્યો. (૪૦)

**ઓવી અર્થઃ**—હે અર્જુન! કદિ જલવૃષ્ટિની ધારાની ગણના થઇ શકશે કિંવા કદાચિત્ પૃથ્વીપરનાં ઘાસનાં તૃણોની ગણત્રી થઈ શકશે,[300] પરંતુ સમુદ્રપરના તરંગોની ગણત્રી કદિ થઈ શકશે નહિ, તેમજ મારી ગુણ વિશેષ વિભૂતિની ગણત્રી પણ કદિ થઈ શકશે નહિ.[1] હે અર્જુન! તે છતાં પણ મેં તને મારી મુખ્ય મુખ્ય પંચોતેર વિભૂતિઓ ગણી બતાવી; પરંતુ મારી વિભૂતિઓ જાણવાની તારા મનમાં જે ઇચ્છા ઉત્પન્ન થઇ તે મને સામાન્ય લાગી.[2] કારણ કે મારી ઈતર વિભૂતિઓનો કેટલો વિસ્તાર છે તે તો કહી શકાતુંજ નથી, તો તું સાંભળશેજ કેમ? અને હું કહી કહીને કેટલીક કહીશ વારૂ? એટલા માટે હું તને એકવાર મારૂં તત્ત્વ કહું છું કે જે બીજમાંથી ભૂતોનો અંકુર ફૂટે છે તે બીજ હું છું;[4] માટે ક્ષુદ્ર કે મહાન એવું કાંઇ પણ ન માનતાં, ઉચ્ચ નીચ એ સર્વ ભાવનો પરિત્યાગ કરી, સર્વ વસ્તુઓમાં હુંજ છું એમ તું માન.[5] હે અર્જુન! આ કરતાં પણ વિશેષ સર્વ સાધારણ એવું એક લક્ષણ છે તે હું તને કહું છું તે સાંભળ. આ લક્ષણના યોગથી તું મારી વિભૂતિને ઓળખી શકશે.[6]

**यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।**
**तत्तदेवावगच्छत्वं मम तेजोंऽशसंभवम् ॥ ४१ ॥**

**શ્લોકાર્થઃ—હે અર્જુન! જે જે વસ્તુ ઐશ્વર્યયુક્ત કિંવા શોભાયુક્ત વા થોડા ઘણા પ્રભાવથી યુક્ત હોય, તે તે મારા તેજના અંશમાંથીજ થઇ છે, એમ તું જાણ. (૪૧)**

**ઓવી અર્થઃ**—હે ધનંજય! જે જે સ્થળે સંપત્તિ અને દયાનું વાસ્તવ્ય છે તે તે સ્થળે મારો અંશ છે એમ તું જાણ.[7]

**अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन ।**
**विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ॥ ४२ ॥**

**શ્લોકાર્થઃ—અથવા હે અર્જુન! આ જે પુષ્કળ વાતો મેં તને કહી સંભળાવી તે સમજવાથી તને શું ફાયદો છે? આ સર્વ જગત્ મેં માત્ર એક અંશથી વ્યાપ્ત કરેલું છે એટલું સમજશે એટલે થયું. (૪૨)**

**ઓવી અર્થઃ**—અથવા આકાશમાં સૂર્યનું બિંબ એકજ હોય છે અને જે પ્રમાણે તેમાંથી પ્રભા ફેલાય છે, તે પ્રમાણે જે એકલાની આજ્ઞા સર્વજનો પાળે છે,[8] તે મહાનુભાવ એકલો છે એમ માનીશ નહિ અને તેને નિર્ધન પણ ગણીશ નહિ. બીજાની ઇચ્છા તૃપ્ત કરવાને માટે કામધેનુને પોતાની સાથે કાંઈ સામગ્રી લાવવી પડે છે શું?[9] ગમે તે વેળા ગમે તે માણસ ગમે તે વસ્તુની માગણી કરે તે વસ્તુ તે એકદમ આપે છે; તેજ પ્રમાણે મારી વિભૂતિના અંગમાં સર્વ ઐશ્વર્ય ભરેલુંજ છે.[10] મારી વિભૂતિને ઓળખવાનું એજ લક્ષણ છે એમ તું જાણ. હે અર્જુન! જેની આજ્ઞા સર્વ લોકોદ્વારા શિરસામાન્ય કરાતી તારી દ્રષ્ટિએ પડે તે વિભૂતિ મારો અવતાર છે એમ તું સમજ.[11] આ સામાન્ય અને આ વિશેષ એવો ભેદ માનવો એ મહા દોષ છે. કારણ કે આ સર્વ વિશ્વમાં હુંજ એકલો વ્યાપ્ત છું.[12] વસ્તુસ્થિતિ આવી હોવા છતાં પણ આ સામાન્ય અને આ વિશેષ એવો ભેદ કલ્પી મિથ્યાજ આપણી બુદ્ધિને કલંક શા માટે લગાડવું?[13] ઘૃતનું વ્યર્થ મંથન શા માટે કરવું? અમૃતને તપ્ત કરીને અર્ધું વરાળમાં શા માટે ઉડાવી દેવું? વળી વાયુને જમણું અને ડાબું અંગ છે કે?[14] સૂર્યબિંબનો આગલો અને પાછલો ભાગ જોવા જતાં આપણી દ્રષ્ટિ માત્ર નષ્ટપ્રાય થશે, (તે સર્વાંગે પ્રકાશમયજ હોવાથી તેને આગલી અને પાછલી બાજુજ હોતી નથી અને તેની પાસે જોવા જતાં આપણેજ આંધળા થઇ જઇશું) તે પ્રમાણે મારા સ્વરૂપમાં સાધારણ અને વિશેષ એવો ભેદ નથી;[15] અને

હે સુભદ્રાપતે! મારી જે દૂરની અનંત વિભૂતિઓ છે તે તું કેટલીક ગણશે? માટે હવે મારી વિભૂતિ જાણવાની ઇચ્છા રહેવા દે.[૧૬] મારા માત્ર એક અંશથી આ સર્વ વિશ્વ વ્યાપ્ત છે માટે સર્વત્ર હુંજ છું એમ અભેદ બુદ્ધિથી માની મને ભજ.[૧૭] જ્ઞાનરૂપી વનમાં વસંતઋતુની પેઠે આનંદ આપનાર અને વિરક્તોને એકાંતમાં સહવાસ આપનાર સકલૈશ્વર્ય સંપન્ન શ્રીકૃષ્ણ પરમાત્મા આ પ્રમાણે બોલ્યા.[૧૮] ત્યારે અર્જુન બોલ્યોઃ–હે પ્રભો! 'મારી વિભૂતિઓમાં ભેદ માનીશ નહિ' એમ જે આપે કહ્યું તે આપની મહત્તાને ભૂષણાવહજ છે કારણ કે જો ભેદ માનવામાં આવે તો ભેદ ભિન્ન અને તેનો ત્યાગ કરનાર અમે ભિન્ન એમ થયું.[૧૯] શું સૂર્ય ઉદય પામ્યા પહેલાં જગતને એમ કહે છે કે 'અંધારાંને એક બાજુ લઈ લો'? (કારણ કે સૂર્ય ઉદિત થતાંની સાથે અંધકારનો આપોઆપ નાશ થાય છે. તે પ્રમાણે ઇશ્વરમય સર્વ જગત છે એવું જ્ઞાન ઉત્પન્ન થતાંની સાથે ઇશ્વરને જાણનાર પણ તદ્રૂપજ થઇ જાય છે.) પરંતુ હે દેવ! આ બાબતમાં આપને અવિચારી કહીએ તો અધિક પ્રસંગ થશે.[૨૦] હે પ્રભો! ફક્ત તમારૂં નામ કોઈ એકવાર મુખથી ઉચ્ચારે, કિંવા કર્ણદ્વારા સાંભળે તો તેના મનનો ખેદ ખરેખર નાશ પામે છે.[૨૧] તો જ્યારે તમે પ્રત્યક્ષ પરબ્રહ્મજ મારા સુદૈવયોગે મારા હાથમાં આવ્યા છો ત્યારે તમારા અમારામાં ભેદભાવજ ક્યાંથી હોઇ શકે અને તેને કોણ ક્યાં જોઈ શકે?[૨૨] એકાદ માણસ ચંદ્રબિંબના ગર્ભમાં પ્રવેશ કરે તો તેને શું ઉષ્ણતા લાગશે કે? અને જો એમ કોઈ કહે કે તેને ત્યાં ઉષ્ણતા લાગી તો તેને ગાંડો ગણવામાં નહિ આવે કે? પરંતુ હે શ્રીકૃષ્ણ! આપ મોટા છો, માટે આપને છાજે તેવું બોલો![૨૩] અર્જુનનાં આ વચનો સાંભળીને શ્રીકૃષ્ણને અતિશય સંતોષ થયો અને તેઓ અર્જુનને અંતઃકરણપૂર્વક આલિંગન દઈ બોલ્યા–મારા બોલવાપર તું ક્રોધ લાવીશ માં.[૨૪] ભેદકથનના ઓઘમાં મેં વિભૂતિઓ વિષે જે પ્રકાર કહ્યા તે અભેદભાવે તારા મનમાં ઠસ્યા કે નહિ,[૨૫] તે જાણવા માટે ક્ષણભર બાહ્ય રીતે હું તે પ્રમાણે બોલ્યો તો મારી વિભૂતિ વિષે તને ઉત્તમ બોધ થયો છે એમ જણાયું,[૨૬] ત્યારે અર્જુન બોલ્યો હે દેવ! એ આપનું આપજ જોઈ લ્યો; પરંતુ મને તો એમજ દેખાય છે કે આ વિશ્વમાં સર્વત્ર આપજ ભરેલા છો.[૨૭] આ રીતે અર્જુને યોગ્યતા પ્રાપ્ત કરી એમ સંજય કહેતો હતો ત્યારે રાજા ધૃતરાષ્ટ્ર સ્તબ્ધ થઇને બેઠો હતો.[૨૮] આ દ્રશ્ય જોઇ સંજયના મનમાં ખેદ ઉત્પન્ન થયો અને તે મનમાં બોલ્યોઃ— સહજ લાભ પ્રાપ્તિ થતાં તેને લત્તા પ્રહાર કરવો એ શું આશ્ચર્યકારક નથી? ધૃતરાષ્ટ્ર રાજાની જ્ઞાનદ્રષ્ટિ સચેત છે એમ હું ધારતો હતો; પરંતુ વસ્તુતઃ એની બાહ્યદ્રષ્ટિની પેઠે જ્ઞાનદ્રષ્ટિ પણ અંધજ છે.[૨૯] પરંતુ હવે ધૃતરાષ્ટ્રની વાત રહેવા દઇશું. અર્જુન માત્ર સ્વહિતની યોગ્યતા વધારતો જાય છે; કેમકે આ શિવાય એક ઇતર વાત વિષે પણ તેના મનમાં ઉત્કંઠા ઉત્પન્ન થઇ;[૩૦] અને તે બોલ્યો–સર્વ જગ ઇશ્વરમય છે એવી જે મારા અંતઃકરણમાં પ્રતિતિ થઇ છે, તે મારી સમક્ષ પ્રત્યક્ષ થવી જોઇએ. આ ઇચ્છાનાં પગલાંથી હવે તેની બુદ્ધિ ચાલવા લાગી છે.[૩૧] તે અધિક દૈવવાન હોવાથી એવી ઇચ્છા કરવા લાગ્યો કે આજ બન્ને આંખોથી મારે સકલ વિશ્વરૂપ જોવું.[૩૨] આજે અર્જુન તો બસ કલ્પતરૂની શાખાજ છે; માટે તેને વાંઝીઆં પુષ્પો કદિ પણ આવનાર નથી. કારણકે તેના મુખમાંથી જે જે વાતો નીકળે છે તે તે શ્રીકૃષ્ણ ખરી કરે છે.[૩૩] જે શ્રીકૃષ્ણ પરમાત્મા પ્રહ્લાદનાં કથન પ્રમાણે વિષ સુદ્ધાં પોતેજ બન્યા હતા, તે સદ્‌ગુરૂરૂપે અર્જુનને પ્રાપ્ત થયા છે.[૩૪] માટે નિવૃત્તિદાસ જ્ઞાનદેવ કહે છે કેઃ–વિશ્વરૂપ વિષેના પ્રશ્નનો પ્રારંભ પાર્થ કેવી રીતે કરે છે તે કથા હવે આગળ આવશે.[૩૩૫]



# एकादश अध्याय.

હવે એકાદશ અધ્યાયમાં જે કથાભાગ છે તે શાંત અને અદ્‌ભુત આ બે રસથી પરિપૂર્ણ છે; અને આ પ્રસંગે ભગવાનનું વિશ્વરૂપ અર્જુનની દ્રષ્ટિએ પડશે.[1] આ પ્રસંગે શાંત રસને ઘેર અદ્‌ભુત રસ અતિથિ આવેલો હોવાથી તેની સાથે ઈતર રસોને પણ પંક્તિ લાભ મળ્યો[2]. વધૂવરના લગ્નમાં જે પ્રમાણે જાનૈયાઓને પણ વસ્ત્રાલંકારોથી ભૂષિત થઈ હરવા ફરવાનો લ્હાવો મળે છે, તે પ્રમાણે દેશી ભાષાના સુખાસનપર સર્વ રસોને વરઘોડામાં ફરવાનો લાભ મળ્યો છે.[3] પરંતુ તે સર્વમાં શાંત રસ અને અદ્‌ભુત રસ એવા શોભ્યા કે જાણે શંકર અને વિષ્ણુ પ્રેમ ભાવથી એક બીજાને આલિંગન આપવાનેજ આવ્યા ન હોય! અને તેમને આપણે પ્રત્યક્ષ નજરેજ ન જોતા હોઇએ? એવો ભાસ થયો છે.[4] કિંવા અમાવાસ્યાને દિવસે સૂર્ય અને ચંદ્ર એ ઉભયનાં બિંબો એકજ વખતે મળતાં હોય! તે પ્રમાણે શાંત અને અદ્‌ભુત રસનું ઐક્ય થયું છે.[5] કિંવા જે પ્રમાણે ગંગા અને યમુના એ બન્ને નદીના ઓઘ પ્રયાગ આગળ મળ્યા છે તે પ્રમાણે શાંત અને અદ્‌ભુત એ બન્ને રસ એકત્ર મળી એકાદશ અધ્યાય સાક્ષાત્ પ્રયાગજ બન્યો છે. માટે આ અધ્યાય સાંભળવાથી સર્વ જગતના મુમુક્ષુ જન પવિત્ર થાય છે.[6] આ ઉભય રસના સંગમમાં ગીતારૂપી ત્રીજી નદી ગુપ્ત છે. શાંત અને અદ્‌ભુત એ બન્ને રસ ગંગા યુમનાના ઓઘની પેઠે મૂર્તિમંત છે; માટે, બંધુઓ! એકાદશ અધ્યાય એ ત્રિવેણી સંગમનો યોગ છે એમ સમજો.[7] આ પ્રસંગે શ્રવણેંદ્રિયનાં દ્વારથી આ તીર્થમાં પ્રવેશ કરવો અતિ સુલભ છે. (ત્રિવેણી સંગમની પેઠે અહીંઆ ડુબવાની ભીતિ નથી.) જ્ઞાનદેવ કહે છેઃ— આ અટલો સુલભ માર્ગ મારા ગુરૂ નિવૃત્તિનાથે કર્યો છે.[8] આ ગીતારૂપી તીર્થનું સંસ્કૃત ભાષારૂપી તીર દુસ્તર હોવાથી તેને તોડી નાંખી તથા મરાઠી ભાષારૂપી પગથીઆંનો સુલભ ઓવારો કરી શ્રી નિવૃત્તિદેવે કેવળ ધર્મભંડારજ ખુલ્લો મુકી દીધો છે.[9] માટે ફાવે તેણે આ તીર્થમાં ભક્તિ ભાવથી સ્નાન કરવું; અને જે પ્રમાણે પ્રયાગમાં માધવનું દર્શન થાય છે, તે પ્રમાણે અહીંઆં શ્રી ભગવાનનાં વિશ્વરૂપનું દર્શન કરવું અને જન્મ મરણરૂપી સંસારને તિલાંજલિ આપવી.[10] વધારે શું કહું? આ અગિયારમા અધ્યાયમાં સર્વ રસો મૂર્તિમંત ઉભા છે અને તે સ્થળે જગતનાં શ્રવણ સુખની રેલછેલ ચાલી રહી છે.[11] આ ઠેકાણે શાંત અને અદ્‌ભુત રસ પ્રત્યક્ષ દેખાય છે અને ઇતર રસોની શોભા પણ દ્રષ્ટિએ પડે છે. પરંતુ એ ઉપમા સુદ્ધાં ક્ષુલ્લકજ છે. અરે! આ સ્થળે તો પ્રત્યક્ષ મોક્ષસુખજ પ્રાપ્ત થાય છે.[12] આ અગીઆરમો અધ્યાય સ્વતઃ દેવનું વિશ્રાંતિ સ્થાન છે; પણ અર્જુન તો ભાગ્યવાનોનો મુકુટમણિજ છે; કારણકે તે આવી જગ્યાએ સુદ્ધાં આવી પહોંચ્યો છે.[13] આ ઠેકાણે એકલો અર્જુનજ આવ્યો છે એમ શા માટે કહેવું જોઇએ? ગીતાનો અર્થ મરાઠીમાં આણવાથી ગમે તે મનુષ્યને એનાં ઉપભોગનો સુકાળ થયો છે.[14] એટલા માટે મારી વિનંતિ છે કે આપ સજ્જનો આ તરફ લક્ષ આપો.[15] આપ સંતોની સભા સન્મુખ આટલી છૂટથી બોલવું મને ઉચિત નથી; પરંતુ આપે મને પ્રેમથી આપના બાળક પ્રમાણે ગણવો.[16] અહો! પોપટને આપણેજ ભણાવીએ છીએ અને આપણાજ ભણાવેલા શબ્દો જ્યારે તે બોલે છે ત્યારે આપણને મસ્તક ધુણાવવું પડે છે; કિંવા માતા પોતાનાં બાળકને કૌતુક કરાવી તે જોઈ રીઝતી નથી કે?[17] તેજ પ્રમાણે હે પ્રભો! હું જે જે કાંઇ બોલીશ તે આપેજ મને શીખવ્યું છે, માટે હે દેવ! આપનુંજ કથન આપ શ્રવણ કરો.[18] મારૂં ભાષણ એ આપેજ રોપેલું એક મિષ્ટ જ્ઞાનવૃક્ષ છે. માટે એકાગ્ર અંતઃકરણરૂપ પાણીનું તેનાપર સિંચન કરીને તેને વૃદ્ધિંગત કરવું જોઇએ.[19] પછી આ

વૃક્ષને નવરસાદિ પુષ્પો આવી તે ઝુકી પડશે, તથા પુષ્કળ પ્રકારના અર્થરૂપી ફલના ભારથી નમી પડશે; અને આપની આકૃતિથી સર્વ જગતને સુખપ્રાપ્તિ થશે.[૨૦] આ વચનો સાંભળીને સંતજનો પ્રસન્ન થઇ બોલ્યા "અમે આપનાં કથનથી સંતોષ પામ્યા છીએ, હવે અર્જુન શું બોલ્યો તે કહો."[૨૧] ત્યારે નિવૃતિના દાસ જ્ઞાનદેવ બોલ્યા–કૃષ્ણાર્જુન સંવાદ હું પ્રાકૃત શી રીતે કહી શકીશ? પરંતુ આપે મને શક્તિ આપી છે, તેથી હું કહીશ.[૨૨] અહો! વનવગડામાં ઝાડપાલો ખાનાર વાંદરાઓદ્વારા લંકાધીશ રાવણનો પણ પરાભવ કરાવ્યો; તેજ પ્રમાણે એકલા અર્જુન દ્વારા કૌરવનાં અગીઆર અક્ષૌહિણી સૈન્યને શું નથી જીતાવ્યું?[૨૩] શું જગતમાં સમર્થ પુરૂષ જે કરવાનું મનમાં આણે તે ન થાય એમ છેજ નહિ. તેજ પ્રમાણે આપ પણ સમર્થજ છો. માટે મારા મુખદ્વારા ગીતાર્થ બોલાવશો.[૨૪] હવે વૈકુંઠનાયક શ્રીકૃષ્ણના મુખમાંથી ગીતનો જે ખરો ભાવાર્થ નીકળ્યો તે હું તમને કહું છું. આ તરફ લક્ષ આપો.[૨૫] ધન્ય ધન્ય તે ગીતા ગ્રંથને! કારણ કે વેદ જે પરમાત્માનું પ્રતિપાદન કરે છે, તે પરમાત્મા આ ગીતાના વકતા છે.[૨૬] જે ગીતાશાસ્ત્રનું મહત્વ શંકરની બુદ્ધિને પણ સ્વાધીન થતું નથી તે ગીતાશાસ્ત્રના મહત્વને હું શી રીતે વર્ણવું? માટે તે ગીતાશાસ્ત્રને જીવભાવથી વંદન કરવું એમાંજ શોભા છે.[૨૭] અસ્તુ! પછી અર્જુને વિશ્વરૂપ જોવાની પોતાના મનની ઇચ્છા તૃપ્ત કરવા માટે શ્રીકૃષ્ણની સાથે ચાતુર્યથી બોલવાનો કેવો ઉપક્રમ કર્યો તે સાંભળો.[૨૮] આ સર્વ જગ ઇશ્વરરૂપજ છે એવી પ્રતીતિને પ્રાપ્ત થયેલો સેવક અર્જુન એવી ઇચ્છા ધરાવતો હતો કે મને બાહ્યદ્રષ્ટિથી પણ ઇશ્વર પ્રતિતિ થાય.[૨૯] પરંતુ આ વાત શ્રીકૃષ્ણદેવને સ્પષ્ટ કહેવાની તેની હિમ્મત ચાલી નહિ. કારણ કે દેવને એકદમ એમ કેમ કહેવાય કે આપ મને આપનું ગુહ્ય વિશ્વરૂપ બતાવો?[૩૦] તેણે મનમાં વિચાર કીધો કે પૂ કોઇ પણ પ્રિય ભકતે જે વાત કદી પણ પુછી નથી, તે મારાથી એકાએક કેવી રીતે પુછી શકાય?[૩૧] હું જો કે શ્રીકૃષ્ણદેવ સાથે વિશેષ સંબંધ ધરાવું છું, તોપણ શું માતા કરતાં વિશેષ અંતરંગ થઇ શકીશ? અને માતા સુદ્ધાં તે વાત પુછતાં ડરી હતી![૩૨] મેં એમની ગમે તેવી સેવા કરી હશે તોપણ મારાથી ગરુડની બરોબરી કરી શકાશે કે? પણ તે ગરુડે સુદ્ધાં વિશ્વરૂપની વાત છેડી નહોતી![૩૩] હું શું સનકાદિકો કરતાં પણ દેવની વિશેષ સન્નિધ વાસ કરનાર હઈશ? પરંતુ તેમને સુદ્ધાં આ ચેષ્ટા સુઝી નહોતી! તેમજ શું હું ગોકુળનાં ભાવિક ગોપગોપીઓ કરતાં દેવને વિશેષ પ્રિય છું?[૩૪] પરંતુ તે ગોકુળનાં લોકોને પણ હું તો એક બાળક છું એમ સમજાવીને ભ્રમમાં નાંખ્યાં હતાં; અને અંબરીષ રાજાને માટે ગર્ભવાસ ભોગવ્યા પરંતુ પોતાનું વિશ્વરૂપ કોઇને પણ ન બતાવતાં ગુપ્ત રાખ્યું.[૩૫] આવી શ્રીકૃષ્ણના અંતરની ગુહ્ય વાત મારાથી એકદમ શી રીતે પુછી શકાશે?[૩૬] ઠીક, પુછું નહિ; પરંતુ વિશ્વરૂપ જોયા શિવાય મને ચેન પડનાર નથી; એટલુંજ નહિ પણ તેમ કર્યા શિવાય હું જીવંત રહીશ કે નહિ એ વાત પણ સંદિગ્ધજ છે.[૩૭] માટે હવે થોડી થોડી કરીને તે વાત પુછવાની શરૂઆત કરવી પછી તો દેવની ઇચ્છામાં આવે તેમ કરીશ. એમ વિચાર કરી અર્જુન બ્હીતો બ્હીતો બોલવા લાગ્યો.[૩૮] પરંતુ તે એવી ખૂબીથી બોલ્યો કે દેવ એક બે પ્રશ્નોત્તરમાંજ પોતાનું સમસ્ત વિશ્વરૂપ તેને બતાવી દે.[૩૯] શ્રીકૃષ્ણ અર્જુનને માટે આમ કરે તેમાં આશ્ચર્ય શું? વાછરડાને જોતાંની સાથે ગાય પ્રેમાવેશમાં આવી જાય છે, તો પછી વાછરડાંનું મુખ તેનાં સ્તનની સાથે સ્પર્શ કરે ત્યારે શું તે પાન્હો ચોરશે કે?[૪૦] જે પાંડવનું સંરક્ષણ કરવાને માટે શ્રીકૃષ્ણ ભગવાન રાનો અને વનોમાં પણ ધાયા હતા તે અર્જુનના પશ્નોનો ઉત્તર આપ્યા વિના રહી શકશે કે?[૪૧] શ્રીકૃષ્ણ ભગવાન મૂર્તિમંત સ્નેહજ છે. તેને અર્જુનરૂપી ભક્ષ્ય મળતાં તે ઉભયના ઐક્યમાં બે પ્રથક્ પ્રથક્ મૂર્તિઓ દેખાય છે એજ એક ચમત્કાર છે![૪૨] માટે અર્જુને

પૂછતાંની સાથે દેવ આપોઆપ વિશ્વરૂપ ધારણ કરશે; માટે અધુના આરંભનો પ્રસંગ તો સાંભળો.[૪૩]

**अर्जुन उवाच। मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम्।**

**यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम॥ १॥**

શ્લોકાર્થઃ—**અર્જુન બોલ્યોઃ—હે ભગવન્ મારાપર અનુગ્રહ કરવાને માટે આપે મને જે અધ્યાત્મ નામક અત્યંત ગુહ્ય જ્ઞાનનો ઉપદેશ કર્યો, તેના યોગથી મારો સર્વ મોહ નષ્ટ થયો છે. (૧)**

**ઓવી અર્થઃ**—ત્યાર પછી પાર્થ બોલ્યો–હે કૃપાનિધે! આપે મને શબ્દાતીત જે ગુહ્ય તે કહી બતાવ્યું.[૪૪] જ્યારે પંચમહાભૂતો બ્રહ્મમાં લીન થાય છે અને જીવ તથા માયા લય પામે છે,[૪૫] ત્યારે પરમાત્મા જે રૂપ ધારણ કરીને રહે છે તે અંતિમ સ્વરૂપ કૃપણની પેઠે હૃદયમાં સંચિત કરી રાખ્યું હતું અને વેદોથી પણ ગુપ્ત રાખ્યું હતું,[૪૬] તે આજે મારી સમક્ષ હૃદય ખોલીને પ્રકટ કર્યું; અને જે અધ્યાત્મજ્ઞાનને માટે શંકરે ઐશ્વર્ય છોડી સ્મશાનમાં વાસ કર્યો.[૪૭] તે જ્ઞાન, હે પ્રભો! આપે મને એકદમ આપ્યું છે. પરંતુ જો આમ કહેવામાં આવે તો પછી આપની સાથે ઐક્ય પામવાનો શો ઉપયોગ? (ઐક્ય થયા પછી લેવડદેવડની વાત કેવી?)[૪૮] પરંતુ મોહરૂપી પૂરમાં હું ગળાં સુધી ડૂબ્યો છું એમ જોઈ સ્વતઃ આપે ભુસકો મારી મને બહાર કાઢચો છે.[૪૯] ફક્ત આપના શિવાય આ જગત્‌માં અન્ય વસ્તુ કાંઈ નથી. પરંતુ જુઓ તો ખરા, અમારા કર્મોનું પ્રાબલ્ય કેવું છે કે અમે 'દેહ હું છું' એવા ભ્રમમાં પડી આપનાથી ભિન્ન છીએ એમ પ્રકટ રીતે કહેવા લાગ્યા છીએ.[૫૦] હું આ જગત્‌માં કોઇ અર્જુન નામનો મનુષ્ય છું. એવું દેહાભિમાન રાખતો હતો, તથા કૌરવોને આપ્ત ગણુતો હતો;[૫૧] તેમજ હું એમને મારીશ તો તેથી થનારાં પાતકને માટે કોણ જાણે શું શું શાસન થશે એવાં ખરાબ સ્વપ્નો જોતો હતો પરંતુ હે પ્રભો! આપે મને જાગૃત કર્યો.[૫૨] હે દેવ! હે લક્ષ્મીપતે! ગંધર્વ નગરીની વસ્તી છોડી હું ઉદકની ઇચ્છાથી મૃગજળ પીતો હતો,[૫૩] અથવા કપડાંના કરેલા સર્પનો સ્પર્શ થતાં ખરો સર્પ કરડચો એવા ભ્રમથી ખરી લહરીઓ આવતી હતી. આપ્રમાણે હું મરણ ભયના પૂરમાં ડૂબતો હતો પરંતુ આપે તેમાંથી મને બહાર કાઢવાનો યશ પ્રાપ્ત કર્યો છે.[૫૪] કૂપમાં મારૂં પોતાનું પ્રતિબિંબ પડયું છે એમ ન સમજતાં એકાદ સિંહ તેમાં ભુસકો મારે અને એકાદ માણુસ તેને પકડીને તેનું રક્ષણ કરે તે પ્રમાણે, હે અનંત! હું અજ્ઞાન સાગરમાં ડુબતો હતો પરંતુ આપે મને પકડીને મારૂં સંરક્ષણ કર્યું છે.[૫૫] બાકી, અત્યાર પર્યંત મારો તો એવોજ નિશ્ચય હતો કે ભલે સપ્તસમુદ્ર એકત્ર થાય,[૫૬] કિંવા આ સર્વ જગત્ ડૂબી જાય, અથવા આકાશ તુડી પડે, તોપણ ગોત્રજોની સાથે યુદ્ધ કરવાનો મને પ્રસંગ ન આવે તો સારૂં.[૫૭] આવા અહંકારના યોગથી મેં આગ્રહરૂપી જળમાં ડૂબકી મારી હતી, પરંતુ આપ નિકટ હતા તો સારૂં થયું. બાકી તેમાંથી મને કોણે બહાર કાઢચો હોત?[૫૮] વાસ્તવિક શૂન્ય હોવા છતાં હું અર્જુન નામક કોઈ વ્યક્તિ છું એમ માની, ભળતાંજ માણસોને ગોત્રજો સમજી હું મહા મૂર્ખ અને ગાંડો બની ગયો હતો, પરંતુ મારી આવી સ્થિતિમાંથી આપે મારૂં રક્ષણ કર્યું![૫૯] પૂર્વે લાક્ષાગૃહમાં બળતા હતા તે વખતે તેમાંથી બહાર કાઢી આપે સંરક્ષણ કર્યું હતું ખરૂં, પરંતુ તે વખતે તો કેવળ દેહનોજ ભય લાગતો હતો. પરંતુ આ અન્ય લાક્ષાગૃહમાં તો મારૂં ચૈતન્ય પણ નાશ પામતું હતું, તેમાંથી આપે મને બહાર કાઢચો છે.[૬૦] દુરાગ્રહ રૂપી હિરણ્યાક્ષ દૈત્ય મારી બુદ્ધિરૂપી પૃથ્વીને બગલમાં મારીને તેને મોહરૂપી સમુદ્રના ઉંડા પાણીમાં લઇ જતો હતો,[૬૧] એટલામાં આપના બોધનાં સામર્થ્યથી હું એકદમ શુદ્ધિમાં આવ્યો. આ તો આપને વરાહાવતારજ ધારણ કરવો પડયો.[૬૨] આવાં આપનાં અપાર મહાકૃત્યો છે, તે મારી એક

વાણીથી હું શી રીતે વર્ણવી શકું? વધારે શું કહું? આપે મને આપના પંચપ્રાણ અર્પણ કર્યા છે.[૬૩] તેથી હે દેવરાયા! આપનો શ્રમ વ્યર્થ ગયો નથી, પરંતુ તેને યશની પ્રાપ્તિ થઈ છે. અને મહા અજ્ઞાનનો સમૂળ નાશ થયો છે.[૬૪] હે મહારાજ! આનંદ સરોવરમાંના કમળના જેવાં આપનાં આ નેત્રો જેને માટે આપના કૃપાપ્રસાદનાં મંદિરો તૈયાર કરે છે, (જેના પર આપની કૃપાદ્રષ્ટિ પડે છે,)[૬૫] તેની સાથે મોહનો મેળાપજ શી રીતે થઇ શકે? મહારાજ! મૃગજલની વૃષ્ટિ વડવાનળને શું કરી શકવાની હતી?[૬૬] અને હે દાતાર! હું તે તારાં કૃપા મંદિરના ગર્ભ ભાગમાં પ્રવેશ કરી આત્મજ્ઞાનનો પૂર્ણ અનુભવ લઉં છું.[૬૭] ત્યારે હવે મારા મોહનો નાશ થયો તેમાં શું આશ્ચર્ય છે? ખરેખર તારાજ ચરણના સોગંદ ખાઇને કહું છું કે હું ઉદ્ધાર પામ્યો છું.[૬૮]

**भवाप्ययौ हि भूतानां श्रुतौ विस्तरशो मया ।**
**त्वत्तः कमलपत्राक्ष माहात्म्यमपि चाव्ययम् ॥ २ ॥**

**શ્લોકાર્થઃ**—હે કમળપત્રાક્ષ! ચરાચરની ઉત્પત્તિ અને વિનાશ એ ઉભય વિસ્તારપૂર્વક મેં આપના મુખદ્વારા સાંભળ્યાં; તેમજ આપનો અવિનાશી મહિમા પણ સાંભળ્યો. (૨)

**ઓવી અર્થઃ**—હે કમલનયન! હે કોટિ સૂર્યના પ્રકાશવાળા! હે મહેશ! આજે મેં આપનાદ્વારા આ પ્રમાણે સાંભળ્યું.[૬૯] આ સર્વ ભૂતો જેમાંથી ઉત્પન્ન થાય છે અને જેમાં લય પામે છે એવી જે માયા તે દેવે મને વિસ્તારપૂર્વક કહી સંભળાવી છે;[૭૦] તે માયાની ઝડતી લઇ પરમાત્માનું મૂળસ્થાન પણ બતાવી દીધું છે; યશને પરિધાન કરીને વેદ વસ્ત્ર યુક્ત થાય છે; (વેદ આપના પરમાત્માનાં યશોગાન ગાય છે;)[૭૧] જે વેદ ઉત્પન્ન થઇ અસ્તિત્વ ભોગવે છે અને જેમાંથી ધર્મ જેવાં રત્નો નીપજે છે; તે સૌ આપના ચરણના આશ્રયથીજ ઉત્પન્ન થયા છે.[૭૨] તે પ્રમાણે હે દેવ! આપનું જે અગાધ માહાત્મ્ય, જે એકલું સર્વ માર્ગોદ્વારા જાણવા યોગ્ય છે, અને જે આત્માનુભવથી પરિપૂર્ણ છે, તે આપે મને બતાવ્યું છે.[૭૩] જે પ્રમાણે વાદળાં નષ્ટ થયા પછી આકાશમાં સૂર્યમંડળ દ્રષ્ટિગોચર થાય છે, કિંવા હાથવડે લીલ બાજુએ ખસેડવાથી સ્વચ્છ જળ નજરે પડે છે,[૭૪] કિંવા ચંદનનાં વૃક્ષને સર્પોએ દીધેલા આમળા દૂર થાય છે ત્યારે તેને આલિંગન દઇ શકાય છે, અથવા પિશાચ દૂર થયા પછી દ્રવ્ય હસ્તગત થઇ શકે છે,[૭૫] તે પ્રમાણે જ્ઞાનની આડે આવેલી માયા શ્રીકૃષ્ણદેવે બાજુએ હઠાવી દીધી એટલે મને બ્રહ્મત્વ પ્રાપ્ત થયું.[૭૬] માટે હે દેવ! આપની અગાધ શક્તિનો મારા જીવને પૂર્ણ ભરોંસો છે. પરંતુ મને એક બી ) ઇચ્છા ઉત્પન્ન થઈ છે.[૭૭] જો લજ્જા ધારણ કરીને તે હું આપની સમક્ષ દર્શાવું નહિ તો પછી કોની આગળ દર્શાવું? કારણ કે આપના શિવાય અન્ય સ્થળજ મને ક્યાં માહિત છે જે?[૭૮] મત્સ્ય જો જળનો આભાર માની તેને તસ્દી ન આપતાં બહાર આવવાનો વિચાર કરે કિંવા બાળક જો માતાની પાસે વારંવાર સ્તનપાન કરવાની માગણી કરતાં લજ્જા ધારણ કરે તો, હે શ્રી હરી! તેને બચવાનો બીજો ઉપાય છે કે?[૭૯] માટે સંકોચ ન ધારતાં મનમાં આવે તે વાત આપને પુછવી જોઇએ. આ પ્રમાણે અર્જુન બોલ્યો કે તરતજ શ્રીકૃષ્ણદેવે કહ્યું કે તારૂં એ કથન હવે રહેવા દે અને તને શી ઇચ્છા ઉત્પન્ન થઈ છે તે મને કહે.[૮૦]

**एवमेतद्यथात्थ त्वमात्मानं परमेश्वर ।**
**द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम ॥ ३ ॥**

શ્લોકાર્થઃ—હે પરમેશ્વર! આપે જે આપના વિષે વર્ણન કર્યું તે સત્યજ છે. હે પુરૂષોત્તમ! આપનું વ્યાપકરૂપ જોવાની મને ઇચ્છા છે. (૩)

**ઓવી અર્થઃ**—પછી અર્જુન બોલ્યો–હે દેવ! આપે જે વાત કહી તેનો અનુભવ થવાથી મારી દ્રષ્ટિ શાંત થઈ છે.[૮૧] હવે જેની ઇચ્છાથી આ સર્વ જગત્ ઉત્પન્ન થાય છે તથા લય પામે છે અને જે સ્થળને આપ આ મારૂં સ્વરૂપ છે એમ કહો છો.[૮૨] તે આપનું મુખ્ય સ્વરૂપ કે જ્યાંથી આપ દેવોનાં સંકટ નિવારણ કરવાને માટે દ્વિભુજ, ચતુર્ભુજ એવાં રૂપો ધારણ કરીને આવો છો;[૮૩] ક્ષીરસમુદ્રમાં શેષશયનના આરંભથી મત્સ્ય કૂર્માદિ અવતાર ધારણ કરી સર્વ અવતાર કૃત્યોની સમાપ્તિ થતાં, હે ગારુડી શ્રીકૃષ્ણ! જે સ્થળે આપ પુનઃ જાઓ છો;[૮૪] ઉપનિષદો જેના ગુણાનુવાદ ગાય છે, યોગીજન હૃદયમાં રાખી જેનું ધ્યાન ધરે છે અને જેને સનકાદિક આલિંગન દઈ રહે છે,[૮૫] એવું જે આપનું અગમ્ય વિશ્વરૂપ જેની કીર્તિ અમે સાંભળીએ છીએ; તે જોવાને માટે હે દેવ! મારૂં મન અતિ ત્વરાથી તત્પર થઈ રહ્યું છે.[૮૬] આપે મનમાંના સંકોચનો પરિત્યાગ કરી પ્રેમપૂર્વક મારી શી ઇચ્છા છે એમ પૂછ્યું માટે હું કહું છું કે મારી આજ એક બલવત્તર ઇચ્છા છે.[૮૭] આપનું સર્વ વિશ્વરૂપ મારી દ્રષ્ટિથી જોવું એવોજ મારા મનનો ધ્યાસ છે.[૮૮]

**मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो ।**
**योगेश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययम् ॥ ४ ॥**

શ્લોકાર્થઃ—હે પ્રભો! હે યોગેશ્વર! તે આપનું રૂપ હું જોઇ શકીશ એમ જો આપને લાગતું હોય તો આપનું તે અવિનાશી રૂપ મને બતાવો. (૪)

**ઓવી અર્થઃ**—પરંતુ, હે શાર્ઙ્ગધર! બીજી એક મને એવી શંકા છે કે આપનું વિશ્વરૂપ જોવાની મારામાં યોગ્યતા છે કે નહિ?[૮૯] તે મને કાંઇ સમજાતું નથી; અને એનું કારણ પુછો તો તે એજ છે કે શું રોગી પોતાના રોગનું નિદાન જાણે છે કે?[૯૦] વળી હે મહારાજ! ઇચ્છાની આસક્તિ પ્રબળ હોવાથી જેમ ઇચ્છા કરનાર મનુષ્ય પોતાની યોગ્યતા વિસરી જાય છે, કિંવા જેને તૃષા લાગી હોય તેની તૃષા શાંત કરવાને માટે સમસ્ત સમુદ્ર પણ અપૂર્ણ લાગે છે.[૯૧] તેજ પ્રમાણે પ્રબળ ઇચ્છાથી હું ભૂલમાં પડેલો હોવાથી મારી ઇચ્છા મારા સ્વાધીનમાં રહી શકતી નથી. એટલા માટે માતા જે પ્રમાણે પોતાના પુત્રની યોગ્યતા જાણી તેની ઇચ્છા પુરી કરે છે,[૯૨] તે પ્રમાણે હે જનાર્દન! મારા અધિકારનો વિચાર કરી આપ આપનું વિશ્વરૂપ બતાવવાનો આરંભ કરો.[૯૩] જો મારો અધિકાર હોય તો મારાપર કૃપા કરો. અને મારામાં અધિકાર ન હોય તો મને ના કહો. બધિર મનુષ્યને પંચમ સ્વરનું ઉત્તમ સંગીત સાંભળીને શું આનંદ થનાર હતો?[૯૪] બાકી મેઘ એકલા ચાતકને માટેજ વૃષ્ટિ કરે છે અને જગતને માટે નહિ એવું કશું નથી. પરંતુ તેજ વર્ષા ખડકપર પડે છે. ત્યારે તે વ્યર્થ જાય છે.[૯૫] ચંદ્રપ્રકાશથી ચકોરનેજ અમૃત પ્રાપ્તિ થાય છે અને બીજાઓએ તે પ્રાપ્તિ કરવાના સોગંદ શા માટે લીધા હશે? પણ (પ્રાશન કરવાની યુક્તિ ચકોરની પેઠે ઇતરને માહિત ન હોવાથી તે તેનો કાંઇ ઉપભોગ લઈ શકતાં નથી, તે પ્રમાણે) દ્રષ્ટિ શિવાય પ્રકાશ વ્યર્થ છે;[૯૬] માટે આપ બહુધા મને વિશ્વરૂપ બતાવશો એવી મને સંપૂર્ણ શ્રદ્ધા છે. કારણકે આપ ભયંકર અથવા સુંદર રૂપ બતાવવાની અલૌકિક શક્તિ ધરાવો છો.[૯૭] કારણકે, આપનું ઔદાર્ય સ્વતંત્ર છે અને એકાદ વસ્તુ અમુક માણસને અર્પણ કરવાની ઇચ્છા આપના મનમાં ઉત્પન્ન થતાં તેની પાત્રતા કિંવા અપાત્રતા એ ભેદ જોવા આપ બેસતા નથી, મોક્ષ સમાન પવિત્ર સ્થળ આપે

આપના શત્રુઓને પણ આપ્યું છે.[૯૮] ખરેખર, મોક્ષ દુષ્પ્રાપ્ય છે, તોપણ તે આપના ચરણની સેવા કરે છે; માટે આપ તેને જ્યાં જવાની આજ્ઞા કરો છો ત્યાં જઇને તે દાસ પ્રમાણે આપની આજ્ઞાનું પાલન કરે છે.[૯૯] પૂતના રાક્ષસી પોતાના સ્તનમાં વિષ ઘાલીને તમને મારવાના હેતુથી સ્તનપાન કરાવવાને આવી હતી, તેને પણ આપે સનકાદિકની બરાબર સાયુજ્યમુક્તિ આપી. [૧૦૦] હે મહારાજ! ધર્મરાજાના રાજસૂય યજ્ઞમાં ત્રિભુવનના દેવો, ઋષિઓ તથા રાજાઓ એકત્ર થયા હતા તે સ્થળે જેણે આપને દુર્વાક્યો કહી આપનું અપમાન કર્યું હતું,[૧] તે મહદપરાધી શિશુપાલને પણ આપે સારૂપ્ય મુક્તિ પ્રદાન કરી હતી; અને હે ગોપાળ કૃષ્ણ! ઉત્તાનપાદ રાજાનો પુત્ર જે ધ્રુવ તેનામાં અચળપદે વિરાજવાની યોગ્યતા હતી કે?[૨] પિતાના અંકપર બેસવાનું સુખ મળે એવી ઇચ્છાથી તે વનમાં આવ્યો હતો, પરંતુ આપે તેને ચંદ્ર સૂર્યાદિક કરતાં પણ શ્રેષ્ઠ સ્થાને સ્થાપિત કર્યો.[૩] આ પ્રમાણે દુઃખિતોને ઉદારતાપૂર્વક દાન આપનાર એક આપજ છો. અજામિલે મૃત્યુ સમયે પુત્ર મિષે નારાયણ નામનો ઉચ્ચાર કરવાથી તેને તમે મુક્તિ આપી હતી;[૪] હે પ્રભો! જે ભૃગઋષિએ આપના હૃદયપર લત્તા પ્રહાર કર્યો હતો તેનું શ્રી વત્સ લાંચ્છન ચિન્હ આપે આપના હૃદયપર ભૂષણ તરિકે માનીને ધારણ કર્યું છે; અને આપનો વૈરી જે શંખાસુર તેનું શરીર આપે આપના હાથમાં ધારણ કર્યું છે.[૫] આ પ્રમાણે અપકાર કરનારના ઉપર પણ આપ ઉપકારજ કરો છો અને અપાત્ર મનુષ્યને આપ ઔદાર્યથી દાન આપો છો; બલિની પાસે આપ દાન માગવા ગયા અને તેના દ્વારપાળ થયા.[૬] જે ગણિકા આપની આરાધના કરતી નહોતી અને આપના ગુણાનુવાદ સાંભળતી નહોતી તેણે પોપટને આપના નામથી હાંક મારી એટલે આપે તેને વૈકુંઠસુખની પ્રાપ્તિ કરી આપી.[૭] આવાં ક્ષુલ્લક કારણોથી પણ આપ અકસ્માત્ સ્વસ્વરૂપ પ્રાપ્ત કરાવી આપો છો, તો આપ મને પ્રથક્ પ્રાપ્તિ કેમ કરવા દેશો?[૮] અહો! દુઝતાપણાની અધિકતાથી જે કામધેનુ જગતના સંકટોની નિવૃત્તિ કરે છે તેનાં વાછરડાં ઉપવાસી રહેશે કે?[૯] તેથી જેને માટે વિનંતિ કરી છે તે વિશ્વરૂપ દેવ મને બતાવે નહિ એમ કદિ પણ બનનાર નથી. પરંતુ તે જોવાની યોગ્યતા મને આપો.[૧૦] આપનું વિશ્વરૂપ હું મારી આંખોથી જોઇ શકીશ એમ જો આપની ખાત્રી થાય તો હે દેવ! મારી વિશ્વરૂપ જોવાની ઇચ્છા તૃપ્ત કરો.[૧૧] અર્જુને આવી વિનંતિ કરી ન કરી એટલામાંજ ષડ્ ગુણૈશ્વર્યનો રાજા જે શ્રીકૃષ્ણ તેનાથી તે સહન થઈ શકી નહિ. કેમ સહન ન થઇ શકી એમ પુછશો તો તેનો ઉત્તર એ છે કે,[૧૨] અર્જુન વર્ષાકાળવત્ અને શ્રીકૃષ્ણ વર્ષાકાળે ઉત્પન્ન થતા કૃપામૃતયુક્ત મેઘ જેવા દેખાવા લાગ્યા અથવા અર્જુન વસંતઋતુવત્ અને શ્રીકૃષ્ણ તેમાં મંજુલ શબ્દ કરનાર કોકિલ જેવા ભાસવા લાગ્યા.[૧૩] કિંવા પૂર્ણ ચંદ્રબિંબ જોઇને જે પ્રમાણે ક્ષીરસાગરમાં ભરતી આવે છે, તે પ્રમાણે સમુદ્રના પ્રેમથી બમણા કરતાં પણ વધારે પ્રેમપૂર્વક શ્રીકૃષ્ણનું હૃદય ઉછાળા મારવા લાગ્યું.[૧૪] પછી કૃપાવંત શ્રીકૃષ્ણ પ્રસન્નતાના આવેશમાં મોટા ધ્વનિથી બોલી ઉઠયા—હે પાર્થ! મારાં અગણિત રૂપો જો.[૧૫] અર્જુનના મનમાં દેવનું એક વિશ્વરૂપ જોવાનો વિચાર હતો, પરંતુ શ્રીકૃષ્ણે સમસ્ત વિશ્વરૂપ બતાવી દીધાં.[૧૬] ધન્ય છે પ્રભુના ઔદાર્યને! એ ઔદાર્ય અપરિમિત હોવાથી તે યાચકોને તેમની માગણી કરતાં પણ સહસ્રધા વિશેષ નિત્ય આપેજ જાય છે.[૧૭] અહો! જે ગુહ્ય વિશ્વરૂપ શેષની બે સહસ્ર આંખોને પણ બતાવ્યું નહોતું, જેના સંબંધમાં વેદોને પણ છેતર્યા હતા, અને લક્ષ્મીથી પણ જે ગુપ્ત રાખ્યું હતું,[૧૮] તે વિશ્વરૂપ અધુના અનેક પ્રકારે પ્રકટ કરી પ્રભુ દેખાડવા લાગ્યા. ધન્ય છે તે અર્જુનના ભાગ્યને![૧૯] કોઇ મનુષ્ય જાગૃતાવસ્થામાંથી સ્વપ્નાવસ્થામાં જાય છે ત્યારે જે પ્રમાણે તેને સ્વપ્નમાં જે જે પદાર્થો દ્રષ્ટિએ પડે છે તે તે પદાર્થો તે પોતેજ બને છે, તે પ્રમાણે શ્રીકૃષ્ણ પોતેજ બ્રહ્માંડ થયા![૨૦]

પ્રભુએ શ્રીકૃષ્ણ રૂપ છોડી, જે અજ્ઞાનદૃષ્ટિના પડદાથી તે લોકોને મનુષ્યરૂપે ભાસતા હતા તે પડદો કાઢીને ફેંકી દઈ પોતાનું સર્વ યોગબળ પ્રકટ કર્યું.[૨૧] પરંતુ અર્જુનથી એ રૂપ જોઇ શકાશે કિંવા નહિ તેનું સ્મરણ સુદ્ધાં ન રહેવાથી તેઓ પ્રેમાવેશમાં એકદમ 'મારા રૂપને જો' એમ બોલી ઉઠયા.[૨૨]

**श्री भगवानुवाच। पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः।**
**नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ॥ ५ ॥**

**શ્લોકાર્થઃ**—શ્રી ભગવાન બોલ્યાઃ-હે પાર્થ! અનેક પ્રકારનાં, અનેક વર્ણનાં, અનેક આકારનાં અને અલૌકિક એવાં મારાં સેંકડો હજારો રૂપો જો. (૫)

**ઓવી અર્થઃ**—હે અર્જુન! 'આપનું એકજ વિશ્વરૂપ બતાવો' એમ તેં મને કહ્યું હતું તેથી તે એકજ તને બતાવું તેમાં આશ્ચર્ય શું? માટે હવે મારા સ્વરૂપમાંજ સર્વ જગત્ ભરેલું છે તે તું જો.[૨૩] મારાં રૂપો કેવાં છે? કેટલાંક કૃશ, કેટલાંક લઠ્ઠ, કેટલાંક ઠીંગણાં, કેટલાંક ઉચ્ચ, કેટલાંક જાડાં, કેટલાંક પાતળાં અને કેટલાંક અમર્યાદ છે;[૨૪] કેટલાંક વિસ્તૃત, કેટલાંક નિષ્કપટી, કેટલાંક ઉદ્યોગ કરનારાં, કેટલાં સ્વસ્થ બેસનારાં, કેટલાંક ઉદાસીન, કેટલાંક પ્રેમયુક્ત અને કેટલાંક તીવ્રબુદ્ધિનાં;[૨૫] કેટલાંક અસાવધ, કેટલાંક સાવધ, કેટલાંક સુંદર, કેટલાંક ગંભીર, કેટલાંક ઉદાર, કેટલાંક કૃપણ, કેટલાંક ક્રોધી,[૨૬] કેટલાંક શાંત, કેટલાંક ઉત્તમ પ્રકારના મદથી યુક્ત, કેટલાંક નિરુપયોગી, કેટલાંક આનંદયુક્ત, કેટલાંક મોટેથી બૂમ પાડનારાં અને કેટલાંક એક શબ્દ પણ ન બોલનારાં, કેટલાંક સૌમ્ય,[૨૭] કેટલાંક લોભી, કેટલાંક વિરક્ત, કેટલાંક જાગૃત કેટલાંક નિદ્રિત, કેટલાંક સંતોષી, કેટલાંક દુઃખી, કેટલાંક પ્રસન્ન,[૨૮] કેટલાંક નિઃશસ્ત્ર, કેટલાંક શસ્ત્રધારી, કેટલાંક ઉગ્ર, કેટલાંક સ્નેહાળ, કેટલાંક ભયંકર, કેટલાંક ચિત્ર વિચિત્ર, કેટલાંક સમાધિસ્થ,[૨૯] કેટલાંક જનોની લીલામાં નિમગ્ન, કેટલાંક પ્રીતિથી પાલન કરનારાં, કેટલાંક ક્રોધથી સંહાર કરનારાં, અને કેટલાંક સાક્ષિભૂત,[૩૦] આ પ્રમાણે નાના પ્રકારનાં પુષ્કળ અને તેજસ્વી તથા ભિન્ન ભિન્ન વર્ણનાં મારાં રૂપો છે.[૩૧] કેટલાંક તપ્ત કરેલા સુવર્ણ જેવાં, સેંકડો પીતવર્ણનાં, કેટલાંક આકાશના સૂર્યાસ્ત સમયના સુશોભિત વર્ણ જેવાં, કેટલાંક રક્તવર્ણનાં,[૩૨] કેટલાંક અતિ સૂક્ષ્મ, કેટલાંક માણિક્ય ખચિત બ્રહ્માંડ જેવાં સુશોભિત, કેટલાંક અરુણોદયના જેવાં રક્તવર્ણનાં,[૩૩] કેટલાંક શુદ્ધ સ્ફટિકના જેવાં સ્વચ્છ અને શુકલવર્ણનાં, કેટલાંક ઇંદ્રનીલ મણિના જેવાં લીલાં, કેટલાંક કાજળ જેવાં કાળાં, કેટલાંક રક્ત જેવાં લાલ,[૩૪] કેટલાંક તપ્ત કરેલાં સુવર્ણ જેવાં પીળાં, કેટલાંક નવામેઘનાં જેવાં શ્યામવર્ણનાં, કેટલાંક ચંપાનાં પુષ્પ જેવાં પીળાં, કેટલાંક લીલાંછમ,[૩૫] કેટલાંક તપ્ત કરેલાં ત્રાંબાના જેવાં લાલ, અને કેટલાંક ચંદ્ર જેવાં અતિ શુભ્ર, આવાં મારાં નાના પ્રકારનાં રૂપો જો.[૩૬] આ જેવા ભિન્ન ભિન્ન રંગો છે, તે પ્રમાણે ભિન્ન ભિન્ન આકૃતિઓ પણ છે. આ આકૃતિઓ એવી તો સુંદર છે કે તેનાં સૌંદર્ય આગળ સ્વતઃ મદન પણ લાજે છે અને તેને શરણે આવે છે.[૩૭] કેટલાંક નક્ષત્રની પેઠે રેખેલાં, કેટલાંક તેજઃપુંજ તથા કેટલાંક એવાં મનોહર છે કે જાણે શૃંગારલક્ષ્મીનો ભંડારજ ખુલ્લો ન થઇ ગયો હોય![૩૮] કેટલાંક આર્દ્ર, કેટલાંક ભીષણ, કેટલાંક અતિ વિકરાળ, કેટલાંક ઉચ્ચ ગરદનવાળાં, અને કેટલાંક પ્રચંડ મસ્તકવાળાં અને ભયંકર છે.[૩૯] હે સુભદ્રાપતે! આ પ્રમાણે મારા રૂપની સેંકડો આકૃતિઓ છે અને તેની શોધ કરતાં તેનો પત્તો લાગે એમ નથી. આ એક એકરૂપના એક એક અવયવમાં સર્વ જગત્ ભરેલું છે તે જો.[૪૦]

**पश्यादित्यान्वसून्रुद्रानश्विनौ मरुतस्तथा।**
**बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि भारत ॥ ६ ॥**

**શ્લોકાર્થઃ—હે ભારત! બાર આદિત્ય, આઠ વસુ, અગિયાર રૂદ્ર, બે અશ્વિની કુમાર, ઓગણપચાસ મરૂદ્ગણ અને પૂર્વે કદિપણ જોયાં નહિ હોય એવાં અનેક આશ્ચર્યકારક રૂપો મારામાં છે. (૬)**

**ઓવી અર્થઃ**—મારી દ્રષ્ટિ ઉઘાડતાંની સાથે આદિત્યાદિ દેવોની ઉત્પત્તિ થાય છે, અને પછી તેજ દ્રષ્ટિ મીચાતાંની સાથે સર્વ દેવો લય પામે છે.[૪૨] મારા મુખમાંના શ્વાસોચ્છ્વાસની સાથે સર્વ જ્વાલામય થઇ જ્વાલામાંથી અષ્ટવસુનો સમુદાય ઉત્પન્ન થાય છે.[૪૨] અને મારી ભ્રૂના છેડા ક્રોધથી એક સ્થળે મળ્યા એમ દેખાવા લાગે કે તરત એકાદશ રૂદ્રગણ ઉત્પન્ન થયેલા દ્રષ્ટિએ પડે છે.[૪૩] મારી સૌમ્ય મુદ્રામાંથી અસંખ્ય અશ્વિનીકુમારો ઉત્પન્ન થાય છે;[૪૪] અને હે પાંડવ! કર્ણમાંથી અનેક વાયુઓ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે મારા એક એક અવયવની લીલામાંથી દેવ અને સિદ્ધનાં કુળો ઉત્પન્ન થાય છે. આવાં અપાર અને વિશાળ રૂપો આ સ્થળે જુઓ.[૪૫] જે રૂપોનાં વર્ણન કરતાં વેદોની પણ વાણી કુંઠિત થઇ; અને જે રૂપો જોવાનો માટે કાળનું આયુષ્ય પણ અલ્પ ગણાયું; અને જે રૂપોનો છેડો બ્રહ્મદેવના હાથમાં પણ આવ્યો નથી;[૪૬] અને જેનાં નામ ત્રણ વેદોએ પણ કદિ સાંભળ્યાં નથી; એવાં મારાં અનેક રૂપો આ સ્થળે પ્રત્યક્ષ જો; અને તેના દર્શનદ્વારા આશ્ચર્યકારક લીલાનો તથા મહાસિદ્ધિનો ઉપભોગ લે.[૪૭]

**इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम् ।**
**मम देहे गुडाकेश यच्चान्यद्द्रष्टुमिच्छसि ॥ ७ ॥**

**શ્લોકાર્થઃ—હે ગુડાકેશ! ચરાચર સહિત આ સર્વ જગ અને અન્ય જે કંઇ તું જોવા ઇચ્છે તે સર્વ આજે મારી દેહમાં એક સ્થળે એકત્રિત થયેલાં જો. (૭)**

**ઓવી અર્થઃ**—હે કિરીટી! આ રૂપોનાં રોમના મૂળમાં જે સૃષ્ટિ રહેલી છે તે જો. જાણે કલ્પતરૂનાં થડની પાસે કુમળું કુમળું ઘાસ ન ઉગ્યું હોય તેવોજ ભાસ થાય છે![૪૮] જે પ્રમાણે પ્રચંડ પવનના સપાટાથી પૃથ્વીના પરમાણુઓ પ્રકાશમાં ઉડતા દેખાય છે, તે પ્રમાણે આ રૂપોના પ્રત્યેક અવયવના સાંધામાંથી બ્રહ્માંડના અનેક સમુદાયો નીકળીને ભ્રમણ કરે છે, એમ દેખાય છે તે જો.[૪૯] આ એક એક સ્વરૂપનાં અવયવમાં સર્વ બ્રહ્માંડ ભરેલાં છે તે જો અને જો તને કદાચિત્ વિશ્વની પેલીમેર જોવાની પણ ઇચ્છા થાય,[૫૦] તો તેમ કરતાં પણ કાંઇ સંકટ પડનાર નથી. તને જે ગમે તે તું આ મારા શરીરમાં સુખેથી જોઈ લે.[૫૧] આ પ્રમાણે તે વિશ્વરૂપ શ્રી કૃષ્ણ પૂર્ણ પ્રેમથી બોલ્યા પછી પોતાનું સ્વરૂપ અર્જુન જુએ છે કે નહિ તેની તપાસ કરતાં તેમને જણાયું કે તે તો સ્વસ્થ બેસી રહ્યો છે.[૫૨] એ શા માટે સ્વસ્થ બેઠો છે તેનું કારણ તપાસતાં તેમને તે તેમનું વિશ્વરૂપ જોવાની આશામાં જેવો નિમગ્ન થયો હતો તેવીજ સ્થિતિમાં હમણાં પણ દ્રષ્ટિગોચર થયો.[૫૩]

**न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।**
**दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥ ८ ॥**

**શ્લોકાર્થઃ—પરંતુ તારાં આ ચક્ષુઓ વડે તું મને જોઇ શકનાર નથી; માટે હું તને દિવ્ય ચક્ષુ આપું છું; અને પછી તું મારી ઈશ્વરી શક્તિ જો. (૮)**

**ઓવી અર્થઃ**—પછી તેઓ મનમાં બોલ્યાઃ-આની ઉત્કંઠા હજી ઓછી થઇ નથી અને એને વિશ્વરૂપદર્શનથી આનંદ પણ થયો નથી. મેં એને વિશ્વરૂપ બતાવ્યું, પણ એનાથી તે જોઈ શકાયું નથી.[૫૪] આવા વિચારથી દેવ હસ્યા અને અર્જુન પ્રત્યે બોલ્યા ‘ મેં તો તને વિશ્વરૂપ

બતાવ્યું પરંતુ તું તો તે જોતોજ નથી.[૫૫] ભગવાનનાં આવાં વચનો સાંભળી બુદ્ધિમાન અર્જુન બોલ્યો મહારાજ! એ દોષ કોનો છે? તમે બગલા કને ચંદ્રામૃતપાનનો પ્રયત્ન કરાવો છો. ( અને ચંદ્રકિરણોના ભોક્તા તો ચકોર છે, બગલા નહિ. )[૫૬] અહો મહારાજ! દર્પણને લુછીને સ્વચ્છ કરીને આપ તે અંધ મનુષ્યને બતાવવાની ખટપટ કરો છો; અને હે હૃષીકેશ! બધિરની આગળ ગાયન ગાઓ છો.[૫૭] હે શાર્ઙ્ગધર! આપ જાણી બુજીને પુષ્પ પરાગનો ચારો ભ્રમરને ન નીરતાં દેડકાને નીરો છો; અને આમ કરતાં જો તે વ્યર્થ જાય તો પછી ક્રોધ કોનાપર કરશો?[૫૮] જે વિશ્વરૂપ ઇંદ્રિયોને અગોચર છે એમ શાસ્ત્રો વર્ણન કરે છે, અને જેને કેવળ જ્ઞાનદ્રષ્ટિજ જોઈ શકે છે, તે આપે મારાં ચર્મચક્ષુઓની સમક્ષ કાઢીને મુકી દીધું, તો હું તેને શી રીતે જોઇ શકું?[૫૯] પરંતુ તમારી આ ચૂક વિષે જરા પણ ઉચ્ચાર ન કાઢતાં સ્વસ્થ બેસવું એજ ઠીક એમ ધારી હું સ્વસ્થજ બેઠો. અર્જુનનું આ ભાષણ સાંભળી દેવ બોલ્યા–બાપુ અર્જુન! તારૂં બોલવું મને માન્ય છે.[૬૦] તને જો વિશ્વરૂપ બતાવવું હતું તો મારે તને પ્રથમ તે જોવાનું સામર્થ્ય આપવું જોઇતું હતું; પરંતુ પ્રેમના આવેશમાં તને જ્ઞાનદ્રષ્ટિ આપવાનું વિસ્મરણ થયું.[૬૧] જે પ્રમાણે ખેડ કર્યા શિવાય જમીનમાં બીજ વાવવાથી સમય વ્યર્થ જાય છે. તે પ્રમાણે તને વિશ્વરૂપ બતાવવાની મારી ખટપટ વ્યર્થ ગઈ. માટે હવે તને એવી દ્રષ્ટિ આપું છું કે, જેના યોગથી તું મારૂં વિશ્વરૂપ જોઇ શકશે.[૬૨] પછી હે પાંડવ! તે દ્રષ્ટિથી મારો સર્વ ( અઘટિત ઘટનારૂપ ) ઐશ્વર્ય યોગ જોઈ તેને પૂર્ણ અનુભવમાં આણ.[૬૩] જે માત્ર વેદોનેજ જાણવા યોગ્ય છે અને જે સકળ લોકોનો આદિપુરૂષ છે; અને જે સર્વ જગતને પરમપૂજ્ય છે, તે શ્રીકૃષ્ણ પરમાત્મા આ પ્રમાણે બોલ્યા.[૬૪]

संजय उवाच। **एवमुक्त्वा ततो राजन् महायोगेश्वरो हरिः ।**
**दर्शयामास पार्थाय परमं रूपमैश्वरम् ॥ ९ ॥**

**શ્લોકાર્થઃ**—સંજય બોલ્યોઃ-હે ધૃતરાષ્ટ્ર રાજા! આ પ્રમાણે બોલીને પછી મહા યોગેશ્વર કૃષ્ણે પાર્થને પોતાનું પરમશ્રેષ્ઠ વિશ્વરૂપ બતાવ્યું. ( ૯ )

**ઓવી અર્થઃ**—સંજય બોલ્યો–હે કૌરવકુળના ચક્રવર્તિ ધૃતરાષ્ટ્ર રાજા! મને વારંવાર એજ આશ્ચર્ય થાય છે કે કે આ ત્રણે લોકમાં કોઈ લક્ષ્મી કરતાં અધિક દૈવવાન છે કે?[૬૫] કિંવા આ જગમાં શ્રુતિ શિવાય અન્ય કોઈ સંજ્ઞાથી વર્ણન કરનાર છે કે? કિંવા જેને દાસત્વ કહેવામાં આવે છે તે એક શેષ શિવાય અન્ય કોઇનાં અંગમાં છે કે?[૬૬] અહો! ભગવાનની પ્રાપ્તિને માટે યોગીના જેવી આઠે પ્રહર સેવા કરનાર ગરુડસમાન ઇતર કોઈ છે કે?[૬૭] પરંતુ તે સર્વ તો એક બાજુએ રહી ગયા અને જે દિવસે પાંડવોનો જન્મ થયો તે દિવસથી સર્વ કૃષ્ણસુખ પાંડવોનેજ પ્રાપ્ત થયું છે.[૬૮] તથાપિ પાંચે પાંડવમાં જે પ્રમાણે કામાતુર પુરૂષને કોઈ સ્ત્રી પોતાને સ્વાધીન કરી લે છે તે પ્રમાણે અર્જુનને શ્રીકૃષ્ણ સહજ સ્વાધીન થયા છે.[૬૯] ભણાવેલો પોપટ પણ જેવું ન બોલે કિંવા ખેલ કરવાને કેળવેલું પશુ પણ જેવી આજ્ઞામાં ન રહે તેવા બોલો શ્રીકૃષ્ણ બોલતા હતા અને તેવી આજ્ઞામાં તેઓ રહેતા હતા. કોણ જાણે અર્જુનને તે કેવુંક દૈવ અનુકૂળ થયું હશે![૭૦] આજે પૂર્ણબ્રહ્મ શ્રીકૃષ્ણ પરમાત્માનું ઐશ્વર્ય ભોગવવાને માત્ર ભાગ્યવાન અર્જુનનાંજ નયનો યોગ્ય છે, માટેજ તેના બોલ મુખમાંથી નીકળતાંનીવારજ શ્રીકૃષ્ણ ઝડપી લે છે.[૭૧] અર્જુન ક્રોધિત થાય છે તોપણ દેવ સ્વસ્થતાથી સહન કરે છે અને તે રૂસણું લે છે તો તેને સમજાવે છે. શું દેવ અર્જુનની પાછળ ગાંડા થયા છે?[૭૨] જો અર્જુનની વાત છોડી દઇએ તો શ્રીકૃષ્ણની યોગ્યતાનું વર્ણન શી રીતે થઇ શકશે? જે સમર્થ શુકાચાર્યે બાર

વર્ષ પર્યંત માતાના ઉદરમાં રહી વિષયને જીત્યો, તે શુકાચાર્ય એમના વિષય (રાસક્રીડા)નું વર્ણન કરી કૃતાર્થ થવાની ઇચ્છાથી એમના સ્તુતિપાઠક બન્યા ![૭૩] હે રાજા ! શ્રીકૃષ્ણ પરમાત્મા ! યોગીઓની સમાધિના અધિ દૈવત છે; તે અર્જુનને સ્વાધીન થયા એ જોઇ મને મહાન ચમત્કાર લાગે છે ![૭૪] આટલું બોલી સંજય પુનઃ ધૃતરાષ્ટ્ર પ્રત્યે બોલ્યોઃ–હે રાજા ! પરંતુ આમાં ચમત્કાર તે શો ? શ્રીકૃષ્ણ જેનો અંગીકાર કરે છે તેનો આવો ભાગ્યોદય થાયજ છે.[૭૫] માટે તે દેવાધિ-દેવે પાર્થને કહ્યું કે ' હું તને દિવ્ય દ્રષ્ટિ આપું છું. આ દ્રષ્ટિના યોગથી તું અખંડ વિશ્વરૂપ જોવાને શક્તિવાન થશે.'[૭૬] શ્રીકૃષ્ણના મુખમાંથી હજી તો આ અક્ષરો પુરા નીકળ્યા નથી એટલામાંજ એકદમ અર્જુનનું અજ્ઞાન નષ્ટ થવા લાગ્યું.[૭૭] જ્ઞાનેશ્વર કહે છેઃ–'તને દિવ્ય દ્રષ્ટિ આપું છું ' એ અક્ષરો નહોતા પરંતુ બ્રહ્મનું ઐશ્વર્ય દર્શાવનાર જ્ઞાનરૂપી મશાલજ શ્રીકૃષ્ણે અર્જુનને માટે પ્રદીપ્ત કરી હતી,[૭૮] પછી દિવ્ય દ્રષ્ટિનો પ્રકાશ પડતાંની સાથે અર્જુનની જ્ઞાનદ્રષ્ટિ ચોતરફ ફેલાઈ. આ પ્રમાણે શ્રીકૃષ્ણે પોતાનું ઐશ્વર્ય અર્જુનને બતાવ્યું.[૭૯] ભગવાનના સર્વ અવતારો જે વિશ્વરૂપ સમુદ્રના તરંગો છે, કિંવા જેનાં તેજરૂપી સૂર્યકિરણોને લીધે આ સર્વ જગત્ મૃગજલવત્ ભાસે છે,[૮૦] જેનાં અનાદિ સિદ્ધ સત્સ્વરૂપ ભૂમિકાપર સ્થાવર જંગમ ચિત્રો ઉઠે છે એવું જે પોતાનું મૂળ સ્વરૂપ તે શ્રીકૃષ્ણે અર્જુનને બતાવ્યું.[૮૧] પૂર્વે બાલવયમાં જ્યારે શ્રીકૃષ્ણે એક વખત મૃત્તિકા ખાધી હતી ત્યારે યશોદાએ ક્રોધિત થઇને તેમને હાથમાં પકડયા હતા.[૮૨] આ વખતે શ્રીકૃષ્ણે જાણે બ્હીતાં બ્હીતાં બોલતા હોય તે પ્રમાણે ' મેં માટી ખાધી નથી ' એમ કહ્યું; અને એમ કહેતી વખત મોં ફાડી યશોદાને તેમાં ચૌદ ભુવનો સાવકાશપણે બતાવ્યાં.[૮૩] કિંવા મધુવનમાં બાળક ધ્રુવ દર્શન કરવા ગયો હતો ત્યારે તેના મનમાં દેવની સ્તુતિ કરવાની ઉત્કટ ઇચ્છા થઈ હતી, પરંતુ સ્તુતિ કેવી રીતે કરવી તે તે જાણતો નહોતો; આથી દેવે તેના ગાલને પોતાના શંખનો સ્પર્શ કરાવ્યો કે તરતજ વેદ પણ જેવી સ્તુતિ કરી ન શકે તેવી સ્તુતિ તે કરી શકયો.[૮૪] તે પ્રમાણે હે રાજા ! શ્રી હરિએ ધનંજયને ઉપદેશ કર્યો એટલે માયા કયાં ગઈ તેનો પત્તો પણ લાગ્યો નહિ.[૮૫] એકદમ ઐશ્વર્ય તેજનો પ્રકાશ પડયો અને તેને સર્વ વસ્તુઓ ચમત્કારમયજ દેખાવા લાગી અને તેનું ચિત્ત આશ્ચર્યનિમગ્ન થયું.[૮૬] નદીના કિનારે માર્કંડેય રૂષિએ સંધ્યા કરતાં દેવને એવી વિનંતિ કરી કે મને આશ્ચર્ય બતાવો' ત્યારે પૃથ્વીથી આકાશ પર્યંત સર્વત્ર જળજળજ થઇ રહ્યું અને તેમાં તે એકલોજ તરવા લાગ્યો; તે પ્રમાણે વિશ્વરૂપના કૌતુકમાં પાર્થ નિમગ્ન થયો.[૮૭] તે બોલ્યો " આ સ્થળે કેવડું મોટું આકાશ દ્રષ્ટિએ પડતું હતું. પરંતુ હમણાં તે કોણ જાણે કયાં ગયું છે ! તેજ પ્રમાણે સ્થાવર જંગમ મહાભૂતો પણ કયાં ગયાં ?[૮૮] દિશાનો તો પત્તોજ લાગતો નથી; આકાશ અને પાતાલ કયાં ગયાં તે સમજાતું નથી; અને જાગૃત થએલા મનુષ્યને જે પ્રમાણે સ્વપ્નમાં જોયેલા પદાર્થો દ્રષ્ટિએ પડતા નથી, તે પ્રમાણે આટલા વખત સુધી દ્રષ્ટિએ પડતી સૃષ્ટિ નષ્ટ થઇ છે;[૮૯] અથવા સૂર્યના તેજથી જે પ્રમાણે ચંદ્ર અને તારાઓ નષ્ટપ્રાય થાય છે, તે પ્રમાણે સૃષ્ટિની સર્વ રચના વિશ્વરૂપથી નષ્ટ થઇ છે."[૯૦] આ વખતે અર્જુનના મનમાંથી મનનું અસ્તિત્વજ ભુંસાઇ ગયું, અને બુદ્ધિ બુદ્ધિને વશ કરી શકી નહિ અને ઇંદ્રિયોની વૃત્તિ સર્વ પાછી ફરીને હૃદયમાં એકત્રિત થઇ[૯૧] વળી તે વખતે સ્તબ્ધપણાને સ્તબ્ધતા પ્રાપ્ત થઇ; અને એકાગ્રતાને એકાગ્રતા ઉપલબ્ધ થઇ; તથા સર્વ જ્ઞાન તો જાણે મોહિની અસ્ત્રથીજ વિંધાઇ ગયું હોય એવો ભાસ થવા લાગ્યો. [૯૨] આ પ્રમાણે તે આશ્ચર્યયુક્ત ચારે તરફ જોવા લાગ્યો તો તેને પોતાની સમક્ષ જે નાની ચતુર્ભુજ મૂર્તિ હતી તે વધીને પુષ્કળ રૂપે ચારે તરફ પ્રસરી ગઇ છે એમ તેને દેખાયું.[૯૩] જે પ્રમાણે વર્ષાકાળના મેઘ કિંવા

પ્રલયકાળના સૂર્યનું તેજ એકદમ ચારે તરફ પ્રસરે છે, તે પ્રમાણે ભગવાને કોઇ પણ બાજુએ પોતાના શિવાય અન્ય કોઇ પણ વસ્તુને પ્રવેશવા દીધી નહિ.[૯૪] પોતાની આંખ ઉઘાડી શ્રી કૃષ્ણનું વિશ્વરૂપ જોતાં અર્જુનને પરમ સંતોષ થયો.[૯૫] આવી રીતે, પોતાની બન્ને આંખથી સર્વ વિશ્વરૂપ જોવું એવી જે અર્જુનની ઇચ્છા હતી તેને શ્રી કૃષ્ણે પરિતૃપ્ત કરી.[૯૬]

**अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनम् ।**

**अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम् ॥ १० ॥**

**શ્લોકાર્થઃ**—તે વિશ્વરૂપમાં અનંત મુખો, અનંત નેત્રો, અનંત અદ્‌ભુત દર્શનીય પ્રકારો, અનંત સુપ્રકાશિત અલંકારો, તથા ઉગામેલાં અનંત ચકચકિત આયુધો હતાં. (૧૦)

**ઓવી અર્થઃ**—પછી અર્જુને જે પુષ્કળ મુખો જોયાં તે કેવળ શ્રી વિષ્ણુના રાજમહેલની પેઠે શોભતાં હતાં; અથવા લાવણ્યશ્રીનો ભંડારજ ખુલ્લો મુકવામાં આવ્યો ન હોય તેવાં દીપતાં હતાં.[૯૭] કિંવા આનંદરૂપી વનજ ગુલઝાર બની રહ્યાં હોયની તેવો તેનો દેખાવ લાગતો હતો. જે પ્રમાણે સૌંદર્યને રાજ્યાધિકાર મળે તે પ્રમાણે આલ્હાદકારક બનેલાં શ્રીહરિનાં મુખો અર્જુને જોયાં.[૯૮] અને તેજ પ્રમાણે તે મુખમાં જાણે કાંઇ ભયંકર કાળ રાત્રિનાં સૈન્યોજ ઉદ્‌ભવ્યાં છે કે શું તેવો દેખાવ દ્રષ્ટિગોચર થયો.[૯૯] કિંવા મૃત્યુનેજ મુખો ઉત્પન્ન થયાં હોય, ભયનાજ કિલ્લા ઉભરી નીકળ્યા હોય, અથવા પ્રલયાગ્નિના કુંડોજ સળગી ઉઠયા હોય,[૨૦૦] તે પ્રમાણે અદ્‌ભુત અને ભયંકર મુખો અર્જુને તે સ્થળે જોયાં; તેમજ અનેક સૌમ્ય અલંકાર યુક્ત તથા ચમત્કારિક મુખો પણ જોયાં.[૧] તે તેને જ્ઞાનદ્રષ્ટિથી જોવા લાગ્યો પરંતુ તેનો પત્તો લાગ્યો નહિ માટે તે કાર્ય છોડી દઈ તેની આંખો કયાં છે તે કૌતુકથી જોવા લાગ્યો.[૨] ત્યારે નાના રંગનાં કમળનાં વનોજ જાણે વિકસિત થયાં હોય એવી સૂર્યના તેજના જેવી ચમકતી આંખોની પંક્તિઓજ તેની દ્રષ્ટિએ પડી.[૩] તેમાં અતિ શ્યામવર્ણના મેઘ સમુદાયમાં કલ્પાંતના સમયે જેવી વિજળી ચમકે છે તે પ્રમાણે ભ્રકુટીની નીચે પીળા વર્ણનાં નેત્રો અગ્નિની પેઠે ચમકતાં હતાં;[૪] તે એકજ રૂપમાં એક એક આશ્ચર્ય જોઇને વિશ્વરૂપમાં અનેક ઘટનાઓ ભરેલી છે એવી તેને પ્રતીતિ થઈ.[૫] પછી આ વિશ્વરૂપના પગો કયી તરફ છે, મુકુટ કયી તરફ છે તથા બાહુદંડ કયી તરફ છે તે કૌતકથી જોવાની તેની ઇચ્છા વૃદ્ધિંગત થતી ગઇ.[૬] વળી ભાગ્યવાન પાર્થના મનોરથ કદિ વિફળ થાય કે? શંકરના ભાથામાંથી કદિ નિષ્ફળ બાણો જડે કે?[૭] કિંવા બ્રહ્મદેવની વાચામાં કદિ નિરર્થક શબ્દ સમુદાય મળશે કે? કદિજ નહિ; માટે અર્જુને અપાર વિશ્વરૂપનો આદિ અને અંત જોયો.[૮] જે રૂપનો થાગ વેદોને પણ લાગ્યો નહોતો, તેના સર્વ અવયવો અર્જુને પોતાની બન્ને આંખોથી એકદમ જોયા.[૯] જે વિશ્વરૂપ નાના રત્નોના અલંકારથી શોભાયમાન હતું તેના ચરણોથી લઇને મુકુટપર્યંત અર્જુને તેનું સર્વાંગ જોયું.[૧૦] પરબ્રહ્મ પોતેજ સ્વરૂપ ધારણ કરે અને તેનાપર પરબ્રહ્મરૂપીજ અલંકારો પહેરે તો પછી તેની શોભામાં શી મણા રહે વારૂ?[૧૧] જે તેજથી સૂર્ય અને ચંદ્રનાં મંડળો પ્રકાશિત થાય છે અને જે મહા તેજથી વિશ્વ પ્રકાશિત થાય છે, તેનું જે જીવન,[૧૨] તે બ્રહ્મને બ્રહ્મરૂપી અલંકાર ધારણ કર્યા પછી જાણવાની કોની શક્તિ છે? પરંતુ અર્જુનને બ્રહ્મે બ્રહ્મરૂપી અલંકારોજ ધારણ કર્યા છે એમ દ્રષ્ટિએ પડયું.[૧૩] પછી જ્ઞાનદ્રષ્ટિથી વિશ્વરૂપના હસ્ત જોવા લાગ્યો તો તે સાદા સરળ દ્રશ્ય થયા અને તેમાં કલ્પાંતની જ્વાળાઓને ભેદનારાં શસ્ત્રો ચમકતાં હતાં એવો દેખાવ દ્રષ્ટિએ પડયો.[૧૪] પોતેજ અંગ તે પર ધારણ કરેલા અલંકારો પણ પોતેજ, પોતેજ હાથ, પોતેજ હથીઆર, પોતેજ જીવ અને શરીર પણ પોતેજ, અરે વધારે શું? ચરાચર વિશ્વ પણ પોતે પરમાત્માજ છે એવું દ્રશ્ય અર્જુને જોયું.[૧૫] તેનાં કિરણની પ્રખરતાને લીધે નક્ષત્રો છિન્નભિન્ન થઇ ગયાં અને

અગ્નિ પણ હારીને સમુદ્રમાં પ્રવેશવાને તૈયાર થયો.[૧૬] જાણે હળાહળ વિષના તરંગોજ ઉછળતા ન હોય, કિંવા મહા વિદ્યુતનાં અરણ્યોજ ઉદ્ભવ્યાં ન હોય એવાં આયુધો હાથમાં ગ્રહણ કરીને અન્યને મારવાને માટે જાણે અપરિમિત હાથો ઉગામ્યા હોય એવું દ્રશ્ય અર્જુનની દ્રષ્ટિએ પડ્યું.[૧૭]

**दिव्यमाल्यांबरधरं दिव्यगन्धानुलेपनम् ।**
**सर्वाश्चर्यमयं देवमनन्तं विश्वतोमुखम् ॥ ११ ॥**

**શ્લોકાર્થઃ—અંગપર સુપ્રકાશિત પુષ્પો અને વસ્ત્રો હતાં; તથા અંગને સુગંધી દ્રવ્યોનું લેપન કરવામાં આવ્યું હતું. આવા સર્વ આશ્ચર્યોથી ભરેલા તથા સર્વ બાજુએ મુખવાળા, વિશ્વરૂપ ધારણ કરનાર અંતર રહિત દેવને અર્જુને જોયા. (૧૧)**

**ઓવી અર્થઃ**—તે હાથમાંનાં અસંખ્ય શસ્ત્રોના ભયથી અર્જુને પોતાની દ્રષ્ટિ ફેરવી દીધી અને તે પછી કંઠ તથા મુકુટ તરફજ જોવા લાગ્યો. આ વખતે તેને એમ લાગ્યું કે કલ્પતરુની ઉત્પત્તિ અહીંઆંથીજ થઈ છે કે શું?[૧૮] મહાસિદ્ધિનું અધિષ્ઠાન જે લક્ષ્મી તે શ્રમિત થતાં જ્યાં વિશ્રાંતિ લે છે; એવાં જે અતિ ઉત્કૃષ્ટ કમળો તેનો સુવાસ ભગવાન લે છે, એવું દ્રશ્ય તેની દ્રષ્ટિએ પડ્યું.[૧૯] મુકુટપર પુષ્પોના ગુચ્છ એકપર એક આવી રહ્યા છે અને કંઠમાં અવર્ણનીય પુષ્પમાળા ધારણ કરી છે.[૨૦] જે પ્રમાણે સ્વર્ગ સૂર્યતેજથી ભરેલું છે, કિંવા મેરુપર્વત સુવર્ણથી મઢેલો છે તે પ્રમાણે કમ્મરની ચારે બાજુ પીળું પિતાંબર ઝળકી રહ્યું હતું.[૨૧] જે પ્રમાણે મહાદેવને કર્પૂરવડે લિપ્ત કરીએ કિંવા કૈલાસ પર્વતને પારાવતી લીંપી દઇએ અથવા ક્ષીરસાગરને શુભ્ર સ્વચ્છ જળથી આચ્છાદિત કરી દઇએ;[૨૨] જે પ્રમાણે ચંદ્રની ગડી ઉકેલીને આકાશને તેનો બુરખો પહેરાવીએ, તે પ્રમાણે સર્વાંગે અતિ શુભ્ર ચંદનનો લેપ દ્રષ્ટિગોચર થયો.[૨૩] જેના યોગથી પ્રકાશનારી વસ્તુનું પણ તેજ વધે છે અને બ્રહ્માનંદ કે જે સ્વભાવતઃજ શિતળ છે તેનો દાહ નિવૃત્ત થાય છે અને જેના સૌગંધ્યથી સ્વાભાવિક સૌગંધ્યમય વસ્તુ પણ સુગંધી થાય છે;[૨૪] નિર્લેપ પરમાત્મા પોતેજ જે ગંધનો અનુલેપ કરે છે અને મદન પણ જેનું લેપન સર્વાંગે કરે છે તે સૌગંધ્યના મહત્વનું વર્ણન કોણ કરી શકશે?[૨૫] આ પ્રમાણે એક એક અલંકારની શોભા જોઈ અર્જુન ભ્રમમાં પડયો; તેમજ દેવ બેઠા છે કે સુતા છે અથવા કયાં છે તેની તેને સમજ પડી નહિ.[૨૬] આંખ ઉઘાડીને તે આમતેમ જોવા લાગ્યો તો તેને સર્વ વસ્તુઓમાં વિશ્વરૂપ પરિપ્લુત દેખાયું. આથી તેણે તે તરફ ન જોતાં સ્વસ્થ બેસવાનો વિચાર કરી આંખ્યો મીંચી તો અંતરમાં પણ તેને વિશ્વરૂપ દ્રષ્ટિગોચર થયું.[૨૭] સામે ભયંકર મુખો દેખાવા લાગ્યાં તેથી તેણે ભીતિથી પાછળ જોયું તો ત્યાં પણ વિશ્વરૂપનાં મુખ, હાથ અને પગ અગાઉની માફકજ દેખાવા લાગ્યાં.[૨૮] અહો ! દ્રષ્ટિ ઉઘાડીને જોતાં સર્વત્ર વિશ્વરૂપનો ભાસ થાય તેમાં આશ્ચર્ય તે શું ? પરંતુ આંખો મીંચ્યા પછી પણ તેજ વિશ્વરૂપ દેખાય છે એ એક મહાન ચમત્કાર છે ![૨૯] પ્રભુની કૃપા કેવી છે તે તો જુઓ ! પાર્થના જોવામાં શ્રીકૃષ્ણની વ્યાપ્તિ છે એટલુંજ નહિ, પરંતુ ન જોવામાં પણ તેનીજ વ્યાપ્તિ છે![૩૦] માટે જે માણસ એક આશ્ચર્યરૂપી પૂરમાં પડયા પછી તત્કાળ કાંઠાપર જઇ ઉભો રહે છે તે માણસ બીજા ચમત્કારરૂપી મહાસાગરમાં પડે છે.[૩૧] આ પ્રમાણે પોતાનું વિશ્વરૂપ જોવાની અતિ ઉત્કંઠા ધરાવનાર અર્જુનને શ્રીકૃષ્ણે કૌશલ્યથી અનંતરૂપો બતાવી તેની ઇચ્છા સંપૂર્ણ રીતે સંતુષ્ટ કરી.[૩૨] તેઓ સર્વવ્યાપી અને સ્વભાવતઃ સર્વતોમુખ હોવાથી તથા તેવામાં અર્જુને 'વિશ્વરૂપ દેખાડો' એવી પ્રાર્થના કરવાથી તેમણે પોતેજ સર્વ રૂપો ધારણ કરી અર્જુનને તે બતાવ્યાં.[૩૩] અર્જુનને શ્રીકૃષ્ણે જે દિવ્ય દ્રષ્ટિ આપી હતી તે દીપકનો પ્રકાશ હોય તોજ જોઇ શકે અને તે અંધ પડે એટલે ન જોઈ શકે

એવી જાતની નહોતી.[૩૪] માટે અર્જુનને આંખો ઉઘાડી હોય ત્યારે, બંધ હોય ત્યારે તથા અંધારામાં પણ તે દિવ્યદ્રષ્ટિથી દેખાતું હતું; એમ હસ્તીનાપુરમાં સંજયે ધૃતરાષ્ટ્રને કહ્યું.[૩૫] તથા ઉમેર્યું કે હે રાજા! સાંભળ્યું કે? નાના અલંકારથી ભરેલું તથા જેને સર્વ બાજુએ આંખો છે એવું વિશ્વરૂપ પાર્થે જોયું.[૩૬]

**दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ।**
**यदि भाः सदृशी सा स्याद्भासस्तस्यमहात्मनः ॥ १२ ॥**

**શ્લોકાર્થઃ—આકાશમાં એક ક્ષણવારમાં સહસ્ર સૂર્યોની પ્રભા પ્રસરે તો તે કેટલેક અંશે વિશ્વરૂપની પ્રભા જેવી દેખાશે. (૧૨)**

**ઓવી અર્થઃ**—હે રાજા! તે વિશ્વરૂપને શાની ઉપમા આપું વારૂ? પ્રલયકાળે જેમ દ્વાદશ સૂર્ય એકત્ર મળે છે,[૩૭] તે પ્રમાણે સહસ્રાવધિ સૂર્યો એકજ વેળા ઉદય પામે તોપણ તે વિશ્વરૂપના તેજની બરોબરી કરી શકશે નહિ.[૩૮] સર્વ વિજળીઓ એકત્ર કરી તથા પ્રલયકાળના અગ્નિનાં સર્વ સાહિત્યો જમાવી તેમાં ઉદક કરતાં દશ ગણું મહા તેજ ભેળું કરવામાં આવે,[૩૯] તો તે વિશ્વરૂપનાં અંગનાં તેજની કેટલેક અંશે બરાબરી કરી શકશે; પરંતુ તેની સંપૂર્ણ સમાનતા પ્રાપ્ત થવી તો અસંભવિતજ છે.[૪૦] આવો તે શ્રી હરિનો મહિમા છે. તેમના વિશ્વ રૂપનું તેજ સર્વત્ર પ્રસરેલું હતું તે વ્યાસની કૃપાથી મારી દ્રષ્ટિએ પડ્યું.[૪૧]

**तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ।**
**अपश्यद्देवदेवस्य शरीरे पांडवस्तदा ॥ १३ ॥**

**શ્લોકાર્થઃ—નાનાવિધ વિભાગોથી ભિન્ન ભિન્ન થયેલું સર્વ જગત તે દેવાધિ દેવનાં શરીરમાં એકત્રિત થયું છે; એવું દ્રશ્ય અર્જુને તે સમયે જોયું. (૧૩)**

**ઓવી અર્થઃ**—અને તે વિશ્વરૂપમાં સર્વ જગત એક બાજુ દેખાતું હતું. જે પ્રમાણે સમુદ્રનાં પાણીપર ભિન્ન ભિન્ન પરપોટા દ્રષ્ટિગોચર થાય છે,[૪૨] કિંવા અકાશમાંનાં અભ્રોમાં જે પ્રમાણે ગંધર્વ નગર દ્રશ્ય થાય છે, જે પ્રમાણે પૃથ્વીપર કીડીઓનાં ટેકરાવાં (ઘર) અથવા ડુંગર પર સૂક્ષ્મ માટીની કણ હોય છે,[૪૪] તે પ્રમાણે તે સમયે તે દેવાધિદેવ શ્રી કૃષ્ણનાં શરીરપર અર્જુને સર્વ જગત જોયું[૪૪]

**ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनंजयः ।**
**प्रणम्य शिरसा देवं कृतांजलिरभाषत ॥ १४ ॥**

**શ્લોકાર્થઃ—તે વખતે તે ધનંજય આશ્ચર્યથી ચકિત થયો અને તેના અંગપર રોમાંચ ખડાં થયાં; અને તે નમસ્કાર કરી તથા હસ્ત જોડી દેવપ્રત્યે બોલ્યો. (૧૪)**

**ઓવી અર્થઃ**—અને તે વખતે વિશ્વ પ્રથક્ અને આપણે પ્રથક્ એવું જે થોડું દ્વૈત હતું; તે પણ નષ્ટ થયું તથા અર્જુનનું મન સહજ વિરામ પામી ગયું.[૪૫] તેના અંતરમાં આનંદ ઉત્પન્ન થયો, બાહ્ય ગાત્રો ઢીલાં પડયાં અને નખથી શિખા પર્યંત રોમાંચ ખડાં થયાં.[૪૬] વર્ષા ઋતુની શરૂઆતમાં જે પ્રમાણે પર્વતપરનો સર્વ મળ વહી ગયા પછી ત્યાં ઘાસ ઉગે છે. તે પ્રમાણે અર્જુનનાં સર્વાંગપર રોમાંચ ખડાં થયાં;[૪૭] ચંદ્રકિરણોનો સ્પર્શ થતાં જે પ્રમાણે ચંદ્રકાંત મણિને પ્રસ્વેદ છુટે છે, તે પ્રમાણે અર્જુનનાં શરીર પર સ્વેદબિંદુઓ ફુટી નીકળ્યાં.[૪૮] કમળની કળિમાં ભ્રમર સપડાય એટલે તે કલિકા જે પ્રમાણે કંપિત થવા માંડે છે, તે પ્રમાણે અંતરનાં સુખની લહરીઓને પરિણામે અર્જુનનું શરીર ડોલવા લાગ્યું.[૪૯] જે પ્રમાણે કર્પૂર કાઢવાનો પ્રયાસ

કરતાં કર્પૂર કેળીનાં પડો ઉકેલાઈ કર્પૂરના કણો બહાર પડવા માંડે છે તે પ્રમાણે અર્જુનની આંખોમાંથી આનંદાશ્રુઓની ધારાઓ છુટવા લાગી.[૫૦] ચંદ્રોદય થતાંની સાથે જે પ્રમાણે સમુદ્ર ભરેલો હોવા છતાં પણ તેમાં ભરતી આવે છે તે પ્રમાણે આંતર સુખના તરંગોથી તે વારંવાર ડોલવા લાગ્યો.[૫૧] આ પ્રમાણે અષ્ટ સાત્વિક ભાવોની એક પછી એક ચઢાઓઢ થવા માંડી અને અર્જુનને બ્રહ્માનંદની રાજ્યપ્રાપ્તિ થઈ.[૫૨] તેજ પ્રમાણે બ્રહ્માનંદ સુખની પાછળ દેવ અને હું એવું દ્વૈત કાયમ રહેવાને લીધે અર્જુન શ્વાસોચ્છ્વાસ છોડીને એક દ્રષ્ટિથી જોવા લાગ્યો;[૫૩] અને જે બાજુએ દેવ બેઠા હતા તે બાજુએ વળી મસ્તક અવનત કરી, હાથ જોડી પ્રાર્થના કરવા લાગ્યો.[૫૪]

**अर्जुन उवाच। पश्यामि देवांस्तव देव देहे सर्वांस्तथा भूतविशेषसंघान्।**
**ब्रह्माणमीशं कमलासनस्थमृषींश्च सर्वानुरगांश्च दिव्यान्॥ १५॥**

**શ્લોકાર્થઃ—અર્જુન બોલ્યોઃ—હે દેવ! તમારી દેહમાં મને સર્વ દેવ, ભિન્ન ભિન્ન પ્રકારનાં પ્રાણીઓના સમુદાય, કમળનાં આસનપર બેઠેલા સર્વ પ્રજાના સ્વામી બ્રહ્મદેવ, રૂદ્ર, સર્વ ઋષીઓ તથા દિવ્ય સર્પો દેખાય છે. (૧૫)**

**ઓવી અર્થઃ**—અર્જુન બોલ્યોઃ–હે પ્રભો! આપનો જયજયકાર થાઓ. અમે સામાન્ય જીવ પણ વિશ્વરૂપ જોઇ શકીએ છીએ એ આપની અમારાપર મોટી કૃપા થઇ છે.[૫૫] હે ભગવન્! આપે આ વાત બહુ સારી કરી અને તેના યોગથી સ્વભાવતઃજ મને અત્યાનંદ પ્રાપ્ત થયો. સર્વ સૃષ્ટિને આપનો આશ્રય છે એમ મેં આજે મારી દ્રષ્ટિથી જોયું.[૫૬] હે દેવ! પર્વતના સંબંધથી જે પ્રમાણે ગુફાઓમાં સ્થળે સ્થળે શ્વાપદોનાં અરણ્ય હોય છે, તે પ્રમાણે આ તમારા શરીરપર સેંકડો ઈંદ્રિચંદ્રાદિ લોક મારી દ્રષ્ટિએ પડયા છે.[૫૭] અહો! આકાશપર જે પ્રમાણે ગ્રહોના સમુદાય દેખાય છે, કિંવા પ્રચંડ વૃક્ષપર જે પ્રમાણે પક્ષીઓના માળા દ્રષ્ટિએ પડે છે.[૫૮] તે પ્રમાણે હે શ્રી હરિ! આપનાં આ વિશ્વરૂપી શરીરપર દેવો સહિત સ્વર્ગ દેખાય છે.[૫૯] હે પ્રભો! પંચ મહાભૂતો તથા તેમાંથી ઉત્પન્ન થનારાં ભૂતસૃષ્ટિમાંનાં પ્રાણીમાત્ર, એ સર્વ હું આપનાં શરીરપર જોઉં છું.[૬૦] તેજ પ્રમાણે આ તમારા શરીરપર સત્ય લોક પણ છે અને ત્યાં બ્રહ્મદેવ પણ નથી કે? બીજી તરફ જોઇએ તો કૈલાસ પણ દેખાય છે.[૬૧] પાર્વતીસહ શ્રીશંકર આપના શરીરના એક ભાગપર દેખાય છે. હે હૃષીકેશ! આપને પણ આપના આ શરીરપર હું જોઉં છું.[૬૨] કશ્યપાદિ ઋષિનાં સર્વ કુળો તથા સર્પો સહિત પાતાળ પણ આપના વિશ્વરૂપમાં દેખાય છે.[૬૩] કિંબહુના! હે ત્રૈલોકયપતે! તમારા આ એક એક અવયવરૂપી ભીંત ઉપર ચૌદ ભુવનોની ચિત્રાકૃતિજ કાઢેલી છે કે શું એમ દેખાય છે![૬૪] અને તે ભુવનમાં જે જે લોકો છે તે પણ એ ચિત્રમાંજ દેખાય છે. આવું તમારૂં અલૌકિક મહત્વ દ્રષ્ટિગોચર થાય છે.[૬૫]

**अनेकबाहूदरवक्त्रनेत्रं पश्यामि त्वां सर्वतोऽनन्तरूपम्।**
**नान्तं न मध्यं न पुनस्तवादिं पश्यामि विश्वेश्वर विश्वरूपम्॥ १६॥**

**શ્લોકાર્થઃ—હે વિશ્વેશ્વર! હે વિશ્વરૂપ! આપને અનંત બાહુ, અનંત ઉદરો, અનંત મુખો તથા અનંત નેત્રો હોઈ સર્વ બાજુએ આપને અનંતરૂપી છે એમ હું જોઉં છું; પરંતુ આપનો આદિ, મધ્ય તથા અંત મને દેખાતો નથી. (૧૬).**

**ઓવી અર્થઃ**—આપે આપેલાં દિવ્ય ચક્ષુના બળથી ચારે તરફ જોવા લાગ્યો તો આપના બાહુદંડમાં આકાશના અંકુરો છે કે શું એમ લાગ્યું.[૬૬] તેજ પ્રમાણે હે દેવ! આપના હસ્તોથી એકજ સમયે સર્વ વ્યાપારો થાય છે એમ દ્રષ્ટિગોચર થયું છે;[૬૭] તથા આકાશમાં જે પ્રમાણે જગતના ભંડારો ઉત્પન્ન થાય છે તે પ્રમાણે આપના શરીરપર અપાર ઉદરો દેખાય છે.[૬૮]

આપનાં હજાર મસ્તકોનાં કોટયવધિ મુખો જાણે પરબ્રહ્મરૂપી વૃક્ષ વદનરૂપી ફળોથી લચી પડયાં હોય તેમ દેખાય છે.[૬૯] તેજ પ્રમાણે આપની વિશ્વમૂર્તિપર જ્યાં ત્યાં મુખો દેખાય છે અને નેત્રોની પણ અનેક પંક્તિઓ દેખાય છે.[૭૦] એટલુંજ નહિ પણ સ્વર્ગ, પાતાળ, ભૂમિ, દિશા કિંવા આકાશ એ સર્વ ભેદ નષ્ટ થઈ આ સર્વ વિશ્વ મૂર્તિમય દેખાય છે.[૭૧] એકાદ બાજુએ પરમાણુ જેટલી જગા પણ આપ વિનાની છે કે ? એમ કૌતુકથી પણ જોવા જઇએ તો તે જડશે નહિ; આ પ્રમાણે આપે સર્વને વ્યાપી દીધાં છે.[૭૨] નાના પ્રકારનાં અપરિમિત મહાભૂતોથી જે સર્વ જગત વ્યાપ્ત હતું તે સર્વ, હે અનંત ! આપનાથી વ્યાપ્ત છે એમ દેખાય છે.[૭૩] આપ અહીંઆં કયાંથી આવ્યા, આપ અહીંઆં બેઠા છો કે ઉભા છો, કયી માતાના ઉદરમાં હતા, અને આપની કેવડી આકૃતિ છે,[૭૪] આપનું રૂપ કેવું છે, વય કેટલી છે, આપની પેલી મેર શું છે, અને આપનું અધિષ્ઠાન શું છે; એ હું જોવા લાગ્યો,[૭૫] તો મેં આપનેજ સર્વત્ર જોયા; અને આપનું અધિષ્ઠાન આપજ છો; આપ કોઈમાંથી ઉત્પન્ન થયા નથી; આપ જન્મ રહિત તથા સ્વયમેવ છો,[૭૬] હે દેવ ! આપ ઉભેલા પણ નથી; અને બેઠેલા પણ નથી. આપ ઉંચા પણ નથી અને ઠીંગણા પણ નથી, આપની ઉપર અને નીચે આપજ છો;[૭૭] હે દેવ ! આપના રૂપને ફક્ત આપનીજ ઉપમા ઘટી શકે છે; અને આપનું વય પણ આપના જેટલું છે. હે દેવાધિદેવ ! આપની પીઠ પણ આપજ છો અને આપનું પેટ પણ આપજ છો;[૭૮] વધારે શું કહું ? હે અનંત ! હું જો વધારે જોવા લાગ્યો તો આપના જેવા આપજ છો એમ મને જણાયું.[૭૯] પરંતુ આપના વિશ્વ રૂપમાં મને એક ઉણપ લાગે છે, અને તે એ છે કે તેને આદિ મધ્ય અને અંત એ ત્રણ નથી.[૮૦] બાકી મેં સર્વ સ્થળે તેની તપાસ કરી જોઇ, પરંતુ મને તેનો પત્તો લાગ્યો નહિ; માટે આદિ, મધ્ય અને અંત એ ત્રણે આપનાં રૂપને છેજ નહિ એમાં સંશય નથી.[૮૧] હે આદિ-મધ્યાંતરહિત શ્રી પ્રભુ ! હે અપરિમિત જગદીશ ! ખરેખર મેં આવું તમારૂં વિશ્વરૂપ જોયું.[૮૨] આપનાં વિશ્વરૂપ પર સેંકડો ભિન્ન ભિન્ન મૂર્તિઓ ઉભી છે, તેથી આપે અંગપર નાના પ્રકારના રંગોનો અંગરખોજ પરિધાન કર્યો હોય એમ આપ દેખાઓ છો.[૮૩] આપના વિશ્વરૂપી પર્વત પર જે ભાત ભાતની પ્રથક્ પ્રથક્ મૂર્તિઓ છે, તે વૃક્ષ અને વેલીની પેઠે શોભે છે અને મૂર્તિ પર જે અલંકારો છે તે ફળો તથા ફુલો છે.[૮૪] હે દેવ ! આપ મહા સમુદ્ર છો અને મૂર્તિ રૂપ તરંગોથી ઉછાળા મારતા દેખાઓ છો; કિંવા આપ એક ઉત્તમ વૃક્ષ છો અને મૂર્તિરૂપી ફળોથી લચી પડેલા દેખાઓ છો.[૮૫] જે પ્રમાણે પૃથ્વી ભૂતોથી ભરેલી છે, કિંવા આકાશ જે પ્રમાણે નક્ષત્રોથી વ્યાપ્ત છે, તે પ્રમાણે આપનું વિશ્વરૂપ મૂર્તિથી ભરેલું છે એમ દેખાય છે.[૮૬] જે એક એક મૂર્તિના અંગપર ત્રૈલોકય ઉત્પન્ન થઇને લય પામે છે, તે મૂર્તિ આપનાં અંગપરનાં એક રોમની બરાબર છે.[૮૭] એવા આ જગતનો વિસ્તાર કરનાર આપ કોણ છો અને કયાંથી ઉત્પન્ન થયા ? તે જો હું જોવા લાગ્યો તો મારા સારથિ રૂપેજ આપ મને ભાસ્યા[૮૮] માટે હે મુકુંદ ! આપ આ પ્રમાણે સર્વદા સર્વવ્યાપક છો, પરંતુ ભકતોપર અનુગ્રહ કરવાને માટેજ સગુણ રૂપ ધારણ કરો છો, એમ મને લાગે છે.[૮૯] આપની તે ચતુર્ભુજ શ્યામ મૂર્તિ જોતાં મન તથા આંખ કેવી તૃપ્ત થાય છે ! તેને આલિંગન દેવું હોય તો તે બે હાથની બાથમાં પણ પકડી શકાય છે.[૯૦] હે વિશ્વને ધારણ કરનારા દેવ ! આપનું મોહિની રૂપ શું આપ ભકતો પર કૃપા કરવાને માટે નથી ધારણ કરતા ? આપ તેમજ કરો છો; પરંતુ અમારી દૂષિત દ્રષ્ટિથી આપનું તે રૂપ અમે સામાન્ય મનુષ્યના જેવુંજ માનીએ છીએ.[૯૧] આપે સહજ દિવ્ય ચક્ષુ આપવાથી મારી દ્રષ્ટિનો દોષ નષ્ટ થયો છે અને તમારો યથાર્થ મહિમા દ્રષ્ટિએ પડયો છે;[૯૨] પરંતુ રથની મકરાકાર ધુસરીના પાછલા ભાગપર જે આપ બેઠા હતા, તેજ આપે એવડું વિશ્વરૂપ ધારણ કર્યું છે એમ તો મેં પાકી રીતે જાણ્યું.[૯૩]

**किरीटिनं गदिनं चक्रिणं च तेजोराशिं सर्वतो दीप्तिमन्तम् ।**
**पश्यामि त्वां दुर्निरीक्ष्यं समन्ताद्दीप्तानलार्कद्युतिमप्रमेयम् ॥ १७ ॥**

**શ્લોકાર્થઃ—હે ભગવન્! જેનાં મસ્તકપર કિરીટ છે અને જેના હસ્તમાં ગદા અને ચક્ર છે, તથા જે તેજઃપુંજ અને સર્વ બાજુથી દેદીપ્યમાન છે, પ્રદીપ્ત અગ્નિની તથા સૂર્યની પ્રભા જેવી જેની પ્રભા છે, અને જેની ગણના થઈ શકતી નથી, તથા જે કોઇથી જોઈ શકાતા નથી, એવા આપને હું જોઉં છું. (૧૭)**

**ઓવી અર્થઃ**—હે શ્રીહરિ! આપે જે મસ્તકપર મુકુટ ધારણ કર્યો હતો તેજ આને? પરંતુ હાલનાં તેનાં તેજ અને આકારમાં વિશેષતા છે, એજ મોટું આશ્ચર્ય છે![૯૪] ઉપલા હાથમાં ફરતું ચક્ર આજને? કારણ કે હે વિશ્વમૂર્તે! તેને અટકાવીને તમે પકડતા હતા તે નિશાન અદ્યાપિ કાયમજ છે.[૯૫] બીજા હાથમાં જે ગદા પકડતા હતા તે આજને? હે ગોવિંદ! નીચેના બે હાથો અશ્વોની લગામ ધરવાને માટે નિઃશસ્ત્ર રહેતા હતા તે આજ કે?[૯૬] અને હે વિશ્વેશ! વિશ્વરૂપ જોવાની મારી ઈચ્છા પરિપૂર્ણ કરવાને માટેજ આપે એકદમ આ વિશ્વરૂપ ધારણ કર્યું એ હું જાણું છું.[૯૭] પરંતુ હે દેવ! આપનાં આ રૂપથી આશ્ચર્ય પામવાની મારી યોગ્યતા નથી. આ આશ્ચર્યથી મારૂં મન ચકિત થઈ જાય એમાં નવાઇ તે શું?[૯૮] આ તમારૂં વિશ્વરૂપ અહીંઆં છે કે નહિ એવો વિચાર કરવાનો સુદ્ધાં અવકાશ નથી. તે રૂપનાં તેજનો ચમત્કાર એવો છે કે તે સર્વત્ર ભરેલું દેખાય છે.[૯૯] આ રૂપનાં તેજની એવી અલૌકિક તીવ્રતા છે કે તેની સમક્ષ અગ્નિની દ્રષ્ટિ પણ ઝાંખી થઈ જાય છે અને સૂર્ય પણ કાજળના જેવો શ્યામ પડી જાય છે;[૩૦૦] તથા એમ લાગે છે કે સર્વ સૃષ્ટિ મહા તેજના મહોદધિમાં ડૂબી ગઇ છે, કિંવા કલ્પાંત સમયની વિજળીએ સર્વ આકાશને ઘેરી લીધું છે;[૧] અથવા પ્રલયકાળના તેજની જ્વાળાએ આકાશ વ્યાપ્ત કરી દીધું છે. આવું તમારૂં તેજ મારી દિવ્ય દ્રષ્ટિથી જોઇ શકાતું નથી.[૨] તે તેજ અધિક પ્રખર હોવાથી શરીરમાં દાહ ઉત્પન્ન થાય છે. તેની તરફ જોતાં મારાં દિવ્ય ચક્ષુને પણ ત્રાસ ઉત્પન્ન થાય છે.[૩] અહો મહારાજ! પ્રલયકાળનો અગ્નિ જે કાળાગ્નિ રૂદ્રમાં ગુપ્ત હોય છે, તે પ્રલયરૂદ્રની કલિકાજ જાણે વિકસિત થઈ હોય એવું આપનું તેજ લાગે છે.[૪] તેજ પ્રમાણે આપનાં પ્રસારેલાં વિશ્વરૂપનાં તેજના વન્હિમાં પંચમહાભૂતાત્મક શરીરો બળીને બ્રહ્માંડના કોલસા થાય છે.[૫] આપનાં રૂપની વ્યાપ્તિનો તથા આપનાં તેજનો અંત નથી, એવું આ આપનું અદ્ભુત રૂપ મેં યાવજ્જન્મ જોયું નથી.[૬]

**त्वमक्षरं परमं वेदितव्यं त्वमस्य विश्वस्य परं निधानम् ।**
**त्वमव्ययः शाश्वतधर्मगोप्ता सनातनस्त्वं पुरुषो मतो मे ॥ १८ ॥**

**શ્લોકાર્થઃ—હે પ્રભો! જાણવા યોગ્ય એવા જે અક્ષર નામના પર બ્રહ્મ તે આપ છો; આપ વિશ્વને મહા આધારભૂત છો, આપ અવિનાશી હોઇ સનાતન ધર્મના રક્ષક છો; અને આપ ચિરકાળ રહેનાર પુરૂષ છો, એ વાત મને માન્ય છે. (૧૮)**

**ઓવી અર્થઃ**—હે દેવ! આપ પરબ્રહ્મ હોઇ સાડાત્રણ માત્રાના ૐકારથી પણ અતીત છો; અને આપનું સ્થાન શોધી શોધીને શ્રુતિ થાકી ગઇ, પણ તેને પણ તેનો પત્તો લાગ્યો નહિ.[૭] આપનામાં પ્રાણીમાત્ર લય પામે છે અને આપ વિશ્વ સંચિત કરવાનું સ્થાન હોઈ ગહન અવ્યય તથા અવિનાશી છો.[૮] આપ ધર્મના જીવન છો; અનાદિ સિદ્ધ છો અને નિત્ય નવા છો; તથા છત્રીસ તત્ત્વથી પણ અતીત હોઈ સાડત્રીસમા પુરૂષ છો અને આ જગતના ઈશ્વર છો.[૯]

**अनादिमध्यान्तमनन्तवीर्यमनन्तबाहुं शशिसूर्यनेत्रम् ।**
**पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं स्वतेजसा विश्वमिदं तपन्तम् ॥ १९ ॥**

**શ્લોકાર્થઃ—હે પ્રભો ! જેને આદિ મધ્ય અને અંત નથી; જેની શક્તિનો પાર નથી; જેને અનંત હસ્તો છે; સૂર્ય અને ચંદ્ર જેની આંખો છે; પ્રદીપ્ત અગ્નિ જેનું મુખ છે; અને જે પોતાનાં તેજથી આ વિશ્વને તપ્ત કરે છે; એવા આપને હું જોઉં છું. (૧૯).**

**ઓવી અર્થઃ**—આપ આદિમધ્યાંતરહિત હોઇ પોતાના પરાક્રમવડે અપાર છો; તમને ચારે બાજુએ અસંખ્ય હાથ તથા પગ છે;[10] ચંદ્ર અને સૂર્ય તમારી આંખો છે અને તે શાંતિ તથા કોપની લીલા દર્શાવે છે. તમે તમોરૂપી નેત્રોથી એકને શાસન કરો છો અને કૃપારૂપી આંખોથી બીજાનું પાલન કરો છો.[11] ખરેખર, આવા અનેક પ્રકારે આપ મારી દ્રષ્ટિએ પડો છો. જે પ્રમાણે પ્રલયાગ્નિ સળગતાં ચોતરફ પ્રકાશ પડે છે, તે પ્રમાણે આપનું મુખ અતિ પ્રખર દીસે છે.[12] પર્વતપર દાવાનળ સળગતાં જે પ્રમાણે પર્વતપરના સર્વ પદાર્થો સળગી ઉઠે છે અને મોટી મોટી જ્વાળાઓ ઉઠે છે, તે પ્રમાણે તમારી દાઢ અને જીભ દાંતને ચાટતી હોય તેમ લાગે છે.[13] તમારી આ મુખની અગ્નિની ઉષ્ણતાથી તથા તમારાં વિશ્વરૂપનાં તેજથી સર્વ બળીને ભસ્મીભૂત થઈ નાશ પામે છે.[14]

**द्यावापृथिव्योरिदमन्तरं हि व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः ।**
**दृष्ट्वाद्भुतं रूपमुग्रं तवेदं लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥ २० ॥**

**શ્લોકાર્થઃ—હે મહાત્મન્ ! આકાશ અને પૃથ્વી વચ્ચેનું આ અંતર તથા સર્વ દિશા કેવળ આપે વ્યાપ્ત કરી મુકી છે. આપનું આ અદ્‌ભુત ઉગ્ર રૂપ જોઇને આ સર્વ ત્રૈલોક્ય અતિશય ભયભીત થયું છે. (૨૦).**

**ઓવી અર્થઃ**—કિંવા સ્વર્ગ, પાતાળ, પૃથ્વી અને અંતરિક્ષ તેમજ દશે દિશા તથા સર્વ દિશાચક્ર,[15] એ સર્વ આપનાં એક રૂપથી વ્યાપી ગયાં છે, એમ હું કૌતુકથી જોઉં છું; પરંતુ સમસ્ત આકાશ સહિત સર્વ આપનાં ભીષણ રૂપમાં ડૂબે છે કે શું? કિંવા આપના અદ્‌ભુત રૂપના રસના પાત્રમાં ચૌદે ભુવનો સપડાયાં છે કે શું? એવું આપનું રૂપ આશ્ચર્યકારક છે, તે કેવી રીતે જોઇ શકાશે?[17] આપનાં ભવ્યરૂપની પ્રાપ્તિની કલ્પના કરી શકાતી નથી, આપના રૂપનું તેજ સહન કરી શકાતું નથી અને આપના રૂપના દર્શનથી જગત્‌ને સુખની પ્રાપ્તિ થવી તો એક બાજુએજ રહી, પરંતુ એથી વિરૂદ્ધ તે મહા કષ્ટથી પ્રાણ ધારણ કરી રહે છે.[18] હે દેવ! આવું આપનું અદ્‌ભુત રૂપ જોઇ ભીતિની ભરતીઓ કેમ આવી તે સમજાતું નથી. કારણકે ભીતિથી ઉત્પન્ન થતાં દુઃખના તરંગમાં ત્રૈલોક્ય ડૂબે છે.[19] બાકી આપ મહાત્માનાં દર્શનથી ભય અને દુઃખની પ્રાપ્તિ શા માટે થવી જોઇએ? પરંતુ તમારાં આ રૂપને જોઇને સુખ કદિ ઉપલબ્ધ થશેજ નહિ એમ મને ભાસે છે.[20] જ્યાં સુધી આપનું રૂપ દ્રષ્ટિએ પડે નહિ ત્યાં સુધી જગત્‌ને સંસારસુખજ ઉત્તમ લાગે છે, પરંતુ આપનું રૂપ જોવાથી વિષયવાસના પણ છૂટી જાય છે અને ત્રાસ પણ ઉત્પન્ન થાય છે.[21] વળી આપના ભયંકર વિશ્વરૂપને જોઇને તેને એકદમ આલિંગન દઇ શકાશે કે? અને જો તેને આલિંગન ન દઇએ તો આ તમારાં વિશ્વરૂપનાં દર્શનથી ઉત્પન્ન થયેલા દુઃખમાં કેવી રીતે રહી શકીશું?[22] માટે પાછળ હઠીએ તો અનિવાર્ય જન્મ મરણરૂપી સંસાર પ્રતિબંધ કરે છે; (દુઃખ દે છે;) અને આગળ જઇએ તો આ પ્રચંડ વિશ્વરૂપની પ્રાપ્તિ થતાં તેને આલિંગન દઇ શકાતું નથી.[23] આવી રીતે બે સંકટોની વચમાં સપડાઇને બિચારૂં ત્રૈલોક્ય ચગદાઇ મરે છે; આપનું વિશ્વરૂપ જોવાની મારી તીવ્ર ઉત્કંઠાનું ફળ આખરે આ આવ્યું છે. (મને આખરે

આ અનુભવ થયો છે. )[२४] જે પ્રમાણે એકાદ મનુષ્ય અગ્નિમાં પડવાથી પોતાના દાહનું શમન કરવાને માટે સમુદ્રમાં ધાયો જાય છે, તો સમુદ્રના પ્રચંડ તરંગો જોઇને તેને વિશેષ ભીતિ લાગે છે.[२५] તે પ્રમાણે આ જગતની સ્થિતિ થાય છે. આપને જોઈને તો જગત્ તરફડવાજ લાગે છે.

**अमी हि त्वां सुरसंघा विशन्ति केचिद्भीताः प्राञ्जलयो गृणंति ।**
**स्वस्तीत्युक्त्वा महर्षिसिद्धसंघा स्तुवन्ति त्वां स्तुतिभिः पुष्कलाभिः ॥२१॥**

**શ્લોકાર્થઃ**—હે પ્રભો! ભૂભાર ઉતારવાને માટે અવતરેલા દેવોના અંશરૂપી કેટલાક યોદ્ધાઓ આપના સ્વરૂપમાં પ્રવેશ કરે છે; કેટલાક ભયભીત થઈ, હાથ જોડી, આપની સ્તુતિ કરે છે; તથા મહર્ષિ તથા સિદ્ધના સમુદાય 'સ્વસ્તિ' શબ્દોનો ઉચ્ચાર કરી, સંપૂર્ણ સ્તુતિ વડે તમારૂં સ્તવન કરે છે. (२१)

**ઓવી અર્થઃ**—હવે એની એ પેલીમેરના જ્ઞાની પુરૂષોના સમુદાયોની થયેલી સ્થિતિ જુઓ.[२६] તમારા અંગના તેજથી એ પુરૂષો સર્વ કર્મોનાં બીજને બાળીને ભસ્મ કરી સદ્ભાવથી તમારા સ્વરૂપમાં લીન થાય છે;[२७] અને કેટલાક હાલ તમારાં રૂપને જોઈને ભયભીત થઇ, તમારાંમાંજ સર્વ વિશ્વને આરોપી, તમારા સમક્ષ ઉભા રહી હાથ જોડી તમારી પ્રાર્થના કરે છે.[२८] હે દેવ! અમે અજ્ઞાન સમુદ્રમાં પડી, વિષયજાળમાં લુબ્ધ થયા છીએ અને સ્વર્ગ સુખ તથા સંસાર એ ઉભયની વચમાં સપડાયા છીએ;[२९] આવા સંકટમાંથી તમારા શિવાય અમને કોણ છોડાવશે? માટે હે દેવ! અમે સર્વ ભાવે તમારે શરણે આવ્યા છીએ, એમ કહીએ છીએ તે સાંભળો;[३०] અને કશ્યપાદિ મહર્ષિ તથા કપિલાદિ સિદ્ધ અને વિદ્યાધર આદિ ગંધર્વ મંડળ "તમારૂં કલ્યાણ થાઓ" એમ કહી તમારી પ્રાર્થના કરે છે. [३१]

**रुद्रादित्या वसवो ये च साध्या विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च ।**
**गन्धर्वयक्षासुरसिद्धसंघा वीक्षन्ते त्वां विस्मिताश्चैव सर्वे ॥ २२ ॥**

**શ્લોકાર્થ**—હે પ્રભો! રૂદ્ર, આદિત્ય, વસુ, સાધ્ય, ( રૂદ્રગણ ) વિશ્વેદેવ, અશ્વિનીકુમાર, મરુત, પિતર અને ગંધર્વ, યક્ષ, અસુર તથા સિદ્ધના સમુદાયો સર્વથા વિસ્મિત થઈ તમારાં રૂપ પ્રતિ ટગર ટગર જોયા કરે છે. (२२)

**ઓવી અર્થઃ**—અગીઆર રૂદ્ર, બાર આદિત્ય, આઠ વસુ, તથા સાધ્યનામક સર્વ દેવ, અશ્વિનીકુમાર તથા ઓગણપચાસ મરૂદ્ગણ એ સર્વ પોતાના વૈભવથી,[३२] તેમજ પિતર, ગંધર્વ યક્ષ, તથા સર્વ રાક્ષસગણ, ઇંદ્રાદિક મુખ્યદેવ તથા સર્વ સિદ્ધ,[३३] એ સર્વ પોતપોતાના લોકમાંથી તીવ્ર ઉત્કંઠાથી આપનું વિશ્વરૂપ જુએ છે તે જુઓ,[३४] અને હે પ્રભો! આપને જોઇને ક્ષણે ક્ષણે પોતાના મનમાં આશ્ચર્ય પામી આપની સમક્ષ પોતાનાં મસ્તક અવનત કરે છે.[३५] તે સર્વ મંજુલ શબ્દથી સ્વર્ગમાં આપનો જયજયકાર ગાય છે, અને બે હાથ જોડી મસ્તક નમાવી, આપને નમસ્કાર કરે છે,[३६] તે દેવનાં નમ્રતારૂપી વૃક્ષની વાડીમાં અષ્ટ સાત્ત્વિકભાવરૂપી વસંત ખીલી, તથા તે વૃક્ષને કરસંપુટરૂપી પલ્લવ ફુટી, આપની પ્રાપ્તિ તેને ફળરૂપે થઇ.[३]

**रूपं महत्ते बहुवक्त्रनेत्रं महाबाहो बहुबाहूरुपादम् ।**
**बहूदरं बहुदंष्ट्राकरालं दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाहम् ॥ २३ ॥**

**શ્લોકાર્થઃ**—હે મહાબાહો! તારૂં અનેક મુખનું, અનેક નેત્રનું, અનેક હસ્તનું, અનેક સાથળનું, અનેક પગનું, અનેક પેટનું, તથા અનેક દાઢનું, વિકરાળ તથા વિશાળરૂપ જોઈ સર્વ લોકો અત્યંત ભયભીત થયા છે; અને હું પણ તેજ પ્રમાણે ભયભીત થયો છું. ( २३ )

**ઓવી અર્થઃ**—તેનાં નેત્રોનું ભાગ્યજ ઉદય પામ્યું છે તથા તમારૂં એ અગાધ વિશ્વરૂપ જોઇને તેનાં મનઃ સુખનો સુદિન આજે ઉદિત થયો છે.[३८] એ ત્રૈલોક્ય વ્યાપ્ત તમારૂં સ્વરૂપ

જોઇને દેવો પણ ચકિત થયા છે. કારણ કે એ સ્વરૂપ ગમે ત્યાંથી જોતાં પ્રત્યેક પ્રેક્ષકને પોતાની સામે દેખાય છે.[૩૯] આ પ્રમાણે એ એકજ છે, તથા વિચિત્ર અને ભીષણ છે. એને પુષ્કળ મુખો અને પુષ્કળ નેત્રો છે; એને અનંત હાથો છે અને તેમાં શસ્ત્રો ધારણ કર્યાં છે.[૪૦] તેજ પ્રમાણે અનંત ઉત્તમ બાહુ, પાય, તથા ઉદર છે અને તે નાના વર્ણોથી યુક્ત છે, તથા તેનું પ્રત્યેક મુખ જાણે ગ્રાસ કરવાને ધાતું હોય તેવું દેખાય છે;[૪૧] જે પ્રમાણે મહાકલ્પને અંતે ક્રોધિત થયેલો યમ જ્યાં ત્યાં પ્રલયાગ્નિની હોળીઓ પ્રસારી મુકે છે,[૪૨] કિંવા શંકરનાં સંહારક યંત્રો તથા પાત્રો, પ્રલય ભૈરવનાં મંડળો, અથવા વધ કરનારી જગદંબાની વિભૂતિ સંહાર કરવાને માટેજ આવી છે કે શું?[૪૩] તે પ્રમાણે જ્યાં ત્યાં આપનાં પ્રચંડ મુખો દેખાય છે; અને ગુફામાં જેમ સિંહ માતો નથી, તે પ્રમાણે આપના દાંતો મુખમાં ન સમાતાં ભયંકર દેખાય છે.[૪૪] પ્રલય રાત્રિના તિમિરમાં જે પ્રમાણે સંહારક પિશાચો નીકળે છે, તે પ્રમાણે પ્રલયકાળના સંહારના રક્તથી તમારી દાઢો ખરડાયેલી છે.[૪૫] વધારે શું કહું? કાળ જેમ યુદ્ધને આમંત્રણ કરે, કિંવા સર્વ સંહારમાં જીવનો નાશ થાય, તે પ્રમાણે તમારા મુખમાં અત્યંત ભયંકરપણું દેખાય છે.[૪૬] શું કહું? આ સર્વ જગત્ અત્યંત દીન જણાય છે. કારણ કે જે જગતપ્રતિ કિંચિદ્ દ્રષ્ટિ નાંખી જોશે તેને તે દુઃખરૂપી યમુના નદીના કાંઠાપર ઉભાં રહેલાં વૃક્ષ સમાન જણાશે.[૪૭] તમારા આ મહા મૃત્યુરૂપી સાગરમાં જગતનું આયુષ્યરૂપી નાવ શોકરૂપી તોફાનથી હેલકારા ખાય છે.[૪૮] હે દેવ! કદાચિત્ આપ એમ કહેશો કે 'તને લોકોની ભીતિ માટે ચર્ચા કરવાનું શું પ્રયોજન છે? એમ ન કરતાં અધુના જે વિશ્વરૂપ જોયું, તેનું મનમાં ધ્યાન ધરી સુખોપભોગ લે.'[૪૯] લોકોની ભીતિનો તો માત્ર મેં આડ પડદોજ બતાવ્યો બાકી વાસ્તવમાં તો મારાજ હાંજા ગગડી ગયા હતા.[૫૦] પ્રલયકાળનો રૂદ્ર પણ મારાથી બ્હીએ છે, મારી ભીતિથી મૃત્યુ લપાઇ જાય છે, પરંતુ આવો બળવાન હું તમારૂં સ્વરૂપ જોઇને કંપું છું, એવી તમે મારી સ્થિતિ કરી દીધી છે.[૫૧] પરંતુ હે પ્રભો! આપનાં આ ભયંકર રૂપને જે આપનાં ઉગ્ર તેજથી ભયને પણ વશ કરે છે તેને વિશ્વરૂપ કહેવું એ શું ચમત્કાર નથી? એ તો ખરેખર સંહારક દેવીજ છે.[૫૨]

**नभःस्पृशं दीप्तमनेकवर्णं व्यात्ताननं दीप्तविशालनेत्रम् ।**
**दृष्ट्वा हि त्वां प्रव्यथितान्तरात्मा धृतिं न विन्दामि शमं च विष्णो ॥२४॥**

**શ્લોકાર્થઃ**—હે વિષ્ણો! આકાશ પર્યંત પહોંચેલાં, પ્રકાશમાન અનેક વર્ણોનાં પ્રસરેલાં મુખનાં, તથા પ્રદીપ્ત વિશાળ નેત્રોનાં, તે તારાં સ્વરૂપને જોઇને મારો અંતરાત્મા ભયભીત થઇ ગયો છે; મારૂં ધૈર્ય રહેતું નથી; અને મને શાંતિ પણ વળતી નથી. (૨૪)

**ઓવી અર્થઃ**—કેટલાંક ક્રોધિત મુખો જાણે મહાકાળની સાથે હોડ કરીને લડતાં હોય અને જાણે તેમણે પોતાના મહત્વથી આકાશને પાછળ નાંખ્યું હોય એમ દેખાય છે;[૫૩] તે આકાશના વિસ્તૃતપણાથી પણ આવૃત્ત થઇ શકતાં નથી; જેને ત્રિભુવનનો પવન પણ વેષ્ટિત કરી શકતો નથી; ઉલટાં તે પોતાની ઉષ્ણતાથી અગ્નિને પ્રજ્વલિત કરી સર્વત્ર ભડકા કરે છે![૫૪] તેજ પ્રમાણે તે સમાન નથી, પરંતુ પ્રત્યેકમાં રંગ રૂપનો ભેદ છે, અને પ્રલયકાળનો અગ્નિ જે વખતે ઉત્પન્ન થાય છે તે વખતે તે તેની (મુખોની) જ સાહાય્યથી પૃથ્વીનો પ્રલય કરે છે કે શું એવો ભાસ થાય છે.[૫૫] તેના અંગમાં એટલું તેજ હોય છે કે તેથી ત્રૈલોક્ય બળીને રાખ થઇ જાય છે; તેમાં મુખ હોય છે, અને મુખમાં દાંત તથા દાઢ હોય છે.[૫૬] વાયુને ધનુર્વાત થયો કે શું? કિંવા સમુદ્રમાં મહાપુર આવી તે મર્યાદા છોડી વહેવા લાગ્યો કે શું? અથવા

વડવાનળની સાહાય્યથી વિષરૂપ અગ્નિ જગતનો સંહાર કરવાને પ્રવૃત્ત થયો છે કે શું ?[૫૭] અગ્નિ હળાહળ વિષનું પાન કરતો હોય કિંવા સ્વતઃ મૃત્યુજ સંહાર કવાને ઉદ્યુક્ત થાય, તે પ્રમાણે આ વિશ્વરૂપનું તેજ પ્રખર હોઇ તેને અન્ય મુખો પણ લાગેલાં છે.[૫૮] પરંતુ તે મુખો કેવડાં મોટાં છે ? આકાશ મધ્યમાંથી તુટીને જાણે તેમાં આંતરો પડયો હોય તેવાં તે પ્રચંડ દેખાય છે;[૫૯] કિંવા હિરણ્યાક્ષ રાક્ષસ પૃથ્વીને બગલમાં મારીને જે વખતે પાતાળમાં જવાને નીકળ્યો તે વખતે હાટકેશ્વરે ( સપ્ત પાતાળના મહાદેવના અવતારે ) જે પ્રમાણે પાતાળનું વિવર ઉઘાડયું હતું,[૬૦] તે પ્રમાણે તમારાં આ મુખો પ્રસરેલાં છે અને તેમાં જીવ્હા આવેશપૂર્વક લબડે છે, સમસ્ત વિશ્વ પોતાના એક ગ્રાસને માટે પણ પુરતું થઇ પડનાર નથી એમ જાણી તે કૌતુકને ખાતર પણ તેને ભક્ષી જતી નથી;[૬૧] અને પાતાળના નાગના ફુંફાડાથી જે પ્રમાણે વિષજ્વાળા નીકળી આકાશને સ્પર્શે છે, તે પ્રમાણે આ મુખની ગુફામાં જીવ્હા ભાસે છે ![૬૨] જાણે પ્રલયકાળની વિજળીઓને એકત્રિત કરી ગગનના કિલ્લા શૃંગારવામાં આવ્યા હોય, તે પ્રમાણે ઓષ્ઠોની ઉભય બાજુએ દાઢોના આંકડા પ્રખર દેખાય છે;[૬૩] અને કપાળના ભાગની બખોલમાં ભયને પણ બ્હીવડાવનાર ડોળાઓ આવી રહ્યા છે; અને તે જાણે મહામૃત્યુનો પ્રવાહ અંધારામાં છુપાઇને બેઠો હોય તેવા દેખાય છે.[૬૪] આ પ્રમાણે ભીતિનું કૌતુક કરીને આપ શી વસ્તુ પ્રાપ્ત કરવાની આશા રાખો છો? તે હું સમજી શકતો નથી; પરંતુ મને તો મરણની ભીતિ ઉત્પન્ન થઇ છે.[૬૫] હે દેવ ! મને વિશ્વરૂપ જોવાની જે તીવ્ર ઉત્કંઠા થઇ હતી તેણે પોતાનું ફળ મને આપ્યું છે ! અને તે રૂપ જોઇને જે રીતની શાંતિ આંખોને થવી જોઈતી હતી તે રીતની શાંતિ તેને પ્રાપ્ત થઇ છે ![૬૬] હે દેવ ! શરીર મૃત્તિકાનું છે માટે તેનો નાશ થાય તો તેની અહીંઆં કોણ સ્પૃહા કરે છે ? પરંતુ મારૂં ચૈતન્ય રહેશે કે નહિ તેનો પણ કાંઈ ભરોસો નથી.[૬૭] થોડે ઘણે અંશે મનને પણ તાપ ઉત્પન્ન થાય છે અને બુદ્ધિને ભીતિ ઉત્પન્ન થઈ અભિમાનની પણ વિસ્મૃતિ થઇ છે.[૬૮] એટલુંજ નહિ પરંતુ ઇંદ્રિયોથી ભિન્ન એવો જે આનંદ સ્વરૂપ નિશ્ચળ આત્મા તેને પણ કંપારી છુટવા માંડી છે.[૬૯] હે દેવ ! વિશ્વરૂપના સાક્ષાત્કારની શી વાત કરવી ? જેના દર્શનથી મારૂં જ્ઞાન પણ પલાયનમઃ કરી ગયું; અને તમારો તથા મારો જે ગુરૂ શિષ્યનો સંબંધ છે તે પણ સ્થાયી રહેશે કે નહિ, તે વિષે પણ મને તો સંશય છે.[૭૦] હે દેવ ! તમારા વિશ્વરૂપના દર્શનથી મારા વ્યાકુળ થયેલા અંતઃકરણનું સાંત્વન કરવાને માટે હું તેને ધૈર્ય આપવાની ખટપટ કરૂં છું.[૭૧] પ્રથમ મારી અને ધૈર્યની વચ્ચે રૂસણું લાગ્યું હતું, તેવામાં વળી આ વિશ્વરૂપને નજરે જોયું એટલે તો પછી પૂછવુંજ શું ? અસ્તુ ! પરંતુ શાબાસ ! તમે મને ઉપદેશના ગોટાળામાં ઠીક નાંખી દીધો ![૭૨] મારો જીવાત્મા વિશ્રાંતિ લેવાના નિમિત્તથી બિચારો ચારે તરફ દોડાદોડી કરી રહ્યો છે, પરંતુ ક્યાંય તેને વિશ્રાંતિ-સ્થાન મળતું નથી.[૭૩] આ પ્રમાણે તમારા આ વિશ્વરૂપી મહામારીનાં દર્શનથી સ્થાવર જંગમાદિ સૃષ્ટિમાંની સર્વ વસ્તુનું જીવિત્વ નષ્ટપ્રાય થયું છે. પરંતુ હું જો તમારે શરણે નહિ આવીશ તો પછી જીવંત શી રીતે રહીશ ?[૭૪]

**दंष्ट्राकरालानि च ते मुखानि दृष्ट्वैव कालानलसंनिभानि ।**
**दिशो न जाने न लभे च शर्म प्रसीद देवेश जगन्निवास ॥ २५ ॥**

શ્લોકાર્થઃ—હે દેવાધિદેવ ! હે જગન્નિવાસ ! અગ્નિ જેવી પ્રદીપ્ત અને ભયંકર દાઢોથી વિકરાળ બનેલા તમારાં મુખો જોતાંજ હું દિશાઓનું ભાન ભુલ્યો અને ગભરાયો; માટે આપ મારાપર કૃપા કરો. ( ૨૫ )

**ઓવી અર્થઃ**—જે પ્રમાણે મહા ભયનું આખું પાત્ર ફુટી આંખો સમક્ષ પ્રત્યક્ષ દેખાય, તે પ્રમાણે તમારાં અતિ વિકરાળ પ્રચંડ મુખો પ્રસરેલાં દેખાય છે;[૭૫] અને તેના આંતર ભાગમાં દાંત તથા દાઢોની એટલી વિપુલતા છે કે તે ઉભય ઓષ્ઠની વચ્ચે માતાં પણ નથી. તેના યોગથી ચારે તરફ પ્રલયકાળનાં શસ્ત્રોની ઘટ્ટ વાડ કરી લીધી છે કે શું એવો ભાસ થાય છે.[૭૬] તક્ષક મૂળમાં તો પૂર્ણ વિષમય છેજ અને વળી તેના મુખમાં બીજું વિષ પરિપૂર્ણ રીતે ભરવામાં આવે, કિંવા અમાવાસ્યાની રાત્રીમાં ભૂતોનો સંચાર થાય; અથવા પ્રલયાગ્નિથી આગ્નેયાસ્ત્ર પ્રકટાવવામાં આવે,[૭૭] તે પ્રમાણે તમારાં વિશાળ મુખો દેખાય છે અને તેમાંથી આવેશ બહાર ઉછળી આવે છે, અને તેના યોગથી અમારાપર મરણરૂપી જળનાં પૂરોજ ચાલ્યાં આવે છે કે શું એમ લાગે છે.[૭૮] સર્વ બ્રહ્માંડનો નાશ કરનાર પ્રલયાગ્નિ ઉદ્‌ભવે અને તેને પ્રલયકાળનો પ્રચંડ પવન સાહાય્ય આપે, તો શું તે બાળીને ભસ્મ નહિ કરશે કે ?[૭૯] તે પ્રમાણે તમારાં આ સંહારક મુખો જોઇને મારૂં ધૈર્ય તદ્દન ખુટી ગયું છે, અને હું ગાંડો થઈ ગયો છું તથા દિશાઓ પણ ભૂલી ગયો છું, અને હું પોતાનેજ વિસરી ગયો છું.[૮૦] આપનું વિશ્વરૂપ મેં આંખોથી જોયું ન જોયું એટલામાંજ તેમાંથી ઉત્પન્ન થનારાં સુખના રામ રમી ગયા. માટે તમારાં આ પ્રચંડ સ્વરૂપને હવે આકુંચિત કરીલ્યો મહારાજ ![૮૧] આવી રીતે આપ મને બ્હીવરાવશો એમ જો મને પૂર્વથી જ્ઞાત હોત તો મને વિશ્વરૂપ બતાવો એમ મેં આપને કહિ કહ્યું હોત કે ? માટે હવે આ આપના વિશ્વરૂપ રૂપી પ્રલયાગ્નિથી એકવાર મારો પ્રાણ બચાવો.[૮૨] હે અનંત ! આપ જો અમારા ખરેખરા સ્વામી હો, તો મારા મરણની આડે કાંઈ રાખીને (મારા મરણને અટકાવીને) પછી આ મહા સંહારક તમારા વિશ્વરૂપના પ્રસારને સંકુચિત કરો.[૮૩] હે દેવાધિદેવ ! સર્વ વિશ્વનું વસતિસ્થાન એવા આપ સર્વ જગતનું પાલન કરવાનું વિસરી ઉલટો તેનો સંહાર કરવા માગો છો કે શું ?[૮૪] માટે હે દેવરાયા ! ત્વરિત પ્રસન્ન થઈ આપની માયા સંકોચી લ્યો, સંકોચી લ્યો અને મને આ મહા દુઃખમાંથી મુક્ત કરો.[૮૫] આટલીવાર સુધી પુષ્કળ આજીજીથી હું આપને વારંવાર પ્રાર્થના કરૂં છું. તેનું કારણ એ છે કે આ વિશ્વરૂપને જોઇને હું ડરપોક બની ગયો છું ![૮૬] જે વખતે અમરાવતીપર રાક્ષસોએ છાપો માર્યો હતો તે વખતે તેમનો પરાભવ મેં એકલાએ કર્યો હતો; હું કાળના મુખમાં જવાને પણ બ્હીતો નથી;[૮૭] પરંતુ હે દેવ ! આપનું આ વિશ્વરૂપ તો તે સૌથી અધિક ભયંકર છે; આ ઠેકાણે તો આપ મૃત્યુ કરતાં પણ અધિક થઈ સકળ વિશ્વ સહિત અમારો ગ્રાસ કરવાને ઉપસ્થિત થયા છો એમ મને લાગે છે.[૮૮] આ કાંઇ પ્રલયકાળનો સમય પણ નથી, તોપણ આપ જગતના રક્ષણ કર્તાજ કાળરૂપે તેનું ભક્ષણ કરવાને તત્પર થયા છો, તેથી ત્રિભુવનનાં સો વર્ષો આજેજ પુરાં થઇ ચૂકયાં છે ![૮૯] અહા દેવ ! તારી ગતિ કેટલી વિપરીત છે ! વિશ્વરૂપનાં દર્શનથી શાંતિ થશે એવી આશાથી મેં દેવને 'વિશ્વરૂપ બતાવો' એવી પ્રાર્થના કરી હતી, પરંતુ તેથી સુખ ન થતાં ઉલટી વિઘ્નોનીજ ઉત્પત્તિ થઈ. અરેરે દેવ ! હવે તો કેવળ આ વિશ્વ ડૂબ્યુંજ ! કારણકે તુંજ તેને ગ્રસવા લાગ્યો છે ![૯૦] હે દેવ ! અહો ! આપ અનેક મુખો પ્રસારી આ સર્વ સૈન્યને ચારે તરફથી ભક્ષો છો, એ શું પ્રત્યક્ષ હું મારી દ્રષ્ટિથી જોતો નથી કે ?[૯૧]

**अमी च त्वां धृतराष्ट्रस्य पुत्राः सर्वे सहैवावनिपालसंघैः ।**

**भीष्मो द्रोणः सूतपुत्रस्तथासौ सहास्मदीयैरपि योधमुख्यैः ॥ २६ ॥**

**શ્લોકાર્થઃ—અને હે પ્રભો ! આ ધૃતરાષ્ટ્રના દુર્યોધનાદિ સર્વ પુત્રો રાજાઓના સમુદાય સહિત, તેમજ ભીષ્મ, દ્રોણ, તથા કર્ણ તેમજ અમારા મુખ્ય મુખ્ય યોદ્ધાઓ સહિત. (૨૬)**

**ઓવી અર્થઃ**—અહો ! કૌરવકુળના વીરો તથા અંધ ધૃતરાષ્ટ્રના પુત્રો આજ છે ને ?

અહાહા ! આ ગયા ! આ ગયા ! સહ પરિવાર તમારા મુખમાં ગયા ![૯૨] અને જે દેશે દેશના રાજા તેને સાહાય્ય કરવાને માટે આવ્યા હતા તેના છેલ્લા રામ રામ કહેવાને માટે પણ કોઇ પાછો ફરી શકયો નથી. આવી રીતે તમે સર્વને ગળી જાઓ છો.[૯૩] વળી આ રણમાં તમે મહા ઠાઠથી મોટા મોટા ગજોના સમુદાયને પણ કોળીઆ કરી મુખમાં ગટાગટ ઉતારી જાઓ છો.[૯૪] બંદુકો તથા તોપોનો મારો ચલાવનારા તથા પાયદળ સેનાના ઝુંડના ઝુંડ તમે મુખમાં ચાવી જાઓ છો.[૯૫] કૃતાંતના મુખમાંનાં અસ્ત્રો કે જેમાંનું માત્ર એક અસ્ત્ર પણ સર્વ વિશ્વનો નાશ કરવાને સમર્થ છે એવાં કોટયવધિ અસ્ત્રોને પણ તમે ગળી જાઓ છો.[૯૬] ચતુરંગ સેના, અશ્વ જોડેલા રથો, એ સર્વને દાંતનો તો સ્પર્શ પણ થવા ન દેતાં તમે ગટ દઇને ગળી જાઓ છો ! માટે, હે દેવ ! આથી તમને શું સંતોષ થાય છે ?[૯૭] અહો ! ભીષ્મ જેવો સત્યવાદી તથા શૌર્યનિપુણ બીજો કોણ છે? તેને તથા દ્રોણ જેવા બ્રાહ્મણને પણ આપે ગ્રાસી નાંખ્યા ને ?[૯૮] અરેરે ! સૂર્યપુત્ર જે મહાવીર કર્ણ તે પણ ગયો; અને હવે અમારા પક્ષના યોદ્ધાઓનો વારો આવ્યો, તેની પણ આડખીલી તમે દૂર કીધી ![૯૯] હાયરે બ્રહ્મદેવ ! આ પ્રભુના પ્રસાદથી એકાદ અનન્વિત ઘટના બને છે કે હું માત્ર પ્રભુની પ્રાર્થના કરીને બિચારા જગતના સંહારનું કારણ થયો છું ![૪૦૦] પૂર્વે પ્રભુએ થોડી ઘણી પોતાની વિભૂતિઓ કહી બતાવી; આટલાથી જ મારે સંતોષ માનીને બેસવું હતું; પરંતુ તેથી સંતોષ ન પામતાં મેં વિશ્વરૂપ જોવાનો દુરાગ્રહ સેવ્યો ![૧] માટે લોકો કહે છે કે ભોક્તવ્ય કદિ પણ છુટતું નથી તે વાત તદ્દન સત્ય છે; અને બુદ્ધિ પણ તેનેજ અનુસરે છે એ વાત પણ સત્ય છે. લોકોએ પોતાના મરણનું પાત્ર મારા શરીરપરજ ફોડવું એવો વિધિનો લેખ હશે તે કાંઇ મિથ્યા થાય ?[૨] પૂર્વે સમુદ્ર-મંથન સમયે હાથમાં અમૃત આવ્યા છતાં પણ દેવોએ મંથન બંધ ન કરતાં ઇચ્છાને વૃદ્ધિંગત કરી ત્યારે છેવટે તેમના હાથમાં હળાહળ વિષ આવ્યું ![૩] પરંતુ તે સંકટ પણ મારાં સંકટ કરતાં તો એક પ્રકારે ઓછુંજ ગણાય; શિવાય, તેનું નિરાકરણ થઇ શકે તેમ હતું; અને તે સમયનું દેવોનું સંકટ શિવે દૂર પણ કીધું.[૪] પરંતુ હાલનો આ વિશ્વરૂપનો પ્રકાર તો વિપરીતજ છે; આ કાંઈ અગ્નિને સહાય્ય કરનારો પવન નથી; પરંતુ સાક્ષાત્ તેને પ્રદીપ્ત કરનારોજ પવન છે, તો તેનો પ્રતિરોધ કોણ કરી શકે? વળી, સર્વ ગગનમાં જે વિષ પ્રસર્યું છે તેને કોણ પ્રાશન કરી શકશે? તથા મહાકાળની સાથે ખેલવાનું કોનામાં સામર્થ્ય છે ?[૫] જ્ઞાનેશ્વર કહે છે કેઃ—અર્જુન આ પ્રમાણે દુઃખથી વ્યાપ્ત થઇ મનમાં ને મનમાંજ શોક કરવા લાગ્યો. પરંતુ આ પ્રસંગે દેવના મનનો અભિપ્રાય સમજી શકયો નહિ.[૬] હું મારનાર અને આ કૌરવો મરનાર આવા જે મોહથી તે વ્યાપ્ત થયો હતો તે મોહ નષ્ટ કરવાને માટેજ શ્રી અનંતે તેને વિશ્વરૂપ બતાવ્યું;[૭] અને કોઇ કોઇને મારતો નથી, પરંતુ અહીંઆં સર્વનો સંહાર કરનાર હુંજ છું. એમ તેમણે વિશ્વરૂપના યોગથી વ્યક્ત કર્યું.[૮] પરંતુ અર્જુન આ ગુહ્ય સમજી શકયો નહિ અને તે વ્યર્થ વ્યાકુળ બની મનમાં ભીતિ ધરવા લાગ્યો.[૯]

**वक्त्राणि ते त्वरमाणा विशन्ति दंष्ट्राकरालानि भयानकानि ।**
**केचिद्विलग्ना दशनान्तरेषु संदृश्यन्ते चूर्णितैरुत्तमाङ्गैः ॥ २७ ॥**

**શ્લોકાર્થઃ—વિકરાળ દાઢવાળા તમારા મુખમાં ત્વરાથી પ્રવેશે છે. તેમાંના કેટલાક તમારા દાંતમાં સપડાયેલા દેખાય છે અને કેટલાકના મસ્તકોનો ચુરેચુરો થઇ ગયો છે એમ દેખાય છે. ( ૨૭ )**

**ઓવી અર્થઃ**—તે વખતે તે પુનઃ બોલ્યો " અહો આકાશમાં જે પ્રમાણે અભ્રો નષ્ટ

થાય છે. તે પ્રમાણે શિરપેચ તથા કવચ સહવર્તમાન ઉભય પક્ષની સેનાઓ તમારા મુખમાં નષ્ટ થઇ.[૧૦] કિંવા મહા પ્રલયને સમયે યમનો કોપ થતાં તે જે પ્રમાણે એકવીસ સ્વર્ગ ને પાતાળ સહવર્તમાન ગળી જાય છે,[૧૧] અથવા દૈવ પ્રતિકુળ થતાં જે પ્રમાણે સંગ્રહ કરનારનું ઐશ્વર્ય તેજ જગ્યાએ રહીને તે પોતે નષ્ટ થાય છે,[૧૨] તે પ્રમાણે કર્મની ગતિ કેવી વિલક્ષણ છે તે તો જુઓ કે આ એકત્રિત થયેલાં સૈન્યો એકદમ આ મુખમાં પ્રવેશી જાય છે અને તેમાંથી એક પણ બહાર નીકળતું નથી![૧૩] ઊંટના મુખમાં જે પ્રમાણે અશોક વૃક્ષની ડાળીઓ ચર્વિત થતી જણાય છે તે પ્રમાણે આ સર્વ લોકો આ મુખમાં લય પામ્યા છે.[૧૪] પરંતુ મસ્તકો મુકુટ સહવર્તમાન દાઢોના ચીપીઆમાં સપડાઇ તેનો કેવો આટો થઇ જાય છે તે જુઓ![૧૫] એ મસ્તકો દાંતોના મધ્ય ભાગમાં રત્નની પેઠે ચમકે છે. અને તેનો ભુકો જીભને તથા તાળવાંને લાગી, તેના રક્તથી ડાઢ પણ ખરડાઇ ગઇ છે.[૧૬] આ વિશ્વરૂપ કાળે જે બળવાન લોકોનાં શરીરો ગ્રસ્યાં છે તેમનાં અસ્થિપિંજર જીવિત્વનો નાશ કરી ખાસ રાખી મૂક્યાં છે.[૧૮] પછી અર્જુન પુનઃ બોલ્યો "શું ચમત્કાર છે? આ જગતમાં જે જન્મ પામ્યો છે, તેને મૃત્યુના મુખમાં જઇ પડવા શિવાય બીજો આરોજ નથી, માટે સર્વ જગત આ વદનરૂપી કૂપમાં પડીને આપોઆપ ડૂબી મરે છે.[૧૯] આ સર્વ સૃષ્ટિ આપો આપ આ મુખ તરફના માર્ગે લાગી છે અને આ પરમાત્મા એકજ સ્થળે રહી સર્વ જગતને સહજ ગળે છે.[૨૦] બ્રહ્મદેવ સરખા મોટા મોટા લોકો આ વિશ્વરૂપનું જે સર્વથી ઉંચું મુખ છે તેમાં પડે છે અને બીજા લોકો અહીં આનાજ મુખમાં પડે છે;[૨૧] તથા ઈતર પ્રાણી માત્ર જયાં ઉદ્દ્ભવ પામે છે ત્યાંજ નાશ પામે છે, પરંતુ આ વિશ્વરૂપના મુખના સપાટામાંથી નિઃસંશય કોઇ છુટતું નથી.[૨૨]

**यथा नदीनां बहवोऽम्बुवेगाः समुद्रमेवाभिमुखा द्रवन्ति ।**
**तथा तवामी नरलोकवीरा विशन्ति वक्त्राण्यभिविज्वलन्ति॥२८॥**

**શ્લોકાર્થઃ—હે પ્રભો! જે પ્રમાણે નદીઓના મોટા મોટા પ્રવાહો એકવાર વહેવા લાગ્યા એટલે સમુદ્ર તરફજ દોડી જાય છે, તે પ્રમાણે આ મૃત્યુલોકના વીરો આ તમારાં પ્રજ્વલિત મુખમાંજ પ્રવેશે છે. (૨૮)**

**ઓવી અર્થઃ**—જે પ્રમાણે મહા નદીઓના પ્રવાહો સહજ સમુદ્ર તરફ વળે છે, તે પ્રમાણે સર્વ જગત્ ચારે તરફથી આવી તમારા મુખમાં પ્રવેશ કરે છે;[૨૩] તથા સર્વ પ્રાણીઓ આયુષ્યરૂપી માર્ગમાં રાત્રી દિવસ રૂપી પગથીઆંદ્વારા ત્વરાથી તમારાં મુખમાં આવી મળવાનો યોગ સાધે છે.[૨૪]

**यथा प्रदीप्तं ज्वलनं पतंगा विशन्ति नाशाय समृद्धवेगाः ।**
**तथैव नाशाय विशन्ति लोकास्तवापि वक्त्राणि समृद्धवेगाः ॥ २९ ॥**

**શ્લોકાર્થઃ—હે પ્રભો! જે પ્રમાણે નાશ પામવાને માટે પતંગ મહાવેગથી પ્રજ્વલિત અગ્નિમાં પડે છે, તેજ પ્રમાણે આ સર્વ લોકો તમારાં મુખમાં નાશ પામવાને માટેજ મહા વેગથી પ્રવેશ કરે છે. (૨૯)**

**ઓવી અર્થઃ**—જે પ્રમાણે દાવાનળ સળગેલા પર્વતની ગુફામાં પતંગ દોડી જાય છે તે પ્રમાણે સર્વ લોકો તમારા મુખમાં આવી પડે છે;[૨૫] પરંતુ જે પ્રમાણે તપ્ત થયેલા તવાપર પાણી પડતાં તે બળીને ભસ્મ થાય છે, તે પ્રમાણે જે જે તમારા મુખમાં પ્રવેશ કરે છે, તેમનાં નામરૂપ વ્યવહારમાંથી સર્વથૈવ ભુસાઇ જાય છે. (તેમનાં નામરૂપનો પત્તો સુદ્ધાં લાગતો નથી.)[૨૬]

**लेलिह्यसे ग्रसमानः समन्ताल्लोकान्समग्रान्वदनैर्ज्वलद्भिः ।**
**तेजोभिरापूर्य जगत्समग्रं भासस्तवोग्राः प्रतपन्ति विष्णो ॥ ३० ॥**

**શ્લોકાર્થઃ—હે વિષ્ણો ! સર્વ બાજુથી પ્રજ્વલિત મુખોવડે સર્વ લોકોને ગટ કરીને તમે વારંવાર જીભ ચાટો છો; તમારી ઉગ્ર પ્રભા સંપૂર્ણ જગતૂને વ્યાપ્ત કરી પોતાનાં પ્રખર તેજથી તેને તપ્ત કરે છે. (૩૦)**

**ઓવી અર્થઃ**—અને આ પ્રમાણે સર્વ જગત્‌નું ભક્ષણ કર્યા છતાં પણ તમારી ક્ષુધા ઓછી થતી નથી આપની જઠરાગ્નિ આટલી પ્રદીપ્ત શી રીતે થઈ![૨૭] જે પ્રમાણે એકાદ રોગિષ્ટ મનુષ્ય સાજો થયા પછી તેને ઉગ્ર ક્ષુધા લાગે, કિંવા એકાદ ભિખારી દુષ્કાળમાં સપડાય, તે પ્રમાણે સર્વ જગતનો લય કરવા છતાં પણ અદ્યાપિ તમે જીભ ચાટો છો ![૨૮] આજ કારણથી તમારાં મુખ આગળ ખાવાની એક પણ વસ્તુ શેષ રહી નથી. ત્યારે આપની અપાર ક્ષુધાનો મહિમા તે શી રીતે વર્ણવવો ?[૨૯] સમુદ્રનો ઘુંટડો કરી જવો કે પર્વતને ઓહીઆં કરી જવો કે આ સર્વ બ્રહ્માંડને દાઢ નીચે દાબીને તેનો કુચો કરી નાંખવો;[૩૦] સર્વ દિશાઓ ગળી જવી કે ચાંદરણીને ચાટીને સફાચટ કરી મૂકવી, શું શું ખાવું અને શું શું રહેવા દેવું, આ પ્રકારનું તમારૂં ખાધરાપણું છે ![૩૧] જે પ્રમાણે અતિભોગ ભોગવતાં કામની વૃદ્ધિ થાય છે, કિંવા અગ્નિમાં જેમ જેમ કાષ્ઠ નાંખો તેમ તેમ તે વિશેષ પ્રદીપ્ત થાય છે, તે પ્રમાણે સર્વ જગત્‌ને ખાવા છતાં પણ તમારાં મુખો ખાઉં ખાઉં કરી રહ્યાં છે.[૩૨] જે પ્રમાણે દાવાનળમાં કોઠ નાંખવાથી તે સંતુષ્ટ થતો નથી, તે પ્રમાણે આપનું આ એકજ મુખ કેટલું પ્રસરેલું છે તે જુઓ ! કે તેની જીભને આ ત્રિભુવન પણ પુરતાં થઈ પડતાં નથી.[૩૩] માત્ર તમારા એક મુખની આવી સ્થિતિ છે તો તમારાં આ અગણિત મુખોને માટે તેટલાં ત્રિભુવનો ક્યાંથી આણવાં ? તેને પુરતું ખાદ્ય તો મળતું નથી; તો તે સર્વને ઉત્પન્ન શા માટે કર્યાં ? જે પ્રમાણે ચારે તરફ દાવાનળ સળગી ઉઠે અને તેની વચ્ચે હરણો સપડાઈ જાય તે પ્રમાણે સર્વ જગત્ તમારાં આ વદનરૂપી જ્વાલાની મધ્યે સપડાઇ ગયું છે.[૩૫] આ વિશ્વની સ્થિતિ એવી થઇ છે કે તમે તેના દેવ નથી પરંતુ આ વિશ્વરૂપે તેના યમ થઇનેજ આવ્યા છો, કિંવા જગરૂપી જલચરને માટે તમારાં વદનરૂપી કાળજાળજ પ્રસરેલ છે.[૩૬] માટે તમારાં વિશ્વરૂપની તેજરૂપી જાળમાંથી સ્થાવર જંગમ વસ્તુ ક્યાંથી બહાર પડી શકે ? આ તમારાં મુખો નથી, પરંતુ જગતને આવૃત કરનાર લાક્ષાગૃહજ છે ![૩૭] પોતાનાં પ્રખર તેજથી પ્રાણી માત્રનાં અંગ કેવો દાહ પામે છે, તે અગ્નિ સમજતો નથી, પરંતુ જેને તેનો સ્પર્શ થાય છે તેનો પ્રાણ ગયા શિવાય રહેતો નથી;[૩૮] કિંવા પોતાની તીક્ષ્ણ ધારથી પ્રાણીનું મરણ કેમ થાય છે; તે શસ્ત્ર જાણતું નથી. અથવા વિષનું સેવન કરવાથી લોકોના પ્રાણ કેવી રીતે હરાઇ જાય છે તે વાત વિષ પોતે જાણતું નથી,[૩૯] તે પ્રમાણે તમારાં મુખનાં પ્રખરપણાની તમને સ્મૃતિ નથી; પરંતુ તમારાં અહીંઆંનાં મુખથીજ સર્વ જગત્ નાશ પામ્યું છે.[૪૦] હે દેવ ! જેને આત્મા કહેવામાં આવે છે, તે તમે એકજ છો અને સર્વ વિશ્વમાં વ્યાપક પણ છો, તો પછી અમારો નાશ કરવાને શા માટે પ્રવૃત્ત થયા ?[૪૧] મેં તો મારા જીવની આશા છોડીજ છે અને તમે પણ સંકોચ ન રાખતાં તમારા મનમાં જે કાંઇ હોય તે ખુશીથી પ્રકટપણે કહો.[૪૨] અદ્યપિ તમે તમારાં વિશ્વરૂપની ઉગ્રતા કેટલી વધારશો ? હે દેવ ! તમારામાં જગતનું પાલન કરવાની જે શક્તિ છે તેનું તો સ્મરણ કરો; નિદાન મારાપરતો કૃપા કરો.[૪૩]

**आख्याहि मे को भवानुग्ररूपो नमोस्तु ते देववर प्रसीद ।**
**विज्ञातुमिच्छामि भवन्तमाद्यं न हि प्रजानामि तव प्रवृत्तिम् ॥ ३१ ॥**

**શ્લોકાર્થઃ—હે પ્રભો ! આપને નમસ્કાર હો. આપ પ્રસન્ન થાઓ. ઉગ્રરૂપ ધારણ કરનાર આપ કોણ છો તે મને કહો. સર્વના આદિ જે આપ તેને જાણવાની હું વિશેષ ઇચ્છા કરૂં છું. આપનો હેતુ મારાથી કાંઇ સમજી શકાતો નથી. (૩૧)**

**ઓવી અર્થઃ**—અહો વેદવંદ્ય, ત્રિભુવનૈક આદ્ય, વિશ્વવંદ્ય મહારાજ ! મારી એક પ્રાર્થના સાંભળો.[૪૪] આ પ્રમાણે બોલી અર્જુને ભગવાનના ચરણપર મસ્તક મુકયું અને કહ્યું કે "હે દેવાધિદેવ ! મારી વિનંતિ સાંભળો. સંતોષ પામવાને માટે 'વિશ્વરૂપ બતાવો' એવી મેં આપને વિનંતિ કરી, તો તમે એકદમ ત્રિભુવનને ગળી જવાના હેતુથી મહા ભયંકર રૂપ ધારણ કર્યું;[૪૬] તો આપ કોણ છો ? આવાં ભયંકર મુખો આપે શા માટે ધારણ કર્યા ? તેમજ આ સર્વ હાથોમાં શસ્ત્રો શા માટે ગ્રહણ કર્યા ?[૪૭] વારંવાર ક્રોધિત થઈ, ગગન કરતાં પણ ઉચ્ચ બની તથા આંખો લાલચોળ કરી આપ ભીતિ શા માટે ઉત્પન્ન કરો છો ?[૪૮] હે દેવ ! આ સ્થળે તમે યમની ઈર્ષા શા માટે કરો છો ? (અર્થાત્ યમના હરિફ શા માટે બનો છો ?) આવું ઉગ્ર સ્વરૂપ ધારણ કરવામાં આપનો શો હેતુ છે ? તે તો મને કહો."[૪૯] અર્જુનનાં આ વચનો સાંભળી શ્રીકૃષ્ણ બોલ્યા–હું કોણ છું અને શા માટે ઉગ્ર સ્વરૂપ ધારણ કરી આવડો મોટો થયો છું એજ તારૂં કહેવું છેને ?[૫૦]

श्रीभगवानुवाच। **कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो लोकान्समाहर्तुमिह प्रवृत्तः।**
**ऋतेऽपि त्वां न भविष्यन्ति सर्वे येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः॥**

**શ્લોકાર્થઃ—શ્રી ભગવાન બોલ્યાઃ-જગત્‌નો ક્ષય કરનાર વૃદ્ધિ પામેલો કાળ હું છું. પ્રાણીઓનો સંહાર કરવાને માટે હું અહીંઆં પ્રવૃત્ત થયો છું. ઉભય સૈન્યોમાં જે યોદ્ધાઓ ઉભા છે, તે સર્વ એક તારા શિવાય જીવંત રહેનાર નથી. (૩૨)**

**ઓવી અર્થઃ**—હું ખરેખરો કાળ છું. અને લોકોનો સંહાર કરવાને માટે પ્રચંડ સ્વરૂપ ધારણ કરીને પ્રસર્યો છું. અને હવે હું સર્વ વિશ્વને ગળી જઈશ.[૫૧] ત્યારે અર્જુન બોલ્યો અરેરે ! પાછળનાં સંકટથી ત્રાસીને એની પ્રાર્થના કરી તો ઉલટું અધિક ભયંકર સંકટ પ્રાપ્ત થયું.[૫૨] અમારાં આવાં કઠોર ભાષણથી અર્જુન ખિન્ન થશે એમ ધારી શ્રીકૃષ્ણ અર્જુન પ્રતિ પુનઃ બોલ્યા પરંતુ એક અનુકૂળતા છે.[૫૩] અને તે એ કે–'હે પાંડવ તમે આ સંહારરૂપી લાક્ષાગૃહમાંથી ક્ષેમકુશળ બહાર નીકળશો' આ વચનો સાંભળતાંજ અર્જુનના જીવમાં જીવ આવ્યો.[૫૪] તે મૃત્યુરૂપી મહાવિનાશના સપાટામાંજ સપડાયો હતો પરંતુ ઉપર્યુક્ત વચનો સાંભળતાંજ તે પુનઃ સાવધ થયો અને શ્રીકૃષ્ણના બોલો લક્ષપૂર્વક સાંભળવા લાગ્યો.[૫૫] દેવ બોલ્યા હે અર્જુન ! અરે ! તમે પાંડવો તો મારાજ છો, એ વાત લક્ષમાં રાખ. બાકી આ સર્વ જગતને ગળવાને માટે હું પ્રાપ્ત થયો છું.[૫૬] પ્રલયકાળના પ્રચંડ અગ્નિમાં માંખણનો લોંદો નાંખવાથી જે પ્રમાણે તે નાશ પામે છે, તે પ્રમાણે મારા મુખમાં સર્વ જગત્‌ને ગયેલું તેં જોયુંજ છે;[૫૭] તો તે સર્વ જગત્‌નો તેમાં નાશ થશે એમ તું નિઃસંશય સમજ. આ સર્વ શોભાયમાન દેખાય છે.[૫૮] આ સ્થળે એકત્ર થયેલા સર્વ યોદ્ધાઓ વીરવૃત્તિના બળપર મહા દંભથી બોલે છે કે યમ પણ અમારા આગળ તુચ્છ છે ![૫૯] તેઓ કહે છે કે અમે સૃષ્ટિપર પ્રતિસૃષ્ટિ નિર્માણ કરવાને, હોડ કરીને મૃત્યુને મારવાને તથા જગત્‌નો સંહાર કરવાને,[૬૦] અને સર્વ પૃથ્વી ગળી જવાને આકાશને ઉભુંને ઉભું બાળી મૂકવાને, અને બાણોથી પવનને હાલવા પણ ન દેવાને સમર્થ છીએ.[૬૧] આવી ચતુરંગ સેનાની સંપત્તિનાં બળપર કૃતાંતની સાથે પણ જે સ્પર્ધા કરે છે, તથા પરાક્રમના ગર્વથી જે ફાટી ગયા છે.[૬૨] શસ્ત્ર કરતાં પણ જેના બોલ અતિ તીક્ષ્ણ છે, જે અગ્નિ કરતાં પણ અધિક દાહક છે અને સંહાર કાર્યમાં જેની આગળ હળાહળ વિષ તો

મિષ્ટ ગણાય છે;[63] એવા વીરો પણ ગંધર્વ નગરીના ભંડાર આકાશનાં ગુંછળાં અને ચિત્રમાંનાં ફળો જેવા નિર્જીવ છે એમ તું સમજ.[64] અરે! જેવું મૃગજળનું પૂર આવે તદ્વત્ આ સૈન્ય છે; અથવા ચીંથરાનો સર્પ કરવામાં આવે અને અલંકાર પહેરાવીને જેમ પુતળી ઉપસ્થિત કરવામાં આવે તેવાં આ સૈન્યો છે.[65]

**तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व जित्वा शत्रून्भुङ्क्ष्व राज्यं समृद्धम् ।**
**मयैवैते निहताः पूर्वमेव निमित्तमात्रं भव सव्यसाचिन् ॥ ३३ ॥**

**શ્લોકાર્થઃ—માટે હે અર્જુન, તું ઉઠ, યશ મેળવ અને શત્રુને જીતીને સર્વ રાજ્યનો ઉપભોગ લે. આ લોકોને તો મેં ક્યારનાએ મારી મૂક્યા છે. તું માત્ર નિમિત્તરૂપે આગળ થા. (૩૩)**

**ઓવી અર્થઃ**—બાકી જે બળથી શરીરની ચેષ્ટા ચાલે છે, તે સર્વને મેં પૂર્વેથીજ ગ્રસી મુક્યું છે. હવે, આ સર્વ સૈન્ય કુંભારનાં ઘરનાં પૂતળાંની પેઠે નિર્જીવ છે.[66] કળસૂત્રી પુતળીઓને હલાવનારી દોરી તુટતાં ગમે તે માણસ તેને સ્પર્શ કરે એટલે તે ઉથલી પડે છે,[67] તે પ્રમાણે આ સર્વ સૈન્યનો આકાર તોડી નાંખતાં કાંઇજ વાર લાગનાર નથી. માટે હે અર્જુન સત્વર ઉભો થા અને શુદ્ધિમાં આવ.[68] તેં ઉત્તરની ગાયો શત્રુઓ લઇ જવા લાગ્યા તે સમયે શત્રુનાં સર્વ સૈન્યપર મોહનાસ્ત્ર ફેંકી, વિરાટના ડરકણ ઉત્તરની પાસે તેમનાં વસ્ત્રો હરણ કરાવ્યાં હતાં,[69] તેજ સૈન્ય હવે તે વેળા કરતાં નિકૃષ્ટ થયું છે અને અનાયસ રણમાં આવ્યું છે, તો તેનો સંહાર કર અને 'એકલા અર્જુને શત્રુઓને જીત્યા' એવો યશ પ્રાપ્ત કર.[70] આ યશ કાંઇ લૂખો નથી, પરંતુ તેની સાથે રાજ્યની પણ પ્રાપ્તિ થશે; હે સવ્યસાચિન્! તું નિમિત્ત માત્ર થઇ શત્રુઓનો સંહાર કર.[71]

**द्रोणं च भीष्मं च जयद्रथं च कर्णं तथान्यानपि योधवीरान् ।**
**मया हतांस्त्वं जहि मा व्यथिष्ठा युद्धयस्व जेतासि रणे सपत्नान् ॥३४॥**

**શ્લોકાર્થઃ—દ્રોણ, ભીષ્મ, જયદ્રથ, કર્ણ અને ઈતર પરાક્રમી યોદ્ધાઓને તો મેં પ્રથમજ માર્યા છે. એને તું માર; ખિન્ન થા મા; યુદ્ધ કર, રણમાં તું શત્રુને જીતશે. (૩૪)**

**ઓવી અર્થઃ**—તું દ્રોણની ભીતિ ધરીશ મા, ભીષ્મનો ભય રાખીશ મા; અને કર્ણ ઉપર શસ્ત્ર શી રીતે ઉગામું એમ બોલીશ મા;[72] અને જયદ્રથને મારવાને માટે શી યોજના કરવી? તે વિષે વિચાર કરીશ મા. એ વ્યતિરિક્ત જે બીજા નામાંકિત યોદ્ધાઓ છે,[73] તે સર્વ ભીંત પર ચિતરેલા સિંહની પેઠે નિર્જીવ છે એમ સમજ તેના શું હિસાબ? તે તો સર્વ પોતાથી લુછાઈ જશે![74] તો પછી, હે અર્જુન! આ યુદ્ધને માટે એકત્ર થયેલા ઇતર સાધારણ યોદ્ધાઓની તો વિસાતજ શી? એ તો સર્વ ભાસ માત્ર છે! બાકી ખરેખર તો મેં તેમને ગ્રસી લીધા છે.[75] જ્યારથી તેં સઘળાઓને મારા મુખમાં ગયેલા ભાળ્યા ત્યારથીજ તેમનાં આયુષ્યની પરિસમાપ્તિ થઇ ચુકી છે. એ તો હવે ખાલી ખોળીઆં સમાન છે.[76] માટે સત્વર ઉઠ અને મેં જેને માર્યા છે તેનો તું સંહાર કર. નકામા શોક સંકટમાં ડૂબી રહીશ નહિ.[77] જે પ્રમાણે એક નિશાન તાકીને આપણેજ કૌતુકથી તેને ભેદીએ છીએ, તે પ્રમાણે આ સર્વનો નાશ કરવાને માટે તું નિમિત્ત માત્ર થા.[78] અરે, જે તારી સાથે વેર કરતા હતા તેને તો ઉદ્ભવતાંની સાથેજ જ આ વિશ્વરૂપી વ્યાઘ્રે ગ્રસ્યા છે. તો હવે યશ સહિત રાજ્ય પ્રાપ્ત કરી તું તેનો ઉપભોગ લે.[79] સ્વભાવતઃ ઉન્મત્ત, સર્વ જગત્માં બલવાન તથા દુષ્ટ અને વિઘ્ન આપે એવા ભાઇબંધ તેને તો ક્ષણમાં ચપટીમાં ચોળ્યા છે,[80] આવી આ વાત, હે અર્જુન, જગત્નાં વાક્પટ પર લખી રાખ. (લોકોની ચર્ચાનો વિષય કરી મૂક) અને વિજય સંપાદન કર.[81]

संजय उवाच। एतच्छ्रुत्वा वचनं केशवस्य कृतांजलिर्वेपमानः किरीटी।
नमस्कृत्वा भूय एवाह कृष्णं सगद्गदं भीतभीतः प्रणम्य ॥ ३५ ॥

શ્લોકાર્થઃ—સંજય બોલ્યો:-કેશવનું આવું ભાષણ સાંભળી, થરથર કાંપતો કિરીટી હાથ જોડી શ્રીકૃષ્ણને નમસ્કાર કરી, નમ્ર થઇ બ્હીતો બ્હીતો ગદ્‌ગદિત અંતઃકરણ સહિત પુનઃ બોલ્યો. (૩૫)

ઓવી અર્થઃ—જ્ઞાનદેવ કહે છે:-આ પ્રમાણે આ સર્વ કથા સંજયે અપૂર્ણ મનોરથવાળા ધૃતરાષ્ટ્રને કહી.[૮૨] સત્ય લોકમાંથી ગંગાનો ઓઘ નીકળ્યા પછી જે પ્રમાણે ખળખળ ધ્વનિ કરે છે તે પ્રમાણે ગંભીર વાણીથી શ્રીકૃષ્ણ બોલ્યા;[૮૩] કિંવા મેઘવૃષ્ટિ જે પ્રમાણે એકદમ ગડગડાટ કરે છે, અથવા સમુદ્રમંથન સમયે ક્ષીરાબ્ધિ જેમ મંદરાચળની રવીથી ખળભળી ઉઠયો હતો.[૮૪] તે પ્રમાણે અનંતસ્વરૂપ, વિશ્વના મૂળ, શ્રી કૃષ્ણ ગંભીર વાણીથી વાક્ય બોલ્યા,[૮૫] તે અર્જુને થોડાં સાંભળ્યાં, અને તેથી તેને સુખની કિંવા દુઃખની વૃદ્ધિ થઈ, તે કાંઈ સમજી શકાયું નહિ. પરંતુ તેનું સર્વાંગ કંપવા લાગ્યું.[૮૬] તે અતિ નમ્રતાથી નમી, બે હાથ જોડી વારંવાર શ્રીકૃષ્ણના ચરણપર મસ્તક મુકવા લાગ્યો;[૮૭] અને કાંઇક બોલવા જતો હતો એવામાં તેનો કંઠ રૂંધાઇ ગયો. હે શ્રોતા જનો! આ સ્થિતિ સુખથી થઇ કે દુઃખથી તેનો આપજ વિચાર કરો.[૮૮] પરંતુ દેવના બોલવાથી અર્જુનની આવી સ્થિતિ થઇ એમ શ્લોકમાંના પદના અર્થપરથી હું કહું છું.[૮૯] પછી બ્હીતાં બ્હીતાં તેણે ભગવાનના ચરણપર પુનઃ મસ્તક મુકયું અને તે બોલ્યો—હે મહારાજ! આપ એમજ બોલ્યાને?[૯૦]

अर्जुन उवाच। स्थाने हृषीकेश तव प्रकीर्त्या जगत्प्रहृष्यत्यनुरज्यते च।
रक्षांसि भीतानि दिशो द्रवन्ति सर्वे नमस्यन्ति च सिद्धसंघाः ३६

શ્લોકાર્થઃ—અર્જુન બોલ્યો:-હે હૃષીકેશ! તમારી વિશેષ કીર્તિથી સર્વ જગત્ આનંદ પૂર્ણ થાય છે, અને તમારાપર પ્રેમ કરે છે; તેમજ રાક્ષસો ભયભીત થઇ દશે દિશા તરફ દોડાદોડ કરે છે અને સર્વ સિદ્ધોના સમુદાય તમને નમસ્કાર કરે છે, તે યોગ્યજ છે. (૩૬).

ઓવી અર્થઃ—કે-હે અર્જુન! હું કાળરૂપ છું અને આ સર્વને મેં જે ગ્રાસી નાંખ્યા છે તે તો કેવળ મારો ખેલ છે. મેં તમારૂં આ કથન સત્ય માન્યું હોત;[૯૧] પરંતુ તમે—કાળ રૂપ પરમેશ્વરે જગત્‌નો પ્રલય કરવાનો સમય ન હોવા છતાં પણ સ્થિતિ કાળમાંજ નાશની પ્રવૃત્તિ કરી એ વિચાર મને ઠીક લાગતો નથી.[૯૨] કોઈ મનુષ્યના અંગમાંથી તારૂણ્ય કાઢી લઇ તેમાં વૃદ્ધાવસ્થા શી રીતે મુકી શકાશે? માટે તમે જે કરવાનું કહો છો તે બહુધા અસંભવિત કાર્ય છે.[૯૩] જુઓ, હે અનંત! દિવસના ચાર પ્રહર પુરા કર્યા શિવાય ખરે બપોરેજ કદિ સૂર્ય અસ્ત પામે છે કે?[૯૪] એટલુંજ નહિ પરંતુ તમે અખંડિત એવા જે કાળ છો, તેને પણ ત્રણ અવસ્થાઓ હોય છે; અને તે પ્રત્યેક પોતપોતાના સમયમાં બળવાન હોય છે.[૯૫] જે સમયે ઉત્પત્તિ થવા લાગે છે તે સમયે સ્થિતિ અને લયનો અભાવ હોય છે અને સ્થિતિના સમયમાં ઉત્પત્તિ તથા લયનું કાંઈ ચાલતું નથી;[૯૬] અને લયના સમયમાં ઉત્પત્તિ તથા સ્થિતિનો આપોઆપ નાશ થાય છે; આ અવસ્થાઓ અનાદિ અને અનિર્વાર્ય છે.[૯૭] માટે આજે આ જગત્ સ્થિતિનો ઉપભોગ લેવાના આવેશમાં છે, તે સમયે તમે તેને ગ્રાસ્યું છે. એમ કહો છો એ મને રૂચતું નથી.[૯૮] ત્યારે દેવ સંજ્ઞાથી બોલ્યા—અરે! આ ઉભય સૈન્યોનું આયુષ્ય ખુટયું છે, એમ મેં તને પ્રત્યક્ષ દર્શાવી આપ્યું છે. પરંતુ બીજા લોકો યથાકાળેજ મરણ પામશે. એમ તું સમજ.[૯૯] આટલી વાત શ્રીકૃષ્ણ બોલ્યા એટલામાંજ અર્જુને સર્વ સૈન્યને

પૂર્વવત્ તેજ સ્થળે દીઠું.[૫૦૦] પછી તે બોલ્યો–હે દેવ ! આપ વિશ્વના ચાલક અને સૂત્રધાર છો અને તેથીજ આ જગત્ પૂર્વ સ્થિતિને પુનઃ પ્રાપ્ત થયું છે;[૧] પરંતુ હે શ્રીહરિ દુઃખસાગરમાં પડેલાને તમે બહાર કાઢો છો એવી તમારી કીર્તિ છે એની અમને પૂર્ણ સ્મૃતિ છે.[૨] અને તમારી કીર્તિનું વારંવાર સ્મરણ થાય છે, તેથી હું મહાસુખમાં નિમગ્ન થાઉં છું અને આનંદ સમુદ્રના તરંગોમાં આળોટું છું.[૩] હે દેવ ! આ જગત્ જીવંત હોવાથી તમારા પ્રતિ પ્રીતિ કરી સુખપૂર્વક રહે છે અને જે દુષ્ટ છે તેનો તમે નાશ કરો છો;[૪] પરંતુ હે હૃષીકેશ ! ત્રિભુવનમાંના રાક્ષસોને તમારો ભય લાગે છે, તેથી તેઓ તમારાથી દશે દિશામાં દૂર ભાગી જાય છે.[૫] બાકી દેવ, મનુષ્ય, સિદ્ધ, યક્ષ, કિંબહુના સર્વ સ્થાવર જંગમ તમને જોઇને હર્ષયુક્ત બની તમને વંદન કરે છે.[૬]

**कस्माच्च ते न नमेरन्महात्मन् गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे ।**
**अनन्त देवेश जगन्निवास त्वमक्षरं सदसत्तत्परं यत् ॥ ३७ ॥**

**શ્લોકાર્થઃ—હે મહાત્મન્ ! હે અનંત ! હે દેવાધિદેવ ! તમે શ્રેષ્ઠ છો અને બ્રહ્મદેવના પણ ઉત્પન્નકર્તા છો, તો પછી તે તમને શા માટે નમસ્કાર ન કરે ? હે જગન્નિવાસ ! જે સત્ અને અસત્ છે તેથી અતીત જે અવિનાશી બ્રહ્મ તે તમે છો. (૩૭)**

**ઓવી અર્થઃ**—હે નારાયણ ! શા કારણથી રાક્ષસો તમને નમસ્કાર ન કરતાં દૂર નાસે છે ?[૭] એ તમને પુછવાનું કશું પ્રયોજન નથી; કારણ કે એટલું તો અમે પણ સમજી શકીએ છીએ; જુઓ, સૂર્યોદય થતાં અંધકાર શી રીતે રહેશે ?[૮] સ્વપ્રકાશનું મુખ્ય સ્થાન જે તમે તે દ્રષ્ટિગોચર થતાંજ રાક્ષસો સહજ નાશ પામે છે.[૯] હે શ્રીરામ ! આટલા દિવસ પર્યંત અમે એ વાત સમજ્યા નહોતા, પરંતુ હવે તમારો અલૌકિક મહિમા અમારી દ્રષ્ટિએ પડે છે.[૧૦] જ્યાંથી અનેક સૃષ્ટિની પંક્તિઓ અને પ્રાણી માત્રની વેલીઓ સમસ્ત વિશ્વમાં પ્રસરે છે, તે માયાનું આદિ સ્થાન તમારી ઇચ્છાજ છે.[૧૧] તમે નિરંતર અગણિત સત્ત્વોથી પરિપૂર્ણ છો, તમે સર્વત્ર સતત સમદ્રષ્ટિ છો અને તમે દેવોના પણ દેવ છો.[૧૨] હે સદાશિવ ! તમે આ સકલ બ્રહ્માંડનું નિવાસસ્થાન છો અને અવિનાશી છો; અને હે દેવ ! વ્યક્ત પણ તમે છો અને અવ્યક્ત પણ તમેજ છો, તથા તેનાથી અતીત એવું જે જ્ઞેય તત્ત્વ છે તે પણ તમેજ છો.[૧૩]

**त्वमादिदेवः पुरुषः पुराणस्त्वमस्य विश्वस्य परं निधानम् ।**
**वेत्तासि वेद्यं च परं च धाम त्वया ततं विश्वमनन्तरूप ॥ ३८ ॥**

**શ્લોકાર્થઃ—તમે આદિ દેવ છો અને પુરાણ પુરૂષ છો; તમે આ વિશ્વનું લયસ્થાન છો, તમે જ્ઞાતા છો, તમે જાણવા યોગ્ય વસ્તુ છો અને તમે પરમપદ છો. હે અનંતરૂપ ! તમે આ સર્વ જગતમાં વ્યાપક છો. (૩૮)**

**ઓવી અર્થઃ**—તમે શિવ (પુરૂષ) અને શક્તિ (પ્રકૃતિ) ની પહેલાંના છો અને માયાની મર્યાદા પણ તમે જ છો. તમારી પૂર્વેની કોઇ પણ વસ્તુ નથી.[૧૪] તમે સર્વ વિશ્વના ચાલક છો અને સર્વ જીવોનું અધિષ્ઠાન છો, તથા ભૂત અને ભવિષ્યના જ્ઞાતા છો.[૧૫] શ્રુતિનાં નેત્રને જે સ્વરૂપથી સુખ થાય છે તે ભેદ રહિત એવા જે તમે તેનુંજ સ્વરૂપ છે; અને જે માયાથી આ સર્વ જગત વ્યાપ્ત છે, તેને પણ તમારોજ આશ્રય છે,[૧૬] માટે તમે સર્વ સૃષ્ટિનું આશ્રય સ્થાન હોઈ પરમ શ્રેષ્ઠ છો અને બ્રહ્માંડના અંતકાળે માયા પણ તમારામાંજ લય પામે છે,[૧૭] કિંબહુના હે દેવ ! આ સર્વ જગત્ તમેજ વિસ્તાર્યું છે. ત્યારે અનંત સ્વરૂપ એવા જે તમે તેનું વર્ણન કોણ કરી શકશે ?[૧૮]

**वायुर्यमोऽग्निर्वरुणः शशांकः प्रजापतिस्त्वं प्रपितामहश्च ।**
**नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥ ३९ ॥**
**नमः पुरस्तादथ पृष्ठतस्ते नमोऽस्तु ते सर्वत एव सर्व ।**
**अनन्तवीर्यामितविक्रमस्त्वं सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥ ४० ॥**

**શ્લોકાર્થઃ**—વાયુ, યમ, અગ્નિ, વરુણ, ચંદ્ર, કશ્યપાદિ પ્રજાપતિ તથા બ્રહ્મદેવના પિતા પણ તમે જ છો. તમને સહસ્રધા નમસ્કાર હો; અને તમને પુનઃ પુનઃ નમસ્કાર હો. (૩૯) હે સર્વરૂપ પરમેશ્વર! તમને આગળ અને પાછળ સર્વ બાજુએ નમસ્કાર હો. જેનાં બળનો અને પરાક્રમનો પાર નથી, એવા તમે છો. તમે સર્વ જગતને વ્યાપ્ત કરી લીધું છે, માટે તમે સર્વ સ્વરૂપ છો. (૪૦)

**ઓવી અર્થઃ**—જેમાં તમે ન હો એવી આ જગત્‌માં કયી વસ્તુ છે? અને જ્યાં તમે ન હો એવું કયું સ્થાન છે? માટે તમે જ્યાં જ્યાં હો, ત્યાં ત્યાં મારા તમને નમસ્કાર હો.[૧૯] હે શ્રી અનંત! તમે વાયુ છો. શાસન કરનાર જે યમ તે તમે છો. પ્રાણીમાત્રમાં રહેલો જઠરાગ્નિ પણ તમે છો.[૨૦] તમે વરુણ, ચંદ્ર, તથા સૃષ્ટિ નિર્માણ કરનાર બ્રહ્મદેવ છો; અને બ્રહ્મદેવને ઉત્પન્ન કરનાર પણ તમેજ છો.[૨૧] શ્રી જગન્નાથ! આ શિવાય બીજી આપની જે જે વિભૂતિ છે, તે ભલે સાકાર હોય કિંવા નિરાકાર હોય, પરંતુ તેને મારા નમસ્કાર હો.[૨૨] આ પ્રમાણે અર્જુને સપ્રેમ હૃદયે નમસ્કાર કર્યા; અને પુનઃ તે "હે પ્રભો! તમને નમસ્કાર હો, નમસ્કાર હો" એમ બોલવા લાગ્યો. પરંતુ પછી શ્રીકૃષ્ણની મૂર્તિ પ્રતિ બરાબર દ્રષ્ટિ ફેંકી પુનઃ તે "હે પ્રભો! તમને નમસ્કાર હો, નમસ્કાર હો," એમ બોલવા લાગ્યો.[૨૪] એકે એક અવયવ તરફ દ્રષ્ટિ નાંખી ચિત્તમાં સમાધાન પામી તે પુનઃ "હે પ્રભો! તમને નમસ્કાર હો, નમસ્કાર હો" એમ બોલવા લાગ્યો.[૨૬] આ પ્રમાણે શ્રી અનંતમાં અદ્‌ભુત રૂપો આશ્ચર્યથી જોઇને "નમસ્કાર હો, નમસ્કાર હો" એમ તે બોલવા લાગ્યો.[૨૭] આ કરતાં અધિક સ્તુતિ શી કરવી તે પણ સૂઝે નહિ અને સ્વસ્થ પણ બેસી શકાય નહિ, એવી સ્થિતિ અર્જુનની થઇ અને તે પ્રેમભાવથી કેટલી અધિકાધિક સ્તુતિ કરવા લાગ્યો. તે કહી શકાતું નથી.[૨૮] આ પ્રમાણે તેણે હજારોવાર નમસ્કાર કર્યા અને તે પુનઃ શ્રીહરિ પ્રત્યે બોલ્યોઃ-મારી સન્મુખ જે આપ દેખાઓ છો તેને મારા નમસ્કાર હો.[૨૯] દેવને પીઠ અને પેટ છે કે નહિ તેની તપાસ કરવાનું મારે શું કામ છે? તથાપિ હે સ્વામી! મારી પાછળ જે આપ ઉપસ્થિત છો તેને મારા નમસ્કાર હો.[૩૦] તમે મારી પીઠ પાછળ ઉભા છો એમ કહી શકાય છે પરંતુ વસ્તુતઃ તમે જગની પાછળ છો કે આગળ છો તે કાંઈ કહી શકાતું નથી.[૩૧] તમારા ભિન્નભિન્ન અવયવોની ગણત્રી કરી શકાતી નથી; માટે સર્વ સ્વરૂપ જે આપ તેના સર્વાંગને નમસ્કાર હો.[૩૨] હે દેવ! જે તમે અનંત બળના ભંડાર છો, તમે અગણિત પરાક્રમોના કર્તા છો અને સર્વ રૂપમાં સર્વ કાળે સમ છો, તે તમને મારા નમસ્કાર હો.[૩૩] જે પ્રમાણે સર્વ આકાશમાં આકાશમય થઇને આકાશજ રહેલું છે, તે પ્રમાણે સર્વ સ્થળે તમારી વ્યાપ્તિ હોવાથી સર્વમાં તમે છો.[૩૪] કિંબહુના, સર્વત્ર તમેજ કેવળ ભરેલા છો. પરંતુ જે પ્રમાણે ક્ષીરસાગરમાં તરંગો પણ દૂધનાજ આવે છે, તે પ્રમાણે[૩૫] હે દેવ! તમે સર્વ પદાર્થોથી અળગા નથી એવી મને પ્રતીતિ થઈ છે; માટે હવે સર્વત્ર તમેજ ભરેલા છો.[૩૬]

**सखेति मत्वा प्रसभं यदुक्तं हे कृष्ण हे यादव हे सखेति ।**
**अजानता महिमानं तवेदं मया प्रमादात्प्रणयेन वापि ॥ ४१ ॥**

**શ્લોકાર્થઃ—હે પ્રભો ! તમારો આ મહિમા ન જાણતાં હું તમને મિત્ર સમજી હે કૃષ્ણ ! હે યાદવ ! હે સખા ! આવી અમર્યાદાથી અથવા પ્રીતિથી હું જે ઉદ્દામ ભાષણ બોલ્યો. (૪૧).**

**ઓવી અર્થઃ**—પરંતુ હે પ્રભો ! તમારૂં આવું ઐશ્વર્ય છે. એમ મેં લેશ પણ જાણ્યું નહોતું, તેથી હું તમારી સાથે સગપણના સંબંધથી વર્ત્યો હતો.[37] અરેરે ! મારા હાથે ઘણીજ ખરાબ વાત બની કે મેં અમૃતનો ઉપયોગ લીંપવામાં કર્યો અને કામધેનુને આપી દઈને તેને બદલે વાછરડો લીધો.[38] પારસમણિનો ડુંગર હાથ લાગતાં તેને તોડીને ઘરની દિવાલ બનાવી અને કલ્પતરૂને કાપીને તેની ક્ષેત્રની ચોતરફ વાડ બનાવી.[39] ચિંતામણિની ખાણ હાથ લાગી તો તેના પત્થરો ગોફણમાં ઘાલીને તે વડે સૂનાં ઢોરો હાંકી કાઢયાં; તેજ પ્રમાણે તમારી સાથે રહેલા અતિ સ્નેહનો ખરો ઉપયોગ ન કરી લેતાં મેં તમને દૂર કર્યા.[40] આ આજનુંજ પ્રકટ ઉદાહરણ જુઓ કે આ યુદ્ધ કેવડું અને શું કિમ્મતનું કે મેં તમને પરબ્રહ્મને મારા સારથિ બનાવ્યા![41] હે કૃપાસાગર ! દુષ્ટ કૌરવોની પાસે અમે તમને સલાહ કરવાને દોડાવ્યા હતા; આ પ્રમાણે હે જગદીશ્વર ! અમે અમારા કામને માટે તમારો ઉપયોગ કર્યો.[42] તમે યોગીઓનું સમાધિસુખ હોવા છતાં મેં મૂર્ખે તમને ઓળખ્યા નહિ અને તમારી સાથે વિનોદથી ભાષણ કર્યાં.[43]

**यच्चावहासार्थमसत्कृतोऽसि विहारशय्यासनभोजनेषु ।**
**एकोऽथवाप्यच्युत तत्समक्षं तत्क्षामये त्वामहमप्रमेयम् ॥ ४२ ॥**

**શ્લોકાર્થઃ—વળી હે અચ્યુત ખેલતી, ઉંઘતી, બેસતી અને જમતી વખત મેં તમારે મોઢે કિંવા અન્ય લોકોની સમક્ષ મશ્કરીમાં જે તમારૂં અપમાન કર્યું, તે માટે હું તમને અનંત સ્વરૂપને 'ક્ષમા કરો' એવી પ્રાર્થના કરૂં છું. (૪૨).**

**ઓવી અર્થઃ**—તમે વિશ્વના આદિ પુરૂષ છો, તમારી પૂર્વે કોઈ પણ થયું નહોતું. એવા જે તમે તે જે સભામાં બેસતા હતા ત્યાં તમને અમારા સગા ગણીને હું તમારી સાથે વિનોદ-પૂર્વક બોલ્યો હતો.[44] યદા કદાચિત્ તમારે ઘેર આવતો તો તમારી બરોબરનું માન મેળ-વતો હતો અને જો મને બરાબર માન આપવામાં ન આવતું તો સ્નેહ સંબંધને લીધે હું રીસાઇને પાછો આવતો હતો.[45] હે શાર્ઙ્ગપાણિ ! તમે મારા ચરણો પકડીને મને મનાવતા હતા. આ પ્રમાણે જેમ ફાવે તેમ મેં તમારો ઉપમર્દ કર્યો હતો.[46] શાણપણના ઘમંડથી હું તમારી સામે પીઠ કરીને પણ બેઠો છું; પરંતુ, હે શ્રી કૃષ્ણ ! એવી મારી યોગ્યતા છે કે ? પરંતુ મારી ચૂક થઈ.[47] હે દેવ ! તમારી સાથે પટાબાજી પણ ખેલતો હતો; અખાડામાં કુસ્તી પણ કરતો હતો; અને સોગટાં ખેલતી વખત તમારો તિરસ્કાર કરી તમારી સાથે લડયો પણ છું;[48] વળી જે ઉત્તમ વસ્તુ હોય તે મને પ્રથમ આપો એવી માગણી પણ મેં કરી છે; આપ સર્વજ્ઞને યુક્તિની વાતો પણ કહી છે, તેમજ તમે અમારા શું સગા થાઓ છો એવી પૃચ્છા પણ કરી છે.[49] આ રીતે ત્રિભુવનમાં પણ ન સમાય એવા અપરાધ અમારે હાથે થયા છે, પરંતુ આપનાજ ચરણના સોગંદ છે કે, અમે તમોને ન ઓળખવાથી આવું વર્તન તમારી સાથે કર્યું.[50] દેવ ભોજન સમયે પ્રેમભાવે મારૂં સ્મરણ કરતા, પરંતુ હું નિરર્થક રિસાઇ બેસતો;[51] દેવના અંતઃપુરમાં ખેલતાં પણ મારા મનમાં સંકોચ થતો નહોતો, અને શય્યાપર નિકટ જઇનેજ હું નિદ્રા લેતો હતો.[52] હું તમને 'કૃષ્ણ' કહીને હાંક મારતો અને બીજા યાદવોના જેવાજ તમને માનતો હતો અને જ્યારે તમે જવા માંડતા ત્યારે હું સોગંદ ખાઇને તમને પ્રતિરોધ કરતો.[53] અતિ પરિચયને લીધે અનેક વેળા હું તમારા આસનપર બેઠો છું, કિંવા તમારા શબ્દનો અનાદર કર્યો છે.[54] માટે હે અનંત ! આવી

અમર્યાદાની બીજી કેટલીક વાતો તમને કહું ? હું સર્વ અપરાધોનો રાશિજ છું.[૫૫] આ માટે હે પ્રભો ! તમારી સમક્ષ કિંવા પીઠ પાછળ મારે હાથે જેટલી ખરાબ વાતો બની હોય તે સર્વનો માતાની પેઠે પેટમાં સમાવેશ કરો.[૫૬] એકાદ વખત નદીનું પાણી મેલું થઇને સમુદ્રમાં જાય તો તેનો અંગીકાર કર્યા શિવાય સમુદ્રને બીજો ઉપાય રહેતો નથી;[૫૭] તે પ્રમાણે પ્રીતિથી કહો અથવા ભુલથી કહો; પરંતુ મેં તમારી વિરૂદ્ધ જે જે ભાષણો કર્યાં છે, તે તે હે મુકુંદ ! ઉદરમાં સમાવિષ્ટ કરો.[૫૮] હે દેવ ! તમારી સહનશક્તિથી આ પૃથ્વી પ્રાણીમાત્રનો ભાર સહન કરવાને શક્તિવાન થઇ છે, માટે હે પુરૂષોત્તમ ! તમારી જેટલી પ્રાર્થના કરીએ એટલી થોડી છે.[૫૯] માટે હવે હે અતકર્ય કૃષ્ણ ! તમારો બોલાવ્યો હું તમારે શરણે આવ્યો છું; માટે મારા સર્વ અપરાધોની ક્ષમા આપો.[૬૦]

**पितासि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।**
**न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो लोकत्रयेऽप्यप्रतिमप्रभावः ॥ ४३ ॥**

**શ્લોકાર્થઃ—હે દેવ ! જેનું સામાર્થ્ય અનુપમ છે એવા તમે આ ચરાચર જગત્‌ના ઉત્પાદક તથા અતિ શ્રેષ્ઠ અને પૂજ્ય એવા ગુરૂ છો. તમારા સમાન આ ત્રૈલોક્યમાં અન્ય કોઇ નથી; તો પછી તમારાથી અધિક તો ક્યાંથીજ હોય ? (૪૩).**

**ઓવી અર્થઃ**—હે શ્રી કૃષ્ણ ! હવે મેં તમારો મહિમા યથાર્થ જાણ્યો. હે દેવ ! તમે આ ચરાચરનું ઉત્પત્તિસ્થાન છો.[૬૧] તમે વિષ્ણુ, શંકરાદિ સર્વ દેવોના પરમ દૈવત છો; અને જેને વેદ ભણાવવામાં આવ્યા છે, તે બ્રહ્મદેવના પણ મૂળ ગુરૂ તમેજ છો.[૬૨] હે શ્રી રામ ! તમે ગંભીર છો અને સર્વ ભૂતો પ્રત્યે તમારી સમદૃષ્ટિ છે. તમે સર્વ ગુણોમાં અપ્રતિમ અને અદ્વિતીય છો.[૬૩] તમારી બરોબરીનો બીજો કોઇ નથી, એનું પ્રતિપાદન તે વળી શું કરવું ? કારણ કે તમે જે આકાશ ઉત્પન્ન કર્યું છે, તેમાં સર્વ જગત્‌નો સમાવેશ થાય છે.[૬૪] આવા જે તમે તેની બરોબરીનો બીજો કોઈ છે, એ બોલવું લજ્જાસ્પદ છે. તમારાથી બીજો કોઈ અધિક છે, એમ વાતજ કરી શકાય એમ નથી.[૬૫] માટે સર્વ ત્રિભુવનમાં તમે એકજ હોઇ, તમારી બરોબરીનો કિંવા તમારાથી અધિક બીજો કોઇ નથી; તમારો મહિમા અગાધ છે અને તેનું વર્ણન કરવાને અમે અસમર્થ છીએ.[૬૬].

**तस्मात्प्रणम्य प्रणिधाय कायं प्रसादये त्वामहमीशमीड्यम् ।**
**पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥ ४४ ॥**

**શ્લોકાર્થઃ—માટે હે દેવ ! સાષ્ટાંગ નમસ્કાર કરી, સ્તુત્ય અને સમર્થ એવા તમને પ્રસન્ન થવા માટે હું પ્રાર્થના કરૂં છું; જે પ્રમાણે પિતા પુત્રના અપરાધ, મિત્ર મિત્રના અપરાધ અને પુરૂષ પોતાની પ્રિયાના અપરાધ સહન કરે છે, તે પ્રમાણે તમે મારા અપરાધ સહન કરવાને યોગ્ય છો. (૪૪).**

**ઓવી અર્થઃ**—આ પ્રમાણે બોલી અર્જુને ભગવાનને સાષ્ટાંગ નમસ્કાર કર્યા અને આ વખતે તેને અષ્ટ સાત્વિક ભાવ ઉત્પન્ન થયા.[૬૭] પછી તે ગદ્‌ગદ્ થઇને કહેવા લાગ્યોઃ—પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ, અને મને અપરાધરૂપી સમુદ્રમાંથી બહાર કાઢો.[૬૮] તમે અમારા સગા છો એમ સમજીને આપ વિશ્વસુહૃદને મેં કદિ માન આપ્યું નહોતું અને કોઇ એમ કહેતું કે તમે સર્વ વિશ્વના ઈશ્વર છો તો ઉલટો હું આશ્ચર્ય પામતો હતો ![૬૯] તમારૂં વર્ણન કરવાને અમે યોગ્ય હોવા છતાં પણ, સભામાં તમે પ્રેમથી મારૂં જેમ જેમ વર્ણન કરતા હતા તેમ તેમ હું કોપિત થઇને અધિક અધિક બડબડ કરતો હતો.[૭૦] હે મુકુંદ ! મારા હાથથી આવા

જે અપરાધ થયા છે તે અમર્યાદ છે માટે તે અપરાધોમાંથી મારૂં રક્ષણ કરો.[૭૧] અહો ! આ પ્રકારે તમારી પ્રાર્થના કરવાની યોગ્યતા પણ મારામાં નથી; પરંતુ નાનાં બાળકો જે પ્રમાણે પિતાની સાથે લાડથી બોલે છે,[૭૨] તે પ્રમાણે હું કહું છું કે, હે પ્રભો ! પુત્રના હાથે પુષ્કળ અપરાધ થયા હોય તો પણ પિતા દ્વૈતભાવ છોડી જેમ તેને સહન કરે છે, તે પ્રમાણે મારા સર્વ અપરાધો આપ સહન કરો.[૭૩] હે દેવ ! મિત્રની ઉદ્ધતાઈ જે પ્રમાણે મિત્ર શાંતિથી સહન કરે છે, તે પ્રમાણે મારા અપરાધ તમે સહન કરો.[૭૪] જે પ્રમાણે પોતાના પ્રિય મિત્ર પાસે સન્માન મેળવવાની કોઇ અપેક્ષા કરતો નથી, તે પ્રમાણે રાજસૂય યજ્ઞમાં તમે એંઠવાડ કાઢયો હતો તે માટે ક્ષમા કરો.[૭૫] કિંવા પોતાના જીવજાન સ્નેહીનો મેળાપ થતાં અનુભવેલાં સંકટો તેને કહેવાને કદિ પણ સંકોચ થતો નથી;[૭૬] અથવા જેણે પોતાનાં તન, મન અને આત્મા સુદ્ધાં મનોભાવથી પોતાના પતિને અર્પણ કર્યા છે એવી પ્રતિવ્રતા સ્ત્રી પોતાના પતિને મળતાં જે પ્રમાણે પોતાના મનની વાત તેને કહ્યા શિવાય રહી શકતી નથી,[૭૭] તે પ્રમાણે હે પ્રભો ! મારા અપરાધો ક્ષમા કરવા માટે મેં તમને વિનંતિ કરી, પરંતુ એક બીજી વાત પૂછવી એવી મને ઉત્કંઠા થઇ છે.[૭૮].

**अदृष्टपूर्वं हृषितोस्मि दृष्ट्वा भयेन च प्रव्यथितं मनो मे ।**
**तदेव मे दर्शय देव रूपं प्रसीद देवेश जगन्निवास ॥ ४५ ॥**

**શ્લોકાર્થઃ—હે દેવાધિદેવ ! હે જગન્નિવાસ ! પૂર્વે કદિ ન જોયેલા આપના વિશ્વરૂપને જોઇને મને હર્ષ થયો છે; અને ભયથી મારૂં મન અતિ વ્યાકુળ થયું છે. એટલા માટે હે દેવ ! પ્રસન્ન થાઓ અને આપનું તે પૂર્વ રૂપ મને બતાવો. ( ૪૫ ).**

**ઓવી અર્થઃ**—હે શ્રીકૃષ્ણ ! તમારી સાથે મૈત્રી કરીને 'મને વિશ્વરૂપ બતાવો' એવો આગ્રહ મેં સેવ્યો હતો, તે અત્યંત દયાળુતાથી તમે પરિતૃપ્ત કર્યો.[૭૯] આંગણામાં કલ્પતરૂ વાવવાની અને કામધેનુનાં વાછરડાં રમાડવા દેવાની મારી હોંસ તમે પુરી કરી;[૮૦] મને રમવાને માટે પાસાને બદલે નક્ષત્રો અને દડાને બદલે ચંદ્ર મેળવવાની આકાંક્ષા હતી તે તમે માતાની પેઠે પૂર્ણ કરી છે.[૮૧] જે અમૃત થોડું સરખું મેળવવાને પણ શ્રમ પડે છે તેની તમે પુરા ચાર મહિના સુધી વૃષ્ટિ કરી; અને ઉત્તમ રીતે જમીન તૈયાર કરીને તેના પ્રત્યેક ભાગમાં ચિંતામણિ વાવ્યા.[૮૨] આ પ્રમાણે હે પ્રભો ! આપે મને સર્વ વસ્તુ આપીને મારા લાડકોડ પુરા કરવાથી હું કૃતકૃત્ય થયો છું; જે વિશ્વરૂપ તમે મને પ્રત્યક્ષ બતાવ્યું તેની વાત સુદ્ધાં શંકર તથા બ્રહ્મદેવે કાને સાંભળી નથી;[૮૩] તો પછી તેને તેમણે દ્રષ્ટિથી તો ક્યાંથીજ જોયું હોય ! ઉપનિષદને પણ જેનો ભેટો થયો નથી, એવું આપનું આંતર રૂપ આપે મને પ્રકટ કરીને પ્રત્યક્ષ બતાવ્યું.[૮૪] કલ્પના આદિથી આ ક્ષણ પર્યંતમાં મારા જેટલા જન્મો થઈ ગયા છે.[૮૫] તે સર્વ જન્મોમાંના પ્રત્યેક જન્મની તપાસ કરી તો આ રૂપની વાત કદિ પણ સાંભળી હોય કિંવા દ્રષ્ટિથી જોઈ હોય એમ જણાતું નથી.[૮૬] આ વિશ્વરૂપના આંગણાંમાં સુદ્ધાં બુદ્ધિની કલ્પના પહોંચી નથી, તો પછી અંતઃકરણમાં તો તેની સ્મૃતિ હોયજ ક્યાંથી ?[૮૭] આવી સ્થિતિમાં તે વિશ્વરૂપ નજરે જોઇ શકાવાની તો વાતજ શી કરવી ? કિંબહુના, આવી વાત પૂર્વે કદિ સાંભળી પણ નહોતી અને જોઇ પણ નહોતી.[૮૮] હે દેવ ! તમે તમારૂં વિશ્વરૂપ મને બતાવવાથી મારૂં મન ચકિત થઈ ગયું છે ![૮૯] પરંતુ હમણાં એક એવી ઇચ્છા મનમાં ઉત્પન્ન થઈ છે કે તમારી સાથે વાર્ત્તાલાપ કરી તમારા સ્નેહનો ઉપભોગ લેવો અને તમને આલિંગન દેવું.[૯૦] આવી સ્થિતિમાંજ તે કાર્ય કરવાની ઇચ્છા થતાં તમારા ક્યા મુખની સાથે વાર્ત્તાલાપ કરવો ? અને

કોને આલિંગન દેવું? કારણકે, તમારાં રૂપનો તો પાર નથી.[૯૧] માટે જે પ્રમાણે પવન સાથે દોડવું કિંવા ગગનને આલિંગન આપવું બની શકતું નથી, તેજ પ્રમાણે સમુદ્રમાં જળક્રીડા શી રીતે કરી શકાશે?[૯૨] એટલા માટે હે દેવ! આ વિશ્વરૂપનો મને ભય લાગે છે; માટે એને આટોપી લો, એટલીજ મારી ઉત્કંઠા છે તે પૂર્ણ કરો.[૯૩] જે પ્રમાણે કૌતુકથી ચરાચરનું અવલોકન કરીને પણ ઘેરજ રહેવાનું મન થાય છે, તે પ્રમાણે તમારૂં ચતુર્ભુજ રૂપજ અમારૂં વિશ્રાંતિ-સ્થાન છે.[૯૪] અમે સર્વ યોગનો અભ્યાસ કર્યો, પરંતુ તેથી અમને એનુંજ દર્શન થયું છે; અને શાસ્ત્રોનો વિચાર કરતાં પણ તેજ સ્વરૂપનો સિદ્ધાંત પ્રતિપાદિત થાય છે.[૯૫] અમે સર્વ યજ્ઞો કર્યા. તો તેની ફલપ્રાપ્તિમાં એજ રૂપ છે; અને એજ રૂપને માટે સર્વ તીર્થો કરવાં પડે છે.[૯૬] એ શિવાય પણ જે જે પુણ્યદાન અમે કરીએ છીએ તેની ફળપ્રાપ્તિ તમારૂં ચતુર્ભુજ રૂપજ છે.[૯૭] આ પ્રમાણે તે ચતુર્ભુજ રૂપ પ્રત્યે જીવને પ્રેમ ઉત્પન્ન થયો છે. અને તે જોવાને માટે મને તીવ્ર ઉત્કંઠા ઉદ્ભવી છે. માટે મારી એ ઉત્કંઠા સત્વર પરિપૂર્ણ કરો.[૯૮] અહો! અન્ય પ્રાણીઓના મનની વાત જાણનાર જગન્નિવાસ! પરમપૂજ્ય દેવાધિદેવ! પ્રસન્ન થાઓ![૯૯]

**किरीटिनं गदिनं चक्रहस्तमिच्छामि त्वां द्रष्टुमहं तथैव।**
**तेनैव रूपेण चतुर्भुजेन सहस्रबाहो भव विश्वमूर्ते॥ ४६॥**

**શ્લોકાર્થઃ**—હે સહસ્ર બાહો વિશ્વમૂર્તે! મસ્તકે મુકુટ અને હસ્તમાં ગદા તથા ચક્ર ધારણ કર્યા હોય એવી તમારી મૂર્તિ જોવાની મારી ઈચ્છા છે; માટે તેજ ચતુર્ભુજ રૂપથી યુક્ત તમે થાઓ. (૪૬).

**ઓવી અર્થઃ**—હે દેવ! તમારાં અંગની કાંતિનું ક્યાં સુધી વર્ણન કરવું? જેના યોગથી નીલકમળમાં તથા આકાશમાં પણ નીલતા આવે છે અને જેની સમક્ષ ઇંદ્રનીલ મણિનું તેજ પણ ઝાંખું પડી જાય છે;[૧૦૦] જે પ્રમાણે મરકતમણિમાં સૌગંધ્ય આવે કિંવા આનંદને હાથ ફુટે, તે પ્રમાણે પ્રભુનાં ઘુંટણથી મદનને શોભા પ્રાપ્ત થાય છે.[૧] પ્રભુએ મસ્તકપર ધારણ કરેલા મુકુટને મસ્તકનાં સૌંદર્યથી વિશેષ શોભા પ્રાપ્ત થાય છે અને અંગની પ્રભાથી શૃંગારને શોભા મળે છે;[૨] પ્રભુએ ગળામાં ધારણ કરેલી વૈજયન્તી માળા ઇંદ્રધનુષ્યના મધ્ય ભાગમાં આકાશના મેઘ પ્રમાણે શોભે છે;[૩] હમણાં રાક્ષસોને પણ મોક્ષપદ આપનારી પ્રભુના હાથમાંની ઉદાર ગદા તથા હસ્તમાંનું ચક્ર, એ કેટલાં સૌમ્ય દેખાય છે![૪] માટે હે પ્રભો! આવી તમારી સર્વ શોભા જોવાને હું ઉત્સુક છું; માટે તે રૂપ આપ ધારણ કરો.[૫] વિશ્વરૂપનું દર્શન કરવાની મારી ઉત્કંઠા શમી, મારાં નેત્રો પરિતૃપ્ત થયાં છે અને તે હવે કૃષ્ણમૂર્તિ જોવાને ભુખ્યાં થયાં છે.[૬] આપના સુંદર કૃષ્ણ સ્વરૂપને જોવા શિવાય અન્ય કોઇ ઇચ્છાજ નથી. તે જો દ્રષ્ટિગોચર ન થાય તો તેના કરતાં વિશ્વરૂપની કિમ્મત પણ ઓછીજ સમજું છું.[૭] અમને તમારી મૂર્તિ શિવાય ભુક્તિ અને મુક્તિ આપનાર અન્ય કોઇ પણ વસ્તુ નથી; માટે હવે આ વિશ્વરૂપ સંકોચી લઇ ચતુર્ભુજનું મોહિનીરૂપ ધારણ કરો.[૮]

**श्रीभगवानुवाच। मया प्रसन्नेन तवार्जुनेदं रूपं परं दर्शितमात्मयोगात्।**
**तेजोमयं विश्वमनन्तमाद्यं यन्मे त्वदन्येन न दृष्टपूर्वम्॥ ४७॥**

**શ્લોકાર્થઃ**—શ્રી ભગવાન બોલ્યાઃ-હે અર્જુન! તારા શિવાય અન્ય કોઇએ પણ દીઠું નથી એવું મારૂં દિવ્ય, સર્વ વ્યાપક, અપાર, સર્વનાં મૂળરૂપ અને ઉત્કૃષ્ટ રૂપ મેં પ્રસન્ન થઇ મારા યોગસામર્થ્યથી તને દેખાડ્યું. (૪૭)

**ઓવી અર્થઃ**—આ પ્રમાણે અર્જુનનું બોલવું સાંભળી શ્રીકૃષ્ણને મહદ્ આશ્ચર્ય લાગ્યું

અને તેઓ બોલ્યા-તારા જેવો અવિચારી મનુષ્ય મેં જોયો નથી.[૯] અરે! તને આ ઉત્તમ લાભ થયો છે, તેથી સંતોષ ન પામતાં, ભીતિથી દુરાગ્રહી માણસની પેઠે શા માટે બોલે છે?[૧૦] હું કોઇ પણ મનુષ્યપર પ્રસન્ન થાઉં છું તો બાહ્ય રીતેજ થાઉં છું, અંતરથી કોઇનાપર પણ પ્રસન્ન થતો નથી.[૧૧] અંતઃકરણપૂર્વક પ્રસન્નતા ફક્ત તારે માટેજ હોવાથી જીવોના સમુહને સંચિત કરીને મેં આટલું બધું ધ્યાન તૈયાર કર્યું.[૧૨] મારૂં મન તારી પ્રેમભક્તિથી આટલું બધું ઘેલું શામાટે બની ગયું તેની મને સમજ પડતી નથી; માટે મારૂં જે પરમ ગુહ્ય વિશ્વરૂપ તેનો જગતમાં ધ્વજ ઉભો કર્યો.[૧૩] એ મારૂં અખંડ અને અનાદિ સ્વરૂપ હોઇ, એમાંથી કૃષ્ણાદિક અવતાર ઉત્પન્ન થાય છે.[૧૪] એ સ્વરૂપ કેવળ જ્ઞાનતેજથી ભરેલું વિશ્વવ્યાપક, અનંત અને દ્રઢ હોઇ, સર્વ વસ્તુના પ્રારંભકાળનું છે.[૧૫] હે અર્જુન! તારા શિવાય અન્ય કોઇએ એ વિષે સાંભળ્યું પણ નથી અને કોઇએ એને નજરે જોયું પણ નથી. કારણ કે એ સાધનથી પ્રાપ્ત થઇ શકે એવું નથી.[૧૬]

**न वेदयज्ञाध्ययनैर्न दानैर्न च क्रियाभिर्न तपोभिरुग्रैः ।**
**एवंरूपः शक्य अहं नृलोके द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ॥ ४८ ॥**

**શ્લોકાર્થઃ**—હે કુરૂશ્રેષ્ઠ! આ મૃત્યુલોકમાં તારા શિવાય કોઇને પણ આ પ્રકારનું મારૂં વિશ્વરૂપ વેદાધ્યયનથી, યજ્ઞાચરણથી, દાનથી, કર્માચરણથી, તેમજ ઉગ્ર તપશ્ચરણથી પણ દ્રષ્ટિગોચર થવું શક્ય નથી. (૪૮)

**ઓવી અર્થઃ**—આ સ્વરૂપની નિકટ આવતાંજ વેદોએ મૌન્ય ધારણ કર્યું; યજ્ઞ કરનારાઓ સ્વર્ગ પર્યંત જઇ પાછા વળ્યા;[૧૭] સાધકોએ યોગાભ્યાસ કરવામાં શ્રમ પડે છે એમ જાણી યોગાભ્યાસજ છોડી દીધો; અને અધ્યયન કરનારા પણ આ સ્વરૂપ પર્યંત સુલભતાથી આવી શકતા નથી.[૧૮] પૂર્ણત્વને પ્રાપ્ત થયેલાં નિત્ય નૈમિત્તિક કર્મો પોતાના મહત્ત્વના ભ્રમથી દોડાદોડ કરે તોયે તે મહાશ્રમથી સત્યલોક પર્યંત આવી શકે છે;[૧૯] તપસ્વીઓએ એનું ઐશ્વર્ય જોઇ ઉભાં ઉભાંજ પોતાનું ઉગ્રપણું છોડી દીધું; આ પ્રમાણે તપ સાધન કરનાર પણ એથી દૂર રહ્યા;[૨૦] આવું જે વિશ્વરૂપ તે જેવી રીતે તારી દ્રષ્ટિએ પડયું તેવી રીતે આ મનુષ્ય લોકમાં કોઇને પણ દૃગ્ગોચર થયું નથી.[૨૧] આજે આ જગમાં ધ્યાન સંપત્તિને યોગ્ય એવો તું એકજ માણસ છે. બ્રહ્મદેવના નશીબમાં પણ આ વિશ્વરૂપ દર્શનનો લાભ નથી.[૨૨]

**मा ते व्यथा मा च विमूढभावो दृष्ट्वा रूपं घोरमीदृङ्ममेदम् ।**
**व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वं तदेव मे रूपमिदं प्रपश्य ॥ ४९ ॥**

**શ્લોકાર્થઃ**—હે અર્જુન! આ મારૂં આવું ઘોર રૂપ જોઈ તું ડરીશ મા; અને ગોટાળામાં પણ પડીશ નહિ. ભયનો પરિત્યાગ કરી સંતુષ્ટ મનથી, મારૂં અપૂર્વ રૂપ પુનઃ બરાબર રીતે જો. (૪૯).

**ઓવી અર્થઃ**—માટે વિશ્વરૂપ દર્શનના લાભથી આજે તારૂં જીવન સફળ થયું છે. બાપુ રે! આનો ભય ધારણ કરીશ નહિ અને એના શિવાય અન્ય કોઇ વસ્તુ સારી છે એવો વિચાર સુદ્ધાં મનમાં આણીશ નહિ.[૨૩] અરે! અમૃતથી ભરેલો સમુદ્ર જો અકસ્માત પ્રાપ્ત થાય તો તેમાં ડુબી મરવાના ભયથી કોઇ તેનો ત્યાગ કરશે કે?[૨૪] કિંવા સુવર્ણનો ડુંગર દૃષ્ટિએ પડતાં, આવડો મોટો ડુંગર શી રીતે લઇ શકાશે એમ ધારી કોઇ તેને છોડી દેશે કે?[૨૫] દૈવયોગે ચિંતામણિ પ્રાપ્ત થતાં, તેને અંગપર ધારણ કરવાનું છોડી, બોજો થશે એમ જાણી કોઈ તેને ફેંકી દેશે કે? તેજ પ્રમાણે કામધેનુ પ્રાપ્ત થતાં, આપણાથી તેનું પોષણ થઇ શકશે

નહિ એમ ધારી કોઇ તેને ત્યજશે કે ?[૨૬] શિત ઉત્પન્ન કરનાર ચંદ્ર ઘેર આવે તો તે ઉષ્ણુતાનો ઉદ્ભવ કરે છે એમ કહી કોઇ તેને બહાર કાઢી મૂકશે કે ? 'તું છાયો પાડે છે માટે દૂર જા' એમ કોઈ સૂર્યને કહેશે કે ?[૨૭] તેજ પ્રમાણે આ વિશ્વરૂપનું ઐશ્વર્ય આજે તારા હાથમાં સહજ આવ્યું છે, છતાં તારા અંગમાં આવો ગભરાટ શા માટે ઉત્પન્ન થાય છે ?[૨૮] પણ અર્જુન ! તું સર્વથૈવ મૂઢ હોવાથી કાંઇ સમજતો નથી. તને શું કહેવું ? અરે ! તું અંગને છોડીને પ્રતિચ્છાયાને આલિંગન દે છે ![૨૯] તું અધીરો બની અહીંઆંના સાકાર ચતુર્ભુજ રૂપપર પ્રીતિ કરે છે, પરંતુ તે મારૂં ખરૂં સ્વરૂપ નથી.[૩૦] માટે હે પાર્થ ! હજી પણ ચતુર્ભુજરૂપની આસ્થા છોડ અને મારા વિશ્વરૂપ પ્રતિ અનાસ્થા ધરીશ માં.[૩૧] એ રૂપ યદ્યપિ ભયંકર અને વિસ્તૃત છે, તોપણ તેમાં તું સંપૂર્ણ શ્રદ્ધા રાખ.[૩૨] જે પ્રમાણે કૃપણ પોતાનું મન દ્રવ્યભંડારમાં રાખી માત્ર શરીરથી જગતના વ્યવહાર કરે છે,[૩૩] કિંવા માળામાં રહેલાં પાંખ ફુટયા વિનાનાં પોતાનાં બચ્ચાંમાં જીવ રાખી પક્ષિણી જે પ્રમાણે ભ્રમણ કરે છે,[૩૪] અથવા ગાય ડુંગરપર ચરે છે તોપણ તેનો જીવ જે પ્રમાણે ઘેર બાંધેલાં પોતાનાં વાછરડામાં હોય છે, તે પ્રમાણે તારો પ્રેમ મારા વિશ્વરૂપમાં કાયમ રાખ.[૩૫] બાકી, મનના સમાધાનને માટે ઉપર ઉપરથી મારી ચતુર્ભુજ મૂર્તિનું ધ્યાન ધર.[૩૬] પરંતુ હે પાંડવ ! વારંવાર આ મારાં વાકયો સ્મરણમાં રાખ; અને આ મારા સ્વરૂપથી તું તારો ભાવ અન્ય સ્થળે જવા દઇશ નહિ.[૩૭] એ તેં પૂર્વે કદિ જોયું નહોતું, તેથી તને ભીતિ ઉત્પન્ન થઇ છે, તે છોડી દે.[૩૮] પછી વિશ્વરૂપ ધારણ કરનાર શ્રી કૃષ્ણ ભગવાન બોલ્યાઃ–હે અર્જુન ! તારા કહેવા પ્રમાણે હું હવે મારૂં પૂર્વનું ચતુર્ભુજરૂપ ધારણ કરૂં છું, તે તું સુખેથી જો.[૩૯]

**संजय उवाच। इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा स्वकं रूपं दर्शयामास भूयः।**
**आश्वासयामास च भीतमेनं भूत्वा पुनः सौम्यवपुर्महात्मा॥५०॥**

**શ્લોકાર્થઃ**—સંજય બોલ્યોઃ-ભગવાન વાસુદેવે આ પ્રમાણે ભાષણ કરી પુનઃ પોતાનું રૂપ અર્જુનને બતાવ્યું; અને સૌમ્યરૂપ થઇ ભીતિ પામેલા અર્જુનને પુનઃ ધૈર્ય આપ્યું. (૫૦).

**ઓવી અર્થઃ**—આટલાં વાકયો બોલી દેવે પુનઃ તરતજ મનુષ્યરૂપ ધારણ કર્યું. ભગવાને મનુષ્યરૂપ ધારણ કર્યું તેથી આશ્ચર્ય પામવાનું જરા પણ પ્રયોજન નથી; એ તો દેવના ભકતોપરના પ્રેમનો પ્રભાવ છે ![૪૦] શ્રીકૃષ્ણ એ કેવળ પરબ્રહ્મ હતા અને વળી તેમણે વિશ્વરૂપ સમાન પોતાનું સર્વસ્વ અર્જુનના હાથમાં આપ્યું. પરંતુ તેને ગમ્યું નહિ.[૪૧] અમુક વસ્તુને પ્રથમ માગી લઇને પછી તેને ફેંકી દેવી અથવા રત્નમાં દૂષણ બતાવવું, અથવા એકાદ કન્યાને જોયા પછી 'મને એ ગમતી નથી' એમ કહેવું એવો પ્રકાર આ થયો છે.[૪૨] શ્રીકૃષ્ણે અર્જુનને પોતાનો જે ઉત્તમ અંશ એવું વિશ્વરૂપ તે બતાવ્યું, એના કરતાં તેનાપર વધુ પ્રીતિ તે શી હોઇ શકે ?[૪૩] સુવર્ણની લગડી ભાંગીને તેના મનગમતા દાગીના બનાવ્યા પછી તે જો મનને પસંદ ન પડે તો જેમ તેની પુનઃ લગડી બનાવવામાં આવે,[૪૪] તે પ્રમાણે પ્રથમ કૃષ્ણ રૂપ હતું તેનું, અર્જુનના પ્રેમને માટે પ્રથમ વિશ્વરૂપ કરવામાં આવ્યું, પરંતુ તે તેના મનને રૂચ્યું નહિ; માટે પુનઃ કૃષ્ણરૂપ થયું.[૪૫] આ પ્રકારે શિષ્યની હઠ સહન કરનાર ગુરૂ કોઇ પણ દેશમાં જોવામાં આવ્યો છે કે ? આ પરથી દેવ ભક્તપર કેટલી પ્રીતિ રાખે છે તેનું વર્ણન પણ થઇ શકતું નથી; એમ સંજય બોલ્યો.[૪૬] ભગવાને વિશ્વને વ્યાપી વિશ્વરૂપનું જે દિવ્ય તેજ પ્રકટ કર્યું હતું, તેનો પુનઃ તેજ કૃષ્ણરૂપમાં સમાવેશ કરવામાં આવ્યો.[૪૭] જે પ્રમાણે પરમાત્મ સ્વરૂપમાં સર્વ જીવસ્વરૂપનો સમાવેશ થાય છે, અથવા બીજમાં વૃક્ષાકાર સંચિત હોય છે,[૪૮] કિંવા સ્વપ્નનો વિચાર જાગૃતાવસ્થામાં નષ્ટ થાય છે, તે પ્રમાણે શ્રીકૃષ્ણે ચતુર્ભુજ મૂર્તિ ધારણ કરી વિશ્વરૂપનો

યોગ નષ્ટ કર્યો.[૪૯] જે પ્રમાણે સૂર્યની પ્રભા સૂર્યમાંજ લય પામે છે, અથવા મેઘ આકાશમાંજ લય પામે છે, કિંવા સમુદ્રની ભરતીને સમુદ્રજ જેરવે છે; તે પ્રમાણે શ્રીકૃષ્ણે પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કર્યું.[૫૦] અર્જુનની રૂચિને માટે કૃષ્ણરૂપ આકૃતિમાં જે વિશ્વરૂપ વસ્ત્રની ગડી હતી, તે ઉઘાડીને બતાવવામાં આવી,[૫૧] પરંતુ તે વસ્ત્રની લંબાઇ પનો અને રંગ બરાબર રીતે જોયા પછી, અર્જુનરૂપી ગ્રાહકને તે વસ્ત્ર લેવાપર પ્રીતિ ન હોવાથી પુનઃ તેની ગડી વાળી દેવામાં આવી.[૫૨] આ પ્રમાણે વિશ્વરૂપની અતિ વૃદ્ધિ થવાથી સર્વ જગત તેથી વ્યાપ્ત થઈ ગયું હતું; પરંતુ હવે તેજ રૂપ મોહક ચતુર્ભુજ સ્વરૂપ બની ગયું.[૫૩] કિંબહુના, અનંતેજ પુનઃ સૂક્ષ્મ સ્વરૂપ ધારણ કરીને સર્વથા ડરી ગયેલા અર્જુનને આશ્વાસન આપ્યું.[૫૪] એકાદ મનુષ્ય સ્વપ્નમાં સ્વર્ગે જઇ, એકાએક જાગૃત થવાથી ચકિત થાય છે, તે પ્રમાણે અર્જુન ચકિત થયો;[૫૫] કિંવા ગુરૂકૃપા થતાં વેંતજ સર્વ પ્રપંચજ્ઞાન લય પામી જેમ પરમાત્મસાક્ષાત્કાર થાય છે. તે પ્રમાણે શ્રીકૃષ્ણને જોવાથી અર્જુનની સ્થિતિ થઇ.[૫૬] અર્જુનના મનને એમ લાગ્યું કે આ ચતુર્ભુજ મૂર્તિની આડે જે વિશ્વરૂપનો પડદો હતો, તે નષ્ટ થયો એ વાત અતિ ઉત્તમ બની.[૫૭] જે પ્રમાણે કાળને જીતવામાં આવે, કિંવા ભયંકર પવનમાંથી મુક્તિ મળે, અથવા સાતે સમુદ્ર પોતાના હાથે તરી ગયા પછી[૫૮] જે પ્રમાણે આનંદનો ઉદ્દ્ભવ થાય છે, તે પ્રમાણે વિશ્વરૂપ જોયા પછી શ્રીકૃષ્ણરૂપ જોતાં અર્જુનના ચિત્તમાં અતિ સંતોષ થયો.[૫૯] પછી સૂર્યાસ્ત થયા પછી જે પ્રમાણે આકાશમાં ચંદ્રકિરણો પુનઃ પ્રકાશવા લાગે છે, તે પ્રમાણે વિશ્વરૂપ નષ્ટ થયા પછી અર્જુનને સર્વ લોકસમુદાય સહવર્તમાન પૃથ્વી દ્રષ્ટિગોચર થઈ.[૬૦] અને તે જોવા લાગ્યો તો તેજ કુરુક્ષેત્ર માલૂમ પડયું તથા પોતાના અને શત્રુના સૈન્યમાં સર્વ ગોત્રજો છે, તથા તેઓ એક બીજાપર શસ્ત્રાસ્ત્રની વૃષ્ટિ કરે છે,[૬૧] તથા તેમણે મારેલાં બાણોના જામી ગયેલા મંડપની નીચે પોતાનો રથ તેજ સ્થળે ઉભો છે અને ભગવાન લક્ષ્મીપતિ ધુસરીપર બેઠા છે અને પોતે રથની નીચે ઉભો છે એવું દ્રશ્ય તેની નજરે પડયું.[૬૨]

**अर्जुन उवाच। दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन ।**
**इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः ॥ ५१ ॥**

**શ્લોકાર્થ**:—અર્જુન બોલ્યો:-હે જનાર્દન! આ તમારૂં સૌમ્ય માનવરૂપ જોઇ હવે હું સાવધ થયો છું અને હું પૂર્વવત્ સ્વસ્થ થયો છું. (૫૧)

**ઓવી અર્થ**:—આ પ્રમાણે વીરશ્રેષ્ઠ અર્જુનના માગવા પ્રમાણે પ્રભુએ પોતાનું પૂર્વ સ્વરૂપ ધારણ કર્યું અને તેને જોઇને અર્જુન બોલ્યો:-હે મહારાજ! ખરેખર હવે હું બચ્યો છું એમ મને લાગે છે.[૬૩] જ્ઞાન બુદ્ધિને છોડીને ભીતિથી અરણ્યમાં જતું રહ્યું હતું, અહંકાર સહિત મન પલાયન કરી ગયું હતું,[૬૪] ઇંદ્રિયોના વ્યાપાર બંધ પડયા હતા, વાચા બોલવું વિસરી ગઇ હતી, અને આ પ્રમાણે શરીરરૂપી ગ્રામમાં અવ્યવસ્થા ચાલી રહી હતી;[૬૫] આ સર્વ અવ્યવસ્થાનો નાશ કરી ઇંદ્રિયો પોતપોતાના વ્યાપાર કરવા લાગી છે એટલે કે શ્રીકૃષ્ણ મૂર્તિનાં દર્શનથી 'હું હવે ખરેખર બચ્યો છું' એમ તેને લાગ્યું.[૬૬] આ પ્રમાણે અંતરમાં સુખ પામી અર્જુન શ્રી કૃષ્ણ પ્રતિ બોલ્યો:-હે દેવ! તમે જે આ મનુષ્યરૂપ ધારણ કર્યું છે તે જોઇને મેં મારી આંખો સંપૂર્ણ રીતે પરિતૃપ્ત કરી છે.[૬૭] હે દેવરાયા! આપે આ રૂપનું દર્શન મને કરાવ્યું એ દોષ માત્ર છોકરાને સમજાવીને માતાએ સ્તનપાન કરાવવા જેવું છે.[૬૮] વિશ્વરૂપ સમુદ્રમાં જે હું હાથોવડે તરંગોનું પાણી કાપતો હતો તે હું હવે આપના આ ચતુર્ભુજ મૂર્તિરૂપી તીરપર આવી પહોંચ્યો છું.[૬૯] હે દ્વારકાવાસી વીરશ્રેષ્ઠ! આપે મને માત્ર દર્શન આપ્યું છે એટલુંજ નહિ, પરંતુ મારા જેવા શુષ્ક થઈ ગયેલા વૃક્ષપર મેઘવૃષ્ટિ કરી છે.[૭૦] હે મહારાજ! પ્રસ્તુત

તૃષાથી વ્યાકુળ થયેલા મને અમૃતસિંધુનીજ પ્રાપ્તિ થઇ છે, અને તેથી હવે મને જીવવાની શ્રદ્ધા ઉત્પન્ન થઈ છે.[૭૧] મારા હૃદયરૂપી આંગણામાં હર્ષરૂપી વેલીને રોપવામાં આવી, અને તેથી સુખ અને મારી વચ્ચે મૈત્રી થઇ એટલે મને આનંદ થયો.[૭૨]

**श्रीभगवानुवाच । सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम ।**
**देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकांक्षिणः ॥ ५२ ॥**

**શ્લોકાર્થઃ—શ્રી ભગવાન બોલ્યા:-હે અર્જુન! જોવાને અતિ અશકય એવું જે મારૂં રૂપ તેને તેં જોયું. એ રૂપને જોવાની દેવો સુદ્ધાં નિરંતર ઇચ્છા કરે છે. (૫૨)**

**ઓવી અર્થઃ**—અર્જુનનું આ ભાષણ સાંભળીને શ્રીકૃષ્ણ બોલ્યા:-અરે આ શું? વિશ્વરૂપપર પ્રેમ રાખ,[૭૩] અને પછી આ ચતુર્ભુજ મૂર્તિને ભેટવાને માટે કેવળ શરીરદ્વારા આવ એમ જે મેં તને પૂર્વે શીખવ્યું હતું, તે તું વિસરી ગયો કે?[૭૪] અરે ગાંડા અર્જુન! અંધના હાથમાં સુવર્ણનો મેરુ પર્વત આવે તોપણ તેને તેનું જ્ઞાન ન હોવાથી તેને તે સ્વલ્પજ લાગે છે; આ ભૂલ મનોભાવનાની છે;[૭૫] બાપુ! મેં જે વિશ્વવ્યાપક રૂપ તને બતાવ્યું તે શંકરને તપ કરવા છતાં પણ પ્રાપ્ત થતું નથી;[૭૬] અને હે કિરીટી! અષ્ટાંગ યોગ સાધનથી યોગી ક્ષીણ થાય છે, તોપણ તેને સુદ્ધાં એ વિશ્વરૂપ જોવાને મળતું નથી,[૭૭] એ વિશ્વરૂપ એકવાર થોડું ઘણું પણ દ્રષ્ટિગોચર થાય એવું રટણ કરતાં કરતાં દેવોનું આયુષ્ય પણ ખપી જાય છે;[૭૮] આશાની અંજલિ હૃદયરૂપી કપાળપર રાખી (અતિશય આશા બદ્ધ થઇ) ચાતક જે પ્રમાણે મેઘની વાટ જોતો આકાશ તરફ જોઇને બેસી રહે છે.[૭૯] તે પ્રમાણે ઉત્સુક થઇ દેવ અને મનુષ્યો જેની પ્રાપ્તિ કરવાને માટે આઠે પ્રહર ઇચ્છા કરે છે,[૮૦] પરંતુ તેમાંથી કોઇએ સ્વપ્નમાં સુદ્ધાં જેને જોયું નથી તે વિશ્વરૂપ પ્રત્યક્ષ મોટા આનંદથી તેં જોયું.[૮૧]

**नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।**
**शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ ५३ ॥**

**શ્લોકાર્થઃ—હે અર્જુન! તને જેવું મારૂં દર્શન થયું છે, તેવું વેદાધ્યયનથી, તપથી, ધનથી કિંવા યજ્ઞથી પણ કોઇને થઇ શકનાર નથી. (૫૩).**

**ઓવી અર્થઃ**—અર્જુન! જો. આ વિશ્વરૂપ જોવાનો કાંઈ ઉપાય ન હોવાથી ચારે વેદો ષટ્શાસ્ત્રો સહિત પાછા ફર્યા છે.[૮૨] હે ધનુર્ધર! મારા વિશ્વરૂપની સમક્ષ આવવાને પુષ્કળ તપ પણ સમર્થ નથી.[૮૩] જેવું તેં અનાયાસે મારૂં વિશ્વરૂપ જોયું, તેવું તો દાનો તથા યજ્ઞો કરનારને પણ દ્રષ્ટિએ પડવું કઠિન છે.[૮૪] આવો જે હું તે ફક્ત એકજ ઉપાયથી પ્રાપ્ત થાઉં છું. લક્ષમાં રાખ; તે ઉપાય એ છે કે, જ્યારે અંતઃકરણ ભક્તિયુક્ત થશે, ત્યારેજ મારા વિશ્વરૂપનું દર્શન થશે.[૮૫]

**भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।**
**ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ ५४ ॥**

**શ્લોકાર્થઃ—હે પરંતપ અર્જુન! મારૂં વિશ્વરૂપ બરાબર જાણવાનું, જોવાનું, તથા તદ્રૂપ થવાનું માત્ર અનન્ય ભક્તિ એજ એક સાધન છે. (૫૪).**

**ઓવી અર્થઃ**—પરંતુ તે ભક્તિ, જે પ્રમાણે વર્ષાની ધારા આકાશમાંથી છુટયા પછી તેને પૃથ્વીપર આવીને પડયા શિવાય અન્ય ગતિજ નથી, તે પ્રમાણે જો એકનિષ્ઠ હશે;[૮૬] કિંવા જે પ્રમાણે ગંગા પોતાના પ્રવાહમાં ભળેલા સર્વે ઓઘો લઇને સમુદ્રને મળવાને માટે જાય

છે, અને તેને એ શિવાય અન્ય ગતિ નહિ હોવાથી સમુદ્રને મળીને પુનઃ એક સરખી રીતે મળતીજ જાય છે.[૮૭] તે પ્રમાણે અષ્ટ સાત્ત્વિકભાવથી જે સર્વત્ર સમાન પ્રેમ રાખે છે, તે મને પ્રાપ્ત થઇ મદ્રૂપ બની જાય છે;[૮૮] અને જે પ્રમાણે ક્ષીર સમુદ્ર કાંઠા નિકટ અને મધ્યભાગમાં એક સરખોજ મિષ્ટ હોય છે, તે પ્રમાણે હું સર્વત્ર સરખોજ છું.[૮૯] તેજ પ્રમાણે મારાથી લઈને કીડી પર્યંત કિંબહુના સ્થાવર જંગમ પ્રાણિમાત્રમાં જેને દ્વૈતભાવ દ્રશ્ય થતોજ નથી, તેજ મારૂં વિશ્વરૂપ જોવાને યોગ્ય છે.[૯૦] જ્યારે આવી ચિત્તવૃત્તિ થાય છે ત્યારેજ મારા વિશ્વરૂપનું જ્ઞાન થાય છે, અને જ્ઞાન થયું એટલે દર્શન પણ થાય છે.[૯૧] પછી જે પ્રમાણે કાષ્ઠમાંથી અગ્નિ ઉત્પન્ન થઈ કાષ્ઠ સળગે છે ત્યારે કાષ્ઠનું નામ પણ ન રહેતાં તે અગ્નિરૂપ બની જાય છે.[૯૨] કિંવા જ્યાં સુધી સૂર્ય અને ચંદ્ર ઉદય પામ્યા નથી. ત્યાં સુધી ગગન અંધકારથી પરિપૂર્ણ હોય છે, પરંતુ તે ઉદિત થતાં જે પ્રમાણે સર્વત્ર પ્રકાશ થઇ રહે છે,[૯૩] તે પ્રમાણે મારા વિશ્વરૂપની પ્રતીતિ થતાં અહંકાર નષ્ટ થાય છે. એમ તું સમજ.[૯૪] પછી હું અને તે એ સર્વ ભાવ સહજ રીતે મારા સ્વરૂપમાંજ લય પામે છે; વધુ શું કહું ? આવા બોધથી તે ઐક્યભાવને પ્રાપ્ત થાય છે.[૯૫]

**मत्कर्मकृन्मत्परमो मद्भक्तः संगवर्जितः ।**
**निर्वैरः सर्वभूतेषुः यः स मामेति पाण्डव ॥ ५५ ॥**

**શ્લોકાર્થઃ—હે પાંડવ! મારા ઉદ્દેશથી કામ કરનાર, હુંજ સર્વસ્વ છું. એમ માનનાર, ઉપાધિરહિત થઇ રહેનાર અને પ્રાણીમાત્રની સાથે વૈર ન કરનાર એવો જે મારો ભક્ત છે, તેજ ( માત્ર ) મને પ્રાપ્ત થાય છે. ( ૫૫ ).**

**ઓવી અર્થઃ**—જે મને એકલાને પોતે કરેલાં કર્મો અર્પણ કરે છે. અને જેને જગતમાં મારા શિવાય અન્ય કાંઇ પ્રિય નથી;[૯૬] જે મનેજ આ લોક અને પરલોકના ફળરૂપ માને છે; જે જીવનનું ફળ પણ મનેજ માને છે;[૯૭] જે પ્રાણી માત્ર એ નામ વિસરી મનેજ સર્વત્ર જુએ છે, તે નિર્વૈર થઈ જગતમાં જે જે વસ્તુ દ્રષ્ટિએ પડે છે તેને ભજે છે;[૯૮] હે પાંડવ ! જે ભક્તની વૃત્તિ આવી બને છે તેનું કફ પિત્ત ને વાતાત્મક શરીર જ્યારે નષ્ટ થાય છે ત્યારે તે મદ્રૂપજ બની જાય છે.[૯૯] સંજય કહે છેઃ—હે ધૃતરાષ્ટ્ર! સર્વ જગત્ સમાવિષ્ટ થવાથી જેનું ઉદર વિશાળ થયું છે એવા શ્રીકૃષ્ણ ભગવાને કરુણારસયુક્ત વાણીથી આવું ભાષણ કર્યું.[૭૦૦] આનંદરૂપ સંપત્તિથી શ્રીમાન્ અને આ સર્વ જગત્‌માં શ્રીકૃષ્ણની ભક્તિ કરવામાં ચતુર એવો જે અર્જુન,[૧] તેણે દેવની બન્ને મૂર્તિ બરાબર નીહાળીને જોઈ; પરંતુ વિશ્વરૂપ કરતાં કૃષ્ણ મૂર્તિમાં વિશેષ લાભ છે એવી તેની માન્યતા થઇ.[૨] પરંતુ અર્જુનની આ માન્યતાનો શ્રીકૃષ્ણે આદર કર્યો નહિ. કારણકે વ્યાપકરૂપ કરતાં એકદેશીય રૂપ અધિક નથી.[૩] પ્રસ્તુત વાત સિદ્ધ કરવાને માટે શ્રીકૃષ્ણે એક બે ઉત્તમ દ્રષ્ટાંતો આપ્યાં.[૪] તે સાંભળી અર્જુન પોતાના મનમાં એમ બોલવા લાગ્યો કે 'આ બન્ને રૂપોમાં ઉત્તમ રૂપ કયું તે વિષે હવે પ્રશ્ન કરીશ.'[૫] મનમાં આવો વિચાર કરી હવે તે શ્રીકૃષ્ણને કેવા પ્રકારે પ્રશ્ન કરે છે તે કથા સાંભળો.[૬] જ્ઞાનદેવ કહે છે કે જે કથા ઓવી પ્રબંધમાં વિનોદપૂર્વક કહેવામાં આવે તે આનંદયુક્ત અંતઃકરણથી સાંભળજો.[૭] સદ્‌ભાવની અંજલિ ભરી ઓવીરૂપી ખીલેલાં પુષ્પોને વિશ્વરૂપના બન્ને ચરણોપર મેં અર્પણ કર્યા છે.[૭૦૮]



# द्वादश अध्याय.

(ગુરૂ કૃપા દ્રષ્ટે !) તારો જય જયકાર થાઓ ! તું કેવી છે? નિર્મળ, ઉદાર અને નિરંતર આવરણુ રહિત આનંદની વૃષ્ટિ કરવાને માટે તું પ્રસિદ્ધ છે.[1] હે ગુરૂકૃપા દ્રષ્ટે ! વિષયરૂપી સર્પે આલિંગન આપવાથી મૂર્છિત થયેલા મનુષ્યનું વિષ તારા યોગથી ઉતરી જાય છે.[2] તારા પ્રસાદરૂપી તરંગોનું પુર આવ્યું એટલે પછી સંસાર તાપથી કોને ત્રાસ થશે? અને શોકથી કોણુ પીડા પામશે?[3] હે સ્નેહમૂર્તિ ! તારાથી સેવકને યોગસુખની પ્રાપ્તિ થાય છે; અને 'હું બ્રહ્મ થાઉં' એવી જે સેવકની ઉત્કંઠા તે પણુ તું પૂર્ણ કરે છે.[4] (ભક્તને) તું તારા આધારશક્તિના અંકપર વિનોદથી બેસાડી, હૃદયાકાશરૂપી પારણામાં સુવાડી ઉપદેશથી હીંચકો નાંખે છે;[5] મનને વિષયોથી પરાઙ્‌મુખ કરી તથા આત્મજ્યોતિની ઓવારણી કરી, મન અને પવનની ખેલવાની પુતળી કરે છે અને સેવકને આત્મસુખનો ઉપભોગ આપે છે.[6] જીવનકળાનું અમૃતપાન દઇ, 'हंसः सोहम्' આ અખંડ ધ્વનિનો ઘુઘરો હાથમાં આપી, સમાધિ સુખનો બોધ કરી, નિદ્રાગ્રસ્ત કરે છે;[7] માટે તું સાધકોની માતા છે અને તારાથી જ્ઞાન માત્રની પ્રાપ્તિ થાય છે; આટલા માટે હું તારો આશ્રય છોડતો નથી.[8] હે સદ્‌ગુરૂ કૃપાદ્રષ્ટે ! જેનાપર તારી દયા થાય છે, તે સર્વ વિદ્યારૂપી સૃષ્ટિનો ઉત્પાદકજ થાય છે.[9] માટે હે શ્રીમતિ અંબે ! તું સેવકના મનની ઇચ્છા પૂર્ણ કરનારી કલ્પલતાજ છે. માટે આ ગીતાનો અર્થ કહેવાની મને આજ્ઞા કર.[10] હે માત ! આ મારા ગ્રંથમાં નવરસનો સાગર, અલંકારની ખાણુ, અને ભાવાર્થનો મેરુ નિર્માણુ કર.[11] દેશ–ભાષારૂપી જમીનમાં અલંકારરૂપી સુવર્ણની ખાણુ ઉઘાડી વિચારરૂપી વલ્લરિનો પુષ્કળ જથો રોપ.[12] તેમાં સંવાદરૂપી ફળોના પ્રચંડ સમુદાય અને માર્મિક અર્થરૂપી સતત સ્થાયી રહેનાર પુષ્કળ ઉપવનોની યોજના કર.[13] પાખંડરૂપી ટેકરા અને વિતંડાવાદરૂપી આડમાર્ગો તોડી, કુતર્કરૂપી હિંસક પશુઓનો નાશ કર.[14] મને સદૈવ શ્રી કૃષ્ણુના ગુણુ ગાવાને ઉદ્યુક્ત કર. અને શ્રોતાઓને શ્રવણુરૂપી રાજ્યાસનપર આરૂઢ કર.[15] મરાઠી ભાષારૂપી નગરમાં બ્રહ્મવિદ્યા સસ્તી કર અને સર્વ લોકો સુખરૂપી વસ્તુની લેવડદેવડ આરંભે એવી વ્યવસ્થા કર. હે નિત્ય કૃપાદ્રષ્ટિ માત ! તું તારા કૃપારૂપી પલ્લવનું મારાપર આવરણુ કરશે એટલે આ પ્રમાણે ગ્રંથનિરૂપણાદિક સર્વ હું ઉત્પન્ન કરીશ,[17] આટલી વિનંતિ સાંભળ્યા પછી ગુરૂકૃપાદ્રષ્ટિએ જ્ઞાનેશ્વર પ્રતિ જોઈ એવું ભાષણુ કર્યું કે 'તું હવે તારૂં ટાયલું છોડી ગીતાર્થ કહેવાનો પ્રારંભ કર.'[18] ત્યારે જ્ઞાનેશ્વર મહારાજે 'આ મર્યાદા દર્શક શબ્દોરૂપી મારાપર મહાપ્રસાદજ થયો છે તેથી હું આનંદ પામી ગીતાર્થપરની કવિતા બોલીશ. તે પ્રતિ લક્ષ આપો' એવી શ્રોતાઓને પ્રાર્થના કરી.[19]

**अर्जुन उवाच। एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते।**
**ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥ १ ॥**

**શ્લોકાર્થઃ—અર્જુન બોલ્યો:—હે દેવ ! આ પ્રમાણે એકનિષ્ઠ થઇ જે તારા સગુણુ રૂપની ઉપાસના કરે છે અને જે અવ્યક્ત, અવિનાશી તથા નિર્ગુણ બ્રહ્મની ઉપાસના કરે છે તે બન્ને પ્રકારના ભક્તોમાંથી ભક્તિનું ખરૂં તત્ત્વ કોણુ સમજ્યું છે? (૧).**

**ઓવી અર્થ:**—સકલ વીર્યશિરોમણિ અને સોમવંશનો વિજયધ્વજ પાંડુપુત્ર અર્જુન બોલ્યો[20] હે શ્રી કૃષ્ણુ ! સાંભળ્યું કે ! તમે મને જે વિશ્વરૂપ બતાવ્યું તે અદ્‌ભુત હોવાથી મારા ચિત્તને ભીતિ ઉત્પન્ન થઇ;[21] અને મને તમારી આ સગુણુ મૂર્તિનાં દર્શનની આદત

હોવાથી મારા મનમાં તે પ્રત્યે ભાવ ઉત્પન્ન થયો; પરંતુ હે દેવ! તમે મારી માન્યતાનો અનાદર કર્યો.[22] માટે સાકાર અને નિરાકાર એ ઉભયરૂપો નિઃસંશય તમારાંજ છે. ભક્તિથી સગુણરૂપની અને યોગથી નિર્ગુણરૂપની પ્રાપ્તિ થાય છે.[23] હે વૈકુંઠનાયક શ્રી કૃષ્ણ! તમારી પ્રાપ્તિ કરવાને માટે આ બે માર્ગો છે અને સાકાર તથા નિરાકાર એ બે ઉમરાઓ છે.[24] સો ટચનાં સુવર્ણની લગડીમાંથી જે કસ ઉતરે છે તેજ કસ તે લગડીમાંથી એક ટુકડો કાપી લેવામાં આવે તો તેમાંથી પણ ઉતરે છે; માટે વ્યાપક અને એકદેશીય રૂપની યોગ્યતા સરખીજ છે.[25] અમૃતના સમુદ્રમાં જે સામર્થ્ય છે તે હથેળીભર અમૃતમાં પણ છે.[26] અને મારા મનનો અનુભવ ખરેખર આજ છે, પરંતુ એના સંબંધમાંજ મારે આપને કાંઈ પ્રશ્ન કરવો છે;[27] હે દેવ! તમે ક્ષણ ભર જે વ્યાપકરૂપ ધારણ કર્યું હતું તે તમારૂં ખરૂં સ્વરૂપ છે કિંવા તે લીલા છે તે જાણવાની મારી ઇચ્છા છે.[28] માટે જે પોતાનાં સર્વ કર્મો તમારે માટેજ કરે છે; જેને તમારા શિવાય શ્રેષ્ઠ વસ્તુ જગતમાં અન્ય કોઇ નથી; અને જેણે પોતાના સર્વ મનોધર્મ તમારી ભક્તિને વેચી દીધા છે;[29] આ પ્રમાણે, હે શ્રી હરિ! જે ભક્ત સર્વોપરી તમારી મૂર્તિ હૃદયમાં ધરી તમારી ઉપાસના કરે છે;[30] અને જે તમારાં ૐકાર સ્વરૂપથી પર હોઇ, વાણીથી જેનું વર્ણન કરી શકાતું નથી અને કોઇ પણ વસ્તુની સાથે જેની તુલના થઈ શકતી નથી;[31] જે અવિનાશી, નિરાકાર, સ્થળ રહિત તથા નામ રહિત છે; અને જ્ઞાની લોકો જેની 'સોઽહંભાવ' થી ઉપાસના કરે છે,[32] એવો ખરો યોગ, જ્ઞાનીઓ તથા ભક્તોમાંથી, હે શ્રી અનંત! કોણ જાણે છે તે મને કહો![33] અર્જુનનાં આ વચનોથી જગદ્બંધુ શ્રી કૃષ્ણ સંતોષ પામી બોલ્યા "વાહ વા! પ્રશ્ન કરવાની શૈલી તેં ઉત્તમ રીતે સાધ્ય કરી છે!"[34]

**श्रीभगवानुवाच। मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते।**
**श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥ २ ॥**

**શ્લોકાર્થઃ—શ્રી ભગવાન બોલ્યાઃ—હે અર્જુન! મારામાં ચિત્ત સ્થિર કરી, નિત્યયુક્ત થઈ જે ઉત્કૃષ્ટ શ્રદ્ધાથી મને ભજે છે તે ભક્તિયોગ ઉત્તમ રીતે જાણે છે એમ હું માનું છું.(૨)**

**ઓવી અર્થઃ**—અસ્ત થવાના સમયે સૂર્યબિંબ નષ્ટ થયા પછી જે પ્રમાણે તેની પાછળ કિરણો જાય છે;[35] કિંવા, હે અર્જુન! વર્ષા રૃતુમાં નદી અધિક વધે છે, તે પ્રમાણે મારી ભક્તિ કરતાં જેનામાં નિત્ય નવી શ્રદ્ધા દ્રષ્ટિગોચર થાય છે;[36] અથવા સમુદ્રને મળ્યા પછી પણ જેનામાં અપરિહાર્ય તરંગો ઉદ્ભવ્યાજ કરે છે એવી ગંગાની પેઠે જેના હૃદયમાં પૂર્ણ પ્રેમભાવ ઉછાળા માર્યા કરે છે;[37] તેમજ દિવસ અને રાત્રી મનમાં ન આણતાં કાયા વાચા અને મન-દ્વારા મારામાંજ ચિત્ત રાખી, જે મારી ઉપાસના કરે છે;[38] અને એ પ્રમાણે જે ભક્તો પોતાની જાતને ઘસડીને મારામાંજ લાવે છે તેનેજ હું પરમયોગ યુક્ત સમજું છું.[39]

**ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते।**
**सर्वत्रगमचिन्त्यं च कूटस्थमचलं ध्रुवम् ॥ ३ ॥**
**संनियम्येन्द्रियग्रामं सर्वत्र समबुद्धयः।**
**ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहिते रताः ॥ ४ ॥**

**શ્લોકાર્થઃ**—પ્રાણી માત્રનું હિત કરવાને તત્પર અને સર્વત્ર સમદ્રષ્ટિ એવા જે પુરૂષો સર્વ ઇંદ્રિયોનું નિયમન કરીને, અનિર્દેશ્ય, અવ્યક્ત, સર્વ વ્યાપી, અચિંત્ય, કૂટસ્થ, અચલ શાશ્વત તથા નાશરહિત બ્રહ્મની ઉપાસના કરે છે, તે મનેજ આવી મળે છે. (૩-૪)

**ઓવી અર્થઃ**—અને હે અર્જુન! બીજા જે મારા જ્ઞાની ભક્તો છે તે 'અમે બ્રહ્મ છીએ' એવી વૃત્તિ ધારણ કરી, નિરાકાર બ્રહ્મને પ્રાપ્ત કરવાની ખટપટ કરે છે;[૪૦] જે મનથી અચિંત્ય અને બુદ્ધિથી અગ્રાહ્ય છે તેને ઇંદ્રિયો શી રીતે જાણી શકશે?[૪૧] પરંતુ જે ધ્યાનને માટે ગઢ હોવાથી એક સ્થળે પ્રાપ્ત થતો નથી, અને જેને કોઇ પણ પ્રકારનો આકાર નથી;[૪૨] જે સર્વત્ર સર્વરૂપે સર્વદા વ્યાપ્ત છે અને જેની પ્રાપ્તિ થતાં ચિંતન આપોઆપ અટકી જાય છે;[૪૩] જે કદિ થયો પણ નથી અને થવાનો પણ નથી; તેમજ જે છે એમ પણ નથી અને નથી એમ પણ નથી; અર્થાત્ જેની પ્રાપ્તિનો કશો ઉપાયજ નથી.[૪૪] જે ચાલતો પણ નથી અને હાલતો પણ નથી; જે સમાપ્ત થતો નથી અને દૂષિત પણ થતો નથી એવા બ્રહ્મને જેણે પોતાનાં અંગ બળથી સ્વાધીન કરી લીધો છે;[૪૫] વૈરાગ્યરૂપી પ્રચંડ અગ્નિથી વિષયરૂપી સૈન્યને બાળીને જેઓ પોતાની વિષયશૂન્ય ઇંદ્રિયોને મહા કષ્ટથી ધારણ કરે છે;[૪૬] પછી આત્મસંયમના પાશથી ઉંધી કરેલી હૃદયની ગુહામાં તેને બંધ કરે છે;[૪૭] અપાન વાયુના દ્વારને આસનની બળવાન મુદ્રા લગાડી મૂળબંધનો મિનારો ઉભો કરે છે;[૪૮] આશાનો સંબંધ તોડી નાંખી તથા અધીરાઇનો ડુંગર દૂર કરી નિદ્રારૂપી અંધકારનો નાશ કરે છે;[૪૯] મૂળબંધ આસનના જ્વાલાગ્નિથી શરીરમાંની સપ્તધાતુની હોળી સળગાવી વ્યાધિનાં મસ્તક ષટ્ચક્રને અર્પણ કરે છે.[૫૦] પછી કુંડલિનીની મશાલ આધાર ચક્રપર ઉભી કરી તે પ્રકાશમાં આનંદથી મસ્તક પર્યંત જાય છે;[૫૧] નવદ્વારની ચોકીમાં ઇંદ્રિયનિગ્રહનો ખીલો ઠોકી સુષુમ્ણા નાડીનો માર્ગ ખુલ્લો કરી દે છે;[૫૨] પ્રાણ શક્તિરૂપી ચામુંડાદેવીની પ્રીતિ પ્રાપ્ત કરવાને માટે સંકલ્પરૂપી મેંઢાંનો ભોગ આપી મનોરૂપી મહિષાસુરનાં મસ્તકોનો બલિ આપે છે;[૫૩] ઇડા અને પિંગળા એ નાડીઓનું ઐક્ય કરી, અનુહત ધ્વનિની ગર્જના કરી, જીવનકલાના તળાવ પર્યંત જઈ પહોંચે છે;[૫૪] પછી સુષુમ્ણા નાડીના મધ્ય વિવરમાંના કોરેલા દાદરપરથી ઉપર ચઢી મસ્તકમાંના બ્રહ્મરંધ્ર પર્યંત મજલ લઇ જાય છે;[૫૫] ત્યારપછી મકારની કઠિન નિસરણીપર ચઢી, માયાને દબાવી, બ્રહ્મને જઇ મળે છે;[૫૬] આ પ્રમાણે સર્વત્ર સમાન બુદ્ધિ રાખી, બ્રહ્મપ્રાપ્તિ કરી લેવા માટે યોગાદિક કઠિન માર્ગ, વખત ન ખોતાં, સ્વાધીન કરી લે છે;[૫૭] આ પ્રકારે, હે અર્જુન! જેઓ પોતાની અદલાબદલી નિરવયવની સાથે કરે છે, તે પણ મનેજ આવીને મળે છે.[૫૮] બાકી યોગના બળથી તેને કાંઈ અધિક પ્રાપ્તિ થાય એમ નથી; ઉલટી તેને અધિક યાતના ભોગવવી પડે છે.[૫૯]

**क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।**
**अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥ ५ ॥**

**શ્લોકાર્થઃ**—**નિર્ગુણ બ્રહ્મની ઉપાસના કરનાર દેહધારી પુરૂષને ઉપાસનાનું કષ્ટ ભોગવવું પડે છે અને તેને અવ્યક્ત ગતિ મહા પ્રયાસથી પ્રાપ્ત થાય છે. (૫).**

**ઓવી અર્થઃ**—પ્રાણીમાત્રને પ્રિય, અનાશ્રિત અને અવ્યક્ત એવા જે બ્રહ્મ તેને ભક્તિ શિવાય પ્રાપ્ત કરી લેવાની જે ઇચ્છા કરે છે,[૬૦] તેને ઇંદ્રાદિક પદોરૂપી લુંટારાઓ ઘેરે છે, અને રિદ્ધિસિદ્ધિની જોડી બ્રહ્મપ્રાપ્તિની આડે આવે છે.[૬૧] કામક્રોધાદિ પુષ્કળ ઉપદ્રવ ઉત્પન્ન થાય છે. અને નિરાકાર પરબ્રહ્મની પ્રાપ્તિ કરવાને માટે તેને શૂન્ય (આકાશ) ની સાથે યુદ્ધ કરવું પડે છે.[૬૨] તૃષા લાગતાં તેનુંજ પાન કરીને તૃપ્ત થવું પડે છે, ક્ષુધાની ઉત્પત્તિ થતાં તેજ ભક્ષીને સંતોષ માનવો પડે છે અને નિરાકારની પ્રાપ્તિ માટે રાત્રિદિવસ વાયુનીજ ગણત્રી કર્યા કરવી પડે છે;[૬૩] દિવસે તડકામાં સૂવું, સ્વૈર ઇંદ્રિયોના નિરોધરૂપી ઉપભોગ લેવો, અને વૃક્ષની સાથે મિત્રભાવથી ખેલવું;[૬૪] શિતલતા પરિધાન કરવી, ઉષ્ણતાથી આચ્છાદિત થવું અને વર્ષામાં બેસવું;[૬૫] કિંબહુના હે અર્જુન, પતિ શિવાય રોજ સતી થવું, એવા પ્રકારનો આ યોગ છે.[૬૬]

આ સ્થળે પતિને માટે અગ્નિમાં પ્રવેશ કરવાનું હોતું નથી, કિંવા કુલધર્મ સાચવવાનું પણ નિમિત્ત નથી, તો પણ મૃત્યુની સાથે નિત્ય નવી નવી લડાઇ કરવી પડે છે.[૬૭] આવું મૃત્યુથી પણ તીખુ અને કડુ જે વિષ છે તે ગળી શકાશે કે? અરે ડુંગર ગળવા જતાં મુખ ફાટી નહિ જશે કે?[૬૮] માટે હે મહાવીર! આવું યોગસાધન કરવાને જે નીકળ્યા છે તેના નશીબમાં દુઃખરૂપી શુષ્ક ભાગજ લખેલો છે.[૬૯] જો! લોખંડના ચણા ખાવાનો વખત આવે છે ત્યારે તેનાથી પેટ ભરાશે કે પ્રાણ જશે તે કાંઇ સમજાતું નથી.[૭૦] માટે કોઇ મનુષ્ય પોતાના બાહુથી સમુદ્ર તરી ગયો છે કે? કિંવા આકાશમાં કોઇ પગેથી ચાલ્યો છે કે?[૭૧] સમરાંગણમાં ગયા પછી સ્હામા ઘા ઝીલ્યા વગર સૂર્યલોકની પ્રાપ્તિ થાય છે કે![૭૨] એટલા માટે હે અર્જુન! જે પ્રમાણે પાંગળો આદમી વાયુની સાથે દોડવાની હોડ કરી શકતો નથી, તે પ્રમાણે દેહાભિમાની જીવને નિરાકારની પ્રાપ્તિ થઇ શકનાર નથી.[૭૩] વસ્તુ સ્થિતિ આવી હોવા છતાં પણ જે મનમાં ઇચ્છા ધારણ કરી અવ્યક્ત પ્રાપ્તિને માટે ખટપટ કરે છે, તે કલેશને પાત્ર થાય છે.[૭૪] માટે હે પાર્થ! જેણે ભક્તિમાર્ગનો સ્વીકાર કર્યો છે તેને આવાં કષ્ટ શોષવાં પડતાં નથી.[૭૫]

**ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।**
**अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते ॥ ६ ॥**

**શ્લોકાર્થઃ—પરંતુ જે મત્પરાયણ થઇ, સર્વ કર્મો મને અર્પણ કરે છે, અને મારૂં ધ્યાન ધરી અનન્ય ભાવથી મારી ઉપાસના કરે છે. (૬).**

**ઓવી અર્થઃ**—વર્ણાશ્રમધર્મ પ્રમાણે જે કર્મો કરવાનાં હોય છે તે સર્વ કર્મો ઇંદ્રિયો સુખેથી કરે છે;[૭૬] સર્વ કર્મો યથાવિધિ મને અર્પણ કરી અને નિષિદ્ધ કર્મોનો પરિત્યાગ કરી, કર્મદ્વારા ઉત્પન્ન થતાં ફળો બાળીને ભસ્મ કરે છે;[૭૭] આ પ્રમાણે હે અર્જુન! સર્વ કર્મો મને અર્પણ કરી કર્મનો નાશ કરે છે;[૭૮] અને કાયિક, વાચિક, માનસિક જે જે કર્મો કરવાની ઇચ્છા જેને હોય છે, તેને પણ મારા શિવાય ઇતર સુલભ માર્ગજ હોતો નથી;[૭૯] આ પ્રમાણે જે નિરંતર મારી સેવા કરી મત્પરાયણ થાય છે તે મારા ધ્યાનના નિમિત્તથી મારૂં નિવાસસ્થાન થાય છે.[૮૦] એની પ્રીતિ મારી સાથે વ્યવહાર કરી બિચારી મુક્તિ અને ભુક્તિને પણ ફેંકી દે છે;[૮૧] આ પ્રમાણે અનન્યભાવથી જે મને પોતાનો જીવ મન અને શરીર અર્પણ કરે છે, તેની સર્વ ઇચ્છા હું પરિપૂર્ણ કરૂં છું એ શું કહી બતાવવાની અગત્ય છે કે? કારણકે તેની સર્વ ઇચ્છા મારેજ પરિતૃપ્ત કરવી પડે છે.[૮૨]

**तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।**
**भवामि नचिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥ ७ ॥**

**શ્લોકાર્થઃ—તથા મારામાં જે પોતાનું ચિત્ત સમર્પણ કરે છે એવા ભક્તનો, હે પાર્થ, હું જન્મ મરણયુક્ત સંસાર સમુદ્રમાંથી સત્વર ઉદ્ધાર કરૂં છું. (૭)**

**ઓવી અર્થઃ**—કિંબહુના, હે પાર્થ, જે પોતાની માતાના ઉદરથી જન્મ ધારણ કરે છે, તે તેની માતાને કેટલો બધો પ્રિય હોય છે એ કહેવાની અગત્ય નથી.[૮૩] તેજ પ્રમાણે મારા ભકતો ગમે તે અને ગમે તેવા હો, પરંતુ તેમને હું પ્રિય છું અને મને તેઓ પ્રિય છે; અને તેને જે ત્રાસ દેતા હોય તેમનો નાશ કરવાની તો મેં પ્રતિજ્ઞાજ લીધી છે,[૮૪] બાકી, મારા ભકતોને સંસારની ચિંતા શામાટે હોવી જોઇએ? શ્રીમંતની પત્નીને કદી કોરૂં અન્ન માગવાનો પ્રસંગ આવશે કે?[૮૫] એજ પ્રમાણે મારા ભકતો મારા કુટુંબનાંજ માણસો છે એમ હું સમજું છું; અર્થાત્ તેમનાપર કોઈ પણ જાતનું સંકટ આવી પડયું તો તેની લાજ મને નથી કે?[૮૬]

મારા ભક્તો આ સૃષ્ટિમાં જન્મ મૃત્યુના તરંગોમાં ડૂબે છે એમ જોઇ મારા મનમાં કોણ જાણે શું શું થાય છે?[૮૭] ભવસાગરના તરંગોની કોને ભીતિ લાગતી નથી? અર્થાત્ મારા ભક્તોને પણ તેની ભીતિ લાગે છેજ;[૮૮] માટે હે અર્જુન! રામકૃષ્ણાદિ અવતાર લઈ હું તેમને ઘેર ધાયો હતો;[૮૯] મારી સહસ્રનામરૂપી નૌકાઓ તૈયાર કરી, આ સંસારરૂપી સાગરમાં હું તેમનો તારક થયો એમ તું સમજ.[૯૦] જે ઉપાધિરહિત હતા તેને મેં મારૂં ધ્યાન ધરવાનો બોધ આપ્યો; અને જેઓ પરિવાર સહવર્તમાન આવ્યા હતા, તેમને મેં નૌકાપર બેસવાનું કહ્યું. (તેમને નામસ્મરણ કરવાનો ઉપદેશ આપ્યો.)[૯૧] કેટલાક ભક્તોના પેટની સાથે તુમડું બાંધીને તેને મુક્તિરૂપી તટપર આણ્યા.[૯૨] જેણે ઈશ્વરભક્ત નામ ધારણ કર્યું તે પછી ચતુષ્પાદ (પશુ) હોય તોપણ શું થયું? તેને મેં વૈકુંઠના રાજ્યાસનપર બેસવાને યોગ્ય બનાવ્યા.[૯૩] મારા ભક્તોને લેશ પણ ચિંતા ઉત્પન્ન થતી નથી; કારણ કે તેમનો તારનાર હું સદોદિત સજ્જ થઇનેજ ઉભો છું;[૯૪] અને જે વખતે ભક્ત પોતાની ચિત્તવૃત્તિ મારામાં સમર્પિત કરી દે છે, તેજ વેળા તેમના નાદમાં મારો પ્રવેશ થાય છે;[૯૫] આટલા માટેજ, હે ભક્તરાય ધનંજય! જો તું આ ભક્તિમાર્ગ ગ્રહણ કરવાનો હોય, તો તારી સર્વ ચિત્તવૃત્તિ મને અર્પવાનો આ મંત્ર શીખ.[૯૬]

**मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।**
**निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥ ८ ॥**

**શ્લોકાર્થઃ—હે અર્જુન! તું મારામાંજ મન રાખ; તથા મારામાંજ તારી બુદ્ધિની સ્થાપના કર. એમ કર્યા પછી તું મારામાંજ વાસ કરશે એમાં સંશય નથી. (૮)**

**ઓવી અર્થઃ**—અરે! મન અને બુદ્ધિને નિશ્ચય સહિત મારા સ્વરૂપમાં વતનદાર કરી મુક.[૯૭] આ પ્રમાણે એ બન્ને (મન તથા બુદ્ધિ) પ્રેમપૂર્વક મારા સ્વરૂપમાં બરાબર રીતે એકત્ર બની મારામાં પ્રવિષ્ટ થયાં એટલે તું મનેજ આવી મળશે.[૯૮] કારણ કે, મન અને બુદ્ધિએ મારામાં વાસ્તવ્ય કર્યા પછી, તું અને હું એ રીતનો દ્વૈતભાવ રહેશે કે?[૯૯] માટે દીપક બુઝાઇ ગયા પછી જે પ્રમાણે તેનું તેજ નષ્ટ થાય છે, કિંવા સૂર્યબિંબ અદૃશ્ય થતાંની સાથે તેનો પ્રકાશ લય પામે છે,[૧૦૦] અથવા બહાર નીકળવાને સજ્જ થયેલા પ્રાણની સાથે ઇંદ્રિયો બહાર આવે છે, તે પ્રમાણે મન તથા બુદ્ધિ એકત્ર થઇને જ્યાં જાય છે ત્યાં અહંકાર તેની સાથે આપોઆપ જાય છે.[૧] માટે મારા સ્વરૂપમાં મન તથા બુદ્ધિ એ બન્નેને સ્થિર રાખ; એટલે તું મારૂં સર્વ વ્યાપકરૂપ ધારણ કરી શકશે.[૨] હે અર્જુન! હું મારા ગળાના સોગંદ ખાઇને કહું છું કે મારા આ બોલવામાં એક અક્ષર પણ અસત્ય નથી.[૩]

**अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम् ।**
**अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनंजय ॥ ९ ॥**

**શ્લોકાર્થઃ—હે ધનંજય, જો તું તારૂં ચિત્ત મારામાં સ્થિર કરવાને સમર્થ ન હોય તો અભ્યાસના યોગથી મને પ્રાપ્ત કરી લેવાની ઇચ્છા કર. (૯).**

**ઓવી અર્થઃ**—અથવા જો તું મન અને બુદ્ધિ સહવર્તમાન તારૂં ચિત્ત મારામાં સંપૂર્ણ રીતે અર્પણ કરવાને સમર્થ ન હોય[૪] તો દિવસના આઠ પ્રહરમાં એક ક્ષણભર પણ મન અને બુદ્ધિને મારી કને લાવ.[૫] પછી જ્યાં સુધી તારા મનને મારા સમાગમ સુખનો અનુભવ મળશે ત્યાં સુધી તેને વિષયો પ્રતિ અરૂચિ ઉત્પન્ન થશે.[૬] તે પછી જે પ્રમાણે શરદ્ ઋતુનો પ્રારંભ થતાં નદીઓમાં પાણી કમી થવા લાગે છે, તે પ્રમાણે જેમ જેમ મારામાં તારૂં ચિત્ત ગુંથાશે તેમ તેમ તે પ્રપંચમાંથી બહાર નીકળશે.[૭] અથવા જે પ્રમાણે પૌર્ણિમા પછી ચંદ્રબિંબ દરરોજ

નાનું થતું થતું અમાવાસ્યાએ નષ્ટ થઇ જાય છે,[8] તે પ્રમાણે હે અર્જુન! તે ચિત્ત ધીમે ધીમે વિષયોપભોગમાંથી નીકળીને મારામાં લાગતાં લાગતાં અંતે મદ્રૂપજ થઇ જશે.[9] અરે જેને અભ્યાસયોગ કહેવામાં આવે છે તે આજ છે, એમ નિશ્ચયપૂર્વક સમજ. એના દ્વારા પ્રાપ્ત ન થઇ શકે એવી કોઇ પણ વસ્તુ નથી.[10] અભ્યાસના બળથી કોઇ અંતરિક્ષમાં ફરે છે અને કોઇ વાઘ, સર્પાદિને સુદ્ધાં નિર્વૈર કરે છે.[11] કોઈ વિષને સુદ્ધાં પચાવી જાય છે, સમુદ્રપર પણ પગવતી ચાલે છે અને કોઇ કોઇએ તો અભ્યાસના યોગથી વેદોને પણ હસ્તગત કરી લીધા છે;[12] માટે અભ્યાસ કરવાથી કોઇ પણ વસ્તુ પ્રાપ્ત ન થાય એમ નથી. એટલા માટે અભ્યાસના યોગથી તું મને આવી મળ.[13]

**अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव ।**
**मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि ॥ १० ॥**

**શ્લોકાર્થઃ—અભ્યાસ કરવાનું પણ જો તારામાં સામર્થ્ય ન હોય તો મારા ઉદ્દેશથી કર્મ કરતો જા. મારા ઉદ્દેશથી કર્મ કરશે તો તને મોક્ષપ્રાપ્તિ થશે. (૧૦).**

**ઓવી અર્થઃ**—કિંવા તારા અંગમાં અભ્યાસ કરવાની શક્તિ જો ન હોય તો તારા આચરણનો જે ક્રમ હોય તેજ ચાલુ રાખ.[14] ઇંદ્રિયોનો નિરોધ કરીશ મા, ઉપભોગ ન્યૂન કરીશ માં અને પોતાની જાતનું અભિમાન છોડીશ માં;[15] તું તારો કુલધર્મ, કુળાચાર યથાવિધિ પાળ; જે કર્મો કરવાં ઉચિત હોય તે કર; અને અનુચિત કર્મોનો પરિત્યાગ કર. આ પ્રમાણે સુખેથી વર્તવાની તને પૂર્ણ સ્વતંત્રતા છે.[16] પરંતુ કાયા વાચા મન દ્વારા જે વ્યાપાર થાય તે 'હું કરૂં છું' એમ કહીશ માં.[17] જે પરમાત્મા આ વિશ્વનો ચાલક છે તે કર્મનો કર્તા કોણ છે અને અકર્તા કોણ છે તે સર્વ જાણે છે.[18] અમુક કર્મો ઓછા પ્રમાણમાં થયાં અને અમુક કર્મો અધિક પ્રમાણમાં થયાં એ વિષે તારા મનમાં ખેદ પામીશ નહિ, કારણ કે પ્રાચીન સંસ્કારાનુસાર તે બન્યા કરે છે. આવો તું તારા જીવમાં નિશ્ચય કર અને અન્ય આગ્રહનો પરિત્યાગ કર.[19] જે માર્ગે માળી પાણીને લઇ જાય છે તે માર્ગે તે નમ્રપણે ચાલ્યાં જાય છે. આ પ્રમાણે તું મનમાંનું કર્તુત્વાભિમાન છોડી દે.[20] ચિત્તવૃત્તિ મારામાં સ્થિર અને અખંડ હોય છે તો બુદ્ધિ પ્રવૃતિ નિવૃતિનો બોજો પોતાના શિરપર ધારણ કરતી નથી.[21] બાકી હે અર્જુન! વાટ સરળ છે કે વક્ર છે તે વિષેની કાળજી કાંઈ રથને હોય છે કે? તેને જ્યાં લઇ જવામાં આવે છે ત્યાં તે જાય છે;[22] તેજ પ્રમાણે જે જે કર્મો તું કરે તે થોડાં છે કે પુષ્કળ છે, તે સંબંધે વિચાર ન કરતાં તે મને એકનિષ્ઠાથી અર્પણ કર.[23] હે અર્જુન! આ પ્રકારે સર્વ કર્મોના સંબંધમાં તું મારામાંજ ભાવના ધરશે ( સર્વ કર્મો મનેજ અર્પણ કરશે ) તો શરીરત્યાગ પછી મારા પદને પ્રાપ્ત થશે.[24]

**अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः ।**
**सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥ ११ ॥**

**શ્લોકાર્થઃ—હવે આ પ્રમાણે કરવાને પણ જો તું અસમર્થ હોય તો મનનો સંયમ કર; અને અનન્ય ભાવે મારે શરણે આવી સર્વ કર્મોનાં ફળનો ત્યાગ કર. (૧૧).**

**ઓવી અર્થઃ**—કિંવા, હે પાંડુકુમાર! જો તારાથી મને કર્મો અર્પણ કરી ન શકાય તો તું આ માર્ગ ગ્રહણ કર.[25] કર્મ કરવાને ઉદ્યુક્ત કરનારી જે બુદ્ધિ તેની પૂર્વે કિંવા પછી અથવા કર્માચરણની પૂર્વે કિંવા તેને અંતે મારૂં સ્મરણ કરવું જો તને કઠિન લાગતું હોય,[26] તો વારંવાર મારૂં સ્મરણ કરવું પણ એક બાજુ રહેવા દે; પરંતુ તું તારી બુદ્ધિનો વિનિયોગ

ઇંદ્રિયનિગ્રહ કરવામાં કર;[27] અને જે જે વખતે જે જે કર્મો બને તેનાં ફળોની આશાનો પરિત્યાગ કર.[28] જે પ્રમાણે વૃક્ષ કિંવા વેલીને ફળો આવતાં તે તેના ઉપભોગ કરવાની આશા છોડીને તેનો પરિત્યાગ કરે છે, તે પ્રમાણે જે જે કર્મો પૂર્ણ થાય તેના ફળની આશા છોડી દે.[29] પરંતુ મનમાં મને સ્મરી કિંવા મને ઉદ્દેશી કોઈ પણ કર્મ કરવાની ખટપટ ન કરતાં સર્વ કર્મ નિષ્ફળ થવા દે, અર્થાત્ સર્વ કર્મોના ફળની આશા છોડ.[30] જે પ્રમાણે ખડકપર વૃષ્ટિ થવાથી અને અગ્નિમાં બી વાવવાથી, તે નિષ્ફળ થાય છે, તે પ્રમાણે જે જે કર્મો તું કરે તે સર્વને સ્વપ્નવત્ માન.[31] અરે જે પ્રમાણે પિતા પોતાની કન્યાની અભિલાષા રાખતો નથી, તે પ્રમાણે જે જે કર્મો તું કરે તેના ફલની ઇચ્છા રાખીશ નહિ.[32] જે પ્રમાણે અગ્નિની જવાળા આકાશમાં વ્યર્થ જાય છે. તે પ્રમાણે કર્મોદ્વારા ઉત્પન્ન થનારાં ફળો વ્યર્થ જવા દે.[33] હે અર્જુન! કર્મો કરીને તેના ફળની ઇચ્છા ન રાખવી એ સામાન્ય માર્ગ લાગે છે, તોપણ સર્વ યોગોમાં એ શ્રેષ્ઠ યોગ છે.[34] આ પ્રમાણે કર્મો કરીને તેનાં ફળનો ત્યાગ કરવામાં આવે તો તે કર્મો પુનર્જન્મનાં કારણભૂત થતાં નથી. જે પ્રમાણે વાંસ એકવાર ફલિત થયા પછી પુનઃ ફળદ્રૂપ થતો નથી.[35] તે પ્રમાણે ઉક્ત માર્ગથી આ દેહની પુનર્જન્મની ભીતિ નિવૃત્ત થાય છે; કિંબહુના, જન્મ મરણના ફેરામાંથી મુક્તિ પ્રાપ્ત થાય છે.[36] પરંતુ હે અર્જુન! અભ્યાસના યોગથી જ્ઞાન પ્રાપ્ત થાય છે અને જ્ઞાનપ્રાપ્તિ થયા પછી ધ્યાન ધરી શકાય છે. ત્યાર પછી સર્વ મનોવૃત્તિ તથા સર્વ મનોધર્મ ધ્યાનને આલિંગન દે છે; આ વખતે કર્મ આપોઆપ દૂર રહે છે.[38] જ્યારે કર્મ આપોઆપ દૂર રહે છે ત્યારે ફળની ઇચ્છા નિવૃત્ત થઈ જાય છે. આવી સ્થિતિ પ્રાપ્ત થતાં સર્વ શાંતિ સ્વાધીન થાય છે.[39] માટે હે સુભદ્રાપતે! શાંતિ ઉત્પન્ન કરવાનો આજ એક માર્ગ છે; માટે તારે પ્રથમ અભ્યાસજ કરવો જોઇએ.[40]

**श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।**
**ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छान्तिरनंतरम् ॥ १२ ॥**

**શ્લોકાર્થઃ—અભ્યાસ કરતાં જ્ઞાન શ્રેષ્ઠ છે; જ્ઞાન કરતાં ધ્યાન શ્રેષ્ઠ છે; ધ્યાન કરતાં કર્મના ફળનો ત્યાગ શ્રેષ્ઠ છે; કારણકે કર્મફળના ત્યાગદ્વારા શાંતિ પ્રાપ્ત થાય છે. (૧૨).**

**ઓવી અર્થઃ**—હે પાર્થ! અભ્યાસ કરતાં જ્ઞાન કઠિન છે; અને જ્ઞાન કરતાં ધ્યાન અધિક કઠિન છે.[41] પછી કર્મફલનો ત્યાગ એ ધ્યાન કરતાં પણ ઉત્તમ છે; અને ત્યાગ કરતાં પણ બ્રહ્મરૂપ પ્રાપ્તિનું સુખ વિશેષ છે. હે મહાવીર! બ્રહ્મપ્રાપ્તિનો આજ માર્ગ છે અને એજ માર્ગથી જે શાંતિની પ્રાપ્તિ કરી લે છે;[43]

**अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।**
**निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥ १३ ॥**

**શ્લોકાર્થઃ—જે કોઇનો પણ દ્વેષ કરતો નથી; જે સર્વ ભૂતોનો મિત્ર છે; જે દયાળુ છે; જે મમત્વશૂન્ય છે; જે નિરહંકાર છે; જેને સુખ અને દુઃખ એ ઉભય સમાન છે; જે ક્ષમાવાન છે. (૧૩).**

**ઓવી અર્થઃ**—તેના મનમાં ભૂત માત્ર પ્રત્યે દ્વેષનો લેશ પણ હોતો નથી. (તેની સર્વત્ર સમદ્રષ્ટિ હોય છે.) જે પ્રમાણે ચૈતન્યને આપપરભાવ હોતો નથી;[44] જે પ્રમાણે પૃથ્વી ઉત્તમ મનુષ્યનો ભાર સહન કરવો અને અપાત્ર મનુષ્યનો ભાર સહન કરવો નહિ એવો ભેદભાવ રાખતી નથી;[45] અથવા જે પ્રમાણે કૃપાવંત જીવ રાજાની દેહ રહે અને રંકની ન રહે એવો ભાવ ધારણ કરતા નથી;[46] કિંવા પાણી જે પ્રમાણે ગાયની તૃષા તૃપ્ત કરવી અને વાઘને વિષ

બની મારી નાખવો એવી ઇચ્છા મનમાં ધરતું નથી.[૪૭] તે પ્રમાણે પ્રાણી માત્ર સાથે જે એક સરખી મૈત્રી રાખે છે અને જે કૃપાને આધારભૂત થાય છે,[૪૮] તથા જેના મનમાં હું અને મારૂં એવો ભાવ ઉદ્‌ભવતો નથી, અને જેના મનમાં સુખ દુઃખ પણ આવતું નથી;[૪૯] તેજ પ્રમાણે ક્ષમાના વિષયમાં પૃથ્વી જેવી જેની યોગ્યતા છે અને સંતોષને જેણે પોતાના સાથળપર સ્થિત થવાને સ્થાન આપ્યું છે.[૫૦]

**संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।**
**मय्यर्पितमनोबुद्धिर्यो मे भक्तः स मे प्रियः ॥ १४ ॥**

**શ્લોકાર્થઃ—જે સર્વદા સંતુષ્ટ છે; જે સ્થિર ચિત્ત છે; જેણે પોતાના મનનો સંયમ કર્યો છે; જેનો નિશ્ચય બળવાન છે; અને જેણે પોતાનું મન તથા બુદ્ધિ મને અર્પણ કર્યાં છે; એવો જે મારો ભક્ત છે તે મને પ્રિય લાગે છે. (૧૪).**

**ઓવી અર્થઃ**—વર્ષાઋતુ શિવાયની બીજી ઋતુમાં પણ જે પ્રમાણે સમુદ્ર સદૈવ ભરેલા રહે છે, તે પ્રમાણે આનંદ ઉત્પન્ન કરવાના ઉપાયો કર્યા વિના જે સહજ આનંદમાં નિમગ્ન હોય છે;[૫૧] જે પોતાના સોગંદ ખાઇનેજ પોતાના મનને સ્વાધીન રાખે છે; અને જેના નિશ્ચયના બળથી નિશ્ચયમાં ખરાપણું આવે છે; જેના હૃદયમંદિરમાં જીવ અને પરમાત્મા એ ઉભય એકજ આસનપર સાથે વિરાજમાન થાય છે;[૫૩] આવી યોગસંપત્તિથી પૂર્ણત્વ પામીને જે મન તથા બુદ્ધિને મારામાં સમર્પિત કરી દે છે;[૫૪] અને અંતરમાં ધ્યાનયોગથી તથા બાહ્ય રીતે અષ્ટાંગ યોગથી સિદ્ધ થયો હોય તોપણ જે મારા પ્રતિ પૂર્ણ પ્રેમ રાખે છે;[૫૫] હે અર્જુન! તેજ ભક્ત છે, તેજ યોગી છે અને તેજ મુક્ત છે. વધારે શું કહું? તે સ્ત્રી છે અને હું પતિ છું. તે આટલો બધો મને પ્રિય હોય છે.[૫૬] છટ્! છટ્! એમ નથી. પરંતુ તે મારા પ્રાણ કરતાં પણ અધિક પ્રિયકર છે; પરંતુ આ દ્રષ્ટાંત પણ આ સ્થળે અપૂર્ણજ છે.[૫૭] પરંતુ પ્રિયકરની વાત કેવળ ભ્રમમાં નાખનારી વાર્તાજ છે એ વાત કોણ નથી જાણતું? એવા શબ્દદ્વારા કહી સંભળાવવાને યોગ્યજ નથી. પરંતુ પ્રેમજ એનો ઉચ્ચાર મારી કને કરાવે છે;[૫૮] અને એટલા માટેજ હું એને એવી ઉપમા આપી ગયો. બાકી પ્રેમનું વર્ણન કરી શકાય છે કે?[૫૯] હે અર્જુન! આ સર્વ વાત હવે એક બાજુ રહેવા દે; કારણકે પ્રિયકર મનુષ્ય વિષે વાત નીકળતાં પ્રેમ દ્વિગુણ વૃદ્ધિને પ્રાપ્ત થાય છે.[૬૦] તેમાં વળી જો શ્રોતા પણ પ્રેમાળ મનુષ્યજ પ્રાપ્ત થયો તો તો પછી તેના માધુર્યને શાની ઉપમા આપી શકાશે?[૬૧] હે અર્જુન! તુંજ મારો પ્રિયકર છે અને પ્રેમની વાર્તા સાંભળનારો પણ તુંજ છે; અને વળી તેમાં મારા પ્રિય ભક્તોની વાત કહેવાનો પ્રસંગ આવ્યો.[૬૨] તો હવે જે થવાનું હોય તે થાઓ, પરંતુ હું બોલીશજ; અને બોલવાનો પ્રસંગ મળ્યો એને પણ હું મારૂં સદ્‌ભાગ્યજ સમજું છું. એમ કહી દેવ ડોલવા લાગ્યા.[૬૩] પછી તેઓ બોલ્યાઃ–જેને હું મારા હૃદયમાં સંચિત કરી રાખું છું તેનાં લક્ષણો શું શું છે તે હવે કહું છું તે સાંભળ.[૬૪]

**यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।**
**हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥ १५ ॥**

**શ્લોકાર્થઃ—જેનાથી લોકોને ઉદ્વેગ થતો નથી અને લોકોના સંસર્ગથી જેને સંતાપ થતો નથી અને જે (વિષય સંબંધી) આનંદ, ક્રોધ, ભય તથા ત્રાસથી મુક્ત હોય છે, તે મને પ્રિય હોય છે. (૧૫).**

**ઓવી અર્થઃ**—જે પ્રમાણે સમુદ્ર ક્ષોભ પામે છે છતાં પણ જળચરોને તેની ભીતિ લાગતી

નથી, અને જળચરોનો સમુદાય પુષ્કળ વધ્યા છતાં સમુદ્રને તેનો કંટાળો આવતો નથી,[૬૫] તેજ પ્રમાણે ઉન્મત્ત જગત વિષે જેને ખેદ થતો નથી અને જેના દ્વારા લોકોને પણ ત્રાસ થતો નથી;[૬૬] વધારે શું કહું ? શરીર જે પ્રમાણે અવયવથી કંટાળતું નથી, તે પ્રમાણે આપણે સર્વેના જીવ છીએ એમ માની જે પ્રાણી માત્રથી કંટાળતો નથી;[૬૭] જગત્ એજ શરીર બનવાથી જેને પ્રિયાપ્રિય વસ્તુનો ભેદ રહેતો નથી, અને આ પ્રકારે દ્વૈતભાવનો નાશ થતાં જેના હૃદયના આનંદ અને ક્રોધ, એ વિકાર નષ્ટ થાય છે;[૬૮] આ પ્રમાણે સુખ દુઃખ જેને બાધા કરી શકતાં નથી; જે ભય, ઉદ્વેગ ઇત્યાદિકથી રહિત હોય છે, અને આવી સ્થિતિ પ્રાપ્ત થયા છતાં પણ જે મારી ભક્તિ કરે છે,[૬૯] તો તે મને અતિ પ્રિય થઈ પડે છે; આ પ્રેમનું હું શું વર્ણન કરૂં ? અરે તે તો મારા પ્રાણનો પણ પ્રાણ છે.[૭૦] જે આત્માનંદથી તૃપ્ત થયો છે અને જે રૂપાંતર લઈને જન્મ પામ્યો છે તે પૂર્ણતારૂપી તરૂણ સ્ત્રીનો પતિજ છે.[૭૧]

**अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।**
**सर्वारंभपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥ १६ ॥**

**શ્લોકાર્થઃ—મારો જે ભક્ત નિસ્પૃહ, અંતર્બાહ્ય, પવિત્ર, દક્ષ, ઉદાસીન, નિર્ભય, અને ફળની ઇચ્છાથી કોઇ પણ કર્મ ન કરનાર એવો હોય છે, તે મને પ્રિય થઇ પડે છે. (૧૬)**

**ઓવી અર્થઃ**—હે અર્જુન ! તેમાં ઇચ્છાનો સર્વથા લોપ હોય છે અને તેની વૃત્તિમાં નિરંતર સુખની ભરતીજ આવ્યા કરે છે.[૭૨] કાશીક્ષેત્ર મુક્તિ પ્રાપ્ત કરી અપાવવાને માટે પ્રખ્યાત છે; પરંતુ ત્યાં દેહ પાડયા વિના મુક્તિ મળતી નથી.[૭૩] હિમાલય પર્વતપર જવાથી દોષોનું ક્ષાલન થાય છે પરંતુ ત્યાંની હવા અનુકૂળ ન આવવાથી જીવની હાનિ થાય છે; પરંતુ જે સજ્જન હોય છે તેના સમાગમથી જીવની હાનિ ન થતાં પવિત્રતા પ્રાપ્ત થાય છે.[૭૪] પતિતપાવની ગંગાનું ઉદક પણ પવિત્ર છે, અને તેમાં સ્નાન કરવાથી પાપ અને મનના તાપ દૂર થાય છે; પરંતુ તેમાં ડૂબવાની ભીતિ હોય છે.[૭૫] આજ પ્રમાણે ભક્તિરૂપી નદીનું ઊંડાણ અપાર છે પરંતુ મનુષ્ય જો તેમાં પ્રવેશ કરશે તો તે ડૂબશે પણ નહિ અને તેના પ્રાણની હાનિ પણ થશે નહિ, પરંતુ તેને અવિચ્છિન્ન મોક્ષની પ્રાપ્તિ થશે.[૭૬] જે સંતોના સમાગમથી ગંગાનાં પાતક પણ નષ્ટ થાય છે, તે સંતના સમાગમથી પવિત્રતા પ્રાપ્ત થશે કે નહિ એ પ્રશ્નજ શા માટે ઉદ્‌ભવવો જોઇએ ?[૭૭] માટે જે સાધુ છે તે પોતાની પવિત્રતાથી તીર્થને પણ આશ્રયભૂત થઇને મનના સર્વ વિકારોને દશે દિશામાં વિખેરી નાખે છે.[૭૮] તે સૂર્યની પેઠે અંતર્બાહ્ય નિર્મળ હોય છે અને જે પ્રમાણે પગપાળાને દિવ્યદ્રષ્ટિ હોય છે, તે પ્રમાણે તેને બ્રહ્મતત્ત્વ દેખાય છે.[૭૯] જે પ્રમાણે આકાશ સર્વવ્યાપક હોવા છતાં, પણ સર્વથી અલિપ્ત હોય છે તે પ્રમાણે જેનું મન સર્વવ્યાપાક હોવા છતાં કોઈ પણ વસ્તુથી લિપ્ત થતું નથી;[૮૦] પક્ષી જે પ્રમાણે પારધિના હાથમાંથી છુટતાં નિર્ભય બને છે, તે પ્રમાણે જે સંસારની ચિંતાથી અલિપ્ત થઇ નિરિચ્છ બની જાય છે;[૮૧] મૃત મનુષ્ય જે પ્રમાણે પોતાનું અંગ ખુલ્લું હોય તે માટે લજ્જીત થતો નથી, તે પ્રમાણે જે નિરંતર સુખી હોય છે તેને કોઈ પણ વસ્તુ તુચ્છ લાગતી નથી;[૮૨] અને કોઇ પણ કર્મનો આરંભ કર્યા પૂર્વે તેના મનમાં કર્તૃત્વાભિમાન બિલકુલ હોતું નથી.[૮૩] અગ્નિ જે પ્રમાણે સર્પણ વિના આપોઆપ બુઝાઇ જાય છે, તે પ્રમાણે મોક્ષ પ્રાપ્તિને માટે નિર્દિષ્ટ કરેલાં અંગો પૈકી ઉપશમ શાંતિ તેને પ્રાપ્ત થઈ હોય છે;[૮૪] હે અર્જુન ! આ પ્રકારે આત્મસ્વરૂપથી ઓતપ્રોત ભરેલો પુરૂષ દ્વૈતની પેલીમેરના તીરપર નીકળી જાય છે;[૮૫] કિંવા ભક્તિદ્વારા ઉત્પન્ન થતા સુખને માટે તે પોતેજ પોતાના બે ભાગ પાડે છે અને

તેમાં એકનું નામ 'સેવક' રાખે છે,[૮૬] અને બીજાનું નામ 'દેવ' રાખે છે. આ પ્રકારે જે ભક્તિ ન કરનાર લોકોને ભક્તિમાર્ગનું આચરણ કરી બતાવે છે;[૮૭] તેના પરજ મારી પ્રીતિ હોય છે, તે મારૂં નિજ ધ્યાન થાય છે, કિંવા જ્યારે તે મને મળે છે ત્યારેજ મને સંતોષ થાય છે.[૮૮] તેને માટેજ મારે આ અવતારો ધારણ કરવા પડે છે; તેનેજ માટે મારે અહીંયાં વાસ કરવો પડે છે; અને તેનાપરથી હું પંચપ્રાણને પણ ઓવારી નાખું છું, એટલો તે મને પ્રિય હોય છે.[૮૯]

**यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति।**
**शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः॥ ॥१७॥**

**શ્લોકાર્થઃ**—જે ઇષ્ટ વસ્તુના લાભથી સંતોષ માનતો નથી, તે ન મળવાથી ખેદ પામતો નથી, તેનો વિયોગ થવાથી શોક કરતો નથી, અને તેને પ્રાપ્ત કરવાની ઈચ્છા કરતો નથી, તથા શુભાશુભ કર્મોનો ત્યાગ કરે છે, તે મને પ્રિય થઈ પડે છે. (૧૭)

**ઓવી અર્થઃ**—જે બ્રહ્મપ્રાપ્તિથી કોઈ પણ વસ્તુને ઉત્તમ માનતો નથી, તેને કોઈ પણ પ્રકારના વિશેષ ઉપભોગથી આનંદ થતો નથી.[૯૦] જે પોતેજ વિશ્વસ્વરૂપ હોવાથી દ્વૈતભાવને વિસરી જાય છે, માટે જે પુરૂષના મનમાંથી દ્વેષ નષ્ટ થાય છે;[૯૧] જે ખરેખર પોતાની વસ્તુ છે તે કલ્પાંતે પણ નષ્ટ થનાર નથી એમ મનમાં નિશ્ચયપૂર્વક સમજીને ગત વસ્તુનો શોક કરતો નથી;[૯૨] જે સ્વરૂપ કરતાં ઉત્તમ વસ્તુ આ જગતમાં કોઇ પણ નથી તે સ્વરૂપ જે પોતેજ બનીને રહે છે, તે કોઇ પણ વસ્તુની ઇચ્છા કરતો નથી.[૯૩] જેને કોઈ પણ વસ્તુ સારી અથવા માઠી લાગતી નથી, અને જે પ્રમાણે સૂર્યની પાસે રાત્રિ તથા દિવસનો ભેદ લેશ પણ હોતો નથી;[૯૪] તે પ્રમાણે જે કેવળ જ્ઞાનસ્વરૂપ હોવા છતાં પણ મારા ભજનમાં પોતાનો કાળ વ્યતીત કરે છે,[૯૫] તે ભક્તના જેવી પ્રિય વસ્તુ અમને બીજી કોઇ પણ નથી. તારાજ ગળાના સમ ખાઇને કહું છું કે આ વાત અક્ષરશઃ સત્ય છે.[૯૬]

**समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः।**
**शीतोष्णसुखदुःखेषु समः संगविवर्जितः॥ १८॥**

**શ્લોકાર્થઃ**—જે શત્રુ અને મિત્રની સાથે એક સરખી વર્તણુક રાખે છે; જે માન અને અપમાનને સમાન માને છે; જે શીત અને ઉષ્ણ તથા સુખ અને દુઃખને સમાનજ ગણે છે; અને જે કોઈ પણ વસ્તુપર આસક્તિ ધરાવતો નથી. (૧૮)

**ઓવી અર્થઃ**—હે અર્જુન! જેના મનમાં વક્રતાનો લેશ પણ હોતો નથી અને જે શત્રુ તથા મિત્ર ઉભયને સમાનજ માને છે;[૯૭] કિંવા હે અર્જુન! જે પ્રમાણે દીપક ઘરના માણસોનેજ પ્રકાશ આપવો અને પરાયાને ન આપવો એવો ભેદભાવ રાખતો નથી;[૯૮] વૃક્ષ જે પ્રમાણે પોતાનાપર ઘા મારનારને અને પોતાના રોપનારને એક સરખોજ છાયો આપે છે;[૯૯] કિંવા શેરડી જે પ્રમાણે પોતાને પાણી સિંચીને પોષણ આપી વધારે છે તેને મિષ્ટ અને જે યંત્રમાં ઘાલીને પીલી નાખે છે તેને કટુ સ્વાદ કદિ આપતી નથી,[૨૦૦] તે પ્રમાણે હે અર્જુન! જેના મનમાં શત્રુમિત્ર ભાવ હોતો નથી અને જે માનાપમાન પ્રતિ સમબુદ્ધિ રાખે છે;[૧] આકાશ જે પ્રમાણે ત્રણે ઋતુમાં સમાન હોય છે, તે પ્રમાણે જે શીતઋતુ અને ગ્રીષ્મઋતુને સરખીજ માને છે;[૨] હે અર્જુન! મેરૂપર્વત જે પ્રમાણે ઉત્તર અને દક્ષિણ એ બન્ને દિશા તરફના વાયરાને એક સરખોજ માને છે, તે પ્રમાણે સુખ દુઃખ પ્રાપ્ત થયા છતાં જે પોતાના મનની સમતા ઢળવા દેતો નથી;[૩] રાયથી લઇને રંક પર્યંત સર્વને ચંદ્રકિરણો જે પ્રમાણે એક સરખાંજ સુખકર હોય છે, તે

પ્રમાણે જે પ્રાણી માત્રને સમાન માને છે;[૪] સર્વ જગતને પાણી સરખી રીતેજ સેવ્ય હોય છે, તે પ્રમાણે ત્રણે લોક જેની ઇચ્છા કરે છે;[૫] જે અંતર્બાહ્ય થતો વિષયોનો સંબંધ તેમજ પાછળથી પ્રાપ્ત થનારો સંબંધ છોડી દે છે, તથા એકાંતમાં રહી પોતાના મનને પોતાના મનપરજ સ્થિર કરીને સુખ માને છે.[૬]

**तुल्यनिंदास्तुतिर्मौनी संतुष्टो येन केनचित् ।**
**अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥ १९ ॥**

**શ્લોકાર્થઃ—**જેને નિંદા અને સ્તુતિ સમાન છે; જે મૌન ધારણ કરે છે; યદૃચ્છયા જે કાંઇ પ્રાપ્ત થાય તેથીજ જે સંતુષ્ટ રહે છે; જેનું કોઇ નિશ્ચિત સ્થાન નથી; જેની બુદ્ધિ સ્થિર હોય છે; અને જે મારી ભક્તિ કરે છે; તે મનુષ્ય મને પ્રિય હોય છે. (૧૯).

**ઓવી અર્થઃ—**જે અન્ય મનુષ્યે કરેલી નિંદાથી ક્રોધિત થતો નથી; અને સ્તુતિથી ધન્યવાદ માનતો નથી; જે પ્રમાણે આકાશ સર્વવ્યાપક હોવા છતાં તેને કોઇ પણ વસ્તુનો સંસર્ગ થતો નથી,[૭] તે પ્રમાણે જે નિંદા અને સ્તુતિની ગણના એક સરખીજ કરીને પ્રપંચમાં (લોકોથી ભરેલા સંસારમાં) અને વનમાં પોતાની વૃત્તિ એક સરખીજ રાખીને વર્તન કરે છે;[૮] મુખમાંથી સત્ય અને અસત્ય ભાષણ નીકળતાં પોતાનામાં સંકલ્પવૃત્તિ ન હોવાથી જેના મૌનનો ભંગ થતો નથી અને બ્રહ્મસ્થિતિનો ઉપભોગ લેવા છતાં જેને વિશ્રાંતિ હોતી નથી;[૯] જે પ્રમાણે વૃષ્ટિ ન થવાથી સમુદ્ર ઘટી જતો નથી, તે પ્રમાણે પોતાની ઈચ્છા અનુસાર ઘટના બને તો જે સંતોષ પામતો નથી, અને ન બને તો જે ખેદ પામતો નથી;[૧૦] વાયુ જે પ્રમાણે એક સ્થાને રહેતો નથી તે પ્રમાણે જે કયાંય પણ આશ્રય કરીને રહેતો નથી;[૧૧] જે પ્રમાણે વાયુ સર્વ આકાશમાં નિત્ય રહે છે. તે પ્રમાણે સર્વ જગ જેનું વિશ્રાંતિસ્થાન છે;[૧૨] આ વિશ્વજ મારૂં ઘર છે એવો જેનો પાકો નિશ્ચય થયો છે, કિંબહુના સ્થાવર જંગમ વિશ્વજ જે પોતે બન્યો છે;[૧] અને હે અર્જુન આવી પૂર્ણતાએ પહોંચ્યા છતાં પણ જે મારા ભજનમાં પૂર્ણ પ્રીતિ રાખે છે તેને હું મારા મસ્તકપર મુકુટની પેઠે ધારણ કરૂં છું.[૧૪] જે ઉત્તમ પુરૂષ છે. તેની આગળ મસ્તક નમાવવું એમાં કાંઇ આશ્ચર્ય નથી! પરંતુ ત્રણે લોકમાં વસતાં સ્ત્રીપુરૂષો જેના ચરણોનું તીર્થોદક લઈ પોતાને ધન્યવાદ આપે છે. એવો જે હું તે તેને મસ્તકપર ધારણ કરૂં છું.[૧૫] મારામાં જે પૂર્ણ શ્રદ્ધા રાખે છે, તેનો આદરસત્કાર કેમ કરવો? તે વાત શ્રી શંકર ગુરૂ હોયતોજ સમજી શકાય એવી છે.[૧૬] પરંતુ હવે એ વાત રહેવા દો. કારણકે શંકરની શ્લાઘા કરવા જતાં આત્મસ્તુતિ કરવા જેવું થશે.[૧૭] માટે હે અર્જુન! આ દ્રષ્ટાંત આ સ્થળે યોગ્ય નથી; મારા આવા ભક્તને હું મારા મસ્તકપર ધારણ કરૂં છું.[૧૮] તે ચોથી પુરૂષાર્થ-સિદ્ધિ જે મોક્ષ તેને હાથમાં લઇને ભક્તિમાર્ગે જતાં જગતને ભક્તિનો પાઠ શીખવે છે.[૧૯] તે બ્રહ્મપ્રાપ્તિનો પૂર્ણ અધિકારી હોઇ મોક્ષની આંધછોડ કરે છે, પરંતુ તે પાણી જેવો નમ્ર હોય છે.[૨૦] એટલા માટેજ હું તેને નમસ્કાર કરૂં છું, તેને મારા મસ્તકપર ધારણ કરૂં છું અને તેના પાદુપ્રહારને અર્થાત્ શ્રી વત્સલાંચ્છન ચિન્હને હું મારા હ્રદયપર ધારણ કરૂં છું.[૨૧] તેના ગુણરૂપી અલંકારો હું મારી વાણી કને ધારણ કરાવું છું, (તેના ગુણાનુવાદ હું ગાઉં છું.) અને તેના કીર્તિરૂપી અલંકારો શ્રવણેંદ્રિય કને ધારણ કરાવું છું; (કોઈ તેના યશ ગાય તો હું તે સાંભળું છું;)[૨૨] આવા જે મારા ભકતો છે તેને જોઈ શકે એવાં નેત્રો જો મને પ્રાપ્ત થાય તો નેત્રરહિત એવો જે હું તે અવતાર લઇને જોઉં છું અને મારા હસ્તમાં રહેલાં કમળથી તેની પૂજા કરૂં છું.[૨૩] બે હસ્તોપર બીજા બે હસ્તો ધારણ કરી તેને આલિંગન

આપવાને માટે હું અવતાર ધારણ કરૂં છું.[24] તેની સંગતિના સુખાતિશયથી મને-નિરાકારને દેહ ધારણ કરવી પડે છે. વધારે શું કહું! તે મારો જીવ કિંવા પ્રાણ છે! તેજ ફક્ત મારા પરમ મિત્ર છે એમ કહેવામાં અતિશયોક્તિ શું છે? એટલુંજ નહિ, પરંતુ જેઓ તેનાં ચરિત્રને શ્રવણ કરે છે તે પણ મારા પ્રાણ કરતાં મને અધિક પ્રિય હોય છે.[27] હે અર્જુન! તને સંપૂર્ણ રીતે આ જે યોગ કહી સંભળાવ્યો, તે ભગવત્પ્રાપ્તિના ઉપાયોથી ભરેલો ભક્તિયોગ છે.[28] આ યોગસ્થિતિનું મહત્વ એટલું વિશેષ છે કે જેનાપર હું પ્રીતિ કરૂં છું અને જેને મારા મનમાં તથા મારા મસ્તકપર ધારણ કરૂં છું.[29]

**ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।**
**श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥ २० ॥**

**શ્લોકાર્થઃ**—પણ મારાપર શ્રદ્ધા રાખી મત્પરાયણ થઇ મારા જે ભક્તો અત્યાર સુધી વર્ણવેલા ધર્મામૃતનું સેવન કરે છે, તે મને અતિશય પ્રિય થઇ પડે છે. (૨૦).

**ઓવી અર્થઃ**—આ રમ્ય અને અમૃતવૃષ્ટિ કરનારી તથા ધર્માનુકૂળ યોગની વાત સાંભળી જે તેનો અનુભવ લે છે;[30] તેજ પ્રમાણે તે યોગમાં પૂર્ણ શ્રદ્ધા રાખી પોતાના મનમાં જે તેને ઉત્તમ રીતે ઠસાવે છે અને તે વિષે પોતાના મનમાં પૂર્ણ વિચાર કરી જે તેનું આચરણ કરે છે;[31] જેના મનની ખરેખરી સ્થિતિ આવી થાય છે, તેને જે પ્રમાણે ઉત્તમ ક્ષેત્રમાં બી વાવવાથી ઉત્તમ પાક ઉતરે છે તે પ્રમાણે, ઉત્તમ ફળ પ્રાપ્ત થાય છે.[32] પરંતુ મને શ્રેષ્ઠ માની તથા મારા પ્રત્યે પ્રેમ ધરી, હું સર્વ વ્યાપક છું એમ જે માને છે;[33] તેજ આ જગત્માં મારો ભક્ત અને યોગી છે; અને તેથીજ, હે પાર્થ! તેના પ્રત્યે મારા દિલમાં અતિશય પ્રેમ ઉત્પન્ન થાય છે.[34] જેને ભક્તિકથા અત્યંત પ્રિય હોય છે, તેજ આ જગત્માં મારૂં તીર્થ છે; તેજ ક્ષેત્ર છે અને તેજ પવિત્ર પુરૂષ છે.[35] હું તેનું ધ્યાન ધરૂં છું, તેજ મારૂં પૂર્ણ દૈવત છે, અને તેના શિવાય મને બીજી કોઈ પણ વસ્તુ પ્રિય નથી.[36] મને તેનોજ નાદ લાગે છે, અને મારો ભંડાર પણ તેજ છે, વધુ શું કહું? તેનું દર્શન કર્યા શિવાય મને સંતોષ થતો નથી.[37] હે પાંડુસુત! મારા પ્રેમાળ ભક્તની કથા જે કહે તે મારો પરમ દેવતા છે, એમ હું માનું છું.[38] સંજય કહે છેઃ-સર્વ જગત્ને આનંદ આપનાર, સર્વ જગત્ને ઉત્પન્ન કરનાર જે મુકુંદ તે આ પ્રમાણે બોલ્યા.[39] હે રાજા ધૃતરાષ્ટ્ર! જે નિર્મળ, નિષ્કલંક, લોકપર કૃપા કરનાર, શરણાગતનું રક્ષણ કરનાર, શરણાગતનું વિશ્રાંતિસ્થાન,[40] દેવોને સાહાય્ય કરવી એજ જેનું શીલ અને લોકોનું લાલન કરવું એજ જેની લીલા અને શરણાગતનું સંરક્ષણ કરવું એજ જેનો ખેલ છે;[41] જે ધર્મ અને કીર્તિથી સ્વચ્છ રીતે શોભનાર તથા દાન કરવામાં અત્યંત સરળ છે અને જે નિરૂપમ બળવાન હોવા છતાં બળિના પ્રેમબંધનથી બદ્ધ છે,[42] જે ભક્તજનોપર પ્રેમ ધરનાર, પ્રેમાળ જનોની સાથે મુક્ત મનથી વર્તનાર, ખરી વર્તણુંક રાખનારના તારક અને ચૌદ વિદ્યા તથા ચોસઠ કળાના નિધિ છે,[43] તે ભક્તોના રાજા વૈકુંઠનાયક શ્રી કૃષ્ણ ભગવાન્ સુદૈવવાન અર્જુન પ્રત્યે બોલતા હતા અને અર્જુન સાંભળતો હતો;[44] સંજય વિશેષ બોલ્યોઃ-હે રાજા ધૃતરાષ્ટ્ર! હવે કહેવાની કથાનો પ્રકાર સાંભળો;[45] જ્ઞાનદેવ કહે છેઃ-તેજ રસભરિત કથા મરાઠી ભાષામાં કહું છું તે સાંભળો.[46] હે શ્રોતાજનો! મારે આપના જેવા સંતોને શરણે જવું એમજ મને મારા ગુરૂ નિવૃત્તિદાસે શીખવ્યું છે.[247]



# त्रयोदश अध्याय.

આત્મરૂપ ગણેશનું સ્મરણ કરી, સર્વ વિદ્યાઓનું આશ્રયસ્થાન એવા જે શ્રીગુરૂના ચરણ તેને હું નમસ્કાર કરૂં છું.[1] તેમનું સ્મરણ કરતાં સર્વ કાવ્યશક્તિ સ્વાધીન થાય છે અને સર્વ વિદ્યા જીહ્‌હાગ્રે આવે છે,[2] તેજ પ્રમાણે ભાષણમાં એટલું માધુર્ય આવે છે કે તેની સમક્ષ અમૃત પણ ફિક્કું પડી જાય છે અને મુખમાંથી નીકળતા પ્રત્યેક અક્ષરને રસ અનુકૂળ થાય છે.[3] ગર્ભિત અર્થોની રેલછેલ ચાલે છે અને તે એક પછી એક સૂઝવા માંડે છે અને આત્મ-જ્ઞાનનું હાર્દ સમજી શકાય છે.[4] જો આપણા મનમાં નિરંતર શ્રીગુરૂના ચરણોનું સ્મરણ રહેતું હોય તો જ્ઞાનનો ભાગ્યોદય થાય છે.[5]

अर्जुन उवाच। प्रकृतिं पुरुषं चैव क्षेत्रं क्षेत्रज्ञमेव च ।
एतद्वेदितुमिच्छामि ज्ञानं ज्ञेयं च केशव ॥ १ ॥

શ્લોકાર્થઃ—અર્જુન કહે છેઃ-હે કેશવ! પ્રકૃતિ અને પુરૂષ, ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞ અને જ્ઞાન તથા જ્ઞેયને જાણવાની હું ઈચ્છા રાખું છું. (૧).

ઓવી અર્થઃ—પછી અર્જુન બોલ્યો–હે દેવ! પ્રકૃતિ તથા પુરૂષ અને ક્ષેત્રજ્ઞ તથા ક્ષેત્ર-વિશેષ ઇત્યાદિને તમારી પાસેથી સંપૂર્ણ રીતે જાણી લઉં, એવી મારી આકાંક્ષા છે.[6]

श्रीभगवानुवाच। इदं शरीरं कौन्तेय क्षेत्रमित्यभिधीयते ।
एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ॥ २ ॥

શ્લોકાર્થઃ—શ્રી ભગવાન કહે છેઃ-હે કુંતીપુત્ર! આ શરીરને 'ક્ષેત્ર' કહેવામાં આવે છે અને જે એને જાણે છે તેને તત્વજ્ઞ પુરૂષો 'ક્ષેત્રજ્ઞ' કહે છે. (૨)

ઓવી અર્થઃ—હે પાર્થ! સાંભળ. આ દેહને ક્ષેત્ર કહેવામાં આવે છે અને જે એ ક્ષેત્રને જાણે છે તેને ક્ષેત્રજ્ઞ કહેવામાં આવે છે.[7]

क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥ ३ ॥

શ્લોકાર્થઃ—હે અર્જુન! સર્વ ક્ષેત્રોમાં જે ક્ષેત્રજ્ઞ તે પણ હુંજ છું એમ જાણ; ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞ વિષેનું જે જ્ઞાન છે તેજ ઉત્તમ જ્ઞાન છે એવો મારો અભિપ્રાય છે. (૩).

ઓવી અર્થઃ—અને જેને ક્ષેત્રજ્ઞ કહેવામાં આવે છે અને જે સર્વ ક્ષેત્રોનું પોષણ કરે છે તે હુંજ છું એમ નિશ્ચયપૂર્વક જાણ.[8] જે જ્ઞાનથી ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ યથાર્થ જાણી શકાય છે તેનેજ હું જ્ઞાન સમજું છું.[9]

तत्क्षेत्रं यच्च यादृक् च यद्विकारि यतश्च यत् ।
स च यो यत्प्रभावश्च तत्समासेन मे शृणु ॥ ४ ॥

શ્લોકાર્થઃ—તે ક્ષેત્ર શું, કયા પ્રકારનું અને કયા વિકારનું છે અને તે દ્વારા કયાં કાર્યો ઉત્પન્ન થાય છે; અને તે ક્ષેત્રજ્ઞ કોણ છે, તથા તેનામાં શું સામર્થ્ય છે, તે સર્વ મારી પાસેથી સંક્ષેપમાં સાંભળ. (૪).

ઓવી અર્થઃ—આ શરીરને જે અભિપ્રાયથી ક્ષેત્ર નામ આપવામાં આવ્યું છે તે સર્વ અભિપ્રાય હું કહી સંભળાવું છું.[10] એને ક્ષેત્ર શા માટે કહેવું? એ કેવી રીતે અને ક્યાં ઉત્પન્ન

થાય છે? કયા કયા વિચારોથી એની વૃદ્ધિ થાય છે?[11] એ સાડાત્રણ હાથનું નાનું સરખું છે, પણ તે કેટલું મહાન અને વજનદાર છે? તથા ફલિત અને નિષ્ફળ ક્ષેત્ર કોનું છે?[12] ઇત્યાદિ જે જે એના ગુણ છે તે ક્રમશઃ હું વર્ણવું છું, તે પ્રતિ તું લક્ષ આપ.[13] આજ ક્ષેત્રને માટે શ્રુતિની બડબડ નિરંતર ચાલુ છે; અને તર્ક પણ એનોજ નિશ્ચય કરવા માટે સદૈવ એક સરખી ચર્ચા કર્યો જાય છે;[14] એજ વાતને વાટતાં વાટતાં ષટ્‌શાસ્ત્રો થાકીને સ્વસ્થ બેઠાં છે; અને એટલા માટેજ અદ્યાપિ તેમનું ઐક્ય થયું નથી;[15] આ શાસ્ત્ર વિષે એકમત સ્થાપન કરવાને માટે અખિલ જગત્‌માં શાસ્ત્ર સંબંધયુક્ત ચર્ચા ચાલુ છે.[16] પરંતુ અદ્યાપિ એકબીજાનાં મુખો મળ્યાં નથી અને ઐક્ય પણ થયું નથી; એનાજ સંબંધમાં યુક્તિ પ્રયુક્તિઓ લડાવતાં લડાવતાં અંતે તેમનો પરાભવ થયો છે.[17] એ ક્ષેત્ર કોનું છે તે કોઇ જાણતું નથી પરંતુ તેને વિષે ધરવામાં આવતા 'હુંપણા'નું મહત્વ શું વર્ણવીએ? નિત્ય ઘેરે ઘેર એનીજ માથાફોડ ચાલે છે.[18] નાસ્તિકોનું મુખ બંધ કરવાને માટે વેદ અતીવ પ્રબળ છે એવી સ્થિતિ જોઇને પાખંડીઓની વેદ વિષે ઇદંતૃતીયં બડબડ આરંભાઇ.[19] તેઓ કહે છે કે તમે વેદો નિર્મૂળ છો અને વ્યર્થ બકબકારો કરનાર છો. જો આ વાતનો તમે અસ્વીકાર કરતા હો તો તેને સિદ્ધ કરવાનું અમે પ્રતિજ્ઞાસહ બીડું ઝડપીએ છીએ.[20] પાખંડીઓના સમુહોના સમુહો દ્રષ્ટિગોચર થાય છે. કોઇ વસ્ત્રવિહીન થઇ ફરે છે, કોઇ મુંડન કરાવી ફરે છે, તોપણ તેમણે ઠરાવેલા સર્વ વિતંડાવાદ આપોઆપ જમીનદોસ્ત થાય છે.[21] આ ક્ષેત્ર મૃત્યુના પંજામાં સપડાઇ વ્યર્થ જાય એટલા માટે (આત્માને બ્રહ્માંડે ચઢાવી તેનું સંરક્ષણ કરવાને) યોગી આગળ પ્રગતિ કરે છે.[22] જે મૃત્યુથી ભીતિ પામે છે તે એકાંતવાસ સેવી યમ નિયમોનો સાધનસમુદાય એકત્રિત કરે છે;[23] આજ ક્ષેત્રના વિચારના અભિમાનને લઇને શ્રી શંકરે રાજ્યનો પરિત્યાગ કર્યો હતો; અને તે દ્વારા પોતાને ઉપાધિ ન થાય એટલા માટે તેઓએ સ્મશાનવાસ કીધો હતો. આ ક્ષેત્રનું જ્ઞાન અવશ્ય પ્રાપ્ત કરીશજ એવી પ્રતિજ્ઞા લઈ શંકરે વનમાં વાસ કરી, દશ દિશાનેજ પોતાનાં વસ્ત્રો માન્યાં; અને કામને યોગથી ભ્રષ્ટ કરનાર જાણીને તેને બાળીને ભસ્મ કર્યો.[25] આજ વાતનો નિશ્ચય કરવાને માટે બ્રહ્માને ચાર મુખો ઉત્પન્ન થયાં, પરંતુ તેમને પણ આ ક્ષેત્રનું જ્ઞાન થયું નહિ.[26]

**ऋषिभिर्बहुधा गीतं छन्दोभिर्विविधैः पृथक् ।**
**ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः ॥ ५ ॥**

**શ્લોકાર્થઃ**—આ ક્ષેત્ર ક્ષેત્રજ્ઞજ્ઞાન ઋષિઓએ અનેકવિધ નિર્દિષ્ટ કર્યું છે; ઋગ્વેદાદિ વેદોએ પ્રથક્ પ્રથક્ પ્રણાલીથી નિર્દિષ્ટ કર્યું છે; અને યુક્તિથી યુક્ત તથા નિશ્ચયાત્મક બ્રહ્મપ્રતિપાદક સૂત્રોદ્વારા તથા પદોદ્વારા નિર્દિષ્ટ કર્યું છે. (૫).

**ઓવી અર્થઃ**—જે કર્મવાદી છે, તેઓ એમ કહે છે કે આ સર્વ ક્ષેત્રો જીવના તાબામાં છે અને તેની સર્વ વ્યવસ્થા પ્રાણને સોંપવામાં આવી છે.[27] જે પ્રાણીને ઘેર તેના ચાર બંધુઓ (અપાન, વ્યાન, સમાન તથા ઉદાન) અંગ મહેનતથી પ્રયાસ કરે છે અને તેનાપર દેખરેખ રાખનાર અધિકારી મન છે;[28] તે પ્રાણીને ત્યાં પંચ જ્ઞાનેંદ્રિયો તથા પંચ કર્મેંદ્રિયો બળદની જોડ બનીને રાત્રિદિવસ કાંઈ પણ શબ્દોચ્ચાર કર્યા વિના વિષયરૂપી ક્ષેત્રમાં મહેનત કરે છે;[29] પછી કર્તવ્યની ઉષ્ણતાને ચૂકવીને (વિહિત કર્માચરણની સંધિ ખોઇ નાખીને) તથા અન્યાયનાં બીજ વાવીને તેને દુષ્કર્મોનું ખાતર પુરે છે;[30] આથી જેવાં તેવાં અનન્વિત ફળો આવી કોટયવધિ જન્મ પર્યંત જીવ દુઃખ ભોગવે છે;[31] કિંવા વિહિત કર્માચરણરૂપી ઉષ્ણતાનો વિનિમય કરી લઇ સત્કર્મોનાં બીજ વાવીને કોટયવધિ જન્મ પર્યંત સુખ ભોગવે છે.[32] પરંતુ

સાંખ્ય મતવાદીઓ આ અભિપ્રાયનો સ્વીકાર કરતા નથી. તેઓ કહે છે કે ક્ષેત્ર એ જીવને સ્વાધીન નથી; તે કોને સ્વાધીન છે તે સર્વ અમને પૂછો.[૩૩] અરે! જીવ તો એક વટેમાર્ગુ છે અને તે ભ્રમણ કરતો કરતો ક્ષેત્રમાં માત્ર અલ્પ સમય પર્યંત વાસ કરે છે અને પ્રાણ તો જાગીરદાર હોવાથી સર્વદા જાગૃત રહે છે.[૩૪] સાંખ્યમતવાદીઓ જે અનાદિસિદ્ધ પ્રકૃતિની સ્તુતિ કરે છે તે પ્રકૃતિની વૃત્તિ આ ક્ષેત્રમાં છે એમ તું જાણ;[૩૫] અને તે પ્રકૃતિના ઘરનાં સર્વ રાચરચીલાં હોવાથી ક્ષેત્રનો સર્વ વહીવટ તે ઘરમાં થયા કરે છે.[૩૬] એ ક્ષેત્રમાં મૂળ વાવણી કરનાર જે આ સૃષ્ટિના મુખ્ય ત્રણ ગુણો છે તે પ્રકૃતિના ગર્ભમાંથીજ ઉત્પન્ન થયા છે.[૩૭] રજોગુણ વાવણી કરે છે, સત્ત્વગુણ તેનું સંરક્ષણ કરે છે અને એકલો તમોગુણ સર્વ પાકને એકઠો કરે છે.[૩૮] પછી મહત્તત્ત્વનાં ખળાં કરીને કાળનામક જબરદસ્ત સાંબેલાવડે ફોતરામાંથી દાણા છુટા પાડવામાં આવે છે; અને એટલામાંજ અવ્યક્તરૂપ સંધ્યાકાળ અનાયાસ આવી પહોંચે છે.[૩૯] એટલામાં બુદ્ધિવાન સંકલ્પવાદીઓને આ બોલવું ન રૂચવાથી તેઓ બોલ્યા કે તમારી આ કલ્પના કેવળ આ લોકની છે.[૪૦] અહો! બ્રહ્મની આગળ પ્રકૃતિનો શું હિસાબ? આ ક્ષેત્રની વાત હું કહું છું તે સાંભળો તો ખરા.[૪૧] લયરૂપી પલંગપરની શૂન્યરૂપી શય્યાપર બલવાન સંકલ્પ ઉંઘતો હતો,[૪૨] તે અકસ્માત્ જાગૃત થયો અને તે પોતાના વ્યાપારમાં સર્વદા તત્પર હતો તેથી તેને પોતાની ઇચ્છાનુરૂપ ઉપહાર મળ્યો;[૪૩] અને તે સંકલ્પના નિર્ગુણ સ્વરૂપનો ત્રિભુવન જેવડો બાગ તેની ખટપટથી રંગરૂપને પ્રાપ્ત થયો.[૪૪] પછી ભિન્નભિન્ન પંચમહાભૂતો એકત્ર કરી ભૂતગ્રામના જરાયુજ, સ્વેદજ, અંડજ અને ઉદ્‌ભિજ એવા ચાર ઘાટ રચવામાં આવ્યા;[૪૫] પછી પંચમહાભૂતના જુદા જુદા પેટા ભેદ કરી ઘાટો તૈયાર કરવામાં આવ્યા;[૪૬] અને તેની ઉભય બાજુએ કર્મ અકર્મના ઢગલા ખડકીને તેની વચ્ચે પડતર જમીનનાં અર્થાત્ પશુપક્ષી આદિનાં રાનો બનાવ્યાં;[૪૭] પછી એ સંકલ્પના યોગથી જન્મ મૃત્યુને આવવા જવા માટે સુલભ અને કદી બંધ ન પડે એવી વાટ તૈયાર કરવામાં આવી;[૪૮] પછી સંકલ્પે અહંકારની સાથે ઐક્ય કરી બુદ્ધિદ્વારા ચરાચરનો વ્યવહાર ચાલુ કર્યો.[૪૯] આ પ્રમાણે ચિદાકાશમાં સંકલ્પરૂપી શાખાની વૃદ્ધિ થતાં પ્રપંચનું મૂળ કારણ તે ( સંકલ્પ ) થયો.[૫૦] આ પ્રમાણે સંકલ્પવાદીઓનાં મુક્તાફળો વિષે શ્રવણ કરી તે સ્થળે જે ઇતર (સ્વભાવવાદી) જનો હતા. તેઓ આગળ આવી બોલ્યા કે આપ મહા સમર્થ વિદ્વાન છો, તોપણ આપનો અભિપ્રાય આપની પાસેજ રાખો.[૫૧] પરબ્રહ્મના ગ્રામમાં સંકલ્પનું ગૃહ છે એમ જો માનવામાં આવે તો પછી સાંખ્યોની પ્રકૃતિને શા માટે ન માનવી?[૫૨] પરંતુ હવે એ વાત રહેવા દો. તમે એ ભાંજગડમાં પડશો નહિ. એ પ્રકરણ શું છે તે હું કહું છું.[૫૩] આકાશનાં અભ્રોમાં પાણી કોણ ભરે છે? અને આકાશમાંથી નક્ષત્રો નીચે પડી જતાં નથી તેને કોનો આધાર છે?[૫૪] આકાશરૂપી છત્ર ઝોલ ન ખાતાં એક સરખું ટટારબંધ તણાએલું રહે છે તેને કોણે અને ક્યારે તાણ્યું? અને પવનને નિરંતર વાવાની આજ્ઞા કોણે કરી છે?[૫૫] શરીરપર જે રોમ દેખાય છે તેની વાવણી કોણે કરી? અને સમુદ્ર કદી ઘટતો નથી, તેમાં પાણી કોણ ભરે છે? અને વર્ષાની ધારા કોણ ઉત્પન્ન કરે છે?[૫૬] આ વાત પ્રમાણે ક્ષેત્ર એ સ્વભાવસિદ્ધ છે તેનો કોઇ પણ વતનદાર નથી. જે એમાં ખપી જશે ( પરિશ્રમથી ઘસાઈ જશે ) તેને એ ફળ આપશે અને જે પરિશ્રમ કરશે નહિ તેને ફળ આપશે નહિ.[૫૭] એટલામાં બીજો એક ( કાલવાદી ) ક્રોધિત થઇને બોલ્યો કે તમે જે કહો છો તે વાત જો સત્ય હોય તો આ ક્ષેત્રપર કાળની સત્તા શા માટે છે વારૂ?[૫૮] તથાપિ તે કાળનો સપાટો અનિવાર્ય છે એમ જાણ્યા છતાં પણ જે અભિમાની છે તે તેનો આદર ન કરતાં પોતાનાજ મતનું સમર્થન કરે છે.[૫૯] સિંહની ગુફાની પેઠે મૃત્યુ ભયંકર છે

એમ સમજી જો તમે આ ક્ષેત્ર વિષે વ્યર્થ બકબકારો કરશો તો તેથી શું ફાયદો નિષ્પન્ન થશે?[60] આ કાળ મહા કલ્પની પેલી તરફ જઇને બ્રહ્મદેવનું સ્થાન જે સત્ય લોક તેને પણ આલિંગન દે છે,[61] સ્વર્ગના અરણ્યમાં પ્રવેશ કરી નિત્ય નવાનવા અષ્ટ લોકપાળ ઉત્પન્ન કરે છે અને આઠ દિશાપર રહેલા આઠ ઐરાવતોનો સંહાર કરે છે.[62] અને એના અંગવાયુથી જીવરૂપી મૃગ જન્મમૃત્યુના ખાડામાં પડી નિર્જીવ બની ભ્રમણ કરે છે.[63] એ કાળે હસ્તના પંજા કેટલા પ્રસાર્યા છે. તે તો જુઓ. જગદાકારરૂપી ગજરાજને તો એણે પોતાની હથેળીમાં પકડી રાખ્યો છે.[64] માટે કાળની સત્તા છે એમ જે વાત કરવામાં આવે છે તે સત્ય છે. આ પ્રમાણે હે અર્જુન! આ ક્ષેત્ર વિષે મતભેદ છે.[65] આવી પુષ્કળ ભવતિ ન ભવતિ ઋષિઓએ નૈમિષારણ્યમાં કરી હતી, એ માટે આપણી પાસે પુરાણોનો આધાર છે.[66] વેદમાંના અનુષ્ટુપાદિ છંદોમાં એ વિષે પુષ્કળ ચર્ચા કરવામાં આવી છે અને અદ્યાપિ એ ક્ષેત્ર વિષે ગર્વથી ગ્રંથો પ્રણીત કરવામાં આવે છે.[67] વેદમાંનું બૃહત્સામ સૂત્ર કે જે જ્ઞાનદ્રષ્ટિએ જોતાં અતિ પવિત્ર છે, તે પણ ક્ષેત્ર એટલે શું તે સમજી શકયું નથી;[68] અને પુષ્કળ દૂરદર્શી મહાકવિ આ ક્ષેત્ર વિષે વાદવિવાદ કરીને થાકયા છે;[69] પરંતુ એ એટલું તો વિકટ છે કે વસ્તુતઃ એ કોનું છે તે કહી શકાતું નથી. અને એ કોઇને પણ સ્વાધીન થતું નથી.[70] માટે હવે એ ક્ષેત્ર એટલે શું એ વિષે સાદ્યંત વિચાર હું તને કહી સંભળાવું છું.[71]

**महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च।**
**इन्द्रियाणि दशैकं च पंच चेन्द्रियगोचराः ॥ ६ ॥**
**इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः।**
**एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम् ॥ ७ ॥**

**શ્લોકાર્થઃ—પંચમહાભૂતો, અહંકાર, બુદ્ધિ, અવ્યકત તથા દશ ઇંદ્રિયો, મન અને જ્ઞાનેંદ્રિયોના શબ્દાદિક પાંચ વિષયો, અને કર્મેંદ્રિયોના વાગાદિ (વાણી આદિ) પાંચ વિષયો, (૬) ઈચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, સંઘાત (સમુદાય), ચેતના તથા ધૈર્ય એ વિકારયુકત આ શરીર વિષે મેં સંક્ષેપમાં કહ્યું છે. (૭).**

**ઓવી અર્થઃ**—પંચમહાભૂતો અહંકાર, બુદ્ધિ, પ્રકૃતિ, પાંચ જ્ઞાનેંદ્રિયો તથા પાંચ કર્મેંદ્રિયો મળી દશ ઇંદ્રિયો,[72] એક મન, જ્ઞાનેંદ્રિયોના પાંચ અને કર્મેંદ્રિયોના પાંચ મળી દશ વિષયો, સુખ, દુઃખ, દ્વેષ, સંઘાત, ઇચ્છા,[73] ચેતના (આત્મસત્તા) અને ધૃતિ આ રીતે આ ક્ષેત્રનાં છત્રીસ તત્ત્વો છે તે તને સર્વ કહી બતાવ્યાં.[74] હવે મહાભૂતો કયાં, વિષયો કયા, ઇંદ્રિયો કયી, એ વિષે પ્રથક્ પ્રથક્ વર્ણન કરી તને કહું છું.[75] પૃથ્વી, અપ્, તેજ, વાયુ અને આકાશ એ પંચ મહાભૂતો છે એમ સમજ;[76] અહંકારનું રૂપ દ્રષ્ટાંત સહિત કહી બતાવું છું અને જાગૃતાવસ્થામાં સ્વપ્ન જે પ્રમાણે ગુપ્ત હોય છે, કિંવા અમાવાસ્યાને દિવસે ચંદ્ર જે પ્રમાણે ગુપ્ત હોય છે,[77] અથવા નાના બાળકમાં તારુણ્ય જે રીતે ગુપ્ત હોય છે; કિંવા પુષ્પની કલિકા વિકાસ પામ્યા અગાઉ તેમાં સૌગંધ્ય જે પ્રમાણે ગુપ્ત હોય છે;[78] કિંબહુના, હે અર્જુન! કાષ્ઠમાં જે રીતે અગ્નિ ગુપ્ત હોય છે, તેજ પ્રમાણે માયાના ઉદરમાં જે ગુપ્ત હોય છે;[79] જે પ્રમાણે હાડજવર કુપથ્યનું નિમિત્ત થવાનીજ વાટ જોતો બેસી રહે છે અને તે નિમિત્ત થતાં વાર તે શરીરને અંતર્બાહ્ય વ્યાપી નાખે છે,[80] તે પ્રમાણે પંચમહાભૂતોનો સંયોગ થઇ જે વેળા દેહનો આકાર બને છે, તે વેળા તે દેહને જે ચોતરફ નચાવે છે તેનેજ અહંકાર કહેવામાં આવે છે.[81] આ અહંકારની ગમ્મત એવી છે કે તે જ્ઞાનની પાછળ પડતો નથી,

પરંતુ અજ્ઞાનની પાછળ લાગે છે અને તેનાપર નાના પ્રકારનાં સંકટો પાડે છે.[૮૨] યદુરાજ શ્રી કૃષ્ણુ કહે છેઃ–હે અર્જુન! સાંભળ. હવે જેને બુદ્ધિ કહેવામાં આવે છે તેનાં આ લક્ષણો છે;[૮૩] કામનું જોર ઉત્પન્ન થતાં જે ઇંદ્રિયોની સાહાય્યથી વિષયોના સમુદાયને જીતી લાવે છે;[૮૪] તે સુખ દુઃખની લૂંટનો જ્યારે જીવને અનુભવ લેવો પડે છે, ત્યારે સુખ અને દુઃખ એ ઉભયમાં વિશેષ યોગ્યતા કોની છે એ જેના યોગથી સમજી શકાય છે;[૮૫] આ સુખ છે, આ દુઃખ છે, આ પુણ્ય છે, આ પાપ છે, આ સત્કાર્ય છે, આ દુષ્કાર્ય છે એ જાણુવાનો વિવેક જેના યોગથી આવે છે;[૮૬] જેના યોગથી ઉચ્ચનીચને ઓળખી શકાય છે, નાનાં મોટાંને જાણી શકાય છે, અને જેની દ્રષ્ટિથી જીવ વિષયોને ઓળખી શકે છે;[૮૭] જે જ્ઞાન તત્ત્વનું મૂળ છે, જે સત્વગુણુની વૃદ્ધિ પામતી દશા છે, અને જે આત્મા તથા જીવ એ ઉભયની સંધિમાં વસે છે,[૮૮] હે અર્જુન! તેજ બુદ્ધિ છે એમ સમજ. હવે અવ્યક્તનાં સર્વ લક્ષણો તને કહું છું તે સાંભળ.[૮૯] હે મહાબુદ્ધિમંત! સાંખ્યોએ જેને પ્રકૃતિ એ સંજ્ઞા આપી છે તેનેજ તું હાલ અવ્યક્ત નામથી ઓળખ.[૯૦] અને પૂર્વે (સપ્તમ અધ્યાયમાં) સાંખ્ય તથા યોગ આ મતો પૈકી પ્રકૃતિના બે પ્રકારો પુષ્કળ વિસ્તારપૂર્વક વર્ણુવવામાં આવ્યા છે;[૯૧] તેમાંની બીજી જે જીવદશા તેનેજ, હે વીરશ્રેષ્ઠ અર્જુન! અવ્યક્ત એ પર્યાયથી ઓળખવામાં આવે છે;[૯૨] પ્રભાત થતાંની સાથે જે પ્રમાણે આકાશનાં નક્ષત્રો અદ્રશ્ય થાય છે, અથવા સૂર્યાસ્ત થતાંની સાથે પ્રાણી માત્રના વ્યાપાર બંધ પડે છે,[૯૩] અથવા હે અર્જુન! જે પ્રમાણે દેહ નષ્ટ થયા પછી દેહથી લઇને વાસના પર્યંત સર્વ વિકારો કરેલાં કર્મોમાં ગુપ્ત હોય છે;[૯૪] કિંવા બીજના આકારમાં જે પ્રમાણે વૃક્ષ અંતર્ગત હોય છે,[૯૫] તે પ્રમાણે મહાભૂતો તથા ભૂતોનો સમુદાય પોતાનો સ્થૂળ ધર્મ છોડી જે સ્થળે સૂક્ષ્મ થઈ અંતર્ધાન પામે છે,[૯૬] હે અર્જુન! તેજ અવ્યક્ત છે એમ તું સમજ. હવે સર્વ ઇંદ્રિયોના ભેદ તને કહું છું તે સાંભળ.[૯૭] કર્ણુ, નેત્ર, ત્વચા, નાક તથા જીવ્હા એ પાંચ જ્ઞાનેંદ્રિયો છે.[૯૮] આ પાંચ તત્ત્વોનું ઐક્ય થયું એટલે તેના દ્વારા બુદ્ધિ સુખ દુઃખનો વિચાર કરે છે.[૯૯] વાચા, હસ્ત, પાદ, ગુદા અને શિશ્ન એ ઇંદ્રિયોના બીજા પાંચ પ્રકાર છે.[૧૦૦] શ્રી કૃષ્ણુ કહે છેઃ–હે અર્જુન! જેને કર્મેંદ્રિયો કહેવામાં આવે છે તે આ છે.[૧] પ્રાણુની સ્ત્રી ક્રિયાશક્તિ કે જે આ શરીરમાં વાસ કરે છે તે પેલી પાંચ કર્મેંદ્રિયોના દ્વારથી અંતર્બાહ્ય જવા આવવાનો વ્યાપાર કરે છે.[૨] શ્રી કૃષ્ણુ કહે છેઃ–આ પ્રમાણે પંચ જ્ઞાનેંદ્રિય તથા પંચ કર્મેંદ્રિય મળી દશ ઇંદ્રિયોનું વર્ણન કર્યું. હવે મન એટલે શું તે હું તને સ્પષ્ટરીતે કહું છું, તે સાંભળ.[૩] જે ઇંદ્રિયો તથા બુદ્ધિ એ ઉભયના સંગમમાં રજોગુણુની ખાંધપર પ્રકાશે છે;[૪] જે પ્રમાણે આકાશના નીલવર્ણુના તથા મૃગજળના તરંગો વ્યર્થ ભાસે છે; તે પ્રમાણે વાયુનો જે વ્યર્થ ચમકાટ તેજ મન છે;[૫] અને શુક્ર તથા શોણિતનું ઐક્ય થઇ જ્યારે પંચતત્ત્વોનો આકાર બને છે ત્યારે એક વાયુતત્ત્વના સ્થાનભેદથી પાંચ પ્રાણુ તથા પાંચ ઉપપ્રાણુ એવા દશ પ્રકાર બને છે.[૬] પછી તે દશ ભાગ પોતપોતાના ધર્મના બળથી દેહના એક એક ભાગમાં વસે છે.[૭] તેમાં નિખાલસ ચાંચલ્ય રહેવાથી તેના અંગમાં રજોગુણુનું બળ ઉત્પન્ન થાય છે;[૮] તે બુદ્ધિના બાહ્ય ભાગપર અને અહંકારના ઉપર અર્થાત્ મધ્ય ભાગમાં બળવાન થઈ પડે છે.[૯] તેનું મન એ નામ વ્યર્થ છે. બાકી તે મૂર્તિમંત કલ્પના રૂપજ છે. જેના યોગથી બ્રહ્મને જીવદશા ધારણુ કરવી પડી,[૧૦] જે કોઇ પણુ કાર્યનું મૂળ કારણુ છે, જેના યોગથી વાસના ઉત્પન્ન થાય છે, અને જે સદૈવ અહંકારની સાથે સ્પર્ધા કરે છે;[૧૧] જેના યોગથી ઇચ્છાની વૃદ્ધિ થાય છે, આશા પ્રબળ થાય છે અને ભયને સાહાય્ય મળે છે;[૧૨] જેમાં દ્વૈતભાવ ઉત્પન્ન થાય છે અને જેના યોગથી અજ્ઞાનને જોર મળે છે અને જે ઇંદ્રિયોનો વિષયમાં પ્રવેશ કરાવે છે;[૧૩] જે એક ક્ષણુમાં સૃષ્ટિ

ઉત્પન્ન કરે છે અને જે તેનો તરતજ નાશ પણ કરે છે, જે મનોરથની ઉતરેડ ખડકે છે અને તેને પાછી પણ ઉતારી પાડે છે;[૧૪] જે ભ્રમોનો ભંડાર અને વાયુતત્ત્વનો અર્ક છે; અને જે બુદ્ધિનું કાંઇ ચાલવા દેતું નથી અર્થાત્ તેનો નિરોધ કરે છે,[૧૫] તેનેજ હે અર્જુન ! મન કહેવામાં આવે છે એ વાત નિઃસંશય છે. હવે વિષયોના ભેદ કેવા છે તે સાંભળ.[૧૬] શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ જ્ઞાનેંદ્રિયોના પાંચ વિષયો છે.[૧૭] જે પ્રમાણે પશુ લીલા ચારા તરફ દોડી જાય છે તે પ્રમાણે આ પાંચ જ્ઞાનેંદ્રિયોના દ્વારથી જ્ઞાન બહાર દોડી આવે છે.[૧૮] પછી સ્વર તથા વર્ણનો ઉચ્ચાર, વસ્તુનું ગ્રહણ અને તેનો પરિત્યાગ, ચાલવું અને મળમૂત્રનો ત્યાગ કરવો,[૧૯] એ પાંચ કર્મેંદ્રિયોના પાંચ વિષયો છે. જેના આધારથી ક્રિયા બહાર દોડી આવે છે,[૨૦] એવા આ જ્ઞાનેંદ્રિયોના અને કર્મેંદ્રિયોના દશ વિષયો આ દેહમાં છે. હવે ઇચ્છા એટલે શું તે કહું છું.[૨૧] પૂર્વે જે પદાર્થનો ઉપભોગ લીધો હોય તેનું સ્મરણ થવું; અને કર્ણપટપર શબ્દ અથડાતાંની સાથેજ જે વૃત્તિ પ્રકટ થાય છે.[૨૨] ઇંદ્રિયો અને વિષયોનો મેળાપ થતાં કામનો ટેકો ગ્રહીને જે તરતજ ઉત્પન્ન થાય છે,[૨૩] જે વૃત્તિનો ઉદ્‌ભવ થવાથી મન આમતેમ ભ્રમણ કરવા મંડી પડે છે અને જ્યાં જવું ન જોઇએ ત્યાં એવા સ્થળે ઇંદ્રિયો મોં ઘાલે છે;[૨૪] જે વૃત્તિની સંગતિથી બુદ્ધિ ઉન્મત્ત બની જાય છે અને જે વિષયોપર પ્રીતિ રાખે છે, તે વૃત્તિને ઇચ્છા કહેવામાં આવે છે;[૨૫] અને જ્યારે ઇચ્છા ઉત્પન્ન થતાંની સાથે ઇંદ્રિયોને પોતાના ઉપભોગને માટે વિષયો મળતા નથી ત્યારે જે વૃત્તિ ઉત્પન્ન થાય છે તેને દ્વેષ કહેવામાં આવે છે.[૨૬] હવે સુખનું લક્ષણ એ છે કે તે પ્રાપ્ત થતાં જીવને બીજી સર્વ વસ્તુની વિસ્મૃતિ થાય છે.[૨૭] જે કાયા, વાચા અને મનને પોતાના સોગંદ આપી દેહની સ્મૃતિનો નાશ કરે છે;[૨૮] જે પ્રાપ્ત થતાંની સાથે પ્રાણ પાંગળો બની જાય છે અને સાત્ત્વિક વૃત્તિ પૂર્વ કરતાં દ્વિગુણ વૃદ્ધિ પામે છે;[૨૯] સઘળી ઇંદ્રિયોની વૃત્તિને હૃદયના એકાંતમાં થાબડીને નિદ્રાગ્રસ્ત કરે છે;[૩૦] વધારે શું કહું ? જીવને જે સ્થળે આત્માનો લાભ થાય છે તેનેજ સુખ કહેવામાં આવે છે;[૩૧] અને હે પાર્થ ! આ લાભ વિનાની જે સ્થિતિ છે તેજ ખરેખર દુઃખ છે એમ તું સમજ.[૩૨] જે સ્થળે કલ્પના ઉત્પન્ન થાય છે તે સ્થળે સુખ થતું નથી. બાકી કલ્પનાનો નાશ થતાંની સાથે તે સ્વાભાવિક રીતે પ્રાપ્તજ છે, માટે કલ્પના નષ્ટ થવી, ઉત્પન્ન થવી એજ સુખ દુઃખનાં કારણ છે.[૩૩] હવે હે અર્જુન ! અલિપ્ત અને સર્વ સાક્ષીભૂત એવા બ્રહ્મની (ચૈતન્યની) જે દેહમાં સત્તા છે, તેને ચેતના કહેવામાં આવે છે.[૩૪] આ શરીરમાં જે નખથી શિખપર્યંત સર્વદા જાગૃત હોય છે અને જાગૃતિ, સ્વપ્ન તથા સુષુપ્તિ આ ત્રણે અવસ્થામાં જેનામાં ફરક પડતો નથી;[૩૫] જેના યોગથી મન, બુદ્ધિ, ઇત્યાદિકને ઉત્તેજન મળે છે અને જે માયારૂપી વનને સર્વદા વસંત ઋતુવત્ પ્રફુલ્લિત રાખે છે;[૩૬] અને જડ તથા ચેતન વસ્તુમાં અંશરૂપે જેનો એક સરખો સંચાર હોય છે, તેને ચેતના કહેવામાં આવે છે એમાં સંશય નથી.[૩૭] રાજા જે પ્રમાણે પોતાના સૈનિકોને ઓળખતા નથી, પરંતુ તેની ફક્ત આજ્ઞાથીજ તેની પ્રજા પરચક્રને જીતી લે છે; કિંવા ચંદ્રના યોગની જે પ્રમાણે સમુદ્રમાં ભરતી આવે છે;[૩૮] અથવા લોહચુંબકના સાન્નિધ્યથી જે પ્રમાણે લોખંડમાં ચંચલપણું આવે છે; કિંવા સૂર્યનો પ્રકાશ જે પ્રમાણે સર્વ જીવો પાસે વ્યાપાર કરાવે છે;[૩૯] અથવા સ્તનને મુખ લગાડવા દીધા શિવાય કાચબી જે પ્રમાણે કેવળ નજરથીજ પોતાનાં બચ્ચાંનું પોષણ કરે છે,[૪૦] તે પ્રમાણે, હે અર્જુન ! આ શરીરમાં જે આત્માની સમ્મતિથી જડ વસ્તુમાં સજીવપણું આણે છે;[૪૧] તેનુંજ નામ ચેતના છે. હવે ધૈર્યના ભેદ શું છે તે સાંભળ[૪૨] પંચતત્ત્વોને જાતિ સ્વભાવથીજ એક બીજાંની સાથે પ્રકટ વૈર હોય છે. જો ! પાણી પૃથ્વીનો નાશ નથી કરતું કે ?[૪૩] તેજ પાણીનું શોષણ કરે છે. તેજનું વાયુની સાથે યુદ્ધ થાય છે, અને

આકાશ વાયુને સહજ ભક્ષી જાય છે;[૪૪] તેજ પ્રમાણે આકાશ કદિ પણ કોઈ વસ્તુની સાથે ભળતું નથી, તે સર્વત્ર ભરેલું હોવા છતાં પણ અલિપ્ત હોય છે;[૪૫] એ પ્રકારે પંચમહાભૂતો એક બીજાની વિરૂદ્ધ હોવા છતાં પણ દેહમાં એકત્ર રહે છે.[૪૬] દ્વૈતભાવનો વાદવિવાદ છોડી, એકત્ર રહી જે પોતાના ગુણોદ્વારા એક બીજાનું પોષણ કરે છે;[૪૭] આ પ્રમાણે ન થનારી મૈત્રી જેના યોગથી થાય છે અને ધૈર્ય કાયમ રહે છે તે વૃત્તિને હું ધૃતિ કહું છું.[૪૮] અને હે પાંડવ! જીવસહિત આ છત્રીસ તત્ત્વોનું જે ઐક્ય થાય છે તેનેજ સંઘાત કહેવામાં આવે છે.[૪૯] આ પ્રમાણે આ છત્રીસ ભેદ તને સ્પષ્ટ રીતે કહ્યા અને એ સર્વના સમુદાયને ક્ષેત્ર નામ પ્રાપ્ત થયું છે.[૫૦] બાપુ અર્જુન! રથના સર્વ ભાગો મળવાથી જે પ્રમાણે રથ નામની ઉત્પત્તિ થાય છે, કિંવા પગથી લઈને મસ્તક પર્યંત સર્વ અવયવો મળીને દેહનામ ઉત્પન્ન કરે છે;[૫૧] અથવા હાથી, ઘોડા, રથ અને પાયદળ એ સર્વના સમુદાયને જે પ્રમાણે સેના નામ પ્રાપ્ત થાય છે; અક્ષરોના સમુદાયને જેમ વાક્ય કહેવામાં આવે છે;[૫૨] મેઘોના સર્વ સમુદાયને જે પ્રમાણે અભ્ર કહેવામાં આવે છે; કિંવા સર્વ લોકોના સમુદાયને જે પ્રમાણે જગત કહેવામાં આવે છે;[૫૩] અથવા તેલ, વાટ અને અગ્નિ એકત્ર મળવાથી લોકો તેને જે પ્રમાણે દીપક કહીને બોલાવે છે;[૫૪] તેજ પ્રમાણે આ છત્રીસ તત્ત્વો જ્યારે એક સ્થળે મળે છે ત્યારે તે સર્વના સમુદાયને ક્ષેત્ર કહેવામાં આવે છે;[૫૫] અને સર્વ પ્રાણી જગતમાં રહીને અહીંઆં જે પાપની કિંવા પુણ્યની કમાઈ કરે છે તેનેજ પાક સમજી મેં તેને વિનોદથી ક્ષેત્રનામ આપ્યું;[૫૬] અને કોઈ આ ક્ષેત્રને દેહ કહે છે, પરંતુ હવે તે વાત રહેવા દો; એને અનેક નામો છે.[૫૭] બ્રહ્મની આ બાજુએ, બ્રહ્મથી લઈને સ્થાવર જંગમ પર્યંત જે જે વસ્તુ નિર્માણ થાય છે અને લય પામે છે તે સર્વ ક્ષેત્રજ છે. (આજ ક્ષેત્રનું મુખ્ય લક્ષણ છે.)[૫૮] પરંતુ દેવ, મનુષ્ય, સર્પ એવી જુદી જુદી યોનિઓમાં જે નિર્માણ થાય છે તે સત્ત્વ, રજ અને તમ એ ગુણોની સંગતિથીજ ઉત્પન્ન થાય છે.[૫૯] હે અર્જુન! આ ગુણો વિષેના વિચારો આગળ (ચૌદમા અધ્યાયમાં) કહીશ. સાંપ્રતમાં તને જ્ઞાનનું સ્વરૂપ કેવું છે તે કહું છું.[૬૦] ક્ષેત્રનાં એકંદર સર્વ લક્ષણો વિકાર સહિત તને કહી સંભળાવ્યાં; હવે જે દ્વારા મોક્ષપ્રાપ્તિ થાય છે તે ઉદાર જ્ઞાન વિષે તને કહું છું, તે સાંભળ.[૬૧] જે જ્ઞાનને માટે યોગી લોકો સ્વર્ગની આડવાટ ઓળંગીને બ્રહ્મરંધ્ર આકાશને ગળી જાય છે;[૬૨] સિદ્ધિની ગરજ રાખતા નથી, રિદ્ધિની સ્પૃહા કરતા નથી અને કઠિનયોગ સાધન આચરે છે;[૬૩] તપરૂપી કિલ્લા ઉલ્લંઘી, કોટયવધિ યજ્ઞો ઓવારી નાંખી કર્મકાંડ રૂપી વલ્લીને ઉખેડી નાંખે છે;[૬૪] પુષ્કળ પ્રકારના ઉપાસના માર્ગો સ્વિકારી કોઈ ખુલ્લાં અંગ સાથેજ ફરે છે. અને કેટલાક સુષુમ્ણાના ગુપ્ત માર્ગમાંજ વિચરે છે;[૬૫] એવું જે જ્ઞાન છે તેની પ્રાપ્તિને માટે સર્વ ઋષિઓ મનમાં ઉત્કટ ઈચ્છા ધારણ કરીને વેદરૂપી વૃક્ષના પત્રપર ચાલે છે. (વેદમાં નિર્દિષ્ટ કરેલા સર્વ માર્ગોનું શોધન કરે છે.)[૬૬] હે પાંડવ! કેટલાક ગુરૂની સેવા કરવાથી જ્ઞાન પ્રાપ્તિ થશે એવી બુદ્ધિથી ભવિષ્યમાં થનારા અનેક જન્મોને ગુરૂસેવા પરથી ઓવારી નાંખે છે.[૬૭] જે જ્ઞાનની પ્રાપ્તિ થતાં અજ્ઞાન નષ્ટ થાય છે; અને જીવ તથા આત્માનું ઐક્ય થાય છે;[૬૮] જે જ્ઞાન ઇંદ્રિયોને વિષયની ઇચ્છા ધરવા દેતું નથી, કર્મોની આકાંક્ષાને છિન્નભિન્ન કરી નાંખે છે અને મનની ચિંતાને દૂર કરે છે;[૬૯] જે જ્ઞાનનો લાભ થવાથી દ્વૈતનો અભાવ થાય છે અને અદ્વૈતનો સુકાળ પડે છે;[૭૦] જેના યોગથી ગર્વનાં નામનિશાનનો પણ સર્વથા નાશ થઇ જાય છે, જે માયાનો પત્તો લાગવા દેતું નથી, અને જેનામાં આપપર ભાવ પ્રવેશ પણ પામતો નથી; જે સંસારને સમૂળ ઉખેડી નાંખે છે, સંકલ્પરૂપી કાદવને ધોઇ નાંખે છે અને સર્વવ્યાપક પરબ્રહ્મનો મેળાપ કરાવી આપે છે;[૭૨] જેની પ્રાપ્તિ થતાં પ્રાણ પાંગળો બની જાય છે, (ઇંદ્રિયોદ્વારા

વિષયોપભોગ મેળવવાની તેની પ્રવૃત્તિ બંધ પડે છે.) અને જેની સત્તાથી સર્વ જગત્‌ના વ્યાપારો ચાલે છે;[૭૩] અને જેના પ્રકાશથી બુદ્ધિ પ્રૌઢ થઈ જીવ આનંદમય થાય છે.[૭૪] એવું જે જ્ઞાન તે પવિત્રતાનો ભંડાર છે અને તેની પ્રાપ્તિ થતાં વિષયોથી આવૃત્ત થયેલું મન નિર્મળ બને છે;[૭૫] આત્માને હું જીવ છું એવો જે ક્ષયરોગ લાગુ પડેલો હોય છે, તે તેની પ્રાપ્તિથી લય પામે છે.[૭૬] તે જ્ઞાન નિરૂપણ કરવું અશક્ય હોવા છતાં પણ હું સમજીને તે કહી બતાવું છું તો તે શ્રવણ કરીને બરાબર સમજી લ્યો. બાકી તે આંખ સમક્ષ દેખાય એવી વસ્તુ નથી.[૭૭] પછી તેજ જ્ઞાન જ્યારે આ શરીરમાં ઉત્પન્ન થાય છે ત્યારે તે ઇંદ્રિયોનાં આચરણપરથી દ્રષ્ટિગોચર થાય છે.[૭૮] જે પ્રમાણે વૃક્ષોની પ્રફુલ્લતાથી વસંતઋતુનો પ્રારંભ સમજાય છે, તે પ્રમાણે ઇંદ્રિયોના વ્યાપારપરથી લોકોને જ્ઞાનપ્રાપ્તિની પ્રતીતિ થાય છે.[૭૯] અરે! વૃક્ષને જમીનમાં મળની સાથે પાણી મળ્યું એટલે શાખાઓના વિસ્તારપર પણ જે પ્રમાણે પ્રફુલ્લતા જણાય છે,[૮૦] અથવા અંકુરની કોમળતા ઉપરથી જે પ્રમાણે જમીનની મૃદુતા પણ જણાઇ આવે છે, કિંવા કુલીન મનુષ્યની વર્તણુંક ઉપરથી જે પ્રમાણે તેનું મહત્વ જણાઇ આવે છે;[૮૧] અથવા આદરાતિથ્યપરથી જે પ્રમાણે સ્નેહભાવ જણાઇ આવે છે, કિંવા એકાદ માણસનું દર્શન થતાંજ મનને પ્રફુલ્લિતતા પ્રાપ્ત થવાથી તે કોઇ પુણ્ય પુરુષ છે એવું અનુમાન થઇ શકે છે,[૮૨] કિંવા કેળમાં ઉત્પન્ન થયેલું કર્પૂર જે પ્રમાણે વાસપરથી ઓળખાઈ આવે છે, કિંવા તિમિરમાં રાખેલા દીપકનો પ્રકાશ જે પ્રમાણે બહાર પ્રકટ થાય છે,[૮૩] તે પ્રમાણે હૃદયમાં જ્ઞાનપ્રાપ્તિ થયા પછી શરીર બાહ્ય તેનાં જે લક્ષણો દ્રષ્ટિગોચર થાય છે તે હવે કહી સંભળાવું છું, તે લક્ષ દઇને ઉત્તમ રીતે સાંભળ.[૮૪]

**अमानित्वमदंभित्वमहिंसा क्षांतिरार्जवम् ।**
**आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥ ८ ॥**

**શ્લોકાર્થઃ**—માનની ઇચ્છાનો લોપ, દાંભિકતાનો લોપ, અહિંસા, ક્ષાંતિ, સરળતા, આચાર્યોપાસન, અંતર્બાહ્ય પવિત્રતા, સ્થિરતા અને આત્મસંયમ. (૮).

**ઓવી અર્થઃ**—કોઇ પણ વિષયની પ્રાપ્તિપર જેને પ્રીતિ હોતી નથી, અને લોકો સંભાવિત કહે તો જેને બોજાની પરાકાષ્ઠાજ લાગે છે;[૮૫] પોતાનામાં રહેલા ગુણોનું વર્ણન સાંભળી, લોકો પોતાને સન્માન આપે છે એવું દ્રશ્ય જોઇ, કિંવા પોતાનાં અંગની યોગ્યતાનું વર્ણન સાંભળી,[૮૬] વ્યાઘ્રે ઘેરેલાં હરિણ કિંવા નદી તરીને પેલેપાર જતાં પૂરમાં અધવચ સપડાયેલા મનુષ્યની પેઠે જે ગભરાઇ જાય છે![૮૭] આ પ્રકારે હે પાર્થ! લોકોએ કરેલાં સન્માનથી જેને કષ્ટ થાય છે અને જે પોતાની પાસે મોટાઇને તો આવવા દેતોજ નથી;[૮૮] લોકો પોતાને પૂજ્ય માને એવો દેખાવ ન જોવો, પોતાની કીર્તિ પોતાના કર્ણથી ન સાંભળવી, અને પોતે કોણ છે તેની લોકોને સ્મૃતિ પણ ન થવા દેવી (એવી જે પુરૂષની ઇચ્છા હોય છે,)[૮૯] તે પુરૂષ સત્કારને તો શાનોજ પસંદ કરે? અને તે આદરનો સ્વીકાર પણ શાનોજ કરે? કોઇ તેને નમસ્કાર કરે તો તે તેને મૃત્યુ સમાન લાગે છે![૯૦] બૃહસ્પતિના જેવી સર્વજ્ઞતા પોતાનામાં હોય તો પણ જે પોતાનું મહાત્મ્ય લોકોમાં વધશે એવી ભીતિથી ગાંડા જેવો થઇને વર્તે છે;[૯૧] પોતાનું શાણ-પણ બતાવતો નથી, પોતાની મહત્તા છોડી દે છે, અને અતિ પ્રેમથી ગાંડપણ સ્વીકારે છે;[૯૨] કીર્તિનો કંટાળો હોવાથી જેને પ્રવૃત્તિશાસ્ત્રના વાદવિવાદનો પરિત્યાગ કરી, સ્વસ્થતા પૂર્વક બેસી રહેવાપરજ અતિ પ્રીતિ હોય છે;[૯૩] લોકો પોતાનું અપમાન કરે, આપ્તવર્ગ પોતાની સંગતિ કરે નહિ, એવી જેના મનમાં ઉત્કટ ઇચ્છા હોય છે,[૯૪] અંગમાં નમ્રતા પૂર્ણ ભરેલી હોવા

છતાં પણ હીનતા એજ પોતાનું ભૂષણ થશે, એમ ગણી જે તેજ જાતનું વર્તન બહુધા રાખે છે;[૯૫] 'હું જીવંત છું કિંવા નહિ' એવા ભાવને લોકોના મનમાં ઉત્પન્ન કરનારૂંજ વર્તન પોતે રાખવું જોઇએ એવી જે ઇચ્છા કરે છે;[૯૬] પ્રાણી માત્રને કદાચિત્ મારાથી ભય ઉત્પન્ન થશે, માટે મારા અસ્તિત્વનો લોપ થાઓ, મારા નામરૂપનો લય થાઓ,[૯૮] એવી જે નિરંતર દેવને પ્રાર્થના કરે છે; જે નિત્ય એકાંતવાસ સેવે છે; અને એકાદ જગ્યા નિર્જન છે એમ સાંભળતાં જે આનંદ પામે છે;[૯૯] વાયુના અનુરોધથી જે વર્તે છે અને જેને આકાશ સાથે વાર્તાલાપ કરવો પ્રિય લાગે છે અને વૃક્ષોજ જેનો જીવ કે પ્રાણ છે; [૦૦] કિંબહુના આ લક્ષણો જેના અંગમાં દ્રષ્ટિગોચર થાય તેજ જ્ઞાનની શય્યાપર વિરાજીત છે માટે તેનેજ જ્ઞાન હસ્તગત થયું છે એમ તું સમજ.[૧] માટે અભિમાન રહિત મનુષ્યને આ લક્ષણોથી ઓળખવો. હવે અદાંભિકત્વ ઓળખવાનાં લક્ષણો બતાવું છું.[૨] અદંભિત્વ કૃપણના મન જેવું હોય છે; જીવ જાય તોપણ કૃપણ પુરૂષ પોતાના દાટી મુકેલા પૈસાની જગ્યા કોઇને બતાવતો નથી.[૩] તે પ્રમાણે હે અર્જુન! પોતાના પ્રાણપર બાજી આવી પડે તોપણ તે પોતાનાં સુકૃત પોતે કોઇને કહી બતાવતો નથી.[૪] જે પ્રમાણે ખોડવાળી ગાય પોતાનો પાન્હો ચોરી લે છે, કિંવા વેશ્યા પોતાની પ્રૌઢ વય છુપાવે છે;[૫] એકાદ ધનવાન મનુષ્યને અરણ્યમાં ચોરનો ભેટો થાય તો તે જે પ્રમાણે પોતાની શ્રીમંતાઇ બતાવતો નથી; કિંવા કુલીન કન્યા પોતાના વિશેષ અવયવોને વસ્ત્રોથી આચ્છાદિત કરી રાખે છે;[૬] અથવા બી વાવીને તેનાપર પાવડાવતી માટી નાખીને ખેડુત જે પ્રમાણે તેને ઢાંકી દે છે, તે પ્રમાણે પોતે કરેલાં દાન અને પુણ્ય જે કોઇને જાણવા દેતો નથી;[૭] પોતાની દેહને સુશોભિત કરતો નથી, લોકોની આર્જવતા કરતો નથી, અને પોતાનાં દાન ધર્મના ઢોલ પોતેજ વગાડતો નથી![૮] તેજ પ્રમાણે લોકોપર કરેલા ઉપકારો બોલી બતાવતો નથી; પોતાની પ્રાપ્ત કરેલી વિદ્યાની બડાઇ હાંકતો નથી; અને પ્રતિષ્ઠાને માટે પોતાની વિદ્યાનો વિક્રય કરતો નથી;[૯] પોતાના શરીરના ઉપભોગને માટે કૃપણની પેઠે કાંઈ ખર્ચ કરતો નથી; બાકી ધર્મની વાત આવી એટલે થોડો ઘણો ન ગણતાં ગમે તેટલો ખર્ચ કરી દે છે;[૧૦] ઘરમાં અઢારે વાનાંની ખોટ હોવા છતાં અને પોતાનું શરીર ક્ષુધાથી કૃશ હોવા છતાં પણ દાન કરવાનો વખત આવે ત્યારે કલ્પવૃક્ષને પણ પાછળ હઠાવી દે છે;[૧૧] વધારે શું કહું? સ્વધર્માચરણમાં ગંભીર હોઇ પ્રસંગ આવતાં જે અતિ ઉદાર બની જાય છે, અને તેજ પ્રમાણે આત્માનાત્મ વિચારની વાત નીકળતાં જે વાદવિવાદમાં અતિ ચતુર હોય છે, બાકી બીજી બાબતમાં જોવા જતાં ગાંડા જેવો લાગે છે;[૧૨] કેળનાં થડ હલકાં અને પોકળ દેખાય છે તોપણ તેનાં ફળ અતિ રસાળ હોય છે; [૩] કિંવા મેઘ જોવામાં હલકો હોય છે અને સહજ પવન આવતાં ચાલ્યો જશે એમ લાગે છે પરંતુ વૃષ્ટિ થવા માંડતાં તે ભારે છે એવો નિશ્ચય થાય છે;[૧૪] તે પ્રમાણે જેની પૂર્ણતા જોતાં બુદ્ધિને સંતોષ થાય છે અને વાણીનું વર્ણન કરવાનું સ્થાન તેજ હોય છે.[૧૫] અસ્તુ; જેનામાં આ લક્ષણો દ્રગ્ગોચર થાય છે તેના હાથમાં જ્ઞાન આવ્યું છે એમ તું સમજ.[૧૬] જેને અદાંભિકત્વ કહેવામાં આવે છે તે આ છે. હવે અહિંસાનાં લક્ષણો કહું છું તે સાંભળ.[૧૭] પુષ્કળ પ્રકારના મતવાદીઓએ પોતપોતાના મત પ્રમાણે અહિંસાનું વર્ણન કર્યું છે, તે સાંભળ.[૧૮] જે પ્રમાણે વૃક્ષોની શાખા કાપી તેજ વૃક્ષના થડની આસપાસ તેની વાડ કરવામાં આવે છે,[૧૯] કિંવા આપણો પોતાનોજ હાથ કાપી તેને રાંધી આપણી પોતાની ક્ષુધાનું શમન કરીએ અથવા મંદિર તોડી તેનાજ સામાનવડે દેવની ચારે તરફ ચણતર કરવામાં આવે,[૨૦] તે પ્રમાણે યજ્ઞાદિ કર્મમાં હિંસા કરી પછી તેમાંથી અહિંસા ઉત્પન્ન કરવી એવો ચમત્કારિક નિર્ણય કર્મકાંડકારોએ આપ્યો છે.[૨૧] કારણ કે, પર્જન્યના અભાવથી

સર્વ સૃષ્ટિ ખળભળી ઉઠે ત્યારે જળવૃષ્ટિને માટે યજ્ઞો કરવામાં આવે છે;[૨૨] તે યજ્ઞના મૂળમાં જોવા જઇએ તો પશુની હિંસા તો પ્રકટ રીતે થાયજ છે; તો પછી પેલે તીરે રહેલી અહિંસા શી રીતે દ્રષ્ટિગોચર થશે ?[૨૩] જો કેવળ હિંસાજ રોપવામાં આવે તો તે ઠેકાણે અહિંસા ઉગશે કે? પરંતુ હે અર્જુન! યાજ્ઞિકોની ઉત્કંઠા તો પરાકાષ્ઠાએજ પહોંચી છે![૨૪] હે પાંડવ! સર્વ વૈદ્યક ગ્રંથો એવાજ હેતુથી પરિપૂર્ણ છે કે એક જીવનું રક્ષણ કરવાને માટે બીજા જીવનો નાશ કરવો.[૨૫] નાના પ્રકારના રોગોથી ગ્રસ્ત થઇ પુષ્કળ જીવો સબડે છે, એ દૃશ્ય જોઈ આ થતી હિંસાના નિવારણને અર્થે રોગની પરીક્ષા કરી, ઔષધની યોજના કરવામાં આવે છે;[૨૬] તે ઔષધની યોજનાને માટે પ્રથમ એકાદ વૃક્ષનું મૂળ ખણી લાવવામાં આવે છે; અને બીજા રોપાને સમૂળ ઉખેડી લાવે છે;[૨૭] એકાદ વૃક્ષને વચ્ચેથીજ કાપી નાખવામાં આવે છે, એકાદ પ્રચંડ વૃક્ષની છાલ કાઢી નાખવામાં આવે છે અને ગર્ભવાળા જીવને નીચે ઉપર આવરણ નાખીને ઉખેડી કાઢવામાં આવે છે.[૨૮] જેને જરા પણ શત્રુભાવ હોતો નથી એવા વૃક્ષના સર્વાંગે ઘાવ કરી, તેમાંથી ચીક કાઢી લેવામાં આવે છે. આ પ્રમાણે હે ધનુર્ધર! સર્વ વનસ્પતિઓનું સત્વ નષ્ટ કરી તેમને શુષ્ક કરી નાખવામાં આવે છે;[૨૯] અને સજીવના અંગમાં હાથ ઘાલી તેના ઉદરમાંથી પિત્ત કાઢી લેવામાં આવે છે અને તે દ્વારા પીડિત થયેલા પુષ્કળ જીવોનું રક્ષણ કરવામાં આવે છે.[૩૦] અહો! સુંદર ઘરોને તોડીને તેનાં દેરાંઓ કિંવા મંદિરો બાંધવામાં આવે, સાહુકારને રડાવી સદાવ્રતો ઉઘાડવામાં આવે,[૩૧] ડોકાંએ વસ્ત્રો વીંટાળવાથી નીચેનું અંગ નગ્ન થાય, આગળનું આંગણું ખુલ્લું હોવાથી તેપર ઘર તોડીને મંડપ બાંધવામાં આવે;[૩૨] કિંવા શાલદુશાલા બાળી તાપણું કરવામાં આવે, કિંવા હાથીને સ્નાન કરાવવામાં આવે;[૩૩] કિંવા બળદને વેચી નાખી તેથી ઉત્પન્ન થયેલા દ્રવ્યવડે કોડ બાંધવામાં આવે, અથવા પોપટને હાંકી કાઢયા પછી તેને માટે પાંજરૂં તૈયાર કરવામાં આવે, એનું નામ કામ છે કે ચેષ્ટા? એથી હસવું કે રડવું?[૩૪] કેટલાક લોકો ધર્મસંપ્રદાય પ્રમાણે પાણી ગાળીને પિયે છે, પરંતુ ગરણામાંથી પાણી ગાળતી વખત જીવો મરે છે;[૩૫] કેટલાક લોકો હિંસા થશે એવી ભીતિથી ધાન્યને ન રાંધતાં ઉપવાસીજ રહે છે, પરંતુ તેથી તેમનો પ્રાણ વ્યાકુળ થાય છે એ પણ એક પ્રકારની હિંસાજ છે;[૩૬] આ પ્રમાણે હે પ્રસન્ન મનવાળા અર્જુન! કર્મકાંડમાં હિંસાનેજ અહિંસા માની સિદ્ધાંત નિર્દિષ્ટ કર્યો છે, એ તું બરાબર લક્ષમાં રાખ.[૩૭] સોથી પહેલાં અહિંસાનાં લક્ષણો કહી બતાવવાની જ્યારે મેં મનમાં ઇચ્છા કરી, ત્યારે મારી બુદ્ધિને એમ લાગ્યું કે, પ્રથમ ખરી અહિંસાનાં લક્ષણો કહેવાં.[૩૮] અહિંસા વર્ણવવાની ઈચ્છા એક વખત ઉત્પન્ન થઇ એટલે તેનો પ્રતિરોધ શી રીતે કરવો? આથી મારે તેનું વર્ણન કરવું પડયું. તેજ પ્રમાણે તને પણ તે બરાબર રીતે સમજાય એવો મારો ભાવ હતો.[૩૯] હે અર્જુન! મુખ્યત્વે કરી આજ હેતુ મનમાં ધારણ કરી મેં તને અહિંસાનાં લક્ષણો કહી સંભળાવ્યાં. બાકી કોઇ આડમાર્ગે વ્યર્થજ દોડશે કે?[૪૦] અને હે અર્જુન! આપણો મત સ્થાપન કરવાને માટે અન્યના મત વિષે વિચાર કરવો પડે છે.[૧] આ પ્રમાણે પોતાનો મત સ્પષ્ટ રીતે કહેવાની આ રીત છે; માટે હવે મારો જે મુખ્ય મત છે તે સાંભળ.[૪૨] મારો તે મત સ્પષ્ટ રીતે કહીને પછી અહિંસાનાં લક્ષણો જણાવું છું. અહિંસા અંતઃકરણમાં ઉત્પન્ન થતાં સ્પષ્ટ જ્ઞાન દેખાય છે,[૪૩] પરંતુ જેના અંગમાં અહિંસા પૂર્ણ રીતે વ્યાપ્ત હોય છે, તેના આચરણ પરથી તે જણાય છે. જે પ્રમાણે સુવર્ણને કસોટીપર ચઢાવતાં તેનો દર સમજાઈ જાય છે,[૪૪] તે પ્રમાણે જ્યારે જ્ઞાન અને મનનો મેળાપ થાય છે (જ્ઞાન થાય છે) ત્યારેજ મનપર અહિંસાની છાપ પડે છે; હે અર્જુન! આ છાપ કેવી રીતે પડે છે તે સાંભળ.[૪૫] પાણીના તરંગમાં વિકૃતિ ન થવા દેતાં, તથા પાણીની સ્થિરતાનો ભંગ

ન કરતાં[૪૬] બગલો જે પ્રમાણે પોતાના ખાદ્ય મત્સ્યપર ત્વરિત અને ધીમેથી નજર રાખી પાણીમાં પગલાં ભરે છે,[૪૭] કિંવા અંદરના કેસરનો ભંગ થશે એવી ભીતિથી ભૃંગ જે પ્રમાણે કમળપર ધીમેથી પગ મુકે છે,[૪૮] તે પ્રમાણે પરમાણુમાં સુદ્ધાં અતિ સૂક્ષ્મ જીવો ભરેલા છે, એમ જાણી તેને મારવા નહિ એવી કરુણા મનમાં ઉત્પન્ન કરી, તે જમીનપર સંભાળપૂર્વક પગ મૂકીને ચાલે છે;[૪૯] તે જે રસ્તે જાય છે ત્યાં કૃપાદ્રષ્ટિથી જોતો જોતો ચાલી અને જે દિશામાં જાય છે ત્યાં સ્નેહભાવ ધરી કોઇ પણ પ્રાણીને ઉપદ્રવ ન થાય એટલા માટે પોતાના જીવ કરતાં પણ બીજા જીવોની ઘણી સંભાળ રાખે છે;[૫૦] હે અર્જુન ! એવી રીતે સંભાળ રાખીને જેઓ ચાલે છે તેની અહિંસાનું માપ શબ્દોદ્વારા કરી શકાતું નથી.[૫૧] બિલાડી જ્યારે પોતાનાં બચ્ચાંને પોતાના મુખમાં પકડે છે ત્યારે માયાના યોગથી તેમને તેના દાંતનો સ્પર્શ પણ થતો નથી.[૫૨] કિંવા જે પ્રમાણે મમતાળુ માતાની પોતાના બાળકપર દ્રષ્ટિ પડતાં તેમાં માયાનો આવિર્ભાવ જણાઇ આવે છે;[૫૩] અથવા કમળપત્રથી વાયરો ખાતાં જે પ્રમાણે નેત્રોની કીકીને સંતોષ થાય છે,[૫૪] તે પ્રમાણે તે જમીનપર પોતાનો પગ ધીમેથી ટેકવીને ચાલે છે; અને તે પગ જે જીવને લાગે છે તેને ત્રાસ થતો નથી, પરંતુ સંભાળપૂર્વક મૂકેલો હોવાથી ઉલટું તેને સુખ થાય છે.[૫૫] હે અર્જુન ! આ પ્રમાણે તે ધીમેથી ચાલતો હોય ત્યારે જમીનપર જીવડું અથવા કીડી જો દ્રષ્ટિગોચર થાય તો તે ધીમેથી પાછો ફરે છે.[૫૬] જો પગ અફાળતો ચાલીશ તો પ્રાણીની નિદ્રાનો ભંગ થશે અને તેની પ્રકૃતિનાં સ્વાસ્થ્યને ધકકો લાગશે.[૫૭] એવી દયા મનમાં આણી તે કોઇ પણ પ્રાણીનું ઉલ્લંઘન કર્યા વિના પાછો ફરે છે;[૫૮] જીવનો નાશ થશે એમ જાણી તે ઘાસપર પણ પાય ધરતો નથી તો પછી એકાદ પ્રાણી દ્રષ્ટિએ પડતાં તેની દરકાર ન રાખી અને તેની પ્રાણહાનિ થશે એમ મનમાં ન આણી તે ચાલ્યો જાય એ ઘટના તો બનીજ કેમ શકે ?[૫૯] જે પ્રમાણે કીડી મેરુ પર્વત ઓળંગી જઇ શકતી નથી, અથવા એકાદ ક્ષુદ્ર જંતુ સમુદ્ર તરી શકતું નથી તે પ્રમાણે કોઇ પણ પ્રાણીનો મેળાપ થતાં તે તેને ઉલ્લંઘીને જતો નથી;[૬૦] એવું જેનું વર્તન કૃપારૂપી ફળોથી ફળદ્રૂપ થાય છે અને જેની વાણીમાં પણ મૂર્તિમંત દયા જાગૃત થાય છે;[૬૧] સ્વતઃ શ્વાસોચ્છ્વાસ ક્રિયા કરતો હોય તે વખતે પણ જે નિકટના મનુષ્યને ત્રાસ આપતો નથી; અને જેનું મુખ જોતાં કેવળ પ્રેમનું પિયેરજ લાગે છે; તથા જેના દાંત જાણે માધુર્યને અંકુર ફુટયા ન હોય તદ્વત્ ભાસે છે;[૬૨] આવા મનુષ્યના મુખમાંથી અક્ષરો બહાર પડયા પૂર્વે મુખમુદ્રાપર સ્નેહભાવ દ્રષ્ટિગોચર થાય છે; તથા હૃદયમાં પ્રથમ દયા ઉત્પન્ન થાય છે અને ત્યાર પછી કૃપાથી પરિપ્લુત એવા શબ્દો બહાર પડે છે.[૬૩] તે બનતાં સુધી તો કોઇની સાથે બોલતોજ નથી; અને કદાચિત્ તે જો બોલવાનું મન કરે છે, તો મારા બોલવાથી કોઇને ખોટું તો ન લાગે એવી તેને ભીતિ લાગે છે;[૬૪] બોલતી વખત જો તેના મુખમાંથી કમીજાસ્તી શબ્દો નીકળે તો તે કોઇના હૃદયમાં ખુંચે નહિ તથા તેથી કોઈના પણ મનમાં શંકા ઉત્પન્ન ન થાય;[૬૫] તેથી કોઇનું નક્કી થયેલું કાર્ય તુટે નહિ, કોઇને ભીતિ લાગે નહિ તથા કોઈ હબકી જાય નહિ એની તે બહુ સંભાળ રાખે છે; અને કોઈ તેના બોલવાનો તિરસ્કાર કરે,[૬૬] તોપણ તેને પીડા ન કરવી તથા કોઈ પોતાની તરફ ભવાં ચઢાવીને જુએ એવો પ્રસંગ ન આવે, એવા વિચારથી તે બોલતો નથી;[૬૭] પછી કદાચિત્ કોઇ પ્રાર્થના કરે અને તે સાંભળીને તે પ્રીતિથી જો બોલવા લાગે તો તેનું બોલવું શ્રોતાને માબાપના બોલની પેઠે આનંદદાયક થઈ પડે;[૬૮] કિંવા જાણે સમુદ્રનાદ મૂર્તિમંત આગળ ઉભો હોય અથવા સ્વચ્છ ગંગોદક ઉછળ્યું હોય કિંવા પતિવ્રતા સ્ત્રીને વૃદ્ધપણું પ્રાપ્ત થયું હોય,[૬૯] તે પ્રમાણે સત્ય અને નમ્ર, પરિમિત તથા પ્રેમાળ એવા અમૃતના તરંગોના

જેવા શબ્દો તેના મુખમાંથી નીકળે છે;[૭૦] જે શબ્દો વ્યાજસ્તુતિથી ભરેલા છે, જેમાંથી વાદ ઉત્પન્ન થાય છે, તથા બીજાને ત્રાસ ઉત્પન્ન થાય છે, તેજ પ્રમાણે જેથી નિંદા અને છળ થાય છે અને જે અન્યના હૃદયને ડંખે છે;[૭૧] અને જે વાણીમાં ખોટો દંભ, હામ, કપટ, આશા, શંકા અને ઠગબાજી હોતી નથી.[૭૨] તેજ પ્રમાણે હે અર્જુન ! જેની દ્રષ્ટિ સ્થિર હોઇ ભવાં મુક્ત હોય છે, અર્થાત્ જેના કપાળમાં ક્રોધની કરચલીઓ પડતી નથી;[૭૩] કારણકે પ્રત્યેક પ્રાણીમાં બ્રહ્મ વ્યાપ્ત છે, તેને કદાચિત્ ત્રાસ થશે એમ જાણી જે બહુધા કોઇની તરફ પણ જોતો નથી.[૭૪] એમ છતાં પણ આંતરકૃપાના બળથી ડોળા ઉઘાડીને કોઇ તરફ જુએ છે,[૭૫] તો ચંદ્રબિંબમાંથી નીકળતી અમૃતધારા કોઈની દ્રષ્ટિએ પડતી નથી તોપણ ચકોર પક્ષીને તેની પ્રતીતિ થાય છે, તેથી તેને આનંદ થાય છે;[૭૬] તે પ્રમાણે જે પ્રાણી તરફ તે પોતાની દ્રષ્ટિથી જુએ છે તેને સંતોષ થાય છે. તેના અવલોકનમાં કેટલો પ્રેમ છે તે કાચબી પણ જાણતી નથી. (કાચબીની કેવળ કૃપાદ્રષ્ટિથીજ તેનાં બચ્ચાં મોટાં થાય છે એટલું બધું તેની દ્રષ્ટિમાં પ્રેમપોષણનું સામર્થ્ય છે.)[૭૭] કિંબહુના, જે ભૂતમાત્ર તરફ આવી પ્રેમાળ દ્રષ્ટિથી જુએ છે તેના હાથના ગુણ જોવા જતાં તે પણ દ્રષ્ટિની પેઠેજ પ્રેમપોષક હોય છે.[૭૮] જે પ્રમાણે બ્રહ્મનિષ્ઠના મનોરથ પૂર્ણ થયેલા હોય છે, તે પ્રમાણે જેના હાથો કાંઇ પણ કરવાની ઇચ્છા ન હોવાથી નિર્વ્યાપાર હોય છે;[૭૯] જન્માંધને જે પ્રમાણે દર્શનક્રિયાનો ત્યાગ કરવો પડે છે, કિંવા અગ્નિને પ્રદીપ્ત કરનાર વસ્તુ ન હોવાથી જે પ્રમાણે તે બુઝાઈ જાય છે, અથવા મૂગા મનુષ્યને જે પ્રમાણે મૌનવ્રત ધારણ કરવું પડે છે,[૮૦] તે પ્રમાણે જેના હાથથી કાંઈ પણ કરવાનું હોતું નથી અને જે કાંઇ પણ વ્યાપાર ન હોવાથી સ્વસ્થ હોય છે;[૮૧] પવનને ધક્કો વાગશે કિંવા આકાશને નખ લાગશે એમ લાગવાથી જે પોતાના હાથ હલાવતો નથી.[૮૨] તેનાથી અંગપર બેઠેલી માખી ઉરાડવી, કિંવા આંખમાં જતી રજકણોને દૂર રાખવી, અને આંખોથી પશુપક્ષીઓને ભીતિ બતાવવી;[૮૩] એ કાર્યો શી રીતે બનશે ? હે કિરીટી ! તેને હાથમાં દંડ કિંવા જેષ્ટિકા પકડવાનું પણ પસંદ નથી, તો પછી શસ્ત્રો પકડવાની તો વાતજ શાની હોય ?[૮૪] માત્ર વિનોદને ખાતર હાથમાં કમળ લઇને ફેરવવાથી અથવા પુષ્પનો હાર ઉછાળીને ઝીલવાથી તે ગોફણની પેઠે એકાદ જીવને લાગી જાય અને તેથી તેને ઇજા થાય એમ જાણી જે હાથવતી એ વ્યાપાર પણ કરતો નથી;[૮૫] અંગપરનાં રોમને ઇજા થવાની ભીતિથી જે અંગપર હાથ ફેરવતો નથી, અને આંગળીઓના નખ કપાવી નાખવાથી હિંસા થશે એમ જાણી જે તેને વધારે છે;[૮૬] પ્રથમ તો કોઇ ક્રિયા હાથથી કરવીજ નહિ, પરંતુ જો પ્રસંગ આવી પડે તો હાથ જોડવા એ શિવાય બીજો અભ્યાસજ જેને હોતો નથી;[૮૭] કિંવા હાથથી વ્યાપાર જો કરવાજ પડે તો તે માત્ર એજ કે હાથ ઉંચકીને બીજાને અભય વચન આપવું, કિંવા કોઇ મનુષ્ય પડી જતો હોય તો તેને હાથવતી આધાર આપવો અથવા પીડિત મનુષ્યના અંગપર ધીમે રહીને હાથ ફેરવવો.[૮૮] આ ક્રિયા પણ જે મહા પરિશ્રમથી કરે છે, અને જે પીડિત મનુષ્યની ચિંતા હસ્તસ્પર્શથી દૂર કરે છે, તેની આ ક્રિયાથી કૃપાનો જેવો ઝરો છુટે છે તેવો ચંદ્રકિરણ દ્વારા પણ છુટવો કઠિન છે.[૮૯] મલય પર્વતપરના પવનથી જે પ્રમાણે પીડિત મનુષ્યને આનંદ થાય છે, તે પ્રમાણેજ તેના હાથના પસવારવાથી પશુને સંતોષ થાય છે;[૯૦] તેના હાથો સદૈવ મુક્ત હોય છે. ચંદનના કોઇ પણ ભાગને તમે જોશો તો તે સર્વદા શીતલજ હોય છે, અને તેને ફળ નથી આવતાં તો પણ કોઇ તેને નિષ્ફળ (વ્યર્થ) ગણી કાઢતું નથી;[૯૧] હવે એ વાક્‌પાંડિત્ય રહેવા દઇશું; સજ્જનનાં શીલ અને સ્વભાવ જેવાં હોય છે તેવાંજ આચરણ તેના હાથથી બને છે.[૯૨] હવે તેનું મન કેવું છે એ વિચાર કરતાં પ્રથમ એ પ્રશ્ન ઉદ્‌ભવે છે કે આ જે સર્વ વાતનું વર્ણન

કરવામાં આવ્યું તે કૃતિ કોની છે?[૯૩] તો તેનો ઉત્તર એ છે કે વૃક્ષની શાખા એ વૃક્ષ નથી કે? પાણી વિનાનો સમુદ્ર ક્યાંય અસ્તિત્વમાં છે કે? તેજ અને સૂર્ય પ્રથક્ વસ્તુ છે કે?[૯૪] અવયવ અને શરીર ભિન્ન છે કે? કિંવા પાણી અને પાણીની મિષ્ટતા પ્રથક્ છે કે?[૯૫] માટે આ જે સર્વ ઇંદ્રિયોના બાહ્ય વ્યાપાર કહી સંભળાવ્યા તે મનોવ્યાપારજ છે એમ તું સમજ.[૯૬] જે બીજ જમીનમાં વાવવામાં આવ્યું હોય તેજ ઉપર વૃક્ષના રૂપમાં દ્રષ્ટિગોચર થાય છે; તેજ પ્રમાણે ઇંદ્રિયોદ્વારા જે વ્યાપાર થાય છે તે મનનીજ પ્રેરણાથી થાય છે.[૯૭] પરંતુ મનમાં જો અહિંસાનો ઉદય ન થયો હશે તો ઇંદ્રિયોદ્વારા તે કેવી રીતે બહાર આવશે?[૯૮] હે અર્જુન! કોઇ પણ વૃત્તિ પ્રથમ મનમાંજ ઉત્પન્ન થાય છે; અને પછી તેનેજ વાચાથી, દ્રષ્ટિથી તથા હાથથી કૃતિમાં મુકવામાં આવે છે.[૯૯] બાકી જે વાત મનમાં ઉત્પન્ન થતી નથી તે મુખદ્વારા બોલી શકાશે કે? જો! બીજ શિવાય જમીનમાં અંકુર ઉત્પન્ન થશે કે?[૩૦૦] માટે જે પ્રમાણે સૂત્રધાર શિવાય કળસૂત્રી પુતળી હાલતી નથી, તે પ્રમાણે મન જ્યારે કોઇ પણ વ્યાપાર કરવાને પ્રવૃત્ત થતું નથી, ત્યારે ઇન્દ્રિયો પ્રથમથીજ નિર્બળ બની જાય છે.[૧] જે પાણી પોતાના આદિસ્થાનમાંથી સુકાઈ જાય છે તે નદીના ઓઘમાં ક્યાંથી વહેશે? પ્રાણ ગયા પછી દેહથી કાંઇ વ્યાપાર થાય છે કે?[૨] તે પ્રમાણે હે પાર્થ! મન એ ઇંદ્રિયોના વ્યાપારનું મૂળ કારણ છે, અને એજ સર્વ ઇંદ્રિયોની પાસે કર્મ કરાવે છે.[૩] પરંતુ મનમાં જે વખતે જે વાસના ઉત્પન્ન થાય છે, તે વખતે તેવા બાહ્ય વ્યાપાર ઇંદ્રિયોદ્વારા બને છે;[૪] એટલા માટે જે પ્રમાણે પકવ થયેલાં ફળનો વાસ આપોઆપ ચારે તરફ પ્રસરે છે, તે પ્રમાણે મનમાં અહિંસા ખરેખરી બળવાન બની સ્થાયી થઇને રહે છે એટલે ઇંદ્રિયોના વ્યાપારમાં અહિંસાજ દ્રષ્ટિએ પડે છે.[૫] માટે ઇંદ્રિયો અહિંસાનેજ પોતાની સંપત્તિ સંપૂર્ણ રીતે માની તેનીજ લેણદેણ અર્થાત્ વ્યાપાર કરે છે.[૬] જે પ્રમાણે સમુદ્રમાં ભરતી આવે છે એટલે સમુદ્રના પાણીથી ખાડીઓ ભરાઇ જાય છે; તે પ્રમાણે મનમાં આવેલી અહિંસાની ભરતી ઇંદ્રિયોના વ્યાપારમાં પણ દ્રષ્ટિએ પડે છે.[૭] વધારે શું કહું? પંતુજી જે પ્રમાણે નાના છોકરાનો હાથ પકડી તેની પાસે સુંદર અક્ષરો લખાવે છે,[૮] તે પ્રમાણે પોતાનામાં પૂર્ણ વિકાસને પામેલી દયાને, હસ્તપાદાદિ ઇંદ્રિયોમાં આણી મન તે ઠેકાણે અહિંસા ઉત્પન્ન કરે છે; (તે ઇંદ્રિયોદ્વારા અહિંસાનાં આચરણ બને છે;)[૯] એટલા માટે હે અર્જુન! ઇંદ્રિયોદ્વારા બનતી અહિંસાની જે ક્રિયા કહી સંભળાવી તે સર્વ મનનીજ છે એમ તું સમજ.[૧૦] આ પ્રકારે જેણે કાયા, વાચા, મનથી હિંસાનો ત્યાગ કર્યો છે એવો માણસ તારા જોવામાં આવે,[૧૧] તો તે પુરૂષ જ્ઞાનનો વિલાસી અને જ્ઞાનનું વસતિસ્થાન છે એમ તું સમજ. વધારે શું કહું? તે મૂર્તિમંત જ્ઞાનજ છે.[૧૨] જે અહિંસાનું વર્ણન આપણે શ્રવણેંદ્રિયથી સાંભળીએ છીએ, અને ગ્રંથના આધારથી જેનું નિરૂપણ કરીએ છીએ, તે અહિંસાને પ્રત્યક્ષ જોવી હોય તો તેજ પુરૂષનું દર્શન કરવું જોઇએ.[૧૩] જ્ઞાનદેવ કહે છે કેઃ–આ પ્રમાણે શ્રીકૃષ્ણે જે વાત અર્જુનને કહી તે મારે તમને એક શબ્દમાંજ કહેવી જોઈતી હતી; પરંતુ તેનો વિસ્તાર અતિ વધી ગયો તે માટે તમે મને ક્ષમા કરો.[૧૪] તમે કહેશો કે પશુ લીલું ઘાસ ખાવા લાગ્યું એટલે તે જેમ જેમ ખાતું ખાતું આગળ જાય છે તેમ તેમ પાછળની જમીન છોડતું જાય છે; કિંવા પક્ષી આકાશમાં ઉડવા માંડે છે એટલે તે પવનના વેગે ઉપર અને ઉપરજ ઉડ્ડયન કરતું ચાલ્યું જાય છે,[૧૫] તેજ પ્રમાણે પ્રેમના આવેશમાં રસવૃત્તિ પ્રસરી ગઈ અને મારી બુદ્ધિને હુંજ સ્વાધીન રાખી શક્યો નહિ,[૧૬] એમ કદાચ હું સંતજનોને કહીશ, પરંતુ વસ્તુતઃ એવો પ્રકાર નથી; વિસ્તાર કરવાનું સ્પષ્ટ કારણ છે; બાકી અહિંસા શબ્દ ત્રણજ અક્ષરોનો છે.[૧૭] જોવા જઇએ તો અહિંસાનું વર્ણન થોડાજ શબ્દોમાં થઈ શકે એમ છે; પરંતુ જે વખતે હિંસાનેજ અહિંસા કહેનારા બહુ

મતોનું ખંડન કરવામાં આવે ત્યારેજ તેને સ્પષ્ટ કરવામાં આવશે.[૧૮] બાકી અહિંસા સંબંધે જે ઉપલબ્ધ મતો છે તે જેવાને તેવાજ રહેવા દઈ જો હું અહિંસાનું વર્ણન કરીશ તો તમને મારૂં બોલવું પ્રિય લાગશે નહિ.[૧૯] રત્ન પરીક્ષકોના ગ્રામમાં જો શાલીગ્રામ શિલા વેચાઇ શકે તોજ તેની ગાંસડી છોડવી. સરસ્વતીની સમક્ષ કોઇ પણ માણસમાં વકતૃત્વ કરવાની શક્તિ નથી.[૨૦] જે સ્થળે લોટનોજ વિક્રય ઓછો થતો હોય તે સ્થળે કર્પૂરની વાસનો ભાવ કોણ પૂછે ?[૨૧] માટે હે શ્રોતાજનો ! તમારી સભામાં હું મોટો વક્તા છું એવું જો અભિમાન હું ધરીશ, તો મારૂં બોલવું તમને રૂચનાર નથી.[૨૨] સામાન્ય અને વિશિષ્ટ વાત જો સમાન રીતેજ કહેવામાં આવે તો તેને તમે પોતાના કર્ણના મુખ આગળ પણ લઇ જશો નહિ (કર્ણપટપર સુદ્ધાં પડવા દેશો નહિ)[૨૩] જો કોઈ પણ વસ્તુના સત્યસ્વરૂપના વર્ણનમાં શંકાને અવકાશ રહે તો તમે જે મારા પ્રતિ લક્ષ આપો છો તે પાછે પગેજ પલાયનમઃ કરી જશે.[૨૪] જે પાણીપર શેવાળ પથરાયેલી હોય છે તે પાણીની પાસે હંસ પક્ષી જાય છે કે ?[૨૫] કિંવા અભ્રની પેલી તરફ જો ચંદ્રકિરણ સુંદર રીતે પ્રકાશતાં હોય તો શું ચકોરપક્ષી તેનો ઉપભોગ લેવાને માટે પોતાની ચાંચ પહોળી કરશે કે ?[૨૬] તે પ્રમાણે જો નિરૂપણ નિર્દોષ હશે નહિ તો તમે મારા પ્રતિ લક્ષ આપશો નહિ, એટલુંજ નહિ પરંતુ ઉલટા ખિન્ન થશો.[૨૭] અહિંસા વિષે જુદા જુદા અભિપ્રાયો સમજીને કહેતાં જો આક્ષેપનું નિરસન ન થાય તો તે વ્યાખ્યાન મારા કથનપ્રતિ તમારી સહાનુભૂતિ ઉત્પન્ન કરશે નહિ; (તમે મારૂં વ્યાખ્યાન સાંભળશો નહિ.)[૨૮] અને મારૂં આ સર્વ પ્રતિપાદન તો તમે સંતજનો સદૈવ પ્રસન્ન રહો એટલા માટેજ છે.[૨૯] બાકી ખરેખર જોતાં તો તમે ગીતાના અર્થના ભોક્તા છો એમ જાણી મેં એકદમ ગીતાના વ્યાખ્યાનનેજ પકડી રાખ્યું છે.[૩૦] તે ગીતાને માટે તમે સર્વ વસ્તુનો ત્યાગ કરશો, પરંતુ તેને છોડવી લાવશો. માટે એ ગ્રંથ નથી, પરંતુ અમૂલ્ય અલંકાર છે.[૩૧] માટે સર્વ વસ્તુઓ પ્રત્યે પ્રેમ રાખી શું તમે ગીતાની ઘૃણા કરશો કે ? જો તેમ થશે તો ગીતાની અને મારી દશા એકજ થશે એમ તમે નિશ્ચયપૂર્વક સમજજો.[૩૨] તાત્પર્ય એ છે કે તમારા કૃપાપ્રસાદની મને આવશ્યકતા હોવાથીજ મેં ગીતાને તો એક નિમિત્ત તરીકે આગળ કરી છે.[૩૩] માટે તમારા જેવા રસિક શ્રોતાઓને રૂચે એવું વ્યાખ્યાન કરવું જોઇએ. આ કારણથી તમને મેં અહિંસા વિષેના જુદા જુદા અભિપ્રાયો કહી સંભળાવ્યા.[૩૪] આથી કથાનો વિસ્તાર થયો અને શ્લોકનો અર્થ એક બાજુએ રહી ગયો, તે માટે મને–બાળકને આપ ક્ષમા કરો.[૩૫] જમતાં જમતાં ગ્રાસમાં કાંકરો જાય તો તેને કાઢી નાખવામાં જે વખત જાય તે કાંઇ વ્યર્થ ગયેલો ગણી શકાય નહિ અને તેમ કરવામાં દોષ પણ ગણાય નહિ કારણ કે તે કાંકરો કાઢી નાખવોજ જોઇએ.[૩૬] પરગામથી પોતાનો છોકરો આવતો હોય અને રસ્તામાં ચોરોનો ભય ટાળવાને જો તે આડમાર્ગે આવી વખત લગાડે તો માતાએ તેનાપર ક્રોધે ભરાવું કે તે જીવતો ઘેર આવ્યો એટલા માટે તેનાપરથી અલાબલા ઉતારી નાખવી ?[૩૭] પરંતુ આ દૃષ્ટાંત આપવાનું કાંઈ પ્રયોજન નથી. મારા વધેલા વ્યાખ્યાનને માટે આપે મને ક્ષમા કરી એ સારૂંજ કાર્ય કર્યું. ત્યારે હવે શ્રી કૃષ્ણ અર્જુન પ્રત્યે શું બોલ્યા તે સાભળો.[૩૮] ભગવાન બોલ્યાઃ–હે જ્ઞાનોત્તમનયન અર્જુન ! સાવધ થા. તને હવે જ્ઞાનની સારી પ્રતીતિ કરી દઉં છું.[૩૯] જેને જ્ઞાનની સંજ્ઞાથી ઓળખવામાં આવે છે તે, જે સ્થળે આડંબર રહિત ક્ષમા વાસ્તવ્ય કરે છે તેજ સ્થળે ખરેખર રહે છે એમ તું સમજ.[૪૦] અગાધ સરોવરમાં જે પ્રમાણે કમળો પુષ્કળ હોય છે, કિંવા ભાગ્યવાનને ઘેર અખૂટ લક્ષ્મી હોય છે,[૪૧] તે પ્રમાણે હે અર્જુન ! આવા માણસની પાસે ક્ષમાની વૃદ્ધિ થાય છે. હવે આ ક્ષમાની વૃદ્ધિનાં લક્ષણો કહી બતાવું છું, એટલે તે સંપૂર્ણ રીતે લક્ષમાં આવશે.[૪૨] મનગમતા અલંકાર જે ભાવનાથી

અંગપર ધારણ કરવામાં આવે છે તે ભાવનાથીજ જે સર્વ વાત સહન કરે છે;[૪૩] આધ્યાત્મિક, આધિ દૈવિક તથા આધિ ભૌતિક આ ત્રણે પ્રકારનાં સંકટોનાં જુથનાં જુથ શિરપર આવી પડે તોપણ જે નીચો નમતો નથી;[૪૪] ઇપ્સિત વસ્તુની પ્રાપ્તિ થતાં જેટલો સંતોષ થાય તેટલોજ સંતોષ અનિષ્ટની પ્રાપ્તિ થતાં પણ જેને થાય છે;[૪૫] માન અને અપમાન જે સહન કરે છે; જેનામાં સુખ અને દુઃખ એ ઉભયનો સમાવેશ થાય છે; નિંદા કિંવા સ્તુતિ જેનાપર અસર કરી શકતી નથી;[૪૬] ગ્રીષ્મ ઋતુથી જેને તાપ લાગતો નથી, શીત ઋતુથી જેને ઠંડી લાગતી નથી, ગમે તે વસ્તુની પ્રાપ્તિથી જેને ભીતિ લાગતી નથી;[૪૭] મેરુ પર્વતને જે પ્રમાણે પોતાના શૃંગનો ભાર લાગતો નથી, કિંવા યજ્ઞવરાહ જે પ્રમાણે દંતાગ્રે ધરેલી પૃથ્વી જડ છે એમ કહેતો નથી;[૪૮] અથવા સ્થાવર જંગમ ભૂતોનો બોજો જે પ્રમાણે પૃથ્વીને લાગતો નથી, તે પ્રમાણે અનેક પ્રકારનાં સુખ દુઃખો પ્રાપ્ત થાય તોપણ જેના અંતઃકરણમાં કષ્ટ થતું નથી;[૪૯] નદી અને નદના પ્રચંડ પ્રવાહોના પ્રવાહો ચાલ્યા આવે છે છતાં પણ તેને ક્યાં રાખીશું એવી ચિંતા ન કરતાં જે પ્રમાણે સમુદ્ર તેને પોતાના ઉદરમાં સહજ સમાવી દે છે,[૫૦] તે પ્રમાણે પોતાનાથી સહન ન થાય એવી કોઈ પણ વાત જેને લાગતી નથી તથા પોતે સર્વ વાત સહન કરે છે એવી સ્મૃતિ જેટલું અભિમાન પણ જે રાખતો નથી.[૫૧] દેહને જે જે વસ્તુ પ્રાપ્ત થાય છે તે સર્વ હુંજ છું, માટે હું સર્વ વાત સહન કરૂં છું એવું અભિમાન જેને ઉત્પન્ન થતું નથી;[૫૨] આ પ્રકારની દંભરહિત ક્ષમા જે પુરૂષના અંતઃકરણમાં વાસ કરે છે, તે પુરૂષના સંયોગથી, હે અર્જુન! જ્ઞાનને પણ મહત્વ પ્રાપ્ત થાય છે.[૫૩] હે પાંડવ! એવો જે પુરૂષ છે તે ખરેખર જ્ઞાનનો પ્રેમપાત્રજ હોય છે. હવે આર્જવ (સરલતા)નું વર્ણન કરૂં છું, તે સાંભળ.[૫૪] ગમે તે ઉદ્દેશથી મનુષ્ય કોઇ પણ આચરણ કરે તો પણ જે પ્રમાણે પ્રાણ તેને અનુકૂળ થાય છે,[૫૫] કિંવા સૂર્ય જે પ્રમાણે આ વસ્તુ સારી અને પેલી માઠી એવો ભેદભાવ ન ધરતાં એક સરખો પ્રકાશે છે, મુખ તરફ જોઇને પ્રકાશ આપતો નથી, કિંવા આકાશ જે પ્રમાણે સર્વ વસ્તુ એક સરખી રીતે અવકાશ આપે છે,[૫૬] તે પ્રમાણે જેનું મન પ્રાણી પ્રાણી વચ્ચે ભેદભાવ ધરતું નથી, પરંતુ જેનું વર્તન એવું હોય છે કે,[૫૭] તે સર્વ જગત્‌ને પોતાની ઓળખાણનુંજ ધારે છે, તે સર્વ વસ્તુને સગપણવાળીજ ધારે છે અને તેનામાં આપ પરભાવનો સર્વથા અભાવ હોય છે;[૫૮] તેને પ્રત્યેક મનુષ્યની સાથે મૈત્રી હોય છે; પાણીને જે પ્રમાણે ઢાળ હોય છે તે પ્રમાણે તેનો સ્વભાવ હોય છે અને કોઇ પણ કાર્ય કરવામાં તેનું મન આડે આવતું નથી,[૫૯] પવનના વેગના જેવું જેના મનનું સરળપણું હોય છે; અને જેને શંકા તથા ઇચ્છા બિલકુલ હોતી નથી;[૬૦] જે પ્રમાણે માતાના ખોળાપર બેસવામાં બાળકને શંકા આવતી નથી, તે પ્રમાણે જે બીજાને અભિપ્રાય દર્શાવવાને વિચાર કરતો બેસી રહેતો નથી;[૬૧] હે ધનુર્ધર! વિકાસ પામેલા કમળથી જે પ્રમાણે પોતાનો સુવાસ ગુપ્ત રાખી શકાતો નથી, તે પ્રમાણે મનમાં એક અને બહાર બીજો એ પ્રમાણે જેના વિચાર હોતા નથી;[૬૨] જે પ્રમાણે રત્નનું સૌંદર્ય દ્રગ્ગોચર થયા પૂર્વે તેનું તેજ પ્રસરી રહ્યું હોય છે, તે પ્રમાણે કોઇ પણ કાર્ય કર્યા પૂર્વે જેના મનની દોડ આગળ હોય છે, અને વ્યવહાર પાછળ હોય છે;[૬૩] જેને ચિંતન કેમ કરવું તે આવડતું નથી અને સદોદિત તૃપ્ત રહેવું એજ જેનો અભ્યાસ છે; અમુક કાર્ય કરવું અને અમુક ન કરવું એવો વિચાર જેના મનમાં હોતો નથી;[૬૪] જેની દ્રષ્ટિ કપટયુક્ત નથી, અને જેનું બોલવું સંદિગ્ધ નથી અને જે કોઈની પણ સાથે ખરાબ બુદ્ધિથી વર્તતો નથી;[૬] જેની દશ ઇંદ્રિયો તથા પંચ પ્રાણ સદાસર્વદા નિષ્કપટ બુદ્ધિથી વર્તન કરે છે;[૬૬] અમૃતની ધારાની પેઠે જેનું મન સરળ હોય છે કિંબહુના જે આ લક્ષણોનું પિયેરજ

હોય છે;[67] હે વીર ! આવો પુરૂષ મૂર્તિમંત આર્જવજ છે; અને તેમાંજ જ્ઞાને પોતાનો ડેરો નાખેલો છે એ વાત તું લક્ષમાં રાખ.[68] હે ચતુર શ્રેષ્ઠ ! હવે હું તને ગુરૂભક્તિનો પર્યાય કહું છું, તે શ્રવણુ કર.[69] આ ગુરૂસેવા સર્વ ભાગ્યોની જન્મભૂમિ છે; કારણ કે શોકથી ગ્રસ્ત થયેલા પુરૂષને તે બ્રહ્મ સ્વરૂપ બનાવે છે.[70] આવી જે આ ગુરૂસેવા છે તે સમજીને તને કહું છું, તે તરફ પૂર્ણ લક્ષ આપ.[71] જે પ્રમાણે ગંગા પોતાનું સર્વ ઉદક લઇને સમુદ્રને મળે છે, કિંવા શ્રુતિ જે પ્રમાણે સર્વ અભિપ્રાયો સહ બ્રહ્મપદમાં પ્રવિષ્ટ થાય છે;[72] અથવા પતિવ્રતા સ્ત્રી જે પ્રમાણે પોતાનું જીવિત અને ગુણાવગુણ એ સર્વ પોતાના પ્રિય પતિને અર્પણ કરે છે,[73] તે પ્રમાણે જે પોતાનું સર્વસ્વ ગુરૂકુળમાં અર્પણ કરે છે અને જે પોતાના અંગને ગુરૂભક્તિનો સાગરજ બનાવે છે;[74] જેવી રીતે વિરહિણી પતિવ્રતા નિરંતર પતિનુંજ ચિંતન કરે છે. તે પ્રમાણે જે દેશમાં ગુરૂનું ગ્રહ હોય તેજ દેશ જેના મનમાં નિરંતર ઘોળાયા કરે છે;[75] તે દિશામાંથી આવતા પવનને પણ તે સામો જઇને નમસ્કાર કરે છે; અને મારે ઘેર પધારો એવી પ્રાર્થના કરે છે;[76] ખરી પ્રીતિથી ગાંડો બનીને જે દિશામાં ગુરૂ રહેતો હોય તેજ દિશા સાથે વાર્તાલાપ કરવામાંજ જેને પ્રીતિ હોય છે; અને જે ગુરૂના ગ્રહમાં પોતાના જીવને વતનદાર કરી મુકે છે;[77] પરંતુ જે પ્રમાણે વાછરડાને દામણ બાંધેલું હોવાથી તેનું સર્વ લક્ષ ગાય પ્રતિ લાગેલું હોવા છતાં તેનું શરીર તે બંધનમાંજ હોય છે, તે પ્રમાણે કેવળ ગુરૂની આજ્ઞાને લીધેજ જેની દેહ પોતાના ગ્રામમાં વસે છે;[78] તથા જેને એમ લાગે છે કે આપણા ગળામાંથી આ ગુર્વાજ્ઞા રૂપી તોક ક્યારે નીકળશે અને આપણને ગુરૂનો મેળાપ ક્યારે થશે ? આવી ચિંતામાં જેને એક ક્ષણ એક યુગ કરતાં પણ મોટી ભાસે છે.[79] તેવામાં જો તેના ગુરૂના ગ્રામમાંથી કોઇ મનુષ્ય આવે કિંવા સ્વતઃ ગુરૂજ એકાદ મનુષ્યને મોકલે તો જાણે ગતાયુ મનુષ્યને નવું આયુષ્ય ન મળ્યું હોય ![80] કિંવા શુષ્ક થઈ ગયેલા અંકુરપર અમૃતધારા ન પડી હોય ! અથવા માછલું ખાબોચીઆમાંથી સમુદ્રમાં ન આવ્યું હોય ![81] એકાદ કંગાળ મનુષ્યને દ્રવ્યનો ભંડાર હાથ ન લાગ્યો હોય ! કિંવા જન્માંધને એકાએક દ્રષ્ટિની પ્રાપ્તિ ન થઇ હોય ! અથવા ભિખારીને ઇંદ્રપદ ન મળ્યું હોય ![82] તે પ્રમાણે ગુરૂના કુળનું નામ સાંભળતાંજ તે મહાસુખથી અતિશય આલ્હાદ પામે છે; અરે ! તે એટલો તો આલ્હાદિત થાય છે કે વિનોદથી તે આકાશને પણ સહજ બાથમાં ધરી લે છે ![83] ગુરૂકુલ પ્રતિ આવી પ્રીતિ ધરાવનાર કોઇ પણ મનુષ્ય તારી દ્રષ્ટિએ પડે તો તું એમ સમજજે કે તેનામાં જ્ઞાન તો સેવક તરીકે રહેલું હોય છે.[84] અને અંતઃકરણમાં અત્યંત પ્રેમયુક્ત થઈ જે શ્રીગુરૂની મૂર્તિની ધ્યાનોપાસના કરે છે;[85] પોતાનાં શુદ્ધ હ્રદયને મંદિર બનાવી તેમાં પોતાના શ્રીગુરૂની જે સ્થાપના કરે છે તથા પોતેજ જે પોતાની ભાવનાથી પૂજા-સાહિત્ય બને છે;[86] અથવા જ્ઞાનરૂપી કિલ્લામાં આનંદરૂપી દેવાલય બાંધી તેમાં જે શ્રીગુરૂરૂપ શિવલિંગની સ્થાપના કરીને તે પર ધ્યાનરૂપી અમૃતથી અભિષેક કરે છે;[87] બોધરૂપી સૂર્ય ઉદિત થતાં સાત્વિક બુદ્ધિરૂપી મસુરની દાળનો ખોબો ભરી જે શિવરૂપી ગુરૂને અર્પણ કરે છે;[88] ઉત્તમ સમય એજ શિવની પૂજાના ત્રણે કાળ એમ માની તેમાં જે દેહાભિમાનરૂપી ધૂપ બાળે છે; અને જે જ્ઞાનરૂપી દીપકથી સર્વદા ગુરૂરૂપી શ્રીશંકરની આરતિ ઉતારે છે;[89] ગુરૂની સાથેનાં ઐક્યરૂપી નૈવેદ્યને ગુરૂને સર્વદા સમર્પણ કરી પોતે પૂજારી બની, ગુરૂને શંકરને ઠેકાણે માની જે તેનું સ્તવન કરે છે;[90] અથવા પોતાના જીવની શય્યા કરી ગુરૂને પોતાનો પતિ માની જે તેનો ઉપભોગ લે છે; અને એ રીતે પ્રેમના યોગથી જે પોતાની બુદ્ધિમાં એવાં કૌતુકો ધારણ કરે છે;[91] એકાદ વેળા મનમાં ગુરૂપ્રત્યેની પ્રીતિનો ઉભરો આવતાં તેનેજ

ક્ષીરાબ્ધિ માને છે;[૯૨] ગુરૂધ્યાનથી ઉત્પન્ન થનાર બહુ સુખરૂપી શેષશય્યાપર ગુરૂ એ જાણે વિષ્ણુજ નિદ્રાગ્રસ્ત થયેલા છે એમ જે માને છે;[૯૩] પછી પગમાં રોળાતી લક્ષ્મી પોતેજ બની જાય છે; અને ગરુડ પણ પોતેજ બની બે હાથ જોડી ગુરૂની સમક્ષ ઉભો રહે છે;[૯૪] નાભિમાંથી ઉત્પન્ન થનાર જે બ્રહ્મદેવ તે પણ પોતેજ બની ગુરૂમૂર્તિના પ્રેમથી પોતાના મનમાં જે ધ્યાન-સુખનો અનુભવ લે છે;[૯૫] એકાદ વેળા ભક્તિપ્રેમથી ગુરૂને માતારૂપ કલ્પી સ્તનપાનથી થતાં સુખનો અનુભવ લઈ તેના ખોળામાં આળોટે છે;[૯૬] કિંવા હે અર્જુન ! જ્ઞાનરૂપી વૃક્ષની નીચે ગુરૂનેજ ગાય માની પોતે તેની પાછળ લાગેલો વાછરડો બને છે;[૯૭] ગુરૂકૃપાના સ્નેહરૂપી ઉદકમાં હું માછલુંજ થયો છું એવી ભાવના તે કોઈ વેળા કરે છે;[૯૮] ગુરૂકૃપા એજ અમૃતની વૃષ્ટિ છે અને પોતે ગુરૂસેવા વૃત્તિરૂપી છોડ છે એવા જુદા જુદા સંકલ્પો જેના મનમાં ઉત્પન્ન થાય છે;[૯૯] તેના પ્રેમની અગાધતા તો જુઓ ! તે આંખ અને પાંખ વિનાનું પક્ષીનું બચ્ચુંજ બની જાય છે,[૪૦૦] પછી ગુરૂને પક્ષિણી બનાવી તે પક્ષિણીની ચાંચમાંથી પોતે ચારો ગ્રહણ કરે છે; કિંવા ગુરૂ એ તારક છે એમ માની પોતે તેનો પાલવ પકડે છે.[૧] આ પ્રમાણે જેમ સમુદ્રમાં ભરતી આવવાથી તરંગોપર તરંગો ઉત્પન્ન થાય છે, તે પ્રમાણે પ્રેમના બળથી ગુરૂધ્યાનમાંથી અનેક ધ્યાનો ઉત્પન્ન થાય છે.[૨] આવા પ્રકારો અનેક છે, તેમાંના કેટલાકનું વર્ણન કરૂં ? આ રીતે ગુરૂમૂર્તિ અંતરમાં ધારણ કરી તે ધ્યાનસુખનો અનુભવ લે છે. હવે તે શ્રીગુરૂની બાહ્ય સેવા કેવી કરે છે તે સાંભળ.[૩] તે મનમાં એવો નિશ્ચય કરે છે કે હું ગુરૂની એટલી ઉત્તમ સેવા કરીશ કે જેથી ગુરૂ સંતુષ્ટ થઈ 'કાંઈ માગ' એમ મને કહે.[૪] આ પ્રકારની મારી શુદ્ધ સેવાથી ગુરૂ પ્રસન્ન થશે ત્યારે હું તેની પ્રાર્થના કરી એમ[૫] કહીશ કે, હે પ્રભો ! જેટલો આપનો પરિવાર છે તે સર્વનાં રૂપો હું એકલોજ ધારણ કરૂં એવો વર મને આપો.[૬] આ પ્રમાણે વરની માગણી થયા પછી શ્રીગુરૂ કહેશે "ભલે તેમ થાઓ." પછી હું તેનો સર્વ પરિ-વાર થઇશ. (હુંજ તેની સર્વ પ્રકારે સેવા કરીશ.)[૮] તેના ઉપયોગમાં આવે એવી જેટલી જેટલી વસ્તુઓ છે તે પૈકી પ્રત્યેક વસ્તુ હુંજ બનીશ; ત્યારે મારી સેવાનો ચમત્કાર દ્રષ્ટિએ પડશે.[૯] ગુરૂ જો કે સર્વ ભક્તોની માતા છે, તોપણ ગુરૂની કૃપાને હું મારા શપથ આપી તેને મારી એકલાનીજ માડી કરી લઇશ;[૧૦] ગુરૂપ્રેમને મારી ઉન્મત્તતા આપી તેની પાસે એકપત્નીવ્રત ગ્રહણ કરાવીશ; અને ગુરૂની પ્રીતિ પાસે મારામાંજ વાસ કરવા માટે ક્ષેત્રસંન્યાસ લેવરાવીશ;[૧૧] ગમે તેટલો પવન વાય તોપણ તે ચારે દિશાની અંદરજ વાય છે; તે પ્રમાણે હું પીંજરૂં બની ગુરૂકૃપાને ચારે તરફથી ઘેરીશ.[૧૨] મારી સ્વામિની જે ગુરૂસેવા તેને હું મારા ગુણોના અલંકાર આરોપીશ. વધારે તો શું ? પરંતુ ગુરૂસેવાની દાસી હુંજ બનીશ. (મારા શિવાય અન્ય કોઇને પણ ગુરૂસેવા કરવા દઇશ નહિ;)[૧૩] અને ગુરૂસ્નેહરૂપી વૃષ્ટિની નીચે હું પૃથ્વી બનીશ. આ રીતે નાના પ્રકારની કલ્પના જે પોતાના મનમાં કરે છે;[૧૪] અને કહે છે કે હું ગુરૂનું નિવાસગૃહ બનીશ; અને દાસ બની તેની તે ઠેકાણે સેવા કરતો રહીશ,[૧૫] જતાં આવતાં ઓળંગવાના ઉમરા હુંજ બનીશ અને દ્વારો પણ હુંજ થઈશ, દ્વારપાળ પણ હુંજ બનીશ;[૧૬] હું ગુરૂની પાદુકા થઇ, તે પાદુકા ગુરૂના ચરણોમાં હુંજ પહેરાવીશ, અને છત્ર પણ હુંજ બની તેને ગુરૂના મસ્તક ઉપર પણ હુંજ ધરીશ.[૧૭] આ ઠેકાણે ખાડો છે, આ ઠેકાણે ટેકરો છે, એવો ગુરૂને ઇસારત આપનાર ચોબદાર હુંજ બનીશ; અને ગુરૂપર ચમ્મર ઢાળનાર, ગુરૂને હાથનો આધાર આપનાર અને ગુરૂની આગળ દોડનાર હજુરીઓ પણ હુંજ બનીશ;[૧૮] ગુરૂની ઝારી હાથમાં ગ્રહનાર શાગિર્દ હું થઇશ; અને અંજલિ ભરવા માટે ગુરૂને જળ પણ હુંજ આપીશ; અને ગુરૂની થુંકદાની પણ હુંજ બનીશ;[૧૯] ગુરૂનું પાનદાન પણ હું બનીશ અને

તેને સ્નાન પણ હુંજ કરાવીશ;[20] ગુરૂના આસન, અલંકાર, વસ્ત્ર, ચંદનાદિક સર્વ ઉપચારો હુંજ બનીશ;[21] હું રસોઇઓ બનીને ગુરૂને ખાદ્યના પદાર્થો પીરસીશ; અને આત્મત્વના ગુરૂની આરતિ ઉતારીશ; (ગુરૂપરથી અલાબલા ઉતારીશ;)[22] જે વખતે ગુરૂમહારાજ ભોજન કરે તે વખતે તેની પંક્તિનો લાભ પણ લઇશ; અને હુંજ આગળ થઇને તેમને પાનબીડું આપીશ;[23] ગુરૂનો એઠવાડ હુંજ કાઢીશ, ગુરૂની શય્યા હુંજ ઝાડીશ; અને ગુરૂની પાદસેવા પણ હુંજ કરીશ;[24] ગુરૂનું સિંહાસન પણ હુંજ થઇશ અને તેપર ગુરૂને આરૂઢ પણ હુંજ કરીશ. આ પ્રમાણે સર્વ પ્રકારે હું ગુરૂની સેવા કરીશ.[25] જે ચમત્કાર પ્રતિ ગુરૂનું લક્ષ લાગશે તે ચમત્કાર પણ હુંજ બનીશ. [26] ગુરૂના શ્રવણરૂપી આંગણામાં શબ્દોના અસંખ્ય સમુદાય હુંજ બનીશ; અને જે સ્થળે ગુરૂના અંગનો સ્પર્શ થશે તે સ્થળે હુંજ હોઇશ.[27] શ્રીગુરૂનાં નયનો જે જે રૂપોનું પ્રેમથી અવલોકન કરશે તે સર્વ રૂપો હુંજ થઇશ;[28] તેની જીવ્હાને જે જે પદાર્થો ભાવશે તે તે સર્વે હુંજ થઈશ; હુંજ સુવાસરૂપ થઇ તેની ઘ્રાણેંદ્રિયની સેવા કરીશ;[29] આ પ્રમાણે સર્વ પ્રકારે ગુરૂની બાહ્ય સેવા કરી, ગુરૂના ઉપયોગમાં આવતી સર્વ વસ્તુઓ હુંજ બનીશ અને તેને વ્યાપી લઇશ.[30] જ્ઞાનેશ્વર મહારાજ કહે છેઃ–જ્યાં સુધી આ દેહ છે ત્યાં સુધી તે ગુરૂની આવીજ સેવા કરીશ એમ કહે છે; દેહ પડ્યા પછી તેની બુદ્ધિ સેવા વિષે જે આસ્થા ધરે છે તે ચમત્કાર સાંભળો.[31] તે કહે છે કેઃ–આ શરીરની માટીને પૃથ્વીના તે ભાગમાં મેળવી દઇશ, કે જ્યાં શ્રીગુરૂના ચરણોનો સ્પર્શ થશે.[32] મારા ગુરૂ વિનોદથી જે ઉદકને સ્પર્શ કરશે તે ઉદકમાં હું મારા શરીરમાંના પાણીમય ભાગને ભેળવી દઇશ.[33] જે દીપકથી લોકો શ્રીગુરૂની આરતિ ઉતારશે અથવા જે દીપક શ્રીગુરૂના મંદિરમાં પ્રકાશતા હશે તે દીપકમાં હું મારા શરીરનું તેજ મેળવી દઇશ.[34] જે સ્થળે પંખાથી તથા ચમ્મરથી શ્રીગુરૂને પવન નાખવામાં આવતો હશે તે સ્થળે હું મારા પ્રાણવાયુનો લય કરીશ.[35] જે અવકાશમાં શ્રીગુરૂ પોતાના પરિવાર સહવર્તમાન હશે તે અવકાશમાં હું મારા શરીરમાંનો આકાશનો ભાગ મેળવી દઈશ.[36] પરંતુ જીવંત અવસ્થામાં કિંવા મૃત્યુ થયા પછી પણ હું શ્રીગુરૂની સેવા કર્યા વિના રહીશ નહિ; અને એક પળવાર પણ અન્યને ગુરૂની સેવા કરવા દઇશ નહિ. આ પ્રમાણે કલ્પોના કલ્પો પર્યંત ગુરૂસેવા કરીશ.[37] આ પ્રકારની પૂર્ણ ઇચ્છા જેના મનમાં છે; અને જે પોતાની ઇચ્છા પ્રમાણે ગુરૂની અપાર સેવા કરવા છતાં પણ[38] ગુરૂસેવાને માટે રાત્રિ–દિવસ જોતો નથી કિંવા હવે બહુ થઇ એમ કહેતા નથી; તથા ગુરૂ કામ કરવાની આજ્ઞા કરે તો તેને અધિક સ્ફુર્ણા આવે છે;[39] આ પ્રકારે ગુરૂની સેવા કરવાને માટે ગગનના જેવડો મોટો થાય છે અને જે તે કામ એકદમ એકલોજ કરે છે;[40] મનની દોડ કરતાં જેના અંગની દોડ આગળ હોય છે; અને જેની કામ કરવાની ઇચ્છા મનની સાથે હોડ કરે છે;[41] તે કોઈ પ્રસંગે ગુરૂની લીલાપરથી પોતાના જીવિતને ઓવારી નાંખે છે;[42] જે ગુરૂની સેવાથી કૃશ થાય છે, અને ગુરૂના પ્રેમથી પુષ્ટ થાય છે અને જે ગુરૂની આજ્ઞાનું પોતેજ સ્થાન બની જાય છે.[43] જે ગુરૂકુલના યોગથી પોતાને કુલીન માને છે; જે પોતાના ગુરૂબંધુની સાથે સૌજન્યથી વર્તી સુજન બને છે, અને જે ગુરૂસેવા રૂપી વ્યસનથી નિરંતર વ્યસની બનીને રહે છે;[44] ગુરૂના પરંપરાથી ચાલી આવેલા ધર્મ એજ જેના વર્ણાશ્રમ ધર્મ બની ગયા છે; અને ગુરૂની સેવા કરવી એજ જેનું નિત્ય નૈમિત્તિક કર્મ છે;[45] ગુરૂ એજ જેનું ક્ષેત્ર છે; ગુરૂ એજ જેનું દૈવત છે, ગુરૂજ માતા અને ગુરૂજ જેના પિતા છે, અને જેને ગુરૂસેવા શિવાય અન્ય વસ્તુનો પરિચય નથી;[46] ગુરૂનું દ્વાર એજ જેના સર્વ ધર્મોનો સાર છે; અને ગુરૂ સેવકપર જે પોતાના સગા બંધુની પેઠે પ્રેમ કરે છે.[47] જેની વાણીમાંથી રાત્રિદિવસ ગુરૂ નામનો ઉચ્ચાર નીકળ્યા કરે છે; અને જે ગુરૂવાક્ય વ્યતિરિક્ત અન્ય કોઇ પણ શાસ્ત્ર હાથમાં

ધરતો નથી; (અર્થાત્ માનતો નથી;)[૪૮] જે પાણીને ગુરૂના ચરણનો સ્પર્શ થયો હોય તે પાણી ગમે તેવું હોય તોપણ ત્યાં ત્રૈલોક્યનાં સર્વ તીર્થો તીર્થયાત્રા કરવાને આવતાં હોય એવું મહાન તીર્થ તે તેને માને છે.[૪૯] અકસ્માત્ શ્રીગુરૂનો ઉચ્છિષ્ટ પ્રસાદ મળે તો તે લાભ આગળ જે સમાધિસુખને પણ તુચ્છ માને છે;[૫૦] ગુરૂ ચાલતા હોય ત્યારે તેની પાછળ પગથી જે રજકણો ઉડે છે તેને જે પોતાના મસ્તકપર ધારણ કરે છે અને તે લાભની આગળ મોક્ષસુખને પણ જે તુચ્છ માને છે; તેની ગુરૂભક્તિ કેવી પ્રબળ હોય છે તેનું વર્ણન પણ થઇ શકતું નથી.[૫૧] અસ્તુ! ગુરૂભક્તિનો મહિમા તે કેટલોક વર્ણવું? કારણકે તેનો પાર નથી. પરંતુ મારી બુદ્ધિને ગુરૂભક્તિનો ઉમળકો આવવાથી આટલું કહેવું પડયું.[૫૨] જેને આ ગુરૂ-ભક્તિની ઈચ્છા હોય અને જેને આ ગુરૂભક્તિપર પ્રેમ હોય અને જેને આ ગુરૂ સેવા શિવાય અન્ય કોઈ પણ વસ્તુ મિષ્ટ લાગતી નથી,[૫૩] તે બ્રહ્મજ્ઞાનનું પિયેર હોઈ તેનાજ યોગથી જ્ઞાનને શોભા મળે છે. વધારે શું કહું? દેવનો અને જ્ઞાનનો ભક્ત તેજ છે.[૫૪] જેને ગુરૂભક્તિપર ખરેખરી પ્રીતિ હોય છે તેની પાસે જગતને પૂરી નાખે એટલું જ્ઞાન હોય છે.[૫૫] જ્ઞાનેશ્વર મહારાજ કહે છેઃ—ગુરૂસેવાની મારા મનમાં ખરી ઉત્કંઠા હોવાથી મેં તે વિષે અમર્યાદ વર્ણન કર્યું.[૫૬] બાકી હું હાથ હોવા છતાં હુંઠો, આંખ હોવા છતાં ભજનના સંબંધમાં અંધ, અને પગ હોવા છતાં ગુરૂસેવા કરવામાં તો પાંગળા કરતાં પણ અધિક પાંગળો છું;[૫૭] અને ગુરૂનું વર્ણન કરવામાં મુંગો તથા આળસુ છું; એટલા અવગુણો મારામાં હોવા છતાં પણ ગુરૂ મને પોષે છે; પરંતુ આવી ગુરૂભક્તિ પ્રાપ્ત થવા માટે મને ઉત્કટ ઇચ્છા છે.[૫૮] આજ કારણથી મને શરીરનું પોષણ કરવું પડયું[૫૯] મેં ગુરૂસેવા વિષે આટલું અમર્યાદ વર્ણન કર્યું, તે સહન કરી મને તમારી સેવા કરવાની સંધિ આપો, એટલે હું ગ્રંથાર્થ ઉત્તમ રીતે કહી બતાવીશ,[૬૦] હે સાધુજનો! સાંભળો, સાંભળો! ભૂતોનો ભાર સહન કરનાર જે શ્રી કૃષ્ણ ભગવાન તે બોલે છે અને અર્જુન સાંભળે છે.[૬૧] કર્પૂર અંતર્બાહ્ય શુદ્ધ હોય છે. તે પ્રમાણે જે શુદ્ધ હોય છે, તેજ ખરૂં શુચિત્વ કહેવાય છે;[૬૨] કિંવા રત્નો જે પ્રમાણે અંતર્બાહ્ય ચકચકીત હોય છે, અથવા સૂર્ય જે પ્રમાણે અંદર તથા બહાર ઝગઝગીત હોય છે;[૬૩] કર્મના યોગથી જેની બાહ્ય શુદ્ધિ થઇ છે અને જ્ઞાનના યોગથી જેની અંતઃશુદ્ધિ થઇ છે; આ ઉભય પ્રકારે જે શુદ્ધ થયો છે;[૬૪] વેદમાં નિર્દિષ્ટ કર્યા પ્રમાણે મંત્રોચ્ચાર કરી, મૃત્તિકા તથા પાણી લગાડવાથી જેમ બાહ્ય શુદ્ધિ થાય છે;[૬૫] જે પ્રમાણે બુદ્ધિના યોગથી દર્પણને ગમે ત્યારે ધૂળવડે સ્વચ્છ કરી શકાય છે, કિંવા અરીઠાવાળા પાણીવતી વસ્ત્ર ધોવાથી તેના ડાઘ નષ્ટ થાય છે;[૬૬] વધારે શું કહું? આ પ્રમાણે જે બહાર નિર્મળ થયો છે, અને અંતરમાં જ્ઞાનનો પ્રકાશ હોવાથી જે ખરેખર અંતર્બાહ્ય શુદ્ધ થયો છે;[૬૭] બાકી હે અર્જુન! અંતરમાં શુદ્ધ થયા વિના જે બાહ્ય રીતે કાર્ય કરે છે, તેને સર્વત્ર વિટંબના પડે છે;[૬૮] જે પ્રમાણે પ્રેતને અલંકારથી શૃંગારવામાં આવે કિંવા ગાંડા માણસને તીર્થમાં લઇ જઇ તેની પાસે ત્યાં સ્નાન કરાવવામાં આવે, અથવા કડવી દુધીને ગોળથી આચ્છાદિત કરી દેવામાં આવે,[૬૯] કિંવા ઉજ્જડ ઘરને તોરણ બાંધવામાં આવે, અથવા ઉપવાસી મનુષ્યના પેટપર અન્નનું લેપન કરવામાં આવે, કિંવા વિધવા પોતાના કપાળપર કંકુ તથા સિંદુરનો ચાંલ્લો કરે.[૭૦] કિંવા ઢોળ ચઢાવેલા કળશનું પોકળ દહેરૂં ગમે તેટલું ચકચકીત હોય તોપણ તે જેમ વ્યર્થ છે, તેમજ ચિત્રમાંનાં ફળ ગમે તેટલાં ઉત્તમ દેખાય તોપણ તેમાં છાણુજ ભરેલું હોય છે;[૭૧] તેવીજ સ્થિતિ બાહ્યકર્મ કરનારની છે. હલકા પદાર્થનું ઘણું મૂલ્ય ઉપજતું નથી; કિંવા મદ્ય ભરેલી ગાગર લઇ જઇને ગંગામાં મૂકવામાં આવે તોપણ તે પવિત્ર થતી નથી;[૭૨] માટે અંતરમાં

જ્ઞાનપ્રાપ્તિ થતાં બાહ્ય કર્મશુદ્ધિ સ્વાભાવિકરીતેજ થશે, પરંતુ જ્ઞાનપૂર્વક બાહ્ય કર્માચરણ છે ક્યાં?[73] એટલા માટે બાહ્ય કર્માચરણ કરી જે શુદ્ધ થયો છે અને જ્ઞાનપ્રાપ્તિથી જેનું અંતર નિર્મળ થયું છે,[74] તેનામાં અંદર અને બહાર એવો ભેદ રહેતો નથી, પરંતુ તેનામાં સર્વત્ર શુદ્ધિ હોઇ કેવળ શુચિત્વજ વાસ્તવ્ય કરે છે.[75] માટે અંતરમાં શુદ્ધ વાસના ઉત્પન્ન થતાં બહાર ઇંદ્રિયોમાં તે જણાઇ આવે છે. જે પ્રમાણે સ્ફાટિકના ઘરમાં રહેલા દીપકનો પ્રકાશ અંદરની પેઠે બહાર પણ ઝગઝગાટ મારતો દેખાય છે;[76] જેના યોગથી સંશય ઉત્પન્ન થાય છે, અણુચિંતી વિકૃતિઓ આવી નડે છે, તથા કુકર્મ પ્રતિ પ્રવૃતિ થાય છે,[77] એવા વિષયોનો ભેટો થાય, કિંવા તે શ્રવણેન્દ્રિયના પટપર અથડાય કિંવા તેનું પ્રત્યક્ષ દર્શન થાય તોપણ જેના મનપર તેની બિલકુલ છાપ પડતી નથી; જે પ્રમાણે આકાશને મેઘના રંગને લીધે કોઈ પણ પ્રકારની બાધા નડતી નથી;[78] બાકી જેની ઇંદ્રિયો વિષયોપભોગ લે છે તોપણ વિષયોના વિકારથી જેના મનપર કોઈ પણ પ્રકારની છાપ પડતી નથી;[79] એકાદ મનુષ્યને વાટે જતાં પવિત્ર વા અપવિત્ર સ્ત્રી મળતાં જે પ્રમાણે તેના મનમાં તે વિષે વિકાર ઉત્પન્ન થતો નથી, આવી રીતે જે સંસારનો વ્યવહાર ચલાવે છે, પરંતુ ઇંદ્રિયોના વિકારોનું પ્રાબલ્ય પોતાના મનપર થવા દેતો નથી;[80] એકાદ તરુણ સ્ત્રી પોતાના પતિને પણ આલિંગન દે છે અને પોતાના પુત્રને પણ આલિંગન દે છે, પરંતુ પુત્રને આલિંગન દેતી વખતે જે પ્રમાણે તેના મનમાં કામવાસના ઉત્પન્ન થતી નથી,[81] તે પ્રમાણે જેનું મન નિર્મળ હોય છે તથા જેનામાં ભલાં અને બૂરાં કર્મો સમજવાનો વિવેક હોય છે;[82] તથા યોગ્યાયોગ્ય કર્મ જાણવાનું જેનામાં જ્ઞાન હોય છે; જે પ્રમાણે પાણીમાં હીરો ભીંજાતો નથી અને આધ્રણમાં રેતી શીઝતી નથી, તે પ્રમાણે જેની મનોવૃત્તિને વિકારોની બાધા નડતી નથી;[83] હે પાર્થ! આજ આચરણનું નામ શુચિત્વ; તથા જ્યાં એ દ્રષ્ટિગોચર થાય છે ત્યાં જ્ઞાન હોય છે એમ તું સમજ.[84] જેના મનમાં સહજ સ્થિરતા પૂર્ણ રીતે પ્રાપ્ત થઇ છે તે પુરૂષ જ્ઞાનનું જીવનજ છે.[85] તે બાહ્ય રીતે દેહથી ગમે ત્યાં હિંડતો હોય છે. તોપણ તેના મનની બેઠક કાયમ હોય છે.[86] જે પ્રમાણે ગાય રાનમાં ચરવા જાય છે તોપણ તેનો પોતાના વાછરડાપરનો પ્રેમ રાનમાં જતો નથી, અથવા પતિવ્રતા સ્ત્રીને સહગમન સમયના ભોગો પ્રેમદાયક હોતા નથી;[87] કિંવા કૃપણ ઘર છોડીને દૂર જાય છે તોપણ તેનું ચિત્ત ઘરમાં દાટી મૂકેલા દ્રવ્યમાં હોય છે તે પ્રમાણે તે પુરૂષના દેહના વ્યાપાર ચાલુ હોય છે તોપણ તેનું ચિત્ત સ્થિરજ હોય છે;[88] જે પ્રમાણે દોડતાં અભ્રોની સાથે આકાશ દોડતું નથી, અથવા ફરતાં નક્ષત્રોની સાથે જે પ્રમાણે ધ્રુવ ફરતો નથી;[89] હે અર્જુન! પ્રવાસીની સાથે જે પ્રમાણે રસ્તો ચાલતો નથી, કિંવા વૃક્ષો જતાં આવતાં નથી,[90] તે પ્રમાણે પંચમહાભૂતાત્મક શરીરની હાલચાલ ઇંદ્રિયોના સંબંધથી થાય છે, તોપણ તેનું મન કોઇ પણ વિકારની લહરીથી ઢળતું નથી;[91] જે પ્રમાણે વાવાઝોડાના સપાટાથી પૃથ્વી હાલતી નથી, તે પ્રમાણે વિકારના યોગથી જેનું મન ડોલી જતું નથી;[92] દારિદ્રય તથા દુઃખથી જેને પીડા થતી નથી, ભીતિ તથા શોકથી જે વ્યાકુળ થતો નથી અને દેહને મૃત્યુ પ્રાપ્ત થતાં પણ જે ડરતો નથી;[93] એકાદ વસ્તુની બલવત્તર આશા, વાર્ધક્ય, તથા સર્વાંગે વ્યાધિની વ્યાપ્તિ હોવા છતાં જેનું ચિત્ત ડગમગતું નથી;[94] નિંદા, અપમાન, દંડ, કામ તથા લોભનો દરોડો પડવા છતાં પણ જેના મનનો વાળ સુદ્ધાં વાંકો થતો નથી;[95] આકાશ તુટી પડે કિંવા પૃથ્વી દ્રવી જાય તોપણ જેની ચિત્તવૃત્તિ પાછી ફરતી નથી;[96] હાથીને પુષ્પોવતી મારવામાં આવે તો જે પ્રમાણે તેના મારનું તેને જરા ભાન પણ હોતું નથી તે પ્રમાણે ખૂંચે એવા શબ્દોનો પ્રહાર થવા છતાં પણ જેને તે શબ્દો ખૂંચતા નથી;[97]

ક્ષીરાબ્ધિના તરંગોથી જે પ્રમાણે મંદરાચલ હાલતો નથી કિંવા દાવાનળની જ્વાલાથી આકાશ બળી જતું નથી,[૯૮] તે પ્રમાણે ઇંદ્રિયોપર વિષય વિકારના ગમે તેટલા તરંગો આવે કિંવા જાય તોપણ જેનું મન તુટી પડતું નથી, કિંવા કલ્પાંતે પણ જે ધૈર્ય છોડતો નથી;[૯૯] હે સૂક્ષ્મદ્રષ્ટિ અર્જુન ! જેને સ્થૈર્ય કહેવામાં આવે છે, અને જે એ નામથી પ્રસિદ્ધ છે, તેનાં આ લક્ષણો છે.[૫૦૦] એ અવિનાશી સ્થૈર્ય જેના અંગમાં અંતર્બાહ્ય વ્યાપી રહ્યું છે તે જ્ઞાનનો પ્રકટ ભંડારજ છે ! હવે અંતઃકરણના નિગ્રહનાં લક્ષણો દ્રષ્ટાંતપૂર્વક કહી બતાવું છું.[૧] સર્પ જે પ્રમાણે પોતાને પીડનારના ગૃહને કિંવા યોદ્ધો પોતાના હથિઆરને અથવા કૃપણ પોતાની ગઠડીને વિસરતો નથી;[૨] કિંવા જે પ્રમાણે એકના એક છોકરાપર માતા પોતાનો પ્રાણ ઓવારી નાખે છે કિંવા મધુમક્ષિકા મધુપર આસક્ત હોય છે,[૩] તે પ્રમાણે હે અર્જુન ! જે પોતાનું અંતઃકરણ સંભાળી તેને ઇંદ્રિયોના દ્વારમાં પણ ઉભું રહેવા દેતો નથી;[૪] આપણે અંતઃકરણ સ્વાધીન રાખ્યું એ વાત કામરૂપી ભૂત સાંભળશે, અને અંતઃકરણની આવી સ્થિતિ જોઇને આશારૂપી ડાકણ તેને પોતાના પાશમાં ફસાવશે એમ જાણી જે તેનાથી અતિ ડરતો રહે છે.[૫] જે પ્રમાણે વ્યભિચારિણી સ્ત્રીને તેનો સામર્થ્યવાન પતિ બહાર ફરવા ન દેતાં તેને ઘરમાં ગોંધી રાખે છે, તે પ્રમાણે જે પોતાની મનોવૃત્તિને ઇંદ્રિયો કને જવા ન દેતાં અંતરમાં ગોંધી રાખે છે;[૬] જીવિતાવસ્થામાં દેહની પરવા ન રાખતાં જે દેહને કૃશ કરી ઇંદ્રિયોનો નિગ્રહ કરે છે,[૭] મનના દરવાજામાં તથા પ્રત્યાહારની જગાએ જે યમ દમને અનુક્રમે રાત્રિદિવસ દ્વારપાળ તરીકે ઉભા રાખે છે.[૮] મૂળબંધ, વજ્રબંધ તથા જાલંધરબંધ એ ત્રણેને સ્થિર કરી, ઇડા તથા પિંગલામાં રહેલી સુષુમ્ણામાં જે ચિત્તનો લય કરે છે,[૯] સમાધિની શય્યા આગળ જે ધ્યાનને બાંધી રાખે છે અને ચિત્ત ચૈતન્યમાં ઐક્ય પામી જાય એ વિષે જે આતુર હોય છે;[૧૦] આવી જે ચિત્તની સ્થિતિ તેને અંતઃકરણનિગ્રહ કહેવામાં આવે છે. અને આવો અંતઃકરણ નિગ્રહ જેનામાં હોય છે તેનામાં જ્ઞાનનો વિજયધ્વજ ફરકે છે એમ તું નિઃસંશય સમજ.[૧૧] જે સાધકની આજ્ઞાને તેનું મન શિરસાવંદ્ય માને છે તે મનુષ્યના આકારનો હોય તોપણ તે મૂર્તિમંત જ્ઞાનજ છે, એમ તું જાણ.[૧૨]

**इन्द्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।**
**जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥ ९ ॥**

**શ્લોકાર્થઃ**—વિષયો પ્રત્યે વિરક્તિ, અહંતાનો અભાવ, તથા જન્મ, મૃત્યુ, વૃદ્ધાવસ્થા તથા શરીરવ્યથા પ્રતિ દોષદ્રષ્ટિથી જોવું. (૯)

**ઓવી અર્થઃ**—અને જેના મનમાં વિષયો પ્રત્યે વૈરાગ્યની જીવંત મદદ છે;[૧૩] ઓકેલું અન્ન પુનઃ ખાવાની જેમ જીભ્હાને ઇચ્છા થતી નથી; અથવા પ્રેતને આલિંગન દેવાની મનુષ્યને જેમ ઇચ્છા થતી નથી;[૧૪] જેમ વિષ ખાવાની રૂચિ થતી નથી, બળતા ગૃહમાં પ્રવેશ કરવાનું ધૈર્ય હોતું નથી, કિંબહુના વ્યાઘ્રની ગુફામાં જે પ્રમાણે વાસ્તવ્ય કરી શકાતું નથી,[૧૫] જે પ્રમાણે ખળખળતા ઉન્હા લોખંડના રસમાં ભુસકો મારી શકાતો નથી, કિંવા અજગરનું ઓશીકું કરી શકાતું નથી,[૧૬] તે પ્રમાણે હે અર્જુન ! જે વિષયનું નામ પણ લેતો નથી તે ઇંદ્રિયો અને વિષયોનો મેળાપ થવા દેતો નથી.[૧૭] જેના મનમાં વિષયસેવન પ્રત્યેનું આલસ્ય પરિપૂર્ણ ભરેલું છે, અને જે વિષયના સેવનથી કંટાળ્યો છે, પરંતુ જેના મનનું ઇંદ્રિયનિગ્રહની સાથે ઐક્ય થયું છે;[૧૮] હે પાંડવ ! જે સદૈવ તપ તથા વ્રતો એક સરખી રીતે કર્યો જાય છે; અને જેને મનુષ્યની વસ્તીમાં આવવાથી પ્રલયકાળના જેવું દુઃખ થાય છે;[૧૯] જેને યોગાભ્યાસ કરવાની

તીવ્ર ઉત્કંઠા હોય છે અને જેને અરણ્યવાસ અતિ પ્રિય હોય છે, અને લોકોમાં ભળવાનું તો નામ પણ જેનાથી સહન થઈ શકતું નથી,[૨૦] બાણની શય્યાપર સુવું, અથવા પરુના કાદવમાં આળોટવું એના જેવી જે ઐહિક ભોગોની યોગ્યતા સમજે છે;[૨૧] અને સ્વર્ગપ્રાપ્તિની વાત નીકળતાં જે તેને કુતરાના ગંધાતા માંસની પેઠે ગણે છે;[૨૨] જેને વિષયવૈરાગ્ય કહેવામાં આવે છે તે આવા માણસને પ્રાપ્ત થયો હોય છે. આ વિષયવૈરાગ્ય આત્મપ્રાપ્તિનો ભાગ્યોદય છે અને તેના યોગથી જીવ બ્રહ્માનંદનું સુખ ભોગવવાને યોગ્ય બને છે.[૨૩] આ પ્રમાણે આલોક પરલોકના સુખોપભોગનો જેને પૂર્ણ કંટાળો હોય છે તેનામાંજ જ્ઞાનનું વાસ્તવ્ય છે, એમ તું નિઃસંશય સમજ.[૨૪] હવે નિરભિમાનનું વર્ણન દ્રષ્ટાંતપૂર્વક શરૂ થાય છેઃ-જે આસ્થાપૂર્વક યજ્ઞ કરે છે, તથા તળાવ, ઉપવન વિગેરે બંધાવવાનાં કર્મો કરે છે; પરંતુ કર્તૃત્વાભિમાનનો લેશ પણ જે પોતાના મનમાં વસવા દેતો નથી;[૨૫] વર્ણાશ્રમનું પોષણ કરનારાં નિત્ય નૈમિત્તિક કર્મો જેના આચરણમાં અવશિષ્ટ રહેતાં નથી,[૨૬] પરંતુ એ કર્મો મેં કર્યાં કિંવા એ કર્માચરણથી મને સિદ્ધિ પ્રાપ્ત થઇ ગઇ એવો વિચાર જે મનમાં બિલકુલ લાવતો નથી;[૨૭] જે પ્રમાણે વાયુ સહજ સર્વત્ર ફરે છે કિંવા સૂર્ય નિરભિમાનથી સર્વત્ર પ્રકાશ પાડે છે;[૨૮] અથવા શ્રુતિ જે પ્રમાણે સ્વભાવતઃ સર્વને ઇષ્ટ હોય એવીજ વાતનું વર્ણન કરે છે; કિંવા ગંગા અમુકજ ઠેકાણે જવાનું મનમાં ન લાવતાં સહજ ઓઘથી ચાલી જાય છે, તે પ્રમાણે જેનું વર્તન સતત અભિમાન વિનાનું હોય છે;[૨૯] વૃક્ષને યથાકાળે ફળો આવે છે, પરંતુ તેમને તેની સ્મૃતિ પણ હોતી નથી, એ વૃક્ષોની પેઠેજ કર્મ કરવા છતાં પણ કર્મફળની પ્રાપ્તિ વિષે જેની વૃત્તિ ઉદાસીન હોય છે;[૩૦] જે પ્રમાણે માળામાંની દોરી કાઢી નાખવાથી તેનું ઐક્ય નષ્ટ થાય છે તે પ્રમાણે જેણે મન, વાચા અને કર્મમાં અહંકારનો નાશ કર્યો છે;[૩૧] અભ્રને આકાશ સાથે સંબંધ ન હોવા છતાં પણ તે જે પ્રમાણે આપણને આકાશમાં દ્રષ્ટિગોચર થાય છે, તે પ્રમાણે દેહથી કર્માચરણ કરવા છતાં પણ જે તેનાથી અલિપ્ત રહે છે;[૩૨] દારૂડીઆને જે પ્રમાણે પોતાના અંગપરનાં વસ્ત્રોનું પણ ભાન હોતું નથી, કિંવા ચિત્રના હસ્તમાં આપેલા શસ્ત્રનો ઉપયોગ તેનાથી થઇ શકતો નથી, અથવા બળદની પીઠપર લાદેલા શાસ્ત્રોનો ઉપયોગ બળદ કરી શકતો નથી,[૩૩] તે પ્રમાણે જે પોતાની દેહ વિષે નિરભિમાન હોય છે તેનેજ નિરહંકાર કહેવામાં આવે છે.[૩૪] આ ચિન્હો જેનામાં પૂર્ણપણે દ્રષ્ટિગોચર થાય છે, તેનામાંજ જ્ઞાનનો વાસ હોય છે, એમાં બિલકુલ શંકા નથી.[૩૫] જે જન્મ, મૃત્યુ, જરા, દુઃખ, વ્યાધિ, વાર્ધક્ય તથા પાતકોની પ્રાપ્તિ પૂર્વેજ તેનાથી સાવધ હોય છે;[૩૬] જે પ્રમાણે માંત્રિક પોતાને પિશાચ બાધા કરી ન શકે એટલા માટે પ્રથમથીજ વ્યવસ્થા કરે છે, અથવા યોગી જે પ્રમાણે પોતાને અન્ય મનુષ્યોનો ઉપસર્ગ લાગે નહિ એટલા માટે પ્રથમથીજ સાવચેતીના ઉપાયો યોજી રાખે છે, કિંવા ભીંત બાંધનાર જે પ્રમાણે તે આગળ પાછળ લચી ન જાય એટલા માટે અગાઉથીજ તજવીજ રાખે છે,[૩૭] સર્પના મનમાંથી જે પ્રમાણે જન્માંતરનું વૈર પણ નષ્ટ થતું નથી, તે પ્રમાણે જે પુનર્જન્મનાં દુઃખોનું સ્મરણ કરીને પુનર્જન્મ ન થવા દેવા માટે ઉદ્યોગ કરે છે;[૩૮] જે પ્રમાણે આંખમાં રજ જતાં તેનું દુઃખ સહન થઇ શકતું નથી, કિંવા શસ્ત્રના ઘાવમાં ભાલાનો પ્રહાર સહન થઈ શકતો નથી, તે પ્રમાણે આ જન્મમાં નિત્ય થતાં દુઃખોને જે વિસરતો નથી,[૩૯] અને જે કહે છે કે, અરેરે! હું મૂત્રદ્વારમાંથી પરુના ખાડામાં પડેલાં દુર્ગંધી વારિ બિંદુમાંથી જન્મ્યો છું અને માતાનું સ્તનપાન કરતી વેળાએ મારા મુખમાં સ્તનનો પ્રસ્વેદ પણ ગયો છે![૪૦] આ પ્રમાણે જે જન્મ પ્રત્યે ઘૃણા ધરે છે અને જેના યોગથી જન્મ પુનઃ પ્રાપ્ત થાય એવાં કર્મો હું કરનાર નથી એમ જે કહે છે;[૪૧] જે પ્રમાણે જુગારી દાવ હારી જતાં તેની નિવૃત્તિને માટે પુનઃ સાવધતાથી

ખેલે છે, કિંવા પુત્ર પોતાના પિતાનું વૈર વાળે છે;[૪૨] અથવા એકાદ માણસને કોઇ મારે તો તેનો સહાયક તેનું વૈર વાળે છે; તે પ્રમાણે જે પુનર્જન્મ પ્રાપ્ત ન થાય એટલા માટે સંભાળપૂર્વક તથા દક્ષતાપૂર્વક તેને વાંસે લાગે છે;[૪૩] જે પ્રમાણે સંભાવિત મનુષ્યથી અપકીર્તિ સહન થઇ શકતી નથી, તે પ્રમાણે જેના મનમાંથી આવા અમાંગલિક જન્મની લજ્જા નષ્ટ થતી[૪૪] મૃત્યુ કલ્પાંતે આવતું હોય તોપણ જે આજથીજ તેને માટે સાવધ રહે છે;[૪૫] હે અર્જુન! નદીના મધ્ય ભાગમાં અતિશય ઊંડું પાણી છે એવી વાત સાંભળતાં તરનારો માણસ કાંઠાપર ઉભેલો હોવા છતાં પણ કમ્મરે તુમડાં સ્વાભાવિક રીતેજ બાંધે છે,[૪૬] કિંવા રણમાં જવા પૂર્વેજ જે પોતાનું અવસાન સંભાળી ઘાવ થયા પૂર્વેજ જે ઢાલ બાંધે છે,[૪૭] કિંવા આવતી કાલના મુકામ પર કાંઇ દગો થશે એમ ધારીને જે આજથીજ સાવધ રહે છે; અથવા પ્રાણ જવા પૂર્વેજ જે ઔષધની યોજના કરે છે;[૪૮] નહિતર બળતા ઘરમાં સપડાયા પછી કૂવો ખોદવાનો પ્રયત્ન વ્યર્થ જાય છે,[૪૯] અરે! નદીના તલ પ્રદેશમાં જનાર પાષણની પેઠે જે સંસાર સાગરમાં ડૂબે છે, તેની બૂમ આ જગતમાં કોણ સાંભળી શકે?[૫૦] માટે બલવંતની સાથે જેને હાડવૈર પડ્યું છે, તે જેમ રાત્રિ દિવસ શસ્ત્રથી સજ્જ થઇને ફરે છે;[૫૧] કિંવા ઉપવરને પ્રાપ્ત થયેલી પત્ની અલ્પ સમયમાંજ અવશ્ય અન્યને ઘેર જવાની હોવાથી તેનો બાપ તેને ઘરમાં હોવા છતાં ન હોવા સમાનજ ગણે છે, અથવા સંન્યાસ ગ્રહણ કર્યા પછી મનુષ્ય જે પ્રમાણે મરવાને સર્વદા તૈયાર હોય છે તે પ્રમાણે જે જીવતો હોવા છતાં પોતાને મરેલોજ ધારે છે;[૫૨] જે આ પ્રમાણે જીવિત અવસ્થામાંજ પુનર્જન્મનું નિવારણ કરે છે, આ દેહના મૃત્યુથી જે મૃત્યુનેજ મારી નાંખે છે અને પોતે બ્રહ્મરૂપને પ્રાપ્ત થાય છે;[૫૩] અને આ પ્રકારે જેને જન્મમૃત્યુનું દુઃખ રહ્યું નથી, તેને કદિ પણ જ્ઞાનની ન્યૂનતા હોતી નથી.[૫૪] અને તેજ પ્રમાણે શરીરને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થયા વિના પૂર્ણ તારૂણ્યમાં જે વૃદ્ધાવસ્થાના વિચાર કરે છે.[૫૫] જે એમ કહે છે કેઃ– આજે મારામાં જે શક્તિ છે, તે વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતાં શુષ્ક બની ગયેલી કાચલી સમાન થઇ જશે;[૫૬] દૈવહીનની સર્વ ખટપટો વ્યર્થ જાય છે, કિંવા એકાદ રાજાને પ્રધાન ન હોવાથી તેની જેવી સ્થિતિ થાય છે, તે પ્રમાણે મારા હાથપગ ચાલતા અટકયા એટલે મારી શક્તિની પણ તેવીજ સ્થિતિ થશે.[૫૭] પુષ્પોનો સુવાસ લેનાર નાક ઊંટના ઘુંટણની પેઠે ગંઠાઈ જશે–પ્રાણ શક્તિને ખોઈ દેશે;[૫૮] આષાઢ માસમાં વર્ષાની ઝડીમાં જે પ્રમાણે ચરતાં ઢોરોના પગ કાદવથી સડી જાય છે તે પ્રમાણે મારા આ શરીરની સ્થિતિ થશે;[૫૯] મારી જે આંખો સાંપ્રત કાળમાં કમળપત્રની સાથે સ્પર્ધા કરે છે, તેજ ભવિષ્યમાં પાકેલાં પંરોળાંની પેઠે નિસ્તેજ બનીને ઊંડી જતી રહેશે.[૬૦] આંખની ભમ્મરો સુકાયેલી છાલની પેઠે આંખપર લટકશે અને આંખોમાંથી વહેતાં પાણીને લીધે વક્ષઃસ્થળ ભીંજાઇ જશે;[૬૧] જે પ્રમાણે સરડો બાવળના વૃક્ષપર ચઢઉતર કરતો હોવાથી ગુંદરવડે લપટાઇ જાય છે તે પ્રમાણે મોં થુંકથી ભરાઇ જશે;[૬૨] સ્વયંપાકના ચુલા પાસે ખોદેલા ખાડામાંના પાણીમાં જે પ્રમાણે પરપોટા થાય છે તે પ્રમાણે નાક લીંટથી ઉભરાઇ જશે; ઓષ્ઠને હું તાંબુલથી રંગુ છું, હસતી વખત દાંત બતાવું છું અને જેના યોગથી હું ઉત્તમ ભાષણ કરી શકું છું;[૬૪] એવા આ મુખને લાળના ફુવારા છુટશે અને દાંતની સાથે દાઢ પણ તુટી પડશે;[૬૫] જે પ્રમાણે કર્જ થયા પછી કૃષિકાર ડૂબે છે, કિંવા વૃષ્ટિની ઝડીમાં પક્ષીઓ ઉડી શકતાં નથી; તે પ્રમાણે જીવ્હા ગમે તે કર્યા છતાં હાલશેજ નહિ;[૬૬] જે પ્રમાણે શુષ્ક ઘાસનાં તૃણ પવનથી ઉડી જાય છે, તેવી દશા દાઢીના કેશને પ્રાપ્ત થશે અને નાનાં છોકરાં તેને ખેંચી કાઢવા માંડશે.[૬૭] અષાઢ માસના મેઘની ઝડીથી જે પ્રમાણે પર્વતનાં શૃંગોમાંથી ઝરણાં ઝરે છે, તે પ્રમાણે શરીરનાં રોમરંધ્રોમાંથી પાણીનાં પૂર

છુટવા માંડશે;[૬૮] મુખમાંથી શબ્દોચ્ચાર થશે નહિ અને કર્ણોદ્વારા સ્પષ્ટ રીતે સાંભળી શકાશે નહિ. આ પ્રમાણે આ શરીરની સ્થિતિ વૃદ્ધ માંકડાનાં જેવી થશે.[૬૯] ખેતરમાં પક્ષીઓને બ્હીવરાવીને ઉરાડી મુકવા માટે ઉભાં કરેલાં ઘાસનાં ઓઠાં જે પ્રમાણે પવનથી હાલે છે, તે પ્રમાણે સર્વાંગ સહજ હાલાવા લાગશે;[૭૦] પગમાં પગ વાગશે અને હાથ કંપવા લાગશે. સર્વ શરીરની આવી ચેષ્ટા થશે.[૭૧] મળમૂત્રદ્વારો પણ ફુટેલા મટકા જેવાં બની પોતાની કક્ષા બહાર જશે અને મારો ત્વરિત અંત થવા માટે નિકટનાં આપ્તો દેવને પ્રાર્થના કરશે.[૭૨] મારી આવી સ્થિતિ જોઇને જગત્ મારાપર ફિટકાર નાંખશે, મૃત્યુ સત્વર આવશે નહિ, અને આપ્તજનોને મારો કંટાળો આવશે.[૭૩] બાઇડી મને પિશાચ કહેશે અને મારૂં આ નામ સાંભળી છોકરાંઓને મારો ઘણો ડર લાગશે; વધુ શું કહું ? હું સર્વ પ્રકારે લોકોની ઘૃણાનેજ પાત્ર થઈશ.[૭૪] ખાંસીનો અવાજ આખી રાત સાંભળી પાડોશનાં ઘરમાં સુતેલાં માણસો કહેશે કે આ ડોસો ક્યાં સુધી લોકોને ત્રાસ આપશે ?[૭૫] આ પ્રમાણે વૃદ્ધાવસ્થામાં આપણી સ્થિતિ થશે એમ જાણી તારૂણ્યમાંજ જે તે સ્થિતિ વિષે મનમાં કાળજી રાખે છે,[૭૬] અને એમ કહે છે કે મને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થશે અને સાંપ્રત તારૂણ્યના વિષયોપભોગો નષ્ટ થશે, તો પછી મારૂં હિત સાધવાને માટે મારી પાસે શું રહેશે ?[૭૭] માટે તે જ્યાં સુધી કર્ણ બધિર થયા નથી ત્યાં સુધીમાં સર્વ વાતો સાંભળી લે છે; અને જ્યાં સુધી શરીર સ્વાધીન હોય છે ત્યાં સુધીમાં તીર્થયાત્રા કરી લે છે;[૭૮] દ્રષ્ટિ સાબૂત હોય છે ત્યાં સુધીમાં તે શાસ્ત્રોમાં જે વસ્તુને જોવા યોગ્ય ગણવામાં આવી હોય તે વસ્તુને જોઇ લે છે; અને જ્યાં સુધી વાણી કાયમ છે ત્યાં સુધીમાં ઈશ્વરના ગુણાનુવાદ ગાઇ લેછે;[૭૯] પાછળથી આપણા હાથો ઠુંઠા થશે એમ જાણી તે સાબુત હોય ત્યાં સુધીમાં તે સર્વ દાનધર્મ કરી લેછે;[૮૦] પાછળથી આવી દશા પ્રાપ્ત થતાં મન શુદ્ધ રહી શકશે નહિ એમ જાણી અગાઉથીજ શુદ્ધ આત્મજ્ઞાનનો તે પૂર્ણ વિચાર કરી મુકે છે;[૮૧] કાલે આપણને ચોર લુંટશે, એમ જાણી આજેજ જે પોતાની પાસેની સંપત્તિની વ્યવસ્થા કરી નિર્ભય થાય છે, કિંવા દીપક બુઝાઇ જવા પૂર્વેજ જે સર્વ જણસોને વ્યવસ્થિત રીતે ગોઠવી મુકે છે,[૮૨] તે પ્રમાણે વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતાં, તારૂણ્યમાં જ્ઞાનપ્રાપ્તિ ન કરી લેવાને લીધે જન્મ-મૃત્યુના ફેરામાં પડી વ્યર્થ જવા કરતાં જન્મમૃત્યુ આપનારી સર્વ વસ્તુઓ પોતાની પાસેથી દૂર કરવી જોઇએ.[૮૩] આ વાટમાં પુષ્કળ ડુંગરો, કિલ્લાઓ વગેરે છે એમ જાણી, તથા પક્ષીઓ પોતપોતાના માળામા પાછાં જતાં હોય ત્યારે સંધ્યાકાળ થયો એમ સમજી, જે પોતાની સાથે કાંઈ પણ અવેજ (મિલ્કત) નહિ લેતાં છડો (એકલો) જાય છે તેને ચોર કેવી રીતે લુંટી શકશે ?[૮૪] તે પ્રમાણે વાર્ધક્ય પ્રાપ્ત થયા પછી આત્મજ્ઞાન શિવાય ખાલી હાથે જવું પડશે એવો વિચાર કરી જે તારૂણ્યમાંજ આત્મચિંતન કરી મુકે છે, તે વૃદ્ધ કરતાં પણ વૃદ્ધ છે એમ શા માટે સમજવું નહિ ?[૮૫] ખંખેરી લીધેલા તલના છોડવા પુનઃ ખંખેરવામાં આવે તો જે પ્રમાણે તલની પ્રાપ્તિ થતી નથી; પ્રચંડ અગ્નિ પણ રક્ષાને બાળી શકશે કે ?[૮૬] માટે જે વાર્ધક્યનો અગાઉથીજ વિચાર કરી રાખે છે તેને વાર્ધક્યથી હાનિ થતી નથી અને તેનામાંજ જ્ઞાનનો વાસ છે એમ તું સમજ.[૮૭] તેજ પ્રમાણે નાના પ્રકારના રોગોએ જ્યાં સુધી શરીરને ઘેરી લીધું નથી, ત્યાં સુધીજ તેનો વિનિમય આત્મજ્ઞાનમાં થઈ શકે છે.[૮૮] જે પ્રમાણે સર્પના મુખમાંથી પડેલો ગ્રાસ શાણા માણસો ત્યજી દે છે,[૮૯] તે પ્રમાણે જે સુખના વિયોગથી દુઃખ–વિપત્તિ તથા શોકની પ્રાપ્તિ થાય છે તે પરના પ્રેમનો પ્રથમથીજ પરિત્યાગ કરીને તે ઉદાસીન વૃત્તિથી રહે છે;[૯૦] અને જે જે કર્મોના યોગથી પોતાને દોષ લાગે તે તે કર્મો તે કરતો નથી; તથા કર્મેંદ્રિયોના માર્ગથી દોષ અંદર જાય નહિ એટલા માટે તે માર્ગના મુખ આગળ નિયમરૂપી પાષાણો મુકી તે માર્ગો

બંધ કરે છે.[૯૧] આ પ્રમાણે જે વર્તે છે તેજ જ્ઞાન સંપન્ન પુરૂષ છે એમ તું સમજ.[૯૨] હવે હે અર્જુન! તે જ્ઞાનવંતનું એક બીજું અલૌકિક લક્ષણ તને કહી સંભળાવું છું, તે સાંભળ.[૯૩]

**असक्तिरनभिष्वंगः पुत्रदारगृहादिषु ।**
**नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥ १० ॥**

**શ્લોકાર્થઃ**—સર્વત્ર ઉદાસીનતા; પુત્ર, સ્રી, ગૃહ ઈત્યાદિ પ્રત્યે પૂર્ણ અનાસક્તિ; અને ઈષ્ટ કે અનિષ્ટ ગમે તેવી વસ્તુની પ્રાપ્તિ થાય તોપણ પોતાના ચિત્તનું સમાધાન નિરંતર કાયમ રાખવું. (૧૦).

**ઓવી અર્થઃ**—જે પોતાના શરીર વિષે ઉદાસીન હોય છે; જે પ્રમાણે એક વટેમાર્ગુ બીજા વટેમાર્ગુએ આપેલી ગાંસડીને છોડવાની અભિલાષા ન ધરતાં તે આવે ત્યાં સુધી તેની સંભાળ રાખે છે;[૯૪] કિંવા રસ્તે જતાં એકાદ મનુષ્ય તાપથી બચવાને માટે વૃક્ષના છાયામાં બેસે તેટલી પણ આસક્તિ જે ઘર પ્રત્યે રાખતો નથી;[૯૫] જે પ્રમાણે મનુષ્યનો પડછાયો તેની સાથેને સાથેજ હોય છે, તોપણ તેને તેનું ભાન પણ હોતું નથી, તે પ્રમાણે નિરંતર સન્નિધ રહેનારી પત્ની પ્રત્યે જેને પ્રેમ હોતો નથી;[૯૬] સંતતિને તો જે પ્રમાણે પ્રવાસીઓ ધર્મશાળામાં એકત્ર મળે છે, કિંવા ઢોરો વૃક્ષની નીચે છાયામાં બેસે છે તે પ્રમાણે માને છે;[૯૭] હે અર્જુન! જે શ્રીમંત હોવા છતાં પણ જે પ્રમાણે એકાદ મનુષ્ય રસ્તે જતાં ત્યાંની એકાદ ઘટનાનો સાક્ષી થાય છે તે પ્રમાણે સંપત્તિ વિષે ઉદાસીન રહે છે;[૯૮] કિંવા પિંજરામાંનો પોપટ જે પ્રમાણે પાળનારની આજ્ઞા પ્રમાણે વર્તે છે, તે પ્રમાણે જે વેદાજ્ઞાનું ઉલ્લંઘન કરતો નથી,[૯૯] બાકી, સ્રી, પુત્ર, ઘર એ પ્રત્યે જે પ્રીતિ રાખતો નથી, તે જ્ઞાનનું અધિષ્ઠાનજ છે એમ તું સમજ.[૧૦૦] જે પ્રમાણે સમુદ્ર ગ્રીષ્મ ઋતુમાં ઘટતો નથી અને વર્ષા ઋતુમાં વૃદ્ધિ પામતો નથી તે પ્રમાણે જેને લાભ તથા હાનિથી બાધા થતી નથી;[૧] કિંવા જે પ્રમાણે સૂર્ય ત્રણેકાળમાં સમાનજ હોય છે તે પ્રમાણે જેના મનમાં સુખ દુઃખથી ભેદભાવ ઉત્પન્ન થતો નથી;[૨] અને જેના આત્મમાં આકાશની પેઠે સમતાની ન્યૂનતા થતી નથી તેનામાં જ્ઞાન પ્રત્યક્ષ વાસ કરે છે, એમ તું જાણ.[૩]

**मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।**
**विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥ ११ ॥**

**શ્લોકાર્થઃ**—અને મારા પ્રત્યે અનન્ય ભાવયુક્ત નિર્દોષ ભક્તિ; એકાંતવાસપર પ્રેમ; અને લોકસમુદાયમાં રહેવા પ્રત્યે અપ્રીતિ. (૧૧)

**ઓવી અર્થઃ**—જેણે કાયા, વાચા અને મનથી એવો નિશ્ચય કર્યો છે કે પરમાત્મા શિવાય આ જગતમાં અન્ય કોઈ સદ્‌વસ્તુ છેજ નહિ.[૪] જેનાં શરીર, વાચા અને મને એવા કૃતનિશ્ચયના શપથ લીધા છે કે આ જગતમાં મારા શિવાય (કૃષ્ણ શિવાય) જોવા યોગ્ય અન્ય કોઇ પણ વસ્તુ નથી;[૫] વધારે શું કહું? જેણે પોતાનું મન મારા સ્વરૂપમાં લીન કર્યું છે તેણે મારૂં અને તેનું ઐક્ય કર્યું છે તથા મારા સ્વરૂપની શય્યા કરી છે.[૬] જે પ્રમાણે પોતાના પતિનો સમાગમ કરવા જતી વખત સ્રીના મનમાં જરા પણ શંકા આવતી નથી તે પ્રમાણે મારી સાથે ઐક્ય કરવા આવતાં જેના મનમાં લેશ પણ સંશય આવતો નથી;[૭] જે પ્રમાણે ગંગા એકવાર સમુદ્રને મળ્યા છતાં પણ પુનઃ તેનેજ મળે છે, તે પ્રમાણેજ જે મારી સાથે ઐકય પામવા છતાં પણ સર્વ ભાવવડે મને ભજે છે;[૮] સૂર્યની પ્રભાનો સૂર્યોદયની સાથે ઉદય થાય છે અને સૂર્યાસ્તની સાથે લય થાય છે, એ ઐક્ય જેમ પ્રભાને શોભે છે;[૯] તેમજ પવનથી જે પાણી ઉછળીને

ઉપર આવે છે તેને લોકો તરંગ કહે છે, પરંતુ વાસ્તવિક જોવા જતાં તે ખરેખરૂં પાણીજ હોય છે;[10] આ પ્રમાણે એકનિષ્ઠ થઈ જે મારી સેવા કરે છે તેજ મૂર્તિમંત જ્ઞાન છે.[11] આવા મનુષ્યને પવિત્ર તીર્થો, ઉત્તમ તપોવનો, તથા ગુફાઓમાં રહેવાનો પ્રેમ હોય છે.[12] પર્વતની કંદરાઓમાં તથા સરોવરનાં તીરેપર રહેવા પ્રત્યે જેને વિશેષ પ્રેમ હોય છે, અને જેને નગરનિવાસ પ્રત્યે અપ્રીતિ હોય છે;[13] જેને એકાંતવાસ અતિ ગમે છે અને જેને મનુષ્યની વસ્તીમાં રહેવાનો કંટાળો હોય છે તે મનુષ્યરૂપે જ્ઞાનની મૂર્તિજ છે.[14] હે સુબુદ્ધિમંત! જ્ઞાનના સ્પષ્ટીકરણને માટે બીજાં કેટલાંક લક્ષણો આગળ તને કહી બતાવું છું.[15]

**अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।**
**एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥ १२ ॥**

**શ્લોકાર્થઃ—અધ્યાત્મ જ્ઞાનમાં નિમગ્ન રહેવું, પારમાર્થિક જ્ઞાનનો સાક્ષાત્કાર થવો, આ લક્ષણો જ્ઞાનપ્રાપ્તિ કરી આપનારાં છે, માટે એને જ્ઞાનની સંજ્ઞા પ્રાપ્ત થઇ છે અને એથી જે વિપરીત તે અજ્ઞાન છે. (૧૨).**

**ઓવી અર્થઃ**—પરમાત્મા નામની જે એક વસ્તુ છે તે જે જ્ઞાનથી દેખાય છે.[16] તે એક જ્ઞાન વિના સંસાર તથા સ્વર્ગ પ્રાપ્ત કરાવી આપનાર સર્વજ્ઞાન અજ્ઞાનજ છે, એમ જે પોતાના મનમાં પૂર્ણ રીતે સમજ્યો છે;[17] માટે તે સ્વર્ગપ્રાપ્તિની ઇચ્છા છોડી દે છે, અને સંસાર પ્રત્યે ઘૃણા ધરે છે, તથા અધ્યાત્મજ્ઞાનમાં સદ્‌ભાવથી ડૂબકી મારે છે;[18] જે પ્રમાણે વટેમાર્ગુ જે સ્થળેથી અનેક માર્ગો ફુટતા હોય ત્યાં બરાબર તપાસ કરી આડમાર્ગ છોડી સરળ રાજમાર્ગે જાય છે,[19] તે પ્રમાણે જ્ઞાનમાત્ર વિષે વિચાર કરી ઇતર જ્ઞાનનો પરિત્યાગ કરી જે પોતાનું મન તથા બુદ્ધિ અધ્યાત્મજ્ઞાન પ્રતિજ વાળે છે;[20] તેજ પ્રમાણે ઇતર જ્ઞાન ભ્રાંતિમૂલક છે તેટલા માટે જે પોતાની બુદ્ધિ મેરુ પર્વતની પેઠે સ્થિર કરી અધ્યાત્મજ્ઞાન પ્રતિજ વાળે છે;[21] જે પ્રમાણે આકાશનાં નક્ષત્રોની પેઠે ધ્રુવ કદિ પણ હાલતો નથી, તે પ્રમાણે અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો જેનો નિશ્ચય ડગી જતો નથી;[22] તેનામાંજ જ્ઞાન વાસ કરે છે એમાં લેશ પણ સંશય નથી; અને આ પ્રકારે તેના મનમાં જ્ઞાન પૂર્ણ રીતે અંકિત થયા પછી તે મદ્રૂપ બની જાય છે.[23] જે પ્રમાણે કોઇ મનુષ્ય જમવાને માટે પત્રાળીપર બેસે છે, છતાં તે જ્યાં સુધી જમવાનો પ્રારંભ કરે નહિ ત્યાં સુધી તે જમવા બેઠો છે એમ કહી શકાતું નથી. તે પ્રમાણે જ્ઞાનપ્રાપ્તિની ઈચ્છા હોય છે તોપણ જ્યાં સુધી જ્ઞાન મળ્યું નથી ત્યાં સુધી તેને જ્ઞાની એવી સંજ્ઞા પ્રાપ્ત થતી નથી;[24] તત્ત્વજ્ઞાનથી જે એક ફળ પ્રાપ્ત થાય છે તે જ્ઞેય છે. તેનાપરજ તેની સરળ દ્રષ્ટિ જાય છે.[25] બાકી જ્ઞાનનો લાભ થયા પછી જો જ્ઞેય હસ્તગત ન થાય તો જ્ઞાનનો લાભ થયા છતાં તે ન થવા સમાનજ છે, એમ હું સમજું છું.[26] અંધ મનુષ્ય હસ્તમાં દીપક ગ્રહણ કરે તોપણ તેનો તેને શું ઉપયોગ છે? તે પ્રમાણે જ્ઞાનનો કેવળ નિશ્ચય આત્મદર્શન વિના વ્યર્થ છે.[27] જો જ્ઞાનના પ્રકાશથી પરમાત્માની પ્રાપ્તિ ન થાય તો તે બુદ્ધિ-અંધની પેઠે નિરર્થક છે.[28] માટે તે જ્ઞાનથી જ્યાં જુએ ત્યાં પરમાત્માજ દ્રષ્ટિગોચર થાય એવી જેની બુદ્ધિ નિર્મળ થઈ છે;[29] માટે તે નિર્દોષ જ્ઞાને દર્શાવેલા જ્ઞેયને જુએ છે, આવા જ્ઞાનથી જે સંપન્ન થયો છે;[30] અને જ્ઞાન જેટલું મોટું તેટલીજ જેની બુદ્ધિ પણ મોટી છે, તે જ્ઞાનસંપન્ન છે, એમ શબ્દોદ્વારા દર્શાવવાની શી જરૂર છે?[31] જેની બુદ્ધિ જ્ઞાનના પ્રકાશ સાથે જ્ઞેયને આલિંગન દે છે, તે હાથોહાથ પરતત્ત્વની પ્રાપ્તિ કરી લે છે.[32] હે અર્જુન! તેજ જ્ઞાનરૂપ છે એમ કહીએ તો તેમાં આશ્ચર્ય શું છે? સૂર્યને સૂર્ય કહેવાની જરૂર રહે છે કે?[33] ત્યારે શ્રોતાઓ કહેવા લાગ્યા—હવે જ્ઞાન વિષે અતિશયોક્તિ કરી ચાલુ પ્રકરણમાં વિઘ્ન

શા માટે નાખે છે?[૩૪] તેં અધ્યાત્મજ્ઞાન વિષે વિસ્તારપૂર્વક નિરૂપણ કર્યું. આજ આદરાતિથ્ય તેં અમને કર્યું છે.[૩૫] બીજા કવિ કોઇ પણ વસ્તુનું વર્ણન કરતી વખત તે વસ્તુ વિષે વર્ણન ન કરતાં તેનાં ઉપાંગો વિષે મહાન કૌતુકથી વિશેષ વર્ણન કરે છે, આ કવિનો મંત્ર તું તારા વર્તનમાં આગંતુક પ્રમાણે શા માટે ઘુસેડે છે.[૩૬] મિત્રોને જમવા બોલાવી પુષ્કળ થાળીઓ પીરસવાનો ઠાઠ કરી સૌ જમવા બેસે એટલે તૈયાર કરેલું અન્ન તે જગ્યાએ થઇને લઈ જવામાં આવે; પરંતુ પીરસવામાં ન આવે તો નિમંત્રિત મિત્રોનું અન્ય પ્રકારે ગમે તેટલું આદરાતિથ્ય કરવામાં આવે તોપણ તે વ્યર્થ જાય છે.[૩૭] સર્વ ગુણોથી યુક્ત હોવા છતાં જે ગાય દૂધ દોહતી વખત આંચળને હાથ અડકાડવા ન દેતાં લાતો મારે છે, તેને ફોકટ કોણ પાળશે?[૩૮] તે પ્રમાણે જ્ઞાન વિષે ન બોલતાં ઇતર કવિ અન્ય વિષયોપર અતિ વર્ણન કરે છે, તે પ્રમાણે ન કરતાં તેં અમને સત્ય જ્ઞાનની પૂર્ણ પ્રતીતિ કરાવી આપી એ ઠીક કર્યું![૩૯] જે જ્ઞાનની અલ્પપ્રાપ્તિને માટે લોકો મહા સંકટો ખમીને યોગાદિ સાધનો સાધે છે, એવા પ્રકારનાં બુદ્ધિને તૃપ્ત કરી દેનાર જ્ઞાનનું વર્ણન તેં કર્યું છે.[૪૦] આ પ્રકારની અમૃત વૃષ્ટિની એક સરખી ઝડીઓ લાગી રહે તોપણ તેનાથી કોઇ કંટાળશે કે? અને સુખના કોટયવધિ દિવસો જાય તોપણ તેની ગણત્રી કરીને કોઇ તેનાથી કંટાળશે કે?[૪૧] પૌર્ણિમાના ચંદ્રની રાત્રી એક યુગ પર્યંત પહોંચે તોપણ ચકોર તેના પ્રતિ જોતાં કંટાળશે કે?[૪૨] તેજ પ્રમાણે તારા જેવા રસિક વક્તા જ્ઞાનોપદેશ કરે તો તે સાંભળીને હવે બહુ થયું એમ કોણ કહેશે?[૪૩] તથા ભાગ્યવાન્ પરોણાને ચતુર પીરસનારી મળે તો તે (પીરસનારી)ના મનમાં ખાદ્યના પદાર્થો ખુટી ન જાય તો સારૂં એવી ભાવના રહે છે,[૪૪] તે પ્રમાણે આજનો આ પ્રસંગ છે. કારણ કે અમને જ્ઞાન શ્રવણ કરવા પ્રત્યે પ્રીતિ છે અને તને પણ તે કહેવા પર પ્રેમ છે.[૪૫] આ કારણથી તારા વ્યાખ્યાનમાં ચારગણું બળ આવ્યું છે. તો 'જ્ઞાન વિષયમાં તું પરિપૂર્ણ છે' એમ તને કહ્યા વગર અમે શી રીતે રહી શકીએ?[૪૬] તો હવે આગળ બુદ્ધિના ગર્ભમાં જ્ઞાનનાં અષ્ટાદશ લક્ષણની વિરૂદ્ધ જે અજ્ઞાન છે, તેનું વર્ણન કર."[૪૭] સંતોનું આ ભાષણ સાંભળ્યા પછી નિવૃત્તિ મહારાજના દાસ જ્ઞાનદેવ બોલ્યા કે–મારા મનમાં પણ અજ્ઞાન વિષે વર્ણન કરવાની ભાવના હતી.[૪૮] એવામાં હે ગુરો! આપે મને આજ્ઞા કરી; ત્યારે હવે હું વ્યર્થ શબ્દ નીકળવા દઇશ નહિ.[૪૯] આ પ્રમાણે શ્રી કૃષ્ણે અર્જુનને જ્ઞાનનાં અઢાર લક્ષણો કહી બતાવ્યાં.[૫૦] પછી દેવ બોલ્યા "જેનામાં આ લક્ષણો દૃષ્ટિગોચર થાય, તેનામાં જ્ઞાન નિવાસ કરે છે, એવો મારો પોતાનો અભિપ્રાય છે અને જ્ઞાનીઓનો મત પણ એજ છે.[૫૧] મેં તને હસ્તામલકવત્ સ્પષ્ટ રીતે તે જ્ઞાન બતાવ્યું.[૫૨] હે મહાબુદ્ધિમંત અર્જુન! હવે જેને અજ્ઞાન કહેવામાં આવે છે તેનું વર્ણન તેનાં લક્ષણો સહિત સ્પષ્ટ રીતે કરી બતાવું છું.[૫૩] હે ધનંજય! જ્ઞાનની સમજ પડ્યા પછી અજ્ઞાન સહજ સમજી શકાય છે. કારણ કે જ્ઞાનનો અભાવ તેજ અજ્ઞાન છે.[૫૪] દિવસની પરિસમાપ્તિ થયા પછી રાત્રિનીજ પાળી આવે છે, કારણ કે દિવસ અને રાત્રિ શિવાય ત્રીજો પ્રકારજ સૃષ્ટિમાં નથી;[૫૫] તે પ્રમાણે જ્યાં જ્ઞાન નથી ત્યાં અજ્ઞાનનોજ વાસો છે એમ તું સમજ. તથાપિ અજ્ઞાનનાં કેટલાંક લક્ષણો તને કહી બતાવું છું.[૫૬] પોતાની પ્રતિષ્ઠાને માટે લોકો મને માન ક્યારે આપશે એવી વાટ જોતો જે બેસી રહે છે અને લોકો તરફથી સતકાર મળે તોજ જે સંતોષ પામે છે;[૫૭] તથા તેવું માન મળે તો ગર્વથી પર્વતનાં શિખર જેટલો જે કુલાઈ જાય છે અને કદિ પણ જેનો તે કુલારો મટતો નથી, આવા પુરૂષમાં પૂર્ણ અજ્ઞાન વાસ્તવ્ય કરે છે એમ તું સમજ.[૫૮] અને સ્વધર્માચરણ વિષે પીપળાને યજ્ઞોપવીત સંસ્કાર કર્યા પછી જે પ્રમાણે તેને દોરી બાંધવામાં

આવે છે તે પ્રમાણે, અથવા દેવળમાં જે મયૂરપિચ્છ ચમ્મર સર્વના ઉપયોગમાં આવે છે તે પ્રમાણે લોકોમાં તે પોતાનાં કૃત કર્મોની પ્રસિદ્ધિ કરે છે;[૫૯] પોતાને આવડતી વિદ્યાની પોતાના મુખથી પ્રસિદ્ધિ કરે છે; અને પોતાના હાથે બનેલાં સત્કૃત્યો લોકોને ઢોલ વગાડીને જણાવે છે; આ પ્રમાણે તે પોતાની પ્રતિષ્ઠામાં વધારો કરે એવાં કર્મો નિત્ય કરે છે.[૬૦] અને દિવસમાં ત્રણ વખત સ્નાન કરી, અંગપર અત્તર વગેરે છાંટી, તેને શૃંગારે છે, પરંતુ પ્રાણીઓનું પૂજન કરવામાં કંટાળો ખાય છે. આવો માણસ અજ્ઞાનની ખાણ છે એમ તું સમજ.[૬૧] જે પ્રમાણે રાનમાં દાવાનળ સળગવાથી સ્થાવર જંગમ સર્વ બળીને ભસ્મીભૂત થાય છે, તે પ્રમાણે જેનાં સહજ આચરણથી જગતને દુઃખ થાય છે;[૬૨] તે સહજ રીતે જે ભાષણ કરે છે તે મનુષ્યનાં હૃદયને તીક્ષ્ણ ભાલાની અણીની પેઠે ભેદી નાંખે છે; અને જેની સર્વ યોજનાઓ ઇતર જનોને વિષ કરતાં પણ અધિક ઘાતક થઇ પડે છે,[૬૩] તેનામાં અજ્ઞાનનો વાસ છે. વધારે શું કહું ? તે અજ્ઞાનનું પિયેરજ છે ! અને તેનું જીવન હિંસાનું આશ્રયસ્થાનજ છે.[૬૪] અને ધમણો ફુંકવામાં આવે એટલે જે પ્રમાણે તે પવનથી ફુલે છે, અને પવન નીકળી જતાં તે તરતજ દબાઈ જાય છે, તે પ્રમાણે લાભ થવાથી જે ફુલાઇ જાય છે અને હાનિ થતાં જે તરતજ દુઃખનિમગ્ન થઇ જાય છે;[૬૫] વાવાઝોડામાં સપડાયેલી ધૂળ જે પ્રમાણે આકાશ પર્યંત ઊંચે ઉડે છે, તે પ્રમાણે લોકો સ્તુતિ કરે તો જે હર્ષથી ફુલાઇ જાય છે;[૬૬] ખોબલીભર પાણીથી જે પ્રમાણે કાદવ ઢીલો થઇ જાય છે અને પવન વાતાં સુકાઈ જાય છે, તે પ્રમાણે કોઇએ થોડી નિંદા કરી હોય તો જે મોઢું લગાડીને કપાળે હાથ ધરીને બેસે છે;[૬૭] તેમજ જે માન અને અપમાન ઉભયને સહન કરી શકતો નથી, તેનામાં પૂર્ણ અજ્ઞાનનો નિવાસ હોય છે એમ તું સમજ.[૬૮] જે મનમાં કાંઇ હોય અને મુખદ્વારા કાંઈ બીજુંજ બોલી બતાવે છે અને એકને વચન આપી તેની વિરૂદ્ધમાં બીજાને મદદ આપે છે;[૬૯] પારધિ દુષ્ટ બુદ્ધિથી જે પ્રમાણે મૃગાદિકને ચારો નીરે છે, તે પ્રમાણે બહારથી પ્રેમમય વર્તન બતાવી જે ઉત્તમ લોકોની સાથે પણ અંતઃકરણથી વૈર રાખે છે;[૭૦] શેવાળથી લિપ્ત થયેલી શિલા ઉપરથી જે પ્રમાણે લીલીછમ દેખાય છે, કિંવા લીંબોળી પીળીરેચક દેખાય છે, તે પ્રમાણે જેનાં કર્મો કેવળ બહારથી ઉત્તમ દેખાય છે,[૭૧] તે મનુષ્યમાં અજ્ઞાન નિઃસંશય છે, એમ તું નિશ્ચયપૂર્વક સમજી રાખ.[૭૨] અને ગુરૂકુળનું નામ લેતાં જેને લાજ લાગે છે, ગુરૂસેવાની જે ઘૃણા કરે છે અને ગુરૂની પાસેથી પોતાને જે વિદ્યા પ્રાપ્ત થઈ હોય તેને પણ જે માનતો નથી,[૭૩] આવા મનુષ્યનું નામ લેવું અને શૂદ્રના ઘરનું અન્ન સેવન કરવું સમાન છે. પરંતુ શું કરવું ? અજ્ઞાનનાં લક્ષણ કહેતાં તેનો ઉચ્ચાર કરવો પડયો.[૭૪] માટે હવે ગુરૂભક્તનું નામ સૂર્યના તેજની પેઠે સર્વ અજ્ઞાનાંધકાર દૂર કરનાર હોવાથી તેનું નામ લઇ, વાચાથી થયેલાં પાપનું પ્રાયશ્ચિત્ત કરૂં છું.[૭૫] આટલાથીજ ગુરૂનિંદકના નામોચ્ચારણથી વાચાને લાગેલા મહાન દોષનું નિરસન થશે.[૭૬] ગુરૂનિંદકનાં નામોચ્ચારણથી ઉત્પન્ન થનારા મહાન ભયોને નિવૃત્ત કરવાનું સામર્થ્ય ગુરૂભક્તના નામોચ્ચારમાં છે. અસ્તુ ! અજ્ઞાનનાં ઇતર લક્ષણો શ્રવણ કરો.[૭૭] જે સ્વતઃ કર્મ કરતો નથી, તથા મનમાં સંશય ધારણ કરે છે, તે રાનમાંના મૃત્તિકા અને કાંટાથી ભરેલા કૂવાના જેવો છે.[૭૮] આ કૂપ કેવો હોય છે ? તેના મુખપર કાંટાવાળાં વૃક્ષો ઉગેલાં હોય છે અને અંદર પ્રાણીઓ પડીને મરી ગયેલાં હોવાથી તેમનાં અસ્થિ એકઠાં થયેલાં હોય છે; તે પ્રમાણે જે મનુષ્ય અંતર્બાહ્ય શુદ્ધ હોય છે;[૭૯] જે પ્રમાણે અન્ન ઉઘાડું છે કે ઢાંકેલું છે તે ન જોતાં કુતરાં તેને ખાય છે, તે પ્રમાણે સ્વકીય પરકીયનો વિચાર ન કરતાં જે દ્રવ્યની અભિલાષા રાખે છે;[૮૦] કુતરો જે પ્રમાણે સ્રીસંગ કરતી વખતે એકાંત કિંવા ભરબજારનો વિચાર કરતો નથી અને કોઇ પણ પ્રકારનો વિધિનિષેધ પણ માનતો નથી, તે પ્રમાણે જે

સ્ત્રીસંગની બાબતમાં નિર્લજ્જ હોય છે;[૮૧] સ્વધર્માનુસાર કર્મ કરવાનો વખત ચુકી જવાય છે, કિંવા નિત્ય નૈમિત્તિક કર્મો કરવાનાં રહી જાય છે, એ વિષે જેના મનમાં ખેદ થતો નથી;[૮૨] પાપાચરણ વિષે જે નિર્લજ્જ હોય છે અને પુણ્યકર્મનું આચરણ કરવું જોઇએ એવી કલ્પના પણ જેના મનમાં આવતી નથી, તથા જેના મનમાં અતિશય વિકલ્પો આવે છે,[૮૩] અને જે દ્રવ્યપ્રાપ્તિ વિષે પાપ પુણ્યનો વિચાર કરતો નથી, તે કેવળ અજ્ઞાનનું પુતળુંજ છે એમ તું સમજ.[૮૪] જે પ્રમાણે ઘાસની સળીપર કીડી ચઢતાં તે નમી જાય છે, તે પ્રમાણે અલ્પ લાભને માટે જેની બુદ્ધિનું સ્થૈર્ય ડગી જાય છે;[૮૫] ખાબોચીઆમાં પગ પડવાથી જે પ્રમાણે તેમાંનું પાણી ગંદુ થઈ જાય છે, તે પ્રમાણે જે ભયનું નામ સાંભળીને ગભરાઇ જાય છે;[૮૬] પાણીના પૂરમાં પડેલું તુમડું જે પ્રમાણે હવાનો પ્રવાહ જે તરફ ઘસડી જાય તે તરફ ચાલ્યું જાય છે, તે પ્રમાણે જે મનોરથના પૂરમાં તણાઈ જાય છે;[૮૭] પવનની સાહાય્યથી જે પ્રમાણે ધૂમ ગગનપર્યંત ઉંચો ચાલ્યો જાય છે, તે પ્રમાણે જે દુઃખની વાત સાંભળીને વ્યાકુળ થઈ જાય છે;[૮૮] વાવાઝોડું જે પ્રમાણે ક્યાંય પણ સ્થિર હોતું નથી, તે પ્રમાણે જે ક્ષેત્ર, તીર્થ કિંવા નગરમાં ક્યાંય પણ સ્થાયી રહેતો નથી,[૮૯] કિંવા ઉન્મત્ત થયેલા સરડાને જે પ્રમાણે નીચેથી ઉપર અને ઉપરથી નીચે ચઢવા ઉતરવાનો નાદ લાગે છે;[૯૦] જે પ્રમાણે પાણીનું માટલું તેની ચારે તરફ આધાર મુકયા શિવાય જગ્યાપર ઠરતું નથી, તે પ્રમાણે જે નિદ્રાકાળ શિવાય એક સ્થળે ન રહેતાં ચારે તરફ હીંડે છે;[૯૧] અને માંકડાની પેઠે જેની ચળવળ હોય છે, તેનામાં પરિપૂર્ણ અજ્ઞાન વસે છે.[૯૨] અને હે અર્જુન! જેના અંતરમાં આત્મસંયમનનો લેશ પણ હોતો નથી;[૯૩] જે પ્રમાણે વહેળામાં પૂર આવતાં તે રેતીના બંધને ગણકારતું નથી, તે પ્રમાણે જે શાસ્ત્ર-નિષિદ્ધ કર્મ કરવાથી ડરતો નથી;[૯૪] જે વ્રતો પાળતો નથી, સ્વધર્મને લત્તાપ્રહાર કરે છે અને શાસ્ત્રોક્ત નિયમો વિરૂદ્ધ જેની ક્રિયા હોય છે;[૯૫] જેને પાપાચરણનો કંટાળો હોતો નથી, જેને પુણ્યાચરણ લેશ પણ જ્ઞાત નથી અને જે લજ્જાની મર્યાદાને ખણી નાંખે છે;[૯૬] જે કુળધર્મને ઓળખતો નથી, વેદની આજ્ઞા માનતો નથી, અને જેને સારાં માઠાં કૃત્યોનો વિવેક હોતો નથી;[૯૭] જે પ્રમાણે આંકેલો ગોધો છૂટો મુકેલો હોવાથી જ્યાં ફાવે ત્યાં સંચરે છે. કિંવા પવન ફાવે તેમ વાય છે અથવા રાનમાં ફાટેલા વહેળાનું પાણી જ્યાં ફાવે ત્યાં વહ્યું જાય છે;[૯૮] અંધ હસ્તી મદોન્મત્ત બને, કિંવા ડુંગરને દાવાનળ લાગે, તે પ્રમાણે જેનું મન વિષયો વિષે બ્હેકેલું હોય છે,[૯૯] જો! ઉકરડામાં શું નાંખવામાં નથી આવતું? આખલાને કોણ રોકે છે? ઉમરાને કોણ ઓળંગતું નથી?[૭૦૦] જે પ્રમાણે અન્નક્ષેત્રમાં ગમે તે માણુસ જઇને જમે છે, કિંવા સાધારણ મનુષ્યને અધિકાર મળતાં તે ફાવે તેમ ફુલાઇ જાય છે, અથવા વણિકની દુકાને ગમે તે માણુસ જાય છે,[૧] તે પ્રમાણે જેનું અંતઃકરણ ચંચળ છે, તેનામાં સંપૂર્ણ અજ્ઞાનની વૃદ્ધિ થાય છે, એમ તું સમજ.[૨] અને જે જીવિત દશામાં તથા મૃત્યુ થતાં પણ વિષયોની વાસના છોડતો નથી; અને આ લોકમાં એવાં આચરણ કરે છે કે જેથી સ્વર્ગમાં વિષયોપભોગ પ્રાપ્ત થાય;[૩] જેના સર્વ પરિશ્રમો વિષયોપભોગની પ્રાપ્તિને માટે હોય છે, અને જેને સકામ કર્મો શિવાય ઈતર કર્મો ગમતાં નથી; અને જે વિરક્તનું દર્શન થતાં સચૈલ સ્નાન કરે છે;[૪] જે પ્રમાણે કોઢીઅલ માણુસને પોતાના કોઢવાળા હાથવતી અન્ન ખાવામાં સંકોચ થતો નથી; તે પ્રમાણે વિષયોનો અતિરેક થયા છતાં જે તેનાથી કંટાળતો નથી; અને કર્મફળ વિષે નિરિચ્છ થતો નથી;[૫] જે પ્રમાણે ગધેડીની પાછળ ગધેડો લાગતાં તે તેને લાતો મારીને તેનું નાક તોડી નાંખે છે, તો પણ તે પાછો ન ફરતાં તેનીજ પુઠે લાગે છે;[૬] તે પ્રમાણે જે વિષયોને માટે બળતા અગ્નિમાં પણ ભુસ્કો મારવાને આઘુંપાછું જોતો નથી, અને જે પોતાનાં

એ વ્યસનને દૂષણુ નહિ પણુ ભૂષણુજ માને છે;[૭] મૃગજળની લાલસાથી દોડતાં દોડતાં મૃગની છાતી તુટી જાય તો પણુ તેનો વેગ કમી ન થતાં ઉલટો વધે છે, પરંતુ એ મિથ્યા છે એમ તે માનતો નથી;[૮] તે પ્રમાણે જે જન્મથી મૃત્યુ પર્યંત વિષયપ્રાપ્તિને માટે એકસરખો શ્રમ કરે છે, તથાપિ તે પ્રત્યે તેને ઘૃણા આવવાને બદલે ઉલટો અધિકજ પ્રેમ છૂટે છે;[૯] બાળપણુમાં માતપિતા પ્રત્યે ઉન્મત્તતા હોય છે અને તેની સમાપ્તિ થતાં તારૂણ્યમાં સ્ત્રીપ્રત્યેની ઘેલછા લાગે છે;[૧૦] સ્ત્રીનો ઉપભોગ પૂર્ણુ થતાં વૃદ્ધાવસ્થા આવે છે ત્યારે તેજ પ્રેમ છોકરાં છૈયાંપર ઢળે છે;[૧૧] જન્માંધ જે પ્રમાણે ઘર છોડીને જતો નથી, તે પ્રમાણે જે છોકરાં છૈયાંમાંજ કાલ-ક્રમણુ કરે છે, પરંતુ જેને મૃત્યુ પર્યંત વિષયો પ્રતિ તિરસ્કાર છૂટતો નથી;[૧૨] તેનામાં અજ્ઞાનનો પાર નથી એમ તું સમજ. હવે અજ્ઞાનનાં બીજા કેટલાંક લક્ષણો કહી બતાવું છું.[૧૩] જે પોતાની દેહનેજ આત્મા સમજી કર્મ કરે છે;[૧૪] અને જો એકાદ કર્મનું આચરણુ કમી વા જાસ્તી થાય તો જે શોકગ્રસ્ત બની જાય છે કિંવા અભિમાનથી પુલાઈ જાય છે;[૧૫] દેવનો પ્રસાદ મસ્તકપર મુકતાંજ જે પ્રમાણે દેવનો ભક્ત ઘુમવા લાગે છે, તે પ્રમાણે જે વિદ્યાનાં બળપર અને વચના અભિમાનપર છાતી કાઢી ધમધમ ચાલે છે;[૧૬] અને આખા જગત્માં એકલો હુંજ શાણો અને હુંજ શ્રીમંત છું તથા મારા જેવું વર્તન બીજા કોનું છે?[૧૭] મારી બરોબરી કરી શકે એવો બીજો કોઈ નથી, હુંજ સર્વજ્ઞ છું અને એકલો હુંજ જગત્માં જ્ઞાતા છું. આ પ્રમાણે જે સર્વ વાતનું અભિમાન કરે છે;[૧૮] વ્યાધિગ્રસ્ત માણસથી જે પ્રમાણે કોઇ પણ ભોગ સહન થઇ શકતો નથી; તે પ્રમાણે અન્યનો લાભ જેનાથી સહન થઈ શકતો નથી.[૧૯] દીપક જે પ્રમાણે માત્ર ગુણુ (દીવેટ) ને ખાઇ જઇને સ્નેહ (તેલ) ને બાળી નાંખે છે, અને તેને જે જગ્યાએ મુકયો હોય તે જગ્યાને કાળીમેશ બનાવી દે છે;[૨૦] અંજલિભર પાણી પડતાં તડતડ અવાજ કરે છે, પવનથી બુઝાઇ જાય છે, અને ઘરને લાગે છે તો એક તૃણુ પણુ બચવા દેતો નથી,[૨૧] અને કોઇ સ્થળે માત્ર થોડો સરખો પ્રકાશ ફેંકે છે તોપણુ ગરમી કર્યા વિના રહેતો નથી, આ દીપકના અલ્પ ગુણોની પેઠે જેની પાસે વિદ્યા અલ્પ અને દોષો અધિક છે![૨૨] જે રોગીને નવજ્વર થયો હોય તેને ઔષધ તરિકે દૂધ આપવામાં આવે તોય તે તેના તાપનો વિકોપ કરનાર થઈ પડે છે; કિંવા સર્પને દૂધ પાવામાં આવે તો તે તેનું વિષ કરીને ઓકે છે,[૨૩] તે પ્રમાણે જે ગુણવાન મનુષ્યનો મત્સર (અનાદર) કરે છે, વિદ્યા વિષે અહંતા ધરે છે. અને જેનું અંગ તપશ્ચરણુની ઉષ્ણુતાથી વ્યાપી જાય છે;[૨૪] અત્યંજને રાજ્યાસનપર આરૂઢ કરવામાં આવતાં જે પ્રમાણે તે અભિમાનથી ફુલાઈ જાય છે, અથવા અજગર સ્તંભને ગળી જાય તો તે જેમ ધમપછાડ કરે છે; તે પ્રમાણે જેના અંગમાં ગર્વનો રાશિ ભરેલો છે;[૨૫] અને જે વૃક્ષના જાડા થડની પેઠે કદિ પણુ નમતો નથી અને જેને પાષાણુની પેઠે પ્રસ્વેદ છૂટતો નથી અને ગારુડીના મંત્રથી જે પ્રમાણે વ્રણુની વેદના શમતી નથી,[૨૬] વધારે શું કહું? આવી જેની સ્થિતિ હોય છે, તેનામાં અજ્ઞાનની વૃદ્ધિ થતી જાય છે એ તને નિશ્ચયપૂર્વક કહું છું.[૨૭] હે ધનંજય! જે પોતાની સંપત્તિ, ઘરબાર, દેહ તથા પોતાનો વિદ્યમાન જન્મ એ વિષે લેશ પણુ વિચાર કરતો નથી;[૨૮] કૃતઘ્નની ઉપર ઉપકાર કરવામાં આવતાં, અથવા ચોરને વ્યાપારને માટે ભંડોળ ધીરવામાં આવતાં કિંવા નિર્લજ્જ મનુષ્યની સ્તુતિ કરવામાં આવતાં જે પ્રમાણે તે કરેલા ઉપકાર ભૂલી જાય છે;[૨૯] ખરાબ કુતરાના કાન અને પુંછડી કાપી લઇ તેને ઘરમાંથી હાંકી કાઢવામાં આવે, તો પણુ તે ગળતા રક્ત સાથેજ પુનઃ તે ઘરમાં પ્રવેશે છે;[૩૦] સર્પના મુખમાં સપડાઈ ગળાતો હોવા છતાં દેડકો માત્ર વિનોદને ખાતર પણુ માખોને ગળવાનું વિસરી જશે કે?[૩૧] તે પ્રમાણે અંગમાં

ખજવાળ આવી નવ દ્વારો વહેતાં હોવા છતાં પણ જેના મનમાં પોતાની આવી સ્થિતિ થવાનું કારણ શું ? એવો પ્રશ્ન ઉદ્‌ભવતો નથી, કિંવા તે માટે ખેદ થતો નથી;[૩૨] માતાના ગર્ભાશય મધ્યે વિષ્ટાના થરમાં નવમાસ પર્યંત જે ખદબદે છે,[૩૩] તે તે ગર્ભમાંનાં સંકટો કિંવા ઉદરમાંથી બહાર નીકળતી વેળાનાં દુઃખોનું કાંઇ પણ સ્મરણ રાખતો નથી;[૩૪] ખોળાપર બેસાડેલાં બાળકને મલમૂત્રના કીચડમાં આળોટતું જોવા છતાં પણ જેને તે પ્રત્યે ઘૃણા ઉત્પન્ન થતી નથી, કિંવા ત્રાસ થતો નથી;[૩૫] સાંપ્રત જન્મ તે વિષે તથા ભાવી જન્મ વિષે જેના મનમાં કાંઇ પણ વિચાર ઉત્પન્ન થતા નથી;[૩૬] અને તેજ પ્રમાણે પોતાના તારૂણ્યના આવેશમાં ભવિષ્યમાં આવતા મૃત્યુ વિષે જે કાંઇ પણ કાળજી રાખતો નથી;[૩૭] પોતાના જીવિતપર પૂર્ણ વિશ્વાસ રાખી ભવિષ્યમાં મૃત્યુ થનાર છે એ વિષે જે લેશ પણ વિચાર કરતો નથી;[૩૮] ખાઓચીઉં ખુટનાર નથી એવી સમજથી જે પ્રમાણે તેમાંનાં મત્સ્ય સમુદ્રમાં જતાં નથી;[૩૯] કિંવા પારધિનાં ગાયનથી મુગ્ધ થઇ જે પ્રમાણ મૃગ પારધિ પ્રતિ જોતું નથી; અથવા મત્સ્ય જે પ્રમાણે માંસની અંદર ગળ છે એમ ન ધારતાં તે ખાવા જતાં મરે છે;[૪૦] કિંવા દીપકની જ્યોતિથી હું બળીને ભસ્મ થઈશ એમ ન સમજતાં પતંગ તે પર ઝડપ મારે છે;[૪૧] ઘર બળતું હોવા છતાં પણ એકાદ મૂર્ખ જેમ નિદ્રાના ઘેનમાં તે પ્રતિ લક્ષ આપતો નથી; કિંવા જે અન્નમાં વિષ નાંખવામાં આવ્યું હોય તે અન્નને એકાદ મનુષ્ય અજાણ હોવાથી નિડરપણે ખાય છે,[૪૨] તે પ્રમાણે જીવનને રૂપે આ મૃત્યુજ આવીને ઊભું છે એમ જે વિષયસુખના ઘેનમાં જાણતો નથી;[૪૩] પોતાના શરીરની પુષ્ટતા, રાત્ર અને દિવસ એનો વિનિમય, તથા વિષયસુખને જે અતિ શ્રદ્ધાપૂર્વક સત્ય માને છે;[૪૪] પરંતુ બિચારો એમ સમજતો નથી કે વેશ્યા જે આપણાપર તનમન ઓવારી નાંખે છે તે માત્ર દેખાવ પૂરતુંજ છે, બાકી તે ઉલટો આપણને ડૂબાવવાનોજ માર્ગ છે ![૪૫] વાટે ચાલતાં ચોરનો ભેટો થાય અને તે જો ઉપર ઉપરથી આપણી સાથે મૈત્રી બાંધે તો તે ખરી મૈત્રી હોતી નથી, પરંતુ અરણ્યમાં ગયા પછી આપણા પ્રાણ લેવાને માટેજ તે મૈત્રી હોય છે; અને માટીની પ્રતિમાને સ્નાન કરાવી તેની પૂજા કરવી એ તેનો નાશ કરવા સમાનજ છે;[૪૬] પાંડુરોગથી મનુષ્ય લઠ્ઠ થાય તો તેને સશક્ત માની લેવો નહિ, પરંતુ હવે તેના આયુષ્યની દોરી તુટવાની અણીપર છે એમજ સમજવું; તે પ્રમાણે જે આહાર અને નિદ્રામાં તલ્લીન થઇ, તેનાથી આપણો નાશ છે એમ સમજતો નથી;[૪૭] શૂળીપર ચઢાવવાને લઇ જવામાં આવતો મનુષ્ય પોતાની સમક્ષ શૂળીને જોઇને તેની તરફ દોડવા માંડે તો તે પોતાના પ્રત્યેક પગલાંથી મૃત્યુને વધુ અને વધુ સન્નિધ કરતો જાય છે;[૪૮] તે પ્રમાણે દેહ જેમ જેમ વધે, આયુષ્ય જેમ જેમ વૃદ્ધિંગત થતું જાય, તથા મનુષ્ય જેમ જેમ વિષયસુખમાં નિમગ્ન થતો જાય;[૪૯] તેમ તેમ મૃત્યુ આયુષ્યને જીતે છે; અને મીઠું જે પ્રમાણે પાણીમાં નાખવાથી પીગળી જાય છે[૫૦] તે પ્રમાણે વય જેમ જેમ વધતી જાય છે તેમ તેમ કાળ નિકટ આવતો જાય છે, અને તે આપણને હાથ પકડીને લઇ જાય છે, એ વાત જે સમજતો નથી;[૫૧] હે અર્જુન ! જેમ જેમ આયુષ્યની વૃદ્ધિ થતી જાય છે તેમ તેમ રોજ મૃત્યુ નિકટ આવતું જાય છે, એમ જે વિષયોના ભ્રમમાં પડવાથી જાણતો નથી;[૫૨] હે મહાબાહો અર્જુન ! તે અજ્ઞાનરૂપી દેશનો રાજા છે એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી.[૫૩] જે પ્રમાણે તે આયુષ્યના મદમાં ભાવી મૃત્યુ વિષે વિચાર કરતો નથી તે પ્રમાણે તે તારૂણ્યના જોમમાં ભાવી વૃદ્ધાવસ્થા વિષે પણ કાળજી રાખતો નથી.[૫૪] ડુંગરના ઢાળપરથી ગાડી ગબડી પડતાં કિંવા પર્વતના શૃંગપરથી પાષાણ તુટી પડતાં જે પ્રમાણે તેને આગળ શું થશે તે જ્ઞાન હોતું નથી, તે પ્રમાણે જે 'મને વાર્ધક્ય ઘેરશે ત્યારે મારી શી

સ્થિતિ થશે ' એ વિષે વિચાર કરતો નથી,[૫૫] કિંવા આડ રાનમાંના વહેળામાં પૂર આવતાં તે એટલા વેગથી વહે છે કે તેને ઓળંગીને સામે પાર જઇ શકાતું નથી; અથવા પાડાઓ વચ્ચે ટક્કર ચાલતી હોય, તે વખતે તે ઉન્મત્ત થઇ અન્ય કોઇને પોતાની નિકટ આવવા દેતા નથી; તે પ્રમાણે જેના અંગમાં તારૂણ્યનો મદ ચઢેલો હોય છે;[૫૬] શરીરસંપત્તિ કમી થાય, અંગપરનાં તેજનો લોપ થઇ જાય. મસ્તક ગરદન સહિત હાલવા લાગે;[૫૭] દાઢીના વાળ સફેદ થઇ જાય અને ડોકનો કાંટો ઢીલો થઇ જાય; આવી સ્થિતિ થયા છતાં પણ જે આશાને વધાર્યે જાય છે; અંધ મનુષ્યને જ્યાં સુધી સમક્ષ રહેલો સ્તંભ વક્ષસ્થળમાં વાગે ત્યાં સુધી તેને તેની ખબર પડતી નથી, કિંવા પ્રમાદી મનુષ્ય, નજર આગળ વૃક્ષપરથી પડેલાં જાંબુને અન્ય મનુષ્ય લાવી તેના મુખમાં નાંખે ત્યારે સંતોષ પામે છે, પરંતુ સ્વતઃ તેની ખટપટ કરતો નથી;[૫૯] તે પ્રમાણે જે તારૂણ્યનો ઉપભોગ લેતાં ભાવી વૃદ્ધાવસ્થા વિષે વિચાર કરતો નથી, તે કેવળ અજ્ઞાનની પ્રતિમાજ છે.[૬૦] કોઈ અંધ વા કમ્મરમાંથી વાંકો વળી ગએલો મનુષ્ય મળે તો જે તારૂણ્યના મદમાં છાકી જઇ તેની મશ્કરી કરે છે, પરંતુ ભવિષ્યમાં આપણી સ્થિતિ પણ એવીજ થવાની છે એમ મનમાં આણતો નથી;[૬૧] અને મોતની નિશાની જે વૃદ્ધાવસ્થા તે પ્રાપ્ત થયા છતાં જે તારૂણ્યનો ઘમંડ છોડતો નથી,[૬૨] તે પુરૂષ અજ્ઞાનનું ઘર છે એમ તું નક્કી સમજ. તેજ પ્રમાણે અજ્ઞાનનાં કેટલાંક વિશિષ્ટ લક્ષણો કહું છું, તે સાંભળ.[૬૩] વ્યાઘ્રના અરણ્યમાંથી એકવાર ચરીને બળદ સુભાગ્યવશાત્ સુખરૂપે ઘેર પાછો આવે તો વિશ્વાસ ધરીને પુનઃ રાનમાં ચરવાને જાય છે,[૬૪] અથવા જે ઘરમાંની સંપત્તિપર સર્પ બેઠેલો હોય તે ઘરનો ભંડાર એક વખત સર્પદંશ થયા વિના એકાદ મનુષ્ય લઇ આવે, તો તે પછી સંપત્તિ પર સર્પ બેસે છે એ વાત માનતો નથી;[૬૫] તે પ્રમાણે કેટલોક વખત સુધી પોતાનું શરીર નિરોગી રહ્યું એટલે ઘમંડ રાખીને ભવિષ્યમાં રોગ આવશે એ વાત જે સત્ય માનતો નથી;[૬૬] પોતાનો વૈરી ઊંઘ્યો હોય માટે હવે તેની અને મારી વચ્ચેનાં વૈરનો અંત આવ્યો એમ જે માને છે અને એવા ભરોસાપર સ્વસ્થ બેસી રહે છે, તે જેમ તે વૈરી જાગૃત થતાં પોતાનાં બાળબચ્ચાં સહિત પોતાનો જીવ ખુએ છે,[૬૭] તે પ્રમાણે જ્યાં સુધી ક્ષુધા અને નિદ્રા સારી હોય અને જ્યાં સુધી કોઇ પણ જાતનો રોગ લાગુ પડયો ન હોય, ત્યાં સુધી મને વૃદ્ધાવસ્થામાં રોગનો ઉપદ્રવ થશે એમ જાણી જે તે વિષે કાળજી રાખતો નથી;[૬૮] અને સ્ત્રીપુત્રાદિ તથા સંપતિઆદિ જેમ જેમ અધિક મળતાં જાય તેમ તેમ જેની આંખપર વધારે ધૂમ્રનું આચ્છાદન થઇને તે આંખ અધિકાધિક ઝાંખી બની જાય છે, [૬૯] અને એક ક્ષણમાં સ્ત્રીપુત્રાદિનો વિયોગ થશે તથા એક ક્ષણમાં સંપત્તિનો નાશ થઇને વિપત્તિ આવશે, આ ભાવી દુઃખને જે જોતો નથી;[૭૦] તે અજ્ઞાની છે. અને હે અર્જુન! જે આ મૃત્યુલોકમાં ઈંદ્રિયોને યથેચ્છ ચરવા દે છે, તેને પણ કેવળ અજ્ઞાનરૂપજ સમજવો.[૭૧] જે તારૂણ્યના આવેશમાં સંપત્તિના મદથી સેવ્યાસેવ્ય વસ્તુનો વિચાર ન કરતાં એક સરખો તેનો ઉપભોગ લે છે;[૭૨] ન કરવા યોગ્ય કૃતિ કરે છે, અસંભાવ્ય કૃતિ કરવાની હામ ભીડે છે, અને જે કાર્યનો વિચાર કરવો ન જોઇએ તેનો વિચાર જે નિરંતર પોતાના મનમાં આણે છે;[૭૩] જ્યાં પ્રવેશ ન કરવો જોઇએ ત્યાં પહોંચી જાય છે, જે વસ્તુ લેવી ન જોઇએ તેની માગણી કરે છે, અને જે કાર્યનો વિચાર સુદ્ધાં કરવો ન જોઇએ કિંવા જેનો સ્પર્શ પણ કરવો ન જોઇએ, તેનો વિચાર અને સ્પર્શ જે કરે છે;[૭૪] જ્યાં જવું ન જોઇએ ત્યાં જાય છે, જોવું ન જોઇએ તે જુએ છે, ખાવું ન જોઇએ તે ખાય છે, અને આ પ્રમાણે વર્જ્ય ગણેલી કૃતિ કરવાથીજ જે સંતોષ પામે છે;[૭૫] જેની સંગત કરવી ન જોઇએ તેની સોબત કરે છે, જ્યાં બિલકુલ સંબંધ રાખવો ન જોઇએ ત્યાં ગાઢો સંબંધ બાંધે છે;

અને જે માર્ગનું આચરણ કરવું ન જોઇએ તે માર્ગ આચરે છે;[76] જે સાંભળવું ન જોઇએ તે સાંભળે છે; બોલવું ન જોઇએ તે બકે છે; પરંતુ આ કાર્ય કરવાથી મારા હાથથી દોષ થશે એમ જે મનમાં પણ આણતો નથી;[77] પોતાના મનમાં જે કાર્ય આવે તથા પોતાને જે કાર્ય સુખાવહ લાગે તેજ કાર્ય કરવા તરફ લક્ષ હોવાને લીધે જે સારી માઠી કૃતિનો લેશ પણ વિવેક-વિચાર કરતો નથી; અને એ કારણથી ભળતીજ કૃતિનું આચરણ કરે છે;[78] પરંતુ પોતાને હાથે પાપ થશે, કિંવા પોતાને નરકયાતના ભોગવવી પડશે, એવી ભાવી ઘટના વિષે જે વિચાર કરતો નથી;[79] તે ધર્મભ્રષ્ટની સંગતિથી સર્વ જગતમાં અતિશય અજ્ઞાન પ્રસાર પામે છે; અને તે એટલું વૃદ્ધિંગત થાય છે કે તે પોતાના બળથી જ્ઞાનને પણ પાછળ હઠાવી શકે છે.[80] અસ્તુ! જેના યોગથી તું અજ્ઞાનનું સ્વરૂપ સ્પષ્ટ રીતે સમજી શકે એવાં તેનાં કેટલાંક બીજાં લક્ષણો તને કહી બતાવું છું, તે સાંભળ.[81] જે પ્રમાણે ભ્રમરનું ચિત્ત નવ વિકસિત કમળના કેસરપર આસક્ત હોય છે, તે પ્રમાણે જેની પ્રીતિ ગૃહમાં જડાયેલી હોય છે,[82] જે પ્રમાણે ખાંડના રાશિપરથી માખીઓ ઉડી જતી નથી, તે પ્રમાણે જેનું મન સ્ત્રીપર આસક્ત હોય છે;[83] જે પ્રમાણે દેડકો પાણીના કુંડમાંથી બહાર નીકળતો નથી, માખી જેમ વિષ્ટામાં લપટાયા પછી બહાર નીકળી શકતી નથી, કિંવા પશુ કાદવમાં સપડાયા પછી બહાર નીકળી શકતું નથી,[84] તે પ્રમાણે જેનું મન ઘરમાંથી દૂર થતું નથી, અને જે મરણ પછી પોતાના ઘરરૂપી દરમાં સર્પ થઇને બેસે છે;[85] એકાદ સ્ત્રી જેમ પોતાના આશકના ગળામાં હાથ નાખીને બેસે છે, તે પ્રમાણે જે પોતાની પર્ણકુટીને જીવ સાથે બાંધી રાખે છે;[86] જે પ્રમાણે મધુના રક્ષણને માટે મધુમક્ષિકા સંકટ સહન કરે છે, તે પ્રમાણે જે ગમે તેવી યાતનાઓ વેઠીને પોતાના ગૃહનું સંરક્ષણ કરે છે; વૃદ્ધાવસ્થામાં પ્રાપ્ત થયેલા એકના એક બાળકપર માતાપિતાનો જેટલો પ્રેમ હોય છે,[88] તેટલો પ્રેમ જે ઘરપર રાખે છે; અને હે અર્જુન! જેને આ જગત્‌માં સ્ત્રી શિવાય અન્ય કોઇ પણ વસ્તુ પ્રિય હોતી નથી;[89] તેજ પ્રમાણે જે જીવ ભાવથી સ્ત્રીપર પ્રેમ કરે છે, અને આપણે કોણ છીએ તથા આપણું સાર્થક શાથી થશે એ વાત જે જાણતો નથી;[90] જે પ્રમાણે સિદ્ધ પુરૂષનું ચિત્ત બ્રહ્મસ્વરૂપમાં લીન થયા પછી તેના સર્વ વ્યવહારો બંધ પડી જાય છે;[91] તે પ્રમાણે જેણે પોતાનું સર્વસ્વ સ્ત્રીને વેચ્યું છે, તે પોતાની હાનિ, લોકલજ્જા, કિંવા લોકોએ કરેલી નિંદા પ્રતિ લક્ષ આપતો નથી.[92] જે પ્રમાણે માંકડું ગારુડીના તાબામાં રહે છે, તે પ્રમાણે જે મનમાં સ્ત્રીનો ધ્યાસ ધરી તેનાજ છંદથી ભરેલું પોતાનું વર્તન રાખે છે;[93] અને કૃપણ જે પ્રમાણે પોતે અતિશય કષ્ટ સહન કરી તથા આપ્તમંડળનાં મન દુભાવી કેવળ દ્રવ્યનીજ ગઠડી વધારતો જાય છે,[94] તે પ્રમાણે દાન પુણ્ય ન કરતાં પોતાના વંશના બીજા મનુષ્યો સાથે કપટ કરી જે પોતાનાં સ્ત્રીપુત્રાદિની વિષયેચ્છા તૃપ્ત કરવામાં ન્યૂનતા રાખતો નથી.[95] તે કોને કોને ફસાવે છે તે સાંભળ. તે પોતાના આરાધ્ય દેવતાની સાધારણ સેવા કરે છે, ગુરૂને થાપ આપે છે અને માતાપિતા દ્રવ્ય માગે ત્યારે 'શિલક નથી' એમ કહે છે.[96] પરંતુ સ્ત્રીને માટે તો જે જે ઉત્તમ વસ્તુઓ જોશે તે તે સવાઇ તેના ઉપભોગાર્થે લઇ આવશે.[97] જે પ્રમાણે પ્રેમાળ ભક્ત પોતાના ઇષ્ટ દેવતાને ભજે છે, તે પ્રમાણે જે એકાગ્રચિત્તે સ્ત્રીની સેવા કરે છે;[98] જેટલી ઉત્તમ અને મૂલ્યવાન વસ્તુ હોય તે સઘળી તે સ્ત્રીનેજ અર્પે છે અને કુટુંબનાં બીજાં માણસોને નિર્વાહ પુરતી જણસો પણ આપતો નથી;[99] સ્ત્રી પ્રતિ કોઇ વક્ર દ્રષ્ટિથી જુએ કિંવા તેની વિરૂદ્ધ વર્તન કરે તો જેને યુગનો અંત થયા સમાન માઠું લાગે છે;[800] નાસુર થવાની ભીતિથી જેમ કોઇ નાગના કસમનો ભંગ કરતા નથી, તે પ્રમાણે જે સ્ત્રીના થુંકને ઝીલી લે છે;[1] હે અર્જુન! વધારે શું કહું? જેને સ્ત્રી એજ દૈવત છે એમ લાગે છે; અને જે તેનાથી

ઉત્પન્ન થયેલી સંતતિપર અધિક પ્રીતિ રાખે છે.[2] તથા તેનાં જેટલાં આપ્તગોત્રો હોય તેને પોતાના જીવ કરતાં પણ અધિક પ્રિય ગણે છે,[3] તે અજ્ઞાનનું મૂળ છે, અને તેનેજ લીધે અજ્ઞાનની વૃદ્ધિ થાય છે. વધારે શું કહું? તે કેવળ અજ્ઞાનરૂપજ છે.[4] જે પ્રમાણે અશાંત સમુદ્રમાં નાખેલી નૌકા તરંગોને લીધે હેલકારા ખાય છે.[5] તે પ્રમાણે જે મનગમતી વસ્તુ પ્રાપ્ત થતાં નીચે અથડાય છે;[6] આ પ્રમાણે હે મહાબુદ્ધિમંત અર્જુન! જેના ચિત્તમાં વસ્તુના લાભાલાભથી ચિંતા ઉત્પન્ન થાય છે તે અજ્ઞાની છે.[7] અને જે મારી ભક્તિ કરે છે, પરંતુ મનમાં ફળની ઇચ્છા રાખે છે; અને બહારથી વિરક્તિ બતાવનાર મનુષ્ય જે પ્રમાણે અંતરમાં ધનની ઇચ્છા કરે છે.[8] કિંવા વ્યભિચારિણી સ્ત્રી પોતાનું જારકર્મ ચાલુ રાખવાને માટે પતિનો અર્ધો બોલ ઉઠાવી લઇ તેની કૃપા સંપાદન કરે છે,[9] તે પ્રમાણે હે કિરીટી! મારી ભક્તિનો ડોળ બતાવી જે વિષયો પ્રતિ દૃષ્ટિ રાખે છે,[10] અને વિષયપ્રાપ્તિને માટે મારી ભક્તિ કરવા છતાં વિષયપ્રાપ્તિ ન થાય તો મારી ભક્તિ છોડી દઇ, 'ઈશ્વર ખોટો છે' એવી મારી નિંદાત્મક ચેષ્ટા કરે છે,[11] કણબી જે પ્રમાણે પોતાની ખેતી વધારે છે, તે પ્રમાણે આવો મનુષ્ય પુષ્કળ દેવોની સેવા કરે છે; અને પહેલા દેવના જેવોજ બીજા દેવનો પણ અનાદર કરે છે.[12] જેની પાસે વિશેષ ઠાઠમાઠ હોય એવા ગુરૂપર શ્રદ્ધા રાખી તે તેની પાસેથી ગુરૂમંત્ર લે છે અને બીજાનો ભાવ પણ પૂછતો નથી.[13] પ્રાણીમાત્રની સાથે કઠિન શબ્દો બોલી તેનો તિરસ્કાર કરે છે, અને પાષાણની મૂર્તિપર વિશેષ પ્રેમ રાખે છે; તેમજ જેનાથી એકનિષ્ઠપણાથી ભક્તિ કરી સ્વસ્થ રહી શકાતું નથી;[14] મારી મૂર્તિ તૈયાર કરી ઘરના એક ખુણામાં તેની સ્થાપના કરે છે અને પોતે બીજા દેવોનાં સ્થાનોમાં યાત્રા કરતો ફરે છે;[15] રોજ મારી પૂજા કરે છે; કાર્યપ્રાપ્તિને માટે કુલદેવતાની પૂજા કરે છે; અને એકાદ પર્વણી આવતાં વળી કોઇ ત્રીજાજ દેવતાની પૂજા કરે છે[16] હું ઘરમાં હોવા છતાં ઇતરદેવની પ્રાર્થના કરે છે, તેને નૈવેદ્ય ધરાવે છે, તથા શ્રાદ્ધકાળે પિતરોની પૂજા કરે છે;[17] એકાદશીને દિને જે પ્રમાણે મારી ભક્તિ કરે છે, તેજ પ્રમાણે નાગપંચમીને દિવસે નાગની પૂજા કરે છે;[18] ચતુર્થીને દિવસે ગણપતિની પૂર્ણ ભક્તિ કરે છે, તથા ચતુર્દશીને દિવસે દેવીની પૂજા કરીને 'હે અંબે! હું તારો આશ્રિત છું' એવી તેની પ્રાર્થના કરે છે;[19] નિત્ય નૈમિત્તિક કર્મો અવશ્ય કરવાં જોઇએ તેનો ત્યાગ કરી નવરાત્રમાં નવચંડીનો પાઠ એકજ સ્થળે બેસીને કરે છે; આદિત્યવારને દિવસે ભૈરવ ને મેલડી માતાના નામનો ખીચડો વહેંચે છે;[20] પછી સોમવારને દિવસે બિલ્વપત્ર લઈને શંકરને તે ચઢાવવાને જાય છે; અને આ પ્રમાણે એકજ માણસ સર્વ દેવોની સેવા કરે છે;[21] જે પ્રમાણે ગામમાંની વેશ્યા પ્રીતિ બતાવી સર્વેનું મન આકર્ષી લે છે, તે પ્રમાણે જે ક્ષણભર પણ સ્વસ્થ ન બેસતાં વિષયપ્રાપ્તિને માટે સર્વ દેવોનું પૂજન કરે છે;[22] આ પ્રમાણે જે દેવોની પૂજા કરવાને ચારે તરફ દોડાદોડ કરી મૂકે છે, તે અજ્ઞાનનો અવતારજ છે;[23] અને ઉત્તમ એકાંત સ્થળે તપોવનો, તીર્થો તથા તટોને જોઇને જેનું મન કંટાળી જાય છે, તે પણ કેવળ અજ્ઞાનરૂપજ છે.[24] જેને શહેરમાં રહેવાથી સુખ થાય છે, અનેક મનુષ્યોમાં બેસવા ઉઠવાનું ગમે છે અને લૌકિકનાં સ્તોત્રો ગાવાનો ઉમંગ હોય છે; તે પણ કેવળ અજ્ઞાનરૂપજ છે.[25] અને જે એવો વિદ્વાન હોય છે કે જે વિદ્યાથી આત્માની પ્રાપ્તિ થઈ શકે તે સાંભળતાં તેનો ઉપહાસ કરી ઘંટા વગાડી તેને કાને પડવા દેતો નથી;[26] ઉપનિષદો તરફ જે જોતો નથી, યોગશાસ્ત્ર જેને ગમતું નથી અને અધ્યાત્મજ્ઞાન તરફ જેનું લક્ષ જતું નથી;[27] જે બુદ્ધિદ્વારા આત્માનાત્મવિવેકનું નિરૂપણ થાય છે તે બુદ્ધિનો પરિત્યાગ કરી જેનું મન બીજાં સર્વ શાસ્ત્રો તરફ આકર્ષાઇ જાય છે;[28] જે પૂર્ણ રીતે કર્મકાંડને જાણે છે,

જેને પુરાણો મુખોદ્‌ગત હોય છે અને જે જ્યોતિષમાં તો એટલો નિપુણ હોય છે કે, તેનો એકે એક અક્ષર ખરો પડે.[૨૯] જે કલાકૌશલ્ય શાસ્ત્રમાં અતિ નિષ્ણાત હોય છે, પાકશાસ્ત્રમાં પ્રવીણ હોય છે અને જારણ, મારણ, ઉચ્ચાટન તથા વશીકરણ તો જેના હાથનો મેલ છે;[૩૦] કામશાસ્ત્રનો જે પાકો દર્દી છે અને એકાદ વાત સાંભળતાં મહાભારતના જેવું જે વ્યાખ્યાન કરી શકે છે; અને શાસ્ત્રો જેની સમક્ષ મૂર્તિમંત ઊભાં રહે છે;[૩૧] જે નીતિશાસ્ત્રને ઉત્તમ પ્રકારે જાણે છે; જે વૈદ્યકશાસ્ત્રવિશારદ છે; અને કાવ્ય નાટકમાં જેનો હાથ કોઇ ગ્રહણ કરી શકતું નથી;[૩૨] જે સ્મૃતિની ચર્ચા કરે છે, ગારુડીની મંત્રવિદ્યા જાણે છે, અને વેદમાંના શબ્દનો કોષ તો જાણે એનો સેવકજ છે![૩૩] વળી જે વ્યાકરણમાં નિષ્ણાત છે, ન્યાયશાસ્ત્રમાં જેની મતિ સૂક્ષ્મતાપૂર્વક પ્રવેશ કરે છે, આ સર્વ ગુણોથી વિભૂષિત હોવા છતાં એક આત્મજ્ઞાનના સંબંધમાં જે જન્માંધ હોય;[૩૪] તે બીજાં સર્વ શાસ્ત્રોના સિદ્ધાંતોનો સ્તંભ હોય તોપણ બળો તેનું સર્વ જ્ઞાન! આવો મનુષ્ય સર્વ ગુણસંપન્ન પરંતુ મૂળ નક્ષત્રમાં જન્મેલા બાળકના જેવો છે. માટે તારે તેના પ્રતિ જરા પણ લક્ષ આપવું નહિ.[૩૫] જે પ્રમાણે મોરના સર્વાંગપરની પીછીઓપર આંખો હોય છે, પરંતુ તેમાં માત્ર એક દ્રષ્ટિ હોતી નથી, તેવી આવા મનુષ્યની સર્વવિદ્યાસંપન્નતા હોય છે.[૩૬] મૃત મનુષ્યને જીવંત કરનારી જડીબુટ્ટિ જો પરમાણુ જેવડી પણ હોય તો પછી તેની આગળ ગાડું ભરેલાં મૂળીઆં રદ છે![૩૭] ઉત્તમ ગુણો હોવા છતાં અલ્પાયુ જીવન પ્રાપ્ત થવું, કિંવા મસ્તક વિના અલંકારથી વિભૂષિત થવું, અથવા વરવધૂ વિનાનો વરઘોડો કાઢવો એ વિટંબનાજ છે;[૩૮] તે પ્રમાણે હે પાર્થ! એક અધ્યાત્મજ્ઞાન વિના બીજાં સર્વ શાસ્ત્રો અપ્રમાણભૂત થાય છે.[૩૯] માટે હે અર્જુન! તું આ વાત લક્ષમાં રાખ કે જે પઢતમૂર્ખ (વેદીયા ઢોર)ને આત્મજ્ઞાનનો નિત્ય બોધ હોતો નથી,[૪૦] તે મનુષ્યનું શરીર અજ્ઞાનનું વૃદ્ધિંગત થયેલું બીજજ છે, અને તેની વ્યુત્પન્નતા અજ્ઞાનની વલ્લરીજ છે.[૪૧] તે જે બોલે છે, તે અજ્ઞાનનાં ફૂલ છે અને તે જે પુણ્યમાર્ગનું આચરણ કરે છે તે અજ્ઞાનનાં ફળ છે;[૪૨] અને જેને અધ્યાત્મજ્ઞાનપર શ્રદ્ધા નથી, તેને જ્ઞાનાર્થ (તત્ત્વાર્થ) પ્રાપ્ત થતો નથી, એ શું બોલીને બતાવવાની જરૂર છે?[૪૩] નદીના આ તરફના તીર સુધી પણ ન જતાં જે પાછો ફરે છે, તેને પેલી તરફના કાંઠાની માહિતી શી રીતે મળશે?[૪૪] કિંવા ઘરમાં પ્રવેશ કરતાં ઉમરામાંજ જેનું મસ્તક કપાઇને ખાંચામાં અટકી પડે છે, તે ઘરમાં શું મુકેલું છે તે શી રીતે જાણી શકશે?[૪૫] તે પ્રમાણે હે અર્જુન! જેને અધ્યાત્મજ્ઞાનની સાથે ઓળખાણ નથી, તે જ્ઞાનાર્થ (તત્ત્વાર્થ) શી રીતે જોઈ (સમજી) શકશે?[૪૬] માટે આવા મનુષ્યને જ્ઞાનનું તત્ત્વ સમજાતું નથી, એ તને વિશેષતાપૂર્વક આંકડા માંડીને કહી બતાવવાની આવશ્યકતા નથી.[૪૭] ગર્ભિણી સ્ત્રીને ભોજન આપ્યું એટલે તેના ગર્ભમાંના બાળકને પણ તૃપ્તિ થાય છે; તે પ્રમાણે પૂર્વે જ્ઞાનનાં જે લક્ષણો વર્ણવી બતાવ્યાં, તદ્વિરૂદ્ધ જે ગુણો હોય તે અજ્ઞાનનાં લક્ષણો છે એમ સમજવું.[૪૮] અંધ મનુષ્યને જમવા માટે આમંત્રણ કરવામાં આવે એટલે તેની સાથે એક બીજો માણસ અવશ્ય આવે છેજ, તે પ્રમાણે જ્ઞાનનાં લક્ષણો સમજાવતાંની સાથે અજ્ઞાનનાં લક્ષણો પણ આપોઆપ સમજી શકાય છે.[૪૯] આ પ્રમાણે અમાનિત્વ પ્રભૃતિની વિરૂદ્ધ અજ્ઞાનનાં લક્ષણો કહી બતાવ્યાં;[૫૦] જ્ઞાનનાં અષ્ટાદશ લક્ષણોને ઉલટાવતાં સહજ અજ્ઞાનનાં લક્ષણો સિદ્ધ થાય છે.[૫૧] ગત અગીઆરમા શ્લોકના ઉત્તરાર્ધના દ્વિતીય અર્ધમાં શ્રી મુકુંદે કહ્યું છે કે "આ જ્ઞાનનાં લક્ષણો છે; અને આથી વિરૂદ્ધ જે લક્ષણો છે, તે અજ્ઞાન છે."[૫૨] માટે આ પ્રકારે મેં અજ્ઞાનનાં લક્ષણો વિસ્તારપૂર્વક વર્ણવી બતાવ્યાં. બાકી, દૂધમાં પાણી મેળવી દૂધ વધારીને શું કરવું?[૫૩] તેજ પ્રમાણે એક અક્ષર પણ ન છોડતાં, અને વ્યર્થ બકબકારો

પણ ન કરતાં, મૂળમાં જે અર્થ હતો, તેજ મેં વિસ્તારપૂર્વક કહી બતાવ્યો છે.[૫૪] આ વખતે શ્રોતાઓ બોલ્યા—હે કવિપોષક! તારા હાથથી એવો તે શું મોટો અન્યાય થયો છે કે તું ક્ષમા યાચે છે?[૫૫] તને તો શ્રી મુરારિએ પોતેજ કહ્યુ છે કે 'મેં જે અભિપ્રાય ગુપ્ત સ્થળે ઢાંકી રાખ્યા છે, તેને તું પ્રકટ કર.'[૫૬] દેવનું મનોગત તેં અમને સ્પષ્ટ રીતે કહી બતાવ્યું એમ જો અમે કહીએ તો તારૂં હૈયું ભરાઇ આવશે.[૫૭] માટે અમે આ સર્વ વાત છોડી દઇએ છીએ. પરંતુ સાંપ્રત તેં અમને શ્રવણસુખની જ્ઞાનનૌકા પ્રાપ્ત કરાવી આપી, તેથી અમને અતિ સંતોષ થાય છે.[૫૮] હવે "શ્રી હરિ શું બોલ્યા તે અમને સત્વર કહી સંભળાવ."[૫૯] એવું સંતોનું વાકય સાંભળતાંની સાથે નિવૃત્તિદાસ જ્ઞાનદેવ બોલ્યા—તો સાંભળો.[૬૦] દેવ એમ બોલ્યાઃ—હે અર્જુન! આ જે સર્વ લક્ષણો તેં સાંભળ્યાં તે અજ્ઞાનનાં લક્ષણો હતાં.[૬૧] આ અજ્ઞાનભાગ તરફ દુર્લક્ષ કરી તું જ્ઞાન પ્રાપ્તને માટે તારો નિશ્ચય દ્રઢ કર.[૬૨] ત્યારે તે શુદ્ધ જ્ઞાનના યોગે તને જ્ઞેયની પ્રાપ્તિ થશે. આ વચનો સાંભળતાંજ અર્જુને તે જાણવાની મનપૂર્વક ઇચ્છા કરી.[૬૩] ત્યારે સર્વજ્ઞોના રાજા શ્રી કૃષ્ણ અર્જુનના મનના સર્વ ભાવો જાણી તેના પ્રત્યે બોલ્યા કે હવે જ્ઞેય એટલે શું તે તને કહું છું; સાંભળ.[૬૪]

**ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वामृतमश्नुते ।**
**अनादिमत्परं ब्रह्म न सत्तन्नाऽसदुच्यते ॥ १३ ॥**

**શ્લોકાર્થઃ**—જે જ્ઞેય અર્થાત્ જાણવાને યોગ્ય છે, જેને જાણવાથી જીવને મોક્ષ મળે છે, **તે હવે હું તને કહું છું.** આદિ રહિત બ્રહ્મને સત્ પણ કહી શકાય નહિ અને અસત્ પણ **કહી શકાય નહિ. (૧૩).**

**ઓવી અર્થઃ**—જ્ઞેય એટલે પરમાત્મ વસ્તુ; તેને જ્ઞેય કહેવાનું કારણ એજ છે કે તે જ્ઞાન શિવાય ઇતર કોઇ પણ ઉપાયથી પ્રાપ્ત થતું નથી;[૬૫] અને તે સમજ્યા પછી મુમુક્ષુને કોઈ પણ પ્રકારનું કર્તવ્ય કરવાનું રહેતું નથી. કારણકે તેનું જ્ઞાનજ તેનામાં તદ્રૂપતા આણે છે. (તે જ્ઞાનની પ્રાપ્તિ થતાં તે તદ્રૂપ બની જાય છે;)[૬૬] જેને જાણવાથી મુમુક્ષુ સંસારનો ત્યાગ કરીને નિત્યાનંદમાં નિમગ્ન થાય છે,[૬૭] તે જ્ઞેય એવું છે કે તેને આદિ નથી અને તેને સહજજ પરબ્રહ્મ નામ પ્રાપ્ત થયું છે.[૬૮] તે નથી એમ જો કહીએ તો તે વિશ્વરૂપે દ્રષ્ટિએ પડે છે; અને વિશ્વનેજ પરબ્રહ્મ જો કહીએ તો આ તો માયા છે! એમ જણાય છે.[૬૯] તેને રૂપ, વર્ણ, આકાર નથી; તેમજ તે દ્રષ્ટિએ પડતું નથી અને તે કોઇને પણ જોઇ શકતું નથી. ત્યારે 'તે છે' એમ કોણ કહી શકે? અને કેવી રીતે કહી શકે?[૭૦] વારૂં ઠીક! તે નથી એમ કહીએ તો આ મહત્તત્ત્વાદિ કયાંથી સ્ફુરણ પામ્યાં? અને તે શિવાય આ અન્ય શી વસ્તુ છે?[૭૧] માટે તે વિષે 'છે' કે 'નથી' એમ કાંઇ કહી શકાતું નથી અને તે વિષે તો વેદની વાણી પણ મુંગી થઈ ગઇ છે અને તેમાં વિચાર સહવર્તમાન ચાલવાને વાટ ખુટી પડી છે.[૭૨] જે પ્રમાણે મૃત્તિકામાંથી તૈયાર કરવામાં આવેલા ઘડા, ગાગર, વિગેરે વાસણોના આકાર જેવી પૃથ્વી દેખાય છે, (પરંતુ તે તેથી ભિન્ન છે) તે પ્રમાણે સર્વ જગતમાં બ્રહ્મ ઓતપ્રોત ભરેલું છે; (તથાપિ તે તેનાથી ભિન્ન છે.)[૭૩]

**सर्वतः पाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ।**
**सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥ १४ ॥**

**શ્લોકાર્થઃ**—આ જગતમાં **તેને સર્વ બાજુએ હાથ તથા પાય છે; સર્વ બાજુએ નેત્રો, મસ્તકો, તથા મુખો છે; સર્વ બાજુએ કાનો છે; અને તે સર્વમાં વ્યાપ્ત છે. (૧૪).**

**ઓવી અર્થઃ**—સર્વ દેશોમાં, સર્વ કાળે, સ્થૂળ તથા સૂક્ષ્મ વસ્તુઓદ્વારા જે ક્રિયા થાય છે છે તે તેની સત્તાથી થાય છે, કારણકે તે સર્વત્ર વ્યાપક છે, માટે ક્રિયાના હાથ તેજ છે.[૭૪] તે બ્રહ્મને આ કારણથીજ 'વિશ્વબાહુ' કહેવામાં આવ્યો છે; કારણકે તે સર્વત્ર, સર્વ પ્રકારે, સર્વદા ક્રિયા કરાવે છે; અર્થાત્ તેની સત્તાથી ક્રિયા થાય છે.[૭૫] અને હે અર્જુન! તે સર્વત્ર એક સમયાવચ્છેદે કરીને હોય છે તેથીજ તેને 'વિશ્વાંઘ્રિ' નામ પ્રાપ્ત થયું છે.[૭૬] જે પ્રમાણે સૂર્યને અંગ તથા નયનો એ અવયવો ભિન્નભિન્ન હોતાં નથી, તે પ્રમાણે જે સ્વપ્રકાશથી સર્વને જુએ છે,[૭૭] તેને નેત્રો ન હોવા છતાં પણ વેદોએ તેને મોટા શાણપણથી 'વિશ્વતશ્ચક્ષુ' કહ્યો છે;[૭૮] તે સર્વથી ઉચ્ચ તથા સર્વ પ્રકારે નિત્ય છે તેથીજ તેને 'વિશ્વમૂર્ધા' કહેવામાં આવે છે.[૭૯] અગ્નિની જે મૂર્તિ છે તેજ તેનું મુખ છે; તેજ પ્રમાણે જે બ્રહ્મ સર્વ વસ્તુનો ઉપભોગ લે છે;[૮૦] હે પાર્થ! તેને એજ કારણથી શ્રુતિએ 'વિશ્વતોમુખ' કહ્યો છે.[૮૧] અને આકાશ જે પ્રમાણે સર્વ વસ્તુમાં ઓતપ્રોત ભરેલું છે, તે પ્રમાણે શબ્દ માત્રની સાથે તેનું શ્રવણ થાય છે,[૮૨] તેથીજ તે બ્રહ્મને આપણે 'સર્વત્ર સાંભળનાર' કહીએ છીએ. કારણકે તે આ જગતની સર્વ વસ્તુમાં વ્યાપી રહ્યો છે.[૮૩] હે મહામતે! હે અર્જુન! શ્રુતિએ બ્રહ્મને 'વિશ્વતશ્ચક્ષુ' કહ્યો છે તે પરમાત્માને અવયવો છે એમ સિદ્ધ કરવાને માટે નહિ, પરંતુ પરમાત્માનું વ્યાપકત્વ સિદ્ધ કરવાને માટેજ છે.[૮૪] વાસ્તવમાં જ્યાં સર્વત્ર શૂન્યત્વજ ભરેલું છે ત્યાં નેત્ર, હસ્ત, પાયપ્રભૃતિ અવયવોનો સંભવ હોયજ ક્યાંથી?[૮૫] હવે લોકદ્રષ્ટ્યા એકાદ મોટો તરંગ નાના તરંગનો નાશ કરતો જણાય છે, પરંતુ પાણીની દ્રષ્ટિમાં મોટો તરંગ નાના તરંગથી ભિન્ન છે કે વારૂ?[૮૬] તે પ્રમાણે જો વસ્તુતઃ સર્વત્ર બ્રહ્મજ વ્યાપ્ત છે તો તેમાં વ્યાપ્યવ્યાપકભાવનો સંભવ હોયજ ક્યાંથી? ત્યારે એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે શાસ્ત્રો વ્યાપ્યવ્યાપકભાવનું પ્રતિપાદન શા માટે કરે છે? તો તેનો ઉત્તર એ છે કે શિષ્યને યથાર્થ બોધ થવા માટે તેમ કરવાની જરૂર પડે છે.[૮૭] જે પ્રમાણે હિસાબ કરતી વખત શૂન્ય બતાવવાને માટે વર્તુલાકૃતિ-મીંડું કાઢવામાં આવે છે, તે પ્રમાણે અદ્વૈતનું સ્પષ્ટીકરણ કરવાને માટે દ્વૈતનો સ્વીકાર કરવો પડે છે.[૮૮] નહિતો હે અર્જુન! ચોતરફ ગુરૂશિષ્ય સંપ્રદાય બંધ પડી જાય; અને અદ્વૈત વિષેનાં સર્વ ભાષણોની પરિસમાપ્તિ થઇ જાય;[૮૯] માટે શ્રુતિએ દ્વૈતનો નિર્દેશ કરીને અદ્વૈતનું પ્રતિપાદન કરવાનો રાજમાર્ગ શરૂ કર્યો છે.[૯૦] માટે હવે આપણાં નેત્રોદ્વારા જે આકાર દેખાય છે તે બ્રહ્મ કેવી રીતે વ્યાપક છે તે તું સાંભળ.[૯૧]

**सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रियविवर्जितम् ।**
**असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च ॥ १५ ॥**

**શ્લોકાર્થઃ—તે સર્વ ઇંદ્રિયોને તે વિષેનું જ્ઞાન કરી આપે છે અને તે સર્વ ઇંદ્રિયરહિત છે; તે ક્યાંય પણ આસક્તિ ધરતો નથી અને તે સર્વને ધારણ કરે છે; તે ગુણરહિત હોવા છતાં ગુણોનો ઉપભોગ લે છે. (૧૫).**

**ઓવી અર્થઃ**—હે અર્જુન! જે પ્રમાણે અવકાશ (પોલાણ) માં આકાશ ભરેલું છે, કિંવા વસ્ત્રમાં તંતુ વસ્ત્રરૂપ થઇને રહે છે, તે પ્રમાણે બ્રહ્મ આ વિશ્વમાં રહેલો છે.[૯૨] રસ જે પ્રમાણે ઉદકમાં ઉદકરૂપ થઇને રહે છે, તેજ જે પ્રમાણે દીપકમાં દીપકરૂપે રહે છે;[૯૩] સુગંધ જે પ્રમાણે કર્પૂરને રૂપે કર્પૂરમાં રહે છે અને ક્રિયા જે રીતે શરીરને રૂપે શરીરમાં દ્રષ્ટિગોચર થાય છે;[૯૪] કિંબહુના, હે અર્જુન! સુવર્ણ જે પ્રમાણે સુવર્ણના રવાનેરૂપે દ્રગ્ગોચર થાય છે, તે પ્રમાણે જે આ સર્વ જગતનું અધિકારણ હોઈ સર્વમાં દ્રષ્ટિગોચર થાય છે;[૯૫] તે સોનું જ્યારે

સ્વાને રૂપે દ્રષ્ટિગોચર થાય છે, તે વખતે આપણને તે રવા તરીકે જણાય છે અને વસ્તુતઃ તે સુવર્ણજ છે.[૯૬] હે અર્જુન! પાણીનો ઓઘ વક્ર હોય તો પાણી વક્ર દેખાય છે, પરંતુ વાસ્તવમાં તે વક્ર નથી; લોખંડ તપાવતાં તેનો જે લાલ આકાર દ્રષ્ટિગોચર થાય છે, તે વસ્તુતઃ અગ્નિનો આકાર નથી પણ લોખંડનો છે;[૯૭] ઘટના આકારે આકાશ ગોળ દેખાય છે અને તેનેજ આપણે ઘરના ચોકમાં જોઇશું તો તે આપણને ચતુષ્કોણ દેખાશે;[૯૮] પરંતુ તે મઠ અને ઘટ નાશ પામતાં તે આકાશનો નાશ થતો નથી, તે પ્રમાણે જે બ્રહ્મ માયાની ઉપાધિથી વિશ્વરૂપ થાય છે, પરંતુ માયામાં હોતો નથી;[૯૯] હે અર્જુન! તે બ્રહ્મ મન ઈત્યાદિ ઇંદ્રિયો પ્રમાણે તથા સત્વાદિ ગુણો પ્રમાણે આકારમાં આવ્યો છે એવો ભાસ થાય છે;[૯૦૦] પરંતુ જે પ્રમાણે ગોળની મિષ્ટતા ગોળના આકારમાં હોતી નથી, તે પ્રમાણે ઇંદ્રિયો અને ગુણોમાં બ્રહ્મ હોતો નથી.[૧] હે કપિધ્વજ! જે પ્રમાણે દૂધની અવસ્થામાં ઘી દૂધના આકારે હોય છે, પરંતુ તે દૂધ ઘી હોતું નથી,[૨] તે પ્રમાણે બ્રહ્મવિશ્વમાં ભરેલો છે, પરંતુ તે વિશ્વ નથી. કારણકે સુવર્ણમાંથી અલંકાર બન્યા પછી આપણે તેને કુલ, વાંકપ્રભૃતિ નામો આપીએ છીએ, બાકી સુવર્ણદ્રષ્ટિથી તો તે સુવર્ણજ છે.[૩] આ પ્રમાણે હું ચોખ્ખી મરાઠી ભાષામાં કહું છું. હે અર્જુન! બ્રહ્મ એ ગુણો તથા ઇંદ્રિયોથી પૃથક્ છે.[૪] નામ, રૂપ, સંબંધ, જાતિ, ક્રિયા, ભેદ, એ સર્વ પ્રકારો આકારનેજ લાગુ પડે છે, બ્રહ્મને નહિ.[૫] તે બ્રહ્મ ગુણ નથી, અને તેને ગુણની સાથે કશો સંબંધ નથી, પરંતુ તેનામાંજ તે ભાસે છે.[૬] આ કારણથી હે અર્જુન! અજ્ઞાનીઓ એમ સમજે છે કે ગુણ એ બ્રહ્મનીજ મિલકત છે.[૭] પરંતુ બ્રહ્મમાં ગુણ છે એમ માનવું એ, અભ્ર આકાશમાં દ્રષ્ટિગોચર થાય છે માટે આકાશ તેને ધારણ કરે છે, કિંવા દર્પણમાં જે પ્રતિબિંબ દ્રગ્ગોચર થાય છે તેને દર્પણ ધારણ કરે છે, એમ કહેવા સમાન છે.[૮] કિંવા સૂર્યનું પ્રતિબિંબ પાણીમાં હોય તો સૂર્યનું અસ્તિત્વ પાણીમાં માનવું, અથવા સૂર્યરશ્મિમાં મૃગજળનું અસ્તિત્વ માનવું, એના જેવી આ વાત છે.[૯] ગુણ તથા બ્રહ્મ વચ્ચે સંબંધ ન હોવા છતાં પણ બ્રહ્મ ગુણને ધારણ કરે છે એવો જે નિશ્ચય છે તે ભ્રામક તથા વ્યર્થ છે.[૧૦] જે પ્રમાણે ભિક્ષુકને સ્વપ્નમાં રાજ્યનો ઉપભોગ મળે તે વ્યર્થ છે, તે પ્રમાણે બ્રહ્મ સ્વતઃ નિર્ગુણ હોવા છતાં ગુણનો ઉપભોગ લે છે, એમ કહેવું નિરર્થક છે.[૧૧] માટે બ્રહ્મ ગુણોનો સંગ કરે છે, અથવા ગુણોનો ઉપભોગ લે છે, એમ કહી શકાતું નથી.[૧૨]

**बहिरंतश्च भूतानामचरं चरमेव च ।**
**सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चान्तिके च तत् ॥ १६ ॥**

**શ્લોકાર્થઃ**—તે સર્વ ભૂતોની બહાર પણ છે અને અંદર પણ છે; તે સ્થિર પણ છે અને ચળ પણ છે; તે અત્યંત સૂક્ષ્મ હોવાથી જાણી શકાતો નથી; તથા તે દૂર પણ છે અને નિકટ પણ છે. (૧૬).

**ઓવી અર્થઃ**—હે પાંડુસુત! અગ્નિના અંગારા ભિન્નભિન્ન તથા અનેક આકારના હોય, તોપણ તેમાંની ઉષ્ણતા જે પ્રમાણે એકજ હોય છે, તે પ્રમાણે ચરાચર ભૂતોમાં બ્રહ્મ વ્યાપક છે.[૧૩] આ પ્રમાણે જે અવિનાશી હોઇ સૂક્ષ્મ રીતે સર્વ જગત્માં વ્યાપ્ત છે, તે જ્ઞેય છે.[૧૪] જે શરીરની ભીતર પણ હોય છે અને બહાર પણ હોય છે; તેજ પ્રમાણે જે દૂર પણ છે અને નિકટ પણ છે અને જે એક અર્થાત્ અદ્વિતીય છે,[૧૫] ક્ષીરસાગરની મધુરતા કાંઠાપર થોડી અને મધ્ય ભાગે વિશેષ એ પ્રમાણે હોતી નથી, તે પ્રકારે જે સર્વવ્યાપક તથા પૂર્ણ છે;[૧૬] જરાયુજ, અંડજ, સ્વેદજ તથા ઉદ્‌ભિજ એ સર્વ પૃથક્ પૃથક્ ભૂતોમાં જેની અખંડ વ્યાપ્તિ છે,[૧૭]

હે શ્રોતૃ શિરોમણે ! હજારો ઘટના જુદા જુદા આકારમાં ચંદ્રબિંબ પૃથક્ પૃથક્ દેખાય છે, પરંતુ તેમાં જેમ ભેદ હોતો નથી;[૧૮] મિઠાના પુષ્કળ રાશિ હોય તો પણ સર્વની ખારાશ જે પ્રમાણે એક હોય છે, અથવા પુષ્કળ શેરડી હોય પરંતુ સર્વ શેરડીમાંના રસની મિષ્ટતા એકજ હોય છે;[૧૯]

**अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ।**
**भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥ १७ ॥**

**શ્લોકાર્થઃ—તે બ્રહ્મ મૂળથી વિભક્ત નથી, પરંતુ પ્રાણી માત્રમાં વિભક્ત હોય તે પ્રમાણે દેખાય છે; અને તે સર્વ ભૂતોને ધારણ કરનાર તથા સર્વનો નાશ કરનાર તથા સર્વની ઉત્પત્તિ કરનાર છે. (૧૭).**

**ઓવી અર્થઃ**—તે પ્રમાણે ભૂત માત્રમાં જેની એકત્વપૂર્વક વ્યાપ્તિ છે; અને હે અર્જુન ! વિશ્વ રચનાનું જે આદિ કારણ છે;[૨૦] માટે જે પ્રમાણે તરંગો સમુદ્રમાંથી ઉત્પન્ન થાય છે તથા સમુદ્રજ તરંગોનો આધાર છે, તે પ્રમાણે પ્રાણી માત્રની ઉત્પત્તિનો જે હેતુ છે તેજ તેનો આધાર છે;[૨૧] બાલ્યાવસ્થા, તારુણ્યાવસ્થા તથા વૃદ્ધાવસ્થાને જે પ્રમાણે એકજ શરીર આધારભૂત હોય છે, તે પ્રમાણે ઉત્પત્તિ, સ્થિતિ, તથા લય એ ત્રણે અવસ્થાઓને જે આધારભૂત છે;[૨૨] દિવસના પ્રાતઃકાળ, મધ્યાહ્નકાળ તથા સાયંકાળ એ ત્રણે કાળ વ્યતીત થાય તોપણ આકાશમાં જે પ્રમાણે ફેરફાર થતો નથી;[૨૩] હે પ્રિયોત્તમ ! સૃષ્ટિના ઉત્પત્તિકાળે જેને આપણે બ્રહ્મદેવ કહીએ છીએ, વ્યાપ્તિકાળે અર્થાત્ સ્થિતિકાળે જેને આપણે વિષ્ણુ કહીએ છીએ,[૨૪] તત્પશ્ચાત્ લયકાળે જેને આપણે રુદ્ર કહીએ છીએ, અને આ ત્રણે કાર્યો જ્યારે સમાપ્ત થાય છે ત્યારે જે શૂન્ય હોય છે તેને આપણે પ્રકૃતિ કહીએ છીએ;[૨૫] તથા આકાશનું શૂન્યત્વ ગળી જઇને ગુણત્રયનો નાશ કરનાર જે પ્રકૃતિ-શૂન્ય, તેનો પણ જે નાશ કરે છે તેને શ્રુતિએ મહા શૂન્ય કહ્યું છે; શ્રુતિનિર્દિષ્ટ મહા શૂન્ય તે આપણું જ્ઞેયજ છે.[૨૬]

**ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ।**
**ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य धिष्ठितम् ॥ १८ ॥**

**શ્લોકાર્થઃ—તે બ્રહ્મ ચંદ્ર સૂર્યાદિકને પણ પ્રકાશ આપે છે; તે અજ્ઞાનરૂપી અંધકારની પેલી બાજુએ છે એમ કહેવાય છે; તે જ્ઞાનસ્વરૂપ છે, જ્ઞેયસ્વરૂપ છે, તથા જ્ઞાનથી પ્રાપ્ત કરવા યોગ્ય છે; અને તેજ સર્વના હૃદયમાં વિદ્યમાન છે. (૧૮)**

**ઓવી અર્થઃ**—જે બ્રહ્મ અગ્નિને પ્રદીપ્ત થવાની શક્તિ આપે છે; જે ચંદ્રદ્વારા જગતને અમૃતની પ્રાપ્તિ થાય છે, તેને જે અમૃત આપે છે, જે સૂર્યના પ્રકાશથી જગતના સર્વ વ્યવહારો ચાલે છે, તેને જેનાથી દ્રષ્ટિની પ્રાપ્તિ થાય છે;[૨૭] જેના તેજથી તારા ગણને તેજ પ્રાપ્ત થાય છે; તેમજ મહાતેજ જેના તેજથી તેજસ્વી થાય છે;[૨૮] જગતમાં જે મૂળ પદાર્થ છે, તેનું પણ જે મૂળ અર્થાત્ આદિ છે, જે વૃદ્ધિની વૃદ્ધિ, બુદ્ધિની બુદ્ધિ અને જીવનો પણ જીવ છે;[૨૯] જે મનનું મન, નેત્રોનું નેત્ર, કાનોનો કાન, અને વાચાની વાચા છે;[૩૦] જે પ્રાણનું જીવન, ગતિનો વેગ અને ક્રિયાનું કર્તૃત્વ છે;[૩૧] હે પાંડુકુમાર ! જેનાથી આકાર, વિસ્તાર અને સંહારને પોતપોતાનાં સ્વરૂપો પ્રાપ્ત થાય છે;[૩૨] જે પૃથ્વીને ધારણ કરનાર છે, જે પ્રાણીઓનું જીવિત છે, અને જેના યોગથી તેજ પ્રકાશમાન થાય છે;[૩૩] જે વાયુને વાવાની શક્તિ આપે છે, જેમાં આકાશ સમાવિષ્ટ થાય છે, વધારે શું કહું ? સર્વ ભાસમાન વસ્તુઓ જેના તેજથી ભાસે છે.[૩૪] હે પાંડવ ! આ સર્વ જગતમાં જે સર્વ પદાર્થોના સ્વરૂપે સર્વપણાથી રહ્યો છે, અને જેનામાં

દ્વૈતભાવનો જરા પણ પ્રવેશજ નથી,[૩૫] જેનું દર્શન થતાંની સાથે દ્રષ્ટા, દશ્ય અને દર્શન એ ત્રિપુટી બ્રહ્મસ્વરૂપમાં ઐક્યભાવને પ્રાપ્ત થાય છે;[૩૬] પછી તેજ જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાન એ ત્રિપુટી બને છે અને જેના યોગથી બ્રહ્મને કળી શકાય છે તે પણ તેજ છે.[૩૭] જે પ્રમાણે હિસાબનો તાળો મળવાથી કાચા કાગળનું કામ સમાપ્ત થાય છે, તે પ્રમાણે બ્રહ્મપ્રાપ્તિ થતાં સાધ્ય અને સાધક એ ભાવ નષ્ટ થાય છે.[૩૮] હે અર્જુન! બ્રહ્મમાં દ્વૈતનો લેશ સંબંધ પણ રહેતો નથી. હવે આ વાત રહેવા દો. માત્ર એટલુંજ જાણવું પુરતું છે કે તે સર્વના હૃદયમાં વાસ કરે છે.[૩૯]

**इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासतः ।**
**मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते ॥ १९ ॥**

**શ્લોકાર્થઃ—આ પ્રમાણે ક્ષેત્ર, જ્ઞાન અને જ્ઞેય એ વિષે તને સંક્ષેપમાં કહ્યું. એને જાણવાથી મારો ભક્ત મારા સ્વરૂપને પ્રાપ્ત થાય છે. (૧૯)**

**ઓવી અર્થઃ**—આ પ્રમાણે હે પ્રિય મિત્ર! તને ક્ષેત્ર એટલે શું તે દાખલા દલીલ સાથે સમજાવ્યું.[૪૦] તેજ પ્રમાણે હે અર્જુન! તત્પશ્ચાત્ તું ખુલ્લી આંખે જોઈ શકે એવી રીતે તને જ્ઞાન પણ સમજાવ્યું.[૪૧] વળી તારી બુદ્ધિની તૃપ્તિ થાય અને હવે બસ થયું એમ તું કહે ત્યાં સુધી અજ્ઞાનનાં લક્ષણોનું પણ કૌતુકથી નિરૂપણ કર્યું.[૪૨] અને હમણાંજ જ્ઞેય એટલે શું તે તને દ્રષ્ટાંતપૂર્વક સ્પષ્ટ કરીને સમજાવ્યું.[૪૩] હે અર્જુન! આ સર્વ વાતોનો વિચાર કરી, મારી પ્રાપ્તિની ઇચ્છા ધરી, મારા ભકતો મદ્રૂપ થાય છે.[૪૪] દેહાદિક પરિવારનો ત્યાગ કરી જે પોતાના ચિત્તને મારા સ્વરૂપમાં વતનદાર બનાવે છે,[૪૫] હે કિરીટી! તે મારો ભક્ત પોતાનું ચિત્ત મને અર્પણ કરી, મારૂં ચિત્ત પોતાની પાસે લઇ, મદ્રૂપ બની જાય છે.[૪૬] આવી રીતે મદ્રૂપ થવાનો સૌથી સુલભ માર્ગ મેં મુમુક્ષુને માટે તૈયાર કરી રાખ્યો છે.[૪૭] ઉંચાણપર ચઢવાને માટે જેવી રીતે પગથીઆં કરવાં પડે છે, કિંવા અંતરિક્ષમાં ગમન કરવું હોય તો જે પ્રમાણે પહાડ બાંધવો પડે છે, કિંવા ઊંડાં પાણી તરી જવાં હોય તો જેમ નાવમાં બેસવું પડે છે.[૪૮] બાકી, હે વીરોત્તમ! સર્વત્ર આત્મા છે એમ જો તને કહેવા માંડું તો તે તને સ્પષ્ટ રીતે સમજાશે નહિ.[૪૯] માટે તારી બુદ્ધિ જડ છે એમ જોઇ તે એકજ બ્રહ્મના ચાર વિભાગ કરી બતાવ્યા.[૫૦] જે પ્રમાણે બાળકને જમાડવું હોય તો આપણા અન્નના વીસ ભાગ કરી તેના મુખમાં વીસ વખત થોડું થોડું અન્ન આપવું પડે છે, તે પ્રમાણે મેં તને બ્રહ્મ ચાર પ્રકારે સ્પષ્ટતાપૂર્વક સમજાવ્યું.[૫૧] તારી અવધાન શક્તિ જોઈ એક ક્ષેત્ર, એક જ્ઞાન, એક જ્ઞેય તથા એક અજ્ઞાન એવા તે બ્રહ્મના ચાર ભાગ કર્યા.[૫૨] અને હે પાર્થ! આટલું કર્યા છતાં પણ જો બ્રહ્મ તને સ્પષ્ટ રીતે ન સમજાય તો તને અન્ય પ્રકારથી વળી એક વખત સ્પષ્ટ કરી કહી બતાવું છું.[૫૩] હવે તેના ચાર ભાગ ન કરતાં, તથા તે એક છે એમ પણ ન માનતાં તેના આત્મા તથા અનાત્મા (પુરૂષ તથા પ્રકૃતિ) એવા બે ભાગ કરી તને તે કહું છું.[૫૪] પરંતુ તું એક કાર્ય કર હું જે માગું તે મને આપ, અર્થાત્ તું બરાબર કાન દઇ લક્ષપૂર્વક સાંભળ.[૫૫] શ્રીકૃષ્ણનાં આવાં વચનો સાંભળી પાર્થના અંગપર રોમાંચ ખડાં થયાં. આવી સ્થિતિ જોઇ દેવ બોલ્યા 'આના મનમાં આ વાત સંપૂર્ણ રીતે અંકિત થઈ છે.'[૫૬] આ રીતે શ્રીકૃષ્ણને પણ વેગ આવ્યો, પરંતુ તેને કાબુમાં રાખી તેઓ બોલ્યાઃ-હે અર્જુન! તને બ્રહ્મના પુરૂષ તથા પ્રકૃતિ એવા બે ભાગ સ્પષ્ટ કરીને કહું છું, તે સાંભળ.[૫૭] પ્રકૃતિ અને પુરૂષનું જેમાં વર્ણન છે, તે માર્ગને યોગી લોકો 'સાંખ્યમાર્ગ' કહે છે; અને જેનું પૂર્ણ વર્ણન કરવાને માટે મેં કપિલાવતાર ધારણ કર્યો હતો,[૫૮] તે પ્રકૃતિ તથા પુરૂષના સંબંધમાં નિર્દોષ વિચાર સાંભળ.[૫૯]

**प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि ।**
**विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान् ॥ २० ॥**

**શ્લોકાર્થ:**—પ્રકૃતિ તથા પુરૂષ એ એ ઉભય અનાદિજ છે, એમ તું સમજ; અને વિકાર તથા ગુણ પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયા છે, એમ તું સમજ. (૨૦).

**ઓવી અર્થ:**—પુરૂષ અનાદિ છે અને પ્રકૃતિ તેની સાથે લાગેલીજ છે. જે પ્રમાણે દિવસ અને રાત્રિની જોડી છે;[૬૦] છાયા એ રૂપ નથી, પરંતુ તે રૂપની સાથે હોય છે; તેમજ, હે ધનંજય ! બીજનું આરોપણ કર્યા પછી કણ અને ફોતરાં બન્નેની ઉત્પત્તિ સાથેજ થાય છે;[૬૧] તે પ્રમાણે પ્રકૃતિ તથા પુરૂષ એ ઉભયનું અનાદિ સિદ્ધ યુગ્મ સુપ્રસિદ્ધ છે.[૬૨] તને જે ક્ષેત્ર કહ્યું છે તેને આ સ્થળે પ્રકૃતિ સમજવી.[૬૩] અને જેને ક્ષેત્રજ્ઞ કહેવામાં આવે છે તેને હું પુરૂષ કહું છું એમ તું નિઃસંશય સમજ.[૬૪] એનાં નામ પૃથક્ પૃથક્ છે, પરંતુ એનું નિરૂપણ ભિન્ન નથી એ વાત વારંવાર લક્ષમાં રાખ.[૬૫] હે પાંડુસુત ! જે સત્તાનો કદિ પણ નાશ નથી તે પુરૂષ છે અને સત્તાના યોગથી જે ક્રિયા બને છે, તે પ્રકૃતિ છે.[૬૬] બુદ્ધિ, ઇંદ્રિયો, અંતઃકરણ ઇત્યાદિ વિકારો પ્રકૃતિમાંથી ઉત્પન્ન થાય છે; તથા સત્ત્વ, રજ, તમ એ ત્રણે ગુણો[૬૭] પણ પ્રકૃતિમાંથીજ ઉત્પન્ન થાય છે અને એ દ્વારાજ સર્વ કર્મો થાય છે.[૬૮]

**कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते ।**
**पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥ २१ ॥**

**શ્લોકાર્થ:**—કાર્ય એટલે શરીર તથા કારણ એટલે તેર ઇંદ્રિયો, એ સર્વની ઉત્પત્તિનું કારણ પ્રકૃતિ છે; અને પુરૂષ એ સુખ દુઃખના ભોક્તૃત્વનું કારણ છે. (૨૧).

**ઓવી અર્થ:**—તે સ્થળે ઇચ્છા અને બુદ્ધિમાંથી અહંકાર ઉત્પન્ન થાય છે; અને તેથી તે ઇચ્છા તથા બુદ્ધિ ફળપ્રાપ્તિને માટે ઇંદ્રિયોને પોતપોતાના કર્મમાં પ્રવૃત્ત કરે છે;[૬૯] ફળ-પ્રાપ્તિને માટે જે ઉપાય યોજવામાં આવે છે તેને હે ધનંજય ! કાર્ય કહેવામાં આવે છે.[૭૦] ઇચ્છા પ્રબળ થઇ મનને જાગૃત કરે છે અને તેના દ્વારા સર્વ વ્યવહાર કરાવે છે.[૭૧] માટે કાર્ય, કર્તૃત્વ તથા કારણ એ ત્રિપુટીનું મૂળ પ્રકૃતિ છે, એમ સિદ્ધોના રાજા શ્રી કૃષ્ણ બોલ્યા.[૭૨] આ પ્રમાણે ત્રણે એકત્ર થયા પછી પ્રકૃતિ ક્રિયારૂપ બને છે, પરંતુ જે ગુણનું વિશેષ પ્રાબલ્ય હોય છે, તે ગુણ પ્રમાણે તે ક્રિયા બને છે.[૭૩] જે કર્મ સત્ત્વગુણમાંથી ઉન્પન્ન થાય છે, તે સત્કર્મ છે. જે કર્મ રજોગુણમાંથી ઉત્પન્ન થાય છે તે મધ્યમ,[૭૪] અને જે કર્મ કેવળ તમોગુણમાંથી ઉત્પન્ન થાય છે તે નિષિદ્ધ અર્થાત્ ધર્મવિરૂદ્ધ કર્મ છે.[૭૫] આ પ્રમાણે પ્રકૃતિમાંથી સારાં અને માઠાં કર્મો ઉત્પન્ન થાય છે અને તે કર્મોદ્વારા સુખદુઃખની ઉત્પત્તિ થાય છે.[૭૬] માઠાં કર્મોમાંથી દુઃખની ઉત્પત્તિ થાય છે તથા સત્કર્મોમાંથી સુખ ઉત્પન્ન થાય છે અને તે ઉભયનો ઉપભોગ પુરૂષને લેવો પડે છે.[૭૭] જ્યાં સુધી સુખ તથા દુઃખ ઉત્પન્ન થાય છે ત્યાં સુધી પ્રકૃતિ વ્યાપાર કરે છે અને ભોગ પુરૂષ ભોગવે છે.[૭૮] પ્રકૃતિ અને પુરૂષનો આ વ્યવહાર એટલો ચમત્કારિક છે કે સ્ત્રી રળે છે અને પુરૂષ સ્વસ્થ બેસીને ખાય છે.[૭૯] આ જરા ચમત્કાર તો જુઓ કે સ્ત્રી અને પુરૂષનો કદિ મેળાપ થતો નથી, તોપણ સ્ત્રીમાંથી જગતની ઉત્પત્તિ થાય છે.[૮૦]

**पुरुषः प्रकृतिस्थो हि भुंक्ते प्रकृतिजान्गुणान् ।**
**कारणं गुणसंगोऽस्य सदसद्योनिजन्मसु ॥ २२ ॥**

**શ્લોકાર્થ:**—પુરૂષ પ્રકૃતિની સાથે સંબંધ રાખી પ્રકૃતિના ગુણોનો ઉપભોગ લે છે; અને ગુણ સંબંધ એજ પુરૂષના સારા માઠા જન્મનું કારણ બને છે. ( ૨૨ ).

**ઓવી અર્થઃ**—જે બ્રહ્મ નિરાકાર અને ઉદાસીન છે, તેમજ નિર્ધન તથા કેવળ એકલોજ છે, અને જીર્ણ તથા જગતના અતિ વૃદ્ધ માણુસો કરતાં પણ વૃદ્ધ છે,[૮૧] તેનું ઉપનામ પુરૂષ છે. બાકી, વસ્તુતઃ તે સ્ત્રી છે કે નપુંસક છે તે નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી.[૮૨] તેને આંખ, કર્ણ, હાથ, પગ, રૂપ, વર્ણ તથા નામ એ પૈકી કાંઈ હોતું નથી.[૮૩] હે અર્જુન ! જેને કોઇ પણ અવયવ નથી એવો એ પ્રકૃતિનો સ્વામી છે અને તેને પણ સુખદુઃખ ભોગવવાં પડે છે.[૮૪] તે કર્મ કરતો નથી, તે ઉદાસીન રહે છે, તથા ઉપભોગ લેતો નથી, તોપણ આ પતિવ્રતા પ્રકૃતિ તેની પાસે ઉપભોગ ભોગવાવે છે.[૮૫] જે પ્રકૃતિ પોતાના ગુણ તથા રૂપના અનુરોધથી વિલક્ષણ ખેલો કરી બતાવે છે.[૮૬] તેને ગુણમયી એવું નામ પ્રાપ્ત થયું છે; કિંબહુના તે મૂર્તિમંત ગુણુજ છે.[૮૭] એ નિત્ય ક્ષણે ક્ષણે નવી બને છે અને રૂપ તથા ગુણથી યુક્ત છે; અને એ પોતાનાં કર્તૃત્વથી જડ વસ્તુઓ પાસે પણ કર્મ કરાવે છે.[૮૮] નામ, પ્રીતિ, ઇંદ્રિયો, તથા સર્વેના વ્યાપારનું કારણ એજ છે.[૮૯] વાસ્તવિક જોતાં મન એ નપુંસક છે તોપણ તેને તે ત્રણે લોકમાં દોડાવે છે. આ પ્રમાણે તેનાં કર્મો અલૌકિક છે.[૯૦] એ ભ્રમનો કેવળ મહાદ્વીપ છે, એ સ્વયમેવ વ્યાપ્તિ કરે છે અને અમર્યાદ વિકારો ઉત્પન્ન કરે છે.[૯૧] એ કામરૂપી વેલીનો મંડપ છે, તથા મોહરૂપી વનની વસંતઋતુ છે; અને દૈવી માયાને નામે પ્રસિદ્ધ છે.[૯૨] એ શબ્દમય શાસ્ત્રનો વિસ્તાર છે, એ નિરાકારને આકાર આપે છે અને સતત પ્રપંચની જાળ પાથર્યા કરે છે.[૯૩] સર્વ કળાઓ એમાંથી ઉત્પન્ન થઇ છે, સર્વ વિદ્યાઓ પણ એણેજ કરી છે; અને ઇચ્છા, જ્ઞાન તથા ક્રિયા એ પણ એનીજ સંતતિ છે.[૯૪] એ નાદની ( છંદની ) ટંકશાળ છે; એ ચમત્કારનું ઘર છે. વધારે શું કહું ? આ સર્વ ખેલો એનાજ છે.[૯૫] જગતની ઉત્પત્તિ એનો પ્રાતઃકાળ છે અને તેનો પ્રલય એનો સાયંકાળ છે. અસ્તુ ! એ જગતને અદ્ભુત મોહ પમાડે છે.[૯૬] એ અદ્વયની બીજી પ્રતિમા છે; એ સંગરહિત સોબતણ છે; અને શૂન્યમાં એનું વાસ્તવ્ય છે તથા ત્યાંજ તેનો વિહાર છે.[૯૭] આવો એના સૌભાગ્યનો મહિમા છે માટે અપ્રતિબદ્ધ બ્રહ્મને એ પ્રતિબદ્ધ કરે છે.[૯૮] વસ્તુતઃ બ્રહ્મમાં કોઇ પણ જાતનો વિકાર હોતો નથી; પરંતુ તેમાં એ પોતેજ વિકાર બને છે.[૯૯] તે સ્વયંભૂની ઉત્પત્તિ, તે નિરાકારનો આકાર, સ્થિતિ તથા સ્થળ એ પોતેજ બને છે.[૧૦૦૦] તે ઇચ્છારહિતની ઇચ્છા, તે પૂર્ણની તૃપ્તિ, તે કુલરહિતની જાત તથા ગોત્ર પણ પોતેજ બને છે.[૧] તે અવર્ણનીયનાં લક્ષણ, તે અપારનું પ્રમાણ, અને અમનસ્કનું મન તથા બુદ્ધિ પણ એ પોતેજ બને છે.[૨] તે નિઃસ્વરૂપનું સ્વરૂપ, તે નિર્વ્યાપારનો વ્યાપાર અને નિરહંકારનો અહંકાર પણ એ માયાજ બને છે.[૩] તે નામરહિતનું નામ, તે જન્મરહિતનો જન્મ અને કર્મ તથા ક્રિયા એ પોતેજ બની રહે છે.[૪] તે નિર્ગુણના ગુણ, તે અચરણના ચરણ, તે અશ્રવણના કાન તથા અચક્ષુનાં ચક્ષુ પણ બને છે.[૫] તે ભાવાતીતના ભાવ, નિરવયવના અવયવ, કિંબહુના પુરૂષોના સર્વ વિકારો માયા પોતેજ બને છે.[૬] આ પ્રમાણે પ્રકૃતિ પોતાના સામર્થ્યથી તે અવિકારી બ્રહ્મને વિકારવશ કરે છે.[૭] જે પ્રમાણે અમાવાસ્યાની રાત્રિમાં ચંદ્રના તેજનો લોપ થાય છે, તે પ્રમાણે બ્રહ્મનું તેજ આ પ્રકૃતિની સમક્ષ દ્રષ્ટિગોચર થતું નથી.[૮] ઉત્તમ જાતના સુવર્ણની અંદર જો એક વાલભર અન્ય ધાતુ મળે, તો તે સર્વ સુવર્ણનો કસ ઉતરી જાય છે.[૯] અથવા સદાચારી મનુષ્ય સંધ્યાકાળે અપવિત્ર સ્થળે જાય તો તેને પિશાચ બાધા નડે છે અને તે ગાંડો બની જાય છે, અથવા વાદળાં જે પ્રમાણે બપોરની વખતે સ્વચ્છ આકાશમાં નિબિડ અંધકાર ફેલાવી દે છે અને સુદિનનો દુર્દિન કરી મુકે છે;[૧૦] જે પ્રમાણે ગાયના ઉદરમાં દૂધ અને કાષ્ઠના ગર્ભમાં અગ્નિ ગુપ્ત હોય છે, અથવા જે પ્રમાણે ઉત્તમ રત્નો વસ્ત્રમાં વિંટાળેલાં હોય ત્યારે તેનું તેજ બહાર પડતું નથી;[૧૧] રાજા પરાધીન

થવાથી કિંવા સિંહ રોગગ્રસ્ત થવાથી જે પ્રમાણે તેના તેજનો લોપ થાય છે, તે પ્રમાણે પુરૂષ પ્રકૃતિને આધીન થવાથી તેનું તેજ નષ્ટ થાય છે.[૧૨] મનુષ્ય નિદ્રાગ્રસ્ત થાય છે ત્યારે સહજ તેને સ્વપ્નમાં સુખદુઃખ ભોગવવાં પડે છે.[૧૩] તે પ્રમાણે પ્રકૃતિને આધીન થવાથી પુરૂષને ગુણો ભોગવવા પડે છે. જે પ્રમાણે ઉદાસીન પુરૂષ પણ સ્ત્રીને આધીન થાય તો તે તેના છંદમાં બિલકુલ ગાંડો બની જાય છે,[૧૪] તે પ્રમાણે તે બ્રહ્મ અજ અને નિત્ય છે તોપણ તે પ્રકૃતિને આધીન થાય છે ત્યારે તેને ગુણસંગ લાગે છે અને તેને જન્મ મૃત્યુના ઘા સહન કરવા પડે છે.[૧૫] પરંતુ હે અર્જુન! તપ્ત થયેલા લોખંડપર ઘા કરવામાં આવતાં તે ઘા અગ્નિપર પડે છે. એમ લોકો કહે છે;[૧૬] કિંવા પાણી હાલે છે ત્યારે તેમાં ચંદ્રનાં અનેક બિંબો દૃષ્ટિગોચર થાય છે; અને તેથી લોકો ચંદ્રમાં અનેકત્વની કલ્પના કરે છે;[૧૭] દર્પણમાં મુખ દર્શન કરતાં જે પ્રમાણે બે મુખો દેખાય છે, કિંવા કુંકુંમની ઉપર સ્ફટિક મણિ મુકવામાં આવે તો તે લાલ દેખાય છે;[૧૮] તે પ્રમાણે ગુણની સંગતિથી જન્મરહિત પુરૂષ જન્મ લેતો હોય એમ લાગે છે, પરંતુ વાસ્તવિક જોતાં તેમ બનતું નથી.[૧૯] પુરૂષ ઉત્તમ અને અધમ યોનિમાં જન્મ લે છે એમ લાગે છે, પરંતુ સંન્યાસી જે પ્રમાણે સ્વપ્નમાં પોતે અધમ યોનિમાં પ્રવિષ્ટ થયો છે એમ જુએ છે, પરંતુ તે અસત્ય હોય છે, તે પ્રમાણે એમ લાગવું એ કેવળ ભાસ છે;[૨૦] માટે જે પુરૂષ છે તેને જન્મ મૃત્યુ ભોગવવાં પડતાં નથી; પરંતુ તેમ લાગે છે તેનું સમગ્ર કારણ પ્રકૃતિના ગુણની સંગત છે.[૨૧]

**उपद्रष्टानुमन्ता च भर्ता भोक्ता महेश्वरः ।**
**परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः ॥ २३ ॥**

**શ્લોકાર્થઃ**—સાક્ષીભૂત, પ્રવૃત્તિને અનુકૂળ રહેનાર, ઉપભોગ લેનાર, પરમેશ્વર અને જેને પરમાત્મા કહેવામાં આવ્યો છે, એવો શ્રેષ્ઠ પુરૂષ આ દેહમાં વિદ્યમાન છે. (૨૩)

**ઓવી અર્થઃ**—આ પુરૂષ પ્રકૃતિમાં છે; પરંતુ જુઇના વૃક્ષને આધાર આપવાને માટે ઉભો કરવામાં આવેલો થાંભલો જે પ્રમાણે તે ઝાડના સર્વ વિકારોથી અલિપ્ત હોય છે, તે પ્રમાણે તે પ્રકૃતિથી અલિપ્ત હોય છે અને પ્રકૃતિ તથા તેની વચ્ચે જમીન આસમાનનો અંતર હોય છે;[૨૨] હે અર્જુન! એ પ્રકૃતિરૂપી નદીના તીરપર મેરુની પેઠે અચલ ઉભો રહે છે અને એનું પ્રતિબિંબ નદીમાં પડેલું હોય છે, તોપણ તેના પ્રવાહથી એ વહ્યો જતો નથી.[૨૩] પ્રકૃતિ ઉત્પન્ન થાય છે અને લય પણ પામે છે; પરંતુ એ તો કાયમજ રહે છે, તેથી એ સર્વ જગતનો શાસ્તા છે.[૨૪] એના યોગથી પ્રકૃતિનું સંરક્ષણ થાય છે અને એનીજ સત્તાથી તે જગત્ નિર્માણ કરે છે, માટે એ એ પ્રકૃતિનો ભર્તા છે.[૨૫] હે કિરીટી! અનંત સમયથી ચાલતી આવેલી સૃષ્ટિ કલ્પાંતકાળે એનામાં લય પામે છે.[૨૬] એ પ્રકૃતિનો સ્વામી છે; અને એ બ્રહ્માંડનો સૂત્રધાર હોઇ પોતાની મહત્તાથી પ્રપંચને અજમાવે છે;[૨૭] અને આ દેહમાં પરમાત્મા નામની જે વસ્તુ છે તે પણ આજ છે એમ તું સમજ.[૨૮] હે પાંડુસુત! પ્રકૃતિની પેલી તરફ એક પુરૂષ છે એમ જે કહેવામાં આવે છે, તે ખરેખર આજ છે.[૨૯]

**य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह ।**
**सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ॥ २४ ॥**

**શ્લોકાર્થઃ—જે આ પ્રમાણે પરમાત્માને તથા ગુણ સહિત પ્રકૃતિને જાણે છે તે સર્વ પ્રકારે કર્મો કરે છે, તોપણ પુનઃ જન્મ પામતો નથી. (૨૪).**

**ઓવી અર્થઃ**—જે આ પ્રમાણે આ પુરૂષને સંપૂર્ણ રીતે જાણે છે, તેમજ સર્વ ગુણો તથા

સર્વ કર્મો પ્રકૃતિનાં છે એમ જાણે છે;[30] હે ધનંજય! જે પ્રમાણે શાણો મનુષ્ય આ (પુરૂષ) રૂપ છે, આ (પ્રકૃતિ) છાયા છે, આ (પુરૂષ) સત્યજલ છે, આ (પ્રકૃતિ) મૃગજલ છે, એવો નિર્ણય કરે છે,[31] તે પ્રમાણે હે અર્જુન ! જે પોતાના મનથી પ્રકૃતિ તથા પુરૂષના સ્વરૂપને યથાર્થ જાણે છે,[32] તે શરીરથી સર્વ કર્મો કરે છે, તોપણ આકાશ જે પ્રમાણે ધૂળ ઉંચે ઉરાડવાથી મલિન થતું નથી તે પ્રમાણે તે પ્રકૃતિનાં કર્મોથી લિપ્ત થતો નથી.[33] જીવિતાવસ્થામાં જે દેહના મોહમાં પડીને પ્રકૃતિને આધીન થતો નથી, તે દેહ પડ્યા પછી પુનઃ જન્મ પામતો નથી, અર્થાત્ તે જન્મ મૃત્યુના પાશમાંથી મુક્ત થાય છે.[34] આ રીતનો અલૌકિક ઉપકાર પ્રકૃતિ પુરૂષનું યથાર્થ જ્ઞાન લોકોપર કરે છે.[35] હવે અંતઃકરણમાં સૂર્યની પેઠે આજ વિચારનો ઉદય કરી દે એવા અનેક ઉપાયો છે તે શ્રવણ કર.[36]

**ध्यानेनात्मनि पश्यन्ति केचिदात्मानमात्मना ।**
**अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ॥ २५ ॥**

**શ્લોકાર્થઃ**—કેટલાક ધ્યાનના યોગથી શુદ્ધ થયેલા મનથીજ પોતાના અંતરમાં આત્માને જુએ છે; કેટલાક સાંખ્ય વિચારથી, અને કેટલાક કર્મયોગથી પણ પોતાના અંતરમાં આત્માને જુએ છે. ( ૨૫ )

**ઓવી અર્થઃ**—હે સુભટ! કેટલાક વિચારરૂપી સગડીમાં શ્રવણ, મનન, નિદિધ્યાસનરૂપી પુટો દઈ, આત્માપરથી અનાત્મરૂપી કાટ કાઢી નાખી આત્મરૂપ સુવર્ણ શુદ્ધ કરે છે;[37] છત્રીસ ભેદરૂપી હીન કસને બાળી નાખી, પોતાનું શુદ્ધ તત્ત્વ વણી લે છે;[38] પછી હે અર્જુન ! આ આત્મ-સ્વરૂપના ઉદરમાં આત્મજ્ઞાનની દ્રષ્ટિથી આત્મસ્વરૂપને જુએ છે;[39] અને કેટલાક ભક્તિમાર્ગથી, કેટલાક વિચારયોગથી અને કેટલાક કર્મયોગના આધારથી આત્મ સ્વરૂપની પ્રતીતિ કરી લે છે.[40]

**अन्ये त्वेवमजानन्तः श्रुत्वान्येभ्य उपासते ।**
**तेऽपि चातितरन्त्येव मृत्युं श्रुतिपरायणाः ॥ २६ ॥**

**શ્લોકાર્થઃ**—પરંતુ આ પ્રમાણે જેને આત્મજ્ઞાન હોતું નથી, એવા બીજા લોકો ગુરૂ મુખથી આત્મજ્ઞાન શ્રવણ કરી આત્માની ઉપાસના કરે છે; અને આ શ્રવણાનુરૂપ ઉપાસના કરનારાઓ પણ જન્મ મૃત્યુને તરી જાય છે. ( ૨૬ ).

**ઓવી અર્થઃ**—આ પ્રકારે ખરેખર આ સંસારરૂપી સાગરમાંથી સર્વે તરી જાય છે.[41] પરંતુ તે આ પ્રમાણે કરે છે; કેટલાકો અભિમાનનો પરિત્યાગ કરી એકાદ મનુષ્યના વચનપર શ્રદ્ધા રાખે છે.[42] જે પુરૂષ પ્રાણી માત્રનું હિત શામાં છે અને અહિત શામાં છે એ યથાર્થ જાણે છે, તથા લાગણીપૂર્વક લોકોને હાનિકારક હોય એવી વસ્તુ વિષે વિચાર કરી તેનો સ્વતઃ નાશ કરે છે અને તેમને સુખ આપે છે, તે પુરૂષના વચનપર મનુષ્યો શ્રદ્ધા રાખે છે.[43] પછી તે પુરૂષના મુખમાંથી જે જે વચનો નીકળે તેનો ઉત્તમ પ્રકારે આદર કરી, તેને સંપૂર્ણ રીતે શ્રવણ કરી મનુષ્યો પોતાનું તનમન તેને અર્પણ કરે છે.[44] તેનાં વચનો શ્રવણ કરવાને માટે બીજા સર્વ વ્યાપારોનો ત્યાગ કરે છે અને તેના શબ્દોપરથી જીવન પણ ઓવારી નાખે છે.[45] હે કપિધ્વજ! આ રીતે જે વર્તે છે, તે અંતે આ મૃત્યુરૂપી સમુદ્રમાંથી ઉત્તમ રીતે બહાર નીકળે છે.[46] આ પ્રમાણે બ્રહ્મ વસ્તુ જાણવાના આ મૃત્યુલોકમાં પુષ્કળ માર્ગો છે.[47] પરંતુ હમણાં એ અનેક ઉપાયો વિષે કાંઈ વર્ણન કરીશ નહિ. તે સર્વનું મંથન કરીને સિદ્ધાંતરૂપી માખણ તને આપું છું.[48] તેથી હે અર્જુન ! તને સહજ અનુભવ પ્રાપ્ત થશે અને બ્રહ્મરૂપ થવાને તને શ્રમ પડશે નહિ,[49] માટે મતવાદીઓનું ખંડન કરી, સિદ્ધાંત ઠરાવી, કેવળ શુદ્ધ તત્ત્વ તને કહી સંભળાવું છું.[50]

**यावत्संजायते किंचित्सत्वं स्थावरजंगमम् ।**
**क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ ॥ २७ ॥**

**શ્લોકાર્થઃ**—હે ભરતશ્રેષ્ઠ! કોઈપણ સ્થાવર અથવા જંગમ પ્રાણી ઉત્પન્ન થાય છે. તે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સંયોગથી ઉત્પન્ન થાય છે, એમ તું જાણ. (૨૭)

**ઓવી અર્થઃ**—'ક્ષેત્રજ્ઞ' વિષે મેં જે તને કહ્યું અને 'ક્ષેત્ર' વિષે જે કાંઈ કહ્યું,[૫૧] તેમનાં પરસ્પરનાં ઐક્યમાંથી આ સર્વ સૃષ્ટિની ઉત્પત્તિ થાય છે, પવનના સંયોગથી જે પ્રમાણે પાણીમાં તરંગો ઉત્પન્ન થાય છે;[૫૨] કિંવા, હે વીર! મરુભૂમિમાં સૂર્યકિરણ પડતાં જે પ્રમાણે મૃગજળના પ્રવાહોના પ્રવાહો ઉત્પન્ન થાય છે;[૫૩] અથવા વર્ષાની ધારા પૃથ્વીપર પડતાં જે પ્રમાણે કોટયવધિ અંકુરો જમીનમાં ઉત્પન્ન થાય છે;[૫૪] તે પ્રમાણે સર્વ ચરાચર કે જેને 'જીવ' કહેવામાં આવે છે તે આ ઉભયના સંયોગથી ઉત્પન્ન થાય છે, એમ તું સમજ.[૫૫] માટે હે અર્જુન! પુરૂષ તથા પ્રકૃતિથી ભૂતવ્યક્તિ ભિન્ન નથી.[૫૬]

**समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम् ।**
**विनश्यत्स्वविनश्यन्तं यः पश्यति स पश्यति ॥ २८ ॥**

**શ્લોકાર્થ**—પરમેશ્વર નાશવંત સર્વ ભૂતોમાં રહે છે અને તે નાશ પામતો નથી એમ જે જાણે છે, તે જ ખરો જ્ઞાની છે. (૨૮).

**ઓવી અર્થઃ**—વસ્ત્ર એ તંતુ નથી, તો પણ તે તંતુનુંજ બનેલું છે, આ પ્રમાણે જે પૂર્ણ દ્રષ્ટિથી પુરૂષ અને પ્રકૃતિમાં ઐક્ય જુએ છે;[૫૭] આ સર્વભૂતો એકમાંથી એક એ પ્રમાણે નિર્માણ થયાં છે; પરંતુ તું એનો અનુભવ એ રીતે લે.[૫૮] તેજ પ્રમાણે તેનાં નામો પૃથક્ પૃથક્ હોય છે, વર્તન પણ ભિન્ન હોય છે અને સર્વેના વેશ પણ તરેહ તરેહના હોય છે;[૫૯] આવું દ્રશ્ય જોઇને જો તું મનમાં એવી ગાંઠ વાળશે કે આત્મા તથા ભૂતમાં ભેદ છે; તો હે અર્જુન! તું આ સંસારમાંથી કોટયવધિ જન્મો પર્યંત બહાર નીકળનાર નથી.[૬૦] જે પ્રમાણે એકજ તુમડીના વેલાને જેવો જેવો આધાર હશે તે તે પ્રમાણે લાંબાં, ગોળ, અથવા વાંકાં તુંમડાં લાગશે;[૬૧] જે પ્રમાણે બોરડીની શાખાઓ સીધી હોય કે વાંકી હોય, પરંતુ તેને બોરડીની શાખાઓજ કહેવામાં આવે છે; તે પ્રમાણે જીવો ભલે વાંકા ચુંકા હોય તો પણ તેમાં આત્મા નામની જે વસ્તુ છે તે તો એક સરખી સીધીજ હોય છે.[૬૨] અંગારા પુષ્કળ હોય છે, તોપણ તેમાંની ઉષ્ણતા તો એકસરખીજ હોય છે; તે પ્રમાણે જીવરાશિ પુષ્કળ હોય તો પણ તેમાં પરમાત્મા તો એકજ હોય છે.[૬૩] હે વીર અર્જુન! સર્વ ગગનમાંથી મેઘની ધારા છૂટતી હોય પરંતુ તેમાંનું પાણી તો એકજ છે; તે પ્રમાણે આ ભૂતોના આકાર ભિન્ન ભિન્ન છે તોપણ તેમાં પરમાત્મા નામક જે વસ્તુ છે તે તો એકજ છે.[૬૪] ઘટ અથવા મઠમાંનું આકાશ જુદા આકારનું હોય છે તોપણ તે આકાશ રૂપે તો એકજ છે; તે પ્રમાણે ભૂતો જુદાં હોય છે, તો પણ તેમાં આત્મા નામની જે વસ્તુ છે તે એકજ છે.[૬૫] સુવર્ણના બાહુભૂષણાદિ અલંકારો પુષ્કળ હોય છે; પરંતુ સર્વમાં સુવર્ણનો કસ તો એક સરખોજ હોય છે; તે પ્રમાણે ભૂતોનો ભાસ નાશવંત છે, અને તે સર્વમાંનો આત્મા અવિનાશી છે.[૬૬] આ પ્રમાણે વ્યવહારિક જીવધર્મથી પૃથક્ અને પરમાર્થિક જીવથી અભિન્ન એવો પરમાત્મા છે એમ જે જ્ઞાની જુએ છે તેજ સર્વ જ્ઞાનીઓમાં સનેત્ર (દેખતો) છે.[૬૭] અને આ પ્રમાણે જ્ઞાનનેત્રથીજ જે સનેત્ર છે તે પ્રશસ્ય જ્ઞાની છે. હે અર્જુન! આ હું તેની સ્તુતિ કરૂં છું એમ તું સમજીશ નહિ. વધારે શું કહું? પરમ ભાગ્યવાન પુરૂષ તેજ છે.[૬૮]

**समं पश्यन्हि सर्वत्र समवस्थितमीश्वरम् ।**
**न हिनस्त्यात्मनात्मानं ततो याति परां गतिम् ॥ २९ ॥**

**શ્લોકાર્થઃ**—પરમાત્મા સર્વ ભૂતોમાં સમદૃષ્ટિ રાખે છે એમ જોઇ જે પોતાના આત્મ-સ્વરૂપનો નાશ કરતો નથી તે ઉત્તમ ગતિને પ્રાપ્ત થાય છે. ( ૨૯ ).

**ઓવી અર્થઃ**—આ શરીર ગુણુ છે અને ઇંદ્રિયો તેની કોથળી છે; એ વાત, પિત્ત અને કફ એ ધાતુઓથી ભરેલું છે; એ અધમ પાંચ તત્ત્વોનું બનેલું છે અને બળવાન છે;[૬૯] એ પ્રકટ પાંચ કાંટાવાળો વિંછીજ છે, એને પાંચ પ્રકારના અગ્નિ લાગેલા છે, તથા જીવરૂપી સિંહ, શરીરરૂપી કોમળ પાંજરામાં સપડાયેલો છે. જેવી રીતે સિંહને હરિણુનો નાશ કરવામાં ઝાઝો પ્રયાસ કરવો પડતો નથી, તે પ્રમાણે જીવને અનિત્ય શરીરાદિકનો નાશ કરવામાં કાંઇ અડચણુ નથી, તો પણુ શું ચમત્કાર વર્ણવું ? કોઇ પણુ નિત્યભાવની છુરી અનિત્ય દેહાદિકના ઉદરમાં મારી તેનો નાશ કરતા નથી ? [૭૦–૭૧] તથાપિ હે અર્જુન ! જે જ્ઞાની છે તે આ દેહમાં રહેવા છતાં પણુ પોતાનો ઘાત ન કરતાં અંતે બ્રહ્મપદને જઇ મળે છે.[૭૨] યોગજ્ઞાનનાં મહત્વથી કોટયવધિ જન્મો ઓળંગી ‘ અમે પુનઃ જન્મ ધારણુ કરનાર નથી ’ એમ કહી યોગી લોકો જે પદમાં ડુબકી મારે છે;[૭૩] તે સ્થાન કયાં છે ? જે આકાર અને નાદની પેલી તરફ છે તથા જે તુર્યાવસ્થાનું કેન્દ્ર છે, જેને પરબ્રહ્મ કહેવામાં આવે છે;[૭૪] અને ગંગાદિ નદીઓ સમુદ્રને જઇ મળે છે તથા ત્યાં વિશ્રાંતિ પામે છે, તે પ્રમાણે મોક્ષ સહવર્તમાન સર્વ ગતિઓ જ્યાં વિશ્રાંતિ મેળવે છે;[૭૫] જે પુરૂષ ભૂતોમાં વસ્તુતઃ વિષમ બુદ્ધિ રાખતો નથી તે પુરૂષને આ પ્રકારનું સૌખ્ય આ દેહમાંજ ભોગવવાને માટે પ્રાપ્ત થાય છે.[૭૬] દીપકો પુષ્કળ હોય પરંતુ તેમાંનું તેજ એકજ હોય છે; તે પ્રમાણે પરાપૂર્વથી અનાદિ એવો પરમાત્મા સર્વત્ર ભરેલો છે.[૭૭] હે પાંડુસુત ! આ પ્રમાણે જે જીવ અને આત્મામાં સમત્વ રાખે છે તે જન્મ મરણુના ફેરામાં પડતો નથી.[૭૮] જે સામ્યરૂપી શય્યાપર સ્વસ્થતાપૂર્વક નિદ્રા લે છે તેને હું ભાગ્યવાન્ ગણી તેનું વારંવાર વર્ણુન કરૂં છું.[૭૯]

**प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ।**
**यः पश्यति तथात्मानमकर्तारं स पश्यति ॥ ३० ॥**

**શ્લોકાર્થઃ**—પ્રકૃતિના યોગથીજ સર્વ પ્રકારે કર્મો કરવામાં આવે છે અને આત્મા એ કર્ત્તા નથી એમ જે જુએ છે તેજ ખરો જ્ઞાની છે. ( ૩૦ ).

**ઓવી અર્થઃ**—અને મન, બુદ્ધિ ઇત્યાદિ પાંચ જ્ઞાનેંદ્રિયો તથા પાંચ કર્મેંદ્રિયોદ્વારા જે કર્મો કરવામાં આવે છે, તે પ્રકૃતિનાં કર્મો છે એમ જે પૂર્ણુતાથી જાણે છે;[૮૦] ઘરમાં રહેતાં માણુસો સર્વ વ્યાપાર કરે છે, પરંતુ ઘર કાંઈ કર્મ કરતું નથી; તેમજ આકાશમાં અભ્રો દોડતાં દેખાય છે, પરંતુ જે પ્રમાણે આકાશ સ્થિર હોય છે,[૮૧] તે પ્રમાણે પ્રકૃતિ આત્માના પ્રકાશ વડે ગુણોથી યુક્ત થઇ પુષ્કળ ખેલો ખેલે છે, તથાપિ આત્મા તો થાંભલાની પેઠે સ્થિરજ રહીને પ્રકૃતિનાં કરેલાં કર્મો જાણુતો નથી.[૮૨] આ પ્રમાણે અનુભવ લઇ જેણે પોતાના હૃદયમાં પ્રકાશ પાડયો છે તેણે અકર્તા આત્માને સંપૂર્ણ રીતે ઓળખ્યો છે, એમ તું જાણ.[૮૩]

**यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।**
**तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥ ३१ ॥**

**શ્લોકાર્થઃ**—જ્યારે મનુષ્ય સર્વ ભૂતોનું ભિન્નત્વ એક પરમેશ્વરમાં જુએ છે અને પરમેશ્વરમાંથીજ આ જગત્‌નો વિસ્તાર થયો છે એમ જાણે છે ત્યારે તે બ્રહ્મસંપન્ન થાય છે. (૩૧)

**ઓવી અર્થઃ**—હે અર્જુન! જ્યારે મનુષ્ય ભિન્ન ભિન્ન ભૂતોને એક રૂપેજ જુએ છે ત્યારે તે બ્રહ્મસંપન્ન થયો કહેવાય છે.[૮૪] જે પ્રમાણે પાણીપરના તરંગો કિંવા જમીનપરના પરમાણુના કણ અથવા સૂર્યનાં કિરણો,[૮૫] અથવા દેહના સર્વ અવયવો, મનના સર્વ ભાવો અને અગ્નિમાંથી નીકળતી સર્વ ચિણગારીઓ, આ સર્વ વસ્તુઓ પોતાનાં ઉત્પત્તિસ્થાનથી ભિન્ન દેખાય છે, તોપણ જે ભૂમિકામાંથી તે ઉત્પન્ન થઇ છે, તેની સાથે તેનું સામ્યજ હોય છે.[૮૬] તે પ્રમાણે પ્રાણી માત્ર એકજ આત્મામાંથી ઉત્પન્ન થયાં છે, એવી જેના મનની ખરેખરી ખાત્રી થઇ છે તેનેજ બ્રહ્મરૂપી સંપત્તિનું વહાણ હસ્ત ગત થયું છે, એમ કહી શકાશે.[૮૭] પછી તે જ્યાં જુએ છે ત્યાં તેને સર્વ બ્રહ્મમયજ દેખાય છે. વધારે શું કહું? તેને અપાર સુખની પ્રાપ્તિ થાય છે.[૮૮] હે પાર્થ! આ પ્રમાણે પ્રકૃતિ તથા પુરૂષની વ્યવસ્થા અનુભવસિદ્ધ દૃષ્ટાંતો આપી તને સમજાવી, તે તું સમજ્યો ને?[૮૯] જે પ્રમાણે અમૃત હસ્તગત થઇ જાય, કિંવા દ્રવ્ય ભંડાર દૃષ્ટિએ પડી જાય તેવી યોગ્યતાનો આ લાભ છે એમ તું માન.[૯૦] હે સુભદ્રાપતે! આ પ્રાપ્ત થયેલા અનુભવપરથી જોતું તારા મનમાં એક સ્થાયી વિચાર કરવા ઇચ્છતો હોય તો તું તે અત્યારથીજ કરતો નહિ. કારણ કે એનાપર[૯૧] તને બીજા એક બે ગહન વિચારો કહેવાના છે, તે તું તારૂં મન મને જામીનગીરીમાં આપશે ત્યારે તને કહીશ.[૯૨] આ પ્રમાણે ભગવાને કહી સંભળાવવાનો પ્રારંભ કર્યો, એટલે પોતાનું સર્વાંગ અવધાનમય કરી અર્જુન સાંભળવાને તૈયાર થયો.[૯૩]

**अनादित्वान्निर्गुणत्वात्परमात्मायमव्ययः ।**
**शरीरस्थोऽपि कौंतेय न करोति न लिप्यते ॥ ३२ ॥**

**શ્લોકાર્થઃ**—હે કૌંતેય! આ પરમાત્મા અનાદિ અને નિર્ગુણ હોવાથી અવિનાશી છે; અને તેથી કરીને તે શરીરમાં હોય છે તોપણ કાંઈ કરતો નથી, અને કોઈ પણ વસ્તુથી લિપ્ત થતો નથી. (૩૨).

**ઓવી અર્થઃ**—જે પ્રમાણે સૂર્યનું પ્રતિબિંબ પાણીમાં પડવા છતાં, તેનાથી અલિપ્ત હોય છે, તે પ્રમાણે જેને પરમાત્મા કહેવામાં આવે છે, તે શરીરમાં હોવા છતાં શુદ્ધ સ્વરૂપજ હોય છે, એમ તું જાણ.[૯૪] હે કિરીટી! સૂર્ય પાણી ઉત્પન્ન થવા પૂર્વે અને પશ્ચાત્ અગાઉ હતો તેવો કાયમજ હોય છે; પરંતુ અજ્ઞાની લોકોની દ્રષ્ટિથી તે પાણીમાં દ્રષ્ટિગોચર થાય છે ત્યારે તેનું પ્રતિબિંબ તેમને સૂર્યજ ભાસે છે;[૯૫] તે પ્રમાણે આત્મા દેહમાં છે એ કથન સત્ય નથી. તેતો દેહ ઉત્પન્ન થયા પૂર્વે જ્યાં હતો ત્યાંજ પાછળથી પણ હોય છે.[૯૬] જે પ્રમાણે આરસીમાં આપણું સ્વરૂપ છે એવો ભાસ થાય છે, તે પ્રમાણે આત્મા દેહમાં વાસ કરે છે એ કથન મિથ્યા છે.[૯૭] દેહ અને આત્મા વચ્ચે સંબંધ છે એમ કહેવું સર્વથૈવ વ્યર્થ છે. વાયુ અને વાલુકાની ગાંઠ કદિ બાંધી શકાય છે કે? તેમ બનતું નથી, કારણ કે એક અદ્રશ્ય અને બીજી જડ વસ્તુ છે.[૯૮] તેમજ અગ્નિ અને રૂ, એ ઉભયને એક દોરામાં કેવી રીતે પરોવી શકાય?[૯૯] એકજ સ્થળેથી એક પુરૂષ પૂર્વ દિશા તરફ જવા નીકળે અને બીજો પશ્ચિમ તરફ જવા નીકળે, અને આ ઉભય એકસ્થળે રહે તેના જેવો આ સંબંધ છે![૧૧૦૦] પ્રકાશ અને તિમિર, મૃત અને જીવંત એમની વચ્ચે જે પ્રમાણે પરસ્પર સંબંધ હોતો નથી, તેજ પ્રમાણે આત્મા અને શરીર વચ્ચે સંબંધ નથી એમ તું સમજ.[૧] રાત્રિ અને દિવસ, સુવર્ણ અને કપાસ એની વચ્ચે જે પ્રમાણે સંબંધ હોતો નથી, તેજ પ્રમાણે આત્મા અને દેહ વચ્ચે સંબંધ નથી.[૨] વાસ્તવિક જોતાં શરીર એ પંચ-

તત્ત્વોનું બનેલું છે અને એને કર્મની દોરીમાં પરોવવામાં આવ્યું છે તથા એ જન્મ મૃત્યુના ભવચક્રમાં ફર્યા કરે છે.[૩] કાળરૂપી અગ્નિના મુખમાં એને માખણના લોંદાની પેઠે મુકવામાં આવ્યું છે અને માખની પાંખ હાલતાં જેટલો વખત લાગે છે તેટલા અલ્પ સમયમાં એ શરીર નાશ પામે છે.[૪] આ દેહ કદાચિત્ અગ્નિમાં પડે છે તો તે રાખ થઇને ઉડી જાય છે અને કુતરાના મુખમાં સપડાય છે તો તેની વિષ્ટા બને છે.[૫] હે કપિધ્વજ! આ બે પ્રકારના ભયમાંથી જો દેહ નિવૃત્ત થાય તો તે જ્યાં પડે ત્યાં એની અંદર કીડા તથા જંતુઓના ઢગલાના ઢગલા ઉત્પન્ન થાય છે. આ પ્રકારે એ અનિષ્ટ પરિણામને પ્રાપ્ત થાય છે.[૬] આ દેહની આવી બૂરી દશા થાય છે તોપણ આત્મા તો નિત્ય સિદ્ધ અને સ્વભાવથીજ અનાદિ છે.[૭] તે નિર્ગુણ હોવાથી પૂર્ણ પણ નથી અને અપૂર્ણ પણ નથી. ક્રિયાનો કર્ત્તા પણ નથી અને અકર્ત્તા પણ નથી; તેમજ કૃશ પણ નથી અને લઠ્ઠ પણ નથી;[૮] તે નિરાકાર હોવાથી દ્રશ્ય પણ નથી અને અદ્રશ્ય પણ નથી; તે પ્રકાશમાન પણ નથી અને નિસ્તેજ પણ નથી; તે અલ્પ પણ નથી અને અધિક પણ નથી.[૯] તે શૂન્ય હોવાથી ખાલી પણ નથી અને ભરેલો પણ નથી; તે કોઈ વસ્તુરહિત અને કોઈ વસ્તુસહિત નથી; તે સાકાર પણ નથી અને નિરાકાર પણ નથી;[૧૦] તે આત્મરૂપ હોવાથી આનંદમય પણ નથી અને દુઃખમય પણ નથી; તે એક પણ નથી અને અનેક પણ નથી; તે કોઇ વસ્તુથી મુક્ત નથી અને કશાથી બદ્ધ નથી;[૧૧] તે લક્ષણરહિત હોવાથી આટલો કિંવા તેટલો સ્વાભાવિક કિંવા બનેલો, અને બોલકણો કિંવા મુગો નથી.[૧૨] તે સૃષ્ટિની ઉત્પત્તિ સાથે ઉત્પન્ન થતો નથી અને સૃષ્ટિના સંહાર સાથે લય પામતો નથી; અને એ અસ્તિત્વ તથા નાસ્તિત્વ એ ઉભય સ્થિતિઓનું લયસ્થાન છે;[૧૩] એ અવ્યય હોવાથી એની ગણના થઈ શકતી નથી કિંવા એનું વર્ણન થઈ શકતું નથી; એ વૃદ્ધિંગત થતો નથી અને ન્યૂન થતો નથી; એ કંટાળતો નથી અને ખર્ચાતો નથી;[૧૪] હે પ્રિયોત્તમ! આવું જે આત્માનું સ્વરૂપ છે, તે દેહમાં છે એમ જે કહેવામાં આવે છે તે મઠાકાશ એ આકાશનું સત્ય સ્વરૂપ છે એમ કહેવા સમાન છે.[૧૫] તેમજ આત્માની વ્યાપક સ્થિતિમાં દેહાકૃતિ ઉત્પન્ન થાય છે અને લય પામે છે. દેહ ઉત્પન્ન થઈ એટલે તે જન્મ પામતો નથી અને દેહ નાશ પામી એટલે તે મૃત્યુ પામતો નથી. તે તો જેવો છે તેવો કાયમજ છે.[૧૬] જે પ્રમાણે આકાશમાં દિવસ અને રાત્રિ આવે છે અને જાય છે તે પ્રમાણે આત્માના આશ્રયપર દેહ આવે છે અને જાય છે.[૧૭] માટે આ શરીરમાં તે કાંઇ કરતો નથી અને કરાવતો પણ નથી; તેમજ શરીરના કોઈ પણ વ્યાપારમાં તે લિપ્ત થતો નથી.[૧૮] માટે તેના સ્વરૂપમાં ન્યૂનાધિકતા થતી નથી, એટલુંજ નહિ, પરંતુ તે દેહમાં હોવા છતાં પણ દેહના સર્વ વ્યાપારોથી અલિપ્ત હોય છે.[૧૯]

**यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।**
**सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते ॥ ३३ ॥**

**શ્લોકાર્થઃ—જેવી રીતે સર્વ વ્યાપક આકાશ સૂક્ષ્મતાને લીધે કોઈ પણ વસ્તુથી લિપ્ત થતું નથી, તેવી રીતે સર્વ દેહોમાં અધિષ્ઠિત થયેલો આત્મા દેહાદિકનાં કર્મથી લિપ્ત થતો નથી (૩૩)**

**ઓવી અર્થઃ**—હે અર્જુન! આકાશ ક્યાં છે? અને તેનો પ્રવેશ ક્યાં નથી? અર્થાત્ આકાશ સર્વત્ર છે; પરંતુ એને કોઇ પણ વસ્તુ બાધા કરી શકતી નથી.[૨૦] તે પ્રમાણે આત્મા સર્વત્ર સર્વ દેહોમાં છે તો પણ દેહની કોઇ પણ ઉપાધિથી તે લિપ્ત થતો નથી.[૨૧] માટે વારંવાર શુદ્ધતત્વનું આ લક્ષણ તું ધ્યાનમાં રાખ કે ક્ષેત્ર અર્થાત્ શરીર કિંવા તેના ધર્મ એનાથી ક્ષેત્રજ્ઞ એટલે આત્મા તદ્દન ભિન્ન છે.[૨૨]

**यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ।**
**क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥ ३४ ॥**

**શ્લોકાર્થઃ**—હે ભારત! જેવી રીતે એકલો સૂર્ય આ સર્વ જગત્‌ને પ્રકાશિત કરે છે તેવી રીતે ક્ષેત્રજ્ઞ સર્વ ક્ષેત્રોને પ્રકાશિત કરે છે. ( ૩૪ )

**ઓવી અર્થઃ**—શરીરાદિકમાં આત્માની ચેષ્ટા જણાય તોપણ દેહ આત્મા નથી; લોહચુંબકના સંસર્ગથી લોહ હાલે છે, પરંતુ લોહ એ લોહચુંબક નથી. આજ વ્યવસ્થા આત્મા અને દેહને લાગુ પડે છે.[૨૩] દીપકના પ્રકાશથી ઘરનો સર્વ વ્યવહાર કરી શકાય છે; પરંતુ દીપક અને ઘર વચ્ચે કોટીશઃ અંતર છે.[૨૪] હે કિરીટી! કાષ્ઠના ગર્ભમાં અગ્નિ હોય છે, પરંતુ અગ્નિ કાંઇ કાષ્ટ નથી. આ દ્રષ્ટિથી તું આત્માને જો.[૨૫] આકાશ તથા અભ્ર કિંવા સૂર્ય તથા મૃગજળ એમાં જેમ અંતર છે, તેજ પ્રમાણે ગત દ્દષ્ટાંતોને એક બાજુએ રહેવા દેશે તોપણ, આત્મા તથા દેહની વચ્ચે તું અંતર જોશે.[૨૬] ગગનમાં સૂર્ય એકલો હોવા છતાં પણ જે પ્રમાણે જુદા જુદા સર્વ લોકોને પ્રકાશિત કરે છે;[૨૭] તે પ્રમાણે આત્મા એ સર્વ દેહોમાં પ્રકાશ પાડે છે એમ તને સમજાશે. હવે આત્મા અને દેહના સંબંધમાં શંકા ધારણ કરી પ્રશ્ન પૂછીશ માં.[૨૮]

**क्षेत्रक्षेत्रज्ञयोरेवमन्तरं ज्ञानचक्षुषा ।**
**भूतप्रकृतिमोक्षं च ये विदुर्यान्ति ते परम् ॥ ३५ ॥**

**શ્લોકાર્થ**—જે આ પ્રમાણે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ વચ્ચેના અંતરને તથા સર્વ ભૂતો પ્રકૃતિથી મુક્ત કેવી રીતે થાય છે તે તત્ત્વને જાણે છે તે બ્રહ્મને પ્રાપ્ત થાય છે. ( ૩૫ )

**ઓવી અર્થઃ**—હે શબ્દતત્ત્વસારજ્ઞ ! તેજ બુદ્ધિને જ્ઞાનમય જાણવી કે જેના યોગથી શરીર અને આત્મા એ ઉભય વચ્ચેના અંતરને સમજી શકાય.[૨૯] આ ઉભય વચ્ચેના અંતરને સમજવાને માટે ચતુર (મુમુક્ષુ) જન જ્ઞાનીઓના ઉમરા ઘસી નાખે છે;[૩૦] અને હે અર્જુન! એનેજ સમજવા માટે તેઓ શાંતિરૂપી સંપત્તિ સ્વાધીન કરી લઇ શાસ્ત્ર રૂપી દુઝતી ગાયને પોતાને ઘેર પાળે છે. (નિત્ય શાસ્ત્રાધ્યયન કરે છે.)[૩૧] એનેજ સમજવાને માટે પુરૂષ યોગરૂપી આકાશપર ચઢી જવાની હામ ભીડે છે;[૩૨] વળી તે શરીરાદિકને તૃણપ્રાય માને છે, અને સંતોની પાદુકા પોતાના મસ્તકપર ધારણ કરે છે.[૩૩] આ પ્રમાણે જ્ઞાનના સાધનો દ્વારા અંતરમાં ખાત્રી કરી લે છે.[૩૪] પછી શરીર તથા આત્મા વચ્ચેનું ખરૂં અંતર તેની દૃષ્ટિએ પડે છે. આમ કહી ભગવાન બોલ્યા—હું મારૂં જ્ઞાન તેના જ્ઞાનપરથી ઓવારી નાખું છું;[૩૫] અને આ પૃથ્વીપર પ્રાણીઓના ભિન્ન ભિન્ન રૂપે જે આ મિથ્યામાયા પ્રસરેલી છે;[૩૬] જે શુકનલિકા ન્યાયે જીવની પાછળજ લાગતાં લાગેલી છે એમ ભાસે છે, આવી વસ્તુસ્થિતિ જે પૂર્ણ રીતે જાણે છે;[૩૭] જે પ્રમાણે માળા વિષેની મિથ્યા સર્પબુદ્ધિ (માળાને ભ્રમથી સર્પ ધારી લેવો તે) નાશ પામે એટલે માળા તે માળા રૂપેજ દેખાય છે;[૩૮] અથવા છીપના ચમકાટથી તેમાં રૂપાનો ભાસ થાય છે, પરંતુ જ્યારે એ ભ્રમ દૂર થાય છે ત્યારે તે કેવળ છીપજ છે એવી પ્રતીતિ થાય છે;[૩૯] તે પ્રમાણે આત્માથી પ્રકૃતિ ભિન્ન છે, એમ જે પોતાના અંતઃકરણમાં જુએ છે, તે બ્રહ્મસ્વરૂપ થાય છે, એમ હું કહું છું.[૪૦] જે બ્રહ્મ આકાશ કરતાં પણ વિશેષ વ્યાપક છે, જે પ્રકૃતિની પેલી તરફ છે અને જે પ્રાપ્ત થતાં દૂર થતો નથી.[૪૧] જે બ્રહ્મમાં પ્રકૃતિના અનુરોધથી બનેલો આકાર નષ્ટ થાય છે, જીવપણાનો લય થાય છે અને દ્વૈતભાવનો લોપ થાય છે, એવો જે અદ્વય છે;[૪૨] હે પાર્થ! આવું જે પરમતત્ત્વ તે તેજ પુરૂષ સ્વતઃ થાય છે કે જે રાજહંસ જે પ્રમાણે નીર અને ક્ષીરને જુદાં પાડે છે તે પ્રમાણે આત્મા અને પ્રકૃતિને ભિન્ન કરીને જુએ છે.[૪૩] જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે શ્રીકૃષ્ણે આ પ્રમાણે

અર્જુનને આત્મા તથા પ્રકૃતિ વિષે અનુભવ આપ્યો.[44] જે પ્રમાણે એક વાસણમાંનું પાણી બીજા વાસણમાં રેડવામાં આવે, તે પ્રમાણે શ્રીહરિએ પોતાના હૃદયમાંનું આ જ્ઞાન અર્જુનના અંતઃકરણમાં રેડયું.[45] અને એમાં વિશેષતા તે શી થઇ? કારણ કે જે નર છે તેજ નારાયણ છે; તો જ્ઞાન કોણે કોને આપ્યું? પછી શ્રી કૃષ્ણ અર્જુન તરફ આંગળી કરીને 'આ તે જ હું છું" એમ બોલ્યા.[46] પરંતુ આ વાત મને કોઇ પુછે નહિ ત્યાં સુધી કહેવાનું પ્રયોજન નથી. અસ્તુ! વધુ શું કહું? હવે અર્જુનને પોતાનું સર્વસ્વ આપ્યું.[47] ભગવાને આટલું બધું કહ્યું તોપણ અર્જુન પોતાના મનમાં તૃપ્ત ન થતાં વિશેષ કહેવાને માટે કૃષ્ણ ભગવાનને પ્રાર્થના કરવા લાગ્યો.[48] દીપકમાં જેમ જેમ તેલ પૂરવામાં આવે તેમ તેમ તે અધિક પ્રકાશ આપે છે, તે પ્રમાણે શ્રીકૃષ્ણ જેમ જેમ વધારે કહેવા લાગ્યા તેમ તેમ અર્જુનના મનમાં શ્રવણેચ્છા વૃદ્ધિંગત થતી ચાલી.[49] જે પ્રમાણે એકાદ સુઘડ બાઇ હોય અને તે પીરસવામાં ઉદાર હોય અને જમનારો ચતુર તથા રસજ્ઞ હોય તો તે બાઈને પીરસવાની તથા તે જમનારને જમવાની હોંસ પેદા થાય છે,[50] તે પ્રમાણે અર્જુનનો સાંભળવાનો ઉત્સાહ જોઇ શ્રીકૃષ્ણ ભગવાનને હોંસ ઉત્પન્ન થઈ અને તેમનું વ્યાખ્યાન ચારગણું વધ્યું.[51] જે પ્રમાણે અનુકૂળ પવનથી મેઘ આકર્ષાઇ વૃષ્ટિ થાય છે, કિંવા ચંદ્રોદય થતાં સમુદ્રમાં ભરતી આવે છે, તે પ્રમાણે શ્રોતાની આદરબુદ્ધિથી વક્તાને બોલવાનું સ્ફુરણ આવે છે.[52] સંજય કહે છેઃ–હે ધૃતરાષ્ટ્ર રાજા! આ પ્રમાણે અર્જુનની સાંભળવાની ઇચ્છા જોઇ, દેવ પોતાના જે વકતૃત્વથી સર્વ વિશ્વને આનંદભરિત કરી મૂકશે, તે વકતૃત્વ તું સાંભળ.[53] આ પ્રમાણે મહાભારતમાંના ભીષ્મપર્વની સંગતિમાં શ્રી વ્યાસમુનિએ પોતાની અમર્યાદ બુદ્ધિથી જે કથા કહી છે,[54] તે કૃષ્ણાર્જુન સંવાદ ઉત્તમ મરાઠી ભાષામાં ઓવી છંદમાં કહું છું.[55] હું હવે કેવળ શાંતિરસ કથા વર્ણવીશ, પરંતુ તે શૃંગારાદિ રસોથી ચઢતા પ્રકારની થશે.[56] એ દેશ ભાષા સાહિત્યની શિક્ષા પ્રબોધક હોઇ પોતાના માધુર્યથી અમૃતને પણ ફિકકું પાડશે.[57] જે ચંદ્રના ઉદયથી ચંદ્રકાંતમણિને પ્રસ્વેદ છુટે છે, તે ચંદ્રને પણ મારી વાણીથી સ્વેદ છુટશે. તેમજ મારા વાકયના રસથી નાદબ્રહ્મ સુદ્ધાં લોપી જશે.[58] અજ્ઞાનીઓના મનને સુદ્ધાં સાત્ત્વિકતાનો પાન્હો છુટશે, અને જે અધિકારી હશે તે તો શ્રવણ કરતાંની સાથે સમાધિસ્થજ થઈ જશે.[59] હું ગીતાનો અર્થ એવો ઉત્તમ રીતે કહીશ કે તે સર્વ જગત્‌માં પ્રસરી, સર્વ લોકોને આનંદદાયક થઈ પડશે.[60] તેથી કરીને વિચારનું દૈન્ય ફીટી જશે, મન અને કાન સજીવ થશે, વધારે શું કહું? એથી બ્રહ્મવિદ્યાની ખાણજ ખુલ્લી મુકાઇ જશે.[61] બ્રહ્મ પ્રત્યક્ષ દ્રષ્ટિએ પડશે, સુખનો ઉદય થશે અને સર્વ જગતમાં આત્મજ્ઞાનનો સુકાળ થઇ જશે.[62] શ્રી નિવૃત્તિદાસનો મારાપર અનુગ્રહ હોવાને લીધે હું હવે એવું ભાષણ કરીશ કે આ સર્વ વાતોની આપને સાક્ષાત્ પ્રતીતિ થશે.[63] માટે પ્રત્યેક અક્ષરમાં કવિત્વ અને ઉપમાનું પૂર છોડી મૂકીશ; અને ગ્રંથના પ્રત્યેક પદના અર્થની બરાબર ઝડતી લઇશ. એક પદ પણ છોડનાર નથી.[64] એટલે સુધી મને મારા શ્રીમંત ગુરૂએ સર્વ શાસ્ત્રોમાં પારંગત કર્યો છે;[65] અને હું જે ભાષણ કરૂં છું તે આપ માન્ય કરો છો તથા આપના જેવા સંતમંડળમાં ગીતાનો અર્થ કહેવાની મારામાં યોગ્યતા આવી, તે પણ તેમની કૃપાનુંજ ઐશ્વર્ય છે![66] તેમાં વળી તમારા જેવા સંતોના પાય આજે મારી દ્રષ્ટિએ પડ્યા છે, માટે મને કોઇ પણ પ્રકારની અડચણ પડતી નથી.[67] હે પ્રભો! જે સરસ્વતી સૌને બોલવાની શક્તિ આપે છે તેને મુગું બાળક ન અવતરે તેમાં ચમત્કાર તે શું છે? લક્ષ્મીના હાથપર સામુદ્રિક ચિન્હોની ન્યૂનતા હોવાનો સંભવ નથી;[68] તે પ્રમાણે આપ સંતોની સમક્ષ કોઇ પણ માણસ આવે તો તે અજ્ઞાની રહે એમ બનીજ કેમ શકે? માટે હું હવે કથા વર્ણનમાં નવ રસોની રેલછેલ કરી મૂકીશ.[69] તો, હે પ્રભો! હવે મને થોડો વખત આપો, એટલે હું ઉત્તમ પ્રકારની કથા કહીશ.[170]

# चतुर्दश अध्याय.

હે ગુરો! આપ સકલદેવોમાં શ્રેષ્ઠ છો અને આનંદ બુદ્ધિરૂપી સૂર્યનો ઉદય કરનારા છો; આપનો જયજયકાર થાઓ.[1] આપ સર્વનું વિશ્રાંતિસ્થાન છો અને સર્વના હૃદયોમાં અહંબ્રહ્મ એ તત્ત્વ પુરનારા છો; કિંવા આપ સમુદ્રરૂપ છો અને આપના ચૌદ લોકો તરંગોની પેઠે હેલકારા ખાય છે. આપનો જયજયકાર થાઓ.[2] આપ દીનદયાળ છો; અને કરુણાના સાગર છો અને બ્રહ્મવિદ્યા રૂપી વધૂના વર છો.[3] જે કોઇ આપને જાણતું નથી તેને આ સર્વ વિશ્વ સત્ય ભાસે છે; અને જે કોઈ આપને જાણે છે તેને સર્વ વિશ્વમાં આપના સિવાય અન્ય કાંઇ વસ્તુ દૃષ્ટિગોચર થતી નથી.[4] નજરબંદીના ખેલમાં ગારુડી બીજાની નજર ચોરે છે એમ જણાય છે, પરંતુ તે પોતાની જાતને છુપાવી શકતો નથી; પરંતુ તમારી નજરબંદી તો તેથી પણ વિલક્ષણ છે, કારણકે તમે તો તમારી જાતને પણ છુપાવી રહ્યા છો![5] મહારાજ! આ જગમાં તમે કોઇને જ્ઞાનનો બોધ આપો છો, અને વળી તમેજ કોઇને માયાના સપાટામાં ફસાવો છો. આવા ખેલો સહજ તમે તમારા ઉદરમાં કર્યા જાઓ છો. એવા તમને મારા નમસ્કાર હો.[6] જગતમાં જેને પાણી કહેવામાં આવે છે, તેમાં જે મધુરો સ્વાદ છે તે તમારે લીધે તેમાં આવ્યો છે અને પૃથ્વીમાં જે સહન કરવાની શક્તિ છે તેને તમારીજ શક્તિ કારણભૂત છે.[7] ચંદ્ર અને સૂર્ય એ કેવળ પ્રચંડ છીપોની પેઠે નિસ્તેજ છે; પરંતુ ત્રણે લોકોમાં તેનો જે પ્રકાશ પડે છે તે તમારા તેજની શક્તિનો પ્રભાવ છે.[8] ચારે તરફ ફરતો વાયુ પણ તમારીજ શક્તિથી ફરે છે; અને આકાશ વિરાટ્ દેખાય છે તોપણ તેનો સમાવેશ તમારામાં થાય છે અને સંતાકુકડીના ખેલની પેઠે તે તમારા એકાદ ખૂણામાંજ લપાઇ જાય છે.[9] વધારે શું કહું? સર્વ માયા તમારામાંજ છે અને જ્ઞાન પણ તમારી શક્તિથીજ ચારે તરફ અવલોકન કરી શકે છે; એટલુંજ નહિ, પરંતુ તમારા સ્વરૂપનો પાર ન મળવાથી શ્રુતિને પણ વર્ણન કરવામાં પરિશ્રમ પડયો.[10] વેદ વર્ણન કરવામાં ચતુર તો ખરો. પરંતુ જ્યાં સુધી તમારૂં દર્શન થયું નથી ત્યાં સુધીજ તે તમારૂં વર્ણન કરી શકે છે, પરંતુ તેને આપનું દર્શન થતાં અમારી ને તેની દશા એકજ થાય છે અને ઉભયને સ્વસ્થ બેસવું પડે છે.[11] સર્વ જલમય થાય છે ત્યારે જાણે એક અંજલિભર પાણીની તો કાંઇ વિસાત હોતી નથીજ, પરંતુ એકાદ મોટી નદી પણ ત્યાં ઓળખી શકાય છે કે?[12] પરંતુ સૂર્ય ઉદિત થતાંની સાથે ચંદ્ર જે પ્રમાણે કાજળ જેવો બની જાય છે, અર્થાત્ સૂર્યની સમક્ષ ચંદ્ર અને કાજળની કિમ્મત એક સરખીજ ગણાય છે, તે પ્રમાણે આપના સ્વરૂપની આગળ મારી અને શ્રુતિની કિમ્મત સમાનજ છે.[13] અને જ્યાં દ્વૈત સ્થાનભ્રષ્ટ થઇને પરાસહવર્તમાન વૈખરી–વાણી સ્તબ્ધ રહી જાય છે, એવા આપ તેનું વર્ણન કયા મુખથી કરી શકાય એમ છે? માટે કોઈ પણ આપનું વર્ણન કરવાને સમર્થ નથી.[14] માટે હવે આપની સ્તુતિ કરવાનું છોડી, મૌન ધારણ કરી આપના ચરણપર મસ્તક ધરી દેવું એજ ઉત્તમ માર્ગ છે.[15] માટે હે ગુરુરાય! તમે જેવા છો તેવાજ તમને હું નમસ્કાર કરૂં છું. હવે મારા ગીતાર્થ કથનરૂપી વ્યાપારમાં મને નફો કરાવી આપવાને માટે આપ મારા સાહુકાર થાઓ.[16] અને હવે આપની કૃપારૂપી મુડીની થેલીની ગાંઠ છોડી મારી મતિરૂપી કોથળી ભરો; અને આપ મહાન છો માટે મને જ્ઞાનપદની (જ્ઞાનરૂપી નફાની) પ્રાપ્તિ કરાવી આપો.[17] એટલે હું આ વ્યાપારના નફામાંથી સુંદર વિચારરૂપી કર્ણભૂષણો તૈયાર કરાવી સંતોના કાનને વિભૂષિત કરીશ.[18] મહારાજ! ગીતાર્થરૂપી ભંડાર બહાર કાઢવાની મારા મનમાં જે ઇચ્છા ઉત્પન્ન થઈ છે, તે સફળ

કરવાને માટે તમે તમારૂં સ્નેહરૂપી અંજન મારા નેત્રોમાં આંજો.[19] મારાં બુદ્ધિરૂપી નેત્રો એક વખત શબ્દમય સૃષ્ટિનું નિરીક્ષણ કરી શકે એવા પ્રકારનો આપના કરુણારૂપી સૂર્યબિંબનો નિર્મળ પ્રકાશ પાડો.[20] મારી બુદ્ધિરૂપી વલ્લરી વૃદ્ધિંગત થઇ તેને કાવ્યરૂપી ફળો આવે એટલા માટે વેલીને પ્રફુલ્લિત કરવાની કૃપા કરનારાઓમાં શ્રેષ્ઠ એવો જે વસંત તે તમે થાઓ.[21] આપની કૃપાદ્રષ્ટિની એટલા ઔદાર્યથી વૃષ્ટિ કરો કે તેથી મારી બુદ્ધિ રૂપી ગંગામાં અર્થ રૂપી ( સિદ્ધાંતરૂપી ) મહા પૂર આવે.[22] હે વિશ્વૈકધામ ! આપના પ્રસાદ ચંદ્રમા પાસે મારી સ્ફુર્તિ રૂપી પૌર્ણિમા કરાવો. ( પૂર્ણ ચંદ્રોદયથી પૌર્ણિમા શોભે છે, તે પ્રમાણે આપની કૃપાથી મને પૂર્ણ સ્ફુર્તિ આવો. )[23] તે પૌર્ણિમાનું હું અવલોકન કરીશ, ( આપનો કૃપાપ્રસાદ થશે ) એટલે જ્ઞાનસમુદ્રમાં ભરતી આવશે, અને સ્ફુર્તિપ્રપૂર્ણ નવ રસ ટપકવા લાગશે.[24] જ્ઞાનદેવ મહારાજનું આવું ભાષણ સાંભળી શ્રીગુરુ નિવૃત્તિનાથ મહારાજ સંતુષ્ટ થઇ બોલ્યા–કે તું સ્તુતિના મિષથી દ્વૈતનો વ્યર્થ વિસ્તાર કરે છે.[25] માટે હવે આ વ્યર્થ સ્તુતિ રહેવા દે; જે જાણવાનો વિષય છે તેને ઉત્તમ રીતે તૈયાર કરી તેનું વર્ણન કર. ઉત્કંઠાનો ભંગ થવા દઈશ નહિ.[26] ત્યારે જ્ઞાનદેવ મહારાજ બોલ્યાઃ–હે પ્રભો ! આપ આપના મુખેથી ગ્રંથ વર્ણન કરએમ કહો એટલીજ વાટ હું જોતો હતો.[27] મૂળમાં તો ઘાસનું મુળીઉં અમર અને એવામાં તેનાપર અમૃતની વૃષ્ટિ થઇ તો પછી વાતજ શી કરવી ?[28] હવે ગુરૂકૃપા થઇ એટલે હું ગીતાના મૂળ શ્લોકના પ્રત્યેક પદનું સવિસ્તર તથા સ્પષ્ટ વર્ણન કરીશ.[29] એના શ્રવણથી મનના સર્વ સંશયો નષ્ટ થશે અને શ્રવણેચ્છા દ્વિગુણ વૃદ્ધિને પ્રાપ્ત થશે.[30] મારી મધુર વાણીમાંથી એવા ઉત્તમ શબ્દો નીકળે એટલીજ ગુરૂના ચરણ પાસે મારી યાચના છે.[31] અસ્તુ ! પૂર્વે તેરમા અધ્યાયમાં શ્રીકૃષ્ણે અર્જુનને એવી કથા કહી છે કે[32] આત્મા અને પ્રકૃતિના સંયોગથી આ સૃષ્ટિ નિર્માણ થાય છે; અને ગુણના અનુરોધથી આત્મા સંસારમાં નિમગ્ન થાય છે;[33] માયોપાધિથી ( માયાની ઉપાધિથી ) એને સુખદુઃખ ભોગવવાં પડે છે; અને સંગ રહિત થવાથી તે મુક્ત થાય છે.[34] માટે હવે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે સંગરહિત એવો જે આત્મા તેને પ્રકૃતિનો સંગ શી રીતે થઇ શકે ? આત્મા અને પ્રકૃતિનો સંયોગ થાય છે તે કયો ? તેને સુખદુઃખાદિ શી રીતે ભોગવવાં પડે છે ?[35] તે ગુણ કેવા છે અને કેટલા છે ? તે ગુણોની બાધા કેવી રીતે નડે છે ? અને ગુણાતીત પુરૂષનાં લક્ષણ શું છે ?[36] આ સર્વ પ્રશ્નોનું નિરાકરણ કરવું એજ વિષય આ ચૌદમા અધ્યાયમાં છે.[37] તો હવે તે વૈકુંઠનિવાસી વિશ્વેશનો અભિપ્રાય શું છે તે સાંભળો.[38] તેઓ બોલ્યાઃ–હે અર્જુન ! શ્રવણ કરવાની સર્વ સામગ્રી સંચિત કરી તું આ જ્ઞાન ગ્રહણ કરી લે, સમજ્યો કે ?[39] પૂર્વે મેં તને આ જ્ઞાન અનેક પ્રકારે સ્પષ્ટ કરીને સમજાવ્યું છે, પરંતુ અદ્યાપિ તારૂં અજ્ઞાન પૂરૂં થતું નથી.[40]

**શ્રીભગવાનુવાચ । परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमम् ।**
**यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः ॥ १ ॥**

**શ્લોકાર્થઃ—શ્રી ભગવાન બોલ્યા:—જે જ્ઞાનને જાણી સર્વ મુનિઓ આ જન્મમાંથી મોક્ષ-સિદ્ધિ પામ્યા છે તે સર્વ જ્ઞાનમાં ઉત્તમ અને શ્રેષ્ઠ એવું જે જ્ઞાન તે હું તને પુનઃ કહું છું. (૧)**

**ઓવી અર્થઃ**—માટે બાપુરે ! 'પર' શબ્દનો મહિમા શ્રુતિએ જે વર્ણવ્યો છે તે તને હું પુનઃ કહું છું.[41] આપણા જ્ઞાન કરતાં આત્મજ્ઞાનને 'પર' કહેવાનું કારણ એજ છે કે આપણા જ્ઞાનને ભવ–સ્વર્ગાદિક પસંદ પડે છે.[42] અને એજ કારણથી આત્મજ્ઞાનને સર્વ જ્ઞાન કરતાં ઉત્તમ જ્ઞાન કહેવામાં આવે છે; કારણકે તે અગ્નિ રૂપ છે અને ઇતર જ્ઞાન એની સમક્ષ તૃણરૂપ છે.[43] જે જ્ઞાનની મજલ સંસાર અને સ્વર્ગની પેલી તરફ પહોંચતી નથી, તેને યજ્ઞ

યાગાદિ કર્મોજ ઉત્તમ લાગે છે અને તેને દ્વૈત શિવાય અન્ય કોઇ પણ વસ્તુની પ્રતીતિ હોતી નથી,[૪૪] આ સર્વ જ્ઞાન આત્મજ્ઞાનની સમક્ષ સ્વપ્નવત્ ભાસે છે. જે પ્રમાણે ગગનમાં ઉત્પન્ન થયેલો વાયુ ગમે તેવો પ્રચંડ હોય તોપણ તેનો તેમાંજ લય થાય છે,[૪૫] કિંવા સૂર્ય ઉદય થતાં જે પ્રમાણે ચંદ્રાદિ નક્ષત્રોના તેજનો લોપ થાય છે, અથવા જે પ્રમાણે પ્રલયકાળનું પાણી વધવાથી નદી, નદ વગેરેનો ભેદ રહેતો નથી,[૪૬] તે પ્રમાણે આત્મજ્ઞાનનો ઉદય થતાંની સાથે ઈતર સર્વ જ્ઞાન લય પામે છે. માટે, હે અર્જુન! એને હું 'ઉત્તમ' કહું છું.[૪૭] હે પાંડુસુત! અનાદિકાળથી આપણી પાસે સહજ રહેનારી જે મુક્તિ કિંવા મોક્ષ તે આ જ્ઞાનની પ્રાપ્તિથી આપણને હસ્તગત થાય છે.[૪૮] જેનો અનુભવ થતાં સર્વ જ્ઞાતાઓ સંસારને ઉંચું ડોકું કરવા દેતા નથી;[૪૯] પોતાનાં મનની વિષયો તરફની દોડને પાછળ હઠાવી તેને તેજ જગ્યાએ બેસાડી રાખવાથી સહજ વિશ્રાંતિ પ્રાપ્ત થાય છે. આવી સ્થિતિ થતાં દેહ હોવા છતાં પણ તે ન હોવા સમાનજ થઇ પડે છે.[૫૦] પછી તે દેહ અને દ્વૈતને ઉલ્લંઘીને એકદમ મારી યોગ્યતાનેજ પામે છે.[૫૧]

**इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः ।**
**सर्गेऽपि नोपजायन्ते प्रलये न व्यथन्ति च ॥ २ ॥**

**શ્લોકાર્થઃ**—આ જ્ઞાનનો આશ્રય ગ્રહણ કરી જે મારા સાયુજ્યને પ્રાપ્ત થાય છે, તે સૃષ્ટિના ઉત્પતિકાળે જન્મતા પણ નથી અને પ્રલયકાળે નાશ પણ પામતા નથી. (૨)

**ઓવી અર્થઃ**—કારણકે, હે અર્જુન! જે મારી નિત્યતાથી નિત્ય અને મારી પરિપૂર્ણતાથી પૂર્ણ છે,[૫૨] અને જે પ્રમાણે હું નિરંતર અનંત મહાનંદરૂપ અને સત્ય સિદ્ધ હોઉં છું, તે પ્રમાણેજ જે હોય છે, તેનામાં અને મારામાં લેશ પણ ભેદ રહેતો નથી.[૫૩] જે પ્રમાણે હું અનંત છું, તે પ્રમાણે તેઓ પણ અનંત હોય છે; જે પ્રમાણે ઘટનો નાશ થતાં ઘટાકાશ મહાકાશરૂપ બને છે;[૫૪] કિંવા મૂલ દીપકમાંથી પ્રદીપ્ત કરેલી અનેક દીવટો એકત્ર કરવામાં આવે એટલે તેનું તેજ મૂળ દીપકમાંજ મળે છે,[૫૫] તે પ્રમાણે હે અર્જુન! દ્વૈતભાવ નષ્ટ થતાં હું અને તું એ ભેદ એકજ પંક્તિમાં બેસી એકત્ર થઇ જાય છે.[૫૬] આજ કારણથી જ્યારે સૃષ્ટિનો પ્રારંભ થાય છે ત્યારે તેને જન્મ ધારણ કરવો પડતો નથી[૫૭] તો પછી જેને સૃષ્ટિની ઉત્પત્તિ સાથે જન્મ લેવો પડતો નથી તેનો પ્રલયકાળે નાશ કયાંથી થાય વારૂ?[૫૮] માટે હે ધનંજય! જે આત્મજ્ઞાનને અનુસરી મદ્રૂપ થયા છે, તે જન્મમરણાતીત છે.[૫૯] આ પ્રમાણે આત્મજ્ઞાનનું મહત્વ દેવે પોતાની રૂચિથી વર્ણવ્યું અને અર્જુનના મનમાં પણ રૂચિ ઉત્પન્ન કરી.[૬૦] આથી અર્જુનની એવી સ્થિતિ થઇ કે તેનાં સર્વાંગને કાન ફુટ્યા અર્થાત્ તે નખથી શિખાપર્યંત અવધાનરૂપ બન્યો.[૬૧] જે કથન આકાશમાં પણ સમાવિષ્ટ થઇ શકે નહિ તે અર્જુન ગ્રહણ કરે છે એમ જોઇ દેવના અંતઃકરણમાં પણ પ્રેમનો આવેશ ઉત્પન્ન થયો અને તેમને કથન કરવાની એટલી તો હોંશ ઉત્પન્ન થઈ કે તે ગગનમાં પણ સમાઇ શકે નહિ.[૬૨] પછી ભગવાન બોલ્યાઃ—હે અર્જુન મારી વક્તૃતારૂપી કન્યાને તું બુદ્ધિરૂપી વર મળવાથી આજે તેને સૌભાગ્ય પ્રાપ્ત થયુ છે. કારણકે મારી બોલવાની હોંસ પ્રમાણે તું ઉત્તમ શ્રોતા મળ્યો છે.[૬૩] માટે હવે હું એક હોવા છતાં ત્રિગુણરૂપી પારધિઓ દેહરૂપી પાશ નાંખી મારી પાસે અનેક રૂપો શી રીતે ધારણ કરાવે છે,[૬૪] અને માયાની ઉપાધિથી મારાંમાંથી આ જગત કેવી રીતે ઉત્પન્ન થાય છે, તે કહું છું તે સાંભળ[૬૫] મારા સંગરૂપી બીજથી પ્રાણી માત્ર ઉત્પન્ન થાય છે, આજ કારણથી પ્રકૃતિને ક્ષેત્ર કહેવામાં આવે છે.[૬૬]

**मम योनिर्महद्ब्रह्म तस्मिन्गर्भं दधाम्यहम् ।**
**संभवः सर्वभूतानां ततो भवति भारत ॥ ३ ॥**

**શ્લોકાર્થઃ—હે ભારત! મહદ્ બ્રહ્મ (પ્રકૃતિ) એ મારૂં ગર્ભ મૂકવાનું સ્થાન છે; તેમાં હું ગર્ભને મૂકું છું અને તેમાંથી સર્વભૂતોની ઉત્પત્તિ થાય છે. (૩)**

**ઓવી અર્થઃ**—આ માયા મહત્તત્ત્વાદિકનું મૂળ વિશ્રામસ્થાન અર્થાત્ લયસ્થાન છે, અર્થાત્ એ સર્વ જગત્ કરતાં મોટી છે, માટે એને 'મહદ્બ્રહ્મ' નામ આપવામાં આવ્યું છે.[૬૭] તેમજ હે અર્જુન! એના યોગથી વિકાર અને ગુણવૃદ્ધિ પામે છે, માટે એને મહદ્બ્રહ્મ કહેવામાં આવે છે.[૬૮] અવ્યક્ત મતવાદીઓ એને અવ્યક્ત કહે છે અને સાંખ્ય મતવાદીઓ એનેજ 'પ્રકૃતિ' કહે છે.[૬૯] હે પ્રાજ્ઞશિરોમણે! વેદાંતીઓ એને 'માયા' કહે છે. અસ્તુ! વ્યર્થ શામાટે બોલવું? અજ્ઞાન તે એજ છે.[૭૦] હે ધનંજય! આપણા આત્મસ્વરૂપની આપણને જે વિસ્મૃતિ થાય છે તેજ આ અજ્ઞાનનું રૂપ છે.[૭૧] વળી બીજી વાત એ છે કે, જે પ્રમાણે હાથમાં દીપક લઇ તિમિરને શોધવા જઇએ તો તે જડતું નથી, તે પ્રમાણે આત્મસ્વરૂપનો વિચાર કરીએ એટલે તે અદ્રશ્ય થાય છે.[૭૨] દૂધને ઘુંટવા બેસીએ તો જે પ્રમાણે તેપર મલાઈ આવતી નથી અને તેને ઘુંટીએ નહિ એટલે જે પ્રમાણે તેપર મલાઈ આવે છે,[૭૩] કિંવા મનુષ્ય જે વખતે જાગૃદાવસ્થામાં કિંવા સ્વપ્નાવસ્થામાં હોતો નથી અથવા સમાધિસ્થ પણ હોતો નથી તે વખતે જેમ તેને ગાઢ નિદ્રા આવે છે;[૭૪] કિંવા જ્યારે વાયુ ઉત્પન્ન થયેલો હોતો નથી, ત્યારે જે પ્રમાણે આકાશ માત્ર એકલુંજ હોય છે; તે પ્રમાણે ઇતર અવસ્થા વિનાની જે નિદ્રાવસ્થા તેજ અજ્ઞાન છે.[૭૫] આપણી સમક્ષ એકાદ વૃક્ષનું ઠુંઠું હોય અને તે થાંભલો છે, કિંવા પુરૂષ છે તે નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી, પરંતુ કોઇ વસ્તુ દેખાય છે એવો ભાસ થાય છે;[૭૬] તે પ્રમાણે આત્માનું કેવળ સ્વરૂપ જે વખતે ખરેખરૂં દેખાતું નથી, અને બીજી અમુક વસ્તુ છે, એવો પણ નિશ્ચય થતો નથી;[૭૭] રાત્રિયે નહિ અને દિવસ પણ નહિ એવા ઉભયના સંધિકાળને જે પ્રમાણે સાયંકાળ કહેવામાં આવે છે; તેજ પ્રમાણે આત્મા અને જગત્ વિષેના જ્ઞાનના અભાવવાળી સ્થિતિને અજ્ઞાન કહેવામાં આવે છે.[૭૮] આવી ઉભય વચ્ચેની અનિર્વચનીય સ્થિતિને 'અજ્ઞાન' કહેવામાં આવે છે; અને તે અજ્ઞાનથી આવૃત્ત થયેલા ચૈતન્યનેજ ક્ષેત્રજ્ઞ કહેવામાં આવે છે.[૭૯] પોતાનું શુદ્ધ સ્વરૂપ ન જાણતાં જે અજ્ઞાન વૃદ્ધિ પામે છે તે ક્ષેત્રજ્ઞનું (જીવાત્માનું) રૂપ છે.[૮૦] આ માયા અને ચૈતન્યના યોગને બરાબર લક્ષમાં રાખ. કારણ કે, મૂળ સ્વરૂપપર માયાનો સ્વભાવ એવોજ છે.[૮૧] આ પ્રમાણે માયાના અનુરોધથી ચૈતન્ય પોતાનું આત્મસ્વરૂપ વિસરી જઇ અનેક રૂપો ધારણ કરે છે.[૮૨] જે પ્રમાણે દરિદ્રી મનુષ્યને ભ્રમ થવાથી, તે રસ્તે જતાં ઇતર લોકોને 'અમારી રાજા બહાદુરની સવારી પધારી' એમ કહે છે, કિંવા મૂર્છા પામેલો મનુષ્ય જે પ્રમાણે હું સ્વર્ગ જોઇ આવ્યો એમ કહે છે,[૮૩] તે પ્રમાણે દ્રષ્ટિ એકવાર આત્મસ્વરૂપપરથી ચળી જાય છે એટલે જે જે વસ્તુ દૃષ્ટિગોચર થાય છે તેને સૃષ્ટિ કહેવામાં આવે છે. તે મારામાંથીજ ઉત્પન્ન થાય છે.[૮૪] મનુષ્ય એકલો હોવા છતાં સ્વપ્નની ભ્રાંતિથી પુષ્કળ વસ્તુ જુએ છે, તેજ પ્રકારે ચૈતન્યને આત્મસ્વરૂપની વિસ્મૃતિ થાય છે ત્યારે બને છે.[૮૫] આજ ભ્રાંતિ શુદ્ધ સ્વરૂપપર આવે છે, એ તને પુનઃ અન્ય પ્રકારે આગળ કહું છું. પરંતુ મૂળ સ્વરૂપપર એ માયાનું રૂપ છે એ વાત તું ભૂલીશ નહિ.[૮૬] પરંતુ માયા એ મારી સ્ત્રી છે અને તે આદ્યંતરહિત, તરુણ, અલૌકિક તથા ગુણવાન છે.[૮૭] એનું રૂપ જોવા જતાં કાંઇ નહિ એજ એનું રૂપ છે. એની આકૃતિ અતિ વ્યાપક છે. એ અજ્ઞાનની સન્નિધ હોય છે અને જ્ઞાનથી દૂર હોય છે.[૮૮] પરંતુ એ માયા આત્મસ્વરૂપપર

નિદ્રાગ્રસ્ત થએલી હોવાથી આત્મસત્તાના સંભોગથી ગર્ભ ધારણ કરે છે.[૮૯] ત્યાર પછી એ જીવભૂતા પ્રકૃતિના ઉદરમાં પ્રાકૃત અષ્ટ વિકારરૂપી ગર્ભની વૃદ્ધિ કરે છે.[૯૦] આત્મા તથા પ્રકૃતિના સંયોગથી પ્રથમ બુદ્ધિતત્ત્વ ઉત્પન્ન થાય છે અને તેજ બુદ્ધિ બળવત્તર થતાં મન થાય છે.[૯૧] મનની સ્ત્રી મમતા છે અને તેમાંથી અહંકારની ઉત્પત્તિ થાય છે, અને તેના યોગથી પંચમહાભૂતો ઉત્પન્ન થાય છે;[૯૨] અને વિષય તથા ઇંદ્રિયોનો ભૂતોની સાથે સંબંધ હોવાથી એની સાથે તેનો પણ ઉદ્‌ભવ થાય છે.[૯૩] વિષય તથા ઇંદ્રિયોનો ક્ષોભ થતાંની સાથેજ સત્ત્વ, રજ અને તમ, એ ત્રણ ગુણોની ઉત્પત્તિ થાય છે. તેના યોગથી વાસના હોય તે પ્રમાણે જીવ ભિન્ન ભિન્ન સ્થળે જન્મ ધારણ કરે છે.[૯૪] જે પ્રમાણે બીજ અને પાણીનો સંયોગ થતાં તેમાંથી અંકુર ફુટી અંતે તે વૃક્ષમાં પરિણમે છે,[૯૫] તે પ્રમાણે મારા સંગથી પ્રકૃતિને અનેક પ્રકારના વિશ્વાંકુર ફુટવા લાગે છે.[૯૬] હે સુજન શ્રેષ્ઠ! પછી તે ગર્ભ કેવું રૂપ ધારણ કરે છે, તે સાંભળ.[૯૭] અંડજ, સ્વેદજ, ઉદ્‌ભિજ અને જરાયુજ આવા અંકુરો તેને સહજ ફુટે છે.[૯૮] જેમાં આકાશ અને વાયુનો વિશેષ અંશ હોય છે એવા ગર્ભરસને અંડજ કહેવામાં આવે છે; આ એક તેનો અવયવ છે.[૯૯] તમ અને રજ એ ગુણોથી યુક્ત હોઇ જેમાં જળ અને તેજનો અધિક અંશ હોય છે, તેને સ્વેદજ કહેવામાં આવે છે.[૧૦૦] જેમાં જળ અને પૃથ્વીનો વિશેષ અંશ હોય છે અને જેમાં કેવળ તમોગુણ દ્રષ્ટિગોચર થાય છે, તે ઉદ્‌ભિજ છે.[૧] પાંચ જ્ઞાનેંદ્રિયો તથા પાંચ કર્મેંદ્રિયો જેમાં સમાન હોય છે અને જેમાં મન અને બુદ્ધિની જોડી હોય છે તે જરાયુજ કહેવાય છે.[૨] આ પ્રમાણે જરાયુજ, અંડજ, સ્વેદજ તથા ઉદ્‌ભિજ્જ એવા ચાર દેહ અર્થાત્ બે હસ્ત અને બે ચરણતલ હોઇ, અષ્ટધા પ્રકૃતિ જેનું શિર હોય છે;[૩] પ્રપંચ એ જેનું મોટું ઉદર છે અને નિવૃત્તિ એ જેની પીઠ છે, તથા નાભિના ઉપરના ભાગમાં જેને આઠ દેવસર્ગ છે;[૪] જેને ઉપરના ભાગમાં સ્વર્ગ લોક એ કંઠ છે, મૃત્યુલોક એ મધ્ય ભાગ છે અને પાતાળ લોક એ કમરની નીચેનો ભાગ છે;[૫] આવું એક છોકરૂં આ માયાને અવતર્યું. ત્રણ લોકનો વિસ્તાર આ બાળકનું પારણું છે.[૬] ચોરાશી લક્ષ યોનિ તે આ બાળકની આંગળીઓનાં ટેરવાં અને સાંધા છે અને એ બાળક દિનપ્રતિદિન વૃદ્ધિંગત થતું જાય છે.[૭] નાના પ્રકારના દેહો, અવયવો તથા નામોરૂપી અલંકારો પહેરાવી, માયા એ બાલકને મોહરૂપી સ્તનપાન કરાવી ઉછેરીને મોટું કરે છે.[૮] પૃથક્ પૃથક્ સૃષ્ટિઓ તેની આંગળીઓ છે અને ભિન્ન ભિન્ન શરીરો તેના વેઢા છે.[૯] આવું એકનું એક વિશ્વરૂપી બાળક અજ્ઞાનરૂપી પ્રકૃતિને પેટે જન્મ લઇ પોતાને ભાગ્યવાન માને છે.[૧૦] બ્રહ્મા એ બાળકનો પ્રભાતકાળ છે, વિષ્ણુ એ મધ્યાન્હકાળ છે અને સદાશિવ એ સાયંકાળ છે અર્થાત્ એને ઉત્પત્તિ, સ્થિતિ અને લય એવા ત્રણ કાળો છે.[૧૧] અને મહાપ્રલય એજ એની શય્યા છે. તેનાપર ખેલ ખેલીને એ નિરાંતે નિદ્રા લે છે અને પુનઃ કલ્પનો ઉદય થતાંની સાથે વિપરીત જ્ઞાનથી જાગી ઉઠે છે.[૧૨] હે અર્જુન! આ રીતે મિથ્યાજ્ઞાનના વ્યવહારમાં કાલગતિના યોગથી એ બાળક પગલાં ભરવા લાગે છે.[૧૩] સંકલ્પ એ જેનો પ્રિય સ્નેહી છે અને અહંકાર એ જેની શોભા છે એવા આ બાળકને આત્મજ્ઞાનની પ્રાપ્તિ થતાંની સાથે મરણ આવે છે.[૧૪] અસ્તુ! હવે વિશેષ વર્ણન ન કરતાં એટલુંજ કહું છું કે, આ પ્રમાણે માયામાંથી આ વિશ્વ મારી સત્તાની સાહાય્યથી ઉત્પન્ન થયું.[૧૫]

**सर्वयोनिषु कौन्तेय मूर्तयः संभवन्ति याः ।**
**तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता ॥ ४ ॥**

**શ્લોકાર્થઃ—હે કૌંતેય!** ચોરાશી લક્ષ યોનિમાં જે વ્યક્તિઓ ઉત્પન્ન થાય છે તે સર્વનું કારણ મહદ્ બ્રહ્મ (પ્રકૃતિ) છે; અને તે પ્રકૃતિમાં બીજારોપણ કરનારો પિતા હું છું. (૪)

**ઓવી અર્થઃ**—માટે હે અર્જુન! હું બાપ, માયા એ મા અને વિશ્વ એ અમારૂં બાળક છે,[16] આ જગત્‌માં પુષ્કળ શરીરો દ્રષ્ટિગોચર થવાને લીધે; જગત મારૂં અપત્ય હોવાથી મારૂં અને તેનું ઐક્ય નથી, એવી શંકાને તું તારા મનમાં આવવા દઈશ નહિ. કારણકે, સર્વ ભૂતોની ઉત્પત્તિ, મન, બુદ્ધિ પ્રભૃતિ પંચેંદ્રિયોમાંથીજ છે.[17] શું એકજ શરીરને ભિન્ન ભિન્ન અવયવો નથી કે? તે પ્રમાણે આ જગત્‌માં ભિન્ન ભિન્ન અવયવો દ્રષ્ટિગોચર થાય છે, તોપણ સર્વે એક રૂપજ છે.[18] જો! એકજ બીજમાંથી ઉત્પન્ન થયેલાં વૃક્ષને લાંબી, આડી, જાડી અને પાતળી શાખાઓ હોય છે.[19] માટે જગત્ અને મારા વચ્ચેનો સંબંધ આવો છે, જે પ્રમાણે મૃત્તિકામાંથી ઉત્પન્ન થયેલો ઘટ, મૃત્તિકાનું બાળક છે, કિંવા વસ્ત્ર એ રૂનાં બાળકનું બાળક છે, (કારણકે રૂમાંથી સુતર બન્યા પછી વસ્ત્ર તૈયાર કરવામાં આવે છે;)[20] અથવા સમુદ્રપર ઉત્પન્ન થતા અસંખ્ય તરંગો, જે પ્રમાણે સમુદ્રની સંતતિ છે, તે પ્રમાણેજ ચરાચરનો અને મારો સંબંધ છે.[21] માટે અગ્નિ અને જ્વાળા જે પ્રમાણે અગ્નિનાંજ સ્વરૂપો છે, તે પ્રમાણે હું અને જગત્ એકજ સ્વરૂપ છૈએ, અને મારાંમાંથી જગત્‌ની ઉત્પત્તિ થાય છે એવો સંબંધ માનવો વ્યર્થ છે,[22] જગત્‌ની ઉત્પતિથી મારા સ્વરૂપનો લોપ થાય છે એમ જો કહીએ તો આ જગત્ કોના તેજથી પ્રકટ થાય છે? શું માણુક્યનાં તેજથી માણિક્ય ઝાંખું પડી જાય છે કે?[23] તેમજ સુવર્ણના અલંકારો બનાવવાથી શું તેમાંનું સુવર્ણત્વ નષ્ટ થાય છે કે?[24] અથવા કમલનો વિકાસ થતાં તેમાંનું કમલત્વ નાશ પામે છે કે?[24] હે અર્જુન અવયવને ધારણ કરનાર અવયવથી ઝાંખો પડી જાય એ વાત સત્ય છે કે અવયવ સહવર્તમાન રહેવું એજ તેનું રૂપ છે એ વાત ખરી છે? તેનો ઉત્તર તું મને આપ.[25] જુવારનાં બી વાવવાથી તેને કણુસલાં આવે તો તેમાં ઘટાડો થયેલો માનવો કે વૃદ્ધિ થએલી માનવી?[26] માટે જગત્‌ને એક બાજુએ રાખી મને જોશે તો હું ભિન્ન દેખાઈશ નહિ; કારણકે હુંજ સર્વ જગદ્રૂપ છું[27] હે વીર! આ સિદ્ધાંતની ખરેખરી પૂર્ણ ગાંઠ તું તારાં મનમાં બાંધી રાખી.[28] હવે હું પુષ્કળ શરીરો વડે ભિન્ન દેખાઉં છું, તોપણ તે સર્વ શરીરો એકજ ગુણોથી બદ્ધ છે, એમ તું સમજ[29] હે કપિધ્વજ! જે પ્રમાણે મનુષ્ય સ્વપ્નમાં હું મુઓ છું એવી કલ્પના કરે છે,[30] કિંવા જે મનુષ્યને કમળો થયો હોય તે મનુષ્યની આંખ પીળી પડી જાય છે, અને તે જે જે વસ્તુ જુએ છે તે તે તેને પીળી દેખાય છે,[31] અથવા અભ્ર જેમ સૂર્યના પ્રકાશથી દેખાય છે અને સૂર્ય અભ્રાચ્છાદિત થયો છે એમ પણ જે પ્રમાણે તેનાજ તેજથી દેખાય છે;[32] કિંવા પોતાના વડેજ પડેલી પોતાની છાયા જોઈને જે ડરે છે, તે જે પ્રમાણે પોતાની છાયાથી ભિન્ન નથી;[33] તેજ પ્રમાણે જગતમાં પુષ્કળ દેહો દ્રષ્ટિગોચર થાય છે, તો પણ તે અનંત રૂપો મારાંજ છે. તેમાં અનેકત્વનો જે બંધ છે તેને પણ હુંજ જાણું છું[34] અજ્ઞાનીઓ પોતાનું સ્વરૂપ ન જાણતા હોવાથીજ તેનામાં બંધન અને મોક્ષ ઉત્પન્ન થાય છે.[35] મારાજ ગુણોથી હું કવી રીતે બદ્ધ થાઉં છું તે સંભાળ,[36] હવે પ્રથમ ગુણો કેટલા છે અને તેના ધર્મો શું છે, તથા તેનાં સ્વરૂપો કેવાં છે અને તેનાં નામો શું છે, અને તે કયાંથી ઉત્પન્ન થયા તેનો મર્મ કહું છું તે સાંભળ.[37]

**सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः ।**
**निबध्नन्ति महाबाहो देहे देहिनमव्ययम् ॥ ५ ॥**

**શ્લોકાર્થઃ**—હે મહાબાહો! સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયા છે; તે આ દેહમાં અવિનાશી આત્માને બાંધી દે છે (૫).

**ઓવી અર્થઃ**—સત્ત્વ, રજ અને તમ એવા ત્રણ ગુણો છે, અને તે માયામાંથી ઉત્પન્ન થયા છે.[૩૮] તેમાં સત્ત્વગુણ ઉત્તમ, રજોગુણ મધ્યમ અને તમોગુણ કનિષ્ઠ છે.[૩૯] એ ત્રણે ગુણો એકજ અંતઃકરણવૃત્તિમાં ઉત્પન્ન થાય છે; તેથી અંતઃકરણ પણ ત્રિગુણ છે એમ લાગે છે. જે પ્રમાણે એકજ દેહને બાલ્ય, તારુણ્ય અને વાર્ધક્ય એ ત્રણ અવસ્થાઓ પ્રાપ્ત થાય છે;[૪૦] કિંવા ઉત્તમ સોનામાં ભેળવાળું સોનું મેળવવાથી જેમ જેમ તેનું વજન વધે છે, તેમ તેમ સોનું નિસ્તેજ દેખાય છે અને તેનો કસ કમી ઉતરે છે;[૪૧] જે પ્રમાણે આલસ્ય આવતાં, જાગૃતિ નષ્ટ થઈ, નિદ્રાની વૃદ્ધિ થાય છે,[૪૨] તે પ્રમાણે, અજ્ઞાનનો સ્વિકાર કરવાથી જે વૃત્તિની વૃદ્ધિ થાય છે તેને સત્ત્વ, રજ અને તમ કહેવામાં આવે છે.[૪૩] હે અર્જુન! જેના યોગથી વૃત્તિ ભિન્ન ભિન્ન પ્રકારની બને છે, તેને ગુણ કહેવામાં આવે છે. હવે તે આત્માને કેવી રીતે બંધન કરે છે, તે કહું છું.[૪૪] જીવાત્મા જે વખતે દેહનું અભિમાન ધારણ કરે છે, તેજ વખતે તેને અપશુકન થાય છે, એમ તું સમજ.[૪૫] અપશુકનનું ફળ એ છે કે આ દેહ મારી છે એવું અભિમાન ધારણ કરતાંની સાથે તેને જન્મથી લઈને મરણ પર્યંત સર્વ દેહધર્મનાં દુઃખો ભોગવવાનો પ્રસંગ આવે છે.[૪૬] જે પ્રમાણે ગલની સાથે લગાડેલું માંસ મત્સ્ય પકડે ન પકડે એટલામાંજ માછી ગલને હલાવી મત્સ્યને ગલમાં ફસાવી મારે છે;[૪૭]

**तत्र सत्त्वं निर्मलत्वात्प्रकाशकमनामयम् ।**
**सुखसंगेन बध्नाति ज्ञानसंगेन चानघ ॥ ६ ॥**

**શ્લોકાર્થઃ—હે નિષ્પાપ અર્જુન! તેમાંનો નિર્દોષ અને પ્રકાશક એવો જે સત્ત્વગુણ તે નિર્મળ હોવાથી આત્માને સુખ સંબંધથી અને જ્ઞાન સંબંધથી આ દેહમાં બાંધી દે છે. (૬)**

**ઓવી અર્થઃ**—તે પ્રમાણે સત્ત્વગુણ નામનો પારધિ સુખ અને જ્ઞાનરૂપી પાશથી જીવને બંધન કરે છે; અને જે પ્રમાણે મૃગ પારધિના પાશમાં સપડાયા પછી તરફડે છે,[૪૮] તે પ્રમાણે જીવ સત્ત્વગુણના બંધનમાં સપડાયા પછી હું જ્ઞાની છું અને મારા જેવો આ જગત્માં કોઇ જ્ઞાતા નથી એવો મિથ્યા ઘમંડ રાખે છે; આ પ્રમાણે તે આત્મજ્ઞાનથી પ્રાપ્ત થતાં સુખને પોતાના હાથથી ગુમાવે છે.[૪૯] પછી કોઇ તેને વિદ્વાન કહીને માન આપે તો તે આનંદ પામે છે અને થોડા લાભથી હર્ષ પામે છે વળી તે એમ માને છે કે મારા જેવો આખા જગત્માં કોઈ સુખી નથી,[૫૦] અહો! આ મારૂં કેવું મોટું ભાગ્ય છે! આવી રીતે તે અષ્ટ સાત્ત્વિક ભાવોવડે પરિપૂર્ણ થઇ જાય છે.[૫૧] આટલાથીજ કાંઇ આરો આવતો નથી, પરંતુ હું વિદ્વાન છું એવો ભૂત તેની પાછળ લાગે છે.[૫૨] આપણે પોતે જ્ઞાનરૂપ છીએ એ જ્ઞાન નષ્ટ થવાને માટે તેને ખેદ થતો નથી, પરંતુ ઉલટો વિષયજ્ઞાનના આવેશમાં તે ગગન જેટલો ફુલે છે.[૫૩] જે પ્રમાણે એકાદ રાજા સ્વપ્નમાં ભિક્ષુક બની ભિક્ષા યાચવાને નીકળે અને તેને ઈતર ભિક્ષુકો કરતાં થોડી વધારે ભિક્ષા મળે, તો તે પોતાને ઇંદ્ર કિંવા મહા ભાગ્યવાન ગણે છે,[૫૪] તે પ્રમાણે હે અર્જુન! જીવાત્મા દેહાભિમાન ધરે ત્યારે તેની સ્થિતિ તેવીજ થાય છે.[૫૫] પ્રવૃત્તિ-શાસ્ત્રમાં જે નિપુણ હોય છે, યજ્ઞવિદ્યામાં જે નિષ્ણાત બને છે, કિંબહુના સ્વર્ગની સુદ્ધાં જે બાતમી જાણે છે,[૫૬] અને મારા શિવાય આ જગત્માં અન્ય કોઈ જ્ઞાનવાન નથી તથા ચાતુર્ય રૂપી ચંદ્રને પ્રકાશિત કરવાને મારૂં ચિત્ત ગગનરૂપ છે, એમ જે માને છે,[૫૭] આ પ્રમાણે સત્ત્વગુણ જીવાત્માને સુખ તથા જ્ઞાનના અછોડા ( દોરડી ) વતી બળદની પેઠે પોતાના કાબુમાં આણે છે.[૫૮] હવે રજોગુણ પણ આ જીવને આ શરીરમાં કેવી રીતે બાંધે છે, તે તું સાંભળ.[૫૯]

**रजो रागात्मकं विद्धि तृष्णासंगसमुद्भवम् ।**
**तन्निबध्नाति कौन्तेय कर्मसंगेन देहिनम् ॥ ७ ॥**

**શ્લોકાર્થઃ—હે કૌંતેય ! પ્રીતિ સ્વરૂપ જે રજોગુણ તે આશા અને આસક્તિના સંબંધથી ઉત્પન્ન થયો છે, તે આત્માને કર્મની આસક્તિથી આ દેહને બાંધી દે છે. (૭)**

**ઓવી અર્થઃ**—આ ગુણથી જીવનું સદૈવ રંજન થાય છે અને કામવાસના સદૈવ જાગૃત રહે છે, એથી એને રજોગુણ કહેવામાં આવે છે.[૬૦] જીવમાં એનો થોડો પ્રવેશ થતાં વારજ એ તેને કામનો નાદ લગાડે છે, અને પછી મનની ઇચ્છાઓ પવનની પેઠે દોડવા લાગે છે.[૬૧] પછી, અગ્નિકુંડમાં અગ્નિપર ઘી હોમવામાં આવતાં જે પ્રમાણે વજ્રાગ્નિ ભડકી ઉઠે છે અને તેને નાની કે મોટી વસ્તુનું ભાન ન રહેતાં તે સર્વ વસ્તુનો નાશ કરે છે,[૬૨] તેજ પ્રમાણે તેની ઇચ્છા પ્રબળ થઈ, દુઃખદાયક ઘટના પણ તેને સુખદાયક લાગે છે; અને ઇંદ્રલોકની પ્રાપ્તિ થવા છતાં પણ તેને તૃપ્તિ થતી નથી.[૬૩] આ પ્રકારે વિષયવાસનાની વૃદ્ધિ થતાં, મેરુપર્વત તેને હસ્તગત થાય તોપણ તે તેનાથીએ અધિક મોટી વસ્તુ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે છે.[૬૪] એક કોડીપરથી પણ પોતાનું જીવન ઓવારી નાખવાને તે આગળ પાછળ જોતો નથી, અને તૃણ જેવડી અલ્પ વસ્તુ પ્રાપ્ત થાય તોપણ તે પોતાને ભાગ્યવાન માને છે.[૬૫] જો આપણી પાસેનું દ્રવ્ય આજે પુરૂં થઇ જશે તો આવતી કાલે આપણી શી દશા થશે, એવો ભય ધરી જે તૃષ્ણાના બળથી મોટા મોટા ઉદ્યોગો શરૂ કરે છે;[૬૬] અને એમ કહે છે કે જો આપણને સ્વર્ગપ્રાપ્તિ થશે તો ત્યાં આપણને ખાવાનું શું મળશે ? આટલા માટે તે યજ્ઞયાગાદિ ક્રિયા કરે છે.[૬૭] વ્રતોપર વ્રતો કરે છે; ઇષ્ટાપૂર્ત ( કૂવા, તળાવ આદિ બાંધવાં, યજ્ઞ યાગાદિ કરવાં એ ) કર્મો કરે છે, કામ્ય ( કામનિક ) વ્રતો શિવાય ઇતર વ્રતોનું આચરણ કરતો નથી;[૬૮] જે પ્રમાણે ગ્રીષ્મ ઋતુની આખરનો આષાઢ મહિનાનો પવન રાત્રિ દિવસ એક સરખો વાય છે, તે પ્રમાણે હે અર્જુન ! તે આ પ્રકારના વ્યાપારમાં રાત્રિ દિવસ મચ્યો રહે છે.[૬૯] મત્સ્ય અને કામિની સ્ત્રીનાં નેત્ર કટાક્ષ ચંચળ હોય છે અને વિદ્યુત્ તો અતિ ચંચળ હોય છે; પરંતુ રજોગુણની ચંચળતાની તુલનામાં તેની ચંચળતા ઓછી હોય છે;[૭૦] એવા અતિ વેગથી તે સ્વર્ગ અને સંસારની પ્રાપ્તિને માટે અગ્નિમાં ભુસકો મારવાને પણ આગળ પાછળ જોતો નથી.[૭૧] આ પ્રમાણે દેહમાં હોવા છતાં પણ દેહથી અલિપ્ત એવો જીવ તૃષ્ણાના સપાટામાં સપડાઇને પોતાના ગળામાં વ્યાપારની તોક ભેરવે છે.[૭૨] આવી રીતે દેહમાં રહેનારો જે જીવ તેને રજોગુણનું મજબૂત બંધન હોય છે. હવે તમોગુણનાં લક્ષણો સાંભળ.[૭૩]

**तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् ।**
**प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥ ८ ॥**

**શ્લોકાર્થઃ—હે ભારત! પ્રાણી માત્રને મોહિત કરી નાખનારો તમોગુણ અજ્ઞાનમાંથી ઉત્પન્ન થયો છે એમ તું જાણ; તે આ દેહમાં આત્માને કર્તવ્યપ્રતિ દુર્લક્ષ, આલસ્ય અને નિદ્રા એ બંધનોથી બાંધી લે છે. (૮)**

**ઓવી અર્થઃ**—જેના પડદાથી મનુષ્યની વ્યવહાર તરફની દ્રષ્ટિ મંદ થાય છે; જે મોહ રૂપી રાત્રિનું ઘોર અંધારૂંજ છે;[૭૪] જે તમોગુણ અજ્ઞાનથી વૃદ્ધિંગત થાય છે, તે સર્વ વિશ્વને અજ્ઞાનમાં નાખીને નચાવે છે.[૭૫] એ તમોગુણ અવિચારનો મહામંત્ર છે, અને અજ્ઞાનરૂપી મદ્યનું પાત્ર છે. વધારે શું કહું ? જીવને મોહ પમાડનાર તે એક મોહાસ્ત્ર જ છે.[૭૬] હે પાર્થ ! આ લક્ષણનેજ તમોગુણ કહેવામાં આવે છે, અને જે દેહનેજ આત્મા માને છે, તેને એજ

આસી લે છે.[૭૭] આ એકલો તમોગુણજ ચરાચરના અંગમાં વધવા લાગ્યો એટલે ત્યાં અન્ય કોઇ પણ ગુણનો પ્રવેશ થઈ શકતો નથી.[૭૮] એ સર્વ ઇંદ્રિયોમાં જડત્વ આણે છે, મનમાં મૂઢત્વ આણે છે, અને એના યોગથી આલસ્યની ઉત્પત્તિ થાય છે.[૭૯] એના યોગથી મનુષ્ય નિત્ય આળસ મરડે છે, તેનામાં કામ કરવાની હોંસ રહેતી નથી અને બગાસાંનાં તો વહાણ ફાટે છે![૮૦] હે અર્જુન! આવા મનુષ્યની આંખ ખુલ્લી હોવા છતાં તેને પોતાની સમક્ષની વસ્તુ સુઝતી નથી, અને હાંક માર્યા છતાં પણ જે 'ઓ' કહીને શય્યાપરથી ઉઠતો નથી;[૮૧] એકાદ પ્રચંડ પત્થર જમીનપર પડયો હોય તે જેમ એક બાજુથી બીજી બાજુએ ફરતો નથી, તે પ્રમાણે આવો માણસ એક વખત માથું ઉંધું કરીને ઉંઘી ગયો એટલે તે પાસું ફેરવતોજ નથી.[૮૨] પૃથ્વી પાતાળે જાઓ, કિંવા આકાશ તુટી પડો, પરંતુ તેના મનમાં ઉઠવાની ઇચ્છા સુદ્ધાં થતી નથી.[૮૩] તે સ્વસ્થ પ્રકારે ઉંઘી જાય છે એટલે તેને પોતાનાં આન્હિક કર્મોની સ્મૃતિ પણ રહેતી નથી; પરંતુ શય્યાપર ને શય્યાપરજ આળોટયા કરવાની તેના મનમાં પ્રબળ વાંચ્છના હોય છે.[૮૪] હાથ ઉંચા કરી આંગળાંમાં આંગળાં ભેરવી તેને ડોકાંપર રાખી ઘુંટણ વચ્ચે માથું ઘાલી તે બેસી રહે છે;[૮૫] અને મનમાં નિદ્રાની પૂર્ણ ઇચ્છા ધરી, ઉંઘની લ્હેરકી આવતાં તેની આગળ સ્વર્ગને પણ તુચ્છ માને છે.[૮૬] મને બ્રહ્મદેવનું આયુષ્ય પ્રાપ્ત થાય અને હું આ પ્રમાણે ઉંઘતોજ રહું એવી સતત ઇચ્છા શિવાય તેને બીજું કાંઇ વ્યસન હોતું નથી.[૮૭] વાટે જતાં પગ લપસી પડે તો તે ઠેકાણે પણ તેને નિદ્રા આવે છે, અને ઉંઘ આવતી હોય તે વખતે તેને કોઇ અમૃત આપે તોપણ તેનોએ તે અસ્વીકાર કરે છે.[૮૮] તેમજ બળાત્કારે એકાદ વ્યાપાર કરવામાં પ્રવૃત્ત થાય તોપણ, અંધ મનુષ્ય જે પ્રમાણે ચાલે છે તે પ્રમાણે તેનું કાર્ય જ્ઞાનશૂન્ય હોય છે.[૮૯] કારણકે કયી વેળાએ કેમ વર્તવું, કોની સાથે કેવી રીતે બોલવું, તથા જેની સાથે લેવડદેવડનો વ્યવહાર હોય તે શ્રીમંત છે કિંવા દેવાળીઓ છે, તેનો પણ તેને વિચાર હોતો નથી.[૯૦] જે પ્રમાણે દાવાનળ લાગ્યો હોય ત્યારે પતંગ એવી અજ્ઞાન મૂલક આકાંક્ષા રાખે છે કે હું મારી પાંખોવતી તેને સ્વાધીન કરી લઇશ.[૯૧] તે પ્રમાણે સાહસ કર્મ કરવાને પ્રવૃત્ત થઇ વેદબાહ્ય કર્મ કરવાની તેને ઉત્કંઠા હોય છે; કિંબહુના આવાં પ્રમાદ-ભરેલાં કર્મો કરવામાંજ તેને રસ પડે છે.[૯૨] આ પ્રમાણે તમોગુણ, નિદ્રા, આલસ્ય અને પ્રમાદ એ ત્રણ પાશોવડે ઉપાધિરહિત જીવને બંધન કરે છે.[૯૩] જે પ્રમાણે અગ્નિ કાષ્ઠમાં હોય ત્યારે કાષ્ઠના આકારનોજ દેખાય છે, કિંવા ઘટમાં રહેલું આકાશ ઘટના આકારનુંજ લાગે છે.[૯૪] અથવા ભરેલા સરોવરમાં ચંદ્રનું બિંબ દેખાય છે, તે પ્રમાણે, જીવ ગુણપાશોથી બદ્ધ થયા પછી ગુણોનાં લક્ષણો જેવો દેખાય છે.[૯૫]

**सत्त्वं सुखे संजयति रजः कर्मणि भारत ।**
**ज्ञानमावृत्य तु तमः प्रमादे संजयत्युत ॥ ९ ॥**
**रजस्तमश्चाभिभूय सत्त्वं भवति भारत ।**
**रजः सत्त्वं तमश्चैव तमः सत्त्वं रजस्तथा ॥ १० ॥**

શ્લોકાર્થઃ—હે ભારત! સત્ત્વગુણ એ આત્માને સુખનો સંબંધ કરી આપે છે; રજોગુણ આત્માને કર્મનો સંબંધ કરી આપે છે; અને તમોગુણ તો જ્ઞાનને આચ્છાદિત કરી દઈ આત્માને કર્તવ્ય પ્રતિ દુર્લક્ષનો સંબંધ કરી દે છે. (૯) હે ભારત! સત્ત્વગુણ એ રજ તથા તમ એ ગુણોને જીતીને સ્વતઃ વૃદ્ધિંગત થાય છે; રજોગુણ સત્ત્વ અને તમ એ ગુણોને જીતીને પોતે વૃદ્ધિ પામે છે; અને તમોગુણ એ સત્ત્વ અને રજ એ ગુણોને જીતીને સ્વતઃ વધે છે. (૧૦).

**ઓવી અર્થઃ**—દેહમાં કફ અને વાતને પાછળ હઠાવી દઇ પિત્ત વૃદ્ધિંગત થાય છે ત્યારે જેમ શરીર તપ્ત થાય છે;[९६] કિંવા ગ્રીષ્મ અને વર્ષાઋતુ વ્યતીત થઇ ગયા પછી શીત ઋતુનો પ્રારંભ થતાં, આકાશ જેમ ચારે તરફ ઠંડું પડવા લાગે છે,[९७] અથવા જાગૃતિ અને સ્વપ્ન એ અવસ્થાનો લોપ થઇ, ગાઢ નિદ્રા આવતાં ચિત્તવૃત્તિ પણ ક્ષણભર તદ્રૂપ થઈ જાય છે,[९८] તે પ્રમાણે રજ અને તમ કરતાં સત્ત્વગુણ જ્યારે અધિક વધે છે, ત્યારે 'હું સુખી છું' એમ તે જીવ પાસે કહેવરાવે છે.[९९] તેજ પ્રમાણે સત્ત્વ અને રજ એ ગુણોનો લોપ થઈ; જ્યારે તમનું પ્રાબલ્ય થાય છે, ત્યારે સાહજિક રીતેજ પ્રમાદની ઉત્પત્તિ થાય છે;[२००] તેજ રીતે સત્ત્વ અને તમ એ ગુણોને દાબી દઇ જ્યારે રજોગુણ બળવત્તર થાય છે,[१] ત્યારે દેહમાં રહેનારો જે દેહનો રાજા જીવાત્મા, તેને કર્મ વ્યતિરિક્ત અન્ય કાંઇ સારૂં લાગતું નથી.[२] આ પ્રમાણે ત્રણ શ્લોકોદ્વારા ત્રણ ગુણોનું નિરૂપણ કરવામાં આવ્યું હવે આ સત્ત્વાદિ ગુણોની વૃદ્ધિનાં લક્ષણો લક્ષપૂર્વક સાંભળ.[३]

**सर्वद्वारेषु देहेऽस्मिन्प्रकाश उपजायते ।**
**ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्त्वमित्युत ॥ ११ ॥**
**लोभः प्रवृत्तिरारंभः कर्मणामशमः स्पृहा ।**
**रजस्येतानि जायन्ते विवृद्धे भरतर्षभ ॥ १२ ॥**
**अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ।**
**तमस्येतानि जायन्ते विवृद्धे कुरुनन्दन ॥ १३ ॥**
**यदा सत्त्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत् ।**
**तदोत्तमविदां लोकानमलान्प्रतिपद्यते ॥ १४ ॥**
**रजसि प्रलयं गत्वा कर्मसंगिषु जायते ।**
**तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते ॥ १५ ॥**

**શ્લોકાર્થઃ**—આ દેહમાંની સર્વ ઇંદ્રિયોમાં જ્ઞાનનો પ્રકાશ પડે, ત્યારે સત્ત્વની વૃદ્ધિ થઈ છે, એમ સમજવું. (૧૧) હે ભરતશ્રેષ્ઠ! લોભ, પ્રવૃત્તિ, કર્મારંભ, ઉચ્છૃંખલતા અને ઇચ્છા, એ ચિન્હો રજોગુણની વિશેષ વૃદ્ધિ થતાં ઉત્પન્ન થાય છે. (૧૨) વિવેકનો નાશ, ઉદ્યોગનો કંટાળો, દુર્લક્ષ અને મોહ એ ચિન્હો તમોગુણની અધિક વૃદ્ધિ થતાં ઉત્પન્ન થાય છે. (૧૩) સત્ત્વની વૃદ્ધિ થયા પછી જો પ્રાણી મૃત્યુ પામે તો તે મહત્તત્વાદિક જાણનારને જે ઉત્તમ લોકની પ્રાપ્તિ થાય છે તે ઉત્તમ લોકમાં (બ્રહ્મલોકમાં) જાય છે. (૧૪) રજોગુણની વૃદ્ધિ થયા પછી જો પ્રાણી મૃત્યુ પામે તો તે કર્મોમાં આસકિત ધરાવનાર લોકોમાં જન્મ પામે છે અને તમોગુણની વૃદ્ધિ થયા પછી જો પ્રાણી મૃત્યુ પામે છે તો તે પશુ ઇત્યાદિ મૂઢ યોનિમાં જન્મ પામે છે. (૧૫)

**ઓવી અર્થઃ**—રજ અને તમ એ ગુણોને જીતીને જ્યારે સત્ત્વગુણ આ દેહમાં વૃદ્ધિ પામે છે, ત્યારે જે લક્ષણો દ્રષ્ટિગોચર થાય છે તે આ પ્રમાણે છે.[४] વસંતઋતુમાં કમળો વિકસિત થાય છે ત્યારે તેનાં સૌગંધ્ય જેમ ચારે તરફ પ્રસરે છે, તે પ્રમાણે જ્ઞાન એ અંતરમાં ઓતપ્રોત ભરાઇને તેમાંથી બહાર નીકળે છે,[५] સર્વ ઇંદ્રિયોમાં વિચાર પ્રસરી જાય છે અને ખરેખર હાથપગોને પણ નેત્રો ફુટે છે. સત્કર્મ ક્યાં અને દુષ્કર્મ ક્યાં તે સહજ સમજી શકે છે; વિચાર કરવાની આવશ્યકતા રહેતીજ નથી.[६] રાજહંસની સન્મુખ દૂધ અને પાણી મેળવીને મુકતાં

જે પ્રમાણે તે ચંચુપાતથી તે ઉભયનું વર્ગીકરણ કરી નાંખે છે.[૭] તે પ્રમાણે હે અર્જુન! ઇંદ્રિયોજ સત્કર્મ, દુષ્કર્મની પરીક્ષા કરી લે છે, અને નિયમ તેની સેવા કરે છે;[૮] ન સાંભળવા સરખી વાત તેની શ્રવણેંદ્રિયો શ્રવણ કરતીજ નથી; ન જોવા જેવી વસ્તુને તેની આંખો જોતીજ નથી; જે ભાષણ બોલવા જેવું ન હોય તે તેની જીંહ્વા બોલતીજ નથી;[૯] તિમિર જે પ્રમાણે દીપક સન્મુખ આવી શકતું નથી, પરંતુ નાશજ પામી જાય છે, તે પ્રમાણે નિષિદ્ધ વ્યવહાર તેની ઇંદ્રિયો કને આવતાજ નથી.[૧૦] જે પ્રમાણે નદી પર્જન્ય કાળે ઉભરાઇ જાય છે, તે પ્રમાણે તેની બુદ્ધિ સર્વ શાસ્ત્રોમાં વૃદ્ધિને પામે છે.[૧૧] જે પ્રમાણે પૌર્ણિમાની રાત્રીએ સર્વ આકાશમાં ચંદ્રનો પ્રકાશ પ્રસરી જાય છે, તે પ્રમાણે તેની વૃત્તિ સર્વ જ્ઞાનમાં ફેલાઇ જાય છે.[૧૨] તેની સર્વ વાસનાઓ એકત્ર થઇ જાય છે, અને તેનું મન પ્રવૃત્તિ માર્ગમાં પ્રવેશતું નથી. તેજ પ્રમાણે તેના મનને વિષયોનો કંટાળો આવે છે.[૧૩] આ રીતે સત્ત્વગુણની વૃદ્ધિ થઇ તેનાં લક્ષણો દ્રષ્ટિગોચર થતાં તેનો કાળ થઇ જાય;[૧૪] કિંવા દુષ્કાળના દિવસો વ્યતીત થઇ ગયા પછી સારા દિવસો આવે. એટલામાં એકાદ મોટું પર્વ આવે, અને સ્વર્ગમાંના આપણા પૂર્વજો પ્રાહુણા આવે, તો પછી આપણને આનંદનો અતિરેક થાય તેમાં શું આશ્ચર્ય?[૧૫] તેજ પ્રમાણે ઘરમાં પુષ્કળ સંપત્તિ હોય અને ઔદાર્યથી દાન પુન્ય કરવામાં હાથ મોકળા હોય તો પછી ઇહ લોકમાં કીર્તિ અને પરલોકમાં સ્વર્ગની પ્રાપ્તિ શા માટે ન થાય?[૧૬] હે અર્જુન! આ રીતનાં આચરણ હોય તો પછી તેને ઇહ લોકમાં કીર્તિ પ્રાપ્ત કરતાં શી અડચણ નડે? તેમજ સત્ત્વગુણની વૃદ્ધિ થયા પછી મરણ થાય તો પછી સ્વર્ગ શિવાય બીજે કયાં તે જાય?[૧૭] કારણકે, ઉત્તમ આચરણ કરનાર ભોગ ભોગવવાનું સ્થાન જે શરીર તેનો ત્યાગ કરીને શુદ્ધ સત્ત્વગુણને પોતાની સાથે લઇ જાય છે.[૧૮] આવી રીતે જે આ લોકમાં વર્તે છે તે કેવળ સત્ત્વનીજ મૂર્તિ બની પુનઃ જ્ઞાનીઓમાં જન્મ લે છે.[૧૯] હે ધનુર્ધર! સિંહાસનારૂઢ રાજા જો ડુંગરપર જઇને ઉભો રહે તો તેને ત્યાં પણ કોઇ વાતની ન્યૂનતા રહે છે કે?[૨૦] કિંવા બાપુરે! એક ગામમાંથી બીજા ગામમાં લઇ જવામાં આવેલા દીપકનો પ્રકાશ જેમ જેમ એકસરખોજ પડે છે,[૨૧] તે પ્રમાણે સત્ત્વગુણની વૃદ્ધિ થયા પછી જ્ઞાનનો અધિક વિકાસ થાય છે અને બુદ્ધિ વિચારસાગરમાં તરવા લાગે છે;[૨૨] તત્પશ્ચાત્ મહત્તત્ત્વાદિક અનાત્મક પદાર્થો વિષે વિચાર કરી તે તે વિચાર સહવર્તમાન આત્મસ્વરૂપમાં નિમગ્ન થાય છે.[૨૩] તેરમા અધ્યાયમાં વર્ણન કર્યા પ્રમાણે છત્રીસ તત્ત્વોથી પૃથક્ સાડત્રીસમું, સાંખ્ય મત પ્રમાણે ચોવીસથી પૃથક્ પચ્ચીસમું, અને ત્રણે ગુણોથી ભિન્ન એવું જે ચોથું તત્ત્વ;[૨૪] સર્વોત્તમ બ્રહ્મ તે જેને પ્રાપ્ત થયું છે, તેના કુળમાં સર્વોત્કૃષ્ટ દેહ પ્રાપ્તિ થાય છે.[૨૫] એ પ્રમાણે તમોગુણ અને સત્ત્વગુણને પાદાક્રાંત કરીને જે વખતે રજોગુણ વૃદ્ધિ પામે છે;[૨૬] તથા જે વખતે તે શરીરરૂપી ગ્રામમાં પોતાની કૃતિ ચોતરફ પ્રકટ કરે છે, તે વખતે તેનાં લક્ષણો અવળાં હોય છે.[૨૭] વંટોળીઓ ફુંકાવા લાગતાં જે પ્રમાણે તે સર્વ વસ્તુઓને એકત્ર કરીને ઉંચે ઉરાડી લઇ જાય છે, તે પ્રમાણે સર્વ ઇંદ્રિયો સ્વચ્છંદતાપૂર્વક વિષયો પ્રતિ દોડી જાય છે.[૨૮] પરસ્ત્રી દ્રષ્ટિગોચર થતાં તેનો ભોગ ભોગવવો એ તેને નિષિદ્ધ કર્મ લાગતું નથી, પરંતુ બકરી જે પ્રમાણે ફાવે ત્યાં ચારો ચરે છે તે પ્રમાણે તે યથેચ્છ ભોગ ભોગવે છે.[૨૯] તેનો લોભ એટલો બધો વધે છે કે જે વસ્તુ તેની બાથમાં ન આવે તેજ માત્ર બચી જાય છે.[૩૦] હે અર્જુન! ગમે તેવો ઉદ્યોગ તેની સમક્ષ આવે તો તે કરવાને માટે તે આઘું પાછું જોતો નથી.[૩૧] તેજ પ્રમાણે તે એકાદ પ્રચંડ મંદિર બાંધવું. કિંવા અશ્વમેધ યજ્ઞ કરવો. આવા અમર્યાદ છંદની પાછળ તે અવિશ્રાંત લાગ્યો રહે છે.[૩૨] એકાદ શહેર વસાવવું, કિંવા એકાદ મોટું તળાવ બાંધવું, અથવા વિસ્તીર્ણ અરણ્યમાં બાગો બનાવવા,[૩૩]

આ પ્રમાણે તે અગાધ કૃત્યો માથે ઉઠાવે છે; અને આલોકપરલોક પ્રાપ્તિની તેની ઇચ્છા કદિ પણ કમી થતી નથી.[૩૪] સમુદ્રને પણ હઠાવી દે અને અગ્નિને પણ વિસાતમાં ન ગણે એટલી તેની વાંચ્છના પ્રબલ હોય છે.[૩૫] તેના મન કરતાં તેની ઇચ્છાની દોડ આગળ હોય છે અને તેની પ્રવૃત્તિને માટે સકળ વિશ્વ પણ પુરૂં પડતું નથી.[૩૬] રજોગુણની વૃદ્ધિ થવાથી આવાં લક્ષણો દ્રષ્ટિગોચર થાય છે, અને આવી સ્થિતિમાં જો દેહાવસાન થાય છે;[૩૭] તો ઈતર દેહમાં પણ આવાજ ગુણોથી યુક્ત થઇ તે મનુષ્ય યોનિમાં જન્મ લે છે.[૩૮] એકાદ ભિક્ષુક સર્વ સુખો સહિત રાજમહાલયમાં બેસે તોપણ તે રાજા થઇ શકશે કે ?[૩૯] બળદ શ્રીમાન્ ગૃહસ્થની જાનમાં જાય તોપણ તેને ખાવાને તો કડબજ મળે છે.[૪૦] માટે, આવો માણુસ જે વ્યાપારમાં રાત્રિદિવસ વિશ્રાંતિ મળતી નથી તેની પંક્તિમાં જઈ બેસે છે.[૪૧] જે રજોવૃત્તિના કૂપમાં ડુબી મરે છે તે કામ્ય કર્મ કરનારાના કુળમાંજ જન્મ લે છે.[૪૨] તેજ પ્રમાણે, રજ અને સત્ત્વગુણને નષ્ટપ્રાય કરીને તમોગુણ વૃદ્ધિ પામે છે.[૪૩] તે વખતે દેહમાં તથા દેહબાહ્ય જે ચિન્હો દૃગ્ગોચર થાય છે તે બરાબર લક્ષ દઇ સાંભળ.[૪૪] તે વખતે મન અજ્ઞાનથી એટલું પરિપૂર્ણ થઇ જાય છે કે જાણે ચંદ્ર અને સૂર્ય એ ઉભયથી રહિત એવી અમાવાસ્યાની રાત્રિનું આકાશજ ન હોય ![૪૫] તેજ પ્રમાણે તેનું અંતઃકરણ સ્ફુર્તિહીન થઈ ગયેલું હોય છે અને ત્યાં વિચારનું તો નામ નિશાન પણ હસ્તગત થતું નથી.[૪૬] તેની બુદ્ધિ એવી કઠિન (ઘન) થઇ ગયેલી હોય છે તેની આગળ પાષાણુ પણ મૃદુ ગણી શકાય અને સ્મૃતિ તો પલાયનમઃ કરી ગએલી જણાય છે.[૪૭] તેનું શરીર અંતર્બાહ્ય અવિચારપ્રપૂર્ણ હોય છે અને તેના સર્વ વ્યાપારો મૂર્ખતાથી ભરેલા હોય છે.[૪૮] તેની ઇંદ્રિયો સમક્ષ અનાચાર ઉભા રહેલા હોય છે, અને તે મરતો મરતો પણ અનાચારની ક્રિયા કરે છે.[૪૯] જે પ્રમાણે ઘુવડને તિમિરમય રાત્રિ પણ નિર્મળ દેખાય છે તે પ્રમાણે ઇતર લોકોના કરતાં દુષ્ટ કર્મો કરવાની તેના મનમાં અતિ ઉત્કંઠા હોય છે.[૫૦] તેજ પ્રમાણે નિષિદ્ધ કર્મો કરવાની તેને તીવ્ર અભિલાષા હોય છે અને તેની ઇંદ્રિયોની પ્રવૃત્તિ પણ તેજ દિશા તરફ હોય છે.[૫૧] તે મદ્ય ન પીવા છતાં ભાનરહિત થાય છે, તેને સન્નિપાત ન થયેલો હોવા છતાં તે લવારો કરે છે, અને પ્રેમપાશમાં લુબ્ધ થયા વિના ગાંડાની પેઠે રહે છે.[૫૨] તેનું ચિત્ત તો વ્યવસ્થાસર હોતું નથીજ, પરંતુ એ કાંઈ સમાધિનું લક્ષણ નથી. આ પ્રમાણે મોહની વૃદ્ધિથી તે જ્ઞાનશૂન્ય બને છે,[૫૩] કિંબહુના, તમોગુણ પોતાની સર્વ સામગ્રી સહિત વિકાસ પામે છે ત્યારે આવાં ચિન્હો દ્રષ્ટિગોચર થવા માંડે છે.[૫૪] અને પ્રસંગોપાત જો આવીજ સ્થિતિમાં મરણ થાય તો બીજા જન્મમાં પણ તે તમોગુણની સાથેજ જન્મ પામે છે.[૫૫] રાઇને વાવ્યા પછી તે પોતાનું રૂપ તજી છોડવાની દશામાં આવે છે, ત્યારે તેને રાઇ વિના અન્ય ફળો શી રીતે આવી શકે ?[૫૬] તેજ પ્રમાણે બધી આગ બુઝાઇ જાય, પરંતુ દીપકની એક જ્યોત અવશિષ્ટ રહે, તો તે સ્થળે બધી આગ વિદ્યમાન છે, એમજ સમજવું.[૫૭] માટે જે પોતાના સંકલ્પમાં તમોગુણની ગઠડીઓ બાંધી શિલક રહેવા દે છે તે પુનઃ તમોગુણ સહિતજ જન્મ ધારણ કરે છે.[૫૮] વધારે શું કહું ? તમોગુણની વૃદ્ધિ થયા પશ્ચાત્ જે મૃત્યુ પામે છે, તે પુનઃ પશુ કિંવા પક્ષી અથવા વૃક્ષ કિંવા જીવ જંતુની યોનિમાં જન્મ પામે છે.[૫૯]

**कर्मणः सुकृतस्याहुः सात्त्विकं निर्मलं फलम् ।**
**रजस्तु फलं दुःखमज्ञानं तमसः फलम् ॥ १६ ॥**

**શ્લોકાર્થઃ—પુણ્ય કર્મનું ફળ, સાત્ત્વિક અને નિર્મળ, રજોગુણનું ફળ દુઃખ, અને તમોગુણનું ફળ અજ્ઞાન છે, એમ કહેવાય છે. ( ૧૬ ).**

**ઓવી અર્થઃ**—આજ કારણથી સત્ત્વગુણમાંથી જે ઉત્પન્ન થાય છે તે 'સુકૃત' છે એમ શ્રુતિસમુદાય જણાવે છે.[૬૦] માટે સત્ત્વગુણથી સહજ સુખ અને જ્ઞાનરૂપી અપૂર્વ ફળપ્રાપ્તિ થાય છે. એથી તેને સાત્ત્વિક (સત્કર્મ) ફળ કહેવામાં આવે છે.[૬૧] હવે રજોગુણમાંથી જે ક્રિયા ઉત્પન્ન થાય છે તે કટુવૃંદાવન (કડવી તુલસીના સમુદાય)ની પેઠે માત્ર બહારના દેખાવમાંજ સુંદર હોય છે, બાકી અંતરમાં દુઃખના ભભુકાજ ઉઠ્યા કરે છે.[૬૨] અથવા લીંબોળી જે પ્રમાણે બહારથી પીળી ધમક દેખાય છે પરંતુ ગર્ભમાં તો વિષના જેવી કટુ હોય છે, તે પ્રમાણે રજોગુણમાંથી ઉત્પન્ન થનારાં ફળો અનિષ્ટકારક હોય છે.[૬૩] જે પ્રમાણે વિષનું મૂળીયું રોપતાં તેમાંથી વિષનો અંકુર ફુટે છે, તે પ્રમાણે તમોગુણમાંથી ઉત્પન્ન થતી ક્રિયા અજ્ઞાનમયજ હોય છે.[૬૪]

**सत्त्वात्संजायते ज्ञानं रजसो लोभ एव च ।**
**प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च ॥ १७ ॥**

**શ્લોકાર્થઃ—સત્ત્વગુણમાંથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, રજોગુણમાંથી લોભની ઉત્પત્તિ થાય છે, અને તમોગુણમાંથી પ્રમાદ, મોહ અને અજ્ઞાન માત્રનો ઉદ્ભવ થાય છે. (૧૭).**

**ઓવી અર્થઃ**—માટે, હે અર્જુન! જે પ્રમાણે દિવસનું કારણ સૂર્ય છે, તે પ્રમાણે જ્ઞાનનું કારણ સત્ત્વગુણ છે;[૬૫] અને જે પ્રમાણે અદ્વૈત પ્રાપ્તિને માટે આપણું સ્વતઃનું વિસ્મરણ થવું જોઇએ, તે પ્રમાણે લોભની ઉત્પત્તિને માટે રજોગુણ કારણભુત હોય છે.[૬૬] હે જ્ઞાનવંત! મોહ, અજ્ઞાન તથા પ્રમાદ એ ત્રિદોષ સમુદાયનું કારણ તમોગુણજ છે.[૬૭] જે પ્રમાણે હાથની હથેલીમાં આમળું લઇને એકાદ મનુષ્યને બતાવવામાં આવે તે પ્રમાણે વિચારવંત મનુષ્યો વિચાર કરે. એટલા માટે ત્રણે ગુણો પૃથક્ પૃથક્ લઇ સ્પષ્ટ રીતે સમજાવી દીધા.[૬૮] રજ અને તમ એ બન્ને ગુણોને નરકનાં મહાન સાધનો માનવામાં આવ્યાં છે અને સત્ત્વ શિવાય જ્ઞાનની પ્રાપ્તિ થઇ શકનાર નથી,[૬૯] માટે જે પ્રમાણે જ્ઞાનીઓ ઇતર ભક્તિનો પરિત્યાગ કરી ચતુર્થ ભક્તિનો સ્વીકાર કરે છે, તે પ્રમાણે કેટલાક લોકો આ જન્મે સાત્ત્વિકવૃત્તિ ધારણ કરે છે.[૭૦]

**ऊर्ध्वं गच्छन्ति सत्त्वस्था मध्ये तिष्ठन्ति राजसाः ।**
**जघन्यगुणवृत्तिस्था अधो गच्छन्ति तामसाः ॥ १८ ॥**

**શ્લોકાર્થઃ—જે સત્ત્વગુણી હોય છે, તેઓ દેવયોનિ પામે છે; જેઓ રજોગુણી હોય છે, તેઓ મનુષ્ય યોનિને પ્રાપ્ત થાય છે; અને કનિષ્ઠ ગુણમાં રત થયેલા તામસી પ્રકૃતિના પુરૂષો પશ્વાદિ યોનિને પામે છે. (૧૮).**

**ઓવી અર્થઃ**—આ પ્રકારે જે સાત્ત્વિક વૃત્તિથી નિરંતર આચરણ કરે છે, તે દેહત્યાગ પશ્ચાત્ સ્વર્ગમાં નિવાસ કરે છે.[૭૧] તેજ પ્રમાણે જે રાજસ વૃત્તિનાં આચરણો કરે છે તેઓ મરણ પશ્ચાત્ મૃત્યુ લોકની મનુષ્ય યોનિમાં જન્મ લે છે.[૭૨] એ મૃત્યુ લોકમાં સુખ અને દુઃખની ખીચડી એકજ પાત્રમાં ખાવી પડે છે, (એકજ દેહમાં સુખ દુઃખ ભોગવવાં પડે છે,) અને ત્યાં ગમે તે કાર્ય કરવાથી મૃત્યુ ટળતું નથી,[૭૩] તથા તમોગુણનાં આચરણો જે કરે છે, તે દેહાંત થયા પછી નરકભૂમિમાં જવાની સનંદ મેળવે છે.[૭૪] હે અર્જુન! આ પ્રમાણે વસ્તુની સત્તાથી વૃદ્ધિંગત થતા ત્રણે ગુણો તેનાં લક્ષણો સહિત, તને સ્પષ્ટ રીતે કહી સંભળાવ્યા.[૭૫] પરંતુ વસ્તુના સ્વરૂપમાં પરિવર્તન ન થતાં તે ગુણોની ઉપાધિથી પોતેજ ગુણલક્ષણ પ્રમાણે કાર્ય કરે છે.[૭૬] આપણે રાજા થયા છીએ અને આપણાપર પરચક્ર આવ્યું છે, એવું દ્રશ્ય સ્વપ્નમાં જોનારો મનુષ્ય જે પ્રમાણે પોતાનો જય અને પરાજય પોતાનામાંજ જુએ છે,[૭૭] તે

પ્રમાણે સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ગુણોની વૃત્તિના ભેદ છે, બાકી ગુણદ્રષ્ટિને તટસ્થ રાખી જોતાં તે શુદ્ધ વસ્તુજ દ્રષ્ટિગોચર થાય છે.[७८]

**नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टानुपश्यति ।**
**गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥ १९ ॥**

**શ્લોકાર્થઃ**—જ્યારે જીવ, ગુણોથી કર્ત્તા ભિન્ન નથી એમ જુએ છે અને પોતે ગુણોથી અતીત છે એમ સમજે છે, ત્યારે તે મારા સ્વરૂપને પ્રાપ્ત થાય છે. (૧૯)

**ઓવી અર્થઃ**—પરંતુ હવે એ કથન એક બાજુએ રહેવા દઉં છું. માત્ર તું એટલી વાત લક્ષમાં રાખ કે, આ જગત્‌માં વસ્તુ વ્યતિરિક્ત અન્ય કાંઇ નથી. હવે ગત ગોષ્ટી કહું છું તે સાંભળ.[७९] તું આ વાત નિશ્ચયપૂર્વક સમજ કે વસ્તુના સામર્થ્યથી આ ત્રણે ગુણો સ્વભાવતઃ દેહના નિમિત્તથી ઉત્પન્ન થાય છે.[८०] કાષ્ઠ સળગાવવામાં આવતાં જેમ અગ્નિ તેના આકારનો દેખાય છે, કિંવા ભૂમિ અને ઉદક એ ઉભયનો રસ જે પ્રમાણે વૃક્ષમાં દ્રગ્ગોચર થાય છે; (કારણકે વૃક્ષમાં ભૂમિ અને ઉદક એજ બે તત્ત્વો હોય છે;)[८१] અથવા જે પ્રમાણે દૂધ જામી જતાં દહિંના આકારનું દેખાય છે, કિંવા જે પ્રમાણે શેરડીના આકારથી મિષ્ટતા વ્યક્ત થાય છે,[८२] તે પ્રમાણે અંતઃકરણ સહિત સૂક્ષ્મ દેહજ એ ત્રણે ગુણો બને છે, માટે તેના પાશમાં તે સપડાય છે.[८३] પરંતુ, હે અર્જુન! આ કેવડું મોટું આશ્ચર્ય છે કે સૂક્ષ્મ દેહ અને ગુણો પરસ્પર આટલા બધા ઓતપ્રોત ગુંથાઈ ગયા છે, તોપણ જ્ઞાનીઓને માટે મોક્ષનો વ્યવહાર ન્યૂન થઇ જતો નથી.[८४] ત્રણે ગુણો પોતપોતાના ધર્મ પ્રમાણે દેહમાં રહી સંપૂર્ણ વ્યવહાર કરે છે, તોપણ ગુણાતીતપણામાં ન્યૂનતા આવતી નથી.[८५] આ પ્રકારની સહજ મળનારી મુક્તિ હવે તને સંભળાવું છું. કારણકે, તું જ્ઞાનરૂપી કમળપરનો ભ્રમર છે, માટે તું શ્રવણ કરવાને યોગ્ય છે.[८६] અને ચૈતન્ય ગુણોના જેવું નથી, પરંતુ તેથી અલિપ્ત રહે છે, એવું જે તત્ત્વ તને પાછળ કહી ગયો તે આજ છે.[८७] માટે હે પાર્થ! જ્ઞાનનો બોધ થયા પશ્ચાત્ ગુણથી ચૈતન્ય ભિન્ન છે એમ દેખાય છે. જાગૃત થયા પછી જેવી રીતે સ્વપ્ન નષ્ટ થાય છે.[८८] કિંવા નદીના કાંઠાપર ઉભો રહેલો માણસ જેવી રીતે પોતાનું પ્રતિબિંબ પાણીમાં જુએ છે, અને પાણી હાલતાં તેજ પ્રતિબિંબ જે પ્રમાણે પુષ્કળ ઠેકાણે દ્રષ્ટિગોચર થાય છે;[८९] કિંવા, નટ સ્ત્રીવેષ ધારણ કરે છે, તોપણ તે સ્ત્રીના ગુણોથી મુક્ત થતો નથી, તે પ્રમાણે સ્વરૂપમાં સત્ય બુદ્ધિ કાયમ રાખી, પછી માત્ર ગુણોને જોવા જોઇએ.[९०] જે પ્રમાણે આકાશમાં ત્રણે ઋતુઓ થાય છે અને જાય છે પરંતુ તેથી તે અલિપ્ત રહે છે,[९१] ગુણોના વ્યવહાર ચાલુ રહેવા છતાં જે આત્મસ્વરૂપપર જેનો અહંકાર જઇ બેસે છે;[९२] પછી તે સ્થળેથી નિરીક્ષણ કરીને એમ કહે છે કે હું કર્મ નથી અને કર્ત્તા પણ નથી, પરંતુ માત્ર સાક્ષીભૂત છું, અને સર્વ ક્રિયાઓને ગુણજ ઉત્પન્ન કરે છે.[९३] સત્ત્વ, રજ, અને તમ એ ગુણોદ્વારા જે ભિન્ન ભિન્ન કર્મો થાય છે, તે હું કરતો નથી પરંતુ તેનું કારણ ગુણજ છે.[९४] જે પ્રમાણે વનશોભાનું કારણ વસંતઋતુ હોય છે, પરંતુ તે તેનાથી અલિપ્ત હોય છે, તે પ્રમાણે સર્વ કર્મો કરવા છતાં પણ હું અલિપ્ત રહું છું.[९५] અથવા, માત્ર એક સૂર્યોદયથી નક્ષત્રોનો લોપ થાય છે, સૂર્યકાંત મણિમાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે, કમળો વિકસિત થાય છે, તિમિરનો નાશ થાય છે, આ સર્વ ઘટનાઓ બને છે;[९६] પરંતુ સૂર્ય તો તેમના પ્રતિ દ્રષ્ટિપાત કરીને જોતો પણ નથી; તે પ્રમાણે મારીજ સત્તાથી કર્મો થાય છે તે છતાં હું આ દેહમાં માત્ર સત્તારૂપ હોઇ અકર્ત્તા છું.[९७] મારા બતાવવાથી ગુણો દ્રષ્ટિગોચર થાય છે, મારીજ સત્તાથી ગુણો વૃદ્ધિ પામે છે અને તે નષ્ટ

થયા પશ્ચાત્ જે અવશિષ્ટ રહે છે તે પણ હું જ છું[૯૮] હે ધનંજય! આ પ્રમાણે જેના હૃદયમાં જ્ઞાનનો ઉદય થાય છે, તેને ઉત્તમ માર્ગદ્વારા ગુણાતીતતા પ્રાપ્ત થાય છે.[૯૯]

**गुणानेतानतीत्य त्रीन्देही देहसमुद्भवान् ।**
**जन्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते ॥ २० ॥**

**શ્લોકાર્થઃ—**જીવ દેહથી ઉત્પન્ન થયેલા ત્રણ ગુણોનો અતિક્રમ કરીને જન્મ, મૃત્યુ તથા વાર્ધક્ય એ દુઃખોથી મુક્ત થઇ મોક્ષને પ્રાપ્ત થાય છે. (૨૦).

**ઓવી અર્થઃ—**પછી તે નિર્ગુણ બ્રહ્મને અચૂક રીતે જાણે છે. કારણકે, જ્ઞાનના યોગથી તેણે ત્યાંજ સ્થિતિ કરેલી હોય છે.[૧૦૦] કિંબહુના, હે અર્જુન! નદી જે પ્રમાણે સમુદ્રત્વ પ્રાપ્ત કરે છે. તે પ્રમાણે તે મારીજ સત્તા પામે છે.[૧] જે પ્રમાણે નાલિકાપરથી ઉઠીને વૃક્ષની ઇતર શાખા ઉપર બેઠા પછી પોપટ બંધરહિત થાય છે, તે પ્રમાણે જે ગુણાતીત થાય છે, તે ગુણોના પાશમાં ન સપડાતાં 'अहं ब्रह्मास्मि' એમ જાણે છે.[૨] હે જ્ઞાનવંત! જે અજ્ઞાનરૂપી નિદ્રામાં પડી પ્રચંડ ધ્વનિથી ઘોરે છે, તે સ્વસ્વરૂપને પ્રાપ્ત થતાં જાગૃત થાય છે.[૩] હે અર્જુન! તેના હાથમાંથી બુદ્ધિભેદરૂપી દર્પણ નીચે પડી જવાથી, તેમાં દેખાતાં સુખદુઃખ રૂપી પ્રતિબિંબથી તે મુક્ત થાય છે.[૪] માટે હે વીર! તત્પશ્ચાત્ દેહાભિમાનરૂપી પવન વાતો બંધ થાય છે અને જીવ તથા ઈશરૂપી તરંગો આત્મસ્વરૂપરૂપી સાગરમાં મળી જાય છે.[૫] માટે આમ થતાંની સાથે તે મદ્રૂપ બને છે. જે પ્રમાણે વર્ષાઋતુના અંતિમ ભાગમાં આકાશમાં ઉત્પન્ન થતાં અભ્રો આકાશમાંજ લય પામે છે પણ પર્જન્યવૃષ્ટિ કરતાં નથી.[૬] તે પ્રમાણે મદ્રૂપ થયા પછી તે દેહમાં હોય છે તોપણ ગુણોથી લિપ્ત થતો નથી.[૭] જે પ્રમાણે દીપકના મહાલયમાં રાખેલા દીપકનો પ્રકાશ રોકી શકાતો નથી અથવા વડવાનળ જેમ સમુદ્રના પાણીથી પણ બુઝાતો નથી.[૮] તે પ્રમાણે ગુણોના આવવા જવાથી તેનું શુદ્ધ જ્ઞાન મલિન થતું નથી; અને આકાશસ્થ ચંદ્રનું બિંબ પાણીમાં પડે છે, તોપણ તે જેમ પાણીથી અલિપ્ત હોય છે, તે પ્રમાણે તે દેહમાં રહેવા છતાં ગુણોથી બદ્ધ થતો નથી.[૯] તેના દેહમાં ત્રણે ગુણો યથેચ્છ ધમાચકડી મચાવી મૂકે છે, તોપણ તે તેમના પ્રતિ ઝાંખીને જોતો પણ નથી;[૧૦] આટલી સ્થિતિ સુધી તે અંતરમાં નિશ્ચળ હોય છે. આવી સ્થિતિમાં તે શરીર શા શા વ્યવહાર કરે છે, તે પણ જાણતો નથી.[૧૧] જે પ્રમાણે સર્પ પોતાની કાંચળી ઉતારીને પાતાળમાં પ્રવેશ કરે છે ત્યારે મારી કાંચળીનું શું થશે એવી ચિંતા તે રાખતો નથી, તે પ્રમાણે જ્ઞાની પોતાના શરીર વિષે નિષ્કાળજી હોય છે.[૧૨] અથવા, કમળ વિકાસ પામતાં તેનો સુવાસ આકાશમાં નીકળી ગયા પછી જે પ્રમાણે પુનઃ કમળકોશમાં પ્રવેશતો નથી,[૧૩] તે પ્રમાણે તે આત્મસ્વરૂપમાં તલ્લીન થયા પછી દેહ કયા ધર્મથી વર્તે છે તે જોતો નથી.[૧૪] માટે, જન્મ, જરા, મરણ ઇત્યાદિ ષડ્ ગુણનો સંબંધ દેહ સાથે હોય છે; જ્ઞાનીઓની સાથે આત્મસ્વરૂપમાં તેનો સંબંધ હોતો નથી.[૧૫] જેવી રીતે ઘડો ફુટીને તેનાં ઠીકરાં થયાં એટલે તેમાંનું આકાશ (ઘટાકાશ) સહજ મહદાકાશમાં મળી જાય છે,[૧૬] તેવી રીતે દેહબુદ્ધિ નષ્ટ થઇને જ્યારે આત્મસ્વરૂપની પ્રતીતિ થાય છે ત્યારે આત્મસ્વરૂપ વ્યતિરિક્ત કોઈ પણ વસ્તુની સ્મૃતિ રહેતી નથી.[૧૭] આ પ્રમાણે જેના અંતઃકરણે બોધ ગ્રહણ કર્યો છે, તે દેહધારી હોય તો પણ તે ગુણાતીત છે એમ હું કહું છું.[૧૮] મેઘની ગર્જના સાંભળી જે પ્રમાણે મોરને સંતોષ થાય છે, તે પ્રમાણે શ્રીકૃષ્ણનાં આ ભાષણથી પાર્થને અતિ સંતોષ થયો.[૧૯]

अर्जुन उवाच। कैर्लिंगैस्त्रीन्गुणानेतानतीतो भवति प्रभो।
किमाचारः कथं चैतांस्त्रीन्गुणानतिवर्तते ॥ २१ ॥

શ્લોકાર્થઃ—અર્જુન બોલ્યોઃ-હે પ્રભો! આ ત્રણે ગુણોને પાછળ નાંખી આગળ ગયેલા જીવને કયાં લક્ષણોથી ઓળખવો? તેનો આચાર કેવો હોય છે? અને તે આ ત્રણ ગુણને કેવી રીતે ઓળંગી જાય છે? (૨૧).

ઓવી અર્થઃ—હર્ષયુક્ત અંતઃકરણથી તે વીર અર્જુન શ્રીકૃષ્ણ પ્રત્યે બોલ્યો કે 'જેના હૃદયમાં આવો બોધ થયો છે, તેનાં લક્ષણો કેવાં હોય છે?[૨૦] તે ગુણાતીત કેવી રીતે વર્તે છે? અને ગુણોનું નિવારણ કેવી રીતે કરે છે? હે દેવ! આપ કૃપાના ભંડાર છો, માટે એ સર્વ મને સ્પષ્ટ રીતે સમજાવો.'[૨૧] અર્જુનના આ પ્રશ્નોના ષડ્ગુણૈશ્વર્ય સંપન્ન શ્રીકૃષ્ણ શું ઉત્તર આપે છે, તે હવે સાંભળો.[૨૨] તેઓ બોલ્યાઃ-હે અર્જુન! તારા પ્રશ્નો તો આજ છેને? ગુણાતીત શબ્દનો ઉચ્ચાર કર્યા પછી તેનાં આચરણ શું છે? એ પ્રશ્ન સંભવતોજ નથી.[૨૩] કારણ કે જેને ગુણાતીત કહેવામાં આવે છે, તે ખાસ કરીને ગુણાધીન હોતો નથી; અથવા તે ગુણથી વ્યવહાર કરે છે તોપણ ગુણના સપાટામાં સપડાતો નથી.[૨૪] પરંતુ તેનો ગુણની સાથે સંબંધ હોઇ, તે ગુણને આધીન છે કે નહિ એ કેવી રીતે જાણવું?[૨૫] તારા મનમાં આજ શંકા જો હોય તો ખુશીથી પૂછ. તેનાં લક્ષણો કહું છું તે સાંભળ.[૨૬]

श्रीभगवानुवाच। प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पाण्डव।
न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति ॥ २२ ॥

શ્લોકાર્થઃ—શ્રી ભગવાન બોલ્યાઃ-હે અર્જુન! જે જ્ઞાન, કર્મપ્રવૃત્તિ, તથા અજ્ઞાન પ્રાપ્ત થતાં દ્વેષ કરતો નથી, અને તે નષ્ટ થતાં તેની ઇચ્છા કરતો નથી; (૨૨).

ઓવી અર્થઃ—જો રજોગુણનું પ્રાબલ્ય થઇ, દેહમાં કર્મના અંકુર ફુટી, તે પ્રવૃત્તિ માર્ગમાં તલ્લીન થઈ જાય,[૨૭] તોપણ કર્મ કરનારો હુંજ છું એવું અભિમાન જેનામાં ઉત્પન્ન થતું નથી; અથવા કર્મનિષ્ટ થતાં જેની બુદ્ધિને માઠું પણ લાગતું નથી;[૨૮] કિંવા સત્ત્વગુણની વૃદ્ધિ થઇ જ્યારે સર્વ ઇંદ્રિયોમાં જ્ઞાન ઓતપ્રોત ભરાઈ જાય છે, તે વખતે મારા જેવો અન્ય કોઈ વિદ્વાન નથી, એવા સંતોષમાં જે ડૂબી જતો નથી;[૨૯] અથવા તમોગુણની વૃદ્ધિ થતાં જે મોહ-ભ્રમથી લિપ્ત થતો નથી, અને અજ્ઞાનના સંસર્ગથી જે મનમાં ખેદ પણ માનતો નથી;[૩૦] કિંવા મોહ ઉત્પન્ન થતાં જે જ્ઞાનની ઇચ્છા કરતો નથી; તેજ પ્રમાણે જ્ઞાનવાન થવા છતાં જે કર્મનો આદર કરતો નથી; અને કર્મ થઇ જાય તો દુઃખ પણ માનતો નથી;[૩૧] પ્રાતઃકાળ, મધ્યાન્હકાળ તથા સાયંકાળની જે પ્રમાણે સૂર્ય ગણના રાખતો નથી, તે પ્રમાણે જે દેહપર ઉત્પન્ન થનારા ગુણપ્રતિ લક્ષ આપતો નથી;[૩૨] આવો જે જ્ઞાની છે, તે શું અન્યનાં આપેલાં જ્ઞાનથી જ્ઞાની થશે? સમુદ્ર શું મેઘવૃષ્ટિનાં જલથી ભરાય છે કે?[૩૩] અથવા કામ કરવા છતાં હું કરૂં છું એવું અભિમાન ધારણ થઈ શકે ખરૂં કે? શું હિમાલય પર્વત ઠંડીની બીતિ રાખે છે કે?[૩૪] અથવા આવા જ્ઞાનીને યદા કદાચિત્ એકવાર મોહ પણ ઉત્પન્ન થાય તો શું તેથી તેનું જ્ઞાન નષ્ટ થશે કે? અગ્નિ ઉન્હાળાથી બળી જાય છે કે?[૩૫]

उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते।
गुणा वर्तन्त इत्येव योऽवतिष्ठति नेंगते ॥ २३ ॥

શ્લોકાર્થ—જે ઉદાસીનની પેઠે રહી, ગુણથી વિકાર પામતો નથી; અને ગુણજ કર્તા છે એમ માની જે સ્થિર રહે છે; અને કાંઈ કરતો નથી. (૨૩)

**ઓવી અર્થ:**—તેજ પ્રમાણે ગુણ અને શરીર સ્વત:જ હોવાથી તે આવે કિંવા જાય તેથી જેને સુખ કિંવા દુ:ખ થતું નથી.[૩૬] આવી રીતે જે નિશ્ચિત સમજે છે તે, જે પ્રમાણે વટેમાર્ગુ વાટે જતાં પ્રતિબંધ થતાં માત્ર થોડીવાર મુકામ કરવાને માટેજ ઉતરે છે તે પ્રમાણે ઉદાસીન વૃત્તિથી દેહમાં વાસ કરે છે.[૩૭] જે પ્રમાણે રણભૂમિપરનું નિશાન ગમે તેનો જય વા પરાજય થાઓ તોપણ તજ્જન્ય હર્ષશોકથી અલિપ્ત હોય છે, તે પ્રમાણે આવો મનુષ્ય ગુણને આધીન થઇ કોઇ પણ કર્મ કરતો નથી.[૩૮] કિંવા, શરીરમાંનો પ્રાણ, રક્ષણ પૂરતું મિષ્ટ વા કોઇ પણ પ્રકારનું અન્ન આપવામાં આવતાં તેનો સ્વાદ જોવા બેસતો નથી; અથવા અતિથિ જે પ્રમાણે ગમે તેવું અન્ન પીરસો તોપણ તે ખાય છે; અથવા ચૌટાના ઓટલાપર ગમે તે માણસ જઇને બેસે તોપણ તે જેમ ઉદાસીન હોય છે;[૩૯] હે અર્જુન! મૃગજળના તરંગોથી જેમ મેરુ પર્વત ઢળી પડતો નથી, તેમ જે ગુણોના આવવા જવાથી અંતરમાં ડગતો નથી;[૪૦] વધારે શું કહું? આકાશમાં નિરંતર પવન દોડાદોડ કરે છે, પરંતુ તે કદી પવનથી હાલ્યું છે કે? કિંવા અંધકાર સૂર્યને કદિ પણ ગળી ગયો છે કે?[૪૧] જે પ્રમાણે જાગૃદાવસ્થામાં રહેલા મનુષ્યને સ્વપ્ન ફસાવી શકતું નથી, તે પ્રમાણે જ્ઞાનવાન્ પુરૂષ ગુણવિકારથી ફસાતો નથી.[૪૨] તે નિ:સંશય ગુણોથી આવૃત્ત થતો નથી, પરંતુ દૂર રહીને તે ગુણોના ખેલ જુએ છે; આ વખતે તે પ્રેક્ષકની પેઠે ઉદાસીન હોય છે અને ગુણો ચિત્રોના જેવા હોય છે.[૪૩] પછી સત્વ ગુણ સત્કર્મોનું આચરણ કરો, કિંવા રજોગુણ વિષયોની વાંચ્છના ધરો, વા તમોગુણ મોહાદિક અજ્ઞાનના કૂપમાં પડો, પરંતુ તેથી તેને બાધા થતી નથી.[૪૪] આપણીજ સત્તાથી આ સર્વ ગુણોની ચેષ્ટા થાય છે, એમ જે સમજે છે, તે, સૂર્ય જે પ્રમાણે લોકવ્યવહારનો સાક્ષી બની તેનાથી અલિપ્ત હોય છે.[૪૫] સમુદ્રમાં ભરતી આવે છે, સોમકાંતમણિને પ્રસ્વેદ છુટે છે, અને ચંદ્રવિકાસી કમલો પ્રફુલ્લ થાય છે, આ ક્રિયાઓ જો કે ચંદ્રને લીધેજ થાય છે, તો પણ ચંદ્ર જેમ અલિપ્ત હોય છે;[૪૬] કિંવા ગગનમાં પુષ્કળ પવન વાય છે અને સ્થિર થાય છે, તો પણ ગગન જે પ્રમાણે સદૈવ નિશ્ચળજ હોય છે, તે પ્રમાણે ગુણો પુષ્કળ ગરબડ કરે તો પણ તેના સપાટામાં ગુણાતીત મનુષ્ય સપડાતો નથી.[૪૭] હે અર્જુન! આ પ્રમાણે ગુણાતીતનાં લક્ષણો તને કહી બતાવ્યાં. હવે તેનાં આચરણો કેવાં હોય છે તે કહું છું, તે સાંભળ.[૪૮]

**समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकांचनः।**
**तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिन्दात्मसंस्तुतिः ॥ २४ ॥**

**શ્લોકાર્થ:—જે સુખ દુ:ખને સમાન માને છે, આત્મસ્વરૂપમાં સ્થિર રહે છે; મૃત્તિકા પાષાણ અને કાંચનને સરખાં માને છે; પ્રિય અને અપ્રિયને સમાન ગણે છે; જે ધૈર્યવાન હોય છે, નિંદા અને સ્તુતિને સમાન માને છે; (૨૪)**

**ઓવી અર્થ:**—હે અર્જુન! જે પ્રમાણે વસ્ત્રની અંતર્બાહ્ય સૂતર શિવાય અન્ય કાંઇ હોતું નથી; તે પ્રમાણે જે મદ્રૂપ થયો છે, તેને સર્વ ચરાચરમાં મારા રૂપ શિવાય અન્ય કાંઇ દેખાતું નથી.[૪૯] માટે, જે પ્રમાણે ઈશ્વર પોતાના શત્રુને અને ભક્તને એક સરખીજ મુક્તિ આપે છે. તે પ્રમાણે સુખ અને દુ:ખ પ્રાપ્ત થયા છતાં જેનું મન તાજવાંની પેઠે સમતોલ રહે છે;[૫૦] બાકી દેહરૂપી જળમાં મનરૂપી મત્સ્ય ખેલે છે એટલે સુખ અને દુ:ખની બાધા સહજ નડે છે,[૫૧] હવે દેહાભિમાન છોડીને આત્મસ્વરૂપ થવાથી, બીજ ઉગી ધાન્ય થયા પછી તેમાં જેમ બીજનો પરિપાક થાય છે,[૫૨] કિંવા ગંગાનો ઓઘ સમુદ્રમાં મળી ગયા પછી જેવી રીતે તેનો ખળખળ ધ્વનિ આપોઆપ બંધ પડે છે,[૫૩] તે પ્રમાણે હે અર્જુન! જે આત્મસ્વરૂપમાં લય

પામ્યો છે તે દેહમાં હોય તો પણ તેને સુખ અને દુઃખથી બાધા પ્રાપ્ત થતી નથી.[૫૪] જેમ ઘરનો સ્તંભ રાત્રિ અને દિવસને એક સરખાંજ ગણે છે, તે પ્રમાણે દેહમાંના આત્માને સુખ અને દુઃખ એ ઉભય એક સરખાંજ છે; કારણકે તે ગુણથી અલિપ્ત હોય છે.[૫૫] જે પ્રમાણે નિદ્રાગ્રસ્ત મનુષ્યનાં એક અંગ પાસે સર્પ અને બીજા અંગ પાસે ઉર્વશી હોય તો પણ તે ઉભયની યોગ્યતા તેની આગળ એક સરખીજ હોય છે, તે પ્રમાણે જે આત્મસ્વરૂપમાં લીન થયો છે તે સુખ અને દુઃખની યોગ્યતા સમાનજ ગણે છે.[૫૬] માટે, તે છાણ અને સુવર્ણની કિમ્મત એક સરખીજ ગણે છે, તથા તે રત્ન તથા પાષાણમાં કાંઈ પણ ભેદ માનતો નથી[૫૭] સ્વર્ગનું સુખ ઘેર ચાલ્યું આવે; કિંવા ભક્ષણ કરવાને માટે વ્યાઘ્ર દોડી આવે, પરંતુ તેની આત્મસ્વરૂપની બુદ્ધિનો કદિપણ ભંગ થતો નથી.[૫૮] મૃત મનુષ્યો જે પ્રમાણે જીવંત થતાં નથી, અને બાળી મૂકેલાં બીજ પુનઃ ઉગતાં નથી. તે પ્રમાણે તેની આત્મસ્વરુપ વિષે જે સામ્યબુદ્ધિ થઇ છે, તેનો કશાથી પણ ભંગ થતો નથી.[૫૯] 'આ બ્રહ્મદેવ છે' એમ કહીને કોઈ તેની સ્તુતિ કરો કિંવા 'આ નીચ માણુસ છે' એમ કહી કોઇ તેની નિંદા કરો; પરંતુ રાખ થવા પછી તેને જેમ બળવાની કે બુઝાવાની ભીતિ રહેતી નથી,[૬૦] તે પ્રમાણે તેને નિંદા કિંવા સ્તુતિથી ક્રોધ કિંવા આનંદ ઉત્પન્ન થતો નથી. સૂર્યના ઘરમાં દીપક કિંવા તિમિરનું નામ પણ હોતું નથી, કારણકે તે સદોદિત સ્વયંપ્રકાશજ છે.[૬૧]

**मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।**
**सर्वारंभपरित्यागी गुणातीतः स उच्यते ॥ २५ ॥**

**શ્લોકાર્થઃ**—જેને માન અને અપમાન સરખાં છે; જેને મિત્ર અને શત્રુ પણ સરખા છે, અને જેણે સર્વ કર્મોનો ત્યાગ કર્યો છે, તે ગુણાતીત કહેવાય છે. (૨૫).

**ઓવી અર્થઃ**—ઈશ્વર સમજી તેની પૂજા કરવામાં આવે, અથવા ચોર સમજી તેને માર મારવામાં આવે, કિંવા હાથી, ઘોડા, રથ, આદિ વતી તેને વેષ્ટિત કરી દઇને (ઘેરીને) રાજા બનાવવામાં આવે;[૬૨] અથવા તેની નિકટ આપ્ત આવીને બેસે, કિંવા શત્રુ આવીને બેસે, તથાપિ તે સૌને તે સરખાંજ ગણે છે. જે પ્રમાણે સૂર્યનું તેજ રાત્રિ અને દિવસ જાણતું નથી;[૬૩] આકાશની ઉપર છ રૂતુઓ આવીને ચાલી જાય છે, તો પણ તે જે પ્રમાણે તેનાથી અલિપ્ત હોય છે, તે પ્રમાણે તેની બુદ્ધિ વિષમતાને તો કદિ જાણતીજ નથી.[૬૪] વળી તેનું વર્તન એવું દેખાય છે કે તે કોઇ પણ જાતનો વ્યાપાર કરતો હોતો નથી,[૬૫] તે કોઇ પણ કાર્યનો આરંભ કરતો નથી; તે પ્રવૃત્તિ માર્ગથી દૂર રહે છે અને તે જ્ઞાનવાન્ હોવાથી તેનાં કર્મનાં ફળો બળી જાય છે.[૬૬] ઇહિલોક અને પરલોક વિષેના તો જેના મનમાં વિચાર પણ આવતા નથી; પરંતુ જે જે સહજ પ્રાપ્ત થાય છે તેનું તે સેવન કરે છે.[૬૭] જેનું મન પાષાણના જેવું કઠિન છે, તે સુખની પ્રાપ્તિ થતાં આનંદ માનતો નથી અને દુઃખની પ્રાપ્તિ થતાં ખેદ માનતો નથી; તેજ પ્રમાણે જે મનથી કાંઇ પણ વ્યાપાર કરતો નથી;[૬૮] અને તને કેટલુંક સ્પષ્ટ કરીને કહું ? જેનાં આચરણો આવાં હોય તેજ ગુણાતીત છે, એમ તું જાણ.[૬૯] શ્રી કૃષ્ણ કહે છેઃ–તે ગુણ અને ગુણના ધર્મને જે ઉપાયથી ઓળંગી જાય છે, તે ઉપાય કહું છું, સાંભળ[૭૦]

**मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।**
**स गुणान्समतीत्यैतान्ब्रह्मभूयाय कल्पते ॥ २६ ॥**

**શ્લોકાર્થઃ**—અને જે એકનિષ્ઠ ભકિતથી મારી સેવા કરે છે, તે આ ત્રણ ગુણોને ઉત્તમ પ્રકારે જીતી બ્રહ્મસ્વરૂપ થવાને યોગ્ય થાય છે. (૨૬).

એવી અર્થઃ—જે અભેદ બુદ્ધિથી મારી ભક્તિ કરે છે તે આ ગુણોનો નાશ કરી શકે છે![૭૧] હું કોણ છું, મારી ભક્તિ કેવી રીતે કરવી, અવ્યભિચાર ભક્તિ એટલે શું, આ સર્વ વાત તને સ્પષ્ટ કરીને કહી બતાવવી જોઇએ.[૭૨] માટે, હે અર્જુન! સાંભળ રત્નનું તેજ અને રત્ન જે પ્રમાણે એકજ છે, તેવો હું આ જગત્‌માં છું;[૭૩] અથવા પાતળાપણું અને પાણી, અવકાશ અને આકાશ, મિષ્ટતા અને ખાંડ જે પ્રમાણે ભિન્ન નથી, પરંતુ એકજ છે;[૭૪] અગ્નિ અને જવાળા એકજ છે, કમળની પાંખડીઓ એજ કમળ છે, શાખાઓ, ફળો અને પાંદડાંઓ એજ વૃક્ષ છે;[૭૫] જે પ્રમાણે શીતળતા અને શીતળતાનું સ્થાન જે હિમાલય તે ઉભય એકજ છે, અને દૂધ જમાવ્યું એટલે તેનુંજ દહિં થાય છે,[૭૬] તે પ્રમાણે સર્વ વિશ્વ મદ્રૂપજ છે. ચંદ્રની કળા જોવી હોય તો જે પ્રમાણે તેને ચંદ્રમાંથી કાપી કાઢવી પડતી નથી, કારણ કે બન્ને એકજ છે;[૭૭] ઘી ઠરી જાય છે, તો પણ તે સ્થિતિમાંયે તેને ઘીજ કહેવામાં આવે છે; કિંવા કંકણુ ભાંગીને તેની લગડી બનાવવામાં આવે તો પણ તે જે પ્રમાણે સુવર્ણજ હોય છે.[૭૮] વસ્ત્ર ફાડીને તેમાંના તંતુ પૃથક્ કરવામાં ન આવે તો પણ તે તંતુમયજ હોય છે અને ઘડો ફોડીને તેનો ભૂકો કરવામાં ન આવે તો પણ તે મૃત્તિકાસ્વરૂપજ છે,[૭૯] તે પ્રમાણે હું અને વિશ્વ પૃથક્ નથી, પરંતુ સર્વ વિશ્વ હુંજ છું.[૮૦] આવી ઐકયબુદ્ધિથી મને જાણવો તેનેજ અવ્યભિચાર કિંવા અભેદ ભક્તિ કહેવામાં આવે છે, અને મારામાં તથા વિશ્વમાં યત્કિંચિત્ ભેદ પણ માનવામાં આવે તો તે વ્યભિચારજ છે.[૮૧] એટલા માટે ભેદ ન માનતાં એકનિષ્ઠ ચિત્તથી, તારૂં સ્વરૂપ પણ હુંજ છું, એમ સમજ; એટલે ભક્તપણાથી તું મારાથી ભિન્ન રહેશે નહિ.[૮૨] હે પાર્થ! સુવર્ણની ટીલી કરી જો તેને સુવર્ણના દાગીનાપર જડવામાં આવે તો જે પ્રમાણે તે ઉભયમાં ભેદ હોતો નથી, તે પ્રમાણે આપણાથી વિશ્વ ભિન્ન છે, એમ તું માનીશ નહિ.[૮૩] સૂર્યમાંથી નિકળેલાં કિરણો તેજોમય હોઈ સૂર્યથી ભિન્ન થયેલાં હોતાં નથી,[૮૪] તે પ્રમાણે મારી અને વિશ્વની વચ્ચે ઐકય છે, એવો બોધ તું ગ્રહણ કર. ભૂમિપરના રજકણો અને હિમાલયપરના હિમકણો જે પ્રમાણે ભૂમિ અને હિમાલયથી પૃથક્ હોતા નથી, તે પ્રમાણે સર્વ વિશ્વ મારામાં છે, એમ તું જાણ.[૮૫] તરંગ ગમે તેટલો નાનો હોય તો પણ જે પ્રમાણે તે સમુદ્રથી ભિન્ન હોતો નથી, તે પ્રમાણે હું ઈશ્વરથી ભિન્ન નથી.[૮૬] આ પ્રમાણે સર્વત્ર ઐકય છે એવી જે દ્રષ્ટિ છે, તેનેજ હું ભક્તિ કહું છું.[૮૭] અને આજ દ્રષ્ટિથી જ્ઞાન સર્વમાં ઉત્તમ છે. એમ હું સમજું છું; અને યોગનો સાર પણ એજ છે.[૮૮] સમુદ્ર અને મેઘ એ ઉભયની મધ્યમાં વૃષ્ટિ થવા લાગે એટલે જે પ્રમાણે અખંડ ધારા લાગી જાય છે, તે પ્રમાણે હે અર્જુન! ભક્તિ, ભક્ત અને ભજન એ ત્રિપુટીમાં પરમાત્મા ભરેલો છે.[૮૯] જે પ્રમાણે કૂવાના મુખમાં રહેલા આકાશમાં અને મહદાકાશમાં ભેદ નથી, તે પ્રમાણે જે પોતામાં અને પરમાત્મ સ્વરૂપમાં ભિન્નતા નથી, એમ જાણે છે,[૯૦] તેને સૂર્યની પ્રભા પ્રતિબિંબથી સૂર્ય પર્યંત જે પ્રમાણે એક સરખી સંકલિત હોય છે, તે પ્રમાણે અહંબ્રહ્મ વૃત્તિ થયા પછી બ્રહ્મ અને વિશ્વમાં અંતર રહેતો નથી;[૯૧] આ પ્રમાણે 'अहंब्रह्मास्मि' એવી મનની વૃત્તિ થયા પછી તે પણ ભવિષ્યમાં આપોઆપ લય પામે છે.[૯૨] હે પાંડવ! જે પ્રમાણે મીઠાનો ગાંગડો સમુદ્રમાં નાંખતાં તે ઓગળી ગયા પછી તેની ઓગળવાની ક્રિયા આપોઆપ બંધ રહે છે,[૯૩] કિંવા ઘાસ બળી ગયા પછી અગ્નિ પણ આપોઆપ બુઝાઈ જાય છે, તે પ્રમાણે જે જ્ઞાનદ્વારા બ્રહ્મનું ઐકય થાય છે, તે જ્ઞાન પણ પાછળથી નષ્ટ થાય છે.[૯૪] તે વખતે હું તે તરફ અત્યંત મોટો છું અને આ તરફ ભક્ત દીન છે, એ અજ્ઞાન નષ્ટ થઈ દેવભક્તનું જે અનાદિ સ્વાભાવિક ઐકય છે, તેજ કેવળ અવશિષ્ટ રહે છે.[૯૫] હે કિરીટી! એવે સ્થળે ઐકય છે એમ બોલવું સુદ્ધાં

શક્ય નથી. ત્યાં તે ગુણને જીતે છે એમ કહેવું એ પણ શેષ રહેતું નથી.[૯૬] કિંબહુના, હે મર્મજ્ઞ! આજ દશાને બ્રહ્મત્વ કહેવામાં આવે છે; અને જે મારી અભેદ ભક્તિ કરે છે, તેનેજ બ્રહ્મત્વ પ્રાપ્ત થાય છે.[૯૭] આ જગતમાં આવાં લક્ષણોથી યુક્ત એવો જે મારો ભક્ત હોય છે, તેની બ્રહ્મતા એ પતિવ્રતા સ્ત્રી છે.[૯૮] જે પ્રમાણે ગંગાનું પાણી વહેવા લાગતાં તેને સમુદ્રમાં મળવા શિવાય ગત્યંતરજ નથી.[૯૯] તે પ્રમાણે હે અર્જુન! જ્ઞાનદ્રષ્ટિથી જે મારી સેવા કરે છે, તે બ્રહ્મત્વના મુકુટપરનો મણિ બને છે.[૪૦૦] હે પાર્થ! આ બ્રહ્મપ્રાપ્તિનેજ સાયુજ્ય મુક્તિ કહેવામાં આવે છે, અને એનેજ ચતુર્થ પુરૂષાર્થ (મોક્ષ) કહેવામાં આવે છે.[૧] પરંતુ મારી આરાધના એ બ્રહ્મત્વ પ્રાપ્ત કરવાની નિસરણી છે; તે પ્રાપ્ત થયા પછી હું અને તેની પ્રાપ્તિ માટેનાં સાધનો ભિન્ન છીએ એમ સમજીશ નહિ હો![૨] મારાથી બ્રહ્મ પૃથક્ છે એવી કલ્પના સુદ્ધાં તારા મનમાં આવવા દઇશ નહિ.[૩]

**ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च ।**
**शाश्वतस्य च धर्मस्य सुखस्यैकान्तिकस्य च ॥ २७ ॥**

**શ્લોકાર્થઃ**—કારણકે, અવિનાશી અને નિર્વિકાર બ્રહ્મનું, સનાતન ધર્મનું અને અખંડ સુખનું સ્થાન હું છું. (૨૭)

**ઓવી અર્થઃ**—હે પાંડવ! જેને બ્રહ્મ કહેવામાં આવે છે, તે હુંજ છું; અને એ નામો મારાંજ છે.[૪] ચંદ્ર અને તેનું મંડળ એ જે પ્રમાણે બે નથી, તે પ્રમાણે હે મર્મજ્ઞ અર્જુન! મારામાં અને બ્રહ્મમાં ભેદ નથી;[૫] તે બ્રહ્મ નિત્ય, નિષ્કંપ, અનાવૃત્ત, ધર્મરૂપ, અપાર સૌખ્ય-દાયક તથા અદ્વિતીય છે.[૬] અજ્ઞાનનો નાશ કરીને જ્ઞાન જે સ્વરૂપમાં લય પામે છે, તે સિદ્ધાંત-પૂર્વક નિશ્ચિત થયેલું સ્વરૂપ હુંજ છું.[૭] એકનિષ્ઠ ભક્તોના વ્હાલા પરમાત્મા શૂર પાર્થ પ્રત્યે આ પ્રમાણે બોલ્યા.[૮] ત્યારે ધૃતરાષ્ટ્ર સંજય પ્રત્યે બોલ્યો કે આ વાત તને કોણે પૂછી હતી? અને એ વાત તું મને વ્યર્થ શા માટે કહે છે?[૯] મારા પુત્રોના વિજયની વાત મને કહી મારી શંકાનું નિવારણ કર, તે વખતે સંજય પોતાના મન સાથે બોલ્યો "અરે આ તો આ વાત છોડી દેવાની વાત કરે છે!"[૧૦] સંજય મનમાં વિસ્મય પામી, પોતાને અતિ ઉત્તમ વાત સાંભળવાને મળી છે એમ માની મનમાં બોલ્યો "દૈવગતિ કેવી વિચિત્ર છે? આ ભાઇને તો યુદ્ધનીજ વાત ગમે છે.[૧૧] માટે કૃપાળુ ભગવાન્ સંતુષ્ટ થઇ, એના મનમાં વિવેકરૂપી ઔષધ પૂરી એનો મોહરૂપી મહારોગ નષ્ટ કરો."[૧૨] સંજય આ પ્રકારે મનમાં વિચાર કરતો હતો એટલામાં તેનું ધ્યાન કૃષ્ણાર્જુન સંવાદ પ્રતિ આકર્ષાયું અને તેના મનમાં આનંદનું મહાપૂર આવ્યું[૧૩] માટે, હવે તે મનમાં હર્ષયુક્ત થઇ શ્રી કૃષ્ણ શું બોલ્યા તે કહેશે.[૧૪] નિવૃત્તિદાસ જ્ઞાનદેવ બોલ્યાઃ—તેનાં કથનનો ભાવ હું તમારા હૃદયમાં ઠસાવીશ, માટે હવે તે સાંભળો.[૪૧૫]



# पंचदश अध्याय.

ગતાધ્યાયમાં કહ્યા પ્રમાણે ગુણાતીત થઇ શુદ્ધ બનેલા ચિત્તમાં શ્રીગુરૂના ચરણોની સ્થાપના કરી, પૂજા કરવાનું મિષ કરી, આ અધ્યાયનો શ્રી જ્ઞાનેશ્વર મહારાજ પ્રારંભ કરે છેઃ—

હવે આપણા હૃદયને ઉત્તમ રીતે સ્વચ્છ કરી તેપર શ્રીગુરૂની પાદુકાની સ્થાપના કરીએ;[૧] પછી એકનિષ્ઠતાની અંજલિમાં સર્વ ઇંદ્રિયરૂપી પુષ્પકલિકાઓ લઇ શ્રીગુરૂને અર્ધ્ય આપીએ.[૨] અનન્ય ભાવરૂપી સ્વચ્છ ઉદકથી સ્નાન કરાવીને, એકનિષ્ઠ વાસનારૂપી ચંદન, અનામિકાવડે લગાડીએ.[૩] પ્રેમરૂપી શુદ્ધ સુવર્ણનાં નુપુર બનાવીને ગુરૂના સુકુમાર પગમાં પહેરાવીએ.[૪] ગુરૂ પ્રત્યેની એકનિષ્ઠ અને દ્રઢભક્તિના કરડા બનાવી તેને ગુરૂના અંગુઠામાં પહેરાવીએ.[૫] જેની અષ્ટ ભાવરૂપી પાંખડીઓ વિકસિત થઇ હોય એવાં સાત્વિક ભાવરૂપી કમળો આનંદરૂપી સૌગંધ્ય સહિત તેના ચરણમાં ભેટ ધરીએ.[૬] તે સ્થળે અહંકારનો ધૂપ કરી, નિરભિમાનનો દીપ ઓવારી નિરંતર રહેતા ઐક્યભાવથી ગુરૂને આલિંગન દઇએ.[૭] આપણું શરીર અને પ્રાણ એ ઉભયની પાદુકા કરી, શ્રીગુરૂના ચરણમાં પહેરાવીએ; અને ગુરૂના ચરણ ઉપરથી ભોગ અને મોક્ષને ઓવારી નાંખીએ.[૮] આ પ્રકારની શ્રીગુરૂના ચરણની સેવા, જે કોઈ પરમ ભાગ્યવાન્ હશે તેનેજ પ્રાપ્ત થશે. આ સેવાનું ફળ મોક્ષ સહિત સર્વ અર્થોની યથેચ્છ પ્રાપ્તિ છે.[૯] એટલુંજ નહિ પરંતુ તે ઉપાસક બ્રહ્મસ્વરૂપમાં સ્થિત થાય છે અને તેનું જ્ઞાન એટલું પરિપકવ બને છે કે તેની વાણી અમૃતનો સાગરજ બની જાય છે.[૧૦] વધારે શું કહું? તેની વકતૃતામાં એટલું માધુર્ય આવે છે કે આલ્હાદદાયક પૌર્ણિમાના કોટ્યવધિ ચંદ્રો જાણે તે પરથી ઓવારી નાંખીએ![૧૧] તેમજ પૂર્વ દિશામાં સૂર્યોદય થવાથી જે પ્રમાણે જગત્‌માં પ્રકાશની રેલછેલ થઇ જાય છે, તે પ્રમાણે તેના મુખમાંથી નીકળતા ભાષણથી શ્રોતાને જ્ઞાનની દિવાળી ઉપલબ્ધ થાય છે.[૧૨] તેના ભાષણના માધુર્યની આગળ નાદબ્રહ્મ નિરસ બની જાય છે અને મોક્ષસુખમાં પણ તેની યોગ્યતા હોતી નથી. આવું ઉત્તમ ભાષણ શ્રવણ કરવાનો પ્રસંગ જે પરમ ભાગ્યવાન્ હોય તેનેજ પ્રાપ્ત થાય છે.[૧૩] વસંતરૂતુમાં જે પ્રમાણે વૃક્ષો પ્રફુલ્લિત દેખાય છે તે પ્રમાણે શ્રવણસુખરૂપી મંડપમાં વાચારૂપી વલ્લરિ ચોતરફ પ્રસરી જાય છે.[૧૪] શું ચમત્કાર વર્ણવું? જે પરત્માનો પત્તો ન લાગતાં વાણી મનસહિત પાછી ફરે છે, એવો પરમાત્મા ગુરૂચરણોપાસકના મુખમાંથી નીકળતા શબ્દો પ્રમાણે નૃત્ય કરવા લાગે છે.[૧૫] જ્ઞાનદ્વારા જે જાણી શકાતો નથી અને ધ્યાનદ્વારા જે પ્રાપ્ત કરી શકાતો નથી, એવો જે અકલ્પ્ય પરમાત્મા તે તેના સહજ બોલવાથી આવે છે.[૧૬] આવું જે ઐશ્વર્ય તે તેની વાણીને પ્રાપ્ત થાય છે. તે કેવળ શ્રી ગુરૂપદકમળપરાગની પ્રાપ્તિનોજ પ્રતાપ છે.[૧૭] શ્રી જ્ઞાનેશ્વર મહારાજ ગદ્‌ગદિત થઇને બોલે છેઃ–વધારે શું કહું? આ પ્રકારનું ભાગ્ય આજે મારા શિવાય અન્ય માણસને પ્રાપ્ત થયું નથી.[૧૮] આનું કારણ એ છે કે હું મારા ગુરૂનો એકનો એક નાનો બાળક છું, તેથી ગુરૂકૃપાને અન્યપ્રતિ જવાનો અવકાશજ નથી. આથી હું એકલોજ ગુરૂકૃપાને પાત્ર થયો છું.[૧૯] મેઘ એ માત્ર એકલા ચાતક પક્ષીને પાણી મળે એટલા માટેજ પોતાની પાસેના જળની વૃષ્ટિ કરે છે, (તેથી જગતનું સ્વાભાવિક કલ્યાણ થાય છે,) તે પ્રમાણે શ્રીગુરૂએ મારાપરજ કૃપા કરી છે.[૨૦] કૃપાનું લક્ષણ એ છે કે મારૂં ખાલી મુખ સહજ બડબડ કરવા લાગે છે એટલે તેમાં ગીતા સરખું માધુર્યયુક્ત વ્યાખ્યાન પ્રવેશ પામી જાય છે.[૨૧] પરંતુ એમાં વિશેષ આશ્ચર્ય તે શું છે? અહો! પ્રારબ્ધ અનુકૂળ હોય છે ત્યારે હાથમાં રેતી લઇએ તો તે પણ રત્ન બની જાય છે અને આયુષ્યની દોરી મજબૂત હોય છે તો મારવા આવેલા

માણુસના હૃદયમાં પણ પ્રીતિનો આવિર્ભાવ થાય છે;[૨૨] જ્યારે ઈશ્વરના મનમાં અન્ન આપી જીવાડવાનો વિચાર હોય છે ત્યારે આધ્રણમાં કાંકરા ઓરવામાં આવે તોપણ તેના ઉત્તમ ચોખા બની જાય છે; તે પ્રમાણે શ્રી ગુરૂ જેનો અંગીકાર કરે છે તેનો સર્વ દુઃખરૂપ સંસાર મોક્ષરૂપ અર્થાત્ આનંદરૂપ બને છે.[૨૪] જુઓ, પાંડવને અઢારે વાનાંની ન્યૂનતા હતી તો પણ શ્રી કૃષ્ણે તેમની કથાને પુરાણની કથામાં મૂકીને તેને સર્વ જગતમાં વંદ્ય બનાવી મૂકી![૨૫] તે પ્રમાણે શ્રીગુરૂ નિવૃત્તિ મહારાજે મારા અજ્ઞાનનેજ જ્ઞાનની પંક્તિમાં આણીને બેસાડી દીધું.[૨૬] પરંતુ હવે એ વાત રહેવા દો. એમ બોલવાથી પ્રેમ અધિકજ વધતો જાય છે. અને શ્રી ગુરૂમાહાત્મ્ય વર્ણન કરવાને મારામાં જ્ઞાનજ ક્યાં બળ્યું છે?[૨૭] માટે હવે ગુરૂનાજ પ્રસાદથી અને આપ સંતોના ચરણનાં દર્શનથી ગીતાનો અભિપ્રાય વર્ણવવા પ્રતિ વળું છું.[૨૮] ચૌદમા અધ્યાયના અંતિમ ભાગમાં મોક્ષદાતા શ્રી કૃષ્ણ ભગવાને એવો નિર્ણય કર્યો કે,[૨૯] જેને જ્ઞાનપ્રાપ્તિ થઈ છે તેનેજ મોક્ષ પ્રાપ્ત થાય છે. જે પ્રમાણે શત યજ્ઞ કરનારને સ્વર્ગની સંપત્તિ (ઇંદ્રપદ) પ્રાપ્ત થાય છે;[૩૦] કિંવા જે બ્રહ્મ કર્મમાં શત જન્મો વ્યતીત કરે છે તેનેજ નિઃસંશય બ્રહ્મપદ મળે છે;[૩૧] કિંવા સૂર્યના પ્રકાશનો વિનિમય જેમ દેખતો મનુષ્યજ કરી શકે છે, તે પ્રમાણે જે જ્ઞાની હોય છે તેનેજ મોક્ષપ્રાપ્તિનું સુખ મળે છે.[૩૨] માટે, હવે એ જ્ઞાન મેળવવાની યોગ્યતા કોનામાં હોય છે તેની તપાસ જો કરીશું તો સમસ્ત જગત્‌માં માત્ર એકજ મનુષ્ય દ્રષ્ટિગોચર થશે.[૩૩] જે પ્રમાણે અંજન આંજવાથી ભૂમિગત દ્રવ્ય દ્રષ્ટિગોચર થાય છે, પરંતુ તે અંજનનો અધિકારી માત્ર પગપાળો મનુષ્યજ હોય છે,[૩૪] તે પ્રમાણે જ્ઞાન મોક્ષ આપે છે, એમાં શંકા નથી; પરંતુ તે જ્ઞાન ટકી રહે એવી અંતઃકરણની ભૂમિકા શુદ્ધ હોવી જોઇએ.[૩૫] આનો સ્પષ્ટ અર્થ એ છે કે વૈરાગ્ય શિવાય જ્ઞાન ટકનારજ નથી એવો દેવે વિચારપૂર્વક નિશ્ચય કરી રાખ્યો છે.[૩૬] હવે વૈરાગ્ય પોતાની મેળે મનમાં શી રીતે પ્રવેશે એ વિષે પણ સર્વજ્ઞ શ્રી હરિએ વિચાર કર્યો છે. તે પ્રથમ દ્રષ્ટાંત આપીને કહે છે[૩૭] જે પ્રમાણે એકાદ મનુષ્ય ભોજન જમવાને બેસે, પરંતુ ભોજનમાં વિષ નાખવામાં આવ્યું છે એમ જાણતાંજ તે થાળીપરથી ઉઠી જાય છે અને તેને ભોજન વિષે વિરક્તિ ઉત્પન્ન થાય છે;[૩૮] તે પ્રમાણે સર્વ સંસાર અનિત્ય અર્થાત્ રજ્જુસર્પવત્ મિથ્યા છે એવો જે વખતે દ્રઢ નિશ્ચય થાય છે તે વખતે વૈરાગ્ય ના ના કહેવા છતાં બળાત્કારે અંતઃકરણમાં પ્રવેશ કરે છે[૩૯] હવે સંસારને મિથ્યાત્વ કેવી રીતે લાગુ પડે છે તે આ પંદરમા અધ્યાયમાં વૃક્ષના રૂપકથી ભગવાન કહે છે.[૪૦] ઈતિર વૃક્ષો સ્વાભાવિક રીતે ઉખડી પડતાં તે જેમ સૂકાઇ જાય છે, તે પ્રમાણે આ સંસાર વૃક્ષ સૂકાતું નથી.[૪૧] આ પ્રમાણે કુશળતાથી સંસાર વિષે વૃક્ષનું રૂપક કહી શ્રીકૃષ્ણ ભગવાન્ મુમુક્ષુને જન્મ મરણનાં ચક્રમાંથી મુક્ત કરે છે.[૪૨] સંસારને મિથ્યા ઠરાવી; હુંજ બ્રહ્મ છું એવો નિશ્ચય કરી દેવો એજ આ અધ્યાયનો વિષય છે.[૪૩] આજ ઉત્તમ વિષય ગીતા શાસ્ત્રના આ અધ્યાયમાં છે, તેને ઉકેલીને હું તેનું વર્ણન કરૂં છું, તેને આપ અંતઃકરણપૂર્વક સાંભળો. મહારાજ સંતો પ્રત્યે આવી પ્રાર્થના કરી.[૪૪] મહાનંદના સમુદ્ર સિદ્ધોના પૂર્ણચંદ્ર અને દ્વારકાના રાજા, શ્રી કૃષ્ણ ભગવાને અર્જુનને શું કહ્યું તે કહી બતાવે છે.[૪૫] અરે અર્જુન! આત્મસ્વરૂપને ઘેર અર્થાત્ સ્વસ્વરૂપ પ્રાપ્તિ સન્નિધ આવતાં મધ્યમાં જે વિશ્વાભાસ એટલે પ્રપંચ આડો આવે છે,[૪૬] તે વિશ્વાભાસ અર્થાત્ પ્રપંચ નથી પરંતુ એક પ્રચંડ વૃક્ષજ છે, એવી કલ્પના કર.[૪૭] પરંતુ ઇતર વૃક્ષોનાં મૂળ નીચે હોય છે અને શાખા ઉપર હોય છે, પણ આ વૃક્ષ તે પ્રકારનું નથી; તેથી કોઇથી પણ એનું વર્ણન કરી શકાતું નથી[૪૮] સામાન્ય વૃક્ષના મૂળમાં કુવાડી મારવામાં આવે કિંવા અગ્નિ પ્રદીપ્ત કરવામાં આવે તો વૃક્ષ ઉપરનો વિસ્તાર ગમે તેટલો હોય તોપણ[૪૯] તે વૃક્ષ મૂળમાંથી ખંડિત થતાં શાખાસહવર્તમાન ઉથલાઇ પડે છે, પરંતુ

આ વૃક્ષ તેવી રીતે ઉથલી પડે એટલું ઢીલું નથી.[૫૦] આ વૃક્ષની ચમત્કૃતિ શી વર્ણવવી ? એનાં મૂળ ઉપર છે અને એનો વિસ્તાર નીચે છે![૫૧] જે પ્રમાણે સૂર્યની ઉંચાઇ કેટલી છે તે કલ્પી શકાતું નથી, પરંતુ તેનાં કિરણો નીચેની બાજુએ પ્રસરે છે, તે પ્રમાણે સંસારરૂપી વૃક્ષ ચમત્કારિક છે.[૫૨] વળી આ જગત્માં જેટલી વસ્તુઓ છે તે સર્વ આ વૃક્ષના ગર્ભમાં છે, અર્થાત્ આ વૃક્ષે તે સર્વ વસ્તુને વ્યાપી દીધી છે. જે પ્રમાણે કલ્પાંતકાળે ઉદકથી સર્વ આકાશ વ્યાપ્ત થઇ જાય છે,[૫૩] કિંવા સૂર્યાસ્ત થતાં જે પ્રમાણે રાત્રિ તિમિરથી પરિપૂર્ણ થઇ જાય છે; તે પ્રમાણે આ વૃક્ષ સર્વ ગગનમાં ભરેલું છે.[૫૪] ચાખવા જઇએ તો એને ફળ નથી, સુંઘવા જઇએ તો એને પુષ્પ નથી. જે કાંઇ છે તે એ વૃક્ષજ છે.[૫૫] એનું મૂળ ઉપરની બાજુએ છે, તોપણ એને ઉખેડીને એવી સ્થિતિમાં મુકવામાં આવ્યું નથી. હે અર્જુન ! એજ કારણથી એ સદૈવ પ્રફુલ્લ અને પૂર્ણ વિકસિત હોય છે.[૫૬] વળી જેમ ઉપરના ભાગમાં એને મૂળ છે તેમ નીચેના ભાગમાં પણ એને પુષ્કળ મૂળો છે.[૫૭] એની મહાન્ શક્તિના બળથી પીપળા અથવા વડની પેઠે એની શાખાઓ પ્રસરેલી હોય છે.[૫૮] તેમજ હે અર્જુન ! સંસારરૂપી વૃક્ષને નીચેજ માત્ર ફાંટા ફુટેલા છે એમ નથી.[૫૯] ઉપર પણ એને અનેક શાખાઓ હોય છે, અને એનો વિસ્તાર અતિ પ્રચંડ છે.[૬૦] ગગનજ એ વૃક્ષનો વેલો છે; પવનરૂપે પણ એ વૃક્ષજ વિસ્તાર પામેલું છે અને જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થા કિંવા ઉત્પત્તિ, સ્થિતિ અને લય એ ત્રણ અવસ્થા એનાજ આશ્રયથી ઉત્પન્ન થઇ છે.[૬૧] આ પ્રમાણે વિશ્વના આકારે ઉપરની બાજુએ મૂળ અને નીચેની બાજુએ શાખાવાળું વિલક્ષણ વૃક્ષ ઉદય પામ્યું છે.[૬૨] હવે એની ઊર્ધ્વ બાજુ કયી, એના મૂળનું લક્ષણ શું અને નીચેની બાજુએ શાખા કયી કયી છે,[૬૩] અથવા આ વૃક્ષને નીચેની બાજુએ જે મૂળીઓ છે, તેમાંથી ઊર્ધ્વમુખ રાખી કયા કયા ફાંટા કેવી રીતે ઉત્પન્ન થાય છે,[૬૪] તથા આ વૃક્ષને 'અશ્વત્થ' નામ કેવી રીતે પ્રાપ્ત થયું એ સર્વનો, આત્મવેત્તાઓની સાથે વિલાસ કરનાર શ્રીકૃષ્ણે નિર્ણય કર્યો અને તેઓ અર્જુન પ્રત્યે બોલ્યા:-[૬૫] તને એ સર્વની પ્રતીતિ ઉત્તમ રીતે થાય એવી સ્પષ્ટ રીતે વિસ્તારપૂર્વક હું તને કહું છું.[૬૬] હે ભાગ્યવંત ! આ નિરૂપણ સાંભળવાને માત્ર તુંજ અધિકારસંપન્ન છે, માટે હે ધૈર્યવંત ! સર્વાંગે શ્રવણેંદ્રિયોનો પ્રાદુર્ભાવ કર અર્થાત્ એકાગ્રચિત્તે શ્રવણ કર.[૬૭] યાદવવીર શ્રીકૃષ્ણ ભગવાને આ પ્રમાણે પ્રેમરસ પરિપ્લુત ભાષણ કર્યા પછી અર્જુનમાં મૂર્તિમંત અવધાન દ્રષ્ટિગોચર થવા લાગ્યું.[૬૮] જે પ્રમાણે આકાશ મોટું હોવા છતાં તેને દશ દિશાએ આલિંગન દીધું છે. તે પ્રમાણે અર્જુનનું શ્રોતૃત્વ એટલું વૃદ્ધિંગત થયું કે હવે ગમે તેટલું વર્ણન કર્યું તોપણ તે તેને તો સ્વલ્પજ લાગ્યું ![૬૯] શ્રીકૃષ્ણના ભાષણરૂપી સમુદ્રને એકજ આચમનમાં ઓહીઆં કરી જનાર અગસ્ત્ય ઋષિ અર્જુનનું શ્રોતૃત્વ છે, માટે શ્રીકૃષ્ણ જે જે કહે તે સર્વનો એક ઘુંટડો કરી જવાને અર્જુન પ્રવૃત્ત થયો.[૭૦] અર્જુનના હૃદયમાં શ્રવણ કરવાની આવી અમર્યાદ ઇચ્છા ઉત્પન્ન થયેલી જોઇને શ્રીકૃષ્ણે પોતાને થયેલો સંતોષ તેનાપરથી ઓવારી નાખ્યો.[૭૧]

**श्रीभगवानुवाच । ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ।**
**छन्दांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥ १ ॥**

**શ્લોકાર્થ:—શ્રી ભગવાન બોલ્યા:-આ સંસારરૂપી અશ્વત્થ વૃક્ષનાં મૂળ, થડ ઉપર છે, અને શાખાઓ નીચે છે, અને એનો કદિ પણ નાશ થતો નથી, એમ કહેવાય છે; છંદો બદ્ધ વેદ તે આ વૃક્ષનાં પત્રો છે; અને જેને એ સર્વ પ્રકારે અવગત છે, તેજ વેદવિત્ અર્થાત વેદવેત્તા (જ્ઞાતા) છે. (૧).**

**ઓવી અર્થ:**—પછી શ્રીકૃષ્ણ અર્જુન પ્રત્યે બોલ્યા:-હે ધનંજય ! બ્રહ્મ એ આ વૃક્ષનું ઊર્ધ્વ છે; (અહીંઆં ઊર્ધ્વ એટલે ઉચ્ચ, ઉચ્ચ એટલે શ્રેષ્ઠ, શ્રેષ્ઠ એટલે સર્વોત્તમ, સર્વોત્તમ એટલે બ્રહ્મ એવો ઊર્ધ્વ શબ્દનો મુખ્ય અર્થ છે;) અને આ વૃક્ષને લીધેજ તેને ઊર્ધ્વતા પ્રાપ્ત થઇ છે, એમ કહેવું પડે છે.[૭૨] નહિંતર જેમાં એકત્વ પણ લય પામી જાય છે, તેમાં મધ્ય, ઊર્ધ્વ અને અધઃ એવો ભેદ કયાંથી હોય ?[૭૩] અને જે તંતુવાદ્યમાંથી ઉત્પન્ન થઇ સાંભળવામાં આવતા નાદની પૂર્વનો મૂળ નાદ છે, તેમજ જે મકરંદમાંથી ઉત્પન્ન થતા સુગંધનો મૂળ સુગંધ છે અને જે વિષયસેવન વિના ઉત્પન્ન થતો સ્વરૂપાનંદ છે.[૭૪] જેને આ તરફ અને પેલી તરફ, આગળ અને પાછળ એવી મર્યાદા નથી; અને જે પ્રેક્ષક વિનાજ સ્વયંપ્રકાશ હોઈ અદૃશ્ય છે;[૭૫] માયારૂપી ઉપાધિનો ઓપ ચઢાવવાથી જેમાંથી નામરૂપાદિ પ્રપંચનો વિસ્તાર થાય છે, તે બ્રહ્મ,[૭૬] જ્ઞાતા અને જ્ઞેય એ ઉભય કરતાં શુદ્ધ એવું જ્ઞાન માત્ર છે અને એ સર્વ જગત્‌માં નિરુપાધિક સુખથી વ્યાપ્ત છે.[૭૭] જે કોઇનામાંથી ઉત્પન્ન થયું નથી, અને જેમાંથી કાંઇ ઉત્પન્ન થતું નથી. જેનામાં દ્વૈત પણ નથી અને અદ્વૈત પણ નથી અને જે પોતેજ પોતાને પ્રકાશિત કરે છે;[૭૮] આવું જે બ્રહ્મતત્ત્વ છે તે આ તરુનું ઊર્ધ્વ છે. ઊર્ધ્વમાં આ વૃક્ષનું મૂળ જે માયા છે તેનો આરંભ આગળ કહું છું તે પ્રમાણે છે.[૭૯] હવે જેને માયા કહેવામાં આવે છે તેનું અસ્તિત્વજ નથી. તે છે એવી વાત પ્રસિદ્ધ છે ખરી, બાકી એ વાતમાં માલ નથી. જે પ્રમાણે વાંઝીઆની સંતતિનું વર્ણન કરવું વ્યર્થ છે તે પ્રમાણે માયાનું વિવેચન કરવું નિરર્થક છે.[૮૦] (જગદ્રૂપી કાર્યની સંકલનામાં એને માનવી પડે ત્યારે એને અનિર્વચનીય માનવામાં આવે છે; અનિર્વચનીય એટલે સત્ અને અસત્‌થી વિલક્ષણ) તે પ્રમાણે માયા વિચારથી નાશ પામે છે, માટે સત્ નથી તથા જગત્કાર્ય રૂપે પ્રતીત થાય છે તેથી અસત્ પણ નથી; આ પ્રકારે એ સત્ અને અસત્‌થી વિલક્ષણ હોઇ અનાદિ છે.[૮૧] શિવાય જે પંચભૂતાદિ તત્ત્વોની મંજુષા છે, જે જગદ્રૂપ અભ્રનો આધાર છે, જે વિશ્વાકારરૂપ વસ્ત્રની ગડી છે,[૮૨] જે સંસારરૂપ વૃક્ષનું બીજ છે, જે પ્રપંચનાં ચિત્રો આલેખવાની ભૂમિકા છે, તથા જે બ્રહ્મજ્ઞાન વ્યતિરિક્ત ઇતર જ્ઞાનના પ્રકાશથી પરિપ્લુત છે;[૮૩] આવી જે માયા છે, તે બ્રહ્મવસ્તુમાં ન હોવા સરખી છે, પરંતુ જેટલો જ્ઞાન વ્યવહાર દેખાય છે તે સર્વ પરમાત્મવસ્તુનો પ્રકાશજ છે, એમ તું સમજ.[૮૪] જાગૃત મનુષ્યને નિદ્રા આવતાં જે પ્રમાણે તે તેને તેજ સ્થળે જ્ઞાનશૂન્ય બને છે; કિંવા દીપકના આશ્રયથી રહેનારૂં કાજળ જે પ્રમાણે દીપકની પ્રભાને મંદ કરે છે,[૮૫] અથવા એકાદ મનુષ્યની પાસે સ્વપ્નમાં જેમ તેનીજ કલ્પનાથી ઉત્પન્ન થએલી તરૂણ સ્ત્રી આવી તેને ઊંઘમાંથી જાગૃત કરી આલિંગનાભાસથી સકામ કરે છે;[૮૬] તે પ્રમાણે હે અર્જુન ! બ્રહ્મ સ્વરૂપમાં માયા રહી બ્રહ્મ સ્વરૂપને આચ્છાદિત કરવામાં કારણભૂત થઇ છે. એનેજ અજ્ઞાન કહેવામાં આવે છે, અને એ અજ્ઞાનજ આ સંસારરૂપી વૃક્ષનું ઊર્ધ્વ જે બ્રહ્મ તેમાં પહેલું મૂળ છે.[૮૭] બ્રહ્મને માયાનું આવરણ વળગી તેમાંથી જે અજ્ઞાન ઉત્પન્ન થાય છે તે આ જગત્‌નો પ્રથમ કંદ છે અને તેનેજ વેદાંત શાસ્ત્રમાં સંસાર રૂપી વૃક્ષનો બીજભાવ કહેવામાં આવે છે.[૮૮] નિબિડ અજ્ઞાન અર્થાત્ સુષુપ્તિને બીજાંકુર ભાવ કહેવામાં આવે છે અને તેનુંજ પરિણામ જે જાગૃતિ અને સ્વપ્ન એ બે અવસ્થા છે તેને ફલભાવ કહેવામાં આવે છે.[૮૯] આ પ્રકારે વેદાંત શાસ્ત્રમાં માયાનું વર્ણન ભિન્ન ભિન્ન પ્રકારે કરવામાં આવ્યું છે, પરંતુ હવે તે રહેવા દો. હાલ તરત સંસાર રૂપી વૃક્ષનું મૂળ અજ્ઞાન છે એમ સમજ.[૯૦] નિર્મળ બ્રહ્મરૂપી આત્મામાં સહજ રહેલી જે માયા તેની નીચેની અને ઉપરની બાજુએ એ મૂળો નિકળી, તેને માયારૂપી ક્યારામાં પાણી મળવાથી તે મજબૂત થાય છે.[૯૧] પછી નીચેના બાજુએ અનેક હેડો ઉત્પન્ન થાય છે. તેને

ચાર પ્રકારના અંકુરો ફુટે છે અને તે બળવત્તર થાય છે.[૯૨] આ પ્રમાણે સંસારરૂપી વૃક્ષનું મૂળ, બ્રહ્મમાં બળવાન થઈ, પછી તરતજ અંકુરોને જોર મળે છે.[૯૩] તે અંકુરમાં જ્ઞાનરૂપી વૃત્તિ ઉત્પન્ન થઇ પ્રથમ એક અતિ સુકુમાર પાંદડું ફુટે છે.[૯૪] તત્પશ્ચાત્ સત્વ, રજ, તમાત્મક અહંકાર રૂપી ત્રણ પાંદડાંનો અંકુર નીચેની બાજુએ ફુટે છે.[૯૫] તેનેજ બુદ્ધિરૂપી બીજી ડાળી ફુટી ભેદની વૃદ્ધિ થાય છે; આથી મનરૂપી શાખાને ભીનાશ મળતાં તે પ્રફુલ્લિત થાય છે.[૯૬] આ પ્રમાણે મૂળ મજબૂત થતાં, વિકલ્પરૂપી રસના યોગથી, તેને ચિત્ત ચતુષ્ટય એ ચાર સુકુમાર પાંખડીઓ ફુટે છે.[૯૭] પછી આકાશ, વાયુ, તેજ પાણી અને પૃથ્વી એ પંચમહાભૂતોની પાંચ શાખાઓ સીધી ફુટી નીકળે છે.[૯૮] તેજ પ્રમાણે, તે શાખાને શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયો અને તેના વિષય એ સુકુમાર વિચિત્ર પાંખડીઓ ફુટે છે.[૯૯] પછી શબ્દરૂપી અંકુર કાનની વ્યાપ્તિ જેટલો ફુટી સાંભળવાની ઇચ્છાને તૃપ્ત કરે છે.[૧૦૦] પછી અંગ અને ત્વચારૂપી વેલ તથા પાંદડાં ફુટી, તેને સ્પર્શરૂપી અંકુર આવે છે, અને પછી નાના પ્રકારના વિકારોનું આધિક્ય થાય છે.[૧] પછી રૂપનું પાંદડું ફુટે છે અને આંખ ભ્રમથી તેની સુંદરતા લૂંટવાને દોડે છે,[૨] પછી રસ રૂપી ફણગો વેગથી ફુટે છે અને જીંહ્વાને અપાર ઇચ્છા (અભખરો) ઉત્પન્ન થાય છે.[૩] તેજ પ્રમાણે ગંધરૂપી મૉર આવતાં નાકની ઇચ્છા પ્રબળ થાય છે અને લોભની ઉત્પત્તિ થાય છે.[૪] આ પ્રમાણે મન, બુદ્ધિ, અહંકાર અને પંચમહાભૂતો એવી જે અષ્ટધા પ્રકૃતિ તે આ માયામાંથીજ તૈયાર થાય છે અને પ્રપંચના અંત સુધી પહોંચે છે.[૫] વધુ શું કહું? આ વૃક્ષ આ આઠ પ્રકારે વિશેષ વિકાશ પામે છે, પરંતુ જે પ્રમાણે છીપ પર ભાસતું રૂપ છીપના આકાર જેટલુંજ દેખાય છે,[૬] કિંવા સમુદ્રપર ઉત્પન્ન થતા તરંગો જે પ્રમાણે સમુદ્રથી મોટા હોતા નથી અને વળી તે પોકળ હોય છે, તે પ્રમાણે અજ્ઞાનમૂલક જે આ જગદ્રૂપી વૃક્ષ તે બ્રહ્મજ બને છે,[૭] માટે સર્વ જગત્ આ અજ્ઞાનનો વિસ્તાર હોઇ તે પર તેનો પસારો ભાસે છે. જે પ્રમાણે સ્વપ્નમાં મનુષ્ય એકલો હોઇ, જે જે જુએ છે તે તે સર્વ તે પોતેજ બને છે;[૮] પરંતુ આ સર્વ વાત હવે એક બાજુએ રહેવા દઈશું. આ પ્રમાણે આ આશ્ચર્યકારક વૃક્ષ વૃદ્ધિંગત થાય છે, અને એને મહત્તત્ત્વાદિક અંકુરો નીચેની બાજુએ ફુટે છે;[૯] અને આ વૃક્ષને જ્ઞાતાઓ અશ્વત્થ શા માટે કહે છે તે વિષે પણ તને કહું છું તે સાંભળ.[૧૦] શ્વા (શ્વ) નો અર્થ એવો થાય છે કે 'આવતીકાલ સુધી પણ એ પ્રપંચરૂપી વૃક્ષની એક અવસ્થા રહેતી નથી,' માટે એને 'અશ્વત્થ' કહેવામાં આવે છે. (જે વસ્તુ એક ક્ષણભર પણ એક સરખી રહેતી નથી તેને સંસ્કૃતમાં અશ્વત્થ કહેવામાં આવે છે.)[૧૧] જે પ્રમાણે એક ક્ષણમાં મેઘના નાના પ્રકારના રંગો બદલાય છે, કિંવા વીજ નિમિષ માત્ર પણ એક સ્થળે ટકતી નથી;[૧૨] કમળનાં હાલતાં પાંદડાંપર જે પ્રમાણે પાણી ઠરતું નથી, કિંવા વ્યાકુળ થયેલા મનુષ્યનું ચિત્ત જે પ્રમાણે સ્થિર હોતું નથી,[૧૩] તેવીજ આ સંસારરૂપી વૃક્ષની સ્થિતિ હોય છે અને પ્રત્યેક ક્ષણે તેનો નાશ થાય છે, માટેજ એને 'અશ્વત્થ' કહેવામાં આવે છે;[૧૪] અને વ્યવહારમાં પીંપળાને અશ્વત્થ કહેવામાં આવે છે; પરંતુ શ્રીહરિનો આ સ્થળે તેવો અભિપ્રાય નથી.[૧૫] બાકી, એને પીંપળો કહેવો લોકદ્રષ્ટિથી વિશેષ સયુક્તિક છે એમ મને લાગ્યું, પરંતુ લૌકિક અર્થ પ્રતિપાદન કરવાનું કશું પ્રયોજન નથી.[૧૬] માટે હાલ આ અલૌકિક ગ્રંથ સાંભળો. સંસારરૂપી વૃક્ષ ક્ષણિક છે, માટેજ એને અશ્વત્થ કહેવામાં આવે છે.[૧૭] વળી આ વૃક્ષ અવ્યય એટલે નિત્ય એ નામથી પ્રસિદ્ધ છે, પરંતુ એનો અભિપ્રાય એવો છે કે,[૧૮] જે પ્રમાણે સમુદ્રના પાણીનું વરાળના રૂપમાં સૂર્ય શોષણ કરે છે, અને તેજ મેઘ વૃષ્ટિ કરીને તે પાણીને જમીનપર નાખે છે અને અંતે તે પાણી નદી દ્વારા સમુદ્રને જઇ મળે છે;[૧૯] સમુદ્ર ઘટતો પણ નથી અને વધતો પણ નથી, માટે પરિપૂર્ણ

દેખાય છે; પરંતુ જ્યાં સુધી સૂર્યનું શોષણ અને નદીનું સમુદ્રમાં મળવું એ ઉભય પૈકી એકને ફાંટો મળતો નથી, ત્યાં સુધીજ તે પૂર્ણ હોય છે;[20] તે પ્રમાણે આ સંસારરૂપી વૃક્ષની ઉત્પત્તિ અને લય અતિ ત્વરાથી થાય છે, માટે તેનો તર્ક થઇ શકતો નથી; આથી લોકો તેને 'અવ્યય' કહે છે.[21] બાકી દાનશીલ પુરૂષ પુન્ય કરી સર્વ પૈસા ખરચી નાખતો જણાય છે, તોપણ તે ભાવી જન્મને માટે સંચય કરી મુકે છે, તે પ્રમાણે આ વૃક્ષ અતિ વેગથી ઉત્પત્તિ, સ્થિતિ અને લયને પ્રાપ્ત થતું હોવાથી લોકને એ નિત્ય છે એવો ભાસ થાય છે.[22] રથનું ચક્ર ભૂમિપર ન થોભતાં અતિ વેગથી ચાલે છે ત્યારે લોકોને તેની ગતિ ન દેખાવાને લીધે તે સ્થિર હોય એમ ભાસે છે,[23] તે પ્રમાણે કાલાતિક્રમથી એ વૃક્ષની પ્રાણીરૂપ શાખા ગળી પડે છે અને તેનેજ પુનઃ કોટયવધિ અંકુરો ફુટે છે.[24] પરંતુ એક શાખા કયારે ગળી પડી અને તેને કોટ્યવધિ ફાંટાઓ ક્યારે પુટ્યા એ, જે પ્રમાણે આષાઢ મહિનામાં અભ્ર ઉપર અભ્ર ચઢી આવવાથી કયાં અભ્રો આવ્યાં અને કયાં અભ્રો ગયાં એ સમજાતું નથી તે પ્રમાણે કળી શકાતું નથી.[25] પ્રલયકાળને અંતે આ સંસારરૂપી વૃક્ષની દેહરૂપી શાખા ગળી પડે છે અને વિશ્વોત્પત્તિના વખતે નવીન ફુટે છે.[26] સંહારકાળનાં પ્રચંડ વાવાઝોડાંથી પ્રલયાંતે શરીરો પડે છે, અને કલ્પના પ્રારંભમાં તેજ પુનઃ ઝુમખે ને ઝુમખે ઉગે છે.[27] પછી એક મનવંતરની પાછળ દ્વિતીય મનવંતર, આ પ્રમાણે સૂર્યવંશ, ચંદ્રવંશ ઇત્યાદિનો વિસ્તાર થાય છે; અને શેરડી જે પ્રમાણે પેરીએ ને પેરીએ વધતી જાય છે, તે પ્રમાણે આ સર્વ વિશ્વ વૃદ્ધિ પામે છે.[28] કલિયુગના અંતે ચારે યુગોનાં શરીરો નીચે પડે છે, (વૃક્ષની છાલ ઉખડી જાય છે,) એટલામાં કૃતયુગનો પ્રારંભ થતાં તેની પુનઃ ઉત્પત્તિ થાય છે અને તે વિશેષ વૃદ્ધિ પામે છે.[29] ચાલુ વર્ષ પુરૂં થઇ જેમ તે નવાં વર્ષને આમંત્રણ કરે છે, કિંવા જેમ દિવસ આવે છે કે જાય છે તે તેની નિત્યની આવજાથી સમજાતું નથી,[30] જે પ્રમાણે પવનની લ્હેરકીપર લ્હેરકી આવતાં કયી આવી અને કયી ગઇ તે સમજાતું નથી, તે પ્રમાણે કેટલાં શરીરો ઉત્પન્ન થાય છે અને લય પામે છે તે સમજાતું નથી.[31] એક અંકુર હજી તુટે ન તુટે એટલામાં બીજા શતાવધિ અંકુરો ફુટી નીકળે છે, તેથી આ ભવરૂપી વૃક્ષ નિત્ય હોય એવો ભાસ થાય છે.[32] જે પ્રમાણે નદીમાં વેગથી પાણી વહેવા લાગતાં પાછળ રહેલાં પાણી વારંવાર મળી જઇને વહે છે, તેના યોગથી તેમાં સ્થિરતાનો ભાસ થાય છે, તે પ્રમાણે આ જગત્ નાશવંત હોવા છતાં તેને સ્થિર માનવામાં આવે છે.[33] આંખની પાંપણ ખુલે ન ખુલે એટલામાં કોટ્યવધિ પ્રાણીઓનો જન્મ મૃત્યુનો વ્યાપાર થઈ ગયો હોય છે; પરંતુ સમુદ્રપર જે તરંગોપર તરંગો આવે છે તે નિત્ય ભાસે છે, તે પ્રમાણે અજ્ઞાનીઓને સંસાર નિત્ય ભાસે છે.[34] કાગડો પોતાની એક કીકીને એક ક્ષણમાં બન્ને આંખમાં ફેરવે છે, તેથી વાસ્તવમાં તેને એક આંખ હોવા છતાં લોકોને બે ભાસે છે; તે પ્રમાણે જગત અનિત્ય હોવા છતાં નિત્ય હોય એવો ભ્રમ થાય છે.[35] કિંવા ભમરડો અતિ વેગથી ફરવા લાગતાં જેમ તે સ્થિર હોય એવો ભાસ થાય છે, તે પ્રમાણે આ જગતનો પ્રકાર છે.[36] હવે આ પુષ્કળ દ્રષ્ટાંતો રહેવા દો; એકાદ કુવાડી હાથમાં લઇને આપણી ચારે તરફ ફેરવવા માંડીએ તો જે પ્રમાણે તે અતિ વેગને લીધે મોટાં ચક્રને આકારે સ્થિર દેખાય છે,[37] તે પ્રમાણે આ સંસારરૂપી વૃક્ષ સદૈવ નાશ પામે છે અને ઉત્પન્ન થાય છે એ વાત ન સમજવાને લીધે લોકો ઘેલછાથી તેને નિત્ય માને છે.[38] પરંતુ આ સંસારરૂપી વૃક્ષનો વેગ એવો છે કે એક નિમિષ માત્રમાં તે કોટયવધિ વેળા ઉત્પન્ન થાય છે અને લય પામે છે;[39] અજ્ઞાન શિવાય એનું બીજું કોઇ કારણ નથી અને એનું અસ્તિત્વ મિથ્યા છે; આ પ્રમાણે જે આ સંસારરૂપી વૃક્ષને પૂર્ણ રીતે જાણે છે,[40] તેજ મનુષ્યને હું સર્વજ્ઞ અને

જ્ઞાતા કહું છું અને વૈદિક સિદ્ધાંતાનુસાર પૂજ્ય પણ તેજ છે.[૪૧] યોગદ્વારા પ્રાપ્ત થતું ફળ પણ તેનેજ મળે છે. વધારે શું કહું ? તેનાજ યોગથી જ્ઞાનને પણ જીવન મળે છે.[૪૨] હવે આ પુષ્કળ કથન રહેવા દો. આ રીતે આ સંસારરૂપી વૃક્ષ અનિત્ય છે એમ જેણે જાણ્યું છે, તેનું વર્ણન કોઇથી પણ થઇ શકે એમ નથી.[૪૩]

**अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा गुणप्रवृद्धा विषयप्रवालाः ।**
**अधश्च मूलान्यनुसंततानि कर्मानुबन्धीनि मनुष्यलोके ॥ २ ॥**

**શ્લોકાર્થઃ—તે વૃક્ષની શાખાઓ સત્ત્વાદિ ગુણોથી વધેલી હોય છે અને શબ્દાદિ વિષયોના પલ્લવથી યુક્ત હોઇને તે (સત્યલોક પર્યંત) ઉપર તથા (પાતાળ લોકપર્યંત) નીચે પ્રસરેલી હોય છે; અને નીચે મનુષ્ય લોકમાં આ વૃક્ષનાં કર્મ સંબંધી મૂળો એકમાં એક એ પ્રમાણે ગુંથાઈ રહેલાં હોય છે. (૨)**

**ઓવી અર્થઃ**—પછી આ પ્રપંચરૂપી વૃક્ષને નીચે શાખાઓ પુટી તે જમીનમાં જાય છે, અને પુનઃ તે શાખાઓમાંથી ઉપશાખાઓ ઉત્પન્ન થઈ, ઉપર પણ સીધી શાખાઓ ઉત્પન્ન થાય છે;[૪૪] જે ડાળીઓ નીચે આવે છે, તેને પણ મૂળીઓ ફુટી, નીચેની બાજુએ વેલ વધી પાંદડાં આવે છે.[૪૫] આ પ્રમાણે મેં જે પ્રારંભમાં કહ્યું છે તેનેજ સ્પષ્ટતર કરીને કહું છું તે સાંભળ.[૪૬] મૂળ અજ્ઞાન હોય છે, તેમાંથી અષ્ટધા પ્રકૃતિ ઉત્પન્ન થઇ, જ્ઞાનરૂપી વિશાળ વનોનો ઉદ્‌ભવ થાય છે.[૪૭] પરંતુ પ્રથમ એ વૃક્ષના થડમાંથી સ્વેદજ, જરાયુજ, ઉદ્‌ભિજ્જ તથા અંડજ એવી ચાર પ્રચંડ શાખાઓ ફુટે છે.[૪૮] આ શાખાઓ પૈકી પ્રત્યેક શાખા બળવત્તર થતાં તેમાંથી ચોરાશી લક્ષ યોનિરૂપ ફાંટાઓ ફુટે છે; અને ફાંટાઓને વળી જીવરૂપી ઉપશાખાઓ પુટે છે.[૪૯] આ સીધી શાખામાંથી જે આડી ઉપશાખાઓ પુટે છે, તે ભિન્ન ભિન્ન જાતિઓ છે.[૫૦] પછી સ્ત્રી, પુરૂષ તથા નપુંસક, એવા વ્યક્તિગત ભેદો ઉત્પન્ન થાય છે અને તેઓ વિષયોના ભારથી એક બીજાપર ગોઠવાઇ જાય છે.[૫૧] જે પ્રમાણે વર્ષાઋતુમાં આકાશમાં મેઘ ઉત્પન્ન થાય છે, તે પ્રમાણે અજ્ઞાનને લીધે પુષ્કળ જાતિના શરીરરૂપી વલ્લરિઓ ઉત્પન્ન થાય છે.[૫૨] પછી ગુણરૂપી પવન છુટતાં શાખાઓ પોતાના ભારથી નમી પરસ્પર ગુંથાઇ જાય છે.[૫૩] તે ગુણ અતીવ વૃદ્ધિ પામવાને લીધે આ ઊર્ધ્વ મૂળના વૃક્ષને નીચે ઉપર અને મધ્યમાં એવા ત્રણ પૃથક્ ફાંટા ફુટે છે.[૫૪] આ પ્રમાણે રજોગુણની લહેર છુટી તે જોરથી વાવા લાગતાં મનુષ્ય જાતિરૂપી શાખા મજબૂત થાય છે.[૫૫] તે શાખાને ઉપર કિંવા નીચે શાખા ન ફુટતાં મધ્યમાંજ (મૃત્યુ લોકમાં) ચાર વર્ણોરૂપી ચાર ફાંટા જોરથી પુટી નીકળે છે.[૫૬] તે ફાંટાઓને વિધિનિષેધરૂપી પત્રો તથા વેદવાક્યોરૂપી કુમળો પાલો આવે છે;[૫૭] અને અર્થ તથા કામનો વિસ્તાર થઇ, આ લોકનાં ક્ષણિક સુખનો અંકુર ફુટે છે.[૫૮] પછી પ્રવૃત્તિ માર્ગની વૃદ્ધિને માટે શુભાશુભ કર્મોના કેટલા ફાંટા પુટે છે તેનો તો હિસાબજ ગણી શકાતો નથી.[૫૯] તેજ પ્રમાણે ભોગનો ક્ષય થતાં પાછળના દેહો શુષ્ક થઇ જઇને નીચે પડે છે અને બીજી તરફ નવા દેહોના ફાંટા ફુટે છે;[૬૦] અને પાંચ વિષયોની સાહાય્યથી ઇચ્છા ઉત્પન્ન થઇ વિષયરૂપી નવાં નવાં પત્રો નિત્ય આવે છે.[૬૧] આ પ્રમાણે રજોગુણનો પ્રચંડ પવન છુટવાથી મનુષ્યરૂપી શાખાનો સમુદાય જે સ્થળે વૃદ્ધિંગત થાય છે, તેને મનુષ્યલોક કહેવામાં આવે છે.[૬૨] તેજ પ્રમાણે આ રજોગુણરૂપી પવન ક્ષણભર શાંત થતાં તમોગુણરૂપી પવન મહા જોરથી વાવા લાગે છે.[૬૩] પછી આજ મનુષ્યરૂપી શાખાને ખરાબ વાસના ઉત્પન્ન થાય છે અને કુકર્મની ડાળીઓ નીચે ફુટવા લાગે છે.[૬૪] અપ્રવૃત્તિ (ખરાબ માર્ગ)ના મજબૂત સીધા સોટા નીકળી, તેને પ્રમાદરૂપી પત્રો તથા શાખાઓ

ફુટે છે.[૬૫] રૂગ્વેદ, યજુર્વેદ, તથા સામવેદની રૂચાઓમાં જે નિયમથી નિષેધ પ્રદર્શિત કરવામાં આવ્યો છે તેને અગ્રભાગે પલ્લવ ફુટે છે.[૬૬] અથર્વવેદમાં જે જારણ મારણ નિર્દિષ્ટ કરેલાં છે અને જેમાં પરપીડાને મુખ્ય ગણવામાં આવી છે, એવો ત્રણ પાંદડાંનો વાસનારૂપી વેલો પ્રસરે છે.[૬૭] પછી ખરાબ કર્મોનાં મૂળો મોટાં થઇ તેને જન્મરૂપી પુષ્કળ શાખાઓ ફુટે છે.[૬૮] ભ્રમથી ખરાબ કર્મોમાં પ્રવૃત્ત થવાથી, ચાંડાલાદિ નીચ યોનિનો મોટો ફાંટો ફુટે છે, અને મનુષ્યને કર્મભ્રષ્ટની જાતિમાં જન્મ ધારણ કરવો પડે છે.[૬૯] પશુ, પક્ષી, વ્યાઘ્ર, ડુક્કર, વિંછી, સર્પ, આવા આડા ફાંટા અનેક ફુટે છે.[૭૦] હે અર્જુન! આ પ્રમાણે તે વૃક્ષના સર્વાંગપર નિત્ય નવા ફાંટા ફુટી તેને નરકભોગની પ્રાપ્તિ થાય છે;[૭૧] અને હિંસા આદિ વિષયો તથા ખરાબ સંગતિના યોગથી અનેક જન્મો ધારણ કરવા પડે છે.[૭૨] આ પ્રમાણે વૃક્ષો, ઘાસ, લોખંડ, મૃત્તિકા તથા પાષાણ એ શાખાઓને પણ તેવાજ ફળની પ્રાપ્તિ થાય છે.[૭૩] હે અર્જુન! મનુષ્યથી સ્થાવર પર્યંત સર્વ શાખાની વૃદ્ધિ અધોમુખીજ હોય છે.[૭૪] માટે મનુષ્યરૂપી શાખા અધોમુખી શાખાઓનું મૂળ હોઇ, એનાથીજ આ સંસાર વૃક્ષની વૃદ્ધિ થાય છે.[૭૫] બાકી, હે પાર્થ! ઉપર જતી શાખાનું મૂળ જોવા જતાં ઊર્ધ્વ અને અધઃની વચ્ચે જે શાખા છે તેજ મનુષ્ય જન્મ છે.[૭૬] પરંતુ તમોગુણ તથા સત્ત્વગુણની દુષ્કર્મ તથા સત્કર્મથી ભરેલી શાખાઓ મધ્યમાં આવેલી શાખાથી ઉપર તથા નીચે જાય છે.[૭૭] હે અર્જુન! વેદત્રયરૂપી પત્રો અન્ય કોઇ પણ વસ્તુને લાગુ પડતાં નથી, પરંતુ માત્ર મનુષ્ય યોનિનેજ લાગુ પડે છે.[૭૮] માટે મનુષ્યરૂપી શાખા ઉપરનાં મૂળમાંથી અધોગામિની થઇ વૃદ્ધિ પામી છે, તોપણ તેમાંથી કર્મબુદ્ધિરૂપી શાખા ઉત્પન્ન થાય છે.[૭૯] અને ઇતર વૃક્ષના સંબંધમાં એમ બને છે કે શાખા વધે એટલે મૂળ દ્રઢ થાય છે અને મૂળ મજબૂત થાય એટલે શાખાનો વિસ્તાર વધે છે.[૮૦] તેજ પ્રમાણે આ શરીરના સંબંધમાં બને છે; અર્થાત્ જ્યાં સુધી કર્મ શેષ રહ્યું છે ત્યાં સુધી શરીર છે અને શરીર હોય છે ત્યાં સુધી કર્મ કર્યા શિવાય રહી શકાતું નથી.[૮૧] માટે, મનુષ્ય દેહ અન્યકર્મરૂપી શાખાનું મૂળ છે એમાં સંશય નથી;[૮૨] તમોગુણનું વાદળ સ્થિર થતાં સત્ત્વગુણનું વાદળ જોરથી છુટે છે,[૮૩] ત્યારે મનુષ્યાકારરૂપી મૂળને સદ્વાસનારૂપી અંકુર ફુટે છે અને તેને સુકૃતરૂપી મોર આવે છે.[૮૪] પછી જ્ઞાનના તીક્ષ્ણબળના યોગથી એક ક્ષણમાં બુદ્ધિને ટીશીઓ ફુટે છે.[૮૫] પછી બુદ્ધિ રૂપી પાંખનો વિસ્તાર થઇ તેમાં સ્ફુર્તિના ફાંટા ફુટે છે; તેના યોગથી બુદ્ધિને વિચાર સુઝે છે.[૮૬] તે સ્થળે બુદ્ધિરસથી પરિપ્લુત નિષ્ઠારૂપી પાંદડાં સુશોભિત દેખાય છે અને સત્ત્વવૃત્તિના અંકુરો સીધા ફુટી નીકળે છે.[૮૭] પછી સદાચારરૂપી પુષ્કળ અંકુરો સહજ ફુટી નીકળી, તેના યોગથી ચારે તરફ વેદઘોષ ચાલે છે.[૮૮] શિષ્ટાચાર, વેદોક્ત આચરણ, તથા નાના પ્રકારનાં યજ્ઞ યાગાદિ કર્મોરૂપી પર્ણોનાં પર્ણો ફુટી નીકળે છે.[૮૯] આ પ્રમાણે યમદમરૂપી કણુસલાં અને તપરૂપી શાખાઓ ફુટે છે; તથા વૈરાગ્યરૂપી કુમળી શાખાઓ અનેક નીકળે છે;[૯૦] વિશિષ્ટવ્રતો રૂપી પાંખો અને ધૈર્યરૂપી તીક્ષ્ણ મૂળીઓ ફુટીને વેગથી ઉપર જાય છે.[૯૧] મધ્યમાં વેદરૂપી પુષ્કળ પાંદડાંઓ ફુટી તેના યોગથી સત્ત્વરૂપી પ્રચંડ પવન વાય છે, ત્યાં સુધી સુવિદ્યાનો ચારે તરફ પ્રસાર થાય છે.[૯૨] પછી ધર્મરૂપી એક સીધી શાખા નીકળે છે અને તેને સ્વર્ગાદિક ફળોની ઉપશાખાઓ ફુટે છે.[૯૩] બીજી એક ઉપરતિરૂપી લાલ શાખા નીકળી તેને નિત્ય મોક્ષરૂપી નવીન પલ્લવો ફુટ્યાજ કરે છે.[૯૪] પછી રવિ, ચંદ્ર, ઇત્યાદિ ગ્રહો તથા પિતર, ઋષિ, વિદ્યાધર, એ રૂપી ઉપશાખાઓ ફુટે છે.[૯૫] આ શાખા કરતાં ઉચ્ચ એવી બીજી શાખાઓ ફુટી તેમે ઇંદ્રાદિ લોકરૂપી ફળો પુષ્કળ આવે છે.[૯૬] પછી તે ફાંટાપર તપ અને જ્ઞાનમાં શ્રેષ્ઠ એવા મરીચિ, કશ્યપ ઇત્યાદિરૂપ બીજી ઉચ્ચ શાખા આવે છે.[૯૭] આ પ્રકારે માલિકાની રચના થતાં ઉપર

શાખાનો વિસ્તાર થાય છે અને આ વૃક્ષનું થડ નાનું હોવા છતાં પણ ઉપર તેને મોટાં ફળો આવે છે.[૯૮] તેનાપર પણ બીજા જે ફાંટા ફુટે છે તેને, હે અર્જુન! બ્રહ્મદેવ અને શિવપર્યંત ઉપર શાખાઓ ફુટે છે.[૯૯] ફળના ભારથી ઉપરની શાખાઓ નીચે નમી મૂળની સાથે આવીને અડે છે.[૨૦૦] ઇતર વૃક્ષોની પણ એવીજ સ્થિતિ છે કે શાખાઓને પુષ્કળ ફળો આવે છે એટલે તે નમીને જડને અડે છે;[૧] તેજ પ્રમાણે, હે અર્જુન! આ સંસારરૂપી વૃક્ષ જે સ્થળેથી ઉત્પન્ન થાય છે તેજ મૂળ સ્થાનમાં તે પુનઃ જ્ઞાનની વૃદ્ધિથી નમીને જાય છે.[૨] માટે બ્રહ્મા અને શિવની પેલી તરફ જીવનો વિસ્તાર પહોંચતો નથી, ત્યાંથી પછી આગળ સર્વત્ર બ્રહ્મનો દેશજ આવી રહેલો છે.[૩] પરંતુ હવે એ વાત રહેવા દો; આ બ્રહ્માદિક શાખાઓ, સંસારરૂપી વૃક્ષનું મૂળ જે ઊર્ધ્વમાં છે તેની યોગ્યતાએ પહોંચી શકતી નથી.[૪] વળી, ઉપર જે નિવૃત્તિમાર્ગની સનકાદિકરૂપી શાખા છે તેને મૂળ તથા ફળ હોતાં નથી, પરંતુ તે બ્રહ્મરૂપજ છે.[૫] આ પ્રમાણે મનુષ્યરૂપી શાખાથી ઉપરની બાજુએ જે બ્રહ્માદિરૂપ શાખાઓ છે, તે અતિ ઉચ્ચ હોય છે.[૬] હે પાર્થ! ઉપરની જે બ્રહ્માદિરૂપ ઉચ્ચ શાખાઓ છે તે મનુષ્યરૂપી શાખામાંથીજ ઉત્પન્ન થયેલી છે, માટેજ તેને (મનુષ્યરૂપી શાખાને) મેં ઉપરની શાખાનું મૂળ કહ્યું છે.[૭] આ પ્રમાણે જે અલૌકિક સંસારરૂપી વૃક્ષ ઊર્ધ્વમૂળ છે અને જેને નીચે અને ઉપર શાખાઓ ફુટેલી હોય છે, તેનું વર્ણન મેં તને કહી સંભળાવ્યું.[૮] આ પ્રમાણે આ વૃક્ષને ઉપર અને નીચે મૂળો હોય તે તે સંબંધે સર્વ વિવેચન તને કહી સંભળાવ્યું; હવે આવું જે બળવાન વૃક્ષ છે તેને કયા ઉપાયોથી ઉખેડી નાખી શકાય છે તે કહું છું તે સાંભળ.[૯]

**न रूपमस्येह तथोपलभ्यते नान्तो न चादिर्न च संप्रतिष्ठा ।**
**अश्वत्थमेनं सुविरूढमूलमसंगशस्त्रेण दृढेन छित्वा ॥ ३ ॥**

**શ્લોકાર્થઃ**—આ અશ્વત્થ વૃક્ષનું આ જે વર્ણન કરવામાં આવ્યું છે, તેવું તેનું સત્ય સ્વરૂપ અનુભવમાં આવતું નથી; અને એને અંત, આદિ તથા સ્થિતિ પણ નથી. એવા આ મજબુત મૂળના વૃક્ષનું દૃઢ વૈરાગ્યરૂપી શસ્ત્રથી છેદન કરી. (૩)

**ઓવી અર્થઃ**—પરંતુ હે અર્જુન! તારા મનમાં એવી શંકા આવશે કે આ પ્રમાણે આ આટલા મોટા પ્રચંડ વધેલા સંસારરૂપી વૃક્ષને ઉખેડી નાંખવાને માટે સાધનો ક્યાં છે?[૧૦] કારણકે જેની ઉપરની બાજુએ શાખાની વૃદ્ધિ બ્રહ્મલોક પર્યંત છે અને જેનું મૂળ નિરાકાર બ્રહ્મમાં છે;[૧] જે વૃક્ષની નીચે ફુટેલા ફાંટા સ્થાવર જંગમના તલપ્રદેશમાં પ્રવેશી ગયા છે અને જેના મધ્યભાગમાં મૃત્યુલોક ભરેલા છે;[૧૨] આ પ્રમાણે જે વૃક્ષ અતિ મજબૂત અને અગાધ છે તેનો નાશ કોનાથી થઇ શકે એવી ક્ષુદ્ર ભાવના તું તારા મનમાં કદિપણ લાવીશ નહિ હો![૧૩] આ વૃક્ષને ઉખેડી નાંખવામાં શ્રમ તે શું પડે છે? નાનાં બાળકને જે 'બાઉ' બતાવવામાં આવે છે તેને હાંકી કાઢવાને માટે શું બીજા દેશમાં જવું પડે છે કે?[૧૪] આકાશમાં દેખાતા કિલ્લા શું શ્રમ લઇને તોડી પાડવા પડે છે કે? તે પ્રમાણે સસલાંનાં શિંગડાંને શું કાપી નાંખવાં પડે છે કે? જ્યારે આકાશમાંથી પુષ્પ પડશે ત્યારે સસલાંનાં શિંગડાં કાપી નાંખવાં પડશે? તેનો મૂળમાંજ અભાવ હોય છે તો પછી તેને કાપવાનો શ્રમ તે શાનો પડે?[૧૫] તેજ પ્રમાણે, હે અર્જુન! આ તને કહેલું સંસારરૂપી વૃક્ષ ખરૂં નથી. તો પછી તેને ઉખેડી નાંખવાની ભીતિ શા માટે ધારણ કરવી જોઇએ![૧૬] મેં વૃક્ષનાં મૂળો અને શાખાઓ વિષે જે વર્ણન કર્યું તે વાંઝીઆનાં ઘરમાં પુષ્કળ છોકરાં છૈયાં છે એમ કહેવા સમાનજ છે.[૧૭] સ્વપ્નામાં આપણે જે ભાષણ કરીએ છીએ, તેની સત્યતા વિષેની કાંઈ પ્રતીતિ જાગૃત થયા પછી મળે

છે કે? તેજ પ્રમાણે, આ સંસારરૂપી વૃક્ષનું કથન સ્વપ્નની સંતતિજ છે.[૧૮] નહિતર, જે પ્રમાણે મેં આ વૃક્ષનું વર્ણન કર્યું તે પ્રમાણે જો આ વૃક્ષનાં મૂળો મજબૂત હોઇ એનો વિસ્તાર સત્ય હોય[૧૯] તો કોની માએ સુંઠ ખાધી છે કે તેને ઉખેડી નાંખે? શું ફુંક મારવાથી આકાશનો નાશ થાય છે કે?[૨૦] માટે હે ધનંજય! જે પ્રમાણે કાચબીના ઘીની ભીજબાની રાજાને આપવી અશક્ય છે, તે પ્રમાણે, મેં જે આ સંસારરૂપી વૃક્ષનું વર્ણન કર્યું તે સર્વ મિથ્યા છે.[૨૧] બાપુ! મૃગજળનું તળાવ દૂરથી દ્રષ્ટિવતી જુઓ તેજ! બાકી તેનાં પાણીથી કદિ પણ ડાંગર કિંવા કેળનાં વૃક્ષો ઉછરી શકતાં નથી.[૨૨] પ્રથમ અજ્ઞાનજ મિથ્યા છે, તો પછી તેમાંથી ઉત્પન્ન થતાં કાર્યોની શી કિમ્મત હોઈ શકે? માટે સંસારરૂપી વૃક્ષ સર્વથૈવ મિથ્યા છે.[૨૩] અને આ વૃક્ષને અંત નથી એમ કહેવું એ પણ એક પ્રકારે સત્ય છે.[૨૪] જ્યાં સુધી મનુષ્ય જાગૃત થયો નથી ત્યાં સુધી તેની નિદ્રાનો અંત આવ્યો એમ કહી શકાશે કે? કિંવા જ્યાં સુધી પ્રકાશ પડયો નથી ત્યાં સુધી રાત્રિનો અંત આવ્યો એમ કહી શકાશે કે?[૨૫] તે પ્રમાણે હે પાર્થ! જ્યાં સુધી બ્રહ્મજ્ઞાન ઉત્પન્ન થયું નથી ત્યાં સુધી આ સંસારરૂપી અશ્વત્થનો અંત આવતો નથી.[૨૬] જ્યાં સુધી પવન વાતો બંધ થયો નથી, ત્યાં સુધી સમુદ્રપારના તરંગોનો નાશ થતો નથી.[૨૭] જ્યારે સૂર્યાસ્ત થાય છે ત્યારે મૃગજલનો દેખાવ નાશ પામે છે, કિંવા જ્યારે દીપક બુઝઇ જાય છે ત્યારે તેનો પ્રકાશ નાશ પામે છે;[૨૮] તે પ્રમાણે આ સંસારરૂપી વૃક્ષનું મૂળ જે અજ્ઞાન, તે બ્રહ્મજ્ઞાનનો ઉદય થાય નહિ ત્યાં સુધી નાશ પામતું નથી.[૨૯] તેમજ એ અનાદિ છે એમ લોકો કહે છે; વાસ્તિવિક જોવા જઇએ તો આ તેનાપર એક આળ નથી, પરંતુ એ વાત તેનાં લક્ષણને અનુરૂપજ છે[૩૦] કારણકે સંસારરૂપી વૃક્ષમાં સત્યનોજ અભાવ છે, તો પછી જે મૂળમાંજ નથી તેનો આરંભ શી રીતે થઈ શકે![૩૧] જે ખરેખર એકાદ સ્થળેથી ઉત્પન્ન થાય છે તેને આદિ છે એમ કહીએ તો તે કહેવું શોભે છે, પરંતુ જે વસ્તુતઃ છેજ નહિ તેનો આદિ ક્યાંથી હોય.[૩૨] માટે જેનો જન્મજ નથી તેની માતા કોને કહેવી? માટે, આ વૃક્ષ અભાવરૂપેજ છે તેથીજ એને અનાદિ કહેવામાં આવ્યું છે.[૩૩] વાંઝીઆંના છોકરાની જન્મપત્રિકા હોઇ શકે કે? તેજ પ્રમાણે આકાશનો રંગ લીલો છે એમ શી રીતે કહી શકાશે![૩૪] હે અર્જુન આકાશ-કુસુમનો ડીંટો કોણ તોડી શકશે? માટે, જે સંસારરૂપી વૃક્ષને અસ્તિત્વ હોતું નથી, તેનો મૂળારંભ ક્યાંથી હોય?[૩૫] જે પ્રમાણે, ઘટોત્પત્તિની પૂર્વે ઘટનો અભાવ સ્વભાવિક રીતેજ અનાદિ હોય છે; તે પ્રમાણે સંસારવૃક્ષનું મૂળ જે માયા તે સહિત આ સંસાર અભાવ રૂપે અનાદિ છે.[૩૬] હે અર્જુન આ પ્રમાણે એ અભાવરૂપ છે તેથી તેને આદિ પણ નથી અને અંત પણ નથી. તે છતાં પણ વ્યવહાર દશામાં તે પ્રત્યક્ષ દેખાય છે, પરંતુ તે દેખાવ મૃગજલવત્ વ્યર્થ છે.[૩૭] કારણકે, મૃગજળની ઉત્પત્તિ એકાદ બ્રહ્મ ગિરિમાંથી થતી નથી અને એકાદ સમુદ્રમાં તેનો લય પણ થતો નથી; એમ છતાં પણ તે મધ્યમાં દેખાય છે, માટે દેખાતી વખત પણ તે સત્ય હોતું નથી.[૩૮] તે પ્રમાણે સંસાર વૃક્ષ એ આદિકાળમાં પણ નથી, અંતમાં પણ નથી; અને મધ્યમાં દેખાય છે ત્યારે પણ નથી. તાત્પર્ય એ છે કે કોઈ પણ કાળે એનું અસ્તિત્વજ નથી; પરંતુ ચમત્કારિક વાત તો એ છે કે એ ન હોવા છતાં પણ છે એવો ભાસ થાય છે.[૩૯] ઇંદ્રધનુષ્ય જે પ્રમાણે નાના પ્રકારના રંગોથી ભરેલું દેખાય છે, તે પ્રમાણે આ સંસારરૂપી વૃક્ષનું અસ્તિત્વ અજ્ઞાનીઓજ જુએ છે.[૪૦] સંસાર પોતાની સ્થિતિની વેળાએ અજ્ઞાનીની આંખોને ભ્રમમાં નાંખીને તેની પાસે પોતાનાં સત્યત્વનો સ્વીકાર કરાવે છે; જે પ્રમાણે બહુરૂપી પોતાના ચાતુર્યથી લોકોની દ્રષ્ટિને ભ્રમમાં નાંખે છે, તે પ્રમાણે સંસાર પણ અજ્ઞાનીઓને ભ્રમમાં નાંખે છે,[૪૧] અને આકાશમાં નીલ રંગ હોતો નથી, પરંતુ તે આપણને નીલરંગયુક્ત દેખાય છે,

તો શું તે રંગનું અસ્તિત્વ ખરૂં છે કે? તપાસ કરતાં તે એક ક્ષણમાં નષ્ટ થાય છે.[૪૨] સ્વપ્નમાંના પદાર્થો મિથ્યા હોવા છતાં સત્ય દેખાય છે, તો તેથી શું તે સ્થાયી રહી શકે છે કે? નહિજ. તે પ્રમાણે આભાસ માત્ર સંસારનું વાસ્તવિક અસ્તિત્વ છેજ નહિ. તે દેખાય છે તો પણ એક ક્ષણભર પણ એકરૂપથી રહેતો નથી.[૪૩] આ સંસાર સત્ છે એમ ધારીને તેને ગ્રહણ કરવા જઇએ છીએ તો તે હસ્તગત થતો નથી. માંકડું જેવી ચેષ્ટા કરે છે તેવું પ્રતિબિંબ પાણીમાં પડે છે, પરંતુ તે સત્ય હોતું નથી.[૪૪] તરંગોની એક ઉપર એક એ પ્રમાણે આવવાની ત્વરા અને વિજના ચમકારાના વેગ કરતાં પણ આ વિશ્વાભાસરૂપી વૃક્ષની ઉત્પત્તિ અને લય અતિ વિશેષ વેગવાન છે.[૪૫] ગ્રીષ્મઋતુના અંતિમ ભાગમાં પવન સામેથી આવે છે કિંવા પાછળથી આવે છે તે સમજી શકાતું નથી, તેવી આ મિથ્યા સંસારરૂપી વૃક્ષની સ્થિતિ છે.[૪૬] આ પ્રમાણે આ વૃક્ષને આદિ, અંત, સ્થિતિ અને રૂપ નથી, તો પછી તેને ઉખેડી નાંખવાની ખટપટ શા માટે કરવી જોઇએ?[૪૭] હે અર્જુન! આત્મસ્વરૂપના અજ્ઞાનને લીધે આ વૃક્ષ મજબૂત થયું છે, માટે હવે આત્મજ્ઞાનરૂપી શસ્ત્રથી એને કાપી નાંખ, એટલે થયું![૪૮] કારણકે, જેના અજ્ઞાનથી જે ભાસે છે તેનાજ જ્ઞાનથી તેનો નાશ થાય છે, અન્ય કશાથી તેની નિવૃત્તિ થતી નથી. માટે એનું છેદન કરવાને માટે માત્ર એક બ્રહ્મજ્ઞાન શિવાય જેટલા આસુરી ઉપાયો કરશે, તેટલો તું આ સંસારમાં અધિકાધિકજ લુબ્ધ થઇ જશે.[૪૯] પછી તું કેટલી શાખાઓપર ચાલશે, તથા ઉપર અને નીચે આવેલા કેટલા ફાંટાઓપર જશે તેનો નિયમ રહેનાર નથી. માટે એનું જે મૂળ અજ્ઞાન તેને તું પ્રથમ યથાર્થ રીતે છેદી નાંખ.[૫૦] બાકી રજ્જુમાં ભાસેલા સર્પને મારવાને માટે પુષ્કળ લાઠીઓ એકત્રિત કરવામાં આવે તો તે મિથ્યા કાલક્ષેપ કરવા સમાનજ છે.[૫૧] મૃગજળની મોટી નદી તરી જવાને માટે નાવ શોધવાની દોડાદોડ કરતાં જે પ્રમાણે એકાદ માણસ અરણ્યમાં આવેલા ખરા વહેળામાં ડૂબી મરે છે,[૫૨] તે પ્રમાણે હે વીર અર્જુન! આ મિથ્યા સંસારની નિવૃત્તિના ઉપાય શોધતાં મનુષ્ય ભ્રમમાં પડે છે; અને પોતાના ખરા જ્ઞાનનો લોપ થવાથી, તેના અંગમાં 'સંસાર સત્ય છે' એવું જે ભૂત ભરાયેલું હોય છે, તે અધિક વૃદ્ધિનેજ પામે છે.[૫૩] હે ધનંજય! સ્વપ્નમાં લાગેલા અસિના પ્રહારનું ઔષધ જે પ્રમાણે જાગૃતિજ છે, તે પ્રમાણે, જે સંસારની ઉત્પત્તિ અજ્ઞાનમાંથી થાય છે તેનું છેદન કરવાને માટે જ્ઞાનનુંજ ખડ્ગ ધારણ કરવું જોઇએ.[૫૪] પરંતુ તે જ્ઞાનનું ખડ્ગ સહજ ધારણ કરી શકાય એવું બુદ્ધિમાં વૈરાગ્યનું બળ હોવું જોઇએ.[૫૫] વૈરાગ્યની ઉત્પત્તિ થતાં શ્વાનના ઓકેલા અન્નપર જેટલી પ્રબળ ત્યાગવૃત્તિ ઉત્પન્ન થાય છે તેટલી તીવ્ર ત્યાગબુદ્ધિ ત્રૈલોક્યના સર્વ ભોગોપર ઉત્પન્ન થવી જોઇએ.[૫૬] હે અર્જુન! પદાર્થ માત્ર પ્રત્યે આટલો તીવ્ર અનાદર ઉત્પન્ન કરે એવું વૈરાગ્યમાં બળ હોવું જોઇએ. વૈરાગ્યમાં એવું બળ હોય તોજ જ્ઞાનખડ્ગ સહજ ધારણ કરી શકાય છે.[૫૭] પછી દેહની અહંતારૂપી મ્યાન વૈરાગ્યરૂપી ખડ્ગપરથી એકદમ કાઢી નાખીને વિચારયુક્ત બુદ્ધિરૂપી હાથમાં તે ગ્રહણ કરવું જોઇએ.[૫૮] પછી તે ખડ્ગને વિવેકરૂપી સરાણપર ચઢાવી ઘસીને તીક્ષ્ણ અણીદાર કરવું અને તેને અદ્વૈતરૂપી પાણી ચઢાવવું.[૫૯] આટલું થયા પછી નિશ્ચયરૂપી મૂઠ હાથમાં ગ્રહી તથા મનન કરી તે ખડ્ગ એક બેવાર અજમાવી જોવું.[૬૦] પછી જ્ઞાનખડ્ગનું તથા આપણું નિદિધ્યાસથી ઐક્ય થયા પછી તે વૃક્ષ આપણી સમક્ષ ઉભું પણ રહેશે નહિ, તો પછી ઘાવ તે કોને મારવો?[૬૧] તે આત્મજ્ઞાનરૂપી શસ્ત્ર અદ્વૈતપ્રભાના તેજથી ભવરૂપી વૃક્ષને ક્યાંય પણ શેષ રહેવા દેશે નહિ.[૬૨] શરદ્ ઋતુના પ્રારંભનો પવન જે પ્રમાણે આકાશમાંના સર્વ કચરાનો નાશ કરે છે, અથવા જે પ્રમાણે સૂર્યોદય થતાં સર્વ અંધકારનો લય થાય છે;[૬૩] કિંવા જાગૃત થતાંની સાથે સ્વપ્નમાંની ઘટનાઓ નાશ પામે

છે, તે પ્રમાણે આત્મજ્ઞાનાનુભવરૂપી ધારની તીક્ષ્ણતાથી સંસારરૂપી તરૂનો નાશ થાય છે.[૬૪] તે વખતે, જે પ્રમાણે ચંદ્રપ્રકાશ પડવાથી મૃગજળ દેખાતું નથી, તે પ્રમાણે સંસારરૂપી વૃક્ષના ઉપરનાં તથા નીચેનાં મૂળો તથા નીચે વધેલો સર્વ વિસ્તાર નાશ પામે છે.[૬૫] આ પ્રમાણે, હે વીરોત્તમ અર્જુન ! આત્મજ્ઞાનરૂપી ખડ્‌ગથી આ સંસારરૂપી અશ્વત્થ વૃક્ષને મૂળસહિત છેદી નાખ.[૬૬]

**ततः पदं तत्परिमार्गितव्यं यस्मिन्गता न निवर्तन्ति भूयः ।**
**तमेव चाद्यं पुरुषं प्रपद्ये यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥ ४ ॥**

**શ્લોકાર્થઃ**—પછી જે પદને પ્રાપ્ત થવાથી લોકો પુનઃ આવતા નથી, તે પદ શોધી કાઢવું જોઇએ. જેમાંથી અનાદિ પ્રવૃત્તિ ચાલી આવી છે, તેજ આદ્ય પુરૂષને હું શરણે છું, એવી ભાવનાથી તે પદને શોધી કાઢવું જોઇએ. (૪)

**ઓવી અર્થઃ**—પછી 'ઇદં' અને 'અહં' વૃત્તિથી મુક્ત એવા આપણા સ્વરૂપને આપણે જોવું,[૬૭] પરંતુ, જે પ્રમાણે ગમાર લોકો પોતાનું રૂપ દર્પણમાં પ્રતિબિંબિત કરીને દ્વૈતભાવથી જુએ છે, તે પ્રમાણે આત્મામાં દ્વૈત ઉત્પન્ન કરીને તું તેને જોઇશ નહિ હો![૬૮] હે અર્જુન ! આત્મસ્વરૂપને જોવાની પદ્ધતિ એવી છે કે, જે પ્રમાણે વાવના તળીઆમાં પાણી ભરેલુંજ હોય છે,[૬૯] કિંવા પાણી સુકાઈ જવાથી તેમાંનું પ્રતિબિંબ મુખ્ય બિંબની સાથે તાદાત્મ્ય પામે છે. અથવા ઘડો ફુટી જવાથી તેમાંનું આકાશ મહદાકાશમાં મળી જાય છે;[૭૦] કિંવા કાષ્ઠ નષ્ટ થવાથી તેમાંનો અગ્નિ સ્વસ્વરૂપમાં લય પામે છે, તે પ્રમાણે હે અર્જુન! આપણામાંજ આપણા સ્વરૂપને જોવું જોઇએ.[૭૧] જે પ્રમાણે જીભ્હા પોતાનો સ્વાદ ચાખે, કિંવા આંખો પોતાની કીકીને જુએ, તે પ્રમાણેજ આપણામાં આપણા સ્વરૂપને જોવું એ છે;[૭૨] કિંવા જે પ્રમાણે પ્રભા પ્રભામાં મળી જાય છે, જે પ્રમાણે આકાશનો થર આકાશ ઉપરજ આવેલો હોય છે અથવા પાણી જે પ્રમાણે પાણીમાંજ હોય છે;[૭૩] તે પ્રમાણે અદ્વૈતદ્રષ્ટિથી આપણા સ્વરૂપને જોવાની રીત છે, એમ તને નિશ્ચયપૂર્વક કહું છું.[૭૪] જોનાર (દ્રષ્ટા) તથા જોવાના પદાર્થ (દ્રશ્ય) શિવાય જે જ્ઞાન થવું એનેજ આદ્યપુરૂષ કહેવામાં આવે છે.[૭૫] તેમાં ઉપાધિનો આશ્રય કરી શ્રુતિ લાંબી લાંબી જીભ કાઢી નામરૂપની વ્યર્થ ગરબડ કરે છે; અસ્તુ![૭૬] પરંતુ આવા સ્વરૂપને પ્રાપ્ત થવાને માટે સ્વર્ગ અને સંસારથી કંટાળી જે મુમુક્ષુ પુનઃ પાછા આવીશુંજ નહિ એવી પ્રતિજ્ઞા કરીને યોગજ્ઞાન તરફ જવાને નીકળે છે,[૭૭] અને સંસારને હાથતાલી આપી, વૈરાગ્ય-સંપન્ન થઇ, કર્મથી પ્રાપ્ત થનાર અત્યંત મહાન ઐશ્વર્ય જે બ્રહ્મપદ તેને પણ જે ઓળંગીને આગળ વધી જાય છે.[૭૮] આવી સ્થિતિમાં પણ હું વૈરાગ્યસંપન્ન કિંવા જ્ઞાનસંપન્ન છું એવું સૂક્ષ્મ અભિમાન રહેવાનો સંભવ છે; તેનો પણ ત્યાગ કરી જે વિચારવાન મુમુક્ષુ પોતાના મૂળ ગૃહ પ્રતિ જાય છે.[૭૯] આ નિજસ્વરૂપમાં આટલો મોટો વિશ્વપરંપરાનો વેલો વધ્યો છે એમ સામાન્ય શાસ્ત્રો કિંવા લોકો કહે છે, પરંતુ એમ કહેવું વ્યર્થ છે. જે પ્રમાણે ભાગ્યહીન પુરૂષની આશાવલ્લી વૃદ્ધિંગત થતી જાય છે, તે પ્રમાણેજ નિજસ્વરૂપમાં વિશ્વપરંપરાની વલ્લરિના વિકાસનું કથન સમજી લેવું.[૮૦] કારણ કે, પરમાત્મ વસ્તુના જ્ઞાનનો અભાવ અર્થાત્ એજ વિશ્વના જ્ઞાનને અગત્ય આપે છે અને તે અજ્ઞાનેજ કાલત્રયમાં જેનું અસ્તિત્વ નથી એવા હું તુંપણાને સર્વ જગતમાં ફેલાવી દીધું છે.[૮૧] હે અર્જુન ! આ રીતે વિશ્વની પણ પૂર્વે રહેલો બ્રહ્મ તે આપણું નિજ સ્વરૂપ છે, એવું જ્ઞાન થવું જોઇએ. જે પ્રમાણે ઠંડી ઠંડીનોજ વિષય બને તે પ્રમાણે નિજસ્વરૂપ દર્શનના સંબંધમાં પણ સમજવું.[૮૨] હે ધનંજય! તે નિજપદ (આત્મસ્વરૂપનું) નું દર્શન કરવાનું બીજું એક લક્ષણ એવું છે કે, એનો સંસર્ગ

થતાં ત્યાંથી પાછા ફરી શકાતુંજ નથી.[૮૩] મહા પ્રલયકાળે જે પ્રમાણે સર્વત્ર જળ, જળ અને જળજ હોય છે, તે પ્રમાણે જે જ્ઞાનના યોગથી સર્વત્ર પરિપૂર્ણ સચ્ચિદાનંદ પરબ્રહ્મનું આત્મસ્વરૂપથી દર્શન કરે છે; તદ્‌વ્યતિરિક્તિ અન્ય પ્રતીતિ જેને હોતીજ નથી તે બ્રહ્મસ્વરૂપમાં તાદાત્મ્ય પામે છે.[૮૪]

**निर्मानमोहा जितसंगदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः ।**
**द्वंद्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्गच्छंत्यमूढाः पदमव्ययं तत् ॥५॥**

**શ્લોકાર્થઃ**—જેનું અભિમાન અને જેનો મોહ લય પામ્યાં છે; જેણે વિષયાસક્તિરૂપી દોષને જીત્યો છે, જે આત્મચિંતનમાં સદૈવ રમમાણ હોય છે અને જે સુખ દુઃખરૂપી દ્વંદ્વથી મુક્ત હોય છે, એવા જ્ઞાતાઓ તે શાશ્વત પદને પ્રાપ્ત થાય છે. (૫)

**ઓવી અર્થઃ**—વર્ષાઋતુની આખરે જે પ્રમાણે મેઘ આકાશને છોડી જાય છે, તે પ્રમાણે જે પુરૂષના મનને મોહ અને અભિમાન આપોઆપ છોડીને ચાલ્યા જાય છે;[૮૫] જે પ્રમાણે નિર્ધન અને નિષ્ઠુર મનુષ્યને તેનાં આપ્તો છોડી દે છે, તે પ્રમાણે જે વિકારોના પાશમાં સપડાતો નથી;[૮૬] કેળને કેળાં આવ્યા પછી જે પ્રમાણે તેનું ઉન્મૂલન થઇ જાય છે, તે પ્રમાણે આત્મસ્વરૂપલાભની પ્રબલતાથી જેની ક્રિયા ધીમે ધીમે બંધ પડવા માંડે છે,[૮૭] વૃક્ષને આગ લાગવાથી જે પ્રમાણે તે પર બેસનારાં પક્ષીઓ તેનો ત્યાગ કરે છે, તે પ્રમાણે જેને સર્વ વિષયો છોડી જાય છે;[૮૮] જે ભેદબુદ્ધિરૂપી ભૂમિપર સર્વ દોષ રૂપી અંકુરો ફુટે છે, તે ભેદબુદ્ધિનું નામ સુદ્ધાં જે જાણતો નથી;[૮૯] સૂર્યોદય થતાં જે પ્રમાણે રાત્રિ આપોઆપ લય પામે છે, તે પ્રમાણે આત્મસ્વરૂપની પ્રાપ્તિ થવાથી જેનું દેહ વિષયક અભિમાન અજ્ઞાન સહિત નાશ પામે છે;[૯૦] આયુષ્યહીન મનુષ્યને જે પ્રમાણે જીવ એકાએક છોડી જાય છે; તે પ્રમાણે મોહમાં નાંખનાર દ્વૈત જેને છોડી જાય છે;[૯૧] પારસમણિને જે પ્રમાણે લોખંડ દુર્લભ છે, કિંવા જે પ્રમાણે સૂર્ય અને તિમિરનો મેળાપ થતો નથી, તે પ્રમાણે જેનામાં દ્વૈતબુદ્ધિનો સદૈવ તોટો હોય છે,[૯૨] અરે ! આ દેહનું અભિમાન ધારણ કરવાથી સુખ દુઃખાકારરૂપી જે દ્વૈત (દ્વંદ્વ) દ્રષ્ટિગોચર થાય છે તે જેની સન્મુખ કદિ પણ આવતું નથી;[૯૩] જે પ્રમાણે જાગૃત થયા પછી સ્વપ્નમાં મળેલાં રાજ્ય કિંવા મૃત્યુથી હર્ષ કિંવા શોક થતો નથી;[૯૪] જે પ્રમાણે ગરુડની પાસે સર્પ આવતો નથી, તે પ્રમાણે સુખ દુઃખરૂપી પુણ્ય તથા પાપ ઉત્પન્ન કરનારૂં જે દ્વૈત તે જેને વશ કરતું નથી;[૯૫] અને જે પ્રમાણે વિવેકી રાજહંસ અસદ્વસ્તુરૂપી પાણીને છોડી દઈ સદ્વસ્તુરૂપી દૂધનું સેવન કરે છે;[૯૬] જે પ્રમાણે સૂર્ય પૃથ્વીપર જળવૃષ્ટિ કરે છે અને પુનઃ તેજ જળને પોતાના કિરણદ્વારા શોષી લે છે,[૯૭] તે પ્રમાણે આત્મસ્વરૂપની વિસ્મૃતિ થવાથી જે બ્રહ્મ ચારે તરફ પ્રસર્યો છે, તે જ્ઞાનદ્રષ્ટિ ખુલવાથી સદૈવ પોતાના સ્વરૂપમાં ઐક્ય પામે છે.[૯૮] વધારે શું કહું ? જે પ્રમાણે ગંગાનો ઓઘ સમુદ્રમાં મળવાથી નષ્ટ થાય છે, તે પ્રમાણે આત્મસ્વરૂપનો નિર્ધાર કરનાર જે વિચાર તે પણ આત્મસ્વરૂપની પ્રાપ્તિ થતાં તેમાંજ લીન થાય છે.[૯૯] જે પ્રમાણે સર્વત્ર આકાશની વ્યાપ્તિ હોવાથી તે એક ગ્રામથી બીજે ગ્રામ જઇ શકતું નથી; તે પ્રમાણે સર્વ વસ્તુ નિજ સ્વરૂપ બનવાથી કોઈપણ પદાર્થની અભિલાષા તેને રહેતી નથી.[૩૦૦] જે પ્રમાણે અગ્નિના ડુંગર પર કોઇ પણ જાતનું બી વાવવાથી તે ઉગતું નથી, તે પ્રમાણે જેના હૃદયમાં જ્ઞાનનો ઉદય થયો છે તેના અંતઃકરણમાં કોઇ પણ વિકાર ઉદ્‌ભવતો નથી.[૧] સમુદ્રમંથન સમયે ક્ષીરસમુદ્રમાં નાંખેલા મંદરાચલને તેમાંથી કાઢી લીધો એટલે તે સમુદ્ર સ્થિર થયો, તે પ્રમાણે

આત્મપ્રાપ્તિ થવાથી જેના મનમાં કામવાસના ઉત્પન્ન થતી નથી;[2] જે પ્રમાણે ચંદ્ર ષોડશ કળાથી પૂર્ણ પ્રકાશિત થયા પછી કોઈ પણ બાજુએ ખામીવાળો દેખાતો નથી, તે પ્રમાણે આત્મપ્રાપ્તિ થવાથી જેના મનમાં કોઇ પણ ઇચ્છા ઉત્પન્ન થતીજ નથી;[3] આવી અનુપમ વાતો તને કેટલી કહું ? જે પ્રમાણે વાયુની આગળ પરમાણુ ટકતો નથી, તે પ્રમાણે વિષયનું નામ પણ જેને ગમતું નથી;[4] આ પ્રમાણે હુતદ્રવ્યને ભક્ષણ કરનાર જે અગ્નિ તેમાં જેણે સર્વ વિષયો બાળીને ભસ્મ કર્યાં છે, તે પુરૂષ સુવર્ણમાં સુવર્ણ મળે તે પ્રમાણે આત્મસ્વરૂપને પ્રાપ્ત થાય છે.[5] જે પદનો કદિ પણ નાશ થતો નથી એવા પરમાત્મ પદને પ્રાપ્ત થાય છે.[6] દ્રશ્યત્વથી જોવું, કિંવા જ્ઞેયત્વથી જાણવું, કિંવા આ અમુક છે એમ કહેવું, ઈત્યાદિ વ્યવહાર જેનામાં હોય છે, તે વસ્તુ બ્રહ્મ નથી, પરંતુ તે બ્રહ્મ તો સર્વથી પર છે.[7]

**न तद्भासयते सूर्यो न शशांको न पावकः ।**
**यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ॥ ६ ॥**

**શ્લોકાર્થઃ**—તે પદને પ્રકાશિત કરવાને સૂર્ય, ચંદ્ર કિંવા અગ્નિ સમર્થ નથી. જે પદને પ્રાપ્ત થયેલા લોકો પુનઃ આવતા નથી, તે મારૂં પરમધામ (ઉત્તમ પદ) છે. (૬)

**ઓવી અર્થઃ**—પરંતુ દીપકના મોટા પ્રકાશથી અથવા ચંદ્રના પ્રકાશથી, કિંબહુના, જે સૂર્યથી સર્વ જગત્ પ્રકાશિત થાય છે, તે સૂર્યના પ્રકાશથી[8] જે દ્રષ્ટિએ પડે છે તે અજ્ઞાનથીજ દ્રષ્ટિગોચર થાય છે. સર્વ વિશ્વ પરમાત્મ વસ્તુના અજ્ઞાનને લીધેજ દ્રષ્ટિએ પડે છે.[9] જેમ જેમ છીંપનું છીંપપણું લુપ્ત થતું જાય છે તેમ તેમ રૂપાનો ભાસ વૃદ્ધિંગત થતો જાય છે, કિંવા જેમ જેમ રજ્જુનો લોપ થતો જાય છે તેમ તેમ સર્પનો આભાસ વધતો જાય છે.[10] ચંદ્ર સૂર્યાદિકનું પ્રખર તેજ જે સ્વરૂપના અંધકારમાં (અજ્ઞાનમાં) પ્રકાશિત થાય છે,[11] એવી જે વસ્તુ છે તે અતિ તેજસ્વી છે, તેણે સર્વ ભૂતોને વ્યાપી નાંખ્યા છે અને તે ચંદ્ર, સૂર્યને પણ પ્રકાશ આપે છે.[12] માટે આ વસ્તુના પ્રકાશની આગળ ચંદ્ર અને સૂર્યનું તેજ ઝાંખું પડે છે, માટે સર્વ વસ્તુઓને તેજ આપનાર માત્ર બ્રહ્મજ છે.[13] અને આ વસ્તુનો (જ્ઞાનકાળમાં) પ્રકાશ થાય છે ત્યારે ચંદ્ર સૂર્ય સહવર્તમાન જગતનો લોપ થાય છે. જે પ્રમાણે સૂર્યોદય થતાં નક્ષત્રો સહિત ચંદ્ર નિસ્તેજ થાય છે,[14] કિંવા જાગૃત થતાંની સાથે જે પ્રમાણે સ્વપ્નમાં ભાસતો સર્વ પસારો લય પામી જાય છે, અથવા સંધ્યાકાળ થતાંની સાથે મૃગજળ આપોઆપ નષ્ટ થાય છે,[15] તે પ્રમાણે જે વસ્તુમાં કોઈ પણ ચીજનો ભાસ રહેતો નથી તે મારૂં મુખ્ય સ્થાન છે.[16] તે સ્થળે જે જાય છે તે, પાણીનો ઓઘ સમુદ્રમાં મળી ગયા પછી જે પ્રમાણે પાછો આવતો નથી તે પ્રમાણે સંસારમાં પાછા આવતા નથી.[17] કિંવા મીઠાંની બનાવેલી હસ્તિની સમુદ્રમાં બુડાડ્યા પછી પાછી બહાર નીકળતી નથી,[18] કિંવા આકાશમાં પહોંચેલી અગ્નિજ્વાલા જે પ્રમાણે નીચે પાછી આવતી નથી, અથવા જે પ્રમાણે તપ્ત કરેલા લોખંડપર નાખેલું પાણી પાછું મળી શકતું નથી,[19] તે પ્રમાણે શુદ્ધ જ્ઞાન થવાથી જે મારૂં ઐક્ય પામે છે તે પુનર્જન્મથી મુક્ત થાય છે.[20] ભગવાનનું આવું કથન સાંભળી બુદ્ધિરૂપ પૃથ્વીનો રાજા અર્જુન બોલ્યો—હે પ્રભો! આજે આપે મારાપર કૃપા કરી છે; પરંતુ મારી એક પ્રાર્થના છે તે પ્રતિ લક્ષ આપો.[21] જેઓ દેવના સ્વરૂપમાં જઇને મળ્યા પછી પાછા આવતા નથી તે પૂર્વે દેવના સ્વરૂપથી ભિન્ન હતા કે એકરૂપજ હતા?[22] જો તે અનાદિ સિદ્ધ ભિન્ન હોય તો તે પાછા આવતા નથી એ કહેવું યથાર્થ નથી. કારણ કે ભૃંગ પુષ્પમાંના મકરંદનું સેવન કરવા જાય તો તે શું પુષ્પજ બની જાય છે કે?[23] લક્ષ્ય (નિશાન)થી ભિન્ન એવું જે બાણ તે ભિડવામાં

આવતાં જે પ્રમાણે લક્ષ્યને ભેદીને પુનઃ નીચેજ પડે છે, (ઐક્ય પામતું નથી) તે પ્રમાણે તે પાછા આવતા હોવાજ જોઇએ. તમારા સ્વરૂપમાં મળ્યાથી પાછું આવી શકાતું નથી એ કહેવું સયુક્તિક નથી.[૨૪] નહિતર તમે તેજ તે એમ જો વસ્તુતઃ હોય તો કોણ કોને મળે? શસ્ત્ર પોતાનુંજ છેદન કરી શકે છે કે?[૨૫] માટે, હે દેવ! તમારા સ્વરૂપની સાથે જેનું ઐક્ય થયું છે, તેને તમારો સંયોગ કિંવા વિયોગ થાય છે, એમ શી રીતે કહી શકાય? અવયવ અને શરીર એક બીજાથી ભિન્ન છે એમ શી રીતે કહી શકાશે?[૨૬] જે નિરંતર તમારા સ્વરૂપથી ભિન્ન છે તે કદિ પણ તમારા સ્વરૂપમાં ઐક્ય પામશે નહિ; તો પછી તે પાછા આવે છે કિંવા નથી આવતા એવો વ્યર્થ શબ્દોચ્ચાર શા માટે કરવો જોઇએ?[૨૭] હે શ્રીકૃષ્ણ! સર્વત્ર મુખવાળા તમે છો, એવા તમારા સ્વરૂપમાં મળી ગયા પછી કોણ પાછા આવતા નથી તે મને સ્પષ્ટ રીતે કહી સંભળાવો.[૨૮] અર્જુનની આ શંકા સાંભળી 'મેં જે જે કહ્યું છે તે એના મનપર પૂર્ણ રીતે અંકિત થયું છે' એમ જાણી સર્વજ્ઞશિરોમણિ શ્રીકૃષ્ણ ભગવાનને સંતોષ થયો.[૨૯] પછી ભગવાન બોલ્યાઃ–હે મહામતિ અર્જુન! મને પ્રાપ્ત થયા પછી જીવ પાછો આવતો નથી. ત્યારે હવે જીવ મારાથી ભિન્ન છે કે અભિન્ન છે એવો તારો પ્રશ્ન છેને? એનો ઉત્તર એ છે કે તે મારા સ્વરૂપથી ભિન્ન છે એમ પણ કહી શકાય અને અભિન્ન છે એમ પણ કહી શકાય.[૩૦] જો વિચાર-દ્રષ્ટિથી પૂર્ણ લક્ષ દઈ જોવામાં આવે તો મારા અને તેના સ્વરૂપમાં સ્વભાવતઃ ઐક્યજ દ્રષ્ટિ-ગોચર થાય છે; અને ઉપર ઉપરથી વિચાર કરી જોવામાં આવે તો તે મારાથી પૃથક્ પણ દેખાય છે.[૩૧] જે પ્રમાણે પાણી હાલવાથી તેપર ઉઠતા તરંગો પાણીથી ભિન્ન દેખાય છે, બાકી વસ્તુતઃ તે ચોખ્ખું પાણીજ હોય છે;[૩૨] કિંવા સુવર્ણના અલંકારો સુવર્ણથી પૃથક્ દેખાય છે; પરંતુ વિચારપૂર્વક જોતાં તે સુવર્ણજ છે;[૩૩] તે પ્રમાણે, હે કિરીટી! જ્ઞાનદ્રષ્ટિથી જોતાં તે મદ્રૂપજ છે; બાકી તેનામાં અને મારામાં જે ભિન્નત્વ દેખાય છે તે અજ્ઞાનને લીધેજ છે;[૩૪] અને વાસ્તવિક પરમાત્મદ્રષ્ટિથી વિચાર કરવામાં આવે તો ભિન્નાભિન્નત્વનો પ્રશ્ન ઉદ્ભવે એટલું પણ દ્વૈત મારામાં ક્યાં છે?[૩૫] સૂર્યબિંબ સર્વ આકાશને વ્યાપી નાંખીને તેને પોતાના ઉદરમાં સમાવિષ્ટ કરી દે તો તેનું પ્રતિબિંબ પછી ક્યાં દેખાય? અને કિરણો કોનાપર પડે?[૩૬] કિંવા, હે અર્જુન! કલ્પાંતનાં પાણીથી સર્વ સૃષ્ટિ જલમય થઈ જાય તો પછી ખાબોચીયાં ભરાયાં કે ન ભરાયાં એવો પ્રશ્ન ક્યાંથી ઉદ્ભવે? અવિક્રિય એકરસ એવો જે હું તેને અંશ ક્યાંથી હોય? અને આવા પરમાત્મસ્વરૂપમાં ભેદાભેદનો પ્રશ્નજ ક્યાંથી સંભવે? માટે જીવ મારાથી અભિન્નજ છે.[૩૭] પરંતુ તે ભિન્ન દેખાય છે એનું કારણ એ છે કે ઓઘના અનુરોધથી જે પ્રમાણે પાણી સીધું હોવા છતાં પણ વક્ર થાય છે, કિંવા પાણીની ઉપાધિથી જે પ્રમાણે સૂર્યના બિંબને પ્રતિબિંબથી દ્વૈત પ્રાપ્ત થાય છે;[૩૮] આકાશ ચતુષ્કોણ છે કે ગોળ છે તે શી રીતે સિદ્ધ થઈ શકે? પરંતુ તેજ આકાશ ઘટ અને મઠની ઉપાધિથી ગોળ તથા ચતુષ્કોણ દેખાય છે.[૩૯] નિદ્રાની ઉપાધિથી સ્વપ્નમાં જ્યારે મનુષ્ય રાજપદપર આરૂઢ થાય છે, ત્યારે રાજા, પ્રજા ઈત્યાદિ સર્વ જગત્ શું તેના એકલાથીજ વ્યાપ્ત નથી થતું?[૪૦] કિંવા, ઉત્તમોત્તમ સુવર્ણમાં ભેળવાળું સોનું મેળવવાથી તે કસમાં કમી ઉતરે છે, તે પ્રમાણે શુદ્ધ સ્વરૂપ એવો હું જ્યારે માયાથી પરિવેષ્ટિત થાઉં છું ત્યારે મારામાં માયાની ઉપાધિથી જીવ તથા ઈશ્વર એ ભાવો ઉત્પન્ન થાય છે.[૪૧] તે વખતે એક અજ્ઞાનજ ચારે તરફ રૂઢ થાય છે અને તેના યોગથી હું કોણ છું એવો વિકલ્પ ઉત્પન્ન થઇને વિચારાંતે હું દેહજ છું એવો નિશ્ચય થાય છે.[૪૨]

**ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।**

**मनः षष्ठानींद्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥ ७ ॥**

શ્લોકાર્થઃ—મનુષ્ય લોકમાં મારોજ સનાતન જીવરૂપી અંશ છે. તે પ્રકૃત્યંતર્ગત પંચ જ્ઞાનેંદ્રિય તથા મનને આકર્ષે છે. (૭).

ઓવી અર્થઃ—આ પ્રકારે આપણા શરીરમાં વ્યાપ્ત એવા પરમાત્મામાં શરીર સહવર્તમાન આત્મા છે એવો જ્યારે નિશ્ચય થાય છે, ત્યારે જીવ મારો અંશ છે એમ ભાસે છે.[૪૩] પવનને લીધે સમુદ્રપર તરંગો ઉત્પન્ન થાય છે, તે જે પ્રમાણે સમુદ્રનો એક નાનો અંશ હોય એમ ભાસે છે,[૪૪] તે પ્રમાણે હે પાંડુસુત! દેહનો અહંકાર ઉત્પન્ન થતાં તે જડ દેહનો ચાલક આ મૃત્યુલોકમાં જીવરૂપ હુંજ છું.[૪૫] તેજ જીવની દ્રષ્ટિથી જે આ અખંડ વ્યાપાર ચાલે છે તેને જીવલોક સૃષ્ટિ કહેવામાં આવે છે.[૪૬] અરે! જ્યાં જન્મ અને મૃત્યુને સત્ય માનવામાં આવે છે તે સ્થાનને હું જીવલોક કિંવા સંસાર કહું છું.[૪૭] આ જીવલોકમાં જે પ્રમાણે ચંદ્ર પાણીથી પૃથક્ હોવા છતાં પણ પાણીમાં તેનું પ્રતિબિંબ પડવાથી તેમાં હોય એવો ભાસે છે, તે પ્રમાણે મારા સંબંધમાં પણ સમજવું.[૪૮] હે અર્જુન! સ્ફટિકમણિને કુંકુમ ઉપર મુકવાથી પ્રેક્ષકને તે રક્ત વર્ણનો દેખાય છે, તથાપિ તે કાંઈ તે વર્ણનો હોતો નથી;[૪૯] તે પ્રમાણે મારૂં અનાદિત્વ નષ્ટ થતું નથી અને અક્રિયત્વ પણ ખંડિત થતું નથી; તથાપિ મને કર્ત્તા, ભોક્તા, આદિ જે કહેવામાં આવે છે તે કેવળ ભ્રાંતિ છે, એમ તું સમજ.[૫૦] કિંબહુના, પરમ વિશુદ્ધ આત્મા પ્રકૃતિની સાથે ઐક્ય પામી પ્રકૃતિની ઉપાધિથી તેના ધર્મ ઓઘમાં આપણને બાંધી લે છે.[૫૧] પછી મન તથા શ્રોત્રાદિ પાંચ ઇંદ્રિયોવડે તે કર્મમાં પ્રવૃત્ત થાય છે.[૫૨] જે પ્રમાણે સ્વપ્નમાં સંન્યાસી સ્વતઃજ પોતાનું કુટુંબ બનીને સંસારનો ઠાઠ જમાવી દે છે અને તેના મોહથી સંસારનાં સુખદુઃખ ભોગવે છે,[૫૩] તે પ્રમાણે પોતાની વિસ્મૃતિ થવાથી આત્મા પોતાનું સ્વરૂપ પ્રકૃતિમય માની તેના અનુરોધથી તેનાંજ કર્મો કરવાને ઉદ્યત થાય છે;[૫૪] તે મનરૂપી રથપર બેસી, શ્રવણેંદ્રિયના દ્વારથી બહાર નીકળી, શબ્દરૂપી અરણ્યમાં સંચાર કરે છે;[૫૫] વળી તે પ્રકૃતિની લગામ હાથમાં ધરી, ત્વચાના દ્વારથી સ્પર્શરૂપી ઘોરવનમાં જાય છે;[૫૬] કોઇક વેળા નેત્રનાં દ્વારથી બહાર પડી રૂપવિષયના ડુંગરપર સ્વચ્છંદે હિંડે છે;[૫૭] કિંવા હે સુભટ! જીંહ્વાના દ્વારથી બહાર પડી રસની ગુફામાં પ્રવેશી જાય છે;[૫૭] કિંવા, મારો અંશ જે આ જીવ, તે નાકનાં દ્વારથી બહાર પડી સુગંધના અરણ્યમાં ભટકે છે.[૫૯] આ પ્રમાણે દેહ અને ઇંદ્રિયોનો નાયક જે મન તેને ધરીને તે પંચેંદ્રિયના વિષય જે શબ્દાદિક તેનો ઉપભોગ લે છે.[૬૦]

**शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ।**
**गृहीत्वैतानि संयाति वायुर्गंधानिवाशयात् ॥ ८ ॥**

શ્લોકાર્થઃ—જ્યારે શરીરસ્વામી શરીર પ્રાપ્ત કરી લે છે અને પછી તેને છોડી જાય છે, ત્યારે તે, વાયુ જે પ્રમાણે પુષ્પાદિકમાંથી સૌગંધ્ય લઈ જાય છે તે પ્રમાણે, મન તથા ઇંદ્રિયોને પોતાની સાથે લેતો જાય છે. (૮).

ઓવી અર્થઃ—પરંતુ જીવનું કર્તૃત્વ કિંવા ભોક્તૃત્વ ત્યારેજ દ્રષ્ટિએ પડે છે કે જ્યારે તે એકાદ શરીરમાં પ્રવેશ કરે છે.[૬૧] જે પ્રમાણે એકાદ શ્રીસંપન્ન તથા વિલાસી પુરૂષનું ઐશ્વર્ય જ્યારે તે એકાદ રાજ મહાલયમાં રહેવાને આવે છે ત્યારેજ દ્રષ્ટિગોચર થાય છે.[૬૨] તે પ્રમાણે જ્યારે જીવ દેહ ધારણ કરે છે ત્યારેજ જીવના અહંકારનો વિકાસ કિંવા વિષયેંદ્રિયોની ધામધુમ દ્રષ્ટિએ પડે છે.[૬૩] અથવા જ્યારે જીવ દેહનો ત્યાગ કરી જાય છે ત્યારે તે પોતાની સાથે નિત્ય રહેતી મન તથા ઇંદ્રિયોરૂપી સંપત્તિને લેતો જાય છે.[૬૪] જે પ્રમાણે અતિથિ ભોજન કરવાને આવે ત્યારે તેનું અપમાન કરી તેને પાછો કાઢવામાં આવે તો તે યજમાનનું પુણ્ય પોતાની

સાથે લઇ જાય છે, કિંવા જે પ્રમાણે દોરી કાઢી નાંખવાથી કળસૂત્રી પુતળાંઓનો નાશ થાય છે;[૬૫] અથવા, સૂર્ય અસ્ત થતાં લોકોની દ્રષ્ટિને પોતાની સાથે લેતો જાય છે; વધુ શું કહું ! પવન જે પ્રમાણે પોતાની સાથે પુષ્પમાંનો સુવાસ લેતો જાય છે,[૬૬] તે પ્રમાણે હે ધનંજય ! જીવ દેહને છોડીને પોતાની સાથે પાંચ જ્ઞાનેંદ્રિયો તથા છઠ્ઠું મન લેતો જાય છે.[૬૭]

**श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ।**
**अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥ ९ ॥**

**શ્લોકાર્થઃ**—તે જીવ કર્ણ, નેત્ર, ત્વચા, જીહ્વા, ઘ્રાણ તથા મનનો આશ્રય કરીને વિષયોનો ઉપભોગ લે છે. (૯).

**ઓવી અર્થઃ**—પછી સ્વર્ગ લોકમાં જે જે સ્થળે જે જે દેહ ધારણ કરે છે તે તે ઠેકાણે મન વિગેરે છ ઇંદ્રિયોનો પસારો પુનઃ ફેલાય છે.[૬૮] હે અર્જુન ! દીપક ઓલવાતાં જે પ્રમાણે તે પોતાના તેજની સાથે નષ્ટ થાય છે, તેજ પ્રમાણે તે પુનઃ પ્રદીપ્ત થતાંની સાથે પોતાના તેજની સાથે પ્રકાશે છે.[૬૯] માટે હે અર્જુન ! આ પ્રકારના વ્યવહારમાં અજ્ઞાનીઓની દ્રષ્ટિમાં એમ લાગે છે કે[૭૦] આત્માજ આ દેહમાં આવ્યો અને તેણેજ વિષયોનો ઉપભોગ લીધો અથવા તેજ આ દેહ છોડી ગયો.[૭૧] બાકી જન્મ લેવો અને મૃત્યુ થવું કિંવા ક્રિયા કરવી અથવા વિષયોનો ઉપભોગ લેવો એ વાસ્તવમાં પ્રકૃતિના ધર્મો છે, પરંતુ અજ્ઞાનીઓ એને આત્માના ધર્મો માને છે.[૭૨]

**उत्क्रामन्तं स्थितं वापि भुंजानं वा गुणान्वितम् ।**
**विमूढा नानुपश्यन्ति पश्यन्ति ज्ञानचक्षुषः ॥ १० ॥**
**यतन्तो योगिनश्चैनं पश्यंत्यात्मन्यवस्थितम् ।**
**यतन्तोऽप्यकृतात्मानो नैनं पश्यंत्यचेतसः ॥ ११ ॥**

**શ્લોકાર્થઃ**—દેહથી વિયુક્ત કિંવા દેહમાં નિવાસ કરનાર, શબ્દાદિ વિષયોનો ઉપભોગ લેનાર અથવા સુખદુઃખાદિકથી યુક્ત રહેનાર જે જીવ, તેનું સત્સ્વરૂપ મૂઢજનોને દેખાતું નથી; જેને જ્ઞાનચક્ષુ હોય છે તેનેજ તે દેખાય છે. (૧૦) યત્ન કરનારા યોગીઓ પોતાનામાં સ્થિત રહેલા જીવને (આત્માને) જુએ છે; અને જે શાસ્ત્ર સંસ્કારરહિત તથા અવિચારી હોય છે, તેને યત્નો વડે પણ જીવનું સ્વરૂપ દ્રષ્ટિગોચર થતું નથી. (૧૧).

**ઓવી અર્થઃ**—તેઓ દેહ ઉત્પન્ન થઈ તેમાં ચલન વલન આવ્યું કે તેને આત્મા ગણી કાઢે છે.[૭૩] તેજ પ્રમાણે, હે સુભદ્રાપતે ! તેની સંગતિથી ઇંદ્રિયો પોત પોતાના વિષયોનું સેવન કરે છે ત્યારે જીવ ઉપભોગ લે છે, એમ તેઓ કહે છે.[૭૪] અરે ! શરીર ક્ષીણ થઇ ભોગ ભોગવવા આપોઆપ બંધ પડે છે અને દેહ પડીને નષ્ટ થાય છે એટલે જીવ ગયો એવું તેઓ બુમરાણ કરી મુકે છે.[૭૫] હે પાંડવ ! વૃક્ષ હાલતાં હોય ત્યારેજ પવનનું અસ્તિત્વ માનવું અને જે સ્થળે વૃક્ષો ન હોય તે સ્થળે પવનનો સર્વથૈવ લોપ માનવો કે ?[૭૬] કિંવા સામે આરશી રાખીને જ્યારે આપણે તેની અંદર આપણું રૂપ જોઇએ ત્યારેજ આપણું અસ્તિત્વ સિદ્ધ થાય છે કે ? તેની પૂર્વે શું આપણો અભાવ હોય છે કે ?[૭૭] અથવા તે આરશી એક બાજુપર મુકીએ અને આપણું રૂપ જોતા અટકીએ તો શું આ જગત્માંથી આપણે નષ્ટ થયા એમ માનવું કે ? માટે, આવવું જવું એ આરશીના પ્રતિબંબનું છે, આપણું નથી[૭૮] આકાશમાં થતો ગડગડાટ વસ્તુતઃ આકાશમાંથી પ્રાદુર્ભાવ પામે છે, તો પણ લોકો તેનાપર એવો આરોપ મુકે છે કે તે

મેઘમાંથી ઉત્પન્ન થાય છે; અથવા અભ્રો વેગથી ઇતસ્તતઃ ભ્રમણ કરવા લાગે છે એટલે તેમાંથી દેખાતો ચંદ્ર જો કે સ્થિર હોય છે, તો પણ લોકો તેજ વેગથી દોડે છે એવો તેના પર આરોપ મુકે છે;[૭૯] તે પ્રમાણે મોહથી અંધ થયેલા તે લોકો, દેહ ઉત્પન્ન થાય અને નાશ પામે એટલે અવિક્રિય આત્માજ જન્મે છે અને નષ્ટ થાય છે એવો નિશ્ચય કરે છે.[૮૦] આ વ્યવહારમાં આત્મા તો આત્મસ્વરૂપમાં સ્થિતજ હોય છે, પરંતુ કર્તૃત્વ ભોક્તૃત્વ ધર્મ દેહના છે એમ જોનારા વિચારવાન્ લોકો ઉપર્યુક્ત કોટિના લોકોથી ભિન્ન હોય છે.[૮૧] દેહ એ જીવને રહેવાની કોથળી છે, એમ જ્ઞાનના પ્રકાશથી જોઇ, જેમની આંખો તેમાં લિપ્ત થઇ જતી નથી; જે પ્રમાણે ગ્રીષ્મ ૠતુમાં પુષ્કળ અભ્રો આકાશને આચ્છાદિત કરી દે તો પણ તેમાંથી સૂર્ય કિરણો બહાર આવ્યા વિના રહેતાં નથી,[૮૨] તે પ્રમાણે, જ્ઞાનની પ્રભાથી જેની સ્ફુર્તિ સ્વરૂપનાં નિવાસસ્થાન પર્યંત પહોંચી છે તે જ્ઞાની, આત્મા અકર્ત્તા છે, એમ માને છે.[૮૩] જે પ્રમાણે, નક્ષત્રોથી ભરેલું આકાશ સમુદ્રમાં પ્રતિબિંબિત થયા પછી તેમાં દેખાય એટલે તે કાંઇ ઉપરથી તુટી પડી નીચે આવ્યું છે એમ સમજીશ નહિ.[૮૪] આકાશ તો પોતાના સ્થાનમાંજ છે અને સમુદ્રમાં જે પ્રતિબંબ દેખાય છે તે મિથ્યા છે; તે પ્રમાણે આત્મા દેહમાં કર્તા ભોક્તા તરીકે દેખાય છે તો પણ તે અકર્તાજ છે.[૮૫] તરંગોને લીધે ચંદ્રમાં ચાંચલ્ય જણાય છે, તો પણ તે તો પોતાના સ્થાનમાં અવિચ્છિન્ન અને સ્વસ્થ હોય છે,[૮૬] કિંવા ખાબોચીઆંમાં પાણીનો સંચય થતાં તેમાં સૂર્ય દેખાય છે અને તેજ પાણી સૂકાઇ જાય છે એટલે તે દેખાતો બંધ થાય છે; પરંતુ વાસ્તવિક રીતે જોતાં તે પોતાના સ્થાનમાં સ્થિતજ હોય છે; તે પ્રમાણે, દેહ ઉત્પન્ન થતાં મારી ઉત્પત્તિ થતી નથી અને તેનો નાશ થતાં મારૂં મૃત્યુ થતું નથી. હું તો અવિનાશીજ છું, એવી દૃષ્ટિથી જે મને જુએ છે;[૮૭] માટીના ઘટ અથવા મઠ તૈયાર કરી પુનઃ તેને ભાંગી નાંખવામાં આવે તો પણ તે ઘટમઠમાં દેખાતું આકાશ તેમનું તેમ કાયમજ રહે છે;[૮૮] તે પ્રમાણે અખંડ આત્મ સત્તાના આધારપર અજ્ઞાન દ્રષ્ટિથી કલ્પિત એવા દેહો ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે, એમ જે સ્પષ્ટ રીતે સમજે છે;[૮૯] આત્મા વૃદ્ધિ પામતો નથી, તેમ ક્ષીણ પણ થતો નથી. તે ચેષ્ટા કરાવતો પણ નથી અને કરતો પણ નથી, એમ જે સમજે છે, તેનેજ યથાર્થ આત્મજ્ઞાન થયું છે.[૯૦] મનુષ્ય જ્ઞાન પ્રાપ્ત કરે; તેની બુદ્ધિ પરમાણુની પણ ઝડતી લઈ નાંખે, અને તે સકલ શાસ્ત્રમાં નિપુણ થાય તો પણ તે મનુષ્યના મનમાં વૈરાગ્યનો લેશ પણ ન હોય તો તે સર્વવ્યાપક જે હું તેની સાથે કદ્દિ પણ તાદાત્મ્ય પ્રગટ કરી શકશે નહિ.[૯૨] તેજ પ્રમાણે સર્વ શાસ્ત્રો મુખગત હોય અને અંતઃકરણમાં જો વિષયોનું ચિંતન હોય તો, હે અર્જુન! ખરેખર તેને કદ્દિ પણ મારી પ્રાપ્તિ થઇ શકશે નહિ.[૯૩] અરે! સ્વપ્નમાં સર્વ ગ્રંથો મુખગત થાય તો પણ તેના યોગથી સંસારમાંથી મુક્ત થઇ શકાશે કે? કિંવા ઘરમાં રહેલા વડિલોપાર્જીત ગ્રંથોનું રક્ષણ કરીને તેને એક ખુણામાં મુકી રાખ્યાથી તેનું પરિશીલન કર્યું એમ કહેવાશે કે?[૯૪] અથવા આંખ મીંચીને મોતીને નાક આગળ લાવવામાં આવે તો તેની કિંમત આંકી શકાશે કે?[૯૫] તેજ પ્રમાણે ચિત્તમાં અભિમાન રાખી, મુખદ્વારા સર્વ શાસ્ત્રોનો પાઠ કરી જવામાં આવે અને આવા કોટયવધિ જન્મો વ્યતીત થઈ જાય તો પણ મારી પ્રાપ્તિ થશે નહિ.[૯૬] હું એકજ હોઇ પ્રાણી માત્રમાં વ્યાપી રહ્યો છું, આ મારી વ્યાપ્તિ કેવી છે તે તને સ્પષ્ટ રીતે સમજાવું છું; માટે સાંભળ.[૯૭]

**यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।**
**यच्चंद्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥ १२ ॥**

શ્લોકાર્થઃ—સૂર્યમાં રહેલું જે તેજ સર્વ જગત્‌ને પ્રકાશિત કરે છે અને જે અગ્નિ તથા ચંદ્રમાં પણ છે, તે તેજ મારૂં છે, એમ તું સમજ. (૧૨).

ઓવી અર્થઃ—જે સૂર્યના તેજથી સર્વ વિશ્વરચના દ્રષ્ટિએ પડે છે, તે તેજ સૂર્ય સહિત મારૂં છે.[૯૮] હે પાંડુ સુત! સૂર્યના તેજથી પાણીનું શોષણ થઇ ગયા પછી પુનઃ પૃથ્વીમાં જે ભીનાશ આવે છે, તેને લાવનારી જે ચંદ્રની પ્રભા તે પણ મારી છે.[૯૯] અને દહન કરવું કિંવા પાચન કરવું એ જે અગ્નિમાં રહેલી અમર્યાદ તેજોવૃદ્ધિ તે પણ મારીજ છે.[૪૦૦]

**गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।**
**पुष्णामि चौषधीः सर्वाःसोमो भूत्वा रसात्मकः ॥ १३ ॥**

શ્લોકાર્થઃ—અને હું આ પૃથ્વીમાં પ્રવેશ કરી મારા પોતાના સામર્થ્યથી સર્વ ભૂતોને ધારણ કરૂં છું; તથા રસાત્મક ચંદ્ર બની સર્વ ઔષધીનું પોષણ કરૂં છું. (૧૩).

ઓવી અર્થઃ—હું પૃથ્વીમાં પ્રવેશી તેને આધારભૂત થયો છું; માટેજ એ જો કે રજકણોનું બનેલું મોટું ઢેફું છે, તોપણ અપાર સમુદ્રના પાણીમાં રહેવા છતાં તે પિગળી જતું નથી;[૧] અને એ પોતાના પૃષ્ઠ ભાગપર જે અપરિમિત ચરાચર ભૂતો ધારણ કરે છે, તેને પણ હુંજ તેમાં પ્રવેશીને ધારણ કરૂં છું.[૨] હે પાંડુસુત! હું આકાશમાં ચંદ્ર સ્વરૂપે જાણે અમૃતનું ચાલતું સરોવરજ બન્યો છું![૩] અને ત્યાં રહ્યો રહ્યો ચંદ્રકિરણ રૂપી ઓઘથી સર્વ વનસ્પતિનું હું પોષણ કરૂં છું.[૪] આ પ્રમાણે સર્વ ધાન્યાદિકનું પોષણ કરી અને નાના પ્રકારનાં ધાન્યોની સમૃદ્ધિ કરી અન્નદ્વારા પ્રાણીમાત્રનું રક્ષણ હુંજ કરૂં છું.[૫] અને અન્ન ઉત્પન્ન કર્યા પછી પણ જીવને સંતોષ થાય એવી રીતે તે પ્રાણીમાત્રને કેમ પચે તેનો મને વિચાર ઉત્પન્ન થયો.[૬]

**अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।**
**प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥ १४ ॥**

શ્લોકાર્થઃ—હું પ્રાણીઓના શરીરમાં પ્રવેશી, પ્રાણ, અપાન ઇત્યાદિ વાયુમાં મળી જઇ, જઠરાગ્નિ બની, ( ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય તથા ચોષ્ય એવાં ) ચતુર્વિધ અન્નનું પાચન કરૂં છું. (૧૪).

ઓવી અર્થઃ—માટે, હે અર્જુન! પ્રાણી માત્રના શરીરમાં નાભિકંદપર સગડી સળગાવી જઠરમાં હુંજ પ્રદીપ્ત થયો.[૭] પ્રાણ તથા અપાન એ વાયુની બેવડી ધમણદ્વારા રાત્રિદિવસ તે જઠરાગ્નિને સળગાવી આ ઉદરમાં કેટલા અન્નને ફના કરી મુકે છે તેનો કાંઇ હિસાબ નથી![૮] કોરૂં, સ્નિગ્ધ, શિજેલું તથા કાચું એ ચતુર્વિધ અન્નનું પચન પણ હુંજ કરૂં છું.[૯] આ પ્રકારે સર્વ જગત હું છું, જગતનો નિર્વાહ જે અન્નપર થાય છે તે ધાન્ય હું છું, અને જીવનનું મુખ્ય સાધન જે જઠરાગ્નિ, તે પણ હુંજ છું.[૧૦] આ કરતાં તે મારી વ્યાપકતાનો ચમત્કાર તને શું કહી બતાવું? તું આ વાત બરાબર નિશ્ચયપૂર્વક લક્ષમાં રાખ કે આ જગતમાં દ્વૈત છેજ નહિ; સર્વત્ર હુંજ ભરેલો છું.[૧૧] તો પછી આ જગતમાં કેટલાંક પ્રાણીઓ સર્વદા સુખી દેખાય છે અને કેટલાંક દુઃખથી સર્વથા વ્યાપ્ત હોય એમ દ્રષ્ટિગોચર થાય છે, તેનું કારણ શું? એવો પ્રશ્ન ઉદ્ભવશે![૧૨] જે પ્રમાણે એકાદ શહેરમાં એકજ દીપકથી સર્વ દીવાઓ સળગાવવામાં આવે તો તેમાંથી કેટલાક પ્રકાશે અને કેટલાક ન પ્રકાશે એમ શી રીતે બની શકે?[૧૩] આ પ્રકારના તર્કવિતર્કો તું તારા મનમાં કરતો હશે, માટે હું તેનું ઉત્તમ રીતે નિવારણ કરૂં છું તે સાંભળ.[૧૪] સર્વત્ર હુંજ ભરેલો છું એ વાત તો સર્વાંશે નિર્વિવાદજ છે; પરંતુ પ્રાણીઓની બુદ્ધિની કલ્પના પ્રમાણે હું તેમને ભાસું છું.[૧૫] જે પ્રમાણે ભિન્ન ભિન્ન વાદ્યોના અનુરોધથી એકજ આકાશધ્વનિના પૃથક્ પૃથક્ નાદો સંભળાય છે;[૧૬] કિંવા સૂર્ય એકજ છે,

પરંતુ તેનો ઉદય લોકવ્યવહારને ભિન્ન ભિન્ન પ્રકારે ઉપયોગી થાય છે;[૧૭] અથવા પાણી એકજ હોય છે, પરંતુ બીજના પૃથક્ પૃથક્ ધર્મોવડે તે વૃક્ષમાં પ્રાદુર્ભાવ પામે છે, (જુદાં જુદાં વૃક્ષો ઉત્પન્ન થાય છે,) તે પ્રમાણે હું એકજ હોવા છતાં મારાં સ્વરૂપ જુદાં જુદાં પ્રાણીમાં પરિણામ પામ્યાં છે.[૧૮] અરે! એક અજ્ઞાન અને એક ચતુર એવા બે વટેમાર્ગુની દ્રષ્ટિએ બે સેરનો નીલમણિનો હાર પડયો ત્યારે અજ્ઞાનીને તે સર્પ લાગ્યો અને તેથી તેને ભીતિ ઉત્પન્ન થઈ અને બીજો જે ચતુર હતો તેને તે અમૂલ્ય અલંકાર લાગ્યો તેથી તેને પરમ સંતોષ થયો.[૧૯] અસ્તુ! સ્વાતિ નક્ષત્રનું પાણી એક સરખુંજ હોય છે, પરંતુ તે છીપમાં પડે છે તો તેનાં મોતી થાય છે અને તે સર્પના મુખમાં પડે છે તો તેનું વિષ બને છે; તે પ્રમાણે જે જ્ઞાની છે, તેને મારાથી સુખની ઉત્પત્તિ થાય છે અને જે અજ્ઞાની હોય છે, તેને દુઃખ થાય છે.[૨૦]

**सर्वस्य चाहं हृदि सन्निविष्टो मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ।**
**वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदांतकृद्वेदविदेव चाहम् ॥ १५ ॥**

**શ્લોકાર્થઃ—હું સર્વના હૃદયમાં પ્રવેશ કરીને રહું છું; મારાથીજ સર્વને સ્મૃતિ, જ્ઞાન અને એ ઉભયનો અભાવ (વિસ્મરણ તથા અજ્ઞાન) ઉત્પન્ન થાય છે; સર્વ વેદોદ્વારા હુંજ જાણવાને યોગ્ય છું; અને વેદાંતનો સિદ્ધાંત કરનાર તથા તેનો જ્ઞાતા પણ હુંજ છું. (૧૫)**

**ઓવી અર્થઃ**—બાકી સર્વ પ્રાણીના હૃદયમાં હું અમુક છું એવી જે બુદ્ધિ (જ્ઞાન) રાત્રિ દિવસ સ્ફુરણ પામે છે, તે પણ હુંજ છું.[૨૧] પરંતુ સાધુના સમાગમથી, બ્રહ્માત્મૈક્ય જ્ઞાનના અભ્યાસથી, તથા વૈરાગ્ય સહવર્તમાન ગુરૂચરણની સેવાથી,[૨] આ સદાચરણોથી સર્વ અજ્ઞાન નષ્ટ થઇ મનુષ્યનું હુંપણું આત્મસ્વરૂપમાં લય પામે છે.[૨૩] આત્મસ્વરૂપ પ્રતિ દ્રષ્ટિ ગયા પછી મારા આત્માના યોગથી તે નિરંતર સૌખ્યનોજ ઉપભોગ લે છે. આવી સ્થિતિ પ્રાપ્ત થવાને માટે મારા શિવાય ઇતર કોઇ કારણભૂત નથી.[૨૪] હે ધનંજય! સૂર્યોદય થાય છે ત્યારે સૂર્યના તેજવડે સૂર્યનું દર્શન થઇ શકે છે; તે પ્રમાણે મારૂં જ્ઞાન થવાને માટે હુંજ કારણભૂત છું.[૨૫] નહિતર, વ્યાવહારિક લોકોની સેવા કરી સંસારની ઉત્તમતા સાંભળીને દેહમાંજ જેની અહંબુદ્ધિ લીન થઇ ગઇ હોય છે;[૨૬] તે સ્વર્ગ અને સંસારના સુખની પ્રાપ્તિ માટે કર્મમાર્ગનું આચરણ કરે છે, તેથી તેમને દુઃખનોજ મુખ્ય ભાગ પ્રાપ્ત થાય છે.[૨૭] પરંતુ હે અર્જુન! તે અજ્ઞાની લોકોને આ સ્થિતિ પ્રાપ્ત થવાનું કારણ પણ હુંજ છું. જે પ્રમાણે સ્વપ્ન અને નિદ્રા એ અવસ્થાઓનું કારણ મનુષ્યની જાગૃતાવસ્થાજ હોય છે;[૨૮] પરંતુ દિવસે અભ્રોવડે આકાશ વ્યાપ્ત થાય એટલે પ્રકાશ ન્યૂન થાય છે એ પણ જે રીતે દિવસના પ્રકાશવડેજ જણાય છે; તે પ્રમાણે પ્રાણીઓ મને ન ઓળખી વિષયોનું સેવન કરે છે, તે પણ મારી સત્તાથીજ થાય છે.[૨૯] હે ધનંજય! જે પ્રમાણે નિદ્રા કિંવા જાગૃતિનું મૂળ કારણ જ્ઞાનજ છે, તે પ્રમાણે આ જ્ઞાની અને અજ્ઞાની જીવોનું મૂળ હુંજ છું.[૩૦] હે ધનુર્ધર! જે પ્રમાણે સર્પ, કિંવા રજ્જુના ભાસનું મૂળ કારણ રજ્જુજ છે, તે પ્રમાણે જ્ઞાન તથા અજ્ઞાનના વ્યવહારનું કારણ હુંજ છું એ સિદ્ધ થયેલી વાત છે.[૩૧] માટે હે ધનંજય! મારૂં ખરૂં સ્વરૂપ ન જાણી શકાયાથી વેદ મને જાણવાની ખટપટ કરવા લાગ્યા તો તેની શાખાઓ થઇ.[૩૨] વેદોની ત્રણે શાખાએ (ઋક્, યજુસ્ તથા સામ એમણે) મારૂંજ વર્ણન કર્યું છે. જે પ્રમાણે પૂર્વ તથા પશ્ચિમવાહિની નદીઓનું પ્રાપ્ય સ્થાન સમુદ્રજ છે;[૩૩] તથા જે પ્રમાણે મહા સિદ્ધાંતની આગળ (બ્રહ્મની આગળ) શ્રુતિ શબ્દ સહ વર્તમાન લય પામે છે, જે પ્રમાણે પવનની લ્હેરો ગંધ સહવર્તમાન આકાશમાં લય પામે છે,[૩૪] તે પ્રમાણે જે સ્થળે સર્વ શ્રુતિઓ લજ્જા પામીને સ્તબ્ધ થઇ રહે છે તે બ્રહ્મસ્વરૂપ હુંજ

યથાર્થ પ્રકટ કરૂં છું.[૩૫] પછી શ્રુતિસહ સર્વ જગત જે સ્થળે લય પામે છે, તે શુદ્ધ આત્મજ્ઞાન જાણનાર હુંજ છું[૩૬] જે પ્રમાણે નિદ્રાગ્રસ્ત મનુષ્ય જાગૃત થતાં સ્વપ્નમાં ભાસેલી વસ્તુઓ પોતેજ બન્યો હતો એમ સમજે છે, તે પ્રમાણે જાગૃતાવસ્થામાં પણ હું એકલોજ છું એમ તેજ સમજે છે.[૩૭] તે પ્રમાણે મારા આત્મસ્વરૂપનો બોધ થવાને માટે હુંજ કારણભૂત છું, અને તે આત્મસ્વરૂપને જાણનાર પણ હુંજ છું.[૩૮] હે વીર અર્જુન! જે પ્રમાણે કર્પૂર બળીને ભસ્મીભૂત થતાં તેનું કાજળ પાછળ રહેતું નથી, તેમ અગ્નિ પણ પાછળ રહેતો નથી,[૩૯] તે પ્રમાણે અજ્ઞાનનો સમૂળ નાશ કરનાર જે જ્ઞાન તે જે વેળા નાશ પામે છે તે વેળા કાંઇ નથી એમ પણ કહી શકાતું નથી અને છે એમ પણ કહી શકાતું નથી; અર્થાત્ જ્ઞાનાજ્ઞાનનો લય થયા પછી જે શુદ્ધ સ્વરૂપ અવશિષ્ટ રહે છે, તેમાં સાક્ષાત્ શબ્દનો પણ પ્રવેશ થઈ શકતો નથી; માટે તે છે કિંવા નથી એ શબ્દદ્વારા કહી શકાતું નથી.[૪૦] વિશ્વનું કારણ જે અજ્ઞાન તે સહવર્તમાન સર્વ બિશ્વનો નાશ કરી નાખનાર જે છે તેનો વિશ્વાંતર્ગત સાધનથી કોણ અને ક્યાંથી પત્તો શોધી કાઢશે? આ પ્રકારની જે કાંઇ વિશેષ સ્થિતિ છે તે મારૂં શુદ્ધ સ્વરૂપ છે.[૪૧] કૈવલ્યપતિ ભગવાન સ્થૂલ સૂક્ષ્મ પદાર્થોમાં પોતાની વ્યાપ્તિનું રૂપ પ્રસારતાં પ્રસારતાં છેક પોતાના નિરુપાધિક સ્વરૂપ સન્નિધ મજલ લઇ ગયા.[૪૨] જે પ્રમાણે આકાશમાં ચંદ્રોદય થતાં ક્ષીર સમુદ્રમાં તેનું પૂર્ણ પ્રતિબિંબ દેખાય છે, તે પ્રમાણે શ્રી કૃષ્ણે કરેલો આ સર્વ બોધ અર્જુનના હૃદયમાં પ્રતિબિંબિત થયો.[૪૩] જે ભીંતપર ચિત્ર આલેખવામાં આવ્યાં હોય તેની સામે આવેલી ભીંતને ઘુંટીને ચળકતી બનાવવામાં આવે તો તેમાં જે પ્રમાણે ચિત્રનું પ્રતિબિંબ દેખાય છે, તે પ્રમાણે વૈકુંઠનાયક જે શ્રીકૃષ્ણ પરમાત્મા તેના મનમાંનો બોધ અર્જુનના શુદ્ધ અંતઃકરણમાં પ્રતિબિંબિત થયો.[૪૪] ધન્ય! ધન્ય! પરમાત્મ સ્વભાવને! જેમ જેમ તેની પ્રાપ્તિ થતી જાય છે તેમ તેમ આનંદની વૃદ્ધિ થતી જાય છે. આવા અનુભવનો રાજા જે અર્જુન તે શ્રી દેવપ્રત્યે બોલ્યો:–[૪૫] હે દેવ! આપની વ્યાપકતાનું વર્ણન કરતી વખત આપે પ્રસંગાનુસાર જે નિરુપાધિક સ્વરૂપનું વર્ણન કર્યું.[૪૬] તે નિરુપાધિક સ્વરૂપ એક વખત મને સ્પષ્ટ રીતે સમજાવો. ત્યારે શ્રી દ્વારકાંનાથ બોલ્યાઃ–ઠીક કહ્યું.[૪] હે અર્જુન! મને નિરંતર વિલાસ વિનોદથી પણ એજ બોલવું ગમે છે, પરંતુ શું કરૂં? એવા પ્રશ્નો કરનાર કોઇ મળતું નથી.[૪૮] મોટી આસ્થાથી મુખ ભરીને પુનઃ નિરુપાધિક સ્વરૂપ સમજાવો એમ તેં મને કહ્યું તે પરથી મને એમ લાગે કે આજ પર્યંત એવી રીતે પૂછનાર મને કોઈ મળે એવી મને તીવ્ર ઇચ્છા હતી તેના ફળરૂપે આજે તું મને પ્રાપ્ત થયો છે.[૪૯] અદ્વૈત, અદ્વૈતનો અનુભવ થયા પછી જે સુખનો લ્હાવો મળે છે તે પ્રાપ્ત કરવાને આજે તું મને સહાયક થયો છે. કારણકે મારૂં નિરુપાધિક સ્વરૂપ પુનઃ કહી સંભળાવવાનું કહીને તેં મને સુખ આપ્યું છે.[૫૦] જે પ્રમાણે આરસીમાં જોવાથી આપણું સ્વરૂપ આપણાં નેત્રોવડે દેખાય છે, તે પ્રમાણે તારી સાથે સંવાદ કરવાથી મને સુખ થયું છે, માટે તું સંવાદ કરનારાઓનો શિરોમણિ છે.[૫૧] હે મિત્ર અર્જુન! તને સમજ ન પડે એટલા માટે તું મને પૂછે અને હું તને સમજ પાડું એવી તારી યોગ્યતા છે કે વારૂ?[૫૨] એમ બોલી દેવે આનંદાતિશયથી અર્જુનને આલિંગન દીધું અને તેના પ્રતિ કૃપાદ્રષ્ટિથી જોઇ બોલ્યા કે[૫૩] ઓષ્ઠ બે હોય છે તોપણ વાચા તો એકજ નીકળે છે, બે પગો હોય છે તોપણ ચાલવાની ક્રિયા તો એકજ હોય છે, તે પ્રમાણે તારો પ્રશ્ન અને મારો ઉત્તર એકજ છે.[૫૪] આ પ્રમાણે તારૂં અને મારૂં સ્વરૂપ એકજ છે એમ તું સમજ; અને હું કહેનાર તથા તું પૂછનાર એ આપણે બન્ને પણ એકજ છીએ.[૫૫] આ પ્રમાણે બોલતાં બોલતાં મોહથી ભ્રમિત થઇ તેઓ અર્જુનને આલિંગન દઇ સ્તબ્ધ થયા. પછી તેઓ ચકિત થઇ બોલ્યાઃ–આટલો

બધો પ્રેમ સારો નહિ.[56] શેરડીના રસનો ગોળ બનાવતી વખત તેમાં જે પ્રમાણે હલકો ક્ષાર નાખવો પડે છે, તે પ્રમાણે જો આપણા સંવાદરૂપી સુખમાં દ્વૈત ઉત્પન્ન કરવામાં ન આવે તો આજે ઉદ્‌ભૂત થયેલા પ્રેમનો લય થઈ જાય ![57] અર્જુન નર અને હું નારાયણ હોવાથી પ્રથમજ આપણા ઉભયમાં ભેદ નથી. પરંતુ મને આવેલો આ પ્રેમનો ઉભરો મારામાંજ સમાવિષ્ટ થઈ જવા દે.[58] આ પ્રમાણે બુદ્ધિ સ્થિર કરી શ્રીકૃષ્ણ બોલ્યાઃ–હે વીરશ્રેષ્ઠ ! તેં મને શું પ્રશ્ન કર્યો ?[59] આ તરફ અર્જુન કે જે શ્રીકૃષ્ણના સ્વરૂપમાં લીન થયો હતો તે દેહભાનપર આવી પોતાના પ્રશ્નનો ઉત્તર સાંભળવાને તત્પર થયો.[60] તે ગદ્‌ગદિત કંઠે બોલ્યોઃ–હે દેવ ! આપનું નિરુપાધિક રૂપ કયું છે તે કહો.[61] અર્જુનનું આ ભાષણ સાંભળી તે નિરુપાધિક સ્વરૂપ સમજાવવાને માટે, શ્રીકૃષ્ણ ભગવાન પ્રથમ બે પ્રકારે ઉપાધિનું વર્ણન કરે છે.[62] નિર્ગુણ સ્વરૂપના પ્રશ્ન વિષે શ્રીકૃષ્ણ ભગવાન પ્રથમ ઉપાધિના સંબંધમાં શું વર્ણન કરે છે એવી જો કોઈને શંકા આવે[63] તો તેનું નિવારણ એ છે કે જો કોઈ માખણ માગે તો પ્રથમ છાશ બનાવીને પછી તેમાંથી માખણ કાઢીને આપવું પડે છે, કિંવા શુદ્ધ સુવર્ણ જોઈએ તો પ્રથમ તેને તાવીને તેમાંથી ભેગ કાઢી નાંખવો પડે છે;[64] પાણીપરની શેવાળ કાઢી નાખી એટલે પાણી શુદ્ધ દેખાય છે; અથવા અભ્ર નષ્ટ થતાં આકાશ સ્વચ્છ દેખાય છે;[65] ડાંગેરપરનાં છોડાં કાઢી નાખવામાં આવે તો ચોખા પ્રાપ્ત થવાને કાંઈ હરકત છે કે વારૂ ?[66] તે પ્રમાણે સ્વરૂપપરની ઉપાધિ કાઢી નાખ્યા પછી જે અવશિષ્ટ રહે તે શુદ્ધ સ્વરૂપ છે, એમાં તે વળી પૂછવું શું ?[67] જે પ્રમાણે સ્ત્રીને તેના પતિનું નામ પૂછવામાં આવતાં જે નામ લેવાથી તે મૌન ધારણ કરે છે તેજ તેના પતિનું નામ હોય છે, તે પ્રમાણે જ્યાં શબ્દની ગતિ કુંઠિત થાય છે તેજ અવર્ણનીય, નિરુપાધિક શુદ્ધ સ્વરૂપ છે.[68] માટે, જેનું સ્વરૂપ શબ્દોદ્વારા વર્ણવી શકાતું નથી, તે સ્વરૂપના મૂળ સ્થાનનું વર્ણન આજુબાજુના સંયોગોથી કરવામાં આવે છે. માટે લક્ષ્મીપતિ ભગવાન પ્રથમ ઉપાધિનું વર્ણન કરવા લાગ્યા;[69] શુદ્ધ પ્રતિપદાના ચંદ્રની કોર દેખાડવી હોય તો જે પ્રમાણે એકાદ વૃક્ષની શાખાનો આશ્રય લેવો પડે છે, તે પ્રમાણે નિરુપાધિક સ્વરૂપનું લક્ષણ કહેતી વખત ઉપાધિનું સ્વરૂપ વર્ણવવું પડે છે.[70]

**द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।**
**क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥ १६ ॥**

**શ્લોકાર્થઃ**—આ લોકમાં ક્ષર અને અક્ષર એ બેજ પુરુષ ( પદાર્થ ) છે. સર્વ ભૂતોને ક્ષર કહેવામાં આવે છે અને કૂટસ્થને ( માયોપાધિયુક્ત જીવને ) અક્ષર કહેવામાં આવે છે. ( ૧૬ ).

**ઓવી અર્થઃ**—પછી શ્રી કૃષ્ણ બોલ્યાઃ–હે સવ્યસાચી ! આ સંસારરૂપી નગરમાં વસ્તુતઃ માત્ર બેજ પુરૂષોનો નિવાસ છે.[71] જે પ્રમાણે સર્વ આકાશમાં દિવસ ( પ્રકાશ ) અને રાત્રિ ( તિમિર ) એ બેજ રમી રહ્યાં છે. તે પ્રમાણે સંસારરૂપી રાજધાનીમાં એ બેજ વસે છે.[72] એ ઉપરાંત પણ એક ત્રીજો પુરૂષ છે, પરંતુ તે આ ઉભયનાં નામ સુદ્ધાં સહન કરી શકતો નથી. કારણ કે તે અહીંઆં આવીને નગર સહવર્તમાન તે બન્નેનો નાશ કરે છે.[73] પરંતુ તે ત્રીજા પુરૂષની વાત હાલ રહેવા દો. પ્રથમ જે બે જણ આ સંસારરૂપી નગરમાં વસવાને માટે આવ્યા છે તેમના સંબંધમાં કહું છું તે સાંભળ.[74] તેમાંનો એક આંધળો, પાંગળો અને ગાંડો છે; અને બીજો સર્વ અવયવોથી પરિપૂર્ણ છે. પરંતુ તેના એ ધર્મો પોતાના નથી, પણ જે ગામમાં રહેવાને આવ્યા છે તે ગામના સંસર્ગથી તે ઉત્પન્ન થયા છે.[75] તેમાંના

એકનું નામ 'ક્ષર' છે અને બીજાનું નામ 'અક્ષર' છે. આ બન્નેએજ આ સંસારરૂપી નગર વ્યાપી નાખ્યું છે.[૭૬] હવે જે 'ક્ષર'ના નામથી ઓળખાય છે તે કોણ અને જેને 'અક્ષર' કહેવામાં આવે છે તે કોણ છે તે સર્વ તને સ્ફુટ કરીને કહું છું. આ સ્થળે શુદ્ધ પરમાત્માનેજ ક્ષરાક્ષરની સંજ્ઞા આપવામાં આવી છે. મહત્તત્ત્વથી લઇને તૃણપર્યંત જે પ્રપંચ તેને 'ક્ષર' અર્થાત્ પ્રતિક્ષણે નાશ પામનાર કહેવામાં આવે છે. તેની ઉપાધિ પરમાત્માને આપી તેમને ક્ષર પુરૂષ કહેવામાં આવ્યા છે;[૭૭] હે અર્જુન! મહત્તત્ત્વથી લઇને ઘાસના તૃણપર્યંત સર્વ[૭૮] જે કાંઇ લઘુ, ગુરૂ, ગતિમાન્ અથવા સ્થિર કિંવા મન અને બુદ્ધિ દ્વારા સમજી શકાય એવું;[૭૯] પંચ મહાભૂતોનું બનેલું, નામરૂપમાં આવનારૂં તથા સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોની ટંકશાળમાં અંકિત થયેલું;[૮૦] જે સુવર્ણનું અર્થાત્ પંચ મહાભૂતોનું ભૂતાકૃતિનું નાણું તૈયાર થાય છે તથા જે શરીર રૂપી દ્રવ્યથી કાળ દ્યુત ખેલી શકે છે;[૮૧] વિપરીત જ્ઞાનથી જે જાણી શકાય છે તથા જે પ્રતિક્ષણે ઉત્પન્ન થઈ લય પામે છે;[૮૨] અરે, ભ્રાંતિરૂપી અરણ્યમાં (માયામાં) પ્રવેશ કરી જે સૃષ્ટિ રૂપી અવયવો ઉત્પન્ન કરે છે; વધારે શું કહું? જેને 'જગ' કહેવામાં આવે છે;[૮૩] સાતમા અધ્યાયમાં અષ્ટ પ્રકારની પ્રકૃતિના રૂપથી જેનું વર્ણન કરવામાં આવ્યું છે;[૮૪] અરે! આજ અધ્યાયમાં વૃક્ષાકાર રૂપ આકૃતિથી તને જે કહેવામાં આવ્યું;[૮૫] તે સર્વ સાકાર પદાર્થો પોતાનાં રહેવાનાં ગ્રામો છે, એવી કલ્પના કરી; તેમાં વ્યાપ્ત થઈ, તે તે આકારે ચૈતન્યજ પ્રકટ થયું છે.[૮૬] કૂવામાં પડેલું પોતાનું પ્રતિબિંબ જોઇ, તેમાં કોઇ બીજો સિંહ છે એમ માની ક્રોધથી તેનો નાશ કરવાને માટે જે પ્રમાણે સિંહ તેમાં ભુસકો મારે છે,[૮૭] કિંવા ઉદકમાં આકાશ વ્યાપ્ત હોવા છતાં પણ તેમાં આકાશનું પ્રતિબિંબ દેખાય છે, તે પ્રમાણે ચૈતન્ય સ્વતઃ અદ્વૈત હોવા છતાં પણ ઉપાધિના યોગથી દ્વૈતરૂપ બને છે.[૮૮] હે અર્જુન! આ પ્રમાણે આકારયુક્ત નગરીની કલ્પના કરી આત્મા તે સ્થળે પોતાના સ્વરૂપની વિસ્મૃતિ રૂપી નિદ્રા ભોગવે છે.[૮૯] પછી સ્વપ્નમાં જે પ્રમાણે કોઇ મનુષ્ય શય્યા જોઈ તે પર નિદ્રા લે છે તે પ્રમાણે આત્મા આ જગત્માં સ્વસ્થ રીતે ઉંઘે છે.[૯૦] પછી નિદ્રાના આવેશમાં હું સુખી છું, હું દુઃખી છું એવા ધ્વનિ સાથે તે ઘોરે છે; અને અહંકાર તથા મમતાના પાશમાં સપડાઇ બૂમો પાડે છે.[૯૧] આ મારો પિતા, આ મારી માતા, હું કાળો, હું ગોરો, પૂર્ણ; આ મારી સંતતિ, આ મારી સંપત્તિ તથા આ મારી સ્ત્રી એવી તે કલ્પના કરે છે.[૯૨] આ પ્રમાણે સ્વપ્નાના આધારે સંસાર તથા સ્વર્ગના અરણ્યમાં ભટકનાર જે ચૈતન્ય તેને, હે અર્જુન! 'ક્ષર' પુરૂષ કહેવામાં આવે છે.[૯૩] હવે; જેને ક્ષેત્રજ્ઞ કહેવામાં આવે છે તથા જે દશાને સર્વ જગત્ જીવ કહે છે,[૯૪] તથા જે આત્મસ્વરૂપની વિસ્મૃતિથી સર્વ ભૂતોમાં સંચાર કરે છે તે જીવાત્માને 'ક્ષર' પુરૂષ કહેવામાં આવે છે.[૯૫] કારણ કે, તે વસ્તુતઃ સ્વરૂપથી પરિપૂર્ણ છે તેથી તેને પુરૂષ નામ પ્રાપ્ત થયું છે. વળી તે દેહમાં વાસ કરે છે તેથી પણ તેને 'પુરૂષ' કહેવામાં આવે છે.[૯૬] અને ઉપાધિના તાદાત્મ્ય સંબંધથી તેના પર ક્ષરપણાનું ખોટું આળ ચઢાવવામાં આવ્યું છે.[૯૭] જે પ્રમાણે હાલતા પાણીમાં ચંદ્રબિંબ હાલતું દેખાય છે તે પ્રમાણે વિકારની ઉપાધિથી આત્મા ઉપાધિયુક્ત ભાસે છે.[૯૮] પછી તેજ હાલતું પાણી નષ્ટ થતાં તેમાંનું ચંદ્રનું પ્રતિબિંબ નષ્ટ થાય છે. તે પ્રમાણે ઉપાધિનો નાશ થતાં ચૈતન્ય પણ અદ્રશ્ય થાય છે.[૯૯] આ પ્રમાણે ઉપાધિના યોગથી ચૈતન્યને ક્ષણિકત્વ પ્રાપ્ત થાય છે અને આવી ન્યૂનતા આવવાથી તેને 'ક્ષર' કહેવામાં આવે છે.[૫૦૦] આ પ્રકારે સર્વ જીવ-ચૈતન્યને 'ક્ષર' કહેવામાં આવે છે. હવે 'અક્ષર'નાં લક્ષણો ક્યાં ક્યાં છે, તે ઉત્તમ પ્રકારે કહું છું.[૧] હે અર્જુન! બીજો જે 'અક્ષર પુરૂષ' તે મધ્યસ્થ છે; જે

પ્રમાણે સર્વ પર્વતમાં મેરુપર્વત મધ્યસ્થ છે, તે પ્રમાણે પરમાત્મા તથા માયાકાર્યમાં અક્ષર પુરૂષની ઉપાધિ જે અજ્ઞાન તે મધ્યસ્થ છે, માટે તદ્વિશિષ્ટ અક્ષર પુરૂષને મધ્યસ્થ કહેવામાં આવે છે.[૨] કારણ કે તે મેરુપર્વત, પૃથ્વી, પાતાળ તથા સ્વર્ગ એ ત્રણે લોકમાં સરખોજ છે; તે પ્રમાણે તે (અક્ષર પુરૂષ) જ્ઞાન તથા અજ્ઞાન કાર્યમાં સમાનજ છે.[૩] યથાર્થ જ્ઞાનથી ઐક્ય થવું કિંવા વિપરીત જ્ઞાનથી દ્વૈતની પ્રાપ્તિ થવી આ ઉભય સ્થિતિ પૈકી જે કેવળ અજ્ઞાન સ્થિતિ તેજ જેનું સ્વરૂપ છે;[૪] મૃત્તિકાને ભીંજવી તેનો લોંદો કરવામાં આવે તો તેનો ઘટ બનાવવા પૂર્વેજ તેના મૃત્તિકાત્વનો લોપ થયેલો હોય છે અને તેનો આકાર ઘટ જેવો પણ હોતો નથી. આ ભીંજવેલી મૃત્તિકાના લોંદા જેવી આ અક્ષર પુરૂષની માધ્યમિક સ્થિતિ હોય છે.[૫] સમુદ્ર સુકાઇ ગયા પછી તેમાં તરંગો પણ હોતા નથી અને પાણી પણ હોતું નથી, એવી જે આકાર-રહિત સ્થિતિ હોય છે;[૬] હે પાર્થ! જાગૃદવસ્થા જઇને હજી સ્વપ્નાવસ્થા આવી નથી એવી જે નિદ્રાવસ્થા તેના જેવું જેનું સ્વરૂપ છે;[૭] અને જગતના ભાસનો પણ અભાવ અને આત્મ-બોધનો પણ અભાવ એ બેની વચ્ચેની જે કેવળ અજ્ઞાન દશા છે તેનેજ 'અક્ષર' કહેવામાં આવે છે.[૮] અમાવાસ્યાની રાત્રિએ સર્વ કળાઓનો નાશ થઇ ચંદ્રનું જેવું સ્વરૂપ બને છે, તેવું શુદ્ધ જ્ઞાન અને વિપરીત જ્ઞાન એ ઉભય વિરહિત જે કેવળ અજ્ઞાન તે અક્ષરનું રૂપ છે.[૯] સર્વ ઉપાધિનો નાશ થતાં જે અજ્ઞાનમાં જીવાત્મા લય પામે છે; જે પ્રમાણે ફળ આવતાં વૃક્ષ તેમાં બીજરૂપે હોય છે,[૧૦] તે પ્રમાણે ઉપાધિ તથા ઉપાધિનો સ્વીકાર કરનાર જ્યાં વિશ્રાંતિ લે છે તે સ્થાનને અવ્યક્ત કહેવામાં આવે છે.[૧૧] જે નિદ્રાવસ્થામાં પૂર્ણ અજ્ઞાન હોય છે તેને 'બીજભાવ' કહેવામાં આવે છે; અને સ્વપ્ન તથા જાગૃતને 'ફળભાવ' કહેવામાં આવે છે.[૧૨] વેદાંતશાસ્ત્રમાં જે સ્થિતિને 'બીજભાવ' કહેવામાં આવે છે તેજ સ્થિતિનું 'અક્ષર પુરૂષ' એવું પણ નામ છે.[૧૩] અને જ્યાંથી વિપરીત જ્ઞાન ઉત્પન્ન થઇ જાગૃતિ અને સ્વપ્નને રૂપે પ્રસાર પામે છે; અને જ્યાંથી અનેક બુદ્ધિતરંગ રૂપી જ્ઞાન નીકળે છે;[૧૪] હે અર્જુન! જ્યાંથી જીવધર્મ ઉત્પન્ન થાય છે, તેમજ જ્યાંથી અનંત વિશ્વ ઉત્પન્ન થાય છે અને પ્રલયકાળે જીવત્વ તથા વિશ્વની જ્યાં સામ્યાવસ્થા થાય છે તે ઉપાધિમાં અર્થાત્ અજ્ઞાનમાં રહેલા ચૈતન્યને અક્ષર પુરૂષ કહેવામાં આવે છે.[૧૫] બીજો ક્ષર પુરૂષ કે જે જાગૃત–સ્વપ્નાવસ્થામાં ખેલે છે તે જાગૃત અને સ્વપ્ન એ બન્ને અવસ્થા જેમાંથી ઉત્પન્ન થાય છે,[૧૬] કિંવા જે અવસ્થાને પૂર્ણ અજ્ઞાનથી ભરેલી એવી નિદ્રાવસ્થા કહેવામાં આવે છે અને જેને બ્રહ્મસ્થિતિ કહેવામાં એકજ ન્યૂનતા છે;[૧૭] હે વીર અર્જુન! ખરેખર જો આ નિદ્રાવસ્થામાંથી સ્વપ્ન કિંવા જાગૃતિ એ અવસ્થાઓ પ્રાપ્ત ન થાય તો આ સુષુપ્તિનેજ બ્રહ્મસ્થિતિ કહેવામાં આવે છે.[૧૮] પરંતુ આ નિદ્રારૂપી આકાશમાં પ્રકૃતિ પુરૂષરૂપી અભ્રો આવી, સ્વપ્નમાં જે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો ઉદ્ભવ થયેલો જુએ છે;[૧૯] અસ્તુ! નીચેની બાજુએ વિસ્તાર પામેલા સંસારરૂપી વૃક્ષનું જે મૂળ અર્થાત્ અજ્ઞાન તેજ આ અક્ષર પુરૂષનું રૂપ છે.[૨૦] એને પુરૂષ શા માટે કહેવો? એ પૂર્ણપણે નિદ્રા લે છે એટલા માટે તથા માયારૂપી નગરમાં શયન કરે છે એટલા માટે;[૨૧] અને જે ગાઢનિદ્રામાં વિકાર અથવા વિપરીત જ્ઞાનનો ભાસ હોતો નથી તે એનું રૂપ છે.[૨૨] માટે એનો સ્વભાવતઃ કિંવા જ્ઞાન શિવાય અન્ય કોઈ પણ પ્રકારે નાશ થતો નથી.[૨૩] માટે વેદાંતશાસ્ત્રના સિદ્ધાંતમાં એનાપર 'અક્ષર'નો આરોપ કરવામાં આવ્યો છે.[૨૪] આ પ્રમાણે જીવ, કાર્ય અને કારણ એ વ્યવહાર થવાને માટે પરમાત્માની સાથે માયાના સંબંધનીજ આવશ્યકતા છે. તે માયાની સાથે સંબંધ રાખતાં ચૈતન્યનેજ 'અક્ષર' પુરૂષ કહેવામાં આવે છે, એમ તું સમજ.[૨૫]

**उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।**
**यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥ १७ ॥**

**શ્લોકાર્થ:—** ઉત્તમ પુરૂષ તો આ ઉભયથી ભિન્ન છે તેને પરમાત્મા કહેવામાં આવે છે. તે અવિનાશી ઈશ્વર સ્વરૂપ બની આ જગત્રયમાં પ્રવેશી તેનું ધારણ તથા પોષણ કરે છે. (૧૭)

**ઓવી અર્થ:—** હવે વિપરીત જ્ઞાનથી ઉત્પન્ન થનારી જે જાગૃતિ અને સ્વપ્નાવસ્થા, તે જે જે ગાઢ અજ્ઞાનમાં લય પામે છે;[૨૬] તે અજ્ઞાન જ્ઞાનમાં ડૂબીને જ્ઞાનની પણ પેલીમેર નીકળી જતાં જે પ્રમાણે અગ્નિ કાષ્ઠને બાળીને પાછળથી પોતે પણ નાશ પામે છે,[૨૭] તે પ્રમાણે જ્ઞાન અજ્ઞાનનો નાશ કરી બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ કરાવી આપી પાછળથી પોતે પણ નાશ પામે છે. પછી જે જ્ઞાતૃત્વ શિવાયનું જ્ઞાન શેષ રહે છે,[૨૮] તે હે અર્જુન! તે અંતિમ ત્રીજો ઉત્તમ પુરૂષ છે, તે પ્રથમના બે પુરૂષોથી ભિન્ન છે.[૨૯] હે અર્જુન! નિદ્રા અને સ્વપ્ન કરતાં જે પ્રમાણે જાગૃદવસ્થા ભિન્નજ બોધની–પ્રકારની હોય છે,[૩૦] કિંવા સૂર્યકિરણ અને મૃગજળથી જે પ્રમાણે સૂર્યકિરણ સર્વાંશે પૃથક્ હોય છે, તે પ્રમાણે આ ઉત્તમ પુરૂષ તે ઉભયથી સર્વથા ભિન્ન છે.[૩૧] એટલુંજ નહિ, પરંતુ કાષ્ઠમાં રહેલો અગ્નિ જે પ્રમાણે કાષ્ઠથી ભિન્ન હોય છે તે પ્રમાણે ક્ષર અને અક્ષરથી પૃથક્ હોય છે.[૩૨] કલ્પાંતકાળે જે પ્રમાણે સમુદ્રની મર્યાદા નષ્ટ થઈ સર્વત્ર જળ જળ થઇ જાય છે એટલે નદ અને નદીઓ સર્વ એકત્ર થઇ જાય છે,[૩૩] તે પ્રમાણે સ્વપ્ન, ગાઢ નિદ્રા કિંવા જાગૃતિનો ભાસ, જે પ્રમાણે પ્રલયકાળની પ્રખરતા આગળ રાત્રિ અને દિવસનો ભેદ રહેતો નથી તે પ્રમાણે જ્યાં અવશિષ્ટ રહેતો નથી,[૩૪] તો પછી દ્વૈતાદ્વૈત ભાવ રહેતો નથી, અસ્તિત્વ અને નાસ્તિત્વપણુનો પણ લય થઈ જાય છે અને અનુભવ પણ ગભરાઇને નાશ પામી જાય છે;[૩૫] એવું જે કાંઈ તત્ત્વ છે તે જેને પરમાત્મા કહેવામાં આવે છે તે ઉત્તમ પુરૂષ છે,[૩૬] પરંતુ હે અર્જુન! એ બોલવું પણ અહિંઆં પ્રાપ્ત થતું નથી, માત્ર જીવદશાને ધારણ કરીનેજ બોલી શકાય છે. જે પ્રમાણે તટપર ઉભો રહેલો માણસ જળમાં ડૂબી જવાની વાત કરે તે પ્રમાણે આ ઘટના સમજવી. આવી રીતે ડૂબનાર છે તેની સાથે ડૂબેલો માણસ શી રીતે વાત કરી શકે વારૂ?[૩૭] તે પ્રમાણે હે અર્જુન! વેદો જ્યાં સુધી વિચાર રૂપી કાંઠાપર ઉભા છે ત્યાં સુધીજ અહિંઆંની કે ત્યાંની વાતો કરવાની તેનામાં શક્તિ હોય છે.[૩૮] માટે ક્ષર અને અક્ષર એ બન્ને પુરૂષો અહિંઆંના છે એવી વસ્તુ સ્થિતિ જોઈ આ આત્મસ્વરૂપને પરપુરૂષ કહેવામાં આવે છે.[૩૯] આ પ્રકારે હે અર્જુન! પરમાત્મા શબ્દથી પુરૂષોત્તમને જાણવો, એમ તું સમજ.[૪૦] બાકી, જ્યાં શબ્દની ગતિ કુંઠિત થાય છે, જ્ઞાન લોપ પામે છે તથા સર્વ વ્યાપારો બંધ પડે છે એવું જે સ્થાન છે;[૪૧] અહંબ્રહ્મ એ ભાવ પણ જ્યાં નષ્ટ થાય છે, જ્યાં કથનારજ કથ્ય વસ્તુ બની જાય છે; અને જ્યાં દ્રષ્ટાસહિત દ્રશ્ય નાશ પામે છે;[૪૨] હવે, બિંબ તથા તેનું પાણીમાં પડેલું પ્રતિબિંબ એના મધ્યમાં રહેલી પ્રભા જો કે આપણને દ્રષ્ટિગોચર થતી નથી તોપણ તેનું અસ્તિત્વ નથી, એમ કહી શકાતું નથી;[૪૩] કિંવા ઘ્રાણેંદ્રિય તથા પુષ્પ એ બેના મધ્ય ભાગમાં જે પુષ્પનું સૌગંધ્ય હોય છે, તે જો કે આપણને દેખાતું નથી તોપણ તે નથી એમ કહી શકાતું નથી.[૪૪] તે પ્રમાણે દ્રષ્ટા અને દ્રશ્ય નષ્ટ થતાં તે અમુક વસ્તુ છે એમ કોણ કહી શકશે? પરંતુ તેને અનુભવ દ્રષ્ટિથી જોવું એજ તેનું સ્વરૂપ છે.[૪૫] જે પ્રકાશિત થનાર વસ્તુ શિવાય પ્રકાશક છે અને જે નિયમ્ય પદાર્થ શિવાય નિયમન કરે છે એવો જે ઈશ્વર તે પોતાના સ્વરૂપમાંજ પોતે હોય છે.[૪૬] જે નાદ બ્રહ્મને સાંભળવાની શક્તિ આપનાર નાદ છે, જે સ્વાદને આસ્વાદન શક્તિ આપનાર મૂળ આસ્વાદ છે અને જે બ્રહ્માનંદને આનંદની શક્તિ આપનાર આનંદ છે;[૪૭] જે પૂર્ણત્વનો અતિરેક, સર્વ પુરૂષોમાં શ્રેષ્ઠ પુરૂષ અને વિશ્રાંતિનું સ્થાન છે;[૪૮] જે સુખમાં સુખ મળી ગયું છે; જે તેજમાં તેજ લય પામ્યું છે; અને જે મહાશૂન્યમાં શૂન્ય અદ્રશ્ય થયું છે;[૪૯] જે ઉદય પામ્યા છતાં પણ તેના (ઉદય) થી અલિપ્ત હોય છે

અને લયને પ્રાપ્ત થયા છતાં પણ તેથી પર હોય છે; વધારે શું કહું ? જે સર્વથી દૂર છે;[૫૦] જે પ્રમાણે છીપ પોતે રૂપું ન હોવા છતાં પણ અજ્ઞાનીઓને રૂપાનો ભાસ આપે છે;[૫૧] કિંવા સુવર્ણ અલંકારના રૂપમાં સુવર્ણતાહીન થયા વિના પણ જાણે સુવર્ણ ન હોય એવું ભાસે છે, તે પ્રમાણે જે પોતે વિશ્વ ન હોવા છતાં પણ વિશ્વને ધારણ કરે છે;[૫૨] અસ્તુ ! પાણી અને તરંગોમાં કોઇ પણ પ્રકારનો ભેદ છે કે? તેજ પ્રમાણે જગત્ અને પરમાત્મામાં ભિન્નતા નથી.[૫૩] હે વીરેશ ! જે પ્રમાણે પાણીમાં પડેલા પ્રતિબિંબનું સર્વથૈવ ચંદ્ર કારણ હોય છે; તે પ્રમાણે જગતના સંકોચ અને વિસ્તારનું જે કારણ છે;[૫૪] તેમજ, જગતની ઉત્પત્તિ થતાં જેનામાં ફરક પડતો નથી અને લય થતાં જે કયાંય પણ જતો નથી; જે પ્રમાણે રાત્રિ અને દિવસ થવા છતાં સૂર્યમાં પરિવર્તન થતું નથી;[૫૫] તે પ્રમાણે તે કોઈ પણ વસ્તુમાં હોતો નથી, કોઇ પણ વસ્તુથી નાશ પામતો નથી અને તેની તુલના કરવાને માટે તે સ્વતઃજ યોગ્ય છે.[૫૬]

**यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।**
**अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥ १८ ॥**

**શ્લોકાર્થઃ—હું ક્ષરથી પર અને અક્ષરથી ઉત્તમ છું; તેથી હું લોકોમાં તથા વેદોમાં પુરૂષોત્તમ નામથી પ્રસિદ્ધ છું. ( ૧૮ ).**

**ઓવી અર્થઃ**—હે ધનંજય જે પોતેજ પોતાને પ્રકાશિત કરે છે, ( જે સ્વયં પ્રકાશ છે,) વધારે શું કહું ? જેનામાં દ્વૈતનો સ્પર્શ પણ નથી,[૫૭] તે મારૂં નિરુપાધિક સ્વરૂપ છે અને હું ક્ષર તથા અક્ષરથી પર છું, માટે વેદો તથા લોકો મને 'પુરૂષોત્તમ' કહે છે.[૫૮]

**यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।**
**स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥ १९ ॥**

**શ્લોકાર્થઃ—હે અર્જુન ! જે જ્ઞાની આ પ્રકારે મને પુરૂષોત્તમ સમજે છે, તે સર્વજ્ઞ થઇ સર્વ ભાવોથી મને ભજે છે. ( ૧૯ )**

**ઓવી અર્થઃ**—પરંતુ એ હવે રહેવા દો; હે અર્જુન ! જેને જ્ઞાનરૂપી સૂર્યનો પ્રકાશ પ્રાપ્ત થયો છે તેજ પુરૂષ મને પુરૂષોત્તમને જાણે છે.[૫૯] જે પ્રમાણે જાગૃત થયા પછી આપણને સ્વપ્ન ભાસતું નથી, તે પ્રમાણે જ્ઞાનનો ઉદય થયા પછી સર્વ જગત્ મિથ્યા ભાસે છે.[૬૦] કિંવા હાથમાં માળા લીધી એટલે જેમ તે દ્વારા થયેલો સર્પનો ભાસ નષ્ટ થાય છે, તે પ્રમાણે મારાં સ્વરૂપનું જ્ઞાન થવાથી જગતનો મિથ્યાભાસ નાશ પામે છે.[૬૧] જે સુવર્ણના અલંકારને સુવર્ણની દ્રષ્ટિથી જુએ છે, તે તેનું અલંકારત્વ મિથ્યા માને છે; તે પ્રમાણે જેને મારૂં જ્ઞાન પ્રાપ્ત થાય છે તેની આગળ જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાન એ ત્રિપુટીનો લય થાય છે.[૬૨] પછી તે કહે છે કે હું એજ એક સ્વતઃસિદ્ધ સચ્ચિદાનંદ સર્વત્ર છું. આ રીતે અદ્વૈતદ્રષ્ટિથી લેશ પણ ભેદ વિના જે મને જુએ છે,[૬૩] તે સર્વનો જ્ઞાતા છે એમ કહેવાની પણ કશી આવશ્યકતા નથી. કારણ કે, તેનામાં સર્વ શબ્દોનો વિષય જે દ્વૈત તે પણ અવશિષ્ટ નથી.[૬૪] માટે, હે અર્જુન ! તેજ મારૂં ભજન કરવાને અધિકારી છે. જે પ્રમાણે આકાશને આલિંગન દેવાને માટે આકાશજ અધિકારી હોય છે;[૬૫] જે પ્રમાણે ક્ષીરસાગરનું આતિથ્ય ક્ષીરસાગરજ કરી શકે છે; અથવા જે પ્રમાણે અમૃતરૂપ થવાથીજ અમૃતમાં એકત્ર થઇ શકાય છે.[૬૬] ઉત્તમ સુવર્ણમાં ઉત્તમ સુવર્ણ મેળવવાથીજ જેમ તેની એક કિમ્મત ઉપજે છે; તે પ્રમાણે મદ્રૂપ થયા પછી જે પુરૂષ મારી ભક્તિ કરવાને યોગ્ય થાય છે.[૬૭] જે સમુદ્રથી ગંગા પૃથક્

હોય તો તે સમુદ્રમાં શા માટે મળે વારૂ? માટે મદ્રૂપ થયા વિના મારી ભક્તિ કરવી શક્ય નથી.[૬૮] આ પ્રમાણે જેમ સમુદ્રના તરંગો સમુદ્રથી પૃથક્ નથી તેમ જે મારૂં ભજન કરે છે તેનામાં અને મારામાં દ્વૈતનું અસ્તિત્વ નથી.[૬૯] સૂર્ય અને સૂર્યની પ્રભામાં જે પ્રમાણે ઐક્ય હોય છે તે પ્રમાણે મારૂં ભજન કરવાથી મારા ભક્તમાં અને મારામાં અંતર રહેતું નથી.[૭૦]

**इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयानघ ।**
**एतद्बुद्ध्वा बुद्धिमान्स्यात्कृतकृत्यश्च भारत ॥ २० ॥**

**શ્લોકાર્થઃ**—હે નિષ્પાપ! આ રીતે આવું અત્યંત ગુહ્ય શાસ્ત્ર મેં તને કહી સંભળાવ્યું; હે અર્જુન! એને જાણવાથી મનુષ્ય બુદ્ધિમાન અને કૃતકૃત્ય થશે. (૨૦).

**ઓવી અર્થઃ**—આ પ્રમાણે પંદરમા અધ્યાયમાં કહેવાનો આરંભ કર્યો પછી સર્વ શાસ્ત્રોના અભ્યાસ થકીજ પ્રાપ્ત થનાર ઉપનિષદ્ રૂપી કમળદળમાંથી ગીતારૂપી સુવાસ સર્વ જગત્માં પ્રસાર પામ્યો.[૭૧] જે ગીતા વેદોનું મંથન કરી શ્રી વ્યાસ મુનિના જ્ઞાનરૂપ હાથથી કાઢેલા માખણ સમાન છે;[૭૨] જે ગીતા જ્ઞાનામૃતથી ભરેલી બીજી ભાગીરથી નદીજ છે; તથા આનંદરૂપી ચંદ્રની સત્તરમી કળા છે તથા વિચારરૂપી ક્ષીરસાગરનું મંથન કરીને કાઢેલી નવીન લક્ષ્મીજ છે;[૭૩] માટે ગીતા પોતાનાં પદ, વર્ણ અને અર્થના જીવ વડે મારા શિવાય અન્યને મળતીજ નથી, તે મદ્રૂપજ છે;[૭૪] એની સામે ક્ષર અને અક્ષર પુરૂષો આવતાં તેમનું પુરૂષત્વ ગીતારૂપી લક્ષ્મીના કાંઇ હિસાબમાં આવ્યું નહિ, તેથી તેણે તેમને એક બાજુએ છોડી દઇને પોતાનું સર્વસ્વ પુરૂષોત્તમને અર્પણ કર્યું.[૭૫] માટે હમણાં તેં જે ગીતા શ્રવણ કરી તે મનેજ વરી છે તેથી જગત્માં તેને પતિવ્રતા નામ પ્રાપ્ત થયું છે.[૭૬] ખરેખર આ ગીતા કાંઇ શબ્દોદ્વારા વર્ણવી શકાય એવું શાસ્ત્ર નથી; પરંતુ એ સંસારને જીતવાનુંજ એક શાસ્ત્ર છે. ગીતાના અક્ષરો આત્મભાવ ઉત્પન્ન કરનાર મંત્રોજ છે. (એના શબ્દોમાં આત્મપ્રાપ્તિ કરાવી આપવાની શક્તિ છે.)[૭૭] હે અર્જુન! તને જે આ ગીતા કહી સંભળાવી તેને, તેં મારો ગુપ્ત ભંડારજ આજે બહાર કાઢયો છે, એવી રીતે તું ગણજે.[૭૮] જેવી રીતે ગૌતમ મુનિએ તપશ્ચર્યા કરી શંકરની જટામાંથી ગંગાને બહાર કાઢી હતી તે પ્રમાણે ચૈતન્ય શંભુ જે હું તેની જટામાંથી ગીતારૂપી ગંગા કાઢનાર શ્રદ્ધાવાન્ ગૌતમ તું બન્યો છે.[૭૯] પોતાની સુંદરતા જોવાને માટે જે પ્રમાણે આરસી સામે રાખવી પડે છે તે પ્રમાણે હે ધનંજય! આત્મસ્વરૂપ જોવાને માટે મેં આ ગીતારૂપી દર્પણજ બનાવ્યું છે.[૮૦] જે પ્રમાણે આકાશમાંનો ચંદ્ર અને નક્ષત્રો એ સર્વે સમુદ્રમાં પ્રતિબિંબિત થાય છે, તે પ્રમાણે તેં મારા સહિત ગીતાને તારા અંતઃકરણમાં પ્રતિબિંબિત કરી છે.[૮૧] હે અર્જુન! તારામાંથી ત્રિવિધ તાપરૂપી મળ જતો રહેવાથી તું ગીતા સહિત મારૂં નિવાસ સ્થાન બન્યો છે.[૮૨] વિશેષ શું કહું? ગીતા એ કેવળ મારી જ્ઞાનવલ્લી છે; અને તેને જે જાણે છે તે આ સંસારમોહમાંથી મુક્ત થાય છે.[૮૩] હે પાંડુસુત! જે પ્રમાણે અમૃતરૂપી નદીનું પાણી પીવાથી રોગ નષ્ટ થઇ અમરતા પ્રાપ્ત થાય છે,[૮૪] તે પ્રમાણે ગીતાને પૂર્ણ રીતે જાણવાથી મોહનો નાશ થાય છે એમાં આશ્ચર્ય તે શું? આત્મજ્ઞાનની પ્રાપ્તિથી આત્મસ્વરૂપની સાથે ઐક્ય થાય છે.[૮૫] જે આત્મજ્ઞાનની પ્રાપ્તિ થતાં કર્મજ આપોઆપ નિષ્કર્મ થાય છે;[૮૬] હે વીરવિલાસ અર્જુન! જે પ્રમાણે ખોવાઇ ગયેલી વસ્તુ પુનઃ પ્રાપ્ત થતાં તેની શોધ બંધ થાય છે તે પ્રમાણે કર્મરૂપી દેવાલયનું શિખર જ્ઞાન થાય છે.[૮૭] માટે જ્ઞાનીનાં સર્વ કર્મો અટકી પડે છે. અનાથના સખા જે શ્રીકૃષ્ણ તે આ પ્રમાણે બોલ્યા.[૮૮] શ્રીકૃષ્ણના વદનમાંથી નીકળેલું અમૃતરૂપી ભાષણ પાર્થના મનમાં ઠસી બહાર ઉભરાઇ નીકળ્યું, તેજ વ્યાસની

કૃપાથી સંજયને પ્રાપ્ત થયું.[૭૯] તે અમૃત ધૃતરાષ્ટ્ર રાજાને સંજયે પાવા માંડયું, પરંતુ તેને તે મહત્વનું લાગ્યું નહિ.[૮૦] બાકી, અનધિકારી ધૃતરાષ્ટ્રને સહજ તેનું શ્રવણ કાને પડયું એટલે તેનું પરિણામ તો ઇષ્ટજ આવ્યું.[૮૧] દ્રાક્ષના વેલાને પાણીને બદલે દૂધનું સિંચન કરતાં તે વખતે જે પ્રમાણે તે વ્યર્થ ગયેલું લાગે છે, પરંતુ જ્યારે તેને દ્રાક્ષના ઝુમખાને ઝુમખા આવે છે ત્યારે પરિણામ સારૂં લાગે છે;[૮૨] તે પ્રમાણે શ્રીહરિના મુખમાંના શબ્દો સંજયે અતિ આદરપૂર્વક ધૃતરાષ્ટ્રને કહ્યા પછી કેટલોક કાળ વ્યતીત થયા પછી તે પણ સુખી થયો.[૮૩] તેજ અક્ષરો મેં ઓબડ ધોબડ મરાઠી ભાષામાં મને સમજાયા તે પ્રમાણે કહી બતાવ્યા.[૮૪] સેવતીના છોડને ઉપર ઉપરથી જોવાથી તેમાં કાંઇ વિશેષતા જણાતી નથી. માત્ર તેમાં કાંટાજ દ્રગ્ગોચર થાય છે, પરંતુ તેમાંની વિશેષતા તો માત્ર સૌગંધ્યગ્રાહક ભ્રમરોનેજ જણાય છે;[૮૫] તે પ્રમાણે મારા કથનમાં જે યોગ્ય સિદ્ધાંત હોય તેજ આપે ગ્રહણ કરવા અને ખાલી હોય તેનો પરિત્યાગ કરવો; કારણકે કાંઇ ન સમજવું એજ અલ્પવયસ્ક બાળકની શોભા છે,[૮૬] અને બાળકનું અજ્ઞાન જોઇ માતાપિતાને અતિ હર્ષ થાય છે અને તેઓ વિનોદ પામે છે.[૮૭] તેજ પ્રમાણે આપ સંતો મારા માતાપિતા છો. આપ મને પ્રાપ્ત થવાથી હું આપની આગળ કૌતુકથી જે બોલું છું, તેજ આ ગ્રંથ છે એમ સમજો.[૮૮] હવે વિશ્વવ્યાપક એવા જે મારા ગુરૂ નિવૃત્તિનાથ તે આ મારી વાકયરૂપી પૂજાનો અંગીકાર કરો.[૫૮૯]

# षोडश अध्याय.

શ્રી સદ્‌ગુરૂને સૂર્યની ઉપમા આપી મહારાજ બોલ્યાઃ—જગતનો આભાસ નષ્ટ કરનાર અને અદ્વૈત કમળને પ્રફુલ્લિત કરનાર જે ચમત્કારિક સૂર્યોદય થયો છે તેને મારા નમસ્કાર હો.[૧] જે સૂર્ય ઉદિત થઇને અજ્ઞાનરૂપી નિશાનો નાશ કરે છે અને જ્ઞાનાજ્ઞાનરૂપી ચંદ્રપ્રકાશનો લય કરી જ્ઞાની લોકોને માટે આત્મબોધનો સુદિન કરે છે;[૨] જે સૂર્ય ઉદિત થવાથી આત્મજ્ઞાનનો પ્રકાશ ફેલાય છે અને જીવરૂપી પક્ષી દેહાભિમાનરૂપી માળાનો ત્યાગ કરી જાય છે;[૩] વાસનાત્મક સૂક્ષ્મ દેહરૂપી કમળમાં જીવ ચૈતન્યરૂપી જે ભ્રમર બંધ થયેલો હોય છે તે આ સૂર્યોદયની સાથે બહાર નીકળે છે;[૪] શાસ્ત્રાદિકના શબ્દરૂપી ગુંચવણ ભરેલા માર્ગમાં સપડાતાંજ સાયંકાળ થવાથી જે બુદ્ધિ તથા જ્ઞાનરૂપી ચક્રવાક પક્ષીના યુગ્મનો વિયોગ થઇ તે ઉભય જીવેશ્વર ભેદ રૂપી નદીના બન્ને કાંઠાપર સામસામા ઉભા રહીને વિયોગદુઃખની ચિચિયારીઓ પાડે છે,[૫] તે બુદ્ધિબોધરૂપી ચક્રવાક પક્ષીઓનું જોડું આ સૂર્યોદયના પ્રકાશથી બ્રહ્મરૂપ આકાશમાં એકત્ર થઇ સંતોષ પામે છે.[૬] જે ગુરૂરૂપ સૂર્યનો ઉદય થવાથી ભેદરૂપી ચોરની ભીતિ નષ્ટ થાય છે અને યોગીરૂપી પાન્થ આત્માનુભવરૂપી માર્ગમાં ચાલવા લાગે છે;[૭] જે સૂર્યના વિવેકરૂપી કિરણથી જ્ઞાનરૂપી સૂર્યકાંત પ્રદીપ્ત થઇ સંસારરૂપી અરણ્યને બાળીને ભસ્મીભૂત કરે છે;[૮] જે સૂર્યનાં પ્રખર કિરણોને લીધે આત્મસ્વરૂપરૂપી મરુભૂમિમાં મૃગજળના જેવું મહા સિદ્ધિનું પૂર આવેલું દેખાય છે;[૯] જે આત્મબોધના મસ્તકપર સોહંરૂપી મધ્યાન્હકાળ આવવાથી દેહાત્મ ભાવની (અર્થાત્ હું દેહ છું એવી ભ્રાંતિની) છાયા પાદાક્રાંત થાય છે.[૧૦] તે વખતે માયારૂપી રાત્રિ નષ્ટ થવાથી વિશ્વરૂપી સ્વપ્ન સહિત વિપરીત જ્ઞાનરૂપી નિદ્રાની સ્મૃતિ પણ ક્યાંથી રહે ?[૧૧] માટે અદ્વયબોધરૂપી નગરમાં મહાનંદની ભીડ વધી પડી સુખાનુભવની લેણદેણ મંદ પડવા લાગે છે,[૧૨] કિંબહુના, આ પ્રમાણે મોક્ષ—કૈવલ્યરૂપી સુદિન નિરંતર જે સૂર્યના તેજથી પ્રકાશિત

થાય છે;[૧૩] જે સૂર્ય આત્મસ્વરૂપરૂપી આકાશનો રાજા હોઈ સર્વદા બોધનો ઉદય કરનાર છે તે પૂર્વાદિ દિશા સહવર્તમાન ઉદયાસ્તનું અસ્તિત્વ નષ્ટ કરે છે.[૧૪] જ્ઞાન સહિત અજ્ઞાનનો નાશ કરી તે આત્મજ્ઞાનનો પ્રકાશ ચોતરફ ફેલાવે છે. વધારે શું કહું? આ ઉદયનો પ્રભાવ કાંઈ ઓરજ છે.[૧૫] જે સૂર્યના તેજની સન્મુખ દિવસ અને રાત્રિનો ભાસ થતો નથી, જે અન્ય પ્રકાશ વિના સ્વયં પ્રકાશ છે;[૧૬] આવા ચૈતન્યરૂપી સૂર્ય જે નિવૃત્તિ મહારાજ તેમને વારંવાર મારા નમસ્કાર હો. વાણીદ્વારા એમની સ્તુતિ કરવામાં આવે છે તે બરાબર શોભતી નથી.[૧૭] જે વખતે સ્તુતિ કરનાર સ્તોત્ર અને સ્તુત્ય એ ત્રિપુટીનો લય થાય ત્યારેજ દેવની યોગ્યતા પ્રમાણે તેમની ખરી સ્તુતિ કરેલી કહેવાય.[૧૮] સર્વ વસ્તુના જ્ઞાનનો લોપ થવો એજ જેના વિષેનું જ્ઞાન છે અને મૌન ધારણ કરી બેસી રહેવું એજ જેનું વર્ણન છે; અને જ્યારે સ્વત્વની સ્મૃતિનો પણ લોપ થાય છે ત્યારેજ જેની પ્રાપ્તિ થાય છે,[૧૯] એવા આપ સદ્‌ગુરૂની સ્તુતિ કરવા માટે પશ્યંતી તથા મધ્યમા, પરાસહિત વૈખરીને પાછળ નાખી દઈને લય પામે છે.[૨૦] એવા આપ સદ્‌ગુરૂને, હે અદ્વયાનંદરૂપી ગુરો, હું સેવકના નાતાથી સ્તુતિરૂપી અલંકાર પરિધાન કરાવું છું. આ અલંકાર આપની યોગ્યતાના પ્રમાણમાં અતિ ક્ષુલ્લક છે, તોપણ આપ તેનો અંગીકાર કરો.[૨૧] એકાદ દરિદ્રી મનુષ્યને અમૃતસિંધુની પ્રાપ્તિ થતાં તેની યોગ્યતાનુસાર તેનું શી રીતે આદરાતિથ્ય કરવું એ વિષે ભાન ન રહેવાથી તે ભાજીપાલાથીજ તેનું આતિથ્ય કરે છે;[૨૨] તે ઠેકાણે ભાજીપાલાનેજ પકવાન્ન સમજી તેની આદરસત્કાર કરવાની તીવ્રેચ્છાનેજ વિશેષ માનવી જોઇએ, અથવા સૂર્યના દિવ્ય તેજની સમક્ષ એકાદ ક્ષુલ્લક દીપક સળગાવી કોઈ તેની આરતિ ઉતારવા લાગે તો તે સ્થળે દીપકજ્યોતિની ન્યૂનતા લક્ષમાં રાખવાની નથી, પરંતુ તે મનુષ્યની ભક્તિનેજ મહત્વ આપવું જોઈએ.[૨૩] જો નાનું બાળક ઉચિત અને અનુચિતનો વિવેક જાણતું હોય તો પછી તે બાળક શાનું? એમ જાણીને તેની માતા તેનાં કૃત્યોથી વિનોદ અને આલ્હાદ પામી સંતુષ્ટ થાય છે.[૨૪] નાળાનું પાણી ગંગાના પાણી પર પગ દઇ અંદર ઘુસે તો તે તેને 'આવીશ નહિ કિંવા પાછું જા' એમ કહે છે કે?[૨૫] ભૃગુ ઋષિએ શ્રી ભગવાનના હૃદયપર લત્તાપ્રહાર કર્યો એ વાસ્તવિક રીતે જોતાં તેણે કેવડો મોટો અન્યાય કર્યો? પરંતુ ઉલટું શ્રી કૃષ્ણે તો તેને પ્રેમથી અલંકાર ગણી; પોતાનાં વક્ષઃસ્થળપર ગુરૂપ્રસાદરૂપે શ્રીવત્સ લાંચ્છન ચિન્હને ધારણ કર્યું.[૨૬] કિંવા તિમિરથી ભરેલું જગત્ સૂર્યોદય થતાંની સાથે પ્રકાશથી પરિપૂર્ણ બને છે, તે વખતે સૂર્ય તિમિરને 'પાછળ હઠ' એમ કહે છે કે?[૨૭] તેજ પ્રમાણે હે ગુરો! ભેદબુદ્ધિનાં ત્રાજવાં બનાવી સૂર્યની સાથે આપની તુલના કરી એ મારા અપરાધને માટે આપ મને ક્ષમા કરો.[૨૮] યોગીઓએ ધ્યાન ધરી તમારી પ્રાપ્તિ કરી લીધી અને વેદોએ પોતાની વાણી વડે તમારૂં વર્ણન કર્યું એ ઘટના જેમ તમે સહન કરી તેમ મેં જે આપની તુલના કરી તે માટે મને ક્ષમા કરો.[૨૯] પરંતુ એક વાર આપના ગુણાનુવાદ ગાવાને પ્રવૃત્ત થયો છું તો ગમે તે કરશો તોપણ કદિ ભૂખ્યે પેટે ઉઠનાર નથી. માટે આપ એને મારો અપરાધ ગણશો નહિ.[૩૦] હું ગીતારૂપી પ્રસાદામૃતનું પ્રેમપૂર્વક વર્ણન કરવા લાગ્યો કે આપની કૃપાથી મને દ્વિગુણ બળ આવશે.[૩૧] હે પ્રભો! મારી વાચાએ અનંત જન્મો પર્યંત સત્ય ભાષણ રૂપી તપ કરેલું તેના ફળ રૂપે આ ગીતાનામક મહાદ્વીપ મને પ્રાપ્ત થયો છે.[૩૨] મેં આજ પર્યંત જે અનેક પુણ્યો કર્યાં તે મને આપના ગુણાનુવાદ ગાવાની શક્તિરૂપી ફળ આપીને ઋણમુક્ત થયાં.[૩૩] હું દેહ સંબંધના અરણ્યમાં-જ્યાં જન્મ મરણને આધીન થવું પડે છે ત્યાં સપડાયો હતો, પરંતુ તે મારી સર્વ પીડા આજે દૂર થઈ,[૩૪] જે 'ગીતા' ના નામથી પ્રસિદ્ધ છે અને જે અવિદ્યાનો નાશ કરીને

બળવાન થાય છે એવી આપની કીર્તિનું અમારે અવશ્ય વર્ણન કરવું જોઇએ.[૩૫] દરિદ્રીને ઘેર અકસ્માત્ મહાલક્ષ્મી આવે, તો પછી તેને દરિદ્રી કહેવામાં આવશે કે ?[૩૬] અથવા તિમિરને ઘેર દૈવયોગે સૂર્ય અતિથિ તરીકે આવે તો તેજ અંધકાર જગત્‌ને પ્રકાશમય કરી નથી દેતો કે ?[૩૮] તે પ્રમાણે મારૂં ગીતાનું વ્યાખ્યાન એ આકાશપુષ્પનો સુવાસ લેવા સમાન અઘટિત કૃતિ છે; પરંતુ આપ સમર્થ હોવાથી મારી ઉત્કંઠા પૂર્ણ થઇ છે.[૩૯] માટે આપની કૃપાથી હું ગીતાના સર્વ શ્લોકોના અર્થ સ્પષ્ટ રીતે કહીશ.[૪૦] પંદરમા અધ્યાયમાં શ્રી કૃષ્ણે અર્જુનને સર્વ શાસ્ત્ર સિદ્ધાંત સ્પષ્ટ કરીને કહ્યા.[૪૧] જે પ્રમાણે ઉત્તમ વૈદ્ય અંગમાં રહેલા રોગની ચિકિત્સા કરી તેનું નિદાન કરાવે છે, તે પ્રમાણે બ્રહ્મ માયાની ઉપાધિથી જગદ્રૂપ ધારણ કરે છે, તેની વૃક્ષની સાથે તુલના કરી;[૪૨] અને અવિનાશી એવો જે દેહમાંનો જીવાત્મા તેને પુરૂષ શબ્દથી સ્પષ્ટ કરીને સમજાવ્યો. વળી તેમણે ઉપાધિ યુક્ત ચૈતન્યનું પણ જ્ઞાન આપ્યું.[૪૩] પછી, કેવળ શુદ્ધ જે આત્મતત્ત્વ ( બ્રહ્મ ) તેને ઉત્તમ પુરૂષ એ શબ્દથી સ્પષ્ટ કર્યું.[૪૪] આત્મપ્રાપ્તિને માટે મજબૂત સાધન જે જ્ઞાન તે પણ તેમણે સ્પષ્ટ રીતે સમજાવ્યું.[૪૫] માટે આ અધ્યાયમાં નિરૂપણ કરવાનું કાંઇ પણ અવશિષ્ટ રહ્યું નથી, પરંતુ ગુરુ તથા શિષ્યના સ્નેહાતિશયને લીધે એકવાર બોલેલી વાત પુનઃ પુનઃ બોલવાના પ્રસંગ પ્રાપ્ત થાય છે.[૪૬] આ પ્રમાણે પંદરમા અધ્યાયમાં કહેલી સર્વ વાતો જ્ઞાનીઓ પૂર્ણ રીતે સમજ્યા, પરંતુ ઇતર જે મુમુક્ષુઓ હતા તેમની શંકાનું નિવારણ થયું નહિ.[૪૭] 'આવો જે હું પુરૂષોત્તમ તેને જે મર્મજ્ઞ જ્ઞાનની પ્રાપ્તિ કરી લઇ ભેટે છે તેજ સર્વજ્ઞ છે અને તેજ મારો ખરો ભક્ત છે.'[૪૮] આ પ્રમાણે ત્રૈલોક્યનાયક શ્રી કૃષ્ણ ભગવાને પંદરમા અધ્યાયના અંતિમ શ્લોકમાં પરમ સંતોષપૂર્વક જ્ઞાનનું વિશેષ વર્ણન કર્યું છે.[૪૯] સંસારનો ઘુંટડો કરી જઇને બ્રહ્મનું દર્શન કરતાંની સાથે દ્રષ્ટા બ્રહ્મ રૂપ બની જાય છે અને જીવને આનંદ રૂપી રાજ્યનો પટ્ટાભિષેક થાય છે,[૫૦] બ્રહ્મ પ્રાપ્તિને માટે આવો બળવાન ઇતર કોઇ પણ ઉપાય નથી અને યથાર્થજ્ઞાન એ સર્વ ઉપાયોનો રાજા છે, એમ શ્રી કૃષ્ણ બોલ્યા.[૫૧] આ પ્રમાણે જેઓ આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરનારા હતા તેમને સંતોષ થયો અને તેમણે પોતાના પ્રાણ જ્ઞાનપરથી ઓવારી નાખ્યા.[૫૨] હવે, જે વસ્તુ પ્રત્યે પ્રીતિ ઉત્પન્ન થાય છે તે વસ્તુ વિષે અધિકાધિકજ વિચારો પ્રાદુર્ભાવ પામે છે, એવું પ્રેમનું લક્ષણ છે.[૫૩] માટે જિજ્ઞાસુ પૈકી જેમને કેવળ જ્ઞાનનો અનુભવ નહોતો તેને જ્ઞાન પ્રાપ્ત કરી તેનું રક્ષણ શી રીતે કરવું ? એવી કાળજી ઉત્પન્ન થાય એ સાહજિક છે.[૫૪] માટે તે અપરોક્ષ જ્ઞાન આપણને કેવી રીતે પ્રાપ્ત થાય અને ભવિષ્યમાં કેવી રીતે વૃદ્ધિંગત થાય;[૫૫] કિંવા જે જ્ઞાન પ્રાપ્ત થતું નથી અને પ્રાપ્ત થાય છે તોપણ આડમાર્ગે ઉતરી પડે છે એવા જ્ઞાનને વિઘ્ન કરનારી શી વસ્તુઓ છે તે સમજવી.[૫૬] પછી જ્ઞાનપ્રાપ્તિની વિરૂદ્ધ જે વસ્તુ હોય તેનો ત્યાગ કરી જ્ઞાન પ્રાપ્તિને માટે હિતકર વસ્તુ શી છે તેનો મનમાં વિચાર કરવો;[૫૭] આ પ્રમાણે જ્ઞાનપ્રાપ્તિની ઇચ્છા ધરનાર એવા તમે જે શંકા મનમાં આણી છે તેનું નિવારણ કરવાને માટે શ્રી કૃષ્ણ ઉપાય બતાવશે.[૫૮] ઉત્તમ સમયે જ્ઞાનની પ્રાપ્તિ થઇ જેના યોગથી સ્વસ્વરૂપની પ્રાપ્તિ થાય એવી જે દૈવી સંપત્તિ તેનું વર્ણન શ્રી કૃષ્ણ કરશે;[૫૯] અને જે આસુરી સંપત્તિને લીધે રાગદ્વેષને નિવાસસ્થાન મળી જ્ઞાનનો નાશ થાય છે તેનું પણ તેઓ વર્ણન કરશે.[૬૦] આવી દૈવી અને આસુરી સંપત્તિ કે જેના યોગથી ઇષ્ટ અને અનિષ્ટ કૃત્યો બને છે તે વિષે નવમા અધ્યાયમાં વર્ણન કરવાનો પ્રારંભ કર્યો હતો,[૬૧] તે વખતે સર્વ વિચાર કરી દેવાના હતા, પરંતુ મધ્યમાં બીજા પ્રસંગનો ઉદ્‌ભવ થવાથી તે વર્ણન તેમનું તેમ રહ્યું. માટે હવે તે પ્રસંગ વિષે દેવ નિરૂપણ કરશે,[૬૨] તે વિષે આ સોળમા અધ્યાયમાં શ્રી કૃષ્ણ ભગવાન નિરૂપણ કરશે માટે તેનો સંબંધ

ગત વર્ણનની સાથે સંકલિત કરી દેજો.[૬૩] આ ઉભય સંપત્તિ ( દૈવી તથા આસુરી ) જ્ઞાનની પ્રાપ્તિ તથા હાનિ કરી આપવાને માટે સમર્થ છે.[૬૪] જે દૈવી સંપત્તિ મુમુક્ષુને મોક્ષમાર્ગમાં સોબત આપનારી છે અને જે મોહરૂપી રાત્રિએ તિમિરમય માર્ગમાં ચાલતા હોઇએ ત્યારે ધર્મરૂપી મશાલની ગરજ સારે છે તેનું પ્રથમ વર્ણન કરૂં છું, તે સાંભળ.[૬૫] એક બીજાને સાહાય્ય કરે એવા પુષ્કળ પદાર્થોના સંચિત થયેલા સમુદાયને સંપત્તિ કહેવામાં આવે છે.[૬૬] દૈવયોગથી એક સ્થળે એકત્રિત થયેલી સર્વને સુખ આપનારી સંપત્તિને દૈવી સંપત્તિ કહેવામાં આવે છે.[૬૭]

श्रीभगवानुवाच। अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥

**શ્લોકાર્થઃ**—શ્રી ભગવાન બોલ્યા:-નિર્ભયતા, ચિત્તશુદ્ધિ, જ્ઞાન તથા યોગમાં એકનિષ્ઠતા, દાતૃત્વ, બાહ્ય ઇંદ્રિયોનો સંયમ, યજ્ઞ, વેદોનું સાર્થ પઠન, તપ, સરળતા. ( ૧ ).

**ઓવી અર્થઃ**—હવે તે ગુણોમાં જેને પ્રમુખત્વ પ્રાપ્ત થયું છે તેને નિર્ભયતા કહેવામાં આવે છે.[૬૮] જે મહા પૂરમાં ભુસકો મારતો નથી, તેને ડૂબવાની ભીતિ હોતી નથી; કિંવા જે પથ્ય પાળે છે તેને રોગ થવાનો ભય હોતો નથી;[૬૯] તેજ પ્રમાણે જે કોઇ પણ પ્રકારનાં કર્મ કરતી વખત અહંકાર ઉત્પન્ન થવા દેતો નથી તેને સંસારનો ભય ક્યાંથી હોય?[૭૦] અથવા, અદ્વૈતભાવના વિસ્તારથી જે સર્વ જગતને આત્મસ્વરૂપ સમજે છે, તેને ભયનો લેશ પણ સ્પર્શ ક્યાંથી હોય?[૭૧] પાણી મીઠાને ડૂબાવવા જાય છે એટલે મીઠાનુંજ પાણી બની જાય છે, તે પ્રમાણે જ્યારે આપણી અદ્વૈત ભાવના થાય છે ત્યારે ભયનો નાશ થાય છે.[૭૨] અરે! જેને અભય કહેવામાં આવે છે તેનાં આ લક્ષણો છે અને તે અભય સમ્યક્ જ્ઞાનની ઇચ્છા ધરનારના પીઠરક્ષક છે.[૭૩] હવે જેને શુદ્ધ બુદ્ધિ કહેવામાં આવે છે તેને આવાં ચિન્હોથી ઓળખવી; જે પ્રમાણે રક્ષા બળતી નથી તથા બુઝાતી પણ નથી, તે પ્રમાણે જે બુદ્ધિમાં સંકલ્પ અને વિકલ્પ એ ઉભયનો અભાવ હોય છે;[૭૪] કિંવા પ્રતિપદાનો પ્રારંભ થયા પૂર્વે અને અમાવાસ્યાની સમાપ્તિ થયા પછી મધ્યકાળમાં ચંદ્રનું જેવું નિજરૂપ હોય છે;[૭૫] અથવા ગ્રીષ્મ ઋતુના અંતિમ ભાગમાં અને વર્ષા ઋતુના પ્રારંભની પૂર્વે ગંગાના પાણીનું જેવું નિર્મળ સ્વરૂપ હોય છે;[૭૬] તે પ્રમાણે, સંકલ્પ તથા વિકલ્પ એ ઉભય જે સ્થળે અવશિષ્ટ રહેતા નથી અને જ્યાં રજોગુણ તથા તમોગુણનો પણ લય થાય છે એવી જે બુદ્ધિને સ્વસ્વરૂપનું ધ્યાન ધરવાની રૂચિ ઉત્પન્ન થયેલી હોય છે;[૭૭] ઇંદ્રિય વર્ગ પ્રિય કિંવા અપ્રિય વિષય બતાવે તે છતાં પણ જે બુદ્ધિમાં ઇચ્છા ઉત્પન્ન થતી નથી;[૭૮] પતિવ્રતા સ્ત્રીનો પતિ પરગામ જવાથી તે વિરહથી વિહ્વળ થઈ હોય તે વખતે તેને ગમે તેટલી લાભ હાનિની વાત કહી હોય તોપણ જે પ્રમાણે તેનું લક્ષ તે પર ચોંટતું નથી,[૭૯] તે પ્રમાણે સ્વસ્વરૂપપર પ્રીતિ ઉત્પન્ન થઈ બુદ્ધિ એકનિષ્ઠ થવી તેને સત્ત્વબુદ્ધિ કહેવામાં આવે છે, એમ કેશી દૈત્યોનો સંહાર કરનાર શ્રીકૃષ્ણ બોલ્યા.[૮૦] હવે આત્મલાભને માટે જ્ઞાન કિંવા યોગ એ ઉભય પૈકી જેનાપર આપણી બુદ્ધિ સ્થિર થાય.[૮૧] તેમાં આપણી ચિત્તવૃત્તિ સ્થિર કરવી. જે પ્રમાણે કોઇ પણ પ્રકારની આહુતિ આપવાની અવશિષ્ટ રહેતી નથી એટલે પૂર્ણાહુતિ દેવામાં આવે છે;[૮૨] કિંવા કુલીન મનુષ્ય પોતાની કન્યા ઉત્તમ કુળમાં અર્પણ કરે છે એટલે તેને વિષે તેના મનમાં કાંઇ ઇચ્છા અવશિષ્ટ રહેતી નથી; અથવા સમુદ્રમંથન કરીને લક્ષ્મીને બહાર કાઢવામાં આવી એટલે તે સર્વ દેવોને છોડીને એક વિષ્ણુ સાથેજ વરી;[૮૩] તે પ્રમાણે વિકલ્પરહિત થઈ યોગ કિંવા જ્ઞાનમાં વર્તનદાર બનવું

એને ત્રીજો 'જ્ઞાનયોગ' કહેવામાં આવે છે, એમ શ્રીકૃષ્ણ બોલ્યા.[૮૪] હવે કાયા, વાચા મનદ્વારા શક્ત્યાનુસાર જે દાન કરવું હોય તે, પોતાનો શત્રુ પણ ખરેખરી ભીડમાં આવી પડયો હોય ત્યારે તેને સુદ્ધાં આપવાથી વિમુખ થવું નહિ. આનેજ ખરૂં દાન કહેવામાં આવે છે.[૮૫] હે ધનંજય! વૃક્ષ જે પ્રમાણે પોતાનાં પુષ્પો, ફળો, છાયા, મૂળીઆં, પત્રો એ પૈકી કોઇ પણ વસ્તુને વટેમાર્ગુથી ગુપ્ત રાખતું નથી, (કોઇ પણ મનુષ્યને પોતાના સર્વસ્વનો ઉપભોગ લેવાને મનાઇ કરતું નથી,)[૮૬] તે પ્રમાણે મનથી લઇને સંપત્તિ પર્યંત જોઇએ તે વસ્તુ આપીને શ્રમિત મનુષ્યને તેના મનોરથ પ્રમાણે સંતુષ્ટ કરવો,[૮૭] તેનેજ દાન કહેવામાં આવે છે અને તે મોક્ષરૂપી ભંડાર દ્રષ્ટિગોચર થવા માટેનું અંજન છે. અસ્તુ! હવે દમનાં લક્ષણો કહું છું, તે સાંભળ.[૮૮] જે પ્રમાણે શસ્ત્ર ધારણ કરનાર શત્રુનો નાશ કરે છે, તે પ્રમાણે જે વિષય અને ઇંદ્રિયોના સંયોગને દૂર કરી તેમની વચ્ચે વિયોગ કરાવે છે;[૮૯] તેજ પ્રમાણે જે વિષયોના દ્વારમાંથી વિષયના વાયુનો પણ પ્રવેશ થવા દેતો નથી અને જે સર્વ ઇંદ્રિયોને બાંધીને પ્રત્યાહારના તાબામાં સોંપી દે છે;[૯૦] ચિત્તના ગર્ભમાં સજ્જડ ચોંટી ગયેલી જે પ્રવૃત્તિ તેને દશ ઇંદ્રિયોના દ્વારથી અંદર અગ્નિનો પ્રવેશ કરાવી જે બહાર કાઢે છે;[૯૧] શ્વાસોચ્છ્‌વાસ બંધ કરવાની ક્રિયા કરતાં પણ યોગીઓનાં જે અતિ કઠિન વ્રતો તેનું ઉત્તમ રીતે જે રાત્રિદિવસ આચરણ કરે છે,[૯૨] તે માણસે દમ સાધ્ય કર્યો છે એમ કહી શકાય છે; અર્થાત્ ઉપર નિર્દિષ્ટ લક્ષણો દમનાં છે. હવે યજ્ઞ એટલે શું તે સંક્ષેપમાં કહું છું તે સાંભળ.[૯૩] બ્રાહ્મણ અને સ્ત્રી આદિક સર્વ મનુષ્યોએ પોતપોતાના અધિકારનુરૂપ,[૯૪] જેનેજે ઉક્ત દૈવતનું પૂજન આદિ કરવાનું હોય તે પ્રમાણે શાસ્ત્રવિધિથી આચરવું.[૯૫] જે પ્રમાણે બ્રાહ્મણોએ ષટ્‌કર્મો કરવાં અને શૂદ્રોએ તેમને વંદન કરવું, એજ તેમનો યજ્ઞ છે અને તે ઉભયને પોતાના યજ્ઞનું એક સરખું ફળ મળે છે.[૯૬] તેજ પ્રમાણે અધિકાર પરત્વે વિચાર કરી સર્વ મનુષ્યોએ પોતપોતાનો યજ્ઞ કરવો. પરંતુ તેમાં ફલાશાનું વિષ પૂરવું નહિ;[૯૭] અને આ યજ્ઞનો કર્તા હું છું એવો ભાવ દેહના દ્વારથી મનમાં ઉત્પન્ન થવા દેવો નહિ, તથા વેદની સર્વ આજ્ઞાઓ સ્વતઃ પાળવી.[૯૮] હે અર્જુન! આનેજ સશાસ્ત્ર યજ્ઞ કહેવામાં આવે છે અને એ મોક્ષમાર્ગમાં ભોમીઆ તથા સાથીનું કામ કરે છે.[૯૯] હવે, દડાને ભૂમિપર નિરર્થક નહિ, પરંતુ પુનઃ તેને હાથમાં લેવાના હેતુથીજ પછાડવામાં આવે છે; કિંવા ખેતરમાં જે ધાન્ય ફેંકવામાં આવે છે તે તેનો નાશ કરવાને નહિ, પરંતુ પાકની વાત લક્ષમાં રાખીનેજ તેમ કરવામાં આવે છે;[૧૦૦] અથવા મુકેલી વસ્તુ દ્રષ્ટિગોચર થાય એટલા માટે જેમ એકાદ માણસ હાથમાં દીપક લે છે, કિંવા વૃક્ષને શાખાઓ, પલ્લવો અને ફળો આવે એવી આશાથી જેમ કોઇ તેના મૂળમાં જળસિંચન કરે છે,[૧] વધારે શું કહું? પોતાનું સ્વરૂપ જોવાના હેતુથી જેમ એકાદ માણસ વારંવાર આરશીપરનો મેલ લુછી નાખીને તેને સ્વચ્છ કરે છે,[૨] તેજ પ્રમાણે વેદોએ જે ઈશ્વરનું વર્ણન કર્યું છે તેનું જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે મનુષ્ય સતત વેદાભ્યાસ કરે છે;[૩] બ્રહ્મપ્રાપ્તિ થવાને માટે બ્રાહ્મણો વેદમાંનાં બ્રહ્મસૂત્રો, અને ઇતર જનો સ્તોત્ર કિંવા ઈશ્વરનાં નામ વારંવાર ગાય છે;[૪] હે પાર્થ! જેને સ્વાધ્યાય કહેવામાં આવે છે તે આજ છે; અસ્તુ! હવે તને તપ શબ્દનો અર્થ કહું છું, તે સાંભળ.[૫] પોતાના સર્વસ્વનું દાન કરવું, તેનેજ દાન કહેવામાં આવે છે; અને દ્રવ્ય ઉડાવવું એ દાન નથી, પરંતુ વ્યર્થ ખર્ચ છે. જે પ્રમાણે કટુ વૃંદાવનનાં ફળો વૃક્ષને લાગે છે, છતાં તે કોઇના ઉપયોગમાં આવતાં નથી અને વ્યર્થ સુકાઇ જાય છે; પરંતુ પાછળથી તે ઔષધ સ્વરૂપે સમસ્ત જગતને ઉપયોગી થઈ પડે છે.[૬] કિંવા ધૂપ અગ્નિમાં પડીને પોતાનો નાશ કરી દે છે, પરંતુ સર્વને સૌગંધ્ય આપે છે; અથવા સુવર્ણ જેમ જેમ શુદ્ધ થાય છે તેમ તેમ તે વજનમાં કમી થતું જાય છે, પરંતુ કસમાં વધતું જાય છે; કિંવા કૃષ્ણ પક્ષમાં

ચંદ્ર જેમ પોતે એક એક કળાથી ન્યૂન થતો જાય છે, પરંતુ કૃષ્ણપક્ષનું પોષણ કરે છે; (સર્વ ઔષધીઓનું પોષણ કરે છે;)[૭] તે પ્રમાણે, હે વીર! બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ કરવાને માટે પ્રાણ ઇંદ્રિયો અને શરીરનો જે નિરોધ કરવો તેનેજ તપ કહેવામાં આવે છે.[૮] ઇતર જે તપો છે તે આ તપની પેઠે શુદ્ધ નથી. માટે હંસપક્ષી જે પ્રમાણે દૂધમાં પોતાની ચાંચ નાખી દૂધ અને પાણીને પૃથક્ કરે છે,[૯] તે પ્રમાણે દેહ અને જીવનું ઐક્ય તોડી નાખવાને માટે તે જન્મતાંની સાથેજ વિવેકપૂર્વક તેમને ભિન્ન કરવાનો વિચાર નિરંતર અંતઃકરણમાં રાખે છે, તથા[૧૦] આત્મવિચાર પ્રાપ્ત થતાં તેની બુદ્ધિનો વિષયો તરફનો માર્ગ કુંઠિત થાય છે. જે પ્રમાણે મનુષ્ય જાગૃત થતાંની સાથે નિદ્રા અને સ્વપ્ન એ ઉભયનો આપોઆપ લય થાય છે;[૧૧] તે પ્રમાણે હે ધર્નુધર! આત્મપ્રાપ્તિ કરી લેવાને માટે અંતઃકરણમાં જે વિવેક ઉત્પન્ન થાય છે તેનેજ તપ કહેવામાં આવે છે.[૧૨] જે પ્રમાણે દૂધ નાનાં છોકરાંને હિતકારક છે અને જેમ પ્રાણ સર્વ ભૂતોમાં એક સરખોજ છે, તે પ્રમાણે પ્રાણી માત્રની સાથે જે સૌજન્ય ધરાવવું તેનેજ 'આર્જવ' કહેવામાં આવે છે.[૧૩]

**अहिंसा सत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनम् ।**
**दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ २ ॥**

**શ્લોકાર્થઃ—અહિંસા, સત્ય ભાષણ, ક્રોધનો અભાવ, સંન્યાસ, અંતઃકરણનો ઉપશમ, ચાડી ચુગલીનો અભાવ, પ્રાણી માત્રપર દયા, વિષય લંપટતાનો નિરોધ, નમ્રતા, જનલજ્જા અને સ્થિરતા. (૨)**

**ઓવી અર્થઃ**—અને કાયા વાચા મનદ્વારા જગતને સુખ આપવાના હેતુથી જે કર્મ કરવામાં આવે તે અહિંસાનું ખરૂં લક્ષણ છે એમ તું જાણ.[૧૪] હવે તીક્ષ્ણતા અને મૃદુતા એ ઉભય ગુણો ધરાવનાર જે પ્રમાણે કમળ છે–તે પાણીનો ભેદ કરીને ઉપર આવે છે, પરંતુ મૃદુ હોય છે; કિંવા ચંદ્રનું તેજ પડે છે પરંતુ તે શીતળ હોય છે;[૧૫] જે ઔષધ રોગીને બતાવવામાં આવતાં તત્ક્ષણજ તેના રોગનો નાશ કરે અને આરોગતાં જરા પણ કડુ લાગે નહિ એવાં ઔષધને શી ઉપમા આપવી વારૂ?[૧૬] મૃદુતા એવી કે આંખની કીકીમાં ઘોચવામાં આવે તો પણ તેને ખુંચે નહિ અને કઠોરતા એવી કે પાણીના પર્વતને ભેદીને બહાર નીકળી પડે.[૧૭] તે પ્રમાણે સંશય નિવૃત્તિ કરવામાં જે લોખંડવત્ તીક્ષ્ણ હોય છે અને જેનો નાદ સાંભળતાં માધુર્ય પણ લાજી મરે;[૧૮] તથા કર્ણને પણ તેનું સેવન કરવાનું મન થાય અને સત્યતાના બળથી બ્રહ્મપર્યંત જઇ પહોંચે;[૧૯] વધારે શું કહું? તેનામાં અત્યંત માધુર્ય હોય છે, તોપણ તેનાથી ઠગાવાનો વારો કોઈને આવતો નથી અને તેમાંનો અર્થ જોવા જતાં કોઇના પણ મનને આઘાત થતો નથી.[૨૦] બાકી, એમ તો પારધિનું ગાયન પણ સાંભળવામાં મધુર હોય છે, પરંતુ વસ્તુતઃ તે મૃગને ઘાતક નીવડે છે; અથવા અગ્નિ પોતાનાં કાર્ય પ્રકટ રીતે કરે છે પરંતુ તેની આ સત્યતાને આગ લાગો![૨૧] કાનને મધુર લાગે પરંતુ અર્થ જોવા જતાં જે હૃદયને ભેદી નાખે તે વાણી નથી પરંતુ ખુબસુરત બલાજ છે.[૨૨] પરંતુ ક્રોધિત થઇને અપાયકારક બોલે તે વ્યર્થ હોય છે અને લાલન કરવામાં પુષ્પવત્ મૃદુ હોય છે એવું જે માતાનું સ્વરૂપ,[૨૩] તે પ્રમાણે સાંભળતાં સુખની પ્રાપ્તિ થાય અને પરિણામે ઇષ્ટ નિવડે એવું જે કોઇના પણ મર્મનો ભેદ ન કરનારૂં ભાષણ તેનેજ સત્ય ભાષણ કહેવામાં આવે છે.[૨૪] હવે પત્થરપર પાણીનું સિંચન કરવા છતાં પણ તેને અંકુર ફુટતા નથી, કિંવા કેવળ છાશને વલોવવાથી તેપર માખણ તરી આવતું નથી;[૨૫] સર્પની કાંચળીના મસ્તકપર પગ મુકવામાં

આવે તો તે જેમ ફેણુ ઉંચી કરી શકતી નથી અને વસંત ઋતુ આવવા છતાં પણ જેમ આકાશને પુષ્પો આવતાં નથી;[૨૬] અથવા રંભાના રૂપથી જેમ શુકને વિષયવાસના ઉત્પન્ન થઈ નહોતી, કિંવા ભસ્મમાં ઘી નાંખવામાં આવે તોપણ તે જેમ પ્રદીપ્ત થતી નથી,[૨૭] તે પ્રમાણે જે અક્ષરથી કામ અને ક્રોધની ઉત્પત્તિ થાય તેનો ઉચ્ચાર કરતાં,[૨૮] કિંવા હે પાંડુ સુત ! જેના આયુષ્યની દોરી તુટી હોય તેને મરણશય્યાપરથી ઉઠાડવાને માટે પ્રત્યક્ષ બ્રહ્મદેવને પગે પડવામાં આવે તોપણ જેમ તે ઉઠી શકતો નથી, તે પ્રમાણે તેનામાં ક્રોધનો આવિર્ભાવ થતો નથી.[૨૯] આજ સ્થિતિને 'અક્રોધત્વ' કહેવામાં આવે છે, એમ શ્રીકૃષ્ણ અર્જુન પ્રત્યે બોલ્યા.[૩૦] મૃત્તિકાનો ત્યાગ કરવામાં આવતાં જે પ્રમાણે ઘટનો ત્યાગ આપોઆપ થાય છે, તથા તંતુનો ત્યાગ કરતાં અનાયાસે વસ્ત્રનો ત્યાગ થાય છે, તેજ પ્રમાણે બીજનો ત્યાગ કરવામાં આવતાં વૃક્ષનો ત્યાગ સહજ થાય છે;[૩૧] કિંવા ભીંતનો ત્યાગ કરતાં તે પર આલેખાયેલાં ચિત્રોનો ત્યાગ જેમ આપોઆપ થાય છે, અથવા નિદ્રાનો ત્યાગ કરતાં જેમ નાના પ્રકારનાં સ્વપ્નોનો ત્યાગ અનાયાસે થાય છે;[૩૨] કિંવા જળનો ત્યાગ કરવામાં આવતાં તરંગોનો ત્યાગ એની મેળે થાય છે, તથા વર્ષાકાળનો ત્યાગ કરતાં મેઘનો ત્યાગ સ્વયંભૂ થાય છે અને ધનનો ત્યાગ કરવામાં આવતાં જે પ્રમાણે વિષયોપભોગનો ત્યાગ આપોઆપ થાય છે,[૩૩] તે પ્રમાણે જે જ્ઞાની છે તે દેહાભિમાનનો ત્યાગ કરીને સર્વ સંસારનો ત્યાગ કરે છે.[૩૪] આનેજ ત્યાગ કહેવામાં આવે છે, એમ યજ્ઞભોક્તા શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું તે મનમાં સમજી ભાગ્યવાન પાર્થે પ્રશ્ન કર્યો કેઃ-[૩૫] હે પ્રભો ! શાંતિનાં લક્ષણો શું છે તે મને સ્પષ્ટ રીતે કહો. ત્યારે દેવ બોલ્યા કેઃ-તેં અતિ ઉત્તમ વાતની પૃચ્છા કરી. માટે તેનો ઉત્તર આપું છું તે પ્રતિ લક્ષ આપ.[૩૬] જ્ઞાતાએ જે વસ્તુ જાણવી જોઇએ તે સંપૂર્ણ રીતે જાણ્યા પછી જ્ઞાતા અને જ્ઞાન જે સ્થળે લય પામે છે, તેનેજ (બ્રહ્મનેજ) શાંતિ કહેવામાં આવે છે.[૩૭] જે પ્રમાણે પ્રલયકાળનું ઉદક ઉભરાતાં સર્વ વિશ્વ ડૂબી પોતાના સ્વરૂપમાં લય પામે છે;[૩૮] પછી મૂળ પ્રવાહ, અને સમુદ્રમાં મળવું એ અવસ્થા રહેતી નથી અને સર્વત્ર જળ છે એવો પણ બોધ કોઇને રહેતો નથી;[૩૯] તે પ્રમાણે જ્ઞેયનું ઐક્ય થતાં જ્ઞાતૃત્વ પણ આપોઆપ નષ્ટ થાય છે. તત્પશ્ચાત્, હે અર્જુન ! જે જ્ઞાન અવશિષ્ટ રહે છે, તેજ શાંતિનું રૂપ છે.[૪૦] પીડા આપનારી વ્યાધિથી કિંવા અનિષ્ટ સમાચાર સાંભળવાથી ઉત્પન્ન થતી વ્યાકુળતાથી જે ગ્રસ્ત થાય છે તેની પીડા, તે સ્વકીય છે કિંવા પરકીય છે એ વાત લક્ષમાં ન આણતાં જે પ્રમાણે ઉત્તમ વૈદ્ય તેને નિવારે છે;[૪૧] કિંવા એકાદ ગાય કાદવમાં સપડાતાં તેનું દુઃખ જોઈ જેનું મન આકુળવ્યાકુળ થાય છે તે તે દુઝણી છે કિંવા નહિ તે પ્રતિ લક્ષ ન આપતાં તેને બહાર કાઢે છે;[૪૨] કિંવા ડૂબતા મનુષ્ય તરફ જોઇ જેના મનમાં કરુણા ઉત્પન્ન થાય છે તે જે પ્રમાણે ડૂબતો મનુષ્ય બ્રાહ્મણ છે વા અંત્યજ છે એ વાતની ચોકસી કર્યા વિના તેને બહાર કાઢી તેના પ્રાણનું રક્ષણ કરે છે;[૪૩] અથવા મહા વનમાં કોઈ દુષ્ટ એકાદ પતિવ્રતા સ્ત્રીને લૂટી તેને વસ્ત્રહીન કરીને છોડી દે અને આ સ્ત્રી જો કોઈ સંભાવિત ગૃહસ્થની દ્રષ્ટિએ પડે તો તે જેમ પ્રથમ તેના અંગપર વસ્ત્ર નાખી પછી તેની પુછપરછ કરે છે,[૪૪] તે પ્રમાણે, જે અજ્ઞાન અને પ્રમાદથી વ્યાપ્ત હોય કિંવા પૂર્વકર્માનુરૂપ જેને કાંઈ વ્યાધિનો ઉપદ્રવ હોય, અને જે સર્વની નિંદાને પાત્ર થયો હોય.[૪૫] તેને પોતે સાહાય્ય કરી જે તેને તેના વ્યાધિની વિસ્મૃતિ કરાવે છે;[૪૬] અરે, પોતાની સમક્ષ આવતા મનુષ્યના દોષ પોતાની દ્રષ્ટિથી નષ્ટ કરી તત્પશ્ચાત્ જે તેના પ્રતિ દ્રષ્ટિ ફેંકે છે;[૪૭] જે પ્રમાણે શાલિગ્રામની પ્રતિમાને અલંકાર પરિધાન કરાવીને તથા તેને પુષ્પોવતી વધાવીને પછી તેના પ્રતિ આપણું ચિત્ત દોરાવવામાં આવે, કિંવા ક્ષેત્રમાં ધાન્ય વાવી ઉત્તમ પાક થયા પછી તેને જોઇ સંતોષ પામવામાં આવે, અથવા

પોતાને ઘેર અતિથિ આવતાં તેને અન્નદાન આપી સંતોષિત કર્યા પછી તેનો આશીર્વાદ લેવામાં આવે,[૪૮] તે પ્રમાણે પોતાની સમક્ષ આવતા મનુષ્યની ખામી પોતાના ગુણના સામર્થ્યથી દૂર કરીને પછી તેના તરફ જે દયાર્દ્ર દ્રષ્ટિથી જુએ છે;[૪૯] એટલુંજ નહિ, પણ તેના દુઃખપર ડામ ન દેતાં તથા તેના પાપકર્મનો ઉચ્ચાર કરી તેને દુઃખ ન દેતાં તેના વ્યાધિનું નામ લઇ તેને વ્યાધિષ્ટ ન કહેતાં,[૫૦] જે ઉપાયથી તે અધમ સ્થિતિમાંથી ઉત્તમ સ્થિતિમાં આવે તેજ ઉપાય જે કરે છે અને જે કોઈ પણ મનુષ્યને દુઃખપર ડામ દેતો નથી;[૫૧] માટે હે અર્જુન! ઉત્તમ મનુષ્યની સાથે તુલના કરી અન્યને જે કનિષ્ઠ માનતો નથી અને તેના દોષ મનમાં આણતો નથી;[૫૨] તે મનુષ્યના ગુણો 'અપૈશૂન્ય' નાં ખરાં લક્ષણો છે, અને હે અર્જુન! મોક્ષમાર્ગનાં સુખાવહ મુખ્ય સાધન આજ છે.[૫૩] હવે દયાનાં લક્ષણો સાંભળ. જે પ્રમાણે પૌર્ણિમાનો ચંદ્ર નાના મોટાનો ભેદ ન રાખતાં સર્વને સમાન શાંતિજ આપે છે.[૫૪] તે પ્રમાણે દયાર્દ્ર અંતઃકરણથી દુઃખિત મનુષ્યનાં દુઃખનું નિવારણ કરતી વખત જે તે ઉત્તમ છે કે અધમ છે એ વાત લક્ષમાં ન રાખતાં સ્વર્ગનાં દુઃખોની નિવૃત્તિ કરે છે;[૫૫] જગત્‌માં પાણીના જેવી ઉત્તમ વસ્તુ ઇતર કયી છે? કે જે ઘાસ સુકાવા લાગતાં પોતાનો નાશ કરી પોતાની ભીનાશથી તેનું રક્ષણ કરે છે![૫૬] તે પ્રમાણે પોતાની સમક્ષ પીડિત મનુષ્ય આવતાં તેનાપર કરુણા કરી તેને પોતાનું સર્વસ્વ આપીને પણ જે કાંઇ આપી શકાયું નથી એમ માને છે,[૫૭] પાણી વહેતું હોય ત્યારે માર્ગમાં ખાબોચીઉં આવે તો તેને ભરી નાખ્યા વિના તે આગળ વધતું નથી, તે પ્રમાણે પોતાની સન્નિધ આવેલા શ્રમિત મનુષ્યને સંતોષ આપ્યા શિવાય જે એક પગલું પણ ભરતો નથી;[૫૮] જે પ્રમાણે, પગમાં કાંટો વાગતાં જીવ આકુળ-વ્યાકુળ થાય છે તે પ્રમાણે અન્યનું સંકટ જોઇ જેનું મન વ્યથિત થાય છે;[૫૯] કિંવા પગ પર શીત પદાર્થનું મર્દન કરતાં જે પ્રમાણે આંખમાં શીતળતા આવે છે, તે પ્રમાણે અન્યનું સૌખ્ય જોઇને જેને સુખ થાય છે;[૬૦] કિંબહુના, તૃષિત મનુષ્યની તૃષા નિવૃત્ત કરવાને માટે જે પ્રમાણે જગત્‌માં પાણી નિર્માણ કરવામાં આવ્યું છે, તે પ્રમાણે દુઃખિત મનુષ્યોનાં દુઃખનું નિવારણ કરવાને માટેજ જે આ જગત્‌માં રહે છે;[૬૧] જે મનુષ્ય આવા ગુણોથી યુક્ત હોય છે તે દયાની કેવળ મૂર્તિજ છે; અને હે વીરોત્તમ! તેનો હું જન્મથીજ ઋણી છું.[૬૨] સૂર્યોદય થતાંની સાથે કમળનું પુષ્પ વિકાસ પામે છે, પરંતુ સૂર્ય જે પ્રમાણે તેના સૌગંધ્યનો ઉપભોગ લેતો નથી;[૬૩] કિંવા, વસંત ઋતુમાં અરણ્યનાં પુષ્કળ વૃક્ષો નવપલ્લવિત થાય છે, તથાપિ વસંત ઋતુ તેમાંનાં એક પણ વૃક્ષનો ઉપભોગ ન લેતાં જે પ્રમાણે ચાલી જાય છે;[૬] વધારે શું કહું? લક્ષ્મી મહાસિદ્ધિ સહવર્તમાન શ્રી વિષ્ણુને પ્રાપ્ત થઇ તોપણ જે પ્રમાણે વિષ્ણુનું તો તેના પ્રતિ લક્ષ પણ જતું નથી;[૬૫] તે પ્રમાણે આલોક તથા પરલોકના મનગમતા વિલાસો દાસ થઇને રહે તોપણ જેના મનમાં તેનો ઉપભોગ લેવાની ઇચ્છા પણ થતી નથી;[૬૬] વધારે શું કહું? માત્ર કૌતુકને ખાતર પણ વિષયોની જે ઇચ્છા કરતો નથી, તે 'અલોલુપત્વ' નામની દિશાને પ્રાપ્ત થયો એમ કહેવાય છે.[૬૭] મધુમક્ષિકાને જે પ્રમાણે તેનો મધપુડોજ સુખકારક લાગે છે, કિંવા જલચરને જેમ પાણીજ પ્રિય હોય છે, અથવા પક્ષીઓને ઉડ્ડયન કરવાને માટે જેમ આકાશ મોકળી જગ્યા છે;[૬૮] કિંવા બાળકને સુખની પ્રાપ્તિ થાય એવી દ્રષ્ટિથી જેમ માતા નિરંતર તેના પર પ્રેમ રાખે છે, અથવા વસંત ઋતુનો પ્રારંભ થતાં જે પ્રમાણે મલય પર્વતપરનો સમીર સૌગંધ્યયુક્ત થઇ મંદ મંદ વાવા લાગે છે;[૬૯] પ્રિય વસ્તુ દ્રષ્ટિએ પડતાં જે પ્રમાણે નેત્રોને આનંદ થાય છે, કિંવા જે પ્રમાણે કાચબી પોતાની દ્રષ્ટિથી પોતાનાં બચ્ચાંનું પોષણ કરે છે, તે પ્રમાણે જેની દ્રષ્ટિ ભૂતમાત્ર પ્રતિ પ્રેમયુક્ત હોય છે;[૭૦] જે

હાથમાં લેતાં મૃદુ લાગે, મુખમાં નાખતાં રુચિકર લાગે, નાક આગળ લેતાં સૌગંધ્યયુક્ત લાગે અને રૂપ જોતાં સ્વચ્છ તથા શુભ્ર લાગે,[૭૧] એવું જે કર્પૂર તે ગમે તેટલું ખાવા છતાં જો તેનાથી બાધ થતો ન હોત તો તે ઉપમાને પાત્ર થયું હોત;[૭૨] પરંતુ જેના ઉદરમાં પંચમહાભૂતોનો સમાવેશ થાય છે, તેમજ જે પરમાણુમાં પણ સમાઈ શકે છે, તથા ગગન વિશ્વના આકાર જેવા આકારને ધારણ કરે છે;[૭૩] વધારે શું કહું ? જે જગતના જીવનને માટેજ બચી રહ્યો છે; આવી સ્થિતિને 'માર્દવ' કહેવામાં આવે છે.[૭૪] પરાજિત થયેલો રાજા જે પ્રમાણે લજ્જાથી દુઃખી થાય છે, અથવા નિકૃષ્ટ સ્થિતિ પ્રાપ્ત થતાં જે પ્રમાણે આબરૂદાર માણસ નિસ્તેજ થાય છે;[૭૫] કિંવા એકાદ ઉત્તમ સંન્યાસી અકસ્માત્ કોઇ ચંડાળના ઘરમાં મરી જાય તો તે ઘટના તેને માટે જેમ લજ્જાભરેલી ગણાય છે;[૭૬] ક્ષત્રિયને રણમાંથી ભાગી જવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં તે સહન કરવાને જેમ તેને શરમ ઉત્પન્ન થાય છે; કિંવા પતિવ્રતા સ્ત્રીને 'ગંગા ભાગીરથી' ના નામથી હાંક મારતાં જેમ તેને દુઃખ થાય છે;[૭૭] સુંદર મનુષ્યને કોઢ થાય અથવા સંભાવિત મનુષ્યપર ખોટું આળ આવે તો તેને જે પ્રમાણે લજ્જાથી પણ સંકટ ઉત્પન્ન થાય છે,[૭૮] તે પ્રમાણે સાડા ત્રણ હાથનું શરીર ધારણ કરી ભિન્ન ભિન્ન યોનિમાં ઉત્પન્ન થવું તથા મરવું, એ ઘટનાની[૭૯] તથા ગર્ભરૂપી ખાડામાં રક્ત તથા મૂત્રથી પરિપ્લુત એવું શરીર ધારણ કરવાની જેને લજ્જા લાગે છે;[૮૦] વધારે શું કહું ? જેને દેહ ધારણ કરી નામરૂપને પ્રાપ્ત થયા કરતાં ઇતર કોઈ પણ ઘટના વિશેષ લજ્જાયુક્ત લાગતી નથી;[૮૧] આવાં દુશ્ચિન્હોથી યુક્ત એવું જે શરીર તે ધારણ કરવાનો સાધુને કંટાળો આવે છે અને શરીર ઉત્પન્ન થાય છે; કિંતુ ઇતર જે નિર્લજ્જ મનુષ્યો હોય છે તેઓ તો એજ શરીર ધારણ કરવામાં આનંદ માને છે.[૮૨] જે પ્રમાણે કળસૂત્રી પુતળીઓની દોરી તૂટવાથી તેની ચેષ્ટા બંધ થાય છે, તે પ્રમાણે પ્રાણપર વિજય મેળવવાથી કર્મેંદ્રિયોની ગતિ બંધ થાય છે.[૮૩] કિંવા સૂર્યાસ્ત થતાં સૂર્ય કિરણોની પ્રભાનો લય થાય છે તે પ્રમાણે મનપર વિજય પ્રાપ્ત કરવાથી જ્ઞાનેંદ્રિયોની મતિ કુંઠિત થાય છે;[૮૪] આ પ્રમાણે મન અને પ્રાણને વશ કરવાથી દશે ઇંદ્રિયો પાંગળી બને છે. આ અવસ્થાનેજ 'અચાપલ્ય' કહેવામાં આવે છે.[૮૫]

**तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।**
**भवन्ति संपदं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥**

**શ્લોકાર્થઃ**—હે અર્જુન ! પ્રગલ્ભતા, ક્ષમા, ધૈર્ય, શુચિર્ભૂતતા, પરદ્વેષ અને આત્મશ્લાઘાનો ત્યાગ, આ ગુણો દૈવી સંપત્તિવાળા મનુષ્યમાં હોય છે. ( ૩ ).

**ઓવી અર્થઃ**—હવે, ઇશ્વરપ્રાપ્તિને માટે મનદ્વારા જ્ઞાનમાર્ગનું અવલંબન કરવાથી મનુષ્યને કોઇ પણ વસ્તુની ન્યૂનતા રહેતી નથી.[૮૬] પતિવ્રતા સ્ત્રીને પતિના મરણ પછી અગ્નિમાં પ્રવેશ કરી મૃત્યુ પામવા જેવો કષ્ટકારક પ્રસંગ પ્રાપ્ત થાય છે તોપણ તે સહગમન કરવાને માટે આગળ પાછળ જોતી નથી.[૮૭] તે પ્રમાણે આત્માની ચિંતા લાગવાથી જે વિષયોને વિષવત્ માનીને આત્મપ્રાપ્તિને માટે સુષુમ્ણા નાડીમાંથી પ્રાણવાયુને લઇ જવા જેવા કઠિનમાર્ગનું પણ અવલંબન કરે છે;[૮૮] તેને શાસ્ત્રમાં નિર્દિષ્ટ કરેલા વિધિ નિષેધની અડચણ તથા ભીડ નડતી નથી; અને મહાસિદ્ધિ પ્રાપ્ત થવાથી પણ તેને ચમત્કાર લાગતો નથી.[૮૯] આ પ્રમાણે જેનું મન આપોઆપ ઈશ્વર પ્રતિ દોડે છે તેને શારીરિક તેજ પ્રાપ્ત થયું કહેવાય છે.[૯૦] હવે, સર્વ સહન કરનારાઓમાં હું શ્રેષ્ઠ છું એવો ગર્વ જેને ઉત્પન્ન થતો નથી, તેણેજ 'ક્ષમા' પર સ્વામિત્વ પ્રાપ્ત કર્યું છે એમ કહી શકાય. જે પ્રમાણે દેહ સર્વ રોમને ધારણ કરે છે, છતાં

પણ તે તેનો ગર્વ ધારણ કરતો નથી;[૯૧] અને વિષયસેવન વિષે ઇંદ્રિયોની અતિ પ્રવૃત્તિ કિંવા પૂર્વ કર્મદ્વારા રોગની ઉત્પત્તિ, અથવા અપ્રિય વસ્તુનો યોગ કિંવા પ્રિય વસ્તુનો વિયોગ;[૯૨] આ સર્વ દશા એક સમયાવચ્છેદે પ્રાપ્ત થાય તોપણ જે અગસ્ત્ય ઋષિની પેઠે ધૈર્ય ધરીને તેને સહન કરે છે;[૯૩] આકાશમાં ધૂમ્રના પ્રચંડ ગોટાઓ જાય તોપણ જે પ્રમાણે પવનની માત્ર એક લ્હેરકીજ તેને નષ્ટ કરે છે.[૯૪] તે પ્રમાણે હે અર્જુન! આધ્યાત્મિક, આધિદૈવિક તથા આધિભૌતિક ઉપદ્રવો એકદમ ઉત્પન્ન થાય તોપણ તે સર્વને જે ગળી જાય છે;[૯૫] અને ચિત્તમાં ખેદ ઉત્પન્ન થાય એવા આ પ્રસંગે જે ધૈર્યને કાયમ રાખે છે તેને ધૃતિ કહેવામાં છે.[૯૬] હવે સુવર્ણકલશ સ્વચ્છ કરી તેમાં ગંગારૂપી અમૃત ભરવામાં આવતાં તે જે પ્રમાણે સર્વથી શુદ્ધ ગણાય છે, તદ્વતજ 'શૌચ'ના સંબંધમાં સમજવું.[૯૭] જે મનુષ્યનાં આચરણ નિષ્કામ હોય છે અને જેના અંતઃકરણમાં વિવેક જાગૃત હોય છે તે જે પ્રમાણે બાહ્યાભ્યંતર શૂચિર્ભૂત હોય છે, તે પ્રમાણેજ 'શૌચ' છે.[૯૮] ગંગોદક જે પ્રમાણે સમુદ્ર તરફ જતાં જતાં ગંગા તટપર આવેલા વૃક્ષોનું સહજ પોષણ કરે છે, તથા સ્નાન કરનારાઓનાં પાપ અને તાપનો પણ નાશ કરે છે;[૯૯] કિંવા જે પ્રમાણે સૂર્ય પોતાની રોજની પ્રદક્ષિણા કરવા નીકળે છે એટલે અંધકારનો નાશ કરે છે તથા જગતમાંની સંપત્તિનાં મંદિરો ઉઘાડી, જગદ્ વ્યાપારનો પ્રારંભ કરાવે છે,[૨૦૦] તે પ્રમાણે બદ્ધ મનુષ્યોને મુક્ત કરી, સંસારસાગરમાં ડૂબેલાને તારી, પીડિત મનુષ્યોનાં દુઃખનું જે નિવારણ કરે છે;[૧] કિંબહુના, રાત્રિદિવસ સ્વાર્થ સાધતો હોવા છતાં પણ જે ઇતર મનુષ્યોના સુખની વૃદ્ધિ કરે છે; અને[૨] સ્વાર્થ સાધવાને માટે અન્યનો નાશ કરવાનો જેના અંતઃકરણમાં સંકલ્પ પણ ઉત્પન્ન થતો નથી,[૩] તેનેજ હે અર્જુન! 'અદ્રોહત્વ'નો અવતાર કહેવામાં આવે છે. આ સર્વ મેં તને ખુલ્લી આંખે જોઇ શકાય એવી રીતે કહ્યું છે.[૪] અને હે પાર્થ! ભગીરથે ગંગાની પ્રાર્થના કરી તેને મૃત્યુલોકમાં આણી તે વખતે શંકરે તેને પોતાની જટામાં ધારણ કરી લીધી, આથી તેના વેગના ગર્વનો ઉપમર્દ થયો અને તે લજ્જીત થઇ; તે પ્રમાણે લોકો માન આપે ત્યારે જે સંકોચ પામે છે,[૫] તેજ હે સુમતિ અર્જુન! 'અમાનિત્વ'નો અધિકારી છે; આ વિષે તને પૂર્વે અનેક વેળા કહ્યું છે, માટે પુનઃ હવે કેટલીકવાર તેનું વર્ણન કર્યા કરૂં?[૬] આ પ્રમાણે દૈવી સંપત્તિને શ્રીપરમાત્માએ છવ્વીસ પ્રકારના ગુણોમાં અગ્રગણ્ય બનાવી દીધી છે.[૭] કિંવા આ દૈવી સંપત્તિ આ છવ્વીસ ગુણરૂપી તીર્થોવડે નિત્ય નવી થઇ જાણે વૈરાગ્યરૂપી સાગરનો* ઉદ્ધાર કરવાને માટે ભગવતી ગંગારૂપેજ પ્રકટ થઇ હોય એમ ભાસે છે.[૮] કિંવા આ ગુણરૂપી પુષ્પોની માળા હાથમાં ગ્રહી મુક્તિરૂપ વધૂ નિરપેક્ષ વૈરાગ્યરૂપ વરનું ગળું જાણે શોધતી ન હોય! એમ લાગે છે; (તેને વરવાને માટે આતુર જણાય છે;)[૯] અથવા આ ગુણરૂપી દીપકો સળગાવીને ગીતા પોતાના આત્મરૂપી પતિની આરતિ ઉતારવાને આવી ન હોય! એમ લાગે છે.[૧૦] અથવા ગીતારૂપી સમુદ્રમાંના આ ગુણરૂપી મોતી દૈવી સંપત્તિરૂપ છીપમાં ઉત્પન્ન થયાં છે.[૧૧] દૈવી સંપત્તિનાં જે લક્ષણો વર્ણવી બતાવ્યાં તે કરતાં અધિક તે કેટલાંક હવે બતાવું?[૧૨] હવે, આસુરી સંપત્તિ જો કે દુઃખરૂપી વલ્લરિ હોઇ દોષરૂપી કાંટાઓથી ભરેલી છે, તોપણ તું તેને તારા મનમાં સમજી લે.[૧૩] કારણકે જે વસ્તુ ત્યાજ્ય છે તે આપણા ઉપયોગની નથી એ વાત ખરી; પરંતુ તેનો ત્યાગ કરવાને માટેજ અતિ સાવધતાથી તે સાંભળી લે.[૧૪] જીવને ભયંકર નરકપ્રાપ્તિ કરી આપવાને માટે ઘોર દોષોએ જે સંપી મંડળ બનાવ્યું છે તેજ આ આસુરી સંપત્તિ

---

* સગર વંશના દિલીપ રાજાના પુત્ર ભગીરથે તપશ્ચર્યા કરી કુળનાં માણસોનો ઉદ્ધાર કરવાને માટે સ્વર્ગમાં રહેલી ગંગાને મૃત્યુલોકમાં આણી, તેથીજ તેનું નામ 'ભાગીરથી' પડયું છે.

છે.[15] કિંવા સર્વ વિષો એકત્ર થાય તો તેને હળાહળ વિષ એજ નામ આપવામાં આવે છે, તે પ્રમાણે આસુરી સંપત્તિ એ દોષોનો મહા સમુદાયજ છે.[16]

**दंभो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।**
**अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥ ४ ॥**

**શ્લોકાર્થઃ—હે અર્જુન! દંભ, ગર્વ, માનની લોલુપતા, ક્રોધ, મર્મભેદક ભાષણ અને અજ્ઞાન, આ લક્ષણો આસુરી સંપત્તિવાળા પુરૂષમાં હોય છે. (૪)**

**ઓવી અર્થઃ**—હે વીર! આ આસુરી દોષોમાં જે મુખ્ય તરિકે પ્રસિદ્ધ છે તેનું નામ દંભ છે,[17] જે પ્રમાણે આપણી માતા તીર્થસમાન આપણને પાવન કરનારી હોય છે, તોપણ તેની નિંદા કરીને તેના દોષ લોકોની આગળ પ્રકટ કરવાથી આપણા પતનનું કારણ પણ તેજ બને છે;[18] કિંવા ગુરૂ પાસેથી સંપાદન કરેલી બ્રહ્મવિદ્યા ભર ચૌટામાં પ્રકટ કરવામાં આવે તો તે આપણું હિત કરનારી હોવા છતાં પણ અહિતકારકજ નિવડે છે;[19] જે પોતે મહા પૂરમાં ડૂબીને અન્યને વેગથી સામે તીર લઇ જાય છે એવી જે નાવ તેને જો આપણે આપણા મસ્તકપર લઇએ તો તે આપણને ડૂબાવીજ દે છે;[20] હે પાંડુસુત! જીવનું રક્ષણ કરનાર જે અન્ન તેને ઉત્તમ ગણીને જો તેનું અધિક સેવન કરવામાં આવે તો તે વિષની પેઠે ઘાતક નીવડે છે,[21] તે પ્રમાણે આલોક પરલોકનો સખા જે ધર્મ તેને જો ભરબજારમાં પ્રકટ કરવામાં આવે તો તે આપણને તારનાર હોવા છતાં પણ તેથી આપણે દોષના ભાગી બનીએ છીએ;[22] માટે હે વીર! આપણે કરેલો ધર્મ જો આપણીજ વાણીથી ચારે દિશામાં પ્રસિદ્ધ કરીએ તો ધર્મજ અધર્મ બની જાય છે અને તેનેજ 'દંભ' કહેવામાં આવે છે.[23] હવે મૂર્ખ મનુષ્યને ચાર અક્ષરો આવડતાં તે જે પ્રમાણે બ્રહ્મદેવની સભાને તુચ્છ માને છે,[24] કિંવા ચાબુકસ્વારનો અશ્વ જે પ્રમાણે ગજશ્રેષ્ઠને પણ 'કુછ બિસાત'માં ગણતો નથી, કિંવા કાંટાવાળાં વૃક્ષપરનો સરડો વૃક્ષની ટીશીપર બેસે છે એટલે સ્વર્ગને પણ નીચ માને છે,[25] તૃણનું બળતણ મળે તોપણ અગ્નિજવાળા જે પ્રમાણે આકાશમાં જઇ પહોંચે છે, કિંવા ખાબોચીઆમાંનાં મત્સ્ય તેમાં પાણી પહોંચે છે ત્યાં સુધી સમુદ્રને પણ તુચ્છ માને છે,[26] અથવા જે પ્રમાણે એક દિવસ પરાન્ન મળે એટલામાંજ દરિદ્રી ઉન્મત્ત બની જાય છે, તે પ્રમાણે જે સ્ત્રી, ધન, વિદ્યા, સ્તુતિ તથા માન મળવાથી ઉન્મત્ત થાય છે;[27] એકાદ દિવસ અભ્રચ્છાયા મળેલી જોઈ, હવે આપણે અન્ય છાયાની શી આવશ્યકતા છે એમ ધારી દૈવહીન મનુષ્ય જે પ્રમાણે પોતાનું ઘર તોડી પાડે છે, કિંવા એકાદ મૂર્ખ મનુષ્ય જે પ્રમાણે મૃગજળને જોઇને પોતાના ઘરનું ટાંકું પૂરી નાખે છે;[28] કિંબહુના, આ પ્રમાણે સંપત્તિના યોગથી ઉન્મત્ત થવું તેને 'દર્પ' કહેવામાં આવે છે, એમ હું તને નિઃસંશય કહું છું.[29] અને સર્વ જગતને વેદોપર શ્રદ્ધા છે; તથા ઈશ્વર સર્વ જગતને પૂજ્ય છે; અને સર્વ જગતમાં સૂર્યના જેવો તેજસ્વી બીજો કોઇ નથી;[30] સર્વ જગતને એક સાર્વભૌમ પદની ઇચ્છા હોય છે; તથા પોતાને મૃત્યુ પ્રાપ્ત ન થાય એવો મનોભાવ સર્વને પ્રિય હોય છે, એ વાત નિર્વિવાદ છે;[31] માટે લોકો અતિ ઉત્સાહથી વેદોનું તથા ઈશ્વરનું વર્ણન કરે છે; પરંતુ આ વર્ણન સાંભળવાથી જેના મનમાં મત્સર તથા ખિન્નતા પેદા થાય છે;[32] અને જે એમ કહે છે કે હું ઈશ્વરને ખાઇ જઇશ અને વેદોને વિષ દઇને મારી નાખીશ અને જે સર્વનું રક્ષણ કરે છે તેની સત્તા હું હરી લઇશ.[33] પતંગીઉં દીપકનો પ્રકાશ સહન કરી શકતું નથી, કાજળને સૂર્યનો તિરસ્કાર આવે છે અને ટીટોડી સમુદ્રની સાથે વેર બાંધે છે;[34] તે પ્રમાણે કોઈ ઇશ્વરસ્તુતિ કરે તો આસુરી સંપત્તિવાળા મનુષ્યથી અભિમાનને લીધે સહન

થઇ શકતી નથી; અને બાપ કદાચિત મારી સંપત્તિમાંથી ભાગ માગશે એવી ભીતિથી જે એ તો મને પોતાને પ્રાપ્ત થઇ છે એમ કહે છે![૩૫] આ પ્રમાણે જેના અંગમાં પુષ્કળ અહંકાર ભરેલો હોય તેને 'અભિમાની' કહેવામાં આવે છે; આવો પુરૂષ રૈરવ નરકનો રાજમાર્ગજ છે.[૩૬] અને અન્યના સુખને જોતાં વારજ જેને મનોવૃત્તિને ક્રોધરૂપી અગ્નિનું વિષ ચઢે છે;[૩૭] જે પ્રમાણે તપ્ત થયેલા તેલમાં શિતળ જળ નાખવામાં આવતાં તે વધારે ભડકો લઇ ઉઠે છે, કિંવા ચંદ્રને જોતાં વેંતજ જે પ્રમાણે શિઆળ પોતાના મનમાં બબડવા માંડે છે;[૩૮] જેના યોગથી સર્વ વિશ્વના વ્યાપાર શરૂ થાય છે, તેજ સૂર્યને પ્રભાતમાં ઉદિત થયેલો જોઇને પાપી ઘુવડના ડોળા ફુટે છે;[૩૯] પ્હો ફાટતાંજ સર્વ લોકોને સુખની પ્રાપ્તિ થાય છે, ત્યારે ચોરને તેથી મૃત્યુ કરતાં પણ અધિક દુઃખ થાય છે; અને સર્પને દૂધ પાવામાં આવે તો તેનું ભયંકર વિષજ બને છે;[૪૦] અગાધ સમુદ્રના જળનું પ્રાશન કર્યાં છતાં પણ વડવાનળ ઉલટો અધિકજ પ્રદીપ્ત થાય છે, અને તેને લેશ પણ શાંતિ થતી નથી;[૪૧] તે પ્રમાણે, અન્યની વિદ્યા, વિનોદ, વૈભવ તથા સૌભાગ્યને જોઇને મનમાં ચારે તરફ જે તલપાપડ થવા લાગે છે તેને 'ક્રોધ' કહેવામાં આવે છે.[૪૨] જેનું મન સર્પના દર જેવું અને દ્રષ્ટિ બાણના અગ્રસમાન તીક્ષ્ણ હોય છે અને જેનું ભાષણ અગ્નિની વૃષ્ટિના જેવું પ્રખર હોય છે;[૪૩] તથા જેની ઈતર ક્રિયા પોલાદના કરવતની પેઠે અન્યને ત્રાસદાયક હોય છે; આ પ્રકારે જે અન્યના મનને છિન્નભિન્ન કરનારી ક્રિયાથી અંતર્બાહ્ય ભરેલો હોય છે;[૪૪] તે મનુષ્યને અધમ જાણજે. આ પારુષ્યનાં લક્ષણો છે. હવે અજ્ઞાનનાં લક્ષણો કહું છું તે સાંભળ.[૪૫] જે પ્રમાણે પાષાણને શીત અને ઉષ્ણ વસ્તુના સ્પર્શની સમજ હોતી નથી; કિંવા જન્માંધ જે પ્રમાણે રાત્રિ અને દિવસને જાણતો નથી;[૪૬] અગ્નિ પ્રદીપ્ત થતાં જે પ્રમાણે તે કયી વસ્તુને બાળવી અને કયીને છોડવી તે જાણતો નથી; અથવા પારસમણિ જે પ્રમાણે સુવર્ણ તથા લોખંડ વચ્ચેના ભેદને જાણતો નથી;[૪૭] કિંવા ચમચાને નાના પ્રકારના રસમાં ફેરવવામાં આવે તોપણ તે રસ કિંવા સ્વાદનો ઉપભોગ લઈ શકતો નથી;[૪૮] અથવા પવન વાવા લાગ્યો એટલે તે નાના મોટા માર્ગને ન જોતાં સર્વત્ર વાય છે, તે પ્રમાણે સારાં કિંવા માઠાં કૃત્યો વિષે જે અંધ હોય છે;[૪૯] આ વસ્તુ સારી છે કે માઠી તે ન જોતાં નાનું બાળક જે પ્રમાણે જે વસ્તુને જુએ છે તેને મુખમાં નાખે છે,[૫૦] તે પ્રમાણે પાપ પુણ્યની ખીચડી કરી, તેને ખાતી વખત બુદ્ધિવ્યાપારને કટુ કિંવા મિષ્ટ સ્વાદ ન લાગવો, આવી જે દશા[૫૧] તેને અજ્ઞાન કહેવામાં આવે છે, એમાં સંશય નથી. આ પ્રમાણે છએ દોષોનાં લક્ષણો તને કહી સંભળાવ્યાં.[૫૨] આ છએ દોષો અંગમાં હોવાથી આ આસુરી સંપત્તિ અતિ બલાઢ્ય થઇ છે. જે પ્રમાણે સર્પનું અંગ નાનું હોય છે, પરંતુ તેમાં વિષ ઘણું હોય છે;[૫૩] કિંવા પ્રલયાગ્નિ, વિદ્યુદગ્નિ, અને વડવાગ્નિ એ ત્રણ અગ્નિની સંખ્યા જોતાં ઘણી થોડી છે પરંતુ તે પ્રદીપ્ત થતાં તેમાં પ્રાણાહુતિ આપવાને આ વિશ્વ પણ પૂરૂં પડતું નથી;[૫૪] બ્રહ્મદેવને શરણે ગયા છતાં પણ ત્રિદોષથી ગ્રસ્ત થયેલા મનુષ્યનું મૃત્યુ નિવૃત્ત થતું નથી, તો આ તો ત્રણને બદલે (તેથી દ્વિગુણ) છ દોષો એકત્રિત થયા છે![૫૫] આ સંપૂર્ણ છ દોષોથી આસુરી સંપત્તિ ઉભરાઇ ગઇ છે માટે એનું પ્રાબલ્ય જેવું તેવું છે એમ સમજીશ નહિ.[૫૬] પરંતુ દુષ્ટ ગ્રહોનો સમુદાય એકાદ વખત એકજ રાશિમાં આવે છે, કિંવા નિંદા કરનારને જે પ્રમાણે સર્વ પાતકો લાગે છે;[૫૭] જેનું મરણ સમીપ આવ્યું હોય એવા મનુષ્યને જે પ્રમાણે સર્વ રોગો ગ્રસ્ત કરે છે, કિંવા કુમુહૂર્તકાળે જે પ્રમાણે કુયોગ એકત્રિત થાય છે;[૫૮] અન્યપર વિશ્વાસ રાખનાર મનુષ્ય ચોરોની મંડળીમાં સપડાઇ જાય, કિંવા થાકયો પાકયો મનુષ્ય જે પ્રમાણે મહા પૂરમાં પડે, એટલે તે પરિણામ અહિતકરજ આવે છે; તે પ્રમાણે, આ દોષોથી મનુષ્યનું અત્યંત અનિષ્ટ થાય છે.[૫૯]

કિંવા બકરી ચરતાં ચરતાં સાત આંકડાવાળો વિંછી ચાવી જાય તો તે મરણ પામે છે, તેમ આ છ દોષો મનુષ્યને ઘાતક નીવડે છે.[૬૦] મોક્ષના માર્ગમાં પ્રયાણ કરવાના ઉપાયો જ્ઞાત ન હોવાથી જે સંસારમાં ડૂબી રહે છે, બહાર નીકળતો નથી;[૬૧] અને હે અર્જુન! અધમ યોનિની ભૂમિકાઓ ઉતરતાં ઉતરતાં જે સ્થાવર યોનિના તલ પ્રદેશપર્યંત આવી પહોંચે છે;[૬૨] અસ્તુ! તેનામાં આ છ દોષો એકત્રિત થઇ આસુરી સંપત્તિ વૃદ્ધિંગત થાય છે.[૬૩] આ પ્રમાણે જગતમાં જે બે સંપત્તિઓ પ્રસિદ્ધ છે, તેનાં જુદાં જુદાં લક્ષણો તને કહી સંભળાવ્યાં.[૬૪]

**दैवी संपद्विमोक्षाय निबन्धायासुरी मता ।**
**मा शुचः संपदं दैवीमभिजातोऽसि पांडव ॥ ५ ॥**

**શ્લોકાર્થઃ—દૈવી સંપત્તિના યોગથી સંસારમાંથી મુક્તિ પ્રાપ્ત થાય છે, અને આસુરી સંપત્તિના યોગથી સંસારબંધન પ્રાપ્ત થાય છે. હે અર્જુન! તું દૈવી સંપત્તિમાં જન્મ્યો છે, માટે તું શોક કરીશ માં. (૫)**

**ઓવી અર્થઃ**—આ બે સંપત્તિ પૈકી પ્રથમ જે દૈવી સંપત્તિ તને કહી તે મોક્ષ રૂપી સૂર્યનો પ્હોજ છે, એમ તું સમજ. (સૂર્યોદયની પૂર્વે જે પ્રમાણે પ્હો ફાટે છે, તે પ્રમાણે આ દૈવી સંપત્તિની પ્રાપ્તિ એ મોક્ષ પૂર્વેની સ્થિતિ છે.)[૬૫] બીજી જે આસુરી સંપત્તિ તે જીવને મોહરૂપી લોખંડની બેડીજ છે.[૬૬] પરંતુ આ વાત સાંભળ ને તું મનમાં ધાસ્તી ખાઇશ માં. સૂર્યે રાત્રિની ભીતિ શા માટે રાખવી જોઇએ?[૬૭] હે ધનંજય! આ આસુરી સંપત્તિના સપાટામાં તેજ સપડાય છે કે જે પ્રસ્તુત છ ગુણોનું આશ્રયસ્થાન બને છે.[૬૮] હે અર્જુન! તું તો એવો જન્મ પામ્યો છે કે, જે હમણાંજ વર્ણવેલા દૈવી ગુણોનો સાગરજ છે.[૬૯] માટે હે પાર્થ! તું આ દૈવી સંપત્તિનો સ્વામી થઈ મોક્ષ સુખ પ્રાપ્ત કરવાને માટે આવ.[૭૦].

**द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च ।**
**दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ मे शृणु ॥ ६ ॥**

**શ્લોકાર્થઃ—હે અર્જુન! ઇહલોકમાં દેવ અને આસુર એવા બે પ્રકારનાજ મનુષ્યના વર્ગ છે. તેમાંના દેવ વર્ગ વિષે પૂર્વે તને વિસ્તારપૂર્વક કહેવામાં આવ્યુંજ છે; હવે આસુર વર્ગનાં લક્ષણો કહું છું, તે સાંભળ. (૬)**

**ઓવી અર્થઃ**—અને આ દૈવી તથા આસુરી સંપત્તિથી યુક્ત એવા લોકોની વર્તણુકના અનાદિ સિદ્ધ માર્ગો ચાલ્યા આવ્યા છે,[૭૧] જે પ્રમાણે રાત્રિએ નિશાચરોના વ્યાપાર ચાલુ થાય છે અને દિવસે મનુષ્યાદિના ઉત્તમ વ્યાપાર ચાલે છે,[૭૨] તે પ્રમાણે હે અર્જુન! આ દૈવી તથા આસુરી સંપત્તિના વ્યવહાર પોતપોતાને માર્ગે ચાલે;[૭૩] તેજ પ્રમાણે પાછળ જ્ઞાન વિષે વિવેચન કરતી વખત દૈવી સંપત્તિને વિસ્તારપૂર્વક વર્ણવવામાં આવી છે,[૭૪] હવે આસુરી સંપત્તિ યુક્ત લોકો વિષે તને કહું છું, તે પ્રતિ પૂર્ણ લક્ષ આપ.[૭૫] નાદ જે પ્રમાણે વાદ્ય શિવાય કોઇના સાંભળવામાં આવી શકતો નથી, કિંવા પુષ્પ વિના મકરંદની પ્રાપ્તિ થતી નથી,[૭૬] તે પ્રમાણે એકાદ મનુષ્યના શરીરનો આશ્રય લીધા શિવાય આસુરી સંપત્તિ દ્રષ્ટિગોચર થતી નથી,[૭૭] પછી કાષ્ઠપર કાષ્ઠનું ઘર્ષણ કરવાથી જે પ્રમાણે ત્યાં અગ્નિની ઉત્પત્તિ થાય છે, તે પ્રમાણે એ (આસુરી સંપત્તિ) મનુષ્યના શરીરમાં ઓતપ્રોત ભરેલી દ્રષ્ટિગોચર થાય છે.[૭૮] તે વખતે શેરડી જેમ જેમ વૃદ્ધિંગત થતી જાય છે, તેમ તેમ તેમાં રસ પણ વધતો જાય છે; તે પ્રમાણે જેમ જેમ પ્રાણીનું શરીર વિકાસ પામતું જાય છે તેમ તેમ એ સંપત્તિ પણ

વૃદ્ધિ પામતી જાય છે.[૭૯] હવે હે અર્જુન! આસુરી સંપત્તિથી યુક્ત એવાં જે પ્રાણીઓ જન્મ્યાં છે, તેનાં લક્ષણો તને કહી સંભળાવું છું.[૮૦]

**प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।**
**न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥ ७ ॥**

શ્લોકાર્થઃ—**આસુરી સંપત્તિવાળા લોકો કયું કાર્ય કરવું અને કયું ન કરવું એ સમજતા નથી; વળી તેમનામાં અંતર્બાહ્ય શુચિર્ભૂતતા હોતી નથી, તેમજ તેમનામાં આચાર અને સત્ય વિદ્યમાન હોતાં નથી. (૭)**

**ઓવી અર્થઃ**—પુણ્યાચરણ વિષે પ્રવૃત્તિ કિંવા પાપાચરણ વિષે નિષેધ, એ જ્ઞાનનો જેના અંતઃકરણમાં અંધકાર વ્યાપેલો હોય છે;[૮૧] રેશમનો કીડો એકવાર આવેશથી પોતાનું ઘર બાંધવા મંડચો કે તે જે પ્રમાણે બહાર નીકળવાનો માર્ગ છે કે નહિ એ પ્રતિ લક્ષ આપતોજ નથી અને તેની અંદર ગોંધાઇ જાય છે;[૮૨] અથવા મૂર્ખ મનુષ્ય જે પ્રમાણે આવેલું ભંડોળ વસુલ થઈ શકશે કિંવા નહિ એવો ભવિષ્યનો વિચાર ન કરતાં ચોરને વ્યાજે પૈસા ધીરે છે,[૮૩] તે પ્રમાણે, જે લોકો આસુરી સંપત્તિનો આશ્રય કરે છે તેઓ પ્રવૃત્તિ અને નિવૃત્તિ એ ઉભય માર્ગને જાણતા નથી; અને શુચિત્વ કેવું હોય છે તેની તો તેમને સ્વપ્ને પણ ખબર હોતી નથી.[૮૪] કદાચિત્ કોલસા પણ પોતાની શ્યામતાનો પરિત્યાગ કરશે, કાગડો પણ ગોરો થશે, અને રાક્ષસને પણ માંસભક્ષણનો કંટાળો આવશે;[૮૫] પરંતુ હે અર્જુન! જે પ્રમાણે મદ્યના પાત્રમાં પાવિત્ર્ય આવતું નથી, તે પ્રમાણે આ આસુરી પ્રાણીઓમાં શુચિત્વ આવતું નથી.[૮૬] જેને શાસ્ત્રોક્ત કર્મની ઇચ્છા હોતી નથી, જે વડીલોની આજ્ઞાની વાટ જોવા ઉભા રહેતા નથી અને જેને આચારની ઓળખ નથી;[૮૭] જે પ્રમાણે બકરી ફાવે તે આલોપાલો ખાય છે, કિંવા પવન ગમે ત્યાં વિચરે છે, તેમજ અગ્નિ પ્રદીપ્ત થતાં ગમે તે પદાર્થને બાળીને ભસ્મ કરી દે છે,[૮૮] તે પ્રમાણે આસુરી સંપત્તિથી યુક્ત એવા લોકો પોતાની ઇચ્છાને આગળ કરીને આચરણ કરે છે અને સત્યની સાથે તો તેમને આડવેર હોય છે.[૮૯] જ્યારે વિંછી પોતાનો આંકડો મારીને લોકોને ગીલી ગીલી લગાડી શકશે, ત્યારેજ તેમનાં બોલવામાં સત્યનો પત્તો લાગી શકશે.[૯૦] ગુદદ્વારમાંથી સરતો પવન જો સૌગંધ્યયુક્ત નીકળશે તોજ આસુરી સંપત્તિવાળા લોકો કનેથી સત્ય મળશે,[૯૧] આ પ્રકારે તેઓ સ્વભાવતઃજ દુષ્ટ હોય છે; સમજ્યો? હવે તેમનાં ભાષણનો નવ પ્રસાદ તને ચખાડું છું.[૯૨] ઊંટનાં કોઈ પણ અંગમાં ઢંગધડો છે કે વારૂ? આસુર સંપત્તિના લોકોની સ્થિતિ આવીજ છે. પરંતુ પ્રસંગાનુસાર કહું છું, તે સાંભળ.[૯૩] હવે, હું તેમનાં જે ભાષણનો વિસ્તાર કરનાર છું, તે ધૂમ્રદ્વાર—ધૂમાડિયાંનાં મુખમાંથી નીકળતા ધૂમાડાના ગોટાના ગોટાની પેઠે તેમનાં મુખમાંથી બહાર પડે છે, એમ તું સમજ.[૯૪]

**असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।**
**अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम् ॥ ८ ॥**

શ્લોકાર્થઃ—**આ જગત્ મિથ્યા છે; તેનો કર્ત્તા કોઇ નથી, ઈશ્વર છે એમ બોલવું વ્યર્થ છે. સ્ત્રીપુરૂષના સંયોગથી સૃષ્ટિ ઉત્પન્ન થાય છે. કામ એજ તેનું કારણ છે. તેનું બીજું કારણ તે શું હોઇ શકે? આવી રીતનો તેનો બડબડાટ ચાલુ હોય છે. (૮).**

**ઓવી અર્થઃ**—જગત્ અનાદિ ચાલ્યું આવ્યું છે, અને તેમાં ઈશ્વર સર્વોત્કૃષ્ટ છે તથા તેનો તે નિયંતા છે અને વેદો તેમાં આવેલા ન્યાયાલયમાં બેસી ન્યાય અન્યાયનો નિર્ણય કરે છે;[૯૫] વેદ જેને દૂષિત ઠરાવે છે તેને નરકભોગની શિક્ષા થાય છે અને જેને નિર્દોષ ઠરાવે

તે સુખે સ્વર્ગભોગ ભોગવે છે;[૯૬] હે પાર્થ ! અનાદિકાળથી ચાલી આવેલી જે આ વિશ્વવ્યવસ્થા તેને તે ખોટી માને છે.[૯૭] જેને યજ્ઞની ઘેલછા લાગી છે તે યજ્ઞ કરવામાં ફસાય છે, જેને દેવપૂજાનો ઉન્માદ લાગ્યો હોય તે મૂર્તિપૂજા કરે છે, જે સમાધિયોગથી ભ્રમિત થયા હોય છે તે ભગવાં વસ્ત્ર ધારણ કરીને, સંસારનો ત્યાગ કરી યોગી બને છે.[૯૮] આ જગતમાં આપણા સામર્થ્યથી જે ઉપભોગ લઈ શકાય તે વ્યતિરિક્ત અન્ય પુણ્ય શું છે ?[૯૯] સર્વ વિષયોપભોગ એકત્ર કર્યા છતાં અંગમાં શક્તિ ન હોવાથી જો તેનો ઉપભોગ લઈ ન શકાય તો તેજ પાપ છે.[૩૦૦] શ્રીમાન્ લોકોના પ્રાણ હરણ કરવા એ જો ખરેખર પાપ હોય તો તેમનું સર્વ ધન આપણા હસ્તમાં આવે છે એ શું પુણ્ય ફળ નથી કે ?[૧] જે બળવાન હોય છે તે અશક્તનો નાશ કરે છે, એથી જો પાપ લાગતું હોય તો મોટાં માછલાં નાનાં માછલાંને ખાઇ જાય છે, તેમનું સત્યાનાશ શા માટે વળી જતું નથી ?[૨] અને જો પ્રજા ઉત્પન્ન કરવાના હેતુથી કુળ શોધી વરકન્યાનો વિવાહ કરવાને સુમુહૂર્તની આવશ્યકતા હોય,[૩] તો પશુપક્ષી વિગેરેમાં જે અબાધિત પ્રજોત્પત્તિ ચાલી રહી છે, તેને માટે કોણ સુમુહૂર્ત જોઇને પગલે પગલે લગ્ન કરવા બેસી રહે છે ?[૪] ચોરીને આણેલા ધનનો જો કોઇ ઉપભોગ કરે તો શું તે તેને વિષની પેઠે ઉપદ્રવ કરે છે કે ? કિંવા મનગમતો વ્યભિચાર કરવાથી શું કોઇને કોડનો રોગ થયો છે કે ?[૫] માટે જગતનો સ્વામી ઈશ્વર, ધર્મથી વર્તનારને સુખ અને અધર્માચારીને દુઃખ એ ફળો આપે છે, તથા લોકોને પોતાનાં કરેલાં કર્મોનાં ફળ પરલોકમાં ભોગવવાં પડે છે,[૬] એ શાસ્ત્રનાં વચનો અમે માન્યાં હોત, પરંતુ પરલોક અને ઈશ્વર દ્રષ્ટિગોચર થતાં નથી, માટે તેમને વિષે બોલવું વ્યર્થ છે; અને પુણ્ય કિંવા પાપ કરનાર મરણ પામે છે ત્યારે તેનાં ફળ ભોગવવાને કોણ અવશિષ્ટ રહે છે ?[૭] જે પ્રમાણે સ્વર્ગમાં ઉર્વશીના ઉપભોગથી ઇંદ્ર સુખી રહે છે, તે પ્રમાણે નરકના કીડા પણ તેમાંજ સંતોષ માને છે.[૮] માટે, નરક કિંવા સ્વર્ગ એ પાપ કિંવા પુણ્યનાં ફળ નથી; કારણકે ઉભય સ્થળે કામનોજ સુખોપભોગ પ્રાપ્ત થાય છે.[૯] એટલા માટે કામની ઇચ્છાથી સ્ત્રીપુરૂષનો સંયોગ થાય છે ત્યારે સર્વ જગતની ઉત્પત્તિ થાય છે;[૧૦] અને આપણા હિતને માટે ઇચ્છા કરી આપણે જે કાંઇ પ્રાપ્ત કરીએ છીએ તેનો આપણને કંટાળો આવવાથી દ્વેષ ઉત્પન્ન થાય છે અને આપણી ઇચ્છાજ તેનો નાશ કરે છે.[૧૧] આ પ્રમાણે જગતની ઉત્પત્તિનું કારણ કામ વ્યતિરિક્ત અન્ય કાંઇ નથી, એમ આસુર લોકો કહે છે.[૧૨] હવે આ નિંદ્ય કથનનો વિશેષ વિચાર કરવાની આવશ્યકતા નથી. કારણકે એને વિષે ચર્ચા કરવી કેવળ વ્યર્થ છે.[૧૩]

**एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।**
**प्रभवंत्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥ ९ ॥**

**શ્લોકાર્થઃ**—આ પૂર્વોક્ત દ્રષ્ટિનો આશ્રય કરી, આત્મઘાતક, અલ્પબુદ્ધિ, ભયંકર કર્મોના કરનાર, સર્વના વૈરી, એવા આસુરી સંપત્તિના લોકો જગતનો નાશ કરવાને માટે ઉત્પન્ન થયા હોય છે. (૯).

**ઓવી અર્થઃ**—અને તેઓ ઇશ્વર વિષે ખાલી ગપ્પાં સુદ્ધાં મારતા નથી; તેમના ચિત્તમાં કોઈ પણ પ્રકારનો એક નિશ્ચય હોતો નથી.[૧૪] વધારે શું કહું ? અમે ખુલ્લા નાસ્તિક છીએ એવી તેઓ શેખી કરે છે. જે પ્રમાણે ઢેડવાડાનું ચિન્હ હાડકાંનો સમુદાય હોય છે, તે પ્રમાણે જ્ઞાન શિવાય પાપપુણ્ય સંબંધે નીડરતા રાખવી એ નાસ્તિકતાનું એક લક્ષણજ છે.[૧૫] આવી સ્થિતિમાં સ્વર્ગ વિષે શ્રદ્ધા કિંવા નરકની ભીતિ તેમના હૃદયમાં લેશ પણ હોતી નથી.[૧૬] પછી, હે વીર અર્જુન ! આ આસુરી લોકો દેહરૂપી ખાળમાં સપડાઇ અપવિત્ર જળના નાશવંત

પરપોટાની પેઠે વિષયરૂપી કાદવમાં ડૂબી જાય છે.[૧૭] જે વખતે જળચરોનું મૃત્યુ આવી પહોંચે છે ત્યારે માછી લોકો જળાશયના તટપર એકત્ર થઇને તેમને પકડવાને માટે પાણીમાં જાળ નાંખે છે; કિંવા શરીર પતનનો સમય આવતાં રોગોની ઉત્પત્તિ થાય છે;[૧૮] કિંવા પ્રજાપર સંકટ આવવાનાં હોય ત્યારે આકાશમાં ધૂમકેતુ ઉગે છે, તે પ્રમાણે લોકોનો નાશ થવાનો વખત આવે છે ત્યારે આસુરી સંપત્તિયુક્ત પ્રજાનો ઉદ્ભવ થાય છે.[૧] જે પ્રમાણે અશુભનાં બીજ વાવવાથી અશુભનાજ અંકુરો ફુટે છે, તે પ્રમાણે આવા લોકો પાપના બોલતા ચાલતા કીર્તિસ્તંભ હોય છે.[૨૦] જે પ્રમાણે આગળ પાછળ આવેલી વસ્તુને પ્રજાળવા શિવાય અગ્નિને બીજું કાંઇ કર્તવ્ય હોતું નથી, તે પ્રમાણે તે લોકોની પાસે જનારા લોકો ઉત્તમ હો કે અધમ હો, પરંતુ તે તેમનો નાશજ કરે છે.[૨૧] પરંતુ હવે જે સમારંભથી તે પોતાનાં કર્તવ્યો કરે છે, તેનું વર્ણન કરૂં છું, તે સાંભળ, એમ શ્રીનિવાસ પાર્થ પ્રત્યે બોલ્યા.[૨૨]

**काममाश्रित्य दुष्पूरं दंभमानमदान्विताः ।**
**मोहाद्गृहीत्वासद्ग्राहान्प्रवर्तन्तेऽशुचिव्रताः ॥ १० ॥**

**શ્લોકાર્થઃ**—કદિ તૃપ્તિ ન થાય એવાં કૃત્યોનો સ્વીકાર કરી, મોહથી અસત્ય માર્ગ ગ્રહણ કરી, તે દુરાચારી તથા દંભ, માન અને મદથી ભરેલા લોકો કર્મ કરવાને ઉદ્યુક્ત થાય છે. (૧૦)

**ઓવી અર્થઃ**—ચાળણીમાં કદિ પાણીનો સંચય કરી શકાતો નથી અને અગ્નિને કદિ પણ કાષ્ઠથી તૃપ્તિ થતી નથી, આવી દુર્ભર વસ્તુની પેઠે જે નિરંતર બુભુક્ષિત રહે છે,[૨૩] એવા કામને જે પોતાના હૃદયમાં આશ્રય આપી, હે પાંડવ! તેમાં વળી માન અને દંભની ભરતી કરે છે;[૨૪] ગાંડો થયેલો હાથી જે પ્રમાણે દારૂના પ્રાશનથી અધિક ઉન્મત્ત થાય છે, તે પ્રમાણે જેના અંગમાં મદ પરિપૂર્ણ ભરેલો હોય એવા આસુરી સંપત્તિવાળા લોકો જેમ જેમ વૃદ્ધ થતા જાય છે તેમ તેમ તે પોતાને દોઢચતુર માનતા જાય છે;[૨૫] અને તે પોતાના કોઇ પણ કાર્યનો દુરાગ્રહથી અંત કાઢયા શિવાય પાછા હઠતા નથી, જ્યાં મૂર્ખતાની પરાકાષ્ઠા હોય ત્યાં પછી નિશ્ચયની દાદ કોણ સાંભળે?[૨૬] જેના યોગથી અન્યને પીડા થાય કિંવા પ્રાણ-હાનિ થાય તે કર્મો કરવાને તે નિરંતર પ્રવૃત્ત થાય છે;[૨૭] તે પોતાનાં કરેલાં કર્મોને પોતાની જાતે દશે દિશામાં પ્રસિદ્ધ કરી મૂકે છે અને જગતને તુચ્છ માને છે અને તેની ઈચ્છાની દોડ એટલી બધી હોય છે કે તેને દશે દિશા પણ પૂરી પડતી નથી.[૨૮] જે પ્રમાણે ગાયને ખેતરમાં મોકળી મુકી દીધી એટલે તે ફાવે ત્યાં ચરે છે, તે પ્રમાણે જે અભિમાનથી પાપાચરણની વૃદ્ધિ કરે છે.[૨૯]

**चिन्तामपरिमेयां च प्रलयान्तामुपाश्रिताः ।**
**कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥ ११ ॥**

**શ્લોકાર્થઃ**—જેનું માપ કરી શકાય નહિ અને મરણ પર્યંત જેનો અંત આવે નહિ એવી ચિંતાનો આશ્રય કરી કામોપભોગમાંજ નિમગ્ન થયેલા પુરૂષનો કામશાંતિ એજ માત્ર એક પુરૂષાર્થ છે એવો નિશ્ચય થયેલો હોય છે. (૧૧)

**ઓવી અર્થઃ**—આજ એક સાધનથી તે પોતાનાં કર્મો કરે છે અને મરણ થયા પછી પણ પોતાને સુખ મળે તેટલા માટે તે કાળજી રાખે છે.[૩૦] જે ચિંતા પાતાળથી પણ ઉંડી અને ગગનથી પણ ઉચ્ચ છે અને જેની સાથે તુલના કરતાં ત્રિભુવન એક અણુ જેટલું પણ

વાગતું નથી;[૩૧] સંન્યાસીને માટે નિયત કરેલા નિયમો પ્રમાણે જે અનિયમિત ચિંતા ધારણ કરે છે; અને જે પ્રમાણે પતિવ્રતા સ્ત્રી સંકટ સમયે પણ પોતાના પતિને છોડીને ચાલી જતી નથી, તે પ્રમાણે જે ચિંતાનો પરિત્યાગ કરતો નથી;[૩૨] તેમજ અસાર વિષયાદિક વિષે નિરંતર મનમાં લાલસા રાખી તેની પ્રાપ્તિને માટે જે અપાર ચિંતા કરે છે;[૩૩] સદૈવ સ્ત્રીઓનાં ગીત સાંભળવાં, સ્ત્રીઓનું સ્વરૂપ નયનોથી જોવું, સર્વ ઇંદ્રિયોને સ્ત્રી સ્પર્શ કરવાનેજ ઉદ્યુક્ત કરવી;[૩૪] અને સ્ત્રીદ્વારા થતાં સુખપરથી અમૃતને પણ ઓવારી નાખવું; આ પ્રકારે સ્ત્રીસુખ કરતાં અધિક સુખ છેજ નહિ એવો જેનો નિશ્ચય હોય છે;[૩૫] તે પુરૂષ તેજ સ્ત્રીભોગને માટે સ્વર્ગમાં તથા પાતાળમાં જવાને કિંવા સર્વ દિશાની મર્યાદા ઓળંગી જવાને પણ તત્પર હોય છે.[૩૬]

**आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।**
**ईहन्ते कामभोगार्थमन्यायेनार्थसंचयान् ॥ १२ ॥**

**શ્લોકાર્થઃ**—શતશઃ આશાપાશથી બદ્ધ થયેલા તથા કામ, ક્રોધમાં તત્પર રહેલા તે લોકો પોતાની ઇચ્છા પ્રમાણે ભોગ ભોગવવાને માટે અન્યાયથી પુષ્કળ દ્રવ્ય મેળવવાની ઇચ્છા કરે છે. (૧૨)

**ઓવી અર્થઃ**—ગલની સાથે લગાડવામાં આવેલા માંસની આશાથી જે પ્રમાણે મત્સ્ય તેને ખાવા જતાં મરણ પામે છે, તે પ્રમાણે તે વિષયની આશાથી મરણ પામે છે.[૩૭] ઇપ્સિત વસ્તુ પ્રાપ્ત ન થતાં તે નિરંતર શુષ્ક આશાજ ધારણ કરીને અંતે પોતાની જાતને રેશમના કીડાની પેઠે બંધન કરે છે;[૩૮] ઇચ્છિત વસ્તુ જો પ્રાપ્ત ન થાય તો સ્વભાવતઃજ તત્ક્ષણ દ્વેષ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે તે નિરંતર વસ્તુલાભથી તૃપ્તિ માની તેની પ્રાપ્તિ ન થતાં ક્રોધયુક્ત બને છે; વળી કામ, ક્રોધની વૃદ્ધિથી ઉચ્ચ એવું કોઇ પણ કર્તવ્ય તે જાણતો નથી;[૩૯] હે અર્જુન! જે પ્રમાણે થાણામાંના સ્વારને દિવસે પોતાની ફરજ બજાવવાને માટે ફરવું પડે છે અને રાત્રે રોન ફરવી પડે છે, અર્થાત્ તેને રાત્રિ દિવસ વિશ્રાંતિ મળતી નથી,[૪૦] તે પ્રમાણે કામે ઉચ્ચ ગિરિશૃંગપરથી ફેંકી દીધા પછી (જે વસ્તુની તીવ્ર ઇચ્છા ધરી હતી તેની પ્રાપ્તિ ન થવાથી) તે ક્રોધની ટેકરીપર અથડાય છે; (ક્રોધાવિષ્ટ થાય છે;) તોપણ તેનો કામ ક્રોધપરનો પ્રેમ ન્યૂનતા પામતો નથી,[૪૧] વળી, મનમાં ઉત્પન્ન થયેલા વિષયોની ઇચ્છા દ્રવ્ય વિના તૃપ્ત શી રીતે કરી શકાય ?[૪૨] એટલા માટે તે વિષયવાસના પૂર્ણ કરી શકાય એટલા દ્રવ્યની પ્રાપ્તિને અર્થે જગતના લોકોને ત્રાસ આપે છે.[૪૩] તે કોઇને નિબિડ અરણ્યમાં ઘેરીને તેનો શિરચ્છેદ કરે છે, કોઇનું સર્વસ્વ હરે છે, અને કોઇનો નાશ કરવાને માટે વિવિધ ઉપાયોની યોજના કરે છે.[૪૪] પારધિ જે પ્રમાણે ડુંગરપર શિકાર કરવાને જતી વખત પોતાની સાથે ધનુષ્ય, બાણ, જાળ, શિકારી કુતરા, ગોફણ, ગુપ્તી, ભાલા આદિ સાધનો લેતા જાય છે;[૪૫] અને પોતાનું ઉદર ભરવાને માટે પુષ્કળ પ્રાણીઓને મારી લાવે છે, તે પ્રમાણે આ પણ આવાંજ દુષ્ટ કર્મો કરે છે;[૪૬] તે ઘાતકી રીતે અન્યનું દ્રવ્ય મેળવે છે; અને તે મળ્યા પછી તેના ચિત્તને કેવો સંતોષ થાય છે, તે સાંભળ.[૪૭]

**इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।**
**इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥ १३ ॥**

**શ્લોકાર્થઃ**—આ મેં આજે મેળવ્યું, તે મનોરથ હું કાલે પૂર્ણ કરીશ, આ આટલું ધન સાંપ્રત મારી પાસે છે, અને તેટલું વળી પુનઃ મળશે, (એવું મનોરાજ્ય તે કરે છે.) (૧૩)

**એવી અર્થઃ**—આજે અનેક મનુષ્યોની સંપત્તિ મેં હસ્તગત કરી છે, તો શું મને ધન્યવાદ નથી ઘટતો ?[૪૮] આ પ્રમાણે તે પોતેજ પોતાની બડાઇ હાંકે છે અને તેના મનમાં તરતજ એવી ઇચ્છા ઉત્પન્ન થાય છે કે હું બીજા પણ કેટલાક લોકોનું દ્રવ્ય હરણ કરી આણું તો ઠીક.[૪૯] આજે જેટલું મેળવ્યું છે, તેટલા ભંડોળ વડે ચરાચર પાસે જે કાંઇ શિલ્લક બચી હોય તે સર્વ હું તાણી લાવીશ. (લુંટવા યોગ્ય શ્રીમંતોની પાસે જે કાંઇ સ્થાવર જંગમ સંપત્તિ અવશિષ્ટ રહી હશે તેને પણ હરણ કરી લાવીશ.)[૫૦] આ પ્રમાણે આ જગતની સર્વ સંપત્તિનો સ્વામી હુંજ થઇશ; પછી જેના પ્રતિ દૃષ્ટિ ફેંકીશ તેનો નાશ કરીશ.[૫૧]

**असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि ।**
**ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥ १४ ॥**

**શ્લોકાર્થઃ**—આ શત્રુને મેં માર્યો, અને બીજાને પણ મારીશ. હું અતિ સમર્થ, હું વિષયોપભોગ લેનાર, હું સફળ પદાર્થ સંપન્ન, હું બળવાન, અને હુંજ સુખી છું, (એમ તે માને છે.) (૧૪)

**એવી અર્થઃ**—મેં આજ પર્યંત કેટલાક શત્રુનું નિકંદન કાઢયું છે પરંતુ અન્ય જે બલાઢ્ય શત્રુઓ રહ્યા છે, તેને પણ હું જીતીશ અને પછી હું એકલોજ મહાન કીર્તિ સંપાદન કરીને વિહરીશ;[૫૨] પછી જે મારા દાસ બનશે તે શિવાય સર્વનો સંહાર કરીશ; વધારે શું કહું ? આ સર્વ જગત્નો ઈશ્વર જો કોઇ હોય તો તે હુંજ છું.[૫૩] હું ભોગરૂપી પૃથ્વીનો રાજા છું અને સર્વ સુખોપભોગનો રાશિ પણ હુંજ છું. મારૂં ઐશ્વર્ય જોઇને ઇંદ્ર પણ ફિક્કો પડી જાય છે ![૫૪] હું કાયા, વાચા, મન દ્વારા જે જે કાર્યનો પ્રારંભ કરૂં તે શા માટે સિદ્ધ ન થઇ શકે ? અને મારા શિવાય આજ્ઞા કરનાર બીજો કોણ છે ? મને મહા બળવાનને જ્યાં સુધી જોયો નથી ત્યાં સુધીજ કાળના બળની પ્રતિષ્ઠા છે. અને હું તો સુખનો કેવળ ભંડારજ છું.[૫૬]

**आढ्योऽभिजनवानस्मि कोन्योऽस्ति सदृशो मया ।**
**यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥ १५ ॥**

**શ્લોકાર્થઃ**—ધનાઢ્ય હું છું, કુલીન હું છું, આ જગત્મા મારા જેવો બીજો કોણ છે ? હું યજ્ઞ કરનારાઓના કર્મોમાં સર્વનો અગ્રણી બનીશ, નટાદિ લોકોને વિશેષ દાન આપીશ, અને આનંદ પામીશ, (આ પ્રકારે તે વિશેષ મૂઢ થઇને બડબડ કરે છે.) (૧૫).

**એવી અર્થઃ**—કુબેર દ્રવ્યસંપન્ન છે ખરો, પરંતુ તે મારી બરોબરી કરી શકનાર નથી; અને મારી સંપત્તિના જેટલી શ્રી વિષ્ણુની પણ સંપત્તિ નથી.[૫૭] મારા કુળની કીર્તિ કિંવા આપ્તવર્ગોનો સમુદાય એની તુલનામાં પ્રત્યક્ષ સૃષ્ટિકર્તા બ્રહ્મદેવ પણ ઓછોજ છે.[૫૮] માટે લોકો જે ઈશ્વરાદિકની સ્તુતિનાં સ્તોત્રો ગાય છે તે વ્યર્થ છે અને મારી બરોબરી કરનાર તો કોઇ પણ ઉપલબ્ધ થનાર નથીજ.[૫૯] હવે, જે જારણ મારણાદિકનો લોપ થયો છે તેનો હું જીર્ણોદ્ધાર કરીશ અને પ્રજાપીડક જે યજ્ઞયાગ તે પણ કરીશ.[૬૦] મારા ઐશ્વર્યનું જે વર્ણન કરશે, કિંવા જે મારી સ્તુતિ કરશે અને નાચ તમાશા કરીને જે મને સંતુષ્ટ કરશે તેને તે જે માગશે તે વસ્તુ હું આપીશ,[૬૧] મદ્યાદિ માદક પદાર્થોનું સેવન કરી સ્ત્રીઓને આલિંગન દેવામાં મારા જેવો કુશળ કોઇ પણ મનુષ્ય આ ત્રિભુવનમાં પ્રાપ્ત થનાર નથી.[૬૨] એવી એવી બીજી કેટલીક વાતો કહું ? જેને આસુરી પ્રકૃતિનો ઉન્માદ લાગ્યો છે તે આ રીતે અપરિમિત ઇચ્છાથી આકાશપુષ્પનો વાસ લે છે.[૬૩]

**अनेकचित्तविभ्रान्ता मोहजालसमावृताः ।**
**प्रसक्ताः कामभोगेषु पतंति नरकेऽशुचौ ॥ १६ ॥**

**શ્લોકાર્થઃ**—આ પ્રકારે અનેક મનોરથથી જેનું ચિત્ત વિક્ષિપ્ત થયું છે, જે મોહજાળથી આવૃત્ત થઇ ગયા છે અને કામભોગમાં જે અત્યંત આસક્ત થયા છે, તે પુરુષ અપવિત્ર નરકમાં પડે છે. (૧૬).

**ઓવી અર્થઃ**—જે પ્રમાણે સન્નિપાત જ્વરથી ગ્રસ્ત થયેલો રોગી ફાવે તેમ બકે છે, તે પ્રમાણે આસુરી સંપત્તિવાળા લોકો ફાવે તેવી કલ્પના મુખદ્વારા બહાર પાડે છે, એમ તું સમજ.[૬૪] અજ્ઞાનરૂપી ધૂળ આશારૂપી વાવાઝોડામાં સપડાઇ જાય એટલે પછી મનોરથરૂપી આકાશમાં ઉડયા કરે છે.[૬૫] જે પ્રમાણે આષાઢ માસમાં એક ઉપર એક એ પ્રમાણે પુષ્કળ અભ્રો ચઢી આવે છે, કિંવા સમુદ્રમાં તરંગો ઉપર તરંગો આવે છે, તે પ્રમાણે તે અખંડ કામની ઇચ્છા કરે છે.[૬૬] પછી મનોરથરૂપી વલ્લરિ મનમાં વિસ્તાર પામવાથી જે પ્રમાણે કમળોને કાંટાનો સ્પર્શ થતાં તે ફાટી જાય છે,[૬૭] કિંવા હે પાર્થ ! જે પ્રમાણે પાષાણુપર હાંડલીને અફાળવાથી તે ફુટી જાય છે, તે પ્રમાણે તેના મનોરથો છિન્નવિચ્છિન્ન થઇ જાય છે.[૬૮] જેમ જેમ રાત્રિ વધતી જાય છે તેમ તેમ અંધકાર પણ વૃદ્ધિંગત થતો જાય છે, તે પ્રમાણે (જેમ જેમ અજ્ઞાન વધતું જાય છે તેમ તેમ) તેના અંતઃકરણમાં મોહની વૃદ્ધિ થતી જાય છે;[૬૯] અને જેમ જેમ મોહ વધતો જાય છે તેમ તેમ વિષય વાસનાની વૃદ્ધિ થતી જાય છે; અને વિષય તો પાતકનું કારણજ છે.[૭૦] પાપો બલાઢય થઇને જેમ જેમ વધે છે, તેમ તેમ જીવંત અવસ્થામાંજ નરકયાતના ભોગવવી પડે છે.[૭૧] માટે હે સુબુદ્ધિમંત ! જે ખરાબ વાસના મનમાં ધારણ કરે છે, તેનો એવે સ્થળે વાસ થાય છે,[૭૨] કે જ્યાં તરવારની ધાર જેવાં તીક્ષ્ણ પાંદડાંવાળાં વૃક્ષો હોય છે અને ખેરના ધગધગતા અંગારાના ડુંગરો હોય છે તથા જ્યાં ઉકળતા તેલના સમુદ્રો ઉભરાય છે;[૭૩] અને જ્યાં યાતનાની હારની હાર આવી રહેલી હોય છે તથા જ્યાં યમની નિત્ય તપાસ જારીજ હોય છે; આવા ઘોર નરકમાં તેઓ પડે છે.[૭૪] આવા નરકના મુખ્ય ભાગમાં જે જન્મ ધારણ કરે છે તેઓ પણ યજ્ઞયાગાદિ કર્મો કરવામાં નિમગ્ન થાય છે.[૭૫] બાકી હે અર્જુન ! તેમની યજ્ઞાદિક ક્રિયાઓ જો કે હિતાવહજ હોય છે તોપણ નાટકી મનુષ્યોના જેવાં તેમનાં આચરણ હોવાથી તે નિષ્ફળ થાય છે.[૭૬] વેશ્યા જે પ્રમાણે પોતાના યજમાનના આશ્રયથી પોતાને સૌભાગ્યવતી માની સંતોષ પામે છે.[૭૭]

**आत्मसंभाविताः स्तब्धा धनमानमदान्विताः ।**
**यजन्ते नामयज्ञैस्ते दंभेनाविधिपूर्वकम् ॥ १७ ॥**

**શ્લોકાર્થઃ**—પોતેજ પોતાની પ્રશંસા કરનાર અક્કડ થઇને વર્તનાર તથા ધન અને મહત્તાના ગર્વથી ઉન્મત્ત થઇને ફરનાર આ લોકો શાસ્ત્રવિધિને છોડી, દંભથી કેવળ નામનોજ યજ્ઞ કરે છે. (૧૭)

**ઓવી અર્થઃ**—તે પ્રમાણે હું સર્વમાં શ્રેષ્ઠ છું એમ માની જેનું અંગ ગર્વથી છલકાઇ જાય છે;[૭૮] પછી બીડનો સ્તંભ જે પ્રમાણે નમતો નથી; તે પ્રમાણે તે પણ નમતો નથી, કિંવા ઉંચે આસ્માનમાં નીકળી ગયેલો પર્વત જે પ્રમાણે નમીને નીચે આવતો નથી,[૭૯] તે પ્રમાણે પોતાના ઐશ્વર્યથી જે પોતેજ સંતોષ માની, ઇતર જનોને તૃણથી પણ હલકા ગણે છે;[૮૦] હે અર્જુન ! સંપત્તિના મદથી ઉન્મત્ત થઇ તે યોગ્યાયોગ્ય વિચારને દેશવટો આપે છે.[૮૧] અરે, જેના મનમાં આવો ગર્વ ભરેલો હોય છે તે યજ્ઞની શું કિમ્મત જાણી શકે છે?

પરંતુ મૂર્ખ લોકો શું નથી કરતા ?[૮૨] તેઓ એકાદ વખત મૌર્ખ્યરૂપી મદ્યનું સેવન કરી તેની નિશામાં ચકચૂર થઇને આભાસ માત્ર યજ્ઞ કરવાને તત્પર થાય છે. તે યજ્ઞની વિધિ આ પ્રમાણે હોય છે.[૮૩] તેમને કુંડ, મંડપ, વેદી કિંવા તદ્વિષયક સર્વ સામગ્રીની આવશ્યકતા હોતી નથી; અને યથાવિધિ કર્મ કરવા સાથે તો તેમને સદા આદવેરજ હોય છે;[૮૪] દેવ બ્રાહ્મણનાં નામ પવનની લ્હેરકી સાથે તણાઈ આવીને તેમને કાને પડે તોપણ તે તેમને ગમતાં નથી, આવી જ્યાં સ્થિતિ હોય ત્યાં દેવ બ્રાહ્મણ શા માટે આવશે ?[૮૫] પરંતુ જે પ્રમાણે શાણા લોકો મૃત વાછરડાના ઉદરમાં ઘાસ, પરાળ આદિ ભરીને તેને ગાયની સન્નિધ ઉભો રાખીને તેનું દૂધ કાઢી લે છે,[૮૬] તે પ્રમાણે યજ્ઞના મિષથી સર્વ લોકોને આમંત્રણ કરી, તેઓ જ્યારે કાંઇક પ્રાપ્તિની આશાથી આવે છે ત્યારે ઉલટા તેમનીજ પાસેથી ચાંલ્લો ઓકાવીને તેમને લૂટે છે.[૮૭] આ પ્રમાણે યજ્ઞની દાંભિકતા દર્શાવી તેઓ પ્રાણીઓના નાશની ઇચ્છા કરે છે.[૮૮]

**अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।**
**मामात्मपरदेहेषु प्रद्विषन्तोऽभ्यसूयकाः ॥ १८ ॥**

શ્લોકાર્થઃ—અહંતા, બળ, ગર્વ, કામ તથા ક્રોધનો આશ્રય કરી, તેમના તથા અન્યના શરીરમાં રહેલો જે હું તેનો તેઓ દ્વેષ કરે છે, અને અન્યનો ( સાધુનો ) ઉત્કર્ષ સહન કરી શકતા નથી, ( એવા તે લોકો હોય છે. ) ( ૧૮ )

ઓવી અર્થઃ—પછી તેઓ પોતાની આગળ ડંકા, નિશાન આદિ રાખી અમે દીક્ષિત છીએ એવી વ્યર્થ પ્રસિદ્ધિ જગત્માં કરે છે;[૮૯] તે વખતે અધમને આવા દીક્ષિતપણાના મહત્ત્વથી અધિકજ ગર્વ ચઢે છે. જે પ્રમાણે અંધકારને કાજળનું લેપન કરવામાં આવે એટલે તે અધિકજ શ્યામ બને છે,[૯૦] તે પ્રમાણે તેનું મૌર્ખ્ય બળવત્તર થઇ તેનું ઉદ્ધતપણું વૃદ્ધિંગત થાય છે અને અહંકારથી અજ્ઞાન પણ વધે છે.[૯૧] પછી જગત્માં મારા કરતાં બીજો કોઇ અધિક બળવાન નથી, એમ તેને લાગે છે.[૯૨] આ પ્રમાણે એકવાર અહંકાર પ્રબળ થવાથી દર્પરૂપી સાગર પોતાની મર્યાદા ઉલ્લંઘીને વહેવા લાગે છે.[૯૩] પછી આ પ્રમાણે એકવાર દર્પ વધ્યો એટલે કામનો પિત્તો ઉછળી આવે છે અને તેની ઉષ્ણતાથી ક્રોધાગ્નિ અધિકજ પ્રદીપ્ત થાય છે.[૯૪] પછી જેમ ઉન્હાળાના દહાડામાં તેલ, ઘીના ભંડારને પ્રખર અગ્નિ લાગે અને તેવામાં પવનનાં વાવાઝોડાં છુટે તો તે શું ખરાબી ન કરે ?[૯૫] તે પ્રમાણે અહંકારનું પ્રાબલ્ય થાય અને દર્પ તથા કામ ક્રોધની સાથે મળી જાય.[૯૬] એટલે પછી તે પોતાની ઇચ્છા પ્રમાણે કયી કયી હિંસા ન કરે અને કયાં કયાં પ્રાણીનો સંહાર ન કરે ?[૯૭] હે ધનુર્ધર ! પ્રથમ એ દીક્ષિત અભિચાર અર્થાત્ જારણ મારણને નાદે લાગી પોતાના રક્તમાંસનો વ્યય કરે છે;[૯૮] તેઓ પોતાની દેહને જે ત્રાસ આપે છે તેના ઘાવ તે દેહમાં વાસ કરનારો જે હું આત્મા તેને શોષવા ( સહન કરવા ) પડે છે;[૯૯] અને તેઓ જારણ મારણાદિ ક્રિયાથી જેને જેને પીડા કરે છે તેના શરીરમાં રહેનાર જે જીવ ચૈતન્ય છે તેને ત્રાસ થાય છે;[૪૦૦] અને કદાચિત્ તેના જારણ મારણાદિ ક્રિયાના સપાટામાંથી કોઇ સુભાગ્ય યોગે બચે, તો તેના પર દુષ્ટતાના પાષાણો ફેંકે છે.[૧] સતી, સત્પુરુષ, દાનશીલ, યજ્ઞ કરનાર, અલૌકિક તપ કરનાર, સંન્યાસી,[૨] કિંવા ભક્ત, મહાત્મા, તથા જેમનાં ઘરો શ્રૌતાદિક હોમ ધર્મોવડે પવિત્ર થયાં છે એવા પુરુષો, આ જે મને પ્રિય છે અને જેના અંતરમાં મારો વાસો છે,[૩] તેમને તેઓ દ્વેષરૂપી હળાહળ વિષ પાઇને તીક્ષ્ણ કરેલાં દુઃશબ્દરૂપી મજબૂત બાણો મારે છે.[૪]

**तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् ।**
**क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥ १९ ॥**

**શ્લોકાર્થઃ**—તે સાધુદ્વેષી, ક્રૂર તથા પાપી નરાધમને હું નિરંતર સંસારમાંની ( અતિશય દુઃખદાયક ) આસુરી યોનિમાંજ જન્મ આપું છું. ( ૧૯ )

**ઓવી અર્થઃ**—આ પ્રમાણે સર્વ પ્રકારે જે મારી સાથે વૈર કરવાને પ્રવૃત્ત થાય છે તે પાપીઓને હું કેવી શિક્ષા કરૂં છું, તે સાંભળ.[૫] મનુષ્યદેહ ધારણ કરી આ જગતમાં આપણાં કર્તવ્યો શું છે એ જે વિસરી જાય છે તેની મનુષ્યદેહરૂપી પદ્વી હરણ કરી હું તેને એવી સ્થિતિમાં મૂકું છું[૬] કે જે કલેશરૂપી ગ્રામનો ઉકરડા અને સંસારપુરીનો ઘાટજ હોય ! આવી જે તમો યોનિ, તેનો તે મૂર્ખને હું વતનદાર બનાવું છું.[૭] પછી ક્ષુધા લાગી હોય ત્યારે જે ઘાસ પણ ખાઈ શકતા નથી એવા વ્યાઘ્ર, વિંછી ઈત્યાદિ અરણ્યનિવાસી યોનિમાં તેમને હું જન્મ આપું છું.[૮] આ યોનિનાં પ્રાણીઓ અતિ બુભુક્ષિત થાય છે ત્યારે તે પોતાના અંગમાંથી માંસના લોચા ખેંચી કાઢે છે અને તેને ખાઇને મરણ પામે છે અને પુનઃ તેજ યોનિમાં કેટલીક વાર જન્મ લે છે.[૯] કિંવા પોતાના વિષનો સ્પર્શ થતાં પોતાનાજ શરીરને દાહ થાય એવા સર્પની યોનિમાં હું તેને ઉત્પન્ન કરીને દરમાં ગોંધી મૂકું છું.[૧૦] આ દુર્જનને શ્વાસ બહાર કાઢી શકે એટલા અલ્પ સમય પર્યંત પણ હું વિશ્રાંતિ આપતો નથી,[૧૧] આ પ્રમાણે, અપરિમિત કલ્પો સુધી તેને હું કલેશદાયક યોનિમાં રાખું છું.[૧૨] પરંતુ લક્ષ્ય સ્થાનપર પહોંચવાના માર્ગનો તો આ પહેલોજ મુકામ છે, તે સ્થાને પહોંચ્યા પછી તો તેને આથી પણ ભયંકર યાતનાઓ ભોગવવી પડશે.[૧૩]

**आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।**
**मामप्राप्यैव कौंतेय ततो यान्त्यधमां गतिम् ॥ २० ॥**

**શ્લોકાર્થઃ**—હે અર્જુન ! આસુરી યોનિને પ્રાપ્ત થયેલા તે પુરુષો જન્મોજન્મ (અધિકાધિક) મૂઢ થતા થતા મને ન પામતાં ઉત્તરોત્તર અધમ ગતિને પ્રાપ્ત થતા જાય છે. ( ૨૦ )

**ઓવી અર્થઃ**—આ પ્રકારે આ આસુરી સંપત્તિનો મહિમા એવો છે કે તેના યોગથી અધોગતિ પ્રાપ્ત થાય છે.[૧૪] પછી વ્યાઘ્રાદિ તામસ યોનિમાં દેહ ધારણાથી જે થોડી સ્વસ્થતા પ્રાપ્ત થાય છે,[૧૫] તે સ્વસ્થતા પણ હરાઇ જઇને જ્યાં જતાં અંધકારને પણ વ્યાકુળતા પ્રાપ્ત થાય છે એવી તમની યોનિમાં હું તેને પુરૂં છું.[૧૬] જે તમ પ્રતિ પાપને પણ ઘૃણા ઉત્પન્ન થાય છે, નરક પણ જેનાથી ડરે છે, અને જેની આગળના શ્રમથી શ્રમ મૂર્ચ્છિત થાય છે;[૧૭] જેના યોગથી મલ પણ મલિન થાય છે, તાપને પણ તાપ પેદા થાય છે, અને જેનું નામ સાંભળતાં મહા ભયને પણ ભીતિ ઉત્પન્ન થાય છે;[૧૮] જે તમનો પાપને પણ કંટાળો આવે છે, જેના સ્પર્શથી અમંગળ વસ્તુને પણ અમાંગલિકતા લાગે છે અને આભડછેટને પણ અડકાવાની ભીતિ લાગે છે;[૧૯] હે ધનંજય ! આવી જે આ સમસ્ત જગતમાં સર્વથી નિકૃષ્ટ અવસ્થા તેનાં સંકટો સહન કરીને તે અધમ તામસ યોનિમાં જન્મ લે છે.[૨૦] અરે ! આ યોનિનું વર્ણન કરતાં વાણીને અશ્રુ આવે છે અને તેની સ્મૃતિ થતાં મન પાછળ હઠે છે. અરે ! અરે ! તે મૂર્ખ શા માટે આ નરકવાસની પ્રાપ્તિ કરી ?[૨૧] જે આસુરી સંપત્તિથી આવા ઘોર પતનને તેઓ પ્રાપ્ત થાય છે તેને તેઓ વ્યર્થ શા માટે વધારતા હશે ?[૨૨]

હે અર્જુન! આસુરી સંપત્તિવાળા લોકોને આવો નરકવાસ ભોગવવો પડે છે, માટે તું તે તરફના માર્ગે વિચરીશ માં;[૨૩] અને જે આસુરી સંપત્તિના અંગમાં દંભાદિક છ દોષો ભરેલા છે, તેનો ત્યાગ કર, એ શું તને કહેવાની આવશ્યકતા છે?[૨૪]

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥ २१ ॥

શ્લોકાર્થઃ—કામ, ક્રોધ અને લોભ એ જીવને કોઇ પણ પ્રકારના પુરુષાર્થની પ્રાપ્તિ કરાવી ન આપનાર નરકનાં ત્રણ દ્વારો છે; માટે એ ત્રણેનો ત્યાગ કર. (૨૧)

ઓવી અર્થઃ—પરંતુ કામ, ક્રોધ અને લોભ એ ત્રણેનું મૂળ જ્યાં મજબૂત થયું છે ત્યાં અશુભનો પાક પાકયો છે, એમ તું સમજ.[૨૫] હે ધનંજય! સર્વ દુઃખોનો અનુભવ કરાવી અપાવનારા દુઃખ માર્ગના એ ભોમીઆજ છે;[૨૬] કિંવા પાપી લોકને નરકભોગની પ્રાપ્તિ કરાવી આપનાર પાતકોની એ મોટી સભાજ છે.[૨૭] પુરાણોમાં રૈરવ નરકને નામે જેની અતિ ખ્યાતિ થયેલી છે, તેની પ્રતિષ્ઠા તો માત્ર ત્યાં સુધીજ રહેશે કે જ્યાં સુધી આ ત્રણે દોષો અંતરમાં ઉદ્ભવ્યા ન હોય![૨૮] એના યોગથી અપાયકારક વસ્તુની પ્રાપ્તિ અતિ ત્વરાથી થઇ શકે છે, યાતના અતિ સસ્તી થઇ જાય છે અને જેને હાનિ કહેવામાં આવે છે તે વસ્તુતઃ હાનિ નથી પરંતુ આ ત્રણે દોષોજ હાનિરૂપ છે.[૨૯] હે અર્જુન! એની જે અતિ નિકૃષ્ટ સ્થિતિ વર્ણવવામાં આવી તેથી વિશેષ તે એનું વિવેચન હું શું કરૂં? આ ત્રિદોષ સમુદાય નરકના દરવાજાનો ઉમરોજ છે.[૩૦] કામ, ક્રોધ અને લોભ એ ત્રણેને જે મનપૂર્વક અનુકૂળ (આધીન) થઇ જાય છે તે નરકપુરીની સભામાં સન્માનને પાત્ર થાય છે![૧] માટે હે કિરીટી! તને વારંવાર કહું છું કે, કામ, ક્રોધ અને લોભની ત્રિપુટી, કે જે સર્વ વિષયોમાં અતિ ખરાબ છે તેનો ત્યાગ કર.[૩૨]

एतैर्विमुक्तः कौन्तेय तमोद्वारैस्त्रिभिर्नरः ।
आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥ २२ ॥

શ્લોકાર્થઃ—હે કૌંતેય! નરકનાં આ ત્રણે દ્વારમાંથી જે મનુષ્ય મુક્ત થાય છે, તે પોતાનું કલ્યાણ કરવાના માર્ગે લાગે છે; અને પછી ઉત્તમ ગતિને પ્રાપ્ત થાય છે. (૨૨).

ઓવી અર્થઃ—ધર્મ; અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થ વિષે ઉચ્ચાર પણ ત્યારેજ કાઢી શકાશે કે જ્યારે કામ, ક્રોધ અને લોભ એ ત્રણનો પરિત્યાગ થશે.[૩૩] કામ, ક્રોધ અને લોભ એ ત્રણ જ્યાં સુધી અંતરમાં વાસ કરે છે ત્યાં સુધી મનુષ્યનું કલ્યાણ થાય છે એ કથન મારા કર્ણ તો સાંભળી શકતા નથી.[૩૪] જેને પોતાના કલ્યાણની ઇચ્છા હોય કિંવા જેને પોતાના નાશની ભીતિ હોય તેણે સાવધ થઇ આ ત્રણનો સંસર્ગ કરવો નહિ.[૩૫] પેટ સાથે પાષાણ બાંધી બાહુવડે સમુદ્ર તરી જવો, કિંવા જીવવાને માટે હળાહળ વિષનું સેવન કરવું, (અશકય છે,)[૩૬] તે પ્રમાણે આ કામ, ક્રોધ અને લોભવડે (ઇષ્ટ) કાર્યસિદ્ધિ કરવી, (અસંભવિત છે.) માટે મનમાંથી એનાં નામનિશાનનો પણ નાશ કરી નાંખ.[૩૭] જે વખતે આ ત્રણ કડીની સાંકળી પગમાંથી સહજ તુટી જશે ત્યારે આપણે સુખપૂર્વક હિતને માર્ગે ચાલી શકીશું.[૩૮] વાત, પિત્ત અને કફ એ ત્રણે દોષો જ્યાં સુધી શરીરમાં ઉત્પન્ન થયા નથી કિંવા એકાદ શહેર જ્યાં સુધી ચાડી, ચોરી અને વ્યભિચારથી મુક્ત હોય છે; અને જ્યાં સુધી આધ્યાત્મિક; આધિદૈવિક તથા આધિભૌતિક આ ત્રિવિધ તાપથી અંતઃકરણ

મુક્ત હોય છે ત્યાં સુધી જેમ સુખ ઉત્પન્ન થાય છે,[૩૯] તેમ કામ, ક્રોધ અને લોભ એ ત્રણ દોષને જેણે છોડ્યા છે તેને સંસારમાં સુખની પ્રાપ્તિ થાય છે; અને સજ્જનોની સંગતિથી મોક્ષમાર્ગની પ્રાપ્તિ થાય છે.[૪૦] પછી મનુષ્ય સત્સંગના બળથી તથા સચ્છાસ્ત્રોના યોગથી જન્મમૃત્યુના ફેરાને ઓળંગી જાય છે.[૪૧] તે વખતે તેને જ્યાં નિરંતર આત્માનંદ વાસ કરે છે એવું જે ગુરૂકૃપાનું સ્થાન તે પ્રાપ્ત થાય છે.[૪૨] પ્રીતિની પેલીમેરનું સ્થાન જે આત્મરૂપી માતા તેનો ત્યાં ભેટો થાય છે; અને તેને આલિંગન આપવાથી સંસારના તાપ આપોઆપ નષ્ટ થાય છે.[૪૩] આ પ્રમાણે જે કામ, ક્રોધ અને લોભનો ત્યાગ કરી મુક્ત થાય છે તેજ આત્માની પ્રાપ્તિ કરવાને સમર્થ થાય છે.[૪૪]

**यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।**
**न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥ २३ ॥**

**શ્લોકાર્થ:—જે શાસ્ત્રોક્ત વિધિને છોડી, પોતાની ઇચ્છા પ્રમાણે વર્તે છે, તેને સિદ્ધિસુખ અને ઉત્તમ ગતિની પ્રાપ્તિ થતી નથી. (૨૩).**

**ઓવી અર્થ:**—કિંવા આત્મપ્રાપ્તિના લાભપર પ્રીતિ ન રાખી જે કામાદિકમાંજ મુંડી મારી રહે છે, તે આત્મવિઘાતક છે.[૪૫] આ જગતમાં સર્વને સમાન અને સર્વપર સરખી કૃપા કરનાર અને મનુષ્યોનાં હિત કિંવા અહિતને દર્શાવનાર કેવળ દીપકરૂપ એવા જે સર્વના ગુરૂ, વેદ તેની જે આજ્ઞા પાળતા નથી;[૪૬] જે શાસ્ત્રમાં નિર્દિષ્ટ કરેલા વિધિનિષેધનો પ્રતિબંધ ગણતા નથી અને જે પોતાના હિત તરફ દુર્લક્ષ કરી ઇંદ્રિયોના સર્વ કોડો પરિતૃપ્ત કરે છે;[૪૭] કામ, ક્રોધ અને લોભનો પલ્લવ છોડતા નથી અને તેના લીધેલા શપથ તોડતા નથી અને વિષયોના નિબિડ અરણ્યમાં યથેચ્છ વિહાર કરે છે,[૪૮] તેમનો તેમાંથી એક ક્ષણભર પણ છુટકો થતો નથી; સુખની વાત તો સ્વપ્નમાં પણ તેમનાથી દૂરજ હોય છે;[૪૯] અને સ્વર્ગવાસથી તે વેગળોજ રહે છે, એમાં કાંઇ સંશય નથી; પરંતુ તેને આ લોકના ભોગો પણ મળતા નથી.[૫૦] એકાદ બ્રાહ્મણ નદીને તીરે સ્નાનસંધ્યા કરતો હોય તે વખત જો તેનું મન મત્સ્યપર જાય અને તે તેને પકડવાને જાય, તો લોકો આ ઘટના જોઇને તેને નાસ્તિક કહે છે; આ પ્રમાણે તેની મત્સ્ય વિષેની ઇચ્છા પણ તૃપ્ત થતી નથી અને તે બ્રાહ્મણત્વથી પણ ભ્રષ્ટ થાય છે,[૫૧] તે પ્રમાણે, જે વિષયને નાદે લાગી પરલોકને લાત મારે છે અને આ લોકમાં મૃત્યુપાશમાં સપડાય છે,[૫૨] તે પરલોક અને સ્વર્ગને ગુમાવે છે. અરે ! જેને આ લોકમાં ભોગ ભોગવવાને મળતા નથી તેને મોક્ષપ્રાપ્તિ તો કયાંથીજ થાય ?[૫૩] માટે કામની બુદ્ધિથી જે વિષયોનું સેવન કરવા લાગે છે તેને વિષયો ભોગવવાને મળતા નથી અને સ્વર્ગપ્રાપ્તિ પણ થતી નથી અને તે ઉદ્ધાર પણ પામતો નથી.[૫૪]

**तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।**
**ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥ २४ ॥**

**શ્લોકાર્થ:—એટલા માટે કાર્ય અથવા અકાર્યનો નિર્ણય કરવામાં શાસ્ત્ર એજ પ્રમાણ છે. શાસ્ત્રમાં નિર્દિષ્ટ કરેલાં કર્મો સમજી લઇ આ લોકમાં તેનું આચરણ કરવું એજ તને ઉચિત છે. ( ૨૪ ).**

**ઓવી અર્થ:**—એટલા માટે, હે અર્જુન ! જેને પોતાનું કલ્યાણ કરવાની ઇચ્છા હોય તેણે વેદોક્તમાર્ગની અવજ્ઞા કરવી નહિ.[૫૫] પતિની ઇચ્છા પ્રમાણે વર્તી પતિવ્રતા સ્ત્રી અનાયાસે પોતાનું હિત સાધી લે છે;[૫૬] કિંવા શ્રીગુરૂની આજ્ઞા શિરસાવંદ્ય કરી તે પ્રમાણે જે શિષ્ય

વર્તે છે તે આત્મપ્રાપ્તિ કરે છે;[૫૭] વધારે શું કહું ? જે પ્રમાણે આપણે પોતેજ મુકેલી વસ્તુ હસ્તગત કરવાને માટે આપણને દીપકનો પ્રકાશ અવશ્ય આગળ કરવો પડે છે,[૫૮] તે પ્રમાણે, હે પાર્થ ! સર્વ પુરુષાર્થોના સ્વામી થવાની જેને ઇચ્છા હોય, તેણે શ્રુતિ અને સ્મૃતિને શિરસાવંદ્ય માનવાંજ જોઇએ.[૫૯] જો શાસ્ત્ર રાજ્યનો પણ ત્યાગ કરવાની આજ્ઞા કરે તો તેમ કરવામાં લેશ પણ વિલંબ કરવો નહિ, અને વિઘાતક વિષનું પણ સેવન કરવાની આજ્ઞા કરે તો તેમ પણ અવશ્ય કરવું.[૬૦] હે સુભટ ! જે આ પ્રમાણે વેદોની એકનિષ્ઠતાથી આજ્ઞા પાળે છે તેને અનિષ્ટનો ભેટો કદિ પણ થઈ શકશે નહિ.[૬૧] અહિતમાંથી મુક્ત કરનારી અને હિતની વૃદ્ધિ કરનારી શ્રુતિના જેવી જગતમાં અન્ય કોઇ માતા નથી.[૬૨] માટે જેના યોગથી બ્રહ્મપ્રાપ્તિ થાય છે, તેવી આ શ્રુતિની કોઇએ પણ અવજ્ઞા કરવી નહિ; અને વિશેષ કરીને તું તો અવશ્ય આ શ્રુતિની આજ્ઞા પાળ.[૬૩] હે અર્જુન ! ગત જન્મોમાં ધર્માચરણ કરવાને લીધે તું આ જન્મમાં સચ્છાસ્ત્રોને સાર્થ કરવાને માટે ઉત્પન્ન થયો છે.[૬૪] વળી ધર્મ રાજાનો તું બંધુ હોવાથી તને ધર્માનુજ નામ સહજ પ્રાપ્ત થયું છે. માટે તું વેદબાહ્ય વર્તન રાખીશ નહિ.[૬૫] આ કાર્ય છે કિંવા અકાર્ય છે એની તપાસ શાસ્ત્રદ્રષ્ટિથીજ કરવી. શાસ્ત્રોએ જેને અકાર્ય અર્થાત્ નિષિદ્ધ કર્મ ઠરાવ્યાં હોય તેને અહિતકારક સમજીને તેનો પરિત્યાગ કરવો.[૬૬] પછી જે ખરેખરાં ઉત્તમ કર્તવ્યો હોય તેને અવશ્ય આચરવાં.[૬૭] હે સુબુદ્ધિમંત ! આજે તારા હાથમાં જગતે પ્રમાણ માનવા યોગ્ય શિક્કો હોવાથી, ખરેખર લોકો તારા આચરણનું અનુકરણ કરે એવી તારી યોગ્યતા થશે.[૬૮] મહારાજ કહે છે કે આ પ્રમાણે આસુરવર્ગનાં સર્વ લક્ષણો કહીને હવે અર્જુનને તેનો નિર્ણય પણ કહી સંભળાવ્યો.[૬૯] અર્જુન અંતરમાં સદ્ભાવના રાખી આના વિષે જે કાંઇ પ્રશ્નો પૂછે તે સાવધાન ચિત્તે શ્રવણ કરો.[૭૦] શ્રી વ્યાસે આજ્ઞા કર્યા પ્રમાણે સંજયે ધૃતરાષ્ટ્ર રાજાનો કાળ વ્યતીત કર્યો; તે પ્રમાણે નિવૃત્તિ મહારાજની કૃપાથી હું પણ તમને કહીશ.[૭૧] આપ સંતમંડળ જો મારાપર કૃપાદ્રષ્ટિ કરશો, તો હું તમારા જેવો થઇશ.[૭૨] માટે મહારાજ કહે છેઃ—આપનું અવધાન આપી શિષ્યપર કૃપા કરો, એટલે હું કૃતકૃત્ય થઇશ.[૪૭૩]

# सप्तदश अध्याय.

અહો ! શ્રી ગુરૂરાય ! જે તમારી યોગરૂપી માયા જગદ્રૂપી પ્રફુલ્લિત મુદ્રાને વિકસિત કરે છે, એવા આપ ગણપતિને મારા નમસ્કાર હો ![૧] ત્રિપુરવધ કરતી વેળાએ શંકરે પુષ્કળ પરિશ્રમ ઉઠાવ્યો, પરંતુ ગણપતિનું સ્મરણ ન કર્યું તેથી તેને યશ પ્રાપ્ત થયો નહિ, પછી જ્યારે ગણપતિનું સ્મરણ કર્યું ત્યારે તેને યશની પ્રાપ્તિ થઇ. ત્રીગુણરૂપી ત્રિપુરાસુરે જીવત્વરૂપી કિલ્લામાં બંધ કરેલા આત્મારૂપી શંકરે, હે ગણપતિ સ્વરૂપ શ્રી ગુરો ! આપના સ્મરણવડે પોતાને સંકટમાંથી મુક્ત કર્યો છે,[૨] માટે શ્રી શંકરની સાથે તમારી તુલના કરતાં પણ તમારી યોગ્યતા વિશેષ છે. ( તમારૂં પલ્લું વજનથી નીચે જાય છે. ) તથાપિ માયારૂપી સમુદ્રમાંથી ( ભવ સમુદ્રમાંથી ) મુમુક્ષુને તારી લેવાના સંબંધમાં તમે નાવવત્ હલકા છો.[૩] જે તમારે વિષે અજ્ઞાત છે, તેને તમે વક્રતુંડ ( વાંકી સૂંઢવાળા ) દેખાઓ છો; પરંતુ જેઓ તમારૂં સ્વરૂપ જાણે છે તેને તો તમે નિત્ય સીધા મુખનાજ દિસો છો.[૪] હે ગણપતિરૂપ શ્રી ગુરૂરાય ! તમારી આંખો જોવા જતાં નાની દેખાય છે, પરંતુ આપ તેની ઉઘાડઢાંક કરીને સહજ લીલાથી

જગતની ઉત્પત્તિ અને નાશ કરો છો.[૫] પ્રવૃત્તિરૂપી કર્ણ હલાવવાથી સંસારરૂપી વૃત્તિ ઉત્પન્ન થાય છે, મદનો સુગંધી વાયુ છુટે છે, અને તેથી લુબ્ધ થયેલો ભ્રમર ગંડસ્થલપર બેસવાથી નીલ કમલવડે જાણે તમારી પૂજા થતી ન હોય તે પ્રમાણે તમારૂં ગંડસ્થલ શોભે છે.[૬] પછી બીજો નિવૃત્તિરૂપી કર્ણ હલાવવાથી અંતર્મુખવૃત્તિ ઉત્પન્ન થાય છે આપની બાંધેલી પૂજાનું વિસર્જન થાય છે અને તે વખતે આપનું શુદ્ધ સ્વરૂપ અતિ માધુર્યયુક્ત દેખાય છે.[૭] તમારી ડાબી જાંગપર બેઠેલી સરસ્વતીની (શક્તિની) નિત્ય ક્રીડાજ જગત્‌ની ઉત્પત્તિ કરે છે; અને આપ નૃત્યના મિષથી સર્વ જગત્‌નો વ્યવહાર ચલાવો છો.[૮] અસ્તુ! હે ગુરુરાય! આપ જેના સગા થાઓ છો તે સગપણના વ્યવહારને મુકે છે. (તેનો દ્વૈતભાવ નષ્ટ થઇ તે તમારા સ્વરૂપમાં એકત્ર થઇ જાય છે.) આ કેવી વિસ્મયકારક વાર્તા છે![૯] તમે જગત્‌નાં બંધનોના નામનિશાનનું પણ નિકંદન કાઢો છો; માટે આપ જગદ્‌બંધુ છો એવો ભાવ ધારણ કરીને જે મોટા ઉત્સાહથી આત્મસ્વરૂપ ભાવથી આપને શરણે આવે છે,[૧૦] તેનું શરીર સુદ્ધાં દ્વૈતભાવથી મુક્ત થઈ જાય છે. કારણ કે હે દેવરાય! તે પરકીય મનુષ્ય હોવા છતાં પણ આપ તેને સ્વસ્વરૂપજ બનાવી દ્યો છો. તેના અંતરનો દ્વૈતભાવ નષ્ટ કર્યો એટલે સર્વત્ર અદ્વૈત થતાં પછી ભિન્નતા ક્યાં દ્રષ્ટિગોચર થશે?[૧૧] જે તમને પૃથક્ સમજીને તમારી પ્રાપ્તિ કરવાને માટે દોડાદોડ કરે છે, તેને તમે પ્રાપ્ત થતા નથી, પરંતુ અલિપ્તજ રહો છો.[૧૨] જે ધ્યાન ધરવાના નિમિત્તથી તમારી મૂર્તિને હૃદયમાં સ્થાપન કરે છે તેને તમે મળતા નથી અને તેના દેશમાં સુદ્ધાં તમે નિવાસ કરતા નથી; પરંતુ જે ધ્યાન સહવર્તમાન તમારા વિષેના દ્વૈતભાવને દૂર કરે છે, તે તમને અતિ પ્રિયકર થઈ પડે છે.[૧૩] તમે જે સિદ્ધ છો, તેને જેઓ જાણતા નથી, તેજ સર્વજ્ઞ છે, એમ કહેવાય છે. વેદોએ જે તમારૂં આટલું બધું વર્ણન કર્યું છે, તેને તો તમે સાંભળતા સુદ્ધાં નથી.[૧૪] તમારી રાશી જોતાં 'મૌન' નામ નિષ્પન્ન થાય છે. તો પછી આપની સ્તુતિ કરવાની ઇચ્છા મારે શા માટે રાખવી જોઇએ? આ સર્વ ભાસમાન્ જગત્ એ આપની માયા છે. માટે તમારૂં ભજન શી રીતે થઈ શકશે?[૧૫] તમારો સેવક થઇશ એમ જો કહું તો દ્વૈતરૂપી દ્રોહ મારો પલ્લવ ગ્રહે છે; માટે તમારી અને મારી વચ્ચે કાંઇ 'સંબંધ' (કારણ કે જ્યાં ભિન્નતા હોય ત્યાંજ 'સંબંધ' હોય.) ન રાખવો એજ માર્ગ સર્વોત્તમ છે. અને એજ તમારૂં પૂજન છે.[૧૬] જ્યારે હું તમારો 'કોઇ' (આપ્ત, શિષ્ય પ્રભૃતિ) નથી એમ કહેવાશે ત્યારેજ તમારા અને મારામાં અદ્વૈત થશે. માટે હે આરાધ્ય દૈવત ગુરુરાય! તમારો આ મર્મ મને જ્ઞાત છે.[૧૭] મીઠું જે પ્રમાણે પાણીથી અભિન્ન હોઇ તેમાં મેળવવાથી ઐક્ય પામે છે, તે પ્રકારે તમારામાં અને મારામાં દ્વૈતભાવ નથી, માટે હું તમને નમસ્કાર કરૂં છું. આથી વિશેષ શું કહેવું? ખાલી ગાગર સમુદ્રમાં ડૂબાવવાથી જે પ્રમાણે તે પાણીથી ઉભરાઇને બહાર નીકળે છે, કિંવા જે પ્રમાણે દીપકના સંસર્ગથી વાત દીપક સ્વરૂપજ બને છે;[૧૮] તે પ્રમાણે, હે ગુરુરાય નિવૃત્તિનાથ! આપને નમસ્કાર કરવાથી હું કૃતકૃત્ય થયો. હવે હું ગીતાનો અર્થ સ્પષ્ટ કહીશ.[૨૦] સોળમા અધ્યાયના અંતિમ શ્લોકમાં દેવે એવો નિશ્ચિત સિદ્ધાંત કહ્યો [૧] કે, હે પાર્થ! સત્કર્મ વા દુષ્કર્મ કરવાના સંબંધમાં તારે શાસ્ત્રનેજ સર્વથૈવ પ્રમાણભૂત માનવાં જોઇએ.[૨૨] આ સાંભળી અર્જુન મનમાં બોલ્યોઃ—એમ કેમ? કોઇ પણ કર્મ કરતી વખત શાસ્ત્ર નિર્ણય વિના ગત્યંતર નથી કે શું?[૨૩] આનો અર્થ તો એ છે કે; સર્પની પાસે જઈ તેની ફેણમાંથી મણિ શી રીતે કાઢવો? અને સિંહના નાકમાંના કેશને શી રીતે મેળવવો?[૨૪] તે ઉભય પ્રાપ્ત થયા પછી કેશમાં મણિને પરોવવો અને ગળામાં અલંકાર ધારણ કરવો નહિતર ગળાને નમજ રાખવું કે?[૨૫] તે પ્રમાણે જુદાં જુદાં શાસ્ત્રોને એકત્ર કોણ કરશે? અને તેમની

એકવાક્યતા કરી તેનો વિનિમય કોણ કરશે ?[૨૬] વારૂ, જાણે કોઇએ તેની એકવાક્યતા કરી, પરંતુ તદનુસાર આચરણ કરવાને વખત ક્યાંથી મળશે ? એટલું મોટું આયુષ્ય તે કોનું હોય ?[૨૭] અને એકાદ માણસને કદાચ શાસ્ત્ર, અર્થ, દેશ તથા કાળની પ્રાપ્તિ થઇ એમ માનીએ, તોપણ સર્વને તેની પ્રાપ્તિ ક્યાંથી થઇ શકે ?[૨૮] માટે અનેક રીતે સિદ્ધ થાય છે કે શાસ્ત્રનાં સાધન આ મૃત્યુ લોકમાં સર્વને પ્રાપ્ત થઈ શકનાર નથી, તો પછી મૂર્ખ મુમુક્ષુને માટે કયો તરણોપાય છે ?[૨૯] આ અભિપ્રાય પૂછવાને માટે અર્જુને જે પ્રસ્તાવના કરી તે આ સત્તરમા અધ્યાયનો મૂળ વિષય છે.[૩૦] સર્વ વિષયો પ્રત્યે નિરિચ્છ, સકળ કળામાં પ્રવીણ અને અર્જુન સ્વરૂપે શ્રી કૃષ્ણને આનંદ આપનાર એવા જે શ્રી કૃષ્ણ *( અર્જુન ),[૩૧] જે શૌર્યનો આધાર સ્તંભ, અને જે સોમ વંશનું ભૂષણ છે અને જેની લીલાથી દેવને મહા આનંદ પ્રકટે છે;[૩૨] જે બુદ્ધિનો પ્રિયકર જે બ્રહ્મવિદ્યાનું વિશ્રાંતિસ્થાન અને જે સદૈવ શ્રી કૃષ્ણના અંતઃકરણમાં વસનાર છે.[૩૩]

**अर्जुन उवाच। ये शास्त्रविधिमुत्सृज्य यजन्ते श्रद्धयान्विताः।**
**तेषां निष्ठा तु का कृष्ण सत्त्वमाहो रजस्तमः॥ १॥**

શ્લોકાર્થઃ—અર્જુન બોલ્યોઃ–હે શ્રી કૃષ્ણ ! જે કોઈ શાસ્ત્રવિધિનો પરિત્યાગ કરી ખરી શ્રદ્ધાથી યુક્ત થઇને તમને ભજે તેની ભક્તિ કયા પ્રકારની સમજવી ? સાત્ત્વિક, રાજસ કે તામસ ? ( ૧ )

**ઓવી અર્થઃ**—તે અર્જુન બોલ્યોઃ–હે તમાલ શ્યામ ! હે સર્વ ઇંદ્રિયોને પ્રત્યક્ષ પ્રતીત થનારા પરબ્રહ્મ ! તમારૂં ભાષણ મને સંશયયુક્ત લાગે છે.[૩૪] પ્રાણી માત્રને શાસ્ત્રજ્ઞાન શિવાય મોક્ષપ્રાપ્તિ થતીજ નથી, એવું જે એકપક્ષી ભાષણ આપ બોલ્યા તેનો હેતુ શું છે ?[૩૫] જે દેશમાં શાસ્ત્રાભ્યાસ કરવાની જે સગવડ હોય તે ( સગવડ ) પણ જેને પ્રાપ્ત થતી ન હોય; તેમજ અભ્યાસને સમર્પિત કરવાનાં આયુષ્યની જેને અનુકૂળતા ન હોય; અને જે ગુરુ પાસેથી શાસ્ત્રનું જ્ઞાન સંપાદન કરવું હોય તે ગુરુ પણ દૂર પ્રદેશમાં હોય;[૩૬] અને અભ્યાસને સાહાય્ય કરનારી સામગ્રી પણ તે વખત તેની પાસે ન હોય;[૩૭] તેમજ પૂર્વ કર્મ અનુકૂળ ન હોવાથી બુદ્ધિની પણ સહાયતા ન હોય; આ પ્રકારે જે શાસ્ત્રસંપન્નતા વિરહિત રહે;[૩૮] કિંબહુના, સર્વ શાસ્ત્રોની એકવાકયતા કરવાનું સામર્થ્ય ન હોવાથી જેણે વાદવિવાદનો પરિત્યાગ કર્યો હોય,[૩૯] પરંતુ જે શાસ્ત્રનો અભ્યાસ કરી, તેમાં દર્શાવ્યા પ્રમાણે યથાવિધિ અનુષ્ઠાન કરી પરલોકમાં આનંદથી વિચરે છે,[૪૦] તેના જેવા થવાની મનમાં ઇચ્છા ધરીને તેના માર્ગનું અનુકરણ કરતા હોય;[૪૧] હે પ્રભો ! જેમ ઉપર લખી આપેલા પાઠના અક્ષરો પ્રમાણે નાનાં છોકરાં નાના અક્ષરો નીચે કાઢે છે. કિંવા જેમ દેખતા મનુષ્યની પાછળ અંધ મનુષ્ય ચાલે છે,[૪૨] તે પ્રમાણે, જે સર્વ શાસ્ત્રોમાં પારંગત હોય તેનાં આચરણોને પ્રમાણભૂત માની તેનાપર જે શ્રદ્ધા રાખતા હોય;[૪૩] અને શંકરાદિ સર્વ દેવોનું પૂજન કરવું, ભૂમિ વગેરેનાં મહાદાનો આપવાં, અને અગ્નિ હોત્રાદિ યજ્ઞો કરવા; આ કર્મો જે શ્રદ્ધાથી કરતા હોય;[૪૪] તેમને, હે પુરુષોત્તમ ! સત્ત્વ, રજ અને તમ એમાંની કયી ગતિ પ્રાપ્ત થાય છે, તે મને કહો ! ત્યારે વૈકુંઠપીઠના અધિદૈવત, વેદરૂપી કમલમાંના પરાગ, જેની સત્તાથી આ સર્વ વિશ્વ જીવે છે[૪૬] જે લોકોત્તર પ્રૌઢ અને સ્વભાવતઃ પ્રચંડ કાળ, અદ્વિતીય, ગૂઢ અને આનંદઘન છે,[૪૭] અને

---

* અર્જુનનાં દશ નામો પ્રસિદ્ધ છે અને તેમાં કૃષ્ણ એ પણ એક નામ છે. વળી અર્જુન એ શ્રી કૃષ્ણ સ્વરૂપ હતો, એમ ઠેકઠેકાણે કહેવામાં આવ્યુંજ છે.

આ સર્વ ગુણો જે શક્તિના આધારથી વર્ણનીય થઇ શકે છે, તે શક્તિ જેના અંગમાં છે, એવા શ્રી કૃષ્ણ ભગવાન સ્વમુખે બોલ્યા.[૪૮]

**श्री भगवानुवाच। त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा।**
**सात्त्विकी राजसी चैव तामसी चेति तां शृणु ॥ २ ॥**

**શ્લોકાર્થઃ—શ્રી ભગવાન બોલ્યાઃ-મનુષ્યની સ્વાભાવિક શ્રદ્ધા, સાત્ત્વિક, રાજસ અને તામસ આ ત્રણ પ્રકારની હોય છે, તે સાંભળ. (૨)**

**ઓવી અર્થઃ**—શ્રી ભગવાન કહે છેઃ-હે પાર્થ ! શાસ્ત્રાભ્યાસના માર્ગમાં વિઘ્નો છે એવો તારા અંતરનો ભાવ પણ હું જાણું છું.[૪૯] તું માત્ર શ્રદ્ધાથીજ મોક્ષ પ્રાપ્તિ કરી લેવાને ચાહે છે; પરંતુ હે પ્રબુદ્ધ ! તું કહે છે તેટલું એ કાર્ય સુલભ નથી.[૫૦] હે અર્જુન ! કેવળ શ્રદ્ધાપરજ અવલંબી રહીશ નહિ. અંત્યજના સમાગમથી બ્રાહ્મણ પણ અંત્યજ અર્થાત્ ભ્રષ્ટ થતો નથી કે ?[૫૧] પાણી તો ગંગાનું હોય પણ તેને મદ્યના પાત્રમાં નાખવામાં આવે તો તેનો કોઇ પણ પ્રકારે અંગીકાર કરવો નહિ જોઇએ, એ વાતનો વિચાર કર.[૫૨] ચંદન શીતલ છે ખરૂં, પરંતુ અગ્નિની સાથે તેનો સંબંધ થાય તો, તેથી હાથ દાઝશે ખરો કે નહિ વારૂ ?[૫૩] કિંવા હે અર્જુન ! હલકા સોનાના રસમાં ઉત્તમ સુવર્ણ પડે અને પછી તેને ઉત્તમ સોનાના ભાવે ખરીદવામાં આવે તો તેથી ખરીદનાર લૂંટાશે નહિ કે ?[૫૪] તે પ્રમાણે શ્રદ્ધાનું સ્વરૂપ મૂળમાં તો શુદ્ધ છે, પરંતુ જ્યારે તે મનુષ્યને હિસ્સે આવે છે,[૫૫] ત્યારે પ્રાણી સ્વભાવતઃજ અનાદિ માયાની શક્તિથી ત્રણ ગુણોનાંજ બનેલાં છે;[૫૬] તેમાં પણ બે ગુણ ક્ષીણ થઇને ત્રીજો જ્યારે વૃદ્ધિંગત થાય છે ત્યારે તે ગુણના અનુરોધથીજ જીવની વૃત્તિઓ રચાય છે.[૫૭] વૃત્તિના અનુરોધથીજ તે મન (વાસના) ધારણ કરે છે, મન પ્રમાણે તે ક્રિયા કરે છે, અને મૃત્યુ પશ્ચાત્ તે પોતાનાં કર્મો પ્રમાણેજ પુનઃ જન્મ ધારણ કરે છે;[૫૮] બીજ નષ્ટપ્રાય થાય છે અને વૃક્ષની વૃદ્ધિ થાય છે, તથા વૃક્ષ નષ્ટપ્રાય થાય છે અને બીજમાં સમાવિષ્ટ થઇ જાય છે; આ પ્રમાણે કલ્પોના કલ્પો વ્યતીત થઇ જાય તો પણ મૂળ વૃક્ષની જાત નષ્ટ થતી નથી;[૫૯] તે પ્રમાણે જીવના પુષ્કળ જન્માંતર થાય તોપણ તેમાંના ત્રણ ગુણો બદલાતા નથી.[૬૦] માટે પ્રાણીને હિસ્સે જે શ્રદ્ધા આવેલી છે તે ત્રણ ગુણના અનુરોધથી ત્રણ પ્રકારની હોય છે, એમ તું સમજ.[૬૧] જો શુદ્ધ સત્ત્વગુણ વધે તો તે જ્ઞાનને હાંક મારે છે; પરંતુ રજ અને તમ એ બે ગુણ તેની વિરૂદ્ધ હોય છે.[૬૨] સત્ત્વગુણના અનુરોધથી જે શ્રદ્ધા પ્રાપ્ત થાય છે, તે મોક્ષફલ પર્યંત પહોંચે છે; પરંતુ રજ અને તમ એ બે ગુણો કાંઈ સ્વસ્થ બેસી રહે કે ?[૬૩] સત્ત્વ ગુણનો આશ્રય નષ્ટ કરી જે વખતે રજોગુણ વૃદ્ધિ પામે છે, તે વખતે તેજ શ્રદ્ધા કર્મરૂપ બને છે.[૬૪] પછી જે વખતે તમોગુણનું પ્રાબલ્ય વધે છે ત્યારે તે શ્રદ્ધાનો ભંગ થઇને તેજ શ્રદ્ધા ફાવે તે ભોગ ભોગવવાને ઉદ્યુક્ત થાય છે.[૬૫]

**सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत।**
**श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥ ३ ॥**

**શ્લોકાર્થઃ—હે ભારત ! સર્વને પોતપોતાના પૂર્વ સંસ્કારાનુસાર શ્રદ્ધા ઉત્પન્ન થાય છે; કારણ કે આ જીવ શ્રદ્ધામય છે. જે મનુષ્ય જે પ્રકારની શ્રદ્ધાથી યુક્ત હોય છે, તે તેજ રીતની યોગ્યતા પ્રાપ્ત કરે છે. (૩)**

**ઓવી અર્થઃ**—આ પ્રમાણે હે સુજ્ઞ ! આ જીવ સમુદાયમાં સત્ત્વ, રજ અને તમ એથી વ્યતિરિક્ત એવી કોઇ પૃથક્ શ્રદ્ધા નથી.[૬૬] માટે સત્ત્વ, રજ અને તમ એ ભેદ વડે એ

શ્રદ્ધા સ્વભાવતઃજ ત્રિગુણાત્મક હોય છે.[૬૭] પાણી પ્રાણિ માત્રનું જીવન છે, પરંતુ તે વછનાગને સિંચવામાં આવે તો જેમ વિષમય બને છે, કિંવા મરીને પાવામાં આવે તો તિખું થાય છે અને શેરડીને સિંચવામાં આવે તો મિષ્ટ બને છે.[૬૮] તે પ્રમાણે તમોગુણની વૃદ્ધિ સહિત જે પ્રાણી મૃત્યુ પામે છે અને જન્મ પામે છે તેનામાં શ્રદ્ધા પણ તમોગુણાત્મકજ હોય છે.[૬૯] પછી કાજળ અને મેશમાં જે પ્રમાણે ભેદ માલમ પડતો નથી, તે પ્રમાણે આ તામસી શ્રદ્ધા પણ તે મનુષ્યથી ભિન્ન હોતી નથી.[૭૦] તેજ પ્રમાણે રાજસ પ્રાણીઓમાં રહેલી શ્રદ્ધા રજોગુણમય તથા સાત્ત્વિક મનુષ્યમાં રહેલી શ્રદ્ધા સત્ત્વમયજ હોય છે.[૭૧] આ પ્રમાણે આ સર્વ જગત ખરેખર શ્રદ્ધાથીજ પરિપ્લુત છે,[૭૨] પરંતુ ત્રિગુણને આધીન થવાથી શ્રદ્ધાને જે ત્રણ પ્રકારનાં ચિન્હ પ્રાપ્ત થાય છે; તે તું ઓળખ.[૭૩] જે પ્રમાણે પુષ્પ અને કળીપરથી ફળનું અનુમાન કરી શકાય છે, કિંવા બોલ ઉપરથી સ્વભાવનાં લક્ષણ પ્રતીત થાય છે અને મનુષ્યની પ્રસ્તુત સ્થિતિપરથી તેના પૂર્વ જન્મનાં કર્મો જાણી શકાય છે,[૭૪] તે પ્રમાણે જે ચિન્હોદ્વારા શ્રદ્ધાનાં ત્રણે સ્વરૂપો ઓળખી શકાય છે, તે ચિન્હો કહું, તે સાંભળ.[૭૫]

**यजन्ते सात्त्विका देवान्यक्षरक्षांसि राजसाः ।**
**प्रेतान्भूतगणांश्चान्ये यजन्ते तामसा जनाः ॥ ४ ॥**

શ્લોકાર્થઃ—જે સાત્ત્વિક હોય છે, તે દેવોનું પૂજન કરે છે; જે રાજસ હોય છે, તે યક્ષ રાક્ષસોનું પૂજન કરે છે; અને શેષ રહેલા જે તામસ જન તે પ્રેત અને ભૂતગણોનું પૂજન કરે છે. (૪).

ઓવી અર્થઃ—જેમનાં શરીર સાત્ત્વિક શ્રદ્ધાનાં બનેલાં હોય છે તેની બુદ્ધિ બહુધા સ્વર્ગ-પ્રાપ્તિ વિષેજ નિમગ્ન હોય છે.[૭૬] તે સર્વ વિદ્યા શીખે છે; કયા યજ્ઞ કરવા યોગ્ય છે તેની ચર્ચા કરે છે; વધારે શું કહું ? તે દેવલોકને પ્રાપ્ત થાય છે.[૭૭] અને હે વીર શિરોમણે ! જેનાં શરીરો રજોગુણાત્મક શ્રદ્ધાનાં બનેલાં હોય છે તે રાક્ષસ અને પિશાચને ભજે છે.[૭૮] જેનાં શરીરો તમોગુણાત્મક શ્રદ્ધાનાં બનેલાં હોય છે તેને વિષે હું તને કહું છું કે તે કેવળ પાપરાશિ હોઇ અતિ કઠોર અને દયાહીન હોય છે.[૭૯] તે જીવોનો વધ કરી બલિ આપે છે અને સ્મશાનમાં સંધ્યાકાળે ભૂતપ્રેતાદિની પૂજા કરે છે.[૮૦] તમોગુણનો સાર કાઢીને નિર્માણ કરેલા પુરુષો તામસ શ્રદ્ધાના સાગર હોય છે, એમ તું સમજ.[૮૧] આ પ્રમાણે સાત્ત્વિક, રાજસ અને તામસ એવી ત્રણ પ્રકારની શ્રદ્ધા જગતમાં છે. પરંતુ હું એને એટલા માટે વર્ણવું છું.[૮૨] કે તારે આ ત્રણ પૈકી સાત્ત્વિક શ્રદ્ધાનો સ્વીકાર કરવો; અને હે બુદ્ધિમંત ! બીજી જે રાજસ અને તામસ છે તેનો ત્યાગ કરવો.[૮૩] હે ધનંજય ! આ સાત્ત્વિક શ્રદ્ધાને જે આચરણમાં મુકે છે તેને મોક્ષપ્રાપ્તિ થવી કઠિન નથી.[૮૪] તે મનુષ્ય વેદનું પઠન ન કરે, શાસ્ત્રાધ્યયન ન કરે, અને શાસ્ત્રોની એકવાક્યતા કરી કોઇ પણ પ્રકારના સિદ્ધાંત નિશ્ચિત ન કરે;[૮૫] પરંતુ જે શ્રુતિ સ્મૃતિનું અધ્યયન કરીને મૂર્તિમંત વેદ બને ( વિદ્વાન બને ) અને પોતાના આચરણથી તેમાંના સિદ્ધાંતો જનસમાજ સમક્ષ સાદર કરે,[૮૬] તેના આચરણનું અનુકરણ કરી તે સાત્ત્વિક શ્રદ્ધાથી વર્તે તો તેને એ શ્રદ્ધાનું ફળજ પ્રાપ્ત થાય છે.[૮૭] એકાદ માણસ મહા પરિશ્રમ કરીને દીપક પ્રદીપ્ત કરે અને બીજો મનુષ્ય તે દીપકવડે પોતાનો દીપક સળગાવે તો શું તે દીપક તેને ઠગશે કે ? ( અર્થાત્ તેના ઘરમાં શું પ્રકાશ નહિ પાડશે કે ? ) કિંવા એકાદ મનુષ્ય અપાર દ્રવ્ય ખરચીને ઘર બાંધે તો તે ઘરમાં રહેતાં અન્ય મનુષ્યોને શું તેથી સુખ નહિ થશે ?[૮૮] અસ્તુ ! જેઓ જળાશય બંધાવે છે તેનીજ માત્ર તૃષા શું તેમાંના જળથી નિવૃત્ત

થાય છે અને બીજાંની નથી થતી? અથવા ઘરમાં સ્વયંપાક કરનારનીજ માત્ર તે અન્નથી ક્ષુધા શાંત થાય છે. અને અન્યની નથી થતી?[૯૦] વધુ વિવેચન શા માટે કરવું જોઇએ? અરે, ગૌતમ ઋષિએ દીર્ઘ પ્રયત્નથી આણેલી ગંગા શું માત્ર તેમનેજ પવિત્ર કરે છે અને જગતમાંના ઇતર મનુષ્યોને નથી કરતી?[૯૧] માટે પોતાના કરતાં જે દક્ષતાથી શાસ્ત્રોનું અનુષ્ઠાન કરતો હોય તેના આચરણનું જે અનુકરણ કરે છે તે મૂર્ખ હોય, તોપણ આ સંસારને તરી જાય છે.[૯૨]

**अशास्त्रविहितं घोरं तप्यन्ते ये तपोजनाः ।**
**दंभाहंकारसंयुक्ताः कामरागबलान्विताः ॥ ५ ॥**

શ્લોકાર્થઃ—દંભ અને અહંકાર તેમજ કામ અને પ્રીતિના બળથી યુક્ત એવા જે જન શાસ્ત્રવિરૂદ્ધ ઘોર તપ કરે છે. (૫).

**ઓવી અર્થઃ**—જેને શાસ્ત્ર એટલે શું તેની કલ્પના પણ હોતી નથી અને જે કોઇ શાસ્ત્રજ્ઞને પોતાની હદવડીએ પણ આવવા દેતો નથી;[૯૩] તથા વડિલોનાં સ્નાન સંધ્યાદિ કર્મો જોઈ તેમને જે ગાંડા ઠરાવે છે અને પંડિતોનો સંવાદ સાંભળીને હાથની ટીચકારી ફોડે છે અને તેમના શબ્દ કાને સુદ્ધાં પડવા દેતા નથી;[૯૪] ઉલટા પોતાના ડહાપણ અને દ્રવ્યના મદથી જે પોતાનાજ તોરમાં ફરે છે, તે ખરેખર પાખંડીઓના તપનુંજ આચરણ કરે છે.[૯૫] પોતાની સમક્ષ આવેલા મનુષ્યના અંગપર શસ્ત્રના પ્રહાર કરી તેમના રક્તમાંસથી ઉભરાતાં પાત્રો ભરીભરીને[૯૬] પ્રદીપ્ત અગ્નિ કુંડમાં મેલડી માતાને આહુતિ આપે છે; અને માનતા માનીને તેમને બાળકોનો બળિ આપે છે.[૯૭] ક્ષુદ્ર દેવતાઓની પાસેથી વરપ્રાપ્તિ કરી લેવાને માટે દુરાગ્રહના આવેશમાં સાત સાત દિવસ સુધી અન્નપ્રાશન ન કરીને અનુષ્ઠાનો કરે છે.[૯૮] હે સુજ્ઞ! આ પ્રકારે તે પોતાને અને અન્યને પીડા કરવાનું બીજ તમોરૂપી જમીનમાં વાવે છે અને તેથી ભવિષ્યમાં તમનો પાક લણે છે.[૯૯] હે અર્જુન! જે મનુષ્યને પોતાને તરતાં ન આવડતું હોય તે જો નાવનો આશ્રય લીધા વિના સમુદ્રમાં જાય તો તેની જે સ્થિતિ થાય છે;[૧૦૦] કિંવા વૈદ્યનો દ્વેષ કરી જે લાત મારીને કાઢાને ઢોળી નાખે છે તે રોગી જેમ જીવથી વેગળો થાય છે અર્થાત્ મરે છે.[૧] અથવા જે દેખતા મનુષ્યથી કંટાળે છે અને એ પ્રકારે જરાતરા વ્યવહારનું સાધન પણ દૂર કરે છે, એવા અંધ મનુષ્યની પોતાના ઘરમાં જેવી અવસ્થા થાય છે,[૨] તેવી સ્થિતિ તે અસુરની થાય છે. કારણકે શાસ્ત્રોક્ત માર્ગની તે નિંદા કરે છે, તેથી કરીને તે મોહરૂપી અરણ્યમાં અહિંતહિં અથડાય છે.[૩] કામને આધીન થઇ તેના અનુરોધથી આચરણ કરે છે; ક્રોધને આધીન થઇ તે (ક્રોધ) જેનો વધ કરવાની ઇચ્છા કરે તેનો તે સંહાર કરે છે; કિંબહુના, તે મારીજ છાતીપર દુઃખનો પહાડ મુકે છે.[૪]

**कर्षयन्तः शरीरस्थं भूतग्राममचेतसः ।**
**मां चैवांतःशरीरस्थं तान्विद्ध्यासुरनिश्चयान् ॥ ६ ॥**

શ્લોકાર્થઃ—અને જે અવિવેકી જન શરીરમાંના ઇંદ્રિયસમુદાયને અને શરીરની અંદર રહેતા મને પણ ત્રાસ આપે છે, તે આસુરી નિષ્ઠાવાળા લોકો છે, એમ તું સમજ. (૬)

**ઓવી અર્થઃ**—તે પોતાના અને અન્યના શરીરને જે જે દુઃખો દે છે, તેથી સર્વના અંતરમાં રહેલો હું ત્રાસ પામું છું.[૫] આવા પાપીઓના નામનો સુદ્ધાં ઉચ્ચાર તું કરીશ નહિ. પરંતુ તેમના ત્યાગને માટે તેમનાં લક્ષણો વર્ણવવાની આવશ્યકતા પડી.[૬] ઘરમાંથી પ્રેતને બહાર કાઢવું પડે છે, કિંવા અંત્યજની સાથે સંભાષણ કરવાનું હોતું નથી તોપણ તેમને ટાળવાને

માટે તેમની સાથે બે શબ્દો પણ બોલવા પડે છે; વધારે શું કહું? વિષ્ટાને પણ હાથવતીજ ધોઈ નાખવી પડે છે;[७] આ ઘટનામાં માત્ર શુદ્ધીના નિમિત્તથીજ તેનો સ્પર્શ કરવો પડતો હોવાથી તે સ્પર્શનો દોષ માનવામાં આવતો નથી, તેજ પ્રમાણે આ પાપી લોકોનો ત્યાગ કરવાને માટે તેમનાં લક્ષણો કહી સંભળાવ્યાં.[८] માટે, હે અર્જુન! આવા પુરુષોને જોતાંની સાથે તું મારૂં સ્મરણ કરજે. કારણ કે તે દર્શનદોષનું ક્ષાલન કરવાને માટે એ શિવાય અન્ય પ્રાયશ્ચિત્ત ઉપયુક્ત થઇ પડનાર નથી.[९] માટે સર્વ પ્રકારે સાત્ત્વિક શ્રદ્ધાનું વારંવાર જતન કરવું[१०] વળી જેના યોગથી સાત્ત્વિક શ્રદ્ધા વૃદ્ધિ પામે તેનોજ સંગ કરવો; જે અન્નના સેવનથી સાત્ત્વિક બુદ્ધિ વિકાસ પામે તેજ આહાર સેવન કરવો.[११] સ્વભાવ વૃદ્ધિને માટે અન્ન વ્યતિરિક્ત અન્ય કોઇ પ્રબળ સાધન નથી.[१२] હે વીર અર્જુન! તું પ્રત્યક્ષ જો કે, જે પૂરેપૂરો સાવધ હોવા છતાં પણ મદ્યનું સેવન કરે છે તે તત્ક્ષણેજ ઉન્મત્ત બની જાય છે;[१३] કિંવા જે મનુષ્ય સદૈવ અન્ન ખાય છે તેને સ્વભાવતઃજ વાત અને કફની વિકૃતિ થાય છે. જ્વર આવે તો શું તે દૂધ વિગેરેથી ઉતરશે કે?[१४] અથવા જે પ્રમાણે અમૃતનું સેવન કરવાથી મૃત્યુની નિવૃત્તિ થાય છે, કિંવા વિષનું સેવન કરવાથી મૃત્યુ પ્રાપ્ત થાય છે.[१५] તે પ્રમાણે જેવું અન્ન ભક્ષણ કરવામાં આવે છે તેવી ધાતુ ઉત્પન્ન થાય છે અને ધાતુ પ્રમાણે અંતર્ભાવ ઉત્પન્ન થાય છે.[१६] જે પ્રમાણે પાત્ર તપવાથી અંદરનું પાણી પણ તપ્ત થાય છે, તે પ્રમાણે ધાતુના અનુરોધથી ચિત્ત-વૃત્તિ બંધાય છે.[१७] માટે સાત્ત્વિક અન્નનું સેવન કરવાથી સાત્ત્વિકભાવજ ઉત્પન્ન થાય છે. અને રાજસ તથા તામસ ભાવની ઉત્પત્તિ તેવાં તેવાં અન્નના રસથી થાય છે.[१८] માટે હવે સાત્ત્વિક આહાર કયા કયા છે અને રાજસ તથા તામસ આહાર શું શું છે તે હું તને કહું છું તે આદરપૂર્વક શ્રવણ કર.[१९]

**आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः।**
**यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥ ७ ॥**

**શ્લોકાર્થ:**—પ્રત્યેકનો મન ગમતો આહાર ત્રણ પ્રકારનો હોય છે; તેમજ યજ્ઞ, તપ અને દાન એ પણ ત્રણ ત્રણ પ્રકારનાં હોય છે તેના ભેદ તને કહું છું, તે સાંભળ. (૭).

**ઓવી અર્થ:**—અને હે અર્જુન! સકલ અન્નના ત્રણ પ્રકાર કેવી રીતે થયા છે તે તને સ્પષ્ટ રીતે કહી સંભળાવું છું.[२०] જમનારની રુચિ પ્રમાણે અન્ન તૈયાર કરવું જોઇએ; અને જમનાર તો ગુણોનો દાસ છે.[२१] જે જીવ કર્તા અને ભોક્તા છે, તે સ્વભાવતઃજ ગુણોના અનુરોધથી ત્રણ પ્રકારની ચિત્તવૃત્તિ ધારણ કરીને આચરણ કરે છે.[२२] માટે આહાર ત્રણ પ્રકારનો છે; યજ્ઞ, તપ અને જ્ઞાન પણ ત્રણ ત્રણ પ્રકારનાં છે; અને વ્યાપાર પણ ત્રણ પ્રકારનાજ છે.[२३] પરંતુ પ્રથમતઃ તને જે આહારનાં લક્ષણો કહેવાનું કહ્યું હતું, તે સ્પષ્ટ કરીને વર્ણવું છું, તે સાંભળ.[२४]

**आयुःसत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः।**
**रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्त्विकप्रियाः ॥ ८ ॥**

**શ્લોકાર્થ:**—આયુષ્ય, ઉત્સાહ, બળ, આરોગ્ય, સુખ અને પ્રીતિની વૃદ્ધિ કરનાર, તથા રસભરિત, સ્નિગ્ધ, પૌષ્ટિક અને મનને આનંદ આપનાર એવો આહાર સાત્ત્વિકોને પ્રિય હોય છે. (૮).

**ઓવી અર્થ:**—સુદૈવયોગે જીવ સત્ત્વગુણનો બનેલો હોય છે ત્યારે મધુર અન્નના સેવનપર તેને વિશેષ પ્રીતિ હોય છે.[२५] જે પદાર્થ સ્વતઃજ ઉત્તમ રસોથી યુક્ત, સ્વતઃજ મિષ્ટ,

સ્વતઃ અતિ સ્નિગ્ધ અને પકવ હોય;[26] જે કદમાં અતિ પ્રચંડ ન હોય, હાથનો સ્પર્શ કરતાં મૃદુ લાગે એવો હોય, જીંહાપર મુકતાંવારજ પીગળી જતો હોય, સ્વાદિષ્ટ હોય;[27] જે રસથી પરિપૂર્ણ હોય, રસ કાઢવામાં કઠિન પ્રયાસ કરવો પડતો ન હોય, અને જે પાણીદાર હોય તથા જેપર અગ્નિની આંચથી સ્થળે સ્થળે કાળાં ધાબાં પડયાં ન હોય;[28] શ્રી ગુરુના મુખમાંથી બહાર પડતા શબ્દો થોડા હોય તોપણ તેનું પરિણામ ઉત્તમ આવે છે, તે પ્રમાણે જે પદાર્થ થોડો ખાવા છતાં પણ તૃપ્તિ અપાર થાય;[29] અને જે ખાતી વખતે જીંહાને મિષ્ટ લાગે તથા પરિણામે પણ મિષ્ટ (ઇષ્ટ)જ નીવડે, આવા પદાર્થપર સાત્વિકોની વિશેષ પ્રીતિ હોય છે.[30] સાત્વિક મનુષ્યોને ગમતા પદાર્થોનાં લક્ષણો આવાં હોય છે. આવા પદાર્થના સેવનથી આયુષ્યનું બળ નિત્ય વૃદ્ધિંગત થાય છે.[31] આવા સાત્વિક રસરૂપી મેઘની વૃષ્ટિ જેમ જેમ અંગપર થાય છે તેમ તેમ દિવસાનુદિવસ દેહમાં આયુષ્યરૂપી નદીનું પુર આવે છે.[32] હે સુબુદ્ધિમંત ! જે પ્રમાણે દિવસની ઉન્નતિ થવાનું કારણ સૂર્ય છે, તે પ્રમાણે સત્ત્વનું રક્ષણ કરવાને માટે આજ આહાર યોગ્ય છે;[33] અને શરીર તથા મનના બળની વૃદ્ધિ આજ આહારથી થાય છે. તો પછી ત્યાં રોગનો પ્રવેશ શી રીતે થઇ શકે ?[34] આ સાત્વિક અન્નનું સેવન કરવાથીજ શરીરને આરોગ્ય ભોગવવાનું ભાગ્ય પ્રાપ્ત થાય છે, એમ સમજવું.[35] અને પછી તેના સર્વ વ્યાપારનો વિસ્તાર સુખમય થાય છે. વધારે શું કહું ? તેને આનંદની સાથે મૈત્રી થાય છે.[36] આ પ્રમાણે આ સાત્વિક આહારનું પરિણામ મહત્તાભર્યું આવે છે અને તે શરીરને અંતર્બાહ્ય સુખકર નીવડે છે.[37] હવે રાજસગુણવાળા મનુષ્યની કયાં અન્નપર ભક્તિ હોય છે તે તને પ્રસંગાનુસાર સ્પષ્ટ કરીને કહી સંભળાવું છું.[38]

**कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ।**
**आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥ ९ ॥**

**શ્લોકાર્થઃ**—અતિશય કડુ, ખાટા, ખારા, ઉષ્ણ, તીખા, રુક્ષ, દાહક અને દુઃખ, શોક તથા રોગ ઉત્પન્ન કરે એવા આહાર રાજસોને પ્રિય હોય છે. (૯).

**ઓવી અર્થઃ**—માત્ર તાતકાલિક મૃત્યુ ન નીપજાવે એટલીજ ખામીવાળા (!) બાકી હળાહળ વિષના પિતરાઈ એવા કડુ, ચૂના કરતાં પણ વિશેષ દાહક, અને ખાટા;[39] ઘઉંની કણક પલાળવાને જેટલું પાણી જોઇએ તેટલું મીઠું અને ઇતર ખારા પદાર્થો જેમાં મેળવવામાં આવ્યા હોય;[40] આવા પદાર્થો રાજસ પ્રકૃતિના મનુષ્યનેજ પ્રિય લાગે છે. વળી તે એટલું તો ઉનું અન્ન ખાય છે કે જાણે મુખમાં અગ્નિના ભભુકાજ ઉઠે![41] તેમાંથી એવી ઉષ્ણ વરાળ નીકળે છે કે તે વતી દીપક પણ સળગાવી શકાય. આવા પદાર્થો ખાવામાં રાજસ ગુણવાળા માણસો મોજ માને છે![42] વંટોળીઆને પણ પાછળ હઠાવી દે એવા ઉગ્ર અને ભાલાની અણીના જેવા પ્રહાર કરે એવી તીવ્ર ખારાશ ધરાવનાર પદાર્થ તે ખાય છે. આવા પદાર્થોથી જખમ તો પડતા નથી, પરંતુ શસ્ત્રપ્રહારના જેવી વેદના થાય છે.[43] રક્ષા કરતાં પણ રુક્ષ, અને અંતર્બાહ્ય શુષ્ક એવા પદાર્થો ખાવા તેને બહુ ગમે છે.[44] જેને ખાતાં દાંત સાથે દાંત અથડાય એવા કઠણ પદાર્થોના ભક્ષણથી તેને આનંદ ઉત્પન્ન થાય છે.[45] મૂળથીજ તમતમા પદાર્થ હોય અને વળી તેમાં રાઈ ભેળવવામાં આવે એટલે પછી બાકીજ શું રહે ? તેનું સેવન કરતાંની સાથેજ નાકમાં અને મોંમાં ઝણઝણાટ વછૂટે છે.[46] હવે આ વાત રહેવાજ દો, પણ અગ્નિને પણ પાછળ હઠાવે એવું રાઈતું તો રાજસ પ્રકૃતિના મનુષ્યને પ્રાણ કરતાં પણ અધિક પ્રિય લાગે છે.[47] આ પ્રકારે કાંઇ પણ ખાવાથી જેની તૃપ્તિ થતી નથી એવો, મુખને હાથમાં લઇને

ક્રૂરતો મનુષ્ય (અકરાંતિયો મનુષ્ય) અન્નના નિમિત્તથી અગ્નિના બળતા અંગારાજ પેટમાં નાખે છે;[४८] તેમજ તે લવંગ, સુંઠ આદિ ઉષ્ણ પ્રકૃતિના પદાર્થો ખાઇને ભોંયપર આળોટે છે અને તેના મુખ પાસેથી પાણીનો પ્યાલો તો કદિ ખસતોજ નથી;[४९] માટે આ આહાર તે અન્ન નથી, પરંતુ એ નિદ્રિત થયેલા વ્યાધિરૂપ સર્પને જાગૃત કરવાને માટે ઉદરમાં નાખેલું મદ્યજ છે.[५०] આ અન્નના સેવનની સાથેજ સર્વ રોગો એક બીજાની સાથે સ્પર્ધા કરતા એકદમ ઉઠે છે. આ પ્રમાણે રાજસ અન્નથી કેવળ દુઃખરૂપી ફળજ મળે છે.[५१] હે ધનુર્ધર! આ પ્રમાણે રાજસ અન્નનું વર્ણન કરવામાં આવ્યું અને તેનું પરિણામ પણ તને જણાવ્યું.[५२] હવે તમોગુણવાળા મનુષ્યને જે આહાર ગમે છે, તે પણ તને કહું છું, પરંતુ કદાચિત્ તને તે પ્રત્યે ઘૃણા પણ આવશે.[५३] એંઠાં અને વાશી અન્નથી અહિત થાય છે એવી કલ્પના સુદ્ધાં તેના મનમાં આવતી નથી. જે પ્રમાણે ભેંસ ઉચ્છિષ્ટ ખાદ્ય ખાય છે.[५४]

**यातयामं गतरसं पूति पर्युषितं च यत् ।**
**उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥ १० ॥**

શ્લોકાર્થઃ—અર્ધ પકવ, ઉતરી ગયેલું, દુર્ગંધવાળું, વાશી, અને ઉચ્છિષ્ટ તથા અપવિત્ર અન્ન તામસી પ્રકૃતિના મનુષ્યને પ્રિય લાગે છે. (૧૦).

શ્લોકાર્થઃ—તે પ્રમાણે સવારે રાંધેલું અન્ન બપોરે કિંવા બીજે દિવસે ખાવાપર તામસી મનુષ્યને અતિ પ્રીતિ હોય છે;[५५] અથવા અર્ધું કાચું કિંવા બળીને કેવળ ભસ્મ થઇ ગયેલું, તેમજ જેમાંથી રસ નીકળી ગયો હોય એવું અન્ન તે ખાય છે;[५६] જે અન્ન પૂર્ણ પકવ તથા રસભરિત હોય છે તેને તામસી મનુષ્ય અન્ન તરીકે બિલકુલ માનતો નથી.[५७] યદા કદાચિત્ આવું ઉત્તમ અન્ન ખાવાનો પ્રસંગ આવે તો વ્યાઘ્રની પેઠે તેને દૂર રાખી મુકીને તેમાંથી વાસ આવે ત્યાં સુધી તેને ખાતો નથી;[५८] કિંવા જે અન્નને બહુ દિવસ થઇ ગયા હોય, જેમાંથી સ્વાદ નીકળી ગયો હોય, જે રુક્ષ કિંવા સડી ગયેલું હોય, અથવા જેમાં જંતુ પડી આવ્યા હોય;[५९] અને બાળકોએ કાદવની પેઠે ચુંથી નાખ્યું હોય તે અન્નને સ્ત્રી પુત્રાદિકને સાથે લઇને ખાય છે.[६०] આ પ્રકારનું અશુદ્ધ અન્ન જ્યારે તે ખાય છે ત્યારે તેને આનંદપૂર્વક ભોજન જમ્યા જેવું સુખ થાય છે. પરંતુ આટલાથીજ તે પાપીની તૃપ્તિ થતી નથી![६१] ચમત્કાર તો જો કે ખરાબ પદાર્થોપર શાસ્ત્રનિષેધનો શિક્કો પડી તે ત્યાજ્ય ઠર્યા છે,[६२] તે અભક્ષ્યનો ભક્ષ કરવાની અને તે અપેયનું પાન કરવાની તે મનુષ્યને અતિશય ઇચ્છા ઉત્પન્ન થાય છે.[६३] હે વીર અર્જુન! આ પ્રકારે તે તામસ મનુષ્યને આવા પદાર્થો ખાવાની જે રુચિ હોય છે તેનું ફળ તેને તત્ક્ષણજ મળે છે.[६४] કારણ કે જે વખતે તે અપવિત્ર પદાર્થોનું સેવન કરે છે તે વખતેજ તે પાપને પાત્ર થાય છે;[६५] પછી તે જે ભોજન લે છે તે વસ્તુતઃ ભોજન નથી, પરંતુ તે પેટમાં યાતનાઓનો ભંડારજ ભરે છે એમ સમજવું.[६६] શિરચ્છેદ કર્યા પછી શું થાય છે કિંવા અગ્નિમાં ભુસકો માર્યા પછી શું પરિણામ આવે છે એ જાણવાને એનો શું પ્રત્યક્ષ અનુભવ લેવાની જરૂર પડે છે? પરંતુ એવાં પરિણામો પણ તે સેવન કરે છે.[६७] માટે શ્રી કૃષ્ણ કહે છેઃ–હે અર્જુન! તામસ અન્નનું પરિણામ પૃથક્ કરી બતાવવાની જરૂર નથી.[६८] હવે આહારની પેઠે યજ્ઞ પણ ત્રણ પ્રકારના છે.[६९] માટે હે અર્જુન! આ ત્રણમાંના સાત્ત્વિક યજ્ઞનું વર્ણન પ્રથમ કરૂં છું, તે સાંભળ.[७०]

**अफलाकांक्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ।**
**यष्टव्यमेवेति मनः समाधाय स सात्त्विकः ॥ ११ ॥**

**શ્લોકાર્થઃ**—ફળની ઇચ્છા ન રાખનાર પુરૂષના હાથે, કર્તવ્ય તરીકે કરવોજ જોઇએ એવા મનના નિર્ધાર સહિત જે શાસ્ત્રોક્ત યજ્ઞ કરવામાં આવે છે, તે સાત્ત્વિક યજ્ઞ કહેવાય છે. (૧૧)

**ઓવી અર્થઃ**—જે પ્રમાણે પતિવ્રતા સ્ત્રીનો મનોધર્મ પોતાના પ્રિય પતિ શિવાય અન્ય પુરુષ પ્રતિ કામની વૃદ્ધિ થવા દેતો નથી;[૭૧] કિંવા ગંગા નદી સમુદ્રને મળ્યા પછી આગળ જવાનો પ્રયત્ન કરતી નથી, અથવા આત્મસ્વરૂપની પ્રતીતિ થતાંની સાથેજ વેદ સ્તબ્ધ રહે છે,[૭૨] તે પ્રમાણે પોતાના હિતને માટે ચિત્તની વૃત્તિ સમર્પિત કરી જે ફળની આશાથી અહંકાર રાખતા નથી;[૭૩] જે પ્રમાણે પાણી વૃક્ષના મૂળની પાસે પહોંચ્યા પછી ત્યાંથી પાછું ફરતું નથી, પરંતુ તેમાં મળી જઇને તેનું પોષણ કરે છે,[૭૪] તે પ્રમાણે જે મન અને દેહથી નિશ્ચય કરી યજ્ઞ કરવામાં નિમગ્ન થાય છે, પરંતુ તેથી કોઇ પણ પ્રકારનું ફળ મેળવવાની ઇચ્છા રાખતા નથી;[૭૫] ફળની ઇચ્છા ત્યાગી સ્વધર્મ શિવાય ઈતર કૃત્ય પ્રત્યે વિરક્તિ ધારણ કરી જે સર્વાંગ પરિપૂર્ણ યજ્ઞ કરે છે;[૭૬] પરંતુ આપણા હાથમાં દર્પણ લેવામાં આવતાં જે પ્રમાણે આપણી આંખથી આપણું સ્વરૂપ જોઇ શકાય છે, કિંવા હથેળીપરનું રત્ન જે પ્રમાણે દીપકના પ્રકાશથી સ્પષ્ટ દેખાય છે,[૭૭] અથવા સૂર્યોદય થવાથી જે પ્રમાણે માર્ગ સ્પષ્ટ રીતે જોઈ શકાય છે, તે પ્રમાણે વેદોમાં નિર્દિષ્ટ કરેલા માર્ગોપર વિશ્વાસ રાખી તે પ્રમાણે જે આચરણ કરે છે,[૭૮] તે કુંડો, મંડપ, વેદિ આદિ યજ્ઞની સર્વ સામગ્રી એવી રીતે તૈયાર કરે છે કે જાણે વેદોએ સ્વતઃજ આવીને તે તૈયારી કરી ન હોય![૭૯] સર્વ અવયવોને શોભતા અલંકારો પરિધાન કરાવવામાં આવે તો તે જેમ ખીલી નીકળે છે તે પ્રમાણે તે યજ્ઞના સર્વ પદાર્થો યોગ્ય સ્થાને બરાબર વ્યવસ્થાપૂર્વક ગોઠવે છે;[૮૦] હું તેનું શબ્દથી કેટલુંક વર્ણન કરૂં? તે યજ્ઞમંડપ જોતાંજ એમ લાગે છે કે જાણે પ્રત્યક્ષ યજ્ઞવિદ્યાજ યજ્ઞના મિષથી આ સ્થળે આવી છે![૮૧] આ પ્રમાણે જે યજ્ઞ સાંગોપાંગ કરવામાં આવે છે અને જે કરવામાં કોઈ પણ પ્રકારનાં ફળની ઇચ્છા હોતી નથી;[૮૨] તુળસીના છોડથી ફળ, પુષ્પ અને છાયાની પ્રાપ્તિ થતી નથી, તોપણ લોકો જળસિંચન કરીને તેનું પાલન કરે છે;[૮૩] વધારે શું કહું? ફલાશા શિવાય આવી યુક્તિથી જે યથાવિધિ યજ્ઞ કરવામાં આવે છે, તેનેજ સાત્વિક યજ્ઞ કહેવામાં આવે છે.[૮૪]

**अभिसंधाय तु फलं दंभार्थमपि चैव यत् ।**
**इज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥ १२ ॥**

**શ્લોકાર્થઃ**—હે ભરત શ્રેષ્ઠ! ફળની આશા રાખીને કિંવા આડંબરને માટે જે યજ્ઞ કરવામાં આવે છે તેને રાજસ યજ્ઞ કહેવામાં આવે છે, એમ તું સમજ. (૧૨).

**ઓવી અર્થઃ**—હવે, હે વીર શ્રેષ્ઠ! બીજા પ્રકારનો જે રાજસ યજ્ઞ તે પણ આના જેવોજ હોય છે, પરંતુ શ્રાદ્ધતિથિને દિવસે રાજાને પણ સહજ ભોજન કરવાને નિમંત્રણ કરવામાં આવે તે પ્રમાણે તે છે.[૮૫] કારણકે રાજા જો આપણે ઘેર ભોજન કરવાને આવે તો તેથી આપણને ઘણો ફાયદો થાય અને આપણી કીર્તિ પણ ઘણી ફેલાય અને શ્રાદ્ધ પણ અટકે નહિ, અર્થાત્ એક પંથ ઓર દો કાજ! જેવો લાભ મળી જાય.[૮૬] તે પ્રમાણે તે ફલાશા ધારણ કરીને મનમાં કહે છે કે આપણને એક તો સ્વર્ગપ્રાપ્તિ થશે, લોક દીક્ષિત કહીને આપણને માન આપશે અને આપણા હાથથી યજ્ઞ જેવું મહત્કાર્ય પણ થશે.[૮૭] આ પ્રકારે કેવળ ફળની આશા રાખી, તથા જગતમાં કીર્તિ ફેલાશે એવા હેતુથી જે યજ્ઞ કરવામાં આવે છે તે રાજસ યજ્ઞ કહેવાય છે.[૮૮]

**विधिहीनमसृष्टान्नं मंत्रहीनमदक्षिणम् ।**
**श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥ १३ ॥**

શ્લોકાર્થઃ—અશાસ્ત્ર, અન્ન દાનરહિત, મંત્રરહિત, દક્ષિણારહિત, અને શ્રદ્ધારહિત જે યજ્ઞ કરવામાં આવે છે તેને વિદ્વાન લોકો તામસ યજ્ઞ કહે છે. (૧૩)

**ઓવી અર્થઃ**—અને પશુપક્ષીના વિવાહમાં જે પ્રમાણે કામ શિવાય ઈતર જોશીની જરૂર પડતી નથી, તે પ્રમાણે તામસ યજ્ઞનું કારણ માત્ર આગ્રહજ હોય છે.[૮૯] પવનને વાતાં વાર લાગતી નથી, કિંવા મરણને મુહૂર્ત હોતું નથી; અને અગ્નિને અમુક પદાર્થ બાળવાનો વિધિ-નિષેધ હોતો નથી,[૯૦] તેજ પ્રમાણે તામસ યજ્ઞને વિધિ મર્યાદા હોતી નથી. માટેજ હે ધનુર્ધર! તે અમર્યાદ છે.[૯૧] તેને વિધિનો બાધ નડતો નથી, તેને મંત્રોની આવશ્યકતા નથી, અને તેના મંડપમાં મક્ષિકાને પણ અન્નનો દાણો મળતો નથી.[૯] તે સ્થળે બ્રાહ્મણોની સાથે પૂર્ણ વૈર હોય છે, તો પછી દાન દક્ષિણાની તો વાતજ શી કરવી? અને અગ્નિ જે પ્રમાણે પવનથી વડવાનળના જેવો ભડકી ઉઠે છે,[૯૩] કિંવા અપુત્રના મરણ પછી તેનું ઘર ફાવે તે માણસ લૂટે છે, તે પ્રમાણે તે યજ્ઞમાં વ્યર્થ ખર્ચ થઇ જાય છે, પરંતુ તેમાં શ્રદ્ધાનું તો નામ પણ હોતું નથી.[૯૪] શ્રી નિવાસ કહે છેઃ–જે યજ્ઞમાં ઉપર ઉપરનો આવો ડોળ કરવામાં આવે છે તેને તામસ યજ્ઞ કહેવામાં આવે છે, સમજ્યો?[૯૫] હવે જે પ્રમાણે ગંગાના પાણીનો જુદી જુદી રીતે ઉપયોગ કરવાથી તે શરીરમાં શુદ્ધતા તથા પવિત્રતા આણે છે,[૯૬] તે પ્રમાણે સત્ત્વ, રજ અને તમ આ ત્રણ ગુણોના યોગથી જે તપ ત્રિવિધ થયું છે, તેના એક પ્રકારથી મોક્ષ અને બીજાથી અધોગતિ પ્રાપ્ત થાય છે.[૯૭] માટે હે અર્જુન! આ તપના ત્રણ ભેદો કેવી રીતે થાય છે એ જો તું સમજવા માગતો હોય તો પ્રથમ તપ એટલે શું એ સમજી લે.[૯૮] માટે તપનું સ્વરૂપ તને કહું છું. તત્પશ્ચાત્ ગુણના યોગે ભેદ શી રીતે પડે છે તે કહીશ.[૯૯] હે અર્જુન! ઉત્તમ તપ જેને કહેવામાં આવે છે, તેના પણ ત્રણ પ્રકાર છે; કાયિક, વાચિક અને માનસિક.[૨૦૦] હવે આ ત્રણમાં કાયિક તપ કયું તે સાંભળ. શંકર અથવા વિષ્ણુ એ બેમાંથી એક પર પણ જેની ભક્તિ હોય,[૧]

**देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।**
**ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥ १४ ॥**

શ્લોકાર્થઃ—દેવ, બ્રાહ્મણ, ગુરુ તથા વિદ્વાનનું પૂજન, શુચિર્ભૂતતા, સરળતા, બ્રહ્મચર્ય અને અહિંસા એને કાયિક તપ કહેવામાં આવે છે. (૧૪).

**ઓવી અર્થઃ**—તે પ્રિય દેવતાના મંદિરમાં જઇ તેનું દર્શન કરવા કિંવા યાત્રાદિ કરવાને લીધે આઠે પ્રહર તેના પગને વિશ્રાંતિ મળતી નથી;[૨] દેવિમંદિરનું આંગણું સુશોભિત કરવાથી, પૂજા સાહિત્ય પૂરાં પાડવાથી અને દેવસેવા કરવાથી જેના હસ્તો શોભે છે;[૩] શંકરનું લિંગ અથવા વિષ્ણુની મૂર્તિ દ્રષ્ટિગોચર થતાંની સાથે જે દંડવત્ ભૂમિપર પડી સાષ્ટાંગ નમસ્કાર કરે છે;[૪] અને વિધિવિનયાદિ ગુણોથી પૂજ્ય બ્રાહ્મણોની સેવા કરે છે; અથવા પ્રવાસથી શ્રમિત થયેલા કિંવા સંકટમાં પડેલા જે જીવો હોય તેની શુશ્રૂષા કરી તેને સુખ આપે છે;[૬] સર્વ તીર્થોથી જેને શ્રેષ્ઠ માનવામાં આવે છે એવાં જે માતાપિતા તેની સેવા કરવામાં જે દેહ સમર્પણ કરે છે;[૭] અને સંસાર જેવા અસાધ્ય વ્યાધિમાંથી દર્શન માત્રથી મુક્ત કરનાર તથા જ્ઞાનામૃત પાન કરાવનાર એવા જે ગુરુ તેની સેવામાં જે સદૈવ તત્પર રહે છે;[૮] અને હે અર્જુન! જે દેહાભિમાનરૂપી કાટ દૂર કરવાને માટે તેને સ્વધર્મરૂપી અગ્નિમાં નાખી વેદાધ્યયનરૂપી પુટો આપે છે;[૯] પ્રાણી માત્રમાં આત્મા છે એમ સમજી જે તેને નમસ્કાર કરે છે; પરોપકાર કરવામાં જે નિરંતર તત્પર હોય છે; અને સ્ત્રી સંબંધે સર્વાંશે વિષયાસક્તિ રહિત જે હોય છે;[૧૦] જન્મતી વખત સ્ત્રી સ્પર્શ (માતાનો સ્પર્શ) થયેલો તેજ માત્ર સ્ત્રી સંસર્ગ

જેને થયો હોય, પછી આખો જન્મ જેને સ્ત્રી સ્પર્શ થયો હોતો નથી;[11] ઘાસમાં પણ જીવ છે, એમ સમજી જે તેને પાદાક્રાંત કરતો નથી; વધારે શું કહું ? જે કોઇને પણ માઠું લાગે એવાં તથા મર્મભેદક વેણ કહેતો નથી;[12] આ પ્રકારે વ્યાપાર કરવાનો શરીરને જ્યારે સ્વભાવ પડી જાય છે ત્યારે તેમાં શારીર (કાયિક) તપ પૂર્ણપણે ઠર્યું છે એમ તું સમજ.[13] હે પાર્થ ! આ સર્વ કાર્યો દેહના અનુરોધથી થાય છે, માટે હું એને શારીર તપ કહું છું.[14] આ પ્રકારે જેને કાયિક તપ કહેવામાં આવે છે તેનાં લક્ષણો મેં તને કહ્યાં. હવે નિષ્પાપ એવું જે વાચિક તપ તેનાં લક્ષણો વર્ણવું છું, તે સાંભળ.[15]

**अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।**
**स्वाध्यायाभ्यासनं चैव वाङ्मयं तप उच्यते ॥ १५ ॥**

**શ્લોકાર્થઃ**—કોઇના પણ મનને ન દુભાવે એવું તથા સત્ય અને મધુર હોઇ પરિણામે હિતકારક થાય એવું ભાષણ કરવું અને વેદોનું અધ્યયન કરવું એને વાચિક તપ કહેવામાં આવે છે. (૧૫).

**ઓવી અર્થઃ**—પારસમણિ લોખંડનું કદ અને વજન ઓછું ન કરતાં જે પ્રમાણે તેનું સુવર્ણ બનાવી દે છે,[16] તે પ્રમાણે સ્હામા મનુષ્યનું મન ન દુભવતાં તેને સુખ ઉત્પન્ન થાય એવું મિષ્ટ ભાષણ કરવાની જે શક્તિ છે;[17] વસ્તુતઃ વૃક્ષને પાણી પાવામાં આવે છે તોપણ તેના યોગથી તેની નિકટ રહેલું ઘાસ સુદ્ધાં વૃદ્ધિંગત થાય છે, તે પ્રમાણે એકની સાથે બોલવાથીજ સર્વને સુખ ઉત્પન્ન થાય એવી જે મધુરતા;[18] અમૃતની ગંગા હસ્તગત થતાં જે પ્રમાણે તે પ્રાણીઓને પ્રાશનથી અમર કરે છે, સ્નાનથી પાપ નષ્ટ કરીને સંસાર તાપમાંથી મુક્ત કરે છે અને મિષ્ટતાનો આસ્વાદ પણ આપે છે,[19] તે પ્રમાણે જે ભાષણથી અજ્ઞાન નષ્ટ થાય છે અને આત્મસ્વરૂપની પ્રાપ્તિ થાય છે, અને અનેક વખત સાંભળવાથી અમૃતવત્ જેનાપરની રુચિ ન્યૂન થતી નથી;[20] પ્રશ્ન પૂછવામાં આવે ત્યારેજ જે ભાષણ બોલવામાં આવે, નહિતર વેદાધ્યયન અને હરિસ્મરણની ધૂન ચાલે;[21] તથા ઋગ્વેદાદિ ત્રણે વેદોની વાચારૂપી મંદિરમાં પ્રતિષ્ઠા કરી જે પોતાના વદનની વેદશાળાજ બનાવે છે;[22] કિંવા જે શિવ અથવા વિષ્ણુ પૈકી એકનું સતત નામોચ્ચારણ કર્યા કરે છે; આવી વાચામાંથી વાચિક તપ ઉત્પન્ન થાય છે, એમ તારે જાણવું.[23] હવે માનસિક તપનાં લક્ષણો કહું છું તે સાંભળ. એમ લોકનાથના નાયક શ્રીકૃષ્ણ પરમાત્મા બોલ્યા.[24]

**मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।**
**भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥ १६ ॥**

**શ્લોકાર્થઃ**—મનની પ્રસન્નતા, સૌજન્ય, મૌન, આત્મસંયમ, અને અંતઃકરણ શુદ્ધિને માનસિક તપ કહેવામાં આવે છે. (૧૬)

**ઓવી અર્થઃ**—તરંગો વિનાનું સરોવર, કિંવા અભ્રરહિત સ્વચ્છ આકાશ, કિંવા સર્પરહિત ચંદનનો બાગ,[25] અથવા પૂર્ણચંદ્ર, ચિંતારહિત રાજા, તથા મંદરાચળ વિનાનો ક્ષીર સમુદ્ર જે પ્રમાણે હોય,[26] તે પ્રમાણે અનેક કલ્પના તરંગો સર્વથૈવ નિઃશેષ થયા પછી મન જે શુદ્ધ સ્વરૂપમાં નિમગ્ન થઇને રહે છે;[27] અથવા ઉષ્ણતા રહિત પ્રકાશ, ઘટ્ટતાવિનાનું અન્ન તથા પોલાણ રહિત અવકાશ જે પ્રમાણે હોય[28] તે પ્રમાણે પોતાનું સ્વરૂપ સમજી પોતાના સ્વભાવનો જે ત્યાગ કરે છે; ઠંડીથી સર્વ અવયવો ખ્હેર મારી ગયા પછી જે પ્રમાણે ઠંડીની અસર તેપર થતી નથી;[29] વળી અચલ અને કલંકરહિત ચંદ્રનું બિંબ જેવું પૂર્ણ દેખાય,

તે પ્રમાણે આત્મસ્વરૂપમાં જે સ્થિર થયો હોય છે;[30] જ્યાં વૈરાગ્યની ઇચ્છા નષ્ટ થઈ છે અને મનઃપ્રવૃત્તિ તથા ભય ન્યૂન થયાં છે, ત્યાં મન બોધસ્વરૂપ બની જાય છે.[31] માટે જે મુખથી શાસ્ત્રનું પ્રવચન કરવાનું હોય તે મુખ વાચાનો તંતુ પણ પકડતું નથી. (ભાષણ વિરહિત-મૌનસંપન્ન બની રહે છે.)[32] મનને આત્મસ્વરૂપની પ્રાપ્તિ થતાં, જે પ્રમાણે મીઠું પોતાના મૂળ સ્વરૂપમાં-પાણીમાં મળતાં તદ્રૂપ બની જાય છે તે પ્રમાણે તે (મન) સંકલ્પવિકલ્પ રહિત બને છે.[33] આવી સ્થિતિમાં મનને ઇચ્છાજ કયાંથી ઉત્પન્ન થાય ? કે જેના યોગથી તે ઇંદ્રિયો તરફ દોડીને વિષયોના ગ્રામમાં પહોંચે![34] તેથી હથેળીપર જે પ્રમાણે વાળ હોતા નથી તે પ્રમાણે આ પ્રકારે તૈયાર થયેલા મનમાં સહજજ ભાવશુદ્ધિ હોય છે. (સંકલ્પવિકલ્પનો લય થાય છે.)[35] હે અર્જુન! વિશેષ શું કહું ? જ્યારે મનને આવી યોગ્યતા પ્રાપ્ત થાય છે, ત્યારેજ તેને માનસ તપની સંજ્ઞા મળે છે.[36] દેવ કહે છેઃ-અસ્તુ! માનસ તપનાં સર્વ લક્ષણો મેં તને કહી સંભળાવ્યાં.[37] આ પ્રમાણે દેહ, વાચા અને ચિત્તના યોગથી જે ત્રિવિધત્વને પ્રાપ્ત થયું છે, એવું સામાન્ય તપ તને કહી સંભળાવ્યું.[38] હવે, ત્રણ ગુણના સંગથી આજ તપ ત્રણ પ્રકારનું થાય છે તે તું બુદ્ધિના બળથી ઉત્તમ રીતે સાંભળ.[39]

**श्रद्धया परया तप्तं तपस्तत्रिविधं नरैः ।**
**अफलाकांक्षिभिर्युक्तैः सात्त्विकं परिचक्षते ॥ १७ ॥**

શ્લોકાર્થઃ—આ ત્રણ પ્રકારનું તપ જે પુરુષ અત્યંત શ્રદ્ધાપૂર્વક કરે છે, અને જેમાં ફળની આશાનો અભાવ હોય છે, તે તપને 'સાત્ત્વિક તપ' કહેવામાં આવે છે. (૧૭)

ઓવી અર્થઃ—હે પ્રબુદ્ધ! આ જે મેં તને ત્રણ પ્રકારનું તપ કહ્યું તેનુંજ પૂર્ણ શ્રદ્ધાપૂર્વક આચરણ કર, પરંતુ ફળની આશા રાખીશ માં,[40] અરે, જે વખતે મનને પૂર્ણ રીતે શુદ્ધ રાખીને શ્રદ્ધાપૂર્વક એ તપનું આચરણ કરવામાં આવે છે, તે વખતે એજ તપને જ્ઞાતાજનો સાત્વિક કહે છે.[41]

**सत्कारमानपूजार्थं तपो दंभेन चैव यत् ।**
**क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥ १८ ॥**

શ્લોકાર્થઃ—સ્તુતિ, માન તથા પૂજાના હેતુથી કિંવા કેવળ દાંભિકતાથી જે તપ કરવામાં આવે છે તેને રાજસ, ચંચલ અને અસ્થિર કહેવામાં આવે છે. (૧૮)

ઓવી અર્થઃ—અથવા તપ કરવાના હેતુથી જગતમાં દ્વૈત ઉત્પન્ન કરી મોટાઇના શિખરપર બેસવાની જે ઇચ્છા કરે છે;[42] ત્રિભુવનમાં સન્માન અન્ય કોઇને મળે નહિ, સર્વ સન્માન મનેજ મળે, અને સભામાં તથા ભોજન સમયે પ્રધાન માન મનેજ મળે, એવી જે આકાંક્ષા રાખે છે;[43] સમસ્ત જગતના લોકો મારી સ્તુતિ કરે એવો હું સર્વની પ્રશંસાને પાત્ર થાઉં; અને લોકો મારૂં દર્શન કરવા આવે;[44] લોકો મારીજ વિશેષ પૂજા કરે અને સર્વ મહત્વના ભોગો મનેજ ભોગવવાને માટે મળે, આવી તે કામના કરે છે.[45] અરે, આ પ્રકારે, જેમ એકાદ વૃદ્ધ વેશ્યા પોતાની વય ઢાંકવાને માટે ઉપરથી શૃંગાર કરીને ઠાઠમાઠથી બેસે છે, તેમ તપનો ઢોંગ કરી જે પોતાનું સ્વરૂપ લોકોને વેચે છે;[46] વધારે શું કહું ? દ્રવ્ય અને માનની પ્રાપ્તિની ઇચ્છા મનમાં ધરીને સાયાસ તપ કરવામાં આવે તેને રાજસ તપ કહેવામાં આવે છે.[47] પરંતુ પહુરણી નામનો એક જાતનો ઝેરી કીડા જે ગાયના થાનમાંથી દૂધ પી ગયેલો હોય છે તે ગાય વીઆય તોપણ દૂધ દેતી નથી; કિંવા ઉભાં ખેતરે (ભરેલાં ખેતરમાં) ઢોરને ચારવાથી જેમ તેમાં પાક ઉતરતો નથી,[48] તે પ્રમાણે પોતાની પ્રસિદ્ધિના હેતુથી જે તપ કરે છે

તેને અંતે કાંઇ ફળપ્રાપ્તિ થતી નથી.[49] આ પ્રમાણે હે અર્જુન! તપથી કાંઇ ફળસિદ્ધિ થતી નથી એમ જાણીને વચમાંજ તે તપને ત્યાગે છે, માટે તે તપમાં સ્થિરતા હોતી નથી.[50] અકાળે આકાશમાં અભ્રોની પુષ્કળ ઘટા છવાઇ જાય છે અને ગર્જના પણ પુષ્કળ થાય છે, પરંતુ તે એક ઘડીભર પણ ટકે છે કે?[51] તે પ્રમાણે ખરેખર રાજસ તપનું ફળ વંધ્યાપુત્રવત્ મિથ્યા છે, એટલુંજ નહિ, પરંતુ તેનું આચરણ પણ ધૂળપર લિંપણ જેવુંજ ટકે છે![52] તામસ તપ પણ આ પ્રકારનુંજ છે, પરંતુ આથી તો એક કીર્તિ પણ મળવાનો સંભવ છે, પરંતુ તેથી (તામસ તપથી) તો કીર્તિ અને સ્વર્ગ એ ઉભયની પ્રાપ્તિ થતી નથી.[53]

**मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तपः ।**
**परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥ १९ ॥**

**શ્લોકાર્થઃ—ઉન્મત્ત થઇ દુરાગ્રહ ધરી પોતાના શરીરને દુઃખ દઇ અથવા બીજાનો નાશ કરવાની ઇચ્છા ધારણ કરીને જે તપ કરવામાં આવે છે તે તામસ તપ કહેવાય છે. (૧૯).**

**ઓવી અર્થઃ**—હે ધનુર્ધર! મૂર્ખતાનું અભિમાન ધરી જે પોતાના શરીરને સુદ્ધાં વૈરી ગણે છે;[54] પોતાના શરીરને કાષ્ઠ માની તેમાંના પંચાગ્નિવડેજ તેને સળગાવે છે;[55] પોતાના મસ્તકપર બળતી સગડી મુકી તેમાં ગુગળ બાળે છે, પીઠમાં સોયા ઘોચે છે, અને પોતાની ચારે તરફ અગ્નિ પ્રજ્વલિત કરી તેની વચ્ચે પોતાના શરીરને શેકે છે.[56] શ્વાસોચ્છ્વાસ બંધ કરી વ્યર્થ ઉપવાસ કરે છે; અથવા ઉંધે મસ્તકે લટકી ધૂમ્રપાન કરે છે;[57] શીતઋતુમાં નદીમાં ગળા જેટલા પાણીમાં ઉભા રહે છે અને ખડકપર કિંવા સરિતા તટપર બેસે છે, અને પોતાના અંગમાંથી જીવતા માંસના લોચા ખેંચી કાઢે છે![58] હે ધનંજય! આ પ્રમાણે પોતાના શરીરને નાનાવિધ કષ્ટ આપી અન્યનો નાશ કરવાને માટે તપશ્ચરણ કરે છે;[59] ડુંગરપરનો પાષાણ પોતાની સ્થૂળતાને લીધે છૂટો પડીને નીચે પડે છે એટલે તેના ટુકડે ટુકડા થઇ જાય છે, પરંતુ તે પડતો હોય ત્યારે તેના સપાટામાં એકાદ વસ્તુ આવી પડે તો તે જેમ તેના પણ ચૂરેચૂરા કરી નાખે છે,[60] તે પ્રમાણે જે પોતાના શરીરને કષ્ટ આપી સુખી જીવોને કિંવા પ્રમુખ મનુષ્યોને જીતવાને માટે તપનું આચરણ કરે છે;[61] હે અર્જુન! વધારે શું કહું? આવા ખરાબ અને કલેશદાયક પ્રકારે જે તપ કરવામાં આવે છે તે તામસ તપ કહેવાય છે.[62] આ પ્રમાણે સત્ત્વ રજ અને તમના અનુરોધથી તપના જે ત્રણ ભાગ થયા તે તને સ્પષ્ટ રીતે કહી સંભળાવ્યા.[63] હવે બોલવાનો ઓઘ છૂટયો છે તેથી દાનના ત્રણ પ્રકાર કેવા છે, તેનાં લક્ષણો તને કહું છું.[64] ગુણના અનુરોધથી દાનના પણ ત્રણ પ્રકાર થયા છે. તે પૈકી પ્રથમ સાત્વિક દાનનું વર્ણન સાંભળ.[65]

**दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।**
**देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥ २० ॥**

**શ્લોકાર્થઃ—દાન કરવું એ આપણું કર્તવ્ય છે એવા હેતુથી પ્રત્યુપકારની આશા વિના જે દાન પુણ્યક્ષેત્રમાં, પર્વકાળે અને સત્પાત્રને આપવામાં આવે છે તે સાત્ત્વિક દાન છે. (૨૦)**

**ઓવી અર્થઃ**—સ્વકષ્ટથી અને સન્માર્ગે પ્રાપ્ત કરેલું ધન જે આદરાતિથ્યથી અન્યને અર્પણ કરે છે;[66] કદાચિત્ ઉત્તમ બીજ મળે તો ઉત્તમ જમીન અને ઉષ્ણતાની ઉણપ રહી જાય છે; તે પ્રમાણે દાન આપવાની ઇચ્છા હોય તોપણ દાન દેવાને પાત્ર મનુષ્ય, દેશ અને કાળની ખામી હોય છે.[67] અમૂલ્ય રત્ન પ્રાપ્ત થાય ત્યારે તેને કુંદન કરવાને માટે સુવર્ણની ન્યૂનતા માલમ પડે છે; કદાચિત્ સુવર્ણ મળે તો અલંકાર ધારણ કરનારી ઇંદ્રિયોનો તોટો જણાય

આવે છે;[૬૮] પરંતુ દીવાળી જેવું પર્વ, આપ્તવર્ગ અને સંપત્તિ એ ત્રણ યોગ એકત્ર મળવા એ સુદૈવપર અવલંબી રહ્યું છે.[૬૯] તેજ પ્રમાણે જો આપણે હાથે દાન અપાવવાનો ઈશ્વરી સંકેત હોય તો, તો સત્ત્વગુણની સહાયતા મળી દેશ, કાળ, સત્પાત્ર બ્રાહ્મણ તથા દ્રવ્ય એ સર્વ યોગ અનુકૂળ થાય છે.[૭૦] પ્રથમ તો યત્નથી થઇ શકે તેટલું દાન કરવાને કુરુક્ષેત્ર અથવા કાશીક્ષેત્ર એ દેશ હોવો જોઇએ, નહિંતર તેની બરોબરીનો અન્ય કોઈ દેશ હોવો જોઇએ;[૭૧] તે પુણ્યક્ષેત્રમાં સૂર્યગ્રહણ કિંવા ચંદ્રગ્રહણ જેવો પુણ્યકાળ અથવા તેની તુલનાનો અન્ય કોઇ કાળ પ્રાપ્ત થવો જોઈએ;[૭૨] તે દેશમાં તથા તે પર્વકાળે એવો બ્રાહ્મણ પ્રાપ્ત થવો જોઇએ કે જે મૂર્તિમંત શુચિત્વજ હોય.[૭૩] તે બ્રાહ્મણ કેવળ આચારનું મુખ્ય સ્થાન તથા વેદોનું વસતિ સ્થાન એવી યોગ્યતાથી યુક્ત હોવો જોઇએ.[૭૪] તે બ્રાહ્મણને જે દાન આપવામાં આવે તે પરથી આપણી સત્તાને ખેંચી લઇ તેને તે અર્પણ કરવું જોઇએ. જેવી રીતે સ્ત્રી પોતાના પતિની પાસે સ્વસંતોષથી જાય છે,[૭૫] કિંવા આપણી પાસે કોઇ કાંઇ મૂકી મુકી જાય તો આપણે સ્વસંતોષથી તેની પાસે જઇને તેને તે આપીને ઋણમુક્ત થઇએ છીએ; અથવા ખિદમતગાર જેમ પોતાની પાસેનું બીડું રાજાને અર્પણ કરે છે,[૭૬] તે પ્રમાણે નિષ્કામ બુદ્ધિથી બ્રાહ્મણને ભૂમિ આદિનું દાન અર્પણ કરવું, પરંતુ તે દાન વિષે કોઇ પણ પ્રકારની ફલાશા રાખવી નહિ;[૭૭] અને જેને દાન આપવામાં આવે તે એવા પ્રકારનો મનુષ્ય હોવો જોઇએ કે તેની પાસેથી કોઇ પણ પ્રકારનો પ્રત્યુપકાર આપણને મળે નહિ.[૭૮] આકાશમાં પુષ્કળ બૂમો પાડવામાં આવે તોપણ તેનો પ્રત્યુત્તર (પ્રતિધ્વનિ) તેમાંથી મળતો નથી; કિંવા આરસીની પાછળના ભાગમાં જોવાથી જે પ્રમાણે તેમાં આપણું પ્રતિબિંબ દેખાતું નથી;[૭૯] અથવા ઉદક પર દડો અફાળવામાં આવે તો તે જે પ્રમાણે પાછો ઉછળીને આપણા હાથમાં આવતો નથી;[૮૦] કિંવા આખલાને ચારો નીરવાથી જે પ્રમાણે તે ઉપકાર માનતો નથી; કિંવા જે પ્રમાણે કૃતઘ્ન મનુષ્યપર કરેલા ઉપકારનો બદલો તે વાળતો નથી;[૮૧] તે પ્રમાણે જેની પાસેથી પ્રત્યુપકારનો સ્વીકાર કરવાનો ન હોય તેને દાન આપવું અને દાન આપવા વિષે અભિમાન ધારણ કરવું નહિ.[૮૨] હે વીરોત્તમ અર્જુન ! આ પ્રકારનું જે દાન, તે સર્વ દાનોમાં ઉત્તમ એવું જે સાત્ત્વિક દાન તે છે.[૮૩] તેમજ દેશ, કાળ, સત્પાત્ર બ્રાહ્મણ અને યથા ન્યાય પ્રાપ્ત કરેલું દ્રવ્ય તે પણ તને જણાવ્યાં તેજ છે.[૮૪]

**यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ।**
**दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥ २१ ॥**

**શ્લોકાર્થઃ**—પ્રત્યુપકાર કિંવા ફળની આશાથી અથવા પરાણે આપેલું દાન તે રાજસ દાન છે. (૨૧)

**ઓવી અર્થઃ**—પરંતુ મનમાં દૂધની ઇચ્છા રાખી જે પ્રમાણે ગાયને ઉત્તમ પ્રકારે ચરાવવામાં આવે અથવા કોઠી બનાવીને તેમાં દાણા ભરવાને માટે ખેતરમાં મહેનત મજુરી કરીને ધાન્ય વાવવામાં આવે છે;[૮૫] અથવા જે પ્રમાણે ચાંલ્લાની આશાથી લગ્ન પ્રસંગે સગાંવ્હાલાંને નિમંત્રણ કરવામાં આવે છે અથવા જ્યાંથી પ્રત્યુપકાર થવાની આશા હોય ત્યાંજ ભેટ સોગાદ મોકલવામાં આવે છે;[૮૬] અથવા લાંચના પૈસા ગજવામાં નાખીને પછી લોકોનું કામ કરવામાં આવે, કિંવા દ્રવ્ય લઇને રોગીને ઔષધ આપવામાં આવે,[૮૭] તે પ્રમાણે આપણે જેને દાન આપીએ તેથી તેનું રક્ષણ થાય અને તે લોકોમાં આપણી સુકીર્તિ પ્રસારે આ હેતુથી જે દાન કરે છે;[૮૮] અથવા હે અર્જુન ! વાટે જતાં એકાદ ઉત્તમ બ્રાહ્મણ મળે, પણ તેની પાસેથી પ્રત્યુપકારની આશા ન હોય,[૮૯] કિંવા તે દાન દેનારની પ્રસિદ્ધિ કરે એવો ન હોય તો હે કિરીટી ! તેના હાથમાં એક કોડી મુકી, પોતાના સર્વ આપ્તવર્ગના પ્રાયશ્ચિત્તોનો સંકલ્પ કરી

પાણી મુકે છે;[૯૦] તેજ પ્રમાણે તે પરલોકના સર્વ ફળોની આશા કરીને તેને દાન આપે છે, અને તે પણ કેટલું ? તે બ્રાહ્મણની એક વેળાની ક્ષુધા પણ તૃપ્ત ન થાય એટલું ![૯૧] વારુ, એટલું તો એટલું, પરંતુ તેને સંતોષથી તો આપવું જોઇએ ! પરંતુ તે તેમ કરતો નથી. તે દાન ગ્રહણ કરીને બ્રાહ્મણ પોતાના ગ્રહ તરફ ચાલવા માંડે છે એટલે પેલો દાતા મહા હાનિ થઇ એમ માની ઝુરે છે; જાણે ચોરેજ તેનું સર્વસ્વ હરણ કરી લીધું હોય એવો તેને ઉદ્વેગ થાય છે.[૯૨] હે સુમતિ અર્જુન ! વિશેષ શું કહું ? આવી મનોવૃત્તિથી જે દાન આપવામાં આવે છે તે ત્રિજગતમાં રાજસ દાન કહેવાય છે, એમ તું સમજ.[૯૩]

**अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।**
**असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥ २२ ॥**

**શ્લોકાર્થઃ—જે દાન સત્કાર રહિત, અપમાનપૂર્વક અને પુણ્યદેશ, પુણ્યકાળ તથા સત્પાત્ર જોયા વિના આપવામાં આવે છે તે તામસ દાન છે. (૨૨).**

**ઓવી અર્થઃ**—હવે મ્લેચ્છોની વસ્તી હોય તે સ્થાને, અથવા અરણ્યમાં, કિંવા અપવિત્ર સ્થળમાં, અથવા તંબુ કિંવા નગરના ચૌટામાં[૯૪] આવા સ્થળે એકત્ર થઈ, સંધ્યાકાળે કિંવા રાત્રિએ, ચોરી કરીને આણેલાં દ્રવ્યનું મુક્ત હસ્તે દાન આપવામાં આવે છે;[૯૫] આ દાનને ઝીલનારાં પાત્રો કેવાં હોય છે ? ભાટ લોક, તમાશગીર લોક, કિંવા વેશ્યા અથવા જુગારી લોક અથવા મૂર્તિમંત ચેટકીઓ એમનાપરજ ખુશ થઇને આ દાન એમને આપવામાં આવે છે;[૯૬] આવા લોકો પેલા દાતાઓની સન્મુખ નૃત્ય, વાદન, ગાયનાદિ કરે છે અથવા ભાટ લોકો તેમની સ્તુતિ કરે છે; આવા તમાશાઓ દેખીને તથા આવાં ગાયનો સાંભળીને તેઓ ખુશ થાય છે; તેમની નજર સન્મુખ નિરંતર આવા તમાશાઓજ આવી ખડા થયા કરે છે અને તેમના કાનમાં નિત્ય આવાં છકેલ ગાયનોનોજ ગણગણાટ થયાં કરે છે.[૯૭] પછી જ્યારે તેઓ પુષ્પો અથવા સુગંધી દ્રવ્યોનો સુવાસ લે છે ત્યારે તો તેઓ તેમાં તલ્લીનતાપૂર્વક ઉન્મત્ત થઇને ભ્રમના મૂર્તિમંત વૈતાળજ બની જાય છે ![૯૮] પછી તેઓ અન્યને લૂંટીને આણેલા દ્રવ્યવડે ભિક્ષુકાદિ લોકોને માટે સદાવ્રતો ઉઘાડે છે.[૯૯] આ પ્રકારના દાનને હું તામસ દાન કહું છું; અને દૈવવશાત્ અન્ય પણ એક પ્રકાર બને છે તે સાંભળ.[૩૦૦] કદાચિત્ ભ્રમર કાષ્ઠને કોતરી નાખે તે વખતે તે કાષ્ઠમાં રામ નામના અક્ષરોનો આકાર કોતરાઇ જાય અથવા તાળી વગાડતાં બે હાથની વચ્ચે કાગડો સપડાઈ જાય, તે પ્રમાણે તામસ મનુષ્યને પુણ્યક્ષેત્રમાં પર્વણીનો લાભ પ્રાપ્ત થાય,[૧] અને તે સ્થળે તેનું ઐશ્વર્ય જોઇ એકાદ સત્પાત્ર પુરુષ આવી ચડે, તથા તેને જોઇને ગભરાઇ જઇને તેને કાંઇ આપું એવો મનમાં વિચાર લાવે,[૨] તોપણ તેના પ્રત્યે તે પૂજ્ય બુદ્ધિ રાખતો નથી, તેને નમસ્કાર કરતો નથી અને અન્યદ્વારા પણ તેને અર્ધ્યાદિક સમર્પણ કરાવતો નથી;[૩] અને તેને બેસવાને માટે આસન પણ આપતો નથી; તો પછી ગંધાક્ષતથી તેની પૂજા કરવાની તો વાતજ શી કરવી ? આ પ્રમાણે તામસી મનુષ્ય સત્પુરુષની અપ્રતિષ્ઠા કરે છે.[૪] પરંતુ ઋણદારની જે પ્રમાણે અપ્રતિષ્ઠા થાય છે, તે પ્રમાણે દાન ગ્રહણ કરનારના હાથમાં દ્રવ્ય મુકી તેને 'તુતુ' (શ્વાનને બોલાવવાની સંજ્ઞા) કહીને તેનું અપમાન કરે છે;[૫] અને હે અર્જુન ! તેને જે દાન આપું છું તેટલીજ તેની કિમ્મત છે એમ કહીને તેની હેલના કરે છે; અને પછી તે બ્રાહ્મણને ખરાબ શબ્દો કહીને તથા ધક્કા મરાવીને તેની અમર્યાદા કરે છે.[૬] હવે ઝાઝું વર્ણન રહેવા દઇશું. આ પ્રકારના દાનને જગતમાં તામસ દાન કહેવામાં આવે છે.[૭] આ પ્રમાણે સાત્ત્વિક, રાજસ અને તામસ દાનનાં લક્ષણો તને સ્પષ્ટ કહી સંભળાવ્યાં.[૮] તે વિષે હે અર્જુન, મને એમ લાગે છે કે કદાચિત

તું એવી શંકા ધરશે કે," સંસાર બંધનમાંથી મુક્ત કરનાર જો એક સાત્ત્વિક કર્મજ હોય તો તે શિવાયનાં દોષયુક્ત એવાં જે પૃથક્ કર્મો તેનું વર્ણન શા માટે કરવું જોઇએ ?[૧૦] પરંતુ દ્રવ્યના ભંડારપરના સર્પનું જ્યાં સુધી કાસળ કાઢવામાં ન આવે ત્યાં સુધી તે હસ્તગત થતો નથી, અથવા ધૂમાડો સહન કર્યા શિવાય જે પ્રમાણે અગ્નિ પ્રદીપ્ત કરી શકાતો નથી,[૧૧] તે પ્રમાણે શુદ્ધ સત્ત્વગુણની આડે જે રજસ્તમોગુણનો પડદો છે તેને તોડી નાખવાનો પ્રયત્ન અનિષ્ટ શા માટે ગણવો ?[૧૨] મેં શ્રદ્ધાથી લઇને દાન પર્યંત જેટલી ક્રિયા કહી બતાવી તે સર્વ ત્રણ ગુણોથી યુક્ત છે.[૧૩] ખરેખર, આ ત્રણે ગુણો વિષે વિવેચન કરવાની મારી ઈચ્છા નહોતી; પરંતુ સત્ત્વગુણ સ્પષ્ટ રીતે દર્શાવવાને માટે મેં આ બન્ને ગુણોનું વર્ણન કર્યું.[૧૪] એ બેની વચ્ચે જે ત્રીજો ગુણ છે તે એ ઉભયનો ત્યાગ કર્યા પછી દ્રષ્ટિગોચર થાય છે. જે પ્રમાણે દિવસ અને રાત્રિનો ત્યાગ કરવાથી સંધ્યાકાળ પ્રાપ્ત થાય છે,[૧૫] તે પ્રમાણે રજ અને તમનો નાશ થયા પછી, ત્રીજો જે ઉત્તમ સત્ત્વગુણ તે આપોઆપ પ્રાપ્ત થાય છે.[૧૬] આ પ્રકારે સત્ત્વગુણ દર્શાવવાને માટે તને તમ અને રજ એ ગુણોનાં લક્ષણો કહી બતાવ્યાં; માટે તેનો ત્યાગ કરી સત્ત્વગુણના યોગે તું તારા કાર્યની સિદ્ધિ કરી લે.[૧૭] આ શુદ્ધ સત્ત્વગુણ વડેજ તું યજ્ઞાદિ સર્વ કર્મોનું આચરણ કર, એટલે તું સ્વસ્વરૂપને સહજ પ્રાપ્ત થશે.[૧૮] સ્વતઃ સૂર્યજ જો કોઇ વસ્તુ દર્શાવવા માંડે તો શું તે નહિ દેખાશે ? તેજ પ્રમાણે સત્ત્વગુણનું આચરણ કરવાથી કયા ફળની પ્રાપ્તિ ન થાય ?[૧૯] સત્ત્વગુણના અંગમાં આવી સર્વોપરિ શક્તિ છે ખરી; પરંતુ જેના વડે મોક્ષની પ્રાપ્તિ થાય છે.[૨૦] તે એક નિરાળીજ વસ્તુ છે; અને સત્ત્વગુણને જ્યારે એ વસ્તુની સાહાય્ય મળે છે; ત્યારેજ મોક્ષપ્રાપ્તિની યોગ્યતા સિદ્ધ થાય છે,[૨૧] ઉત્તમોત્તમ સુવર્ણ હોય તોપણ જ્યાં સુધી તેનાપર રાજાનો શિક્કો પડે નહિ ત્યાં સુધી તેનો મહોર તરીકે પ્રચાર થઇ શકતો નથી.[૨૨] અનેક સ્થાનોનાં પાણી સ્વચ્છ, શિતલ, સૌગંધ્યયુક્ત તથા સુખદાયક હશે, પરંતુ જ્યાં સુધી તે તીર્થોના પાણીમાં ભળતાં નથી ત્યાં સુધી તેમાં પવિત્રતા આવતી નથી;[૨૩] ઇતર સ્થળના પાણીમાં ગમે તેવી યોગ્યતા હોય તોપણ જ્યાં સુધી ગંગા તેનો સ્વીકાર કરતી નથી ત્યાં સુધી સમુદ્રમાં તેનો પ્રવેશ થઇ શકતો નથી;[૨૪] તે પ્રમાણે હે અર્જુન ! સાત્ત્વિક કર્મના આચરણથી મોક્ષનો સ્પર્શ કરતાં જેના યોગથી વચમાં વિઘ્ન નડતું નથી તે કોઇ નિરાળીજ વસ્તુ છે.[૨૫] આ ભાષણ સાંભળતાંજ અર્જુનના મનમાં અત્યંત ચિંતા ઉત્પન્ન થઇ અને તે બોલ્યો કે, હે દેવ ! કૃપા કરીને તે મને કહો.[૨૬] ત્યારે ભગવાન શ્રીકૃષ્ણ બોલ્યાઃ—જેના યોગથી સાત્ત્વિક ગુણને મોક્ષરૂપી રત્નનો લાભ મળે છે, તે વસ્તુનાં લક્ષણો સાંભળ.[૨૭]

**ૐ तत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः ।**
**ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥ २३ ॥**

**શ્લોકાર્થઃ**—ૐ તત્ અને સત્ એવા ત્રણ પ્રકારના બ્રહ્મનાં નામો છે. તેના યોગથી બ્રાહ્મણ, વેદ અને યજ્ઞ એમને પૂર્વે ઉત્પન્ન કરવામાં આવ્યા છે. (૨૩).

**ઓવી અર્થઃ**—અનાદિ જે પરબ્રહ્મ છે અને જે જગતાદિ સર્વનું વિશ્રાંતિ સ્થાન છે, તેનું એકજ નામ ત્રણ પ્રકારનું છે.[૨૮] તે બ્રહ્મ ખરેખર નામ અને જાતથી રહિત છે. પરંતુ અજ્ઞાની લોકના અંધકારમાં તેમને ઓળખવાને માટે વેદોએ તેને નામ આપ્યું છે.[૨૯] છોકરું જન્મે છે ત્યારે તેને નામ હોતું નથી, પરંતુ તેનું નામ પાડીને પછી આપણે તેને બોલાવીએ છીએ ત્યારે તે 'ઓ' કહીને ઉઠે છે,[૩૦] તે પ્રમાણે, સંસારતાપથી તપ્ત થયેલા જીવો વેદોની આગળ પોતાના દુઃખનાં રોદણાં રડવા આવે અને તેને હાંક મારે એટલે તે તેમને હોકારો આપે છે, તેજ નામ છે.[૩૧] બ્રહ્મની અનિર્વાચ્યતા મટી ઐક્યરૂપ થઇ પ્રાપ્તિ થાય એટલા માટે વેદોએ

કૃપાવંત થઇ એ કાર્યની સિદ્ધિ કરી આપે એવો એક મંત્ર શોધી કાઢયો.[૩૨] જે મંત્રથી બ્રહ્મને હાંક મારવામાં આવતાં તે પાછળ હોય તે છતાં પણ સહજ આગળ આવીને ઉભો રહે છે;[૩૩] પરંતુ વેદરૂપી પર્વતના શિખરપર ઉપનિષદ્રૂપી નગરમાં જે બ્રહ્મની પંક્તિના હોય છે તેજ તેને ઓળખી શકે છે.[૩૪] વધારે શું કહું ? પરંતુ સૃષ્ટિ ઉત્પન્ન કરવાની બ્રહ્મદેવને જે શક્તિ પ્રાપ્ત થઇ, તે પણ જે એક નામના અનુષ્ઠાનથી મળી;[૩૫] પરંતુ, હે વીરોત્તમ! સૃષ્ટિ ઉત્પન્ન કર્યા પૂર્વે બ્રહ્મદેવ એકલો ઉત્પન્ન થયો ત્યારે તે ગાંડોજ બની ગયો![૩૬] જે મારામાંથી તેની ઉત્પત્તિ થઇ તે ઈશ્વરને પણ તેણે ઓળખ્યો નહિ અને સૃષ્ટિ પણ ઉત્પન્ન કરી શકયો નહિ; તે યોગ્યતા તેને જે એક નામદ્વારા પ્રાપ્ત થઇ;[૩૭] જેનો અર્થ મનમાં બરાબર સમજતાંની સાથે અને જે ત્રણ અક્ષરોનો જપ કરતાંની સાથે તેનામાં સૃષ્ટિ ઉત્પન્ન કરવાની શક્તિ જ્યારે આવી,[૩૮] ત્યારે બ્રાહ્મણોને નિર્માણ કરી, તેમને વેદોની આજ્ઞા માન્ય કરવાની આજ્ઞા આપી. તેમના નિર્વાહને માટે યજ્ઞ વગેરેનું આચરણ કરવાનો તેમને બોધ આપ્યો.[૩] પછી અપાર લોકો ઉત્પન્ન કર્યા કે જેની ગણના થઇ શકતી નથી અને ત્રણે ભુવનો બ્રહ્મદેવે બ્રાહ્મણને અગ્રહારરૂપે આપ્યાં.[૪૦] શ્રીલક્ષ્મીપતિ કહે છેઃ—આ પ્રકારે જે નામ મંત્રના યોગથી બ્રહ્મદેવે શ્રેષ્ઠત્વ પ્રાપ્ત કર્યું તેનાં લક્ષણો સાંભળ.[૪૧] સર્વ મંત્રોમાં શ્રેષ્ઠ જે ૐકાર તે મૂળ અક્ષર છે એમ સમજ; અને તત્કાર બીજો તથા સત્કાર ત્રીજો અક્ષર છે.[૪૨] આ પ્રમાણે ૐ तत्सत् એવા ત્રણ પ્રકારનું બ્રહ્મનું નામ છે. ઉપનિષદોનું જે એ નામરૂપી સુંદર પુષ્પ તેનો તું સુવાસ લે.[૪૩] એનું ઐકય થતાં જો સાત્વિક કર્મનું આચરણ કરવામાં આવે, તો મોક્ષ આપણા ઘરનો દાસ બને છે;[૪૪] પરંતુ દૈવયોગે કર્પૂરના અલંકારો પ્રાપ્ત થાય તો તેનો વિનિમય શી રીતે કરવો એ સમજવાનીજ પ્રથમ અડચણ હોય છે;[૪૫] તેજ પ્રમાણે સત્કર્મનું આચરણ કરીને જો બ્રહ્મ નામનો ઉચ્ચાર કરવામાં આવે, તોપણ તેની વ્યવસ્થાનો મર્મ જ્ઞાત ન હોય,[૪૬] અને સાધુવૃંદ ઘેર પધારતાં તેનું સન્માન ન કરતાં તેનું અપમાન કરવામાં આવે તો પુણ્યનો નાશ થાય છે;[૪૭] અથવા ગળચવા આદિ સુવર્ણના સુંદર અલંકારોને એકત્ર કરી તેને ગળે બાંધવામાં આવે,[૪૮] તે પ્રમાણે મુખદ્વારા બ્રહ્મના નામનો ઉચ્ચાર કરવામાં આવે, અને હસ્તથી સાત્વિક કર્મનું આચરણ કરવામાં આવે, પરંતુ તેની વ્યવસ્થા જ્ઞાત નહિ હોય તો, તે સર્વ કર્મ વ્યર્થ થાય છે.[૪૯] અરે, અન્ન પણ સમીપ હોય અને ક્ષુધા પણ લાગી હોય, પરંતુ નાના બાળકને તેને હાથવતી લઇને મુખમાં મુકવાની વ્યવસ્થા જ્ઞાત ન હોવાથી લંઘનજ કરવું પડે છે,[૫૦] અથવા, હે અર્જુન! તેલ, વાટ અને અગ્નિ એ એકજ સ્થળે હોય, પરંતુ તે વડે દીપક કેવી રીતે પ્રદીપ્ત કરવો એ રીત જો વિદિત ન હોય તો પ્રકાશ થઈ શકતો નથી;[૫૧] તે પ્રમાણે પર્વકાળ પ્રાપ્ત થાય, કર્મ કરવાની ઇચ્છા હોય અને તે વખતનો મંત્ર પણ સ્મૃતિમાં હોય, પરંતુ તેની વ્યવસ્થા માહિત ન હોય તો તે સર્વ યોગ વ્યર્થ થાય છે,[૫૨] માટે ત્રણ અક્ષરનું જે આ બ્રહ્મનું નામ તેની વ્યવસ્થા શી રીતે કરવી તે કહું છું, તે સાંભળ.[૫૩]

**तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपःक्रियाः ।**
**प्रवर्तन्ते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥ २४ ॥**

**શ્લોકાર્થઃ**—એને માટે, વેદવેત્તાની યથાવિધિ યજ્ઞ, તપ અને દાન કરવાની ક્રિયા ૐ આ બ્રહ્મના ઉચ્ચાર સહિત નિરંતર ચાલુ હોય છે. ( ૨૪ )

**ઓવી અર્થઃ**—આ પરબ્રહ્મના જે ત્રણ અક્ષરો છે તે ત્રણેની યોજના કર્મના આદિ, મધ્ય અને અંતમાં કરવી.[૫૪] હે કિરીટી! આજ કૌશલ્યથી બ્રહ્મજ્ઞાનીઓને બ્રહ્મની પ્રાપ્તિ થાય છે.[૫૫] જેણે શાસ્ત્રનું જ્ઞાન મેળવ્યું છે તે બ્રહ્મની સાથે ઐકય કરવાને માટે યજ્ઞાદિ ક્રિયાઓનો

ત્યાગ કરતા નથી.[૫૬] તે પ્રથમ ધ્યાનદ્વારા ૐકાર સિદ્ધ કરી, પછી વાચાથી તેનો ઉચ્ચાર કરે છે.[૫૭] આ પ્રકારે ધ્યાન ધર્યા પછી સ્પષ્ટ પ્રણુવોચ્ચાર કરીને ક્રિયા કરવાનો આરંભ કરે છે.[૫૮] તદનંતર અંધારામાં ઓલવાઇ ન જતા દીપકની પેઠે કિંવા અરણ્યમાં સાથે રહેલા બળવાન સોબતીની પેઠે, કર્મારંભનો પ્રણુવોચ્ચાર કર્મ કરતી વખતે તેની સંગે રહે છે, એમ તું સમજ.[૫૯] ધર્મ વડે પ્રાપ્ત કરેલું પુષ્કળ દ્રવ્ય વેદમાં જણુવેલા દેવતાને અર્પણ કરવાના હેતુથી બ્રાહ્મણુ-દ્વારા અથવા અગ્નિનાં મુખદ્વારા યજ્ઞ કરે છે,[૬૦] આહવનીય ગાર્હપત્ય અને દક્ષિણ એ ત્રણ અગ્નિમાં તે યથાવિધિ હવન કરે છે;[૬૧] વધુ શું કહું ? તે નાના પ્રકારના યજ્ઞો ઉત્પન્ન કરી અપ્રિય અહંકારાદિ ભાવોનો ત્યાગ કરે છે;[૬૨] કિંવા ન્યાયથી મેળવેલાં પવિત્ર દ્રવ્ય, તથા ભૂમિ આદિકનાં મુખ્ય દાનો દેશકાળ જોઇ પવિત્ર બ્રાહ્મણને આપે છે.[૬૩] અથવા એક દિવસને અંતરે કિંવા એક મહિનાને અંતરે ચાંદ્રાયણુવ્રતનું આચરણ કરી, મહિનાના મહિના સુધી ઉપવાસ કરીને શરીરમાંની સપ્ત ધાતુ શોષી લઇ શરીર શુદ્ધ કરી તપનું આચરણ કરે છે;[૬૪] આ પ્રકારે યજ્ઞ, તપ અને દાન એ જે કર્મો બંધનરૂપે પ્રસિદ્ધ છે, તેના આરંભમાં પ્રણુવોચ્ચાર કરવાથી, તેના યોગે કરીને મોક્ષ સુલભ થાય છે.[૬૫] નદીના તટની નિકટ રહેલી નાવ પાણીમાં હડસેલતી વખતે જેમ સ્થૂલ ( ભારે ) લાગે છે, પરંતુ તેનાજ યોગે પાછળથી નદી તરી જઇ શકાય છે, તે પ્રમાણે, સંસારમાં નાંખનાર કર્મોમાંથી આ નામના યોગથી મનુષ્ય મુક્ત થઇ શકે છે.[૬૬] પરંતુ હવે આ વાત રહેવા દો. આ યજ્ઞ, દાન વગેરે જે ક્રિયા છે તે ૐકારની સાહાય્યતાથી યોગ્યતાને પામે છે.[૬૮] તે કર્મોને ફળ આવ્યાં છે એમ જ્યારે એની દૃષ્ટિએ પડે ત્યારે તે 'તત્' શબ્દનો ઉપયોગ કરે છે.[૬૯]

**तदित्यनभिसंधाय फलं यज्ञतपःक्रियाः ।**
**दानक्रियाश्च विविधाः क्रियन्ते मोक्षकांक्षिभिः ॥ २५ ॥**

**શ્લોકાર્થઃ—મુમુક્ષુ જન બ્રહ્મના 'તત્' નામનો ઉચ્ચાર કરીને ફળની આશા ન ધરતાં યજ્ઞ, તપ અને દાનની અનેક પ્રકારની ક્રિયા કરે છે ( ૨૫ )**

**ઓવી અર્થઃ**—જે સર્વ જગતથી પર છે અને જે એકલો સર્વને જોઇ શકે છે, એવો જે પરબ્રહ્મ તેને 'તત્' શબ્દથી ઉચ્ચારવામાં આવે છે.[૬૯] હે અર્જુન ! તે સર્વેની પૂર્વેનો છે, એમ લક્ષમાં આણી, તેના સ્વરૂપનું ધ્યાન ધરી પછી તે ( મુમુક્ષુ ) તેનો 'તત્' ઉચ્ચાર કરે છે;[૭૦] અને એમ કહે છે કે તદ્રૂપ જે બ્રહ્મ તેને ફળ સહવર્તમાન સર્વ ક્રિયાઓ અર્પણ થાઓ ! અમારા ઉપભોગને માટે કાંઇ અવશિષ્ટ ન રહો ![૭૧] આ પ્રમાણે તત્સ્વરૂપ બ્રહ્મને કર્મો અર્પણ કરી, તે મારાં નથી એમ કહી, અંગ ખંખેરી મોકળા થાય છે.[૭૨] હવે ૐકારનો ઉચ્ચાર કરી જેનો આરંભ કર્યો અને તત્નો ઉચ્ચાર કરી જેનાં ફળ સમર્પિત કરવામાં આવ્યાં અને એ રીતે જેને બ્રહ્મત્વ પ્રાપ્ત થયું,[૭૩] તે કર્મ ખરેખર બ્રહ્મ સ્વરૂપ થયાં તોપણ એટલાથીજ કાંઈ ખરી કાર્યસિદ્ધિ થયેલી કહેવાય નહિ. કારણ કે જે કર્મ કરનાર હોય છે તેનું દ્વૈત તો હજી શેષ રહે છે. તેનું હજી બ્રહ્મની સાથે ઐક્ય થયું નથી.[૭૪] મીઠાને પાણીમાં નાખતાં તે પીગળી જાય છે, પરંતુ તેની ખારાશ પાણીથી ભિન્નજ હોય છે; તે પ્રમાણે કર્મ બ્રહ્માકાર થયાં એમ સમજવું તેજ દ્વૈત છે.[૭૫] અને જેમ જેમ દ્વૈત વૃદ્ધિંગત થાય છે તેમ તેમ સંસારભય પણ અધિક પ્રાપ્ત થતો જાય છે. આ પ્રમાણે દેવ પોતાના શ્રીમુખદ્વારા બોલે છે એટલુંજ નહિ, પણ વેદો પણ તેમજ કહે છે.[૭૬] માટે બ્રહ્મમાં રહેલા દ્વૈતનું 'સત્' શબ્દના જ્ઞાનથી નિરસન કરવાને માટે 'સત્' શબ્દની યોજના કરવામાં આવી છે.[૭૭] માટે ૐકાર અને તત્કાર એના ઉચ્ચાર સહિત

કરેલાં કર્મો બ્રહ્મસ્વરૂપ બની જાય છે. તેને પ્રશસ્ત કર્મો કહેવામાં આવે છે.[૭૮] પ્રશસ્ત કર્મમાં 'સત્' શબ્દનો ઉપયોગ કરવામાં આવે છે તે સાંભળવા યોગ્ય છે, તે કહું છું.[૭૯]

**सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ।**
**प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते ॥ २६ ॥**

**શ્લોકાર્થઃ**—જ્ઞાનીઓ બ્રહ્મના 'સત્' નામની યોજના અસ્તિત્વ અને ઉત્તમતા દર્શાવવાને માટે કરે છે. તેમજ હે પાર્થ! શુભકર્મ દર્શાવવાને માટે પણ તેઓ 'સત્' શબ્દ યોજે છે. (૨૬)

**ઓવી અર્થઃ**—આ સત્ શબ્દ દ્વારા અસદ્રૂપી ખોટું નાણું ગળાઇ જઇને સત્તાનું વ્યંગ રહિત સ્વરૂપ દૃષ્ટિગોચર થાય છે.[૮૦] તે સત્તાને દેશ કિંવા કાળથી ભિન્નરૂપ પ્રાપ્ત થતું નથી. તે તો પોતાના સ્થાનમાં જેવી હોય છે તેવીજ રહે છે.[૮૧] આ જે સર્વ દ્રશ્યમાન જગત્ છે તે સત્તાનું રૂપ નથી. જે સત્તાનું રૂપ દૃષ્ટિએ પડવાથી આત્મસ્વરૂપની પ્રાપ્તિ થાય છે,[૮૨] તે સત્તા સાથે ઐક્ય બોધથી કર્મ બ્રહ્મરૂપ બને છે.[૮૩] ૐકાર અને તત્કારથી કર્મ બ્રહ્મરૂપ થાય છે એમ પૂર્વેજ જણાવ્યું છે તો પછી સત્ શબ્દનો ઉપયોગ શું? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે કર્મ બ્રહ્મરૂપ થયાં છે એવો પણ સંસ્કાર રહે નહિ, એટલા માટે સત્ શબ્દનો વિનિયોગ છે.[૮૪] આ સત્ શબ્દની આવી અંતર્ગત વ્યવસ્થા સમજો, એમ શ્રી રંગ બોલ્યા. મહારાજ કહે છેઃ—હું કહેતો નથી હો![૮૫] હુંજ કહું છું, દેવ કહેતા નથી, એમ જો કહું તો શ્રીરંગના સ્વરૂપમાં દ્વૈતની ઉત્પત્તિ થઇ ન્યૂનતા આવે છે, માટે હું જે કહું છું તે દેવનીજ વાણી છે.[૮૬] હવે, 'સત્' શબ્દ એક બીજી રીતે સાત્વિક કર્મપર ઉપકાર કરે છે, તે સાંભળો.[૮૭] સત્કર્મો યથાવિધિ ઉત્તમ પ્રકારે ચાલુ હોય ત્યારે તેમાં એકાદ બાજુથીજ ન્યૂનતા આવે,[૮૮] તો શરીરનો એકાદ અવયવ ન્યૂન થવાથી જે પ્રમાણે શરીરના વ્યાપારોમાં સ્ખલન થાય છે, કિંવા રથનો એકાદ ભાગ ખામી ભરેલો હોવાથી જેમ તેની ગતિ કમી થાય છે.[૮૯] તે પ્રમાણે કર્મ સત્ (ઉત્તમ) ખરાં, પરંતુ જ્યારે એકાદ ગુણનાજ અભાવે તે અસત્ બને છે,[૯૦] ત્યારે ૐકાર અને તત્કારની સાહાય્યથી 'સત્' શબ્દ તે વ્યંગ કર્મનો ઉત્તમ પ્રકારે જીર્ણોદ્ધાર કરે છે;[૯૧] અને પોતાના તેજના જોરથી કર્મનો વ્યંગ નષ્ટ કરી તેને સદ્‌ભાવની યોગ્યતાએ લાવે છે.[૯૨] જે પ્રમાણે દિવ્ય ઔષધિ રોગીને સાજો કરે છે, કિંવા એકાદનો પરાજય થતાં તેને સાહાય્ય મળવાથી દ્વિગુણ બળ આવે છે, તે પ્રમાણે 'સત્' શબ્દ વ્યંગ કર્મની ન્યૂનતા નષ્ટ કરે છે, એમ તું સમજ.[૯૩] અથવા કાંઇ દોષથી કર્મ પોતાની મર્યાદા છોડીને નિષિદ્ધ માર્ગે ચાલ્યું જાય;[૯૪] ચાલનારજ માર્ગ ચૂકે છે અને પરીક્ષકજ ભ્રમમાં પડે છે; માટે વ્યવહારમાં શું શું નથી થતું![૯૫] તેથી કર્મની મર્યાદા તૂટી તેને નિષિદ્ધ કર્મનું ખરાબ નામ પ્રાપ્ત થાય[૯૬] તો તે ઉભયના કરતાં જ્ઞાતા એવો જે આ 'સત્' શબ્દ તેની યોજના કરવામાં આવે તો તે અધમ કર્મને ઉત્તમ કર્મ બનાવે છે.[૯૭] લોખંડને જેમ પારસમણિનું ઘર્ષણ, ખાબોચીઆને જેમ ગંગા નદીનો મેળાપ અથવા મૃત મનુષ્યને જેમ અમૃતની વૃષ્ટિ.[૯૮] તેવો હે વીરેશ! અસત્કર્મને આ 'સત્' શબ્દનો પ્રયોગ ઉપયુક્ત છે. વધારે શું કહું? 'સત્' નામનો મહિમાજ એવો છે.[૯૯] આ રીતે સત શબ્દનું રહસ્ય સમજી લઈ જ્યારે તું તે નામનો ઉચ્ચાર કરશે ત્યારે તેજ કેવળ બ્રહ્મ છે એમ તને સમજાશે.[૪૦૦] ૐ તત્સત્ એ અક્ષરો મુમુક્ષુને તે સ્થળે લઇ જાય છે કે જ્યાંથી (બ્રહ્મથી) દૃષ્ટિ ગોચર સર્વ પદાર્થો પ્રકાશમાન થાય છે.[૧] તે પરબ્રહ્મ સ્વચ્છ હોઇ અપરિછિન્ન છે; અને ૐ તત્સત્ એ તેની અંતર્ગત દર્શક નામ છે.[૨] પરંતુ આકાશને જે પ્રમાણે આકાશજ આશ્રયભૂત છે, તે પ્રમાણે ૐ તત્સત્ એ અક્ષરોને બ્રહ્મનોજ આશ્રય છે.[૩] આકાશમાં સૂર્યજ સૂર્યને પ્રકાશિત કરે છે, તે પ્રમાણે આ નામના ઉચ્ચારની સાથે બ્રહ્મની પ્રાપ્તિ થાય છે.[૪]

માટે એ ત્ર્યક્ષરી ( ત્રિઅક્ષરી ) નામ નહિ પરંતુ સાક્ષાત્ બ્રહ્મજ છે, એમ તું સમજ; અને એની પ્રીતિને અર્થે જે જે કર્મો તું કરશે.[૫]

**यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते ।**
**कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥ २७ ॥**

**શ્લોકાર્થઃ**—યજ્ઞ, દાન તથા તપમાં તત્પર રહેવું તેને 'સત્' કહેવામાં આવે છે, અને એને માટે જે કર્મો કરવામાં આવે છે તેને પણ 'સત્'જ કહેવામાં આવે છે. (૨૭)

**ઓવી અર્થઃ**—અને તે કર્મના આરંભમાંજ કાંઇ વ્યંગ ઉત્પન્ન થાઓ વા તેનો આરંભ કર્યા છતાં પણ તે અપૂર્ણ રહો; યજ્ઞ, દાનો કિંવા ગહન તપો ભલે હો.[૬] પરંતુ પારસમણિના સ્પર્શથી થયેલા સુવર્ણની કસોટીમાં ઉત્તમ કિંવા હલકું એવો ભેદ હોતો નથી, તે પ્રમાણે કરેલાં કર્મો બ્રહ્માર્પણ કરવાથી તે બ્રહ્મરૂપજ બની જાય છે.[૭] અને જે પ્રમાણે સમુદ્રમાં નદીઓને છુટી પાડી શકાતી નથી તે પ્રમાણે તે કર્મમાં પૂર્ણાપૂર્ણ ( ઉત્તમ કિંવા નિષિદ્ધ )નો ભેદ અવશિષ્ટ રહેતો નથી, સમજ્યો ?[૮] આ પ્રમાણે હે જ્ઞાનવંત અર્જુન ! બ્રહ્મ નામની શક્તિ તને દ્રષ્ટાંતપૂર્વક સ્પષ્ટ કરીને કહી સંભળાવી;[૯] અને હે વીર ! બ્રહ્મ નામના એક એક અક્ષરની પૃથક્ પૃથક્ વ્યવસ્થા તને કહી સંભળાવી.[૧૦] આ પ્રમાણે હે અર્જુન ! બ્રહ્મ નામની આવી મહત્તા છે, એ મર્મ તું સમજ્યોને ?[૧૧] માટે હવે પછી નિરંતર આજ નામ પર શ્રદ્ધા રાખશે તો તું જન્મબંધનથી મુક્ત થશે.[૧૨] જે કર્મ કરતાં આ શબ્દનો ઉત્તમ રીતે વિનિમય કરી શકાશે તે કર્મ પૂર્ણ અને વેદરૂપજ બની જશે.[૧૩].

**अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।**
**असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥ २८ ॥**

**શ્લોકાર્થઃ—હે પાર્થ ! શ્રદ્ધા શિવાય કરેલાં હવન ( યજ્ઞ ), દાન, તપ અને કોઈ પણ કર્મને 'અસત્' કહેવામાં આવે છે. તે કર્મ પરલોકમાં ફલપ્રદ થતાં નથી અને આલોકમાં પણ નિષ્ફળજ થાય છે. ( ૨૮ ).**

**ઓવી અર્થઃ**—અથવા આ માર્ગ છોડી, શ્રદ્ધા નષ્ટ કરી અને દુરાગ્રહનું પ્રાબલ્ય વધારી,[૧૪] પછી કોટયવધિ અશ્વમેધ યજ્ઞ કરવામાં આવે, સર્વ પૃથ્વીને રત્નોથી ભરી તેનું દાન આપવામાં આવે, એક અંગુઠાપર ઉભા રહી સહસ્રાવધિ વર્ષો પર્યંત તપશ્ચર્યા કરવામાં આવે,[૧૫] અને મીઠા પાણીનો સમુદ્ર બાંધવામાં આવે, તોપણ તે સર્વ વ્યર્થ છે.[૧૬] ખડકપર વૃષ્ટિ થાય કિંવા ભસ્મમાં આહુતિ અપાય, અથવા પડછાયાને આલિંગન આપવામાં આવે,[૧૭] કિંવા હે અર્જુન ! આકાશને બાથ મારવામાં આવે, તે પ્રમાણે આ સર્વ સમારંભ મિથ્યા જાય છે.[૧૮] ઘાણીમાં ઘાલીને પાષાણને પીલવામાં આવે તો તેથી તેલ કે ખોળની પ્રાપ્તિ થનાર નથી; તે પ્રમાણે ઉપર્યુક્ત વિધિથી કર્મ કરવામાં આવે તો દારિદ્રનીજ પ્રાપ્તિ થશે.[૧૯] પલ્લવે કાંકરા બાંધીને દેશપરદેશ જઇએ તો તે જેમ દ્રવ્યની ગરજ ન સારતાં ઉપવાસ કરાવે છે,[૨૦] તે પ્રમાણે તે સર્વ કર્મનાં આચરણથી ઈહ લોકમાં સુખ મળતું નથી, તો પછી પરલોકના સુખની તો ઇચ્છા શા માટે રાખવી ?[૨૧] માટે બ્રહ્મમાં શ્રદ્ધા ન રાખી (બ્રહ્માર્પણ ન કરતાં) જે કર્મો કરવામાં આવે છે, તેમાં કાંઇ અર્થ નથી; તે આલોક પરલોકમાં કેવળ બોજારૂપજ થઈ પડે છે.[૨૨] આવા પાતકરૂપી ગજનો નાશ કરનાર સિંહ, ત્રિતાપરૂપી અંધકારનો નાશ કરનાર સૂર્ય, લક્ષ્મીપતિ અને સર્વ વીરોમાં શ્રેષ્ઠ એવા જે શ્રીકૃષ્ણ પરમાત્મા તે આ પ્રમાણે બોલ્યા.[૨૩] ત્યારે આત્માનંદમાં નિમગ્ન થયેલો અર્જુન, પૌર્ણિમાના ચંદ્રપ્રકાશથી જે પ્રમાણે ચંદ્ર આવૃત્ત થઇ જાય છે તે પ્રમાણે આવૃત્ત થઇ

ગયો. ( પાછળ પડયો. )[24] અહો ! સંગ્રામનો તો વ્યાપાર ચાલી રહ્યો છે અને બાણોની અણીઓ તે તેનાં માપો છે; તે અણીઓવતી જીવ સહવર્તમાન માંસનું માપ લેવાનું કામ ચાલે છે.[25] આવા દુર્ઘટ પ્રસંગમાં અર્જુન આત્માનંદમાં કેવો નિમગ્ન થઇ રહ્યો છે ! આજે અર્જુનના જેવો અન્ય કોઇનો ભાગ્યોદય થયો નથી.[26] સંજય કહે છેઃ—હે કૌરવેશ્વર ધૃતરાષ્ટ્ર ! શત્રુ ( અર્જુન ) ના ગુણ જોઇને પ્રીતિ ઉત્પન્ન થાય છે અને આપણી સુખપ્રાપ્તિનું કારણ એજ અહીંઆં થયેલો છે.[27] જો તેણે આ વાત પૂછી ન હોત તો દેવે પોતાનું હૃદ્‌ગત કેવી રીતે પ્રકટ કર્યું હોત ? અને આપણને પરમાર્થની પ્રાપ્તિ શી રીતે થઇ હોત ?[28] અજ્ઞાનરૂપી અંધકારમાં જન્મમરણના ચક્રમાં હું પડયો હતો પણ તેણે મને આત્મપ્રકાશરૂપી મંદિરમાં લાવી મૂકયો.[29] તેણે મારાપર અને તારાપર આવડો મોટો ઉપકાર કર્યો છે, માટે તે વ્યાસની પેઠે આપણો ગુરૂ થયો છે.[30] એટલામાં સંજય પોતાના મનમાં બોલ્યા કે મેં જે અર્જુનની અતિશય સ્તુતિ કરી તે ધૃતરાષ્ટ્રથી સહન થઈ શકનાર નથી; માટે હવે વધારે લાંબું ટુંકું બોલવાની આવશ્યકતા નથી.[31] આ પ્રમાણે સંજયે પ્રસ્તુત વાત છોડી અર્જુને શ્રીકૃષ્ણને જે બીજી વાત પૂછી તે કહેવાનો આરંભ કર્યો.[32] નિવૃત્તિદાસ જ્ઞાનદેવ કહે છે કેઃ—તેણે જેમ વાતનો પ્રવાહ બદલ્યો તેમ હું પણ બદલીને હવે તે વાત તમને કહી સંભળાવું છું તે સાંભળો.[433]

# अष्टादश अध्याय.

હે દેવ ! આપ નિર્મળ છો અને આપના ભકતોનું સર્વથા મંગળ કરનારા છો; અને જન્મ તથા વૃદ્ધાવસ્થારૂપી મેઘોનો નાશ કરનારા વાયુજ છો. આપનો જયજયકાર હો.[1] હે દેવ ! તમે સર્વમાં બળવાન છો અને દુઃખનો સમૂળ નાશ કરનારા છો; તથા વેદ અને શાસ્ત્રરૂપી વૃક્ષના ફળ તથા લાભદાયક છો; આપનો જયજયકાર થાઓ.[2] હે દેવ ! તમે સંપૂર્ણ છો; જેણે વિષયોનો ત્યાગ કર્યો છે તેનાપર કૃપા કરનારા છો; અને લીલાથી કાળની ક્રીડાનું કારણ હોઇ કાલાતીત એવા પૂર્ણ છો. આપનો જયજયકાર થાઓ.[3] હે દેવ ! તમે અચળ છો; અને ચંચળ ચિત્તના પ્રાશનથી તમારૂં ડુંડ (ઉદર) વધ્યું છે અને વારંવાર જગદુત્પત્તિ કરીને ક્રિયા કરવા પ્રત્યે તમને પ્રીતિ છે. તમારો જયજયકાર થાઓ.[4] હે દેવ ! તમે સ્વયં પ્રકાશ છો; અને જગદ્રૂપ મેઘને ધારણ કરનાર આકાશજ છો; તેમજ જગદ્રૂપ ઉત્પત્તિના મૂળ સ્તંભ હોઇ સંસારનો નાશ કરનારા છો; આપનો જયજયકાર થાઓ.[5] હે દેવ ! તમે ઉપાધિરહિત છો; તથા અવિદ્યારૂપી જંગલનો નાશ કરનારા હાથીજ છો; અને શમદમ વડે કામમદનો નાશ કરનારા છો તથા દયાના સાગર છો; તમારો જયજયકાર થાઓ.[7] હે દેવ ! તમે એક રૂપજ છો અને કામરૂપી સર્પના ગર્વનો તિરસ્કાર કરનારા છો; અને ભાવિક ભકતોનાં ચિત્તરૂપી મંદિરમાંના દીપક છો; તથા સંસાર તાપનો નાશ કરનારા છો; તમારો જયજયકાર થાઓ.[8] હે દેવ ! તમારૂં રૂપ અદ્વિતીય છે અને તમે પૂર્ણ નમ્ર થયેલા મનુષ્યપર પ્રેમ કરનારા છો; તેમજ ભક્તાધીન હોઇ ભજનને યોગ્ય અને માયાને અગમ્ય છો; તમારો જયજયકાર થાઓ.[9] હે દેવ ! હે ગુરુરાય ! તમે કલ્પનાતીત વસ્તુના કલ્પવૃક્ષજ છો અને જ્ઞાનવૃક્ષના બીજના ઉત્પત્તિ સ્થાન છો; આપનો જયજયકાર થાઓ.[10] આ પ્રમાણે અનેક પ્રકારના પ્રત્યયોથી વિશેષણો લગાડવાને અયોગ્ય એવા જે સર્વ વિશેષ ભાવરહિત આપ તેની સ્તુતિ હું કેટલીક કરૂં ?[11] જે વિશેષણો વડે તમારી સ્તુતિ કરવામાં આવે તે તમારૂં સ્પષ્ટ રૂપ નથી, એ હું

જાણું છું માટે તમારૂં આવું વર્ણન કરવાની મને લજ્જા આવે છે. ત્યારે તું વર્ણન શા માટે કરે છે એવો કોઇ પ્રશ્ન પૂછે તો તેનો ઉત્તર એ છે કે મારાથી રહી શકાતું નથી, માટે હું થોડે અંશે સમાધાન થાય એવું વર્ણન દ્રષ્ટાંતપૂર્વક કરૂં છું.[૧૨] પરંતુ એમ કહેવાય છે કે સમુદ્રને મર્યાદા છે. પણ આ મર્યાદા જ્યાં સુધી ચંદ્ર ઉગ્યો નથી ત્યાં સુધીજ રહે છે![૧૩] સોમકાંતમણિ તેના પોતાના ઉદકથી ચંદ્રને અર્ધ્ય આપતો નથી; પરંતુ ચંદ્ર સ્વતઃજ તેની પાસે તે કાર્ય કરાવે છે.[૧૪] વસંતઋતુનો પ્રારંભ થતાંની સાથે વૃક્ષોને એકદમ પલ્લવો શી રીતે ફુટી નીકળે છે એ સમજી શકાતું નથી, તેવી મારી પણ સ્થિતિ થઇ છે એમ શા માટે ન સમજવું?[૧૫] સૂર્યવિકાસિની કમલિની સૂર્ય કિરણ પડતાંની સાથેજ લજ્જા છોડી પ્રફુલ્લિત થાય છે, કિંવા મીઠું પાણીમાં નાંખતાંની સાથેજ તદ્રૂપ થાય છે,[૧૬] તે પ્રમાણે હું જ્યારે તમારૂં સ્મરણ કરૂં છું, ત્યારે મારૂં પોતાનું સ્વરૂપ વિસરી જાઉં છું. પછી ભોજનથી તૃપ્ત થયેલો મનુષ્ય જે પ્રમાણે ઇચ્છા શિવાય એક પછી એક ઓડકાર ખાધા કરે છે,[૧૭] તે પ્રમાણે હે શ્રી ગુરુરાય! મારી અહંતા દેશાંતરમાં રખડીને મૃત્યુ પામી છે અને મારી વાચાને આપની સ્તુતિની ઘેલછા લાગી છે; હે પ્રભો! મારી આવી સ્થિતિ તમેજ કરી છે.[૧૮] કિંવા જો મારે બરાબર સ્મરણપૂર્વક તમારી સ્તુતિ કરવી હોય તો તમારા ગુણો અને તમારા વચ્ચે ભેદ પાડવો જોઇએ.[૧૯] પરંતુ, હે પ્રભો! તમે એક રસનાજ બનેલા લિંગ છો તો તમારા ગુણાત્મક વિભાગ શી રીતે કરૂં? મોતીને ભાંગી નાંખીને તેને પુનઃ સાંધવાની કડાકૂટ કરવા કરતાં તેનું મૂળનું સ્વરૂપ ઉત્તમ નથી કે?[૨૦] અને તમેજ માતાપિતા છો એમ કહેવાથી આપની સ્તુતિ તો થવાની નથીજ, પરંતુ મારા બાળકપણાની ઉપાધિથી તમારા સ્વરૂપમાં ભેદનો સ્પર્શ થાય છે.[૨૧] હું આપનો દાસ છું એમ જો કહું તો તમને સ્વામી તે શા આધારે કહું? આવી રીતે ઉપાધિના યોગથી ઉચ્છિષ્ટ થયેલા રૂપનું શું વર્ણન કરૂં?[૨૨] હે પ્રભો! તમે જગદાત્મા છો એમ જો એકદમ તમને કહું તો મારા અંતરમાં વાસ કરનાર એવા જે તમે તેને બહાર કાઢયા પ્રમાણે થાય.[૨૩] માટે વાસ્તવિક રીતે જોતાં આ જગત્‌માં તમારી સ્તુતિ થઇ શકતી નથી; અને મૌન શિવાય ઇતર દાગીના તમારા અંગપર ચઢાવી શકાય એમ નથી;[૨૪] માટે કાંઇજ ન બોલવું એજ તમારી સ્તુતિ છે, કાંઇજ ન કરવું એ આપની પૂજા છે અને આપના સ્વરૂપમાં અભિન્નતાજ વ્યાપક છે.[૨૫] પરંતુ જે પ્રમાણે એકાદ માણસ ભ્રાંતિયુક્ત થઇ, ઉન્મત્તતાથી બડબડ કરે તેવીજ મારી સદ્યઃસ્થિતિ છે; માટે હે ગુરુસ્વરૂપ માતા! તે તું સહન કર.[૨૬] હવે તું મારી વાણીદ્વારા ગીતાર્થ સ્પષ્ટ થાય એવો શિક્કો માર કે જેથી મારો નિર્દિષ્ટ કરેલો અર્થ આ સજ્જનોની સભામાં માન્ય થાય.[૨૭] ત્યારે શ્રી નિવૃત્તિનાથ મહારાજ બોલ્યા કેઃ—તું આ પ્રકારે વારંવાર અમારી પ્રાર્થના કર માં. અરે, લોખંડનું સુવર્ણ કરવાને માટે શું વારંવાર તેનાપર પારસમણિને ઘસવો પડે છે?[૨૮] આ સાંભળી જ્ઞાનેશ્વર મહારાજ પ્રાર્થના કરી બોલ્યાઃ—મહારાજ આપનો એટલોજ પ્રસાદ મારે જોઇએ છે કે હું જે ગીતાર્થ કહું તે પ્રતિ આપ દેવ લક્ષ આપો.[૨૯] ગીતા ગ્રંથ એ રત્નખચિત દેવાલય છે અને તેનો કળશ અર્થ રૂપી ચિંતામણિનો છે. એ કળશનું દર્શન કરવાથી ગીતાના દર્શનનું ફળ મળે છે.[૩૦] જગત્‌માં પણ એવીજ રૂઢિ પ્રચલિત છે કે દૂરથી કળશનું દર્શન કરતાં દેવાલયમાંના દેવોના દર્શનનુંજ ફળ મળે છે.[૩૧] અહીંઆં પણ આવોજ પ્રકાર છે અર્થાત્ ગીતાનો એકજ અધ્યાય વાંચવાથી સર્વ ગીતાશાસ્ત્ર વાંચવાનું ફળ મળે છે,[૩૨] આજ કારણથી મેં અઢારમા અધ્યાયને કળશની ઉપમા આપી છે. વળી આ કળશ વેદવ્યાસે ગીતારૂપી દેવાલયપર ચઢાવ્યો છે.[૩૩] દેવાલયપર કળશ ચઢાવ્યા પછી કાંઇ પણ કાર્ય અવશિષ્ટ રહેતું નથી, તેજ પ્રમાણે

આ અષ્ટાદશ અધ્યાય ગીતા સમાપ્ત થઈ એમ સૂચવે છે.[૩૪] વ્યાસે સૂત્રોની રચના અતિ કૌશલ્યથી કરી છે. તેણે વેદરૂપી રત્નોના પર્વતપર ઉપનિષદ્ અર્થરૂપી સપાટ જમીનમાં ખાણુ ખોદી છે.[૩૫] તે સપાટ ભૂમિપર ધર્મ, અર્થ અને કામ એતદ્રૂપી ભિન્ન ભિન્ન આકારના પુષ્કળ પાષાણો નીકળ્યા. આ પાષાણુવડે મહાભારતરૂપી દેવાલયની આસપાસ દિવાલ બાંધી.[૩૬] પછી આત્મજ્ઞાનરૂપી એક સરખાં ચોસલાં કૃષ્ણાર્જુન સંવાદરૂપી ચાતુર્યથી કાપી કાઢવામાં આવ્યાં.[૩૭] પછી નિવૃત્તિરૂપી દોરીથી આંકણી આંકીને સર્વ શાસ્ત્રોનો કોલ પુરીને મોક્ષ મર્યાદાનો આકાર રચવામાં આવ્યો.[૩૮] આ પ્રમાણે દેવાલયની રચના કરતાં કરતાં પંદરમા અધ્યાય પર્યંત પંદર થર થયા અને અંદરની ભીંતો ઘુમ્મટ સુધી આવી પહોંચી.[૩૯] પછી સોળમો અધ્યાય ઘુમ્મટના આકારનો થયો અને સત્તરમો અધ્યાય કળશની બેઠકને માટે કામમાં આવ્યો.[૪૦] તે બેઠકપર અઢારમા અધ્યાયરૂપી કળશ સહજ ઉત્તમ રીતે બેસાડી તેનાપર વ્યાસકૃત ગીતારૂપી ધ્વજ ઉભો કરવામાં આવ્યો.[૪૧] માટે પાછળના અધ્યાયો એક પર એક મૂકવામાં આવેલા થર છે અને આ અઢારમા અધ્યાયના યોગથી તેને પૂર્ણતા પ્રાપ્ત થઇ છે એમ આ અંતિમ અધ્યાયપરથી સ્પષ્ટ રીતે સમજાય છે.[૪૨] કળશના યોગથી કોઇપણ પૂર્ણ થયેલું કામ ગુપ્ત રહેતું નથી, પરંતુ સ્પષ્ટ દ્રષ્ટિગોચર થાય છે તે પ્રમાણે અષ્ટાદશ અધ્યાયમાં ગીતાનું સાદ્યંત વર્ણન છે.[૪૩] આ રીતે વ્યાસે કુશલતાથી ગીતારૂપી દેવાલય તૈયાર કરી પ્રાણી માત્રનો નાના પ્રકારે ઉદ્ધાર કર્યો છે.[૪૪] કોઈ બહાર રહીને જપ કરે છે; (ગીતાનો પાઠ કરે છે;) કોઇ દેવાલયની ભીંતે અઢેલીને શ્રવણરૂપી છાયામાં બેસે છે;[૪૫] કોઇ અવધાનરૂપી બીડું અને પૈસા લઇને દેવાલયના અર્થજ્ઞાનરૂપી અંતર્ભાગમાં પ્રવેશ કરે છે;[૪૬] તે આત્મજ્ઞાનના યોગથી જગદાત્મા શ્રીહરિની સત્વર પ્રાપ્તિ કરે છે; પરંતુ મોક્ષરૂપી દેવાલયમાં આ સર્વની યોગ્યતા એક સરખીજ હોય છે.[૪૭]સમર્થ મનુષ્યને ઘેર જમવા જતાં જે પ્રમાણે ઉપલી અને નીચલી પંક્તિની પત્રાળીમાં એક સરખાંજ પકવાન્નો હોય છે, (પંક્તિ ભેદ હોતો નથી.) તે પ્રમાણે ગીતા શ્રવણ કરનારને, અર્થ જાણનારને અને પઠન કરનારને, એક સરખી રીતેજ મોક્ષ પ્રાપ્ત થાય છે.[૪૮] અસ્તુ! ગીતાગ્રંથ એ વિષ્ણુનું દેવાલય છે અને અઢારમો અધ્યાય એ તેનાપર ચઢાવેલો પ્રકટ કળશ છે, આવો ભેદ મેં જાણી બુજીને કર્યો છે.[૪૯] હવે સત્તરમા અધ્યાય સુધી સર્વ અધ્યાયોની કેવી રીતે ગોઠવણ કરવામાં આવી છે તે તમને દ્રષ્ટિગોચર થાય એવી રીતે કહું છું.[૫૦] પ્રયાગમાં ગંગા અને યમુનાના સંગમ આગળનું પાણી ઓઘના બળથી પૃથક્ દેખાય છે તોપણ તે પાણીના અર્થમાં તો એકજ છે.[૫૧] અર્ધ નારીનટેશ્વરના રૂપમાં જે પ્રમાણે સ્ત્રી અને પુરુષના આકાર કાયમ રહી એકજ શરીર દેખાય છે;[૫૨] શુકલ પક્ષમાં જેમ ચંદ્રની કલા નિત્ય વૃદ્ધિંગત થતી દેખાય છે, પરંતુ ચંદ્રની દ્રષ્ટિથી જોવા જતાં તે પૂર્ણજ છે, તેનાપર કાંઇ પૃથક્ થશે નથી.[૫૩] તે પ્રમાણે શ્લોક ચાર ચરણો વડે પૃથક્ પૃથક્ દેખાય છે અને અધ્યાય અધ્યાય વડે ભિન્ન ભિન્ન ભાસે છે;[૫૪] પરંતુ અર્થની દ્રષ્ટિથી તેમાં ભેદ નથી. જે પ્રમાણે અનેક રત્નો ધારણ કરનારી રજ્જુ એકજ હોય છે;[૫૫] પુષ્કળ મુક્તાફળો મળીને એકાવલિ હાર તૈયાર થાય છે, પરંતુ સર્વ મોતીની કાંતિ એકજ હોય છે.[૫૬] હારમાં પુષ્પ પરોવવા લાગતાં પુષ્પની સંખ્યા વધે છે, પરંતુ સૌગંધ્ય તો એક સરખુંજ હોય છે; તેજ પ્રમાણે શ્લોક અને અધ્યાય પુષ્કળ છે, તોપણ તેમાંનો અર્થ તો એકજ છે.[૫૭] ગીતાના શ્લોક સાતસેં છે અને અધ્યાય અઢાર છે; પરંતુ દેવે આ સર્વમાં એકજ તત્ત્વનું વિવેચન કર્યું છે, બીજું કાંઇ પણ વર્ણન કર્યું નથી.[૫૮] અને મેં પણ દેવનો માર્ગ ન છોડતાં ગ્રંથનું સ્પષ્ટીકરણ કર્યું છે. હમણાં એજ પ્રણાલીને અનુસરીને અઢારમો અધ્યાય કહું છું તે સાંભળો.[૫૯]

સત્તરમા અધ્યાયના અંતિમ શ્લોકમાં દેવ એમ બોલ્યા હતા કે:–[૬૦] હે અર્જુન ! બ્રહ્મ નામ-પરની શ્રદ્ધાનો પરિત્યાગ કરીને જેટલાં કર્મો કરશે, તેટલાં વ્યર્થ જશે.[૬૧] આવાં દેવનાં વચન સાંભળીને અર્જુનને અતિ આનંદ થયો; અને તે બોલ્યો કે દેવે કર્મપર શ્રદ્ધા રાખનારને માથે દોષનો ટોપલો મૂકયો છે.[૬૨] તે બિચારો અજ્ઞાનને લીધે અંધ થયેલો હોવાથી સર્વ જગત્માં ઈશ્વર ભરેલો છે એ તત્ત્વ તે સમજી શકતો નથી; તો પછી તે પ્રત્યક્ષ તેની સમક્ષ હોવા છતાં બ્રહ્મનામની શ્રદ્ધાનું રહસ્ય તે કેવી રીતે સમજી શકે?[૬૩] રજ અને તમ એ ઉભય ગુણોનો નાશ થયા શિવાય જે શ્રદ્ધા મનુષ્યના હૃદયમાં હોય છે તે બ્રહ્મશ્રદ્ધાના નામને પાત્ર થતી નથી;[૬૪] શસ્ત્રને આલિંગન દેવું અથવા ઉંચે રજ્જુ બાંધીને તે પર દોડવું અને નાગિનીની ફેણને હાથમાં ઝાલીને તેની સાથે ખેલવું, આ ક્રિયા જેમ મરણનું કારણ બને છે,[૬૫] તે પ્રમાણે કર્મો કઠિન હોઇ જન્મ મરણ આપવાને કારણભૂત બને છે, એવો એ કર્મોનો દુષ્ટ ધર્મ છે.[૬] કર્મ યથાવિધિ કરવામાં આવે તોજ તેને જ્ઞાનની યોગ્યતા પ્રાપ્ત થાય છે અને તેજ કર્મો જો યથાવિધિ કરવામાં ન આવે તો તે નરકની પ્રાપ્તિમાં કારણભૂત થાય છે.[૬૭] કર્મ કરનારને આ પ્રકારની અડચણો પુષ્કળ આવે છે, એટલા માટે તેમનો પક્ષ લઇ; તેમને મોક્ષની પ્રાપ્તિ શી રીતે થાય છે, એવો પ્રશ્ન અર્જુને કર્યો.[૬૮] તો (તેનો ઉત્તર એ છે કે) કર્મનું વિઘ્નજ દૂર કરી નાખવું અને તેનો સર્વાંશે ત્યાગ કરી અવ્યંગ એવો જે કર્મસંન્યાસ તેનો આદર કરવો.[૬૯] જેના યોગથી કર્મના બાધની ભીતિ નિવૃત્ત થઇ જાય અને આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય.[૭૦] અને જે કર્મસંન્યાસ તથા કર્મત્યાગ એ જ્ઞાનને આમંત્રણ કરનાર મંત્ર અથવા જ્ઞાન પરિપાકનાં ક્ષેત્ર અથવા જ્ઞાનને આકર્ષણ કરનાર સૂત્રના તંતુ છે.[૭૧] તે સંન્યાસ અને ત્યાગ એ બન્નેનું અનુષ્ઠાન કરીને જગત્ મુક્ત થાઓ, પરંતુ હવે એજ મને સ્પષ્ટ રીતે સમજાવો એવી દેવને પૃચ્છા કરવી.[૭૨] એવો પાર્થે મનમાં વિચાર કરી ત્યાગ અને સંન્યાસનું સ્પષ્ટીકરણ કરવાને માટે પ્રશ્ન કર્યો.[૭૩] ત્યારે શ્રીકૃષ્ણે અર્જુનના પ્રશ્નનો જે ઉત્તર આપ્યો તેજ આ અઢારમા અધ્યાયમાં ભરેલો છે.[૭૪] આ પ્રમાણે કાર્ય કારણ ભાવથી એક અધ્યાય બીજા અધ્યાયને કારણભૂત થાય છે. માટે હવે અર્જુને શું પ્રશ્ન કર્યો તે સાંભળો.[૭૫] સત્તરમા અધ્યાયમાં દેવે જે અંતિમ શ્લોક કહ્યો તેનું અંતઃકરણમાં મનન કરી અર્જુને આવી શંકા કરી.[૭૬] બાકી તે દેવે કહેલું તત્ત્વ પૂર્ણ રીતે સમજ્યો હતો; પરંતુ દેવ કાંઇ ન બોલતાં સ્વસ્થ બેઠા તે તેને રુચ્યું નહિ.[૭૭] વાછરડાનું પેટ ભરાઇ ગયા છતાં પણ ગાય તેનાથી દૂર થતી નથી એવું એક-નિષ્ઠ પ્રેમનું લક્ષણ છે.[૭૮] આપણને જે મનુષ્ય પરમપ્રિય હોય છે, તેની સાથે આપણે કાંઇ પ્રયોજન વિના પણ બોલીએ છીએ અને એક વાર જોયા છતાં પણ પુનઃ પુનઃ તેને જોઇએ છીએ, એવું પ્રીતનું લક્ષણ છે.[૭૯] પ્રેમનો પ્રભાવ આવો છે અને વળી અર્જુન તો શ્રીકૃષ્ણના પ્રેમની મૂર્તિજ છે, તેથી શ્રીકૃષ્ણને સ્વસ્થ બેઠેલા જોઇ અર્જુનના મનને રુચ્યું નહિ;[૮૦] અને સંવાદના યોગથી, પારમાર્થિક વસ્તુ જે 'બ્રહ્મ' તેની પ્રતીતિ, આરશીમાં જોવાથી જેમ આપણું સ્વરૂપ સ્પષ્ટ દેખાય છે તેમ સ્પષ્ટ રીતે થઈ શકે છે.[૮૧] પછી સંવાદ બંધ થતાં બ્રહ્મપ્રાપ્તિ પણ બંધ થાય છે, એ ઘટના સુખપ્રાપ્તિના લાલચુ અર્જુનથી શી રીતે સહન થઇ શકે વારુ?[૮૨] માટે ત્યાગ અને સંન્યાસ એટલે શું એવો પ્રશ્ન પૂછવાના નિમિત્તથી અર્જુને ગીતારૂપી વત્સની પુનઃ ગડી ઉકેલી.[૮૩] માટે આ અઢારમો અધ્યાય નથી, પરંતુ એકાધ્યાયી ગીતાજ છે. જ્યારે વાછરડું ગાયને પાન્હો આણે છે ત્યારે તે ગાય વેળા કવેળાનો વિચાર કરવા બેસે છે કે?[૮૪] તે પ્રમાણે ગીતાની સમાપ્તિ થતી વખતે પુનઃ અર્જુન ગીતાના પૂર્વ પદપર આવ્યો ત્યારે શું સેવકના પ્રશ્નનો સ્વામી ઉત્તર ન આપે?[૮૫] પરંતુ, એ વાત હવે આપણે અહિંજ છોડીશું.

અર્જુન શ્રીકૃષ્ણની પ્રાર્થના કરીને બોલ્યો કે:-ભગવાને હવે મારી વિનંતિ પ્રત્યે લક્ષ આપવાની કૃપા કરવી.[૮૬]

**अर्जुन उवाच । संन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुम् ।**
**त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥ १ ॥**

**શ્લોકાર્થઃ**—હે મહાબાહો હૃષીકેશ! કેશિ દૈત્યાંતક! હું 'સંન્યાસ' શબ્દનો ખરો અર્થ અને 'ત્યાગ' શબ્દનો પણ ખરો અર્થ પૃથક્ જાણવા ઈચ્છું છું. (૧)

**ઓવી અર્થઃ**—હે પ્રભો! સંન્યાસ અને ત્યાગ એ બન્નેનો એકજ અર્થની સાથે સંબંધ છે. જે પ્રમાણે 'સંઘાત' અને 'સંઘ' એ ઉભય શબ્દોનો નિર્દેશ માત્ર 'સંઘાત' એ શબ્દ વડેજ કરવામાં આવે છે,[૮૭] તે પ્રમાણે ત્યાગ અને સંન્યાસ એ ઉભય શબ્દોથી ત્યાગનોજ બોધ થાય છે, એમ મારા મનને લાગે છે.[૮૮] પછી જો તેના અર્થમાં કાંઇ ભેદ હોય તો તે દેવે સ્પષ્ટ કરીને કહી સંભળાવવો. ત્યારે શ્રી મુકુંદ બોલ્યાઃ-અરે એ બન્ને શબ્દો ભિન્નજ છે.[૮૯] તથાપિ હે અર્જુન! ત્યાગ અને સંન્યાસ એ બન્ને શબ્દો એકાર્થીજ છે એમ જે તારા મનને લાગ્યું તે બરોબર છે એમ હું પણ કહું છું.[૯૦] ખરેખર આ બન્ને શબ્દોવડે એક ત્યાગનોજ નિર્દેશ થાય છે એ સત્ય છે; પરંતુ તેના અર્થમાં ભેદ હોવાનું કારણ એટલુંજ છે કે,[૯૧] સર્વથૈવ કર્મત્યાગને સંન્યાસ કહેવામાં આવે છે; અને હે અર્જુન! કર્મ કર્તૃત્વનું અભિમાન રાખીને ફળનો ત્યાગ કરવામાં આવે છે તેને ત્યાગ કહેવામાં આવે છે.[૯૨] માટે કયાં કર્મોના ફળનો ત્યાગ કરવો અને કયાં કર્મોને મૂળમાંજ છોડી દેવાં તે પણ સ્પષ્ટ કરીને કહું છું, તે ચિત્ત દઇને સાંભળ.[૩] જે પ્રમાણે અરણ્યમાં તથા પર્વતપર પુષ્કળ વૃક્ષો આપોઆપ ઉગે છે, તે પ્રમાણે સુકવેલ ભાત અને બાગમાંનાં વૃક્ષો આપોઆપ ઉગતાં નથી;[૯૪] વાવ્યા શિવાય ઘાસ પુષ્કળ ઉગે છે પરંતુ તે પ્રમાણે ખેતરમાં ખાતર પૂર્યા શિવાય ડાંગરનો પાક ઉતરતો નથી;[૯૫] અથવા શરીર સહજ પ્રાપ્ત થયું છે તોપણ દાગીના તો ઉદ્યોગ કરીનેજ ઉત્પન્ન કરવા પડે છે; કિંવા નદીનું પાણી સહજ પ્રાપ્ત થાય છે, પરંતુ કૂપ તો ખોદવો પડે છે;[૯૬] તે પ્રમાણે નિત્ય નૈમિત્તિક કર્મો સ્વાભાવિક છે, પરંતુ કામ્ય કર્મ ઇચ્છા કર્યા શિવાય ઉત્પન્ન થતાં નથી.[૯૭]

**श्रीभगवानुवाच । काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।**
**सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥ २ ॥**

**શ્લોકાર્થઃ**—પંડિત જનો કામ્ય કર્મોના ત્યાગને સંન્યાસ કહે છે; અને વિદ્વાન લોક સર્વ કર્મો કરી તેના ફળનો ત્યાગ કરવો એને ત્યાગ કહે છે. (૨).

**ઓવી અર્થઃ**—કિંવા, અહિંઆં કામનાના બળથી ઉત્પન્ન થનારા યથાવિધિ અશ્વમેધાદિ યાગ;[૯૮] પુષ્કરિણી, કૂપ ઇત્યાદિ બંધાવવાં, ઉપવનો રચાવવાં, અગ્રહાર દેવા, અને નગર વસાવવાં તથા ઇતર પુષ્કળ પ્રકારનાં વ્રતો;[૯] આવાં જે સર્વ ઇષ્ટાપૂર્ત કર્મ-જેનું કામના એ મૂળ કારણ છે અને જેનું આચરણ કરવાથી તે કરનારને બદ્ધ કરી તેની પાસે ફળ ભોગવાવે છે;[૧૦૦] હે અર્જુન! દેહરૂપી ગ્રામમાં આવ્યા પછી જન્મ મૃત્યુનો અનાદર કરી શકાતો નથી,[૧] કિંવા ભાગ્યમાં લખેલું કાંઇ મિથ્યા થતું નથી, અથવા ક્ષાલન કરવાથી શ્યામતા કિંવા ગૌરતા નિવૃત્ત થતી નથી,[૨] તે પ્રમાણે કામ્ય કર્મ કરવાથી, જેમ ઋણ વાળ્યા વિના છૂટકો નથી તેમ તેનાં ફળ ભોગવ્યા શિવાય ગત્યંતર નથી.[૩] અથવા હે અર્જુન! ઇચ્છા ન ધરવા છતાં અકસ્માત્ કામ્ય કર્મ થઇ જાય તોપણ, માત્ર ગમ્મતને ખાતર મનુષ્ય બાણવડે ખેલતાં અકસ્માત્ શર મર્મસ્થળે લાગી જાય તો તે મર્મસ્થળને ભેદીને પ્રાણ લીધા શિવાય રહેતો

નથી;[૪] વિના સમજ્યે મોંમાં ગોળનો ગાંગડો નાંખવામાં આવે તોપણ તે જેમ મિષ્ટજ લાગે છે, અથવા અગ્નિને ભસ્મ સમજી તેનાપર પાય મુકવામાં આવે તોપણ તે દાહ કરે છેજ;[૫] તે પ્રમાણે કામ્ય કર્મમાં ફળ ભોગવાવવાનું સ્વાભાવિક સામર્થ્ય છે. માટે મુમુક્ષુ જને કૌતુકને ખાતર પણ તેનું આચરણ કરવું નહિ.[૬] કિંબહુના, હે પાર્થ! ઉદરમાં વિષ ગયા પછી જેમ તેને ઓકી નાખવામાં આવે છે તે પ્રમાણે આવું જે કામ્ય કર્મ છે તેનો ત્યાગ કરવો.[૭] પછી તેજ ત્યાગને જગત્‌માં સંન્યાસ કહેવામાં આવે છે, એમ સર્વાંતરસાક્ષી શ્રીકૃષ્ણ ભગવાન બોલ્યા.[૮] જે પ્રમાણે આપણી પાસેનું દ્રવ્ય ફેંકી દેવામાં આવે એટલે તેથી ઉત્પન્ન થનાર ભય નષ્ટ થાય છે, તે પ્રમાણે આ કામ્ય કર્મનો ત્યાગ તે મનમાંની વાસનાનો સમૂળ નાશ છે.[૯] અને ચંદ્રગ્રહણ કિંવા સૂર્યગ્રહણ એ પર્વણીને દિવસે, કિંવા માતપિતાની શ્રાદ્ધતિથિએ,[૧૦] અથવા કાકબલિ નાખતી વખતે અતિથિ પ્રાપ્ત થવાથી જે જે કર્મો કરવાં પડે છે તે નિત્ય નૈમિત્તિક કર્મો કહેવાય છે.[૧] વર્ષાઋતુમાં જે પ્રમાણે આકાશ અભ્રોથી આવૃત્ત થઇ મેઘગર્જના થાય છે, વસંતઋતુના યોગથી વનને નવપલ્લવ ફુટી દ્વિગુણિત શોભા પ્રાપ્ત થાય છે, અથવા શરીરને યૌવન દશા શોભિત કરે છે,[૧૨] કિંવા સોમકાંતમણિ ચંદ્રકિરણોથી દ્રવે છે અને સૂર્યનાં કિરણોથી સૂર્યવિકાસિની કમલિની પ્રફુલ્લિત થાય છે; આ સ્થળે જે મૂળમાં હોય છે તેજ વૃદ્ધિ પામે છે, નવીન કાંઇ ઉત્પન્ન થતું નથી;[૧૩] તે પ્રમાણે જે નિત્ય કર્મ છે તેનેજ નિમિત્તનો નિયમ લાગુ પડયો એટલે નૈમિત્તિક એ મોટું નામ તેને પ્રાપ્ત થાય છે,[૧૪] અને પ્રતિદિન પ્રભાતમાં મધ્યાન્હકાળે તથા સંધ્યાકાળે જે કર્મો કરવાં પડે છે; પરંતુ જે પ્રમાણે નેત્રોમાંની દ્રષ્ટિ અધિક થતી નથી,[૧૫] અથવા બહારથી ગતિનો સ્વીકાર કરવો પડતો નથી, પરંતુ જેમ તે પગમાં સ્વભાવિકજ રહેલી હોય છે, કિંવા દીપકમાં જેમ સહજ તેજ રહેલું હોય છે.[૧૬] ચંદનના વૃક્ષને જેમ સુગંધનું લેપન કરવામાં આવતું નથી, પરંતુ તેમાં સ્વાભાવિક સૌગંધ્યજ હોય છે, તેવું અધિકારનું લક્ષણ છે.[૧૭] તે કર્મને હે પાર્થ! જગત્‌માં નિત્ય કર્મ કહેવામાં આવે છે, એમ તું સમજ. આ પ્રમાણે મેં તને નિત્ય અને નૈમિત્તિક એ ઉભય કર્મો દર્શાવ્યાં.[૧૮] એ નિત્ય નૈમિત્તિક કર્મો અવશ્ય કરવાં જોઇએ એટલા માટે કેટલાક લોકો એને નિષ્ફળ કર્મો કહેવાને ઉદ્યત થાય છે.[૧૯] પરંતુ જે પ્રમાણે ભોજનથી ક્ષુધાની નિવૃત્તિ અને હૃદયની તૃપ્તિ થાય છે, તે પ્રમાણે નિત્ય નૈમિત્તિક કર્મોદ્વારા સર્વ પ્રકારની ફલપ્રાપ્તિ થાય છે.[૨૦] જે પ્રમાણે હલકું સોનું અગ્નિમાં નાખ્યા પછી તેની હીનતા નિવૃત્ત થઈ કસની વૃદ્ધિ થાય છે, તે પ્રમાણે નિત્ય નૈમિત્તિક કર્મોદ્વારા ઉત્તમ ફલપ્રાપ્તિ થાય છે. (ચિત્ત શુદ્ધિ થાય છે.)[૨૧] કારણકે આ કર્મના આચરણથી દોષ નષ્ટ થાય છે અને આપણો અધિકાર અધિક વૃદ્ધિને પ્રાપ્ત થાય છે; અને એમ થતાં પ્રત્યક્ષ સદ્‌ગતિ પ્રાપ્ત થાય છે.[૨૨] નિત્ય નૈમિત્તિક કર્મોદ્વારા એવડી મોટી ફલપ્રાપ્તિ થાય છે, તોપણ મૂળ નક્ષત્રમાં જન્મેલાં બાળકની પેઠે તેનો ત્યાગ કરવો ઇષ્ટ છે.[૨૩] વસંતઋતુના યોગથી સર્વ વલ્લરિઓ વૃદ્ધિંગત થાય છે અને આમ્રવૃક્ષોને પલ્લવો ફુટે છે તોપણ વસંતકાળ જે પ્રમાણે તેને હસ્તથી સ્પર્શ ન કરતાં તેને છોડીને ચાલ્યો જાય છે,[૨૪] તે પ્રમાણે નિત્ય નૈમિત્તિક કર્મોનું ચિત્ત દઇને યથાવિધિ આચરણ કરવું, પરંતુ તે દ્વારા નિષ્પન્ન થતા ફળનો વાંત (ઉલટી) વત્ ત્યાગ કરવો.[૨૫] આ રીતે નિત્ય નૈમિત્તિક કર્મોનાં ફળનો અનાદર કરવો એનેજ જ્ઞાતા પુરુષો 'ત્યાગ' કહે છે. આ પ્રમાણે 'ત્યાગ' અને 'સંન્યાસ'નું પૃથક્‌કરણ કરીને તને સમજાવ્યું.[૨૬] આ પ્રમાણે જ્યારે 'સંન્યાસ' પ્રાપ્ત થાય છે, ત્યારે કામ્ય કર્મદ્વારા બાધા થઈ શકતી નથી; અને નિષિદ્ધ કર્મ તો નિષેધના યોગે સ્વભાવતઃજ નાશ પામે છે.[૨૭] અને જે પ્રમાણે શિરચ્છેદ કરવામાં આવતાં ધડ આપો આપ

નિર્જીવ થઇને નીચે પડે છે, તે પ્રમાણે નિત્ય નૈમિત્તિક કર્મોનાં ફળનો હમણાંજ જણાવેલી વિધિ પ્રમાણે ત્યાગ કરવાથી તે દ્વારા બાધા થતી નથી.[૨૮] પછી ધાન્ય પાકયા પછી જે પ્રમાણે પાકની વૃદ્ધિ ખુટી જાય છે, તે પ્રમાણે સર્વ કર્મોનો ક્ષય થવાથી આત્મજ્ઞાન સ્વયં આપણને શોધતું આવે છે.[૨૯] આવી યુક્તિથી નિત્ય નૈમિત્તિક કર્મોનાં ફળનો ત્યાગ અને કામ્ય કર્મોનો સંન્યાસ જે સાધ્ય કરે છે તે આત્મજ્ઞાનની પ્રાપ્તિને યોગ્ય થાય છે.[૩૦] કિંવા આ યુક્તિ ચૂકી જો કોઇ માત્ર અટકળથીજ ત્યાગ કરવાનો પ્રયત્ન કરે તો તે કર્મનો ત્યાગ કરી શકતો નથી, પરંતુ અધિક ગોટાળામાં પડે છે.[૩૧] રોગની ચિકિત્સા કર્યા વિના ગ્રહણ કરેલું ભળતુંજ ઔષધ વિષતુલ્ય બની જાય છે; અથવા અન્નનું સેવન ન કરવામાં આવે તો મનુષ્ય શું ક્ષુધાથી મરશે નહિ કે ?[૩૨] માટે જેનો ત્યાગ કરવાની ના કહી હોય તેનો ત્યાગ કરવો નહિ અને જેનો ત્યાગ કરવાનું કહ્યું છે, તેનું આચરણ કરવાનો લોભ કરવો નહિ.[૩૩] વિધિ-પૂર્વક જો કર્મ ત્યાગ કરવામાં ન આવે તો ત્યાગ કરવા છતાં પણ મનુષ્ય કર્મ બંધનમાં સપડાય છે; માટે જેઓ વૈરાગ્યસંપન્ન હોય છે તે કદિ પણ ત્યાજ્ય કર્મનું આચરણ કરતો નથી.[૩૪]

**त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः ।**
**यज्ञदानतपःकर्म न त्याज्यमिति चापरे ॥ ३ ॥**

**શ્લોકાર્થઃ**—કેટલાક પંડિતો એમ કહે છે કે કર્મ દોષ યુક્ત હોવાથી તેનો ત્યાગ કરવો; અને ઇતર પંડિતો એમ કહે છે કે યજ્ઞ, દાન તથા તપ એ કર્મોનો ત્યાગ કરવો નહિ. (૩)

**ઓવી અર્થઃ**—કેટલાકો ફલાભિલાષા છોડી શકતા નથી માટે તેઓ કર્મ બંધનકર્તા છે એમ કહે છે. જે પ્રમાણે એકાદ મનુષ્ય નગ્ન હોય અને તેને નગ્ન કહેવામાં આવતાં જગત નિંદાખોર છે એમ તે કહે;[૩૫] કિંવા હે ધનંજય ! જીંહ્વાને આધીન થયેલો રોગી ફાવે તે પદાર્થ ખાય અને તે પચન ન થાય તો જેમ અન્નને દૂષિત ગણે; કિંવા કુષ્ટ રોગી (જેને કોઢ થયો હોય તે) પોતાના શરીરપર ક્રોધિત થવાને બદલે તેપર બેસતી મક્ષિકાપર ગુસ્સે થાય;[૩૬] તે પ્રમાણે જે કર્મફળ ત્યાગ કરવાને અશક્ત હોય છે તે એટલા માટે ખુદ કર્મનેજ અનિષ્ટ ગણે છે અને પછી કર્મનો ત્યાગ કરવો એવો સિદ્ધાંત ઠરાવે છે.[૩૭] કેટલાક એમ કહે છે કે યજ્ઞયાગાદિક અવસ્ય કરવાજ જોઇએ; કારણ કે તે શિવાય ચિત્તશુદ્ધિ કરવાનો ઈતર ઉપાયજ નથી.[૩૮] જો ચિત્તશુદ્ધિ શીઘ્ર કરવાની ઇચ્છા હોય તો તો કર્મનું આચરણ કરવામાં પ્રમાદ સેવશો નહિ.[૩૯] સુવર્ણને શુદ્ધ કરવું હોય તો તેને અગ્નિમાં નાંખવાનો કંટાળો ધરશો નહિ, અથવા આરશીમાં મુખ જોવાની ઇચ્છા હોય તો ચુનો લગાડીને તેને સ્વચ્છ કરવામાં વાર લગાડશો નહિ;[૪૦] અથવા વસ્ત્રો અત્યંત શુભ્ર કરવાં હોય તો તેને ગલિચ્છ વાસણમાં નાખતાં શંકા ધરશો નહિ;[૪૧] કિંવા ઉત્તમ અન્ન સેવન કરવાની ઇચ્છા હોય તો તેને તૈયાર કરવાને ઉદ્યુક્ત થાઓ; આજ પ્રમાણે કર્મ કલેશદાયક હોય છે તેટલા માટે તેનો ત્યાગ કરશો નહિ.[૪૨] આ પ્રકારનો સિદ્ધાંત નિયત કરી કેટલાક કર્મ કરવાને તૈયાર થાય છે અને કેટલાક તેનો ત્યાગ કરવાને કહે છે. આ પ્રકારે કર્મ ત્યાગ વિષે વાદવિવાદ ચાલે છે.[૪૩] આ વાદનો નિર્ણય કરી, કર્મનો ત્યાગ કેવી રીતે કરવો તે તને ઉત્તમ પ્રકારે કહું છું, તે પ્રતિ લક્ષ આપ.[૪૪]

**निश्चयं शृणु मे तत्र त्यागे भरतसत्तम ।**
**त्यागो हि पुरुषव्याघ्र त्रिविधः संप्रकीर्तितः ॥ ४ ॥**

**શ્લોકાર્થઃ**—હે ભરતસત્તમ ! તે ત્યાગ વિષે (ત્યાગ અને સંન્યાસ વિષે) મારો નિશ્ચિત મત શું છે તે તને કહું છું, તે સાંભળ. હે પુરુષશ્રેષ્ઠ ! ત્યાગ ત્રણ પ્રકારનો કહ્યો છે. (૪)

ઓવી અર્થઃ—માટે હે અર્જુન ! ત્યાગ ત્રણ પ્રકારનો છે, સમજ્યો ? હવે તે ત્રણ પ્રકાર યથાસ્થિત વર્ણવું છું, તે સાંભળ.[૪૫] ત્યાગના ત્રણ પ્રકાર સ્પષ્ટ રીતે કહેવામાં આવ્યા છે, તોપણ તેનું તાત્પર્ય એજ છે, (ઉપર કહ્યું તેજ છે,) એમ તું સમજ.[૪૬] મને સર્વજ્ઞને પણ બુદ્ધિપૂર્વક જોતાં જે સત્ય લાગે છે અને જે વિષે મારા મનમાં નિશ્ચિત અભિપ્રાય નિર્ણીત થયો છે, તે અભિપ્રાય કયો છે? તે તું સાંભળ.[૪૭] સંસારમાંથી મુક્ત થવાને માટે જે મુમુક્ષુ દક્ષ હોય તેણે ત્યાગનું ખરૂં સ્વરૂપ ઓળખીને તેને સાધ્ય કરવો.[૪૮]

**यज्ञदानतपः कर्म न त्याज्यं कार्यमेव तत् ।**
**यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ ५ ॥**

**શ્લોકાર્થઃ—યજ્ઞ, દાન અને તપ આ કર્મોનો ત્યાગ કરવો નહિ; એ કર્મો તો કરવાંજ જોઇએ. કારણ કે, યજ્ઞ, દાન અને તપ એ નિષ્કામ કર્મ કરનારાઓની ચિત્તશુદ્ધિ કરનારાં કર્મો છે. (૫)**

ઓવી અર્થઃ—પ્રવાસીએ જેમ માર્ગક્રમણનો ત્યાગ કરવો જોઇએ નહિ, તે પ્રમાણે, યજ્ઞ, દાન અને તપ એ આવશ્યક કર્મોનો ત્યાગ ઇષ્ટ નથી.[૪૯] ખોવાઈ ગયેલી વસ્તુ પુનઃ પ્રાપ્ત થાય નહિ ત્યાં સુધી જેમ તેની શોધ કરવાનું કાર્ય છોડી શકાતું નથી; અથવા ઉદર ભરાયા શિવાય જે પ્રમાણે આપણી આગળની પત્રાળી દૂર કરી શકાતી નથી;[૫૦] કિંવા નૌકાને જેમ નદીના મધ્ય ભાગમાંજ છોડી શકાતી નથી અથવા કેળાં આવ્યા શિવાય જેમ કેળ કાપી નાખી શકાતી નથી; કિંવા જે પ્રમાણે, મૂકેલી વસ્તુ જડે નહિ ત્યાં સુધી દીપક બુઝાવી શકાતો નથી,[૫૧] તે પ્રમાણે આત્મજ્ઞાન વિષે દ્રઢ નિશ્ચય થયા શિવાય યાગાદિક કર્મો પ્રત્યે ઉદાસીન થવું નહિ.[૫૨] સર્વ મનુષ્યે પોતપોતાના અધિકાર પ્રમાણે યજ્ઞ, દાન તથા તપનું આચરણ યથાવિધિ વારંવાર કરવુંજ જોઇએ.[૫૩] જે ચાલવામાં ત્વરા કરે છે તેને તેજ ત્વરા વિશ્રાંતિ લેવામાં ઉપયુક્ત થઇ પડે છે; તે પ્રમાણે કર્મનું અધિક આચરણ કર્મ ત્યાગમાં ઉપયોગી નિવડે છે.[૫૪] રોગી મનુષ્ય જેમ જેમ ઔષધ લેવાને અધિકાધિક તત્પર રહે છે તેમ તેમ તે રોગથી મુક્ત થતો જાય છે;[૫૫] તે પ્રમાણે કર્મો જેમ જેમ વિધિપૂર્વક ત્વરિત ત્વરિત કરવામાં આવે છે, તેમ તેમ રજ અને તમ એ ગુણો સમૂળ નષ્ટ થાય છે.[૫૬] અથવા સુવર્ણને જ્યારે એક પછી એક ક્ષારના પુટો દેવામાં આવે છે ત્યારે તેમાંનો ભેગ નીકળી જઇ તે શુદ્ધ બને છે;[૫૭] તે પ્રમાણે નિષ્ઠાપૂર્વક કર્માચરણ કરવાથી રજ અને તમનો નાશ થાય છે અને સત્ત્વશુદ્ધિનું દર્શન થાય છે.[૫૮] માટે હે અર્જુન ! સત્ત્વશુદ્ધિની પ્રાપ્તિમાં સત્કર્મો એજ તીર્થની ગરજ સારે છે.[૫૯] તીર્થોદ્વારા બાહ્ય મળનું ક્ષાલન થાય છે અને કર્મના યોગથી આંતર મળ નષ્ટ થાય છે, માટે સત્કર્મો એજ ચિત્તશુદ્ધિનાં તીર્થો છે.[૬૦] તૃષાગ્રસ્ત મનુષ્યને મરુભૂમિમાં જે પ્રમાણે એકાદ ઝરાની પ્રાપ્તિ થઇ જાય કિંવા અંધ મનુષ્યના નયનોમાં સૂર્યનું તેજ આવી જાય;[૬૧] બુડનારને તારવાને માટે નદી પોતેજ દોડીને સ્થાનભ્રષ્ટ થાય, પડનારને જેમ પૃથ્વી સ્વતઃજ ઝીલી લે અથવા મરનારને મૃત્યુ પોતેજ આયુષ્યવૃદ્ધિ આપે;[૬૨] તે પ્રમાણે કર્મદ્વારા થતી પીડા કર્મવડેજ દૂર કરવી જોઇએ; અથવા હે અર્જુન ! રસાયન કરવાની યુક્તિ જે વૈદ્ય જાણે છે તે જે પ્રમાણે વિષને શુદ્ધ કરી, તેનું અમૃત બનાવી, મૃત્યુશય્યાપર પડેલા મનુષ્યનું સંરક્ષણ કરે છે.[૬૩] તે પ્રમાણે હે ધનંજય ! યુક્તિપૂર્વક કરેલાં કર્મો બાધક હોવા છતાં પણ મુક્તિમાં કારણભૂત થાય છે.[૬૪] માટે હે અર્જુન ! જેના યોગથી કર્મ દ્વારાજ કર્મનો નાશ થાય છે, તે યુક્તિ શી છે તે તને ઉત્તમ પ્રકારે કહું છું.[૬૫]

**एतान्यपि तु कर्माणि संगं त्यक्त्वा फलानि च ।**
**कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥ ६ ॥**

**શ્લોકાર્થઃ—પરંતુ હે પાર્થ ! આ કર્મો કર્તૃત્વાભિમાન અને ફલેચ્છાનો ત્યાગ કરીને કરવાં એવો મારો નિશ્ચિત ઉત્તમ મત છે. ( ૬ ).**

**ઓવી અર્થઃ**—પંચ મહાયજ્ઞાદિ પ્રમુખ કર્મો યથાવિધિ કરીને જે કર્તૃત્વાભિમાન રાખતો નથી;[૬૬] જે અન્ય પાસેથી પૈસા લઇને તીર્થયાત્રા કરે છે તેને હું યાત્રા કરૂં છું એવો મહત્તાનો હર્ષ થતો નથી;[૬૭] કિંવા બલાઢ્ય રાજાની મુદ્રાના બળપર જે એકલો જઇ બીજા રાજાને પકડી આણે છે તેને 'હું આ રાજાને જીત્યો છું' એવો ગર્વ થતો નથી;[૬૮] જે અન્ય માણસના આધારથી નદી તરીને પેલે તીર જાય છે તેને 'હું તરનાર છું' એવો ગર્વ થતો નથી; કિંવા જે પ્રમાણે રાજાના ઉપાધ્યાયને રાજાને માટે બીજાને પોતાના હાથવતી આપેલા દાન વિષે અભિમાન થતું નથી,[૬૯] તે પ્રમાણે કર્તૃત્વાભિમાનનો ત્યાગ કરીને જે જે વખતે જે જે કર્મો કરવાનાં હોય તે તે વખતે તે તે કર્મો જે યથાવિધિ કરે છે;[૭૦] હે પાંડવ ! કરેલાં કર્મોની ફળપ્રાપ્તિ વિષે જે પોતાના મનમાં ઇચ્છા ઉત્પન્ન થવા દેતો નથી;[૭૧] હે ધનંજય ! પ્રથમ ફળની ઇચ્છાનો ત્યાગ કરી જે નિષ્કામ કર્મનો આરંભ કરે છે; જે પ્રમાણે અન્યના બાળકને જોઇને તેનાપર પ્રીતિ ન થતાં માત્ર સંતોષ થાય છે;[૭૨] જે પ્રમાણે પીપળાના વૃક્ષને કોઇ તેના ફળની આશાથી પાણી સિંચતું નથી, તે પ્રમાણે જે ફળની આશા છોડીને કર્મ કરે છે;[૭૩] જે પ્રમાણે ગોવાળીઓ દૂધની આશા છોડીને આખા ગામની ગાયો ચારે છે, તે પ્રમાણે જે કર્મફળ વિષે નિરિચ્છ થઇને કર્મો કરે છે;[૭૪] આ યુક્તિથી જે કર્મનું આચરણ કરે છે તેને પોતાની પાસેજ રહેલા આત્મસ્વરૂપની પ્રાપ્તિ થાય છે.[૭૫] માટે ફળની આશા ત્યાગી તથા કર્તૃત્વાભિમાનને તિલાંજલિ આપી કર્મો કરવાં એવી મારી ઉત્તમ પ્રકારની આજ્ઞા છે.[૭૬] જે જન્મમૃત્યુના ચક્રમાં પડીને ફરતાં ફરતાં ત્રાસી ગયો હોય તથા જે તેમાંથી પોતાની મુક્તિ કરવાની યોજનામાં હોય તેને હું વારંવાર કહું છું કે તેણે આ આજ્ઞાનું ઉલ્લંઘન કદિ પણ કરવું નહિ.[૭૭]

**नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ।**
**मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥ ७ ॥**

**શ્લોકાર્થઃ—નિત્ય નૈમિત્તિક કર્મોનો ત્યાગ કરવો યોગ્ય નથી. અજ્ઞાનથી એનો ત્યાગ કરવામાં આવે તો તે તામસ ત્યાગ કહેવાય છે. ( ૭ ).**

**ઓવી અર્થઃ**—એકાદ મનુષ્ય તિમિરમાં ચાલતો હોય અને તેના અંગને ધક્કો વાગે તો તે પોતાનો ક્રોધ આંખપર ખાલી કરે અને આંખોને નખોવતી દુંપે તે પ્રમાણે કર્મો બંધનકારક છે એમ સમજી જે તેના પર ક્રોધિત થઇને તેનો પરિત્યાગ કરે છે,[૭૮] તેના તે ત્યાગને હું તામસ ત્યાગ કહું છું. જે પ્રમાણે આદાશીશીનું દર્દ થવાથી કોઇ માણસ પોતાના શિરનોજ છેદ કરે;[૭૯] અરે વાટ ખરાબ હોય તોપણ પગો વડે ચાલીનેજ તેને છેડે પહોંચવું જોઇએ, શું તેના ખરાબપણાને માટે પગને કાપી નાખવા કે વારુ ![૮૦] ક્ષુધાતુર મનુષ્યની સમક્ષ ઉષ્ણ અન્ન મૂકવામાં આવે અને તેનાથી તેની ઉષ્ણતા સહન ન થવાથી જો તે તેને લાત મારીને ફેંકી દે તો તેને ભૂખેજ ઠોકાવું પડે છે ![૮૧] તે પ્રમાણે કર્મનું યુક્તિપૂર્વક આચરણ કરવાથી કર્મનો દોષ નષ્ટ થાય છે, એ મર્મ તામસ પ્રકૃતિનો મનુષ્ય ભ્રમિષ્ટ થયેલો હોવાથી સમજી શકતો નથી.[૮૨] તે વિહિત કર્મોનો ત્યાગ કરે છે; માટે હે અર્જુન ! તું તામસ મનુષ્યની પેઠે કર્મત્યાગની વૃત્તિને સ્વાધીન થઇશ નહિ.[૮૩]

**दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् ।**
**स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ॥ ८ ॥**

**શ્લોકાર્થઃ**—જે કોઈ કર્મ દુઃખકારક છે એમ માનીને શરીરને કલેશ થવાની ભીતિથી તેનો ત્યાગ કરે છે, તેને તે રાજસ ત્યાગ હોવાથી ખરા ત્યાગનું ફળ પ્રાપ્ત થતુંજ નથી. (૮).

**ઓવી અર્થઃ**—અથવા પોતાનો અધિકાર શું છે તે જે જાણે છે અને જે પોતાનાં વિહિત કર્મોને પણ જાણે છે, પરંતુ કર્મ કરવાથી ઉત્પન્ન થતા કલેશની ભીતિથી જે તેનાથી કંટાળે છે;[૮૪] કર્મનો પ્રારંભ ક્ષણભર કઠિન દેખાય છે ખરો; જે પ્રમાણે અન્ન ઉંચકીને લઇ જતી વખત ભારે લાગે છે;[૮૫] જે પ્રમાણે લિમડાનાં પાંદડાં ખાતી વખત કડુ લાગે છે, હરડે તુરી લાગે છે, તે પ્રમાણે કર્મારંભ પણ કઠિન લાગે છે;[૮૬] કિંવા કવચિત્ ગાય મારકણી હોય છે; શેવંતીના વૃક્ષને કાંટા હોય છે, અને ભોજન તૈયાર કરતી વખત સેવનસુખની પ્રાપ્તિ થતી નથી;[૮૭] તે પ્રમાણે કર્મ આરંભતી વખતે અતિ કઠોર લાગે છે તેથી તે કર્મને અતિ શ્રમદાયક માને છે.[૮૮] બાકી તે કર્મનો આરંભ યથાવિધિ કરે છે ખરો; પરંતુ ઉષ્ણ વસ્તુ હાથમાં લેતાં દાઝવાથી તરત નાખી દેવી પડે છે, તે પ્રમાણે તે કર્માચરણથી શ્રમિત થાય છે ત્યારે મધ્યમાંજ તે કર્મને છોડી દે છે;[૮૯] અને કહે છે કે મહદ્ ભાગ્યથી મને દેહ જેવી ઉત્તમ વસ્તુનો લાભ મળ્યો છે તો પાપીની પેઠે કર્માચરણ કરીને હું મારી જાતને ત્રાસ શા માટે આપું?[૯૦] કર્માચરણ કર્યા પછી તેથી મળનારા ભોગની મને લોલુપતા નથી. માટે સાંપ્રત મારી પાસે જે ઐશ્વર્ય છે તેનોજ ઉપયોગ શા માટે ન લઉં?[૯૧] આ પ્રકારે હે અર્જુન! શરીરને કલેશ થશે એવી ભીતિથી કર્મનો જે ત્યાગ કરવામાં આવે છે તેને રાજસ ત્યાગ કહેવામાં આવે છે.[૯૨] તેને કર્મત્યાગ તો કહેવાય છે પરંતુ તેથી કર્મત્યાગના ફળની પ્રાપ્તિ થતી નથી. જે પ્રમાણે તપ્ત કરવા મૂકેલાં ઘીને ઉભરો આવતાં તે અગ્નિમાં પડે છે, પરંતુ તેથી તેને હોમની યોગ્યતા પ્રાપ્ત થતી નથી;[૯૩] કિંવા કોઈ મનુષ્ય અકસ્માત્ પાણીમાં ડૂબીને મરણ પામે તો તેણે જલસમાધિ લીધી એમ કહી શકાતું નથી, પરંતુ આકસ્મિક મરણની ગણનામાંજ તેનું મૃત્યુ આવે છે;[૯૪] તે પ્રમાણે દેહપર પ્રીતિ રાખીને જેણે કર્મપર પાણી છોડયું છે તેને ખાસ કરીને કર્મત્યાગનું ફળ મળતું નથી.[૯૫] કિંબહુના, જેને આત્મજ્ઞાનની પ્રાપ્તિ થઇ છે તેને, જે પ્રમાણે સૂર્યોદય થતાં નક્ષત્રોનાં તેજનો લોપ થાય છે,[૯૬] તે પ્રમાણે હે અર્જુન! જે કર્મત્યાગથી અજ્ઞાન સહવર્તમાન ક્રિયા અદ્રશ્ય થાય છે, તે દ્વારા મોક્ષપ્રાપ્તિ થાય છે,[૯૭] હે અર્જુન! તે મોક્ષપ્રાપ્તિ અજ્ઞાનપૂર્વક કર્મનો ત્યાગ કરવાથી થતી નથી, માટે તે ખરો કર્મત્યાગ નથી, પરંતુ રાજસ ત્યાગ છે.[૯૮] હવે કયા કર્મત્યાગથી મોક્ષપ્રાપ્તિ આપણે ઘેર ચાલીને આવે છે તે પણ પ્રસંગાનુરોધે તને કહું છું, તે સાંભળ.[૯૯]

**कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ।**
**संगं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः ॥ ९ ॥**

**શ્લોકાર્થઃ**—હે અર્જુન! માત્ર કર્તવ્ય સમજીનેજ નિત્ય નૈમિત્તિક કર્મો, ફલાશા તથા કર્તૃત્વાભિમાનના ત્યાગપૂર્વક કરવામાં આવે છે, તે ત્યાગને સાત્ત્વિક ત્યાગ કહેવામાં આવે છે.(૯)

**ઓવી અર્થઃ**—પોતપોતાના અધિકારાનુરૂપ જે કર્મો સહજ પોતાને પ્રાપ્ત થાય તેનું સાહિત્ય સહવર્તમાન ગૌરવપૂર્વક યથાવિધિ જે આચરણ કરે છે;[૨૦૦] પરંતુ એ કર્મો હું કરૂં છું એવી સ્મૃતિ પણ મનમાં આવવા દેતો નથી; તેમજ ફલાશાપર પણ પાણી છોડે છે;[૧] હે અર્જુન! માતાની અવજ્ઞા કરીને તેને વિષે પોતાના મનમાં કામવાસના ઉત્પન્ન થવા દે તો તે

બન્ને કાર્ય નરકવાસનાં કારણ થાય છે;[2] માટે એ બન્ને કાર્યને વર્જ્ય કરીને માતાની સેવા-શુશ્રૂષા કરવી; ગાયનું મુખ અપવિત્ર હોય તેથી શું તેનું સર્વાંગ અનુપયુક્ત ગણી કાઢવું કે?[3] આપણાં પ્રિય ફળ (આમ્રફળ) ની છાલ અને ગોટલીમાં રસ હોતો નથી, એ ન્યૂનતા તેમાં હોય છે તેથી શું કોઈ તે આમ્રફળને ફેંકી દેશે કે?[4] તે પ્રમાણે કર્મ કરવાનું અભિમાન અને કર્મફળની ઇચ્છા એ ઉભય બંધનકારક છે;[5] માટે પિતા જે પ્રમાણે પોતાની કન્યા વિષે કોઇ પણ પ્રકારની કામના રાખતો નથી તે પ્રમાણે વિહિત કર્મોનું આચરણ કરી જે પ્રસ્તુત ઉભય વસ્તુની ઇચ્છા કરતો નથી તેને કોઇ પણ પ્રકારનું દુઃખ થઇ શકતું નથી.[6] આ ત્યાગરૂપી વૃક્ષ સર્વ વૃક્ષોમાં શ્રેષ્ઠ હોઇ એનેજ મોક્ષરૂપી પ્રચંડ ફળો આવે છે, માટે એ સર્વ જગત્‌માં સાત્ત્વિક ત્યાગને નામે પ્રસિદ્ધ છે.[7] હવે વૃક્ષનું બીજ બાળી નાખીને જે પ્રમાણે તેને નિર્વંશ કરવામાં આવે તે પ્રમાણે જે ફળનો ત્યાગ કરીને કર્મને તિલાંજલિ આપે છે;[8] જે પ્રમાણે પારસમણિનો સ્પર્શ થતાં વેંતજ લોખંડનાં કલંક અને રંગ પરિવર્તિત થઇ (બદલાઇ) જાય છે, તે પ્રમાણે કર્મનું કર્તૃત્વાભિમાન અને કર્મફલેચ્છા આ બન્ને વસ્તુનો ત્યાગ કરવાથી રાજસ અને તામસ એ ઉભય ત્યાગ નષ્ટ થાય છે.[9] પછી શુદ્ધ સત્ત્વથી આત્મબોધનો પ્રકાશ થઇ જેમ સંધ્યાકાળે મૃગજળ આપોઆપ વિલય પામે છે.[10] કિંવા આકાશ (પોલાણ) જેમ કોઇ દિશામાં દેખાતું નથી; તે પ્રમાણે જ્ઞાનની સમક્ષ જગત્‌નો પ્રચંડ મિથ્યાભાસ અદ્રશ્ય થાય છે.[11]

**न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते ।**
**त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः ॥ १० ॥**

શ્લોકાર્થઃ—જે કામ્ય કર્મનો દ્વેષ કરતો નથી, અને પુણ્ય કર્મમાં આસક્ત થતો નથી, તે શુદ્ધ ચિત્તનો બુદ્ધિમાન ત્યાગી સંશયરહિત થઇ મુક્ત થાય છે. (૧૦).

**ઓવી અર્થઃ**—માટે પૂર્વ કર્માનુરોધે કરીને જે કાંઈ સારાં માઠાં કર્મો પ્રાપ્ત થાય, તે આકાશમાં અભ્રો ઉત્પન્ન થઇને લય પામે છે,[12] તે પ્રમાણે હે અર્જુન! તેની દ્રષ્ટિમાં સર્વ કર્મો નિર્દોષ હોય છે, તેથી તે દ્વારા ઉત્પન્ન થતાં સુખ દુઃખ પ્રત્યે તે તટસ્થ હોય છે.[13] શુભ કર્મોથી તેને હર્ષ થતો નથી અને અશુભ કર્મો પ્રત્યે તેને ઘૃણા થતી નથી.[14] જે પ્રમાણે જાગૃત થયા પછી સ્વપ્નમાં જોયેલી વસ્તુ વિષે કોઈ સુખ દુઃખ માનતું નથી, તે પ્રમાણે આ શુભ કિંવા આ અશુભ એવો ભેદ તેના મનમાં હોતોજ નથી.[15] માટે હે અર્જુન! જેના યોગથી આ કર્મ અને હું એનો કર્તા એવો દ્વૈત ભાવ અવશિષ્ટ રહેતો નથી, તેને સાત્ત્વિક ત્યાગ કહેવામાં આવે છે.[16] હે પાર્થ! આ વિધિથી કર્મનો ત્યાગ કરવામાં આવે તોજ બરાબર કર્મ-ત્યાગ થાય છે. પરંતુ જો આ વ્યતિરિક્ત અન્ય પ્રકારે કર્મનો ત્યાગ કરવામાં આવે તો ઉલટું વિશેષ બંધનજ થાય છે.[17]

**नहि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।**
**यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥ ११ ॥**

શ્લોકાર્થઃ—જે જે દેહધારી છે તે સર્વથા કર્મનો ત્યાગ કરી શકતા નથી. જે માત્ર કર્મ-ફળનો ત્યાગ કરે છે તેનેજ ખરો ત્યાગી કહેવામાં આવે છે. (૧૧)

**ઓવી અર્થઃ**—અને હે અર્જુન! જે દેહધારી હોવા છતાં પણ કર્મ કરવામાં કંટાળો ખાય છે તે મૂર્ખ છે.[18] મૃત્તિકાની ઘૃણા કરવાથી ઘટની સ્થિતિ શું થશે? અને વસ્ત્ર તંતુનો સંબંધ શી રીતે તોડી શકાશે?[19] અને અગ્નિમય અગ્નિ ઉષ્ણતાનો અનાદર કરી શકશે કે? કિંવા દીપક પોતાની પ્રભાનો દ્વેષ કરી શકશે કે?[20] કિંવા હિંગને કદાચિત્ તેના ઉગ્ર ગંધનો

તિરસ્કાર આવે તો તે ઉત્તમ સુગંધ ક્યાંથી આણશે વારુ? કિંવા પાતળાપણું છોડી દઈને પાણી ક્યાં રહેશે?[૨૧] તે પ્રમાણે મનુષ્ય જ્યાં સુધી શરીરની અવસ્થામાં વિહાર કરે છે, ત્યાં સુધી તેને કર્મત્યાગની ઘેલછા શી રીતે ઉપયોગી થઈ પડશે વારુ?[૨૨] ભાલપ્રદેશપર કરેલા તિલકનો આકાર વક્ર હશે તો તેને વારંવાર લુછીને સીધો બનાવી શકાશે, પરંતુ જો ખુદ આપણું કપાળજ વક્ર હશે તો તેને શી રીતે સીધું બનાવી શકીશું?[૨૩] તે પ્રમાણે જે વિહિત કર્મોનો આપણે સ્વતઃ સ્વીકાર કર્યો છે તેનો ત્યાગ કરવા ધારીશું તો કરી શકીશું; પરંતુ તેથી કાંઈ કર્મત્યાગ થઈ શકવાનો નથી. કારણ કે શરીર કર્મસ્વરૂપજ છે, તો પછી તે કર્મનો ત્યાગ કેવી રીતે કરી શકશે? [૨૪] મનુષ્ય ઉંઘતો હોય છે ત્યારે પણ શ્વાસોચ્છ્વાસરૂપે કર્મ તો થાયજ છે, અર્થાત્ આપણે પ્રયાસ ન કરીએ તોપણ કર્મ તો આપોઆપ થયાંજ કરે છે.[૨૫] આ શરીરના નિમિત્તથી (શરીર સ્વરૂપે) કર્મ તો આપણી પૂંઠે લાગ્યાં છેજ. અને તેથી જીવંત કિંવા મૃતદશામાં પણ તેમનાથી છૂટકો થનાર નથીજ.[૨૬] પરંતુ આ કર્મોનો ત્યાગ કરવાનો માત્ર એકજ માર્ગ છે; તે એ છે કે, કર્મ કરવા છતાં ફલેચ્છાને આધીન થવુંજ નહિ.[૨૭] કર્મનાં ફળ ઈશ્વરને અર્પણ કરવામાં આવ્યાં કે તરતજ તેના પ્રસાદથી જ્ઞાન ઉત્પન્ન થાય છે. અને તત્પશ્ચાત્ રજ્જુનું યથાર્થ જ્ઞાન મળવાથી જે પ્રમાણે, સર્પની શંકા દૂર થાય છે,[૨૮] તે પ્રમાણે, આ આત્મબોધથી અજ્ઞાન સહવર્તમાન કર્મનો નાશ થાય છે. હે પાર્થ! જ્યારે કર્મનો આ રીતે ત્યાગ કરવામાં આવે છે ત્યારેજ તે ખરો ત્યાગ કહેવાય છે.[૨૯] માટે જગત્‌માં જે સાત્ત્વિક ત્યાગરૂપી કૌશલ્યપૂર્વક કર્મ કરે છે તેનેજ હું કર્મત્યાગી માનું છું. બાકી રોગીને મૂર્છા આવે તો તેને વિશ્રાંતિ મળી એમ લોક સમજે છે;[૩] અને જેષ્ટિકાપ્રહારને બદલે જેમ ધક્કા મુક્કીનો માર સહન કરવામાં આવે તેમ જે કર્મ કરતાં કંટાળે છે તે વિશ્રાંતિને નામે અન્ય કર્મનો આરંભ કરે છે.[૩૧] અસ્તુ! ત્રણે લોકમાં ત્યાગી તેનેજ કહેવામાં આવે છે કે જેણે કર્મ કર્યા છતાં ફળત્યાગના યોગથી કર્મ નજ કર્યાની યોગ્યતા પ્રાપ્ત કરી છે.[૩૨]

**अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम् ।**
**भवत्यत्यागिनां प्रेत्य न तु संन्यासिनां क्वचित् ॥ १२ ॥**

**શ્લોકાર્થઃ**—અનિષ્ટ, ઇષ્ટ અને ઇષ્ટાનિષ્ટ એવાં ત્રણ પ્રકારનાં કર્મફળ, કર્મફળનો ત્યાગ ન કરનારને મરણ પશ્ચાત્ પ્રાપ્ત થાય છે; પરંતુ કર્મફળનો ત્યાગ કરનારા સંન્યાસીને આ ત્રણે ફળની પ્રાપ્તિ કદિ પણ થતી નથી. (૧૨).

**ઓવી અર્થઃ**—હે અર્જુન! કર્મફળ ત્રણ પ્રકારનાં છે; અને જે ફળની આશા છોડતા નથી, તેને તે ભોગવવાં પડે છે.[૩૩] પોતે કન્યાના જન્મનું કારણ હોવા છતાં પણ 'તે મારી નથી' એમ બોલી પિતા જ્યારે કન્યાદાનનું પાણી મૂકે છે ત્યારે તેની તે કન્યાપરની માયા છૂટી જાય છે અને તેનો જામાતા તેના (પેલી કન્યાના) માયાપાશમાં સપડાય છે.[૩૪] જેઓ વિષનો (વછનાગ વગેરેનો) વ્યાપાર કરે છે, તે તેને વેચી તેનાપર નફો મેળવી આનંદથી કાળ-ક્રમણ કરે છે, ત્યારે જે તેનું સેવન કરે છે તે દ્રવ્ય ખરચવા છતાં પણ મરણ પામે છે![૩૫] તે પ્રમાણે ભલે કર્તૃત્વાભિમાન ધરીને કર્મ કરો, કિંવા હું કર્તા નથી એમ સમજી ફલાશા ત્યજીને કર્મ કરો, પરંતુ કર્મ તો છૂટતાં નથીજ.[૩૬] માર્ગમાંના વૃક્ષનાં પરિપક્વ ફળની જે ઇચ્છા કરે છે તેનેજ તે બાધક નિવડે છે; તે પ્રમાણે કર્મફળની જે ઇચ્છા કરે છે તેને તે બાધક થાય છે.[૩૭] પરંતુ કર્મ કરીને જે ફળની ઇચ્છા કરતો નથી, તે જન્મ મૃત્યુના સપાટામાં સપડાતો નથી. કારણકે, આ ત્રણ પ્રકારનું જગ કર્મતુંજ ફળ છે.[૩૮] દેવ, મનુષ્ય અને સ્થાવર એનેજ જગ કહેવામાં આવે છે; અને આ ત્રણે પ્રકાર કર્મફળનાજ છે.[૩૯] તેજ કર્મના એક

અનિષ્ટ (પ્રતિકૂલ) એક કેવળ ઇષ્ટ (અનુકૂલ), અને એક ઇષ્ટાનિષ્ટ (મિશ્ર) એવા ત્રણ પ્રકાર છે.[૪૦] પરંતુ જે વિષયાસક્ત હોય છે, તે અવિધિનો અંગીકાર કરીને નિષિદ્ધ કર્મમાં પ્રવૃત્ત થાય છે;[૪૧] અને તેના યોગથી કૃમિ, કીટ અથવા મૃત્તિકા એવી નિકૃષ્ટ પ્રતિની દેહને પ્રાપ્ત થાય છે. તેને અનિષ્ટ કર્મફળ કહેવામાં આવે છે.[૪૨] કિંવા સ્વધર્મને માન આપી પોતાના અધિકારાનુરૂપ વેદમાં નિર્દિષ્ટ કરેલાં સુકૃતનું જ્યારે આચરણ કરે છે,[૪૩] ત્યારે હે અર્જુન! તેને ઇંદ્રાદિક દેવતાની દેહ પ્રાપ્ત થાય છે. તે કર્મફળને પુણ્યકર્મ કહેવામાં આવે છે.[૪૪] અને મિષ્ટ તથા ખાટા રસને એકત્રિત કરવાથી જે પ્રમાણે એ ઉભયથી શ્રેષ્ઠ એવા ભિન્ન આસ્વાદનો મધુર રસ ઉત્પન્ન થાય છે;[૪૫] કિંવા પ્રાણવાયુ યોગાભ્યાસથી કુંભક થાય છે, તે પ્રમાણે સત્ય અને અસત્યનું ઐક્ય થતાં તે તે ઉભયને વશ કરે છે.[૪૬] માટે શુભ અને અશુભ કર્મો સમભાગે મળી જે કર્મો ઘડાય છે તેનું મિશ્રફળ મનુષ્ય દેહની પ્રાપ્તિ છે.[૪૭] આવું આ જગત્માં ત્રણ પ્રકારનું કર્મફળ છે; અને જે આ કર્મફળની આશા ત્યજતા નથી તે જન્મમૃત્યુના ચક્રમાં સપડાય છે.[૪૮] જીભ્હાથી પણ સહન ન થાય એવા તીખા પદાર્થો ખાવાથી જે મનુષ્યને સંતોષ થાય છે, તેને તેના યોગથી પરિણામે અવશ્ય મરણ પ્રાપ્ત થાય છે;[૪૯] જ્યાં સુધી અરણ્ય આવ્યું નથી ત્યાં સુધીજ શાહુ ચોરની મૈત્રી રૂડી હોય છે, અથવા વેશ્યાની સાથે જ્યાં સુધી સમાગમ થયો નથી ત્યાં સુધીજ તેની સાથેની મૈત્રી સારી લાગે છે;[૫૦] તે પ્રમાણે મનુષ્ય દેહમાં હોય ત્યાં સુધી કર્તૃત્વાભિમાન રાખીને કર્મ કરે તો અંતે મરણ પશ્ચાત્ તેને તેનાં ફળ ભોગવવાંજ પડે છે.[૫૧] જે પ્રમાણે શ્રીમંતની પાસેથી કરજે નાણું લીધાં હોય તો તે બાયડી માગે તોપણ ના કહી શકાતું નથી, તે પ્રમાણે પ્રાણી માત્રને કર્મનાં ફળ ભોગવવાં પડે છે.[૫૨] કણસલામાંથી દાણા નીચે પડીને ઉગે તો પુનઃ તેને કણસલાં આવે છે, અને તેના દાણા ભૂમિપર પડે તો પુનઃ દાણામાંથી કણસલાં અને કણસલાંમાંથી દાણા એ પ્રમાણે ક્રમ ચાલે છે,[૫૩] તે પ્રમાણે ઉપભોગનું ફળ જે શરીર તે ફળને અંતે જન્મ ધારણ કરે છે. જે પ્રમાણે માર્ગે ચાલનાર મનુષ્ય એક એક પગલું ભરીને વાટને જીતી લે છે;[૫૪] નૌકા નદીના બન્ને તીરે જતી હોવાથી તેને પ્રત્યેક કિનારો આણીગમનો અને પેલીગમનો હોય છે, તે પ્રમાણે ફળના ઉપભોગનો અંત નથી.[૫૫] સાધ્ય અને સાધન આ ક્રમથી ફળ અને ફલોપભોગની વૃદ્ધિ થાય છે; અને ફલેચ્છાનો ત્યાગ ન કરનાર આ પ્રમાણે સંસારમાં ગુંથાઇ જાય છે.[૫૬] બાકી જાઈનું પુષ્પ જે પ્રમાણે પ્રફુલ્લિત થતાંની સાથે સુકાઇ જાય છે, તે પ્રમાણે કર્મનો આરંભ કર્યા છતાં પણ કર્તૃત્વાભિમાન છોડી તે ન કર્યા પ્રમાણે જે તેનાથી અલિપ્ત થાય છે;[૫૭] બીજને માટે રાખેલું ધાન્ય જો નિત્ય વ્યયમાં વાપરી નાંખવામાં આવે તો પછી જેમ પાછળથી વાવવાનું કાર્ય બંધ પડે છે, તે પ્રમાણે ફળના ત્યાગથી કર્મદ્વારા પ્રાપ્ત થનારાં જન્મ-મૃત્યુ અટકી પડે છે.[૫૮] શુદ્ધ સત્ત્વની સાહાય્યથી ગુરુકૃપારૂપી અમૃતના તુષારવડે સિદ્ધ થયેલો જે આત્મબોધ તેનાથી દ્વૈતનું દૈન્ય નષ્ટ થાય છે.[૫૯] પછી જે ત્રણ પ્રકારનાં ફળદ્વારા સર્વ જગત્ની ઉત્પત્તિ થાય છે તે આપોઆપ નાશ પામી ભોક્તા અને ભોગ્યવસ્તુ પણ એની મેળે લય પામે છે.[૬૦] હે વીરેશ! જે આ પ્રકારના કર્મનો જ્ઞાનપ્રમુખ સંન્યાસ સાધ્ય કરે છે તે ફળોપભોગ દ્વારા થતા દુઃખથી મુક્ત થાય છે.[૬૧] અને જ્યારે ખરેખર આ સંન્યાસના યોગથી આત્મસ્વરૂપમાં દૃષ્ટિ પહોંચે છે ત્યારે કર્મ ભિન્ન છે એમ ભાસે છે કે?[૬૨] જે ભીંતપર ચિત્રો આલેખવામાં આવ્યાં હોય તે ભીંત જ્યારે પડી જાય છે ત્યારે ચિત્રો પણ તેની સાથે માટીમાં મળી જાય છે અથવા પ્રકાશથી જેમ તિમિરનો લય થાય છે;[૬૩] જો આકૃતિજ ન હોય તો પડછાયો શાનો પડે? આરસીજ ન હોય તો આપણા મુખનું પ્રતિબિંબ ક્યાં પડશે?[૬૪]

નિદ્રાની સમાપ્તિ થતાં સ્વપ્નની ઉત્પત્તિ ક્યાંથી થશે? અને પછી તેને સત્ય વા અસત્ય કોણ કહેશે?[૬૫] તે પ્રમાણે કર્મફળનો સંન્યાસ કરવાથી મૂળ અવિદ્યાને સ્થાનજ મળતું નથી; તો પછી તેનાથી ઉત્પન્ન થનારાં ફળનો ઉપભોગ આપશે કોણ અને લેશે કોણ?[૬૬] માટે સંન્યાસ-પ્રાપ્તિ થતાં કર્મનો લય થાય છે. પરંતુ જો આપણા દેહમાં અજ્ઞાનનો વાસ હોય;[૬૭] જ્યારે કર્તૃત્વાભિમાનથી આત્મા સારાં માઠાં કર્મો કરવાને પ્રવૃત્ત થાય અને દૃષ્ટિ પણ જ્યારે ભેદ-પ્રાબલ્યથી યુક્ત હોય,[૬૮] ત્યારે હે સુજ્ઞ અર્જુન! આત્મા અને કર્મમાં પૂર્વ અને પશ્ચિમ દિશા જેટલું અંતર (દ્વૈત) હોય છે.[૬૯] આકાશ અને અભ્ર, સૂર્ય અને મૃગજળ, પૃથ્વી અને વાયુ એમની વચ્ચે સંબંધ દેખાય છે તોપણ તે એક બીજાથી અતિ દૂર હોય છે;[૭૦] નદીમાંના ખડકની આસપાસ લગોલગ પાણી હોય છે, પરંતુ તેમની વચ્ચે મોટો ભેદ હોય છે;[૭૧] પાણીપર રહેલી શેવાળ પાણીથી અલિપ્ત હોય છે; કાજળને દીપકની સાથે સંબંધ છે તેથી શું કાજળને દીપક કહી શકાશે કે?[૭૨] ચંદ્રને કલંક લાગેલું છે તોપણ તેને ચંદ્રની સાથે ઐક્ય નથી; તેજ પ્રમાણે દૃષ્ટિ અને નયનની વચ્ચે જેટલો ભેદ છે;[૭૩] અથવા વાટ અને વટેમાર્ગુ, ઓઘ અને પાણી, આરશી અને આરશીમાં જોનારો મનુષ્ય એમનામાં જેટલો ભેદ છે,[૭૪] તેટલાજ પ્રમાણમાં આત્માથી કર્મ ભિન્ન છે; પરંતુ હે અર્જુન! અજ્ઞાનને લીધે તે એકજ છે એમ લાગે છે.[૭૫] જે પ્રમાણે સરોવરમાંનાં કમળો પોતાની પ્રફુલ્લતાથી સૂર્યોદય થયો છે એમ દર્શાવે છે અને પોતાનામાં રહેલા મકરંદનો ભ્રમરો પાસે ઉપભોગ લેવરાવે છે,[૭૬] તે પ્રમાણે આત્મામાં રહેલાં કર્મો અન્ય કારણોથી વારંવાર ઉત્પન્ન થાય છે. તે કારણો પાંચ છે, તેનાં લક્ષણો તને કહું છું.[૭૭]

**पंचैतानि महाबाहो कारणानि निबोध मे ।**
**सांख्ये कृतान्ते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम् ॥ १३ ॥**

**શ્લોકાર્થઃ**—હે મહાબાહો અર્જુન! સર્વ કર્મોની સિદ્ધિને માટે વેદશાસ્ત્રના સિદ્ધાંતમાં આ પાંચ કારણો કહેલાં છે, તે હું કહું છું, તે સમજી લે. (૧૩)

**ઓવી અર્થઃ**—તે પાંચ કારણો તું પણ કદાચ જાણતો હશે. જે વિષે શાસ્ત્રોએ મુક્ત હસ્તે વર્ણન કર્યું છે.[૭૮] તે વેદ રાજાની રાજધાનીમાં સાંખ્ય વેદાંતરૂપ મંદિરમાં નિરૂપણરૂપી નોબતથી પ્રસિદ્ધ છે.[૭૯] કારણ કે, સર્વ કર્મોની સિદ્ધિ થવાને માટે આ જગમાં એજ મુખ્ય અને આવશ્યક છે, પરંતુ તેમાં આત્માને કારણભૂત માનીશ નહિ.[૮૦] હે અર્જુન! આવી દાંડી પીટવાથી ચારે તરફ તેની પ્રસિદ્ધિ થયેલી છે, માટે તું પણ તેને સ્મરણમાં રાખ, કોઈક કાળે તે ફળદાયક થઇ પડશે;[૮૧] અને મારા જેવું જ્ઞાનરૂપી રત્ન તારા હાથમાં આવ્યું છે તો અન્યના મુખથી તારે એ વાત સાંભળવી પડે એવી અડચણ તારે શા માટે વેઠવી જોઇએ?[૮૨] આપણી સન્મુખ આરશી હોય તો પછી, 'મારૂં મુખ કેવું દેખાય છે તે કહો તો'! એવી વિનંતિ લોકોને શા માટે કરવી જોઇએ?[૮૩] ભક્ત જે વસ્તુને જે સ્થળે જોવા ઇચ્છે તે વસ્તુ હું તે સ્થળે તેને દેખાડું છું. તો આજે હું તારૂં રમકડું બની ગયો છું. (તારે હસ્તગત થયો છું.)[૮૪] આવા પ્રેમના આવેશમાં બોલતાં બોલતાં દેવ સર્વ ભાન ભૂલી ગયા અને આ તરફ અર્જુન આનંદમાં નિમગ્ન થઇ ગયો.[૮૫] પૌર્ણિમાના ચંદ્રપ્રકાશમાં સોમકાંતમણિનો ડુંગર કાં ન હોય તોપણ તે પીગળીને સરોવર બની જાય છે,[૮૬] તે પ્રમાણે સુખ અને તેનો અનુભવ એવા ભેદભાવનો પડદો તુટી ગયો અને સાક્ષાત્ સુખજ અર્જુનની આકૃતિરૂપે દેખાવા લાગ્યું.[૮૭] ત્યારે દેવ સમર્થ હોવાથી તેમને ભાન આવ્યું અને તેમણે સુખના સમુદ્રમાં ડૂબી જતા અર્જુનને હાથ ઝાલીને બહાર ખેંચી કાઢયો.[૮૮] અર્જુન જેવો મહાન પુરુષ પણ બુદ્ધિના પ્રસારની સાથે

ડૂબવા લાગ્યો એવી મોટી પ્રેમની ભરતી આવવાથી તે બાજુએ ખસેડી,[८९] દેવ બોલ્યાઃ-હે પાર્થ ! તું તારૂં પોતાનું સ્વરૂપ જોઇને શુદ્ધિમાં આવ. ત્યારે નિઃશ્વાસ નાખીને અર્જુને ડોકું ધૂણાવ્યું;[९०] અને તે બોલ્યો કેઃ-હે પ્રભો ! જે હું તમારા સાન્નિધ્ય (દ્વૈતભાવ) થી ત્રાસ પામીને તમારામાં ઐક્ય પામવાની આકાંક્ષા રાખું છું,[९१] તે મારૂં જો તમે પ્રેમથી કૌતુક કરતા હો તો પછી મને જીવદશામાં શા માટે આણો છો ?[९२] ત્યારે શ્રીકૃષ્ણ બોલ્યાઃ-અરે ગાંડા ! ખરેખર, હજી તું કાંઇ જાણતો નથી. અરે ભુંડા ! ચંદ્ર અને પ્રભાનો કદિ વિયોગ થાય છે કે ?[९३] એમ બોલીને હું જે તને ભીતિ દર્શાવું છું, તેથી તું રીસાય છે એટલે મારી પ્રીતિને વધુ બળ મળે છે, એવી એ પ્રીતિ છે.[९४] આ સ્થળે એક બીજાના સંકેતથી જે પરસ્પર બોલવું થાય છે તેજ આપણા સંરક્ષણનું કારણ છે; માટે આ વિષેનો વાદવિવાદ પૂરો થયો.[९५] પછી હે અર્જુન ! વારુ આપણે શું બોલતા હતા ? સર્વે વસ્તુઓ આત્માથી ભિન્ન છે એમજ ને ?[९६] ત્યારે અર્જુન બોલ્યોઃ-હે દેવ ! મારા મનનો અભિપ્રાય દર્શાવવાનો આપે સ્વતઃજ આરંભ કર્યો છે.[९७] સર્વ કર્મને કારણભૂત એવાં પાંચ કારણો તને કહીશ એવી જે આપે પ્રતિજ્ઞા કરી હતી,[९८] અને કર્મની સાથે આત્માને કાંઇ સંબંધ નથી એમ જે આપ બોલ્યા હતા તે મારી પ્રિય વસ્તુઓ મને કહી સંભળાવો.[९९] અર્જુનનાં આ વચનો સાંભળી ભગવાન અતિ સંતોષિત થઇ બોલ્યાઃ-આ વિષે તું આગ્રહનું સેવન કરે છે, માટે આવો પૃચ્છક મને બીજો ક્યાં મળે છે ?[१००] માટે હે અર્જુન ! તને ખરેખરો સિદ્ધાંત કહી સંભળાવું છું, કારણકે, હું તારો ઋણી છું તેથી તારી આગળ સર્વદા અવનત મસ્તકેજ હિંડુ છું.[१] ત્યારે અર્જુન બોલ્યોઃ-હે દેવ ! તમે પાછલી વાત ભૂલી ગયા કે શું ? આપ હું અને તું એવો દ્વૈતભાવ આપના ભાષણમાં શા માટે આણો છો ?[२] ત્યારે શ્રીકૃષ્ણ બોલ્યાઃ-ઠીક, ત્યારે હવે મેં તને જે વાત કહેવાનો પ્રારંભ કર્યો હતો તે કહું છું, તે સાવધાન ચિત્તે સાંભળ.[३] હે ધનુર્ધર ! ખરેખર સર્વ કર્મની ઉત્પત્તિ આ પાંચ કારણથી પરબારી થાય છે.[४] અને જે આ પાંચ કારણના યોગે કર્મનો પસારો થાય છે, તેજ પાંચ કારણો તે કર્મના હેતુ હોય છે.[५] બીજો જે આત્મા તે ઉદાસીન હોઇ કર્મનું નિમિત્ત કારણ વા ઉપાદાન કારણ હોતો નથી અથવા તો તે સ્વતઃ કર્મને સાહાય્ય કરતો નથી.[६] તેમાં શુભ કિંવા અશુભ કર્મો એવી રીતે હોય છે કે, રાત્રિ અને દિવસ આકાશમાં ઉત્પન્ન થાય છે, પરંતુ આકાશ તો તેથી અલિપ્તજ હોય છે;[७] પાણી અને તેજદ્વારા ઉત્પન્ન થતી વરાળનો વાયુની સાથે સંબંધ થાય છે એટલે તે આકાશમાં જાય છે અને તેનાં અભ્રો બને છે, પરંતુ આકાશ તો એ વાત જાણતું પણ નથી;[८] પુષ્કળ કાષ્ઠ એકઠાં કરીને તૈયાર કરવામાં આવેલી નૌકાને નાવિક વાયુના જોરથી પાણીપર ચલાવે છે, પરંતુ તે સ્થાને ઉદક કાંઇ ક્રિયા કરતું નથી, માત્ર સાક્ષીભૂત રહે છે;[९] કિંવા મૃત્તિકાનો ગોળો બનાવી ચક્રપર મુકી દાંડાવતી ચક્ર ફેરવવામાં આવતાં તે ગોળાનું મૃત્તિકાપણું જઇ ઘડા તૈયાર થાય છે;[१०] આ ઠેકાણે કુંભારના કસબ (કૌશલ્ય) શિવાય ઘડાને આધાર વ્યતિરિક્ત પૃથ્વીની ઇતર કયી સાહાય્ય મળે છે ? તેનો વિચાર કર.[११] અસ્તુ ! પરંતુ જગતમાં લોકોના સર્વ વ્યાપાર સૂર્યપ્રકાશથી ચાલતા હોવા છતાં પણ જે પ્રમાણે સૂર્ય તેથી અલિપ્ત હોય છે,[१२] તેજ પ્રમાણે પાંચ કારણો એકત્રિત થવાથી સર્વ કર્મરૂપી વલ્લરિનું મૂળ રચાય છે અને આત્મા તો તેથી તટસ્થજ હોય છે.[१३] હવે તેજ પાંચ કારણોનું પૃથક્ પૃથક્ વર્ણન ઉત્તમ પ્રકારે કહી સંભળાવું છું. મુક્તાફળોને જે પ્રમાણે વજન કરીને લેવાં પડે છે.[१४]

**अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम् ।**
**विविधाश्च पृथक्चेष्टा दैवं चैवात्र पंचमम् ॥ १४ ॥**

શ્લોકાર્થઃ—અધિષ્ઠાન એટલે આધારભૂત શરીર, તેમજ કર્ત્તા એટલે જીવ, પૃથક્ પૃથક્ ઇંદ્રિયો, પ્રાણાપાનાદિ વાયુના નાના પ્રકારના વ્યાપાર અને દૈવ અર્થાત્ ઇંદ્રિયોના દેવતા, આ પાંચ કારણો છે. (૧૪)

ઓવી અર્થઃ—તે પ્રમાણે કર્મનાં કારણોનાં સર્વ યથાર્થ લક્ષણો તને કહું છું, તે સાંભળ. દેહ એ પ્રથમ કારણ છે, એમ હું કહું છું.[૧૫] આ દેહને અધિષ્ઠાન કહેવાનું પ્રયોજન એજ છે કે, ભોગ્ય જે વિષય તે સહવર્તમાન ભોક્તા આ ઠેકાણે રહે છે.[૧૬] ઇંદ્રિયોના દશ હાથોવડે રાત્રિ દિવસ કષ્ટ સહન કરી પ્રકૃતિના યોગથી જે સુખ દુઃખો ઉત્પન્ન થાય છે,[૧૭] તે ભોગવવાને માટે મનુષ્યને અન્ય સ્થળજ નહિ હોવાને લીધે દેહને અધિષ્ઠાન કહેવામાં આવે છે.[૧૮] દેહ એ ચોવીસ તત્ત્વોનું વસતિસ્થાન હોઇ બંધન અને મોક્ષની વાટાઘાટ પણ અહિંઆંજ થાય છે.[૧૯] વધારે શું કહું ? એ જાગૃતિ, સ્વપ્ન અને સુષુપ્તિનું મુખ્ય ગૃહ છે. માટે હે ધનંજય! આ દેહને અધિષ્ઠાન એજ નામ યોગ્ય છે.[૨૦] અને કર્મનું ઇતર કારણ કર્તા છે. અને એનેજ ચૈતન્યનું પ્રતિબિંબ અર્થાત્ જીવ કહેવામાં આવે છે.[૨૧] આકાશમાંથી મેઘવૃષ્ટિ થયા પશ્ચાત્ પૃથ્વીપર તેનાં ખાબોચીઆં થાય છે; અને પછી તેમાં આકાશનુંજ પ્રતિબિંબ પડતાં જે પ્રમાણે તે પ્રતિબિંબ તેનાજ આકારનું હોય છે;[૨૨] કિંવા નિદ્રાના પ્રાબલ્યથી રાજા પોતાનું ઐશ્વર્ય વિસરી જઇ સ્વપ્નમાં પોતે ભિક્ષુક થયો છે એવી પ્રતીતિ કરે છે,[૨૩] તેજ પ્રમાણે ચૈતન્ય પોતાનું સ્વરૂપ વિસરી જઇ દેહજ હું છું એમ માની દેહ રૂપે પ્રકટ થાય છે.[૨૪] જે દેહમાં આત્મસ્વરૂપ વિસારે પડે છે ત્યાં ચૈતન્ય 'જીવ' ના નામથી પ્રસિદ્ધ છે; અને તે જીવે દેહને 'હું તારૂં અભિમાન કદિ પણ છોડનાર નથી' એવું અભય વચન આપેલું હોય છે.[૨૫] દેહદ્વારા જે જે કર્મો થાય છે તે હુંજ કરૂં છું એમ જીવ ભ્રમથી કહે છે, તેથી જીવને કર્મનો કર્તા કહેવામાં આવે છે.[૨૬] પછી, દૃષ્ટિ એકજ હોવા છતાં જે પ્રમાણે પાંપણના કેશને લીધે ચમ્મરના વાળવત્ ભિન્ન દેખાય છે;[૨૭] અથવા ઘરમાં રહેલો એકજ દીપક ઝરૂખામાંથી જોતાં જે પ્રમાણે તેના પુષ્કળ દીપક દેખાય છે;[૨૮] કિંવા એકજ પુરુષ શૃંગાર, વીર, કરુણા ઇત્યાદિ નવરસોના આવિર્ભાવ દર્શાવવા લાગે એટલે જે પ્રમાણે તે નવ પ્રકારનો દેખાવા લાગે છે,[૨૯] તે પ્રમાણે બુદ્ધિનું એકજ જ્ઞાન હોવા છતાં તે નેત્રાદિ ભિન્ન ભિન્ન ઇંદ્રિયોદ્વારા ભિન્ન ભિન્ન પ્રકારે બહાર આવે છે.[૩૦] હે નૃપનંદન ! તે પૃથક્ પૃથક્ ઇંદ્રિયો કર્મોનું ત્રીજું કારણ છે, એમ તું સમજ,[૩૧] અને પૂર્વ પશ્ચિમ વાહિની નદીઓ વહેતી વહેતી સમુદ્રને મળ્યા પશ્ચાત્ જેમ પાણીને રૂપે એકત્ર થાય છે,[૩૨] તે પ્રમાણે રજોગુણની કર્તૃત્વશક્તિ જેને સંપાદન કરવાની આવશ્યકતા નથી કારણ કે તે પ્રાણવાયુમાં મૂળથીજ છે, તે પૃથક્ પૃથક્ અવયવોમાં પૃથક્ પૃથક્ ભાસે છે.[૩૩] જ્યારે તે વાચાદ્વારા બહાર પડે છે, ત્યારે તેને આપણે ભાષણ કહીએ છીએ અને હસ્તદ્વારા બહાર પડે છે ત્યારે તેને આપણે આપવા લેવાનો વ્યાપાર કહીએ છીએ.[૩૪] અરે! જે પગમાં આવે ત્યારે તેને ગતિ કહીએ છીએ, અને મળમૂત્રદ્વારા બહાર પડે છે ત્યારે ક્ષાલન કહીએ છીએ.[૩૫] જે નાભિથી હૃદયપર્યંત શરીરમાં ઁકારની વૃદ્ધિ કરે છે, તેનેજ આપણે પ્રાણ કહીએ છીએ.[૩૬] પછી ઉપરના ભાગ તરફ જે શ્વાસોચ્છ્વાસ જાય છે, તેજ શક્તિને ઉદાન (કંઠસ્થ વાયુ) એવું નામ પ્રાપ્ત થાય છે;[૩૭] અને તેજ શક્તિ જ્યારે ગુદાદ્વારા બહાર પડે છે ત્યારે તેને અપાન (ગુદસ્થ વાયુ) એ નામ પ્રાપ્ત થાય છે; અને તે જ્યારે સર્વ શરીરમાં વ્યાપી જાય છે ત્યારે તેને વ્યાન (શરીરસ્થ વાયુ) કહેવામાં આવે છે.[૩૮] ભક્ષણ કરેલાં અન્નનો રસ સર્વ શરીરમાં પ્રસરી જ્યારે સર્વ સાંધાઓમાં ભરાઇ જાય છે;[૩૯] હે અર્જુન! આ ક્રિયા કરનાર શક્તિને સમાન અર્થાત્ નાભિસ્થ વાયુ કહેવામાં આવે છે.[૪૦] અને બગાસાં, છીંક,

ઓડકાર વગેરે વાયુના જે વ્યાપાર થાય છે તે નાગ, કૂર્મ, કૃકલ ઇત્યાદિ ઉપપ્રાણના વ્યાપાર છે.[૪૧] હે સુભટ! સર્વ વાયુના ખેલ આવા છે અને સૌ સૌના વર્તન પ્રમાણે તેનાં નામ બદલાય છે.[૪૨] આ પ્રમાણે પોતપોતાના વ્યાપારથી જે વાયુની શક્તિ ભિન્ન ભિન્ન થાય છે તે કર્મનું ચોથું કારણ છે, એમ તું સમજ.[૪૩] અને શરદ્ ઋતુ સમાન ઉત્તમ ઋતુમાં ચંદ્રોદય થાય અને તેવામાં પૌર્ણિમાનો યોગ મળે;[૪૪] અથવા વસંત ઋતુ હોય અને બાગ પણ હોય તથા પ્રિય મનુષ્ય અને સાહિત્યનો સંબંધ પણ હોય;[૪૫] અથવા હે અર્જુન! કમળ હોય અને તે પ્રફુલ્લ થાય અને પછી તેમાં પુષ્પરેણુનો ઉદ્‌ભવ થાય;[૪૬] એકાદ મનુષ્યની વાણીમાં કવિત્વ હોય અને વળી તેની કવિતામાં રસિકતા હોય અને તે રસિકતામાં આત્મતત્ત્વની પૂર્ણતા આવે;[૪૭] તેજ પ્રમાણે સર્વ વૃત્તિના ઐશ્વર્યથી યુક્ત જે બુદ્ધિ તે ઉત્તમ પ્રકારની હોય તેને સર્વ ઇંદ્રિયો અનુકૂળ હોય;[૪૮] અને સર્વ ઇંદ્રિયોને ભૂષણ દેનાર તેના દેવતાનો સમુદાય પણ તેમને અનુકૂળ હોય;[૪૯] અર્થાત્ ચક્ષુરાદિ દશે ઇંદ્રિયો પ્રત્યે જે સૂર્યાદિ દેવ મંડળની અનુકૂળતા,[૫૦] તે કર્મનું પાંચમું કારણ છે. દેવ કહે છેઃ—હે અર્જુન! સમજ્યો કે.[૫૧] આ પ્રમાણે તારી બુદ્ધિ ગ્રહણ કરી શકે એવી રીતે કર્મનાં પાંચ પ્રકારનાં કારણો તને કહ્યાં તે તેં સાંભળ્યાંને?[૫૨] હવે જે પાંચ હેતુના યોગથી એ કર્મો થાય છે તે તને પ્રકટ કરીને કહી સંભળાવું છું.[૫૩]

**शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः ।**
**न्याय्यं वा विपरीतं वा पंचैते तस्य हेतवः ॥ १५ ॥**

**શ્લોકાર્થઃ**—મનુષ્ય દેહ, વાણી અને મન દ્વારા સશાસ્ત્ર કિંવા અશાસ્ત્ર એવાં જે કર્મો કરે છે તેના એ અધિષ્ઠાનાદિ પાંચ હેતુ છે. (૧૫)

**ઓવી અર્થઃ**—અકસ્માત્ વસંત ઋતુની પ્રાપ્તિ થતાં તેના યોગથી વૃક્ષોને નવપલ્લવ ફુટે છે; પલ્લવો ફુટયા પછી પુષ્પસમુદાયનો ઉદ્‌ભવ થાય છે અને પુષ્પમાંથી ફળો નિર્માણ થાય છે;[૫૪] અથવા વર્ષાઋતુમાં પ્રથમ મેઘ ઉત્પન્ન થાય છે, મેઘમાંથી પર્જન્યવૃષ્ટિ થાય છે અને પર્જન્યવૃષ્ટિ દ્વારા ધાન્યની ઉત્પત્તિ થાય છે;[૫૫] કિંવા, પૂર્વ દિશામાં અરુણોદય થાય છે, અરુણોદય થયા પછી સૂર્યોદય થાય છે અને સૂર્યનો પૂર્ણ પ્રકાશ થાય છે એટલે દિવસ નિર્માણ થાય છે.[૫૬] તે પ્રમાણે હે અર્જુન! મન એ કર્મના સંકલ્પનું કારણ છે; અને સંકલ્પ થતાં તે વાચાદ્વારા બહાર પડે છે.[૫૭] પછી વાણીના પ્રકાશથી કર્મની વાટ સ્પષ્ટ દેખાવા લાગે છે ત્યારે કર્તા કર્મ કરવાને પ્રવૃત્ત થાય છે.[૫૮] ત્યારે શરીરાદિક સર્વ ઇંદ્રિયો કર્મનાં કારણ બને છે.[૫૯] અથવા તંતુમાં તંતુજ આડા નાખવામાં આવે એટલે તે તંતુનું વસ્ત્ર થાય છે;[૬૦] જે પ્રમાણે હીરાને પહેલ પાડવા હોય તો તે હીરા વડેજ પાડી શકાય છે, તે પ્રમાણે મન, વાચા અને દેહનાં કર્મનું કારણ મનજ છે.[૬૧] આ સ્થળે, કર્મનાં શરીરાદિક કારણો તેજ તેના હેતુ શી રીતે થઇ શકે? એવી કોઇ શંકા ધરે તો તેનું નિવારણ કરૂં છું તે સાંભળ.[૬૨] જે પ્રમાણે સૂર્યના પ્રકાશનો હેતુ અને તેનું કારણ સૂર્યજ છે, કિંવા શેરડીનો સાંઠો એજ શેરડીની વૃદ્ધિનું કારણ છે;[૬૩] અથવા સરસ્વતીની સ્તુતિ કરવાને માટે વાણીનેજ (સરસ્વતીનેજ) શ્રમ આપવો પડે છે, કિંવા વેદનું મહત્વ વર્ણવવું હોય તો તે વેદજ વર્ણવી શકે છે,[૬૪] તે પ્રમાણે કર્મને શરીરાદિ એજ કારણ છે, એ વાત સર્વને વિદિત છે. પરંતુ અહિંઆં શરીરાદિકજ કર્મના હેતુ પણ છે એ વાત નિઃસંશય છે.[૬૫] અને દેહાદિક અધિષ્ઠાનના દેહાદિકજ હેતુ છે; અને જેના યોગથી કર્મની ઉત્પત્તિ થાય છે,[૬૬] તે કર્મ શાસ્ત્રોક્ત વિધિથી જો કરવામાં આવે તો, હે ધનંજય! તે પુણ્ય કર્મ કહેવાય છે; અને તેનેજ ન્યાય્ય કર્મ કહેવામાં આવે છે. અને તેનો હેતુ પણ ન્યાય્યજ છે.[૬૭] જે પ્રમાણે પર્જન્યનું પાણી ડાંગરપર સિંચિત થાય તો તે

જમીનમાં શોષાઇ જાય છે, પરંતુ તેનો ઉત્તમ વિનિમય થાય છે;[૬૮] અથવા કોઇ એક મનુષ્ય રિસાઇને ઘરમાંથી નીકળે અને એકદમ દ્વારકાંની વાટે પડે તો તેને ચાલવાનો શ્રમ થાય છે ખરો, પરંતુ તેનું એક પગલું પણ વ્યર્થ જતું નથી;[૬૯] તે પ્રમાણે હેતુ અને કારણના યોગથી જે અંધકર્મ થાય છે તે જો સશાસ્ત્ર હોય તો તેનેજ પુણ્ય કર્મ કહેવાં.[૭૦] અથવા એક પાત્રમાંનું દૂધ બ્રાહ્મણને આપવાથી સમાપ્ત થાય અને બીજામાંનુ દૂધ આપોઆપ ઉભરાઇ જઇને પૂરૂં થાય તો તે બન્ને પાત્રોમાંના દૂધનો વ્યય થયો ખરો, તથાપિ ઉભરાઇ ગયેલા દૂધનો સદુપયોગ થયો એમ કહી શકાશે નહિ.[૭૧] તે પ્રમાણે અશાસ્ત્ર વિધિથી કર્મ કરવામાં આવે અને તેને વ્યર્થ ગયેલાં ન માનવામાં આવે તો પછી ધાડમાં ગયેલું દ્રવ્ય દાન કેમ ન કહી શકાય ?[૭૨] હે અર્જુન ! બાવન વર્ણ વિરહિત કયો મંત્ર છે ? અથવા બાવન વર્ણ પૈકી એકનો પણ ઉચ્ચાર ન કરે એવો કયો પ્રાણી મળી આવશે ?[૭૩] પરંતુ હે અર્જુન ! જ્યાં સુધી મંત્રની યુક્તિ સમજાઇ નથી ત્યાં સુધી તે બાવન અક્ષરના ઉચ્ચારને મંત્રોચ્ચારની ફળ પ્રાપ્તિ થઇ શકનાર નથી;[૭૪] તે પ્રમાણે કારણ અને હેતુના યોગથી જે સામાન્ય કર્મ થાય છે તે જ્યારે યથાશાસ્ત્ર કરવામાં આવતાં નથી,[૭૫] ત્યારે પણ તે કર્મ તો કહેવાયજ છે; પરંતુ બંધુ રે ! તે પાપ કર્મ હોઇ પાતકનોજ હેતુ છે.[૭૬]

**तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः ।**
**पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥ १६ ॥**

**શ્લોકાર્થઃ**—આ પ્રમાણે, સર્વ કર્મના આ પાંચ હેતુ હોય છે, એટલા માટે, જે મનુષ્ય કેવળ આત્માજ કર્તા છે એમ જુએ છે, તે અજ્ઞાની વેદાંતના સંસ્કારથી શૂન્ય હોવાને લીધે કાંઇજ જાણતો નથી. (૧૬).

**ઓવી અર્થઃ**—હે સુકીર્તે, આ પ્રકારે કર્મનાં પાંચ કારણના પાંચ હેતુઓ છે. તો હવે આ સ્થળે આત્મા એ કર્મનું કારણ છે કે ? કહેતો જોઇએ ![૭૭] જે પ્રમાણે, સૂર્ય સ્વતઃ વિષય ન બનતાં નેત્રાદિ પાંચ ઇંદ્રિયોના વિષય પ્રકટ કરે છે, તે પ્રમાણે આત્મા કર્મ ન બનતાં કરનારાઓદ્વારા તેને પ્રકાશિત કરે છે.[૭૮] હે અર્જુન ! આરશી અને પ્રતિબિંબ એ બન્ને પોતે ન બની જતાં જે પ્રમાણે દ્રષ્ટા ઉભયને પ્રકટ કરે છે;[૭૯] કિંવા હે પાંડુ સુત ! સૂર્ય રાત્રિ અને દિવસનું કારણ હોવા છતાં જે પ્રમાણે તેનાથી અલિપ્ત હોય છે, તે પ્રમાણે, આત્માના અધિષ્ઠાનથી કર્મ થાય છે તે છતાં તે હું કર્મકર્તા નથી એમ બતાવે છે.[૮૦] પરંતુ અહંતાના ભ્રમથી જેની બુદ્ધિ 'દેહ તેજ હું' એવી માન્યતાથી ઘટ્ટ બની ગઈ છે તેને આત્મસ્વરૂપ વિષે તો મધ્ય રાત્રિજ ચાલે છે.[૮૧] જેણે ચૈતન્ય, ઇશ્વર અને બ્રહ્મ એ સર્વ દેહનેજ માન્યાં છે, તેને આત્મા એ કર્તા છે એવો નિશ્ચય થયેલો હોય છે.[૮૨] આત્મા એજ કર્મકર્તા છે એવો પણ પાકો નિશ્ચય જે કરતો નથી તે ખરેખર દેહનેજ કર્મકર્તા માને છે.[૮૩] કારણકે હું આત્મા કર્માતીત હોઇ સર્વ કર્મોનો સાક્ષી છું, એવી સ્વસ્વરૂપની વાત તે કદિ કાનથી પણ સાંભળતો નથી;[૮૪] માટે સર્વવ્યાપક એવો જે આત્મા તે દેહજ છે એમ તે માને છે. ચમત્કાર તો જો કે ઘુવડની પોતાનીજ આંખ ઝાંખ મારતી હોવાથી તે દિવસનેજ રાત્રિ કહે છે ![૮૫] જેણે વ્યોમમાંના ખરા સૂર્યને કદિ પણ જોયો નથી તે ખાબોચીઆના પાણીમાં પડેલા પ્રતિબિંબનેજ સૂર્ય નથી કહેતો કે ?[૮૬] ખાબોચીઆમાં પાણી સંચિત થાય એટલે સૂર્યનો જન્મ થયો એમ તે કહે છે, તેજ પાણી પવનથી હાલે છે એટલે સૂર્ય કંપિત થયો એમ તે જણાવે છે અને ખાબોચીઉં સુકાઇ જાય એટલે સૂર્યનો નાશ થયો એમ તે સમજે છે;[૮૭] અને નિદ્રાગ્રસ્ત મનુષ્ય જ્યાં સુધી જાગૃત થતો નથી, ત્યાં સુધી તેને સ્વપ્ન સત્ય ભાસે છે; જે આ રજ્જુ

છે એમ જાણતો નથી, તે તેને સર્પ સમજીને ભીતિ પામે એમાં આશ્ચર્ય તે શું ?[૮૮] જ્યાં સુધી આંખમાં કમળો હોય છે ત્યાં સુધી ચંદ્રનો રંગ પીળો ભાસે છે. અરે મૃગો જો મૃગજળથી ભ્રમિત ન થાય તો પછી કોણુ થશે ?[૮૯] તે પ્રમાણે તે શાસ્ત્ર અને ગુરુના નામના ઉચ્ચારનો સ્પર્શ પણ થવા દેતો નથી, કારણકે તે મૂર્ખતાથીજ જીવે છે.[૯૦] અભ્રો ચાલતાં હોય છે તે જોઇને શિયાળ ચંદ્રપર ચાલવાનો આરોપ મુકે છે, તે પ્રમાણે દેહજ આત્મા છે એવી દ્રષ્ટિથી તે આત્મા-પર દેહરૂપ જાળ નાંખે છે.[૯૧] પછી હે અર્જુન ! તે તેની આવી સમજથી દેહરૂપી કેદખાનામાં કર્મની મજબૂત સાંકળથી બંધાય છે.[૯૨] બિચારો પોપટ નલિકાપર બેઠેલો હોય છે, 'તે હું બંધાઇ ગયો છું', એવી દ્રઢ કલ્પનાથી પોતાના પગ મુક્ત હોય છે છતાં પણુ પોતાના પંજાવતી નલિકાને પકડી રાખે છે;[૯૩] માટે નિર્મળ આત્મસ્વરૂપપર જે દેહે કરેલાં કર્મનો આરોપ કરે છે તે કોટ્યવધિ કલ્પો પર્યંત કર્મમાંજ ગુંથાઇ રહે છે.[૯૪] હવે કર્મ કરવા છતાં પણુ જેને કર્મનો સ્પર્શ થતો નથી; જેવી રીતે વડવાનળ સમુદ્રમાં હોવા છતાં પણુ તેને સમુદ્ર સ્પર્શ કરી શકતો નથી,[૯૫] તે પ્રમાણે જે અલિપ્તતાપૂર્વક કર્મ કરે છે તેને કેવી રીતે ઓળખવો, તે કહું છું.[૯૬] મુક્તનાં સ્વરૂપ વિષે વિચાર કરતાં આપણી સ્વાભાવિક મુક્તતા આપણુને પ્રાપ્ત થાય છે. જેવી રીતે દીપકના પ્રકાશવડે જોતાં–જોવા લાગતાં આપણી વસ્તુ આપણુને દ્રષ્ટિગોચર થાય છે;[૯૭] અથવા આરશી સ્વચ્છ કરવાથી આપણું સ્વરૂપ તેમાં જોઇ શકાય છે; કિંવા મીઠું પાણીમાં નાંખતાં જેમ તેનું પાણી થઇ જાય છે;[૯૮] વધારે શું કહું ? આરશીમાંના પ્રતિબિંબ તરફ ન જોતાં પાછા ફરીને જોતાં આપણું સ્વરૂપ આપોઆપ દ્રષ્ટિગોચર થાય છે,[૯૯] તે પ્રમાણે, સંતોની સ્થિતિનો વિચાર કરવાથી આપણું હરાઇ ગયેલું આત્મસ્વરૂપ આપણુને પ્રાપ્ત થાય છે. માટે સદૈવ સંતોનુંજ વર્ણન કરવું અને તેનાજ ગુણો નિરંતર શ્રવણ કરવા.[૪૦૦] પરંતુ કર્મ કરવા છતાં જે કર્મનાં સારાં માઠાં પરિણામથી લિપ્ત થતો નથી; જે પ્રમાણે ચર્મચક્ષુના ચર્મથી ખરી દ્રષ્ટિ લુપ્ત થતી નથી,[૧] તે પ્રમાણે જે કર્માતીત હોય છે, તેનાં લક્ષણો તને મુક્તિના બાહુ પ્રસારીને કહું છું.[૨]

**यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।**
**हत्वापि स इमाँल्लोकान्न हन्ति न निबद्ध्यते ॥ १७ ॥**

**શ્લોકાર્થઃ**—અમુક કર્મ હું કરૂં છું એવું જેને અભિમાન નથી, અને જેની બુદ્ધિમાં કર્મથી વિકાર ઉત્પન્ન થતો નથી તે જો આ સર્વ લોકનો વધ કરે, તો પણુ તે વધ કરતો નથી અને તે વધના દોષથી લિપ્ત થતો નથી. (૧૭)

**ઓવી અર્થઃ**—હે પ્રબુદ્ધ અર્જુન ! જે અજ્ઞાનની નિદ્રામાં વિશ્વરૂપી સ્વપ્નનો અનુભવ પુષ્કળ વર્ષો થયાં લેતો હતો,[૩] તેને 'तत्त्वमसि' એ મહાવાકય કર્ણુગોચર કરી ગુરુકૃપાના બળથી માત્ર મસ્તકપર હાથ મૂકીને નહિ પરંતુ થાપડ મારીને જાગૃત કર્યો છે;[૪] તે પ્રમાણે હે અર્જુન ? જગદ્રૂપી સ્વપ્ન અને અજ્ઞાનરૂપી નિદ્રાનો ત્યાગ કરી નિજસ્વરૂપનાં દર્શનથી સહજ જાગૃત થયો છે;[૫] ચંદ્ર ઉગતાંની સાથે મૃગજળનું દ્રષ્ટિગોચર થતું પૂર આપોઆપ નષ્ટ થાય છે;[૬] કિંવા બાલ્યદશા સમાપ્ત થયા પછી બાઉથી કોઇ ડરતો નથી; કિંવા કાષ્ઠ બળીને ભસ્મ થયા પછી જે પ્રમાણે તેમાં કાષ્ઠપણું રહેતું નથી;[૭] અથવા જાગૃત થયા પછી જે પ્રમાણે સ્વપ્ન દ્રષ્ટિગોચર થતું નથી, તે પ્રમાણે હે અર્જુન ! તેને હું અને મારૂં એવું અભિમાન રહેતું નથી.[૮] પછી, તિમિરનું દર્શન કરવાને માટે સૂર્ય ગમે તેવા ભોંયરામાં પ્રવેશ કરે તોપણુ તે ત્યાં તેનું દર્શન કરી શકતો નથી,[૯] તે પ્રમાણે હું આત્મા છું એવો જેને દ્રઢ નિશ્ચય થયો છે તે જે વસ્તુ તરફ જુએ તે વસ્તુ અને તેની દ્રષ્ટિ તેને આત્મસ્વરૂપજ લાગશે.[૧૦] જે

પદાર્થને અગ્નિ સ્પર્શ કરે છે તે પદાર્થ જેમ અગ્નિમય બની જાય છે; પછી જેમ દાહ્ય અને દાહક એવો ભેદ અવશિષ્ટ રહેતો નથી,[11] તે પ્રમાણે કર્મમાં દ્વૈત માનીને તે કર્મનો આત્માપર આરોપ મૂકવામાં આવેલો હોય છે તેનો જ્યારે નાશ થાય છે ત્યારે જે કાંઇ અવશિષ્ટ રહે છે,[12] તે આત્મસ્થિતિ છે. આત્મસ્થિતિમાં રહેનાર જે શ્રેષ્ઠ પુરુષ છે તે આ દેહ મારી છે અને હું આ દેહથી ભિન્ન છું એમ માનશે કે? પ્રલયકાળનો પ્રચંડ જલસમુદાય ઓઘને પોતાનાથી પૃથક્ ગણે છે કે?[13] તે પ્રમાણે હે અર્જુન! બ્રહ્મસ્વરૂપની અહંતા ઉત્પન્ન થવાથી, અર્થાત્ હુંજ બ્રહ્મ છું એવો સમર્થ બોધ થવાથી તે બ્રહ્મરૂપ થયેલો અહંકાર દેહ જેટલો સંકુચિત શી રીતે થઇ શકશે? સૂર્યનું પ્રતિબિંબ હાથથી પકડવાથી સૂર્યને પકડી શકાય છે કે?[14] છાશ વલોવી માંખણ કાઢી લીધા પછી પુનઃ તેને છાશમાં નાખવામાં આવે તો તે તેની સાથે ભળી જાય છે કે?[15] અથવા હે વીરેશ! કાષ્ઠ બાળી તેમાંથી અગ્નિ તૈયાર કર્યા પછી તેને કાષ્ઠની પેટીમાં રાખીએ તો તેમાં તે ગોંધાયલો રહી શકે છે કે?[16] કિંવા રાત્રિના ઉદરમાંથી જે સૂર્ય બહાર નીકળ્યો છે તે 'રાત્રિ' એવો શબ્દ કાને પણ સાંભળશે ખરો કે?[17] તે પ્રમાણે જ્ઞેય અને જ્ઞાતા એ જેના બોધમાં નષ્ટ થયાં છે, તેને હું દેહ છું, અથવા દેહજ આત્મા છે એવો ગર્વ ક્યાંથી હોય?[18] અને આકાશ જ્યાં જાય ત્યાં પણ તેજ ભરેલું હોવાથી સહજજ તે સર્વત્ર વ્યાપ્ત છે;[19] તે પ્રમાણે તે જે જે કરે છે તે આત્મસ્વરૂપજ છે; તો પછી તે કયાં કર્મથી કર્તૃત્વ ગ્રહણ કરશે?[20] ગગન શિવાય ગગનને રહેવાનું અન્ય સ્થાન નથી, સમુદ્રને પ્રવાહ નથી, અને ધ્રુવ કયાંય પણ જઇ શકતો નથી, તેવી તે પુરુષની સ્થિતિ હોય છે.[21] આ પ્રકારે જેણે આત્મજ્ઞાનના યોગથી કર્મના કર્તૃત્વનું અભિમાન ત્યજી દીધું છે, તે પણ દેહ છે ત્યાં સુધી કર્મ તો કરે છેજ.[22] પવન વાતો બંધ થાય છે, તોપણ વૃક્ષનું હાલવું તો ચાલુજ રહે છે; અથવા કર્પૂર સમાપ્ત થાય છે, તોપણ કરંડીઆમાં વાસ તો અવશિષ્ટજ રહે છે;[23] અથવા ગાયનનો સમારંભ સમાપ્ત થાય છે તોપણ ગાયન સાંભળીને મનને થયેલો આનંદોત્સાહ ન્યૂન થતો નથી, કિંવા પાણીથી જમીન ભીની બને છે અને પાણી સુકાઇ ગયા છતાં પણ તેની ભીનાશ જતી નથી.[24] અરે! સૂર્યાસ્ત થયા છતાં સંધ્યાકાળે પશ્ચિમ દિશાના આકાશમાં સૂર્યની જ્યોતિનું તેજ (સંધિ પ્રકાશ) દેખાય છે;[25] તેમજ નિશાનને છેદ્યા પછી પણ બાણ જ્યાં સુધી તેની ગતિ છેક કમી થઇ જાય ત્યાં સુધી આગળજ ધસ્યું જાય છે,[26] અથવા કુંભારે ચાકપરથી તૈયાર થયેલું ડોળીઉં (અપૂર્ણ મૃત્તિકાપાત્રને કુંભાર ડોળીઉં કહે છે.) ઉંચકી લીધા પછી પણ પૂર્વે આપેલી ગતિથી તે ચાક ફર્યાજ કરે છે;[27] તે પ્રમાણે હે ધનંજય! દેહાભિમાન નષ્ટ થયા પછી પણ જે કર્મથી દેહ ઉત્પન્ન થઇ છે તે કર્મ તેની પાસે ચેષ્ટા કરાવે છે. આ ચેષ્ટાનું અવલંબન તેની ઇચ્છાપર હોતું નથી.[28] સંકલ્પ વિના સ્વપ્ન આવે છે અને અરણ્યમાં જેમ રોપ્યા વિના પણ વૃક્ષો ઉગે છે, અને રચના કર્યા શિવાય જેમ આકાશમાં ગંધર્વ નગર ઉદ્ભવે છે,[29] તે પ્રમાણે આત્માના સંકલ્પ વિના પાછળ જે દેહાદિ પાંચ કારણો કહ્યાં તે ક્રિયાનાં કારણ થાય છે.[30] પૂર્વ જન્મના સંસ્કારથી પાંચ કારણો અને હેતુ ક્રિયા કરાવે છે.[31] તે ક્રિયામાં પછી સર્વ જગનો સંહાર થાઓ કે નવાં જગ ઉત્પન્ન થાઓ;[32] કુમુદ કેમ સુકાઇ જાય છે અને કમળની પ્રભા કેમ ફેલાય છે એ પોતાના દ્વારા નિષ્પન્ન થતાં બન્ને પરિણામ સૂર્યને વિદિત હોતાં નથી;[33] કિંવા આકાશમાંથી વીજ પડી જમીનના ટુકડે ટુકડા કરી નાખે કિંવા વૃષ્ટિ થઇ જમીનને લીલી ગાર બનાવી દે;[34] તોપણ આ ઉભય ઘટના જેમ આકાશ જાણતું નથી; તે પ્રમાણે જે દેહાભિમાન રહિત થઇ દેહમાં વાસ કરે છે,[35] તે જેમ સ્વપ્નમાંથી જાગૃત થયેલો મનુષ્ય સ્વપ્ન જોતો નથી તે પ્રમાણે દેહાદિકદ્વારા સૃષ્ટિનો

ઉદ્ભવ થાઓ કે લય થાઓ, પરંતુ તે કાંઇ જાણતો નથી.[36] બાકી આ દેહ વિદ્યમાન છે એમ જે ચર્મચક્ષુદ્વારા જુએ છે તે તેનેજ કર્મ કરનાર માને છે.[37] અથવા ઘાસનું ઓઠું બનાવીને ખેતરને એક ખુણે ઉભું કરવામાં આવે તો શિયાળ તેનેજ ખરો રખવાળ નથી સમજતાં કે?[38] ગાંડા મનુષ્યે વસ્ત્રો પરિધાન કર્યા છે કિંવા તે દિગંબરાવસ્થામાંજ છે એની તપાસ લોકોનેજ રાખવી પડે છે; કિંવા રણમાં પડેલા યોદ્ધાના ઘાવ જે પ્રમાણે ઇતર મનુષ્યોનેજ ગણવા પડે છે,[39] અથવા મહા સતી જ્યારે સતી થાય છે ત્યારે તે ઇતર લોકોને સ્નાન, નવનીત મર્દન, શિયળ આદિકનો ભોગ ભોગવતી જણાય છે તોપણ તેને તો અગ્નિ દેખાતો નથી; પોતાના શરીરની સ્મૃતિ રહેતી નથી અને લોકોના પ્રતિ તે દૃષ્ટિપાત પણ કરતી નથી, માત્ર તે પતિસ્વરૂપમાંજ તલ્લીન થયેલી હોય છે,[40] તે પ્રમાણે આત્મસ્વરૂપપ્રાપ્તિના યોગથી જે દ્રષ્ટા દ્રશ્ય સહિત નષ્ટ થાય છે તે ઇંદ્રિયસમુદાય શું ક્રિયા કરે છે તે જાણતો નથી.[41] અરે, સમુદ્રના તીરપર ઉભા રહેલા લોકોને એમ લાગે કે મોટા તરંગ નાના તરંગને એકદમ ગળી જાય છે,[42] તોપણ ઉદકની દ્રષ્ટિથી જોતાં કયો તરંગ કયા તરંગનો ભક્ષ કરે છે? તે પ્રમાણે જે આત્મસ્વરૂપમાં ભળી ગયો છે તેને કર્મનો ત્યાગ કરવો જોઇએ એવો કર્મ સંબંધે દ્વૈતભાવ હોતો નથી.[43] સુવર્ણની દેવીએ સુવર્ણના ત્રિશૂલવતી સુવર્ણના મહિષાસુરનો નાશ કર્યો.[44] આ સર્વ પ્રકાર ભક્તની દ્રષ્ટિથી સત્ય ભાસે છે, પરંતુ સુવર્ણની દ્રષ્ટિથી જોતાં દેવી ત્રિશૂલ અને મહિષાસુર એ સર્વ સુવર્ણજ છે;[45] તેજ પ્રમાણે ભીંતપર આલેખવામાં આવેલા ચિત્રમાં એક તળાવ અને એક અગ્નિકુંડ દ્રષ્ટિગોચર થાય છે, એ માત્ર દ્રષ્ટિનોજ ભેદ છે; પરંતુ તે ઉભયની સન્નિધ વસ્ત્ર લાવતાં તે ભીંજાતું પણ નથી અને બળતું પણ નથી;[46] તે પ્રમાણે જે જ્ઞાની છે તેના દેહનો વ્યાપાર પૂર્વ કર્માનુસાર થાય છે, પરંતુ આ મર્મ સમજ્યા વિના મૂર્ખ લોકો તેનેજ કર્મકર્તા માને છે.[47] અને તે કર્મ કરતો હોય તેના યોગથી ત્રૈલોક્યનો વધ થાય તોપણ તેને માટે તેને દોષ દઇ શકાતો નથી.[48] અરે સૂર્ય! અંધકારનું દર્શન કરે અને પછી તેને દૂર કરવાનું કહે કે? તેજ પ્રમાણે જ્ઞાનીની દ્રષ્ટિમાં એવી કોઇ વસ્તુ હોતીજ નથી કે જેનો તે નાશ કરે. તેનામાંનો દ્વૈતભાવ વિલય પામ્યો હોય છે અને તેને સર્વ વિશ્વ સ્વસ્વરૂપ ભાસે છે.[49] માટે તેની બુદ્ધિને પાપ અને પુણ્યનો ગંધ પણ હોતો નથી. જે પ્રમાણે એકાદ નદી ગંગાને મળે એટલે તેની અપવિત્રતાનો નાશ થાય છે;[50] હે અર્જુન! અગ્નિપર અગ્નિ પડે તો તે દાઝે છે કે? કિંવા શસ્ત્ર પોતાને કદિ નડે છે કે?[51] તે પ્રમાણે મારા સ્વરૂપથી કોઇ પણ કર્મ ભિન્ન નથી એમ જે સમજે છે તેની બુદ્ધિને કયો પદાર્થ સ્પર્શ કરી શકશે?[52] માટે જે કાર્ય, કર્તા અને ક્રિયા એ ત્રિપુટી પોતેજ બની ગયો છે તે શરીરાદિ દ્વારા થતા કર્મથી બદ્ધ થતો નથી.[53] કારણકે જીવાત્મા મહત્તાપૂર્વક પોતાને કર્તા માની દશ ઇંદ્રિયોના સાધનથી પાંચ હેતુ ધારણ કરે છે;[54] અને તે ઠેકાણે ન્યાય કિંવા અન્યાય એવી બે પ્રકારની ક્રિયા કરી એક ક્ષણમાં કર્મનાં ભુવનો તૈયાર કરે છે.[55] પરંતુ આ મોટા કર્મને આત્મા સાહાય્યકર્તા નથી અને તે આરંભ પણ કરતો નથી.[56] તે સાક્ષીભૂત અને જ્ઞાનસ્વરૂપ છે માટે કર્મ પ્રવૃત્તિનો જે સંકલ્પ થાય છે તેને શું તે આજ્ઞા આપશે?[57] જે જે કર્મો કરવાને માટે સર્વ લોકો શ્રમ કરે છે, તે તે કર્મો કરવાને તેના શરીરને આયાસ પડતો નથી.[58] માટે જે કેવળ શુદ્ધ આત્મસ્વરૂપ થયો છે તેને શરીર એ કેવળ કર્મનું બંધીખાનું નથી.[59] પરંતુ અજ્ઞાનના પટપર જે દ્વૈતજ્ઞાનનું ચિત્ર આલેખવામાં આવે છે ત્યાં ચિત્ર, ચિત્રકાર અને ચિત્રપટ એ ત્રિપુટી વિદ્યમાન છે એ વાત હું તને સ્પષ્ટ રીતે કહું છું.[60]

**ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना ।**
**करणं कर्म कर्तेति त्रिविधः कर्मसंग्रहः ॥ १८ ॥**

**શ્લોકાર્થઃ—જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાતા એ ત્રિપુટી કર્મની પ્રેરક છે; અને કરણ, કર્મ તથા કર્તા એ ત્રિપુટી કર્મ સંગ્રહનું કારણ છે. (૧૮)**

**ઓવી અર્થઃ**—કારણ કે જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાન એ ત્રિપુટી જગતને કારણભૂત હોઇ એના દ્વારાજ નિઃસંશય કર્મની પ્રવૃત્તિ થાય છે,[૬૧] હે ધનંજય! હવે આજ ત્રિપુટીનાં જુદાં જુદાં સ્વરૂપો પ્રકટ કરીને કહું છું, તે સાંભળ,[૬૨] જીવરૂપી સૂર્યબિંબનાં જ્ઞાનેંદ્રિયાદિ પંચેંદ્રિય રૂપી કિરણો વિષયરૂપી કમળની કળીપર પડી તેને વિકસિત કરે છે;[૬૩] અથવા જીવરૂપી રાજા શરીરરૂપી પલાણ વિનાના ઘોડાપર બેસી હાથમાં ઇંદ્રિયરૂપી ભાલા ગ્રહી વિષયરૂપી દેશમાં લૂંટફાટ કરે છે.[૬૪] વધારે શું કહું? જે જ્ઞાન ઇંદ્રિયોમાં ક્રિયા કરીને સુખ અને દુઃખ ભોગવવાને આપે છે અને જે ગાઢ નિદ્રામાં લય પામે છે;[૬૫] હે અર્જુન! એવું જ્ઞાન ધરાવનાર મનુષ્યને જ્ઞાતા કહેવામાં આવે છે અને જેનું વર્ણન ચાલે છે તેને ખરૂં જ્ઞાન કહેવામાં આવે છે.[૬૬] હે અર્જુન! અજ્ઞાનના ઉદરમાં પ્રવેશતાંની સાથેજ જે પોતાને ત્રણ ઠેકાણે વિભક્ત કરીને વ્હેંચી નાખે છે;[૬૭] પોતાની વૃત્તિની સમક્ષ જાણવાના વિષયરૂપ જ્ઞેયનો પાષાણ મૂકી પોતાની પાછળ જ્ઞાતાને ઉભો કરે છે,[૬૮] પછી જ્ઞાતા અને જ્ઞેય એ ઉભયની વચ્ચે વ્યવહાર થતાં જે જ્ઞાન મધ્યમાં રહે છે;[૬૯] જ્ઞેયને જઇને મળ્યા પછી જેની ગતિ બંધ પડે છે અને જે સર્વ પદાર્થોને નામ આપે છે,[૭૦] તેને સામાન્ય જ્ઞાન કહેવામાં આવે છે, એમાં સંશય નથી. હવે જ્ઞેયનાં લક્ષણો કહું છું, તે સાંભળ.[૭૧] શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એવા જ્ઞેયના પાંચ પ્રકાર છે.[૭૨] જેમ એકજ આમ્રફળ દ્રષ્ટિગોચર થતાં તે પાંચ ઇંદ્રિયોને ભિન્ન ભિન્ન પ્રકારે પ્રતીત થાય છે, અર્થાત્ કર્ણ આમ્રફળ એ શબ્દથી તેને સમજે છે, રસવડે તે જીભને સમજાય છે, રંગથી તે નેત્રોને સમજાય છે, વાસથી તે નાકને સમજાય છે અને સ્પર્શથી તે ત્વચાને સમજાય છે,[૭૩] તે પ્રમાણે જ્ઞેય તો એકજ છે, પરંતુ આપણી ઇંદ્રિયોદ્વારા તે વિષે જુદા જુદા પ્રકારનું જ્ઞાન ઉત્પન્ન થાય છે, માટે તે પાંચ પ્રકારનું થયું છે.[૭૪] સમુદ્રમાં મળ્યા પછી નદીનો ઓઘ સમાપ્ત થાય છે, મુકામપર પહોંચ્યા પછી ચાલવું બંધ થાય છે અથવા પાક ઉતર્યા પછી જેમ ધાન્યની વૃદ્ધિ અટકી જાય છે,[૭૫] તે પ્રમાણે હે અર્જુન! ઇંદ્રિયના માર્ગમાં દોડતાં જ્ઞાનનો જ્યાં અવધિ થાય છે તે વિષયનેજ જ્ઞેય કહેવામાં આવે છે.[૭૬] આ પ્રમાણે હે ધનંજય! જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય એનાં લક્ષણો તને કહી સંભળાવ્યાં. આ ત્રિપુટી ત્રણ પ્રકારનાં સર્વ કર્મને કારણભૂત છે.[૭૭] કારણ કે શબ્દાદિ પાંચ વિષયો એજ જ્ઞેય છે; અને તેજ પ્રિય કિંવા અપ્રિય પૈકી ગમે તે એક હોય છે.[૭૮] હે ધનંજય! જ્ઞાન, જ્ઞાતાને કિંચિત્ જ્ઞેય પદાર્થ દર્શાવે છે ત્યારેજ તેનો સ્વીકાર કિંવા ત્યાગ કરવાને જ્ઞાતા ઉદ્યુક્ત થાય છે.[૭૯] પરંતુ મત્સ્યને જોતાંવેંતજ જે પ્રમાણે બગલો તેને પકડવાને દોડે છે અથવા દ્રવ્યનો ભંડાર જોતાંવારજ જે પ્રમાણે દરિદ્રી મનુષ્ય તે લેવાને દોડે છે, કિંવા સ્રીને જોતાંની સાથેજ જે પ્રમાણે કામી પુરુષ તેની પ્રાપ્તિ કરવાને પ્રવૃત્ત થાય છે;[૮૦] જે પ્રમાણે પાણી ઉતરતી (નીચી) જમીન તરફ દોડે છે, ભ્રમર પુષ્પનો સુવાસ લેવાને દોડે છે, અથવા ધાર ફોડતી વખત (દૂધ દોહવાની વખતે) જે પ્રમાણે વાછરડાને છોડવામાં આવતાં તે ગાયની તરફ દોડયો જાય છે;[૮૧] અરે સ્વર્ગમાંની ઉર્વશી નામની અપ્સરાનું વર્ણન સાંભળી, તે ભોગવવાને મળે એટલા માટે લોકો જે પ્રમાણે આકાશમાં યજ્ઞ રૂપી સીડીઓ ગોઠવે છે,[૮૨] અથવા હે અર્જુન! પારેવો ગગનમાં ઉડતો હોય તોપણ પારેવીને જોતાંની સાથેજ તે એકદમ ત્વરાથી તેની પાસે પહોંચી જાય છે;[૮૩] તેમજ મેઘગર્જના સાંભળી જે પ્રમાણે મોર પોતાને આકાશપરથી ઓવારી નાખે છે; તે પ્રમાણે જ્ઞાતા જ્ઞેયને (વિષયને) જોઇને તે પર તૂટી પડે

છે.[84] માટે, હે પાંડુ સુત! જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાતા એ ત્રિપુટી સર્વ કર્મને કારણભૂત છે,[85] અને કદાચિત્ તેજ વિષય જો જ્ઞાતાને પ્રિય હોય તો પછી તે ભોગવવાને માટે તે એક ક્ષણનો વિલંબ પણ સહન કરી શકતો નથી.[86] અથવા યદા કદાચિત્ તેજ વિષય જો અપ્રિય હોય તો તેનો ત્યાગ કરવાને એક ક્ષણ પણ તેને યુગ સમાન ભાસે છે.[87] સર્પ દેખી તેને નીલમણિનો હાર ધારી હર્ષ થાય છે, પરંતુ તેને હસ્તથી સ્પર્શ કરતાંની સાથે જ્યારે તે સર્પ છે એવી પ્રતીતિ થાય છે ત્યારે તરતજ ભીતિ ઉત્પન્ન થાય છે;[88] તે પ્રમાણેજ પ્રિય કિંવા અપ્રિય વસ્તુ જોતાંની સાથે જ્ઞાતાની સ્થિતિ થાય છે; અને પછી તેનો સ્વીકાર કિંવા ત્યાગ કરવાને માટે કર્મ ઉત્પન્ન થાય છે.[89] જે કુસ્તીનો શોખીન છે તે સૈન્યનો અધિપતિ હોય તોપણ મલ્લને જોતાંની સાથે રથપરથી ઉતરી પાદચારી બને છે,[90] તે પ્રમાણે જે જ્ઞાતા હોય છે તે વિષયાસક્ત થાય છે એટલે પોતાને કર્તા કહેવરાવે છે; આ પ્રમાણે કર્તૃત્વનો બોજો મસ્તકપર લઇ લેવો એ પત્રાળીપર બેસી આનંદથી તૈયાર ભોજન જમવાને બદલે સ્વયંપાક જાતે તૈયાર કરવાનો પરિશ્રમ વ્હોરી લેવા સમાન છે;[91] કિંવા પુષ્પરેણુનો ઉપભોગ લેવાને માટે જેમ ભ્રમર બાગ તૈયાર કરવાની ખટપટ કરે, અથવા કસોટી પોતાનાં ઐશ્વર્યને તુચ્છ માની ધાતુ બને; કિંવા દેવો દેવાલયમાં સ્વસ્થ બેસી રહેવાને બદલે મંદિર બાંધવાને પ્રવૃત્ત થાય;[92] તે પ્રમાણે વિષયોની ઇચ્છાથી જ્ઞાતા જ્યાં ઇંદ્રિયોના લાડકોડ પૂરા કરે છે ત્યાં, હે અર્જુન! તેને કર્તા નામ પ્રાપ્ત થાય છે.[93] અને આપણે જે જ્ઞાતા તે કર્તા બનીને જ્ઞાનને કરણ (સાધન) બનાવીએ છીએ, પછી ત્યાં જ્ઞેય એ સહજ કાર્ય બને છે.[94] હે સુમતે! જ્ઞાનની ત્રિપુટી આ રીતે પલટાઇ જાય છે; જે પ્રમાણે નેત્રોનાં તેજનો રાત્રિમાં ઉપયોગ થઇ શકતો નથી;[95] કિંવા દૈવ પ્રતિકૂલ થવાથી શ્રીમંતના વિલાસ બદલાઇ જાય છે, અથવા પૌર્ણિમા પછી જે પ્રમાણે ચંદ્ર એક એક કળાથી ઘટતો જાય છે,[96] તે પ્રમાણે ઇંદ્રિયોના લાડકોડ પૂરા કરવાથી જ્ઞાતા જ્યારે કર્તૃત્વાભિમાનમાં લીન થઇ જાય છે તે વખતનાં તેનાં લક્ષણો હવે તને કહું છું, તે સાંભળ.[97] બુદ્ધિ, મન, ચિત્ત અને અહંકાર એ આ અંતઃકરણનાં ચતુર્વિધ ચિન્હ છે; (અંતઃકરણની આ ચાર વૃત્તિઓ છે;)[98] અને ત્વચા, કર્ણ, નેત્રો, જીવ્હા તથા નાક એવી પાંચ પ્રકારની ઇંદ્રિયો છે.[99] તે ઠેકાણે અંતઃકરણની વૃત્તિના યોગથી જીવને કર્મ કરવાનું સ્ફુરણ આવે છે; પછી આ કર્મદ્વારા સુખ પ્રાપ્તિ થશે એમ લાગવા માંડે છે.[500] ત્યારે તે નેત્રાદિ દશે બાહ્યેંદ્રિયોને જાગૃત કરી તેની પાસે તે વ્યાપાર કરાવે છે;[1] તત્પશ્ચાત્ તે ઇંદ્રિય સમુદાયને ત્યાં સુધી રગદોળે છે કે જ્યાં સુધી કર્મનાં ફળ હાથ આવ્યાં નથી.[2] કિંવા તે કર્મોદ્વારા દુઃખોત્પત્તિ થશે એમ જો ભાસવા માંડે તો તે કર્મનો ત્યાગ કરવાને માટે તે દશે ઇંદ્રિયોની યોજના કરે છે.[3] પછી જેમ એકાદ રાજા મહેસુલ વસૂલ કરવાને માટે પોતાના સેવકોને રાત્રિ દિવસ રગદોળે છે, તે પ્રમાણે તે દુઃખનો નાશ થાય ત્યાં સુધી રાત્રિ દિવસ ખટપટ કરે છે.[4] આ પ્રમાણે કર્મનો ત્યાગ અથવા સ્વીકાર કરવાને માટે જ્ઞાતાએ ઇંદ્રિયોને નેતા બનાવી એટલે તેને કર્તા નામ પ્રાપ્ત થયું;[5] અને કર્તા કર્મ કરવાને માટે સર્વ ઇંદ્રિયોને હળની પેઠે વાપરે છે માટે તેને કરણ અર્થાત્ ક્રિયાનાં સાધનો કહેવામાં આવે છે,[6] અને એ કરવાને માટે કર્તા જે જે ક્રિયા ઉત્પન્ન કરે છે તેનાથી જે વ્યાપ્ત થાય છે તેને કર્મ કહેવામાં આવે છે.[7] જે પ્રમાણે સોનીની બુદ્ધિવડે અલંકાર વ્યાપ્ત થાય છે, ચંદ્રનાં કિરણોવડે જેમ ચંદ્રપ્રકાશ વ્યાપ્ત હોય છે, કિંવા વિસ્તારથી જેમ વલ્લરિ વ્યાપ્ત હોય છે.[8] અથવા સૂર્યની પ્રભાથી જે પ્રમાણે સૂર્યપ્રકાશ વ્યાપ્ત થઇ જાય છે અને મિષ્ટતાથી જેમ શેરડીનો રસ વ્યાપ્ત થાય છે, અસ્તુ! અવકાશથી જેમ આકાશ વ્યાપ્ત હોય છે,[9] તે પ્રમાણે હે અર્જુન! કર્તાની ક્રિયાથી જે વ્યાપ્ત થઇ જાય છે તે કર્મ છે. એમાં

શંકા નથી.[૧૦] આ પ્રમાણે, હે અર્જુન! તને કર્તા, કર્મ અને કરણ એ ત્રિપુટીનાં લક્ષણો કહ્યાં.[૧૧] જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય એ ત્રિપુટી કર્મ પ્રવૃત્તિકારક છે. તેમજ કર્તા, કરણ અને કાર્ય એ ત્રિપુટી કર્મસંચય છે.[૧૨] અગ્નિમાં જે પ્રમાણે ધૂમ હોય છેજ, બીજમાં જેમ વૃક્ષ હોય છે અથવા જે પ્રમાણે મનમાં નિરંતર ઇચ્છાનો વાસ છે,[૧૩] અને સુવર્ણ જે પ્રમાણે ખાણમાંથી મળી આવે છે, તે પ્રમાણે કર્તા, ક્રિયા અને કરણ એ ત્રિપુટી કર્મનું ઉત્પત્તિ-સ્થાનજ છે. માટે[૧૪] હે પાંડુ સુત! અમુક કાર્યનો હું કર્તા છું, એવું કર્તૃત્વાભિમાન જીવ ધારણ કરે છે એટલે સર્વ ક્રિયા નિકટ આવે છે. અને આત્મા સર્વ ક્રિયાથી દૂર હોય છે.[૧૫] એટલા માટે હે સુમતે! કર્મથી આત્મા અલિપ્તજ છે, એ તને વારંવાર શા માટે કહેવું? કારણ કે એ તું જાણે છેજ.[૧૬]

**ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः ।**
**प्रोच्यते गुणसंख्याने यथावच्छृणु तान्यपि ॥ १९ ॥**

શ્લોકાર્થઃ—**જ્ઞાન, કર્મ અને કર્તા એ ગુણ ભેદથી ત્રણ પ્રકારના છે, એમ સાંખ્ય શાસ્ત્રમાં કહ્યું છે, તે પણ તું યથાર્થ સાંભળ. (૧૯)**

**ઓવી અર્થઃ**—પરંતુ તને જે જ્ઞાન, કર્મ અને કર્તા એ ત્રિપુટી વિષે કહ્યુ તે પણ ત્રણ ગુણોથી ભિન્ન ભિન્ન છે.[૧૭] માટે હે અર્જુન! જ્ઞાન, કર્મ અને કર્તા, એનાપર શ્રદ્ધા રાખીશ નહિ. કારણ કે એમાંના રજ અને તમ એ ગુણોથી મનુષ્ય બદ્ધ થાય છે; અને માત્ર સત્ત્વ ગુણજ મુક્ત કરવાને સમર્થ છે.[૧૮] તે સાત્વિક ગુણનો ભેદ—જેને વિષે સાંખ્ય શાસ્ત્રમાં વિવેચન કરવામાં આવ્યું છે તે તને સમજ પડે એવી રીતે કહું છું.[૧૯] જે સાંખ્ય શાસ્ત્ર વિચારરૂપી ક્ષીર સમુદ્રજ છે, આત્મબોધરૂપી કમળને વિકસિત કરનાર ચંદ્રજ છે, અને જ્ઞાન ઉત્પન્ન કરનાર શાસ્ત્રમાં શ્રેષ્ઠ છે;[૨૦] કિંવા પ્રકૃતિ અને પુરુષ એ બન્ને દિવસ અને રાત્રિવત્ પરસ્પર મળેલાં છે, તેને પૃથક્ કરી દર્શાવનાર આ ત્રિભુવનમાં માત્ર એક સૂર્યજ છે.[૨૧] જે અપાર મોહનાં ચોવીસ તત્ત્વનો છેડો કાઢીને પર તત્ત્વની પ્રાપ્તિ કરાવી આપી સુખ ભોગવાવે છે;[૨૨] હે અર્જુન! એવું જે સાંખ્ય શાસ્ત્ર તે જે ગુણોનું સ્તવન કરે છે, તે ત્રણ ગુણોનું વર્ણન આવું છે.[૨૩] જે ગુણોએ સ્વબળથી ત્રણ પ્રકારના શિક્કા મારી સર્વ દ્રશ્ય પદાર્થ સ્વાધીન કરી લીધા છે;[૨૪] આ પ્રમાણે સત્ત્વ, રજ અને તમ આ ત્રણ ગુણોનું એવું પ્રચંડ સામર્થ્ય છે કે તેમણે બ્રહ્મદેવથી લઇને કીટક પર્યંત ત્રણ ભેદ કર્યા છે.[૨૫] પરંતુ આ સર્વ વિશ્વ જેના યોગથી આ ત્રણ ગુણના પાશમાં સપડાયું છે તે જ્ઞાન તને પ્રથમ કહી સંભળાવું છું.[૨૬] કારણ કે, દૃષ્ટિ શુદ્ધ થવાથી ગમે તે પદાર્થનું સ્વરૂપ સમજાય છે, તે પ્રમાણે શુદ્ધ જ્ઞાન પ્રાપ્ત થવાથી સર્વ પદાર્થનાં શુદ્ધ સ્વરૂપ સમજાય છે.[૨૭] માટે સાત્વિક જ્ઞાન હવે તને કહું છું, તે લક્ષ દઇને સાંભળ, એમ કૈવલ્યગુણનિધાન શ્રી કૃષ્ણ ભગવાન બોલ્યા.[૨૮]

**सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।**
**अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम् ॥ २० ॥**

શ્લોકાર્થઃ—**જે જ્ઞાનના યોગથી પૃથક્ પૃથક્ સર્વ ભૂતોમાં જીવ અવિભક્ત એવો એકજ અવિનાશી ભાવ જુએ છે તે જ્ઞાન સાત્ત્વિક છે, એમ તું સમજ. (૨૦)**

**ઓવી અર્થઃ**—માટે હે અર્જુન! તેજ ખરેખરૂં શુદ્ધ જ્ઞાન છે કે જેનો ઉદય થતાંની સાથે તેમાં જ્ઞેય જ્ઞાતા સહવર્તમાન લય પામે.[૨૯] જે પ્રમાણે સૂર્ય તિમિરને જોઇ શકતો નથી, કિંવા સમુદ્ર નદીઓને ઓળખતો પણ નથી અથવા આપણા પડછાયાને પકડવા જતાં તે પકડાતો નથી,[૩૦]

તે પ્રમાણે જે જ્ઞાન શિવથી લઇને તૃણ પર્યંત સર્વ વ્યક્તિમાં ભિન્નતા જોતું નથી;[૩૧] ભીંતપરથી ચિત્રો દૂર કરીને જોતાં, કિંવા મીઠાને ધોવા જતાં તેની જેવી સ્થિતિ થાય છે, કિંવા જાગૃત થયા પછી સ્વપ્નની જેવી સ્થિતિ થાય છે;[૩૨] તેમજ જે જ્ઞાનના પ્રકાશથી જ્ઞેયને જોવા જતાં જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય એ ત્રિપુટીનો લય થાય છે;[૩૩] પરંતુ જ્ઞાતાને જે પ્રમાણે સુવર્ણની પરીક્ષા કરવાને માટે અલંકારો ભાગીને તેમાંથી સુવર્ણ કાઢવું પડતું નથી, કિંવા પાણી લેવું તો તેમાંથી તરંગોને ગાળી નાખીને તેઓ પાણી લેતા નથી.[૩૪] તે પ્રમાણે સર્વ દ્રશ્ય વસ્તુઓમાં જે જ્ઞાનને ભેદ જણાતો નથી તેજ જ્ઞાનને સાત્વિક જ્ઞાન કહેવામાં આવે છે.[૩૫] આરશી જોવા જતાં જોનારનુંજ પ્રતિબિંબ તેમાં દેખાય છે; તે પ્રમાણે જ્ઞેયને મૂકીને પ્રત્યેક વસ્તુમાં જ્ઞાતા પોતાનું સ્વરૂપજ જુએ છે.[૩૬] આજ સાત્વિકજ્ઞાન મોક્ષલક્ષ્મીનું મંદિર છે અસ્તુ! હવે તને રાજસ જ્ઞાનનાં લક્ષણો કહું છું, તે સાંભળ.[૩૭]

**पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान् ।**
**वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥ २१ ॥**

શ્લોકાર્થઃ—**જે જ્ઞાન ભેદભાવથી સર્વ ભૂતોમાં નાના પ્રકારની ભિન્નતા જુએ છે, તે રાજસ જ્ઞાન છે, એમ તું સમજ. (૨૧)**

ઓવી અર્થઃ—હે અર્જુન! જે ભૂત માત્રમાં ભેદભાવ માને છે તે રાજસ જ્ઞાન છે, એમ તું સમજ.[૩૮] જે જ્ઞાને ભૂતમાત્રમાં અનેકત્વ માની અવલિપ્તતા પ્રાપ્ત કરી છે; અને જેણે જ્ઞાતાને ચકડોળે ચઢાવી મૂકયો છે;[૩૯] જે પ્રમાણે નિદ્રા સ્વસ્વરૂપની આડમાં પડદો ઉભો કરીને સ્વપ્નની કષ્ટપ્રદ સ્થિતિ આણે છે.[૪૦] તે પ્રમાણે આત્મજ્ઞાનના મંદિરની ચારે તરફ માયાનો પસારો કરી દઇ જાગૃતિ, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાની થપ્પડ મારી જીવને જે ફસાવે છે;[૪૧] નાના બાળકને દાગીનાના રૂપમાં સોનું બતાવવાથી તે સુવર્ણને ઓળખી શકતું નથી તે પ્રમાણે નામરૂપના ભેદવડે જે જ્ઞાનથી અદ્વૈત અલિપ્ત રહે છે;[૪૨] અજ્ઞાન મનુષ્યને મૃત્તિકામાંથી બનાવેલા ઘડા અને ગાગર બતાવતાં તે જેમ મૂળ મૃત્તિકાને ઓળખી શકતો નથી; અથવા દીપક જોવાથી અગ્નિનું ભાન ભૂલી જાય છે;[૪૩] કિંવા મૂર્ખ મનુષ્યને વસ્ત્ર દર્શાવવામાં આવતાં જે પ્રમાણે તે તંતુને ઓળખી શકતો નથી, અથવા તેને પડદાપરનાં ચિત્રો બતાવવામાં આવતાં તે પડદાને તો સર્વાંશે વિસરી જાય છે,[૪૪] તે પ્રમાણે ભૂત માત્ર ભિન્ન ભિન્ન છે એવી સમજથી જે જ્ઞાનની ઐક્યબોધની ભાવના નાશ પામી છે;[૪૫] પછી કાષ્ઠ સળગ્યા પશ્ચાત્ જેમ તેના ભિન્ન ભિન્ન આકાર પ્રમાણે અગ્નિના આકાર પણ ભિન્ન ભિન્ન બને છે, અથવા પુષ્પોમાંથી વાસ જુદા જુદા પ્રકારનો આવે છે, અને ચંદ્રનો પ્રકાશ પાણીમાં પડવાથી ચંદ્રના ટુકડે ટુકડા થઈ ગયેલા દ્રષ્ટિગોચર થાય છે.[૪૬] તે પ્રમાણે નાના પ્રકારના પદાર્થોમાં અત્યંત ભિન્નતા હોય છે અથવા વેષ પરથી નાનામોટાનો ભેદ હોય છે, પરંતુ તેને જે ખરી ભિન્નતાજ માને છે એવા જ્ઞાનને રાજસ જ્ઞાન કહેવામાં આવે છે.[૪૭] હવે ગામ બહાર રહેતા ઢેડ ચમારાદિના ઘરોમાં પ્રવેશ ન કરવાને માટે વટેમાર્ગુને પોકારીને કહેવું પડે છે, તે પ્રમાણે તામસ જ્ઞાનનાં લક્ષણો તને કહું છું, તે સર્વને પરિપૂર્ણ રીતે લક્ષમાં રાખ.[૪૮]

**यत्तु कृत्स्नवदेकस्मिन्कार्ये सक्तमहैतुकम् ।**
**अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥ २२ ॥**

શ્લોકાર્થઃ—જે જ્ઞાન, એક શરીર અથવા ઉપાસ્ય દેવતાની મૂર્તિપર કાંઈ છેજ નહિ **એમ જુએ છે અને તેમાં (શરીર અને ઉપાસ્ય દેવતાની મૂર્તિમાં) આસક્ત થાય છે; અને જે અયુક્તિક, તાત્પર્ય વિહીન તથા અલ્પ હોય છે; તેને તામસ જ્ઞાન કહેવામાં આવે છે. (૨૨)**

**ઓવી અર્થઃ**—હે અર્જુન! જે જ્ઞાન વિધિરૂપી વસ્ત્ર પરિધાન કર્યા શિવાય સંચાર કરે છે અને જે નગ્ન હોવાથી સર્વ શાસ્ત્રોની માતા 'શ્રુતિ' તેના તરફ પીઠ ફેરવીને ઉભી રહે છે;[૪૯] ઇતર શાસ્ત્રોએ પણ તેને કલંકિત ઠરાવી તેની નિંદા કરવાથી આપણેજ વટલી જઇશું એવા ભયથી મ્લેચ્છ ધર્મરૂપી પર્વત તરફ જેને ફેંકી દીધું છે;[૫૦] જે જ્ઞાન તમોગુણરૂપી બ્રહ્મ રાક્ષસનો સંચાર થવાથી ગાંડા જેવું થઇને ફરે છે;[૫૧] જે શરીર સંબંધની અડચણને ગણતું નથી અને જે પદાર્થો વિષેના નિષેધપણાને ઓળખતું નથી; જે પ્રમાણે ઉજ્જડ ગામમાં છોડી મૂકવામાં આવેલાં કુતરાં યથેચ્છ વર્તે છે;[૫૨] જે વસ્તુ તેનાં મુખમાં આવતી નથી અને જે ખાવાથી મુખના ટુકડા થાય એવી હોય તેજ વસ્તુને તે છોડે છે, બાકીની સર્વે વસ્તુઓ તેને ખપે છે;[૫૩] ઉંદર સોના જેવા પદાર્થોનો નાશ કરે છે, છતાં પણ તે સારા કે માઠાનો ભેદ જાણતો નથી અને માંસભક્ષક માંસ કાળું છે કે ગોરૂં તે જોવા બેસી રહેતા નથી;[૫૪] કિંવા રાનમાં દાવાનળ સળગ્યા પછી તેને કોઇ પણ વાતનો વિચાર રહેતો નથી, અથવા પ્રાણી જીવંત છે કે મૃત છે તેનો વિચાર કર્યા વિના માક્ષિકા ફાવે તેનાપર બેસે છે;[૫૫] અરે, કાગડો જે પ્રમાણે અન્ન ઓકેલું છે કિંવા પિરસેલું છે તે જાણતો નથી અથવા તાજું છે કે સડેલું તેનો વિચાર રાખતો નથી;[૫૭] જે જે વસ્તુ દ્રષ્ટિએ પડે તે તે વસ્તુનો ઉપભોગ લેવાની વાત માત્ર તે જાણે છે; અને સ્ત્રી હોય તો શિશ્નને તથા દ્રવ્ય હોય તો ઉદરને વ્હેંચણી કરી આપે છે;[૫૮] આ તીર્થનું ઉદક છે કે અપવિત્ર ઉદક છે તેની જેને ખબર હોતી નથી, પરંતુ તેથી તૃષાની શાંતિ થાય છે એટલુંજ સુખ જે માને છે;[૫૯] તેજ પ્રમાણે ભક્ષ્યાભક્ષ્ય અને નિંદ્યાનિંદ્યનો જે વિચાર કરતો નથી, પરંતુ આપણને જે ગમે તે પવિત્ર, એવોજ જેનો નિશ્ચય થયેલો હોય છે;[૬૦] અને સ્ત્રી જાતિની કક્ષામાં જે જે છે તે સૌ ભોગ્ય વિષય એટલીજ વાત જે જાણે છે અને સ્ત્રીની સગાઇ કરવાને જે એકે પગે ખડો હોય છે;[૬૧] પોતાને જે મનુષ્ય ઉપયુક્ત હોય તેજ જેનાં સગાં છે અને જેની સાથે દેહસંબંધ હોય તે સગાં છે એવો જેને બોધ હોતો નથી;[૬૨] મૃત્યુને મન સર્વ દ્રશ્ય પદાર્થ માત્ર ભક્ષ્ય વસ્તુઓજ છે અને અગ્નિના ધ્યાનમાં સર્વ દ્રશ્યમાન વસ્તુઓ કાષ્ટવતજ છે; તે પ્રમાણે તામસ જ્ઞાનને જગત્‌માંનું સકળ ધન આપણું પોતાનુંજ છે એમ લાગે છે.[૬૩] આ પ્રમાણે સર્વ જગત્ ઉપભોગને માટેજ નિર્માણ કરવામાં આવ્યું છે એવી જે જ્ઞાનની સમજ છે તેને દેહભરણ શિવાય ઇતર પુરુષાર્થજ હોતો નથી.[૬૪] આકાશમાંથી પડેલાં પાણીને જે પ્રમાણે સમુદ્રમાંજ ભળવું પડે છે, તે પ્રમાણે તે સર્વ ખટપટ માત્ર ઉદર ભરવાને માટેજ કરે છે.[૬૫] સ્વર્ગ કિંવા નરકની પ્રાપ્તિનું કારણ યથાશાસ્ત્ર અથવા નિષિદ્ધ આચરણ એજ છે, એ વિષે જે જ્ઞાન સર્વાંશે અજ્ઞાન હોય છે;[૬૬] દેહનો ટુકડો એજ આત્મા અને ઈશ્વર તે પત્થરની પ્રતિમા એથી આગળ જે જ્ઞાન વધેલું હોતું નથી,[૬૭] અને તે એમ કહે છે કે આ શરીર પડતાંની સાથે આત્મા કરેલાં કર્મોની સાથે નાશ પામે છે, તો પછી કરેલાં કર્મોનાં ફળો ભોગવવાને માટે કયા રૂપમાં આત્મા રહે છે?[૬૮] કિંવા આપણાં કરેલાં કર્મોનો સાક્ષી ઈશ્વર હોય અને તેજ આ કર્મોનાં ફળો ભોગવાવતો હોય તો પછી દેવજ (મૂર્તિજ) વેચી માર્યો એટલે પત્યું.[૬૯] ગામમાંનો પ્રમુખ દેવ કર્મને માટે શાસન કરે છે, એમ જો માનીએ તો પછી જે ડુંગરના પાષાણમાંથી મૂર્તિ બનાવવામાં આવી તે ડુંગર કેમ સ્વસ્થ રહે છે?[૭૦] આ પ્રમાણે કદાચિત્ દેવ છે એમ માને તોપણ તે પાષાણની પ્રતિમા છે એમ સમજે છે અને આત્મા એટલે દેહજ એમ માને છે.[૭૧] એ શિવાય પાપ અને પુણ્ય એ 'સબ જૂઠી બાત હય' એમ જે માને છે તથા અગ્નિ પ્રજવલિત થતાં જે પ્રમાણે તેની સન્મુખ આવતી સર્વ વસ્તુઓનું તે ભક્ષણ કરે છે, તે પ્રમાણે જે જે વસ્તુ ભોગવવાને મળે તેનો ઉપભોગ

રહેવામાંજ હિત છે એમ જે સમજે છે;[૭૨] ચર્મચક્ષુવડે જે જે પદાર્થો દ્રષ્ટિગોચર થાય અને ઇંદ્રિયોને જે વિષય આનંદદાયક લાગે તેજ સત્ય અને હિતકારક છે, એવો જેનો નિશ્ચય હોય છે;[૭૩] કિંબહુના, હે પાર્થ! આકાશમાં ધૂમ્રના ગોટા વ્યર્થ જાય છે, તે પ્રમાણે જેની બુદ્ધિ આ પ્રકારે વૃદ્ધિંગત થાય છે;[૭૪] અરૂમાંનો ગર્ભ સુકો હોય કે લીલો હોય, તો પણ વધીને મોટો થયા છતાં કોઇ પણ પ્રકારના ઉપયોગમાં આવતો નથી;[૭૫] અથવા શેરડીને આવેલાં કણુસલાં (ચમ્મર), કિંવા નપુંસક મનુષ્ય, અથવા થુવેરનું વન એ સર્વ જે પ્રમાણે નિરુપયોગી હોય છે;[૭૬] અથવા બાળકનું મન જે પ્રમાણે ચંચળ હોય છે, કિંવા ચોરે ચોરીને આણેલું ધન જે પ્રમાણે છચોક વાપરી શકાતું નથી, અથવા બકરાને ગળે લટકતા આંચળ જે પ્રમાણે અનુપયુક્ત હોય છે,[૭૭] તે પ્રમાણે જે નિરર્થક અને અનિષ્ટ જ્ઞાન હોય છે તેને હું તામસ જ્ઞાન કહું છું.[૭૮] તેને પણ જ્ઞાન શબ્દથી વર્ણવવાનું પ્રયોજન એ છે કે, મનુષ્ય જન્માંધ હોય તો તેની આંખનું વર્ણન કરતી વખતે 'ભાઇસાહેબની આંખ મોટી છે' એમ વિરોધોક્તિથી કહેવામાં આવે છે;[૭૯] કિંવા 'જુઓ તો ખરા, ફલાણાભાઇના કાન કેવા તીક્ષ્ણ છે!' એમ તે મનુષ્ય સાવ બધિર હોય તો પણ તેને માટે કહેવામાં આવે છે અથવા અપેય અને અપવિત્ર વસ્તુને આપણે પાન (પેય વસ્તુ) કહીએ છીએ, તે પ્રમાણે જ્ઞાન એ આ તામસ જ્ઞાનનું ઉપનામ છે![૮૦] અસ્તુ! કેટલુંક અધિક વર્ણન કરૂં? માટે એવું જે જ્ઞાન છે તેને જ્ઞાન ન સમજતાં સાક્ષાત્ મૂર્તિમંત તમોગુણજ જાણવો.[૮૧] આ પ્રમાણે હે શ્રોતૃશ્રેષ્ઠ! ત્રણ ગુણોથી ભેદને પ્રાપ્ત થયેલું જે જ્ઞાન તેનાં યથાર્થ લક્ષણોજ તને કહી સંભળાવ્યાં.[૮૨] હે ધનુર્ધર હવે આજ ત્રણ પ્રકારના જ્ઞાનના પ્રકાશથી કર્તાની ક્રિયા પ્રકટ દેખાય છે.[૮૩] માટે પાણીને જ્યાં લઈ જવામાં આવે ત્યાં તે જાય છે, તે પ્રમાણે જ્ઞાનના ત્રણ ભાગોવડે કર્મ ભિન્ન ભિન્ન પ્રકારનાં થાય છે.[૮૪] તેજ જ્ઞાનના અનુરોધથી જે ત્રણ પ્રકારનાં કર્મ થાય છે 'તેમાંના સાત્ત્વિક કર્મનાં લક્ષણો પ્રથમ સાંભળ.'[૮૫]

**नियतं संगरहितमरागद्वेषतः कृतम् ।**
**अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥ २३ ॥**

**શ્લોકાર્થઃ**—ફળની ઇચ્છા ન રાખતાં જે નિત્ય નૈમિત્તિક કર્મો કર્તૃત્વાભિમાનના ત્યાગપૂર્વક રાગદ્વેષ રહિત થઇને કરવામાં આવે છે તેને સાત્ત્વિક કર્મ કહેવામાં આવે છે. (૨૩)

**ઓવી અર્થઃ**—પતિવ્રતા સ્ત્રી પોતાના પ્રિય પતિને જેમ આલિંગન દે છે, તે પ્રમાણે પોતાના અધિકારાનુરૂપ જે કર્મ પોતાને ઉચિત હોય તેનું જે આચરણ કરે છે;[૮૬] શ્યામવર્ણનાં શરીરને જે પ્રમાણે ચંદન શોભે છે અને સ્ત્રીનાં નેત્રને જે પ્રમાણે અંજન શોભા આપે છે, તે પ્રમાણે અધિકારાનુરૂપ નિત્ય આચરણ કરવાથી જે ભૂષણાવહ થઇ પડે,[૮૭] તેવાં નિત્ય કર્મ કરવામાં આવતાં હોય અને એવામાં તેમાં નૈમિત્તિક કર્મોનો ઉમેરો થાય એટલે સુવર્ણના અલંકારને સુગંધની પ્રાપ્તિ થવા જેવી શોભા દીપ્તિમાન થઇ રહે છે.[૮૮] જે પ્રમાણે શરીર, જીવ અને સંપત્તિવડે માતા પોતાના બાલકનું રક્ષણ કરે છે, તો પણ તેને કદિ કંટાળો આવ્યો હોય એમ જણાતું નથી,[૮૯] તે પ્રમાણે જે સર્વ ભાવો વડે કર્મનું અનુષ્ઠાન ફલેચ્છા ત્યજીને કરે છે અને તે સર્વ કર્મો બ્રહ્માર્પણ કરે છે;[૯૦] અને જે પ્રમાણે પતિવ્રતાના મનમાં પોતાનો પ્રિય પતિ ઘેર આવીને જમવા બેસતાં પોતાને માટે ભોજન અવશિષ્ટ રહેશે કે બધું સમાપ્ત થઈ જશે એવી કલ્પના પણ આવતી નથી, તે પ્રમાણે પોતાને ઘેર સાધુજન આવતાં તેના આદરાતિથ્યમાં રોકાવાથી સમય વ્યતીત થઇ જાય અને કર્મ કરવાનાં રહી જાય,[૯૧] તો પણ જે તે માટે ખેદ કરતો નથી અને ક્રોધિત થતો નથી અને કર્મ પરિપૂર્ણ રીતે પાર પડે

તો પણ જે આનંદથી ગર્વિષ્ટ બની જતો નથી;[૯૨] આ યુક્તિથી જે કર્મ થાય છે, તેને, હે અર્જુન ! સાત્ત્વિક કર્મ કહેવામાં આવે છે, એમ તું સમજ.[૯૩] હવે રાજસ કર્મનું સત્ય સ્વરૂપ તને કહી સંભળાવું છું, તે સાંભળવામાં વિલંબ કરીશ નહિ.[૯૪]

**यत्तु कामेप्सुना कर्म साहंकारेण वा पुनः ।**
**क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥ २४ ॥**

**શ્લોકાર્થઃ**—પરંતુ જે કર્મ ફળની ઇચ્છા રાખી કિંવા અહંકારપૂર્વક પુષ્કળ આયાસથી કરવામાં આવે છે, તેને રાજસ કર્મ કહેવામાં આવે છે. (૨૪)

**ઓવી અર્થઃ**—ઘરમાં માત પિતા હોવા છતાં તેની સાથે જે સંસારમાં મધુર ભાષણ કરતો નથી, પરંતુ મૂર્ખની પેઠે સારા (સકળ) જગતના લોકોનું આદરાતિથ્ય કરે છે;[૯૫] કિંવા તુળસીના છોડની આગળ દૂરથી પણ પાણીનું બિંદુ પડવા દેતો નથી, કારણ કે તે દ્વારા પુષ્પ કિંવા ફળની પ્રાપ્તિ થતી નથી, પરંતુ દ્રાક્ષના વેલાને દૂધનું સિંચન કરે છે;[૯૬] તે પ્રમાણે આવશ્યક નિત્ય નૈમિત્તિક કર્મો કરવાને માટે જે બેઠેલો ઉઠીને ઉભો થતો નથી;[૯૭] અને કામ્ય કર્મ કરવામાં દેહોત્સર્ગ થઈ જાય તોપણ જાણે કાંઈજ થયું નથી એમ માને છે;[૯૮] અરે, પૈસા દોઢા બમણા થતા હોય તેવા વ્યાપારમાં દ્રવ્ય રોકતાં જેને કદિ તૃપ્તિ થતી નથી અને જમીનમાં ધાન્ય વાવતાં વાવતાં ગમે તેટલું વાવે તોપણ જે ધરાતો નથી;[૯૯] કિંવા પારસમણિ હાથમાં આવતાં લોખંડનું સુવર્ણ બનાવવાને માટે જે તૈયાર સુવર્ણને વેચીને લોખંડજ ખરિદે છે;[૧૦૦] તેમજ ફલાશા ધારણ કરી કઠિન કામ્ય કર્મો પુષ્કળ કરે છે, પરંતુ તે હજી થોડાંજ થયાં છે એમ જે માને છે;[૧] આ પ્રમાણે ફળની ઇચ્છા રાખી કામ્ય કર્મો જેટલાં હોય તેટલાં યથાવિધિ કરે છે,[૨] અને કરેલાં કર્મોની પોતાનેજ મુખે પ્રશંસા કરે છે અને તે કર્મોની વાનગી ચારે તરફ વ્હેંચતો ફરે છે.[૩] આ રીતે મનમાં અભિમાન ઉત્પન્ન થયા પછી તે પિતા અને ગુરુને માનતો નથી. જે પ્રમાણે કાળજ્વર કોઇ પણ ઔષધની પરવા રાખતો નથી અર્થાત્ કોઇ પણ ઔષધથી નિવૃત્ત થતો નથી,[૪] તે પ્રમાણે અહંકારયુક્ત થઇ તથા ફળપર નજર રાખી અગત્યથી જે જે કર્મો કરે છે;[૫] પરંતુ નટનો શ્રમ તેને કેવળ ઉદરભરણમાંજ ઉપયોગી હોય છે, તે પ્રમાણે અતિ કષ્ટથી કર્મ કરવા છતાં તેને અન્ય કાંઈ પ્રાપ્ત થતું નથી;[૬] જે પ્રમાણે ઉંદર એક કણને માટે આખો ડુંગર ખોતરી મારે છે, અથવા શેવાળની પ્રાપ્તિ કરવાને માટે દેડકો આખો સમુદ્ર ડહોળી મારે છે;[૭] ભિક્ષા શિવાય અન્ય કાંઈ પ્રાપ્તિ ન હોવા છતાં પણ ગારુડી જે પ્રમાણે સર્પનો બોજો ઉપાડે છે; હવે કરવું શું ? આ લોકોને ખટપટજ પ્રિય હોય છે.[૮] અસ્તુ ! એક કણની આશાને માટે એક જાતની કીડી જેમ પાતાળ પર્યંત જમીન ખોદી નાખે છે, તે પ્રમાણે સ્વર્ગસુખની પ્રાપ્તિને માટે જે શ્રમ કરે છે.[૯] આ પ્રમાણે પ્રચંડ માથાકુટવાળાં જે કામ્ય કર્મ, તેને રાજસ કર્મ કહેવામાં આવે છે. હવે તામસ કર્મનાં લક્ષણો કહું છું, તે સાંભળ.[૧૦]

**अनुबन्धं क्षयं हिंसामनपेक्ष्य च पौरुषम् ।**
**मोहादारभ्यते कर्म यत्तत्तामसमुच्यते ॥ २५ ॥**

**શ્લોકાર્થઃ**—પરિણામ, હાનિ, હિંસા અને પોતાનું સામર્થ્ય એ પ્રતિ લક્ષ ન આપતાં અજ્ઞાનથી જે કર્મ કરવામાં આવે છે, તે તામસ કર્મ કહેવાય છે. (૨૫)

**ઓવી અર્થઃ**—તામસ કર્મ નિંદાનાં કાળાં ( પાપમય ) ઘરજ હોય છે; તેના યોગથી નિષેધના જન્મનું સાર્થક્ય થયું છે.[૧૧] જે કર્મ કરવાથી કાંઇ પણ ફળપ્રાપ્તિ દૃષ્ટિગોચર થતી

નથી; જે પ્રમાણે પાણીપર રેષા કાઢવામાં આવે તો તે વ્યર્થ છે;[12] કિંવા ચોખ્ખી છાશને વલોવવાથી જેમ નવનીત પ્રાપ્ત થતું નથી; કિંવા સોનીની ભઠ્ઠીમાંની રાખ શિવાય ઇતર રાખ ફુંકતા રહેવાથી જેમ સુવર્ણની રજ વગેરે કાંઇ પ્રાપ્ત થતું નથી; અથવા ઘાણીમાં રેતી પૂરવાથી તેમાંથી તેલ અથવા ખોળ એ બેમાંથી એકેની પ્રાપ્તિ થતી નથી;[13] અથવા ભુસાને ઉપણવાથી કિંવા આકાશમાં શરવૃષ્ટિ કર્યા કરવાથી અથવા પવનને પકડવાને માટે ફાંસો બનાવી મૂકવાથી,[14] કાંઇ ફળપ્રાપ્તિ થતી નથી, તે પ્રમાણે જે કર્મનું આચરણ કરવા છતાં પણ તે નિષ્ફળ જાય છે;[15] નરદેહ સમાન અમૂલ્ય વસ્તુ પ્રાપ્ત થતાં સંપત્તિ પણ ખરચી નાખીને જે કર્મ કરવામાં આવે તેથી ઉલટું દુઃખ થાય છે;[16] જે પ્રમાણે કમળને કાઢવાને માટે તેનાપર કાંટાવાળો ફાંદો નાખીને ખેંચતાં આપણને પણ શ્રમ થાય છે અને કમળનો પણ નાશ થાય છે;[17] કિંવા પતંગ જે પ્રમાણે દીપકની સ્પર્ધા કરીને તેનાપર ઝડપ મારે છે અને પોતે નાશ પામીને જગતને પણ અંધારામાં રાખે છે;[18] તે પ્રમાણે જે કર્મથી પોતાનું સર્વસ્વ નિરર્થક ઘસડાઇ જઇ દેહને પણ શ્રમ પહોંચે અને અન્યનું પણ અહિત થાય;[19] મક્ષિકા પોતે તો મનુષ્યના મુખદ્વારા ગળાઇ ઉદરમાં જઇ મૃત્યુ પામે છે; પરંતુ તેને બિચારાને પણ વાંતિ કરાવીને ક્ષીણ કરે છે. જે ખરાબ કર્મની સ્મૃતિ કરાવે છે;[20] તે કર્મ કરવાનું આપણામાં સામર્થ્ય છે કે નહિ એવો ભાવી વિચાર કર્યા વિના જે કર્મ કરવા માંડે છે;[21] મારો પ્રયત્ન કેવડો મોટો છે અને મેં તેનો કેવો વિશાળ પસારો કર્યો છે અને તે કરવાથી મને શું પ્રાપ્તિ થશે.[22] આ વિચારને જે અવિવેકના પગની નીચે ચગદી નાખે છે; અને તે કાર્યનું અભિમાન રાખે છે;[23] અગ્નિ જે વૃક્ષમાંથી ઉત્પન્ન થાય છે તે પોતાના રહેવાના સ્થાનને (વૃક્ષ સમુદાયને) બાળીને ફેલાય છે, અથવા સમુદ્ર પોતાની મર્યાદા છોડીને આગળ વધે છે,[24] તો પછી નાની કિંવા મોટી વસ્તુનો વિચાર ન કરતાં, પવિત્ર અને અપવિત્ર વસ્તુ એકત્ર કરી ચાલ્યો જાય છે,[25] તે પ્રમાણે જે યોગ્યાયોગ્યને એકજ સ્થળે ઘોળીને મારૂં અને અન્યનું એવો ભેદ અવશિષ્ટ રહેવા દેતું નથી તે તામસ કર્મ છે, એમ તું સમજ.[26] આ પ્રમાણે હે અર્જુન ! ગુણની ભિન્નતાથી કર્મ ત્રણ પ્રકારનાં થયાં, તે તને દ્રષ્ટાંત સહિત સ્પષ્ટ કરીને સમજાવ્યાં.[27] હવે આ કર્મનું અભિમાન રાખી તેનું આચરણ કરનાર જે જીવ તે એના યોગથી ત્રણ પ્રકારનો થયો છે.[28] જે પ્રમાણે એકજ પુરુષપર બ્રહ્મચર્ય, ગ્રહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ એ ચાર આશ્રમના યોગથી ચાર અવસ્થા દેખાય છે, તેજ પ્રમાણે કર્મના ભેદથી કર્તાને ત્રણ અવસ્થા પ્રાપ્ત થાય છે.[29] એ ત્રણ પૈકી સાત્વિક અવસ્થાનું પ્રથમ વર્ણન કરૂં છું તે પૂર્ણ લક્ષ દઇને સાંભળ.[30]

मुक्तसंगोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ।
सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्ता सात्त्विक उच्यते ॥ २६ ॥

શ્લોકાર્થઃ—સર્વ સંગનો પરિત્યાગી, નિરહંકાર, ધૈર્ય અને ઉત્સાહથી યુક્ત અને કાર્યની સિદ્ધિ કિંવા અસિદ્ધિથી વિકાર ન પામનારને સાત્વિક કર્તા કહેવામાં આવે છે. (૨૬)

ઓવી અર્થઃ—જે પ્રમાણે મલય પર્વતપર ચંદનની શાખા ફળની આશા ન રાખતાં સીધી વધી જાય છે અને તે વૃક્ષના સર્વ ભાગમાં સુવાસજ પરિપ્લુત હોય છે;[31] કિંવા નાગરવેલને ફળ આવતાં નથી તોપણ તેના જીવનનું તે સાર્થક્ય કરે છે; (અર્થાત્ તેનાં પાન થઈ પડે છે;) તે પ્રમાણે જે સર્વોત્તમ પુરુષ હોય છે, તે નિત્ય નૈમિત્તિક કર્મનાં ફળની અપેક્ષા ન રાખતાં તેનું આચરણ કરે છે,[32] પરંતુ તેને ફળશૂન્ય કહીશ માં; કારણ કે તે કર્મને કદિ પણ વિફલતા પ્રાપ્ત થતી નથી, માટે હે અર્જુન ! ફળને ફળ ક્યાંથી આવશે ![33]

અને તે આદરપૂર્વક કર્મો કરે છે, પરંતુ કર્તૃત્વાભિમાનનો સ્પર્શ થવા દેતો નથી; જે પ્રમાણે વર્ષાઋતુમાં મેઘસમુદાય જરા પણ ગર્જના ન કરતાં ધોધમાર વૃષ્ટિ કરે છે,[૩૪] તે પ્રમાણે પરમાત્માને અર્પણ કરવાને યોગ્ય હોય એવાં કર્મો કરવાને માટે[૩૫] કાળની મર્યાદા ન છોડતાં, દેશ શુદ્ધિ સાધી કર્મની યોગ્યાયોગ્યતાનો નિર્ણય શાસ્ત્રરૂપી દીપકના પ્રકાશવડે કરે છે;[૩૬] ઇંદ્રિયો અને વૃત્તિઓનું ઐક્ય કરી ફળ પ્રતિ ચિત્તને જવા દેતો નથી અને નિયમની બેડી પગમાં નાખે છે;[૩૭] એ વટ સાચવી રાખવાને માટે ઉત્તમ પ્રકારનું ધૈર્ય પોતાના અંગમાં રહે એટલા માટે પોતાના મનમાં જે નિરંતર ચિંતા ધરે છે, ( અહો રાત્ર તે વિષેજ જે પોતાના મનમાં વિચાર કર્યા કરે છે, )[૩૮] અને આત્માની પ્રાપ્તિને માટે કર્મ કરતો હોવા છતાં જે દેહસુખના નાશ વિષે દરકાર રાખતો નથી;[૩૯] તે આલસ્ય અને નિદ્રાનો ત્યાગ કરે છે અને તેને ક્ષુધાની પણ સ્મૃતિ રહેતી નથી; અને તેના યોગથી જેમ જેમ સુખાવસ્થા દૂર જતી જાય છે,[૪૦] તેમ તેમ સુવર્ણને જે પ્રમાણે આંચ દેવામાં આવતાં તે વજનમાં કમી ઉતરે છે, પણ કસમાં વધે છે, તે પ્રમાણે જે કર્મ કરવા પ્રત્યે નાના પ્રકારે અધિકાધિક ઉત્સાહ ધારણ કરે છે;[૪૧] જ્યાં ખરેખરી પ્રીતિ હોય છે, ત્યાં જીવિતને પણ તુચ્છ ગણવામાં આવે છે. પતિવ્રતા સ્ત્રી સહગમન કરતી વખત જ્યારે અગ્નિમાં ભુસકો મારે છે ત્યારે પણ પતિપ્રેમને લીધે તેના અંગપર રોમાંચ ખડાં થાય છે![૪૨] માટે હે અર્જુન! આત્મપ્રાપ્તિ જેવી પ્રિય વસ્તુને માટે જેના મનમાં ઇચ્છા થઇ છે, તેના શરીરપર કષ્ટ પડે તોપણ શું તેને ખેદ થશે કે?[૪૩] માટે વિષય–સુખેચ્છા નષ્ટ થઇ જેમ જેમ દેહાભિમાન ન્યૂન થતું જાય છે, તેમ તેમ કર્મ કરવામાં તેને દ્વિગુણિત આનંદ થતો જાય છે.[૪૪] આ પ્રમાણે કર્મ કરતાં એકાદ વખત તે કર્મ બંધ પડે તોપણ[૪૫] ડુંગરપરથી ગાડું ગબડી પડીને તેના ટુકડે ટુકડા થઇ જાય તથાપિ જેમ તે વિષે તેના મનમાં શોક થતો નથી, તે પ્રમાણે કર્મ બાકી રહી જાય તેટલા માટે તે કાંઇ ખેદ કરતો નથી.[૪૬] અથવા આરંભેલું કર્મ પૂર્ણ રીતે સિદ્ધ થાય તોપણ તેને માટે પ્રતિષ્ઠા કેમ પ્રાપ્ત કરવી તે તે જાણતો નથી;[૪૭] હે અર્જુન! કર્મનું આચરણ કરતી વખત આ લક્ષણો જેનામાં વિદ્યમાન્ હોય તેને નિશ્ચય પૂર્વક સાત્ત્વિક કર્તા કહેવો.[૪૮] હે ધનંજય! હવે રાજસ કર્તાનાં લક્ષણો તને કહી સંભળાવું છું, કારણ કે, જગતમાંનાં સર્વ અભિમાનનું તે પિયેરજ છે.[૪૯]

**रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः ।**
**हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः ॥ २७ ॥**

**શ્લોકાર્થઃ—**વિષયાસક્ત, કર્મફળની ઇચ્છા રાખનાર, લોભી, ઘાતકી, અપવિત્ર, અને હર્ષ તથા શોકથી યુક્ત એવો જે કર્તા તે રાજસ કર્તાના નામથી પ્રસિદ્ધ છે. (૨૭)

**ઓવી અર્થઃ—**જે પ્રમાણે, ગામની સઘળી દુર્ગંધી વસ્તુ નાંખવાનું સ્થાન ઉકરડો હોય છે અથવા સર્વ અમાંગલિક પદાર્થો જે પ્રમાણે સ્મશાનમાં નાંખવામાં આવે છે,[૫૦] તે પ્રમાણે વાસ્તવિક રીતે જોતાં આ જગતમાંના સર્વ કામોની પગ ધોવાની જગાજ છે.[૫૧] માટે, જે કર્મદ્વારા ઇચ્છિત ફળની પ્રાપ્તિ થાય તે કર્મ કરવાનેજ પ્રવૃત્ત થાય છે,[૫૨] અને પોતે સંપાદન કરેલા દ્રવ્યમાંથી એક કોડી પણ ખર્ચતો નથી અને વારંવાર તે દ્રવ્યપરથી પોતાના જીવને ઓવારી નાંખે છે;[૫૩] કૃપણ મનુષ્ય જે પ્રમાણે નિરંતર પોતાની મૂડી પર લક્ષ રાખે છે, તે પ્રમાણે આ અન્યના પદાર્થો લઇ લેવાને માટે દક્ષ હોય છે; જે પ્રમાણે બગલો મત્સ્યને પકડવાને માટે અતિ આતુર હોય છે,[૫૪] અને જે પ્રમાણે બોરડીનું વૃક્ષ નિકટ ગયા હોઇએ તો આપણાં વસ્ત્રને પોતાના કાંટામાં ભેરવી દે છે, જોરથી કાઢવા જતાં વસ્ત્રને ફાડી નાંખે છે અને અંગમાં ઉઝરડા પાડે છે અને તેનાં ફળ ચાખવા જઇએ તો આમલી જેવાં ખાટાં

જણાય છે;[૫૫] તે પ્રમાણે કાયા–વાચા–મનદ્વારા જે અન્યને દુઃખ દે છે અને પોતાનું હિત સાધવાને માટે અન્યનાં હિત પ્રતિ લક્ષ આપતો નથી;[૫૬] તેમજ, સ્વતઃ જે કર્મ આરંભે છે તે નિરંતર ચાલુ રાખવાનો નિયમ રાખતો નથી, તોપણ તે કર્મનાં ફળની સદૈવ આશા રાખે છે;[૫૭] ધંતુરાના ફળના ગર્ભમાં જેમ ઝેરી બીજ અને બહાર કાંટા હોય છે, તે પ્રમાણે જે શુચિત્વના સંબંધમાં અંતર્બાહ્ય દરિદ્રી હોય છે;[૫૮] અને હે અર્જુન ! કરેલાં કર્મની ફળ પ્રાપ્તિ થતાં તે આનંદના આવેશમાં જગતને ઘેલછાની ચેષ્ટા સહિત દર્શાવે છે અને જગતને હિણે છે; (જગતના લોકોને તુચ્છ ગણે છે;)[૫૯] અથવા આરંભેલું કર્મ સિદ્ધ ન થાય તો શોકથી તે કર્મને ધિક્કારે છે;[૬૦] કર્મના સંબંધમાં જેની વર્તણુંક આ પ્રકારની દ્રષ્ટિ ગોચર થાય તેને રાજસ કર્તા કહેવામાં આવે છે, એમ તું નિઃસંશય સમજ.[૬૧] હવે, અધમ કર્મોની ખાણરૂપ જે તામસ કર્તા તેનાં લક્ષણો તને સમજાય એવી રીતે કહું છું.[૬૨]

**अयुक्तःप्राकृतःस्तब्धः शठो नैष्कृतिकोऽलसः ।**
**विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते ॥ २८ ॥**

**શ્લોકાર્થઃ**—અજિતેંદ્રિય, મૂર્ખ, ઉન્મત્ત, કપટી, પરોત્કર્ષ સહન ન કરનાર, આળસુ, દુર્મુખ અને દીર્ઘસૂત્રી એવા કર્તાને તામસ કર્તા કહેવામાં આવે છે. (૨૮)

**ઓવી અર્થઃ**—પોતાની સમક્ષ આવતી વસ્તુઓ બળીને ભસ્મીભૂત થઇ જાય છે એ જે પ્રમાણે અગ્નિ જાણતો નથી;[૬૩] અથવા પોતાની ધારથી અન્યના પ્રાણ શી રીતે જાય છે તેની શસ્ત્રને ખબર હોતી નથી; કિંવા પોતાનાથી અન્યનો નાશ શી રીતે થાય છે એ જેવી રીતે હળાહળ વિષ જાણતું નથી;[૬૪] તે પ્રમાણે હે ધનંજય ! જે ક્રિયાથી આપણો અને અન્યનો નાશ થાય તે કરવાને જે પ્રવૃત્ત થાય છે;[૬૫] જે પ્રમાણે વંટોળીઆનો પ્રાદુર્ભાવ થતાં પવન જેમ ફાવે તેમ વાય છે, તે પ્રમાણે તે કર્મ કરતી વખત અર્થનિષ્પત્તિ પ્રત્યે લક્ષ આપતો નથી;[૬૬] જેની કૃતિ અને ઇચ્છાનો કાંઇ ઢંગધડો હોતો નથી, આવા તામસ કર્તાની સમક્ષ ગાંડો પણ હાર ખાઇ જાય છે[૬૭] અને જે પ્રમાણે બળદની સ્કંધ આગળ બગાઇઓ ચિબ્વટપણે ચોંટી રહે છે. તે પ્રમાણે જે ઇંદ્રિયોએ આપેલા ભોગ ભોગવીને પોતાનાં જીવિતનું રક્ષણ કરે છે;[૬૮] જે પ્રમાણે નાનાં બાળકને હસવામાં અને રોવામાં વાર લાગતી નથી તે પ્રમાણે જેની કૃતિમાં કશો ઢંગધડો હોતો નથી;[૬૯] પ્રકૃતિને સ્વાધીન હોવાથી શું કરવું અને શું ન કરવું એ વિષે જેને જ્ઞાન હોતું નથી અને કચરાથી જેમ ઉકરડો ફુલે છે તે પ્રમાણે જે કુકર્મથી ફુલેલો હોય છે;[૭૦] માટે, ગર્વના આવેશમાં ઈશ્વરને પણ નમતો નથી અને તોરમાં ડુંગરને પણ તુચ્છ ગણે છે;[૭૧] અને જેનું મન કેવળ વિષયોનો તરંગસમુદાય છે; જેનું આચરણ સદૈવ ચોરટું હોય છે, ઉપર ઉપરથી તો સારૂં દેખાય છે, પણ અંતરમાં અન્યનો ઘાત કરવામાં નિમગ્ન હોય છે, અને દ્રષ્ટિ કેવળ વેશ્યા જેવી, અન્યનું સર્વસ્વ હરણ કરવાની હોય છે.[૭૨] કિં બહુના, જેનું સર્વાંગ કપટથીજ પરિપૂર્ણ હોય છે અને જેનું જીવન જુગારાદિ ખરાબ કર્મોનું પિયેરજ હોય છે,[૭૩] તેની પ્રસન્નતા તો કેવળ અભિલાષરૂપી ભિલ્લોનું ગ્રામજ સમજી લેવું, માટે તે વાટે તો કોઇએ જવુંજ નહિ.[૭૪] અને અન્યનો ઉત્કર્ષ થયેલો જોઈ જેના મનમાં વૈર ઉત્પન્ન થાય છે; જે પ્રમાણે દૂધમાં મીઠું ભળવાથી તે પીવાને અયોગ્ય બને છે;[૭૫] અથવા ગમે તેટલો શીતળ પદાર્થ અગ્નિમાં નાંખવામાં આવે તો અગ્નિ ઉલટો વિશેષ પ્રજ્વલિત થાય છે,[૭૬] કિંવા હે અર્જુન ! ગમે તેવો ઉત્તમોત્તમ પદાર્થ હોય પરંતુ તે ઉદરમાં ગયો એટલે તેનો મળજ થાય છે.[૭૭] તે પ્રમાણે અન્યનું કલ્યાણ થયેલું જોયું કિંવા સાંભળ્યું કે તે તેનાથી સહન થઇ શકતું નથી અને તે ઉલટો તેની નિંદા કરવાને પ્રવૃત્ત થાય

છે;[૭૮] સર્પને દૂધનું પાન કરાવવામાં આવે તોપણ તેના શરીરમાં તો તે વિષજ બની જાય છે, તે પ્રમાણે અન્યના ગુણ સાંભળીને તે તેને દુર્ગુણ માને છે;[૭૯] અને જેના યોગથી ઇહલોકમાં કીર્ત્તિ વધી પરલોક પ્રાપ્તિ થાય એવું કૃત્ય જે સમયે મળે,[૮૦] તે સમયે તેને નિદ્રા આવે છે અને ખરાબ કર્મ કરવું હોય તે વખતે તે નિદ્રા ઋતુપ્રાપ્ત સ્ત્રીની પેઠે દૂર જઇને ઉભી રહે છે;[૮૧] દ્રાખ કિંવા કેરીની મોસમમાં જે પ્રમાણે કાગડાને મુખરોગ થાય છે, કિંવા જે પ્રમાણે દિવસના સમયે ઘુવડની આંખ ફુટી જાય છે,[૮૨] તે પ્રમાણે કલ્યાણ સાધવાનો સમય આવતાં અર્થાત્ સત્સંગ કરવાનો કિંવા સચ્છાસ્ત્ર શ્રવણ કરવાનો પ્રસંગ આવતાં તેના પર આલસ્યનો ડુંગર આવી પડે છે અને અન્યાયી કર્મો કરતી વખત તેજ આલસ્ય તેનો આજ્ઞાધીન સેવક બની જાય છે.[૮૩] જે પ્રમાણે સમુદ્રના ઉદરમાં નિરંતર અગ્નિ (વડવાનળ) પ્રજળે છે, તે પ્રમાણે તે મનુષ્યના અંતઃકરણમાં પરોત્કર્ષ સહન ન થઇ શકવા રૂપી વિષાદ સદૈવ ભભુકયા કરે છે.[૮૪] જે પ્રમાણે લીંડીના અગ્નિમાં સદા એકલો ધુમ્રજ હોય છે, કિંવા અપાનદ્વારથી નિકળતો વાયુ જે પ્રમાણે દુર્ગંધયુક્તજ હોય છે, તે પ્રમાણે જન્મભર જેના જીવની સાથે વિષાદ તો સંલગ્ન હોય છે;[૮૫] અને હે અર્જુન! કલ્પાંત વ્યતીત થઇ ગયા પછી પણ લાભ થશે એવી કલ્પનાથી જે વ્યાપારનો આરંભ કરે છે;[૮૬] અરે જગત્‌ના લોકો જે વ્યાપાર કરતા નથી તે કરવાની ઇચ્છા ધરી જે કર્મ કરે છે, પરંતુ જેના યોગથી તૃણનો પણ લાભ તેને થતો નથી;[૮૭] આવો જે જગત્‌માં મૂર્તિમંત પાપરાશિજ છે, તે નિઃસંશય તામસ કર્તા છે એમ તું જાણ.[૮૮] આ પ્રમાણે હે અર્જુન! તને કર્મ, કર્તા અને જ્ઞાન એ ત્રણેનાં ત્રિવિધ લક્ષણો કહી સંભળાવ્યાં.[૮૯].

**बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु ।**
**प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनंजय ॥ २९ ॥**

**શ્લોકાર્થઃ**—હે ધનંજય! ગુણના યોગથી થયેલા બુદ્ધિના અને ધૈર્યના ત્રણ પ્રકારના ભેદ તને પૃથક્ પૃથક્ કહું છું, તે સાંભળ. (૨૯)

**ઓવી અર્થઃ**—હવે, અજ્ઞાનરૂપી ગ્રામમાં મોહરૂપી વસ્ત્ર પરિધાન કરી, સંશયરૂપી સર્વ અલંકારો ધારણ કરી,[૯૦] આત્મનિશ્ચયની શ્રેષ્ઠતા જે બુદ્ધિરૂપી આરશીમાં સ્પષ્ટ દેખાય છે તે બુદ્ધિના પણ ત્રણ પ્રકાર છે.[૯૧] હે અર્જુન! અરે! આ સત્વ, રજ અને તમો ગુણે જગત્‌ની કઇ વસ્તુના ત્રણ પ્રકાર કર્યા નથી?[૯૨] જેના ગર્ભમાં અગ્નિ ન હોય એવું કયું કાષ્ઠ આ જગત્‌માં વિદ્યમાન્ છે? તે પ્રમાણે, જેના ત્રણ પ્રકાર ન હોય એવી દૃશ્ય વસ્તુઓમાં કઇ વસ્તુ આ જગત્‌માં છે?[૯૩] માટે, આ ત્રણ ગુણોએ બુદ્ધિના ત્રણ પ્રકાર કર્યા છે. તેમજ એ ત્રણ ગુણોએ ધૃતિના પણ ત્રણ પ્રકાર કર્યા છે.[૯૪] તે ભિન્ન ભિન્ન ભેદ તેનાં ચિન્હો સહિત વિસ્તાર પૂર્વક કહું છું.[૯૫] પરંતુ, હે ધનંજય! બુદ્ધિ અને ધૃતિ એ ઉભય પૈકી પ્રથમ બુદ્ધિના ભેદનાં લક્ષણો કહું છું.[૯૬] હે સુભટ! મનુષ્યને આ સંસારમાં આવવાના ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એવા ત્રણ માર્ગ છે.[૯૭] એ ત્રણ માર્ગ અકરણીય, કામ્ય અને નિષિદ્ધ કર્મને નામે પ્રસિદ્ધ છે; અને પ્રાણી માત્રને એના દ્વારા સંસારભય પ્રાપ્ત થાય છે.[૯૮]

**प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ।**
**बन्धं मोक्षं च या वेत्ति बुद्धिःसा पार्थ सात्त्विकी ॥ ३० ॥**

**શ્લોકાર્થઃ**—હે પાર્થ! જે બુદ્ધિ પ્રવૃત્તિ (કર્મ માર્ગ) અને નિવૃત્તિ (સંન્યાસ માર્ગ) નું જ્ઞાન દર્શાવે છે, તથા શું કરવું અને શું ન કરવું, શાથી ભય અને શાથી નિર્ભયની

પ્રાપ્તિ થાય છે, અને બંધન તથા મોક્ષ શી રીતે થાય છે તે જાણે છે તેને સાત્ત્વિક બુદ્ધિ કહેવામાં આવે છે. (૩૦)

ઓવી અર્થઃ—એટલા માટે, ઇહલોકમાં અધિકાર સમ્મત અને વિધિના ઓઘથી પ્રાપ્ત થયેલું જે કર્મ તે નિત્ય કર્મજ માત્ર ઉત્તમ છે.[૯૯] તેજ નિત્ય કર્મ, આત્મપ્રાપ્તિરૂપી ફળપર દૃષ્ટિ રાખી, તૃષાક્રાંત મનુષ્ય જે પ્રમાણે અતિ આદરથી પાણી પીએ છે, તે પ્રમાણે કરવાં.[૭૦૦] આવી યુક્તિથી કર્મ કરવાથી તે દુસ્તર જન્મભયમાંથી મુક્ત કરે છે અને મોક્ષપ્રાપ્તિ સુલભ કરી આપે છે.[૧] આ રીતે જે સુજ્ઞ પુરુષ કર્મ કરે છે તે સંસારભયમાંથી મુક્ત થાય છે; અને આ આચરણથી મુમુક્ષુત્વની ભૂમિકાપર આવી પહોંચે છે. (મોક્ષ માર્ગે લાગે છે.)[૨] આ નિત્ય કર્મપર શ્રદ્ધા રાખી જે બુદ્ધિ તેના આચરણ વિષે નિશ્ચય કરે છે, તે મોક્ષપ્રાપ્તિનો ભંડારજ છે.[૩] માટે નિવૃત્તિના પાયાપર જે પ્રવૃત્તિની ઇમારત ઉભી કરવામાં આવી છે તેમાં પ્રવેશ શા માટે ન કરવો?[૪] તૃષાક્રાંત મનુષ્યને પાણીની પ્રાપ્તિ થવાથી, પૂરમાં પડેલા મનુષ્યને તરતાં આવડતું હોવાથી અને અંધકારમાં સૂર્ય પ્રકાશની સાહાય્ય મળવાથી જે પ્રમાણે ભયની નિવૃત્તિ થાય છે,[૫] અથવા પથ્યની સાથે ઔષધનું સેવન કરવાથી જેમ રોગગ્રસ્ત મનુષ્ય બચે છે, કિંવા મત્સ્યને જો પાણીનો આશ્રય હોય,[૬] તો તેના જીવને જેમ ભય હોતો નથી, તે પ્રમાણે આ નિત્ય કર્મનું આચરણ કરવાથી અવશ્ય મોક્ષપ્રાપ્તિ થાય છેજ.[૭] આ નિત્ય કર્મ કરવા તરફ જે જ્ઞાનની પ્રવૃત્તિ હોય છે; અને ખરેખર આચરવાને યોગ્ય ન હોય એવાં[૮] જે કામ્યાદિક કર્મો જે સંસારભય ઉત્પન્ન કરે છે અને જેનાપર નિષિદ્ધતાનો શિક્કો પડેલો છે,[૯] તે અનાચરણીય અને જન્મમરણદાયક અધમ કર્મો પાસેથી જે પોતાની પ્રવૃત્તિને પાછલે પગેજ ત્વરાથી હઠાવે છે;[૧૦] અગ્નિમાં જે પ્રમાણે પ્રવેશ કરી શકાતો નથી, ઊંડા પાણીમાં જે પ્રમાણે ભુસકો મારી શકાતો નથી, અને તપીને લાલચોળ થયેલા લોઢાના સાણસાને જે પ્રમાણે હસ્તવડે ગ્રહણ કરી શકાતો નથી અને જે પ્રમાણે વ્યાઘ્રની ગુફામાં કોઇ જઇ શકતું નથી,[૧૨] તે પ્રમાણે નિષિદ્ધ કર્મને જોતાંજ જે બુદ્ધિમાં નિઃસંશય ભયનો સંચાર થાય છે,[૧૩] વિષ નાંખીને તૈયાર કરેલું અન્ન સેવન કરવાથી જે પ્રમાણે મૃત્યુ ટાળી શકાતું નથી તે પ્રમાણે નિષિદ્ધ કર્મનું આચરણ કરવાથી જન્મ મૃત્યુ નિવૃત્ત થઇ શકતાં નથી.[૧૪] પછી નિષિદ્ધ કર્મનું આચરણ કરવાથી જન્મ મૃત્યુનો ભય પ્રાપ્ત થાય છે એમ સમજી જે બુદ્ધિ તેનો ત્યાગ કરે છે;[૧૫] રત્નપરીક્ષક જે પ્રમાણે ખરાંખોટાં રત્નનો નિર્ણય કરે છે, તે પ્રમાણે કાર્ય અને અકાર્ય વિષે પ્રવૃત્તિ નિવૃત્તિરૂપ માપથી જે નિર્ણય કરે છે;[૧૬] તેમજ જે બુદ્ધિ ઉત્તમ અને અધમ કાર્યને તરત સમજી જાય છે, તે સાત્ત્વિક બુદ્ધિ છે. એમ તું સમજ.[૧૭]

**यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।**
**अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥ ३१ ॥**

શ્લોકાર્થઃ—અને જે બુદ્ધિના યોગથી જીવ ધર્માધર્મ તથા કર્તવ્યાકર્તવ્ય યથાર્થ રીતે જાણી શકતો નથી, તેને રાજસ બુદ્ધિ કહેવામાં આવે છે. (૩૧)

ઓવી અર્થઃ—અને બગલાના ગામમાં જે પ્રમાણે દૂધપાણી એકત્રજ લેવામાં આવે છે; કિંવા અંધ જે પ્રમાણે દિવસ અને રાત્રિમાં ભેદ જાણતો નથી;[૧૮] જે ભ્રમર અતિશય કોમળ પુષ્પના મકરંદનું સેવન કરી શકે છે, તેજ કાષ્ઠ કોરવાને પણ પ્રવૃત્ત થાય છે, પરંતુ તેથી કાંઇ તેનું ભ્રમરત્વ નષ્ટ થતું નથી;[૧૯] તે પ્રમાણે ધર્માધર્મરૂપી કાર્યાકાર્યનો વિવેક ન રાખી જે બુદ્ધિ તેનું આચરણ કરે છે;[૨૦] અરે, પરીક્ષા કર્યા શિવાય મોતી લેવામાં આવે તો સારાંજ આવશે એવો કાંઇ નિયમ હોતો નથી; પરંતુ ખરાબ મળશે એ વાત તો સર્વથી

નિશ્ચિતજ હોય છે;[૨૧] તે પ્રમાણે નિષિદ્ધ કર્મ સહજ પ્રાપ્ત ન થાય તો સુભાગ્ય! બાકી જ્યાં સારાં અને માઠાં કર્મો એક સરખાંજ માનવામાં આવે છે;[૨૨] જે પ્રમાણે યોગ્યાયોગ્યનો વિચાર કર્યા વિના સર્વ સમાજને નિમંત્રણ કરવામાં આવે તે પ્રમાણે સારાં અને માઠાં કર્મો વિષે જે બુદ્ધિ અંધ હોય છે તે રાજસ બુદ્ધિ કહેવાય છે.[૨૩]

अधर्मं धर्ममिति या मन्यते तमसावृता ।
सर्वार्थान्विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥ ३२ ॥

**શ્લોકાર્થઃ—**હે પાર્થ! તમોગુણથી વ્યાપ્ત એવી જે બુદ્ધિ અધર્મ ને ધર્મ માનનારી અને અર્થનો અનર્થ કરનારી હોય છે તે તામસ બુદ્ધિ કહેવાય છે. (૩૨).

**ઓવી અર્થઃ—**અને રાજા જે માર્ગે પ્રયાણ કરે છે તેને ચોર જેમ આડવાટ માને છે, (રાજમાર્ગ જેમ ચોરને ઉપયોગી હોતો નથી,) કિંવા રાક્ષસ જેમ રાત્રિમાં પ્રકાશ માને છે;[૨૪] અથવા દ્રવ્યનો ભંડાર જેમ ભાગ્યહીનને કોલસાની ખાણવતજ ભાસે છે; અર્થાત્ પાસે ધન હોવા છતાં પણ તે ન હોવા જેવુંજ છે;[૨૫] તે પ્રમાણે શાસ્ત્રોક્ત સર્વ માર્ગનું આચરણ કરવું જે બુદ્ધિને ઘાતક લાગે છે, અને ખરી વાત ખોટી ભાસે છે;[૨૬] જે શાસ્ત્રનો ખરો અર્થ મુકી દઇ વિપરીત અર્થ કરે છે અને જે ગુણ હોય તે સર્વને દોષ માને છે;[૨૭] કિંબહુના શ્રુતિને પણ જે વાત માન્ય હોય તે પણ જે બુદ્ધિને વિપરીત લાગે છે;[૨૮] તે બુદ્ધિને, હે અર્જુન! કોઇને પણ પૂછ્યા વિના બેશક તામસી બુદ્ધિ કહેવી. વારુ, દાન ધર્મને માટે રાત્રિનો સમય યોગ્ય છે કે?[૨૯] આ પ્રમાણે હે અર્જુન! તને બુદ્ધિના ત્રણ ભેદ સ્પષ્ટ કરીને કહી બતાવ્યા.[૩૦] હવે, આજ બુદ્ધિ કર્મ કરવા વિષે જ્યારે નિશ્ચય કરે છે. ત્યારે તેને ધૃતિ કહેવામાં આવે છે અને તેના પણ ત્રણ પ્રકાર છે.[૩૧] તે ધૃતિના ત્રણ પ્રકારનાં લક્ષણો તને કહી સંભળાવું છું, તે પ્રતિ લક્ષ આપ.[૩૨]

धृत्या यया धारयते मनः प्राणेन्द्रियक्रियाः ।
योगेनाव्यभिचारिण्या धृतिः सा पार्थ सात्त्विकी ॥ ३३ ॥

**શ્લોકાર્થઃ—**હે પાર્થ! જે એકનિષ્ઠ ધૈર્યથી મનુષ્ય મન, પ્રાણ અને ઇંદ્રિયોની ક્રિયા સમાધિ સ્થિર રાખીને કરે છે, તે સાત્ત્વિક ધૈર્ય છે. (૩૩).

**ઓવી અર્થઃ—**સૂર્યોદય થતાંની સાથેજ ચૌર્ય કર્મ સહવર્તમાન અંધકાર નાશ પામે છે, કિંવા રાજાજ્ઞા થતાંની સાથે કુવ્યવહાર બંધ પડે છે;[૩૩] કિંવા પવન એકસરખા જોશથી વાવા લાગે એટલે મેઘ પોતાની ગર્જના સહિત નાશ પામે છે,[૩૪] અથવા અગસ્ત્ય ઋષિનાં દર્શન થતાંની સાથેજ સમુદ્રની ગર્જના બંધ પડે છે, કિંવા ચંદ્રોદય થતાં સૂર્યવિકાસિની કમલિની આપોઆપ બીડાય છે;[૩૫] વધારે શું કહું? ગર્જના કરીને સિંહ આગળ આવ્યો કે મદોન્મત્ત હાથીને પણ ઉચકેલો પગ નીચે મૂકવાનું સૂઝતું નથી;[૩૬] તે પ્રમાણે સાત્ત્વિક ધૈર્ય ઉત્પન્ન થતાં મન, પ્રાણ અને ઇંદ્રિયોના વ્યાપાર તેને તે સ્થળે બંધ પડે છે[૩૭] હે અર્જુન! ઇંદ્રિયો અને વિષય એનો સ્નેહ આપોઆપ છૂટી જાય છે અને તે ગભરાઇને પોતાની માતા જે મન તેના ઉદરમાં પ્રવેશ કરે છે.[૩૮] પ્રાણના જે નવ પ્રકારના ભેદ છે, તે સર્વને છિન્નભિન્ન કરી, તેમને એકત્ર કરી તેને સુષુમ્ણા નાડીની કોટડીમાં અટકાવી રાખે છે;[૩૯] મનનાં સંકલ્પ વિકલ્પરૂપી વસ્ત્ર તોડી નાંખીને મનને નગ્ન બનાવી દે છે અને પછી બુદ્ધિ મનની પાછળ સ્વસ્થ થઇને બેસે છે;[૪૦] આ પ્રમાણે જે ધૈર્યરાજ મન, પ્રાણ અને ઇંદ્રિયોનાં સ્વકીય ચેષ્ટાનાં ભાષણો બંધ પાડે છે;[૪૧] પછી સર્વની તપાસ લઇ તેને ધ્યાનની આંતર કોટડીમાં યુક્તિથી ગોંધી રાખે છે;[૪૨] પરંતુ ચક્રવર્તી જે પરમાત્મા તેના તાબામાં તેને સોંપે ત્યાં સુધી તેની પાસેથી લાંચ

ન લેતાં તેને જે ધૈર્યરાજ છોડતો નથી;[43] લક્ષ્મીપતિ ભગવાન્ શ્રીકૃષ્ણ અર્જુનને કહે છેઃ- આવું જે ધૈર્ય તે કેવળ સાત્ત્વિક ધૈર્ય છે એમ તું સમજ.[44]

**यया तु धर्मकामार्थान्धृत्या धारयतेऽर्जुन ।**
**प्रसंगेन फलाकांक्षी धृतिः सा पार्थ राजसी ॥ ३४ ॥**

**શ્લોકાર્થઃ—**હે અર્જુન! જે ધૈર્યથી ધર્મ, કામ અને અર્થ એ ત્રણજ પુરુષાર્થ મનુષ્ય કરે છે અને તે તે પુરુષાર્થના આચરણ સમયે ફળની ઇચ્છા રાખે છે, તે રાજસ ધૈર્ય છે. (૩૪)

**ઓવી અર્થઃ—**અને શરીર એજ મારૂં સ્વરૂપ એમ માનીને જે સ્વર્ગ અને સંસાર એ ઉભયમાંજ ધર્મ અર્થ અને કામ એ ત્રણ ઉપાય સહિત જે આનંદ પૂર્વક વાસ કરે છે;[45] તે મનોરથસાગરમાં ધર્માર્થકામરૂપી નૌકાપર જે ધૈર્યથી વ્યાપાર કરે છે,[46] કર્મરૂપી ભંડોળ રોકવાથી તેનો ચાર ગણો ફાયદો આપે છે એમ માનીને જે ધૈર્યથી સાહસ કર્મ કરે છે.[47] તે ધૈર્યને હે અર્જુન! રાજસ ધૈર્ય કહેવામાં આવે છે. હવે ત્રીજા તામસ ધૈર્યનાં લક્ષણો કહું છું તે સાંભળ.[48].

**यया स्वप्नं भयं शोकं विषादं मदमेव च ।**
**न विमुञ्चति दुर्मेधा धृतिःसा पार्थ तामसी ॥ ३५ ॥**

**શ્લોકાર્થઃ—**હે પાર્થ જે ધૈર્યથી દુષ્ટબુદ્ધિનો મનુષ્ય નિદ્રા, ત્રાસ, શોક, ખેદ, અને મદનો ત્યાગ કરતો નથી તે તામસ ધૈર્ય છે. (૩૫).

**ઓવી અર્થઃ—**સર્વ નીચ ગુણોથી યુક્ત થઇને જે ઉત્પન્ન થાય છે; જે પ્રમાણે કોલસા શ્યામવર્ણનાજ બનેલા હોય છે;[49] અહો! પ્રાકૃત (સ્થૂલ) અને હીન હોવા છતાં પણ તેને ગુણ એવું મોટું નામ આપવાનું પ્રયોજન શું? એવી શંકા આવે તો તેનું નિવારણ એ છે કે રાક્ષસને પણ પુણ્યજન કહેવામાં નથી આવતા કે?[50] સર્વ ગ્રહોમાં જે અંગારાવત્ તાપ આપનાર ગ્રહ છે તેને પણ મંગળ કહેવામાં નથી આવતો કે? તે પ્રમાણે તમને જે ગુણ કહેવામાં આવે છે તે એક સાધારણ શબ્દ છે.[51] હે સુભટ અર્જુન! સર્વ દોષોનું વસતિસ્થાન જે તમો ગુણ તેનીજ જે નરની મૂર્તિ બનેલી છે;[52] જે પ્રમાણે પાપનું પોષણ કરવાથી દુઃખ કદિ છોડતાં નથી, તે પ્રમાણે તે આલસ્યને પોતાની સોડમાંજ રાખે છે, માટે નિદ્રા તેને કદિ છોડતી નથી;[53] અને જે પ્રમાણે પાષાણથી કઠિનતા કદિ અલિપ્ત થતી નથી, તે પ્રમાણે દેહરૂપી દ્રવ્ય પર તેની સદા અત્યંત પ્રીતિ હોવાથી તેને ભય કદિ છોડતો નથી;[54] અને કૃતઘ્ન મનુષ્યનાં પાપનું ક્ષાલન કરવાને ગમે તેટલી ખટપટ કરવામાં આવે તોપણ જેમ તે ધોવાતાં નથી, તે પ્રમાણે પદાર્થ માત્રના પર પ્રીતિ રાખવાથી તે શોકનું નિવાસસ્થાનજ બને છે;[55] અને રાત્રિ દિવસ પોતાના જીવની સાથે અસંતોષ બાંધી મુકેલો હોવાથી વિષાદે જેની સાથે મૈત્રી કરી છે;[56] લસણનો ઘ્રાણ (ગંધ) જે પ્રમાણે તેનાથી દૂર થતો નથી, કિંવા કુપથ્ય કરનારને જેમ વ્યાધિ છોડતો નથી તે પ્રમાણે વિષાદે આજન્મ તેની સાથે મૈત્રી કરેલી હોય છે,[57] અને તારુણ્ય, વિત્ત તથા કામનો જે ગર્વ કરે છે, તેથી તેનામાં મદ પણ વાસો કરે છે;[58] અગ્નિને જે પ્રમાણે તપ્તતા છોડતી નથી; જાતિવંત સર્પ જેમ દ્વેષ છોડતો નથી અને ભય જેમ સર્વ જગતનો વૈરી હોઇ તેને છોડતો નથી.[59] અથવા કાળ શરીરને કદિ પણ છોડતો નથી, તે પ્રમાણે તમોગુણમાં મદ અખંડ ભરેલો હોય છે.[60] આ પ્રમાણે નિદ્રા, ભય, શોક, વિષાદ અને મદ એ પાંચ તમના દોષ જે ધૈર્યે ધારણ કર્યા છે,[61] તે ધૈર્યને તામસ ધૈર્ય કહેવામાં આવે છે, એમ જગન્નાયક શ્રીકૃષ્ણ ભગવાન બોલ્યા.[62] આ પ્રમાણે

ત્રણ પ્રકારની બુદ્ધિ જે કર્મનો નિશ્ચય કરે છે તેને ધૈર્ય સિદ્ધ કરે છે.[૬૩] સૂર્યોદય થતાંની સાથે માર્ગ દ્રષ્ટિગોચર થવા માંડે છે અને તે પરથી મનુષ્ય પગોવડે જવા લાગે છે, પરંતુ ચાલનાર મનુષ્ય ધૈર્ય ધારણ કર્યા શિવાય ચાલી શકતો નથી;[૬૪] તે પ્રમાણે બુદ્ધિ જે કર્મ દર્શાવે છે તે કર્મ ઇંદ્રિયો ઉત્પન્ન કરે છે, પરંતુ ઉત્પન્ન કરવામાં જે ધૈર્યની આવશ્યકતા છે.[૬૫] ૮. ધૈર્યના ત્રણ પ્રકાર તને કહી સંભળાવ્યા, અને તેજ ધૈર્યના યોગથી ત્રણ પ્રકારનાં કર્મો ઉત્પન્ન થયાં.[૬૬] પછી તેને જે ફળ આવે છે અને જેને સુખ એવી સંજ્ઞા છે, તે પણ ત્રણ પ્રકારનાં છે.[૬૭] માટે ફળ રૂપ જે સુખ તેને ત્રણ ગુણો વડે ભિન્ન કરવામાં આવ્યાં છે. તેનો હવે સ્પષ્ટ ભાષણથી વિચાર કરીએ.[૬૮] સ્પષ્ટ કેવી રીતે? એવો પ્રશ્ન તું પૂછશે તો તેનો ઉત્તર એ છે કે શબ્દદ્વારા કહેવામાં આવતાં શબ્દનો મળ તેને લાગે છે અને કર્ણદ્વારા શ્રવણ કરવાથી કર્ણરૂપી કરનો મળ તેને લાગે છે.[૬૯] માટે શબ્દ અને અવધાનનો ત્યાગ કરી તેને કેવળ અંતઃકરણથી શ્રવણ કર.[૭૦] એમ બોલી હવે ત્રિવિધ સુખનું વર્ણન કરવાની પ્રસ્તાવના કરી, તેજ વ્યવસ્થા હું કહું છું.[૭૧].

सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ ।
अभ्यासाद्रमते यत्र दुःखान्तं च निगच्छति ॥ ३६ ॥

**શ્લોકાર્થઃ**—હવે, હે ભરત શ્રેષ્ઠ! જે સુખમાં અભ્યાસથી જીવ રમે છે અને તેનાં દુઃખનો નાશ થાય છે, તે સુખ પણ ત્રણ પ્રકારનું છે; તે હું કહું છું, તે સાંભળ. ( ૩૬ )

**ઓવી અર્થઃ**—ભગવાન કહે છેઃ-હે બુદ્ધિમંત અર્જુન! ગુણના યોગથી સુખનાં ત્રણ રૂપો છે એમ જે મેં તને કહ્યું હતું, તેનું હવે સ્પષ્ટતાપૂર્વક વર્ણન કરૂં છું, તે સાંભળ.[૭૨] હે કિરીટી! જીવને આત્માનો મેળાપ થતાં જે આનંદ થાય છે, તેને સુખ કહેવું. તે સુખ તને સમજાય એવી રીતે હું કહું છું.[૭૩] જે પ્રમાણે ઉત્તમ ઔષધ માત્રાના પ્રમાણસર સેવન કરવામાં આવે છે, અથવા રસનાં પુટો દઇ કલઈનું રૂપું કરવામાં આવે છે,[૭૪] કિંવા મીઠાનું પાણી કરવું હોય તો તેનાપર બેચારવાર પાણી નાખવું પડે છે,[૭૫] તે પ્રમાણે સુખનો યત્કિંચિત લાભ થતાં તેજ અભ્યાસ આગળ વધારવાથી જીવ દશાનાં દુઃખ જ્યાં નષ્ટ થાય છે.[૭૬] તે આત્મસુખ પણ ગુણના યોગથી ત્રણ પ્રકારનું થયું છે, તેમાંના એક પ્રકારનાં લક્ષણો તને કહી સંભળાવું છું.[૭૭]

यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।
तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥ ३७ ॥

**શ્લોકાર્થઃ**—આરંભમાં જે વિષ સમાન કટુ, પરિણામે અમૃત સમાન મિષ્ટ, અને આત્મ-વિષયક બુદ્ધિના પ્રસાદ વડે ઉત્પન્ન થયેલું હોય છે, તે સાત્ત્વિક સુખ છે. ( ૩૭ )

**ઓવી અર્થઃ**—હવે, ચંદનનું વૃક્ષ થડથી ઠેઠ ટોશી પર્યંત જે પ્રમાણે સર્પોના સમુદાયથી વેષ્ટિત હોય છે, અથવા દ્રવ્યના ખજાનાપર જે પ્રમાણે બ્રહ્મરાક્ષસાદિકનો પ્રતિબંધ હોય છે,[૭૮] અરે! સ્વર્ગના ઉત્તમ ભોગો પ્રાપ્ત કરવાને માટે પ્રથમ જેમ યજ્ઞનાં મહત્ સંકટ સહન કરવાં પડે છે, કિંવા જે પ્રમાણે બાલ્યદશામાં સૌને અતિ ત્રાસ સહન કરવા પડે છે;[૭૯] અસ્તુ! દીપક પ્રદીપ્ત કરવાને માટે પ્રથમ અગ્નિ સળગાવતાં ધુમ્રનો ત્રાસ સહન કરવો પડે છે,[૮૦] તે પ્રમાણે હે અર્જુન! આત્મસુખની પ્રાપ્તિ કરી લેવાને માટે યમદમાદિક સાધનોનું દુઃખ સહન કરવું પડે છે.[૮૧] દેહાદિકપરની પ્રીતિનો ગ્રાસ કરનાર અગ્નિના જેવો તીવ્ર વૈરાગ્ય જ્યારે ઉત્પન્ન થશે ત્યારે તે સ્વર્ગ અને સંસારના અંકુરો ઉખેડી નાખશે.[૮૨] તીવ્ર જ્ઞાનનું શ્રવણ અને

કઠોર વ્રતાચરણ કરતાં જ્યાં બુદ્ધિ ઇત્યાદિકને મહા સંકટો વેઠવાં પડે છે,[૮૩] સુષુમ્ણા નાડીના મુખથી પ્રાણ અને અપાન વાયુનો રોધ કરવો પડે છે, આ રીતે પ્રારંભમાં જ્યાં મહત્ કષ્ટ હોય છે;[૮૪] ચક્રવાક પક્ષીનાં યુગ્મનો વિયોગ કરવાથી અથવા ગાયને પાન્હો છૂટયો હોય ત્યારે તેના વાછરડાને તેના સ્તન આગળથી પાછો ખેંચી લેવાથી અથવા મત્સ્યને પાણીમાંથી બહાર કાઢવાથી તેને જેમ દુઃખ થાય છે;[૮૬] તે પ્રમાણે વિષયોના ઘરને છોડતી વખતે ઇન્દ્રિયોને મુમાંત થવા સમાન કષ્ટ થાય છે; પરંતુ વૈરાગ્યસંપન્ન શૂર તે દુઃખ પણ સહન કરે છે.[૮૭] આ પ્રમાણે જે સુખનો આરંભ કષ્ટમય છે, તેને જે સહન કરે છે તેને ક્ષીરાબ્ધિનું મંથન કરતી વખત જેણે દુઃખ સહન કર્યાં તેને અમૃતનો લાભ પ્રાપ્ત થયો તે પ્રમાણે પરમ સુખનો લાભ મળે છે.[૮૮] પ્રથમ જેમાંથી વૈરાગ્ય રૂપી વિષ નીકળે તેને પ્રાશન કરવાને માટે સાત્ત્વિક ધૈર્ય રૂપી શંભુ જ્યારે મુખ ખોલે છે ત્યારે પરિણામે જ્ઞાનરૂપી અમૃતનો ઉપભોગ મળે છે.[૮૯] દ્રાક્ષ જ્યારે કાચી હોય છે ત્યારે તે ખટાશમાં આમલીને પણ પાછળ હઠાવે છે પરંતુ જ્યારે તેજ પરિપક્વ થાય છે ત્યારે અતિ મિષ્ટ લાગે છે;[૯૦] તે પ્રમાણે, આત્મપ્રકાશ વડે વૈરાગ્ય જ્યારે પૂર્ણત્વને પ્રાપ્ત થાય છે ત્યારે તેનાં સર્વ દુઃખોનો નાશ થાય છે.[૯૧] સમુદ્રને ગંગા મળ્યા પછી જેમ તે સુખરૂપ બની જાય છે તે પ્રમાણે બુદ્ધિ આત્મામાં સ્થિત થતાં અક્ષયાનંદ રૂપી સુખનો ભંડાર ખુલી જાય છે.[૯૨] આ પ્રમાણે જે સુખનું મૂળ વૈરાગ્ય છે અને પરિણામ આત્માનંદપ્રાપ્તિ છે, તે સુખને સાત્ત્વિક સુખ કહેવામાં આવે છે.[૯૩]

**विषयेन्द्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ।**
**परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥ ३८ ॥**

**શ્લોકાર્થઃ**—વિષય અને ઇંદ્રિયોના સંયોગથી જે સુખ આરંભમાં અમૃત સમાન મિષ્ટ અને પરિણામે વિષ સમાન કટુ હોય છે, તે રાજસ સુખ છે. (૩૮)

**ઓવી અર્થઃ**—અને હે અર્જુન ! વિષય અને ઇંદ્રિયોનો સંયોગ થતાં બન્ને તીર ઉભરાઇ જાય એવી રીતે સુખનું જે પૂર આવે છે;[૯૪] અધિકારી પોતાના અધિકાર નીચેના ગ્રામમાં જતાં જેમ ત્યાં ઉત્સવ થાય છે; કિંવા ઋણ કરીને જેમ લગ્નનો સમારંભ કરવામાં આવે છે;[૯૫] અથવા રોગીને ખાંડ અને કેળાં કુપથ્ય હોવા છતાં પણ મિષ્ટ લાગે છે; કિંવા વછનાગ જેમ ખાતી વખત મધુર લાગે છે;[૯૬] શાહુચોરની મૈત્રી જેમ પ્રથમ આલ્હાદકારક હોય છે; કિંવા ચકલાની રાંડ (વેશ્યા) નાં આચરણ જેમ પ્રથમ સુખકર લાગે છે; કિંવા જેમ નટોના આવિર્ભાવ આનંદદાયક હોય છે;[૯૭] તે પ્રમાણે વિષય અને ઇંદ્રિયોના સંબંધથી જીવને જે સુખ થાય છે તે પરિણામે દુઃખદાયક નીવડે છે. ખડકપર સંચિત થયેલા પાણીમાં શુક્રાદિ ગ્રહનાં પ્રતિબિંબ પડેલાં જોઇને તે રત્ન છે એવા ભ્રમથી હંસ તે પર ત્રાપ મારે તો તેને રત્નપ્રાપ્તિ થતી નથી પરંતુ મૃત્યુપ્રાપ્તિ થાય છે.[૯૮] તે પ્રમાણે જેના યોગથી સુકૃતથી મેળવેલા સુખનો નાશ થાય છે અને જીવનો પણ નાશ થાય છે; અને વિષયસુખ મેળવવાને માટે સંપાદન કરેલાં સર્વ પુણ્યરૂપી ધનનો પણ નાશ થાય છે;[૯૯] તથા ભોગવેલા વિષયો પણ સ્વપ્નવત્ લય પામે છે. પછી દુઃખના રાશિમાં આળોટવું એજ તેને વારસામાં મળે છે.[૧૦૦] આ લોકમાં પ્રાપ્ત થયેલા સુખનું પરિણામ આ આવે છે; અને તે ખરેખર પરલોકમાં પણ વિષરૂપેજ ફળપ્રદ થાય છે.[૧] ઇંદ્રિયોના લાડકોડ પૂરા પાડવાને માટે જે ધર્મરૂપી પાક તેને સ્વાધીન કરી દે છે, તે ધર્મને બાળી મૂકીને ઇંદ્રિયો કને વિષયોપભોગ ભોગવાવે છે.[૨] પછી પાતકને સ્થાન મળીને મજબૂત થાય છે અને નરકપ્રાપ્તિ કરાવી આપે છે. આલોકના સુખથી પરલોકનો

આ પ્રમાણે ઘાત થાય છે.[૩] જે પ્રમાણે વિષ માત્ર શબ્દથી મધુર લાગે છે, પરંતુ પરિણામે પ્રાણનો નાશ કરનાર હોય છે, તે પ્રમાણે આ લોકનાં સુખ આરંભમાં મિષ્ટ પરંતુ પરિણામે કટુ નિવડે છે.[૪] હે પાર્થ ! એ સુખ કેવળ રજોગુણનાંજ બનેલાં હોય છે, માટે તેને કદિ સ્પર્શ પણ કરીશ માં.[૫]

**यदग्रे चानुबन्धे च सुखं मोहनमात्मनः ।**
**निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥ ३९ ॥**

**શ્લોકાર્થઃ**—જે આરંભમાં અને પરિણામે ચિત્તને મોહ ઉત્પન્ન કરનાર, અને નિદ્રા, આલસ્ય તથા પ્રમાદમાંથી ઉત્પન્ન થયેલ હોય તે તામસ સુખ કહેવાય છે. (૩૯)

**ઓવી અર્થઃ**—અને અપેયના પાનથી, અભક્ષ્યના ભક્ષણથી તથા સ્વૈરિણી સ્ત્રીના સંયોગથી ઉત્પન્ન થનાર જે સુખ,[૬] કિંવા અન્યનો ઘાત કરી તથા અન્યનું સર્વસ્વ હરણ કરી કિંવા ભાટના સ્તુતિપાઠથી જે સુખ ઉત્પન્ન થાય છે;[૭] જે આલસ્યથી કિંવા નિદ્રાથી વૃદ્ધિંગત થાય છે; અને જે સુખના આરંભમાં કિંવા પર્યવસાને આપણને કલ્યાણનું ભાન થતું નથી.[૮] તે સુખ હે અર્જુન ! તામસ છે એમ તું જાણ. આ કથા હું વિસ્તારપૂર્વક કહેવા બેસતો નથી. કારણકે તેમ કરવું અસંભાવ્ય છે.[૯] આ પ્રકારે મૂળ કર્મના ભેદથી ફળરૂપ સુખ ત્રણ પ્રકારનું થયું છે, એ તને યથાશાસ્ત્ર કહી સંભળાવ્યું.[૧૦] સર્વ જગત્‌માં નાની મોટી જે જે વસ્તુઓ છે, તે પૈકી એક પણ વસ્તુ કર્તા, કર્મ અને ફળ એ ત્રિપુટી વ્યતિરિક્ત પ્રાપ્ત થશે નહિ.[૧૧] અને હે અર્જુન ! પટ જે પ્રમાણે તંતુથી તૈયાર કરવામાં આવે છે, તે પ્રમાણે આ ત્રિપુટી જોવા જતાં ત્રણ ગુણોથી ભરેલી છે.[૧૨]

**न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।**
**सत्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात्त्रिभिर्गुणैः ॥ ४० ॥**

**શ્લોકાર્થઃ**—પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયેલ આ ત્રણ ગુણોથી અલિપ્ત એવી કોઇપણ સ્થાવર જંગમ વસ્તુ પૃથ્વીપર સ્વર્ગમાં અને દેવાદિકમાં પણ દ્રષ્ટિગોચર થતી નથી. (૪૦)

**ઓવી અર્થઃ**—માટે તું એ વાત લક્ષમાં રાખ કે પ્રકૃતિના ગુણોથી બદ્ધ ન થયેલી એવી કોઇ પણ વસ્તુ આ લોકમાં વા સ્વર્ગલોકમાં નથી.[૧૩] ઉન વિના કામળી અને મૃત્તિકા શિવાય ગોળો શી રીતે બની શકે વારુ ? અથવા પાણી વિના તરંગોની ઉત્પત્તિ ક્યાંથી થાય ?[૧૪] તે પ્રમાણે આ સૃષ્ટિમાં જીવમાત્ર ગુણની રચનાથી મુક્ત નથી,[૧૫] એટલા માટે આ સર્વ જગત્‌માંના પદાર્થો માત્ર ત્રણ ગુણોથીજ રચાયેલા છે, એમ તું સમજ.[૧૬] આ ત્રણ ગુણોની શક્તિ એટલી અગાધ છે કે તેણે એક દેવના ત્રણ દેવ કર્યા છે; અને એક લોકના ત્રણ લોક (સ્વર્ગ મૃત્યુ અને પાતાળ) કર્યા છે; અને ચાર વર્ણ તથા તેનાં ભિન્ન ભિન્ન કર્મો તેણેજ કર્યા છે.[૧૭]

**ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ।**
**कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥ ४१ ॥**

**શ્લોકાર્થઃ**—હે પરંતપ ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રનાં કર્મો પ્રકૃતિજન્ય ગુણો વડે ભિન્ન ભિન્ન છે. (૪૧)

**ઓવી અર્થઃ**—તે ચાર વર્ણ ક્યા ક્યા એમ જો તું પૂછશે તો તેનો ઉત્તર એ છે કે અગ્રભાગે બ્રાહ્મણ છે.[૧૮] બીજા ક્ષત્રિય અને વૈશ્ય એ બન્ને વર્ણના લોકો વૈદિક કર્મ કરવાના અધિકારી હોવાથી તેમની ગણના પણ દ્વિજમાં થાય છે.[૧૯] હે ધનંજય ! ચોથા જે શૂદ્ર

વર્ણના લોકો તેને વેદનો અધિકાર નથી; પરંતુ તેમની સેવાવૃત્તિ ઉપલા ત્રણુ વર્ણને આધીન છે.[૨૦] બ્રાહ્મણાદિ ત્રણુ વર્ણની સેવાવૃત્તિનાં સાન્નિધ્યથી શૂદ્રને પણુ ચતુર્થ વર્ણમાં ગણુવામાં આવ્યા.[૨૧] જે પ્રમાણે પુષ્પના સંસર્ગને લીધે તેની અંદરના (હારમાંના) દોરાનો પણુ શ્રીમંત લોકો સુગંધ લે છે, તે પ્રમાણે શ્રુતિએ બ્રાહ્મણુના સંસર્ગથી શૂદ્રનો પણુ વર્ણમાં સમાવેશ કર્યો.[૨૨] હે પાર્થ ! હવે આવા ચાર પ્રકારથી વર્ણની વ્યવસ્થા કરવામાં આવી છે ત્યારે તે વર્ણનાં કર્મો શું શું છે, તે ભેદ તને કહી સંભળાવું છું.[૨૩] જે ગુણો વડે તે ચારે વર્ણો જન્મ મૃત્યુના સંકટમાંથી મુક્ત થઇ ઈશ્વરસાન્નિધ્યને પ્રાપ્ત થાય છે.[૨૪] આત્માની જે પ્રકૃતિ તેના સત્ત્વાદિ ગુણોએ ચાર વર્ણને ચાર પ્રકારનાં કર્મો વ્હેંચી આપ્યાં છે.[૨૫] જે પ્રમાણે પિતાએ મેળવેલી સંપત્તિ પુત્રોને વ્હેંચી આપવામાં આવે છે, કિંવા સૂર્ય જે પ્રમાણે વટેમાર્ગુને સૌ સૌનો માર્ગ બતાવી દે છે, અથવા સ્વામી સેવકને ભિન્ન ભિન્ન વ્યવહાર કહી બતાવે છે.[૨૬] તે પ્રમાણે પ્રકૃતિના ગુણે કર્મનો વિસ્તાર કરી તેની ચાર વર્ણોને વ્હેંચણી કરી આપી.[૨૭] સત્ત્વગુણે પોતાના સમ વિષમ ભાગ વડે બ્રાહ્મણ અને ક્ષત્રિય એ બે વર્ણ ઉત્પન્ન કર્યા;[૨૮] અને રજોગુણ તથા સત્ત્વગુણુના મિશ્રણથી વૈશ્ય વર્ણની ઉત્પત્તિ થઇ, તથા રજ અને તમના મિશ્રણ વડે શૂદ્ર ઉત્પન્ન થયા.[૨૯] આ પ્રકારે હે પ્રબુદ્ધ ! ગુણોએ એકરૂપ પ્રાણી માત્રના ચાર પ્રકારના ભેદ પાડયા છે, એમ તું સમજ.[૩૦] પછી જે પ્રમાણે દીપકના પ્રકાશથી આપણી મૂકેલી વસ્તુ સહજ દ્રષ્ટિગોચર થાય છે, તે પ્રમાણે પૃથક્ થયેલાં કર્મોને શાસ્ત્રમાં સ્પષ્ટ રીતે વર્ણવવામાં આવ્યાં છે.[૩૧] હે ભાગ્યવંત ! કયા વર્ણને કયું કર્મ વિહિત છે તેજ હવે તને કહું છું, તે સાંભળ.[૩૨]

**शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च ।**
**ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥ ४२ ॥**

**શ્લોકાર્થઃ**—શમ અર્થાત્ ચિત્તનું નિયમન, દમ એટલે બાહ્યેંદ્રિયોનું નિયમન, કાયિક, વાચિક, તથા માનસિક તપ, શુચિર્ભૂતતા, ક્ષમા, સરળતા, શાસ્ત્રજ્ઞાન, અનુભવજ્ઞાન અને શ્રુતિ સ્મૃતિ વિષે શ્રદ્ધા એ બ્રાહ્મણનાં સ્વભાવસિદ્ધ કર્મ છે. (૪૨)

**ઓવી અર્થઃ**—પ્રિયા જે પ્રમાણે પોતાના પતિની સાથે એકાંતમાં ઐક્ય પામે છે, તે પ્રમાણે સર્વ ઈંદ્રિયોની વૃત્તિને પોતાના સ્વાધીનમાં લઇને જે બુદ્ધિ આત્મસ્વરૂપમાં મળી જાય છે;[૩૩] એવી જે બુદ્ધિની તલ્લીનતા તેને 'શમ' કહેવામાં આવે છે. એ શમ સર્વ ગુણોમાં પ્રથમ હોય છે અને એનાથીજ સર્વ કર્મનો પ્રારંભ થાય છે.[૩૪] અને જે બાહ્ય ઈંદ્રિયોને વિધિનો દંડ દઇ તેને અધર્મના માર્ગે કદિ પણુ જવા દેતો નથી,[૩૫] તે શમનો સહાયક 'દમ' છે. તે ઈંદ્રિયોને સ્વધર્માનુસાર ચલાવે છે.[૩૬] જે પ્રમાણે ષષ્ઠીપૂજનની રાત્રિએ દીપકને વિશ્રાંતિ પ્રાપ્ત થતી નથી તેવી રીતે સર્વ કાળ ઈશ્વર સ્વરૂપનો વિચાર કરવો,[૩૭] તેને 'તપ' કહેવામાં આવે છે; અને એ બ્રાહ્મણ કર્મનો તૃતીય ગુણ છે. અને શૌચ એટલે પવિત્રતા, એ નિર્દોષ હોઇ બે પ્રકારની છે.[૩૮] મન શુદ્ધ ભાવથી પરિપૂર્ણ હોઇ સર્વ શરીર સત્કર્મથી સુશોભિત બને, આવી અંતર્બાહ્ય શૂચિર્ભૂતતાને,[૩૯] હે પાર્થ ! 'શૌચ' કહેવામાં આવે છે; અને એ બ્રહ્મકર્મનો ચતુર્થ ગુણ છે. અને પૃથ્વી પેઠે નિરંતર સર્વ દુઃખ સહન કરવાં.[૪૦] તેને હે અર્જુન ! 'ક્ષમા' કહેવામાં આવે છે; અને એ બ્રાહ્મણકર્મનો પાંચમો ગુણ છે. જેમ સપ્ત સ્વરમાંનો પંચમ સ્વર અતિ મધુર હોય છે તે પ્રમાણે આ ગુણ અતિ શ્રેષ્ઠ છે.[૪૧] અને ગંગાનો ઓઘ વક્ર હોય તોપણ સીધોજ છે; કિંવા શેરડીનો સાંઠો વક્ર હોય તોપણ તેની મિષ્ટતા તો એક સરખીજ હોય છે,[૪૨] તે પ્રમાણે, આપણુને ત્રાસ દેનાર જીવપર પણ અત્યંત પ્રીતિ હોવી

એને 'આર્જવ' કહેવામાં આવે છે; અને બ્રાહ્મણકર્મનો એ ષષ્ઠ ગુણ છે.[૪૩] જેમ માળી કષ્ટ સહન કરી વૃક્ષના મૂળમાં પાણી સિંચે છે, તેના શ્રમથી ફળ આવે છે ત્યારે તે શ્રમ સાર્થક થાય છે.[૪૪] તે પ્રમાણે શાસ્ત્રોક્ત આચરણથી ઈશ્વરપ્રાપ્તિ અવશ્ય થશેજ એમ જે સમજવું તેને 'જ્ઞાન' કહેવામાં આવે છે.[૪૫] આ જ્ઞાન એ બ્રહ્મકર્મનો સાતમો ગુણ છે; અને તેજ પ્રમાણે વિજ્ઞાનનું લક્ષણ આ પ્રમાણે છે.[૪૬] શાસ્ત્રવિચાર તથા ધ્યાનના અભ્યાસથી ઈશ્વર રૂપી જે બુદ્ધિ સત્ત્વશુદ્ધિની વખતે નિશ્ચયપૂર્વક પ્રાપ્ત થાય છે,[૪૭] તેને 'વિજ્ઞાન' કહેવામાં આવે છે; અને તે બ્રહ્મકર્મનું આઠમું ગુણ રત્ન છે. અને 'આસ્તિક્ય' એ નવમો ગુણ છે; એમ તું સમજ.[૪૮] રાજમુદ્રાંકિત મનુષ્ય ગમે તે હોય તોપણ સર્વ લોકો તેની સેવા કરે છે, તે પ્રમાણે શાસ્ત્રે જે માર્ગ સ્વીકાર્યા છે,[૪૯] તે માર્ગને આદરપૂર્વક માન્ય કરી તદનુસાર આચરણ કરવું, તેને હું 'આસ્તિક્ય' કહું છું. એ બ્રાહ્મણકર્મનો નવમો ગુણ છે અને આજ ગુણથી સર્વ બ્રાહ્મકર્મ સત્ય થાય છે.[૫૦] આ પ્રમાણે શમાદિક નવ ગુણો જ્યાં નિર્દોષ દ્રષ્ટિગોચર થાય છે તે બ્રાહ્મણનું સ્વાભાવિક કર્મ છે, એમ તું સમજ.[૫૧] બ્રાહ્મણ વર્ણ કેવળ નવગુણરૂપી રત્નનો રત્નાકર અથવા નવરત્નોનો હારજ છે. જે પ્રમાણે સૂર્ય કદિ પણ પ્રકાશનો પરિત્યાગ કરતો નથી, પરંતુ સર્વદા પ્રકાશયુક્તજ હોય છે,[૫૨] અથવા ચંપાનું વૃક્ષ જે પ્રમાણે તેનાંજ પુષ્પો વડે સુશોભિત દ્રષ્ટિગોચર થાય છે, અથવા જે પ્રમાણે ચંદ્ર પોતાની પ્રભા વડેજ પ્રકાશિત હોય છે, કિંવા ચંદન જેમ પોતાનાજ પરિમલથી ચર્ચિત હોય છે,[૫૩] તે પ્રમાણે નવગુણરૂપી અલંકાર બ્રાહ્મણનું અવ્યંગ ભૂષણ છે; અને એ અલંકાર બ્રાહ્મણનું અંગ કદિ પણ છોડતો નથી.[૫૪] હવે, હે ધનંજય! ક્ષત્રિયને જે કર્મ ઉચિત છે તે બુદ્ધિચાપલ્યથી સાંભળ[૫૫]

**शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ॥**
**दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥ ४३ ॥**

**શ્લોકાર્થઃ**—પરાક્રમ, તેજ, ધૈર્ય, દક્ષતા, યુદ્ધથી વિમુખ ન થવું, દાતૃતા અને લોકોપર સત્તા ચલાવવી, એ ક્ષત્રીયોનાં સ્વભાવસિદ્ધ કર્મો છે. (૪૩)

**ઓવી અર્થ:**—સૂર્ય પ્રકાશ પાડવાને માટે અન્યની સાહાય્યની અપેક્ષા રાખતો નથી, કિંવા સિંહ પોતાનાં પરાક્રમમાં સોબતીની મદદની ગરજ રાખતો નથી;[૫૬] આવી રીતે સહાયતા વિના જે પોતે બળવાન અને શૂરો હોય છે તે ક્ષત્રિયની પ્રકૃતિનો પ્રથમ ગુણ શૌર્ય છે.[૫૭] અને સૂર્યના પ્રકાશથી કોટયવધિ નક્ષત્રો નષ્ટપ્રાય થઈ જાય છે, પરંતુ ચંદ્ર સહવર્તમાન સર્વ નક્ષત્રો સૂર્યનો લોપ કરવાને સમર્થ થતાં નથી;[૫૮] તે પ્રમાણે પોતાના યોગ્ય ગુણોથી સર્વ જગતને આશ્ચર્યચકિત કરી નાંખે અને ગમે તેવો પ્રસંગ આવે તો પણ સ્વતઃ ગભરાય નહિ;[૫૯] એવો જે પ્રશંસનીય ગુણ 'તેજ' તે ક્ષાત્ર પ્રકૃતિનો દ્વિતીય ગુણ છે; અને 'ધીર' એ તેજ પ્રકૃતિનો તૃતીય ગુણ છે.[૬૦] આકાશ તુટી પડે તો પણ જેની બુદ્ધિનાં નેત્રો અને મન નિસ્તેજ થતાં નથી; આ ગુણને 'ધૈર્ય' કહેવામાં આવે છે.[૬૧] અને પાણી ગમે તેટલું ઊંડું હોય તો પણ કમળ તેને નીચે મૂકીને પોતે બહાર આવે છે, કિંવા આકાશ ઉંચાઈના વિષયમાં સર્વ પદાર્થને જીતે છે,[૬૨] તે પ્રમાણે, નાના પ્રકારના પ્રસંગો પ્રાપ્ત થાય તો પણ, હે પાર્થ! ફળરૂપ જે અર્થ તેને બુદ્ધિ જીતે છે.[૬૩] આ પ્રમાણે સાવધતા રાખવી તેને 'દક્ષતા' કહેવામાં આવે છે; અને એ ક્ષાત્ર પ્રકૃતિનો ચતુર્થ ગુણ છે. અને 'અલૌકિક યુદ્ધ પરાક્રમ' એ તેજ પ્રકૃતિનો પાંચમો ગુણ છે.[૬૪] જે પ્રમાણે, સૂર્યકમળો સદા સૂર્યની સન્મુખ હોય છે, તે પ્રમાણે સદૈવ શત્રુની સન્મુખ રહેવું;[૬૫] ગર્ભિણી સ્ત્રી જે પ્રમાણે પતિ-

સમાગમને પ્રયત્ને કરીને ચૂકવી દે છે, તે પ્રમાણે જે રણાંગણમાં શત્રુને પીઠ દેખાડતો નથી;[૬૬] ચાર પુરુષાર્થમાં જે પ્રમાણે 'ભક્તિ' શ્રેષ્ઠ છે, તે પ્રમાણે ક્ષાત્ર પ્રકૃતિના ગુણોમાં આ પાંચમો ગુણ ઇંદ્રની પેઠે શ્રેષ્ઠ છે, એમ તું સમજ.[૬૭] અને વૃક્ષ જે પ્રમાણે પોતાનાં પાંદડાં, પુષ્પો અને ફળો યાચકોને અર્પણ કરવાને સર્વદા તત્પર હોય છે, અથવા પરિમલ અર્પણ કરવામાં જેમ કમળ ઉદાર હોય છે;[૬૮] અથવા, જેને જેટલો પ્રેમ હોય તેને તેટલું ચંદ્રપ્રકાશનું સુખ ચંદ્ર આપે છે, તે પ્રમાણે યાચકને તેની ઇચ્છાનુસાર દાન આપવું,[૬૯] તેને 'અમર્યાદ દાન' કહેવામાં આવે છે, એ ક્ષાત્ર પ્રકૃતિનું છઠ્ઠું ગુણરત્ન છે. અને આજ્ઞાનું નિવાસસ્થાન એક ક્ષત્રિયજ છે.[૭૦] આપણા હસ્તપાદાદિકનું સારૂં પોષણ કરવાથી તેની પાસેથી ગમે તે કામ કરાવી શકાય છે, તે પ્રમાણે પ્રેમપૂર્વક પ્રજાનું પાલન કરવાથી રાજા પ્રજાનો ઉપભોગ ફાવે તેમ લઇ શકે છે,[૭૧] પ્રજાની વર્ત્તણુંક ઉત્તમ રહે એવી વ્યવસ્થા રાખવી તેનેજ 'ઇશ્વરભાવ' કહેવામાં આવે છે અને તેમાં સર્વ સામર્થ્ય વાસ કરે છે. આ ગુણ ક્ષાત્ર પ્રકૃતિના સર્વ ગુણોનો રાજા છે અને તે તેનો સાતમો ગુણ છે.[૭૨] આ પ્રમાણે શૌર્યાદિક સપ્ત ગુણોથી જે પુરુષ વિશેષ અલંકૃત હોય છે તે, જેમ સપ્તર્ષિનાં સાત નક્ષત્રોથી આકાશ શોભે છે, તે પ્રમાણે શોભે છે.[૭૩] આ પ્રકારે આ સપ્ત પવિત્ર ગુણ વડે જે કર્મ પવિત્ર થયેલાં હોય છે તે ક્ષાત્ર પ્રકૃતિનાં સ્વાભાવિક કર્મ છે.[૭૪] આવો જે પુરૂષ હોય છે તે ક્ષત્રિય નથી, પરંતુ સત્ત્વરૂપી સુવર્ણનો મેરુજ છે, માટે તે સપ્ત ગુણરૂપી સ્વર્ગને ધારણ કરે છે.[૭૫] કિંવા સપ્ત ગુણરૂપી સમુદ્રે વેષ્ટિત કરેલી એ ક્ષાત્ર પ્રકૃતિરૂપી પૃથ્વીજ છે;[૭૬] અથવા સપ્ત ગુણરૂપી ઓઘથી ક્ષાત્ર ક્રિયારૂપી ગંગા-ક્ષાત્ર પ્રકૃતિ ધારણ કરનાર આ મહોદધિનેજ મળીને શોભે છે.[૭૭] હવે આ સર્વ વાત રહેવા દો. ક્ષાત્ર પ્રકૃતિનાં શૌર્યાદિક ગુણાત્મક કર્મો સ્વાભાવિક છે.[૭૮] હવે હે મહામતે! વૈશ્ય જાતિને જે કર્મ યોગ્ય છે, તે તને કહું છું તે સાંભળ.[૭૯]

**कृषिगोरक्ष्यवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।**
**परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥ ४४ ॥**

**શ્લોકાર્થઃ**—કૃષિ, ગોરક્ષા એટલે ઢોરોને પાળવાં અને વાણિજ્ય એટલે ક્રય વિક્રય કરવો એ વૈશ્યનું સ્વાભાવિક કર્મ છે. અને પરિચર્યા એટલે સેવા કરવી એ શૂદ્રનું પણ સ્વાભાવિક કર્મ છે. (૪૪)

**ઓવી અર્થઃ**—ક્ષેત્ર, બીજ અને હળ ઇત્યાદિ સાહિત્ય મેળવી તેના યોગથી પુષ્કળ નફો પ્રાપ્ત કરવો,[૮૦] કિંબહુના કૃષિકર્મ કરવું અથવા ગાયનું સંરક્ષણ કરવું કિંવા સસ્તે ભાવે વસ્તુ લઈ મોંઘે દરે વેચવી,[૮૧] હે અર્જુન વૈશ્ય જાતીએ આ ત્રણ પ્રકારનું કર્મ કરી નિર્વાહ કરવો એજ તેનો સ્વાભાવિક ધર્મ છે.[૮૨] અને વૈશ્ય, ક્ષત્રિય તથા બ્રાહ્મણ, એ ત્રણે વર્ણને દ્વિજની સંજ્ઞા પ્રાપ્ત થઇ છે અને તેની સેવા કરવી એજ શૂદ્ર વર્ણનો સ્વાભાવિક ધર્મ છે.[૮૩] પરંતુ દ્વિજની સેવા શિવાય શૂદ્રનું અન્ય કર્મજ નથી. આ પ્રકારે તને ચારે વર્ણનાં કર્મો કહી સંભળાવ્યાં.[૮૪]

**स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।**
**स्वकर्मनिरतः सिद्धिं यथा विन्दति तच्छृणु ॥ ४५ ॥**

**શ્લોકાર્થઃ**—પોતપોતાનાં કર્મમાં જે તત્પર હોય છે, તેને જ્ઞાનનિષ્ઠાને પાત્ર થવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે. પોતાના કર્મમાં તત્પર રહેનારમાં તે યોગ્યતા શી રીતે આવે છે, તે સાંભળ. (૪૫)

**ઓવી અર્થઃ**—હવે આ ચાર વર્ણનાં પૃથક્ પૃથક્ ઉચિત કર્મો તને સ્પષ્ટ રીતે કહી સંભળાવું છું. જે પ્રમાણે કર્ણાદિ ઇંદ્રિયોને શબ્દાદિ વિષયોજ ઉચિત હોય છે;[૮૫] અથવા મેઘમાંથી પડેલાં પાણીનું યોગ્ય સ્થાન નદીજ હોય છે; અને, હે અર્જુન ! નદીનું ઉચિત સ્થાન સમુદ્ર છે.[૮૬] તે પ્રમાણે વર્ણાશ્રમ ધર્માનુસાર આવશ્યક કર્મ કરવાથી ગૌર અંગને જે પ્રમાણે ગૌરતા શોભા આપે છે તે પ્રમાણે તે વર્ણને અત્યંત શોભા પ્રાપ્ત થાય છે.[૮૭] હે વીરોત્તમ ! તે સ્વભાવજન્ય કર્મનું શાસ્ત્રમાં જણાવ્યા પ્રમાણે આચરણ કરવા વિષે આપણી બુદ્ધિ નિશ્ચિત કરવી.[૮૮] પરંતુ આપણી પાસે રહેલું રત્ન જે પ્રમાણે રત્નપરીક્ષકદ્વારા પરખાવવું પડે છે, તે પ્રમાણે આપણાં સ્વકર્મ શાસ્ત્રના આધારથી સમજી લેવાં.[૮૯] જે પ્રમાણે આપણી પાસે દૃષ્ટિ હોવા છતાં પણ દીપક વિના તેનો ઉપયોગ કરી શકાતો નથી, અને માર્ગ ન જડે તો પગ હોય છતાં પણ તેનો શો ઉપયોગ ?[૯૦] માટે જાતી અનુસાર જે અધિકાર હોય તે શાસ્ત્રના આધારથી સમજી લેવા.[૯૧] પછી હે અર્જુન ! દીપક જ્યારે આપણા ગૃહમાંનો ભંડાર આપણને દર્શાવે છે ત્યારે તેને લેવાનો પ્રતિબંધ હોય છે કે ?[૯૨] તે પ્રમાણે સ્વભાવતઃ પોતાને ભાગે આવેલું અને શાસ્ત્રાધારે સિદ્ધ થયેલું જે વિહિત કર્મ તેનું આચરણ જે કરે છે;[૯૩] પરંતુ આલસ્ય અને ફલેચ્છા ત્યાગી અત્યંત ઉત્કંઠાથી કાયિક અને માનસિક શક્તિની એકાગ્રતાપૂર્વક જે તેમાં કાળ વ્યતીત કરે છે;[૯૪] પાણી ઓઘમાં પડયા પછી જેમ અનિશ્ચિત માર્ગે જતું નથી, તે પ્રમાણે જેનું આચરણ યથાશાસ્ત્ર હોય છે.[૯૫] હે અર્જુન ! આ પ્રમાણે જે વિહિત કર્મનું સ્વતઃ આચરણ કરે છે. તે પુરુષ મોક્ષની આગળનું દ્વાર જે વૈરાગ્ય તેને પ્રાપ્ત થાય છે.[૯૬] જે અકરણીય અને નિષિદ્ધ કર્મનો સંબંધ થવા દેતો નથી, અર્થાત્ આત્મપ્રાપ્તિની વિરૂદ્ધ જે સંસાર, તેના ભયથી જે મુક્ત થાય છે;[૯૭] તેમજ ચંદનના કાષ્ઠની હેડ આણવામાં આવે તોપણ કોઇ તેમાં પોતાનો પગ નાંખતું નથી, તે પ્રમાણે જે કામ્ય કર્મ પ્રતિ કૌતુકથી પણ જોતો નથી;[૯૮] અને ઇતર જે નિત્ય કર્મ તેના ફળનો ત્યાગ કરવાથી તેની પણ પરિસમાપ્તિજ કરેલી હોય છે, તેથી તે મોક્ષના સીમાડા સુધી જઈ પહોંચેલો હોય છે.[૯૯] આવી યુક્તિથી કર્મનું નિરસન કરી જે શુભાશુભ સંસારથી મુક્ત થાય છે અને મોક્ષનું દ્વાર જે વૈરાગ્ય ત્યાં જઇને જે ઉભો રહે છે,[૯૦૦] જે વૈરાગ્ય સકળ ભાગ્યની સીમા છે; મોક્ષ લાભનો નિશ્ચય છે કિંવા કર્મમાર્ગનો શ્રમ પરિહાર થવાનું સ્થાન છે;[૧] મોક્ષફળ જેનો જામીન થયેલ છે. કિંવા જે સત્કર્મરૂપી વૃક્ષનું પુષ્પજ છે, તે વૈરાગ્યમાં સાધક પુરુષ ભ્રમરની પેઠે ચરણ મૂકે છે.[૨] અહા ! આશ્ચર્ય તો જો ! આત્મજ્ઞાનરૂપી સૂર્યની આગળ વૈરાગ્ય એ અગાઉથી ખબર આપનાર ખેપીયાના જેવો અરુણોદય છે;[૩] કિંબહુના આત્મજ્ઞાન રૂપ જે નિધાન તે જે વૈરાગ્યરૂપી દિવ્યાંજનથી હસ્તગત થાય છે. અને તે અંજનને જે જીવ ભાવથી બુદ્ધિરૂપી નેત્રમાં આંજે છે;[૪] હે અર્જુન ! આ પ્રકારે વિહિત કર્મને અનુસરી આચરણ કરવાથી તેને મોક્ષપ્રાપ્તિની યોગ્યતા પ્રાપ્ત થાય છે.[૫] હે પાંડવ ! વિહિત કર્મ મનુષ્યનાં જીવનનો પ્રાણ છે અને તેનું આચરણ કરવું એજ મમ સર્વાત્મક ઇશ્વરની સેવા છે.[૬] સંપૂર્ણ ભોગવડે પતિવ્રતા સ્ત્રી પોતાના પ્રિય પતિની સાથે ક્રીડા કરે, તેનાં તેજ આચરણને 'તપ' કહેવું જોઇએ;[૭] કિંવા બાળકને માતા શિવાય અન્ય જીવવાનું સાધનજ નથી માટે તેની (માતાની) સેવા કરવાથી તેનું (બાળકનું) કલ્યાણ થાય છે; તે પ્રમાણે સ્વધર્મનું આચરણ કરવું એજ મુખ્ય ધર્મ છે.[૮] અથવા, કેવળ પાણી સમજીનેજ ગંગામાં રહેલાં મત્સ્યને ત્યાં રહેવાથી જે પ્રમાણે સર્વ તીર્થોનો લાભ મળે છે,[૯] તે પ્રમાણે, વિહિત કર્મ કર્યા શિવાય બીજો ઉપાયજ નથી એવા નિશ્ચયથી તેનું આચરણ કરવાથી જગન્નાથ જે ઈશ્વર તેનાપર આપણો (કાર્યનો) બોજો જઇ પડે છે.[૧૦] અરે, જેનાં જે વિહિત કર્મ નિયત કરવામાં આવ્યાં છે તે તેણે કરવાંજ જોઇએ એવો ઈશ્વરનો મનોભાવ

છે, માટેજ તે કર્મ કરવાથી નિઃસંશય ઈશ્વરની પ્રાપ્તિ થાય છે.[11] દાસી હોવા છતાં પણ જો તે રાજાની કસોટીમાં ઉત્તીર્ણ થાય તો તેજ સર્વની સ્વામિની થાય છે; કિંવા સ્વામીના કાર્યને અર્થે જે પોતાનું મસ્તક આપે છે તેને જે પ્રમાણે સ્વામી ઇનામપત્ર કરી આપી પોતાનાં દફતરમાં તેનો દાખલો રાખે છે,[12] તે પ્રમાણે, ઈશ્વરના મનોભાવ અનુસાર વર્તવું એજ તેની પરમ સેવા છે; અને એ વ્યતિરિક્ત જે ઈતર કર્મ કરવામાં આવે છે તે, હે અર્જુન! વાણિજ્ય કર્મ સમાન છે.[13]

**यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।**
**स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ॥ ४६ ॥**

**શ્લોકાર્થઃ—જેની સત્તાથી સર્વ ભૂતોની ઇંદ્રિયચેષ્ટા ચાલે છે, અને જેણે આ સર્વ વિશ્વ વ્યાપી નાંખ્યું છે, તે ઈશ્વરને સ્વકર્મથી ભજનાર મનુષ્યને જ્ઞાનનિષ્ઠા–યોગ્યતારૂપ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ( ૪૬ )**

**ઓવી અર્થઃ**—વિહિત કર્મ કર્યાં એટલે તે કર્મ કર્યો એટલુંજ નહિ, પરંતુ જે પરમાત્માંથી સર્વ ભૂતોની ઉત્પત્તિ થઈ છે તેનો મનોભાવજ પાળ્યો, એમ સમજવું![14] જે પરમાત્મા અજ્ઞાનરૂપી ચિંથરાં વિંટાળીને જીવ રૂપી પુતળીઓ તૈયાર કરે છે, અને સત્ત્વ, રજ તથા તમ એવા ત્રણ અહંકાર રૂપ સૂત્રવડે તેને ખેલવે છે;[15] દીપક જે પ્રમાણે અંતર્બાહ્ય તેજથી ભરેલો હોય છે તે પ્રમાણે જે પરમાત્માવડે આ સર્વ જગત્ ઓતપ્રોત ભરેલું છે;[16] હે વીર અર્જુન! તે સર્વાત્મક ઇશ્વરની સ્વકર્મ રૂપી પુષ્પવડે પૂજા કરવાથી તેને પરમ સંતોષ થાય છે.[17] માટે, તે પૂજાના યોગથી આત્મરાજ પ્રસન્ન થઇ ભક્તને વૈરાગ્ય ઉત્પન્ન કરે છે, આજ તેનો ભક્તપર ખરેખરો પ્રસાદ છે![18] વૈરાગ્ય દશા પ્રાપ્ત થતાં ઈશ્વરનો છંદ લાગી આ સર્વ સંસાર વમનપ્રાય (ઉલટી વત્) લાગે છે.[19] જે પ્રમાણે પોતાના પ્રિય પતિના વિયોગથી વિરહિણી સ્ત્રીને જીવંત રહેવું સુદ્ધાં ગમતું નથી, તે પ્રમાણે સંસારનાં સર્વ સુખો ખરેખર તેને દુઃખવત્ ભાસે છે.[20] ઈશ્વરનું અપરોક્ષ જ્ઞાન થયા પૂર્વે તેના ધ્યાસથી તન્મયતા પ્રાપ્ત થાય છે, એવી બોધની યોગ્યતા છે.[21] એટલા માટે, જેના મનમાં મોક્ષ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તેણે સ્વધર્મનું પરમ આસ્થાપૂર્વક આચરણ કરવું.[22]

**श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।**
**स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ ४७ ॥**

**શ્લોકાર્થઃ—સ્વધર્માચરણ કઠિન હોય તોપણ (આચરવાને સુલભ એવા) પરધર્મ કરતાં તે શ્રેષ્ઠ છે. સ્વભાવનિયત જે કર્મ તે કરવાથી મનુષ્ય પાપથી લિપ્ત થતો નથી. (૪૭)**

**ઓવી અર્થઃ**—અરે! આપણો ધર્મ આચરણ કરવાને કઠિન હોય તો પણ તેથી પરિણામે જે ફળ પ્રાપ્ત થાય છે, તેપર લક્ષ રાખવું જોઇએ.[23] હે ધનંજય! કટુ લીમડાનું સેવન કરવાથી આપણને દુઃખ થાય તો પણ તેની કટુતાથી કંટાળવું નહિ.[24] કેળ ફળે તે પૂર્વે તેને જોવાથી નિરાશા ઉત્પન્ન થાય છે; અને તેવી સ્થિતિમાંજ જો તેને ઉખેડી નાંખવામાં આવે તો તેનાથી ઉત્તમ ફળની પ્રાપ્તિ શી રીતે થાય વારુ?[25] તે પ્રમાણે સ્વધર્મનું આચરણ કઠિન છે એમ સમજી જો તેનો ત્યાગ કરવામાં આવે તો મોક્ષસુખથી વંચિતજ રહે એમાં શો સંદેહ?[26] અને આપણી માતા જો કદરૂપી હોય તોપણ જે તેના પ્રેમવડે આપણે જીવીએ છીએ તે પ્રેમ કાંઇ વક્ર હોતો નથી.[27] બાકી, અન્ય સ્ત્રીઓ રંભા કરતાં પણ અધિક સુસ્વરૂપ હોય, તથાપિ બાળકને તેનો શો ઉપયોગ?[28] અરે, પાણી કરતાં ઘીમાં અધિક ગુણો

છે એ વાત ખરી; તોપણ મત્સ્યને તેમાં મૂકવાથી તે જીવશે કે?[૨૯] જે વછનાગ સર્વ જગતને વિષ રૂપ છે તેજ તેમાં વસતા કીડાને અમૃતરૂપ છે; અને જે ગોળ સર્વ જગતને મિષ્ટ વસ્તુ લાગે છે, તેજ તે કીડાનો કાળ છે![૩૦] માટે જેને માટે જે વિહિત કર્મ નિયત કરવામાં આવ્યાં છે, કે જેના આચરણથી સંસારબંધન તૂટે છે, તે ગમે તેટલાં કષ્ટસાધ્ય હોય તોપણ તેણે તેજ કર્મનું આચરણ કરવું જોઇએ.[૩૧] પરંતુ અન્યનો ધર્મ ઉત્તમ માનીને જો તેનું આચરણ કરવામાં આવે તો પગનું કાર્ય મસ્તકે કર્યા સમાન થઈ ઉલટું તેથી દુઃખ ઉત્પન્ન થાય છે.[૩૨] એટલા માટે, પોતાના જાતિ સ્વભાવાનુસાર પોતાને હિસ્સે જે કર્મ આવ્યું હોય તેનું જે આચરણ કરે છે તે કર્મબંધનને જીતી લે છે; (તે કર્મબંધનથી મુક્ત થાય છે;)[૩૩] અને એટલા માટેજ હે અર્જુન! પરધર્મનો ત્યાગ કરી સ્વધર્માચરણનો નિયમ કરવો શું યોગ્ય નથી?[૩૪] જ્યાં સુધી આત્મા દ્રષ્ટ થયો નથી ત્યાં સુધી શું કર્મવ્યવહાર બંધ રહેશે કે? નહિજ. તે તો અવશ્ય ચાલૂજ રહેશે; અને જ્યાં કર્મ કરવાની વાત આવી ત્યાં કષ્ટ તો પ્રથમ આવીને ઉપસ્થિત થવાનુંજ.[૩૫]

**सहजं कर्म कौन्तेय सदोषमपि न त्यजेत् ।**
**सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥ ४८ ॥**

**શ્લોકાર્થઃ—હે કૌંતેય! સ્વભાવસિદ્ધ કર્મમાં દોષ હોય તોપણ તેનો ત્યાગ કરવો નહિ; કારણ કે જે પ્રમાણે ધૂમ્ર વડે અગ્નિ વ્યાપ્ત છે તે પ્રમાણે સર્વ કર્મના આરંભ દોષવડે વ્યાપ્ત હોય છે. (૪૮)**

**ઓવી અર્થઃ**—એટલા માટે ગમે તે કર્મ કરતાં પ્રારંભમાં આયાસ પડે છે, તો પછી સ્વધર્મનું આચરણ કરવાથી દોષ શા માટે લાગે વારુ?[૩૬] અરે! સીધા માર્ગે જવું હોય તોપણ પગનેજ પરિશ્રમ આપવાનો અને આડરાનમાં ભટકવું હોય તોપણ તેજ સ્થિતિ![૩૭] હે અર્જુન! રસ્તે જતાં છેડે પત્થર બાંધીએ અથવા ભાતું બાંધીએ તોપણ ભારતો એક સરખોજ વહન કરવો પડે છે, માટે જે વિશ્રાંતિને સ્થાને ઉપયુક્ત થઇ પડે તેજ વસ્તુ લઇ લેવી જોઇએ.[૩૮] ધાન્ય અને ભુસું કાઢતાં શ્રમ તો એક સરખોજ પડે છે, અથવા ખાવા માટે કિંવા હોમને માટે માંસ રાંધવાનો શ્રમ સરખોજ પડે છે.[૩૯] હે વિચક્ષણ! દહીં કિંવા પાણીનું મંથન કરતાં શ્રમ એક સરખોજ થાય છે; અથવા રેતી કિંવા તિલ ઘાણીમાં નાખીને પીલવાનો શ્રમ સમાનજ હોય છે;[૪૦] હે અર્જુન! નિત્ય હોમ કરવાને માટે કિંવા અગ્નિ પ્રદીપ્ત કરવાને માટે ધૂમ્ર તો એક સરખોજ સહન કરવો પડે છે;[૪૧] અથવા લગ્નની સ્ત્રી કિંવા એકાદ રાખેલી રંડી એ બન્નેનું પોષણ કરવાનો ખરચ તો એક સરખોજ લાગે છે, તો પછી રંડી રાખીને અપકીર્તિનું કલંક શા માટે વ્હોરી લેવું?[૪૨] અરે! પીઠમાં ઘા લાગીને મરણ તો નિઃસંશય થવાનુંજ છે તો પછી શત્રુની સન્મુખ ઉભા રહીને શા માટે ન મરવું? કે જેથી સ્વર્ગની પ્રાપ્તિ થાય![૪૩] ગૃહસ્થની સ્ત્રીને પારકાના ઘરમાં પ્રવેશ કરવાથી ડાંગનો માર સહન કરવો પડે તો તેણે પોતાનો પતિ વ્યર્થ છોડયો એમ કહેવાનું નથી કે?[૪૪] તે પ્રમાણે ગમે તે કર્મ કરવાથી જો દુઃખ સહન કરવું પડે તો પછી સ્વધર્માચરણ કઠિન છે એમ કયું મુખ કહી શકશે વારુ?[૪૫] હે પાંડુ સુત! જે અમૃતના સેવનથી અમરત્વની પ્રાપ્તિ થાય છે તેની અલ્પ પ્રાપ્તિ માટે પણ સર્વસ્વ શા માટે ખર્ચી ન નાખવું?[૪૬] અને જે વિષનું સેવન કરવાથી સર્વ સુખનો નાશ થઇ આત્મહત્યાનું પાતક લાગે છે, તે વિષ વેચાતું લઇ શા માટે પીવું?[૪૭] તે પ્રમાણે ઇંદ્રિયોને પરિશ્રમ આપી આયુષ્યના દિવસો ખર્ચી પાપનો સંચય કરવાથી દુઃખ શિવાય બીજું કાંઇ ફળ મળનાર છે

કે[૪૮] માટે સ્વધર્મનુંજ આચરણ કરવું, તે શ્રમ પરિહાર કરી ઉચિત પરમ પુરુષાર્થ સર્વશ્રેષ્ઠ મોક્ષની પ્રાપ્તિ કરાવી આપશે.[૪૯] એટલા માટે સ્વધર્માચરણનો ત્યાગ કરવો નહિ. જે પ્રમાણે સંકટ સમયે પણ સિદ્ધ મંત્ર વિસરવો જોઇએ નહિ,[૫૦] અથવા સમુદ્રમાં પડેલા મનુષ્યે નૌકાને છોડવી જોઇએ નહિ, કિંવા મહારોગીએ દિવ્યૌષધિનો ત્યાગ કરવો નહિ, તે પ્રમાણે સ્વકર્મનું આચરણ છોડવું નહિ.[૫૧] પછી હે કપિધ્વજ! આજ સ્વકર્મરૂપી મહાપૂજાથી સંતુષ્ટ થયેલો ઈશ્વર તમ અને રજ એ ગુણોનો નાશ કરી[૫૨] આપણી ઉત્કંઠાને શુદ્ધ સત્ત્વગુણના માર્ગે લાવે છે અને સંસાર તથા સ્વર્ગ એ હળાહળ વિષસમાન છે એવું ભાન કરાવે છે. પછી,[૫૩] વૈરાગ્ય શબ્દથી સંસિદ્ધિ શબ્દનું જે વર્ણન કર્યું તે સ્થાનને તે પ્રાપ્ત કરે છે.[૫૪] વૈરાગ્ય ભૂમિકા જીતવાથી તેને જે યોગ્યતા પ્રાપ્ત થાય છે, કિંવા પૂર્ણત્વને પ્રાપ્ત થયેલા તે પુરુષને જે લાભ થાય છે, તે હવે કહું છું.[૫૫]

**असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।**
**नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥ ४९ ॥**

**શ્લોકાર્થઃ**—જેની બુદ્ધિ ક્યાંય પણ આસક્ત થતી નથી અને જે જિતેંદ્રિય તથા નિઃસ્પૃહ છે, એવો મનુષ્ય સંન્યાસના યોગથી ઉત્કૃષ્ટ જ્ઞાનસિદ્ધિને પ્રાપ્ત થાય છે. (૪૯)

**ઓવી અર્થઃ**—પવન જે પ્રમાણે પારધિની જાળમાં ઇતસ્તતઃ ભ્રમણ કરે છે. પરંતુ બંધ થઇ શકતો નથી. તે પ્રમાણે દેહાદિક જે સંસારપાશ તેમાં હોવા છતાં તેથી બદ્ધ થતો નથી;[૫૬] પરિપકવ થયેલું ફળ જે પ્રમાણે ડીંટને પકડી રહેતું નથી, કિંવા ડીંટ પણ તેને પકડી રાખતી નથી, તે પ્રમાણે જેનો સંસારાદિકપરનો સર્વ પ્રેમ નિર્જીવ થાય છે.[૫૭] પુત્ર, દ્રવ્ય તથા સ્ત્રી પોતપોતાનાં તંત્રાનુસાર વર્તતાં હોય તોપણ 'તે મારાં છે' એમ ન કહેતાં વિષવત્ તેનો ત્યાગ કરે છે.[૫૮] વધુ શું કહું? તપીને ધગધગતા થયેલા પદાર્થના યોગથી હાથને ચટકો લાગતાં મનુષ્ય પોતાનો હાથ પાછો ખેંચી લે છે, તે પ્રમાણે તેની બુદ્ધિ વિષયોથી પરાવૃત્ત થઇને આત્મવિચારમાં નિમગ્ન થાય છે.[૫૯] આ પ્રકારે અંતઃકરણ ઇંદ્રિયોદ્વારા વિષય પ્રતિ ન જવા વિષેના સોગંદનો ભંગ કરતું નથી. જે પ્રમાણે સ્વામીના ભયથી દાસી આજ્ઞાનો લોપ કરતી નથી.[૬૦] તે પ્રમાણે હે અર્જુન! ઐક્યની મુઠીમાં ચિત્તને પકડીને તેને આત્માનો છંદ લગાડે છે.[૬૧] તે વખતે જેમ અગ્નિને રાખમાં પૂરવામાં આવે એટલે ધૂમ્ર આપોઆપ બંધ પડે છે; તે પ્રમાણે આ લોકના ને પરલોકના વિષયોની ઇચ્છા સહજજ નાશ પામે છે.[૬૨] માટે મનનો નિગ્રહ થયો એટલે ઇચ્છા આપોઆપ નષ્ટ થાય છે; વધારે કહેવાની શી આવશ્યકતા છે? આવી ભૂમિકા સાધકને પ્રાપ્ત થાય છે.[૬૩] હે અર્જુન! આવા મનુષ્યનો સઘળો વિપરીત બોધ લય પામીને તેને સત્ય બોધજ પ્રાપ્ત થાય છે.[૬૪] જે પ્રમાણે સંચિત કરેલા પાણીનો નિત્ય વ્યય કરવામાં આવતાં તે ન્યૂન થતું જાય છે, તે પ્રમાણે પ્રારબ્ધ કર્મ ભોગવતાં તે ખૂટી જાય છે; અને અહંકર્તૃત્વભાવના ન હોવાને લીધે નવીન કર્મ ઉત્પન્ન થતાં નથી.[૬૫] હે અર્જુન! આ પ્રકારે સર્વ કર્મોની ક્ષીણ દશા થઇ એટલે પછી શ્રીગુરૂની આપોઆપ પ્રાપ્તિ થાય છે.[૬૬] રાત્રિના ચાર પ્રહર સમાપ્ત થાય એટલે અંધકારનો નાશ કરનાર સૂર્ય દ્રષ્ટિગોચર થાય છે;[૬૭] અથવા કેળાંનો લુમખો આવી જે પ્રમાણે કેળની વૃદ્ધિને અટકાવે છે, તે પ્રમાણે શ્રીગુરૂ મળીને જિજ્ઞાસુની કર્મકર્તૃત્વની ખટપટ બંધ પાડે છે.[૬૮] પછી પૌર્ણિમા આવતાં જે પ્રમાણે ચંદ્રમાં જરા પણ ન્યૂનતા રહેતી નથી, તે પ્રમાણે ગુરૂપ્રસાદ પ્રાપ્ત થવાથી જિજ્ઞાસુને કોઇ પણ પ્રકારની ખામી રહેતી નથી.[૬૯] તે વખતે સર્વ અજ્ઞાન તેની કૃપાથી નષ્ટ થાય છે; અને રાત્રિ વ્યતીત થઇ

ગયા પછી જે પ્રમાણે અંધકારનો નાશ થાય છે;[૭૦] તે પ્રમાણે અજ્ઞાનનો નાશ થયો એટલે તેના ગર્ભમાં રહેલી કર્મ, કર્તા અને કાર્યની ત્રિપુટીનો પણ આપોઆપજ નાશ થાય છે. જે પ્રમાણે ગર્ભિણી સ્ત્રીને મારી નાખવામાં આવે એટલે તેના ઉદરમાંના ગર્ભને પૃથક્ મારવાની આવશ્યકતા રહેતી નથી.–તે આપોઆપજ મરે છે.[૭૧] તે પ્રમાણે અજ્ઞાનનો નાશ થયો એટલે સર્વ કર્મનો નાશ થાય છે. આ પ્રકારે સર્વ કર્મનો સમૂળો નાશ થવો એનેજ સંન્યાસ કહેવામાં આવે છે.[૭૨] આ સંન્યાસ જેને પ્રાપ્ત થાય તેના અજ્ઞાનના પરિત્યાગને લીધે સર્વ દ્રશ્ય પદાર્થ નષ્ટ થયા એટલે પછી જે જાણવાનું રહે છે તે તો તેનો પોતાનો આત્માજ છે.[૭૩] મનુષ્ય નિદ્રામાંથી જાગૃત થયા પછી, હું કૂપમાં ડૂબી ગયો છું એવો જે ભ્રમ તેને સ્વપ્નમાં થયો હતો તેને સત્ય માનીને તેમાંથી પોતાને કાઢવાની ખટપટ તે કરશે કે?[૭૪] તે પ્રમાણે મને સમજ પડતી નથી. હું હવે સમજી લઇશ એવું તેનું દુઃસ્વપ્ન નષ્ટ થાય છે અને જ્ઞેય તથા જ્ઞાતા એ ભેદ નિવૃત્ત થઇ તે કેવળ ચિદાકાશ અર્થાત્ જ્ઞાનમાત્ર બની રહે છે.[૭૫] હે અર્જુન! પ્રતિબિંબ સહિત આરશી દૂર લઇ જવામાં આવતાં જે પ્રમાણે દર્શન વિનાનો દ્રષ્ટાજ માત્ર અવશિષ્ટ રહે છે,[૭૬] તે પ્રમાણે અજ્ઞાન જ્યારે જાય છે ત્યારે તે એકલુંજ જતું નથી, પરંતુ પોતાની સાથે કર્મને પણ લેતું જાય છે. પછી કેવળ નિષ્ક્રિય એવું જ્ઞાન અવશિષ્ટ રહે છે.[૭૭] હે અર્જુન ! આ નૈષ્કર્મ્ય ભૂમિકામાં સ્વભાવતઃ કોઇ પણ પ્રકારની ક્રિયા હોતી નથી, માટે તે સ્થિતિને નૈષ્કર્મ્ય સિદ્ધિ કહેવામાં આવે છે.[૭૮] તે આપણું સ્વરૂપ હોઈ નાસ્તિત્વના ભ્રમને લીધે જે અસ્તિત્વ આવે છે તે વિલય પામીને કેવળ અસ્તિત્વ અવશિષ્ટ રહે છે. જે પ્રમાણે વાયુની ઉપાધિથી ઉત્પન્ન થતા તરંગો વાયુ નષ્ટપ્રાય થતાં આપોઆપ પાણીની સાથે ઐક્ય પામે છે;[૭૯] આવા કોઈ પણ કર્મના અભાવવાળી જે સ્થિતિ તેને નૈષ્કર્મ્યસિદ્ધિ કહેવામાં આવે છે; અને એજ સિદ્ધિ સ્વભાવતઃ સર્વ સિદ્ધિઓમાં મુખ્ય છે.[૮૦] જે પ્રમાણે કળશની સ્થાપના થતાં દેવાલય બાંધવાનું કાર્ય સમાપ્ત થાય છે; અથવા ગંગા સમુદ્રમાં ભળી ગઇ એટલે જેમ તેનું નામ રહેતું નથી; કિંવા સુવર્ણ શુદ્ધ કરવામાં આવતાં સોળે આના કસ આવ્યો એટલે જે પ્રમાણે તેને શુદ્ધ કરવાની ક્રિયાનો અંત આવે છે,[૮૧] તે પ્રમાણે જે જ્ઞાનથી આપણા અજ્ઞાનનો નાશ થાય છે તે જ્ઞાન પણ સાથે સાથે નષ્ટ થાય એવી જે સ્થિતિ,[૮૨] તે કરતાં વિશેષ કાંઈ પ્રાપ્ત કરવાનું રહેતુંજ નથી; માટે તેને પરમ સિદ્ધિ કહેવામાં આવે છે.[૮૩]

**सिद्धिं प्राप्तो यथा ब्रह्म तथाप्नोति निबोध मे ।**
**समासेनैव कौन्तेय निष्ठा ज्ञानस्य या परा ॥ ५० ॥**

**શ્લોકાર્થઃ—હે કૌંતેય! આ જ્ઞાનનિષ્ઠા યોગ્યતારૂપ સિદ્ધિ જેને પ્રાપ્ત થઇ છે, તેને બ્રહ્મની પ્રાપ્તિ શી રીતે થાય છે, તે હું સંક્ષેપમાંજ કહું છું, તે સમજી લે. આ જે બ્રહ્મ-પ્રાપ્તિ તેજ જ્ઞાનની પરિસીમા છે. (૫૦)**

**ઓવી અર્થઃ**—પરંતુ, શ્રીગુરૂકૃપાના યોગથી જે કોઇ ભાગ્યવાન પુરુષને આ આત્મ-સિદ્ધિ પ્રાપ્ત થાય છે;[૮૪] સૂર્યોદય થતાંની સાથે જે પ્રમાણે અંધકારનોજ પ્રકાશ બને છે, કિંવા દીપકની જ્યોતિને કર્પૂરનો સ્પર્શ થતાંજ તે કર્પૂર દીપક બની જાય છે;[૮૫] અથવા મીઠાનો ગાંગડો પાણીમાં મેળવતાંની સાથેજ જે પ્રમાણે તે પાણી બની જાય છે;[૮૬] કિંવા નિદ્રાગ્રસ્ત મનુષ્યને જાગૃત કરતાંની સાથેજ મિથ્યાસ્વપ્ન સહિત તેની નિદ્રા નષ્ટ થાય છે અને તે પોતાનાં મૂળ સ્વરૂપને પ્રાપ્ત થાય છે;[૮૭] તે પ્રમાણે દૈવયોગે જે કોઇની વૃત્તિ ગુરૂવાક્ય શ્રવણ થતાં ભેદનો નાશ કરી સ્વસ્વરૂપમાં સ્થિર થાય છે;[૮૮] તેને પછી કાંઇક કર્મ કરવાનાં

અવશિષ્ટ રહે છે એમ કોણુ કહેશે? આકાશ સર્વત્ર ભરેલું હોવાથી તેને અહિંથી ત્યાં અને ત્યાંથી અહિંઆ જવું આવવું પડે છે કે?[૮૯] માટે, જેને આત્મસિદ્ધિ પ્રાપ્ત થઇ છે તેને ખરેખર કાંઈ પણ કર્તવ્ય કરવાનું અવશિષ્ટ રહેતું નથી. પરંતુ, એવી સ્થિતિ જેને પ્રાપ્ત થઇ નથી,[૯૦] અર્થાત્ તીવ્ર અધિકારી સાધકના કર્ણને શ્રીગુરૂનાં વચનનો ભેટો થઈ તેને બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ થઇ નથી;[૯૧] બાકી, જે મંદાધિકારી સાધકે સ્વકર્મરૂપ અગ્નિમાં કામ્યકર્મ અને નિષિદ્ધકર્મનાં બળતણથી રજ અને તમ એ ગુણોને પ્રથમથીજ બાળી મૂક્યા છે;[૯૨] પછી પુત્ર, વિત્ત, (દ્રવ્ય) સ્વર્ગાદિ લોક એ ત્રણેનો કામ (ઇચ્છા) જેને સ્વાધીન થઈ ઘરનો દાસ બન્યો છે;[૯૩] ભિન્ન ભિન્ન નિષિધ વિષયોમાં પ્રવેશ કરવાથી જે ઇંદ્રિયો કંટાળી ગઇ હતી તેને યોગમધ્યે પ્રત્યાહારરૂપી તીર્થમાં સ્નાન કરાવી પવિત્ર કરી.[૯૪] અને સ્વધર્માચરણથી પ્રાપ્ત થનાર ફળ ઇશ્વરને અર્પણ કરી તેના પ્રસાદથી નાશ ન પામનાર વૈરાગ્યને પ્રાપ્ત કરી લીધો.[૯૫] આ પ્રકારે, આત્મજ્ઞાનરૂપી જે જ્ઞાન તે પ્રાપ્ત થવાને માટે જે સાધનો જોઇએ તે સર્વને મેળવ્યાં;[૯૬] અને તેવામાં સદ્‌ગુરૂનો મેળાપ થયો અને તેમણે પણ પ્રતારણા ન કરતાં સમ્યગ્જ્ઞાનનો ઉપદેશ કર્યો;[૯૭] પરંતુ ઔષધ લેતાં વારજ તત્કાળ રોગની નિવૃત્તિ થઇ પોતાની મૂળ પ્રકૃતિની સ્થિતિ પ્રાપ્ત થાય છે કે? અથવા પ્રાતઃકાળમાં સૂર્ય ઉગતાંની સાથેજ મધ્યાન્હકાળ થાય છે કે?[૯૮] જમીન ઉત્તમ હોય અને પર્જન્યવૃષ્ટિ થાય અને એવામાં ઉત્તમ બીજ વાવવામાં આવે, એટલે તેનો પુષ્કળ પાક ઉતરે છે; પરંતુ હે અર્જુન! તેને વખત લાગે છે;[૯૯] ઉત્તમ માર્ગ હોય અને તેમાં સારા માણુસની સોબત મળે, તો પણ જે સ્થળે આપણે જવું હોય તે સ્થળે પહોંચતાં તો વારજ લાગવાની;[૧૦૦૦] તે પ્રમાણે વૈરાગ્ય પણ પ્રાપ્ત થાય, સદ્‌ગુરૂનો મેળાપ પણ થાય અને જ્ઞાનપ્રાપ્તિ કરી લેવાની ઇચ્છા પણ અંતઃકરણમાં ઉત્પન્ન થાય;[૧] પછી તેના ઉપદેશથી બ્રહ્મ એક સત્ય છે, અને તે શિવાયનો સર્વ પ્રપંચ ભ્રાંતિરૂપ છે, એ તત્ત્વ સાંભળીને સાધકને પણ તેવો દ્રઢ નિશ્ચય થાય;[૨] પરંતુ એવો જે સર્વવ્યાપક અને સર્વોત્તમ પરબ્રહ્મ, કે જે સ્થળે મોક્ષશબ્દ પણ લય પામી જાય છે;[૩] હે અર્જુન! સાધ્ય, સાધક અને સાધન એ ત્રિપુટી જેથી નષ્ટ થાય છે એવું જે જ્ઞાન તે જે બ્રહ્મમાં લય પામે છે;[૪] જ્યાં ઐક્યનું એકત્વ પણ અવશિષ્ટ રહેતું નથી અને જ્યાં આનંદસુખનો લેશ પણ શેષ રહેતો નથી અને જ્યાં કાંઇ પણ અવશિષ્ટ ન રહેતાં માત્ર પરબ્રહ્મજ શેષ રહે છે,[૫] તે પરબ્રહ્મમાં ઐક્ય પામી રહેવું પણ ક્રમે ક્રમેજ પ્રાપ્ત થાય છે.[૬] ક્ષુધિત મનુષ્યની સન્મુખ ષડ્‌રસ અન્નનું પાત્ર ભરીને મૂકવામાં આવે તોપણ તે એકદમ તૃપ્ત થઈ જતો નથી, પરંતુ પ્રત્યેક ગ્રાસની સાથે તૃપ્તિ વધતાં વધતાં અંતિમ ગ્રાસની સાથે તેને સંપૂર્ણ તૃપ્તિ થાય છે;[૭] તે પ્રમાણે સાધક વૈરાગ્યના આશ્રયથી અને વૈરાગ્યરૂપી દીપકના પ્રકાશથી આત્મસ્વરૂપ રૂપી ભંડારને પ્રાપ્ત કરે છે.[૮] આત્મરૂપ ઐશ્વર્ય ભોગવવાની ખરેખરી યોગ્યતા જે સાધકના અંગમાં આવે છે,[૯] તે જે ક્રમથી બ્રહ્મપ્રાપ્તિ સુલભ કરી લે છે તે ક્રમનો મર્મ તને કહી સંભળાવું છું, તે સાંભળ.[૧૦]

**बुद्ध्या विशुद्धया युक्तो धृत्यात्मानं नियम्य च ।**
**शब्दादीन्विषयांस्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च ॥ ५१ ॥**

**શ્લોકાર્થઃ**—જે મનુષ્ય અત્યંત શુદ્ધ બુદ્ધિથી યુક્ત થઇ ધૈર્ય વડે પોતાનાં ચિત્તનું નિયમન કરી, શબ્દાદિક વિષયોનો પરિત્યાગ કરી પ્રીતિ અને અપ્રીતિને નષ્ટ કરી દેછે; (૫૧)

**ઓવી અર્થઃ**—શ્રીગુરૂએ દર્શાવેલો માર્ગ સ્વીકારી જે વિવેકરૂપી તીર્થના તટપર બુદ્ધિના મળનું ક્ષાલન કરી નાંખે છે;[૧૧] પછી જે પ્રમાણે રાહુએ ગ્રસ્ત કરેલી ચંદ્રપ્રભા તેનાથી

મુક્ત થતાં ચંદ્રને આલિંગન દેછે, તે પ્રમાણે બુદ્ધિની શુદ્ધતા કે જે નાના પ્રકારની દુર્વાસનાથી ભ્રષ્ટ થઇ હતી તે શુદ્ધ થઇ પોતાનાં મૂળ સ્વરૂપને પ્રાપ્ત થાય છે.[૧૨] જે પ્રમાણે કુલસ્ત્રી બન્ને કુલનું અભિમાન છોડી દઇ કેવળ પોતાના પ્રિય પતિનેજ અનુકૂળ થાય છે, તે પ્રમાણે બુદ્ધિ દ્વૈત ભાવના છોડી આત્મચિંતનમાંજ રત રહે છે.[૧૩] જીવને પ્રિય એવું જે જ્ઞાન તેને કાઢી લઇ ઇંદ્રિયોએ જે શબ્દાદિક વિષયોનુંજ મહત્વ વધારી દીધું.[૧૪] તે પંચવિષય, સૂર્યકિરણ નષ્ટ થયાં એટલે જે પ્રમાણે મૃગજળ આપોઆપ નાશ પામે છે તે પ્રમાણે ધૈર્ય વડે ઇંદ્રિયોનો રોધ થયો એટલે સ્વયં નાશ પામે છે.[૧૫] અજાણતાં ભ્રષ્ટના ઘરનું ખાધેલું અન્ન જે પ્રમાણે ઓકી નાખવું પડે છે તે પ્રમાણે અંતઃકરણમાંની વિષયવાસના ઇંદ્રિયોદ્વારાજ ઓકી કઢાવી.[૧૬] પછી આત્મવૃત્તિ રૂપ જે શુદ્ધ ગંગા તેના તીરે વૃત્તિને આણીને સ્નાન કરાવ્યું; આ પ્રમાણે જેણે વૃત્તિને શુદ્ધ કરી;[૧૭] પછી સાત્વિક ધૈર્ય વડે તે સર્વ ઇંદ્રિયો શુદ્ધ કરી; અને પછી મનને યોગાભ્યાસ પ્રતિ વાળ્યું;[૧૮] તેજ પ્રમાણે પૂર્વ કર્મના યોગે રુચિકર કિંવા અરુચિકર ભોગ પ્રાપ્ત થતાં અરુચિકર ભોગ વિષે જે ખેદ કરતો નથી;[૧૯] અથવા સહજ રુચિકર ભોગ ભોગવવાનો સમય આવતાં જે તે વિષે અભિલાષા ધરતો નથી;[૨૦] આ પ્રમાણે હે અર્જુન! ઇષ્ટ કિંવા અનિષ્ટ ભોગ વિષે હર્ષ કિંવા શોકનો પરિત્યાગ કરી, પર્વતની ગુફામાં અથવા નિરંજન વનમાં જે વાસ કરે છે;[૨૧]

**विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः।**
**ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः ॥ ५२ ॥**

**શ્લોકાર્થઃ**—જે એકાંતવાસ કરનાર મિતાહારી, કાયા, વાચા અને મનને સ્વાધીન રાખનાર, નિરંતર ધ્યાન યોગમાં તત્પર રહેનાર અને વૈરાગ્યનો આશ્રય કરનાર હોય છે. (૫૨)

**ઓવી અર્થઃ**—જ્યાં લોકોની ગીરદી ન હોય એવું અરણ્ય જોઇ તે સ્થાને જે વસે છે; ત્યાં જો કાંઇ પણ સમાજ હોય તો તે એકલાના અવયવ સમુદાયનોજ છે;[૨૨] ઇંદ્રિયો અને મનનો નિગ્રહ એજ તેની ક્રીડા હોય છે; મુગા રહેવું એજ તેનું ભાષણ છે અને ગુરુવાક્યનું મનન સદૈવ ચાલુ હોવાને લીધે અન્ય કોઈ પણ વસ્તુનું ચિંતન કરવાનો તેને વખતજ મળતો નથી;[૨૩] અને પોતાના અંગમાં શક્તિ આણવી અને ક્ષુધાનો નાશ કરવો તથા જીવ્હાના લાડકોડ પરિપૂર્ણ કરવા,[૨૪] આ ત્રણે બાબતની ભોજનપ્રસંગે તે દરકાર કરતો નથી; તે મિતાહાર કરે છે; પૂરેપૂરૂં (પેટનું) માપ ભરી લેતો નથી;[૨૫] અન્ન પચન કરનાર જે જઠરાગ્નિ તેને જો કાંઇ પણ આહાર આપવામાં ન આવે તો તે પ્રાણનો નાશ કરશે એમ સમજી તે માત્ર પ્રાણરક્ષણ થાય એટલોજ આહાર કરે છે; અને પરપુરુષ ઇચ્છા કરે તોપણ કુલ સ્ત્રી જે પ્રમાણે તેને વશ થતી નથી, તે પ્રમાણે નિદ્રાને કિંવા આલસ્યને વશ થઇ જે પોતાના આસનથી ભ્રષ્ટ થતો નથી;[૨૭] ઇશ્વરને દંડવત્ પ્રણામ કરતી વખતેજ માત્ર તે જમીનને સ્પર્શ કરે છે, તે શિવાય કદિ પણ અવિચારથી ભૂમિ પર નિદ્રા લેવાને માટે અંગ ટેકવતો નથી;[૨૮] માત્ર જે શરીરનિર્વાહ પૂરતો હાથ પગનો ઉપયોગ કરે છે; કિંબહુના જેણે અંતઃકરણ તથા બાહ્યેંદ્રિયો પોતાને સ્વાધીન રાખી છે;[૨૯] અને હે અર્જુન! જે પોતાની વૃત્તિને મનના ઉમરા સુધી પણ આવવા દેતો નથી, તેનામાં બોલવું ચાલવું વગેરે વ્યાપારને કયાંથી સ્થાન મળે વારુ?[૩૦] આ પ્રકારે શરીર, વાણી તથા મન એ સર્વને જીતીને જેણે ધ્યાનાકાશ સ્વાધીન કરી લીધું છે;[૩૧] જે પ્રમાણે આરશી હાથમાં લેતાં તેમાં આપણું સ્વરૂપ સ્પષ્ટ દેખાય છે, તે પ્રમાણે ગુરુવાક્યના બોધથી જેણે પોતાના બોધનો નિશ્ચય કીધો છે;[૩૨] ધ્યાન કરનાર ધ્યાતા તેની ધ્યાન

રૂપી વૃત્તિ અને તે વૃત્તિથી જેનું ધ્યાન કરવું હોય તે ધ્યેય આ ત્રિપુટીને જે પોતાનામાંજ જુએ છે;[૩૩] હે પાંડુ સુત ! તે ઠેકાણે ધ્યાતા, ધ્યેય અને ધ્યાન એ ત્રિપુટીનું વિસ્મરણ થઇ કેવળ એકજ રૂપ રહે ત્યાં સુધી ધ્યાન કરવું પડે છે;[૩૪] માટે તે મોક્ષેચ્છુ આત્મજ્ઞાન વિષે દક્ષ હોય છે; પરંતુ યોગાભ્યાસનો પક્ષ આગળ કરી,[૩૫] હે અર્જુન ! ગુદા અને શિશ્ન એ ઉભયના મધ્ય ભાગને પગની એડીથી દાબીને જે મૂળબંધ કરે છે;[૩૬] અધોભાગ સંકુચિત કરી મૂળબંધ, ઓઢિયાણબંધ અને જાલંધરબંધ એ ત્રણ બંધથી વાયુના ભેદ તોડી નાખી એકવિધ કરે છે;[૩૭] આ પ્રકારે પ્રાણનો રોધ થયો એટલે કુંડલિની જાગૃત થઇ મધ્યમા અથવા સુષુમ્ણા માર્ગ મોકળો થાય છે; અને આધારચક્રથી આજ્ઞાચક્ર પર્યંત પ્રાણ ભેદ કરીને ઊર્ધ્વ જાય છે;[૩૮] પછી બ્રહ્મરંધ્રમાંના સહસ્ર દલ કમલરૂપી મેઘમાંથી અમૃતવૃષ્ટિ થાય છે, તેનો ઓઘ સુષુમ્ણા નાડીમાં થઇને મૂળબંધ પર્યંત આવે છે;[૩૯] પછી મૂર્ધ્નિ આકાશમાં ચૈતન્યરૂપી ભૈરવના પાત્રમાં મન તથા વાયુનો ખીચડો વધે છે.[૪૦] આ પ્રકારે આ યોગસાધનનો મજબૂત સમુદાય આગળ કરી તેની પાછળ ધ્યાન નિશ્ચિત કરે છે;[૪૧] અને ધ્યાન તથા યોગ એ ઉભય નિર્વિઘ્નપણે આત્મતત્ત્વજ્ઞાનને પ્રાપ્ત થાય તે પૂર્વેજ,[૪૨] જે વૈરાગ્ય સમાન પરમમિત્ર સાધ્ય કરી રાખેલો હોય છે તે જે જે ભૂમિકાપર સાધક પ્રાપ્ત થાય ત્યાં ત્યાં તેની સાથે હોય છે.[૪૩] આપણે જે જોવાનું હોય તે દેખાય નહિ ત્યાં સુધી જો દીપકની સોબત હોય તો પછી જોવાને વાર શા માટે લગાડવી જોઇએ ?[૪૪] તે પ્રમાણે મોક્ષપ્રાપ્તિ કરવાને માટે પ્રવૃત્ત થયેલા સાધકને તેની વૃત્તિ બ્રહ્મસ્વરૂપમાં લય પામે ત્યાં સુધી જો વૈરાગ્યની સોબત હોય તો પછી તેની મોક્ષપ્રાપ્તિમાં ભંગ શી રીતે પડશે ?[૪૫] માટે વૈરાગ્યયુક્ત જ્ઞાનનો અભ્યાસ કરનાર જે ભાગ્યવાન્ પુરુષ તે આત્મલાભને પાત્ર થાય છે;[૪૬] એવું વૈરાગ્યનું વજ્રકવચ અંગમાં પરિધાન કરી જે રાજયોગરૂપી અશ્વપર સ્વાર થાય છે;[૪૭] પછી નાના મોટા જે પદાર્થ દ્રષ્ટિગોચર થાય તેના નિવારણને માટે વિવેકરૂપી મૂઠીમાં ધ્યાનરૂપી ખડ્ગ મજબૂત રીતે પકડે છે;[૪૮] અને આ પ્રકારે સૂર્ય જેમ તિમિરમાં નિઃશંકપણે પ્રવેશ કરે છે. તેમ જે મોક્ષરૂપી વિજયશ્રીને વરવાને માટે સંસારરૂપી રણમાં નિઃસંશયપણે પ્રવેશ કરે છે;[૪૯]

**अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ।**
**विमुच्य निर्ममः शांतो ब्रह्मभूयाय कल्पते ॥ ५३ ॥**

**શ્લોકાર્થઃ**—અને જે મનુષ્ય અહંકાર, સામર્થ્ય, ઉન્મત્તતા, કામ, ક્રોધ તથા સંગ્રહ એ વિકારોનો પરિત્યાગ કરીને મમતારહિત થઇ શાંત રહે છે તે મનુષ્ય બ્રહ્મસ્વરૂપ બનવાને યોગ્ય થાય છે. (૫૩)

**ઓવી અર્થઃ**—ત્યાં તેને અટકાવવાને માટે આવેલા જે દોષરૂપી વૈરીને તે મારે છે તે પૈકી પહેલો વૈરી 'દેહાહંકાર' છે.[૫૦] જે અહંકાર મનુષ્યને મારીને છોડતો નથી અને ઉત્પન્ન કરીને જીવવા દેતો નથી; પરંતુ દેહના કેદખાનામાં પૂરી રાખે છે,[૫૧] તે અહંકારનું નિવાસ સ્થાન જે દેહરૂપી કિલ્લો તેને તોડીને હસ્તગત કરી લે છે અને તેજ પ્રમાણે, હે અર્જુન ! બીજો વૈરી જે 'બળ' તેનો પણ નાશ કરે છે.[૫૨] જે બળરૂપી શત્રુ વિષયનું નામ સાંભળતાંની સાથે ચારગણો વૃદ્ધિંગત થઇ સર્વ મનુષ્યોમાં વિષય શિવાય ઇતર વસ્તુનું ભાન રહેવા દેતો નથી,[૫૩] તે કેવળ વિષયરૂપી વિષનો કૂપ છે અને સર્વ દોષોનો રાજા છે, પરંતુ તે ધ્યાનરૂપી અસિનો ઘાવ શી રીતે સહન કરી શકે ?[૫૪] અને પ્રિય વિષયોની પ્રાપ્તિ થવાથી જેને પરમ આનંદ થાય છે; અને તેજ આનંદથી જે જીવને આચ્છાદિત કરે છે;[૫૫] જે સન્માર્ગે વિષે

ભ્રમ ઉત્પન્ન કરી, અધર્મના અરણ્યમાં અથડાવી નરકાદિરૂપી વ્યાઘ્રના મુખમાં સોંપી દે છે.[૫૬] એવો જે વિશ્વાસઘાતી ગર્વરૂપ શત્રુ તેને તે મારી નાખે છે. અને જેનાથી ડરીને તપ કરનારા લોકો થરથર કંપે છે;[૫૭] ભયંકર ક્રોધ જેનું પરિણામ છે; અને જેમ જેમ તેના લાડકોડ પૂરા પાડવામાં આવે તેમ તેમ જે અધિકાધિક વૃદ્ધિને પામે છે,[૫૮] એવો જે કામ તેનો નાશ કરવાથી ક્રોધની પણ તેજ ગતિ થાય છે.[૫૯] વૃક્ષનું મૂળ કાપીને ખોદી નાખવામાં આવે એટલે જે પ્રમાણે શાખાઓનો નાશ આપોઆપ થાય છે, તે પ્રમાણે કામનો નાશ કીધો એટલે ક્રોધનો નાશ સહજ થાય છે.[૬૦] માટે કામશત્રુને મારી નાખ્યો એટલે ક્રોધનું જવું આવવું સહજ નિવૃત્ત થાય છે.[૬૧] જે પ્રમાણે રાજા પ્રતિજ્ઞાપૂર્વક જેને હેડમાં નાખવાનો હોય તેનાજ મસ્તકપર તેને ઉપડાવી લાવે છે, તે પ્રમાણે ‘ પરિગ્રહ ’ શત્રુ મનુષ્યના અંતઃકરણમાં સ્ફુરણ કરે છે.[૬૨] જે પરિગ્રહ વૈરાગ્યશીલનું નામ સાંભળતાંની સાથે મસ્તક ધુણાવી તે વૈરાગ્યશીલ પુરુષના અંગમાં સંચાર કરી અવગુણ ઉત્પન્ન કરે છે; અને ‘ આ મારૂં ’ એવા અભિમાનમાં રત કરે છે;[૬૩] જે પરિગ્રહે ‘ આ મઠ મારો છે ’ ‘ આ શિષ્ય મારો ’ ‘ આ ગ્રંથ મારા ’ આવાં ચિન્હોથી વૈરાગ્યશીલ પુરુષને પણ પોતાના પાશમાં બદ્ધ કર્યો છે.[૬૪] વૈરાગ્યશીલ પુરુષ કુટુંબાદિ સંસારનો ત્યાગ કરી વનમાં જાય તો પણ પરિગ્રહ તેની પાસે ત્યાંના પદાર્થોમાં મમત્વ રખાવે છે; સારાંશ, સર્વથૈવ નગ્ન મનુષ્યને પણ તે પોતાના પાશમાં બદ્ધ કરે છે;[૬૫] આવો જે અજીત શત્રુ પરિગ્રહ તેના નામનિશાનનો નાશ કરીને જે પુરુષ સંસારને જીતવાનો આનંદ ભોગવે છે,[૬૬] તેને ભેટવાને માટે જ્ઞાનગુણના અમાનિત્વાદિક સમુદાયરૂપી મોક્ષદેશના માંડળિક રાજાઓ આવે છે.[૬૭] ત્યારે, યથાર્થ જ્ઞાનરૂપી સાર્વભૌમ રાજ્ય તે સાધકને અર્પણ કરી તેઓ તેનો પરિવાર થઇને રહે છે.[૬૮] પ્રવૃત્તિરૂપી રાજમાર્ગે તેની સ્વારી ચાલતી હોય છે ત્યારે ત્રણ અવસ્થારૂપી સ્ત્રીઓ આવી પગલે પગલે તેનાપરથી પોતાના સુખરૂપી જીરૂં મીઠું ઓવારી નાંખે છે.[૬૯] તે સાર્વભૌમ રાજાની આગળ વિવેકરૂપી ચોપદાર બોધરૂપી સુવર્ણદંડ હસ્તમાં ધારણ કરીને દૃશ્ય પદાર્થસમુદાયને છિન્નભિન્ન કરતો ચાલે છે. અને યોગભૂમિકા જાણે આરતી લઇને ઓવારણાં લેવાને ન આવતી હોય તેમ લાગે છે.[૭૦] ત્યારે રિદ્ધિસિદ્ધિના અનેક સમુદાયો એકત્રિત થઇ તેનાપર તે પ્રસંગે જે પુષ્પવૃષ્ટિ કરે છે તે વડે તે સ્નાન કરે છે;[૭૧] આ પ્રકારે બ્રહ્મૈક્યરૂપ સ્વરાજ્ય પ્રાપ્ત થવાનો સમય જેમ જેમ નિકટ આવતો જાય છે, તેમ તેમ તેને ત્રૈલોક્ય હર્ષથી પરિપૂર્ણ દેખાય છે.[૭૨] તે વખતે હે અર્જુન! આ આપણો વૈરી છે કે આ આપણો મિત્ર છે એમ કહેવાનું અવશિષ્ટ રહેતુંજ નથી.[૭૩] એટલુંજ નહિ પરંતુ એવી બીજી કોઇ પણ વસ્તુ શેષ રહેતી નથી કે જેને ‘ મારી ’ કહી શકાય કારણકે તે અદ્વિતીય થયેલો હોય છે. (દ્વૈતજ નષ્ટ થાય એટલે પછી અન્ય શી વસ્તુ અવશિષ્ટ રહે ? )[૭૪] હે અર્જુન ! પોતાની તે એક સત્તાથી સર્વ વિશ્વ વ્યાપ્ત કરી નાંખ્યા પછી ‘ મારૂં ’ કહેવાનો અવકાશ ન રહેવાથી મમતાનો ત્યાગ થાય છે.[૭૫] આ પ્રમાણે સર્વ અહંકારાદિ રિપુવર્ગને જીતીને સર્વ જગત્ હુંજ છું એવો બોધ થવાથી યોગરૂપી અશ્વની દોડ આપોઆપ બંધ થાય છે;[૭૬] અને પછી અંગમાં જે વૈરાગ્યરૂપી મજબૂત કવચ પરિધાન કરેલું હોય છે તેને પણ તે ક્ષણભરને માટે ઢીલું કરે છે.[૭૭] અને ધ્યાન ખડ્ગવડે નાશ કરવાની કાંઇ પણ વસ્તુ અવશિષ્ટ ન રહેવાથી તે ધારણ કરનારી વૃત્તિનો હાથ પણ ઢીલો થઇને નીચે આવે છે.[૭૮] જે પ્રમાણે ખરૂં રસાયન રોગનો નાશ કરીને પોતે પણ નાશ પામે છે. તેવી તેની સ્થિતિ થાય છે.[૭૯] કિંવા મુકામનું દર્શન થવાથી ચાલવાની ક્રિયા બંધ પડે છે, તે પ્રમાણે બ્રહ્મપ્રાપ્તિ થતાં અભ્યાસ આપોઆપ અટકી પડે છે.[૮૦] ગંગા સમુદ્રને મળ્યા પછી જે પ્રમાણે પોતાનો વેગ બંધ કરે છે, કિંવા

કામિની સ્ત્રી જે પ્રમાણે પોતાનો પતિ મળે એટલે શાંત થાય છે;[81] અથવા કેળ ફલિત થાય એટલે તેની વૃદ્ધિ અટકી પડે છે, કિંવા ગામમાં પહોંચ્યા પછી માર્ગ સમાપ્ત થાય છે,[82] તે પ્રમાણે આત્મસાક્ષાત્કારનો પ્રસંગ પ્રાપ્ત થતાંજ તે સાધનરૂપી હથિઆરો પોતાના હાથમાંથી નીચે મુકે છે.[83] માટે હે અર્જુન! બ્રહ્મની સાથે ઐક્ય થતી વખત તેના સર્વ ઉપાયો પાછા વળે છે.[84] વૈરાગ્યરૂપી લગ્નનો પ્રસંગ કિંવા જ્ઞાનરૂપી અભ્યાસની વૃદ્ધાવસ્થા અથવા યોગરૂપી ફળની પરિપકવ દશા,[85] એવી જે શાંતિ તે, હે અર્જુન! તેને સંપૂર્ણ પ્રાપ્ત થાય છે ત્યારે તે પુરુષ બ્રહ્મ થવાને અધિકારી થાય છે.[86] પૌર્ણિમા કરતાં ચૌદશની રાત્રિના ચંદ્રની કળામાં જેટલી ન્યૂનતા હોય છે કિંવા સોળ આના કસ કરતાં પંદર આના કસમાં જેટલી ન્યૂનતા હોય છે;[87] જે પ્રમાણે સાગરમાં ગંગાનો પ્રવેશ થયા પછી પણ જ્યાં સુધી તેનો પ્રવાહ દ્રષ્ટિગોચર થાય છે ત્યાં સુધી ગંગા, અને જ્યાં તે બંધ પડે છે તે સમુદ્ર ગણાય છે;[88] તે પ્રમાણે બ્રહ્મ અને બ્રહ્મ થનારમાં જે અંતર હોય છે તે અંતર શાંતિના યોગથી તત્કાળજ નાશ પામે છે.[89] આપણે બ્રહ્મસ્વરૂપ થયા તે પૂર્વે મૂળથીજ છે તે બ્રહ્મ છે એવી જે પ્રતીતિ તેજ બ્રહ્મસ્વરૂપ થવાની યોગ્યતા છે, એમ તું જાણ.[90]

**ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ।**
**समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥ ५४ ॥**

**શ્લોકાર્થઃ**—અને તે બ્રહ્મરૂપ થયેલ પુરુષ પ્રસન્ન અંતઃકરણ થઇ કોઈ પણ વસ્તુનો શોક કરતો નથી અને કોઇ પણ વસ્તુની ઇચ્છા કરતો નથી, પરંતુ સર્વ ભૂતોમાં સમબુદ્ધિ રાખી મારી પરમ ભક્તિ પ્રાપ્ત કરી લે છે. (૫૪)

**ઓવી અર્થઃ**—હે અર્જુન! તે બ્રહ્મભાવની યોગ્યતાને પ્રાપ્ત થયેલો પુરુષ પછી આત્મબોધની પ્રસન્નતાના પદપર અધિષ્ઠિત થાય છે.[91] જે અગ્નિના યોગથી સ્વયંપાક તૈયાર થાય છે તે અગ્નિની તે સ્વયંપાકમાંની ઉષ્ણતા જ્યારે નષ્ટ થાય છે, ત્યારેજ જે પ્રમાણે તે અન્ન સમાધાનકારક બને છે;[92] અથવા જે પ્રમાણે શરદ ઋતુ આવી એટલે વર્ષાઋતુમાં દરરોજ આવતા ભરતીઓટનો વિલય થઇ ગંગા સ્થિર થાય છે; કિંવા ગાયનસમારંભની પરિસમાપ્તિ થઇ એટલે જે પ્રમાણે તેનાં ઉપાંગો (મૃદંગ, તંબુરો વગેરે) બંધ થઇ પાછળ કેવળ લોકોની વાહ વાહ અવશિષ્ટ રહે છે,[93] તે પ્રમાણે આત્મજ્ઞાનપ્રાપ્તિને માટે જે શ્રમ કરવામાં આવ્યો હોય તે પણ જે પ્રસન્ન સ્થિતિમાં ઐક્ય પામી જાય છે;[94] જ્યાં શ્રમની પણ સ્મૃતિ રહેતી નથી તે સ્થિતિને આત્મજ્ઞાનની પ્રસન્નતા કહેવામાં આવે છે. આ સ્થિતિને ભોગવવાને તેજ પુરુષ યોગ્ય છે.[95] ઐક્યભાવની ભરતી આવવાથી અમુક વસ્તુ મારી છે એમ ધારીને તેને માટે શોક કરવો, અથવા કાંઇ વસ્તુ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરવી, એ ઉભય વિષયનો આપોઆપ અંત આવે છે.[96] જે પ્રમાણે સૂર્યોદય થતાંની સાથે સર્વ નક્ષત્રોનાં અંગનું તેજ હરાઇ જાય છે;[97] તે પ્રમાણે હે અર્જુન! આત્મપૃથા (આત્માનુભવ) પ્રાપ્ત થતાંની સાથે જ્યાં જ્યાં જોશો ત્યાં ત્યાં ભૂતોનો ભેદભાવ ન્યૂન થતો થતો નષ્ટ થઇ અંતે અભેદ ભાવને પ્રાપ્ત થાય છે.[98] પાટીપર લખેલા અક્ષરો જે પ્રમાણે હાથવતી ભુંસી નાંખી શકાય છે, તે પ્રમાણે તેની દ્રષ્ટિથી સર્વ ભેદ અને દ્વૈત નષ્ટ થાય છે.[99] તેના યોગથી, જાગૃતિ અને સ્વપ્નનાં જે વિપરીત જ્ઞાનો છે તે ઉભય જ્ઞાનો અજ્ઞાનમાં લીન થાય છે.[1100] પછી અન્યથા જ્ઞાનનું કારણ જે અજ્ઞાન તે પણ આત્મબોધની વૃદ્ધિ થવાથી ઘટતાં ઘટતાં પૂર્ણ બોધમાં સર્વથા લય પામે છે.[1] ભોજનનો આરંભ કર્યો એટલે જેમ પ્રત્યેક ગ્રાસની સાથે ભૂખ કમી થતાં થતાં અંતિમ ગ્રાસ

મુખમાં નાંખતાં તૃપ્તિ થાય છે અર્થાત્ સર્વથૈવ ક્ષુધાનો નાશ થાય છે.[૨] અથવા ચાલવાના ક્રમથી વાટ કમી થતાં થતાં મુકામે પહોંચ્યા એટલે ચાલવાની ક્રિયા બંધ પડે છે,[૩] કિંવા મનુષ્ય જેમ જેમ ધીમે ધીમે જાગૃત થતો જાય તેમ તેમ નિદ્રા ન્યૂન થતી જાય છે અને પૂર્ણ જાગૃત થતાંની સાથે નિદ્રાની સમાપ્તિ થાય છે;[૪] અથવા પૌર્ણિમાના દિવસે ચંદ્રની પૂર્ણ કળા ખીલે એટલે પછી ચંદ્રની વૃદ્ધિ ન્યૂન થઇ શુકલ પક્ષનો અંત આવે છે;[૫] તે પ્રમાણે બોધ્ય નાશ પામતાં પામતાં જ્યારે બોધમાં બોધત્વ પણ સમભાવપૂર્વક ઐક્ય પામે છે, ત્યારે સર્વ અજ્ઞાનનો નાશ થાય છે.[૬] કલ્પાંત સમયે સર્વ સૃષ્ટિ જલમય થાય છે ત્યારે સમુદ્ર અને નદીનો ભેદ નિવૃત્ત થઇ આબ્રહ્મ સ્તંબપર્યંત જેમ કેવળ જલજ હોય છે;[૭] કિંવા ઘટ મઠાદિ ઉપાધિનો નાશ થયો એટલે પછી એકદમ એક આકાશજ અવશિષ્ટ રહે છે, અથવા કાષ્ઠ માત્ર નષ્ટ થાય એટલે કેવળ અગ્નિજ શેષ રહે છે;[૮] અથવા અનેક પ્રકારના અલંકારો ભાગી નાંખવામાં આવે એટલે તેનાં નામ અને આકાર નષ્ટ થઇ કેવળ સુવર્ણજ અવશિષ્ટ રહે છે;[૯] અસ્તુ ! મનુષ્ય જાગૃત થાય એટલે સ્વપ્ન નષ્ટ થાય છે અને તે જાતેજ માત્ર શેષ રહે છે,[૧૦] તે પ્રમાણે એક મારા શિવાય તેનો સુદ્ધાં તે પુરુષને ભેદ રહેતો નથી. આ સ્થિતિને જ્ઞાનીઓ ચતુર્થ ભક્તિ કહે છે, તે તેને પ્રાપ્ત થાય છે.[૧૧] બીજા આર્ત જિજ્ઞાસુ અને અર્થાર્થી એ ભકતો જે માર્ગે મારૂં ભજન કરે છે તે ત્રણ પંથો શિવાયનો આ ચોથો પંથ છે.[૧૨] બાકી, પ્રથમ, દ્વિતીય, તૃતીય યા ચતુર્થ ભક્તિ એને કહેવામાં આવતી નથી; પરંતુ મારી જે સહજ સ્થિતિ તેનેજ ભક્તિ કહેવામાં આવે છે.[૧૩] જે ભક્તિ અજ્ઞાનને પ્રકાશિત કરી મનેજ વિપરીત ભાવે (જગદ્રૂપે) દેખાડી લોકોને મારી ભક્તિ કરવાને સમજાવે છે;[૧૪] જે ભક્ત જે સ્થળે જેવી કલ્પના કરી જુએ, તેને ત્યાં તેવુંજ દર્શન થાય છે, એ જે અખંડ પ્રકાશવડે ભાસે છે;[૧૫] જે પ્રમાણે આપણે વિદ્યમાન હોવાથી સ્વપ્નનું અસ્તિત્વ અને અભાવ ભાસે છે, તે પ્રમાણે જે પ્રકાશથી વિશ્વનો ઉદય અને લોપ થાય છે;[૧૬] હે કપિધ્વજ એવો જે મારો સહજ પ્રકાશ છે. તેનેજ ઉત્તમ ભક્તિ કહેવામાં આવે છે.[૧૭] માટે, આર્ત ભક્તમાં ‘ આર્તિ ’ પોતેજ બની જે પદાર્થની ઇચ્છા કરવામાં આવે છે તે પદાર્થ પણ ભક્તિજ બને છે;[૧૮] તેજ પ્રમાણે હે અર્જુન ! જિજ્ઞાસુ ભક્તની આગળ જાણવાની ઇચ્છા અને જાણવું એ ઉભય તે પોતેજ બને છે.[૧૯] હે અર્જુન ! એજ ભક્તિ પોતે અર્થ, અર્થપ્રાપ્તિનું સાધન અને અર્થ પ્રાપ્તિની ઇચ્છા કરનાર એવી ત્રિપુટી બની મનેજ અર્થ નામની કક્ષામાં આણે છે;[૨૦] આ પ્રકારે અજ્ઞાનને ગ્રહણ કરીને જે મારી ભકિત કરે છે તે હું જે દ્રષ્ટા તેને દ્રશ્ય બનાવે છે;[૨૧] આરશીમાં આપણું સ્વરૂપ જોતાંજ તેમાં આપણું પ્રતિબિંબ દેખાય છે એમાં કાંઈ શંકા નથી; પરંતુ મિથ્યા દ્વૈત ( એક મુખનાં બે મુખ દેખાવાં ) આરશી ઉત્પન્ન કરે છે.[૨૨] દ્રષ્ટિવડે ચંદ્ર દ્રષ્ટિગોચર થાય છે એ વાત ખરી, પરંતુ એક ચંદ્રના બે ચંદ્ર દેખાવા એ નયનોમાં ‘તિમિર’ નામનો રોગ થવાથીજ થાય છે.[૨૩] તે પ્રમાણે આ ભક્તિના યોગથી હુંજ સર્વત્ર પ્રગટ થાઉં છું, પરંતુ જે દ્રશ્યત્વ છે તે મિથ્યા હોઈ અજ્ઞાનની ઉપાધિને લીધે ઉત્પન્ન થાય છે.[૨૪] તે ભેદ દર્શાવનાર અજ્ઞાન આ ભક્તિયોગથી નષ્ટ થઇ, જે પ્રમાણે ઉપાધિનો નાશ થતાં પ્રતિબિંબ પોતાના સ્વરૂપમાં ઐક્ય પામે છે તે પ્રમાણે, મારૂં દ્રષ્ટૃત્વ મને આવીને મળે છે. (મારામાંજ લીન થાય છે.)[૨૫] જે વખતે સુવર્ણમાં ભેગ ભળેલો હોય છે ત્યારે પણ તે સુવર્ણ તો હોય છેજ; પરંતુ તે ભેગ કાઢી નાંખવાથી જે પ્રમાણે શુદ્ધ સુવર્ણ અવશિષ્ટ રહે છે;[૨૬] અરે, પૌર્ણિમાની પૂર્વે ચંદ્ર સંપૂર્ણ નથી હોતો કે ? પરંતુ તે દિવસે જેમ તેની પૂર્ણતા તેને ભેટે છે,[૨૭] તે પ્રમાણે હુંજ વૃત્તિજ્ઞાનદ્વારા દ્રષ્ટિગોચર થાઉં છું, પરંતુ તેમાં દ્રષ્ટૃત્વ

રૂપી ભેદ હોય છે; તેજ દ્રષ્ટૃત્વ નષ્ટ થયું એટલે મારો હુંજ મને પ્રાપ્ત થાઉં છું.[૨૮] માટે હે પાર્થ! મારો જે ચતુર્થ ભક્તિયોગ છે, તે દ્રશ્ય માર્ગથી ભિન્ન છે.[૨૯]

**भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः ।**
**ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनंतरम् ॥ ५५ ॥**

**શ્લોકાર્થઃ—અને તે હું જેવડો અને જેવો છું તેવડો અને તેવો મને ભક્તિના યોગથી યથાર્થ જાણે છે, અને મને યથાર્થ જાણ્યા પછી તે મદ્રૂપ થાય છે. ( ૫૫ )**

**ઓવી અર્થઃ**—આ જ્ઞાન ભક્તિના યોગથી જે મારી સાથે ઐક્ય પામે છે, તે કેવળ હુંજ છું ( તેનામાં અને મારામાં અંતર નથી, તે મદ્રૂપજ છે, ) એ વાત તને પણ સુવિદિતજ છે.[૩૦] કારણ કે હે અર્જુન ! 'જ્ઞાની મારો આત્મા છે' એમ સપ્તમ અધ્યાયમાં મેં હાથ પહોળા કરીને પ્રતિજ્ઞાથી કહ્યું છે.[૩૧] હે અર્જુન ! આ ભક્તિ ઉત્તમ છે એટલા માટેજ મેં કલ્પના પ્રારંભમાં તેનો ઉપદેશ ભાગવતના મિષથી બ્રહ્મદેવને આપ્યો હતો.[૩૨] જ્ઞાનીઓ એજ ભક્તિને સ્વસંવિત્તિ કહે છે, શૈવ શક્તિ કહે છે, અને આપણે પરમ ભક્તિ કહીએ છીએ.[૩] એ ભક્તિ તે ક્રમ યોગીને મારી સાથે ઐક્ય પામતી વખતે ફલદ્રૂપ થાય છે; અને પછી આ સર્વ જગત્ કેવળ મારાથીજ ઓતપ્રોત ભરેલું છે એવું જ્ઞાન કરી દેછે;[૩૪] તે વખતે વૈરાગ્ય વિચાર સહવર્તમાન નષ્ટ થાય છે, બંધન મોક્ષ સહિત નાશ પામે છે, અને બ્રહ્માકાર વૃત્તિ નામશેષ થાય છે.[૩૫] જે ભક્તિના યોગથી આ તરફ અને પેલી તરફ એ ભેદ નષ્ટ થાય છે; જે પ્રમાણે આકાશ પૃથ્વી, અપ્, તેજ અને વાયુ એ ચાર ભૂતોને વ્યાપીને અવશિષ્ટ રહે છે;[૩૬] તે પ્રમાણે આણીગમનો કાંઠો, મધ્ય ભાગ અને પેલી મેરનો કાંઠો એ પ્રકારે સાધ્ય સાધન અને સાધક આત્રિપુટીની પણ પેલી મેર જે મારૂં શુદ્ધ સ્વરૂપ છે; તેની સાથે ઐક્ય પામીને મારૂં ભજન કરે છે.[૩૭] સિંધુમાં ગંગા મળી ગયા પછી જે પ્રમાણે તે સમુદ્ર પર શોભે છે તે પ્રમાણે જે મારી સાથે ઐક્ય પામ્યો છે તે દ્વૈતરહિત મારી ભક્તિનો ઉપભોગ લેછે.[૩૮] કિંવા બે આરશી સ્વચ્છ કરીને એકની આગળ એક એ પ્રમાણે મૂકતાં તે એક બીજાને જોવાનું સુખ ભોગવે છે, તે પ્રમાણે તે મદ્રૂપ થયા પછી મારી ભક્તિનો ઉપભોગ લે છે.[૩૯] એટલુંજ નહિ, પરંતુ આરશીને એક બાજુએ મૂકયા પછી અને તેમાંનું પ્રતિબિંબ દેખાતું બંધ થયા પછી પણ જોનાર પોતાને સ્થાનેજ પોતાનાં સ્વરૂપનો આનંદ ભોગવે છે.[૪૦] જાગૃત થયા પછી સ્વપ્ન નષ્ટ થઇ પોતાના સ્વરૂપને પ્રાપ્ત થઈ જે પ્રમાણે દ્વૈતરહિત ઐક્યને ભોગવે છે.[૪૧] આના પર શંકા કરનાર એવી શંકા કરે છે કે ઐક્ય પામ્યા પછી તેનો ઉપભોગ શી રીતે લઇ શકાય? ત્યારે શબ્દનો ઉચ્ચાર શબ્દ વડે શી રીતે થઇ શકે છે?[૪૨] શંકા કરનારના ગામમાં કદાચિત્ સૂર્યને દીપકથી જોવાનો ચાલ હોય તો કોણ જાણે! અથવા આકાશને માટે મંડપ બંધાવી આપવાનો ચાલ હશે![૪૩] અરે જેનાં અંગમાં રાજત્વ નથી તેને રાજા રાજત્વથી કેવું સુખ ભોગવે છે તેની શી ખબર પડી શકે? કિંવા સૂર્યને અંધકાર આલિંગન દઈ શકશે કે?[૪૪] અને જે સ્વતઃ આકાશ સ્વરૂપ થયો નથી તે આકાશની વ્યાપ્તિ શી રીતે સમજી શકશે? ગુંજાના દાગીના રત્નાલંકારની બરાબરી શી રીતે કરી શકશે?[૪૫] માટે જે મદ્રૂપ થયો નથી તેને હું કયાં છું તેની શી ખબર પડશે? પછી તે મારૂં ભજન કરે છે એમ શી રીતે કહી શકાશે?[૪૬] એટલા માટે ક્રમથી આવનાર યોગી મત્સ્વરૂપ બને છે, ત્યારે મારાં સ્વરૂપનો ઉપભોગ લેછે. જે પ્રમાણે તરૂણી પોતાનાં તારુણ્યનો ઉપભોગ લેછે;[૪૭] પાણીના તરંગો સર્વ બાજુએ પાણીનુંજ સેવન કરે છે; કિંવા પ્રકાશ સર્વ રીતે જોતાં સૂર્ય બિંબમાંનોજ હોય છે; અથવા અવકાશ જે પ્રમાણે

સર્વ આકાશમાં વ્યાપી રહ્યો છે; ૮ તે પ્રમાણે મત્સ્વરૂપ બની ક્રિયા વિના મારૂં ભજન કરે છે; જે પ્રમાણે અલંકાર સુવર્ણને સહજ ભજે છે;[૪૯] ચંદનનો સુગંધ ચંદનનું સેવન કરે છે; કિંવા ચંદ્રની પ્રભા સહજચંદ્રની પાસેજ હોય છે;[૫૦] તે પ્રમાણે જેનાથી ક્રિયા સહન થતી નથી તથાપિ જેની અદ્વૈત સ્વરૂપમાં ભક્તિ હોય છે, આ અનુભવ જાતે લીધા શિવાય શબ્દ માત્રથી સમજાય એવો નથી.[૫૧] આવી યોગ્યતાવાળો પુરુષ પૂર્વ સંસ્કારથી જે કાંઇ બોલે તે વખતે તે મને બોલાવે તે ક્ષણેજ હું તેને 'ઓ' કરીને હોકારો આપું છું.[૫૨] જ્યાં બોલનારને તેના શિવાય અન્ય કોઇ બોલવાને મળતો નથી, ત્યાં તે બોલે છે એમ શી રીતે કહી શકાશે? આ પ્રકારનું જે બોલવું તે ન બોલવા સમાનજ હોવાથી તેજ મારૂં ઉત્તમ સ્તવન છે.[૫૩] માટે તે બોલવું, બોલવા છતાં અને તે બોલવાથી હું મળતો હોવા છતાં તે બોલવુંજ મૌન થાય છે અને તે મૌનથીજ મારૂં ખરેખરૂં સ્તવન થાય છે.[૫૪] તેજ પ્રમાણે હે કિરીટી! તેની બુદ્ધિથી અથવા દ્રષ્ટિથી જે જે તે જાણે છે અથવા જુએ છે તે જાણવું અને જોવું, જાણવાની અને જોવાની વસ્તુ એક બાજુએ રાખીને જાણનાર અને જોનારનેજ બનાવે છે.[૫૫] આરશીમાં જોયા પૂર્વે જે મુખ હતું તેજ મુખને આરશીમાં જોતાંવારજ આરશીને જોયાવિના જોવામાં આવે છે; તદ્વત્ તેનું દર્શન દ્રષ્ટાનેજ દર્શાવે છે.[૫૬] જોવાની વસ્તુ નષ્ટ થઇ જ્યારે દ્રષ્ટાજ દ્રષ્ટાને જુએ છે ત્યારે દ્રષ્ટૃત્વનો ધર્મ અવશિષ્ટ રહેતો નથી.[૫૭] સ્વપ્નમાં જોયેલી સ્ત્રીને જાગૃત થઇને પ્રેમથી આલિંગન દેવાને જાય ત્યારે આલિંગન દેનાર અને આલિંગન દેવાની વસ્તુ એ ઉભયનો અભાવ હોઈ માત્ર પુરૂષજ વિદ્યમાન હોય છે;[૫૮] અથવા બે કાષ્ઠનાં ઘર્ષણથી જે અગ્નિ ઉત્પન્ન થાય છે તે બન્ને કાષ્ઠને બાળીને કાષ્ઠનું નામ પણ ન રહેવા દેતાં ફક્ત એકલો પોતેજ રહે છે;[૫૯] અથવા સૂર્ય પોતાનું પાણીમાં પડેલું પ્રતિબિંબ હાથવતી ગ્રહણ કરવા જાય તો તેનું પ્રતિબંબ નાશ પામે છે અને તેનું બિંબત્વ પણ નષ્ટ થાય છે.[૬૦] તે પ્રમાણે મદ્રૂપ બની જે દ્રશ્ય વસ્તુ જોવાને જાય છે તેને તે અન્ય દ્રશ્ય વસ્તુ પૃથક્ દેખાતી નથી, પરંતુ તેનું દ્રષ્ટૃત્વ પણ નષ્ટ થાય છે.[૬૧] સૂર્ય અંધકારને પ્રકાશિત કરવા જતાં પ્રકાશ્ય જે અંધકાર તે પણ અવશિષ્ટ રહેતો નથી અને પછી સૂર્યનો પ્રકાશક ધર્મ પણ નાશ પામે છે; તે પ્રમાણે દ્રશ્ય વસ્તુ જો હુંજ થયો છું, તો મારાથી દ્રશ્ય વસ્તુ ભિન્ન નથી; પછી દ્રષ્ટાપણું શેષ રહેતો નથી.[૬૨] એટલા માટે જોવું ન જોવું એતદ્વિવર્જિત જે સ્થિતિ છે તે મારૂં ખરેખરૂં દર્શન છે.[૬૩] હે કિરીટી! તે દર્શન ગમે તે પદાર્થનાં સાન્નિધ્યથી તેને થાય છે. પછી દ્રશ્ય અને દ્રષ્ટા એ દ્વૈતની પેલી તરફની જે દ્રષ્ટિ તેને તે ચિરકાળ ભોગવે છે.[૬૪] અને આકાશ સર્વવ્યાપક હોવાથી તે જેમ ઢળી પડતું નથી, તે પ્રમાણે હું જે આત્મા તે વડે સર્વત્ર મારીજ વ્યાપ્તિ થઇ છે.[૬૫] કલ્પાંત કાળે ઓતપ્રોત ઉદકજ ભરેલું હોવાથી જે પ્રમાણે ઉદકનું વહેવું બંધ થાય છે, તે પ્રમાણે સર્વ વિશ્વ આત્મત્વથી ગોંધાયેલું હોવાથી આત્મા શિવાય અન્ય પદાર્થજ અવશિષ્ટ રહેતો નથી.[૬] પગના ઉપર પગને જોડી શકાશે કે? અગ્નિ અગ્નિનેજ બાળશે કે? પાણી પાણીમાંજ શી રીતે સ્નાન કરશે?[૬૭] માટે સર્વત્ર મારીજ વ્યાપ્તિ હોવાથી આવવું જવું બંધ પડે છે અને અદ્વય એવો જે હું પરમાત્મા તેની તેને પોતાની આકૃતિથીજ યાત્રા થાય છે.[૬૮] તેજ પ્રમાણે પરપોટો પાણીની સપાટીપર ઘણા વેગથી દોડે તોપણ તે પાણી શિવાય જમીનપર દોડી શકતો નથી અર્થાત્ તેનું તે દોડવું ન દોડવા સમાનજ ગણવું જોઇએ.[૬૯] માટે જે સ્થળ છોડવાનું હોય તે તથા જે સ્થળે જવાનું હોય તે અને ચાલનાર તથા ચાલવાના પગ એ સર્વ ઉદકજ હોવાથી[૭૦] તરંગ ગમે તેટલો દોડતો જાય તો પણ, હે પાંડુ સુત! તેનું એકત્વ ખંડિત થતું નથી.[૭૧] તે પ્રમાણે મદ્રૂપ થયા પછી તેને અહંતાનું સ્ફુરણ આવે છે તોપણ તે સંપૂર્ણ રીતે મારી પાસેજ

આવે છે. આવી યાત્રાથી તે મારો યાત્રાળુજ બને છે.[72] અને તેના શરીરના સ્વભાવને લીધે
તે ગમે તે કૃત્ય આરંભે તો પણ તે કૃત્યના મિષથી હુંજ તેને ભેટું છું.[73] હે પાંડુ સુત!
આવી સ્થિતિમાં આ કર્મ અને આ કર્તા એવો ભેદ જતો રહી આત્મત્વવડે મને જોવાથી તે
મદ્રૂપજ બને છે.[74] જે પ્રમાણે આરશી આરશીને જુએ તો તે જોવું ન જોવા સમાનજ
હોય છે, કિંવા સુવર્ણ સુવર્ણને ઢાંકી દે તો તે ઢાંકવું ન ઢાંકવા સમાનજ બને છે,[75] દીપક
દીપકને પ્રકાશિત કરે તો તે પ્રકાશ ન કરવા સમાનજ હોય છે; તે પ્રમાણે મદ્રૂપ બનીને
કર્મ કરવું એ કર્મની ક્રિયા શી રીતે કહી શકાય?[76] કર્મ કરવા છતાં હું કર્તા છું એવું
અભિમાન નષ્ટ થવાથી તેની સર્વ ક્રિયા અક્રિયાજ બની જાય છે.[77] તેની સર્વ ક્રિયા આત્મ-
સ્વરૂપ બનવાથી તે ક્રિયાને અક્રિયા કહેવીજ યોગ્ય છે; અને તેજ મારાં લક્ષણની પૂજા છે.[78]
માટે હે કપિધ્વજ! તે જે જે ક્રિયા કરે છે તે ક્રિયા ન કરવા સમાન થઇ તેજ મારી મહા
પૂજા બને છે.[79] આ પ્રમાણે તે જે જે બોલે તે મારી સ્તુતિ છે; તે જે જુએ તે મારૂં દર્શન
છે; તે જે ચાલે તે મારી—અદ્વયની યાત્રા છે.[80] હે કપિધ્વજ! તે જે કરે તે મારી પૂજા, તે
જે કલ્પના કરે તે મારો જપ અને તે જે સ્થિતિમાં રહે તે મારી સમાધિ છે.[81] જે પ્રમાણે
સુવર્ણ અને સુવર્ણકંકણમાં અભેદ છે, તે પ્રમાણે ભક્તિયોગથી તે મારી સાથે ઐક્ય પામે
છે.[82] પાણીમાં તરંગ, કર્પૂરમાં પરિમલ, અને રત્નમાં તેજ એ જેમ અભિન્ન છે,[83] વધારે
શું કહું? જે પ્રમાણે તંતુની સાથે પટ, કિંવા મૃત્તિકાની સાથે ઘટનું ઐક્ય હોય છે, તે
પ્રમાણે તે મારો ભક્ત મારી સાથે ઐક્ય પામે છે.[84] હે અર્જુન! આ જે એકનિષ્ઠ ભક્તિ
છે તેના યોગથી દ્રશ્ય માત્રમાં હું આત્મા જે દ્રષ્ટા છું તેને તે જાણે છે.[85] જાગૃતિ, સ્વપ્ન અને
સુષુપ્તિ આ ત્રણ અવસ્થાના યોગથી અને શરીર તથા શરીરના ચાલકના યોગથી વ્યક્ત તથા
અવ્યક્ત એ રૂપથી સર્વ દ્રશ્ય પદાર્થોનું સ્ફુરણ થાય છે.[86] હે સુમતિ અર્જુન! તે સર્વ દ્રશ્ય
હુંજ છું એવા બોધના આવેશમાં અનુભવનો ઝુંડો નાચે છે.[87] રજ્જુ દ્રષ્ટિગોચર થવાથી
સર્પનો આભાસ નષ્ટ થઇ તે રજ્જુજ છે એવો જ્યારે નિશ્ચય થાય છે;[88] દાગીના સુવર્ણથી
એક ગુંજભર પણ ભિન્ન નથી એવો જ્યારે નિશ્ચય થાય છે, ત્યારે સર્વ અલંકારો લગડી બને
છે;[89] પાણીમાં ઉત્પન્ન થનારા તરંગો ઉદકવિરહિત નથી એમ નિશ્ચયપૂર્વક સમજી જે તેના
આકાર વિષે ભ્રમમાં પડતો નથી;[90] અથવા સ્વપ્નમાં જોયેલા સર્વ વિકારો જાગૃત થઇને જોવા
જતાં આપણા શિવાય અન્ય કાંઇ પણ અવશિષ્ટ રહેલું દેખાતું નથી;[91] તે પ્રમાણે, જેનો
ભાવ અને અભાવ છે તેના યોગે જાણવાની સ્ફૂર્તિ આવે છે; અને તે પદાર્થ હુંજ છું, એવા
અનુભવનો તે ઉપભોગ લે છે.[92] હું ઉત્પન્ન ન થનાર જરારહિત, નાશરહિત, અવિનાશી, જેની
પૂર્વે કાંઇ નહિ એવો, જેને અંત નહિ એવો અને નિત્ય આનંદમય છું. એમ તે સમજે છે.[93]
ગતિ ન કરનાર પતિત ન થનાર, અંતરહિત, સર્વનું મૂળ, નિરાકાર અને સાકાર પણ હુંજ
છું.[94] સર્વનો ઈશ, અનાદિ અને અમર, અભય અને આધાર તથા આધારપર રહેનાર જે
આધેય તે સર્વ હુંજ છું.[95] સર્વનો અધિપતિ અને નિરંતર વિદ્યમાન, સહજ અને સતત
સર્વવ્યાપી, તથા સર્વત્ર ભરેલો અને સર્વની પેલીમેર પણ હું છું.[96] સર્વમાં નવો અને જૂનો
અભાવરૂપ અને સંપૂર્ણ, સર્વથી મોટો અને અણુરેણુથી પણ નાનો હું છું.[97] ક્રિયારહિત અને
એક, સંગરહિત અને શોકરહિત એવો સર્વ વસ્તુમાં હું હોઇ મારામાં સર્વ વસ્તુ છે એવો
સર્વમાં ઉત્તમ પુરુષ હું છું.[98] શબ્દાતીત અને કર્ણરહિત, રૂપરહિત અને ગોત્રરહિત, સર્વત્ર
સમાન અને સ્વતંત્ર બ્રહ્મ તથા પરબ્રહ્મ હું છું.[99] આ પ્રમાણે આત્મસ્વરૂપમાં ઐક્ય પામી
મારી ખરેખરી અદ્વય ભક્તિ કરી મને જાણે છે; અને આ બોધનો જ્ઞાતા જે હું પરમાત્મા

તે પણ તે પોતેજ છે એમ તે સમજે છે.[120] જે પ્રમાણે જાગૃત થયા પછી આપણું એકત્વજ રહે છે અને તે પણ જેનું હોય છે તેનેજ તે સમજાય છે;[1] પ્રકાશ કરનાર જે સૂર્ય અને જે પદાર્થને પ્રકાશિત કરવાનો હોય છે, તે પણ તેજ છે; અને પ્રકાશક તથા પ્રકાશ્ય એ એમાં અભેદ પણ તેજ જાણે છે;[2] તે પ્રમાણે જાણવાને યોગ્ય એવા પદાર્થના નાશ પછી કેવળ જાણનાર શેષ રહે છે, એ વાત જે સમજે છે તે પણ હુંજ છું એમ જે સમજે છે.[3] તેને હે અર્જુન! પોતાનું અભેદત્વ જાણનારી જે જ્ઞાનકળા તે પણ હુંજ છું એમ સમજાય છે.[4] પછી દ્વૈત અને અદ્વૈત એની પેલી તરફનો જે આત્મા તે પણ નિ:સંશય હુંજ છું એમ સમજી એ જ્ઞાન પણ જ્યાં લય પામે છે,[5] ત્યારે જાગૃત થયા પછી જે આપણું સ્વરૂપ આપણને દેખાય છે, તે પણ નષ્ટ થઈ કયી સ્થિતિ આપણને પ્રાપ્ત થાય છે તે કહી શકાતું નથી;[6] કિંવા સુવર્ણનું સુવર્ણત્વ દ્રષ્ટિથી જોતાંવારજ અલંકારને ભાગવામાં ન આવે તોપણ તે ભાગ્યા સમાનજ છે;[7] અથવા મીઠાનું પાણી થાય છે, પરંતુ તે પાણીમાં ખારાશ રહે છે, તે પણ નષ્ટ થયા પછી જેમ મીઠાપણાનો નાશ થાય છે,[8] તે પ્રમાણે હું અને તે એવો જે ભેદ હોય છે, તે પણ પૂર્ણાનંદના આવેશમાં એકત્ર થઇ મારા સ્વરૂપમાં લય પામે છે.[9] અને ભેદભાવ જ્યાં નાશ પામે છે ત્યાં હુંભાવ ક્યાંથી રહેશે? એવું હું પણ નહિ અને તે પણ નહિ એવું જે મારૂં રૂપ તે સ્થળે તે ઐક્ય પામે છે.[10] કર્પૂર બળી જતાં વારજ જે પ્રમાણે અગ્નિનું નામ પણ શેષ રહેતું નથી, અને પછી અગ્નિ અને કર્પૂર એથી ભિન્ન જે આકાશ તેજ માત્ર અવશિષ્ટ રહે છે;[11] કિંવા એકમાંથી એક બાદ કરતાં બાકી જેમ શૂન્ય રહે છે, તે પ્રમાણે ભાવ અને અભાવ એનીં બાદબાકી કરતાં શેષ હુંજ રહું છું.[12] તે સ્થળે બ્રહ્મ, આત્મા, ઈશ્વર એ શબ્દનો ઉચ્ચાર કરવાનો પણ અવકાશ રહેતો નથી અને કાંઈ ન બોલવું એને પણ ત્યાં સ્થાન મળતું નથી.[13] ન બોલવું હોય તે ન બોલીને જે પ્રમાણે મુખ ભરીને બોલવામાં આવે છે, તે પ્રમાણે જ્ઞાન અને અજ્ઞાનનો પરિત્યાગ કરી જે જાણવામાં આવે છે.[14] તેવી સ્થિતિમાં બોધ બોધને જાણે છે, આનંદ આનંદને ભોગવે છે અને સુખ સુખનોજ અનુભવ લે છે.[15] પછી લાભમાં લાભ ઉમેરાય છે, પ્રકાશને પ્રકાશ આલિંગન દે છે અને આશ્ચર્ય તો આશ્ચર્યમાં ઉભું ને ઉભુંજ ડૂબી જાય છે;[16] શમ વિશ્રાંતિ પામી વિશ્રામ પણ વિશ્રાંતિને પ્રાપ્ત થાય છે; અને અનુભવ અનુભવથીજ સંકોચ પામે છે.[17] વધારે શું કહું! ક્રમયોગની સુંદર વલ્લરિનું સેવન કરવાથી તેને મદ્રૂપપ્રાપ્તિનું સુંદર ફળ મળે છે.[18] હે કિરીટી! ક્રમયોગરૂપી ચક્રવર્તીના મુકુટપરનું જ્ઞાનરૂપ રત્ન હું બનું છું અને મારા મુકુટપર તે રત્ન શોભે છે.[19] કિંવા ક્રમયોગરૂપી દેવાલયના મોક્ષરૂપી કળશપરના અવકાશનો પ્રસાર તે બને છે.[20] અથવા સંસારરૂપી અરણ્યમાંના ક્રમયોગરૂપી રાજમાર્ગથી મારા ઐક્યરૂપી ગ્રામમાં તે પ્રવિષ્ટ થાય છે.[21] વધારે શું કહું? ક્રમયોગના ઓઘથી ભક્તિ જ્ઞાનરૂપી ગંગા આનંદરૂપી સમુદ્ર જે હું તેને આવી મળે છે.[22] હે મર્મજ્ઞ અર્જુન! આવો આ ક્રમયોગનો મહિમા છે, માટે હું વારંવાર તેનું વર્ણન તારી આગળ કરૂં છું.[23] પરંતુ, દેશકાળ અને પદાર્થની અનુકૂળતાથી મને પ્રાપ્ત કરી શકાય એવો હું નથી. હુંજ સર્વનો આત્મા હોવાને લીધે સર્વને સહજ પ્રાપ્ત છું.[24] માટે મારી પ્રાપ્તિને માટે પરિશ્રમ સેવવાની આવશ્યકતા નથી, હું આ ક્રમયોગના ઉપાયથી સહજ પ્રાપ્ત થાઉં છું.[25] મારી પ્રાપ્તિનો ઉપાય જાણી લેવાને માટે ગુરુ અને શિષ્ય એ સંપ્રદાય ખરેખર અનાદિસિદ્ધ છે.[26] અરે અર્જુન! પૃથ્વીના ગર્ભમાં દ્રવ્ય છે એ વાત સિદ્ધ છે; તેજ પ્રમાણે કાષ્ઠમાં અગ્નિ અને થાનમાં દૂધ એ વાત પણ સિદ્ધ છે.[27] આ વાત સિદ્ધ છે, તોપણ તેની પ્રાપ્તિને માટે ઉપાયની યોજના કરવી પડે છે. પરંતુ મારી વાત જો પૂછે તો હું સ્વત:-

સિદ્ધ હોવાથી મારી આડે આવનારા પદાર્થોને દૂર કરવાના ઉપાય કરવા જોઇએ.[૨૮] આ ફળ-પ્રાપ્તિ થયા પછી પુનઃ ઉપાયોની પ્રસ્તાવના દેવે શા માટે કરી એવી જો કોઈ શંકા કરે તો દેવ તેનો એ ઉત્તર આપે છે કે,[૨૯] ગીતાર્થનું સામર્થ્ય મોક્ષનું સાધન પ્રાપ્ત કરાવી આપવાનું છે, એ તેની ઉત્તમતા છે. અન્ય શાસ્ત્રો પ્રમાણુસિદ્ધ મોક્ષોપાય નથી.[૩૦] પવનથી સૂર્યની આડે આવેલાં વાદળાં દૂર થાય છે, પરંતુ તે સૂર્યને ઉત્પન્ન કરી શકતો નથી; કિંવા હાથવતી પાણીપરનો કચરો દૂર કરી શકાય છે, પણ પાણી બનાવી શકાતું નથી; તે તો સ્વતઃસિદ્ધજ છે.[૩૧] તે પ્રમાણે આત્મદર્શનની આડે આવેલો જે અજ્ઞાનનો મળ, તે ઈતર શાસ્ત્રોવતી નષ્ટ થાય છે. તેનાથી મારૂં જે નિર્મળ સ્વરૂપ તે કરી શકાતું નથી; તે તો સ્વતઃસિદ્ધજ છે.[૩૨] માટે સર્વ શાસ્ત્રો માત્ર અજ્ઞાનનો નાશ કરવાને સમર્થ છે; બાકી તેમનાથી સ્વતઃસિદ્ધ આત્મસ્વરૂપનો બોધ થઇ શકતો નથી.[૩૩] તે અધ્યાત્મશાસ્ત્રોને તેના સત્યત્વ વિષે પૃચ્છા કરવામાં આવે ત્યારે તે પોતાના સત્યત્વનો નિર્ણય કરાવવાને માટે જેની પાસે જાય છે તે આ ગીતાશાસ્ત્રજ છે.[૩૪] સૂર્યે પૂર્વ દિશા અલંકૃત કરી એટલે સર્વ દિશાઓ પ્રકાશિત થાય છે તે પ્રમાણે, સર્વ શાસ્ત્રોને આધારભૂત જે શાસ્ત્રશ્રેષ્ઠ ગીતા તેના યોગથી સર્વ શાસ્ત્રો સનાથ થયાં છે.[૩૫] વધુ શું કહું? પરંતુ આ ગીતાએ પાછલા અધ્યાયોમાં એવા પુષ્કળ ઉપાયો દર્શાવ્યા છે કે જેના યોગથી આપણે આત્માને હસ્તગત કરી શકીએ છીએ.[૩૬] પરંતુ પ્રથમ એકવારજ સાંભળવાથી અર્જુનને એ ઉપાય સમજાશે કે નહિ એવી શંકા લાગણીપૂર્વક હૃદયમાં ધરીને,[૩૭] તેજ અર્થ શિષ્યના અંતઃકરણમાં દ્રઢ રીતે ઠસાવવાને માટે તે મોકળા મનથી એક વાર પુનઃ કહી સંભળાવે છે.[૩૮] વળી ગીતા સમાપ્ત થવાનો પ્રસંગ આવ્યો છે, માટે તેઓ આરંભથી લઇને અંતપર્યંત એકજ અર્થ પ્રતિપાદિત કર્યો છે એમ દર્શાવે છે.[૩૯] કિંવા ગ્રંથના મધ્ય ભાગમાં નાના અધિકારના પ્રસંગોએ અનેક સિદ્ધાંતો કહ્યા છે,[૪૦] તોપણ પૂર્વાપર સંબંધ લક્ષમાં ન આણીને ગીતામાં અનેક સિદ્ધાંતો છે એમ જો કોઈ માને તો[૪૧] મહા સિદ્ધાંતનું એકંદર ઐક્ય કરી તેના ગર્ભમાં અનેક સિદ્ધાંતકક્ષા (યુક્તિ) મળી આરંભેલી ગીતાને સમાપ્ત કરે છે, એમ જાણવું.[૪૨] આ ગીતાશાસ્ત્રમાં અવિદ્યાનો નાશ એ મુખ્ય ભૂમિ અને મોક્ષનો લાભ એ તેનું ફળ, એ ઉભયઘટના બનવાનું જ્ઞાનજ માત્ર એક સાધન છે.[૪૩] તેજ જ્ઞાન નાના પ્રકારે ગ્રંથમાં નિર્દિષ્ટ કરી ગ્રંથનો વિસ્તાર કરવામાં આવ્યો છે, તે જ્ઞાન હવે સંક્ષેપમાં કહેવાને[૪૪] ઉપાયથી મળનારી વસ્તુ સહજ હાથમાં આપી તે છતાં પણ કેવળ અનુવાદ કરવાને માટેજ દેવ પ્રવૃત્ત થયા.[૪૫]

**सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।**
**मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥ ५६ ॥**

**શ્લોકાર્થઃ**—જે મનુષ્ય મારામાં સર્વ ભાવ રાખીને, સર્વ નિત્ય કર્મ કરે છે તે મારા પ્રસાદથી શાશ્વત અને અવિનાશી પદને પ્રાપ્ત થાય છે. (૫૬)

**ઓવી અર્થઃ**—પછી દેવ કહે છેઃ-હે સુભટ! તે ક્રમયોગી એવી નિષ્ઠાથી મદ્રૂપ બની મારા સ્વરૂપને પ્રાપ્ત થાય છે.[૪૬] સ્વકર્માનુષ્ઠાનરૂપી સુંદર પુષ્પો વડે મારી ઉત્તમ પૂજા કર્યા પછી, મને પ્રસન્ન કરી લઇ જ્ઞાનનિષ્ઠાનો પ્રસાદ તે મેળવે છે.[૪૭] તે જ્ઞાનનિષ્ઠા જેને હસ્તગત થઇ છે, ત્યાં મારી પરમભક્તિ પ્રફુલ્લિત હોય છે; અને તે ભક્તિ વડે મારી સાથે ઐક્ય પામી તે સુખ ભોગવે છે.[૪૮] અને વિશ્વને પ્રકાશિત કરનાર જે હું આત્મા તેને જે સર્વ ભાવે કરીને અનુસરે છે;[૪૯] મીઠાએ પોતાનો લોભ છોડી પાણીનો આશ્રય સ્વીકાર્યો એટલે તે જેમ જળરૂપજ થઇ જાય છે, કિંવા આકાશમાં વાયુ ફરીને પુનઃ આકાશમાંજ લય પામે છે,[૫૦]

તે પ્રમાણે બુદ્ધિ તથા કાયા, વાચા, મનથી જે મારો આશ્રય સ્વીકારીને રહે છે, તેના હાથથી કદાચિત્ એકાદ વાર નિષિદ્ધકર્મ પણ બની જાય;[૫૧] પરંતુ મહા નદી કિંવા રસ્તામાંના મેલાં પાણીનો ગંગાની સાથે સંબંધ થાય છે એટલે જેમ તે ગંગારૂપ બને છે, તે પ્રમાણે મારો આશ્રય સ્વીકારનાર ભક્તને શુભ કિંવા અશુભ કર્મથી દોષ લાગતો નથી.[૫૨] અથવા મલયાગિરિ ચંદન અને બીજાં સામાન્ય કાષ્ઠને જ્યાં સુધી અગ્નિનો સ્પર્શ થયો નથી ત્યાં સુધીજ તેમાં ભેદ રહે છે.[૫૩] કિંવા હલકું સોનું અને ઉત્તમ સોનું એ બેની વચ્ચે અંતર ત્યાં સુધીજ રહે છે કે જ્યાં સુધી તેને પારસમણિનો સંબંધ થયો નથી.[૫૪] તે પ્રમાણે શુભ અને અશુભ એ ભેદ ત્યાં સુધીજ રહે છે કે જ્યાં સુધી સર્વત્ર મારો પ્રકાશ થયો નથી![૫૫] અરે જ્યાં સુધી ગ્રામમાં પ્રવેશ થયો નથી ત્યાં સુધીજ દિવસ અને રાત્રિ એ ભેદ છે.[૫૬] માટે હે અર્જુન! મારો મેળાપ થતાં તેનાં સર્વ કર્મો નષ્ટ થઇ તે સાયુજ્ય પદપર અધિષ્ઠિત થાય છે.[૫૭] જે પદનો દેશથી, કાળથી, અને સ્વભાવથી કદિ પણ નાશ થતો નથી તે અવિનાશી પદ તેને પ્રાપ્ત થાય છે.[૫૮] વધારે શું કહું? હે અર્જુન! હું જે આત્મા તેની પ્રસન્નતા જેને પ્રાપ્ત થઈ છે તેને તેથી વિશેષ લાભ તે આ જગતમાં અન્ય શો મળવાનો હતો?[૫૯]

**चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः ।**
**बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥ ५७ ॥**

**શ્લોકાર્થઃ**—એમ છે માટે તું મનપૂર્વક સર્વ કર્મો મને અર્પણ કરી મારામાં તત્પર થા અને મારામાં બુદ્ધિ રાખી સતત મારામાં નિષ્ઠા રાખ. (૫૭)

**ઓવી અર્થ**:—એટલા માટે, હે ધનંજય! તું તારાં સર્વ કર્મો મને સમર્પણ કર. (એવો સંન્યાસ ધારણ કર.)[૬૦] પરંતુ હે વીર! તે કર્મનો સંન્યાસ ઉપર ઉપરથી ન કરતાં વિચારમાં ચિત્તવૃત્તિ સ્થિર કરી મનપૂર્વક (સંન્યાસ) કર.[૬૧] પછી તે વિચારના બળથી તું પોતાનાં કર્મોથી ભિન્ન એવું નિર્મળ સ્વરૂપ મારા સ્વરૂપમાં જોશે;[૬૨] અને સર્વ કર્મોની જન્મભૂમિ જે અજ્ઞાન (માયા) તે તારાથી અતિ દૂર છે, એમ તારી દૃષ્ટિએ પડશે.[૬૩] પછી, હે અર્જુન! જેમ રૂપ શિવાય છાયા દૃષ્ટિગોચર થતી નથી, તે પ્રમાણે અજ્ઞાન તારાથી દૂર નથી, એમ તને સમજાશે.[૬૪] આવા જ્ઞાનથી અજ્ઞાનનો નાશ થયો એટલે સર્વ કર્મનો સંન્યાસ આનાયાસે દૂર થઈ જાય છે.[૬૫] પછી આત્માપર ભ્રમથી કર્મનો જે ભાસ દેખાય છે તે વિચારથી નષ્ટ થાય એટલે શુદ્ધ આત્મામાં બુદ્ધિને પતિવ્રતા (અનન્ય) કરીને સ્થાપન કર.[૬૬] આવા અનન્ય યોગે કરીને જે વખતે બુદ્ધિ મારામાં પ્રવેશ કરે છે તે વખતે ચિત્ત ચિંતન કરવાના પદાર્થનો ત્યાગ કરી મારૂંજ ભજન કરે છે.[૬૭] આ પ્રમાણે ચિંતનીય વિષયનો પરિત્યાગ કરીને ચિત્ત સર્વ કાળ મારામાં સંલગ્ન રહે એમ તું સત્વર કર.[૬૮]

**मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।**
**अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनंक्ष्यसि ॥ ५८ ॥**

**શ્લોકાર્થઃ**—જ્યારે તું મારામાં ચિત્ત દઇને રહેશે ત્યારે મારા પ્રસાદથી સર્વ સંકટોમાંથી પાર પડશે. પરંતુ હમણાં જો તું અભિમાનથી મારો બોધ ન સાંભળશે, તો નાશ પામશે. (૫૮)

**ઓવી અર્થ**:—પછી, આ પ્રમાણે અભેદરૂપી સેવાથી જ્યારે તારૂં ચિત્ત મદ્રૂપ બનશે, ત્યારે તારાપર મારો પૂર્ણ પ્રસાદ થશે, એમ તું સમજ.[૬૯] પછી સર્વ દુઃખોનાં ઘરરૂપ જે જન્મ મૃત્યુ કે જેને જીવ માત્ર ભોગવે છે અને જે અતિ દુર્ઘટ છે, તેજ તને સુખકારક થઈ પડશે.[૭૦] આંખને સૂર્યપ્રકાશની સાહાય્ય મળ્યા પછી તિમિરની કાંઇ હિમ્મત છે કે વારે?[૭૧] તે પ્રમાણે,

મારા પ્રસાદથી જેનું જીવત્વ નષ્ટ થયું છે તે સંસારરૂપી ખાઉથી ડરશે કે?[72] માટે, હે ધનંજય! મારા પ્રસાદ વડે તું સંસારદુર્ગતિને તરી જશે.[73] અથવા તું અભિમાનના યોગથી મારૂં આ સર્વ ભાષણ જો કાને નહિ સાંભળશે, કિંવા મનપર ન લેશે,[74] તો તું જો કે નિત્યમુક્ત અને અવ્યય છે તો પણ તને દેહ સંબંધના ઘાવ નિરર્થક સહન કરવા પડશે.[75] જે દેહ સંબંધમાં ડગલે ડગલે આપણો ઘાત છે, તે સહન કરતાં કદિ પણ વિશ્રાંતિ મળનાર નથી.[76] જો તું મારૂં કથન શ્રવણ નહિ કરશે તો આવડું મોટું મૃત્યુ વાસ્તવિક રીતે ન મરતાં તને સહન કરવું પડશે.[77]

**यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।**
**मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥ ५९ ॥**

**શ્લોકાર્થ:—જો અહંકારનો આશ્રય કરી, હું યુદ્ધ કરનાર નથી એમ તું બોલે તો તારી આ હઠ વ્યર્થ છે; કારણકે, ક્ષત્રિયસ્વભાવ તને બળાત્કારે યુદ્ધમાં પ્રવૃત્ત કરશે. (૫૯)**

**ઓવી અર્થ:**—જે પ્રમાણે પથ્યનો દ્વેષ કરવાથી જ્વર વધે છે, અથવા દીપકનો દ્વેષ કરવાથી અંધકાર વૃદ્ધિંગત થાય છે, તે પ્રમાણે વિવેકનો દ્વેષ કરવાથી અહંકાર વૃદ્ધિ પામશે.[78] પછી તારા શરીરને અર્જુન, અન્યનાં શરીરને મારા આપ્ત, અને તેની સાથે સંગ્રામ કરવો એ પાતક[79] આ પ્રમાણે તારી બુદ્ધિવડે તું ત્રણ ભેદ પાડશે અને એમ કરીને હે અર્જુન! હું યુદ્ધ કરીશ નહિ એવો[80] તારા અંતઃકરણમાં તું પૂર્ણ નિશ્ચય કરશે, તો પણ તારો જે નૈસર્ગિક સ્વભાવ છે, તે તારા નિશ્ચયને ટકવા દેશે નહિ.[81] વાસ્તવિક વિચાર કરીને જોતાં હું અર્જુન અને આ મારા આપ્ત અને એમનો વધ કરવો એ પાતક એ સર્વ કલ્પના માયા શિવાય ખરી છે કે?[82] અરે! પ્રથમતો તું યુદ્ધને માટે તૈયાર થયો છે અને યુદ્ધને માટે શસ્ત્ર પણ ધારણ કર્યાં છે અને હવે તું યુદ્ધ ન કરવાના સોગંદ લે છે એ યોગ્ય છે કે?[83] એટલા માટે હું યુદ્ધ કરનાર નથી એમ તારૂં બોલવું વ્યર્થ છે. તદુપરાંત લોકદ્રષ્ટિથી પણ તારૂં બોલવું કોઈ માન્ય કરનાર નથી.[84] માટે હું યુદ્ધ કરનાર નથી એવો જે તું તારા મનમાં નિશ્ચય કરે છે, તે વ્યર્થ છે, કારણકે તારી સ્વકીય ક્ષાત્ર પ્રકૃતિ તારા નિશ્ચયની વિરૂદ્ધ તારી પાસે યુદ્ધ અવશ્ય કરાવશેજ.[85]

**स्वभावजेन कौन्तेय निबद्धः स्वेन कर्मणा ।**
**कर्तुं नेच्छसि यन्मोहात्करिष्यस्यवशोऽपि तत् ॥ ६० ॥**

**શ્લોકાર્થ:—હે કૌંતેય! સ્વભાવ સિદ્ધ જે તારૂં યુદ્ધ કર્મ તેનાથી બદ્ધ થયેલો જે તું તે મોહથી જે કરવાને ઇચ્છતો નથી તે તું પરતંત્ર થઇને પણ કરશે. (૬૦)**

**ઓવી અર્થ:**—પાણીનો ઓઘ પૂર્વ તરફ જતો હોય અને તેને જોનાર એમ કહે કે હું પશ્ચિમ તરફ જઇશ, તો તેનું બોલવું વ્યર્થ થઇ પાણી તેને ઓઘની સાથે પૂર્વ તરફજ ઘસડી જશે.[86] કિંવા ચોખાનો કણ એમ કહે કે હું ચોખાના સ્વરૂપમાં ઉગનાર નથી તો તેનું તે બોલવું વ્યર્થ જાય છે. કારણકે તે શું તેના સ્વભાવની વિરૂદ્ધ વર્તી શકશે કે?[87] તે પ્રમાણે હે પ્રબુદ્ધ! તારી પ્રકૃતિ ક્ષાત્ર ગુણથી ઘડાયેલી હોવાથી હું યુદ્ધ કરવાને ઉઠનાર નથી એમ જો તું બોલે તો તે વ્યર્થ જશે. તારો ક્ષાત્ર ધર્મજ તને યુદ્ધ કરવાને ઉઠાડશે.[88] તારી ક્ષાત્ર પ્રકૃત્તિના શૌર્ય, તેજ દક્ષતા, ઇત્યાદિ ગુણો જન્મતઃજ તને પ્રાપ્ત થયેલા છે.[89] માટે હે ધનંજય! તે પ્રકૃતિના ગુણાનુરોધથી યુદ્ધ ન કરતાં સ્વસ્થ બેસી રહેવું તારાથી બની શકશે નહિ.[90] માટે, હે ધનુર્ધર! તે ક્ષાત્ર ગુણથી તું બદ્ધ થયેલો હોવાથી ખરેખર તારાથી

તારા સ્વભાવની વિરૂદ્ધ વર્તન થઇ શકનાર નથી,[૯૧] અથવા તારા જન્મનાં મૂળનો વિચાર ન કરતાં, હું યુદ્ધ કરીશ નહિ એવું અડગ વ્રત જો તું ધારણ કરશે,[૯૨] તો, હાથપગ બાંધીને રથપર બેસાડેલો મનુષ્ય હું ચાલનાર નથી એમ કહે તોપણ તે રથની સાથે દિગંતરમાં ચાલ્યો જાય છે,[૯૩] તે પ્રમાણે હું મારી જાતે કાંઇ કરવાનો નથી એમ ધારીને જો તું સ્વસ્થ બેસશે તોપણ ખાસ તુંજ યુદ્ધ કરશે એમાં કાંઇ શંકા નથી.[૯૪] ઉત્તર દિશાની ગાયો દુર્યોધને ઘેરી તે સમયે વિરાટ્ રાજાનો પુત્ર ઉત્તર યુદ્ધમાંથી પાછો ફરતો હતો અને તેં તો વ્યંઢળનો વેષ ધારણ કર્યો હતો તોપણ તેં તેના સારથિ થઇને યુદ્ધ શા માટે કર્યું હતું ? માટે, તેજ તારો ક્ષત્રિય સ્વભાવ સ્વસ્થ ન બેસવા દેતાં અવશ્ય તારી પાસે યુદ્ધ કરાવશે.[૯૫] હે અર્જુન ! તે યુદ્ધમાં અગિયાર અક્ષૌહિણી સેનાના મહા યોદ્ધાઓપર તેં એકલાએ મોહનાસ્ત્ર ફેંકીને તે સર્વેનાં વસ્ત્રો હરણ કર્યાં હતાં; એજ તારો ક્ષત્રિય સ્વભાવ તને યુદ્ધમાં પ્રવૃત્ત કરશે.[૯૬] અરે રોગીને રોગ ગમે છે કે ? દરિદ્રીને દારિદ્રય ગમે છે કે ? પરંતુ બળવાન પ્રારબ્ધ તેમની પાસે તે કષ્ટો ભોગવાવે છેજ.[૯૭] પોતાની સત્તાથી આ પ્રારબ્ધને કદિ પણ અન્યથા નહિ કરે એવો જે ઈશ્વર તે તારા હૃદયમાં વાસ કરે છે.[૯૮]

**ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।**
**भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥ ६१ ॥**

**શ્લોકાર્થઃ—**હે અર્જુન ! દેહાદિક યંત્રપર અભિમાનથી ચઢેલાં જે સર્વભૂતો, તેને પોતાની માયારૂપ શક્તિથી નાના પ્રકારની યોનિઓમાં ફેરવનાર પરમેશ્વર સર્વભૂતોના હૃદયમાં વાસ કરે છે. (૬૧)

**ઓવી અર્થઃ—**સર્વભૂતોનું અંતઃકરણ એજ મહા આકાશ છે અને તેમાં જ્ઞાનરૂપી વૃત્તિ એજ તેનાં સહસ્ર કિરણો છે, તે કિરણો વડે જે ઉદય પામેલો છે,[૯૯] એવા ઇશ્વરરૂપી સૂર્યે જાગૃતિ, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ મોહને પ્રકાશિત કરી, ભ્રમમાં પડેલા લોકરૂપી વટેમાર્ગુને જાગૃત કર્યા.[૧૦૦૦] દ્રશ્ય વસ્તુરૂપ જળના સરોવરમાં વિષયરૂપી કમળો પ્રફુલ્લિત કરી, પાંચ જ્ઞાનેંદ્રિયો અને છઠ્ઠું મન આ છ પગના જીવરૂપી ભ્રમર પાસે તે કમળોનું સેવન કરાવે છે.[૧] આ સૂર્યનું રૂપક રહેવા દે. સર્વનાં હૃદયમાં વાસ કરનાર ઈશ્વર તેજ સર્વ ભૂતોનું અહંકાર રૂપી આવરણ પોતાના અંગપર પરિધાન કરી પ્રકટ થાય છે.[૨] જે પોતાની માયાનો આડ પડદો મૂકી અંદરથી એકલોજ સૂત્ર ( દોરી ) હલાવી બહાર ચોરાશી લક્ષ છાયારૂપી ચિત્રો નચાવે છે.[૩] તે બ્રહ્મદેવથી લઇને કીટક પર્યંત સર્વભૂતોને યોગ્યતાનુસાર દેહની આકૃતિમાં આણે છે.[૪] જે ભૂતની આગળ તેની યોગ્યતાનુસાર જે દેહ મૂકવામાં આવે તે દેહ હુંજ છું એવી બુદ્ધિથી તે દેહરૂપી યંત્રપર ચઢે છે.[૫] સૂત્ર સૂત્રથીજ બાંધવામાં આવે છે, ઘાસ ઘાસ વડેજ બાંધવામાં આવે છે, કિંવા પાણીમાં પોતાનું પ્રતિબિંબ જોઇને બાળક જે પ્રમાણે ભ્રમથી તેને પકડવાને દોડે છે.[૬] તે પ્રમાણે તે દેહરૂપ આકારવાળો જે બીજો તે હુંજ છું એવા ભ્રમથી તેને ગ્રહણ કરવાને તે જાય છે. ( અભિમાન ધારણ કરે છે. )[૭] આ પ્રમાણે શરીરાકાર યંત્રપર ભૂતોને બેસાડી પૂર્વકર્માનુરૂપ સૂત્રો હલાવે છે,[૮] ત્યારે જે ભૂતનું જે પ્રારબ્ધસૂત્ર સ્વતંત્ર હોય તે ભૂત તે ગતિને પ્રાપ્ત થાય છે.[૯] જે પ્રમાણે પવન તૃણને આકાશમાં ફેરવે છે, તે પ્રમાણે હે ધનુર્ધર ! સ્વર્ગ અને સંસારમાં સર્વભૂતોને પ્રારબ્ધ ફેરવે છે.[૧૦] લોહચુંબકની સત્તાથી જે પ્રમાણે લોખંડ હાલે છે, તે પ્રમાણે ઈશ્વરસત્તાના યોગથી સર્વભૂતોનો વ્યવહાર ચાલે છે.[૧૧] હે ધનંજય ! જે પ્રમાણે ચંદ્રનું સાન્નિધ્ય થયું એટલે સમુદ્રાદિકની ચેષ્ટા શરૂ થાય છે,[૧૨] સમુદ્રમાં ભરતી આવે છે, સોમકાંતમણિને પ્રસ્વેદ છૂટે છે, ચંદ્રવિકાસિની કમલિની પ્રફુલ્લિત

થાય છે અને ચકોર પક્ષીને આનંદ થાય છે,[13] તે પ્રમાણે, પરાપ્રકૃતિના યોગથી અનેક ભૂતોની પાસે જે એક ઈશ્વર ચેષ્ટા કરાવે છે, તે તારા હૃદયમાં વાસ કરે છે.[14] હે પાંડુ સુત ! અર્જુનપણાનું અભિમાન છોડી જે મારાપણું તારામાં ઉદ્‌ભવે છે, તે તે ઈશ્વરનું સત્યસ્વરૂપ છે.[15] માટે તે ઈશ્વરપ્રકૃતિને પ્રવૃત્ત કરી જો તું યુદ્ધ નહિ કરશે, તો પણ તે તારી પાસે યુદ્ધ કરાવશે.[16] એટલા માટે સર્વનો સ્વામી ઈશ્વર છે, તે સર્વભૂતોને જેવી પ્રકૃતિ આપે છે, તે પ્રકૃત્યનુરૂપ સર્વ ઇંદ્રિયો પોતપોતાની ક્રિયા કરે છે.[17] એટલા માટે કર્મનું અભિમાન ન રાખી તે સર્વ ક્રિયાઓ પ્રકૃતિને આધીન છે એમ સમજી પ્રકૃતિ જે હૃદયસ્થ આત્માને સ્વાધીન છે.[18]

**तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।**
**तत्प्रसादात्परां शांतिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥ ६२ ॥**

**શ્લોકાર્થઃ—હે ભારત ! તું સર્વ ભાવે કરીને તેનેજ શરણે જા. તેના પ્રસાદથી તું પરમ શાંતિ અને શાશ્વત સ્થાનને પ્રાપ્ત થશે. (૬૨)**

**ઓવી અર્થઃ**—જે પ્રમાણે ગંગાનું પાણી સમુદ્રમાં મળીને તદ્રૂપ થાય છે તે પ્રમાણે તે ઈશ્વરને અહંકાર, વાચા, ચિત્ત અને શરીર એ સર્વસ્વ અર્પણ કરીને શરણે જા.[19] પછી તે ઇશ્વરના પ્રસાદથી સર્વત્ર શાંતિરૂપી સ્ત્રીનો પતિ તું બની આનંદથી આત્મસ્વરૂપમાં રમમાણ થશે.[20] જે પદ ઉત્પત્તિનું કારણ, અને વિશ્રાંતિનું વિશ્રાંતિ સ્થાન છે તથા જે અનુભૂતિનો અનુભવ લે છે,[21] તે પોતાના આત્મપદનો રાજા તું બની અક્ષય્ય સુખ ભોગવશે, એમ લક્ષ્મી-પતિ શ્રીકૃષ્ણ પાર્થ પ્રત્યે બોલ્યા.[22]

**इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया ।**
**विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥ ६३ ॥**

**શ્લોકાર્થઃ—હે અર્જુન ! ગુહ્ય કરતાં પણ ગુહ્ય એવું જ્ઞાન મેં તને કહી સંભળાવ્યું, હવે એ વિષે પૂર્ણ વિચાર કરીને પછી તારા મનમાં આવે તે કર. (૬૩)**

**ઓવી અર્થઃ**—આ જ્ઞાન ગીતાના નામથી પ્રસિદ્ધ છે, અને જે સર્વ વેદોનો સાર છે, અને જે જ્ઞાનથી આત્મરૂપ રત્ન સ્વાધીન થાય છે;[23] વેદાંત શાસ્ત્રમાં જ્ઞાનના નામથી જે પ્રસિદ્ધ છે અને જેનું વર્ણન કરીને સર્વ શાસ્ત્રોએ કીર્તિ સંપાદન કરી છે;[24] બુદ્ધયાદિક જ્ઞાનો જે જ્ઞાનની સમક્ષ નિસ્તેજ છે અને હું સર્વદ્રષ્ટા પણ જે જ્ઞાનદ્વારા સમજમાં આવી શકું છું,[25] તે આત્મજ્ઞાન સર્વમાં ગુપ્ત એવો જે હું તેનું પણ ગુપ્ત ધન છે; અને એ જ્ઞાન એ-ટલી યોગ્યતાયુક્ત છે, તોપણ તું મારો પરમ ભક્ત હોવાથી એને હું તારાથી ગુપ્ત રાખી શકયો નહિ;[26] એટલા માટે હે પાંડવ ! તારા પૂર્ણ પ્રેમથી સંતુષ્ટ થઇ મેં મારો ગુપ્ત ભંડાર તને સોંપ્યો.[27] જે પ્રમાણે બાળકના પ્રેમમાં માતા પોતાનું ભાન ભૂલી જાય છે અને તેની સાથે પ્રેમભરિત સંભાષણ કરે છે, તે પ્રમાણે મારો તારાપરનો પ્રેમ તેમ કરવાને મને શા માટે પ્રવૃત્ત ન કરે ?[28] આકાશ સર્વ વસ્તુથી સૂક્ષ્મ હોવા છતાં પણ જેમ તેને ગાળી લેવામાં આવે. અમૃત અંતર્બાહ્ય મિષ્ટ હોવા છતાં પણ જેમ તેની છાલ ઉતારવામાં આવે, અથવા દીપ પાસે જેમ દીપ પ્રકાશિત કરાવવામાં આવે;[29] જે સૂર્યના અંગ પ્રકાશથી પાતાળમાંનાં પરમાણુ પણ દેખાય છે, તે સૂર્યની આંખમાં પણ અંજન આંજવામાં આવે,[30] તે પ્રમાણે હું સર્વજ્ઞ હોવા છતાં પણ સર્વનો વિચાર કરી જે યોગ્ય લાગ્યું, તે જ્ઞાન તને કહી સંભળાવ્યું.[31] હવે તું અજ્ઞાન વિષે બરાબર વિચાર કરી નિશ્ચય કર; અને નિશ્ચય થયા પછી તને ફાવે તે કર.[3] દેવનું આ ભાષણ સાંભળ્યા પછી અર્જુને, હવે મને છેવટનો નિર્ણય

કહી દીધો, હવે શ્રવણસુખથી હું વંચિત થયો એમ માન્યું તેથી તેના મનમાં ખરાબ લાગ્યું અને હજી પણ દેવ કાંઇ બોલે અને હું શ્રવણ કરૂં એવી ઇચ્છાથી તે સ્વસ્થ બેઠો. આવી સ્થિતિ જોઇ દેવ બોલ્યાઃ-હે અર્જુન ! તું કહેલાં જ્ઞાનની વંચના કરનાર નથી, તથાપિ તારા આ સ્વસ્થ બેસવાથી એમ જણાય છે કે હજી કાંઇ પણ સાંભળવાની તારી ઇચ્છા છે;[33] પીરસનાર માણસ પીરસતો હોય છતાં પણ જો ક્ષુધિત મનુષ્ય શરમાઇને બસ થયું, બસ થયું એમ કર્યા કરે તો ક્ષુધાની પીડા સહન કરવા ઉપરાંત તેને વંચકતા (સંકોચ) નો દોષ પણ લાગે છે.[34] તે પ્રમાણે સર્વજ્ઞ શ્રીગુરૂની પ્રાપ્તિ થતાં જે સંકોચ રાખી આત્મસ્વરૂપનો વિચાર જો ન પૂછશે;[35] તે પોતાનો લાભ પોતેજ ગુમાવશે અને વળી વંચના કરવાનું પાતક પણ તેને ચોંટશે.[36] પરંતુ હે અર્જુન ! સ્વસ્થ રહેવામાં તારો અભિપ્રાય એવો છે કે હજી મારે એક વાર પુનઃ સંપૂર્ણ જ્ઞાન તને કહી સંભળાવવું.[37] ત્યારે પાર્થ બોલ્યો-હે પ્રભો ! આપે મારા મનની વાત બરાબર રીતે જાણી, એ કહેવાની શી આવશ્યકતા છે ? કારણ કે તે તમે ન જાણશો તો કોણ જાણશે ?[38] તમારા શિવાય સર્વ જગત્ તમારૂં જ્ઞેય (જાણવાની વસ્તુ) છે અને તે સર્વને જાણનારા એકલા તમેજ છો. પછી સૂર્યને સૂર્ય કહીને તેની પ્રશંસા શા માટે કરવી ?[39] અર્જુનનાં આ વચનો સાંભળી શ્રીકૃષ્ણ ભગવાન બોલ્યા:-તારા આ બોલવાથી મારૂં વર્ણન થોડું થયું છે એમ તું સમજે છે કે શું ? અસ્તુ ![40]

**सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः ।**
**इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ॥ ६४ ॥**

**શ્લોકાર્થઃ**—સર્વથી અતિશય ગુહ્ય એવું મારૂં વચન તું પુનઃ સાંભળ. તું મને અત્યંત પ્રિય છે, તેથી હું તારા હિતની વાત તને કહું છું. (૬૪)

**ઓવી અર્થઃ**—પુનઃ એકવાર અવધાનને સારી રીતે વિસ્તીર્ણ કરી મારાં નિર્મળ વચનો સાંભળ.[41] એ વચન વાચ્ય છે માટે બોલવાં, કિંવા શ્રાવ્ય છે માટે સાંભળવાં, એમ નથી, પરંતુ એ કેવળ બ્રહ્મસ્વરૂપજ છે. પરંતુ તું ભાગ્યવાન હોવાથી એ તને પ્રાપ્ત થયાં છે.[42] હે ધનંજય ! કાચબીની દ્રષ્ટિને બચ્ચાં જોતાંની સાથેજ પાન્હો છૂટે છે, અને બચ્ચાંઓ તૃપ્ત થાય છે; કિંવા આકાશ પોતાના ગર્ભમાં ચાતકપક્ષીને માટે સર્વકાળ પાણી ભરી રાખે છે;[43] માટે જે ઘટના જયાં બનવાની ન હોય તેનાં ફળ ત્યાંજ પ્રાપ્ત થાય છે. એનું કારણ શું ? એ પ્રશ્નનો ઉત્તર એ છે કે દૈવ જ્યારે અનુકૂળ થાય ત્યારે કયો લાભ ન મળી શકે ?[44] બાકી એ મર્મ કેટલો દુર્લભ છે, તે કહી શકાતું નથી. કારણ કે, દ્વૈતભાવનો પરિત્યાગ કરી ઐક્યના ઘરમાં ભોગવવા યોગ્ય એ રહસ્ય છે.[45] હે પ્રિયોત્તમ ! ઉપચારરહિત જે મારો પ્રેમ તેનો જે તું વિષય બન્યો છે તે અન્ય કોઇ નથી પરંતુ મારો આત્માજ છે, એમ તું સમજ.[46] હે અર્જુન ! આરશીને વારંવાર લુછીને સ્વચ્છ કરવી પડે છે તે આરશીને માટે નહિ, પરંતુ સ્વસ્વરૂપસૌખ્ય ભોગવવાને માટેજ આપણે કરીએ છીએ.[47] તે પ્રમાણે હે પાર્થ ! તને ખાલી નિમિત્ત કરી હું મારે માટેજ બોલું છું; તારામાં અને મારામાં કાંઇ દ્વૈત છે કે ?[48] એટલા માટે મારા જીવનનું ગુહ્ય તને કહું છું. કારણ કે એકનિષ્ઠ ભક્તનો તો મને નાદજ લાગ્યો છે.[49] હે પાંડુસુત ! જે પ્રમાણે બીહું પોતાનું સર્વ સ્વત્વ સમર્પણ કરી દે છે અને તત્સ્વરૂપ થવાને શરમાતું નથી,[50] તે પ્રકારે તું મારી સાથે ભેદભાવ રાખતો નથી તો હું તારાથી ચોરીને કોઇ પણ વાત ગુપ્ત શા માટે રાખું ?[51] માટે, જે જે ગુહ્યો છે તે તે સર્વ જે મારા ગુહ્ય વચનની આગળ પ્રકટ થાય છે, તે મારૂં નિર્મળ ગુહ્ય વચન સાંભળ.[52]

**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।**
**मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥ ६५ ॥**

**શ્લોકાર્થઃ—મારામાં મન રાખ, મારી ભક્તિ કર, મારૂં પૂજન કર, અને મને નમસ્કાર કર. એમ કરવાથી તું મનેજ પ્રાપ્ત થશે એમ હું પ્રતિજ્ઞાપૂર્વક તને સત્ય કહું છું, કારણ કે તું મને પ્રિય છે. ( ૬૫ )**

**ઓવી અર્થઃ**—હે વીર અર્જુન ! તારા માનસિક અને શારીરિક જે જે વ્યાપાર થાય તેનો વિષય મને સર્વવ્યાપકનેજ કર.[૫૩] વાયુ જે પ્રમાણે સર્વ બાજુથી આકાશનેજ મળેલો હોય છે, તે પ્રમાણે તું જે જે કર્મ કરે તે મારી પ્રીતિને અર્થેજ કર.[૫૪] વધારે શું કહું ? તું તારા મનને મારૂં નિવાસસ્થાન કર અને તું કર્ણદ્વારા મારા ગુણોનું શ્રવણ કર.[૫૫] આત્મ-જ્ઞાનથી યુક્ત એવા જે સંત હોય કે જે મારાં સ્વરૂપો છે, તે પ્રતિ મનુષ્યની દ્રષ્ટિ કામિની ઓપર જેવી લુબ્ધ હોય છે તેવી રાખ.[૫૬] વસ્તુ માત્રનું વસતિસ્થાન જે હું તેનાં જે નિર્મળ નામો તેને જીવવાને માટે તારી વાણીની વાટે લાવ.[૫૭] તારા હાથોવડે જે જે કર્મો કરે કિંવા પગવતી જ્યાં જ્યાં જાય તે સર્વ ક્રિયા મારે માટેજ કર.[૫૮] તારા પોતાના કિંવા અન્યના ઉપયોગને માટે જે જે ક્રિયા કરે; તે હે અર્જુન ! મને સમર્પણ કરી તું મારો યાજ્ઞિક થા.[૫૯] હવે એક એક કરીને કેટલીક વાત કહું ? તારામાં સેવકભાવનો ઉદ્‌ભવ કરી સર્વત્ર જે જે દ્રષ્ટિગોચર થાય તે તે સર્વ મદ્રૂપજ છે એમ સમજી તેની સેવા કર.[૬૦] પછી પ્રાણુમાંનો દ્વૈત-ભાવ નષ્ટ થઇ સર્વ સ્થળે હુંજ છું. એવી તને પ્રતીતિ થાય એટલે તું નમ્ર બની મને વંદન કર. આથી મારો અત્યંત આશ્રય તને પ્રાપ્ત થશે.[૬૧] પછી સર્વ જગતમાંનું તૃતીયત્વ નષ્ટ થઇ દેવભક્તનો ( મારો અને તારો ) એકાંતવાસ થયેલો તું જોશે.[૬૨] પછી ગમે તે સ્થિતિમાં ફાવે તે વેળાએ તું મને ભોગવશે; આ પ્રમાણે અત્યંત અને સહજ સુખની વૃદ્ધિ થશે.[૬૩] અને હે અર્જુન ! તૃતીયત્વ ( જગતભાવ ) આડે આવે છે તે નષ્ટ થયો એટલે તું મારોજ છે એટલે મને પ્રાપ્ત થશે.[૬૪] જળનો નાશ થયા પછી તેમાંના પ્રતિબિંબને મૂળ બિંબની સાથે ઐક્ય પામતાં કાંઇ હરકત નડે છે કે વારુ ?[૬૫] તેજ પ્રમાણે વાયુને આકાશની સાથે કિંવા તરંગને સમુદ્રની સાથે મળી જવાને કાંઇ હરકત છે કે વારુ ?[૬૬] માટે દેહભેદને લીધે તું અને હું એવો જે ભેદ દેખાય છે, તે ભેદ નષ્ટ થતાંની સાથે તું મદ્રૂપ થશે.[૬૭] મારા આ કથનપરતો સત્ય કિંવા અસત્ય એવી શંકા ધારણ કરીશ માં. એમાં જો કાંઇ ફરક પડે તો તારાજ સમ ![૬૮] પરંતુ તું કદાચિત્ એવી કલ્પના કરશે કે તારા સોગંદ ખાધા એટલે હું તો મુક્તજ રહ્યો અને સઘળું પરિણામ તારાપરજ આવી પડશે, પરંતુ એમ નથી. તારા સોગંદ ખાવા એ કેવળ મારા પોતાના આત્મલિંગપર હાથ ઉપાડવા સમાન છે. પરંતુ પ્રીતિનો પ્રકારજ એવો છે કે તેથી મનુષ્યને કોઇ પણ પ્રકારની શરમજ લાગતી નથી.[૬૯] જેના બોલપર કોઇ વિશ્વાસ મૂકતું નથી તેનેજ શપથ ખાવાનો પ્રસંગ આવે છે; પરંતુ ભગવાનને તો વેદ પણ જાણે છે અને જે નિર્ભેદ છે; અને જેની સત્તાથી આ જગદાભાસ દેખાય છે અને જેની આજ્ઞામાં એવી શક્તિ છે કે તે કાળને પણ જીતે છે,[૭૦] તે હું દેવ સત્ય સંકલ્પ ધરાવું છું અને જગતના હિતને માટે પિતાના જેવી લાગણી ધરાવું છું, તો મારે શપથ લેવાની ખટપટ શા માટે કરવી ?[૭૧] પરંતુ હે અર્જુન ! તારો જે મને અતિશય છંદ લાગ્યો છે તેને લીધે હું મારૂં દેવત્વનું બ્રીદ ત્યાગીને ભક્ત થયો છું તેથી હું અધૂરો છું અને તને મારો નાદ લાગી તું મદ્રૂપ થયાથી આખો છે.[૭૨] હે ધનંજય ! રાજા પણ પોતાના કાર્યને માટે જેમ પ્રધાનાદિ પોતાના અંગત માણસોની સમક્ષ તેનો પોતાનાપર વિશ્વાસ બેસે એટલા માટે પોતે

શપથ લે છે તેવો આ પ્રકાર છે.[૭૩] ત્યારે અર્જુન બોલ્યો કેઃ—હે દેવ! આ અગાધ ભાષણ કરવાનું કાંઈ પ્રયોજન નથી. કેવળ આપના નામસ્મરણથીજ અમારાં સર્વ કાર્યો સિદ્ધ થાય છે.[૭૪] વસ્તુસ્થિતિ આવી હોવા છતાં આપ બોધ આપો છો અને તેમાં વળી શપથ પણ લો છો. આ આપના વિનોદનો કાંઈ પાર છે કે?[૭૫] કમળસમુદાયને સૂર્યનો યત્કિંચિત્ પ્રકાશ પણ પ્રાપ્ત થાય તોપણ તે એકદમ પ્રકાશિત થઇ જાય છે; એકંદરે સૂર્ય પોતાના સામર્થ્યથી સર્વ જગતને પૂર્ણ અંશે પ્રકાશ આપે છે નિમિત્ત માત્ર કમળનું છે.[૭૬] ચાતકની તૃષા તૃપ્ત કરવાને માટે મેઘ વૃષ્ટિ કરે છે, પરંતુ તેથી સંપૂર્ણ પૃથ્વી જળથી પરિપૂર્ણ થઇ જાય છે અને જળના ઓઘથી સમુદ્રમાં પણ ઉમેરો થાય છે, એટલું તેના ઔદાર્યનું સામર્થ્ય છે.[૭૭] માટે હે કૃપાનિધે! તમારા ઔદાર્યને કાંઇ સીમા નથી; પરંતુ મને નિમિત્ત માત્ર કરી જગદુદ્ધાર કરવાને માટે આપે આટલું બધું જ્ઞાન કહી સંભળાવ્યું છે.[૭૮] ત્યારે દેવ બોલ્યાઃ—હવે તારી આ સ્તુતિ રહેવા દે. પરંતુ તને જે ઉપાય બતાવ્યો તેથી તું મદ્રૂપ થશે.[૭૯] હે ધનંજય! મીઠું સમુદ્રમાં પડ્યા પછી જેમ જેમ વખત જતો જાય છે તેમ તેમ તે પીગળતું જાય છે, પરંતુ તેને શેષ રહેવાનું કાંઇ પ્રયોજન નથી,[૮૦] તેમ સર્વ પ્રકારે સર્વત્ર મારૂં ભજન કરવાથી સર્વત્ર હુંજ છું એવી તારી બુદ્ધિ થઇ એટલે અહંકાર સમૂળ નાશ પામશે અને તું મદ્રૂપ થશે.[૮૧] આ પ્રકારે કર્મથી લઇને જ્ઞાનથી મારી પ્રાપ્તિ થાય ત્યાં સુધીના ઉપાયોના પ્રકાર તને સ્પષ્ટતાપૂર્વક કહી સંભળાવ્યા.[૮૨] હે પાંડુ સુત! પ્રથમ સર્વ કર્મો ઈશ્વરાર્પણ કરવાં એટલે સર્વત્ર ઈશ્વર છે એવી ભાવના પેદા થાય છે.[૮૩] પછી મારા પ્રસાદથી મારૂં જ્ઞાન તેને પ્રાપ્ત થાય છે અને તે જ્ઞાનથી મારા શુદ્ધ સ્વરૂપમાં તે ખરેખર મળી જાય છે.[૮૪] પછી હે પાર્થ! મારા સ્વરૂપમાં મળી ગયા પછી સાધ્ય અને સાધન લય પામે છે. એમ થયા પછી તારે કાંઇ કરવાનું શેષ રહેતું નથી.[૮૫] તેં તારાં સર્વ કર્મો સર્વકાળ મને અર્પણ કર્યાં તેથી આજે મારી પ્રસન્નતા તને મળી છે.[૮૬] માટે તે પ્રસન્નતાના બળથી યુદ્ધપ્રસંગની અડચણને કોરે મૂકી હું તને એકદમ આવીને ભેટયો.[૮૭] ગીતાના નામે જે દ્રષ્ટાંત તથા યુક્તિ સહિત જ્ઞાન તને કહી સંભળાવ્યું, તે જ્ઞાનવડે પ્રપંચ ભેદ સહવર્તમાન અજ્ઞાન નષ્ટ થશે અને હું એકત્વભાવે તને પ્રાપ્ત થઇશ.[૮૮] તને મેં મારૂં જ્ઞાન નાના પ્રકારે જે કહી બતાવ્યું તે જ્ઞાનવડે ધર્માધર્મને પ્રસવેલા અજ્ઞાનનો પરિત્યાગ કર.[૮૯]

**सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।**
**अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥ ६६ ॥**

**શ્લોકાર્થઃ**—તું સર્વ ધર્મનો પરિત્યાગ કરીને મારે એકલાનેજ શરણે આવ, હું તને સર્વ પાપોમાંથી મુક્ત કરીશ, તું શોક કરીશ નહિ. (૬૬)

**ઓવી અર્થઃ**—જેવી રીતે આશાથી સર્વ દુઃખો પ્રાપ્ત થાય છે અને નિંદામાંથી સર્વ પાતકોની ઉત્પત્તિ થાય છે, અને દુર્દૈવના યોગથી દ્રારિદ્રની પ્રાપ્તિ થાય છે,[૯૦] તે પ્રમાણે સ્વર્ગ અને નરકની પ્રાપ્તિ થવામાં સાધનભૂત જે ધર્મ અને અધર્મ તે જે અજ્ઞાનમાંથી ઉત્પન્ન થાય છે તે અજ્ઞાનનો આ જ્ઞાન વડે સમૂળો નાશ કરી દે.[૯૧] જે રજ્જુપર સર્પનો ભાસ થયેલો હોય છે તે રજ્જુ હાથમાં લીધા પછી જેમ સર્પભ્રમ નષ્ટ થાય છે, અથવા નિદ્રાની સમાપ્તિ થતાં જેમ સ્વપ્નમાંનાં ઘર, દારા, સહવર્તમાન સર્વ પ્રપંચનો નાશ થાય છે;[૯૨] અથવા કમળાની નિવૃત્તિ થતાં જેમ ચંદ્રની પીળાશ દૂર થાય છે, અથવા વ્યાધિનો અંત આવતાં જેમ મુખનો કડવાટ મટી જાય છે;[૯૩] અરે! દિવસ પૂરો થાય છે એટલે જેમ મૃગજળનો અંત આપોઆપ આવે છે; કિંવા કાષ્ઠનો ત્યાગ કર્યો એટલે જેમ અગ્નિનો ત્યાગ થાય છે,[૯૪] તે પ્રમાણે, ધર્માધર્મનો

ભાસ કરાવનાર જે અજ્ઞાન તેનો ત્યાગ કર્યો એટલે સર્વ ધર્મનો આપોઆપ લય થશે.[૫] પછી તે અજ્ઞાન નષ્ટ થયું એટલે સહજ હું એકલોજ અવશિષ્ટ રહીશ. જે પ્રમાણે નિદ્રા અને તેના દ્વારા ભાસેલું સ્વપ્ન એ ઉભયનો લય થાય છે ત્યારે મનુષ્ય પોતે એકલોજ બચે છે;[૯૬] તે પ્રમાણે, તેનામાં મારા શિવાય અન્ય ભિન્નાભિન્ન એવો કોઈ ભાવ અવશિષ્ટ રહેશે નહિં. પછી તે હુંજ છું એવી બુદ્ધિથી મારા સ્વરૂપમાં ઐક્ય પામે છે.[૯૭] સ્વત્વનો ભેદ ન રાખી મારા એકત્વને જે જાણવું તેનેજ મારૂં શરણ ગ્રહણ કર્યું એમ સમજવું.[૯૮] જે પ્રમાણે ઘટોપાધિ વડે ઘટાકાશ પૃથક્ દેખાય છે અને ઘટનો નાશ થતાં ઘટાકાશ મહાકાશમાં ઐક્ય પામે છે, તે પ્રમાણે, મારે શરણે આવશે એટલે તું મારા સ્વરૂપમાં ઐક્ય પામશે.[૯૯] સુવર્ણનો મણિ જે પ્રમાણે સુવર્ણની સાથે એકરૂપ હોય છે અથવા પાણીના તરંગ જેમ પાણીની સાથે એકરૂપ હોય છે, તે રીતે હે ધનંજય ! તું એકત્વથી મારે શરણે આવ.[૧૪૦૦] એ શિવાય, વડવાનલ જેમ સમુદ્રને શરણે જઇને પછી તેનો નાશ કરે છે, તે પ્રમાણે મારે શરણે આવી મારી સાથે દ્વૈતભાવથી વર્તવાનો વિરૂદ્ધ માર્ગ છોડી દે.[૧] મારે શરણે આવી, હું તો જીવ ભાવથી પૃથક્ રહું છું એમ બોલવાને તેની બુદ્ધિ કેમ લાજતી નથી? માટે આવું બોલવાને ધિક્કાર હો ![૨] હે ધનંજય ! રાજાની પાસે રહીને ઉછરેલી જે સાધારણ લુંડી હોય છે, તે તેની સાથે સંસર્ગમાં આવેલી હોવાથી તેની યોગ્યતાને પ્રાપ્ત થાય છે,[૩] તો પછી, હું જે વિશ્વનો ઈશ્વર તેની સાથે સંબંધ થવાથી જીવદશાનું બંધન છૂટતું નથી એવું નિંદનીય ભાષણ તું સાંભળીશ સુદ્ધાં નહિ.[૪] એટલા માટે, મારા સ્વરૂપને પ્રાપ્ત થયા પછી મારી ભક્તિ સહજ થશે; આવી ભક્તિ આ જ્ઞાન વડે પ્રાપ્ત કરી લે.[૫] મંથન કરીને છાશમાંથી માખણ કાઢી લેવામાં આવે અને પુનઃ તેને છાશમાં નાખવામાં આવે તો ગમે તે કરો તોપણ તે તેની સાથે ભળતું નથી;[૬] તે પ્રમાણે અદ્વિતીય બોધથી તું મારે શરણે આવ્યા પછી તને ધર્માધર્મનો સ્પર્શ થનાર નથી.[૭] લોખંડને અલગ કરીને ખીંટીએ ટાંગવામાં આવે તોપણ તેને કાટ ચઢે છે; પરંતુ પારસમણિના સ્પર્શથી જ્યારે તેજ સુવર્ણ બને છે ત્યારે તેને મૃત્તિકામાં દાટવામાં આવે તોપણ તેને કાટ ચઢતો નથી.[૮] વધુ તે શું કહું ? કાષ્ઠના ઘર્ષણ દ્વારા ઉપજાવેલા અગ્નિને પુનઃ કાષ્ઠની પેટીમાં મુકવામાં આવે તો તેમાં રહેતો નથી;[૯] હે અર્જુન ! સૂર્યને જે પ્રમાણે અંધકાર આલિંગન દઈ શકતો નથી, કિંવા જાગૃત થયા પછી જેમ સ્વપ્ન જણાતું નથી,[૧૦] તે પ્રમાણે, મારી સાથે ઐક્ય પામ્યા પછી સર્વ રૂપ એવો જે હું તેના શિવાય અન્ય કોઇ પણ વસ્તુ અવશિષ્ટ રહેવાનું કાંઇ પ્રયોજન નથી.[૧૧] એટલા માટે પાપ પુણ્યની કિંવા ધર્માધર્મની ચિંતા કરીશ નહિ. તારાં પાપ અને પુણ્ય હુંજ થઇશ, સમજ્યો ?[૧૨] સર્વ બંધન ઉત્પન્ન કરનાર જે પાપ તેનું લક્ષણ મારાથી ભિન્નતા એજ છે, તે મારા જ્ઞાનથી નાશ પામશે.[૧૩] હે વિચારશીલ અર્જુન ! ઉદકમાં મીઠું પડયું એટલે તેનો નાશ થઇ તે જલરૂપ બને છે, તે પ્રમાણે, તું અનન્ય ભાવથી મારે શરણે આવશે એટલે મદ્રૂપ થશે.[૧૪] હે ધનંજય ! આના યોગથી તું આપોઆપ સર્વ બંધનોમાંથી મુક્ત થશે. એટલા માટે તું મને જાણીને મારી પ્રાપ્તિ કરી લે એટલે હું તને સર્વ બંધનોમાંથી મુક્ત કરીશ.[૧૫] માટે, હે સુમતે ! મનમાં ધર્માધર્મની ચિંતા રાખીશ માં. એક અદ્વિતીય જે હું તેને ઓળખીને શરણે જા એટલે થયું ![૧૬] આ પ્રમાણે સર્વ રૂપોનું રૂપ, સર્વ દ્રષ્ટિની દ્રષ્ટિ, અને સર્વ દેશોનું વસતિસ્થાન એવા જે શ્રી કૃષ્ણ ભગવાન તે બોલ્યા.[૧૭] પછી શ્યામ સુંદર મૂર્તિ જે કૃષ્ણ ભગવાન તેમણે પોતાનો ભૂષણયુક્ત જમણો હસ્ત આગળ ધરી પોતાને શરણે આવેલો જે ભક્તરાજ અર્જુન તેને ઉંચકીને આલિંગન દીધું.[૧૮] જે સ્વરૂપને પ્રાપ્ત ન થતાં શબ્દ અને બુદ્ધિ પાછી ફરે છે,[૧૯] એવું જે શબ્દ અને બુદ્ધિથી આકલન ન થનારૂં સ્વરૂપ

તે સ્વરૂપ આપવાને માટે દેવે આલિંગનનું નિમિત્ત કર્યું.[૨૦] અર્જુનનું અને પોતાનું હૃદય દેવે મેળવી પોતાના હૃદયમાંનું જ્ઞાન તેના હૃદયમાં પૂર્યું અને દેવભક્તનું દ્વૈત ખંડિત કર્યા વિના અર્જુનને આત્મરૂપ કર્યો.[૨૧] એક દીપકવડે બીજો દીપક પ્રદીપ્ત કરવાથી જે પ્રમાણે દ્વૈત કાયમ રહી ઐક્યનું પણ ખંડન થતું નથી તે પ્રમાણે દેવે દ્વૈતનો ભંગ કર્યા વિના અર્જુનને પોતાનું સ્વત્વ અર્પણ કર્યું.[૨૨] તે વખતે અર્જુનને આનંદસૌખ્યનું જે પૂર આવ્યું તે પૂરમાં શ્રી કૃષ્ણ ભગવાન સર્વવ્યાપક હોવા છતાં ડૂબી ગયા.[૨૩] સમુદ્રમાં સમુદ્ર મળતાં પાણી દ્વિગુણિત વધવાથી પૂરવણીને માટે જેમ આકાશને ગ્રહણ કરવું પડે છે,[૨૪] તે પ્રમાણે, શ્રી કૃષ્ણ અને અર્જુન એ ઉભયના આલિંગન પ્રેમને તે બન્ને કાબુમાં રાખી શકતા નહોતા, એ વાત અન્ય કોણ જાણી શકે? વધારે શું કહું? સર્વ વિશ્વ નારાયણ રૂપ થઇ ગયું.[૨૫] આ પ્રમાણે, વેદનું મૂળ સૂત્ર અને જેનાં શ્રવણ પઠનનો સર્વને અધિકાર છે એવું આ પવિત્ર ગીતા શાસ્ત્ર શ્રી કૃષ્ણે પ્રકટ કર્યું.[૨૬] આ સ્થળે, ગીતાશાસ્ત્ર એ વેદનું મૂળ છે, એ શી રીતે તમે જાણ્યું? એવો પ્રશ્ન તમે કરો તો હવે હું તેનાં કારણો બતાવું છું તે સાંભળો, એમ શ્રી જ્ઞાનેશ્વર મહારાજ બોલ્યા.[૨૭] જે ઈશ્વરના શ્વાસોચ્છ્વાસમાંથી વેદ નીકળ્યા, તે સત્યપ્રતિજ્ઞ ઈશ્વર શ્રી મુખે પ્રતિજ્ઞા કરી ગીતાશાસ્ત્ર બોલ્યા.[૨૮] એટલા માટે, ગીતાશાસ્ત્ર એ વેદોનું મૂળ છે, એમ કહેવું યોગ્ય છે; અને વળી એનું બીજું પણ એક કારણ છે;[૨૯] જે વૃક્ષ સ્વરૂપે ન હોવા છતાં તેનો વિસ્તાર જેમાં અંતર્ગત હોય છે તે વૃક્ષનું બીજ છે, એમ જગતમાં બોલાય છે,[૩૦] જેવી રીતે વૃક્ષ બીજમાં ગુપ્ત રૂપે હોય છે, તે પ્રમાણે ત્રિકાંડ વેદ (કર્મ, ઉપાસના અને જ્ઞાન) ગીતામાં ગુપ્ત રૂપે છે.[૩૧] માટે, વેદનું બીજ ગીતા છે, એમ મને લાગે છે અને તે પ્રકટ રીતે દેખાય છે.[૩૨] જે પ્રમાણે રત્નોવડે અંગ સુશોભિત દેખાય છે, તે પ્રમાણે, વેદના ત્રણ કાંડો ગીતામાં સ્પષ્ટ કર્યા છે.[૩૩] વેદના કર્માદિક ત્રણ કાંડો ગીતામાં કયે કયે સ્થળે વર્ણવવામાં આવ્યા છે તે આંખો વડે જણાય એવી રીતે દર્શાવું છું, તે સાંભળો.[૩૪] પ્રથમ અધ્યાયમાં ગીતાશાસ્ત્ર ક્યારે અને શા માટે પ્રવૃત્ત થયું તેની પ્રસ્તાવના છે. દ્વિતીય અધ્યાયમાં સાંખ્યવિચાર અર્થાત્ જ્ઞાનવિચાર પ્રકટ કરવામાં આવ્યો છે.[૩૫] જે જ્ઞાન મોક્ષ પ્રાપ્ત કરી આપવાના વિષયમાં અન્યની અર્થાત્ કર્માદિકની અપેક્ષારહિત સ્વતંત્ર છે, એટલીજ વાતનો દ્વિતીય અધ્યાયમાં સૂત્ર રૂપે આરંભ કરવામાં આવ્યો છે.[૩૬] પછી જેનું સ્વરૂપ અજ્ઞાનના યોગે બંધનમાં પડ્યું હોય એવા પુરુષે, મોક્ષપદપર અધિષ્ઠિત થવાની ઇચ્છા કરી મોક્ષ-સાધનમાં આરંભના ઉપાય શા કરવા તે તૃતીય અધ્યાયમાં નિર્દિષ્ટ કરવામાં આવ્યું છે.[૩૭] જે દેહાભિમાનથી બદ્ધ થયા છે, તેણે નિષિદ્ધ અને કામ્ય કર્મનો પરિત્યાગ કરી વિહિત કર્મો નિરભિમાન બુદ્ધિથી કરવાં,[૩૮] આ રીતે સદ્ભાવથી કર્મોનું આચરણ કરવું એવો નિર્ણય દેવે તૃતીય અધ્યાયમાં કર્યો છે, માટે એ અધ્યાયને કર્મકાંડ કહેવો.[૩૯] તે નિત્ય નૈમિત્તિક કર્મોનું આચરણ કરવાથી અજ્ઞાનનો નાશ શી રીતે થશે?[૪૦] એવી ઇચ્છાનો પ્રાદુર્ભાવ થઇ બદ્ધ મનુષ્ય મુમુક્ષુત્વની ભૂમિકાપર આવે છે; એટલા માટે દેવે સર્વ કર્મો બ્રહ્માર્પણ બુદ્ધિથી કરવાં, એવો માર્ગ દર્શાવ્યો.[૪૧] જે જે વિહિત કર્મો (કાયિક, વાચિક અને માનસિક) કરો તે સર્વ ઈશ્વર-પ્રસન્નતાને માટેજ કરીને ઈશ્વરને સમર્પણ કરો એમ દેવે કહ્યું.[૪૨] કર્મ યોગથી ઈશ્વરનું ભજન અને કથન કરવાનો પ્રકાર કહેવાનો આરંભ ચતુર્થ અધ્યાયના અંતિમ ભાગમાં કરવામાં આવ્યો છે.[૪૩] તે પ્રકાર—અર્થાત્ કર્મો ઈશ્વરને અર્પણ કરીને તેનું ભજન શી રીતે કરવું તે પ્રકાર—અગિઆરમા વિશ્વરૂપાધ્યાયની સમાપ્તિ થાય ત્યાં સુધી કહેવામાં આવ્યો છે.[૪૪] ચતુર્થ અધ્યાયથી અગીઆરમા અધ્યાય પર્યંતના આઠ અધ્યાયમાં ઉપાસના કાંડ (દેવતા કાંડ) સર્વ

અડચણો દૂર કરીને વર્ણવવામાં આવ્યો છે.[૪૫] અને ઈશ્વરપ્રસાદથી તથા શ્રી ગુરુ સંપ્રદાયથી જે કોમળ સત્યજ્ઞાન ઉત્પન્ન થાય છે.[૪૬] તે દ્વાદશ અધ્યાયમાં "अद्वेष्टा सर्व भूतानां" એ શ્લોકથી અથવા તેરમા અધ્યાયના "अमानित्वम्" ઇત્યાદિ શ્લોકથી વિસ્તાર પૂર્વક વર્ણવવામાં આવ્યું છે. માટે બારમો અધ્યાય જ્ઞાનકાંડથીજ પરિપૂર્ણ છે.[૪૭] તે બારમા અધ્યાયના પ્રારંભથી પંદરમા અધ્યાયના અંત સુધીના ચાર અધ્યાયમાં જ્ઞાનફળ અને તેની સિદ્ધિનું નિરૂપણ કરવામાં આવ્યું છે.[૪૮] માટે, પંદરમા અધ્યાયના અંત સુધીના ચાર અધ્યાયમાં જ્ઞાનકાંડનો નિર્દેશ કરવામાં આવ્યો છે.[૪૯] આ પ્રકારે, કર્મ, ઉપાસના, અને જ્ઞાન એ કાંડત્રયનું નિરૂપણ કરનારી આ ગીતા તે ગીતા નથી પરંતુ એક નાનીશી સૌંદર્યવાન શ્રુતિનીજ મૂર્તિ છે; અને તેણે ગીતાપદ્યરૂપી રત્નાલંકાર ધારણ કર્યા છે.[૫૦] અસ્તુ ! એવી જે આ કાંડત્રયાત્મક શ્રુતિ તે 'મોક્ષરૂપ ફળ અવશ્ય લો, અવશ્ય લો' એવો ઢંઢેરો પિટે છે.[૫૧] તે જ્ઞાનનાં સાધનોની સાથે સદૈવ વૈર કરનાર જે અજ્ઞાન વર્ગ તેને સોળમા અધ્યાયમાં નિર્દિષ્ટ કરવામાં આવ્યો છે.[૫૨] તેજ શત્રુને શાસ્ત્રની સાહાય્યથી જીતવો એવી આજ્ઞા જે અધ્યાયમાં કરવામાં આવી છે તે સત્તરમો અધ્યાય છે.[૫૩] આ પ્રકારે, પ્રથમ અધ્યાયથી લઇને સત્તરમા અધ્યાયના અંત સુધી પોતાના શ્વાસમાંથી ઉત્પન્ન થયેલા વેદનું દેવે નિરૂપણ કર્યું છે.[૫૪] તે સર્વ અધ્યાયોનો તાત્પર્યાર્થ જે અઢારમા અધ્યાયમાં છે તે અંતિમ અધ્યાય સર્વ અધ્યાયોનો કળશ છે.[૫૫] આ પ્રકારે સાતસેં શ્લોકોની સંખ્યાથી સિદ્ધ થયેલો આ શ્રીમદ્ ભગવદ્ગીતા પ્રબંધ મૂર્તિમંત વેદ હોઇ ઔદાર્યમાં વેદ કરતાં પણ શ્રેષ્ઠ છે.[૫૬] વેદ જ્ઞાનસંપન્ન તો ખરા, પરંતુ તેમના જેવા કૃપણ કોઇ નથી. કારણ કે તે બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણનેજ પોતાના શ્રવણનો લાભ આપે છે.[૫૭] એ શિવાય જે સ્ત્રી શૂદ્રાદિક જીવ સંસારવ્યથાથી પિડિત છે તેનો પ્રવેશ વેદમાં થવાને અનુકૂળતાજ નથી એમ કહીને તે સ્વસ્થ બેઠા છે.[૫૮] જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કેઃ—મને એમ જણાય છે કે પોતાની પાછલી ન્યૂનતા પૂરી કાઢીને સત્કીર્તિ પ્રાપ્ત કરવાના હેતુથી, તથા ગમે તે માણસ તેનું સેવન કરી શકે એવા ઉદ્દેશથી વેદજ ગીતારૂપે પ્રકટ થયા છે.[૫૯] હવે કોણ કહી શકશે કે વેદ સુલભ થયા નથી? તે અર્થનાં નિમિત્તથી હૃદયમાં પ્રવેશ કરે છે, શ્રવણનાં મિષથી કર્ણમાં પ્રવેશ કરે છે અને જપનાં મિષથી મુખમાં રહે છે.[૬૦] કિંવા આ ગીતાનો જે નિત્ય પાઠ કરે છે, કિંવા જે પાઠ કરનારના સંસર્ગમાં રહે છે, અથવા પુસ્તકનાં નિમિત્તથી ગીતા લખીને લોકોને આપે છે;[૬૧] અને આ પ્રકારે પ્રાણી માત્રને માટે સંસાર બજારમાં મોક્ષ સુખનું સદાવ્રત ખોલે છે;[૬૨] આકાશમાં વાસ કરવાને માટે, પૃથ્વીપર બેસવાને માટે અથવા સૂર્યની દીપ્તિનો વ્યવહાર ચાલવાને માટે, એ સર્વને માટે જે પ્રમાણે આકાશ આધારરૂપ છે;[૬૩] તે પ્રમાણે, ગીતાના શ્રવણ કરનારામાં ઉત્તમ અને અધમની ચુંટણી ન કરતાં એકસરખી રીતે તે સૌને મોક્ષપદ આપીને ગીતા સુખી કરે છે.[૬૪] એટલા માટે, પોતાની પાછલી નિંદાથી ભીતિ પામેલા વેદે ગીતાના ઉદરમાં પ્રવેશ કીધો તેથી તે ઉત્તમ કીર્તિને પાત્ર થયા.[૬૫] માટે, વેદને પણ જે સેવન કરવા યોગ્ય છે, એવી જે મૂર્તિમાન ગીતા તે શ્રી કૃષ્ણે સ્વતઃ પાંડુસુત અર્જુનને કહી સંભળાવી.[૬૬] પરંતુ ગાયની વાછરડાપરની પ્રીતિને લીધે આખાં ઘરને તેનાં દૂધનું સુખ મળે છે, તે પ્રમાણે, અર્જુનનાં નિમિત્તથી સર્વ જગતનો ઉદ્ધાર થયો.[૬૭] ચાતકની લાગણી મનમાં રાખીને મેઘ પાણીની વૃષ્ટિ કરે છે, તે વૃષ્ટિથી સર્વ જગતનું જેમ સાંત્વન થાય છે;[૬૮] અથવા, એકનિષ્ઠ જે કમળ તેને પ્રફુલ્લિત કરવાને માટે સૂર્ય વારંવાર ઉદય પામે છે; પરંતુ તેથી ત્રિભુવનમાંનાં સર્વ પ્રાણીઓની આંખને પ્રકાશ મળવાથી સુખ થાય છે.[૬૯] આ ન્યાયે, શ્રીકૃષ્ણે અર્જુનનાં મિષથી ગીતાનો

પ્રકાશ કરી જગતના લોકોનો સંસારરૂપી સર્વ બોજો હલકો કરી નાખ્યો.[૭૦] સર્વ શાસ્ત્રરૂપી રત્નોનું તેજ આ ત્રણ લોકમાં પ્રકટ કરનાર જે લક્ષ્મીપતિ શ્રી કૃષ્ણ તેમનું મુખ એજ જાણે આકાશ છે અને તેજ આકાશમાં જાણે ગીતારૂપી સૂર્ય ઉદિત થયો છે ![૭૧] જે કુલમાં અર્જુને જન્મ લીધો અને જેણે આ ગીતાજ્ઞાનના પાત્ર થઇ આ સર્વ જગતને ગીતાશાસ્ત્રનો લાભ કરાવી દીધો તે કુલને ધન્ય છે ![૭૨] અસ્તુ ! પછી સદ્‌ગુરુ શ્રીકૃષ્ણે પાર્થ કે જે પોતાના સ્વરૂપમાં તલ્લીન થઇ ગયો હતો તેને પુનઃ દ્વૈતભાવપર આણ્યો.[૭૩] પછી શ્રી કૃષ્ણ અર્જુન પ્રત્યે બોલ્યા કેઃ–તને મેં જે ગીતાશાસ્ત્ર કહી બતાવ્યું તે તું યથાર્થ સમજ્યો કે ? ત્યારે અર્જુન બોલ્યોઃ–આપની કૃપાથી સમજ્યો.[૭૪] ભગવાન બોલ્યાઃ–હે ધનંજય ! સુદૈવે કદાચિત્ ઐશ્વર્યની પ્રાપ્તિ થાય છે, પરંતુ પ્રાપ્ત થયેલા ઐશ્વર્યનો ઉપભોગ કેવી રીતે લેવો એ કોઇ એકાદ માણસજ સમજે છે.[૭૫] પ્રાપ્ત થયેલું ઐશ્વર્ય કેવી રીતે નષ્ટ થાય છે તે વિષે ભગવાન ઉપપત્તિ કહે છે કે ક્ષીરસાગર જેવડા નિરુપમ દુગ્ધ પાત્રનું મંથન કરતાં દેવ દૈત્યોને કેટલો શ્રમ પડયો હતો ?[૭૬] તે શ્રમનું ફળ જે અમૃત તે પણ પ્રાપ્ત થયું; પરંતુ તેઓ તેનું જતન કરવાનું કૌશલ્ય ધરાવતા નહોતા.[૭૭] અમર થવાની ઇચ્છાથી અમૃત પ્રાપ્ત કર્યું તો તેજ રાહુ દૈત્યના મૃત્યુનું કારણ થયું; માટે ભોગ કેવી રીતે ભોગવવો એ યુક્તિ જો જાણતા ન હોઇએ તો સંપાદિત વસ્તુનું પરિણામ આવું આવે છે.[૭૮] નહુષ રાજા યજ્ઞાદિકનું કષ્ટમય આચરણ કરીને સ્વર્ગનો અધિપતિ ( ઇંદ્ર ) થયો, પરંતુ ત્યાં કેવું વર્તન રાખવું એ પદ્ધતિ તેને વિદિત ન હોવાથી તે ગભરાઇ જઇને સર્પયોનિમાં* ગયો, એ વાત શું તું નથી જાણતો કે ?[૭૯] એટલા માટે, હે ધનંજય ! તેં ઘણાં પુણ્ય કર્યાં તેથી સર્વ શાસ્ત્રોનો રાજા જે ગીતાશાસ્ત્ર તેના કથનનું કારણ તું થયો.[૮૦] તો આ ગીતાને આચરણમાં ઉતારવાનો જે સંપ્રદાય છે તેને સમજી લઇને પછી શાસ્ત્રાનુસાર તેનું અનુષ્ઠાન કરજે હો ![૮૧] બાકી હે અર્જુન ! ગાય ઉત્તમ મળે તોપણ તેનું દૂધ કાઢવાની હાથોટી જો બરાબર માહિત હોય તોજ તે દૂધ દેશે;[૮૨] તે પ્રમાણે, સદ્‌ગુરુ પણ પ્રાપ્ત થશે; પરંતુ સંપ્રદાયાનુસાર ગુરુસેવા કરવામાં આવશે તોજ તેને ફળપ્રાપ્તિ થશે;[૮૪] માટે, આ ગીતાશાસ્ત્ર પ્રાપ્ત કરી લેવાનો જે યોગ્ય સંપ્રદાય છે, તે હું કહું છું તે આદરપૂર્વક સાંભળ.[૮૫]

---

* નહુષ એ આયુ રાજાના પુત્રોમાં સર્વથી જ્યેષ્ઠ પુત્ર હતો. આ રાજા પરમ પરાક્રમી અને સદ્‌ગુણી હતો. તેથી વૃત્રાસુરની હત્યાથી પીડિત થઈ ઇંદ્ર જ્યારે જળમાં વિશ્રાંતિ લેતો હતો ત્યારે સર્વ દેવો અને ઋષિઓએ મળી એને ઇંદ્રપદનો અધિકારી કર્યો હતો. તેને ઇંદ્રપુરીનો અધિકાર અને ઐશ્વર્ય ભોગવતાં ભોગવતાં કેટલાક સમય પછી એમ લાગ્યું કે ઇંદ્રાણીનો ઉપભોગ પણ આપણે લેવો જોઇએ. આથી તેણે દેવદૂતને ઇંદ્રાણીની પાસે મોકલીને પોતાની ઇચ્છા તેને વિદિત કરી. ઇંદ્રાણીએ બૃહસ્પતિની સમ્મતિ લઈ એવો સંદેશો કહાવ્યો કે "તું એકાદ અપૂર્વ વાહનમાં બેસીને આવ, એટલે હું તારી સેવા કરીશ." હવે નહુષ વિચાર કરવા લાગ્યો કે "અપૂર્વ વાહન તે શું હશે ?" વિચાર કરતાં કરતાં દૂર્દૈવે તેને એમ સૂઝ્યું કે "આજ સુધી કોઇએ વાહનને સપ્તઋષિ જોડયા નથી, માટે આપણે આપણા વાહનને સપ્તઋષિ જોડીશું, એટલે તે અપૂર્વ વાહન બનશે." આ પ્રમાણે વિચાર કરી તેણે પોતાનું વાહન ઋષિઓ પાસે ઉપડાવ્યું અને તે ઇંદ્રાણી કને જવાને નીકળ્યો. સર્વ ઋષિઓ પોતાના પાય નીચે કૃમિકીટકાદિ ચગદાય નહિ એટલા માટે જોઈ જોઇને પગ મૂકી ધીમે ધીમે ચાલતા હતા. પરંતુ નહુષને જવાની અતિ ત્વરા હતી. તેથી તે ઋષિઓને લત્તાપ્રહાર કરીને બોલ્યો. "સર્પ, સર્પ ( ત્વરિત ત્વરિત પગ ઉચકો ! )" આથી અગસ્ત્ય ઋષિને ક્રોધ ચઢયો અને તેઓ બોલ્યા. "તુંજ સર્પ થઇને પતન પામશે." આ શાપથી તે અજગર થઇને પતન પામ્યો. ભા. ઉદ્યોગ–અ. ૧૧–૧૭.

**इदं तेनातपस्काय नाभक्ताय कदाचन ।**
**न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥ ६७ ॥**

**શ્લોકાર્થઃ—મેં તને કહેલું આ જ્ઞાન તપોવિહીનને તું કદિ પણ કહીશ માં; અભક્તને પણ કહીશ નહિ; જેને સાંભળવાની ઇચ્છા ન હોય તેને કહીશ નહિ; અને જે મારો દ્વેષ કરતો હોય તેને પણ કહીશ નહિ. ( ૬૭ )**

**ઓવી અર્થઃ**—હે પાર્થ ! તને આ ગીતાશાસ્ત્રની આસ્થાપૂર્વક પ્રાપ્તિ થયેલી છે, પરંતુ તે તપોહીન મનુષ્યને કદિ પણ તું કહીશ માં.[૮૬] અથવા તાપસી મનુષ્ય પણ જે ગુરુ-ભક્તિ કરતો ન હોય તો, વેદોએ જેમ અંત્યજને પોતાની પાસેથી દૂર કીધા છે તેમ, તેને તું દૂર રાખ.[૮૭] અથવા યજ્ઞનો અવશિષ્ટ ભાગ ( પુરોડાશ ) કાગડો વૃદ્ધ હોય તોપણ તેને આપવામાં આવતો નથી, તે પ્રમાણે આ ગીતાશાસ્ત્ર ગુરુભકિત ન કરનાર તાપસીને પણ કહીશ નહિ.[૮૮] કિંવા શરીરથી તપ કરીને ગુરુ તથા દેવની જે ભકિત કરે છે, પરંતુ જેને શ્રવણની ઇચ્છા ન હોય;[૮૯] તો તપ અને ગુરુભકિત એ ઉભય અંગથી તે યોગ્ય છે, તો પણ શ્રવણની ઇચ્છા ન હોવાને લીધે તે ગીતાશાસ્ત્ર સાંભળવાને યોગ્ય નથી.[૯૦] ઉત્તમ મોતી હોય પરંતુ જો તેમાં વેહ પાડવામાં આવ્યો ન હોય તો તેમાં સુવર્ણનો તાર પરોવી તેનો અલંકાર કરવામાં આવશે કે ?[૯૧] સમુદ્ર ગંભીર છે એ વાતની કોણ ના પાડશે ? પરંતુ તેનાપર મેઘવૃષ્ટિ થતાં તે વ્યર્થ જાય છે;[૯૨] તૃપ્ત થયેલા મનુષ્યની પત્રાળીમાં પકવાનો પીરસીને વ્યર્થ ગુમાવવાં તેના કરતાં ક્ષુધિત મનુષ્યને તેજ પકવાનો આપીને આપણું ઔદાર્ય શા માટે પ્રકટ ન કરવું ?[૯૩] માટે સર્વ પ્રકારે યોગ્ય હોય, પરંતુ જો તેને શ્રવણેચ્છા ન હોય તો પાછલા બે ગુણો જોઇને અકસ્માત્ તેને ગીતાશાસ્ત્ર કહીશ માં હો ![૯૪] રૂપ જોવામાં ચતુર એવી જે આંખો તે શું પુષ્પનું સૌગંધ્ય લેવાને યોગ્ય થશે કે ? જેની જ્યાં કદર હોય ત્યાંજ તેનો ઉપયોગ થશે.[૯૫] માટે હે સુભદ્રાપતે ! તપસ્વી દેવ અને ગુરુની ભકિત કરનાર હોય તો પણ જો તેને શાસ્ત્રશ્રવણ પ્રત્યે પ્રીતિ ન હોય તો તેનો ત્યાગ કરવો.[૯૬] અથવા તપસ્વી હોય તથા દેવ અને ગુરુની ભકિત પણ કરતો હોય અને તેને શાસ્ત્રશ્રવણની ઇચ્છા પણ હોય, એમ સર્વ પ્રકારે યુક્ત એવો મનુષ્ય તને પ્રાપ્ત થાય,[૯૭] તોપણ સકલ લોકોનું શાસન કરનાર અને ગીતાશાસ્ત્રનું નિર્માણ કરનાર એવો જે હું તેને તે સાધારણ મનુષ્યના જેવો ગણી કાઢતો હોય;[૯૮] તેમજ મારાં અને મારા સજ્જનોનાં છિદ્રો બહાર પાડી નિંદા કરતો હોય તો તે પણ ગીતાશાસ્ત્ર સાંભળવાને યોગ્ય નથી. એમ તું સમજ.[૯૯] તેની ઇતર સામગ્રી રાત્રિના સમયે દીપકની જ્યોતિ વિનાની તેલ, અને વાટથી ભરેલી દીવીની પેઠે વ્યર્થ છે;[૧૫૦૦] જે પ્રમાણે એકાદ મનુષ્ય તરુણ હોય, ગૌર વર્ણનો હોય અને શરીરપર દાગીના પણ ધારણ કર્યાં હોય, પરંતુ તેનામાં જીવ ન હોય;[૧] સુવર્ણનું સુંદર અને ઝગઝગાટ મારતું ઘર હોય, પરંતુ તેના આગણામાં નાગેણ બેઠેલી હોય;[૨] ઉત્તમ અન્ન તૈયાર કર્યું હોય, પરંતુ તેમાં વિષ નાખવામાં આવ્યું હોય; અથવા પેટમાં કપટનો ગર્ભ હોય અને બહારથી મૈત્રી હોય; તો તે જેમ વ્યર્થ છે;[૩] તે પ્રમાણે હે બુદ્ધિમાન્ અર્જુન ! જે મારી અને મારા ભકતોની નિંદા કરે છે, તેનું તપ, તેની ભક્તિ અને બુદ્ધિ એ સો કાપટચથી પરિપૂર્ણ છે,[૪] એટલા માટે હે ધનંજય ! તે ભક્ત બુદ્ધિમાન્ અને તપસ્વી હોય તોપણ જો મારી અને મારા ભકતોની નિંદા કરતો હોય તો, હે પિતા ! તેને આ ગીતાશાસ્ત્રનો સ્પર્શ થવા દઈશ નહિ.[૫] નિંદક ભિવે એથી વિશેષ તને શું કહું ? તે બ્રહ્મદેવની પેઠે પ્રતિ સૃષ્ટિ નિર્માણ કરનાર હોય, તોપણ

તેને કૌતુકથી સુદ્ધાં ગીતાશાસ્ત્ર કહીશ માં.[૬] માટે હે ધનુર્ધર! જેણે નીચે તપરૂપી પાષાણુનો પાયો નાખીને ઉપર ગુરુભક્તિરૂપી દેવાલય બાંધ્યું છે;[૭] અને શ્રવણેચ્છારૂપી આગલો દરવાજો સદૈવ ખુલ્લો રાખી જેણે અનિંદારૂપી રત્નનો ઉત્તમ કળશ દેવાલયને શિખરે ચઢાવ્યો છે.[૮]

**य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ।**
**भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः ॥ ६८ ॥**

શ્લોકાર્થઃ—જે આ પરમ ગુહ્ય જ્ઞાન મારા ભક્તને કહેશે તે મારી દૃઢ ભક્તિ કરી સંશય રહિત થઈ મનેજ પ્રાપ્ત થશે. (૬૮)

**ઓવી અર્થઃ**—આવા ઉત્તમ ભક્તરૂપી દેવાલયમાં ગીતારૂપી રત્નેશ્વરની સ્થાપના કર્યા પછી તને આ જગતમાં મારી યોગ્યતા પ્રાપ્ત થશે.[૯] કારણ કે એક ક્ષરપણાથી અકાર, ઉકાર અને મકાર એ ત્રણ માત્રાના ઉદરમાં જે ૐકાર ગર્ભવાસમાં આકેલો હતો,[૧૦] તે વેદોનું બીજ જે ૐકાર તે ગીતારૂપી વૃક્ષનો વિસ્તાર પામ્યો અને તેમાંના શ્લોક તે ગાયત્રીરૂપ ફળો અને ફુલો છે.[૧૧] આવી આ મંત્રયુક્ત ગીતા જે મારા ભક્તને કહે છે, તેમજ માતાનાં સ્તન શિવાય જેને જીવનનું અન્ય સાધન નથી એવા બાળકને જેમ માતાનો મેળાપ થાય,[૧૨] તે પ્રમાણે જે આદરપૂર્વક ગીતાની સાથે મારા ભક્તનો મેળાપ કરી આપે છે, તે મૃત્યુ પશ્ચાત્ મદ્રૂપજ થાય છે.[૧૩]

**न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः ।**
**भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥ ६९ ॥**

શ્લોકાર્થઃ—અને મારું ગુહ્ય જ્ઞાન કહેનારના કરતાં મારી અત્યંત પ્રિય વાત કરનારાઓમાં કોઈ શ્રેષ્ઠ નથી; અને આ લોકમાં તેના કરતાં મને અન્ય કોઇ વિશેષ પ્રિય નથી. (૬૯)

**ઓવી અર્થઃ**—અને દેહ ધારણ કરવા છતાં જે જીવ અને પ્રાણથી દેહભાવથી અલિપ્ત હોય છે, તેજ મને અત્યંત પ્રિય છે.[૧૪] જ્ઞાની, કર્મઠ અને તપસ્વી એ લોકો મને જાણે છે, છતાં પણ તે સર્વમાં ગીતાર્થ જાણનાર મને અત્યંત પ્રિય છે.[૧૫] હે પાંડવ! જે મારા ભક્ત જનોના સમુદાયને ગીતાશાસ્ત્ર કહે છે, તેના જેવો આ પૃથ્વી તલપર મને અન્ય કોઇ પણ પ્રિય નથી.[૧૬] મારી પ્રીતિથીજ પોતાનું મન સ્થિર કરી જે મારા ભક્તને ગીતાશાસ્ત્ર કહે છે તે સંતજનોનો મુકુટમણિજ છે.[૧૭] મને એમ લાગે છે કે મારા ભક્તરૂપી ઉપવનમાં ગીતાર્થ પ્રતિપાદન કરનાર ભક્ત તો જાણે વસંતજ છે! માટે શ્રોતામંડળનાં અંગપર નવપલ્લવરૂપી રોમાંચ ખડાં થયાં છે; અને મંદ પવનથી જે પ્રમાણે વૃક્ષ હાલે છે, તે પ્રમાણે તેમનાં અંગ આનંદાવેશમાં ડોલે છે; અને નેત્રરૂપી પુષ્પમાંથી જે આનંદાશ્રુ પડે છે, તે મધુસ્રાવની પેઠે શોભે છે; અને બાગમાં કોકિલ પક્ષી જે પ્રમાણે મધુર સ્વરે ગાયન કરે છે, તે પ્રમાણે એ શ્રોતામંડળ ગદ્‌ગદિત અંતઃકરણથી ભગવન્નામનો જયઘોષ કરે છે.[૧૮-૧૯] કિંવા ચંદ્ર ગગનમાં ઉગતાંની સાથેજ ચકોર પક્ષીનાં જન્મનું સાર્થક્ય થાય છે; અથવા નવીન મેઘ મોરનો પોકાર સાંભળીનેજ આવે છે કે શું? તે પ્રમાણે,[૨૦] મારી પ્રાપ્તિપર નજર રાખી જે સંતસમુદાયમાં ગીતા પદ્યરૂપી રત્નોની વૃષ્ટિ કરે છે;[૨૧] આવી યોગ્યતાવાળો ભક્ત અગાઉ મળ્યો નથી અને ભવિષ્યમાં મળનાર નથી![૨૨] હે અર્જુન! આ પ્રમાણે જે સંતજનોને ગીતાના અર્થની મીજબાની આપે છે, તેને હું મારા અંતઃકરણમાં ધારણ કરું છું.[૨૩]

**अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयोः ।**
**ज्ञानयज्ञेन तेनाहमिष्टः स्यामिति मे मतिः ॥ ७० ॥**

**શ્લોકાર્થઃ—અને જે તારા અને મારા આ ધાર્મિક સંવાદનું પઠન કરે તે જ્ઞાનયજ્ઞથી મારૂં પૂજન કરે છે એમ હું સમજીશ. (૭૦)**

**ઓવી અર્થઃ**—મારા અને તારા સમાગમમાંથી જે આ સંવાદની ઉત્પત્તિ થઇ તે આ પૃથ્વીપર મોક્ષ જીતવાને માટેજ આવ્યો છે.[૨૪] સકલ અર્થની સિદ્ધિ કરાવી આપનાર આપણા ઉભયના સંવાદમાંનાં પદોનો વિચાર ન કરતાં જે કેવળ તેનું પઠન કરે.[૨૫] તે જ્ઞાનરૂપી પ્રજ્વલિત અગ્નિમાં અજ્ઞાનની આહુતિ આપી, હું જે પરમાત્મા તેને, હે અર્જુન ! સંતોષિત કરે છે એમ સમજવું.[૨૬] ગીતાના અર્થનો અનુભવ લઇ શોધક જ્ઞાની જે યોગ્યતા પ્રાપ્ત કરે છે તેજ યોગ્યતા ગીતાને ગાનાર તથા તેનું વર્ણન કરનાર પણ મેળવે છે.[૨૭] ગીતાનો પાઠ કરનારને ગીતાર્થ જાણનારના જેટલીજ ફળપ્રાપ્તિ થાય છે; કારણ કે ગીતા માડીને જ્ઞાતા અને અજ્ઞાતા બાળકનો ભેદ નથી.[૨૮]

**श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नरः ।**
**सोऽपि मुक्तः शुभाँल्लोकान् प्राप्नुयात्पुण्यकर्मणाम् ॥ ७१ ॥**

**શ્લોકાર્થઃ—જે મનુષ્ય ભક્તિયુક્ત અંતઃકરણથી નિર્મત્સર બની માત્ર આજ શાસ્ત્ર સાંભળશે, તે પણ મુક્ત થઇ, પુણ્યવાન્ પુરુષ જે શુભ લોકમાં જાય છે, ત્યાં જશે. (૭૧)**

**ઓવી અર્થઃ**—અને સર્વ નિંદા છોડી, શુદ્ધ આસ્થાથી જે ગીતાના શ્રવણપર શ્રદ્ધા રાખે છે,[૨૯] તેના કાનમાં ગીતાના અક્ષરો પડતાંની સાથે તત્કાળજ તેનાં પાતકો નાશી જાય છે.[૩૦] જે પ્રમાણે અરણ્યમાં અગ્નિ સહજ પ્રવેશ પામ્યો એટલે ત્યાંનાં વનચરો–પશુ પક્ષ્યાદિક દશે દિશામાં પલાયન કરી જાય છે;[૩૧] અથવા ઉદયાચલપર સૂર્ય ઉગ્યો એટલે જેમ આકાશમાંનો અંધકાર દૂર થાય છે.[૩૨] તે પ્રમાણે, ગીતાનો ઘોષ કાનના મહાદ્વારથી અંતઃકરણમાં ગયો એટલે સૃષ્ટિની ઉત્પત્તિની પૂર્વેનાં પાપો પણ નષ્ટ થાય છે.[૩૩] આવી રીતે સર્વ કુલ પવિત્ર થઇ તે પુરુષ કેવળ પુણ્યરૂપજ બને છે. આ પ્રમાણે તેને અલભ્ય લાભ થાય છે.[૩૪] આ ગીતાના જેટલા જેટલા અક્ષરો કર્ણદ્વારા અંતઃકરણમાં પ્રવેશ કરશે તેટલા અશ્વમેધ કર્યાનું પુણ્ય લાગશે.[૩૫] ગીતાના શ્રવણથી પાપો નષ્ટ થઇ ધર્મની વૃદ્ધિ થાય છે અને તેના યોગથી અંતે સ્વર્ગનું રાજ્ય ભોગવવાને મળે છે.[૩૬] આવો જે પુરુષ છે તે મારી પ્રાપ્તિનો પ્રથમ મુકામ સ્વર્ગ લોકમાં કરી, ત્યાં મરજીમાં આવે ત્યાં સુધી સૌખ્યનો ઉપભોગ લઈ, તત્પશ્ચાત્ મને આવીને મળે છે.[૩૭] હે ધનંજય ! વધારે શું કહું ? ગીતા શ્રવણ કરનારને તથા ગીતાનો પાઠ કરનારને ગીતા આનંદસ્વરૂપ જે હું તેની સાથે એકરૂપ બનાવી દે છે.[૩૮] હવે એ વાત રહેવા દો. પરંતુ જે કાર્યની સિદ્ધિને માટે મેં તને આ ગીતાશાસ્ત્ર કહેવાનો આરંભ કર્યો હતો, તે તારૂં કાર્ય થયું કે ?[૩૯]

**कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा ।**
**कच्चिदज्ञानसंमोहः प्रणष्टस्ते धनंजय ॥ ७२ ॥**

**શ્લોકાર્થઃ—હે પાર્થ ! મેં કહેલું આ શાસ્ત્ર તેં એકાગ્રચિત્તથી સાંભળ્યું ને ? હે ધનંજય ! અજ્ઞાનદ્વારા તારા મનમાં જે મોહ ઉત્પન્ન થયો હતો તે નષ્ટ થયો ને ? (૭૨)**

**ઓવી અર્થઃ**—હે પાંડવ ! કહે તો જોઇએ ! આ શાસ્ત્રમાંના સર્વ સિદ્ધાંતો તારા મનમાં પૂર્ણ રીતે ઠસ્યા છે કે ?[૧૪૦] મેં જે રીતે એ સિદ્ધાંત તારા કાનને સ્વાધીન કર્યા તે રીતે તેણે તારા ચિત્તને તે સ્વાધીન કર્યા ને ?[૧૪૧] અથવા લક્ષ ન રાખવાથી વચ્ચેજ તેનો વ્યર્થ વ્યય થઇ ગયો કે ?[૧૪૨] મેં જે રીતે એ સિદ્ધાંતો કહ્યા તેવીજ રીતે જો તેણે તારા હૃદયમાં પહોંચતા

કર્યો હોય તો હું હમણુંજ જે પ્રશ્ન પૂછું છું તેનો ઉત્તર સત્વર આપતો જોઇએ[૪૩] અરે, તારા અજ્ઞાનમાંથી પાછળથી ઉત્પન્ન થયેલો અને જેનાથી તને ભ્રમ થયો હતો તે મોહ હજી પણ તારી પાસે છે કે તે નષ્ટ થયો છે?[૪૪] વધારે તે શું પૂછું? તું આત્મસ્વરૂપમાં કાંઈ પાપ પુણ્ય જાણે છે કે નહિ, એટલુંજ કહે એટલે થયું.[૪૫] શ્રી કૃષ્ણે પાર્થ રખેને નિજાનંદૈક્ય રૂપમાં નિમગ્ન થઇ જાય એવા ભયથી આ પ્રશ્નના નિમિત્તથી તેને ભેદ બુદ્ધિમાં આણ્યો.[૪૬] જો પાર્થ પૂર્ણ બ્રહ્મરૂપ થઇ જશે તો ભાવી કાર્ય સાધી શકશે નહિ એમ ધારી શ્રી કૃષ્ણે તેને ભેદદશાની મર્યાદા ઉલ્લંઘવા દીધી નહિ.[૪૭] બાકી, સર્વજ્ઞ જે શ્રી કૃષ્ણ તે શું પોતાનીજ કૃતિ જાણતા નહોતા કે? પરંતુ આ કાર્યને માટેજ તેમણે અર્જુનને પ્રશ્ન કર્યો.[૪૮] આ પ્રમાણે પ્રશ્ન કરી નષ્ટપ્રાય થયેલું અર્જુનત્વ પાછું આણી, 'હું પૂર્ણદશાને પ્રાપ્ત થયો છું' એમ તેની પાસેજ કહેવરાવ્યું.[૪૯] પછી, પૂર્ણચંદ્ર ક્ષીરાબ્ધિને છોડીને આકાશમાંના તારકપુંજને સુશોભિત કરે છે એમ દેખાય છે, તો પણ તે જેમ ક્ષીરાબ્ધિથી અલિપ્ત *નથી;[૫૦] તે પ્રમાણે, હું બ્રહ્મ થયો હતો એ વાત વિસરી જઈ અર્જુન સર્વ જગત બ્રહ્મરૂપી છે એ વાત પણ વિસરી ગયો અને

---

* એના સંબંધમાં કોકિલના તંત્રી રા. રા. કૃષ્ણાજી નારાયણ ટેંભૂકર લખે છે કે:—

નાશિકના એક વિદ્વાન શાસ્ત્રી વે. સં. રા. રા. શ્રીધર વામન દેશપાંડે કેટલાક દિવસ પૂર્વે આ ઓવીપર શંકા કરીને ખાસ મારી પાસે આવ્યા હતા તે શંકા અતિ સયુક્તિક અને લક્ષમાં લેવા યોગ્ય છે. તેથી તે અત્રે સંક્ષિપ્તમાં સમાધાન સહવર્તમાન સાદર કરૂં છું:—

"પૂર્ણચંદ્ર અલિપ્ત નહિ હોવા છતાં પણ અલિપ્ત હોય એમ દેખાય છે" એવા કથનમાં કોનાથી અલિપ્ત? ક્ષીરસમુદ્રથી? જો તેનાથી તે અલિપ્ત હોય તો કેવી રીતે? વળી મૂળમાં "નિવડે જૈસા ન નિવડત" એ શબ્દો છે તે પણ લક્ષમાં રાખવાના છે." આ તેમની શંકા હતી.

આપર સમાધાન નીચે પ્રમાણે છે:—

ક્ષીરસાગરથી અલિપ્ત એ પ્રકટજ છે. ચંદ્ર જે પ્રમાણે અલિપ્ત ન હોવા છતાં પણ અલિપ્ત હોય એવો ભાસ થાય છે તે પ્રમાણેજ અર્જુન પણ બ્રહ્મસ્વરૂપથી અલિપ્ત ન હોવા છતાં અલિપ્ત હોય એમ દેખાવા લાગ્યો.

ખુલાસો:—અહીંઆં 'ક્ષીરાબ્ધિ' નો અર્થ કેવળ 'સમુદ્ર' જ સમજવો.

कबंधमुदकं पाथः पुष्करं सर्वतोमुखम् ।
अंभोर्णस्तोयपानीयनीरक्षीरांबुशंबरम् ॥ २५८ ॥ अमर.

કોઈ પણ પદાર્થનો ઉદય થતાં તે પૂર્વ તરફના સમુદ્રમાંથી (વા પર્વતપરથી) ઉપર આવે છે એમ જણાય છે. આવા ભાસને અનુલક્ષીને જ્ઞાનેશ્વરે આ ઉક્તિ આપી છે. ચંદ્રોદય થતાં ચંદ્ર સમુદ્રમાંથીજ બહાર આવે છે એવો ભાસ થાય છે. ચંદ્રનું અર્ધબિંબ ક્ષિતિજ પર હોય છે ત્યારે તે સમુદ્રમાંથીજ નીકળે છે એવો ભાસ થાય છે. તેનો સંપૂર્ણ ઉદય થયા પછી કલાક બે કલાક વ્યતીત થાય છે એટલે તે સમુદ્ર છોડીને એક હાથ કિંવા બે હાથ ઉપર આવ્યો એમ કહેવાય છે. પરંતુ વસ્તુતઃ ચંદ્રને તે ઉદયની સાથે કાંઈ પણ સંબંધ હોતો નથી. સમુદ્ર અને ચંદ્રની વચ્ચે જે નિયમિત અંતર હોય છે તે તો કાયમનું કાયમજ હોય છે, તેમાં તિલ માત્ર પણ ફરક પડતો નથી. વસ્તુતઃ તે સમુદ્રથી હાથભર ઉંચે પણ જતો નથી અને હાથભર નીચે પણ જતો નથી. કારણકે ચંદ્ર ઉપર આવ્યો એવો આપણને જે ભાસ થાય છે તે આપણી પૃથ્વીજ પૂર્વ તરફ નીચે નીચે જાય છે તેથી. ચંદ્ર પૃથ્વી કિંવા સમુદ્રથી એકજ ત્રિજ્યા પર નિરંતર રહે છે, તે ઉદિત થતી વખતે તે ત્રિજ્યાનાં જે બિંદુપર હોય છે તેજ બિંદુપર ત્યારપછી બે કલાકને અંતરે પણ હોય છે. તેની ત્રિજ્યાનાં અંતરમાં જરા પણ ફરક પડતો નથી. તેમજ ખરેખર તે સમુદ્ર કરતાં એક હાથભર ઉંચે પણ જતો નથી અને નીચે પણ જતો નથી; એ તો કેવળ આપણી દ્રષ્ટિનો ભ્રમ છે કિંવા આપણી અખંડ ગતિનું પરિણામ છે. માટે ચંદ્ર જે પ્રમાણે વસ્તુતઃ સમુદ્રથી એક હાથ ઉંચે કિંવા નીચે જતો નથી, પરંતુ તે નિરંતર એકજ અંતરપર હોય છે, તે પ્રમાણે અર્જુન પણ વાસ્તવમાં બ્રહ્મસ્વરૂપ સાથેનું ઐક્ય ન છોડતાં દેહભાનમાં આવ્યો એવું તાત્પર્ય છે.

તેનું બ્રહ્મત્વ આપોઆપ પિગળી ગયું.[૫૧] બ્રહ્મની સ્મૃતિ રાખી વર્તનાર તથા બ્રહ્મની વિસ્મૃતિથી બ્રહ્મસ્વરૂપમાંજ રહેનાર જે અર્જુન તે આવી રીતે અતિ કષ્ટથી હું અર્જુન છું એમ સમજી દેહસ્થિતિપર આવીને ઉભો રહ્યો.[૫૨] પછી હાથ પગ કંપવા લાગ્યા તેને દ્રઢ કરી, ખડાં થયેલાં રોમાંચનો રોધ કરી, પ્રસ્વેદબિંદુઓને શમાવી,[૫૩] પ્રાણવાયુની વૃદ્ધિથી ડોલતાં અંગને અંગનોજ ટેકો આપી અને કંઠ ગદ્‌ગદિત્ થયો હતો તેને ખુલ્લો કરી,[૫૪] બન્ને આંખોમાંથી પ્રેમાશ્રુધાર ચાલી હતી તેને અટકાવી લુછી નાંખી.[૫૫] નાના પ્રકારની ઉત્કંઠાના આવેશમાં કંઠ રુંધાતો હતો તે ઉત્કંઠાને હૃદયમાંજ શમાવી,[૫૬] બોબડી બની ગયેલી વાચાને શુદ્ધ કરી, પ્રાણક્ષોભને દૂર કરી શ્વાસોચ્છ્‌વાસની ગતિ વિપરીત બની હતી તેને પૂર્વવત્ વ્યવસ્થિત કરી દીધી.[૫૭]

**अर्जुन उवाच । नष्टो मोहःस्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ।**
**स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥ ७३ ॥**

**શ્લોકાર્થ:**—અર્જુન બોલ્યો:-હે અચ્યુત! આપના પ્રસાદથી મારો મોહ નષ્ટ થયો; મને મારાં સત્ય સ્વરૂપની સ્મૃતિ થઇ; હું સંશયરહિત થયો; હવે તમે જેમ કહેશો તેમ હું કરીશ. (૭૩)

**ઓવી અર્થ:**—પછી અર્જુન દેવ પ્રત્યે બોલ્યો:-તમે મને 'હજી મોહપર પ્રીતિ રહી છે કે?' એવો પ્રશ્ન કર્યો, તેનો ઉત્તર એ છે કે તે તો પોતાના કુટુંબસહિત ઠામઠેકાણું છોડીને ચાલ્યો ગયો છે![૫૮] સૂર્ય નિકટ આવ્યા પછી આંખને અંધકાર દ્રષ્ટિગોચર થાય છે એમ બોલવું કયા ગામમાં શોભશે?[૫૯] તેમ હે શ્રી કૃષ્ણરાય! તમે મારી દ્રષ્ટિને પ્રત્યક્ષ દર્શન આપ્યા પછી, શું તે મોહના નાશને માટે પૂરતું નહિ થઇ પડશે કે?[૬૦] વળી તમે માતા કરતાં પણ અધિક પ્રેમથી ગમે તેવા પ્રયાસથી પણ અન્ય કોઇના દ્વારા નહિ પ્રાપ્ત થઇ શકે એવું જ્ઞાન વિસ્તારપૂર્વક કહી સંભળાવ્યું[૬૧] હવે અદ્યાપિ મોહ છે કે નહિ એમ તમે પૂછોછો તો આપની કૃપાથી હું આજે કૃતાર્થ થયો છું[૬૨] હું અર્જુન છું એવા અભિમાનથી હું મોહમાં ગુંથાયેલો હતો, તેવામાં આપના સ્વરૂપની સાથે ઐક્ય પામવાથી મુક્ત થયો, માટે હવે પ્રશ્ન કિંવા ઉત્તર એ ઉભયનો આપોઆપ નાશ થયો.[૬૩] આપના પ્રસાદથી આત્મબોધની પ્રાપ્તિ થવાથી મારો મોહ સમૂળ નાશ પામ્યો.[૬૪] હવે, જે દ્વૈતને લીધે ક્રિયા કરવી અથવા ન કરવી એવા ભાવ ઉત્પન્ન થતા હતા તે દ્વૈતને હું ઓળખતો નથી અને વસ્તુતઃ આ જગત્‌માં આપના શિવાય અન્ય કોઇને પણ હું ઓળખતો નથી.[૬૫] એ સંબંધે મારા મનમાં લેશ પણ સંશય રહ્યો નથી; ખરેખર જ્યાં કર્મ અવશિષ્ટ રહેતાં નથી, તે બ્રહ્મસ્થિતિને હું પ્રાપ્ત થયો છું.[૬૬] તમારા સંયોગથી મને મારૂં સ્વરૂપ પ્રાપ્ત થયું છે અને મારાં કર્તવ્ય સમૂળ નષ્ટ થયાં છે. પરંતુ હે પ્રભો! તમારી આજ્ઞા શિવાય મારે અન્ય કાંઈ પણ કરવાનું નથી.[૬૭] કારણ કે જે દ્રશ્ય પ્રાપ્ત થતાં દ્રશ્યભાવનો નાશ કરે છે; જે દ્વૈત અને ગુરૂશિષ્યભાવનો નાશ કરે છે; અને જે એક હોઈ સર્વ દેશને વ્યાપી નાંખે છે;[૬૮] જેનો સંબંધ થવાથી સર્વ બંધનો તુટી જાય છે; જેની આશાથી આશા કુંઠિત થાય છે; અને જેનો ભેટો થવાથી સર્વત્ર આત્મસ્વરૂપ દ્રષ્ટિગોચર થાય છે,[૬૯] એવા તમે મારા સદ્‌ગુરૂ છો. આપની મૂર્તિ એકત્વભાવને સાહાય્ય કરે છે અને એનાપરથી અદ્વૈત બોધને તો ઓવારી નાંખવો જોઇએ;[૭૦] જે પોતે બ્રહ્મ હોઇને સારાં નરસાં કર્મોને બાળીને ભસ્મ કરે છે એવા આપની મારે નિસ્સીમ સેવા કરવી જોઇએ;[૭૧] ગંગા સમુદ્રની સેવા કરવાને જાય તો સમુદ્રનો તેની સાથે મેળાપ થતાં તે પોતેજ

સમુદ્રરૂપ બની ગઇ, તે પ્રમાણે જેમણે પોતાના ભક્તને આત્મપદનો મુખ્ય ભાગ આપ્યો છે;[૭૨] એવા તમે, હે શ્રી કૃષ્ણ! ભેદરહિત અને સેવા કરવાને યોગ્ય એવા મારા સદ્‌ગુરુ છો, માટે આજ બ્રહ્મમય થવાનો મારાપર આપનો ઉપકાર છે, એમ સમજો.[૭૩] તમારી અને મારી એકરૂપતામાં જે આડ ભેદનું પ્રતિબંધક કમાડ હતું, તે તમે નષ્ટ કરીને ઉત્તમ સેવાસુખની પ્રાપ્તિ કરી આપી.[૭૪] માટે સર્વ દેવોના રાજા જે તમે, તે જે આજ્ઞા કરશો તે હું પાળીશ. વધારે શું કહું? ગમે તેવી આજ્ઞા આપ મને કરો.[૭૫] અર્જુનનું આ ભાષણ સાંભળી દેવ સુખથી અતિ હર્ષ પામી પ્રેમપૂર્વક નૃત્ય કરવા લાગ્યા; અને બોલ્યા કેઃ—આ વિશ્વરૂપી ફળ જે હું તેને પણ અર્જુનરૂપી ફળ ઉત્પન્ન થયું![૭૬] પૂર્ણકલાથી યુક્ત એવો જે મારો પુત્ર ચંદ્ર તેને જોઇને ક્ષીરસાગર મર્યાદા ભૂલી નથી જતો કે! અર્થાત્ તેમાં ભરતી નથી આવતી કે?[૭૭] આ પ્રમાણે સંવાદરૂપી પુતળીપર હૃદયસ્થ સંજ્ઞાથી શ્રી કૃષ્ણ ભગવાન અને અર્જુન એ ઉભયનું લગ્ન લાગેલું જોઇ સંજય તલ્લીન થઇ ગયો.[૭૮] આ પ્રકારે પ્રેમાવેશમાં આવી ગયાથી સંજય ધૃતરાષ્ટ્ર પ્રત્યે બોલ્યોઃ–હે રાજન્! આપણું ઉભયનું ભાગ્ય કેવું બળવાન છે કે શ્રી વ્યાસે આવા સમયમાં આપણું રક્ષણ કર્યું છે![૭૯] જુઓ તો ખરા કે તમને વ્યવહારિક દૃષ્ટિ પણ ન હોવા છતાં આજે તમને સહજ જ્ઞાનદ્રષ્ટિનો લાભ મળ્યો;[૮૦] અને રથ ચલાવવાને માટે તથા ઘોડાની પરીક્ષા કરવાને માટે મને રાખેલો હોવા છતાં મને કૃષ્ણ અને અર્જુનનો સંવાદ સાંભળવાનો પ્રસંગ પ્રાપ્ત થયો.[૮૧] યુદ્ધનો ઘોર પ્રસંગ તો શરૂ થઈ ચૂક્યો છે તો આપણા તે ત્યાં શું હિસાબ?[૮૨] * આવા સંકટ સમયે આપણાપર કેવો અનુગ્રહ કે બ્રહ્માનંદનો પ્રકટપણે અનુભવ લેવાનો પ્રસંગ આપણને પ્રાપ્ત થયો.[૮૩] સંજયનું આ ભાષણ સાંભળી, પાષાણપર ચંદ્રકિરણ પડે તો જે પ્રમાણે તેને પ્રસ્વેદ છૂટતો નથી તે પ્રમાણે ધૃતરાષ્ટ્ર રાજા સ્વસ્થ બેસી રહ્યો, તેનું અંતઃકરણ જરા પણ દ્રવિત થયું નહિ.[૮૪] રાજાની આવી સ્થિતિ જોઇ સંજયે તેની સાથે ભાષણ કરવાનું માંડી વાળ્યું, પરંતુ તે સુખમદથી ઉન્મત્ત થઇને બોલવા લાગ્યો.[૮૫] હર્ષાવેશમાં ભાન ભૂલી ગયેલો હોવાથી સંજયે ધૃતરાષ્ટ્રની સાથે ભાષણ કર્યું; બાકી તે સાંભળવાની રાજાની યોગ્યતા નથી, એમ તે જાણતો હતો.[૮૬]

---

* સંજય એ ગાવલ્ગણ નામના સૂતનો પુત્ર હતો, તે રાજા ધૃતરાષ્ટ્રનો સારથિ હતો. માટે તેણે પોતાની સ્થિતિના દર્શક એવાજ ઉદ્‌ગારો કાઢ્યા છે. સંજય મહાન સત્ય વક્તા અને નિઃસ્પૃહ હતો. તે ધૃતરાષ્ટ્રને બોધ આપતાં પણ આગળ પાછળ જોતો નહોતો. યુદ્ધની સર્વ હકીકત તેને ઘેર બેઠાંજ જણાતી હતી અને તે ધૃતરાષ્ટ્રને સાંગોપાંગ તે સમાચાર કહી સંભળાવતો હતો. સંજય દિવ્યદ્રષ્ટિ, દિવ્યજ્ઞાની અને દિવ્યશરીરી હતો. તેના વિષેનું વર્ણન અતિ ચમત્કારિક છેઃ—

चक्षुषा संजयो राजन् दिव्येनैव समन्वितः ।
कथयिष्यति ते युद्धं सर्वज्ञश्च भविष्यति ॥ १ ॥
प्रकाशं वाऽप्रकाशं वा दिवा वा यदि वा निशि ।
मनसा चिंतितमपि सर्वं वेत्स्यति संजयः ॥ २ ॥
नैनं शस्त्राणि छेत्स्यंति नैनं बाधिष्यते श्रमः ।
गावल्गणिरयं जीवन् युद्धादस्माद्वि मोक्ष्यति ॥ ३ ॥

भा. भी. अ. २.

ધૃતરાષ્ટ્રનો સારથિ સંજય; અર્જુનનો સારથિ કૃષ્ણ; કર્ણનો સારથિ શલ્ય; આ સર્વનો વિચાર મનમાં આણતાં, પ્રાચીનકાળમાં સારથ્ય કર્મ અતિ મહત્વનું હતું અને તે અત્યંત શ્રેષ્ઠ લોકો પણ સ્વીકારતા હતા એમ જણાય છે.

संजय उवाच । इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः ।
संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥ ७४ ॥

શ્લોકાર્થઃ—સંજય બોલ્યોઃ—હે ધૃતરાષ્ટ્ર રાજા! આ રીતે વાસુદેવ અને પરમ શ્રેષ્ઠ અર્જુનનો અદ્‌ભુત અને રોમાંચ ઉત્પન્ન કરે એવો સંવાદ મેં સાંભળ્યો. (૭૪)

ઓવી અર્થઃ—પછી તે બોલ્યો કે હે ધૃતરાષ્ટ્ર રાજા! તારો ભત્રીજો જે અર્જુન તે આ પ્રમાણે બોલ્યો તેથી શ્રી કૃષ્ણને પરમ આનંદ થયો.[૮૭] હે રાજા! પૂર્વ સમુદ્ર અને પશ્ચિમ સમુદ્ર એ નામો માત્ર ભિન્ન છે; પરંતુ ઉદકની દ્રષ્ટિથી જોતાં તો તે ઉભય એકજ છે;[૮૮] તે પ્રમાણે શ્રી કૃષ્ણ અને અર્જુન એ દેહદ્રષ્ટિથી ભિન્ન છે; પરંતુ તેમના ભાષણમાં એ ભેદ રહ્યો નહોતો.[૮૯] બે દર્પણ સ્વચ્છ કરીને સામસામે મૂકવામાં આવે તો જેમ એકબીજામાં પરસ્પરનું રૂપ જણાય છે,[૯૦] તે પ્રમાણે દેવ અર્જુનસહિત પોતાનું સ્વરૂપ પોતાનામાં જોવા લાગ્યા અને અર્જુન દેવસહિત પોતાનું સ્વરૂપ પોતાનામાં જોવા લાગ્યો.[૯૧] તે દેવનાદેવ ભક્તને માટે વિચાર કરી પોતાનાં સ્વરૂપ પ્રતિ જોવા લાગ્યા તો તેમાં ભક્તનું સ્વરૂપ પણ દ્રષ્ટિગોચર થયું.[૯૨] દ્વૈતભાવ લેશ પણ રહ્યો નહિ અર્થાત્ શ્રી કૃષ્ણ અને અર્જુન ઐક્યના પૂરમાં નિમગ્ન થયા.[૯૩] હવે ઉભય વચ્ચેનો ભેદભાવ નષ્ટ થયો એટલે પ્રશ્નોત્તર થનાર નથી; અને પ્રશ્નોત્તર બંધ થાય એટલે પછી સંવાદનું સુખ ક્યાંથી મળે?[૯૪] આ પ્રમાણે દ્વૈતભાવનું ભાષણ ચાલતું હતું તેમાં દ્વૈતભાવનો નાશ થયો; તે શ્રી કૃષ્ણ ભગવાન અને અર્જુનનો સંવાદ મેં સાંભળ્યો.[૯૫] બે આરશી સ્વચ્છ કરીને સામસામી મૂકવામાં આવે તો કોણ કોને જુએ છે, એની કલ્પના શી રીતે કરવી?[૯૬] અથવા દીપકની સામે બીજો દીપક મુકવામાં આવે તો પ્રકાશક કયો અને પ્રકાશ્ય કયો એ શી રીતે જાણી શકાય?[૯૭] કિંવા સૂર્યની સન્મુખ અન્ય સૂર્ય ઉદિત થાય તો અમુક પ્રકાશક છે અને અમુક પ્રકાશ્ય છે એમ કોણ કહી શકશે?[૯૮] શ્રી કૃષ્ણ અને અર્જુન એ પોતાના સંવાદના આવેશમાં એટલા તો ઐક્ય પામી ગયા કે તે સંબંધે જે વિચાર કરવા જાય તે પણ ત્યાંનો ત્યાંજ સ્તબ્ધ થઈ જાય.[૯૯] બે નદીઓના પ્રવાહનો સંગમ થાય ત્યાં આગળ તે બન્નેને જુદા પાડવાને માટે મીઠું મુકવામાં આવે તો એક ક્ષણમાંજ તેનું પાણી બની જાય છે.[૧૪૦૦] તે પ્રમાણે શ્રી કૃષ્ણ અને અર્જુન વચ્ચે જે સંવાદ થયો તે ધ્યાનમાં ધરતાં મારી પણ તેવીજ સ્થિતિ થઈ.[૧] સંજય આ પ્રમાણે ભાષણ કરે છે એટલામાંજ અષ્ટ સાત્ત્વિકભાવે તેનું સંજયત્વ હરી લીધું.[૨] અંગપર જેમ જેમ રોમાંચ ખડાં થવા લાગ્યાં તેમ તેમ કરચલીઓ વળવા લાગી; સ્તબ્ધતા આવી પ્રસ્વેદ છૂટયો અને વિશેષ કંપ થવા લાગ્યો.[૩] અદ્વયાનંદના આવેશમાં દ્રષ્ટિ બ્રહ્માનંદમય થઇ ગઈ અને પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં અને તે જાણે ચંદ્રકાંતમણિને પ્રસ્વેદ છૂટયો ન હોય તેમ શોભવા લાગ્યાં.[૪] તેના ઉદરમાં જાણે કોઇ પણ વસ્તુનો સમાવેશ ન થઇ શકે એવો ભાસ થયો અને તેનો કંઠ રૂંધાઈ ગયો; તથા શ્વાસો શ્વાસને લીધે મુખમાંથી એક શબ્દ પણ બહાર નીકળ્યો નહિ.[૫] વધારે શું કહું? અષ્ટ સાત્ત્વિક ભાવવડે સંજય પ્રક્ષુબ્ધ બની ગયો અને તે શ્રી કૃષ્ણાર્જુનસંવાદનું ચૌટુંજ બની રહ્યો.[૬] તે સૌખ્યની જાત એવી છે કે તેના યોગથી આપોઆપ શાંતિ ઉત્પન્ન થાય છે; તેથી અર્જુન પાછળથી સહજ દેહભાનને પ્રાપ્ત થયો.[૭]

व्यासप्रसादाच्छ्रुतवानेतद्गुह्यमहं परम् ।
योगं योगेश्वरात्कृष्णात्साक्षात्कथयतः स्वयम् ॥ ७५ ॥

શ્લોકાર્થઃ—શ્રી વ્યાસના પ્રસાદથી સ્વતઃ અર્જુનને જ્ઞાનયોગ કહેનાર યોગેશ્વર શ્રી કૃષ્ણદ્વારા આ અતિ ગુહ્ય જ્ઞાન મેં સાંભળ્યું છે. (૭૫)

**ઓવી અર્થઃ**—પછી સંજયના આનંદની ભરતી ઉતરવા લાગતાં તે એમ બોલ્યો કે ઉપનિષદ્‌ને પણ જે ગુહ્ય જ્ઞાન નથી તે શ્રી વ્યાસના પ્રસાદથી મને સાંભળવાને મળ્યું છે[8] તે ગુહ્ય સાંભળતાંની સાથે બ્રહ્મભાવનું આલિંગન થતાં હું અને તું એ ભાવ સહવર્તમાન સર્વ સૃષ્ટિ ડૂબી ગઈ.[9] આ સર્વ યોગમાર્ગ જે સ્થળે આવીને એકત્ર થાય છે, એવા જે શ્રી કૃષ્ણ ભગવાન તેનાં વાક્ય શ્રી વ્યાસની કૃપાથી મને સસ્તાં થઇ પડયાં.[10] અહો! અર્જુનના નિમિત્તથી શ્રીકૃષ્ણ ભગવાન પોતેજ અર્જુન રૂપ બની પોતાનેજ ઉદ્દેશીને બોલ્યા.[11] તે કથન સાંભળવાને મારા કાન યોગ્ય થયા; શ્રી ગુરુના અદ્‌ભુત સામર્થ્યનું શું વર્ણન કરવું?[12]

**राजन्संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम् ।**
**केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥ ७६ ॥**

શ્લોકાર્થઃ—હે રાજા! કેશવાર્જુનના આ પુણ્યકારક અને અદ્‌ભુત સંવાદનું વારંવાર સ્મરણ થઈ મને પુનઃ પુનઃ આનંદ થાય છે. (૭૬)

**ઓવી અર્થઃ**—સંજય ધૃતરાષ્ટ્ર રાજા પ્રત્યે આટલું બોલી પુનઃ વિસ્મય પામ્યો અને તેના સંજયત્વની વિસ્મૃતિ થઇ. જે પ્રમાણે રત્નની પ્રભા ઘડીમાં ચમકાટ મારે છે અને ઘડીમાં બંધ પડે છે;[13] હિમાલય પર્વતપરના સરોવરનું પાણી ચંદ્રોદય થતાંની સાથે બંધાઇ જઇ સ્ફટિકમણિના જેવું શોભે છે; અને સૂર્યોદય થતાંની સાથે તેજ ઓગળીને પૂર્વવત્ પાણી બની જાય છે;[14] તે પ્રમાણે સંજયને દેહભાન પ્રાપ્ત થતાં શ્રી કૃષ્ણાર્જુનસંવાદની તેના ચિત્તમાં સ્મૃતિ થઇ તે વિસ્મય પામ્યો.[15]

**तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः ।**
**विस्मयो मे महान् राजन् हृष्यामि च पुनः पुनः ॥ ७७ ॥**

શ્લોકાર્થઃ—અને હે રાજા! તે શ્રી કૃષ્ણનાં અત્યદ્‌ભુત વિશ્વરૂપનું વારંવાર સ્મરણ થઇ મને મહા આશ્ચર્ય થાય છે, અને પુનઃ પુનઃ મને આનંદ થાય છે. (૭૭)

**ઓવી અર્થઃ**—પછી તે આનંદના આવેશમાં ઉભો થઇ સંજય ધૃતરાષ્ટ્ર પ્રત્યે બોલ્યો કેઃ—હે રાજા! શ્રી હરિનું વિશ્વરૂપ જોયા છતાં તને કેમ આનંદ ન થયો અને તું સ્વસ્થ શા માટે બેસી રહ્યો?[16] જે વિશ્વરૂપ ન જોવા છતાં પણ દેખાય છે, જેનો ઈનકાર કરીએ તો પણ જેનું અસ્તિત્વ ડૂબતું નથી અને જેનું વિસ્મરણ કરવા જઇએ તોપણ જેની સ્મૃતિ થાય છે તેનો અનાદર શી રીતે થઇ શકશે?[17] આ આનંદનું પૂર જે આવ્યું તે જોઇને 'શું ચમત્કાર છે' એમ બોલવાનો સુદ્ધાં અવકાશ મળ્યો નહિ. તે આનંદનું મહા પૂર મમત્વની સ્મૃતિને પણ ખેંચી જાય છે.[18] આ પ્રકારે સંજયે શ્રી કૃષ્ણાર્જુનસંવાદરૂપી સંગમમાં સ્નાન કરી અહંતાને તિલાંજલિ આપી અને તેનો સંબંધ તોડી નાખ્યો.[19] તે અનિવાર્ય આનંદમાં મોટા શ્વાસોચ્છ્વાસને છોડી દઇને સંજય ગદ્‌ગદિત કંઠે "હે કૃષ્ણ, હે કૃષ્ણ" એમ બોલવા લાગ્યો.[20] સંજયની આ અવસ્થા જોઇ, ધૃતરાષ્ટ્ર રાજાને તેમાંની એક પણ ઘટનાનો ગંધ સુદ્ધાં ન હોવાથી તેને તે આનંદની કલ્પના સુદ્ધાં આવી નહિ.[21] એટલામાં સંજય પોતાને પ્રાપ્ત થયેલા સૌખ્યલાભને દબાવીને દેહભાનમાં આવ્યો.[22] તે વખતે ધૃતરાષ્ટ્ર રાજા બોલ્યો—હે સંજય! મારો વખત કપાય એટલા માટે શ્રી વ્યાસે તને અહીંઆં બેસાડયો છે, તે વાત

ભુલી જઇને તેં આ શો પ્રકાર માંડયો છે?[23] વ્યાસ મુનિએ તને શા ઉદ્દેશથી અહીંઆં બેસાડયો છે? અને તું અહીંઆં ભળતીજ વાત શી કરે છે?[24] આ ધૃતરાષ્ટ્રના કથનથી આશ્ચર્ય પામી જ્ઞાનેશ્વર મહારાજ કહે છેઃ–અહો! જંગલી મનુષ્યને એકાદ મોટા મહાલયમાં લઇ જવામાં આવે તો તેને જે પ્રમાણે દશે દિશા ઉદાસ જણાય છે; કિંવા દિવસનો પ્રકાશ થતાં જે પ્રમાણે નિશાચરની રાત્રિનો પ્રારંભ થાય છે;[25] જેને જે વાતનો અનુભવ નથી તે તે વાતને ભયંકરજ માને એમાં શું શક છે? માટે ધૃતરાષ્ટ્ર સારી વાતને ખરાબ કહે એમાં શું નવાઇ છે?[26] પછી ધૃતરાષ્ટ્ર રાજા બોલ્યો કેઃ–હમણાં જે આ કલહ ઉત્પન્ન થયો છે તેમાં, હે ભાઇ સંજય! કોને જય પ્રાપ્ત થશે?[27] બહુધા મારો મનોદેવતા તો એમ કહે છે કે સર્વદા દુર્યોધનનોજ પ્રતાપ અધિક છે,[28] અને પાંડવની સાથે તુલના કરી જોતાં અમારૂં સૈન્ય દોઢગણું વિશેષ છે, માટે ખરેખર દુર્યોધનનેજ જય મળશે.[29] મને તો એમ લાગે છે પછી તને જે લાગે તે ખરૂં. પરંતુ, હે સંજય! આ વિષે તારી ભવિષ્યવાણી શું છે તે મને કહે.[30]

**यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।**
**तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥ ७८ ॥**

**શ્લોકાર્થઃ**—જ્યાં યોગેશ્વર શ્રી કૃષ્ણ અને ધનુર્ધારી પાર્થ છે, ત્યાં લક્ષ્મી, વિજય, ઐશ્વર્ય અને નિશ્ચલ નીતિ એ સર્વે રહેવાનાંજ એવો મારો મત છે. (૭૮)

**ઓવી અર્થઃ**—રાજાનું આ ભાષણ સાંભળી સંજય બોલ્યો કે તમારા બન્ને પક્ષમાંથી કોને જય મળશે એ હું કહી શકતો નથી. પરંતુ જ્યાં આયુષ્ય છે ત્યાં જીવ અવશ્ય હોય છેજ.[31] ચંદ્ર હોય ત્યાં ચંદ્રપ્રકાશ, શંકર હોય ત્યાં પાર્વતી, સંત હોય ત્યાં જ્ઞાન, આ ઘટના નિશ્ચિતજ હોય છે.[32] રાજા હોય ત્યાં સૈન્ય, સૌજન્ય હોય ત્યાં સગાઇ, અગ્નિ હોય ત્યાં દાહકતાનું સામર્થ્ય,[33] દયા ત્યાં ધર્મ, ધર્મ ત્યાં સુખનું સ્થાન અને જ્યાં સુખ હોય ત્યાં પુરૂષોત્તમ આ ઘટના અવશ્ય બનવાનીજ.[34] વસંત હોય ત્યાં વન, વન હોય ત્યાં પુષ્પ, અને પુષ્પ હોય ત્યાં ભ્રમરસમુદાય;[35] ગુરુ ત્યાં જ્ઞાન, જ્ઞાનમાં આત્માનુભવ અને આત્માનુભવ હોય ત્યાં સમાધાન એ વસ્તુ રહેવાનીજ.[36] ભાગ્ય હોય ત્યાં વિલાસ, સુખ હોય ત્યાં ઉલ્લાસ, વધારે શું કહું? જ્યાં સૂર્ય હોય ત્યાં પ્રકાશ રહેવાનોજ.[37] તેજ પ્રમાણે ચાર પુરુષાર્થ (ધર્મ, અર્થ, કામ અને મોક્ષ) જેના યોગથી સમર્થ થયા છે એવા શ્રી કૃષ્ણ ભગવાન જ્યાં હોય છે ત્યાં લક્ષ્મીનો વાસ તો રહેવાનોજ.[38] અને જેને ત્યાં પોતાના પતિ સહિત જગદંબા છે તેને ત્યાં જગદંબાની દાસી અષ્ટસિદ્ધિ શું નહિ રહેશે કે?[39] વિજયસ્વરૂપ જે શ્રીકૃષ્ણ તે જે પક્ષ તરફથી સ્વતઃ ઉભા રહ્યા છે તેજ પક્ષમાં જયશ્રી તો વરમાળા આરોપવાની.[40] જે અર્જુન વિજયના નામથી પ્રસિદ્ધ છે તે અને વિજયસ્વરૂપ શ્રીકૃષ્ણ ભગવાન લક્ષ્મીસહિત જે પક્ષમાં છે તે પક્ષમાંજ જય તો ખાસ રાખી મૂકેલો છે.[41] જે ભક્તનાં શ્રીકૃષ્ણ ભગવાન અને લક્ષ્મી પિતામાતા છે તેના દેશનાં તરુ કલ્પતરુની બરાબરી શા માટે ન કરે વારુ?[42] ત્યાંના સર્વ પાષાણો ચિંતામણિ કેમ ન થાય? અને ત્યાંની જમીન સુવર્ણમય કેમ ન બને વારુ?[43] તેના ગામની નદીઓમાં અમૃતપ્રવાહ શા માટે ન વહે? આ પ્રમાણે બને તેમાં નવાઇ તે શું? હે રાજા! આનો વિચાર તું પોતેજ કર.[44] આવા ભક્તના મુખમાંથી જે શબ્દો નીકળે તેને સુખેથી વેદવાકય કહી શકાશે. અરે તે દેહની સાથેજ સચ્ચિદાનંદ સ્વરૂપ શા માટે ન બની શકે?[45] માટે સ્વર્ગ અને મોક્ષ એ બન્ને પદો જેની સત્તામાં છે એવા શ્રીકૃષ્ણ ભગવાન

અને કમલા ( લક્ષ્મી ) જેને પિતા અને માતા તરિકે પ્રાપ્ત થયાં છે,[૪૬] અર્થાત્ જે પક્ષમાં લક્ષ્મીપતિ શ્રી કૃષ્ણ ભગવાન ઉભા છે ત્યાં સર્વ સિદ્ધિ સ્વયમેવ આવીને ઉભી રહેવાનીજ; આ શિવાય અન્ય કાંઈ હું જાણતો નથી.[૪૭] સમુદ્રથી ઉત્પન્ન થનાર જે મેઘ તે જગતને સમુદ્ર કરતાં પણ વિશેષ ઉપયોગી થઇ પડે છે; તે પ્રમાણે શ્રી કૃષ્ણ ભગવાન કરતાં પાર્થનું ભાગ્ય આજે વિશેષ છે.[૪૮] લોખંડને કનકની દીક્ષા આપનાર પારસમણિ તે ગુરુ ખરો, પરંતુ જગતના વ્યવહારમાં જેનો ઉપયોગ થાય છે તેનીજ યોગ્યતા વિશેષ માનવામાં આવે છે અર્થાત્ સુવર્ણનીજ યોગ્યતા અધિક માનવામાં આવે છે.[૪૯] આ ઉક્તિથી ગુરુત્વને ન્યૂનતા પ્રાપ્ત થાય છે એમ કદાચિત્ કોઇ કહેશે પરંતુ અગ્નિનો પ્રકાશ જે દીપક તેની પ્રશંસા કરવાથી અગ્નિનીજ પ્રશંસા થાય છે,[૫૦] તે પ્રમાણે દેવનાજ પ્રસાદથી પાર્થની શક્તિ દેવ કરતાં વિશેષ છે. પરંતુ પાર્થની સ્તુતિ કરવાથી દેવને વિશેષ ગૌરવ પ્રાપ્ત થાય છે.[૫૧] પુત્ર મને સર્વ ગુણોમાં જીતે એવી જેમ બાપને ઇચ્છા રહે છે, આવીજ શ્રી કૃષ્ણની ઇચ્છા પરિપૂર્ણ થઇ છે.[૫૨] હે રાજા ! વધારે શું કહું ? કૃષ્ણકૃપાથી યુક્ત એવો અર્જુન જે પક્ષમાં છે.[૫૩] તેજ વિજયનું સ્થાન છે, એ વિષે સંશય રાખવાનું તને શું કારણ છે ? ત્યાં જો વિજય ન આવે તો વિજયનું વિજયપણું નષ્ટ થઇ જાય.[૫૪] એટલા માટે જ્યાં લક્ષ્મી જાય ત્યાં તેના પતિ શ્રી કૃષ્ણ ભગવાન જાય અને જ્યાં પાંડુપુત્ર અર્જુન હોય ત્યાં વિજય અને ભાગ્યોદય એ બન્ને જાય છે.[૫૫] જો શ્રી વ્યાસના બોલવાપર તમારો ભરોસો હોય, તો હમણાં હું જે બોલ્યો તે સત્ય છે. એમ સમજો.[૫૬] જ્યાં લક્ષ્મીનો પતિ શ્રી કૃષ્ણ અને ભક્તકદંબ અર્જુન છે ત્યાં મંગળના લાભનો અને સૌમ્યનો નિવાસ છે.[૫૭] જો મારૂં આ બોલવું અસત્ય ઠરે તો હું વ્યાસનો શિષ્ય નહિ એમ સમજજો, એમ તે હાથ પહોળા કરી મોટી ગર્જના કરીને બોલ્યો.[૫૮] આ રીતે સર્વ ભારતનો સારાંશ સંજયે ગીતાના અષ્ટાદશ અધ્યાયના ઇક્કોતેરમા શ્લોકદ્વારા કુરુનાયક રાજા ધૃતરાષ્ટ્રના હાથમાં આપ્યો.[૫૯] અગ્નિ કેવો મોટો છે ? પરંતુ તેને વાટના છેડાપર લગાડતાં, સૂર્યાસ્ત થવાથી જે અંધકાર પડે છે તેનું નિવારણ તેના પ્રકાશથી થાય છે.[૬૦] તે પ્રમાણે વેદ અનંત છે અને તેના સારરૂપે સવાલક્ષ શ્લોકનું ભારત પ્રણીત કરવામાં આવ્યું; અને તે ભારતનો સારાંશ ગીતાના સાતસેં શ્લોકમાં આણ્યો.[૬૧] વ્યાસનો શિષ્ય જે સંજય તેનો પૂર્ણ ઉદ્ગાર ગીતાના સાતસેં શ્લોક પૈકી અંતિમ શ્લોક છે.[૬૨] આ એકજ શ્લોકથી અજ્ઞાનને સમૂળ જીતી લેવામાં આવ્યું.[૬૩] ગીતાના સાતસેં શ્લોકો ગીતાના પદો ( પગલાં ) છે અને તેઓ ગીતાને ચલાવી લઇ જાય છે; કિંવા એ પદો નથી પરંતુ ગીતારૂપી આકાશમાંની અમૃતવૃષ્ટિજ છે.[૬૪] અથવા એ શ્લોક નથી, પરંતુ આત્મરાજની સભા જે ગીતા તે ગીતારૂપી સભાના શ્લોકરૂપી સ્તંભોજ છે, એમ મને લાગે છે.[૬૫] કિંવા ગીતા એ સાતસેં શ્લોકોએ પ્રતિપાદન કરેલી સાક્ષાત્ ભગવતી દેવીજ છે. આ દેવીએ મોહરૂપી મહિષાસુરને મારીને આનંદસ્વરૂપ પ્રાપ્ત કર્યું છે.[૬૬] માટે આ ગીતારૂપી દેવીનો જે કાયા વાચા મને કરીને સેવક થશે, તે આનંદરૂપી સામ્રાજ્ય પટનો સાર્વભૌમ રાજાજ થશે.[૬૭] કિંવા અજ્ઞાનરૂપ જે અંધકાર તેને પ્રતિજ્ઞા કરીને જીતનાર આ સાતસેં શ્લોકો તે શ્લોકો નથી પરંતુ શ્રી કૃષ્ણે ગીતારૂપે સાતસેં સૂર્યોજ પ્રકાશિત કર્યા છે.[૬૮] કિંવા, સંસાર માર્ગે ચાલનારને જે શ્રમ થયો હોય તેનો પરિહાર થઇ તેને વિશ્રાંતિ પ્રાપ્ત થવાને માટે સાતસેં શ્લોક એ દ્રાક્ષની વેલીઓજ છે અને તે ગીતારૂપી મંડપપર પ્રસરેલી છે.[૬૯] કિંવા, શ્રી કૃષ્ણાખ્યાનરૂપી ગીતા સરોવરમાં સાતસેં શ્લોકો એ કમળો છે અને તેનો સુગંધ ગ્રહણ કરનાર ભાગ્યવાન્ સંતો એ ભ્રમરોજ છે.[૭૦] કિંવા, એ શ્લોક નથી, પરંતુ ગીતાના મહિમાનું વર્ણન કરનાર સાતસેં સ્તુતિપાઠકોજ છે.[૭૧] કિંવા ગીતારૂપી નગરની ચારે

બાજુએ સાતસેં શ્લોકોનો કોટજ છે અને એટલા માટે સર્વ શાસ્ત્રો ગીતાનગરમાં વાસ કરવાને આવ્યાં છે.[૭૨] કિંવા, ગીતા પોતાનો પતિ જે આત્મા તેને પ્રેમથી આલિંગન દેવાને માટે શ્લોકરૂપી બાહુ પ્રસારીને આવી હોય એમ લાગે છે.[૭૩] કિંવા આ શ્લોકો નથી પરંતુ ગીતારૂપી કમલના સૌગંધ્યનો ઉપભોગ લેનાર ભ્રમરોજ છે; અથવા એ શ્લોકો ગીતારૂપી સાગરના તરંગોજ છે; કિંવા એ શ્રી હરિના ગીતારૂપી રથને ખેંચનારા અશ્વોજ છે.[૭૪] કિંવા ગીતા એ ગંગા છે અને એની આગળ, નરાવતાર અર્જુનરૂપી સિંહસ્થપર્વણી આવ્યાથી, સર્વ તીર્થો તેને મળવા આવ્યાં છે.[૭૫] કિંવા એ શ્લોકપંક્તિ નથી, પરંતુ અચિંત્ય બ્રહ્મની પ્રાપ્તિ કરાવી આપનાર ચિંતામણિજ છે; અથવા કલ્પનાતીત જે બ્રહ્મ તેને પ્રાપ્ત કરાવી આપનાર કલ્પતરુજ છે.[૭૬] આ પ્રમાણે આ સાતસેં શ્લોકો એક કરતાં એક ચઢીઆતા છે. ત્યારે એમાં નાના મોટા ગણીને જુદું વર્ણન કોનું કરવું?[૭૭] કામધેનુને જોઇ એટલે તે દૂઝતી છે કે નહિ એ પ્રશ્નજ ઉદ્‌ભવતો નથી;[૭૮] દીપકોમાં પહેલો કયો અને પાછળનો કયો? સૂર્ય પ્રતિ દ્રષ્ટિપાત કરતાં નાનો કયો અને મોટો કયો, તે સમજી શકાતું નથી; તેમજ અમૃતસાગરને ઊંડો કિંવા છીછરો કહી શકાશે કે? કારણ કે એ સર્વનાં ફળો એકજ જાતનાં છે.[૭૯] તે પ્રમાણે, ગીતાના સાતસેં શ્લોકોમાં પ્રથમ કયો અને અંતિમ કયો તે કહી શકાતું નથી. સુવર્ણ પારિજાતકનાં પુષ્પમાં આ તાજું અને આ વાસી એવો ભેદ પાડી શકાશે કે?[૮૦] અને આ શ્લોકોમાં ન્યૂનાધિકતા નથી એ શું સિદ્ધ કરીને બતાવવાની આવશ્યકતા છે? વળી આ ગીતામાં વક્તા અને શ્રોતાનો ભેદ નથી પરંતુ તે ઉભય એક સ્વરૂપજ છે.[૮૧] કારણકે, આ ગીતાશાસ્ત્રમાં શ્રી કૃષ્ણ એ વક્તા અને કૃષ્ણ સ્વરૂપ અર્જુન એ શ્રોતા છે એ વાત તો સૌના સ્મરણમાંજ છે.[૮૨] આ ગીતાના અર્થનું જે ફળ છે, તેજ જે તેનો પાઠ કરે છે તેને પણ મળે છે. માટે વાચ્ય અને વાચક એ ઉભયને સરખી યોગ્યતા આપનાર આ શાસ્ત્ર છે.[૮૩] માટે તે ગીતા વિષે કાંઇ વિશેષ સિદ્ધ કરવાનું અવશિષ્ટ રહ્યું નથી, કારણકે ગીતા એ ભગવતની શબ્દમય મૂર્તિજ છે.[૮૪] ઇતર શાસ્ત્રોનું વાચન કરી અર્થ સમજાયા પછી ફળપ્રાપ્તિ થઇ એટલે તે શાસ્ત્ર નષ્ટ થાય છે; આ ગીતા શાસ્ત્ર તેવું નથી પરંતુ એ તો ઓતપ્રોત પરબ્રહ્મસ્વરૂપજ છે.[૮૫] શું કહું? અર્જુનનું નિમિત્ત કરી સર્વ જગતપર કૃપા કરવાને માટે શ્રી કૃષ્ણે દુર્લભ બ્રહ્માનંદને સુલભ કરી મૂકયો છે.[૮૬] જેવી રીતે પૂર્ણકળાયુક્ત ચંદ્ર ચકોરનું નિમિત્ત કરી પ્રકાશિત થઈ ત્રણે લોકના તાપની નિવૃત્તિ કરે છે;[૮૭] અથવા ગૌતમના નિમિત્તથી કળિકાળરૂપી જ્વરથી પીડિત થયેલા જીવોના દોષોની નિવૃત્તિ કરવાને માટે શ્રી શંકરે ગંગાને આ મૃત્યુ લોકમાં મોકલી,[૮૮] તે પ્રમાણે પાર્થરૂપી વત્સનું નિમિત્ત કરીને શ્રી કૃષ્ણરૂપી ગાયે આ ગીતારૂપી દૂધ દઇ સર્વ જગતને સંતોષિત કર્યું છે.[૮૯] જો આ ગીતાશાસ્ત્રમાં જીવભાવથી ડુબકી મારશો તો ગીતારૂપજ બનશો અથવા પાઠરૂપે જો જીહ્વાને શ્રમ આપશો તોપણ ગીતારૂપજ થશો.[૯૦] પારસમણિમાં એવું સામર્થ્ય છે કે તે લોખંડની એક બાજુએ લાગ્યો કે તરતજ સર્વ લોખંડ આપોઆપ સુવર્ણમયજ બની જાય છે,[૯૧] તે પ્રમાણે ગીતાપાઠરૂપી વાઠકામાંથી એક શ્લોક મુખમાં મૂકશો ન મૂકશો એટલામાંજ બ્રહ્મત્વની પુષ્ટિ અંગમાં આવશે.[૯૨] અથવા ગીતાપાઠ કરવા પ્રતિ વક્ર મુખ કરી (દુર્લક્ષ કરી) ઉશીકાંપર ઢળી પડશો, તોપણ તેના શબ્દો કર્ણપટપર અથડાતાં તેનું ફળ પણ તેજ મળશે.[૯૩] ગીતાનું ઔદાર્ય શું વર્ણવું? એ શાસ્ત્ર શ્રવણ, પાઠ અને અર્થદ્વારા મોક્ષ શિવાય અન્ય ફળજ આપતું નથી. જે પ્રમાણે દાતા કોઇને પણ દાનથી વંચિત રાખતો નથી તે પ્રમાણે એ શાસ્ત્ર કોઇને પણ મોક્ષથી વિમુખ રાખતું નથી.[૯૪] માટે, જે શાણા લોકો હોય તેમણે માત્ર એક ગીતાનુંજ સેવન કરવું.

એ શિવાય ઈતર શાસ્ત્રનું સેવન કરવાથી શું ફળ મળનાર છે ?[૯૫] શ્રી કૃષ્ણ અને અર્જુને જે માત્ર સંભાષણ કર્યું તે શ્રી વ્યાસ હાથમાં ગ્રહણ કરી શકે એટલું બધું સુલભ કર્યું.[૯૬] બાળકને માતા પ્રેમપૂર્વક જમાડવા બેસે ત્યારે તે તેને તેનાથી ગળી શકાય એવા નાના ગ્રાસજ આપે છે;[૯૭] કિંવા અગાધ વાયુને હસ્તગત કરવાને માટે શાણા મનુષ્યોએ પંખાની યોજના કરી છે,[૯૮] તે પ્રમાણે, શબ્દદ્વારા જે સમજી ન શકાય તેને અનુષ્ટુપ છંદમાં ઉતારી સ્ત્રી શૂદ્રાદિક સર્વની બુદ્ધિને માટે સુલભ બનાવી મૂક્યું.[૯૯] સ્વાતિ નક્ષત્રના પાણીથી જો મોતી ઉત્પન્ન થયાં ન હોત તો સ્ત્રીઓનાં અંગો શા વડે સુશોભિત થયાં હોત ?[૧૭૦૦] નાદબ્રહ્મ જો વાદ્યમાં આવ્યો ન હોત તો આપણે નાદને શી રીતે સમજી શકયા હોત ? પુષ્પો જો ન હોત તો સૌગંધ્યનો ઉપભોગ આપણે લઈ શકત કે ?[૧] પકવાન્નો જો મિષ્ટ ન હોત તો તે જીવ્હાને શી રીતે પ્રાપ્ત થયાં હોત ? દર્પણ જો ન હોત તો આંખ આપણું સ્વરૂપ શી રીતે જોઇ શકી હોત ?[૨] નિરાકાર શ્રી ગુરુ જો આકારમાં આવ્યા ન હોત તો ઉપાસક સેવા શી રીતે કરી શકત ?[૩] તે પ્રમાણે અગણિત બ્રહ્મ જો ગીતાના સાતસેં શ્લોકદ્વારા પ્રકટ થયા ન હોત તો તે કોઇની પણ જાણમાં આવ્યા હોત કે ?[૪] મેઘ સમુદ્રનુંજ પાણી ઉપર ખેંચી લઈને વૃષ્ટિ કરી તે સર્વને પૂરૂં પાડે છે, તોપણ લોકો મેઘનીજ આશા કરે છે; કારણકે અમર્યાદ સમુદ્ર કોઇના ઉપયોગમાં આવતો નથી.[૫] માટે જે વાણીને સુદ્ધાં પ્રાપ્ત થતો નથી તે વ્યાસે જો આ ઉત્તમ શ્લોકો બનાવ્યા ન હોત તો સાંભળવાને કિંવા મુખદ્વારા વર્ણન કરવાને શી રીતે પ્રાપ્ત થાત ?[૬] એટલા માટે, શ્રી કૃષ્ણની જે ઉક્તિ (સંભાષણ) તેની રચના વ્યાસે ગીતા રૂપે કરી; આથી સર્વ જગતપર તેનો મોટો ઉપકાર થયો છે.[૭] અને હમણાં તેજ ગીતાના અર્થને વ્યાસનાં પદો જોઇ જોઈને મેં શુદ્ધ મરાઠી ભાષામાં સુશ્રાવ્ય કીધો છે.[૮] જે ગીતાર્થનું યથાર્થ વર્ણન કરવામાં વ્યાસાદિકનું જ્ઞાન સુદ્ધાં સાશંક બને છે તે ગીતાપર મેં રંકે ભાષ્ય કર્યું છે.[૯] પરંતુ ગીતારૂપી ઈશ્વર તો અતિ ભોળો છે, માટે તે વ્યાસનાં ભાષણરૂપી માળાને ધારણ કરે છે; અને અમારા ગરીબના દુર્વાંકુરનો પણ અનાદર કરતો નથી;[૧૦] ક્ષીર સમુદ્રના તટપર હાથીના સમુદાય પાણી પીવાને આવે તેને તે પરવાનગી આપે છે અને અન્ય ક્ષુલ્લક પ્રાણીઓને તે પાછાં વાળી મૂકે છે કે ?[૧૧] પાંખ ફુટી હોય ન ફુટી હોય એવાં પક્ષીને ઉડતાં આવડતું નથી તોપણ તે ગગનમાંજ રહે છે અને સર્વ વ્યોમનું આક્રમણ કરનાર ગરુડ પણ ત્યાંજ રહે છે[૧૨] રાજહંસની મંદ ગતિ સર્વ જગત્માં ઉત્તમ છે તેટલા માટે બીજા કોઇએ ચાલવુંજ નહિ કે શું ?[૧૩] કળશીઆમાં પુષ્કળ જગ્યા હોવાથી ઘણું પાણી માય છે; પણ અંજલિ નાની છે તો તેના પ્રમાણમાં તેમાં પાણી માતું નથી કે ?[૧૪] મશાલ મોટી હોવાથી તેનો મોટો પ્રકાશ પડે છે; પરંતુ નાની દિવેટનો પ્રકાશ તેના પ્રમાણમાં નથી પડતો કે ?[૧૫] સમુદ્રના વિસ્તાર પ્રમાણે તેમાં આકાશનું પ્રતિબિંબ મોટું દેખાય છે, તોપણ ખાબોચીઆમાં પણ ખાબોચીઆના પ્રમાણમાં તો દેખાય છે જ.[૧૬] તે પ્રમાણે, વ્યાસાદિકની મહામતિએ આ ગ્રંથ વિષે વિચાર કરવો અને અમારે સ્વસ્થ બેસી રહેવું એ વાત સયુક્તિક નથી.[૧૭] જે સમુદ્રમાં મંદરાચલ સમાન પ્રચંડ જળચરોનો નિવાસ છે, તેમાં તે જળચરોનો વૈભવ જોઇને નાનાં માછલાંએ રહેવુંજ નહિ કે ?[૧૮] અરુણ સૂર્યની સન્નિધ છે તેથી તે સૂર્યને જુએ છે અને પૃથ્વીપર જે નાની કીડી છે તે શું તેને નથી જોતી કે ?[૧૯] એટલા માટે, અત્રે પ્રાકૃત જને દેશભાષામાં ગીતાનું વર્ણન કર્યું એ અયોગ્ય ઘટના બની એમ કહેવાનું કશું પ્રયોજન નથી.[૨૦] અને પિતાના માર્ગે નાનું બાળક ચાલવા લાગે, તો જે સ્થાને પિતા પહોંચ્યો હોય તે સ્થાને શું તે નહિ પહોંચશે કે ?[૨૧] તે પ્રમાણે હું વ્યાસનો માર્ગ ગ્રહણ કરી ભાષ્યકારને રસ્તો પૂછતો ચાલું તો જે સ્થળે

વ્યાસ પહોંચ્યા હતા તે સ્થાને હું નહિ પહોંચું તો ક્યાં પહોંચીશ ?[૨૨] અને જે પરમેશ્વરની ક્ષમાથી પૃથ્વી સ્થાવર જંગમ વિશ્વનો ઉપદ્રવ સહન કરે છે, અને જે પરમેશ્વરના અમૃતથી ચંદ્ર સર્વ જગતના તાપની નિવૃત્તિ કરી શાંતિનું સામ્રાજ્ય સ્થાપન કરે છે;[૨૩] જે પરમેશ્વરના અંગના તેજથી સૂર્યને તેજ પ્રાપ્ત થયું છે. જેથી તે સર્વ જગતને અંધારાથી પ્રાપ્ત થનાર સંકટની નિવૃત્તિ કરે છે;[૨૪] જે પરમેશ્વરની સત્તાથી સમુદ્રને ઉદક મળ્યું છે,[૨૫] અને પાણીને માધુર્ય તથા માધુર્યને સૌંદર્ય પ્રાપ્ત થયું છે; જે પરમેશ્વરની સત્તાથી પવનને ગતિરૂપ બળ આકાશને વિસ્તાર અને જ્ઞાનને ઉજ્જવળ સાર્વભૌમત્વ પ્રાપ્ત થયું છે;[૨૬] જેની સત્તાથી વેદને બોલવાની શક્તિ, સુખ ને આનંદ, અસ્તુ; પરંતુ જેના યોગથી સર્વ વિશ્વને રૂપ પ્રાપ્ત થયું છે,[૨૭] તે વસ્તુ માત્રપર ઉપકાર કરનાર સમર્થ સદ્ગુરુ શ્રી નિવૃત્તિનાથ મારા અંતઃકરણમાં પ્રવેશ કરી નિવાસ કરે છે.[૨૮] ત્યારે હવે આપની તૈયાર જે ગીતા તેને હું મરાઠી ભાષામાં કહેવાને સમર્થ થયો છું એમાં આશ્ચર્ય તે શું ?[૨૯] શ્રી ગુરૂના નામથી ડુંગરપર (દ્રોણાચાર્યની) મૃત્તિકાની મૂર્તિ સ્થાપન કરી તેની સેવા કરી એકલવ્ય ભીલ્લે * પોતાની વિદ્યાની કીર્તિ ત્રિજગતમાં

* એ એકલવ્ય ભીલ નિષાદાધિપતિ હિરણ્યધેનુકનો પુત્ર હતો. ભીષ્મે કૌરવ પાંડવોને ધનુર્વેદ શિખવવાને માટે દ્રોણાચાર્યને હસ્તિનાપુરમાં રાખ્યા હતા અને આ સર્વ રાજપુત્રો તેમની પાસે અભ્યાસ કરતા હતા. આ વર્તમાન દેશેદેશ પ્રસરી ગયા અને અનેક રાજપુત્રો આવી દ્રોણાચાર્યની પાસે અસ્ત્રવિદ્યા શીખવા લાગ્યા. દ્રોણાચાર્યની કીર્તિ સાંભળી એકલવ્ય પણ ત્યાં આવ્યો. અને મારો અંગીકાર કરીને વિદ્યા ભણાવો એવી દ્રોણાચાર્યને પ્રાર્થના કરી. પરંતુ દ્રોણાચાર્યે તેનો સ્વીકાર કર્યો નહિ. આથી તેણે દ્રોણાચાર્યની પાદુકા માગી કે જે દ્રોણાચાર્યે તેને છેક નિરાશ ન કરવાને માટે આપી. આચાર્યની પાદુકા લઇને તે સ્વગૃહે ગયો અને ભક્તિપુરઃસર દ્રોણાચાર્યની મૃણ્મય (મૃત્તિકાની) મૂર્તિ બનાવી તેની સમક્ષ પેલી પાદુકા રાખી તેની નિયમપૂર્વક નિત્ય પૂજા કરવા લાગ્યો તથા તે પોતાના હાથમાં ધનુષ્યબાણ પકડી "આ પ્રમાણેજ તીર છોડું ને ?" એવો પોતાના મનનેજ પ્રશ્ન પૂછતો અને "હા, હા, એમજ તીર ફેંક" એવો ઉત્તર પોતાના મનનેજ આપી તે બાણ છોડતો. એમ કરતાં કરતાં વિમોક્ષ, આદાન, સંધાન આદિ જે ધનુર્વિદ્યાનાં પ્રકરણો તેમાં તે અલ્પ સમયમાં પ્રવીણ થયો.

આ તરફ કૌરવ, પાંડવ અને ઇતર રાજપુત્રો પણ ધનુર્વિદ્યામાં પ્રવીણ થઈ એક વખત મૃગયા ખેલવાને ગયા, અને તેઓ મૃગની પાછળ ગયા એટલે મૃગયાશ્વાન દૂર રહી જઇ જ્યાં એકલવ્ય હતો ત્યાં ગયો. પરંતુ તે સદૈવ સુંદર વસ્ત્ર પરિધાન કરેલા રાજકુમારોને જોતો હતો, તેથી તે વિચિત્ર વેષ ધારી એકલવ્યને જોઇને તેને ભસવા લાગ્યો. આથી એકલવ્યે તેના પહોળા કરેલા મુખમાં નાના નાના બાણોનો સમુદાય એવી યુક્તિથી ભરી દીધો કે તેનાથી ભસી પણ ન શકાય અને મોં પણ બંધ ન કરી શકાય. પછી પેલો શ્વાન ત્યાંથી નાઠો અને આમતેમ ભટકતાં તેણે રાજપુત્રોને જોયા અને રાજપુત્રોએ તેને જોયો. પછી જ્યારે તે રાજપુત્રોની છેક સમીપ ગયો ત્યારે તે સર્વે જણે તેના મુખમાં પેલા નાના બાણોનો સમુહ જોયો અને તેઓ આશ્ચર્યચકિત થઈ ગયા, તથા આવી અદ્ભુત કૃતિ કરનાર ધનુર્ધર આ અરણ્યમાં કોણ હશે એવો વિચાર કરવા લાગ્યા. પછી તેઓ તે ધનુર્વેદનિષ્ણાત યોદ્ધાને શોધી કાઢવાને ઉદ્યત થયા. જતાં જતાં તેમણે એકલવ્યને હસ્તમાં ધનુષ્યબાણ ગ્રહીને ઉભો રહેલો જોયો અને આજ તે હશે એમ ધારી સર્વે ત્યાં ઉભા રહ્યા.

પછી સર્વે રાજપુત્રોમાંથી એક જણ આગળ આવી બોલ્યો "તું કોણ છે અને કોનો પુત્ર છે ?" તેણે ઉત્તર આપ્યો કે "હું હિરણ્યધેનુક નામક નિષાદાધિપતિનો પુત્ર છું. અને દ્રોણાચાર્યનો શિષ્ય છું." આ સાંભળી સર્વે રાજપુત્રોના મનમાં વિષાદ ઉત્પન્ન થયો અને તેઓ ખિન્ન હૃદય સહિત ઘેર આવ્યા અને દ્રોણાચાર્યને પ્રશ્ન કર્યો કે "તમે અમને જાણવા દીધા વિના એક નિષાદને ગુપ્ત રીતે શા માટે ધનુર્વેદમાં પ્રવીણ કર્યો ?" દ્રોણાચાર્ય રાજકુમારોનો આ પ્રશ્ન સમજી શક્યા નહિ. પછી તેઓ રાજપુત્રોને લઇને હસ્તિનાપુરથી બહાર નીકળ્યા અને જ્યાં એકલવ્ય હતો ત્યાં ગયા. દ્રોણાચાર્યને જોતાંજ એકલવ્યે દંડવત્

સર્વ માન્ય કરી મૂકી છે;[૩૦] ચંદનની આસપાસનાં સર્વ વૃક્ષો તેના સુગંધથી ચંદન બની જાય છે; અને વ્યાસે સ્વીકારેલી કૌપિન પોતાના તેજથી સૂર્યની સાથે સ્પર્ધા કરવાને પ્રવૃત્ત થઇ હતી,[૩૧] તો પછી એક તો હું ગીતાવ્યાખ્યાન કરવાને ઉત્સુક છું અને તેમાં વળી માત્ર દ્રષ્ટિથી અવલોકન કરતાંની સાથે પોતાનું સ્વરૂપ અર્પણ કરી દે એવા સદ્ગુરુની સાહાય્ય પ્રાપ્ત થઇ છે;[૩૨] મૂળથીજ ઉત્તમ દ્રષ્ટિ હોય અને તેમાં વળી સૂર્યનાં તેજની મદદ મળે એટલે પછી અદ્રશ્ય વસ્તુ શી રહે?[૩૩] માટે શ્રી જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે મારા મુખમાંથી નીકળતો તાજો શ્વાસોચ્છ્વાસ પણ પ્રબંધ થશે; શ્રી ગુરૂની કૃપાથી ન બની શકે એવી ઘટના કયી છે?[૩૪] એટલા માટે મેં મરાઠી ભાષામાં ગીતાનો અર્થ એટલો સુલભ બનાવ્યો છે કે લોકો તેને પોતાની દ્રષ્ટિથી પણ જોઈ શકે.[૩૫] મરાઠી ભાષામાં ગીતાર્થ એટલો સ્પષ્ટ કર્યો છે કે જો કોઇ વક્તા પ્રાપ્ત ન થાય અને કેવળ વાકયોજ વાંચવામાં આવે તો પણ તે સ્પષ્ટતાપૂર્વક સમજી શકાય છે.[૩૬] માટે ગીતાનું વકતૃત્વ કરનાર કથનને તો મારો અર્થ ભૂષણાવહજ થઇ પડે છે; અને ગાનાર તથા વક્તાનો અભાવ હોય અને માત્ર તેનું વાંચનજ કરવામાં આવે તો પણ તેમાં ન્યૂનતા દેખાતી નથી.[૩૭] અલંકારો અંગે ધારણ કરવામાં ન આવે, પરંતુ માત્ર એક સ્થળે મૂકીજ રાખવામાં આવે તો પણ તે જેમ શોભાયમાન દેખાય છે, અથવા તેને અંગે પહેરવામાં આવે, તોયે તે શોભા આપશેજ, પરંતુ આ ઉભય ઘટના એક સ્થળે કદિ મળે છે?[૩૮] કિંવા, મોતીની જાત એવી હોય છે કે તે સુવર્ણને અનુકૂળ થઇને શોભા આપે છે, અને કદાચિત્ સુવર્ણ ન હોય અને તેને એકલાંનેજ માત્ર પહેરવામાં આવે તો પણ તે શોભા તો આપે છેજ;[૩૯] અથવા વસંતરૂતુનાં ગોળ મોગરાનાં પુષ્પોને ગુંથીને તેનો ગજરો કરવામાં આવે અથવા તેને છુટાં રાખવામાં આવે તોપણ તેના વાસમાં ફરક પડતો નથી,[૪૦] તે પ્રમાણે સંગીતશાસ્ત્રી હોય તોપણ તેને શોભા આપે અને નહોય તોપણ તેજ મળે તેવો આ સર્વ લાભદાયક ગ્રંથ મેં ઓવીપ્રબંધમાં રચ્યો છે.[૪૧] આ ગ્રંથમાં આબાળ-વૃદ્ધને સમજવા યોગ્ય સર્વ રસથી પરિપૂર્ણ એવા અક્ષરોની યોજના ઓવીપ્રબંધમાં કરી છે.[૪૨] ચંદનનાં વૃક્ષની નિકટ જતાં તેને પુષ્પો નથી એટલા માટે સૌગંધ્ય વિષે ખિન્નતા ધારણ કરવાનું કશું પ્રયોજન નથી; કારણ કે તેનું સર્વાંગ સુગંધમયજ છે.[૪૩] તે પ્રમાણે મારો આ ગ્રંથ કર્ણપટ પર અથડાતાંની સાથેજ સમાધિ આણે છે; તો પછી તેનું વ્યાખ્યાન સાંભળ્યા પછી તેને પુનઃ સાંભળવાનો નાદ ઉત્પન્ન નહિ થશે કે?[૪૪] આ મારા ગ્રંથનો પાઠ કરતાં સાથે સાથે જો વકતૃત્વ કરવામાં આવે તો તેમાંથી ઉત્પન્ન થનારી મિષ્ટતા અમૃતને પણ પાછળ હઠાવી દેછે.[૪૫] તે પ્રમાણે, અમૃત કરતાં પણ સુરસ એવું જે આ આપનું કવિત્વ

---

પ્રણામ કર્યા અને હાથ જોડી તેમની સમક્ષ ઉભો રહ્યો. પછી દ્રોણાચાર્યે અસ્ત્રવિદ્યામાં તેની પરીક્ષા કરી અને તેમાં તે અત્યુત્કૃષ્ટ પારંગતતાને પ્રાપ્ત થયો છે એમ જાણી તેમણે તેને પ્રશ્ન કર્યો "આ વિદ્યા તેં મારી પાસેથી શી રીતે પ્રાપ્ત કરી?" ત્યારે તેણે સંપૂર્ણ પૂર્વવૃત્ત તેમને નિવેદન કર્યું. આ વાત સાંભળી સર્વે રાજપુત્રો સંશય રહિત થયા અને તે ભીલની ભાવના તથા દ્રોણાચાર્યના પુણ્યપ્રભાવ વિષે તેમને પરમ આશ્ચર્ય થયું તથા તેઓ તે વિષે પરસ્પર વાતો કરવા લાગ્યા, એટલે દ્રોણાચાર્યે પ્રસંગવશાત્ એ ભીલ અર્જુનને ભારે પડી જશે એમ ધારી તેની પાસેથી ગુરુદક્ષિણામાં આ તારો અંગુષ્ઠ બાણ છોડતી વખત કદિ પણ ઉપયોગમાં લાવીશ નહિ એમ માગી લીધું. તેણે તથાસ્તુ કહી તે દિવસથી બાણને અંગુષ્ઠનો સ્પર્શ કરવાનું છોડયું. આ વ્રત અદ્યાપિ સર્વે કિરાતો પાળે છે. તાત્પર્ય એ છે કે જોકે દ્રોણાચાર્યે તેને વચનથી બાંધી લીધો હતો તોપણ તે અર્જુનને ભારેજ હતો. (ભા. આદિ.) ભારતના યુદ્ધમાં એકલવ્ય દુર્યોધનના પક્ષમાં હતો, પરંતુ તે યુદ્ધમાં સર્વથા આવ્યોજ નહોતો.

શ્રીગુરુપ્રસાદથી ઉત્પન્ન થયું છે તેનાં શ્રવણથી મનન અને નિદિધ્યાસ જીતાઇ ગયાં છે.[૪૬] એ ગમે તે મનુષ્યને આત્મસ્વરૂપના આનંદનો મુખ્ય હિસ્સો ગ્રહણ કરવાને સમર્થ કરશે અને શ્રવણ દ્વારા સર્વ ઇંદ્રિયોને તૃપ્ત કરશે.[૪૭] જે પ્રમાણે ચતુર ચકોરપક્ષી પોતાની શક્તિ વડે ચંદ્રનો ઉપભોગ લે છે તે પ્રમાણે સર્વ પ્રાણીઓ તેનો ઉપભોગ લઈ શકતાં નથી; તો પણ ચંદ્રપ્રકાશનો ઉપભોગ સર્વ પ્રાણીઓ લેછેજ.[૪૮] તે પ્રમાણે આ અધ્યાત્મ શાસ્ત્રદ્વારા જે જિતેંદ્રિય પુરુષ ખરો અધિકારી હોય છે તેનેજ ખરો આનંદ પ્રાપ્ત થાય છે; પરંતુ ઇતર લોકોને વાણીનાં સૌંદર્યથી સુખ થાય છે.[૪૯] આ પ્રકારનું શ્રીગુરુ નિવૃત્તિનાથનું ખરૂં ઐશ્વર્ય છે, માટે આ મારો ગ્રંથ નથી, પરંતુ તેમની કૃપાનો વૈભવજ છે.[૫૦] ક્ષીર સિંધુને પેલેપાર પાર્વતીના કાનમાં શ્રી શંકરે જે જ્ઞાન કહ્યું હતું–કયારે કહ્યું હતું તેની કાંઈ ખબર નથી.[૫૧] તે જ્ઞાન મત્સ્યેંદ્રનાથ ક્ષીર સમુદ્રમાં મત્સ્યના ઉદરમાં ગુપ્ત રૂપે હતા તેમને પ્રાપ્ત થયું.[૫૨] તે મત્સ્યેંદ્રનાથ સહજ સંચાર કરતા કરતા સપ્તશૃંગપર આવ્યા. ત્યાં ખંડિત અવયવો વાળા ચૌરંગીનાથને મત્સ્યેંદ્રનાથનું દર્શન થયું એટલે તેના સર્વ અવયવો પરિપૂર્ણ બની ગયા.[૫૩] પછી, અચલ સમાધિનો ઉપભોગ લેવાની ઇચ્છાથી મત્સ્યેંદ્રનાથે પોતાનું તે ઐશ્વર્ય ગોરક્ષનાથને સમાંપત કર્યું.[૫૪] મત્સ્યેંદ્રનાથે યોગરૂપ કમલિની ધારણ કરનાર સરોવર સમાન તથા વિષયધ્વંસ કરનાર મહાશૂર એવા ગોરક્ષનાથને પોતાનાં યોગૈશ્વર્યનાં પદપર અધિષ્ઠિત કરી રાજ્યાભિષેક કર્યો.[૫૫] તત્પશ્ચાત્ શંકરથી પરંપરાગત આવેલું જે અદ્વયાનંદસુખ તેને ગહિનીનાથે ગોરક્ષ-નાથ પાસેથી સંપૂર્ણ પ્રાપ્ત કર્યું.[૫૬] પછી, કળિએ સર્વ ભૂતોનો ગ્રાસ કર્યો છે એવી સ્થિતિ જોઈ ગહિનીનાથે શ્રી નિવૃત્તિનાથને એવી આજ્ઞા કરી કે[૫૭] આદિ ગુરૂ શંકરથી લઇને શિષ્યપરંપરાથી જે આ બોધનું ઐશ્વર્ય અમારા કુળમાં પ્રાપ્ત થયું છે.[૫૮] તેને તું ગ્રહણ કરીને કળિથી ત્રાસ પામેલા જીવોને દુઃખમાંથી સર્વ પ્રકારે મુક્ત કર.[૫૯] શ્રી નિવૃત્તિનાથ મૂળમાંજ દયાળુ હતા એટલે તેમને શ્રીગુરૂની આજ્ઞા થવાથી પરમાનંદ થયો. જે પ્રમાણે મેઘ વૃષ્ટિ કરવાને માટે સ્વતઃ ઉત્સુક હોય છે અને તેમાં વળી વર્ષાઋતુનો આગમ થાય છે એટલે તે પુષ્કળ પ્રવૃત્તિ કરે છે; તે પ્રમાણે શ્રી નિવૃત્તિનાથના સંબંધમાં બન્યું.[૬૦] પછી પીડિત લોકોને દુઃખમાંથી મુક્ત કરવાની લાગણીથી ગીતાનો અર્થ કરવાના મિષથી તેમણે બ્રહ્મરસની જે વૃષ્ટિ કરી તે આ ગ્રંથ છે.[૬૧] ત્યાં હું ચાતકની પેઠે ગુરુપ્રસાદ પ્રાપ્ત કરવાની આકાંક્ષાથી બેઠો હતો તે મને અનન્ય સેવકને જોઇને મારાપર તેમણે કૃપા કરી, તેથી હું આ યશને પ્રાપ્ત થયો છું.[૬૨] આ પ્રકારે ગુરુપરંપરાથી પ્રાપ્ત થયેલા સમાધિ ધનનો કોથળો બાંધી તે મને શ્રી નિવૃત્તિનાથે અર્પણ કર્યો.[૬૩] બાકી, મેં કાંઇ અધ્યયન કર્યું નથી, તેમ કાંઇ શ્રવણ પણ કર્યું નથી; તેમજ સ્વામીની સેવા કરવાનું પણ મને જ્ઞાન નથી; તો પછી ગ્રંથ રચવાની યોગ્યતા તો મારામાં હોયજ કયાંથી?[૬૪] પરંતુ વાસ્તવિક જોતાં શ્રી ગુરુએ મારૂં નિમિત્ત કરી જે ગ્રંથ રચ્યો તેના યોગથી સર્વ જગતનું રક્ષણ થયું છે.[૬૫] માટે, હું પુરોહિતની પેઠે જે કાંઇ ન્યૂનાધિક બોલ્યો હોઉં, તે તમે માતાની પેઠે સહન કરો.[૬૬] શબ્દની રચના કેવી કરવી તથા તેનો ઉત્તમોત્તમ અર્થ કેવી રીતે ઘટાવી દેવો, અને અલંકાર શાને કહે છે. એ કાંઇ હું જાણતો નથી.[૬૭] કળસૂત્રી પુતળીઓ જે પ્રમાણે સૂત્રધાર સૂત્ર હલાવે છે તે પ્રમાણે હાલે છે, તેમ મારા ગુરૂએ જે જે જ્ઞાન મારા અંતઃકરણમાં પ્રકાશિત કર્યું તે તે હું બોલ્યો;[૬૮] માટે, મારા ગ્રંથમાંના ગુણ દોષ સહન કરો, એમ હું કહેતો નથી; કારણકે મારા ગુરુએ મારી પાસે મૂકેલો જાંગડ ગ્રંથ મેં આપની આગળ સાદર કર્યો છે.[૬૯] અને તમારી સંત જનોની સભામાં એકાદ વસ્તુની ન્યૂનતા જો નષ્ટ નહિ થશે તો હું લાડથી તમારાપર ગુસ્સે થઇશ.[૭૦] લોખંડની ન્યૂનતા પારસમણિના

સ્પર્શથી જો સહજે નષ્ટ ન થાય તો તેનો દોષ કોને દેવો ?[71] વહેળાને માત્ર ગંગામાં જઈને મળવાનું કાર્ય કરવાનું હોય છે; પછી જો ગંગા તેનો સ્વીકાર ન કરી લે ( તેને પવિત્ર ન બનાવી લે ) તો તેમાં તે બિચારાનો શો દોષ છે ?[72] માટે મહદ્ ભાગ્યના યોગથી હું આપ સંતજનોના ચરણ આગળ આવ્યો છું; તો હવે આ જગતમાં મારે શી ન્યૂનતા છે ?[73] અહો ! શું કહું ? મારા ગુરુએ આપ સંતજનોનો મેળાપ કરાવી આપ્યો, તેથી મારી સર્વ ઇચ્છાઓ પરિતૃપ્ત થઈ છે.[74] આપના જેવું અનુકૂળ પિયેર મને મળ્યું, તેથી આ ગ્રંથ રચવાના મારા છંદને સિદ્ધિ પ્રાપ્ત થઈ.[75] બાકી, સર્વ પૃથ્વી શુદ્ધ સુવર્ણની બનાવી શકાશે અને કુલપર્વતો ચિંતામણિના કરી શકાશે;[76] સાત સમુદ્રો અમૃતથી ભરવા પણ સુલભ છે; નક્ષત્રોને ચંદ્ર કરવાં એ કાંઈ કઠિન કાર્ય નથી;[77] કલ્પતરુનો બાગ બનાવવો દુર્ઘટ નથી; આ સર્વ ઘટના તપના બળથી કરી શકાશે, પરંતુ ગીતાર્થનો મર્મ ગુરુપ્રસાદ વિના સમજાવી શકાશે નહિ.[78] હું સર્વ પ્રકારે નિર્વાક્ હોવા છતાં ગુરુની કૃપાથી ગીતાનો અર્થ મરાઠી ભાષામાં એવી રીતે કર્યો છે કે તેને સર્વ લોકો પોતાની આંખવતી જોઈ શકે;[79] અને તેમનીજ કૃપાથી આવડો મોટો ગ્રંથરૂપી સાગર તરીને પેલે પાર કીર્તિરૂપી વિજયનો ધ્વજ ફરકાવ્યો,[80] ગીતાર્થરૂપી દેવાલય અઢારમા અધ્યાયરૂપી કલશ સહિત રચી, તેમાં શ્રી ગુરુનું લિંગ સ્થાપિત કરી તેની પૂજા કરી.[81] ગીતારૂપી નિષ્કપટ માતા અને મુમુક્ષુરૂપી બાળકનો વિયોગ થતાં તે છૂટાં છૂટાં ભટકયા કરે છે; એ ઉભયનો મેળાપ કરાવી આપવો એ આપ સંતજનોનો ધર્મ છે.[82] મહારાજ કહે છે કે તમે સંતજનોએ જે કૃપા કરી અને તેને લીધે હું જે બોલ્યો તે અલ્પ નથી.[83] વધારે શું કહું ? આ ગ્રંથની પૂર્ણાહુતિ થવાથી તમે મને મારા સર્વ જન્મોનાં ફળ પ્રાપ્ત કરી આપ્યાં છે,[84] મેં તમારાપર ભરોંસો રાખી જે જે ઇચ્છા કરી હતી તે સર્વ તમે પરિપૂર્ણ કરી તેથી હું સુખને પાત્ર થયો છું.[85] હે ગુરો ! તમે મારે માટે ગીતાર્થ રૂપી ગ્રંથની જે નવી સૃષ્ટિ કરી તે જોઈને હું વિશ્વામિત્રની સૃષ્ટિનો ઉપહાસ કરૂં છું.[86] કારણકે ત્રિશંકુ * રાજાના ઉદ્દેશથી બ્રહ્મદેવનામાં ન્યૂનતા આણવી એ હેતુથી વિશ્વામિત્રે નાશવંત સૃષ્ટિ ઉત્પન્ન

---

* ત્રિશંકુ એ ઇક્ષ્વાકુકુલોત્પન્ન નિબંધન રાજાનો પુત્ર અને પ્રખ્યાત પુણ્યશ્લોક હરિશ્ચંદ્ર રાજાનો પિતા હતો. એનું મૂળ નામ સત્યવ્રત હતું. એ બાલ્યકાળથીજ કુમાર્ગગામી હતો અને પાછળથી તેણે બ્રાહ્મણ સ્ત્રીઓનું પણ હરણ કર્યું હતું. આથી તેના પિતાને તેનાપર ક્રોધ ચઢયો અને તેણે તેને પોતાના રાજ્યમાંથી હદપાર કર્યો, અને તે દુઃખથી તે પોતે પોતાના રાજ્યનો સર્વ ભાર મંત્રીમંડળ પર નાંખીને અરણ્યમાં તપશ્ચર્યા કરવાને ચાલ્યો ગયો. પિતાપુત્ર ઉભય ચંડાળની પેઠે અરણ્યમાં ભટકવા લાગ્યાથી અયોધ્યા નગરીનો ના કોઈ ધણી અને ના કોઈ વાલી, એવી તે નગરીની સ્થિતિ થઈ અને ઘણીજ અવ્યવસ્થા પ્રસરી રહી. અને "દુષ્કાળમાં અધિકમાસ" ની કહેવત પ્રમાણે સમસ્ત સામ્રાજ્યમાં અનાવૃષ્ટિ સંકટ પ્રાપ્ત થયું. આવા કઠિન સમયમાં વિશ્વામિત્ર ઋષિ અરણ્યમાં તપશ્ચર્યા કરવા ગયા હતા અને ઘેર તેનાં સ્ત્રી સંતાનો નિરાશ્રય બની અન્ન વિના ટળવળવા લાગ્યાં. આ સમયમાં ઉપલા સત્યવ્રતે તેમને નિત્ય થોડું માંસ આણી આપી તેમનું રક્ષણ કર્યું. પરંતુ આજ વખતે તેના હાથથી વસિષ્ઠ ઋષિનો એક મોટો અપરાધ થયો, તે એ કે સત્યવ્રતે વસિષ્ઠની ધેનુનો વધ કરી વિશ્વામિત્રના કુટુંબને માંસ આણી આપ્યું. આથી વસિષ્ઠ ઋષિએ ક્રોધાવિષ્ટ થઈ શાપ દીધો કે "બ્રાહ્મણ સ્ત્રીનો અપહાર, પિતાનો ક્રોધ, અને ધેનુનો વધ એ ત્રણ શંકુ ( પાતક ) ને લીધે સત્યવ્રતને ત્રિશંકુ નામ પ્રાપ્ત થાઓ !" ત્યારથી તે અધિક ભ્રષ્ટ થઈને અરણ્યમાં ભટકવા લાગ્યો. પાછળથી કાળાંતરે તેનો પિતા પુનઃ સ્વનગરમાં આવ્યો, પરંતુ તેણે પોતાના પુત્રના નામનો મુખથી ઉચ્ચાર સુદ્ધાં કર્યો નહિ. આથી તો ત્રિશંકુ અતિ વ્યાકુળ થયો અને એકવાર તો તે દેહત્યાગ કરવાને પણ પ્રવૃત્ત થયો, પરંતુ એટલામાં એકાદ દેવતાએ તેને કહ્યું કે "તું દેહત્યાગ કરીશ માં. તારો પિતા સત્વરજ તને રાજ્યાસન પર સ્થાપિત કરશે." આથી ત્રિશંકુએ પોતાનો તે નિશ્ચય ફેરવી નાંખ્યો. કેટલોક કાળ ગયા પછી તેના પિતાએ રાજ્યની લગામ તેના હાથમાં સોંપી અને તેને સદુપદેશ

કરી હતી, પરંતુ આપણે ઉત્પન્ન કરેલી આ સૃષ્ટિ નાશવંત નથી, પરંતુ શાશ્વત છે.[૮૭] શંકરે પોતાના ભક્ત ઉપમન્યુ પ્રત્યેની મમતાને લીધે તેને માટે જે ક્ષીરસાગર ઉત્પન્ન કર્યો, તે આ ગ્રંથની બરોબરી કરી શકતો નથી; કારણકે તે વિષગર્ભ છે. (સમુદ્ર મંથન સમયે તેમાંથી હળાહળ વિષ નીકળ્યું હતું.)[૮૮] પ્રાણી માત્રને અંધકાર અને નિશાચરની પીડા ન થાય એટલા માટે સૂર્ય તેની વ્હારે ધાયો અને પોતાના તેજ વડે તેમનાં દુઃખનો પરિહાર કર્યો ખરો, પરંતુ તેના પ્રકાશથી પ્રાણી માત્રને ત્રાસ થાય છે, આટલી તેનામાં ન્યૂનતા છે.[૮૯] તપ્ત થયેલા જગતને ચંદ્ર પોતાના શીતલ પ્રકાશથી શાંત કરે છે; પરંતુ તે કલંકથી યુક્ત છે; માટે તે દોષયુક્ત ચંદ્રના જેવો આ ગ્રંથ છે એમ કેમ કહી શકાય?[૯૦] એટલા માટે, તમે સંતજનોએ ત્રૈલોક્યના ઉપયોગમાં આવે એવો આ જે ગ્રંથ મારા દ્વારા રચાવ્યો, તે અનુપમ છે.[૯૧] વધુ શું કહું? તમારી કૃપાથી ધર્મરૂપ કીર્તન પૂર્ણાહુતિ પામ્યું; માટે હવે મારૂં એટલુંજ કાર્ય અવશિષ્ટ રહ્યું છે કે મારે આપની સેવા કરવી.[૯૨] હવે વિશ્વસ્વરૂપ સદ્ગુરુએ મારા વાગ્યજ્ઞથી સંતુષ્ટ થઇ એટલી કૃપા કરવી કે,[૯૩] દુષ્ટોની કુટિલતા જઇ તેમનામાં સત્કર્મપ્રીતિ ઉત્પન્ન થાય અને જીવ માત્રમાં પરસ્પર મૈત્રીની વૃદ્ધિ થાય.[૯૪] આ સર્વ વિશ્વનો પાપરૂપી અંધકાર દૂર થઇ સ્વધર્મરૂપી સૂર્ય ઉગી તેનો પ્રકાશ ફેલાય અને પ્રાણી માત્રની જે જે ઇચ્છા

---

કર્યો. પ્રથમ તો એકવાર તેણે આ પ્રમાણે ઉપદેશ કર્યો હતો પરંતુ તે વખતે તો તેનું પરિણામ "ઉંધી ગાગર પર પાણી રેડવા" સમાન આવ્યું હતું. પરંતુ આ વખતે તેણે પિતૃબોધ ગ્રહણ કર્યો અને તે નીતિથી રાજ્યતંત્ર ચલાવવા લાગ્યો.

ત્રિશંકુએ આ પ્રમાણે રાજ્ય કરતાં કરતાં એક વખત એવો વિચાર મનમાં આણ્યો કે "આ મર્ત્ય દેહ વડેજ સ્વર્ગમાં જઈ ત્યાંના દિવ્યભોગ ચિરકાળ પર્યંત ભોગવતા રહી શકાય એવો એક યજ્ઞ કરવો જોઇએ." આવો વિચાર કરી તે વસિષ્ઠ ઋષિની પાસે ગયો. વસિષ્ઠે પ્રત્યુત્તર આપ્યો કે "તું કહે છે તે પ્રમાણે બની શકશે નહિ." ત્યારે ત્રિશંકુ બોલ્યો "હં, હું સમજ્યો! પૂર્વે મેં આપની ધેનુ મારી હતી તેથી આપ દ્વેષથી મને આ પ્રમાણે કહો છો. ઠીક છે. હું અન્ય ઉપાધ્યાયને આણી એવો યજ્ઞ કરી સ્વર્ગમાં જાઉં છું કે નહિ તે જુઓ." આથી વસિષ્ઠ ક્રોધિત થઈ બોલ્યા "તું સ્વર્ગમાં જજે કિંવા નહિ જતો, પરંતુ હમણાં તો તું ચાંડાળ થા." વસિષ્ઠના મુખમાંથી આ શબ્દો બહાર પડતાંની સાથેજ ત્રિશંકુને ચાંડાળ સ્વરૂપ પ્રાપ્ત થયું. આથી ત્રિશંકુને ઘણીજ ઘૃણા ઉપજી અને તેને અત્યંત પશ્ચાત્તાપ થયો. આજ પ્રસંગે વિશ્વામિત્ર ઘેર આવ્યા અને પોતાની સ્ત્રી તથા પોતાનાં સંતાનોને પૂછપરછ કરવા લાગ્યા કે મારી પાછળ તમારૂં કોણે રક્ષણ કર્યું? તેમણે ત્રિશંકુનું નામ જણાવી તેની હાલની શોચનીય સ્થિતિ નિવેદન કરી. પછી ત્રિશંકુનો વિશ્વામિત્રની સાથે મેળાપ થયો ત્યારે તે તેના પ્રત્યે બોલ્યો "હવે મારૂં રક્ષણ કરવું આપના હસ્તમાં છે" વિશ્વામિત્રે પ્રત્યુત્તરમાં જણાવ્યું "ઠીક છે." તે પછી તે ઉભયે યજ્ઞનો આરંભ કર્યો અને બ્રાહ્મણોને નિમંત્રણ કર્યું. પરંતુ વસિષ્ઠે 'ચાંડાળ યજમાન અને ક્ષત્રિય ઉપાધ્યાય' કહી તેમની નિંદા કરી તેથી કોઈ બ્રાહ્મણ ત્યાં આવતા નહોતા. આથી વિશ્વામિત્રે ક્રોધિત થઈ વસિષ્ઠના પુત્રોને શાપ આપી ચાંડાળ બનાવ્યા. તદનંતર કેટલાક બ્રાહ્મણો યજ્ઞ-પ્રસંગે હાજર થવાને આવ્યા. પરંતુ દેવો હવિર્ભાગ સ્વીકારતા નહોતા. આથી વિશ્વામિત્રે ત્રિશંકુને કહ્યું કે "હવે, જો મારૂં કાંઈ સ્વાર્જિત પુણ્ય હશે તો તું સ્વર્ગમાં જશે" આટલું કહેતાંની સાથેજ પક્ષીની પેઠે ઉડી ત્રિશંકુ સ્વર્ગ પ્રતિ જવા લાગ્યો. ત્યારે ઇંદ્રને ક્રોધ આવ્યો અને તે બોલ્યો "ગુરુશાપથી દગ્ધ થયેલા તને મર્ત્ય દેહ સાથે સ્વર્ગમાં આવવાનો અધિકાર નથી, માટે તું પતન પામ." આથી ત્રિશંકુ નીચે પતિત થવા લાગ્યો અને બૂમ પાડવા લાગ્યો. તેની બૂમ સાંભળી વિશ્વામિત્રે 'તિષ્ઠ, તિષ્ઠ, સ્થિર રહે, સ્થિર રહે!' એમ કહ્યું; તેથી તે અંતરિક્ષમાં સ્થિર રહ્યો, પછી વિશ્વામિત્રે પ્રતિ સૃષ્ટિ અને પ્રતિ સ્વર્ગ નિર્માણ કર્યાં અને "હું ત્યાં ત્રિશંકુને સ્થાપીશ" એવી પ્રતિજ્ઞા કરી ઇષ્ટિ આરંભી તથા કેટલાક પદાર્થો પણ નિર્માણ કર્યા. આથી ઇંદ્રે વિશ્વામિત્રને સમજાવી ત્રિશંકુના મર્ત્ય દેહનો ત્યાગ કરાવી તેને દિવ્યદેહ કરી સ્વર્ગમાં લીધો.

હોય, તે તે પૂર્ણ થાય.[૯૫] આ ભૂતલપર સર્વ મંગલની વૃષ્ટિ કરનાર ભગવદ્ ભક્તના સમુદાયની સર્વ ભૂતોને સદ્‌ભાવે કરીને સદોદિત ભેટ થાય; એટલીજ મારી પ્રાર્થના છે.[૯૬] ભક્તજનો કેવા છે? બોલતા ચાલતા કલ્પતરુના બાગ, જીવન ચિંતામણિનાં ગામ, કિંવા અમૃતના બોલતા ચાલતા સમુદ્રજ છે,[૯૭] કલંકરહિત પ્રતિચંદ્ર અને સંસારરૂપી અંધકાર દૂર કરી શાંતિ સુખ આપનાર પ્રતિસૂર્ય એવા જે ભગવદ્ ભક્ત તે સકલ જીવોને પ્રિય થાઓ![૯૮] વધુ શું કહું? સર્વ ત્રૈલોકય સુખથી પરિપૂર્ણ થઈ પ્રાણીમાત્રને હરિનું અખંડ ભજન કરવાની ઇચ્છા ઉત્પન્ન થાઓ.[૯] અને આ ગ્રંથપરજ જેનું ઉપજીવન છે તેને આ લોક અને પરલોકનું સુખ પ્રાપ્ત થાઓ![૦૦૦] ત્યારે સદ્‌ગુરૂ પ્રસન્ન થઇ બોલ્યા કે તારા કહેવા પ્રમાણે સર્વ થશે. આવું વરદાન મળ્યાથી જ્ઞાનેશ્વર મહારાજ અતિ સંતોષિત થયા.[૧] આ રીતે કળિયુગમાં મહારાષ્ટ્ર દેશમાં શ્રી ગોદાવરીના દક્ષિણ તીરપર[૨] ત્રૈલોકયમાં પવિત્ર અને અનાદિ પંચકોશ ક્ષેત્ર નેવાસા કે જ્યાં સર્વ જગતના જીવન સૂત્ર શ્રી મોહિનીરાજ વસે છે.[૩] તે ક્ષેત્રમાં સકળ કળાથી પૂર્ણ અને પૃથ્વીના ધણી તથા ન્યાયથી પ્રજાનું પાલન કરનાર યદુકૂળને ભૂષણ આપનાર રામ રાજા રાજ્ય કરતા હતા.[૪]* તે સમયે જે શ્રી નિવૃત્તિનાથ મહારાજની પરંપરા શ્રી શંકરથી છે, તેના શિષ્ય જ્ઞાનદેવે શ્રીમદ્ ભગવદ્‌ગીતાને મરાઠી ભાષાનું ભૂષણ બનાવ્યું.[૫] આ પ્રમાણે ભારતના પ્રસિદ્ધ ભીષ્મ પર્વમાં શ્રી કૃષ્ણાર્જુનનો જે ઉત્તમ સંવાદ થયો;[૬] જે ઉપનિષદ્‌નો સાર હોઇ સર્વ શાસ્ત્રનું પિયેર અને પરમહંસ સાધુનું ક્રીડા કરવાનું સરોવરજ છે;[૭] તે ગીતાનો કળશ અઢારમો અધ્યાય છે, એમ શ્રી નિવૃત્તિનાથના શિષ્ય જ્ઞાનદેવ કહે છે.[૮] ઉત્તરોત્તર આ ગ્રંથની પુણ્યરૂપ સંપત્તિથી જીવમાત્રને સર્વ સુખોનો પૂર્ણ લાભ મળો.[૯] શાકે ૧૨૧૨ માં આ ટીકા જ્ઞાનેશ્વર મહારાજે કરી અને સચ્ચિદાનંદ બાવાએ અતિ આદરથી લખી.[૧૦]

શ્રી એકનાથ મહારાજે જ્ઞાનેશ્વરી ગ્રંથનું સંશોધન કર્યા પછી જ્ઞાનેશ્વરી સંબંધે કરેલી ઓવીઓ.

શકે ૧૫૦૬ તારણ નામ સંવત્સરમાં જનાર્દન મહારાજના શિષ્ય એકનાથ સ્વામીએ ગીતા જ્ઞાનેશ્વરીની પ્રત શુદ્ધ કરી.[૧] ગ્રંથ મૂળનોજ અતિ શુદ્ધ હતો પરંતુ લોકના પાઠભેદથી કયાંક કયાંક અબદ્ધ થયો હતો, આવી સ્થિતિ જોઇને જ્ઞાનેશ્વરીની પ્રત શુદ્ધ કરી.[૨] જેની ગીતાપરની ટીકા વાંચવાથી ભાવિક વાંચનારને ગીતાનું સંપૂર્ણ જ્ઞાન થાય છે, તે જ્ઞાનેશ્વર મહારાજને નમસ્કાર હો![૩] પુષ્કળ કાળે પ્રાપ્ત થતો જે ઉત્તમ કપિલા ષષ્ઠીનો યોગ–ભાદ્રપદ કૃષ્ણ ષષ્ઠી તે દિવસે ગોદાવરીના તીરપર પૈઠણ ક્ષેત્રમાં જ્ઞાનેશ્વરીની પ્રત શુદ્ધ કરવાનું કાર્ય સમાપ્ત થયું.[૪] જ્ઞાનેશ્વરીના પાઠમાં જે મહરાષ્ટ્ર ભાષામાં ઓવીપ્રબંધ કરીને નાંખશે, તેણે અમૃત-પાત્રમાં કાચલી નાંખી એમજ ગણાશે.[૫]

**( સમાપ્ત. )**

---

* "શ્રી મહાલયા" નું દેવાલય અહમદનગર જીલ્લાના નેવાસા નામના ગામમાં છે. તેને "મોહિનીરાજ" એવું બીજું પુરુષવાચક નામ પણ છે. શ્રી વિષ્ણુએ સમુદ્ર મંથન પ્રસંગે જે મોહિની સ્વરૂપ ધારણ કર્યું હતું, તેનો આ અવતાર છે માટે એને સ્ત્રીલિંગી અને પુલ્લિંગી એવાં બે જાતિનાં નામો છે. પરંતુ દેવનો મૂળ વેષ સ્ત્રીનો છે. તોપણ ઉત્સવાદિ પ્રસંગે પુરુષનો વેષ પણ ધારણ કરાવવામાં આવે છે. આજ નેવાસામાં જ્ઞાનેશ્વરે જ્ઞાનેશ્વરી લખી હતી. ત્યાં અદ્યાપિ 'જ્ઞાનોબાચા ખાંબ' એ નામનો પ્રસિદ્ધ પાષાણ છે. આ પાષાણપર પ્રથમતઃ જ્ઞાનેશ્વર મહારાજ કોલસાથી ઓવીઓ લખતા અને નેવાસાનો કુલકર્ણી તેની શુદ્ધ પ્રત ઉતારી લેતો. 'અહમદનગર ડીસ્ટ્રીકટ ગૅઝેટીઅર નામક સરકારદ્વારા પ્રસિદ્ધ થયેલાં અંગ્રેજી પુસ્તકમાં 'નિવાસ' શબ્દનો અર્થ 'નેવાસા' કરવામાં આવ્યો છે તે સ્પષ્ટ ભૂલ છે અને મહારાષ્ટ્ર ભાષાનું કેવળ અજ્ઞાન પ્રદર્શિત કરે છે. કારણકે મૂળમાં 'સકળકળા નિવાસ' એ સમગ્ર પદ સામાસિક છે અને તે રાજા રામચંદ્રનું વિશેષણ છે, એમ સ્પષ્ટ વ્યક્ત થાય છે.